## અમારો આશય

ગુજરાતી ભાષામાં પ્રતિવર્ષ હજારો પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. પ્રસિદ્ધ થતાં પુસ્તકોની માહિતી તેના વાચકને પહોંચાડવાનું સાધન સામાન્ય રીતે સૂચિપત્ર વિના બીજું કાંઈ નથી.

આવાં સૂચિપત્રોમાં મોટે ભાગે પુસ્તકોની વિષયવાર યાદી આપવામાં આવે છે. તેનાથી યોગ્ય વાચકને પુસ્તકની વીગત મળે અને તે પુસ્તક મેળવવા પ્રવૃત્ત બને એમ કરી શકાતું નથી. કેટલીક વાર તો સૂચિપત્રનું સ્વરૂપ ત્રીજી શ્રેણીની રેસ્ટોરાંના મેનૂ જેવું હોય છે જેને જોતાં જ ચીતરી ચડે. પરિણામે આવાં સૂચિપત્રો, એક ઊડતી નજર નાખ્યા પછી, અને ઘણી વાર તો એવી ઊડતી નજર નાખ્યા વિના જ ફેંકી દેવામાં આવે છે.

પુસ્તકો પ્રત્યે યોગ્ય વાચકને અભિમુખ કરવાનો 'ઉદ્ગાર'નો એક પ્રયત્ન છે. 'ઉદ્ગાર' આમ તો આર. આર. શેઠની કંપનીનું મુખપત્ર છે પરંતુ તે સર્વે રસિક વાચકોનું પત્ર બની રહે એવી અમારી નેમ છે. તેમાં પ્રતિમાસ રસસમૃદ્ધ વાચનસામગ્રી આપવામાં આવશે.

અમારી પુસ્તકપ્રકાશન પ્રવૃત્તિમાં ગુજરાતનો બહોળો વાચકસમુદાય રસ લેતો થાય એવી ભૂમિકા પૂરી પાડવાનો અમારો આશય છે. આ આશયને ચરિતાર્થ કરતી અનેક સર્જક-વિચારકોની મૌલિક, અનુવાદિત તથા રૂપાંતરિત સરસ રચનાઓ 'ઉદ્ગાર'માં નિયમિત પ્રકટ થતી રહેશે.

---


### ઉદ્ગાર

**આર. આર. શેઠની કંપનીનું મુખપત્ર**

વર્ષ : ૧ ૧૫ ઑગસ્ટ '૭૭ : અંક : ૧

**સંપાદક : મનહર મોદી**

કાર્યાલય : આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધીરોડ, અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ : રૂ. ૧૦-૦૦
છૂટક નકલ કિં. રૂ. ૧-૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભૂરાલાલ શેઠે અક્ષર પ્રેસ, ૧૧, આશિષ ઇન્ડ. એસ્ટેટ, રખિયાલ, અમદાવાદ-૨૩માં છાપી ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


૧૪૩૦૯ — **આ અંકમાં**

મુખપૃષ્ઠ-છબી : સિતાંશુ યશશ્ચંદ્ર

ગુજરાતના જાણીતા કવિ તથા પત્રકાર શ્રી મનહર મોદીએ 'ઉદ્‌ગાર'નું સંપાદન-કાર્ય સ્વીકાર્યું છે તેથી અમે આનંદ અનુભવીએ છીએ.

ગુજરાતના સુજ્ઞ સાહિત્યરસિકોનો અમારી આ પ્રવૃત્તિને સહકાર મળશે એવી અમારી શ્રદ્ધા છે.

આર આર શેઠની કું. વતી
ભગતભાઈ શેઠ
ધીરુભાઈ મોદી

---



---

# અભિનંદન!

અધુનાતન કાવ્યસંગ્રહ 'ઓડિસ્યૂસનું હલેસું'ના સર્જક સિતાંશુ યશશ્ચંદ્ર છેલ્લા દસકાના અગ્રણી ગુજરાતી કવિઓમાંના એક છે. વિદેશમાં જઈને ધી કોન્સેટ ઑફ આર્ટ ફોર્મ ઇન ધી વેસ્ટર્ન એન્ડ ભારતીય ટ્રેડિશન કોમ્પેરેટિવસ્ટડી સંદર્ભે તથા મુંબઈ યુનિવર્સિટીમાં 'રમણીયતાનો વાગવિકલ્પ?' -વિષયક બે મહા નિબંધો, લગભગ એક જ સમયે ને એક સાથે લખીને દેશ અને વિદેશની એમ બે પીએચ. ડી.ની ઉપાધિ મેળવનાર ૩૬ વર્ષની વયના યુવાન સિતાંશુ તાજેતરમાં જ પાટનગર દિલ્હીની 'સાહિત્ય અકાદમી' તરફથી તૈયાર થનાર 'એન્સાયક્લોપીડિયા ઑફ ઇન્ડિયન લિટરેચર'ના મુખ્ય તંત્રીપદે નિમાયા છે.

આવું બહુમાન મેળવનાર સિતાંશુ ભાષા-સાહિત્યમાં રસ ધરાવનાર સૌ કોઈના અભિનંદનના અધિકારી છે. અમે, આ પ્રસંગે, તેઓ અમારા લેખક-પરિવારમાંના 'એક' હોઈ, આનંદ અનુભવીએ છીએ અને સૌની સાથે એમને અંતરના અભિનંદન પાઠવીએ છીએ.

સાહિત્ય અકાદમીની Encyclopaedia of Indian Literature, ભારતીય સાહિત્યના અધ્યયનનું એક પાયાનું સાધન તૈયાર કરવાના ખ્યાલથી આરંભાયેલી યોજના છે. અંગ્રેજી ભાષામાં તૈયાર થનાર આ કોષમાં ભારતની ૨૨ ભાષાઓ( અકાદમી તરફથી સ્વીકૃતિ પામેલી બધી જ ભાષાઓ)માં જે સાહિત્ય છે, તેનાં વિવિધ પાસાં વિષે અધિકરણો હશે. સંસ્કૃત અને તમિળ જેવી પ્રાચીન ભાષાઓના સાહિત્યને, આરંભથી જ, આવરી લેતો આ કોષ, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓનો પણ સમાવેશ કરશે, અને અર્વાચીન ભારતીય ભાષાઓના સાહિત્યના આજ સુધીના તબક્કાઓને આવરી લેશે. ખાસી, પહાડી જેવી ઉપભાષાઓ વિષે પણ તેમાં લઘુ-લેખો, અધિકરણો હશે. આગ, પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન તબક્કાની ભાષાઓમાં જે ભારતીય સાહિત્ય રચાયું છે, તેના મહત્ત્વના ઘટકો વિષે ભારતભરના કેટલાક ઉત્તમ સંશોધક-વિવેચક વિદ્વાનોની કલમે લખાયેલાં, પ્રમાણભૂત અને પર્યાપ્ત માહિતી આપતાં, અધિકરણો મૂકવામાં આવશે.

આ ઉપરાંત, સાહિત્યના બૃહદ સંદર્ભરૂપ ક્ષેત્રો —ધર્મ, ભાષા, અર્થ, રાજ્ય, ફિલસૂફી, કામ આદિ ક્ષેત્રો—ના પાયાના કેટલાક ભારતીય ગ્રંથો વિષે પણ પ્રમાણરૂપ બને તેવાં અધિકરણો આ કોષમાં મુકાશે.

સાહિત્ય-ક્ષેત્રે, પ્રત્યેક ભાષાના મહત્ત્વના ગ્રંથો અને સર્જક-વિવેચકો વિષે અધિકરણો હશે. તે ઉપરાંત પ્રત્યેક ભાષાનાં મહત્ત્વનાં સાહિત્યિક સ્વરૂપો, આંદોલનો, સંપ્રત્યયો, સંસ્થાઓ આદિ વિષે અધિકરણો વિષે મુકાશે.

કોષનું બીજું, કદાચ સર્વોપરિ, મહત્ત્વનું કામ તો ભારતીય ભાષાઓમાં જે સાહિત્ય છે, તેના પરસ્પર સંબંધોની, તેની અનેક સ્તરે અને વિવિધ ક્ષેત્રે જોડાતી કડીઓની અને તેની સંકુલ એકતાની ઝાંખી કરાવવી એ છે. સોનેટ અથવા આખ્યાન, ભક્તિવાદ અથવા એક્ઝિસ્ટેન્શિઆલિઝમ, 'સુધારો' અથવા 'પુસ્તકાલય યોજના'—આમાંથી કોઈ પણ એક ઘટક ભારતની વિવિધ ભાષાઓમાં લખાયેલા ભારતીય સાહિત્યમાં કઈ રીતે પ્રવેશીને કઈ રીતે વિકાસ પામ્યું, તેનો પ્રમાણ-રૂપ અને પર્યાપ્ત ખ્યાલ એક અધિકરણ દ્વારા મળે, એ લક્ષ્ય છે. આ અર્થમાં આ કોષ સાહસિકોનું કામ છે.

ને શાંત વિદ્વાનું. કોઈ પણ અગ્રગામી કામ માટે સાહસ અને શાંત એકાગ્રતા બંને અનિવાર્ય છે. ભારતભરના કેટલાક ઉત્તમ વિવેચકો-સંશોધકોનું

આ કામ સહિયારું કામ છે. ભારતીય વિદ્વત્તા આ કામ માટે ઓછી નહીં જ પડે, આ કામને એ ઊજળું બનાવશે જ, એવો વિશ્વાસ છે. દરેક ભાષાના કેટલાક ઉત્તમ વિદ્વાનો આ કોષનાં સલાહકાર કે સંચાલક મંડળો દ્વારા, અધિકરણ-લેખકો રૂપે, પ્રમાણરૂપ વાચક-ની હેસિયતથી, વ્યક્તિગત સલાહકાર રૂપે, એમ વિવિધ રીતે સંકળાયા છે ને એ જ એનું મોટું બળ છે.

ગુજરાતી ભાષાના વીસથીયે વધારે ઉચ્ચ કોટિના સંશોધકો-ભાષાવિદો-વિવેચકો આ મહત્ત્વના, અગ્ર-ગામી કાર્યમાં અધિકરણ-લેખકો તરીકે સંકળાયા છે.

આ ઉપરાંત, શ્રી ભોળાભાઈ પટેલ વ્યક્તિગત સલાહ-કાર (cosultant) તરીકે અને પ્રિ. યશવંતભાઈ શુક્લ કોષના ભારતીય કક્ષાના સંપાદકમંડળના સભ્ય રૂપે કાર્ય કરે છે.

ગુજરાતી સાહિત્યને લાગેવળગે છે ત્યાં સુધી તેનું, અન્ય ભાષાઓની સરખામણીમાં, પ્રતિનિધિત્વ મુખ્યત્વે કરીને આછુંપાતળું અથવા પ્રસંગપૂરતું રહ્યું છે. સિતાંશુ દ્વારા ગુજરાતી ભાષા–સાહિત્યનું ગુજરાતની 'બહાર' પણ યોગ્ય પ્રતિનિધિત્વ જળવાઈ રહો.

---



---

## ગઝલ

છટકતા શ્વાસ પકડી,
એ હવાને જોખવી પડશે;
હવાની વય ને મર્યાદા
બરાબર શોધવી પડશે.

હવે તો પિંજરાને પાંખ ફૂટ્યાના અભરખા છે
નવે અવતાર પીંછાની મથામણ છોડવી પડશે.

અદેખા આયનામાં છળ
છપાતાં જાય જો કાયમ
બધાં છળ છાવરે એ ભીંત
મારે કોચવી પડશે.

મને લાગે છ મારા હાથમાં તાજી તિરાડો છે
સમયના ગુપ્તચરને કારવાઈ સોંપવી પડશે.

બધો લેબાસ બદલ્યો છે,
નવો મેં પાઠ ગોખ્યો છે
હવે તલવાર ભેટે લાકડાની
ખોસવી પડશે.

સરૂપ ધ્રુવ

## ક્યાં જઈ વસું ?

ગુફામાં સેવેલું જીવન ક્યહીં લેશે નવ રહ્યું,
નથી પેલી પા પા પગલી;—થકી જે સિદ્ધિ પ્રકટી
નદીમાં, ખીણોમાં, જનપદ, અરણ્યોની વચમાં
કૃષિની, શસ્ત્રોની, ઘર, વસન ને અગ્નિ જલની.

હતો ત્યારે આખો જીવનપટ કેમે ન ખૂટતો!
લઘુ આયાસોમાં પરિણત થતી તૃપ્તિ ભવની,
હતા ઉલ્કાપાતો, સ્થલ–વિથલની દોટ અવશ,
મહા સંઘર્ષોયે, તદપિ મનમાં શાંતિ વસતી.

હવે આજે કેવાં હરણ કૂદકે વર્ષ ઊડતાં!
છલંગોમાં આંબે શતક ભરનો કાળ, ક્ષણમાં
ઘડી વિદ્યુત્માંથી પરમ–અણુના સ્ફોટ યુગમાં,
મહા રોકેટોમાં અવનિ થકી લોકાન્તર મહીં.
અને એ યાનોમાં પ્રિય જગત મારું વહી ગયું,
રહ્યું ના કોઈ રે, સ્વજન! અવ હું ક્યાં જઈ વસું?

જયન્ત પંડ્યા

## પરપોટા

પરપોટા
પાતાળમાં જઈને તૂટે
કે આભમાં જઈ ફૂટે
ખરબચડા મૌનને તો
બધે જ ફણગા ફૂટવાના.
પાણીમાં
મારી ચાંચ (ડૂબે) બૂડે
એના પ્હેલાં નદી ખળકશે તો ?
પાંચ પૈસામાં
પ્યાલો પાણી આપીને
મેં કાપી લીધી છે તરસ
માપી લીધાં છે વરસ
હવે મારે
કોઈના કાનમાં
નહીં કહેવું પડે કે
છીપલાનું ગામ હશે !
ને લેરખીઓને
લીલાલ્હેર છે
કારણ કે
કાગડાભાઈએ
છાપરે છાપરે ઊડવાનું
નક્કી કર્યું છે.

દ્વારકેશ વ્યાસ

'૨

## આ ઘટનાઓ

આ જાડી ચામડીની ઘટનાઓ છે
અને છતાં હું મનને બહેરું કરી શકતો નથી.
બહેરાશ વ્યાપે
તો ડાયલટોન ન આવે એનું દુઃખ ન થાય.
ગંગા છોડી ચાલ્યાં જતાં માછલાંઓનું
દુ.ખ ન થાય
દુઃખ ન થાય
મહોરાંઓની આપ-લે કરતાં
મારાં સ્થિત્યંતરોનું.
પણ, આ તો
ઍપથી પાછા આવેલા વહાણને
ભર્યા ભર્યા જોઈને
દરિયો હવે ડહોળવાનો નહીં
એનાં ઝીણાં ઝીણાં દુઃખ અનુભવતા
મનની વાત છે
કલોઝ અપમાં આવેલી આંખનાં
પાંપણ પારના પ્રદેશોની ચકરામણું
કેમ ન આવી, એનું દુઃખ અનુભવતાં
મનની વાત છે.
ક્યારેક તો થાય છે
હડકાયા કૂતરા કરડાવું મારા આ મનને
ચાલુ ટ્રેને ફટાક ફંગોળી દઉં મારા આ મનને.
આ પણ ઇચ્છા થઈ
અને ઇચ્છા કરનાર પણ પાછું મન.
અભિમન્યુ, આ ચકાવો તારાથી નહીં ભેદાય.

ચિનુ મોદી

૮-'૭૭

# સાહિત્યગોષ્ઠિ

રઘુવીર ચૌધરી

**ગણુલાલ શેઠ**—( વિલેપાર્લે, મુંબઈ–૫૬ )

**પ્ર.** ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાપના ક્યારે થઈ? કોણે કરી? ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસ ટૂંકમાં આપશો?

**ઉ.** ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાપના ઈ.સ. ૧૯૦૫માં થઈ. શ્રી રણજિતરામના પ્રયત્નોનો એમાં સવિશેષ ફાળો હતો.

પરિષદે આજ સુધીમાં એનાં ૨૮ અધિવેશન ભર્યાં છે અને ૧૯૬૧થી આંતરે વર્ષે નિયમિત જ્ઞાનસત્ર યોજે છે. અધિવેશનમાં લેખકો ઉપરાંત સાહિત્યરસિકો સેંકડોની સંખ્યામાં ભાગ લે છે. જ્ઞાનસત્રમાં લેખકો અને અભ્યાસીઓ આવે છે. એમાં નિબંધ-વાચન પર ભાર મૂકવામાં આવે છે. છેલ્લાં બે વર્ષથી પરિષદે પરિસંવાદો યોજવાનું શરૂ કર્યું છે. આમાં માત્ર અભ્યાસી લેખકો જ પોતાના સ્વાધ્યાય રજૂ કરે, ચર્ચા થાય અને છેવટે બધી સામગ્રી 'પરબ'માં છપાય. તાજેતરમાં વડોદરામાં યોજાયેલા પરિસંવાદને અંતે સાહિત્યિક મેળાવડાનો કાર્યક્રમ રાખ્યો હતો. એમાં રજૂ થયેલી ગંભીર કવિતાઓ શ્રોતાઓએ માણી હતી.

પરિષદ ગુજરાતી સાહિત્યના ઇતિહાસ ઉપરાંત વિવિધ પ્રકાશનો કરી રહી છે, પુરસ્કારો આપે છે અને એનું પોતાનું ભવન બંધાય એ માટે અત્યારે કાર્યરત છે. અત્યારે એના પ્રમુખ છે શ્રી રામપ્રસાદ બક્ષી અને મુંબઈ પાસે કલ્યાણમાં યોજનાર ૨૯મા અધિવેશનના પ્રમુખ તરીકે શ્રી ચંદ્રવદન મહેતાની વરણી થઈ છે.

**મીરાં ઝવેરી** (ચોપાટી, મુંબઈ–૭)

**પ્ર.** કવિશ્રી ન્હાનાલાલની કઈ કૃતિ તમને પ્રિય છે? શાથી?

**ઉ.** ન્હાનાલાલે ઊર્મિકાવ્યો, પ્રબંધકાવ્યો, નવલકથાઓ, વાર્તાઓ જેવાં સાહિત્ય-સ્વરૂપોમાં કામ કર્યું છે.

એમની પ્રતિભાનો સાહિત્યિક વિનિયોગ સવિશેષ થઈ શક્યો હોય તો તે ઊર્મિકાવ્યોમાં. 'શરદ-પૂનમ' એમની અને ગુજરાતીની એક ઉત્તમ કૃતિ છે. 'શતદલ પદ્મમાં,' 'મારાં નયણાંની આળસ' 'ઝીણા ઝરમર વરસે મેહ,' 'ચંદ્રીએ અમૃત મોકલ્યાં' એ બધાં ગીતો મને બહુ ગમે છે અને ખાતરી છે કે પછીની પેઢીઓને પણ એ ગીતો સંતર્પશે.

**હસમુખ વોરા** (સુરેન્દ્રનગર)

**પ્ર.** ગુજરાતી નવલકથાનો સમાજ ગુજરાતના વાસ્તવિક સમાજનું પ્રતિબિંબ પાડતો નથી એ ખરું? લેખક તરીકે તમારો શો પ્રતિભાવ છે?

**ઉ.** સુરેશ જોષીએ કલાકૃતિની માગણી કરતાં જે ઊહાપોહ કર્યો એથી લેખકો અનુભવવિમુખ થયા અને શબ્દોની આતશબાજી તરફ લલચાયા એવું લાગે છે ખરું, પણ હકીકતમાં તો સિદ્ધ થયેલી કૃતિમાંથી અનુભવ અને અભિવ્યક્તિને

જુદાં પાડીને વાત કરવી એ એક કૃત્રિમ સગવડ છે. લેખકના સમગ્ર લેખન પરથી જોઈ શકાય કે એ વ્યાપક જીવનના અનુભવોને કેટલું મહત્ત્વ આપે છે. મારી કથાત્રયી 'ઉપરવાસ'માં મારા વતનની આત્મકથા આલેખવાનો પ્રયત્ન દસ્તાવેજી પદ્ધતિએ કર્યો છે. પણ વાચકને રસ પડે છે એનાં પાત્રોને લીધે. એ બધાં મળીને મારા કલાકારના અનુભવજગતને બાથમાં લે છે.

નવલકથામાં તો અનુભવને અગ્રતા મળવી જ જોઈએ. અલબત્ત આ કૃતિ લખાયા પહેલાંની વાત થઈ. એવું પણ બને કે ઉત્તમ અનુભવમાંથી કનિષ્ઠ કલાકૃતિ સર્જાય. આવાં અનેક જોખમો હોવા છતાં લેખકે એની પસંદગી પ્રમાણે ચાલવું જોઈએ.

**રાજેન્દ્ર શાહ ( કલકત્તા )**

**પ્ર.** આધુનિક ગુજરાતી કવિતા કયા માર્ગે છે?

**ઉ.** કલ્પનવાદનો જુવાળ ઓસરી ગયો છે. ભાષાકર્મ પર વધુ ભાર દેખાય છે. લાભશંકર, ચંદ્રકાન્ત આદિ કવિઓ તો હમણાંથી કવિતા વિશે કવિતા કર્યા કરે છે. સિતાંશુ શબ્દના નાદતત્ત્વનો કયાસ કાઢી રહ્યા છે. ગુજરાતી ભાષાને જોવાની એમની દૃષ્ટિ સર્વગ્રાહી છે. મને ગીત-ગઝલમાં બહુ ઓછો રસ પડે છે. પણ એ સ્વરૂપો પણ અન્ય ભાષાઓની સરખામણીમાં વધુ ગંભીરતાથી ખેડાતાં જણાય છે.

**ચંદ્રકાન્ત ભટ્ટ ( અમદાવાદ )**

**પ્ર.** ભારતની અન્ય ભાષાઓમાંથી તમને કઈ સર્જક પ્રિય છે?

**ઉ.** રવીન્દ્રનાથ.

## સંપર્ક–સેતુ

સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન, આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વ. ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી અમે આ અંકથી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

– સં.

શ્રી કાકાસાહેબ કાલેલકર
'સન્નિધિ,' રાજઘાટ, ન્યુ દિલ્હી

શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
'મૈત્રી', આદર્શ સોસાયટી, સૂરત

શ્રી રસિકલાલ છો. પરીખ
૧૧, ભારતી સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬

શ્રી જ્યોતીન્દ્ર હ. દવે
૨, નવજીવનનગર, ફોર્જેટ હિલ, મુંબઈ-૨૬

શ્રી ઉમાશંકર જોશી
'સેતુ', સરદાર પટેલ નગર, અમદાવાદ-૬

શ્રી 'સુન્દરમ્'
C/o દક્ષિણા કાર્યાલય, પોંડીચેરી આશ્રમ, પોંડીચેરી ૨ (S. I)

શ્રી ઝીણાભાઈ ર. દેસાઈ 'સ્નેહરશ્મિ'
C/o સી એન વિદ્યાવિહાર, આંબાવાડી, અમદાવાદ-૬

શ્રી હરિવલ્લભ ભાયાણી
હાર્ટલેન્ડ પાર્ક સોસાયટી, ગુલબાઈ ટેકરો, અમદાવાદ-૧૫

શ્રી ઈશ્વર પેટલીકર
૧૦, પંચશીલ સોસાયટી, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૩

# '.... ચાલવું એ જ જિંદગી છે.'

મનહર મોદી

શ્રી કિશનસિંહ ચાવડા યાત્રિક છે. તેમની યાત્રા જિજ્ઞાસાની છે. અમાસથી પૂનમ ભણી તેમની દિશા છે.

પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ, સાતમ આઠમ, નોમ, દશમ, અગિયારશ, બારશ, તેરશ, ચૌદશ તથા પૂનમ દરમિયાન એ કોને કોને મળે છે અથવા એમને કોણ કોણ મળે છે, એ મિલનમુલાકાત સત્સંગ સુધી કેમ વિસ્તરે છે તે વાચક-ભાવકમાં રસ પ્રેરે છે.

સાતમા વર્ષે ગુજરાતી નિશાળે મુકાયા તે સમયથી આ યાત્રા આરંભાય છે. પોતાના ઘેર ભિક્ષા માગવા આવતા બાવાજીને, પોતે ઘેર હોય તો, પોતે જ ભિક્ષા આપવા દોડી જાય, એટલું જ નહિ, બાવાજી ભભૂતિ આપે અને એમના લલાટે એનું તિલક કરે તે પૂરતું ન ગણાય, બાવાજીની માફક જ હાથમાં ખપ્પર લઈને આગળપાછળ ડગલાં ભરવાનું અને એમની જ માફક ભિક્ષા માગવા નીકળવાનું સપનું સેવે અને એક દિવસ બાવાજી ન આવે ત્યારે એમના પહેરવેશની થઈ શકે એટલી નકલ કરીને એક હાથમાં નાનો ચીપિયો અને બીજા હાથમાં કાંસાનો એક કટોરો લઈને બાવાજીની જેમ જ 'અલખ નિરંજન'ની હાક લલકારીને જ સંતોષ માને. પરિણામ—માતાજીની ચિંતા—'આ છોકરો કોઈ દિવસ પેલા અલખ નિરંજન સાથે ચાલ્યો ન જાય તો સારું.' આજે ૭૫ વર્ષના કિશનસિંહને કવિમિત્ર જગદીશ ત્રિવેદી સાથે અનાયાસ મળતાં જે અનુભવ થયો અને ત્યાર બાદ જે હકીકત જાણી તે એ જ—એમણે ઘણુંબધું છોડી દીધું છે, અને પોતાના રસ્તે ચાલી નીકળ્યા છે.

પોતાના રસ્તે જનારમાં પોતાની જ જીવનરીતિ અને દૃષ્ટિ હોય તે સ્વાભાવિક છે.

નાનપણના બાવાજીની જેમ શ્રવણ કે શ્રી દત્ત સમર્થ જેવી વ્યક્તિઓની અસર ઝીલતાં લેખક કેટકેટલી વ્યક્તિઓને દેશમાં તેમ જ પરદેશમાં મળે છે તેનું અતિ લાંબું લિસ્ટ થવા જાય તેમ છે, તેમાંથી લેખક પોતે નોંધે છે તેમ તેમના જીવનમાં મહાત્મા ગાંધીજી, શ્રી અરવિંદ તથા કવિવર રવીન્દ્રનાથ ટાગોર જેવી વિભૂતિઓને સદેહે મળવાથી તથા શ્રી જ્ઞાનેશ્વર મહારાજ, શ્રી ગૌરાંગ મહાપ્રભુ અને પરમહંસ શ્રી રામકૃષ્ણદેવ જેવા વિદેહી મહાપુરુષોની ચેતનાના સંસ્પર્શ અને ક્યારેક સમાગમથી થોડા કે ઘણા પ્રમાણમાં અસરકારક પરિણામો નીપજ્યાં છે. યાત્રિક કદી સ્થિતિજડ રહી શકે નહિ, તેમ નિત નવા અનુભવમાંથી પસાર થવાનું ચૂકે નહિ. કિશનસિંહની નજર ઝીણી છે અને પ્રેરક વ્યક્તિઓ વિશેની એમની નોંધ માર્મિક છે. ૧૯૪૮માં અમેરિકાની યાત્રા દરમયાન એમની મોટર બગડતાં બે અજાણ્યા માણસોએ એમને મદદ કરી ત્યારે તેમના વિશે માહિતી મેળવ્યા વગર અને એને શબ્દમાં ઉતાર્યા વગર ચાલે જ નહિ. એમનું બયાન આવું છે :

'અમે જિપ્સી છીએ. અમે જન્મ્યા છીએ ઇજિપ્તમાં પણ આખું વિશ્વ અમારો દેશ છે. અમને ક્યાંય પારકું લાગતું જ નથી. ઇજિપ્તમાં અમે હજારો વર્ષની ઉંમરનાં મમી (મુડદાં) જોયાં છે એટલે જ્યારે અમે નાની ઉંમરનો જીવતો આદમી જોઈએ છીએ ત્યારે અમને ઘણી ખુશી થાય છે, કારણ કે ચાલવું એ જ જિંદગી છે.'

પન્ના રાજ્યની ઊંચા હોદ્દાની નોકરી પણ છોડનાર વ્યક્તિ વૈભવ-વિલાસને જીવનમાં કાયમનું સ્થાન આપે જ નહિ. એવી વ્યક્તિની જીવનશ્રદ્ધા

સ્પષ્ટ જ હોય. કદાચ એથી જ બલ્લુકાકાને પણ એ કહી શકે છે : 'જેણે આ ઈશ્વરનો આદર્શ સર્જ્યો છે તે માણસ કંઈ નાનુંસૂનું સર્જન નથી. એ જેમ એક રીતે પામર છે તેમ બીજી રીતે પરમ પણ છે. દુનિયાનો સંગ્રાહક બનીને એ જેમ પામરતા દેખાડે છે, તેમ નવા જીવનનું સર્જન કરીને પોતાની પરમતા પણ પ્રગટ કરે છે. માણસ પોતે જ ઈશ્વરની પ્રતીતિ છે.' ૧૯૨૮માં કવિવર રવીન્દ્રનાથ ટાગોરને એ શ્રી અરવિંદ આશ્રમમાં આ રીતે જુએ છે : 'એમની ધવલ સ્વચ્છ દાઢીમૂછની કેશાવલિમાં સમાયેલા પ્રવાળ જેવા ઉજ્જ્વળ હોઠમાં સ્મિત રમતું હતું. આંખોમાં બાલસહજ નિર્દોષતા હતી. એ શ્રી અરવિંદને મળીને પાછા આવ્યા ત્યારે એમની આંખો આંસુભીની હતી.' કવિવરમાં આવો ફેરફાર શાથી થયો હશે ને જિજ્ઞાસા ૧૯૩૫-૩૬માં શાંતિ નિકેતનમાં શ્રી કિશનસિંહ પાસે કવિવરને પ્રશ્ન પુછાવે જ છે : 'આપશ્રી અરવિંદને મળવા ગયા ત્યારે પ્રફુલ્લ હતા, હસતા હતા. પરંતુ મળીને પાછા ઊતર્યા ત્યારે આપની આંખો આંસુભીની હતી. આ રહસ્યભેદ વર્ષોથી મારા અંતરમાં સમસ્યા બનીને બેઠો છે.' અને કવિવર પણ રહસ્ય ભેદે છે : 'જ્યારે શ્રી અરવિંદને મળવા, ઉપર ગયો ત્યારે વર્ષોથી વિખૂટા પડેલા બંધુને મળવાના ઉત્સાહમાં મારું ચિત્ત હસતું હતું, આનંદ સમાતો નહોતો. જઈને બાથ ભરીને ભેટવા કેટલો ઉત્કંઠિત હતો તે હું જ જાણું છું. પણ ઉપર જઈને મેં જે જોયું તેનાથી હું ગંભીર થઈ ગયો. મારી સામે મારા બંધુને બદલે એક ભવ્ય જીવનવિભૂતિ બેઠી હતી. બાથ ભરવા ખુલ્લા થયેલા મારા બન્ને હાથ અંજલિ બનીને પ્રણમી રહ્યા. જે સહજ હતું તે જ થયું. એ જ કર્તવ્ય હતું. પાછો વળ્યો ત્યારે અહંકાર રડી ઊઠ્યો. માનવી રડી પડ્યો, પણ અંતરમાં બેઠેલો કવિ તો શાંત સ્મિતમાં સમાધિસ્થ હતો.'

ડૉ.હોમી ભાભા સાથેની મુલાકાત એમને અધ્યાત્મ તથા વિજ્ઞાનનો સંબંધ જોડવા પ્રેરે છે, તે આ રીતે : 'અણુવિજ્ઞાનીઓ જે આ અણુબૉમ્બ બનાવે છે તે અણુઓના રેજિમેન્ટેશનની જ પ્રક્રિયા છે ને? આ પ્રક્રિયા કુદરતી છે? અણુઓ આમ તો કુદરતી તત્ત્વના અંશો છે. એઓ મનુષ્યની આ યંત્રવત્ અકુદરતી પ્રક્રિયાની સામે બળવો નથી કરતા? શ્રી ભાભાનો આ જવાબ-'તમારો પ્રશ્ન રસિક અને મહત્ત્વનો છે. અણુબૉમ્બની આખી પ્રક્રિયા એ રેજિમેન્ટેશનની જ એક અકુદરતી પ્રક્રિયા છે અને આશ્ચર્યજનક વાત તો એ છે કે કયારેક અણધારી પળે કોઈક અણુ આ પ્રક્રિયામાં સામેલ થવાનો ઇનકાર કરીને છટકી જઈ બળવો કરે છે, અથવા ગેરવર્તાવ કરે છે.'–સંતોષતો નથી, તે સામો પ્રશ્ન પૂછે છે : 'આ બળવાને અથવા ગેરવર્તનને તમે કુદરતી કહેશો કે અકુદરતી? શ્રી ભાભાનો જવાબ તથા વાતચીત આગળ ચાલે છે તે ભાભા-કિશનસિંહના 'મૂળ' રસને પ્રગટ કરે છે. એ આ પ્રમાણે છે :

"હું એને અણુનો સહજ કુદરતી અધિકાર અને સ્વાધીનતા કહીશ. અણુવિજ્ઞાની અણુની આ પ્રક્રિયા સામે અવાક્ થઈ જાય છે. એક અણુની સામે મોટા વિજ્ઞાની હાર્યો એવી વિચિત્ર મનોવૃત્તિ પળવાર દેખાય છે. પણ ફરીથી પાછો એ વિજ્ઞાની પોતાની ઢબે એ યંત્રવત્ પ્રક્રિયામાં મશગૂલ થઈ જાય છે. વિજ્ઞાનની બધી પ્રક્રિયાઓમાં ઓછાવત્તે અંશે 'યંત્રવત્તા' છે જ. પણ આવો પ્રશ્ન તમે કેમ પૂછ્યો?' ભાભાએ પૂછ્યું. મેં કહ્યું : 'સાહિત્ય, કલા અને અધ્યાત્મની સર્જનાત્મક પ્રક્રિયા પણ ઘણે અંશે મનની પ્રવૃત્તિ બનીને મોટે ભાગે યંત્રવત્તાનો શિકાર બની રહે છે. પણ કોઈ બડભાગી નૈસર્ગિક શક્તિ જ્યારે આ મનોમય યંત્રવત્તાને પડકારી, તોડી, કોઈ અણધાર્યું અભિનવ મૌલિક સ્વરૂપ પ્રગટ કરીને નવું પ્રસ્થાન કરે છે ત્યારે એ વિભૂતિનું ઐશ્વર્ય પ્રગટ થઈને પ્રતિભાનું અને પ્રજ્ઞાનું સ્વરૂપ ધારણ કરે છે. અને લાગે છે કે અકુદરતી યંત્રવત્ પ્રક્રિયા દ્વારા પરિણામને

ને સિદ્ધ કરતું વિજ્ઞાન અને સહજ, સંવાદી પ્રક્રિયા દ્વારા જીવનદર્શન પ્રાપ્ત કરતું આત્મજ્ઞાન જેમ અહીં જુદાં પડે છે તેમ વિજ્ઞાની અને આત્મજ્ઞાનીનો ભેદ પણ અહીં છતો થાય છે.' ડૉ. ભાભાએ બહુ જાગ્રત ભાવે અને ઊંડી સંવેદનશીલતા વડે કહ્યું: 'મનની કોઈ પણ પ્રક્રિયા બાહ્ય પરિસ્થિતિ પર અવલંબિત હોઈને યંત્રવત્, અકુદરતી અને અપૂર્ણ હોવાનો સંભવ છે. પરંતુ ઘણા વિજ્ઞાનીઓ મનની, એ યંત્રવતતાની ઉપર પહોંચીને ક્યારેક પોતાનું વસ્તુદર્શન લઈ આવે છે ત્યારે એ દર્શન એકાએક કોઈ વૈજ્ઞાનિક પરંપરા સાથે જોડાતું નથી, એ દર્શન શોધ અને સંશોધનનું નવું દૃષ્ટિબીજ લાવે છે. એટલે જ તો આજના સર્જનાત્મક વિજ્ઞાનીઓ મન કરતાં વધુ ઉજ્જવળ અને સમગ્ર શક્તિને આવરી લે એવા 'સોર્સ'ની-સ્રોતની શોધમાં લાગ્યા છે.' શ્રી ભાભાની સાથેની આ મુલાકાત 'એમનામાં વિજ્ઞાનીના તોછડા અભિમાનને બદલે કુદરતમાંથી અને મનુષ્યમાંથી વધુ ઊંચી, સમર્થ અને તેજસ્વી સમગ્રતાવાળી શક્તિની સંભાવના સ્વીકારતી સર્જક માણસની વિનમ્રતા લાગી'– આ ભાવ પ્રેરે છે, એટલું જ નહિ શ્રી કિશનસિંહ એ તારણ પર આવે છે કે, 'વિજ્ઞાનને સમજતા આત્મજ્ઞાની અને આત્મજ્ઞાનને સમજતા વિજ્ઞાનીઓની આ દેશમાં કેટલી જરૂર છે? ઊંડાણમાં નો આ જિજ્ઞાસાનાં મૂળ બ્રહ્માંડમાં અને પિંડમાં વ્યાપેલી ઊર્જા-energy-માં જ છે ને! સાચું અધ્યાત્મ એ સાચું વિજ્ઞાન પણ છે.' ૧૯૬૦ પછી શ્રીકૃષ્ણપ્રેમ અને તેમની ચિરવિદાય પછી શ્રી વિમલાબહેન ઠકારના સંસર્ગે એમની યાત્રા ચાલુ રહી છે.

'અમાસથી પૂનમ ભણી'ના પાછલા પૂંઠે શ્રી કિશનસિંહે સ્પષ્ટતા કરી છે: 'સત્યપ્રેમની શોધ જેટલી અનિવાર્ય છે, તેટલી જ અંગત છે. કેટલાક તબક્કામાં એ શબ્દાતીત પણ રહે છે. આવી શોધનો કોઈ રાજમાર્ગ નથી. પ્રત્યેક શોધક કે સાધકને, પોતાની આગવી કેડી કંડારવી પડે છે. આવા અજાણ્યા અને અણધાર્યા પંથે, ઘણા વિકટ મુકામો પણ આવી પડે છે. એટલે આ અંતરયાત્રાનાં સ્વરૂપ અને અંતરંગ અંગત રહે છે; એમાં એક ભયસ્થાન પણ છે. શોધક સાધકના અહંની છલનાઓ છદ્મવેશમાં સંતાઈ રહેવાનો સંભવ છે. એ વિશે જેટલા સતર્ક અને સાવધાન રહી શકાય, તેટલા રહેવાનો પ્રયત્ન કર્યો છે. છતાં કોઈ એવી અભિવ્યક્તિ, થાપ આપીને સામેલ થઈ ગઈ હોય એવું બને. એને માટે ક્ષમા યાચું છું.'

શ્રી કિશનસિંહ ચાવડા યાત્રિક છે. તેમની યાત્રા જિજ્ઞાસાની છે, એને પેલા જિપ્સીઓના શબ્દ સાથે જાણે કે ગાઢ સંબંધ છે: '...ચાલવું એ જ જિંદગી છે.'

# ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય પરિચય

**કનુભાઈ શાહ**

## ૧. ઇતિહાસ :

ઇ.સ. ૧૯૨૦માં અસહકારની ચળવળ શરૂ થતાં ગુજરાત મહાવિદ્યાલયની સ્થાપના કરવામાં આવી. તેના આવશ્યક અંગ તરીકે ગ્રંથાલય શરૂ કરવામાં આવ્યું હતું. આ ગ્રંથાલય મુખ્યત્વે કરીને મહાવિદ્યાલયના અધ્યાપકો તેમ જ વિદ્યાર્થીઓના ઉપયોગને માટે હતું. ગૂજરાત મહાવિદ્યાલયની સ્થાપના બાદ થોડા જ મહિના પછી વિદ્યાપીઠ તરફથી પુરાતત્ત્વ મંદિરની સ્થાપના કરવામાં આવી. પુરાતત્ત્વ મંદિરના સંશોધનકાર્યને વેગ મળે તેટલા માટે પણ 'સ્વતંત્ર' ગ્રંથાલયની આવશ્યકતા ઊભી થઈ. એટલે આ કાર્યમાં મદદરૂપ થવા માટે વિદ્યાપીઠ તરફથી એક ગ્રંથાલય શરૂ કરવામાં આવ્યું. આ ગ્રંથાલયના સંગ્રહને "શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડાર"ના નામથી ઓળખવામાં આવતો.

[૧.૧] મહાવિદ્યાલયના ગ્રંથાલયનો અને શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડારનો આઠ વર્ષ સુધી સ્વતંત્રપણે વિકાસ ચાલુ રહ્યો. ત્યાર બાદ બન્ને ગ્રંથાલયોને "ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય"ના નામથી તા. ૧૦-૬-૧૯૨૯ થી એકત્ર કરવામાં આવ્યાં. આ ગ્રંથાલયનો ઉપયોગ સંસ્થા બહારના લોકો કરે તે માટે નિયમો ઘડી તે કામ વ્યવસ્થિતપણે ચાલુ કરવામાં આવ્યું.

[૧.૨] વિદ્યાપીઠનું ધ્યેય શરૂઆતમાં સ્વરાજ-પ્રાપ્તિ માટે કામ કરવાનું હોઈ સને ૧૯૩૦-૩૪ની સ્વરાજની લડતમાં તા. ૫-૧-૧૯૩૨ને રોજ વિદ્યાપીઠને ગેરકાયદેસર જાહેર કરીને તા. ૧૦-૧-૧૯૩૨ના રોજ સરકારે તેનાં મકાનોનો કબજો લીધો. તેમાં ગ્રંથાલયનો પણ સમાવેશ થતો હતો. ગાંધીજીને જેલમાંથી પણ ગ્રંથાલયની ચિંતા હતી એટલે એમણે જેલમાંથી સરકારનું ધ્યાન દોર્યું હતું. એ પરથી ગ્રંથાલયને અઠવાડિયામાં એક વાર સાફ સફ કરવાની ખાસ પરવાનગી સરકારે આપી હતી.[1]

[૧.૩] ઇ. સ. ૧૯૫૫માં આ ગ્રંથાલયને પ્રાણજીવન છાત્રાલયમાંથી નવા મકાનમાં ખસેડવામાં આવ્યું. આ નવા મકાનને "ગાંધી ભવન" નામ આપવામાં આવ્યું. ઇ. સ. ૧૯૬૩માં વિશ્વવિદ્યાલય અનુદાન આયોગ (યુ. જી. સી.) તરફથી વિદ્યાપીઠને યુનિવર્સિટી તરીકે માન્યતા મળતાં ગ્રંથાલયના કાર્યને ઘણો વેગ મળ્યો અને યુ. જી. સી.ની મદદથી ગાંધી ભવનને જોડતું પાછળના ભાગમાં એટલું જ નવું મકાન બાંધવામાં આવ્યું. અધ્યયનખંડ અને ગ્રંથભંડાર એક વિશાળ ખંડમાં એકી સાથે હોઈ વાચકો સંશોધકોને સુવિધારૂપ છે. અધ્યયનખંડમાં એક સાથે ૧૦૦ વાચકો બેસીને અધ્યયન કરી શકે તેવી વ્યવસ્થા છે.

## ૨. સામાન્ય માહિતી :

### [૨.૧] કામકાજનો સમય :

વાચનાલય : વાચનાલયનો સમય સવારના ૭=૩૦થી સાંજના ૮=૦૦ સુધીનો છે. જાહેર રજાના દિવસોએ વાચનાલય સવારના ૮=૦૦થી ૧૧=૦૦ અને સાંજે ૪=૦૦નાથી ૮=૦૦ દરમ્યાન ખુલ્લું રહે છે. વાંચનાલય ફક્ત વર્ષમાં નૂતન વર્ષના દિને બંધ રહે છે.

ગ્રંથાલય : ગ્રંથાલયના કામકાજનો સમય સવારના ૮=૦૦થી સાંજના ૮=૦૦ સુધીનો છે. રવિવારે પણ ગ્રંથાલય હંમેશ મુજબ ચાલુ રહે છે. ફક્ત જાહેર કરાયેલ રજાના દિવસોએ બંધ રહે છે.

[1] કેળવણી વડે ક્રાંતિ પૃ. ૩૦-૩૧

[૨.૨] સામયિક વિભાગ

૫૧૪ જુદા જુદા વિષયમાં અંગ્રેજી, ગુજરાતી અને હિંદી ભાષાનાં સામયિકો લવાજમ, ભેટ વિનિ-મયથી આવે છે. તેમજ ૧૬ દૈનિકો આવે છે. સામયિકો ઘોડાઓમાં વિષયવાર–ભાષાવાર ગોઠવેલાં છે.

[૨.૩] વર્ગીકરણ પદ્ધતિ :

બધી ભાષાનાં પુસ્તકોનું 'દ્વિબિન્દુ વર્ગીકરણ' પદ્ધતિ(Colon classification)થી વર્ગીકરણ કરેલું છે.

૩. ગ્રંથસંગ્રહ :

ગૂજરાત વિદ્યાપીઠના કાર્યની વ્યાપ્તિ છેક શરૂઆતથી કેવળ મહાવિદ્યાલય ચલાવવા પૂરતી ન હતી. પ્રાથમિક કેળવણીથી માંડીને ઉચ્ચ શિક્ષણ સુધીના બધા પ્રકારોનો તેમાં સમાવેશ થતો હતો. પ્રાથમિક કેળવણીમાં ગામડાંને પણ કેન્દ્રમાં રાખીને વિચાર કરવા તરફનું વલણ હતું. એટલે આ સમગ્ર ક્ષેત્રને ઉપયોગી થાય તેવું અને હિંદની રાષ્ટ્રીયતાના વિકાસ અંગેનું સાહિત્ય વસાવવું એ ઉદ્દેશ્ય તો ખરો જ. તે ઉપરાંત ગુજરાતી તેમ જ બીજી દેશી ભાષાઓનું વિશિષ્ટ સાહિત્ય તેમજ અંગ્રેજી સાહિત્ય અને બીજા દેશોના સાહિત્યકારો, વિચારકો, સમાજ-સુધારકોની વિશિષ્ટ કૃતિઓ વસાવવામાં આવેલી.

[૩.૧] પુરાતત્ત્વમંદિરના સંશોધને અર્થે શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાન ભંડાર"માં સંસ્કૃત, પ્રાકૃત, પાલી એ હિંદની પ્રાચીન ભાષાઓનું સાહિત્ય, હિંદના ઇતિહાસ, સંસ્કૃતિ, ધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર ઇતિહાસ ઈત્યાદીને લગતા અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, અરબી, ફારસી તેમજ દેશી ભાષાઓમાં લખાયેલા ગ્રંથો તેમજ પુરાતત્ત્વ સંશોધનો અંગે ચાલતા ઇન્ડિયન ઍન્ટીક્વેરી, કલકત્તા રિવ્યુ, રૉયલ એશિયા-ટિક સોસાયટી ઑફ ગ્રેટ બ્રિટન–આયર્લૅન્ડ, બેંગાલ, મુંબઈ વગેરે સામયિકોની જૂની ફાઈલો પણ વસા-વવામાં આવેલી. ગુજરાત અંગેનું મળે તેટલું સાહિત્ય વસાવવાનો પણ પ્રયત્ન કરવામાં આવેલો.

[૩.૨] વિદ્યાપીઠની પ્રવૃત્તિઓનો વિકાસ થતો ગયો તેમ તેમ ગ્રંથાલયનો વિકાસ પણ અવિરત પણે ચાલુ રહ્યો છે. ગ્રંથસંગ્રહમાં ઉત્તરોત્તર વધારો થઈ રહ્યો છે. હાલ આ ગ્રંથાલયમાં કુલ ૨,૨૫,૮૯૨ પુસ્તકો છે. માનવવિદ્યાઓના ગ્રંથસંગ્રહને સમૃદ્ધ કરવા તરફનું વલણ રહ્યું છે. સમગ્ર રીતે જોતાં ઉચ્ચ શિક્ષણ અને અભ્યાસસંશોધનમાં ઉપયોગી થાય તેવું સાહિત્ય વસાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

[૩.૩] ૧૯૬૫ થી વિદ્યાપીઠમાં અનુસ્નાતક અભ્યાસક્રમો શરૂ થતાં ગુજરાતી, હિંદી, ગ્રામઅર્થ-શાસ્ત્ર, સમાજકાર્ય, તુલનાત્મક ધર્મો, શિક્ષણશાસ્ત્ર, ઇતિહાસ, આ વિષયોમાં ઉચ્ચ શિક્ષણ અને સંશો-ધનને ઉપયોગી થાય એવાં પુસ્તકો ખાસ પસંદ કરીને વસાવવમાં આવ્યાં છે. આ સંગ્રહમાં કુલ ૨૭૬૩૬ પુસ્તકો છે.

ગ્રંથસંખ્યા :

| | |
|---|---|
| સામાન્ય વિભાગ | ૧૧૬૭૫૬ |
| અનુસ્નાતક વિભાગ | ૨૭૬૩૬ |
| કૉપીરાઈટ વિભાગ | ૭૫૯૫૦ |
| બાલ વિભાગ | ૫૫૯૦ |
| (કુલ સંખ્યા ૩૧માર્ચ ૭૭ સુધી) | ૨,૨૫,૮૯૨ |

[૩.૪] ગાંધી સાહિત્ય :

ગ્રંથાલયમાં ગાંધી સાહિત્યનો અલગ વિભાગ રાખવામાં આવ્યો છે. જેમાં ગાંધીજીએ પોતે લખેલાં અને તેમના જીવન અને કાર્યની મીમાંસા કરતાં લખાયેલાં ગુજરાતી, હિંદી, અંગ્રેજી, મરાઠી, બંગાળી વગેરે ભાષાનાં આશરે ૫૦૦૦ (પાંચ હજાર પુસ્ત-કોનો સમાવેશ થાય છે.

આ વિભાગમાં હરિજન, હરિજનબંધુ, હરિજન-સેવક, યંગ ઇન્ડિયા, ઇન્ડિયન ઑપિનિયન, ગાંધી માર્ગ વગેરે સામયિકોની ફાઈલો જાળવવામાં આવી છે અને તે અભ્યાસીઓને તેમના સંશોધનમાં ખૂબ ઉપયોગી છે. તેમ જ હરિજન સાપ્તાહિકના પુનર્મુદ્રિત

(reprint) ગ્રંથો ઉમેરાયેલા છે. અને ઇન્ડિયન ઓપિનિયનની ૧૯૩૦થી ૧૯૬૧ સુધીની સમયની ૫૬ માઈક્રો ફિલ્મ રીલ પણ આ વિભાગમાં ખરીદી છે. જે સંશોધકોને એમના સંશોધનમાં ઉપયોગી થશે. ગાંધી સાહિત્યના અભ્યાસ સંશોધન માટે અન્ય રાજ્યના અભ્યાસીઓ પણ આવે છે.

[૩.૫] સામયિકસંગ્રહ વિભાગમાં ઘણાં જૂના અને અપ્રાપ્ય સામયિકોની ફાઈલો છે. આ વિભાગના સંગ્રહની "સામયિક સાહિત્ય સુચિ"ની સાઈકલો સ્ટાઈલ યાદી પ્રગટ કરી છે. જેમાં ૧૯૭૪ના વર્ષ સુધીમાં આ વિભાગમાં સંગ્રહાયેલા ૮૧૭ સામયિક ગ્રંથનામ નોંધો છે. જેમાં અંગ્રેજી ૫૧૪, ફ્રેન્ચ-૧, જર્મન-૪, ગુજરાતી-૧૫૫, હિંદી-૧૨૨ મરાઠી-૧૬ બંગાળી-૩ અને ઉર્દૂ-૨નો સમાવેશ થાય છે. આ વિભાગની સામાયિક પત્રક સુચિ પણ એ વિભાગમાં રાખવામાં આવી છે. આ સંગ્રહમાં ખાસ ધ્યાનપાત્ર ગુજરાતી સામયિકોમાં સાહિત્ય "શાળાપત્ર," બુદ્ધિપ્રકાશ, શિક્ષણ અને સાહિત્ય, સુદર્શન, વસંત કૌમુદી વગેરે છે.

અંગ્રેજીમાં જર્નલ ઓફ રોયલ એસિયાટિક સોસાયટી ઓફ બંગાલ (૧૯૦૫), બોમ્બે, ગ્રેટ બ્રિટન એન્ડ આયર્નલેન્ડ (૧૮૯૩) એપીગ્રાફીકા (૧૮૯૪) એપીગ્રાફીકા કર્ણાટિકા (૧૮૪૨) મોડર્નરીવ્યુ, કલકત્તા રીવ્યુ (૧૮૮૪) ઇન્ડિયન એન્ટીકવેરી વગેરે મહત્વનાં સામયિકો છે.

### [૩.૬] સંદર્ભ સંગ્રહ

આ વિભાગમાં સામાન્ય માહિતીથી શરૂ કરી સંશોધકોને જરૂરી એવી વિશિષ્ટ માહિતી મળી રહે તેવા દરેક વિષયમા પ્રમાણભૂત સંદર્ભગ્રંથો વસાવવામા આવ્યા છે. અને તેનો અલગ સંગ્રહ સંદર્ભ વિભાગમાં કરવામાં આવ્યો છે. આ સંગ્રહમાં જ્ઞાનકોશો શબ્દકોશો, વાર્ષિક ગ્રંથો, ભૌગોલિક કોશો, ડિરેક્ટરીઓ, નકશાઓ વગેરેનો સમાવેશ થાય છે. દર વર્ષે પ્રગટ થતું નવું સાહિત્ય વસાવીને આ સંગ્રહને અદ્યતન રાખવામાં આવે છે. ગુજરાતી શબ્દકોશોમાં ઘણા અપ્રાપ્ય છે. અંગ્રેજી, ગુજરાતી, હિંદી, સંસ્કૃત ભાષાના મહત્વનાં સંદર્ભગ્રંથો ઉપરાંત ફારસી, ઉર્દૂ, અર્ધમાગીં ભાષાનાં પણ મહત્ત્વના ગ્રંથો છે.

આ વિભાગમાં ખાસ ઉલ્લેખનીય અપ્રાપ્ય અને ઉપયોગી ગ્રંથો જેવા કે : અંગ્રેજીમાં : Works of sir Jhon william 6v. (1801); B.D. Basu's Indian Medicinal Plants (1918); Jas Burgess's Muhammadan-architectur (1906); Fascimile of the Mss of milton's minor poems : Gazetteer of the Bombay presidency (1896); forbes's oriental memoirs 4v (1813); harvard classics 50v.; Varium Shakespeare alif laylah wala-aylah ed. by richard burton; Travels of monsieur de Thevenot into the levan (I6 6); Malcom life of lord Clive; Theirs history of french revolution (1749).

ગુજરાતીમાં :

| | |
|---|---|
| નિઘંટુ આદર્શ ભાગ-૧-૨ | (૧૯૨૭) |
| લે. બાપાલાલ વૈદ્ય | |
| પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૧-૩૦ | (૧૮૮૯-૯૧) |
| સંપા-હરગોવિંદ કાંટાવાળા અને શાસ્ત્રી | |
| કથાસરિત્ત સાગર લે. સોમદેવ ભટ્ટ | (૧૯૦૯) |
| બૃહદ કાવ્યદોહન ૮ ગ્રંથ | (૧૯૧૫) |
| સંપા-ઇચ્છારામ સૂ. દેસાઈ | |
| પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ ૧-૨ | (૧૯૨૧) |
| ગ્રેટ બ્રિટનની મુસાફરી | (૧૮૬૧) |
| પૃથ્વીની પ્રદક્ષિણા | (૧૮૯૫) |
| પંચદશી | (૧૮૯૯) |
| દીનકર્ડ કેતાબ ૧૯ ગ્રંથ | (૧૮૭૪) |
| શાહનામું ૧૦ ગ્રંથ | (૧૯૧૪) |
| સુશ્રુત આયુર્વેદ | (૧૯૦૧) |

**હિંદીમાં :**

| | |
|---|---|
| नागरी प्रचारिणी पत्रिका | (૧૮૯૭) |
| माधुरी | (૧૯૨૨) |
| विज्ञान | (૧૯૨૦) |
| सरस्वती | (૧૯૧૯); |

**મરાઠીમાં :**

| | |
|---|---|
| नवयुग | (૧૯૧૬/૧૮) |
| विविध ज्ञान विस्तार | (૧૮૭૮) |

**બંગાળીમાં :**

| | |
|---|---|
| साहित्य परिषद पत्रिका | (૧૯૦૧) |

નો સમાવેશ થાય છે.

**કૉપીરાઈટ વિભાગ :**

ઈ.સ. ૧૯૪૭થી આ ગ્રંથાલયમાં કૉપીરાઈટ કાયદા હેઠળ મળતા. ગુજરાતી પુસ્તકોનો સંગ્રહ શરૂ કરવામાં આવ્યો. મુંબઈ સરકારે પોતે નીમેલી પુસ્તકાલય વિકાસ સમિતિની ભલામણ અનુસાર ઈ.સ. ૧૯૪૬માં એક મધ્યસ્થ પુસ્તકાલય મુંબઈમાં અને ત્રણ પ્રાદેશિક પુસ્તકાલયો અમદાવાદ, પૂના અને ધારવાડમાં શરૂ કરવાનું નક્કી કરીને ગુજરાત પ્રાદેશિક પુસ્તકાલયનું કામ ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયને સોંપ્યું. અને ૧૮૬૭ના કૉપીરાઈટ ઍક્ટના વખતથી જે પુસ્તકો મુંબઈ મધ્યસ્થ ગ્રંથાલયમાં ભેગાં થયાં હતાં તેમાંનાં ગુજરાતી ભાષાનાં બધાં પુસ્તકો મળીને કુલ ૩૫,૦૦૦ જેટલાં પુસ્તકો વિદ્યાપીઠને સોંપ્યાં. કૉપીરાઈટ વિભાગનું ઉદ્‌ઘાટન તે વખતના મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી બાલાસાહેબ ખેરના હસ્તે તા. ૧૬–૧–૧૯૪૯ના રોજ કરવામાં આવ્યું હતું.

[૪ : ૧] દ્વિભાષી મુંબઈ રાજ્યમાંથી ગુજરાત રાજ્ય અલગ થતાં ગુજરાત રાજ્યમાં છપાતાં કોઈ પણ ભાષાનાં પુસ્તકોની બે નકલો આ વિભાગમાં આવતી શરૂ થઈ. આ પહેલાં ફક્ત ગુજરાતી ભાષામાં છપાતાં પુસ્તકોની એક જ નકલ મળતી હતી. આ સંગ્રહમાં દર વર્ષે લગભગ બે હજાર પુસ્તકોનો ઉમેરો થાય છે. આ સંગ્રહમાં હાલ કુલ ૭૫,૯૧૦ પુસ્તકો છે. ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસ-સંશોધન માટે આ સંગ્રહનો ઉપયોગ અનિવાર્ય છે. આ સંગ્રહનાં પુસ્તકો વાચકોને ઘેર વાંચવા અપાતાં નથી. વાચકો પુસ્તકોનો ઉપયોગ એ વિભાગમાં બેસીને જ કરી શકે છે. આ વિભાગ ઈ. સ. ૧૯૬૩થી ગુજરાત રાજ્યના મધ્યસ્થ ગ્રંથાલયની કેટલીક કામગીરી સંભાળે છે.

**૫. વાચનાલય**

ગ્રંથાલયના વિકાસની સાથે સાથે વાચનાલયનો વિકાસ થતો રહ્યો છે. વાચનાલય જાહેર રજાના દિવસોએ પણ અમુક નિશ્ચિત સમયે ખુલ્લું રાખવામાં આવે છે. વાચનાલયમાં હાલ કુલ ૫૧૪ દેશપરદેશનાં અંગ્રેજી, ગુજરાતી, હિન્દી વગેરે ભાષાઓમાં અભ્યાસ સંશોધનમાં ઉપયોગી થાય એવાં સામયિકો આવે છે. અને કુલ ૧૬ દૈનિકો આવે છે.

**૬. ગ્રંથાલય સેવાઓ :**

ગ્રંથાલયમાં યોગ્ય વાચકોને યોગ્ય સમયે યોગ્ય સમયે યોગ્ય પુસ્તક મળતું જોઈએ. આ પ્રકારની વ્યવસ્થા ગ્રંથાલયે ગોઠવી ન હોય તો તેનો ગમે તેટલો મોટો સંગ્રહ પણ ઉપયોગ વિનાનો પડી રહેવાનો સંભવ છે. ગ્રંથસંગ્રહનો ઉપયોગ વધે અને વાચકોની સુવિધાઓ વધે તે દૃષ્ટિએ વિદ્યાપીઠ ગ્રંથાલયે વાચકોને નીચે મુજબ સેવાઓ આપવાનું ગોઠવ્યું છે.

**[૬.૧] સંદર્ભ સેવા**

સંદર્ભસેવા ગ્રંથાલયમાં અનિવાર્ય છે. વાચક અને પુસ્તકોનો સુમેળ કરાવી આપનાર સેવક હોય તો ગ્રંથસંગ્રહનો સારો ઉપયોગ થાય છે. આ પ્રકારની સેવા ગ્રંથાલયમાંથી આપવામાં આવે છે. નાનાં મો.. અન્ય ગ્રંથાલયોમાંથી આવતા ટેકનિકલ પ્રશ્નોના જવાબો આપવામાં આવે છે. તેમ જ વાચકોને ર.. રમાં જોઈતી માહિતી શોધી આપવામાં આવે છે. તે ઉપરાંત સંશોધકો કે સામાન્ય વાચકોએ પત્ર

દ્વારા પુછાયેલ માહિતીની જાણુ પણ તેમને કરવામાં આવે છે. ૧૯૭૬ના વર્ષમાં ૭૫ સંશોધકોને પત્ર દ્વારા સંદર્ભ સેવા આપવામાં આવી હતી. જેમાં બે વિદેશી સંશોધકોનો પણ સમાવેશ થાય છે.

[૬.૨] વાઙ્મય સૂચિ સેવા

આ પ્રકારની સેવા સંશોધકોને મદદરૂપ થાય તે હેતુને ધ્યાનમાં રાખીને આપવામાં આવે છે. સંશોધકોને તેમના સંશોધનકાર્યમાં વેગ મળે એટલે તેમના તરફથી સંશોધનસાહિત્યની ગ્રંથસૂચિઓ બનાવી આપવાની માગણી આવતાં બનાવી આપવામાં આવે છે. તેમ જ પ્રસંગોપાત આવી ગ્રંથસૂચિઓ ગ્રંથાલય તરફથી તૈયાર કરવામાં પણ આવે છે. દા.તઃ બિબ્લીઓગ્રાફી ઓફ ,ઇન્ટોલોજી ઈન ધી ફેવીસીટિશન વોલ્યુમ્સ.

આ લેખસૂચિ વિદ્યાપીઠમાં "પુરાવિદ્યા અને સમકાલીનતા" વિષય પર યોજાયેલ આંતર યુનિવર્સિટી પરિસંવાદ વખતે "ભારતીય વિદ્યાના મહત્ત્વના ગ્રંથોનું ગ્રંથાલયે યોજલ પ્રદર્શન સમયે તૈયાર કરવામાં આવી હતી. તેમ જ સરદાર જન્મશતાબ્દી દરમ્યાન "સરદાર વલ્લભભાઈ પટેલ—કાલક્રમ અને સંદર્ભ" એ સૂચિ સરદાર જન્મ શતાબ્દી મહોત્સવ સમિતિને તૈયાર કરી આપી હતી. ગુજરાત વિદ્યાપીઠના અભ્યાસક્રમના ભાગરૂપે સ્નાતક પારંગત અને વિદ્યાવાચસ્પતિ (Ph. d.)ની ઉપાધિ માટે રજૂ થયેલાં તપાસ નિબંધો–મહાનિબંધોની સૂચિ "તપાસ નિબંધ સૂચિ" શ્રી કનુભાઈ શાહ અને શ્રીકિરીટ ભાવસાર સંપાદિત ગુજરાત વિદ્યાપીઠે ૧૯૭૫નાં વર્ષમાં પ્રગટ કરી છે. અભ્યાસીઓ અને સંશોધકોને આ ગ્રંથાલયના સામયિક વિભાગનો સંગ્રહ ઉપયોગી થઈ પડે તે માટે 'સામયિક સાહિત્ય સૂચિ' સાયક્લોસ્ટાઈલ સ્વરૂપે ગ્રંથાલયે તૈયાર કરી છે. ગુજરાત તેમ જ ભારતના વિશ્વવિદ્યાલય ગ્રંથાલયોને અને વિશિષ્ટ પ્રકારના ગ્રંથાલયોને તે આપવામાં આવી છે.

આ પ્રમાણે ગ્રંથાલયે અનેક જુદા જુદા પ્રસંગોએ ગ્રંથસૂચિઓ તેમ જ લેખસૂચિઓ તૈયાર કરી છે.

[૬.૩] પ્રલેખન વિદ્યા

પ્રલેખન વિદ્યા એટલે સંશોધકો માટે માહિતી શોધી અને શોધેલી માહિતીનો આધાર પૂરો પાડી તેમાં સ્થાનનિર્દેશ કરતી લેખસૂચિઓ સમાજવિદ્યાના વિષયોમાં તૈયાર કરવાનું શરૂ કર્યું છે.

આ ગ્રંથાલય લેખસૂચિ સેવા સંશોધકોને અને વિદ્યાર્થીઓને પૂરી પાડે છે. આ લેખસૂચિ સેવાનો પ્રારંભ વર્ષ ૧૯૭૪માં કર્યો હતો. અને સાઈક્લોસ્ટાઈલ સ્વરૂપે પ્રગટ કરી હતી. ગુજરાતી ભાષામાંથી પસંદ કરેલાં ૨૯ સામયિકોના લેખોની સૂચિ "સામયિક લેખ સૂચિ ૧૯૭૫" ના શીર્ષક હેઠળ આર. આર. શેઠની કંપની તરફથી ટૂંક સમયમાં પ્રગટ થનાર છે. ૧૯૭૬ના વર્ષની લેખસૂચિમાં ૪૮ જેટલાં ગુજરાતી સામયિકોનો સમાવેશ કર્યો છે. લેખસૂચિ સેવાનું કાર્ય ગ્રંથાલયે કાયમી ધોરણે અપનાવ્યું છે. અને દર વર્ષે નિયમિત પ્રગટ થાય તેવી યોજના વિચારેલી છે.

[૬.૪] ઝેરોસ્ટેટ નકલો

સંશોધકોને જે પુસ્તકોની જરૂર હોય, અપ્રાપ્ય હોય અને ગ્રંથાલયની બહાર લઈ જવાતા ન હોય તેવાં પુસ્તકોમાંથી કે સામયિકોમાંથી કોઈ લેખની નકલો જોઈતી હોય તો ઝેરોક્સ ફોટોકોપિંગ મશીનથી નહિ નફો નહિ નુકસાન, ધોરણે કિંમત લઈ કાઢી આપવામાં આવે છે.

[૬.૫] દૃશ્યશ્રાવ્ય સાધન કેન્દ્ર :

આ વિભાગમા ટેપરેકોર્ડર રેકર્ડપ્લેયર ૧૬ એમ. એમ પ્રોજેક્ટર, સાધનો વસાવવામાં આવ્યાં છે. માઈક્રોફિલ્મ રીડર પ્રિન્ટર પ્રોજેક્ટર પણ વસાવવામાં આવ્યું છે. શૈક્ષણિક ફિલ્મો કે અન્ય ગીત કાર્યક્રમો ગ્રંથાલયમાં વાચકો અને વિદ્યાર્થીઓ માટે યોજવામાં આવે છે.

### [૬.૬] વિનિમય સેવા

અનેક વિષયોમાં પ્રગટ થતા ગ્રંથો કોઈપણ ગ્રંથાલય માટે ખરીદવાનું મુશ્કેલ છે. તેથી વાચકોને પોતાને જોઈતાં પુસ્તકો -દરેક ગ્રંથાલયમાંથી મળી શકવાં મુશ્કેલ છે. આ મુશ્કેલી દૂર કરવાને માટે એક બીજા ગ્રંથાલયો અન્યોઅન્ય પૂરક બને તે ખાસ જરૂરનું છે. તે દષ્ટિએ આ ગ્રંથાલય પોતાના વાચકો અને સંશોધકોને જોઇતી વાચનસામગ્રી અન્ય સ્થાનિક તેમ જ અસ્થાનિક ગ્રંથાલયોમાંથી મેળવી આપે છે. તેવી જ રીતે આ ગ્રંથાલયના ગ્રંથાસંગ્રહનો ઉપયોગ અન્ય ગ્રંથાલયો "આંતરગ્રંથાલય પુસ્તક આપ-લે સેવા" હેઠળ કરી શકે છે.

### [૬.૭] પુસ્તક પ્રદર્શન

ગ્રંથાલય વિશે લોકોની સમજ કેળવાય અને પ્રજાની વાચનટેવ વિકસે એ દષ્ટિએ ગ્રંથાલય અવારનવાર પુસ્તક પ્રદર્શનો યોજે છે. અત્યાર સુધી યોજાયેલાં પુસ્તક પ્રદર્શનોમાં ઉલ્લેખપાત્ર પ્રદર્શનો આ પ્રમાણે છે.

"ભારતના વીસમી સદીના ઘડવૈયાઓનાં ચરિત્રો ઉપરનાં પુસ્તકોના પ્રદર્શનને લોકો તરફથી સારો આવકાર મળ્યો હતો. સરદાર જન્મ શતાબ્દી વર્ષ દરમ્યાન તા. ૨૩-૬-૭૫થી એક સપ્તાહ માટે જાહેર જનતા માટે પ્રદર્શન યોજાયું હતું, જેમાં સરદારશ્રીના જીવન અને કાર્ય અંગે પુસ્તકો, એમના જીવનની ઝાંખી કરાવતાં ચિત્રો અને અપ્રગટ પત્રો રજૂ કર્યાં હતાં. આ પ્રસંગે સરદારશ્રી અંગેની ગ્રંથસૂચિ અને લેખસૂચિ પણ પ્રગટ કરવામાં આવી હતી.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય સામાન્ય વાચકથી માંડીને સંશોધકો સુધીના વાચકોને ગ્રંથાલય સેવાઓ ઉપલબ્ધ કરવામાં પોતાની તમામ શક્તિ કેન્દ્રિત કરીને સહાયભૂત થવાનો પ્રયત્ન કરે છે. આ સેવાઓનો વિકાસ સાધવામાં સૌનો-ગ્રંથાલયો, ગ્રંથપાલમિત્રો, વાચકો અને વિદ્વાનોનો સાથ સતત મળ્યા કર્યો છે અને ભવિષ્યમાં મળતો રહેશે.

---



---

# ફ્રિ-ધૂ.

રાવજી પટેલ

ધૂ. મારી પિતરાઈ બહેન થાય. એને મેં ગયે મહિને વાતવાતમાં રૂપાળી કહી દીધી છે ત્યારની મારો આદર કરતી થઈ ગઈ છે. એની મા મરી ન ગઈ હોત તો આજે તે પરણી ગઈ હોત એમ તે ઘણી વાર એની મિત્રોને કહ્યા કરે છે. પણ થવા કાળ છે; ક્યારેય મનુષ્ય તેને અટકાવી શક્યો નથી. મેં બચપણમાં સાત દેવ બદલ્યા હતા. બોલો, કોઈને પણ માન્યામાં આવે છે ખરું ? ને તેમ છતાં હું કોઈની સામે શૌર્યપ્રદર્શન કરી શકું એટલું બળ મેળવી શક્યો નથી. ફ્રિ.ને ઘી ગંધાય છે, દૂધ જોઈને એનું નાક ઊર્ધ્વ થઈ જાય છે ને તેમ છતાં એની ચરબી માટે એની મમ્મી અને પપ્પા ચિંતા કરીને અડધાં અડધાં થઈ જાય છે. હું વાત કરવા બેઠો છું ધૂ.ની. ફ્રિ.ને મારે પૂછે ભૂત. એને દુનિયાની પડી નથી. મને એની શેની પડી હોય ? મારી વાત ન માને એ મારા મનમાંથી લીમડાના પીળા પાનની જેમ ખરી જાય. એને ભમતારામને કોઈની પડી નથી. ધૂ. મારો જીવ ખાય છે.

ધૂ. હમણાં જ સિનેમા જોવા ગઈ. એને એ શોખ બે વર્ષથી વળગ્યો છે. રવિવારને એ ચિત્રવાર કહે છે. ધૂ. જબરી વાતોડિયણ છે. મારા પગારથી ઘર બરાબર ચાલતું નથી એ એની જાણમાં આવતાં વાર ન લાગી. એને વિચારની ગંધ આવતી હશે. સામો માણસ શા શા વિચારો કરે છે એ તે કળી જાય છે. ને કોણ જાણે ગમે તેમ પણ ત્રણેક માસથી એક કેમિસ્ટની દુકાને કામે લાગી ગઈ છે. મારી પિતરાઈ બહેન થઈને નોકરી કરે એ મારા માટે શરમજનક કહેવાય, એવું જ્યારે મેં આજે એની સામે બેસીને વિચાર્યું ત્યારે એણે ફડ દેતોક જવાબ આપ્યો :

'મને મફતનું ખાવાનું નથી પસંદ. હું કોઈને રજભાર પણ બોજો આપવા માગતી નથી. તું મારો સગો ભાઈ હોત તોય તારે મારી ચિંતા કરવાનો વખત આવે તો મારે આત્મહત્યા કરવા જેવું થાય.'

'તું અવ્યવહારુ વધારે લાગે છે ધૂ. તું એમ ન માનતી કે આવું ભાષણ કરશે એટલે મારું લોહી વધી જશે.' મેં એને કહેવા ખાતર કહ્યું.

'તારું લોહી આ અવતારમાં તો વધી રહ્યું. તું ઉપકારવૃત્તિનો કટ્ટર શત્રુ જ્યાં લગી નહીં થાય ત્યાં લગી "પાતળિયો પાશેરો" જ રહેવાનો.'

ને એકાએક એને ગયા મહિનાવાળી વાત સાંભરી આવી.

'બુન્નુ. સાચે જ શું હું બ્યૂટી ક્વિન લાગું છું ?'

'You look beautiful, Dhu.'

'બુન્નુ, તું કેટલો નિખાલસ છે! તારા પર મને અનહદ વહાલ થાય છે. તું મારો પિતરાઈ ભાઈ ન હોત તો હું...શું કહેતી'તી હું ? તું પાર વગરનો નિખાલસ છે. ભગવાને તારા પર એટલે જ મહેર કરી છે, તને આનંદી પત્ની આપી છે. ચાર પાંચ મહિના પછી તારા જેવા જ મોંવાળો – પણ તારા કરતાં વધારે પુષ્ટ દીકરો પણ આપશે. મને પણ બીજા લોકો પર આવે છે એના કરતાં સાધારણ જ ગુસ્સો

તારા પર આવે છે એ તો તું ઘણી વાર મને બનાવે છે ને એટલે. બાકી અત્યારે મને તું રાજકુંવર જેવો સોહામણો લાગે છે. તને કંઈ તકલીફ તો નથી ને ખુન્નુ? હોય તો મને તું તદ્દન નિખાલસ હૃદયે કહી દેજે...મારી આગળ તારે વળી ગુપ્ત શું રાખવાનું હોય? મને તો ઘણી વાર – ખાસ કરીને તો અત્યારે – થાય છે, તને જાતે રસોઈ કરીને જમાડું. પણ સોરી, હું ખૂબ થાકી ગઈ છું. ને આજ તો બે લુચ્ચાઓ પર હું ભારે ગરમ થઈ ગઈ છું.'

'તું દિવસોદિવસ ખૂબ ઉદ્ધત બનતી જાય છે. તારે દુશ્મનો વધારવા ન જોઈએ. જોને તારી જ વાત કરું, તું મારાથી દૂર જાય – મને સ્વજન જેવો ન ગણે તો ય મને કેટલું લાગી આવે છે! ને એટલે હું ઘણી વાર તને રાજી રાખવા ગમે તેવું કહી નાખું છું. તારામાં અક્કલ નથી એમ કહેવાનો મારો આશય નથી પણ તું જરા Let go કરતાં શીખ. કુદરતની આગળ મનુષ્યનો જીવ શું કરી શકવાનો હતો. જોને, સાવ સાદી વાત કહું તને? તું પાછી જોજે પાઘડી પહેરી લેતી! અબ્રાહમ લિંકન શું રામચંદ્ર જેવા રૂપાળા હતા? ગાંધીજી માથે બોડું તકોડું રાખતા હતા છતાંય આપણા હૈયામાં તે વસી નહોતા ગયા? કુદરત કંઈ બધાને રૂપ નથી આપવા બેસતી! ને તારા જેવો કોઈ અપવાદ હોય એથી શું બીજાને પોતાના રૂપના અભિમાનથી દુશ્મનો બનાવવા?'

એ મારાથી ખૂબ પ્રભાવિત થઈ – લાગી. એના મોં પર આનંદની આછી લહેર રમવા લાગી. મારી રૈઈનકેપ લઈને તેના વળ ખોલી નાખ્યા. મારા ટેબલને ડસ્ટરથી તે સાફ કરીને મારી સામે બેઠી. અને પછી ધીરે ધીરે બોલવા લાગી:

'ખુન્નુ, તું આટલું બધું ન બોલ્યો હોત તો ભાઈ, ન ચાલત? તારી તબિયત પાછી બહુ સારી ને! બહુ અવાજ ન કરવા જોઈએ તારે. તારે તારાં ફેફસાંને જેમ બને તેમ વધારે આરામ આપવો જોઈએ. તારું પાતળું શરીર જોઈને ઘણી વખત મારો જીવ બળવા માંડે છે. મને તું કહેતો હોય તો – તારા માટે ટૉનિકની એકાદી બૉટલ લેતી આવું. અને જો અત્યારે તો ચોમાસું માથે છે. ઠંડી ઋતુ જ લગભગ. તને જો વાંધો ન હોય તો આંતરે દિવસે એક એક ઈંડું લે ને, પણ તું મારા માટે કશી ચિંતા ન કરતો.'

'ઈંડું! ધૂ. તને તો હું શું કહું? તું મારી પિતરાઈ ન હોત તો અત્યારે તને નોનસેન્સ કહેત. આ ઘરમાં ખાટકી નથી રહેતો. વૈષ્ણવજન રહે છે. આ સામે વિવેકાનંદ, પાછળ ગાંધીજી— '

'વચ્ચે તું અને હું!' ધૂ. ધૂંધવાઈ હતી.

'તને ખોટું લાગ્યું બહેન?'

'ના મીઠું લાગ્યું. મેં કંઈ તને ખાટકી નહોતો કહ્યો તે પાછો મને વિવેકાનંદનો ફોટો બતાવે છે. તારા વિવેકાનંદ જેવા તો ઘણાય બાવા આ શહેરમાં વસે છે. હું કાંઈ તેમને પગે લાગવા થોડી જાઉં?' ને હું કંઈ કહું તે પહેલાં જ તે બહાર જતી રહી. એ દિવસે મારી જોડે લગભગ બે ચાર જ શબ્દો બોલી હશે. એનો પગાર આવ્યો હતો તે પણ મને આપવાને બદલે "પેલી"ને આપ્યો. આટલી નાની વાતથી તે છંછેડાઈ જશે એની મને ખબર નહોતી. એ જ દિવસે હું ઉપરના ખંડમાં હિસાબ ગણતો હતો ત્યારે હું ઘરમાં નથી એવું નણંદભોજાઈએ feel કર્યું. બન્ને વચ્ચે હું સાંભળી શકું એટલા સ્વરે વાર્તાલાપ થયો હતો. ધૂ. બોલતી હતી:

'મને તો રૂપાળી કહે છે.'

'તે કહે જ ને. તમે રૂપાળાં ક્યાં નથી? આટલું બધું તો રૂપ ફાટી જાય છે ને એટલીય ખબર નથી પડતી?'

'ભાભી, તમે સાચું કહો છો ને આ બધું?'

'ત્યારે શું જૂઠું કહું છું? એવાય મને ઘણી વાર કહે છે, ધૂ-બેન હમણાં હમણાં રૂપાળાં બનતાં

જાય છે.' ને તે હસતી હસતી બીજા રૂમમાં જતી રહી હોય એવું મને લાગ્યું.

મેં બારીમાંથી થોડી વારે નીચે જોયું તો ધૂ. આયનામાં જોતી હતી અને એકલી એકલી બબડતી હતી. એ મને સમજાતું નહોતું. પણ ક્યારેક તે ઊંચેથી બોલી જતી હતી: 'હું તમને ભારે પડતી હોઉં એમ લાગે છે. આયનાવાળી ધૂ. અને તમને બધાને સ્વરૂપવાન લાગતી ધૂ. એક નથી એ હું ક્યાંથી જાણું? મને થોડી જાદુવિદ્યા આવડે છે?'

ને મેં ગઈ કાલે સાંજે કિ.ને વાત કરી.

'જાડેર્ખાં, પેલી વાતનું પછી શું કર્યું? ધૂ. હવે આત્મહત્યા કરવાના વિચારો કરે છે. મારી સામે તે પાર વગરની જીભાજોડી કરે છે.'

'ખુન્નુભાઈ, તમેય શું યાર, એની એ જ વાત લઈને મારી પાછળ આદું ખાઈને પડ્યા છો. ભલા'દમી ચરબી ઘટાડવાનો ઉપાય કંઈક બતાવો.'

'એ જ ઉપાય છે બંધુ. ધૂ.ની કંપનીમાં એક એવો જાદુ છે કે તે ભલભલા હાથીભાઈને પણ તીતીઘોડા કરી નાખે છે. મને હવે કીડાની જેમ ચિંતા કોરે છે. ઘરમાં જ્યાં સુધી ધૂ. હશે ત્યાં લગી હું પુષ્ટ નહીં થઈ શકું.'

'જા જા ધૂ. મને પાતળો – તારા જેવો જ સળેખડી કરી શકશે?' કિ. બોલ્યો.

'એમાં તને સંદેહ છે કિ.?'

અત્યારે કિ. અહીં મને ધૂ. સંબંધી વાતચીત કરવા આવવાનો છે. મેં કિ.ને રવિવારે જ આવવાનું કહેલું. કારણ કે ધૂ.નો આજે ચિત્રવાર હતો એટલે તેની અનુપસ્થિતિમાં વાતચીત ઘણી જ સ્પષ્ટ રીતે થઈ શકશે. આ વાતની શરૂઆતમાં જ મેં તમને નહોતું કહ્યું – કિ.ની મને તલભારેય પડી નથી. અત્યારે પણ હું કહું છું એ દુષ્ટ નહીં જ આવે. મેં એના ઘેર જઈ જઈને એક જોડ ચંપલ ઘસી નાખી પણ તે આવ્યો નહીં, માન્યો નહીં. ને એ ક્યાંથી ટપકવાનો હતો? તેમ છતાં ધૂ. હવે ઉંમરલાયક થઈ ગઈ છે એ મને વારંવાર યાદ આવે છે, મને એના બાપની જેમ ચિંતા થાય છે. એના બાપા અત્યારે હોત તો મારા પર આ જવાબદારીના ઓછા ટકા હોત.

તેમ છતાં હું કિ.ની વાટ જોતો હતો. ધૂ.ને મેં જ્યારે કિ.ની ઓળખ આપી ત્યારે કિ. એની સાથે કેટલી આત્મીયતાથી વાતે વળગેલો! એ બન્ને અડધા પોણા કલાક સુધી પ્રથમ મીટિંગમાં વાતોએ ચડ્યાં હતાં. મને એ જ દિવસે ધૂ.નું આમ કરી નાખવું એ સૂઝેલું પણ હું એકદમ કિ.ને એ વિષે નહીં કહી શકેલો. પણ જ્યારે મેં કિ.ને આ વાત કરી ત્યારે તે આનંદનો માર્યો કૂદવાની તૈયારી કરતો હતો પણ એવું શરીર તો તમે જાણો છો ને. ભારે રહ્યું એટલે તે 'અચ્છા હું ધૂ. અંગે વિચાર કરીશ,' કહી શકેલો.

કિ. ધૂ.ની વાતને આટલા વખતથી શા માટે નકારતો આવ્યો એ મને નહોતું સમજાતું. આજે તે આવશે કે કેમ તે માટે હું સાશંક છું. સાડા છ વાગવા આવ્યા. હજી સુધી ન દેખાયો. મેં એને ફોન કરવા પણ કહેલું. મેં ડાયલ લીધું.

'યસ. સીક્સ ટુ વન ફોર, isn't it? I want Mr ki, very fat one. You are his Dad! Don't you know me, I'm his friend, Khunnu the Thin. Oh I see he has just gone. Thank you.'

કિ. ઘેરથી તો નીકળી ગયો છે. આવતાં કેટલી વાર એને? આવતો હશે. થોડી વાર પછી ફરી મેં એને ત્યાં ફોન કર્યો.

'I'm Khunnu The Thin. When did he go out? Bottle! What bottle? ધૂ. બાટલી મૂકી ગઈ છે?'

'હા, તમે મારા પર સી. આઈ. ડી. નહીં કરો તોય ચાલશે, હુ હમણાં જ તમારા કિ. મિત્રને ત્યાં જઈ આવી છું.' ધૂ.એ મારા ખંડમાં ઓચિંતો

પ્રવેશ કર્યો. હું તો ડઘાઈ ગયો. મારાથી રિસીવર મુકાઈ ગયું.

'ને તમારા મિત્ર કિ. અહીં નહીં આવે. મેં એમને આજે સવારે જ માંડીને વાત કરી છે. એ મિસ્ટર જ્યાં લગી મને સ્વરૂપવાન–બ્યૂટી ક્વિન કહેશે ત્યાં લગી હું એને ધિક્કારવાની જ. મને ખબર છે; આયનાવાળી ધૂ. અને તમે બધા કહો છો તે સ્માર્ટ ગર્લ ધૂ. એક જ છે. આયનો બોલે છે એ હું સહન નથી કરતી. મારા મોં પર શીળીનાં ચાઠાં પડ્યાં છે. તમારો મિત્ર કિ. હમણાં હમણાંનો કવિ બનતો જાય છે. એ મને કહે છે :

'તમારા મોં પર તારાઓ ઊગ્યા છે. રૂપેરી પ્રકાશથી તમારું રૂપ આ પૃથ્વી પર નક્ષત્રકન્યાની યાદ અપાવે છે.' પણ ધ્રુન્વુ, તને કહી દઉં છું. મને તારે મારી રીતે ન રહેવા દેવી હોય– તારા ઘરમાં જેમની તેમ પડી રહેવા ન દેવી હોય તો મોઢામોઢ કેમ કહી નથી દેતો? તારા મિત્રે આજે મને ઉમળકાભેર વાત કરી.

'હું આજે તમારે ત્યાં પધારવાનો છું.'

મેં પૂછ્યું, 'કેમ?'

તો કહે : 'મારે પાતળા થવું છે. તમારા ભાઈ સાથે એક સોનેરી સાંજે વાત થઈ છે. હું એ વાતમાં આમ તો પહેલેથી જ સંમત છું પણ તમારો તેજસ્વી સ્વભાવ.' ને હી હી હી કરતો એ હસી પડ્યો. મેં તો એને સંભળાવી દીધું :

'બાઘાની જેમ હસો છો શું? પાતળા થવું હોય તો કહેતા કેમ નથી? હું કેમિસ્ટની દુકાને કામ કરું છું. આજે રજા છે છતાંય દુકાન ખોલાવીશ ને તમારા માટે ચરબી ઘટે એવી દવા લેતી આવીશ. છે અમારી પાસે થોડાં સેમ્પલ. તમે એ માટે નિશ્ચિંત રહેજો.'

હું તો ધૂ.ની આ વાત સાંભળીને ક્યારનોય ડઘાઈ જ ગયો હતો. એ મને ક્યારેય અળખામણી લાગી નથી. આ તો એની વાતો સાંભળીને, એનું દિવસોદિવસ વધ્યે જતું કાઠું જોઈને સહેજ સહેજ થાય છે– લાવો ત્યારે વાત કરી રાખીએ, મેં આવું આવું એને કહેવાનું મનમાં ગોઠવ્યું પણ જીભ ન ઊપડી. ધૂ. બોલ્યે જતી હતી :

'ને તમારે માટે પણ જાડા થવાની બાટલી લેતી આવી છું. હું જ્યાં લગી નહીં પરણું ત્યાં લગી તમને બાટલીઓ પીવડાવ્યા કરીશ. તમે કહેશો એમ કરવા તૈયાર છું. કિ. આમ તો મને ગમતો નથી. એ જાડિયો છે એનો મને વાંધો નથી પણ એ મારાં બેહદ વખાણ કરે છે એ હું સાંખી શકતી નથી. ને હું ય હવે તારાથી ત્રાસી ગઈ છું. જો ને અત્યારે તને વડીલ માનીને તમે કહું છું– એ શું બતાવી આપે છે! પણ કહી દઉં તને, મને ભલો થઈને હવે તું રૂપાળી ન કહેતો.' ને મારી પાસે બેસી ગઈ. મારી ટાઈને ખેંચીને એણે થોડુંક વહાલ કર્યું. મેં એને કહ્યું :

'તું ખૂબ લાડ કરે છે બહેન, તું ઘણી જ ડાહી છે. સમજુ છે.'

એટલામાં ટેલીફોનની ઘંટડી રણકી. મેં રિસીવર ઉપાડ્યું. કિ. બોલતો હતો.

'ધ્રુન્વુભાઈ, તમે મને છેવટે ખરો બનાવ્યો. ધૂ. મારે ઘેર ચિંતાની બાટલી આપી ગઈ છે.'

ધૂ.એ મારા હાથમાંથી રિસીવર ઝૂંટવી લીધું અને કહેવા માંડ્યું :

'ભીમનાથ મહાદેવ, એક જગ્યાએ બેસી રહેશો તો ચરબી વધારે વધશે. દવા હું આપી ગઈ છું તે પી પીને રોજ અમારા ભણી આવતા રહેજો.' ને એણે કશા પણ પ્રત્યુત્તરની અપેક્ષા રાખ્યા વગર રિસીવર મૂકી દીધું.

મેં એને પાસે ખેંચી કાનમાં ધીમેથી કહ્યું :

'ધૂ. તું ખરેખર ખૂબ રૂપાળી છે. ધૂ. તને સાચે જ તારા અંતરના સૌંદર્યની ખબર નથી.'

ને એ છણકો કરીને મારા ગાલ પર હળવી ટપલી મારીને રસોડામાં જતી રહી.

[ તાજેતરમાં જ પ્રગટ થનાર વાર્તાસંગ્રહ વૃત્તિ અને વાર્તા'માંથી. ]

# કારણ વિનાના લોકો

પ્રબોધ પરીખ

ze vatch chetmpa lu cautiptta
etra pru chatmnixuy cotaul cikta
be zebt,
et utttri
mmmmm, mmmmtnaz metchche
millkhttammm.
ze uatcha
ez ahcttau.

હસવાના અવાજો થયા છે. હું ઊભો થઈને માળિયા નીચે બારી છે ત્યાં ગયો, પછી ખુરશી પર બેઠો છું. દાદરા પરથી હવે એમના ઊતરવાનો અવાજ, અને સામે કબાટ છે તેમાં છે એ રમકડાંઓ. અમે સાથે હોઈએ એટલે એવું હસીએ પછી પણ કંઈ નહિ. ઊભો થઈને ઊતરતાં ઊતરતાં ગયાં છે. તેમને આવજો કહેવાનું તો ભૂલી જ ગયો છું. લાકડાનાં ટેબલો સામે બેઠા બેઠા એ કશુંય માનતા નહિ. હું પણ ત્યાં હોઈશ કે પછી આમ ને આમ બેઠા છીએ. અમે સૌ ભેગા થઈએ ત્યારે આમ કોઈક પાર્કમાં કે એવી રીતે શયનખંડમાં 'આ ભાઈ, આનંદ થયો તમને મળીને, કેમ છો, કેમ છો?' સાવ નાનપણમાં આંગળી પકડીને શાક લેવા જતા એ કાકીઓનાં, એમના લાંબા અવાજો. હું ઊભો થઈને બારી પાસે ઊભો રહ્યો છું. સ્ટ્રીટમાંથી એ બધા અવાજો થાય છે. ગામથી એ લોકો ફરવા આવ્યા હતા જેથી શહેર જોઈ શકે, આંખો અંજાઈ જાય ત્યાં સુધી. એ બધાં ઉત્સુકતાથી ફરતાં હશે. ગઈકાલે પેલી ખુરશીઓની બાજુમાં દરવાજાને અઢેલી ઊભા હતા તે મારી બાનાં તે અને તે એમનાં ભત્રીજી આવ્યાં હતાં તે કહેતાં જ હતાં, અને બોલતાં હતાં, ડૉક્ટરે ના કહી છે, પણ હવે જોઈએ. પીત્તળનાં, અને કાચની ડીશોનાં મહેમાનો આવે ત્યારે થતા અવાજો, એવું સાંભળું છું. એ ગયા અને પછી રૂમમા હવે કોઈ રહ્યું નથી. રૂમ સાવ ખાલી છે. મારી આ રૂમમાં હું ઊભો રહ્યો છું. રૂમમાં કબાટ. એવા અવાજો કાગળના હવાથી જે આમતેમ ફરે છે, ઝોળ ઝોળ મોજાં ઇલેક્ટ્રિક વાયરનાં ફરતાં હોય તેમ ફરે છે. મારી રૂમમાં લાગણીશીલ થઈને અવાજ તરડાય છે. રૂપમાં બેઠો છું ને. અમે એક વાર અહીં બેઠા હતા. બારી પાસે ઊભા રહેતાં સ્ટ્રીટમાં થતી ભીડ દેખાય છે. દાદરો હવે તો મૂંગો થયો છે. એના ઘરનો દાદરો મને યાદ આવે છે. દાખલ થતાં જ બીજે માળે એનું ઘર અને એ હોય ત્યાં. એ એટલે કોણ? કોણ હશે એ? પાછળથી એમના ચંપલનો અવાજ સંભળાતો તે એ એ જ હશે. એ તો એવું બન્યું કે, ના રે, હોય કંઈ, એમ ઠાવકાઈથી, બસ કન્ડક્ટર ના કહે છે. મૂઢ જેવા એ, મારા ઘરથી ઘણે જ દૂર રહે છે ને, પ્રબળ ઇચ્છા છે તોય હજુ બસની લાઈનમાં જ છે. આ પહેલાં એક વાર થયું હતું તે મને યાદ છે. એમ જ આ રૂમમાં આંટા મારું છું. ખરેખર તો આમ ન જ થાય પણ હવે થયું જ છે તો. સામે ખીંટી પર વસ્ત્રો મૂક્યાં છે ઝોહરીને. હું પેલી બારી પાસે ગયો,

પછી અહીં પાછો આવીને બેઠો છું. યહૂદીઓનાં ગોઠવેલાં ઘર એક એક ખુલતાં હોય, અને એ ઘર ન હોય, એમાંથી પવન રણમાંથી આવતો રૂમ પર વાય છે. પાંચ માળના આ મકાનની ઉપર અગાશીને અડીને જાય છે તે પવન બારીમાંથી જોઉં છું. નીચે સ્ટ્રીટ છે, અને પછી મોટો રસ્તો, ત્યાંથી જે રસ્તો ડાબી બાજુએ વળે છે તે, હું કંઈ આ કશું માનતો નથી. કાકી તો કહેતાં હતાં વાત ઘણી વધી ગઈ છે. આમ કોઈક વાર અકસ્માત જ સવારનાં છાપાં જોઈએ તો એનો ખ્યાલ આવે છે. કંઈ કરતો ન હોય તેથી કે પછી કોણ જાણે. હસીને એમને તો હું છેક દાદર સુધી મૂકી આવ્યો છું. ક્યાંય સુધી ત્રણ માળના દાદર પર એમના ઊતરવાનો અવાજ આવ્યા કરે. અને એ અવાજ, એ અવાજને સાંભળું છું ને કાનમાં કંઈક થઈ આવે છે. ફલાંગો ભરે છે તે હરણોની પાછળ કોણ હશે એ જાણવા આતુર થઈ જઉં છું. હાથ નાના થઈ જાય છે, આંખો પર શું ઊંચકીને કરોળિયાના મોઢા જેવો એનો હાથ, કાણો હાથ હશે તે? માળિયા નીચે નાની બારી છે, મારી રૂમની, ત્યાં ઊભા રહીને ભાઈસાહેબ જોતા. પાડોશીઓના છોકરા આવીને પૂછે છે કે આ ક્યાં આવ્યું? શું ક્યાં આવ્યું હશે? એમ કે, હું તો ભાઈ, સાવ મૂઢ થઈને જં વાતો કરતો હતો. સામે પલંગ ગોઠવી રાખ્યો છે. ભીંત પરથી ચૂનો ખરે છે, એમનો અવાજ પહોળો છે. એ વાતનો મેં ખ્યાલ રાખ્યો નથી, એનું કંઈ આશ્વાસન પણ ન હોય. સહી ન શકાય એવી મુસીબતોનો સામનો કર્યો છે તે સૌએ. પથારી કરી રાખતા. તીણા અવાજો રાતે તો થયા જ કરે છે. મને પૂછ્યું તો હતું જ. એક વાત તો ખરી જ, કંઈ ખાસ ફાવતું હોય, કંઈ એમ દાદર પર ખખડતું તો હશે જ. હું ઊભો થઈને ત્યાં જોઉં છું. ઊભા થતાં જ ખ્યાલ આવે છે. દોડાદોડ થઈ જાય છે. મોડી રાતે સ્ટેશનમાસ્તર થાંભલાના દીવાઓ પર લખેલું સ્ટેશનનું નામ જોતા જાય. હું એમની સાથે જ જતો. રાતે લાકડાનાં ટેબલો પર ખડકાતા કાગળોના કિલ્લા છે. હું ઊભો થયો છું. ને બેસી ગયો છું. પછી પાછો ફરું છું. દાદરા સામે જ રૂમ છે. અને ત્રીજે માળે. હાથ-પગ ઠંડા થઈ ગયા છે. ગળે કોઈ ધારદાર છૂરી ફેરવતું હોય તેમ. માળિયામાંથી કોઈ દોડી આવ્યું હશે. પણ નહિ. કોઈ નથી. એ તો માળિયાની સામે બેઠો છું. માળિયામાં કબૂતરે ઈંડાં મૂક્યાં છે. સામે બારી છે. અને એ રૂમ દાદર પર કોઈનો અવાજ નથી. ભીંત પર કબાટ ગોઠવ્યાં છે. અવાજના પડઘા થાય છે. ત્રીજે માળે દાખલ થતાં જ સામે રૂમ છે. એ રૂમમાં માળિયાની સામે બારી છે ત્યાં બેઠો છું. હું ઊભો થઈને કબાટ પાસે ગયો. હું પાસે જઉં છું. અવાજો થાય છે. રૂમમાં સમુદ્રની વાસ આવે છે. દશ વરસ થયાં, ત્રીસ, પણ મેં શું કર્યું? શેરબજારમાંથી અમૃતલાલ મોદી, સ્કૂલમાંથી સાથે ભણતા, સુખદુઃખની વાતોને સમય હોય તો સહુ સાથે જ બેસીએ. દશ વરસ થયાં. ત્રીસ પણ મેં શું? હજુ હમણાં જ એ ગયાં એ વખતે, અને એ પહેલાં હસવાના અવાજો થતા. અને પછી એ ગયાં તો દાદરા પરથી જવાના અવાજો. ત્યાં ફોન રાખ્યો છે. હોડીમાં બેઠા હતા. ત્યાંથી પાછા પણ આવી ગયા. અને તેથી કંઈ થયું નહિ, તેથી કંઈ થયું નહિ, એ લોકો મને પૂછતા હતા, ભાઈ, પેલા શહેરની પાછળ અને ત્યાંથી આટલા માઈલ દૂર, દક્ષિણ બાજુ જઈને થોડું ચાલીએ, પછી ત્યાંથી ઉત્તરમાં દશ માઈલ ચાલીએ તો તે શહેર, તેમાંથી કોણ આવતા હશે? પછી પણ કંઈ ખ્યાલ ન રહ્યો, અને ભૂલી ગયો. ખીંટી પર વસ્ત્રોનો ખડકલો થયો છે. ઉખેળતાં કલાકો થશે એમ કહે છે. સામે બારી છે. હમણાં જ કંઈ કામ હશે તે આવ્યા હતા, ભાઈ ગયા છે. દાદરો કોરોકટ ઊભો રહ્યો છે. ભોંયતળિયાથી અહીં સુધી. ત્રીજે માળે રૂમમાં બેઠો છું, અને પાંચમે માળે અગાશી છે. બધાં ત્યાં રમતાં હશે. ઊભો થઈને દાદરા પાસેથી બારી પાસે ગયો

છું, એથી જે અવાજ આવે છે તે ઝાંખો થતો જાય છે. અવાજ ઝાંખો થતો જાય છે, ક્યાં અને કેમ બધું ડૂબી જતું હશે? સભાખંડમાં નવાં વસ્ત્રો પહેરીને આવ્યા છે તે બધા સજ્જનો સાથે નમી નમીને પરિચય થાય છે. ગ્લાસ સામે છે. પછી ઝાંખા ટેબલો હમણાં, થોડોક સમય થયો હશે, ગયા હતા તે, એ પહેલાં પણ કોઈક આવતો, અને એમ બધા સામે જોતો હોઉં છું, જાહેર મહેફિલોમાં ચમકતી આંખો, લૉનમાં પાર્ક કરી છે તે મોટરો, એ બધા આવ્યા હતા એટલે પછી એમની ઓળખાણ થઈ છે. રૂમમાં બેઠો છું. બધા અવાજો થાય છે. કંઈક થઈ ગયું છે તે મારા હાથો પર કેમ ફરતું હશે? કંઈક થયું નથી તે પણ? મોટરમાંથી હમણાં ઊતરે છે તે અમારા ગામની સામે ગામ છે તે પછીના ગામમાં રહેતા. હવે તો એ વાત યાદ નથી, એવા બધા અવાજો થયા છે. હું પહેલાં લાઇબ્રેરી છે તે ખંડમાં બેસી રહેતો ને કલાકો ખોવાઈ જતા હતા, તે ખુરશી પર જઈને બેઠો છું. ઊભો થઈને પાછો બારી પાસે આવ્યો હતો, અને ખુરશી પર બેઠો છું. બારી પાસે ઊભો હતો ત્યારે પાછળ પીઠ પર માળિયાનો પડછાયો હશે. હવે ખુરશી પર બેઠો છું. અમુક મિનિટો પહેલાં દાદરા પરથી એમના ઊતરવાનો અવાજ સાંભળતો હતો. You see, this is, I am, please to see you, એ વાત કહેતા એ હસી પડ્યા, પછી ઘણી વાતો કરી હતી. રેડિયોમાંથી સમાચાર આવે છે તે સાંભળું છું. માળિયા ઉપરથી બધી ઈંટો એક પછી એક ખસતી જાય છે. બટાકાનું શાક છે. ડંકાસ હાંકતા થાકી જઈને તે પાછા ફર્યા. જૂની વાતોની આસપાસ ફરતા રહીને શું જોઈતું હશે મારી પાસેથી? ગયા વરસે જોઈ હોય તેમ જ મારી બારી પાસે ગોઠવેલી રાખી છે. ક્યાંય સુધી દાદરા પરથી એમના ઊતરવાનો અવાજ સંભળાતો હતો. સ્ટ્રીટમાં જોઉં છું તે બધા, એમાંથી ઘણા ડાબી બાજુની સ્ટ્રીટમાંથી આવ્યા છે. પેલાં બેનને ઓળખું છું. બારીમાં ઊભો રહીશ તો કંઈ થશે નહિ. હસવાના અવાજો થયા હતા, તે પછી રૂમમાં કંઈ છે નહિ. આંખો ફેલાવીને રૂમને જોઉં છું. અમૃતલાલ મોદીના નવા ચંપલનો અવાજ દાદર પરથી પવન સાથે આવે છે, માળિયામાં અથડાઈને પડઘા પાડે છે. એમની સાથે નતમસ્તકે ગંભીર વાતો પણ થઈ છે. ગોઠવણ તો થઈ જ ગઈ છે. પણ કંઈ નહિ, બારીમાંથી જોઉં છું, પાસેથી જતાં જતાં કહ્યું, ને મેં સાંભળ્યું. અમૃતલાલ મોદી, મારા ગાઢ સ્નેહી. બારી ખખડે ને અવાજ કરતો કાગડો ઊડી જાય, હાથ લંબાવું ને રેડિયો બંધ થઈ જાય તેમ. સ્ટ્રીટમાંથી જતાં જોઉં છું. સૌએ નક્કી જ કર્યું છે, છેવટે અંત સમયે તો સમજાશે જ. પાંચ જ દિવસ પરની વાત, માળિયા નીચે આવીને બેઠા. અને દલાલ સ્ટ્રીટમાં ઑફિસનું નક્કી થયું. અવાજ તરડાય છે, પણ કંઈ નહિ. બે આંગળીની વચ્ચે ખાલી જગ્યા છે તેમાં જોઉં છું. સામે માળિયું છે આ રૂમમાં, મકાનની નીચે ગુરખો બેઠો છે. આવજો કહેવાનું ભૂલી ગયો છું તે તો હવે ગયા હશે. અમૃતલાલ મોદી, કુટુંબીજનો, હસીને નમસ્કાર ઝીલું છું. શિયાળાના દિવસોમાં ઠંડી પછી ઉનાળામાં તડકો. હવે ચોમાસું બેસશે ને વરસાદ આવશે. હસતાં હસતાં ઊભો થઉં છું. બારીમાંથી લાંબા અવાજો નાના હોવા સુધી ફરતા જાય છે તે તમે, ખરેખર, સાવ સાચું, કહું છું ના બોલાવે છે. રૂમમાં અવાજો ભરાતા જાય છે, કબાટ સામે જોઉં છું ને મને એ યાદ આવે છે. હવે બોલું છું, સામે રૂમમાં કેટલા બધા લોકો બેઠા છે તે—સાંભળતા હશે અને તે લોકો સો જે બજારમાં સોમવારથી રવિવાર માટે ખરીદી કરે છે, અને એ લોકો પણ જે સહેલગાહે પુરાણી મૂર્તિઓ જોવા નીકળ્યા છે કે નાની નાની રૂમોમાં બેસી અતિમુશ્કેલ પ્રશ્નોની છણાવટ કરે છે એ લોકો પણ બોલતા હશે ને? બધા અવાજો થયા, હું ઊભો થઈને માળિયા નીચે બારી છે ત્યાં જઈને

બેઠો છું, રશિયન ઊનનાં 'કોટો ને નોવે'ની ઠંડી મસાલાથી ભરેલી માછલીઓ. ટ્રામમાં, આવજો કહ્યું છે તે તો બેસી જ ગયા હશે, દાદરા પરથી એમના ઊતરવાનો અવાજ સંભળાતો નથી કે બારીની પાસે ખુરશી છે. આ રૂમમાં, તેમાં ભીંત પર ઉપરની બાજુ હાર પહેરેલા કોઈકના ફોટોગ્રાફની નીચે હું બેઠો છું. ઊભો થઈને સ્ટ્રીટમાં જોઉં છું. બધી દોડાદોડી થઈ ગઈ છે, ક્યાં કશું હશે તેની કંઈ ખબર નથી. બધા શું બોલે છે તે કંઈક, જેમને આવજો કહ્યું હતું તે તો ગયા. ફેરિયાઓના અવાજ આવે છે. હવે તો આ રૂમમાં, ને ખોલું છું તેમાં ઢોલના અવાજ પ્રસરતા જાય છે. ઢોલના અવાજો ઝાંખા થતા જાય છે સમુદ્રમાં ડૂબે છે, ને અવાજો શહેરમાં છે તે બારીમાંથી જોઉં છું. અમૃતલાલ મોદી કશું કહે છે, અમે, ગાઢ સ્નેહીઓ, બચપણનાં સાથી. હસવાના અવાજો થાય છે. ઊભો થઈને માળિયા નીચે બારી છે ત્યાં ગયો, પછી ખુરશી પર બેઠો છું. દાદરા પરથી હવે એમના ઊતરવાનો અવાજ, અને સામે કબાટ છે તેમાં છે એ રમકડાંઓ. અમે સાથે હોઈએ ત્યારે એવું હસીએ, એટલે પછી પણ કંઈ નહિ, ઊભો થઈને ઊતરતા ઊતરતા ગયા છે તેમને આવજો કહેવાનું તો ભૂલી ગયો. ભૂલી ગયો અમૃતલાલ મોદી, મારા ગાઢ સ્નેહી, બારીમાંથી જોઉં છું. હસવાના અવાજો થયા છે. હું ઊભો થઈને બેસીને ઊભો થઈને.

[તાજેતરમાં જ પ્રગટ થનાર વાર્તાસંગ્રહ 'કારણ વિનાના લોકો'માંથી]

# ૩।।

# ફૂટની

## ઘટના

રાધેશ્યામ શર્મા

ઊંઘમાંથી એ ઊઠે છે ત્યારે એનું નામ યાદ નથી રહેતું. ગંધાતી ગોદડીના લીરાચીરામાંથી છૂટતી વાસ એને અજબ જાતની હૂંફ આપે છે અને પછી તો એને કશી વસ્તુની જરૂર નથી પડતી – નામની ય નહિ. પોતે હસ્તી ધરાવે છે એની પ્રતીતિ એને પોપચાં ખોલે છે, પટપટાવે છે કે તુરત થઈ જતાં વાર નથી લાગતી. એક જો આંખ ખોલીને પછીથી બીજું કશું કરવાનું મન નહોતું. એમ ને એમ અમસ્થા પડ્યા રહેવાનું વધુ ગમતું પણ કાંઈ કર્યા વગર છૂટકો નહોતો. ઘર બહાર નીકળવું એમને છાંયડેથી તડકે કાઢ્યા જેવું લાગતું. તડકો તેને ડામરની સડકની અને ડામરની સડક વતનની ભેંસની ખરબચડી ચામડી જેવી લાગતી તેથી કે રામ હેર કટિંગ સલૂનની 'શોપે' જાણે ભેંશ પર સ્વાર થઈ પહોંચી જતા!

'હું મશીન થઈ ગયો કે શું?'

એ તિથિથી કે. ગમ સૃષ્ટિની સ્થાવર જંગમ મિલકતોને અને જડચૈતન્ય સર્વ કોઈને ઊંચાઈની પરિભાષામાં માપવા લાગ્યા. મકાનો ઊંચા લાગે તે સમજાય, ઝૂંપડીઓ પણ તેમને ઊંચી લાગવા માંડી. પુલ ઊંચા ઊંચા લાગે તે બરાબર પણ ધીરે ધીરે ફૂટપાથ પણ ઊંચી ઊંચી જણાવા લાગી. પ્રાણીઓ અને પદાર્થો જેમ જેમ ઊંચા દેખાવા આંખ ખોલવાની એની આદત અસાધારણ જણાશે છતાં એવું છે એની ના તો કોઈથી નહિ ભણી શકાય.

એક વજનદાર પોપચાને ફાફા પરથી ઊતરતી, ઉપાડી જોવાનું અને દરમ્યાન બીજું પોપચું ઊંચું થઈ જઈ દગો ના દે એ ક્રિયા વિરલ પરાક્રમ જેવી નથી જણાતી? કોઈથી પણ ભૂલચૂક થઈ જાય ત્યારે એ તો ભૂલથી પણ એમ ન થવા દે.

એક આંખ નાટકની પ્રથમ ઘંટડીની જેમ ખૂલે, બધું ઝાંખું ધૂંધળું અને એ દૃશ્ય માપ્યા પછી બીજી આંખ ખોલવાની પ્રથા એને સદી ગઈ હતી.

'આવું કેમ કરે છે?' એવું પથારીમાં પડ્યે પડ્યે એક વાર પોતાને પૂછેલું. એને અજાણ્યો એવો કદાચ જવાબ આપ્યો હતો કે, જાગતા જગ-તની સામે એક આંખ મીંચેલી રાખીને બીજી આંખને તાકતી રાખવાના લોકો ગેરસમજ થાય એવા ને એટલા અર્થો કરે છે.

'અરથી' જેવો શબ્દ સાંભરતાં એને પથારી-માંથી ઊભા થઈ નળે મોં ધોવાનું, કોગળા કરી કાગડાને ઉડાડવાનું અને દાતણ બાદ ઊલ ઉતાર-વાનું સૂઝયું. અને એમ ને એમ ખુદનું નામ યાદ આવી ગયું: કે. રામ. કે. રામ કરતાં કેવળ રામ કે રામચંદ્ર નામ હોત તો!

ગઈ રાતે જ કે. રામે શાહે આલમના મકબરા-ના કમાનદાર દરવાજા નીચે કાળા કપડામાં સજ્જ એવા ફકીર સાથે ચલમનો એક દમ લીધેલો અને

કબીરવાણી અને સૂફી ફકીરની ભેદભરી કથાઓને સુસ્ત ચાંદનીમાં સાકાર થતી નિહાળેલી. લાલ પથ્થરના દરવાજાથી મસ્જિદ સુધીના કાંકરાળા માર્ગે ઊભેલાં હારબંધ વૃક્ષોનાં પાંદડાંમાં નગીના મઢ્યા હોય એવો ચળકાટપૂર્ણ અવાજ કે. રામને હાલ પણ ચમકાવી ગયો.

જલદી જલદી મફલર વીંટી દાંતના સફેદ સારેગમ સૂર પર જીભને ફેલાવતા એમણે પથારી ઊફરી કરી લીધી. એમને કશું કરવાનું સૂઝતું નહોતું કેમકે એક વાર એવું બનેલું કે પુષ્કળ — કે. રામના શબ્દોમાં બ્રશના સાબુફીણ જેટલા તાપથી સૂરજ જમીન પર પુષ્કળ તૂટી પડેલો. દિવસ રજાનો હતો અને કે. રામ દુકાનને બદલે ખદબદતી સડક પર હતા. ક્યાંય છાંયાનો છાંટો પણ હોય તો એ ખોજમાં હતા. ખુલ્લા પગ અસ્વાની ધાર પર આગળ વધતા હતા. ત્યાં એક જરા દૂ...ર એક ભેંશને માર્ગ વચ્ચોવચ્ચ ઊભી રહેલી રામે દીઠી.

તડકાના લીધે નીલ રંગીન કાગળ પર કાળાધબ્બ રંગે નખશિખ ભેંશને ચિત્રવત્ છાપી હોય એવો સ્થિર પડછાયો ભાળી કે. રામ ત્યાં ગયા.

અને ત્યારે કે. રામને પહેલી વાર ખ્યાલ આવ્યો કે પોતે તો ઊંચી ભેંશના આંચળથી થોડાક જ ઊંચા હતા. ભેંશ કોઈ કાળા પથ્થરમાંથી કોતરી કાઢી હોય એમ થોડી વાર સુધી સ્થિર રહી. કે. રામને જરાક હીચકારો થયો ના થયો ત્યાં તો ભેંશમાં જીવ આવ્યો, પડછાયો હાલ્યો અને એ આખાય ઓછાયાને ઊંચકીને એ ચાલતી થઈ. તંદ્રામાં ખેંડેલા કે. રામે ઝબકીને જોયું તો પ્રાણીના જવાથી તે પોતાની છાયા સાથે નિર્જન માર્ગ પર એકલા રહી ગયા. જેનાથી ભાગતા હતા એ છાયાએ એક મેલી માતા કે દેવીની પેઠે કે. રામને એ દિવસથી પકડી લીધા. બળતા પગે એણે જાણે ઝળહળતા સત્યનું દર્શન કરી લીધું. પગ બળતા બંધ થઈ ગયા અને અન્યત્ર કશુંક સ્વાહા થવા માંડ્યું.

કે. રામની છાયા બરાબર ત્રણ ફૂટ હતી. ગણીને ત્રણ ફૂટ, ન ઓછી ન વધતી. પગ રીક્ષાનું બસૂરું હોર્ન ને રિક્ષાવાળાનો ઘાંટો : એ ભાઈ, જરા 'દેખ કે ચલ ' કે. રામ ભાગ્યા પેટી સાથે વાસ ભણી. તે દિવસે તેમના મગજમાં શાળ ખાતાના અનેક સાંચા એવું સાથે ખટાખટ ચાલતા રહ્યા. પાણી પીધું, ચા પીધી, ખાખી બીડીની સટ લીધી પણ સંચા ચાલુ ને ચાલુ.

જરા મોટેથી બોલીને રહી ગયા. પગ માંડ્યા તેમ તેમ કે. રામ નીચા ને નીચા થતા ચાલ્યા. કોઈ વાર તો એવો ભ્રમ થવા માંડ્યો કે પૂર્વેની નીચી વસ્તુઓ પોતાના કરતાં હવે ઊંચી ઊંચી ભળાઈ. એ શ્વાસ લેતા ત્યારે પણ હળકથી વિચારી જોતા કે આ જે શ્વાસ લઉં છું એ ઊંચો તો નહિ હોય, પણ શ્વાસ નાસિકા બહાર આવતો ત્યારે કે. રામને ચોક્કસ ખાતરી થઈ ગઈ કે પોતાનો તો શ્વાસ કે નિશ્વાસ પણ ઊંચો નથી!

બે માળની બસ જોઈને એમને ચક્કર આવતા. ચક્કર ચઢતા ત્યારે લાલલીલા રંગનાં વર્તુળો તેમની દૃષ્ટિને ઘેરી વળતા અને એવાં રંગબેરંગી વર્તુળોની વચ્ચે સફેદ ચાક યા ખડીથી કાળા પાટિયા પર કરેલી મોટી ચોકડી કેટલીક વાર દેખાઈ જતી.

એક વેળા ખ્રિસ્તીઓના ચર્ચ આગળથી નીકળતાં કે. રામે દેવળની બહાર અચંબાથી જોયું તો એ ચોકડીને એક બાજુ ઢળતી રાખીને કોઈક નિશાનને નિયોન લાઈટથી શણગારી મૂક્યું હતું. એ ક્રોસ હતો પણ ક્રોસને જોઈ કે. રામના ચિત્તમાં બે માળની લાલ લાલ બસો ગોળ ગોળ ઘૂમવા લાગી અને એ ફૂટપાથ પર આંખ હાથ દઈ બેસી પડ્યા. દેવળમાંથી પ્રાર્થનાના અને અનુવર્તી ઓરગનના ધ્વનિ કે. રામના કાનની લાંબી બૂટો સાથે પોપટની પાંખોની પેઠે અથડાવા લાગ્યા.

કચ કચ કચ. સંતોષકારક હેર કટિંગ સલૂનમાં કાતરોની કાબરોના એકસરખા ધીમા રવ આ સાંકડી

શાપને બગીચામાં પલટી આપવાને સમર્થ હતા. કે. રામ અહીં જ નોકરી કરતા. જુવાન માલિક બહાર જાય એટલે કે. રામ ફિલ્મી ગીતો ઉપરથી ભજનોનાં સ્ટેશન ભણી રેડિયોના કાંટાને લઈ જતા.

અને એમ ઘરાકો ઘટવા લાગ્યા. ઘરાકી કે. રામ માનતા એમ એમની કેચી કટિંગના કસબ કરતાં ફિલ્મી ગીતોની ફરમાયશ પર નભતી અને વધતી એ એમના ખ્યાલોના ખેતરમાં કદી ઊગેલું નહિ.

બીજી પણ એક વિશેષતા હતી જે આખા શહેરની કોઈ શોપમાં નહોતી. ગ્રાહકો માટે તો 'પુશ બેક,' સુંવાળી, ગાદીદાર ખુરશીઓ બધે હોય પણ અહીં તો એક આ કારીગર માટે ય લોખંડની નાની ખુરશી હતી.

કે. રામની ઊંચાઈ કુલ મિલાવીને સલૂનની ખુરશીના હાથા લગી માંડ પહોંચે. નીચે ઊભા ઊભા એ હાથ ઊંચો કરે તો માંડ ગ્રાહકની દાઢી સુધી આવે.

એક ગ્રાહકે તો એવું કહેલું પણ ખરું કે. રામ! આજના રાજકારણીઓની જેમ સિંહાસન જેવી તમારી ખુરશી બેસવી લઉં, તમે ભોંય ઊભા રહી હાથ લંબાવો તો ખબર પડે કે મને કેટલે આવી રહો છો. મજાકમાં કે. રામ ખુરશી પરથી હેઠા ઊતરી ગયા, હાથ ઊંચો કર્યો તો પેલાએ હાથને દાઢી પર ખેંચી લેતાં કહ્યું, 'રામે મારી દાઢીમાં હાથ નાખ્યો!' પણ એ દિવસથી કોણ જાણે શું થયું તે કે. રામની પડતીનો ચંદ્રમા શોપનાં દર્પણોમાં પૂર્ણિમા ઉજવવા માંડયાં!

એક ઘરાકને મૂછો પર અસ્ત્રો અડી ગયો, લોહી ધગધગ વહેવા લાગ્યું, કે. રામ ફટકડી લગાવે રાખે, પાવડરનાં ટપકાં કર્યે રાખે, પણ લોહી તો નીક પડી ગયા પછી ચોમાસામાં પાણી નીકળે તેમ ફૂટચે જ જાય, કે. રામ ગભરાયા. દુકાનમાં એકલા હતા, અરીસા હતા, અગરબત્તી હતી, ઘરાક હતો, થોડી ચકલીઓ હતી એટલે પાન ખાવા ગયેલા જોડીદાર કારીગરને બોલાવવા ખુરશી પરથી ઊતરવા જતા હતા ત્યાં ઊંચી થયેલી ખીલી જેવું લૂગડા સાથે કાંઈક ભરાયું અને સાથે કેદ કે. રામ થયા ભોંયભેગા. લોહી ફૂટેલું તો ય અને અટકતું નહોતું તોંય ઘરાક કે. રામની હાલત અને દેદાર જોઈ હસ્યો, ખૂબ હસ્યો. એટલું હસ્યો કે કે. રામને આઘાતને સ્થાને આરુ આશ્ચર્ય થયું.

આ સાહેબ ત્રણ મહિનાથી હસતા બંધ થઈ ગયેલા. એમની પ્રિય પત્ની બેંક મહિના અગાઉ ગુજરી ગયેલી એ બીના પણ એમને ગંભીર ના રાખી શકી. કે. રામ ગ્રાહકને પ્રિય એટલા માટે હતા કે પેલા એમના તરફ સમભાવ બતાવે એ પૂર્વે કે. રામ તેમની બાજુથી સહાનુભૂતિનો શુભારંભ કરી દેતા.

દાખલા તરીકે જ્યારથી પેલા ભાઈસાહેબની સ્ત્રીના કરુણ મોતના સમાચાર સાંભળ્યા ત્યારથી શોક પાળતા હોય એમ ચાલુ રેડિયો બંધ કરી આખી શોપને શોક પળાવતા! સ્ટૂલ પરનાં ફિલ્મી સામયિકો ઉઠાવી અને ગંગાવતરણના ત્રિરંગી ફોટાની પાછળ એ મૂકી દેતા.

અને એ જ ઘરાક કે. રામના પડતા ઉપર પાટુ, પ્રમાણે હસતો હતો. ચાચડાના પટા પર એ સ્ત્રીની જેમ જીભને દાંત પર પ્રભાતની માફક દાંતના પાછલા ભાગે ફેરવી કે. રામે હિન્દીમાં હંકાર્યું. 'ઈસમેં હસતે કાયકો? હમ ભી કુછ સમજતા હૈ.' આ પછી તો પેલો ઔર હસવા લાગ્યો, પેટ દબાવી કોચલું વળીને હસવા લાગ્યો. વાદળી નેપકિન પર સાબુનું ઘોળું ફીણ તેમજ લાલ હિંગળોક જેવું લોહી ફેલાયું.

હવે કે. રામથી ના જિરવાયું. ખુરશી પાછળની માથાને ટેકાવતી દંડી પાડી નાખી અમે બોલ્યા, 'ઉઠો, દાઢી નથી કરવી, ચલે જાઓ.'

ગ્રાહકે પછી શું કર્યું, માલિકે શું કહ્યું એની ખબર નથી. કે. રામે કેવળ રામના આશરે સલૂન છોડી દઈ હારબંધ લાટીઓમાં પેટી લઈ સ્વતંત્ર

૮-૭૭

ફરવા માંડ્યું.

જે દહાડે તેમણે શોપ છોડી એ દિવસે જ ઊંચી એડીના બૂટનું તેમણે પરમાણું આપેલું અને 'બે દિવસમાં તૈયાર જોઈએ" એવો વટથી ઑર્ડર આપેલો. ઘરાકનો હસવામાં કશો વાંક હતો કે નહિ, આવેગમાં પોતે નોકરી મેલી ચાલતા થયા એ બરાબર હતું કે નહિ અને દસ વરસની ચાલુ નોકરીના પગારની નિયમિત નિરાંત હવે પછીની જિંદગીમાં મળશે કે નહિ એવું કશું વિચારવા યા વિમાસવાની તેમની તૈયારી નહોતી. કહી શકાય કે તેમની એવી કશી ઇચ્છા જ નહોતી. એટલા માટે જ કદાચ એ રાતે નવથી બારના શોમાં ફિલ્મ જોઈ આવ્યા. પરંતુ ફિલ્મ જોઈને થિયેટર બહાર આવતાં સવારને બદલે એ રામ એમનું નામ ભૂલી ગયા. કોઈકે કે. રામને ઓળખીતા સમજી બીજા નામે બોલાવ્યા, એ ના બોલ્યા ત્યારે પેલાએ ખરેખાત નામ પૂછ્યું ત્યારે પોતે જવાબમાં ખુદનું નામ કહેતાં વાર કરી ખચકાયેલા.

ફિલ્મ જોતા કે. રામને કોઈકે માથા પાછળ ટપલી મારેલી. પાછું ફરી જોયું તો કોઈ લફંગા જેવો લઘુ માણસ સિસોટીઓ બોલાવતો હીહી કરતો હસતો હતો. કે. રામને મુખે 'હિ-જ' ગાળ જેવો શબ્દ આવેલો પણ એ ગળી ગયા. ઊંચા પરદા પર એકી આંખે ફિલ્મ જોતાં બોચી દુખવા લાગી જે પેલાની ટપલીથી ખરેખર ચચરી ઊઠી હતી.

બીજી સવારે બીડી પેટાવી, માચીસ પેટીમાં કેટલી કાંડી રહી એનો અંદાજ લગાવતા એ લાટીમાં ગયા ત્યાં બીડીની ધૂણીમાં તેમણે સૂમસામ પડેલાં લાટીના લક્કડકાપુ પટાદાર મશીન નીચેના ચોખ્ખા ચણુક ખાડામાં રાતા ગવનમાં શોભતી એક પ્રૌઢ પણ સુંદર ઔરતને દીઠી. કે. રામની આંખો જે પાંત્રીસ સાલની હતી એ એકાએક પંદર વરસની થઈ ગઈ. બાળપણમાં રમેલી કાચની લકટીઓ સરકટ સરકતી એક અંધારી ગલીમાં પડી જતી દેખાઈ.

જાહેર માર્ગ પરથી એક વરઘોડો પસાર થતો હતો. વાજાના ભૂંગળાના પાછળથી થતા ભોં ભે અવાજે કે. રામની હસ્તીને ધક્કો મારવા માંડ્યા. એ એમનું નામ વીસરી ગયા. લબડતા લાંબા લાંબા પટ્ટા, ઊંચું કાળું મશીન, ખાડામાં પડેલા લીલા લીલા વ્હેરનો ઢગ, રાતા ગવનની જાણે ચૂંદડી, નેતરું દેતી આંખો—અચાનક કે. રામને સાંભરી આવી એમની ઓરમાન મા, જે છતા ધણીએ નાતરે નાસી નીકળેલી!

મશીન આગળની પ્રૌઢ રૂપા સ્ત્રીનો હાથ એના લાલમલાલ ચીંથો વસ્ત્ર પર હતો અને એના પર થોડીક માખીઓ નીરવપણે ફરતી હતી.

કે. રામને થયું કે પોતે ખરેખાત માખી બની ગયો છે અને પેલાં લાલલાલ વસ્ત્રો વચ્ચે સીવેલા આભલાના આયનામાં અટવાઈ ગયો છે.

હજામતની પેટીમાં અસ્રો છે. એ ખ્યાલથી કે. રામ ધ્રૂજી ઊઠ્યો. છરીથી બોકડા વધેરાતા એણે એક વાર દીઠેલા. સામેની સ્ત્રીના લૂગડામાંથી લોહી વહી રહ્યું છે, પેલા ઘરાકની દાઢીનું લોહી સાંભર્યું, એની મૃત પત્નીનું સ્મરણ સળવળ્યું...એ જાગ્યો ને બોલ્યો :

'જય મા!'

[ તરતમાં જ પ્રગટ થનાર વાર્તાસંગ્રહ 'પવનપાવડી'માંથી ]

# ઝરૂખામાંથી

અશ્વિન દેસાઈ

તો, ઝરૂખો શહેરના મુખ્ય રસ્તા ઉપરે પડે છે.

આમ તો ઝરૂખાને લાકડાની પટ્ટીના કઠેરા છે, પણ ઝરૂખો ખાસ્સો મોટો - આરામથી હરીફરી શકાય એવો - છે. ઝરૂખામાં આવવા માટે એક સાંકડું બારણું છે તે મકાનના ઉપલા માળના કોઈ રૂમ સાથે જોડાયેલું છે. વધારામાં ઝરૂખાની ઉપર એક લાકડાની જૂની કમાન પણ છે અને તેની ઉપર ઇંતેજાર કરતી કોઈ સ્ત્રીનું નકશીકામ છે.

હવે ઝરૂખામાં કોઈ ચોક્કસ સમયે બારણું ખોલીને આવી શકાય એમ છે.

આવીને, લાકડાના કઠેરા ઉપર કોણીઓ ટેકવીને, કોઈની રાહ જોતા હોય એવી રીતે ઊભા પણ રહી શકાય એમ છે. પછી, ચોટલો આગળ લાવીને, ચોટલાને છેવાડે બાકી રહી ગયેલા વાળને ગૂંથી પણ શકાય એમ છે. દાંતમાં આંગળી નાખીને ધીમેધીમે ચાવી પણ શકાય એમ છે. વાળની કોઈ નટખટ લટ પવનથી ઊડાઊડ કરે તો દૂર સુધી નજર કરતાં કરતાં, તે લટને હાથથી દબાવીને માથા ઉપર પાછી સરખી પણ ગોઠવી શકાય એમ છે. આંખો પટપટાવી શકાય એમ છે. અને પછી, ગુસ્સે થઈને, ઝડપથી બારણાં તરફ વળીને, વળી પાછી એક છેલ્લી વાર લાંબે સુધી નજર કરી લઈને, રૂમમાં ભરાઈ જઈને, ધબ્બ દઈને બારણું બંધ પણ કરી દઈ શકાય એમ છે!

પણ ઝરૂખામાં બપોરના જાલિમ તડકામાં ઊભા રહેવાની મજા આવે એવું નથી. જોકે હા, કોઈ વાર તો બપોરે પણ...

પણ ઝરૂખામાં ઊભા હોઈએ ને... અચાનક નીચેથી કોઈ તીણી ચીસ પાડે તો ચમકી જવાય એવું છે. પછી ભલે એ અવાજ સ્વાતિ-રેખા-કામિની કે પૌરવીનો હોય.

'હાય રે! હું તો એવી બી ગઈ! ગજબની છે તું તેરૂ!' એમ નીચે જોઈને, આંખો પહોળી કરીને, છાતી ઉપર બન્ને હાથ મૂકીને કહી શકાય.

'તે એટલા બધા ધ્યાનમગ્ન થઈ જવાનું કંઈ કામ છે? જરા નીચેની બાજુએ પણ નજર નાખતા રહેતા હોઈએ તો?'—સ્વાતિ અથવા રેખા અથવા કામિની અથવા પૌરવી.

'મારી બા કહે છે કે નીચે બહુ ડોકાઈએ તો પડી જવાય!'

'અને એમ નહિ કહ્યું કે બહુ લાંબે સુધી નજર કરીએ તો ભાગી જવાય!'

'જરૂ! લુચ્ચી! તને તો ભાગવા સિવાય કંઈ આવડતું જ નથી!'

'હા, એકીટશે દૂર સુધી જોઈ રહેતાં તો નથી જ આવડતું!'

'હવે ચિબાવલી થતી, ઉપર આવવું હોય તો આવ ને!' ઝરૂખાના કઠેરા ઉપરથી નીચેની બાજુએ એકદમ ઝૂકી પડીને, પૌરવી અથવા કામિની અથવા રેખા અથવા સ્વાતિને પ્રેમથી ઉપર પણ બોલાવી શકાય.

'નાઆઆઆ રે! તને કયા ડિસ્ટર્બ કરીએ હમણાં! હવે એકાદ દિશામાંથી સાઇકલ પણ આવવામાં જ હશે?'

નીચે ઊભેલી છોકરી છેલ્લા વાક્ય ઉપર આંખો નચાવે ત્યારે, ખોટું ગુસ્સે થઈ શકાય એવું હોય એટલે, ઝરૂખામાં કંઈ પડ્યું હોય તે હાથમાં લઈને નીચે ઊભેલી છોકરીની ઉપર ફેંકી પણ શકાય.

પછી થોડી બીજી ગમ્મત કરી લઈને વાત આગળ પણ ચલાવી શકાય. અને એવું પણ બને, કે જે સાઇકલ વિશે વાત થઈ હોય અને જેની રાહ જોવાઈ હોય તે સાઇકલ ક્યાંક પંક્ચર થઈને પડી હોય. અને આજુબાજુમાં કોઈ સાઇકલની દુકાન ન હોય તો ઘર સુધી ઘસડીને લઈ જવી પડી હોય. સાઇકલને સ્ટેન્ડ નથી એટલે, ચાલીમાં રમતા કોઈ છોકરાને જરાક પકડવાનું કહીને રૂમના તાળાને ચાવી લગાવવી પડી હોય. બારણું ખૂલતાં એકાદ પોસ્ટકાર્ડ પડેલું દેખાયું હોય તો તરત જ ઉપાડીને વાંચી લેવાયું હોય. પછી તાળું ટેબલ ઉપર મૂકીને

સાઇકલને ઘરમાં લઈ લીધી હોય.

કદાચ સાઇકલ 'ભારત હિન્દુ લૉજ'ના દાદર પાસે પડી પણ હોય. એને તાળું નથી એટલે, આજુબાજુ રમતા છોકરાઓએ રમત બંધ કરીને, વાંકા વળીને સુપર્ફાઈથી લૉજમાં જમતા માણસો તરફ પણ જોઈ લીધું હોય, અને કંઈ જ ધાસ્તી ન જણાતાં સાઇકલ લઈને ભાગી પણ ગયા હોય. એક એક 'રાઉન્ડ' પછી સાઇકલ પાછી મૂકી દેતી વખતે, છોકરાઓને, 'સાલા હરામખોરો!'—ની ગાળ સાઇકલ મૂકીને ભાગતાં ભાગતાં સાંભળવી પણ પડી હોય.

કદાચ સાઇકલ 'મોહનલાલ ઍન્ડ કંપની'ના બારણામાં પણ પડી હોય. શેઠનો નોકર 'જરા ગોડાઉન ઉપર જવું છે,' કહીને સાઇકલ લઈ પણ ગયો હોય, અથવા દુકાનમાં પેસતાં જ 'સેલટેક્ષની ઑફિસમાં પહેલાં જઈ આવે તો!' એમ શેઠે જો કહ્યું હોય તો સાઇકલ સેલટેક્ષની ઑફિસ તરફ પણ ઊપડી હોય.

ઉઘરાણીનો દિવસ હોય તો સાઇકલ શિવદાસ ઝવેરીની દુકાને પણ પડી હોય. ત્યાંથી પછી કુંદનલાલ, રાસબિહારીભાઈ, સુરતવાલા, ધનજીશા પસ્તાકીઆ ઍન્ડ કંપની, ભવાનજી ખીમજી અને બને તો રસ્તામાં 'શ્રી રામભરોસે હિંદુ હૉટલ.'

ઉઘરાણી પત્યા પછી જો સાંજના ૭ વાગવાને અડધો-એક કલાકની વાર હોય તો, સાઇકલ કદાચ શહેરના મુખ્ય માર્ગ ઉપર પણ દોડવા માંડે. અમુક અંતર કાપીને ધીમી પણ પડે. ઝરૂખાની સામેના પાનવાળાની દુકાને ઊભી પણ રહે. 'એક બનારસી, કચ્ચા સુપારી'નો ઑર્ડર અપાય એટલામાં તો, સાઇકલ પથરા સાથે ગોઠવેલી હોય, એટલે પડી પણ જાય. એને ઊભી કરતાં કરતાં અને ફરીથી સરખી ગોઠવતાં ગોઠવતાં ઝરૂખા તરફ એકાદ નજર નાંખી પણ દઈ શકાય!

અને ઝરૂખા તરફ જોઈ શકાયા પછી તો, ધબ્બ દઈને જોરથી અવાજ કરીને બંધ થતું બારણું પણ જોઈ શકાય! અને તેના પ્રત્યાઘાતમાં સહેજ હસી પણ શકાય!

સદ્‌ભાગ્ય જો બારણું બંધ ન થાય તો, થોડા હાથના ઇશારાઓ કરવાનો મોકો મળે! ઝરૂખાથી તો પાનવાળાની દુકાન સુધીની દૂરીમાં માત્ર હાથના ઇશારાઓ જ જોઈ શકાય એમ છે, મોં ઉપરની લાચારી કે ગુસ્સાનો ભાવ કળી શકાય એમ નથી.

પછી સાઇકલ પાછી ધીમે ધીમે ખસવા માંડે ત્યારે, પાનવાળાની દુકાન આગળ ઢોળાયેલા પાણીના પટ્ટા રસ્તા ઉપર દોરાતા જોઈ શકાય. અને દૂર દૂર ચાર રસ્તા આગળ સાઇકલને અદૃશ્ય થતી પણ ઝરૂખામાંથી જોઈ શકાય.

પણ હકીકતમાં એવું બને છે કે શહેરનો મુખ્ય રસ્તો વખત જતાં રાષ્ટ્રીય ધોરી માર્ગ સાથે જોડાઈ જાય છે. અને આમ થતાં જ, ચાર રસ્તાના ક્રોસિંગ આગળ એવી મતલબનું પાટિયું લગાવવામાં આવે છે કે: 'હાથલારી, બળદગાડાં અને સાઇકલસવારો માટે રસ્તો બંધ છે.'

મુખ્ય રસ્તા ઉપર સાઇકલો ફરતી બંધ થાય છે, ત્યાં આગળ વાત અટકતી નથી અને રસ્તાને વધારે પહોળો કરવાનાં પગલાં લેવામાં આવે છે. આમ કરતી વખતે, ઝરૂખાની નીચેના ભાગમાં આપેલા લાકડાના ટેકાઓ માટે સત્તાવાળાઓ મકાનમાલિક સામે વાંધો નોંધાવે છે. અને એ ટેકાઓ વાહન-વ્યવહારને અંતરાયરૂપ થતા હોવાના દાવાથી કાઢી નાખવામાં આવે છે.

હવે, ઝરૂખામાં નીકળવાનું જોખમકારક હોવાથી, ઝરૂખામાં આવવા માટેનું બારણું અંદરથી કાયમને માટે બંધ કરી દેવામાં આવે છે!

જોકે આમ તો હજી પણ ધારીએ તો બારણું ખોલીને ઝરૂખામાં આવી શકાય એમ છે. ઝરૂખો ય હજી છે, બારણું ય હજી છે, અને એકાદ વ્યક્તિના વજનથી કંઈ ઝરૂખો નીચે આવી પડે એમ પણ નથી!

અને સાઇકલને લાગેવળગે છે ત્યાં સુધી, ચાર રસ્તા આગળ કોઈ વાર પોલીસની નજર ચુકાવીને, હજી પણ એ જ જૂના રુઆબથી ઝરૂખા પાસેથી પસાર થઈ શકાય એમ છે!

હજી પણ કંઈ બગડ્યું નથી!

તાજેતરમાં જ પ્રગટ થનાર વાર્તાસંગ્રહ 'કોઈ ફૂલ તોડે છે'માંથી

# આ માસના ગુજરાતી પ્રકાશનો

| | પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|---|
| ૧ | ધરતીની આરતી | સ્વામી આનંદ | ૧૦–૦૦ |
| ૨ | સ્વપ્ન લોક | નલિન રાવલ | ૭–૫૦ |
| ૩ | વિનિયોગ | ડૉ. રમણલાલ જોશી | ૧૫–૦૦ |
| ૪ | જલતા હિમગિરિ | મોહનલાલ પટેલ | ૧૪–૦૦ |
| ૫ | સાત સવાલ | મો. સુ. ધામી | ૧૧–૫૦ |
| ૬ | ચંદ્રવદના | ,, | ૧૫–૦૦ |
| ૭ | ભડભાદર | દેવશંકર મહેતા | ૧૮–૦૦ |
| ૮ | વેલે આવ્યા વિષના ફુલ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૧૫–૭૫ |
| ૯ | સ્વર્ગની નીચે મનુષ્ય | ભોળાભાઈ પટેલ | ૭–૫૦ |
| ૧૦ | હતાશામાંથી મુક્તિ | પ્રકાશ ગજ્જર | ૧–૦૦ |
| ૧૧ | વિકાસની ચાવી | ,, ,, | ૧–૦૦ |
| ૧૨ | આપણી ઇન્દ્રિયો પુ. ૫ | ધીરજલાલ ગજ્જર | ૧૫–૦૦ |
| ૧૩ | સ્વપ્નલોક | નલિન રાવળ | ૭–૫૦ |
| ૧૪ | જન્મોજન્મ | નવનીત સેવક | ૧૫–૦૦ |
| ૧૫ | અહમ | ,, ,, | ૧૫–૦૦ |
| ૧૬ | અનુરાગ | ,, ,, | ૧૭–૨૫ |
| ૧૭ | હયાતી | હરીન્દ્ર દવે | ૧૫–૦૦ |
| ૧૮ | સાહિત્ય તત્ત્વ અને તંત્ર | ગુલાબદાસ બ્રોકર | ૧૫–૦૦ |
| ૧૯ | સોનેટ ટુ ઓરફીયસ | ચંદ્રકાન્ત ટોપીવાળા | ૧૫–૦૦ |
| ૨૦ | મધુછંદા | રસિક મહેતા | ૧૨–૫૦ |
| ૨૧ | સેસફુલ | રસિક મહેતા | ૧૨–૫૦ |
| ૨૨ | આજની સોવિયેત વાર્તાઓ | ચંદ્રકાન્ત બક્ષી | ૮–૫૦ |
| ૨૩ | પરાજય | ,, ,, | ૧૦–૦૦ |
| ૨૪ | અખાના છપ્પા | ઉમાશંકર જોશી | ૧૦–૦૦ |
| ૨૫ | અંતરપટ | સ્નેહરશ્મિ | ૨૨–૦૦ |
| ૨૬ | યોગમાર્ગના પ્રવાસી શ્રીકૃષ્ણપ્રેમ | દિલીપકુમાર રોય અનુ. રમણલાલ સોની | ૨૧–૦૦ |
| ૨૭ | અનંતના યાત્રીઓ | ,, ,, ,, | ૨૧–૦૦ |
| ૨૮ | સમર્ચના | શ્રી સુંદરમ્ | ૨૨–૦૦ |
| ૨૯ | સુનો ભાઈ સાધો | વિનોદ ભટ્ટ | ૬–૦૦ |

| પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|
| ૩૦ શ્રાવણી મેળા | ઉમાશંકર જોશી | ૧૩–૫૦ |
| ૩૧ આરાધના | યોગેશ્વર | ૧૦–૦૦ |
| ૩૨ પંજાબની લોકકથાઓ | — | ૭–૦૦ |
| ૩૩ વનાંચલ | જયંત પાઠક | ૬–૦૦ |
| ૩૪ સા વિદ્યા | શ્રી સુંદરમ્ | ૨૨–૦૦ |
| ૩૫ સાહિત્યચિંતન | ,, | ૨૨–૦૦ |
| ૩૬ હૃદયરોગ અને તેના ઉપચાર | નવજીવન | ૪–૦૦ |
| ૩૭ તારુણ્યની તાસીર | નવજીવન | ૫–૦૦ |
| ૩૮ ડૉક્ટર આવતાં પહેલાં | નવજીવન | ૭–૦૦ |
| ૩૯ દેશગૌરવ ભામાશા | હરિલાલ ઉપાધ્યાય | ૧૪–૨૫ |
| ૪૦ અશેષ–ધરા | લલીતકુમાર શાસ્ત્રી | ૧૭–૫૦ |
| ૪૧ કચકડાની કામિની | ,, ,, | ૯–૦૦ |
| ૪૨ વલુરાતા હૈયા | મફત રણેલાકર | ૧૨–૦૦ |
| ૪૩ પાલના રાઠવા | શંકરભાઈ તડવી | ૧૩–૫૦ |
| ૪૪ પ્રતિસ્પંદ | બાબુ દાવલપુરા | ૧૫–૦૦ |
| ૪૫ ઉદ્‌ઘોષ | ડૉ. મફત ઓઝા | ૧૫–૦૦ |
| ૪૬ આંસુ ભીતર છલકાય | નવનીત મદ્રાસી | ૧૧–૦૦ |
| ૪૭ નખશિખ | જયેન્દ્ર શેખડીવાળા | ૧૦–૦૦ |
| ૪૮ સફર સો દિવસની | ધીરુભાઈ ઠાકર | ૧૫–૦૦ |
| ૪૯ તીર્થ સલીલ | દિલીપકુમાર રોય અનુ. નગીનદાસ પારેખ | ૧૬–૦૦ |

—: પ્રાપ્તિસ્થાન :—

**આર. આર. શેઠની કંપની**

પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઈ–૪૦૦૦૦૨ * ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦૦૦૧

ધન-જોબનથી છકેલી મહત્ત્વાકાંક્ષી મગરૂર નારીના મદ-દર્પની અને આદર્શ ભાવનાશાળી યુવાનના સ્વમાનની અનોખી નવલકથા. તમારા અને બીજા લાખોના માનીતા લેખકની કલમે

**માન–અભિમાન** શ્રી સારંગ બારોટ **૧૩–૭૫**

શ્રી સારંગ બારોટની બીજી બે નવી કૃતિઓ

**ઘટા ઘનઘોર** નવલકથા **૧૯–૭૫** **માસૂમ ચહેરા** નવલિકાસંગ્રહ **૯–૨૫**

# इस मास के नये प्रकाशन

## उपन्यास

| | | |
|---|---|---|
| तीन साल | एन्तोन चेखव | ७-०० |
| सिएन नदी की लहरें | उमा बरुआ | १०-०० |
| जो कहें पापा | क्लेरेंस डे | १०-०० |
| वापसी | विलियम सोरायाँ | १०-०० |
| अजनबी | आल्बेयर कामू | ८-०० |
| पतन | ,, ,, | ७-०० |
| प्लेग | ,, ,, | १४-०० |
| लक्ष्मीबेन | प्रभाकर माचवे | ८-०० |
| अमर प्रेम | बेरनादे दे सेपियर | ८-०० |
| समय साक्षी है | हिमांशु जोशी | १२-०० |
| कुमारसम्भव | गुरुदत्त | १५-०० |
| तपती दोपहरा | अभिमन्यु अनत | १०-०० |
| सलीब ढोते लोग | शिवसागर मिश्र | १५-०० |
| षड्यंत्रकारी | शुभ सागर | १०-०० |

## कहानी

| | | |
|---|---|---|
| दहेज का दाग | व्यथित हृदय | १०-०० |
| यह कहे तो | आचार्य चतुरसेन | १८-०० |
| सलीब पर | दीप्ति खण्डेलवाल | १०-०० |
| तीसरी साँस | कामतानाथ | १३-०० |

## कविता

| | | |
|---|---|---|
| प्रेम-वर्षा | धर्मस्वरूप | १२-०० |
| गीत-अगीत | सुमित्रानन्दन पंत | १६-०० |

## नाटक : एकांकी

| | | |
|---|---|---|
| | ललित सहगल | ६-०० |
| निदान | ,, ,, | १६-०० |
| गुफावासी | भीष्म साहनी | १२-०० |

## समीक्षा

| | | |
|---|---|---|
| तुलसी : विविध सन्दर्भों में | वचनदेव कुमार | १५–०० |
| निराला साहित्य का अनुशीलन | डा. हीरालाल | ३८–०० |
| आधुनिक हिन्दी कविता में व्यक्तित्व अंकन | डा. सरजूप्रसाद मिश्र | ६०–०० |
| घनानन्द काव्य–दर्शन | डा. सहदेव वर्मा | ३०–०० |
| पद्माकर की काव्यभाषा | डा. मधु खत्री | ४०–०० |

## जीवनी संस्मरण

| | | |
|---|---|---|
| धरती जिनसे स्वर्ग बनी | व्यथित हृदय | ८–०० |
| महानता की ओर | आचार्य चतुरसेन | १०–०० |
| सफरनामा | अमृता प्रीतम | १०–०० |
| दूसरी आजादी | रामकुमार भ्रमर | १५–०० |
| आधी रात से सुबह तक | लक्ष्मीनारायणलाल | १२–०० |
| मेरी जेल डायरी | जयप्रकाश नारायण | १०–०० |
| फैसला | कुलदीप नैयर | २४–०० |
| भारतीय जेलों में पाँच साल | मेरी टाइलर | २०–०० |
| मनोरंजक संस्मरण | श्री नारायण चतुर्वेदी | २०–०० |
| रोचक प्रसंग | राजेश्वरप्रसाद नारायणसिंह | २५–०० |

## विविध

| | | |
|---|---|---|
| औरंगजेब–कालीन मुगल अमीर वर्ग | एम. अतहरअली | ४२–०० |
| क्रिकेट | योगराज थानी | ६–३५ |
| योग द्वारा रोगों की चिकित्सा | डा. फुलगेंदा सिन्हा | १०–०० |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी हमारे यहाँ हिन्दी साहित्य का एक विशाल भन्डार हर समय उपलब्ध है। आदेश देकर लाभ उठावें। धन्यवाद।

## प्राप्तिस्थान

| | |
|---|---|
| **आर. आर. शेठ एन्ड कम्पनी** | **आर. आर. शेठ एन्ड कम्पनी** |
| फुवारा, गाँधी रोड | प्रिन्सेस स्ट्रीट |
| अहमदाबाद–३८० ००१ | बम्बई–४०० ००२ |

# નવાં રૂપે રંગે ઉત્તમ પુસ્તકોની નવી આવૃત્તિઓ

## શ્રી રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| કાલભોજ | ૧૯–૫૦ | છાયાનટ | ૧૨–૨૫ |
| પ્રલય | ૧૮–૨૫ | સ્નેહયજ્ઞ | ૧૬–૫૦ |
| પહાડનાં પુષ્પો | ૨૩–૦૦ | હૃદયનાથ | ૧૭–૦૦ |
| પત્રલાલસા | ૧૨–૫૦ | ત્રિશંકુ | ૧૩–૦૦ |
| ઝાકળ | ૯–૦૦ | શૌર્યતર્પણ | ૧૪–૨૫ |
| હૃદયવિભૂતિ | ૧૫–૦૦ | શોભના | ૧૫–૭૫ |
| ક્ષિતિજ | ૨૭–૭૫ | સૌંદર્યજ્યોત | ૧૮–૫૦ |
| ઝંઝાવાત | ૩૦–૦૦ | જયંત | ૮–૨૫ |
| સતી અને સ્વર્ગ | ૧૨–૨૫ | શચીપૌલોમી | ૧૨–૨૫ |
| પંકજ | ૧૨–૦૦ | બંસરી | ૭–૨૫ |
| રસબિંદુ | ૯–૭૫ | કાંચન અને ગેરૂ | — |
| હીરાની ચમક | ૧૦–૨૫ | દીવડી | ૧૨–૭૫ |
| પૂર્ણિમા | | | |

## શ્રી ઈશ્વર પેટલીકર

| | | | |
|---|---|---|---|
| ધૂપસળી | ૧૩–૫૦ | શકુંતલા | ૧૪–૫૦ |
| પ્રેમપંથ ભા. ૧–૨ | ૩૨–૫૦ | ગીતાદર્શન | ૬–૦૦ |
| લોહીની સગાઈ | ૧૨–૨૫ | રામાયણદર્શન | ૫–૨૫ |
| જીવનદીપ | ૧૨–૦૦ | મહાભારતદર્શન | ૬–૦૦ |
| ગ્રામચિત્રો | ૮–૭૫ | આશાપંખી | ૨૪–૦૦ |

## શ્રી સારંગ બારોટ

| | | | |
|---|---|---|---|
| જિંદગીના ફેરા | ૧૨–૦૦ | અગનખેલ | ૧૧–૨૫ |
| વિલાસવહુ | ૧૫–૦૦ | સંગમત્રિવેણી | ૨૦–૭૫ |
| મુખી | ૧૭–૦૦ | મોરનાં આંસુ | ૧૧–૭૫ |

# 'લોકપ્રિય'ની આ નવલકથાઓ વાંચવી જ પડે

એક એક શિક્ષકના ભીતરમાં લાવા ભર્યો છે. શિક્ષણક્ષેત્ર પર ધુમ્મસ પથરાઈ ગયું છે. ફટકિયા મોતી જેવી આવતી કાલને ઘડનાર શિક્ષકમાં જો સંતોષ ન હોય, મન અશાંત હોય, તેવા ભવિષ્ય વગરના શિક્ષકો વિદ્યાર્થીઓનુ ભાવિષ્ય કઈ રીતે ઘડવ ના હતા ?

શિક્ષણક્ષેત્ર સમાજના ધુરંધરોને લાલબત્તી દર્શાવતી ક્રાંતિકારી નવલકથા

| | | |
|---|---|---|
| સમણાં તો હૃદિયાની રાખ | શ્રી હસમુખ શેઠ | ૧૫–૦૦ |

આ જ લેખકની બીજી રંગદર્શી, રસીલી, રંગીલી નવલકથાઓ વાંચ્યા વગર કેમ ચાલશે ?

| | | | |
|---|---|---|---|
| વૈશાખી આભ | ૧૫–૦૦ | અજંપાના ઓરતા | ૧૫–૫૦ |
| પીગળ્યો નહિ ધુમ્મસનો પહાડ | ૧૨–૦૦ | ફટકિયાં મોતી | ૧૨–૫૦ |
| ભીતરે ભર્યો લાવા | ૧૭–૦૦ | જોબન તો બાવળની શૂળ | — |

| | | |
|---|---|---|
| ઘટનાચક્ર | શ્રી પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ૧૬–૦૦ |

આ જ લેખકની આ બીજી નવલકથાઓ પણ તમારે વાંચવી જ પડશે.

| | | | |
|---|---|---|---|
| તાપ પરિતાપ | ૧૫–૦૦ | મનનાં બંધ કમાડ | ૧૧–૨૫ |
| સંગ્રામ | ૧૨–૦૦ | આભાસ | ૧૧–૫૦ |
| અમીભર્યાં નેનાં | ૧૨–૨૫ | | |
| ઊંડા અંધારેથી | ૧૨–૫૦ | ભૂખ્યા લોક ભૂખી ધરા | ૧૬–૫૦ |

લાગણી-પ્રેમ અને દયાના આવરણ નીચે વાસનાની અગ્નિચિતા જેવા જીવનની વેદનાની હીબકાંઓની વ્યથાને આગઝરતી કલમે પેશ કરે છે ગુજરાતના લાડીલા નવયુવાન લેખક શ્રી ગુણવંત ભટ્ટ

| | | |
|---|---|---|
| ફૂલરાત રાણીનાં | શ્રી ગુણવંત ભટ્ટ | ૧૫–૦૦ |

આ જ લેખકની નીચેની બીજી કૃતિઓ વાંચ્યા વગર કેમ રહેવાશે ?

| | | | |
|---|---|---|---|
| વેરના વિસામા | ૧૮–૨૫ | અગન પડછાયા | ૧૦–૦૦ |
| આક્રંદ | ૧૦–૦૦ | સૂકા સાગર ભીના કિનારા | ૧૦–૫૦ |
| એક સપનું એક સંસાર | ૧૦–૨૫ | કાળી તારાં કામણ ન્યારાં | — |

**અન્ય ઉત્તમ નવલકથાઓ**

| **શ્રી નાનાભાઈ જેબલિયા** | | **શ્રી મનસુખલાલ ઝવેરી** | |
|---|---|---|---|
| સૂરજ ઊગ્યે સાંજ | ૨૦–૫૦ | કાચનું કારાગાર | ૭–૭૫ |
| મેઘરવો | ૧૩–૫૦ | હૈયાં હિજરાયેલ | ૯–૦૦ |
| રંગ બિલોરી કાચના | ૧૩–૦૦ | આનંદભવન | ૯–૦૦ |
| ઓંધાણ | | મિથુનલગ્ન | ૭–૨૫ |


પ્રકાશક

**લોકપ્રિય પ્રકાશન**

૧૧૦/૧૧૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૪૦૦૦૦૨

# દશ નવા વાર્તાસંગ્રહો

વાર્તાઓ 'આધુનિક' છે કે નહિ એ મહત્વનુ નથી, વાર્તાઓ 'કલાપૂર્ણ' છે કે કેમ તે જ મુખ્ય બાબત છે.

તાજેતરમાં જ પ્રગટ થનારા નીચેના દસ વાર્તાસંગ્રહો વાંચી તમે જ નક્કી કરજો કે એ ૧૯૭૭ના શ્રેષ્ઠ ગુજરાતી વાર્તાસંગ્રહો છે કે કેમ?

| | |
|---|---|
| (૧) વૃત્તિ અને વાર્તા | શ્રી રાવજી પટેલ |
| (૨) ટોળું | શ્રી ઘનશ્યામ દેસાઈ |
| (૩) કારણ વિનાના લોકો | શ્રી પ્રબોધ પરીખ |
| (૪) બંદિશ | શ્રી વિભૂત શાહ |
| (૫) પવનપાવડી | શ્રી રાધેશ્યામ શર્મા |
| (૬) નંદીઘર | શ્રી રઘુવીર ચૌધરી |
| (૭) ડૂબતા અવાજો | શ્રી પિનાકિન્ દવે |
| (૮) ધવલગિરિ | શ્રી રજનીકાંત રાવળ |
| (૯) કોઈ ફૂલ તોડે છે | શ્રી અશ્વિન દેસાઈ |
| (૧૦) મુકાબલો | શ્રી મહેશ દવે |

તમારા અભિપ્રાયની આતુરતાપૂર્વક રાહ જોઈશું.

: પ્રકાશક :

## આર. આર. શેઠની કંપની

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૪૦૦ ૦૦૨ * ગાંધીમાર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

# પાણી....પાણી....પાણી

ચંદ્રકાન્ત શેઠ

પાણી....પાણી....પાણી....
પગલું માંડવા જાઓ ત્યાં પાણી....
મુઠ્ઠી ખોલો ને પાણી....
બંધ આંખે પાણી....
ને ઉઘાડી આંખેય પાણી ચારે કોર.

પાણી મૂળ થડ ડાળ ને પાંખડે,
પાણી ચરાચરના ચાકડે;
પાણીમાં જ ગળાબૂડ દિવસો,
પાણીમાં જ ઊંધે ઘડે તરતાં અસ્તિત્વો.

પાણીથી ફુગાયલાં ઘર,
ભારે ભારે.
પાણીમાં જ તરતું રાજારાણીનું ફળ,
કાણું કાણું.
પાણીમાં જ ગભીંસેલ અવકાશ,
ફાટું ફાટું.
પાણીમાં જ પથરાયેલો પ્હાડ,
પ્હોળો પ્હોળો.

પાણીમાં લપસેલ પગથિયાં,
ને પાણીથી અધ્ધરજીવ ઉંબર,
પાણીથી દબાયેલાં નેવા.
ને પાણીથી ભીંસાયેલ ભીતરતા.

અગ્નિની પૂંછડી ઢીલી–લબડેલ–વાંકડી,
.? મૂછ પાણીવિહોણી રાંકડી,
—ઓ તણાય....પાણીના ન્હોરાળ પંજે
પીંખાતી–વીંખાતી !

બારીઓ ખુલ્લી ને ખુલ્લાં બારણાંયે;
પણ બધું જ સ્થગિત–સ્ટેચ્યુ અંદરબહાર.
સુખશય્યામાં ચમકતી કાતિલ ધાર
મીઠા સંબંધ આડે તીખી સમશેરની
ખુલ્લી આંખો, ખુલ્લી હથેલીયે;
પણ બધા જ છેડા એકસૂત્રતાના વેરવિખેર.
બધું ઊડી જાય છે વાદળ જેમ અડતાંમાં.
ને રહી જાય છે શેષ પંકિલ અર્થ-તા
એમની ભીતરની
જલના ટીપે....ટીપે...

—ટાઢા ટબૂકલાના સ્પર્શે સ્પર્શે
એક શ્વેત રૂંવાંદાર પૂંછડી સંકોચાતી
—ખોવાતી જાય છે કાળા એક કરંડિયામાં.
ને એક નિસહાય ચહેરો

કિંકર્તવ્યતાથી ડામાડોળ કેડી પરથી
જોતો રહી જાય છે આ પાણીને
—અર્થહીનતાનાં બેલગામ પાણીને.

પાણીનું એક એક બુન્દ
હથેલીને અડતાં પૂર્વે જ ફસકી પડે છે,
કદાચ આ મોતીના પાકની ઋતુ જ નથી
ને અમસ્તો હું મરજીવાનો વેષ કાઢી બેઠો !

| ઇન્દુ ગોસ્વામી

નરણે કોઠે દિવસ ઊગ્યો :
ઊગ્યાં દાણોપાણી.
તું તારે લઈ જાવું હોય ત્યાં
લઈ જાને ધૂળધાણી
કંઈ નો'તું ને તોય હિમાલય
હાડ ગાળવા નીકળ્યો
દરિયો ઊલટો ઘૂમરી થઈને
પેટ બાળવા નીકળ્યો
તળિયાભૂંડીને ક્યાં ભેટી સોંસરવી મકરાણી
કોનું નામ હવે ટાળીને
સોડ તાણવી લાંબી
કરિયાવરમાં ભૂખની ભાતે
ખખડ્યાં કડલાં–કાંબી
અહીં તો કાચી નીંદર જેવું
થઈ–થાવીના મીંઢળ જેવું
આભઊંચેરું પડ્યું પડ્યું જો હાથ ચડે તો
ઠીક છે

નહીંતર
અપટીચપટી ચોખાજીના ચ પર
કોણ જાણે કઈ ઘડીએ બોલે કૂકડો ગોરખવાણી

# સાહિત્યગોષ્ઠિ

## રઘુવીર ચૌધરી

**ધીરેન વ્યાસ (નવરંગપુરા, અમદાવાદ)**

પ્ર. બળવંતરાય ઠાકોર સર્જક કરતાં વિવેચક તરીકે મોટા છે એવો એક મત પ્રવર્તે છે, આપ શું માનો છો?

ઉ. બળવંતરાય ઠાકોર ગુજરાતી ભાષાના ભૂલી ન શકાય એવા કવિઓમાંના એક છે. એમણે છંદોલય, ઇબારત અને કાવ્યરૂપોના વિવિધ પ્રયોગો કરેલા છે. દીર્ઘ રચનાઓમાં પણ એમનું સામર્થ્ય છતું થાય છે. ડાયરી અને અન્ય લખાણોમાં એ મોટા ગદ્યકાર તરીકે ઊપસી આવે છે. માણસ તરીકે જીવન સાથેનો એમનો સંબંધ પોલીકો હતો. એમની આગવી મથામણ હતી સત્યને પામવાની. આ પણ એક મોટા સર્જકનું લક્ષણ છે.

પરંતુ હમણાં જ શ્રી નિરંજન ભગતે કહ્યું તેમ આપણે બળવંતરાય ઠાકોરને ૧૯૭૭ સુધી તો બરાબર વાંચ્યા જ નથી.

ગુજરાતી કવિતા પર જે અસર પડી છે તે બળવંતરાયના કવિતા-શિક્ષક તરીકેના વિચારોની. અસરને અનુલક્ષીને કહી શકાય કે એ વિવેચક તરીકે છે. તર્કદોષ કર્યા વિના કહેવું હોય તો એમ કહેવું જોઈએ કે બળવંતરાય વિવેચક તરીકે વધુ પ્રભાવક છે. અભ્યાસીઓએ સુન્દરમ્ અને ઉમાશંકરનાં બળવંતરાય વિશેનાં લખાણો વાચવાં જોઈએ.

**ચેતના મોદી (કાંદીવલી, મુંબઈ)**

પ્ર. ગુજરાતમાં નિબંધનો પ્રકાર વિશેષ ખેડાયો નથી. લેખકોની અનુભૂતિ ઓછી છે કે પ્રવાસ?

ઉ. અહીં વિવેચનાત્મક નિબંધ વિશે કદાચ પ્રશ્ન નથી. કેમ કે એ તો ગુજરાતીમાં પૂરતો ખેડાયો છે. કેટલીક ભાષાઓમાં જ્યાં દળદાર પુસ્તક લખી દેવાનો રિવાજ છે ત્યાં ગુજરાતીમાં એક લેખમાં મુદ્દાઓ સમાવી લઈને વાત પૂરી કરવામાં આવે છે. આ ગૌરવ લેવા જેવી હકીકત છે.

પરંતુ લલિત નિબંધો ઓછા લખાયા છે. કાકા સાહેબ અને સ્વામી આનંદે લખ્યા છે. એમની પાસે અઢળક જીવન-સમૃદ્ધિ હતી માટે લખ્યા એમ કહી તો શકાય પણ જેમણે નિબંધ લખવા જોઈતા હતા એમણે પણ નથી લખ્યા એનું શું? 'જોડી' પ્રકારનો બીજો સંગ્રહ ઉમાશંકરે ન આપ્યો. સુન્દરમ્‌માં પણ નિબંધકારની વ્યક્તિતા અને વિનોદવૃત્તિ હતી. રા. વિ. પાઠકની કામગીરી ઓછી નથી. જ્યોતીન્દ્ર પણ

હાસ્યની સીમામાં રહીને સંદર્ભોના વિશાળ વિશ્વમાં ફરી આવે છે. બકુલ અને વિનોદ પાસે અપેક્ષાઓ રાખી શકાય. નિબંધકાર પાસે જ્ઞાન જ નહીં, વિગતો પણ ભરપૂર હોવી જોઈએ, આગવી-નજર પૂરતી નથી.

**મનીષા મહેતા** (મણીનગર, અમદાવાદ)

**પ્ર.** 'ધીમે ધીમે સુધારાનો સાર' આજના સંદર્ભમાં કેવો લાગે છે?

**ઉ.** લેખકો હવે સુધારામાં એવો વિશ્વાસ નથી ધરાવતા કે જેથી ફરીથી 'સુધારા યુગ' બેસે. મારા જેવા કેટલાક એવું માને છે ખરા કે કલાત્મક કૃતિ પણ હેતુલક્ષી હોઈ શકે. નાટક અને ચલચિત્રોની અસર પડે છે એ તો આજનો વ્યાપક અનુભવ છે. એ અસરથી સુધારો થાય છે કે બીજું કંઈ એ ભલે વિવાદનો વિષય બને પણ અસર તો થાય છે. હેતુલક્ષી કલાકૃતિઓ વધુ ને વધુ રચાતી જાય તો લાંબે ગાળે એની અસર પડે જ. આયોજન કરીને હેતુલક્ષી કૃતિઓ લખી શકાય પણ એ બધી કલાકૃતિઓ બને જ એની ખાતરી નથી. અને જે કલાકૃતિ નથી એની ચર્ચા સાહિત્યમાં કરવાની રહેતી નથી. પછી એ સમાજશાસ્ત્રનો વિષય બને.

**કમલ શેઠ** (ભાવનગર, સૌરાષ્ટ્ર)

**પ્ર.** આજના સર્જાતા સાહિત્ય વિશે થતું વિવેચન સર્જકને તથા ભાવકને કેટલું ઉપયોગી પુરવાર થાય છે?

**ઉ.** સર્જાતા સાહિત્ય વિશે ઉમાશંકરની પેઢીમાંથી માત્ર ગુલાબદાસ લખે છે. મનસુખલાલ લખે છે પણ એમની પેઢીના લેખકો વિશે. હા, ઉમાશંકર-નિરંજન આદિ સર્જાતા સાહિત્યના સીધા સંપર્કમાં છે ખરા. કહે છે કે વિષ્ણુભાઈ સતત વાંચતા રહે છે. અનંતરાય તો વાંચે છે. ભાયાણી સાહેબ વ્યવહારુ વિવેચન કરતા નથી છતાં એમણે વાંચેલી કૃતિઓ વિશે એમના અભિપ્રાયો હોય છે, જે જાણવા લેખકો ઉત્સુક હોય છે. પણ ભાવકને સીધું માર્ગદર્શન મળે એટલા મોટા પ્રમાણમાં આ વડીલો હવે સક્રિય નથી. પહેલાં અમદાવાદનાં દૈનિકો સાહિત્ય–વિભાગ ચલાવતા. 'ગુજરાત સમાચાર'માં ધીરુભાઈ ઠાકરનું અને 'સંદેશ'માં ચુનીલાલ મડિયાનું કૉલમ સારું વંચાતું. હવે તો દૈનિકોએ આ વિભાગો જ બંધ કરી દીધા છે.

સામયિકોમાં કે પુસ્તકોરૂપે જેમની સમીક્ષાઓ સુલભ થઈ રહી છે એવા નવી પેઢીના વિવેચકોમાંથી સુરેશભાઈ જોષીએ એક વાતાવરણ ઊભું કર્યું. ઊંચાં ધોરણો માટેનો આગ્રહ જગાડ્યો પણ એમણે ગુજરાતી પુસ્તકો વિશે લખવાનું ટાળ્યું. આજે લખે છે એમાં સુરેશભાઈની પેઢીના શ્રી ઉશનસ્, જયંત પાઠક, જશવંત શેખડીવાળા, દિલાવરસિંહ, બાબુ દાવલપુરા, રમણલાલ જોશી, ચંદ્રશંકર ભટ્ટ, ચિમનલાલ ત્રિવેદી, હીરાબહેન પાઠક, સુરેશ દલાલ વગેરે એમના પરિશ્રમ અને ચોકસાઈને કારણે વધતો-ઓછો આદર ધરાવે છે. સર્જાતા સાહિત્ય વિશે આ વિવેચકો શું માને છે એની ચર્ચા થતી હોત તો એ વધુ સારી પરિસ્થિતિ હતી.

નવા વિવેચકોમાં એક જ નામ લેવું હોય તો જયંત કોઠારીનું લેવું પડે. પણ કવિતાની નજીક જતાં એ થોડોક સંકોચ ધરાવે છે. ચન્દ્રકાન્ત ટોપીવાળા, સુમન શાહ, રાધેશ્યામ શર્માને ક્યારેય ક્યાંય સંકોચ નડ્યો નથી અને એ પૂર્વતૈયારીના અધિકાર સાથે પ્રવેશતા હોય છે તેથી ધ્યાન ખેંચે છે પણ એ ઊંડી જાય ત્યારે વાચક દ્વિધામાં જ રહી જાય છે. આ મિત્રો વિશદ નથી. સિતાંશુ તો સંકુલતાનો સૌથી મોટો ઉપાસક છે. એનાં વિવેચનો લેખકો સમજે તો પણ એની મહેનત સફળ ગણાય. પ્રશિષ્ટ કૃતિઓ વિશે એ વિસ્તારથી લખે છે ત્યારે નમૂનારૂપ લખાણ કરી શકે છે.

નલિન રાવળ, ભોળાભાઈ પટેલ, ચંદ્રકાન્ત શેઠ,

પ્રમોદકુમાર પટેલ સગભ્ય એવું', નિર્દોષ સંદર્ભો સાથે લખે છે, વિસ્તારથી લખે છે.' ચંદ્રકાન્ત અને પ્રમોદકુમારનો વિસ્તાર પણ ક્યારેક વિવાદનો વિષય બની શકે. તાજેતરમાં ગ્રંથકાર શ્રેણીમાં નલિન રાવળ, ધીરુ પરીખ, ધીરેન્દ્ર મહેતા, જયંત ગાડીત અને શાંતિભાઈ આચાર્યનાં પુસ્તકો પ્રગટ થયાં એમાં શાંતિભાઈએ ભાષાવિજ્ઞાનના વિદ્વાન સ્વ. પ્રબોધ પંડિત વિશે – એક મોટા અને અઘરા વિષય વિશે–કેવું વિશદ અને ઝીણવટભર્યું લખાણ કર્યું છે એ જોવા જેવું છે. હવે વિવેચન અને ભાષાવિજ્ઞાન નજીક આવીને કામ કરે એ પણ અનિવાર્ય છે. આ જવાબમાં સૂચક રીતે જ જયંત કોઠારી અને શાંતિભાઈ આચાર્યનાં નામ બે છેડે આવી ગયાં.

સમાજસંદર્ભને લક્ષમાં રાખીને કૃતિને જોતાં શ્રી દિગીશ મહેતા અને અગાઉની પેઢીમાંથી શ્રી યશવંત શુક્લનાં નામ પણ અહીં વિસરી શકાય નહીં. પરંતુ તે ઓછું લખે છે તેની ફરિયાદ જરૂર કરી શકાય.

શ્રી મોહનભાઈ પટેલ વગેરે મિત્રોએ વધુ લખવાની જરૂર છે. દિનેશ કોઠારી, જયંત પારેખ, હરીન્દ્ર દવે, ગુલામ મોહમ્મદ પણ શા માટે ગુજરાતી કવિતાનું વિવેચન ન કરે? પ્રાસન્નેય, ગણપત, શિરીષ પંચાલ વગેરે વડોદરામાં છે. ભોગ્યાતૂટયા જ્યોતિષ જાની પણ ત્યાં છે. ભગવતીકુમાર, યશવંત ત્રિવેદી, દીપક મહેતા અને ભરત નાયક પણ ક્યાંક ને ક્યાંક તો છે જ. આટલા બધા વિવેચકો છે છતાં લખાય છે કેટલું ઓછું! કેટલીક કૃતિઓ તો ચર્ચાયા વિના જ પડી રહે છે. સુરેશભાઈના 'મરણોત્તર' વિશે નટવરસિંહ પરમાર સિવાય કોણે લખ્યું? એક ભૂપેશ અધ્વર્યુ પણ વિવેચક થઈ શકે એમ છે. પ્રસાદ બ્રહ્મભટ્ટ લખે છે, એમણે ઓછું લખવું જોઈએ. અને પ્રબોધ પરીખે વધુ લખવું જોઈએ. એટલે કે લખવું જોઈએ.

સિતાંશુના દિલ્હી ગયા પછી એની ખાલી જગા પૂરવાની જવાબદારી પ્રબોધની નહિ તો બીજા કોની? ચંદ્રકાન્ત બક્ષીની તો નહીં જ. આ અંગે રસિકભાઈ શાહે કંઈ કહેવાનું ન હોય તો 'સંભવામિ'ના ચિનુ મોદી, ઇન્દુ પુવાર અને સરૂપ ધ્રુવ તો સામગ્રીની શોધમાં જ છે.

**અનંત શુક્લ** (એલિસબ્રીજ, અમદાવાદ)

**પ્ર.** શરતચંદ્ર ચટ્ટોપાધ્યાયની કઈ નવલકથા તમને પ્રિય છે?

**ઉ.** શ્રીકાન્ત, પથેર દાવિ, ભૈરવી, વિપ્રદાસ, ચરિત્રહીન અને ગૃહદાહ એ એમની મોટી કૃતિઓમાં વધુ સારી છે. જીવનની સમજ, વસ્તુ-સંકલના અને ચરિત્રચિત્રણની દષ્ટિએ 'ગૃહદાહ' સૌથી આગળ આવે છે. કલાકૃતિ તરીકે એ વધુ સફળ છે. 'રામેર સુમતિ' અને 'છિન્દુર છેલે' જેવી લઘુનવલોમાં તો શરદબાબુની સિદ્ધિ નિર્વિવાદ છે.

**મનસુખભાઈ સ્વામી** (વીરનગર, જિ. રાજકોટ)

**પ્ર.** અન્ય ભાષાઓના સાહિત્યની સરખામણીમાં ગુજરાતી સાહિત્યનું ખેડાણ શું આપને આજ લગી અધૂરપની ઝાંખી નથી કરાવતું?

**ઉ.** અન્ય ભાષાઓમાંથી હિન્દી સિવાયની ભાષાઓના સાહિત્યનો મને પ્રત્યક્ષ પરિચય નથી. જે કંઈ પરિચય થયેલો છે એ વિવેચન અને થોડીક કૃતિઓ દ્વારા થયેલો છે. એટલા પરથી કહી શકાય કે પ્રમાણ ઓછું હશે છતાં કક્ષાની દષ્ટિએ ગુજરાતીનું સ્થાન એવું નથી કે આપણે લઘુતાગ્રંથિથી પિડાવું પડે. એમાંય ગુજરાતી કવિતા તો સર્જન અને ભાવન બંને દષ્ટિએ નોંધપાત્ર છે.' ગુજરાતી સાહિત્યના પ્રકાશન અને વિતરણની વ્યવસ્થા પ્રદેશના નાના વિસ્તારની દષ્ટિએ તો ઘણી સારી કહેવાય.

# શ્રી પેટલીકર સંદર્ભે

મનહર મોદી

સમય : સવારના ૧૨
સ્થળ : ૧૦, પંચશીલ સોસાયટી, ઉસ્માનપુરા, અમદાવાદ–૧૩
તારીખ: ૮–૯–'૭૭

*

પ્રવેશદ્વાર ખુલ્લું છે. હું અંદર જાઉં ત્યાં જ આવકાર મળે છે :

'આવો '.

એ ઉષ્માભર્યો આવકાર આપનાર છે શ્રી ઈશ્વર પેટલીકર.

શ્રી પેટલીકરને આ રીતે આ અગાઉ અનેક વાર મળી ચૂકયો છું. 'નિરીક્ષક'નો સાતેક વર્ષ કાર્યકારી સંપાદક રહ્યો તે દરમ્યાન ખાસ.

*

વલ્લભ વિદ્યાનગરના ચારુતર વિદ્યામંડળે તા. ૨૭–૮–'૭૭ના રોજ શ્રી ઈશ્વર પેટલીકરની ષષ્ઠિપૂર્તિ ઊજવી એક સાહિત્યકાર, પત્રકાર અને સમાજસેવકના જીવનકાર્યનું ગૌરવ જળવાય એ રીતે. 'પેટલીકર : શીલ અને શબ્દ' તથા 'વિવિધા' ગ્રંથો જોવાથી એની પ્રતીતિ થશે.

ફાધર વાલેસે એમનામાં 'સચ્ચાઈ' અને 'વચલો માર્ગ'ના ગુણ જોયા છે; રઘુવીર ચૌધરીએ 'તટસ્થતા' તથા 'ચરોતરી'ને આજે પણ 'અકબંધ' જાળવતા વર્ણવ્યા છે; પન્નાલાલ પટેલના એ 'સાચા' મિત્ર છે; શ્રી એચ. એમ. પટેલ તેમની સાહિત્ય અને સામાજિક સેવાઓને સન્માનને યોગ્ય ગણે છે અને 'આજે તો સાચા–પ્રમાણિક માણસોનો તોટો છે ત્યારે એ 'સાચા' માણસ છે એ સૌથી મોટી બિના છે' એનું ઘણું મોટું મહત્ત્વ આંકે છે.

બીજા ઘણાબધાઓને મન એ ઘણુંબધું છે.

શ્રી પેટલીકર પોતાને વિશે સ્પષ્ટ છે અને તેથી જ કહે છે: 'મારા પ્રત્યેના સૌના સદ્ભાવનો આ પ્રસંગ છે. બાકી હું પોતાને એવો મોટો લેખક માનતો નથી કે ષષ્ઠિપૂર્તિનો અધિકારી ગણાઉં. છતાં હું જે માનું છું તે લખ્યું છે, તે પ્રામાણિકતાનો નમ્ર ભાવે દાવો કરું છું...'

પોતાને ગોવર્ધનરામ–પન્નાલાલ જેવા 'અસર' સર્જક ન ગણતા અને જાહેરમાં પણ એનું ઉચ્ચારણ કરતા શ્રી પેટલીકર સાચા અર્થમાં પ્રમાણિક છે અને જીવનનિષ્ઠ લેખક છે. અને તેમ છતાં 'જન્મટીપ', 'આત્મચિત્રો' તથા 'લોહીની સગાઈ' જેવી કૃતિઓ કેટકેટલા કળાનિષ્ઠ વિવેચકોને પણ સ્પર્શી ગઈ છે? એમના મત મુજબની પ્રેરણાનો જ એમાં ફાળો છે? એ પ્રેરણા આ રહી :

, હું ક્યારે લખવા બેસું તેની રાહ જોઈને પ્રેરણા ક્યાંક લપાઈને બેઠી હોય છે અને હું લખવાનું શરૂ કરું તો તે સાથે એ કલમમાં પ્રવેશ કરી દે છે. સામાન્ય રીતે માણસને રાત્રે સૂતી વખતે આગલા દિવસના કામનો વિચાર આવતો હોય છે. વાર્તા લખવાની હોય તો તેનો અગર નવલકથા લખાતી હોય તો આગલા પ્રકરણનો વિચાર મને આવે છે. કોઈ વખત શું લખવું તેનો ઊંઘ આવે ત્યાં સુધી સાંધો જ ન સૂઝે. સવારમાં નાહીધોઈને મારા ઘરનો દાદર ઊતરતો હોઉં ત્યારે વિચાર પણ આવે કે જઈને હું શું લખીશ? એ દાદર ઊતરીને એ જ સ્થળે, બીજા મકાનનો દાદર ચડવાનો હોય છે. પાંચ મિનિટનું પણ અંતર નથી પડવાનું હોતું. છતાં મને કેટલીય વખત અનુભવ થયો છે કે કલાક સુધી રાત્રે કંઈ ન સૂઝ્યું હોય અને ટેબલ ઉપર શરૂ કરું એટલે લખાયે જ જાય! આ કારણે હું આગળથી વિચાર નથી કરતો એમ નહિ. વિચાર આવ્યા વિના તો રહે જ નહિ, પરંતુ કંઈ ન સૂઝે તો શું લખીશ એ બીકે લખવાનું મુલતવી રાખતો નથી. આથી મને પ્રેરણા ઉપર વિશ્વાસ બેસી ગયો છે કે એ બહુ જ નિયમિત હાજર થનાર દેવી છે. એ કંઈ દાસી નથી કે હું લખવા બેસું તે પહેલાં હાજર થઈને મારી સમક્ષ કુરનિસ બજાવે. એ તો દેવી છે અને એણે સર્જક ઉપર કૃપા કરવાની છે. આથી કૃપા ઉતારવાની તક વખતે જ બરાબર એ હાજર થઈ જાય છે. ગાંડીવનો ટંકાર થતાં કપિ જ્યાં હોય ત્યાંથી હાજર થઈ જતો, તેમ સર્જકની કલમનો ટંકાર થતાં પ્રેરણા હાજર થઈ જાય છે.

આ પ્રેરણાનું કામ પેનની અંદર શાહી હોય છે તેના જેવું છે. ખડિયા કલમથી જો લખવા બેસીએ તો વારેવારે કલમમાં શાહી થઈ રહે, તે લેવા ખડિયામાં એને બોળવી પડે અને લખવામાં વારે વારે ખલેલ પડ્યા કરે. એને બદલે પેનમાં શાહી ભરી રાખેલી હોય છે એટલે જેમ જેમ લખાતું જાય તેમ તેમ શાહી એમાંથી ઊતરતી જ જાય, અટકવાની વાત નહિ. આમ જે કામ પેનમાંની શાહી કરે છે તે જ કામ પ્રેરણા કરે છે. લખતી વખતે સર્જકને કંઈ યાદ કરવું પડતું નથી. પ્રેરણા જ જાણે વાર્તા લખતી હોય તેમ એ લખાયે જાય છે અને સર્જક એક લહિયા તરીકે લખવામાં એટલો ઓતપ્રોત હોય છે કે એટલો વખત એ બીજી દુનિયામાં હોય તેમ વાસ્તવિક દુનિયામાં વચ્ચે કોઈ એને બોલાવે તો એને માથાવાઢ લાગે છે.

આમ પ્રેરણા કામ તો કરે છે. પરંતુ એને ઊગી રહેવા કોઈ બિંદુ તો જોઈએ છે. માતાના ઉદરમાં ગર્ભ પોષણ મેળવીને મોટો થાય છે અને પૂરા મહિને એનો જન્મ થાય છે. આ આખી ક્રિયા ત્યારે જ થઈ શકે છે. જ્યારે વીર્ય અને સ્ત્રીબીજનો સંયોગ થાય અને તેમાંથી ગર્ભ બંધાય. તેવાં જીવંત આ બિંદુ ન હોય તો સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી. સર્જકને પણ આવું કોઈ ને કોઈ નાનું કે મોટું બિંદુ જોઈએ છે અને તે પ્રાપ્ત થતાં એમાંથી વાર્તા કે બીજી કૃતિનો ગર્ભ બંધાય છે અને તેનું સર્જન થાય છે.'

[પિટલીકર : શીલ અને શબ્દ—પૃ.૧૦૩-૪]

*

હું શ્રી પેટલીકરની 'પ્રેરણા'ને છંછેડવા જેવું કરું છું; અને ક્રમશઃ પ્રશ્નો પૂછું છું :

હું : તમે ઘણા વખતથી કેમ કશું 'સર્જનાત્મક' લખતા નથી? તમારો 'પ્રેરણા' પરનો વિશ્વાસ નષ્ટ થયો છે? તમે વધુ પડતા 'સજ્ઞાન' થઈ ગયા હો એવું તમને લાગે છે? પહેલાં 'ટેબલ' ઉપર લખવાનું શરૂ કરો એટલે લખાયે જ જતું, એવું હવે બનતું નથી? કંઈ ન સૂઝે તો શું લખીશ એ બીકે લખવાનું મુલતવી રાખ્યું છે?

ઈ.પે. : અગાઉ લખ્યું છે તેનાથી ઉચ્ચ ધોરણે

જળવાય નહિ તો રિપિટિશનનો રસ નથી તેથી. પણ મેં નવલકથા લખવાનું માંડી વાળ્યું છે તેવું નથી. સમાજના ભદ્ર વર્ગ—ડૉક્ટર, પ્રોફેસર નેતા વ.ની સમસ્યા, ખાસ કરીને રાજકારણ—શિક્ષણ વગેરેને કેન્દ્રમાં રાખીને એક નવલકથા 'ભદ્રલોક' લખવાનું અગાઉ જાહેર કર્યું છે તે ક્યારે લખીશ તે કહી શકું નહીં. એ વખતે જે ખ્યાલ હતો તે પ્રમાણે લખાયું હોત તો કેટલી બધી ગડબડ ઊભી થાત ?

રાજકારણની કલ્પના પણ ન કરી હોય તેટલી હદેની ભ્રષ્ટતા, માનવમૂલ્યોને જડમૂળમાંથી ઉખેડી નાખનાર સત્તા-ખુરશી-લાલસા વગેરેથી આપણે આ વરસો દરમિયાન ખાસ્સા ખરાબ અને કંપાવી મૂકે તેવા અનુભવો મેળવ્યા છે. આવડા મોટા વિષયને પંડમાં લેવાનું અઘરું છે તેથી હાલ પૂરતું તો 'ભદ્રલોક' નહીં પણ આવતા વર્ષે બીજી એક નવલકથા આપવાનો ખ્યાલ રાખ્યો છે. અલબત્ત અગાઉ લખી છે તે કરતાં નવી શૈલીની—તમે બધા જેને નવી શૈલી કહો છો તે પ્રકારની નહીં—મારી રીતની પણ અગાઉ કરતાં જુદી રીતની હશે. મેં બીજી એક નવલકથાનાં દશ પ્રકરણ લખ્યાં છે, તેને આગળ વધારવાનો રસ નથી. તો વળી મહાભારતનું વસ્તુ લઈ ૨૫ પ્રકરણો લખ્યાં છે તેમાં ચમત્કારનું તત્ત્વ કાઢી નાખી આજના માણસને રસ પડે તે રીત રાખી છે. પ્રેમાનંદે મહાભારતની શ્રેણી પ્રગટ કરી છે તેથી એને પ્રગટ કરવાનો ઝાઝો રસ નથી તેથી દીવાળી અંકોમાં મોકલાવું છું.

હું : ગોવર્ધનરામની નજર સમક્ષ પણ 'સમાજ' જ હતો. પણ તેમણે 'લેખ' કે 'નિબંધ' નહિ 'નવલકથા' લખવાનું વિચાર્યું ત્યારે તમે 'નવલકથા'માંથી 'લેખ' કે 'નિબંધ' લખવા તરફ દોરાયા એમ કેમ ?

ઈ.પે. : સરસ્વતીચંદ્રના બે ભાગમાં રસ જળવાઈ રહે છે, પછીના ભાગોમાં ફકરાના ફકરા 'લેખ' કે 'નિબંધ'ના જેવા જ નથી જણાયા ? અરું પૂછો તો મને રસ પડ્યો તે જ લખ્યું છે, તે જ લખું છું. નવલકથાઓ લખી હતી તે જ લખતો રહ્યો હોત તો છપાતી રહેત, આવૃત્તિઓ થતી રહેત કમાણી થયા કરત. પણ મારો એ રસ નહોતો, નથી તેથી. છાપામાં લેખો લખું છું તેમાંનાં બધાંનાં પુસ્તકો ન થાય. અને જે પુસ્તકો થાય તેની પણ આવૃત્તિઓ ન થાય તે જાણું છું. પણ મારો એ રસ રહ્યો છે તેથી એ લખું છું.

હું : મારા જેવો તમને પૂછે કે 'વાર્તા', 'નવલકથા' કે સમાજજીવનને સ્પર્શતી સમસ્યાઓના 'લેખ'માંથી કોઈ એકને જ પસંદ કરવાનું આવે તો તમે કોની પસંદગી કરો ?

ઈ.પે. : વાર્તા લખવામાં મને રસ નથી રહ્યો. એનો વિસ્તાર ટૂંકો છે. મને સમાજ—વિસ્તારમાં રસ છે તેથી લેખો તો લખીશ પણ નવલકથાઓ પણ લખીશ. એક રીતે જોતાં બેય વિસ્તારવાળા છે તથા પણ મને એમાં રસ છે.

શ્રી પેટલીકરની પ્રથમ નવલકથા 'જનમટીપ' ૧૯૪૪માં પ્રગટ થઈ હતી; 'ગ્રામચિત્રો' ૧૯૪૪માં તથા વાર્તાસંગ્રહ 'લોહીની સગાઈ' ૧૯૫૨માં. ત્યારથી આ સમય દરમિયાન તેમના નામે ૭૨ જેટલાં પુસ્તકો પ્રગટ થયાં છે તેમાં નવલિકા, નવલકથા ઉપરાંત વ્યક્તિ—સમાજજીવનને સ્પર્શતી સમસ્યાઓ સંદર્ભે લખાયેલા લેખોનો પણ સમાવેશ થાય છે. એ રીતે જોતાં શ્રી પેટલીકરનો સમાજ-જીવનવિષયક અભ્યાસ વિસ્તર્યો છે ત્યારે 'ધન્ય અવસર'ની કાકી, 'વટ'ના દાના—ગણેશ મહેતર, 'મોટી બહેન'ની મોટીબહેન તથા 'લોહીની સગાઈ'ની અમરતકાકી વગેરે જેવાંઓ આજે પણ એમનાં એમ જ છે કે કાંઈ ફેરફાર થયો છે ? તમે એ વાર્તાઓ ફરીથી લખો તો કાંઈ ફેરફાર થાય ? મારાથી સ્વાભાવિક જ પુછાઈ જાય છે, ત્યારે શ્રી પેટલીકર જણાવે છે કે, વાર્તાઓ તો લખું ત્યારે ખબર પડે. બાકી અમરતકાકીનું માતૃત્વ, લોહીની સગાઈ એમ જ રહે. મોટીબહેન કે દાના—

ગણેશ મહેતર વગેરેનાં માનસમાં કોઈ ફેર પડયો જણાયો નથી. હા, એટલું ખરું કે તે સમયે છૂતા-છૂત જેવી બાબત ઉશ્કેરે તો હાલ રાજકારણ, ખાસ કરીને ચૂંટણી વગેરે.

*

શ્રી પેટલીકર એટલે નિખાલસતા...કે નિયમિતતા કે એવું કશું સૂત્ર–વાકય મારાથી રચાઈ જાય તે પહેલાં જ 'પેટલીકર : શીલ અને શબ્દ'ના છેલ્લા પૂઠે છપાયેલો શ્રી ઉમાશંકર જોશીનો અભિપ્રાય તાદૃશ બને છે:

'પેટલીકરના સર્જનકાર્યમાં કે સમાજસેવાકાર્યમાં જે કાંઈ જવાહીર હોય તે કઈ ખાણમાંથી એમને પ્રાપ્ત થયેલ છે? એ ખાણનો પૂરો એવો ખ્યાલ 'આત્મચિત્રો' આપી દે છે...આ 'આત્મચિત્રો'થી જેની ભાળ મળે છે તે, ખૂટી ખૂટે નહીં એવી ખાણનો પેટલીકરે પછી કેવોક ઉપયોગ કર્યો–કેટલો લાભ લીધો?...હું એટલું કહું કે પેટલીકરે ભલે પેટલી છોડયું, પેલી ખાણ એ જ્યાં ગયા ત્યાં સાથે જ ગઈ છે...પેટલીકર 'સોફિસ્ટિકેટેડ' (જેના વ્યક્તિત્વ ઉપર રંદો ફર્યો હોય તેવા) લાગી શકતા જ નથી. બોલે ત્યારે એકદમ છતા થઈ જાય. સ્વભાવની સરળતા સાથે સાથે મુદ્દો પામી જવાની દક્ષતા એમનામાં છે. અને છે, આજે સાઠે પહોંચ્યા છે ત્યારે યે તે, એક પ્રકારની નિર્દોષતા.'

*

હું શ્રી પેટલીકરને 'આવજો' કહું છું ત્યારે 'આપણે પાછા ફરીથી મળીશું' એવો અર્થ થાય છે તેમ શ્રી પેટલીકરનું હસતું મુખ તથા ઊંચા થયેલા પણ જાણે છે.

# ધૂમકેતુ
# અને
# સુંદરમ્‌ની
# વાર્તાકલા - એક સંદર્ભસૂચિ

●

પી. પ્રકાશ વેગડ

ગુજરાતી સાહિત્યનું શિક્ષણ આપતી શિક્ષણ-સંસ્થાઓ વિશિષ્ટ લેખકો અને સ્વરૂપોનો અભ્યાસ અનિવાર્ય ગણે છે.

આ અભ્યાસક્રમને ધ્યાનમાં રાખીને વિશિષ્ટ લેખકો અને સાહિત્યસ્વરૂપો અંગે લખાયેલા લેખોની સૂચિ 'ઉદ્ગાર' દ્વારા આપવાનું ધાર્યું છે.

મારો એવો અનુભવ છે કે વિદ્યાર્થીઓને તેઓના વિષયની અભ્યાસ-સામગ્રીની વેળાસર જાણ કરવામાં આવે અને ગ્રંથાલયો દ્વારા જોઈતાં પુસ્તકો અને સામયિકો સુલભ કરવામાં આવે તો તેઓને તેમના અભ્યાસ-વિષય ઉપર લખાયેલા વિવેચન – લેખો સામગ્રીને પરિપૂર્ણ, પ્રામાણિક અને સમૃદ્ધ કરવા સતત પ્રયાસશીલ પણ છું.

આ સામગ્રીનો ઉપયોગ "ઉદ્ગાર" મારફત આપ વાચકો વધુ ને વધુ પામશો તો મને તેથી આનંદ થશે; અને મેં લીધેલો શ્રમ સાર્થક થયો માનીશ.

પત્ર-વ્યવહારનું સરનામું :
પી. પ્રકાશ વેગડ,
'ઉદ્ગાર' કાર્યાલય, આર. આર. શેઠની
કુવારા, ગાંધી રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧

# સંપર્ક

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની ચરચાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમા રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમા રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઓગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

—સં.]

૧૦. ચંદ્રવદન ચીમનલાલ મહેતા
મનુભાઈ મહેતા હોલ
એમ. એસ. યુનિવર્સિટી હોસ્ટેલ
વડોદરા

૧૧. શ્રી અનંતરાય મ. રાવળ
૨, સદ્મ સોસાયટી
લિબર્ટી રેસ્ટોરન્ટની પાછળ
નવરંગપુરા
અમદાવાદ-૩૮૦૦૦૯

૧૨. શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી
ગોપાલ ભવન, ટાગોર રોડ
સાન્તાક્રુઝ (પશ્ચિમ)
મુંબઈ-૪૦૦૦૫૪

૧૩. શ્રી નટવરલાલ કે. પંડ્યા 'ઉશનસ્'
લક્ષ્મી શેરી
મદનવાડ
વલસાડ

૧૪. શ્રી પન્નાલાલ પટેલ
પ્રજ્ઞા સોસાયટી
સ્ટેડિયમ પાસે
નવરંગપુરા
અમદાવાદ-૩૮૦૦૦૯

૧૫. શ્રી શિવકુમાર જોશી
૧૧, આરમેનિયન સ્ટ્રીટ
કલકત્તા-૭૦૦૦૦૧

૧૬. શ્રી ગુલાબદાસ બ્રોકર
'મુક્તા'
૨૬, સ્વામિ વિવેકાનંદ રોડ
વિલેપાર્લે (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૫૬

૧૭. શ્રી સુરેશ જોષી
Q-૪, અધ્યાપક કુટિર
એમ.એસ. યુનિવર્સિટી રોડ
વડોદરા-૧

૧૮. શ્રી નિરંજન ભગત
ઈ-૨૩, જલદર્શન
આશ્રમ રોડ
અમદાવાદ-૩૮૦૦૦૯

# માણેકલાલ જેઠાભાઈ પુસ્તકાલય : પરિચય

છગનલાલ મથુરદાસ લૈયા

પરિચય :

અમદાવાદમાં સાબરને પશ્ચિમ કાંઠે આવેલું આ પુસ્તકાલય તેનો ભવ્ય ઐતિહાસિક વારસો ધરાવે છે. રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીનાં કરકમલ દ્વારા સંચિત એક માત્ર આ પુસ્તકાલય ગ્રંથાલયસેવા-ક્ષેત્રે ગુજરાતમાં અને ભારતમાં પ્રથમ પંક્તિનું સ્થાન ધરાવે છે.

ત્રીસીના ઉગ્ર આંદોલનના સમયે અને ઐતિહાસિક દાંડી કૂચની પૂર્વ સંધ્યાએ ગાંધીજીએ સાબરમતી આશ્રમનાં બધાં જ પુસ્તકો—અમદાવાદ મ્યુનિસિપાલિટીને તેનું રક્ષણ થઈ શકે અને તેનો લાભ જાહેર જનતા લઈ શકે એવી શરતો સાથે—ભેટ આપવાનું નક્કી કર્યું અને ગ્રંથાલય અને એક સંગ્રહાલય ઊભું કરવાનું સૂચન કર્યું. સ્વ. ગણેશ વા. માવળંકર મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે અને સ્વ. ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ મ્યુ. સ્થાયી સમિતિના પ્રમુખ તરીકે મહત્ત્વના હોદ્દાઓ ધરાવતા હતા. બાપુના સૂચનને તેઓએ પરમ આદર સાથે સત્કાર્યું અને સ્વીકાર્યું. ગ્રંથાલયના નિભાવ માટે બધો ખર્ચ ઉપાડી લેવાનો અને સાથે સાથે તેને વિકસાવવાનો મ્યુનિસિપાલિટીએ કોલ આપ્યો. બીજી બાજુ ગ્રંથાલયના મકાન માટે સ્વ. રામનારાયણ વિ. પાઠકના પ્રયત્નથી શ્રી રસિકલાલ મા. શેઠે તેમના પિતાશ્રીના સ્મરણાર્થે રૂા. ૫૦,૦૦૦નું દાન આપવાનું સ્વીકાર્યું.

તા. ૨૧મી સપ્ટેમ્બર ૧૯૩૩ ને ગુરુવારે આ પુસ્તકાલયના ભવનનો ખાતમુહૂર્ત વિધિ ગાંધીજીના શુભ હસ્તે કરવામાં આવ્યો હતો અને શિલારોપણનાં પાંચ વર્ષ બાદ પુસ્તકાલયનું જયપુરી સ્થાપત્ય સાથેનું ભવનનું બાંધકામ પૂરું થતાં સરદાર વલ્લભભાઈ પટેલના શુભ હસ્તે તા. ૧૫–૪–૧૯૩૮ના રોજ ગ્રંથાલય જાહેર જનતાના લાભાર્થે ખુલ્લું મૂકવામાં આવ્યું. આમ, અમદાવાદને આંગણે એક આદર્શ સાર્વજનિક ગ્રંથાલયના ગણેશ મંડાયા.

મ્યુ.ની આર્થિક સહાયથી ધીરે ધીરે વિકાસના પંથે પગલાં માંડતું આ ગ્રંથાલયનું મકાન નાનું જણાવા માંડ્યું. શેઠશ્રી રસિકલાલની રૂા. ૧૨,૫૦૦–૦૦ની ઉદાર સખાવતથી તેમના માતુશ્રીના નામનું "શ્રીમતિ સુભદ્રાબેન માણેકલાલ વાચનાલય" અસ્તિત્વમાં આવ્યું અને ફરીથી રૂા. ૧૨,૫૦૦–૦૦નું દાન શેઠશ્રી તરફથી મળતાં બાળકો માટે "બાળ–કિશોર

વિભાગ" અસ્તિત્વમાં આવ્યો. આ બાળકિશોર વિભાગનો ઉદ્‌ઘાટન વિધિ શ્રી મોરારજીભાઈ દેસાઈના શુભ હસ્તે તા. ૧૪-૬-૫૬ના રોજ થયો હતો.

નવા ગ્રંથભંડાર માટે મ્યુનિસિપાલિટીએ લગભગ રૂા. ૮૦,૦૦૦-૦૦ જેટલી રકમ ખર્ચીને પૂ. બાપુની સૂચનાને અમલમાં મૂકવાનો મંગલ પ્રારંભ કર્યો. અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનની પુસ્તકાલય પ્રવૃત્તિમાં કેન્દ્રીય સ્થાન ભોગવતા આ ગ્રંથાલયના સેવાક્ષેત્રના વિસ્તૃતીકરણ માટે ગ્રંથાલય ભવન વિસ્તારની યોજનાને અમલમાં મૂકી છે. આજે ગ્રંથાલયના સુદર આયોજન અને સફળ સંચાલનને કારણે અત્રે ગ્રંથાલયસેવા ઉત્તમ અને વ્યાપક બની છે. રૂપિયા અગિયાર લાખની બે તબક્કામાં વહેંચાયેલી ભવન વિસ્તારની યોજના પૈકી પ્રથમ તબક્કાનું કામ પૂરું થયું છે અને તે અંગે રૂા. ૭,૬૨,૦૦૦નો ખર્ચ કરવામાં આવ્યો છે.

અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનના અનુદાન ઉપર નભતી આ સ્વાયત્ત સંસ્થાનું સંચાલન ગ્રંથાલયનું "વ્યવસ્થાપક મંડળ" કરે છે, જેમાં અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનના મેયરશ્રી અધ્યક્ષ છે તથા હોદ્દાની રૂએ આવતા અન્ય સભ્યોમાં ચેરમેનશ્રી, સ્થાયી સમિતિ અને ચેરમેનશ્રી સ્કૂલબોર્ડનો સમાવેશ થાય છે. શ્રી ઉમાશંકર જોશી તથા રસિકલાલ છો. પરીખ વ્યવસ્થાપક મંડળના વિદ્વાન સભ્યો છે. શ્રી રસિકલાલ શેઠ દાતાસભ્ય છે.

"યોગ્ય વાચકને યોગ્ય પુસ્તક મળે" એ હેતુને સાર્થક કરવા માટે પુસ્તક પસંદગી સમિતિ અને જુદા જુદા વિષયોના નિષ્ણાતોનું ૨૨ સભ્યોનું જૂથ સતત કાર્યરત રહે છે.

**સામાન્ય :**

જાહેર રજાઓના દિવસો સિવાયના તમામ દિવસોએ ગ્રંથાલય સવારના ૭-૩૦થી સાંજના ૮-૩૦ સુધી એટલે કે સતત તેર કલાક ખુલ્લું રહે છે, જ્યારે વાચનાલય વિભાગ વર્ષમાં એક દિવસ "નૂતન વર્ષના દિવસે" બંધ રહે છે.

**ગ્રંથસંગ્રહ :**

સાર્વજનિક ગ્રંથાલય સ્વશિક્ષણનું કેન્દ્ર સમાજની કોઈ પણ સ્તરની વ્યક્તિને તેના ગ્રં સંગ્રહનો ઉપયોગ કરવાનો અબાધિત અધિ આપવામાં આવે છે. સંસ્કૃતિનું ઘડતર કરીને રાષ્ટ્ વિકાસમાં સહયોગ આપી સમાજને ઊર્ધ્વગ બનાવવો એ તેનું અંતિમ ધ્યેય છે. આ હેતુએ વરેલા આ ગ્રંથાલયનો ગ્રંથસંગ્રહ સાબરમતી આશ્ર ૧૨,૦૦૦ના ગ્રંથસંગ્રહમાંથી ફાલીફૂલીને વિશાળ વૃક્ષ બની સમાજના બધા જ વર્ગોની વ્યક્તિ માટે આશીર્વાદરૂપ બની રહેલ છે. દર વર્ષે અ ૬,૦૦૦ જેટલાં નવાં પુસ્તકોના સતત વહેતા પ્ર સાથે આજે આ ગ્રંથાલયનો ગ્રંથસંગ્રહ દોઢ લાખ આંક વટાવી ચૂક્યો છે, જેમાં નીચે મુજબની ભા ઓના ગ્રંથોનો સમાવેશ થાય છે.

| | |
|---|---|
| ગુજરાતી | ૬૫,૬૦૦ |
| અંગ્રેજી | ૫૫,૭૪૮ |
| હિન્દી | ૧૩,૭૦૬ |
| ઉર્દૂ | ૪,૨૦૮ |
| મરાઠી | ૨,૯૨૯ |
| બંગાળી | ૧,૭૩૬ |
| સંસ્કૃત | ૭૭૮ |

**વિશેષ સંગ્રહો :**

**સંદર્ભ ગ્રંથ સંગ્રહ :**

અમૂલ્ય અને અપ્રાપ્ય ગ્રંથોનો ખજાનો ધ વતા આ વિભાગમાં કુલ ૨૦,૦૦૦ જેટલા ગ્રંથો જેમાં વિવિધ વિષયના જ્ઞાનકોશો, વિશ્વકોશો ભૌગોલિક કોશ, અપ્રાપ્ય ગ્રંથો વગે થાય છે. "લલિતકલા"નો સંગ્રહ સ

**ત્વરિત સંદર્ભ ગ્રંથ સંગ્રહ :**

જિજ્ઞાસુ વાચકોની માંગને ત્વ

ાગમાં વિશ્વકોશો, જ્ઞાનકોશો, શબ્દકોશો, હસ્ત-
સ્તકાઓ, નિર્દેશિકાઓ વગેરેનો સમાવેશ કરવામાં
વ્યો છે. અધ્યયનાર્થે વાચકો અહીં બેસી શકે તેવી
વેધા કરવામાં આવી છે.

**ગુજરાત : સ્થાનિક ઇતિહાસ :**

જે તે શહેરના અને પ્રાંતની સ્થાનિક માહિતીની પેક્ષા સાર્વજનિક ગ્રંથાલયમાં અનિવાર્યપણે સંતો- ી જોઈએ એ વિચારને લક્ષમાં રાખીને હાલમાં શરૂ કરવામાં આવેલ આ વિભાગમાં ગુજરાતના તેહાસ, ભૂગોળ, સમાજ, રહેણીકરણી, સાહિત્ય રેને સ્પર્શતા ગ્રંથોનો વિપુલ અને સમૃદ્ધ સંગ્રહ મો કરવામાં આવ્યો છે.

**ાપણું ભારતીય સાહિત્ય :**

બધી જ ભારતીય ભાષાઓને સ્પર્શતા ગ્રંથોનો ગ્રહ સાહિત્યના અભ્યાસી વર્ગને વધુ ઉત્તમ પુરવાર ા છે.

જ્ઞાનસાગરમાં વાચકોના મનવાંછિત મનોવિહાર થે સંદર્ભ ગ્રંથ સંગ્રહ સિવાયના ગ્રંથાલયના બધા ગ્રંથ સંગ્રહ માટે "મુક્ત દ્વાર પ્રવેશ પદ્ધતિ" પનાવવામાં આવી છે.

**ીકરણ : સૂચિકરણ :**

ભારતીય ભાષાઓના ગ્રંથોના વર્ગીકરણ માટે બિંદુ વર્ગીકરણ પદ્ધતિ અપનાવવામાં આવી છે, ારે અંગ્રેજી ભાષાના ગ્રંથોનું વર્ગીકરણ દશાંશ ીકરણ મુજબ કરવામાં આવે છે અને ભારતીય ાષાઓના ગ્રંથોની સૂચિ "અનુવર્ગસૂચિ કલ્પ" ુજબ તથા અંગ્રેજી માટે લેખક, ગ્રંથનામ અને ષય-સૂચિ બનાવવામાં આવે છે.

**ચનાલય : સામયિક વિભાગ :**

દરરોજ સરેરાશ ૭૫૦ વાચકોની વાચનવૃત્તિને તા આ વિભાગમાં કુલ ૫૦૦ (૩૪૫ લવાજમ ેટ) સામયિકો મંગાવવામાં આવે છે, જેમાં વિવિધ ભાષાઓ અને વિષયનાં અગ્રગણ્ય સામયિકોનો સમાવેશ થાય છે. મેટ્રોપોલિટન શહેરમાં પરિણમતા શહેરના નાગરિકો માટે દેશ-પરદેશનાં કુલ ૪૮ દૈનિકો મંગાવવામાં આવે છે, જેમાં International Herald Tribune (અમેરિકા), The Times (બ્રિટન) તથા ભારતનાં મુખ્ય મુખ્ય દૈનિકો સહિત રાજસ્થાન, મધ્ય પ્રદેશ, પંજાબ, મહારાષ્ટ્ર, ઉત્તર પ્રદેશનાં સ્થાનિક દૈનિકોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

**સભ્યપદ :**

પુસ્તકોના ઉપયોગ માટે કોઈ પણ પ્રકારની ફી લેવામાં આવતી નથી. માત્ર રૂા. ૫/— ડિપોઝિટ અને જામીનદારની સહી રજૂ કરી સક્રિય વાચક બનતા સભ્યને બે વાચક ટિકિટો આપવામાં આવે છે, જેના ઉપર બે પુસ્તકો ૧૪ દિવસ માટે ઇસ્યુ કરાવી શકાય છે. આમ ગ્રંથાલયના વાચકોની સંખ્યા ૩૨,૦૦૦ની છે.

**ગ્રંથપરિક્રમણ :**

સવારના ૭–૩૦થી સાંજના ૭–૩૦ સુધી સેવા આપતા આ વિભાગનું દૈનિક ગ્રંથપરિક્રમણ ૭૦૦થી વધુ છે. ગ્રંથાલયમાં ન હોય તે ગ્રંથો વાચકોની માગણી આવ્યેથી અન્ય ગ્રંથાલયમાંથી મંગાવીને આપવામાં આવે છે.

**બાળ–કિશોર વિભાગ :**

ગ્રંથાલયનો બાળ–કિશોર વિભાગ સર્વોત્તમ છે. સવાર, સાંજ ખુલ્લા રહેતા આ વિભાગમાં બાળ-સાહિત્યના ૧૫,૦૦૦ ગ્રંથોનો વિપુલ સંગ્રહ છે. બાળોપયોગી ગુજરાતી, હિન્દી, અંગ્રેજી ભાષાનાં કુલ ૧૯ સામયિકો મંગાવવામાં આવે છે.

નિર્દોષ કુતૂહલવૃત્તિ અને આનંદ માટે આવતા બાળવાચકો ભાવિના સારા વાચક બને તથા યોગ્ય નાગરિક તરીકે તેમનું ઘડતર થાય એ ધ્યેયને લક્ષમાં રાખીને આ વિભાગમાં વિવિધ પ્રવૃત્તિઓ અને

વિભાગ" અસ્તિત્વમાં આવ્યો. આ બાળકિશોર વિભાગનો ઉદ્ઘાટન વિધિ શ્રી મોરારજીભાઈ દેસાઈના શુભ હસ્તે તા. ૧૪-૬-૫૬ના રોજ થયો હતો.

નવા ગ્રંથભંડાર માટે મ્યુનિસિપાલિટીએ લગભગ રૂ. ૮૦,૦૦૦-૦૦ જેટલી રકમ ખર્ચીને પૂ. બાપુની સૂચનાને અમલમાં મૂકવાનો મંગલ પ્રારંભ કર્યો. અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનની પુસ્તકાલય પ્રવૃત્તિમાં કેન્દ્રીય સ્થાન ભોગવતા આ ગ્રંથાલયના સેવાક્ષેત્રના વિસ્તૃતીકરણ માટે ગ્રંથાલય ભવન વિસ્તારની યોજનાને અમલમાં મૂકી છે. આજે ગ્રંથાલયના સુંદર આયોજન અને સફળ સંચાલનને કારણે અત્રે ગ્રંથાલયસેવા ઉત્તમ અને વ્યાપક બની છે. રૂપિયા અગિયાર લાખની બે તબક્કામાં વહેંચાયેલી ભવન વિસ્તારની યોજના પૈકી પ્રથમ તબક્કાનું કામ પૂરું થયું છે અને તે અંગે રૂ. ૭,૬૨,૦૦૦નો ખર્ચ કરવામાં આવ્યો છે.

અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનના અનુદાન ઉપર નભતી આ સ્વાયત્ત સંસ્થાનું સંચાલન ગ્રંથાલયનું "વ્યવસ્થાપક મંડળ" કરે છે, જેમાં અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનના મેયરશ્રી અધ્યક્ષ છે તથા હોદ્દાની રૂએ આવતા અન્ય સભ્યોમાં ચેરમેનશ્રી, સ્થાયી સમિતિ અને ચેરમેનશ્રી સ્કૂલબોર્ડનો સમાવેશ થાય છે. શ્રી ઉમાશંકર જોશી તથા રસિકલાલ છો. પરીખ વ્યવસ્થાપક મંડળના વિદ્વાન સભ્યો છે. શ્રી રસિકલાલ શેઠ દાતાસભ્ય છે.

"યોગ્ય વાચકને યોગ્ય પુસ્તક મળે" એ હેતુને સાર્થક કરવા માટે પુસ્તક પસંદગી સમિતિ અને જુદા જુદા વિષયોના નિષ્ણાતોનું ૨૨ સભ્યોનું જૂથ સતત કાર્યરત રહે છે.

**સામાન્ય :**

જાહેર રજાઓના દિવસો સિવાયના તમામ દિવસોએ ગ્રંથાલય સવારના ૭-૩૦થી સાંજના ૮-૩૦ સુધી એટલે કે સતત તેર કલાક "ખુલ્લું" રહે છે, જ્યારે વાચનાલય વિભાગ વર્ષમાં એક દિવસ "નૂતન વર્ષના દિવસે" બંધ રહે છે.

**ગ્રંથસંગ્રહ :**

સાર્વજનિક ગ્રંથાલય સ્વશિક્ષણનું કેન્દ્ર સમાજની કોઈ પણ સ્તરની વ્યક્તિને તેના ગ્રં સંગ્રહનો ઉપયોગ કરવાનો અબાધિત અધિ આપવામાં આવે છે. સંસ્કૃતિનું ઘડતર કરીને રાષ્ટ્ર વિકાસમાં સહયોગ આપી સમાજને ઊર્ધ્વગ બનાવવો એ તેનું અંતિમ ધ્યેય છે. આ હેતુને વરેલા આ ગ્રંથાલયનો ગ્રંથસંગ્રહ સાબરમતી આશ્રમ ૧૨,૦૦૦ના ગ્રંથસંગ્રહમાંથી ફાલીફૂલીને વિશાળ વૃક્ષ બની સમાજના બધા જ વર્ગોની વ્યક્તિ માટે આશીર્વાદરૂપ બની રહેલ છે. દર વર્ષે અંદ ૬,૦૦૦ જેટલાં નવાં પુસ્તકોના સતત વહેતા પ્ર સાથે આજે આ ગ્રંથાલયનો ગ્રંથસંગ્રહ દોઢ લાખ આંક વટાવી ચૂક્યો છે, જેમાં નીચે મુજબની ભા ઓના ગ્રંથોનો સમાવેશ થાય છે.

| | |
|---|---|
| ગુજરાતી | ૬૫,૬૦૦ |
| અંગ્રેજી | ૫૫,૭૪૮ |
| હિન્દી | ૧૩,૭૦૬ |
| ઉર્દૂ | ૪,૨૦૮ |
| મરાઠી | ૨,૯૨૯ |
| બંગાળી | ૧,૭૩૬ |
| સંસ્કૃત | ૭૭૮ |

**વિશેષ સંગ્રહો :**

**સંદર્ભ ગ્રંથ સંગ્રહ :**

અમૂલ્ય અને અપ્રાપ્ય ગ્રંથોનો ખજાનો ધ વતા આ વિભાગમાં કુલ ૨૦,૦૦૦ જેટલા ગ્રંથ જેમાં વિવિધ વિષયના જ્ઞાનકોશો, વિશ્વકોશો, ભૌગોલિક કોશ, અપ્રાપ્ય ગ્રંથો વગેરેનો સમા થાય છે. "લલિતકલા"નો સંગ્રહ સર્વોત્તમ છે.

**ત્વરિત સંદર્ભ ગ્રંથ સંગ્રહ :**

જિજ્ઞાસુ વાચકોની માંગને ત્વરિત સંતોષવા

ભાગમાં વિશ્વકોશો, જ્ઞાનકોશો, શબ્દકોશો, હસ્ત-સ્તકાઓ, નિર્દેશિકાઓ વગેરેનો સમાવેશ કરવામાં ાવ્યો છે. અધ્યયનાર્થે વાચકો અહીં બેસી શકે તેવી વેધા કરવામાં આવી છે.

જરાત : સ્થાનિક ઇતિહાસ :

જે તે શહેરના અને પ્રાંતની સ્થાનિક માહિતીની પેક્ષા સાર્વજનિક ગ્રંથાલયમાં અનિવાર્યપણે સંતો-ની જોઈએ એ વિચારને લક્ષમાં રાખીને હાલમાં શરૂ કરવામાં આવેલ આ વિભાગમાં ગુજરાતના તેહાસ, ભૂગોળ, સમાજ, રહેણીકરણી, સાહિત્ય રેને સ્પર્શતા ગ્રંથોનો વિપુલ અને સમૃદ્ધ સંગ્રહ મો કરવામાં આવ્યો છે.

ાયણ ભારતીય સાહિત્ય :

બધી જ ભારતીય ભાષાઓને સ્પર્શતા ગ્રંથોનો ગ્રહ સાહિત્યના અભ્યાસી વર્ગને વધુ ઉત્તમ પુરવાર ો છે.

જ્ઞાનસાગરમાં વાચકોના મનવાંછિત મનોવિહાર ર્થે સંદર્ભ ગ્રંથ સંગ્રહ સિવાયના ગ્રંથાલયના બધા ગ્રંથ સંગ્રહ માટે "મુક્ત દ્વાર પ્રવેશ પદ્ધતિ" પનાવવામાં આવી છે.

ર્ગીકરણ : સૂચિકરણ :

ભારતીય ભાષાઓના ગ્રંથોના વર્ગીકરણ માટે ેન્દુ વર્ગીકરણ પદ્ધતિ અપનાવવામાં આવી છે, ારે અંગ્રેજી ભાષાના ગ્રંથોનું વર્ગીકરણ દશાંશ ર્ગીકરણ મુજબ કરવામાં આવે છે અને ભારતીય ષાઓના ગ્રંથોની સૂચિ "અનુવર્ગસૂચિ કલ્પ" જબ તથા અંગ્રેજી માટે લેખક, ગ્રંથનામ અને ષયસૂચિ બનાવવામાં આવે છે.

ાચનાલય : સામયિક વિભાગ :

દરરોજ સરેરાશ ૭૫૦ વાચકોની વાચનવૃત્તિને ાતા આ વિભાગમાં કુલ ૫૦૦ (૩૪૫ લવાજમ ેટ) સામયિકો મંગાવવામાં આવે છે, જેમાં વિવિધ ભાષાઓ અને વિષયનાં અગ્રગણ્ય સામયિકો-નો સમાવેશ થાય છે. મેટ્રોપોલિટન શહેરમાં પરિ-ણમતા શહેરના નાગરિકો માટે દેશ-પરદેશનાં કુલ ૪૮ દૈનિકો મંગાવવામાં આવે છે, જેમાં International Herald Tribune (અમેરિકા), The Times (બ્રિટન) તથા ભારતનાં મુખ્ય મુખ્ય દૈનિકો સહિત રાજસ્થાન, મધ્ય પ્રદેશ, પંજાબ, મહારાષ્ટ્ર, ઉત્તર પ્રદેશનાં સ્થાનિક દૈનિકોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

સભ્યપદ :

પુસ્તકોના ઉપયોગ માટે કોઈ પણ પ્રકારની ફી લેવામાં આવતી નથી. માત્ર રૂ. ૫/— ડિપોઝિટ અને જામીનદારની સહી રજૂ કરી સક્રિય વાચક બનતા સભ્યને બે વાચક ટિકિટો આપવામાં આવે છે, જેના ઉપર બે પુસ્તકો ૧૪ દિવસ માટે ઇસ્યુ કરાવી શકાય છે. આમ ગ્રંથાલયના વાચકોની સંખ્યા ૩૨,૦૦૦ની છે.

ગ્રંથપરિક્રમણ :

સવારના ૭–૩૦થી સાંજના ૭–૩૦ સુધી સેવા આપતા આ વિભાગનું દૈનિક ગ્રંથપરિક્રમણ ૭૦૦થી વધુ છે. ગ્રંથાલયમાં ન હોય તે ગ્રંથો વાચકોની માગણી આવ્યેથી અન્ય ગ્રંથાલયમાંથી મંગાવીને આપવામાં આવે છે.

બાળ–કિશોર વિભાગ :

ગ્રંથાલયનો બાળ–કિશોર વિભાગ સર્વોત્તમ છે. સવાર, સાંજ ખુલ્લા રહેતા આ વિભાગમાં બાળ-સાહિત્યના ૧૫,૦૦૦ ગ્રંથોનો વિપુલ સંગ્રહ છે. બાળોપયોગી ગુજરાતી, હિન્દી, અંગ્રેજી ભાષાનાં કુલ ૧૯ સામયિકો મંગાવવામાં આવે છે.

નિર્દોષ કુતૂહલવૃત્તિ અને આનંદ માટે આવતા બાળવાચકો ભાવિના સારા વાચક બને તથા યોગ્ય નાગરિક તરીકે તેમનું ઘડતર થાય એ ધ્યેયને લક્ષ્યમાં રાખીને આ વિભાગમાં વિવિધ પ્રવૃત્તિઓ અને

જ્ઞાનવિષયક મનોરંજન કાર્યક્રમો યોજવામાં આવે છે, જેમાં ગ્રંથ-પ્રદર્શનો, વાર્તાલાપો, વકતૃત્વસ્પર્ધા, વાર્તાકથન, ગીત, નાટકો વગેરે યોજવામાં આવે છે. આ વિભાગમાં ૫૦ બાળકો બેસી શકે તેવી સુવિધા છે.

## વિવિધ ગ્રંથાલય સેવાઓ :

ગ્રંથાલયસેવા સાધ્ય છે અને ગ્રંથાલય સાધન છે. વિવિધ ગ્રંથાલયસેવાઓ વડે જ ગ્રંથાલયને જીવંત રાખી શકાય છે. સમાજના બધા જ જ્ઞાનપિપાસુ વાચકો અને જિજ્ઞાસુઓનું આ ગ્રંથાલય સંતોષસ્થાન બની રહે તે માટે ગ્રંથાલયમાં વિવિધ સેવાઓનું આયોજન કરવામાં આવ્યું છે, જે પૈકીની કેટલીક સેવાઓ શરૂ થઈ ગઈ છે, જ્યારે બાકીની નજીકના ભવિષ્યમાં જ શરૂ થશે.

## માહિતી : Information :

અનુલય સેવા એ સાર્વજનિક ગ્રંથાલયની અનિવાર્ય શરત છે. યોગ્ય પુસ્તક મળી રહે ત્યારે જ ગ્રંથાલય સેવાની ભાવના મૂર્ત બને છે, એ ગ્રંથાલયની લાક્ષણિકતા છે. આ વિભાગમાં વાચકોને ત્વરિત અનુલય સેવા દ્વારા તેમના પ્રશ્નોનું સમાધાન કરાવવામાં આવે છે, એટલું જ નહિ પણ વિશેષજ્ઞો, વૈજ્ઞાનિકો, સંશોધનકારો, વિદ્યાર્થીઓને અનુલય સેવા અને પ્રલેખન સેવા આપવામાં આવે છે. વિભાગમાં રાખવામાં આવેલ પત્રકમાં "જોઈતી માહિતી"ની વિગત દર્શાવવાથી યોગ્ય સમયમાં તે આપી શકાય તેવું આયોજન કરવામાં આવ્યુ છે.

સંદર્ભગ્રંથોની વાઙ્મયસૂચિ તથા સ્થાનિક ઇતિહાસની વાઙ્મયસૂચિ તૈયાર થતાં આ વિભાગ વધુ સમૃદ્ધ બનશે.

## રિપ્રોગ્રાફિકલ સેવાઓ :

ચાલુ વર્ષના બજેટમાં રિપ્રોગ્રાફિકલ મશીન માટેના ખર્ચની જોગવાઈ કરવામાં આવી છે. વિભાગ શરૂ થતાં નહીં નફો નહીં નુકસાનના ધોરણે જરૂરી વાચનસામગ્રીની ફોટોકોપી લભ્ય બનશે.

માહિતી, મનોરંજન અને જ્ઞાન–વિતરણ સાથે સમાજઘડતરનું કાર્ય પણ સાર્વજનિક ગ્રંથાલયને શિરે છે. અગાઉ જણાવ્યું તેમ અનેકવિધ પ્રવૃત્તિઓ હાલમાં કરવામાં આવે છે. નજીકના ભવિષ્યમાં રેડિયો, ટેલિવિઝન, ગમ્મત સાથે જ્ઞાન આપતાં બાળ-રમકડાં વિભાગનું આયોજન કરવામાં આવ્યું છે. અવારનવાર દસ્તાવેજી ચિત્રો પણ બતાવવામાં આવે છે.

## ગ્રંથસામગ્રી સંચય :

અંધ કલ્યાણ કેન્દ્ર, અમદાવાદના સહયોગથી ટૂંકમાં જ "બ્રેલ ગ્રંથસંગ્રહ" ઊભો કરવામાં આવનાર છે. ગ્રંથાલય પાસે પોતાનું ૧૬ એમ.એમ. પ્રોજેક્ટર છે. ટેપરેકોર્ડર, રેકોર્ડ પ્લેયર, માઇક્રોફિલ્મ માઇક્રોફિલ્મરીડર નજીકના ભવિષ્યમાં આવી જતાં આ ગ્રંથાલયની સેવાઓની નવી પ્રવૃત્તિઓ ઘણી નવી શકયતાઓ ઊભી કરશે અને નવી પેઢીના બાળ કિશોર–તરુણ–યુવાનોના ઘડતરમાં ઉત્તમ ફાળો આપી શકશે એ નિઃશંક અને નિર્વિવાદ છે.

## ગ્રંથાલય–પ્રચાર :

ગ્રંથાલય–પ્રચાર અન્વયે પ્રસંગોપાત્ત ગ્રંથપ્રદર્શનો યોજવામા આવે છે. વ્યક્તિગત રીતે વાચકોને ગ્રંથાલયની વિવિધ સેવાઓની માહિતી આપી તેમને ગ્રંથાલય પ્રતિ સતત આકર્ષિત કરવામાં આવે છે.

સાર્વજનિક ગ્રંથાલયક્ષેત્રે વિવિધ સેવાઓનું આયોજન ખરેખર અદ્વિતીય ગણાય. શાળાએ જતા બાળકથી માંડી સંશોધકો અને વિભિન્નક્ષેત્રો સાથે સંકળાયેલ વ્યક્તિઓને ગ્રંથાલય સેવાઓ આપીને અને ગ્રંથાલય પ્રત્યે સમાજની અભિરુચિ કેળવવા આ ગ્રંથાલય સતત પ્રયત્નશીલ રહે છે. ગ્રંથાલયના વિકાસમાં ગ્રંથાલયનું વ્યવસ્થાપક મંડળ તથા અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનનો સાથ, સહકાર અને સહાય અમૂલ્ય છે. ગ્રંથાલયના કર્મચારીઓ, વાચકમિત્રો પણ એટલા જ સહભાગી છે. ✻

# નેપોલિયન નપુંસક હતો ?

● ઘનશ્યામ દેસાઈ

પુરાતત્ત્વના કોઈ ખંડિયેરની મુલાકાતે જતો હોઉં એવી લાગણી સાથે એની ગલીમાં હું દાખલ થયો. પાંચમું મકાન એનું હતું. ઝૂલતા પુલ જેવા ખખડધજ દાદરા પર ચઢી એક ખોલી પાસે અમે અટક્યા.

ત્યારે મારી પાસે એક રાતો પૈસો પણ નહોતો. ખૂબ જ ખરાબ રીતે દિવસો ગુજારતો હતો. કોઈક વાર બેએક દિવસ ખાધા વિના નીકળી જતા. ઘરમાં વેચવા જેવું ખાસ કંઈ બચ્યું નહોતું. થોડાંક જૂનાં બાપદાદાનાં કપડાં હતાં. એ વેચવાનો વિચાર બને ત્યાં સુધી હું ટાળતો હતો. એટલે થોડાક પૈસા હાથમાં આવતાં સસ્તી મુસલમાની હોટલમાં ત્રણચાર રોટી ને દાળ ખાઈને ચલાવતો. એની ઓળખાણ આવી જ એક હોટલમાં થઈ હતી. ત્યાર પછી તો અવારનવાર આવી હોટલમાં અમે ભેગા થઈ જતા.

ઓરડી ખોલી એણે બત્તી કરી. થોડીક ચોપડીઓ, એક જૂનો પલંગ, ઉપર અવ્યવસ્થિત ગંદી ચાદર, ખુલ્લી બારી, ચોમેર ધૂળના થર, દીવાલ પર લટકતી ચારપાંચ નેપોલિયનની છબીઓ.

ધૂળ સાફ કરી બેચાર ચોપડીઓ આમતેમ ખસેડી એણે ઝૂકીને મોગલ હજુરિયાની જેમ કુરનીશ બજાવી મને અંદર આવવા કહ્યું.

મારાથી સહેજ બોલાઈ ગયું :

'નેપોલિયનની ઘણી છબીઓ ટીંગાડી છે ને કંઈ !'

બહુ ખુશ થઈ ગયો એ. હથેળીઓ મસળતાં બોલ્યો : 'એ મારો ગુરુ છે, મારો ભગવાન છે.'

'શું ?'

'આ છબી જ્યારે એને સેન્ટ હેલેનાના ટાપુ પર કેદ કરી લઈ જવામાં આવ્યો હતો તે વખતની છે.' એણે એક છબી તરફ આંગળી ચીંધી કહ્યું : 'એની અદા જો. હાર્યો છે, સામ્રાજ્ય ગુમાવ્યું છે, કેદી બન્યો છે, પણ એના ચહેરા પર જરાય ઉદાસી છે? તૂતક પર ઊભો ઊભો એ ગુમાવેલું સામ્રાજ્ય જોઈ રહ્યો છે, જાણે એનો માલિક ન હોય એ રીતે. દોસ્ત, મને એની ખુમારી ગમે છે.'

હું એ છબી સામે તાકી રહ્યો.

ત્યાં એ બોલ્યો : 'તને ખબર છે એક વાતની ? અમારા બંનેના ગ્રહો સરખા છે.'

અને એ ખડખડાટ હસી પડ્યો.

આટલું બોલી એ ઊભો થયો અને બહાર ચાલ્યો ગયો. હું વિચારમાં બેસી રહ્યો. આર્થિક રીતે એની દશા મારા કરતાં બહુ સારી નહોતી.

થોડી વારે એ આવ્યો ત્યારે બે ગ્લાસ ચા લઈને એક બહારવાળો એની પાછળ પાછળ અંદર દાખલ થયો.

ચા પીતાં પીતાં એ ખૂબ જેસમાં આવી ગયો. અંધારામાં પોતાની મૂછોના સ્પર્શથી કોઈ જીવડું આગળ માર્ગ શોધે તેમ એણે ડોક લંબાવી અને આગલા અરધા શરીરને ઊંચક્યું. પછી એનું મોં આગળ લબડ્યું, અને ધડની સાથે તદ્દન બેલેન્સ વિના લટકી રહ્યું. થોડી વાર જાણી જોઈને એમ બેસી રહ્યો, કોઈનું પાત્ર ભજવતો હોય એમ. ભીની માટીની ગંધ લેતો હોય એ રીતે એણે સહેજ નસકોરાં ફૂલાવ્યા, પછી સામેથી કોઈ ભયનું સૂચન થયું હોય એ રીતે આંખો ઝીણી કરી માથાને શરીરમા ધકેલી દીધું. પછી પોતાની હસ્તીનો અણસારોય કોઈને ન આવે એ માટે ચૂપચાપ પડયો રહ્યો.

'યાર, કંઈ પણ પીઉં છું ત્યારે જાણે હુ બીજો જ કોઈ હોઉં એમ શા માટે લાગતું હશે?' એણે કહ્યું.

હું મારા વિચારોમાં ગરકાવ હતો. થોડી વાર અમે કંઈ બોલ્યા નહીં. પછી એ કહે:

'તારી આ આદત છોડ, નહીં તો દુઃખી થઈશ.'

'કઈ આદત?'

'આમ બીજા તરફ શારડીની જેમ જોવાની. કયારેય લોકો "ડાકણો" કહીને શેરીમાં પથરા મારશે, સમજ્યો!'

આમ કહીને એ જોરથી હસી પડચો.

* * *

પ્રિન્સેસ સ્ટ્રીટમાં એ ડોલતો ડોલતો જઈ રહ્યો હતો. હાથમાં સિગારેટ હતી. ગલોફામાં પાન હતું. વાહનોના ઘોંઘાટમાં કોઈ ભૂલા પડેલા પહાડી ઘેટા જેવો એ સૌમ્ય લાગતો હતો. પાછળથી એના ખભા ઉપર ટકોરા મારતાં જ એ ચમકયો. પણ જોઈને હસી પડચો.

'અલ્યા, અહીં શું કરે છે? રસ્તા વચ્ચે કોઈ શરીફ આદમીને હાથ લગાડતાં શરમાતો નથી? મુંબઈમાં રહ્યા પણ હજીય તું સોફિસ્ટિકેટેડ ન થયો.'

'જવા દે યાર, ગમ્મત. બહુ દુઃખી છુ.' મેં કહ્યું.

'શી મુશ્કેલી છે, બોલ! હું જીવતો હોઉં ને મારા અઝીઝ મિત્રોને મુસ્કેલી પડે! એ બને જ નહીં.' એણે માથું હલાવ્યું. પછી કહે: 'ચાલ, પચાસ પૈસા આપે છે? તને એક ચમત્કાર બતાવું.'

......?

'એક ચમત્કાર બતાવું, દોસ્ત, યાદ કરીશ જિંદગીભર.' એણે આંગળીઓ વડે પૈસા માગતી નિશાની કરી.

ખિસ્સામાંથી પચાસ પૈસા કાઢી આપ્યા.

એકાએક એના મોં પર ભારે ખુશી જણાઈ. આનંદના અતિરેકમાં એ લગભગ ઘસડતો મને બાજુની એક ગલીમાં લઈ ગયો.

ગલી 'ડેડ એન્ડ'વાળી હતી. એને છેવાડે એક નાનકડું કામચલાઉ પીઠું હતું. પચાસ પૈસા આપીને એણે કન્ટ્રી લીધો. એક જ ઘૂંટડે ગટગટાવી મારી સામે જોઈ રહ્યો. મેં લગભગ ચીસ પાડતાં-કહ્યું: 'આમાં કયાં ચમત્કાર થયો?'

'મારી સકલ જો, મૂર્ખ!'

'જોઈ.'

'ધરમૂળથી બદલાઈ હોય એમ નથી લાગતી?'

......

'જો માત્ર પચાસ જ પૈસામાં કોઈ માણસનો ચહેરોમહોરો ફેરવી શકાય તો એ ચમત્કાર નથી તો શું છે?'

'પણ મારા આ છેલવેલા પચાસ પૈસા હતા.' મેં ગુસ્સામાં રાડ પાડતાં કહ્યું.

'તો શું થઈ ગયું ? એટલે ચમત્કાર મટી ગયો ?'

મને લાગ્યું કે હવે આને સમજાવવો શક્ય નથી. એટલે મેં તિરસ્કારથી હોઠ ભીડી દીધા.

એણે મારે ગળે હાથ ભેરવી કહ્યું : 'યાર, તું અમસ્તો ચિડાય છે. પૈસા નથી તો શું થઈ ગયું ? એમાંથીય કોઈ રસ્તો નીકળશે. એવું હશે તો મારાં પુસ્તકો વેચીશું. એકબે લાકડાની મૂર્તિઓ છે તે કાઢી નાખીશું.'

પછી એ ઉદાસ થઈ ગયો. થોડી વાર રહીને બોલ્યો :

'દોસ્ત, તેં આજે ઘણી વાતો મને યાદ દેવડાવી. તને ખબર છે હું પૈસાદાર બાપનો દીકરો છું ? મારીઝઘડીને ઘેરથી છૂટો પડ્યો છું. સ્વેચ્છાએ જ આ ગરીબી સ્વીકારી છે. હવે એમાંથી પાછાં પગલાં ભરાય એમ નથી. બાકી કાર સિવાય નીચે પગ મૂક્યો છે કોણે ?'

મારી ઉદાસી ઓગળી ગઈ. એનો ચહેરો જોઈને, એની આંખમાં રહેલી કોઈ બીજી જ દુનિયા તરફ જોતી નજરને જોઈને હું મૂંગો થઈ ગયો.

એ મને ઘેર લઈ ગયો. કહેવા લાગ્યો : 'હું પણ સવારથી ભૂખ્યો છું, નહીં તો તારી પાસેથી પચાસ પૈસા શું કામ લેત ? પણ વાંધો નહીં. હજી થોડાંક પુસ્તકો બચ્યાં છે.'

એને ભેટી પડવાનું મને મન થયું.

* * *

તે મારી તરફ વળ્યો ત્યારે એનો પડછાયો ભીંત પર ફેલાઈ ગયો. એની ઓરડીની અડધી છત એથી ઢંકાઈ ગઈ. અંધારામાં એની આંખો પાગલ માણસ જેવી ચમકવા લાગી.

'શા માટે હું ખૂનના વિચારો કરું છું, એ કહો જોઈએ, મહાશય ? તમે તો બહુ મોટા જાણકાર હોવાનો દાવો કરો છો ને !' હું કંઈક બોલવા જતો હતો ત્યાં જ મને અટકાવીને કહ્યું :

'રહેવા દે. જૂઠું ન બોલીશ, હજી સુધી આ બાબત કોઈએ સાચું કહ્યું નથી.'

'પણ તું આમ વારેવારે ઉશ્કેરાઈ શું કામ જાય છે ?' મેં પૂછ્યું. એક ક્ષણ એ ચમકી ગયો. 'હું ઉશ્કેરાયલો નથી. સત્ય માટેનો આ મારો આગ્રહ છે.'

'શું કહ્યું ?' હું રોષે ભરાયો. 'ક્યું સત્ય તેં આ રીતે મેળવ્યું ? કોણ એનો ન્યાય કરશે ?'

'ન્યાય કરવાનું હું કોઈને સોંપતો નથી. મારો ન્યાય હું પોતે જ કરવામાં માનું છું. નેપોલિયનનો શો ન્યાય કર્યો લોકોએ ?'

'તું ખોટા ભ્રમમાં છે. નેપોલિયન અને તારામાં કોઈ જ સરખાપણું નથી.'

એ બેસી ગયો ખુરસી ઉપર. માથા પર હાથ ફેરવવા લાગ્યો.

'વેલ...યુ આર રાઈટ.. યુ આર રાઈટ...પણ હું લાચાર છું.' એણે તોતડાતી જીભે કહ્યું.

'વારેવારે તું આપઘાતનો વિચાર કરે છે, મિસ્ટર ! અને નેપોલિયનને અમસ્તો શા માટે વચમાં લાવ્યા કરે છે ?'

એ ચૂપ થઈ ગયો.

'સારું, એક વાત પૂછું ?'

'પૂછ.'

'નેપોલિયન તારો ભગવાન છે એ સાચું ?'

'હા.'

'તો તારા ડેડી સાથે ઝઘડો કરવાનું શું કારણ ?'

'એ બેને ઘનિષ્ઠ સંબંધ છે. એક દિવસ હું આપઘાત કરીને એ સંબંધની ઘનિષ્ઠતા પુરવાર કરી આપીશ, યાદ રાખજે.'

એમ કહીને એણે સિગારેટ કાઢી સળગાવી. અરધા અંધારામાં મને છત પર એનો પડછાયો ફરતો જણાયો. ઊડી રહેલા વાળથી અનેકગણા

બિહામણા કરોળિયા જેવો એ મને લાગ્યો. થોડી થોડી વારે સિગારેટના અજવાળામાં એના નાકનું ટેરવું ચમકતું દેખાતું.

'તારા મોંમાં આપઘાતની વાત જરાયે શોભતી નથી. નેપોલિયનની વાત કરનાર આવો નપુંસક હોય!'

'નેપોલિયનને તું નહીં સમજી શકે.'

'કેમ?'

'એ માટે મારા ડેડી જેવા ડેડી હોવા જોઈએ.'

'તારા માટે મને બહુ લાગણી થાય છે.' મેં કહ્યું.

'તું તો આ બાબતમાં નિર્દોષ છે, અને મારું ભલું ઇચ્છે છે. નહીં તો હું એમ કહેત કે તું મારા બહુ જ ઊંડા ઘાને ખણી રહ્યો છે. અજાણતાં તું દુશ્મનનું કામ કરે છે, એની તને જાણ છે?'

આમ બોલતાં બોલતાં તે બહુ ગુસ્સે થઈ ગયો, અને જોરજોરથી બૂમો પાડવા લાગ્યો.

'તું મને વદઇરાદાથી એક ખરાબ કામ કરવા તરફ દોરી રહ્યો છે.' એણે લગભગ ત્રાડ પાડી.

પછી એ ઊભો થઈ ગયો. અમે બહાર નીકળ્યા. એણે જોરથી અવાજ કરી બારણું બંધ કર્યું. કઠેડા પકડી અંધ માણસની જેમ હું લાકડાના દાદર ઊતરવા માંડ્યો. એ મારી પાછળ પાછળ આવતો હતો.

બહાર શેરીમાં મ્યુનિસિપાલિટીના દીવાના ઝાંખા પ્રકાશમાં મેં એની સામે જોયું ત્યારે એની આંખો સૂઝેલી લાગી.

મારે ખભે હાથ મૂકી કરગરતો હોય એવા અવાજે એણે કહ્યું:

'મારી સાથે રહેજે. મને છોડી ન દેતો. હું ઘણી વાર ભાન ભૂલી જઉં છું.'

ઈરાની રેસ્ટોરાંમાં અમે સાથે ચા પીધી. થોડી વાર બેઠા. કોઈ કંઈ બોલ્યું નહિ. બેએક વાર એના પર હાથ મૂકી કંઈક કહેવાનું મેં વિચાર્યું, પણ કંઈ બોલી શકાયું નહીં.

* * *

તે દિવસે ક્યાંકથી થોડા પૈસા મળ્યા હતા. મૂડ સારો હતો એટલે તરત જ એ યાદ આવ્યો. એને ત્યાં પહોંચ્યો ત્યારે એક મોટું થોથું ઉથલાવતો એ પલંગમાં આડો પડ્યો હતો. ચોપડીઓનો એ ખૂબ શોખીન હતો. મને જોઈને ચોપડી બાજુ પર મૂકી એ બેઠો થયો.

'બોલો મહાશય, શી સેવા કરું?'

'મારી સાથે બહાર નીકળો, બીજું શું?'

'કેમ એકાએક?'

'તમને મોટી દાવત આપવાનો વિચાર છે. આજે ખૂબ ખુશ કરવા છે તમને.'

'ખુદા કરે ને આવા સારા સારા વિચારો તને રોજબરોજ આવતા રહે.' એણે હસતાં હસતાં મારી પીઠ થાબડી. પછી કહે:

'હું કઈ રીતે ખુશ થઉં છું એ તો તું જાણે છે ને?'

'આટલો વખત તમારી સોબતમાં રહ્યો ને એટલું ન જાણું? પણ ચિંતા ના કરો. તમારી બધી જ ઇચ્છાઓ આજે પૂરી પાડવામાં આવશે.'

બહાર નીકળીને થોડે દૂર ગયા એટલે એના હાથમાં એક રૂપિયો મૂકીને કહ્યું: 'જાઓ, હવે પેલો ચમત્કાર કરી દેખાડો જોઉં.'

એણે આંખો ચોળવાનો અભિનય કરતાં કહ્યું: 'સાલ્લા, આજે તુ મને અલ્લાદીનના જીન જેવો લાગે છે.'

થોડી વારમાં એ પાછો વળ્યો ત્યારે ખુશખુશાલ હતો. ફરતાં ફરતાં અમે ચોપાટી બાજુ નીકળી ગયા. બેએક કલાક પછી એકાદ ઠીક કહી શકાય એવી હોટલમાં પેટ ભરીને જમવાનો કાર્યક્રમ હતો. ખિસ્સામાં પૈસા પર કંઈ કેટલીય વાર આંગળીનાં ટેરવાં ફરી ચૂક્યાં, અને સ્પર્શસુખથી મનમાં આહ્

લાદ આહ્‌લાદ છવાઈ ગયો.

રેતીમાં જતાં એ આડો પડયો. દિવસ આડો હતો એટલે ખાસ ગીરદી નહોતી. વારેવારે કોઈક ગંડેરીવાળા કે ચંપીવાળા ખલેલ પાડતા હતા. પણ આમ શાંતિ હતી.

'યાર, બધું આજે સપના જેવું લાગે છે. એમ થાય છે કે તું મને વહેલો મળ્યો હોત તો બહુ સારું થાત.' એણે કહ્યું.

'તું રહ્યો માલેતુજાર બાપનો દીકરો, અને હું ભિખારી જેવો. આપણે મળત ક્યાંથી?'

'તું તો ફરિસ્તો છે, ફરિસ્તો, દોસ્ત! પૈસાદાર બાપ નથી તો શું થઈ ગયું? મારો બાપ પૈસાદાર છે તો મારું શું કરી લીધું એણે?'

એ અડધો બેઠો થઈ ગયો.

'તો પાછો જા. બાપ પાસે શું નાનો દેખાવાનો હતો?'

'શું બોલ્યો તું? હું પાછો જાઉં? બે દિવસ પહેલાં જ એ આવ્યા હતા. આજીજી કરતા હતા.'

'તો માની જવું હતું ને?'

'હવે ના બને એ. હવે તો આમ જ જીવવાનું, આમ જ મરવાનું!'

'નાહકનો દુઃખી શું કામ થા છ! બાપનો હશે એનાથી અડધો ય તારો વાંક હશે ને?'

'મારા બાપે શું કર્યું છે તેની તને ખબર નથી. એ નાપાક છે, રાક્ષસ છે.'

પછી એ અટકી ગયો, પણ એના દાંત કકડવા માંડ્યા, એની આંખોમાં પાગલપન દેખાવા માંડ્યું.

થોડી વાર અમે પડી રહ્યા. પછી કહે:

'હમણાં બહુ સપનાં આવે છે. સપનામાં હું નેપોલિયન બની જાઉં છું. યુદ્ધમાં ઘોડા પર કૂચ કરું છું, અને દુશ્મનોને જેર કરવા હુમલાઓ પર હુમલાઓ લઈ જાઉં છું.'

કોણ જાણે કેમ નેપોલિયનની વાત આવતાં હું ગુસ્સે થઈ ગયો. મેં કહ્યું: 'તું તારા ડેડીને તો નેપોલિયન સાથે સરખાવતો નથી ને?'

'છટ્, નેપોલિયનને તો હું ખૂબ ચાહું છું–મારી જાતથીયે વધારે. ઇતિહાસમાં એ એક જ પુરુષ છે. હાર્યો તોયે શું કે જીત્યો તોયે શું. બાકી બધા નપુંસક છે, નપુંસક.'

મેં ડોકું ધુણાવી ના કહી એટલે એ મારા પર ખૂબ જ ગુસ્સે થઈ ગયો. ચંપલ પહેરી ઊભો થયો.

'તું મને ક્યારેય નહીં સમજી શકે' એ બોલ્યો. 'તું મારા ડેડીનો જાસૂસ છે, જાસૂસ, સમજ્યો! પણ મારાથી કંઈ અજાણ્યું નથી.'

'તારા ડેડી મને સાચા લાગે છે. એના તરફ તારે સારો વર્તાવ રાખવો જોઈએ.' મેં કહ્યું.

'તું મને કૂણો બનાવવા માગે છે, એ મને ખબર છે. બોલ, એ માટે તને કેટલા પૈસા મળે છે?'

'તું જુઠ્ઠો છે,' મેં જોરથી ચીસ પાડી કહ્યું. 'નેપોલિયન હોવાનો તું ઢોંગ કરે છે, પણ...'

હું આગળ બોલું તે પહેલાં તો એ ઝડપથી લાંબાં લાંબાં ડગ ભરી ચાલવા માંડયો.

હું એની પાછળ પાછળ ગયો. 'તું અમસ્તો શંકાશીલ બની ગયો છે.' મેં કહ્યું: 'આપણે સાથે જમવાનું છે તેનું શું?'

એ મૂંગો જ રહ્યો.

લગભગ દોડીને મેં એનો હાથ પકડયો. 'મારી ભૂલ થઈ, મને માફ કર.' મેં કહ્યું. પણ હાથ ઝટકાવી એ ચાલ્યો ગયો.

* * *

થોડાક દિવસ વીતી ગયા એ વાતને. વચમાં બેએક વાર એને મળવા હું ગયો હતો, પણ તાળું બંધ હતું. ઘણી વાર એના વિચારો આવતા હતા, થોડાઘણા પૈસા આવે તો એની સાથે એકાદ ફિલ્મ જોવાનું અને પછી કોઈ જગ્યાએ સારી રીતે પેટ

બિહામણા કરોળિયા જેવો એ મને લાગ્યો. થોડી થોડી વારે સિગારેટના અજવાળામાં એના નાકનું ટેરવું ચમકતું દેખાતું.

'તારા મોંમાં આપઘાતની વાત જરાયે શોભતી નથી. નેપોલિયનની વાત કરનાર આવો નપુંસક હોય!'

'નેપોલિયનને તું નહીં સમજી શકે.'

'કેમ?'

'એ માટે મારા ડેડી જેવા ડેડી હોવા જોઈએ.'

'તારા માટે મને બહુ લાગણી થાય છે.' મેં કહ્યું.

'તું તો આ બાબતમાં નિર્દોષ છે, અને મારું ભલું ઇચ્છે છે. નહીં તો હું એમ કહેત કે તું મારા બહુ જ ઊંડા ઘાને ખણી રહ્યો છે. અજાણતાં તું દુશ્મનનું કામ કરે છે, એની તને જાણ છે?'

આમ બોલતાં બોલતાં તે બહુ ગુસ્સે થઈ ગયો, અને જોરજોરથી બૂમો પાડવા લાગ્યો.

'તું મને બદઇરાદાથી એક ખરાબ કામ કરવા તરફ દોરી રહ્યો છે.' એણે લગભગ ત્રાડ પાડી.

પછી એ ઊભો થઈ ગયો. અમે બહાર નીકળ્યા. એણે જોરથી અવાજ કરી બારણું બંધ કર્યું. કઠેડા પકડી અંધ માણસની જેમ હું લાકડાના દાદર ઊતરવા માંડ્યો. એ મારી પાછળ પાછળ આવતો હતો.

બહાર શેરીમાં મ્યુનિસિપાલિટીના દીવાના ઝાંખા પ્રકાશમાં મેં એની સામે જોયું ત્યારે એની આંખો સૂઝેલી લાગી.

મારે બન્ને હાથ મૂકી કરગરતો હોય એવા અવાજે એણે કહ્યું:

'મારી સાથે રહેજે. મને છોડી ન દેતો. હું ઘણી વાર ભાન ભૂલી જઉં છું.'

ઈરાની રેસ્ટોરાંમાં અમે સાથે ચા પીધી. થોડી વાર બેઠા. કોઈ કંઈ બોલ્યું નહિ. એકેક વાર એના પર હાથ મૂકી કંઈક કહેવાનું મેં વિચાર્યું, પણ કંઈ બોલી શકાયું નહીં.

* * *

તે દિવસે ક્યાંકથી થોડા પૈસા મળ્યા હતા. મૂડ સારો હતો એટલે તરત જ એ યાદ આવ્યો. એને ત્યાં પહોંચ્યો ત્યારે એક મોટું થોથું ઉથલાવતો એ પલંગમાં આડો પડ્યો હતો. ચોપડીઓનો એ ખૂબ શોખીન હતો. મને જોઈને ચોપડી બાજુ પર મૂકી એ બેઠો થયો.

'બોલો મહાશય, શી સેવા કરું?'

'મારી સાથે બહાર નીકળો, બીજું શું?'

'કેમ એકાએક?'

'તમને મોટી દાવત આપવાનો વિચાર છે. આજે ખૂબ ખુશ કરવા છે તમને.'

'ખુદા કરે ને આવા સારા સારા વિચારો તને રોજબરોજ આવતા રહે.' એણે હસતાં હસતાં મારી પીઠ થાબડી. પછી કહે:

'હું કઈ રીતે ખુશ થઉં છું એ તો તું જાણે છે ને?'

'આટલો વખત તમારી સોબતમાં રહ્યો ને એટલું ન જાણું? પણ ચિંતા ના કરો. તમારી બધી જ ઇચ્છાઓ આજે પૂરી પાડવામાં આવશે.'

બહાર નીકળીને થોડે દૂર ગયા એટલે એના હાથમાં એક રૂપિયો મૂકીને કહ્યું: 'જાઓ, હવે પેલો ચમત્કાર કરી દેખાડો જોઉં.'

એણે આંખો ચોળવાનો અભિનય કરતાં કહ્યું: 'સાલ્લા, આજે તુ મને અલ્લાદીનના જીન જેવો લાગે છે.'

થોડી વારમાં એ પાછો વળ્યો ત્યારે ખુશખુશાલ હતો. ફરતાં ફરતાં અમે ચોપાટી બાજુ નીકળી ગયા. એકેક કલાક પછી એકાદ ઠીક કહી શકાય એવી હોટલમાં પેટ ભરીને જમવાનો કાર્યક્રમ હતો. ખિસ્સામાં પૈસા પર કંઈ કેટલીય વાર આંગળીનાં ટેરવાં ફરી ચૂક્યાં, અને સ્પર્શસુખથી મનમાં આહ્

લાદ આહ્‌લાદ છવાઈ ગયો.

રેતીમાં જતાં એ આડો પડ્યો. દિવસ આડો હતો એટલે ખાસ ગીરદી નહોતી. વારેવારે કોઈક ગંડેરીવાળા કે ચંપીવાળા ખલેલ પાડતા હતા. પણ આમ શાંતિ હતી.

'યાર, બધું આજે સપના જેવું લાગે છે. એમ થાય છે કે તું મને વહેલા મળ્યો હોત તો બહુ સારું થાત.' એણે કહ્યું.

'તું રહ્યો માલેતુજાર બાપનો દીકરો, અને હું ભિખારી જેવો. આપણે મળત ક્યાંથી?'

'તું તો ફરિશ્તો છે, ફરિશ્તો, દોસ્ત! પૈસાદાર બાપ નથી તો શું થઈ ગયું? મારો બાપ પૈસાદાર છે તો મારું શું કરી લીધું એણે?'

એ અડધો બેઠો થઈ ગયો.

'તો પાછો જા. બાપ પાસે શું નાનો દેખાવાનો હતો?'

'શું બોલ્યો તું? હું પાછો જાઉં? બે દિવસ પહેલાં જ એ આવ્યા હતા. આજીજી કરતા હતા.'

'તો માની જવું હતું ને?'

'હવે ના બને એ. હવે તો આમ જ જીવવાનું, આમ જ મરવાનું!'

'નાહકનો દુઃખી શું કામ થા છ! બાપનો હશે એનાથી અડધો ય તારો વાંક હશે ને?'

'મારા બાપે શું કર્યું છે તેની તને ખબર નથી. એ નાપાક છે, રાક્ષસ છે.'

પછી એ અટકી ગયો, પણ એના દાંત કકડવા માંડ્યા, એની આંખોમાં પાગલપન દેખાવા માંડ્યું.

થોડી વાર અમે પડી રહ્યા. પછી કહે:

'હમણાં બહુ સપનાં આવે છે. સપનામાં હું નેપોલિયન બની જઉં છું. યુદ્ધમાં ઘોડા પર કૂચ કરું છું, અને દુશ્મનોને જેર કરવા હુમલાઓ પર હુમલાઓ લઈ જઉં છું.'

કોણ જાણે કેમ નેપોલિયનની વાત આવતાં હું ગુસ્સે થઈ ગયો. મેં કહ્યું: 'તું તારા ડેડીને તો નેપોલિયન સાથે સરખાવતો નથી ને?'

'છટ્, નેપોલિયનને તો હું ખૂબ ચાહું છું— મારી જાતથીયે વધારે. ઇતિહાસમાં એ એક જ પુરુષ છે. હાર્યો તોયે શું કે જીત્યો તોયે શું. બાકી બધા નપુંસક છે, નપુંસક.'

મેં ડોકું ધુણાવી ના કહી એટલે એ મારા પર ખૂબ જ ગુસ્સે થઈ ગયો. ચંપલ પહેરી ઊભો થયો.

'તું મને ક્યારેય નહીં સમજી શકે' એ બોલ્યો. 'તું મારા ડેડીનો જાસૂસ છે, જાસૂસ, સમજ્યો! પણ મારાથી કંઈ અજાણ્યું નથી.'

'તારા ડેડી મને સાચા લાગે છે. એના તરફ તારે સારો વર્તાવ રાખવો જોઈએ.' મેં કહ્યું.

'તું મને કૂણો બનાવવા માગે છે, એ મને ખબર છે. બોલ, એ માટે તને કેટલા પૈસા મળે છે?'

'તું જૂઠો છે,' મેં જોરથી ચીસ પાડી કહ્યું. 'નેપોલિયન હોવાનો તું ઢોંગ કરે છે, પણ...'

હું આગળ બોલું તે પહેલાં તો એ ઝડપથી લાંબાં લાંબાં ડગ ભરી ચાલવા માંડ્યો.

હું એની પાછળ પાછળ ગયો. 'તું અમસ્તો શંકાશીલ બની ગયો છે.' મેં કહ્યું: 'આપણે સાથે જમવાનું છે તેનું શું?'

એ મૂંગો જ રહ્યો.

લગભગ દોડીને મેં એનો હાથ પકડ્યો. 'મારી ભૂલ થઈ, મને માફ કર.' મેં કહ્યું. પણ હાથ ઝટકાવી એ ચાલ્યો ગયો.

* * *

થોડાક દિવસ વીતી ગયા એ વાતને. વચમાં બેએક વાર એને મળવા હું ગયો હતો, પણ તાળું બંધ હતું. ઘણી વાર એના વિચારો આવતા હતા, થોડાઘણા પૈસા આવે તો એની સાથે એકાદ ફિલ્મ જોવાનું અને પછી કોઈ જગ્યાએ સારી રીતે પેટ

ભરીને જમવાનું વિચારતો હતો. એવામાં એક દિવસ એનો પત્ર આવ્યો : 'કાલે સવારે દસ વાગ્યે મારે ત્યાં આવી પહોંચ. મારા ડેડી પણ આવવાના છે. એમને હું એક પ્લેઝંટ સરપ્રાઇઝ આપવાનો છું. એમના તરફ કેવો સારો વર્તાવ હું કરું છું તે તને પણ જોવા મળશે. હવે હું ડાહ્યો બની ગયો છું. આઇ હેવ બીકમ અ ગુડ બોય.'

સવારના બરોબર દસ વાગ્યે હું એની ગલીમાં પહોંચ્યો. ઘણા દિવસે એને મળવાનું થયું એટલે ખુશમાં હતો. એના ડેડી મારાથી થોડેક આગળ જ ચાલતા ચાલતા એના ઘર તરફ જતા હતા. હું એમની પાછળ પાછળ જવા માંડયો.

લાકડાનો ખખડધજ દાદરો એ ચઢયા ત્યારે પગથિયાંમાંથી કિચૂડ કિચૂડ અવાજ આવવા લાગ્યો. હું ઉપર પહોંચ્યો ત્યારે એ ઓરડીના બારણા પર ટકોરા મારતા હતા. 'કેમ છો?' મેં એમને પૂછ્યું. 'મઝામાં,' એ ખરેખર ખુશમિજાજમાં લાગતા હતા. થોડી વાર અમે ઊભા રહ્યા પણ કોઈએ બારણું ખોલ્યું નહિ.

ત્યાં જ મારું ધ્યાન ગયું અને મેં કહ્યું કે 'બારણું અંદરથી સહેજ ખુલ્લું જણાય છે.'

એના ડેડીએ બારણાને હળવેથી ધક્કો માર્યો પણ બારણું ખૂલ્યું નહીં. પછી સહેજ જોરથી એમણે બારણું હડસેલ્યું અને ધડાક કરતાં ને બારણાં ખૂલી ગયાં.

બારણાની બરોબર વચ્ચે જમીન પર એનું શબ પડયું હતું. એના ડેડીના મોંમાંથી જોરથી ચીસ નીકળી. એ પડી જતા હતા પણ મેં એમને પાછળથી પકડી લીધા. શબ સામે મેં જોયું તો એના ડોળા ફાટી ગયા હતા અને મોં ખુલ્લું રહી ગયું હતું. મોંમાંથી બહાર ટપકેલા ચીકણા દ્રાવણ પર એક માખ સ્થિર બેઠી હતી. ચીસ સાંભળી તે હવામાં ઊડી અને પાછી એના ખોરાક પર સ્થિર થઈ ગઈ.

[વાર્તાસંગ્રહ 'ટોળું'માંથી]

## પ્રતિ-યુદ્ધ કાવ્યો

## (Anti-War Poems)

સંપા. યશવંત ત્રિવેદી

પ્રાપ્તિસ્થાનઃ આર. આર. શેઠની કંપની. રૂ. ૧૨

૬૦ જેટલા વિશ્વખ્યાત કવિઓની પ્રતિ-યુદ્ધ-વિષયક કવિતાઓનો ગુજરાતી સાહિત્યમાં પ્રથમ વાર સંગ્રહ. આ સંગ્રહમાં યુદ્ધની વ્યથા, માનવતા અને વિશ્વશાંતિની દિશા-ખોજની સંવેદના પ્રકટ કરતાં રવીન્દ્રનાથ, પુશ્કિન, નેરુદા, માર્ટિન લ્યુથર કિંગ, હો ચિ-મિન્હ, ઓડન, એલેકઝાંદર બ્લોક, ગ્રઈથે, સ્પેન્ડર, અન્ના અખ્માતોવા, હોલુબ, ઈલ્યા એહરનબુર્ગ, ટેડ હ્યુઝ, જેમ્સ જોય્સ, ત્વાર્દોવ્સ્કી જેવા કવિઓનાં ૮૦ કાવ્યો છે.

## જીવ્યા

# મૂઆના જુહાર

● દિલીપ રાણપુરા

મારી બદલીનો ઓર્ડર આવી ગયો હતો. હું બહુ રાજી નહોતો થયો, પણ દુઃખી પણ નહોતો થયો. બદલી એ મારા માટે બહુ સામાન્ય પ્રસંગ રહ્યો છે.

જે વિસ્તારમાં હું દોઢ વર્ષ રહ્યો એ વિસ્તાર હવે છોડવાનો હતો. આ ધરતીએ મને આવકાર્યો હતો. આ ધરતીના માનવીઓએ મને પ્રેમ આપ્યો હતો. ડુંગરા, ગાળાઓ અને ધારોએ મારાં ચરણોને ચૂમીને મારા માંહ્યલાને મજબૂત બનાવ્યો હતો. આ પંથકના વાતાવરણમાં ઘુમરાતી હવાના મેં શ્વાસ લીધા હતા ને આ ધરતીમાંથી પાકેલું અનાજ મેં ખાધું હતું. આ ધરતીના પેટાળમાંથી નીકળેલું પાણી મારા લોહીમાં ભળી ગયું હતું. આ ધરતીએ મને રાતની વાણી સંભળાવી હતી. વાર્તાઓમાં 'સમસમ કરતી વહી જતી' રાતના વર્ણન જેવી વાણી નહિ. પણ રાતની પોતાની જ એક આગવી વાણી સાંભળવાનો અલૌકિક અનુભવ મને આ ધરતી પર જ થયો હતો. એ અનુભવ મને હજુ પણ રોમાંચિત કરી રહ્યો છે. એવો એક બીજો અનુભવ હજુ એટલો જ તાજો, એટલો જ પ્રસન્નતાભર્યો રહ્યો છે.

એક સાંજે હું ડુંગરાઓમાં ભટકી રહ્યો હતો. થાકીને એક પથ્થર પર બેઠો હતો. સૂર્ય ડૂબી ગયો હતો ને સંધ્યા ખીલી રહી હતી. અચાનક મારા કાને કોઈ સુમધુર સંગીતના સ્વરો અથડાયા. બહુ ધીમું ધીમું, પણ અત્યંત મૃદુ, મધુર, માંહ્યલો હલબલી ઊઠે, કેવળ શૂન્યાવકાશ પથરાઈ જાય. વાતાવરણમાં બધું હલકું હલકું લાગે એવું એ સંગીત હતું. મેં આસપાસ નજર ફેરવી, પણ કોણ વગાડે છે તે હું જોઈ શક્યો નહિ. ત્રણ, ચાર કે પાંચ મિનિટ સુધી એ સંગીતની મોહિનીમાં ડૂબેલો રહ્યો હોઈશ, કદાચ એટલા સમય દરમિયાન હું મારી જાતની બહાર પણ નીકળી ગયો હોઈશ, કદાચ હું ખોવાઈ ગયો હોઈશ, કારણ કે મને અત્યારે બરાબર યાદ છે કે એટલી મિનિટો સુધી મેં એ સંગીત સાંભળવા સિવાય કશું સાંભળ્યું નહોતું, કશું જોઈ પણ શક્યો નહોતો. ને જ્યારે એ સંગીત સંભળાતું બંધ થયું ત્યારે મારા ચિત્તમાં કશોક સળવળાટ થયો હતો. 'હું ક્યાં જઈ આવ્યો?' જેવો પ્રશ્ન પણ ઊઠેલો.

એ વખતે મેં આ ભ્રમણા માનેલી. કેવળ ભ્રમણા. ને હું મારી જાત પર હસેલોય ખરો. પણ પછી મેં તપાસ કરેલી. કોઈ એવું સંગીત વગાડતું નહોતું. આ વિસ્તારના તંબૂરા, રાવણહથ્થા, પાવા, હારમોનિયમ, વાંસળી વગાડનારાઓને તો હું સાંભળી ચૂક્યો હતો ને એમાંનું એ સાંભળેલા સંગીતમાં કશું જ નહોતું. ને ત્યારે થતું: એ ભ્રમણા નહોતી. કંઈક હતું...એ કંઈક શું, એ શોધી કાઢવા હું સવાર, બપોર, સાંજ, રાત-મધરાત, પરોઢિયે બહાર નીકળી પડતો. જુદા જુદા સ્થળે જતો.

એ સંગીત ત્યાર પછી કદી, કયારેય સાંભળવા મળ્યું નહિ, પણ એક-બે વખત તો હું રાતની વાણી તો સાંભળી શકયો હતો.

બધા અનુભવો કરતા આ રહસ્યમય સંગીત અને વાણી સાંભળવાના અનુભવો મારા કંટાળાની પળોને, તાણ અને ગુસ્સાની ક્ષણોને, દુઃખ અને ઉદ્વેગભર્યા દિવસોને રાહતમાં, પ્રસન્નતામાં પલટી નાખતા મેં અનુભવ્યા છે. ને ત્યારે થાય છે, જિંદગીમાં એક આટલું પ્રાપ્ત થયું છે એ જ ઘણું છે. બીજી ઘણી પ્રાપ્તિઓનો ગર્વ થયો છે, પણ આનો ગર્વ થતો નથી. કારણકે આ બધાને પ્રાપ્ત થતી કે અનુભવી શકાય એવી કે બનાવી શકાય એવી ચીજ કે લાગણી નથી. આ અનુભવે જ મારી કઠોરતામાં ઋજુતાની એક રેખા દોરી આપી છે.

આ વિસ્તારનાં કેટલાંય સંસ્મરણો લઈને હવે જવાનું હતું. 'રામ રામ' કરીને સૌની વિદાય લઈ રહ્યો હતો. આપા નાજભાઈ હું સણોસરા રહેવા ગયો ત્યારથી સવારમાં દૂધ લઈને આવતા બંધ થયેલા. તેઓ આખો દિવસ સીમમા હોય એટલે મળવાનું ઓછું બનતું, પણ એય એક દિવસ પાળિયા ધારે મારી રાહ જોઈને ઊભા હતા.

'સાહેબ, તમે જશો ?'

'હા.'

'સંભારશો ને ?'

'તમને નહિ ભૂલી શકું.' એ વખતે મારી ભાષાનો વિકાસ થયો હોત તો લચ્છાદાર જબાનમાં કહ્યુ હોત : યાદ ત્યારે આવે જ્યારે ભૂલવાનું હોય !'

અમે નિશાળે આવ્યા. બેઠા. વાતો કરી. એ જવા માટે ઊભા થતા થતા બોલ્યા : 'સાહેબ, આ નાજ ગાંડો કે ગરીબ નથી હો ..' અને પછી નજીક આવી ભીના સ્વરે બોલ્યો : 'સાહેબ આટલું સંભારણું લેતા જાવ.' કહેતા નાજભાઈએ સોનાની વીંટી મારા હાથમાં મૂકવા માંડી.

હું ચમકી ગયો. બોલ્યો : 'ના નાજભાઈ. એ નહિ...'

'મારા ગળે હાથ સાહેબ...'

'ના, નાજભાઈ, મારાથી ન લેવાય. તમે તો મને ઘણું આપ્યું છે ..હું તમને કશું નથી આપી શકયો એનો વસવસો છે...'

'એ શું બોલ્યા મારા સાહેબ ' કહીને મારું કાંડુ પકડી હથેળીમાં વીંટી મૂકી જ દીધી. ને પછી તેમના હાથે મૂઠી વળાવી દીધી.

મે કહ્યુ : 'નાજભાઈ, મારી એક વાત સમજશો ?'

'એક શું કામ, હજાર વાત...'

'આપણે મિત્રો ખરા ને !'

'ના...'

'તો આપણે શું છીએ ?' મને નવાઈ લાગી.

'તમે ગુરુ છો.'

'તો તમે શિષ્ય ખરા ને ?'

'ના...'

મને નવાઈ લાગી. આ અભણ, અજ્ઞાન, જડસુ લાગતો માણસ આજ મારી બધી ગણતરીઓ અને માન્યતાઓને ઊંધી પાડતો હતો.

'તો ?'

'હું કાંઈ જ નથી. હું નાજ છું...'

'ભલે.'

'તમારાં બહેનના લગ્ન કરવાના છે ને ?'

'હાસ્તો... તમે આવશો ને સાહેબ...'

'કદાચ ન પણ અવાય... ને એટલે મારું એક કામ કરો...'

'શું ?'

'આ વીંટી તમારા બહેનને મારા તરફથી કરિયાવરમાં આપજો.'

નાજભાઈ કશું ન બોલી શકયા. એમની આંખોમાં થોડી ભીનાશ હતી. મેં કહ્યું : 'નાજભાઈ, ફરી કયારે મળાશે, મળાશે કે નહિ તે જાણતો નથી, પણ તમારી અમીરાતને હું કયારેય નહિ ભૂલું.'

'સાહેબ, આ વીંટી તમને ખાનગીમાં દેવા

લાવ્યો હતો. તમારી હારે એટલો જીવ મળી ગયો. તમે ગુરુ રહ્યા. સાહેબ, હું તમને વીંટી આપું ને કોઈ જાણે તો મને ગાંડો ગણે. એટલે સાહેબ, આ વાત આપણે બે જ જાણીએ.' કહેતાં તેમનો અવાજ રુંધાઈ ગયો ને તેઓ ઝડપથી પગથિયાં ઊતરીને જતા રહ્યા.

વીંટીની ખાનગી વાત આજ, આટલાં વર્ષે હું અહીં ખુલ્લી કરી રહ્યો છું. નાજભાઈને જો કયારેય આની જાણ થશે તો એ 'મારા માટે પારાવાર રંજ અનુભવશે.' આટલાં વર્ષેય બોલી નાખ્યું ને સા'બ? જીરવી ન શકયા. તમારું ગજું કેટલું!

હું શાળામાં આવ્યો. મન કાંઈ બરાબર લાગતું નહોતું. વિદ્યાર્થીઓ સાથે વિતાવેલાં દોઢ વર્ષનાં સ્મરણો તાજાં થતાં હતાં. હવે તો બે-ચાર દિવસ જ રહેવાનો હતો. મનભરીને આ છોકરાઓ સાથે વાતો કરી લેવાનો ઉમળકો ઊછળતો હતો. આ છોકરાઓ પાસેથી હું પ્યાર પામ્યો છું, નિર્દોષતાનો સ્પર્શ કરાવ્યો છે, આ છોકરાઓએ મને. મેં એમને માર્યા હશે, વઢ્યો હોઈશ, શિક્ષા કરી હશે, અપમાન્યા હશે, પણ વળતી પળે એ જ સ્મિત અને મારા પ્રત્યેનો એ જ આદર મને જોવા મળ્યાં હતાં.

પાંચ વાગ્યાની નિશાની બતાવતો તડકો મેં જોયો. (ઘડિયાળના અભાવે તડકા-છાયાની નિશાની સમય જોવા માટે રાખેલી) ને રજા આપી.

છોકરાઓ ગયા. થોડી વારે હું ઊભો થયો. તાળું વાસ્યું ને ઓસરીનાં પગથિયાં ઊતરું છું ત્યાં જ દેવરાજ આવ્યો.

'ઘણા દિવસે દેખાયો.' મેં કહ્યું.

'સાહેબ, મને કાલ રાતે જ ખબર પડી કે તમારી બદલી થઈ.'

'હા.'

'એટલે તો આજ વે'લો સીમમાંથી આવતો રહ્યો.'

અમે થોડી વાર ઓસરીમાં ઊભા ઊભા વાતો કરી. હું થાંભલીને ટેકે ઊભો હતો ને દૂર દેખાતી ધારને, તાકીને જોઈ લેતા હતો.

'ઠીક સા'બ, રામે રામ તંઈ.' કહીને દેવરાજ પગથિયાં ઊતરવા લાગ્યો. મેં એક વખત બારણે વાસેલા તાળા સામે જોઈ લીધું. દેવરાજનો અવાજ ફરી મારા કાન પર પડ્યો: 'સા'બ, જીવ્યા મૂઆના જુહાર તંઈ...'

'હા, હવે તો એવું જ ને.' મેં કહ્યું. પણ વળતી પળે જ મને કંઈક એવું લાગ્યું કે જાણે દેવરાજનો અવાજ બદલાઈ ગયો છે.

'હા, સા'બ, જીવ્યા મૂઆના જુહાર જ ને હવે તો! આ વખતે મને સ્પષ્ટ લાગ્યું કે દેવરાજના અવાજમાં કશોક ફેર છે. હું સમજ્યો કે મારી વિદાયથી એની લાગણીઓ ઊભરી આવી છે ને બોલવાના બીજા કોઈ શબ્દો એની પાસે નથી. એની વેદનાને સ્વરે ભીનાશ આપી દીધી છે. મનેય આવા માણસને છોડતાં પહેલી વખત દુઃખ થઈ આવ્યું. બોલ્યો: 'દેવરાજ, અમારી તો સરકારી નોકરી. સરકાર મોકલે ત્યાં જ જવાનું. લો તંઈ જીવ્યા મૂઆના જુહાર...' કહી તે આડું જોઈ ગયો.

મને થયું: જો હું એને વધુ બોલાવીશ તો આ અભણ માણસની પ્રેમની અભિવ્યક્તિ ડૂસકાંઓમાં પ્રગટી ઊઠશે. એટલે હું આગળ કશું ન બોલ્યો.

સણોસરા પહોંચ્યો. અર્ધોએક કલાક પછી બસમાં મારી જગ્યાએ નવી નિમણૂક પામેલ શિક્ષક જગજીવન ટાંકોલિયા ઊતર્યા.

સવારે જમીને અમે ખેરાણા જવા નીકળ્યા. પાળિયાધાર ચડ્યા ત્યારે મને અનુભૂતિ થવા લાગી

કે વાતાવરણમાં કશીક ગૂંગળામણ જેવું લાગે છે. કશીક તનાવ, કશીક ઉશ્કેરાટ, કશીક ભીંસ ભિતરતી લાગે છે. કદાચ તડકાને કારણે, કદાચ મારે આજે ચાર્જ છોડવાનો છે ને અહીંથી આજે જ વિદાય થવાનું છે એના ભારને કારણે પણ આવું લાગતું હોય.

પણ ચોરા પાસે અમે પહોંચ્યા ત્યારે હું સ્તબ્ધ બની ગયો. ચોરા પર ખાટલા પર ફોજદાર બેઠા હતા. (પાલિયાની બદલી થઈ ગયેલી.) એક જમાદાર હાથમાં કાગળો લઈને બેઠો હતો. બે પોલીસ કાન્સ્ટેબલો કંટાળાના ભાવ સાથે ઊભા હતા. થોડે દૂર પસાયતો અને મુખી કશીક ગુસપુસ કરતા હતા. બે-ચાર પુરુષો.. સ્ત્રીઓ, છોકરાંઓ દૂર, ફોજદારની નજર ન પડે એ રીતે ઊભાં હતાં.

ને ચોરાની વચ્ચોવચ્ચ બંધનાવસ્થામાં ઉભડક પગમાં માથું ઢાળીને બેઠેલા દેવરાજને હું ઓળખી ગયો. મને આંચકો લાગી ગયો. બૂમ પાડીને દેવરાજને બોલવવાનો ઉકરાટોય આવી ગયો. પણ હું કાંઈ બોલું એ પહેલાં દેવરાજે ઊંચું જોયું ને અમારી આંખો મળી ગઈ. દેવરાજના હોઠ પર વેદનાભર્યું સ્મિત ચમકી ગયું. આજે પણ એ સ્મિત, આંખોનો ભાવ મને બરાબર યાદ છે. હું અસ્વસ્થ બની ગયો. મારા પગ તેની પાસે જવા ઊપડી ન શક્યા. મારી જબાન કોઈ સવાલ કરવા ઊંચકાઈ ન શકી.

મેં ઝડપથી ચાર્જ સોંપવા માંડ્યો. કોઈ મળવા આવતું નહોતું. શું થયું હશે ? દેવરાજને કયા ગુના સબબ પકડ્યો હશે ? હું વિચારોમાં ગોટવાતો હતો. મારા મનમાં કશી જ ઘેડ બેસતી નહોતી. હજુ તો કાલ દેવરાજ 'જીવ્યા મૂઆના જુહાર' કરતો હતો. શા માટે ? શા માટે દેવરાજે મને કશું કહ્યું નહિ ? દેવરાજ . દેવરાજ...મારા મનમાં ઊઠતા પોકારને દબાવવા મેં પ્રયાસ કર્યો.

ત્રણ વાગે હું ચાર્જ સોંપીને બહાર આવ્યો. જગજીવન ટાંકોલિયા મારી સાથે હતા. દેવરાજ હજુ એ જ સ્થિતિમાં બેઠો હતો. એણે ફરી મારી સામે જોયું. ફરી એ જ સ્મિત.

મને થયું, કોઈને પૂછું. પણ કોઈ એવી વ્યક્તિ ન મળી કે હું પૂછી શકું. ને હુંય ક્યાં સ્વસ્થ હતો ? મેં હિંમત કરી. હું ચોરા પાસે ગયો. ફોજદાર મારી સામે જોઈ રહ્યા હતા. મેં સલામ કરી. ફોજદારે હાથ ઊંચો કર્યો, જાણે ચહેરા પર બેઠેલી માખીને ઉડાડતા હોય એમ. દેવરાજ મારી સામે જોઈ રહ્યો હતો. મેં એની આંખ સાથે આંખ મેળવી ને મારામાં હતી એટલી તાકાત અને અને સ્વસ્થતા એકઠી કરીને બોલ્યો : 'દેવરાજ ..'

બસ, આથી આગળ કશું બોલી શક્યો નહિ. પણ મેં જોયું, એક આ શબ્દથી જ દેવરાજના ચહેરા પર પ્રસન્નતાની એક લહર દોડી ગયેલી. તે મારી સામે નજર નોંધી રાખીને જ બોલ્યો : 'સાબ, જીવ્યા મૂઆના જુહાર...'

મને ડર લાગી ગયો. દેવરાજ વધુ કંઈ બોલશે તો પોલીસ મને રોકશે. મારી નોકરી, મારી રોજી ...લાંબું જીવવાની ને લેખક બનવાની મહત્ત્વાકાંક્ષા, આ બધુ ખતમ થઈ જશે. હું ત્યાંથી એકદમ ચાલી નીકળ્યો.

પણ આજે થાય છે. હું શું એટલા માટે જ ઝડપથી ચાલી નીકળ્યો હોઈશ ? ના, 'જીવ્યા મૂઆના જુહાર' શબ્દો મારા હૃદયમાં ખંજરની જેમ એટલે ઊંડે સુધી ખૂંચી ગયા હતા કે એની વેદના મારાથી સહન નહોતી થતી, એમ હું આજે કહી શકું. એની વેદનામાં ભાગીદાર બનવા માટે, એક અભણ, પ્રેમાળ માણસના પ્રેમની કદર કરવા માટે આટલો દંભ તો હું કરી શકું ને એ ક્ષમ્ય ગણાવો જોઈએ.

[ વિશિષ્ટ સંસ્મરણકથા "દીવા તળે ઓછાયા"નું એક પ્રકરણ ]

# ઊકળતો ઉપખંડ

લે. ડાહ્યાભાઈ નાગરિક

મુખ્ય વિક્રેતા: આર. આર. શેઠની કંપની. રૂ. ૪૦–૦

**પુરુષોત્તમ ગ. માવળંકર**

શ્રી ડાહ્યાભાઈ નાગરિકનો આ દળદાર અભ્યાસ-નિરૂપણ ગ્રંથ અનેક રીતે આવકારપાત્ર છે. એનું વિષયવસ્તુ વિલોભનીય છે અને એનો કાલખંડ પ્રમાણમાં સીમિત છે. પણ ભારતના ઇતિહાસમાં કદાચ આ છ-સાત દસકા સૌથી અઘરા ને અટપટા બનાવોથી સભર રહ્યા છે. વળી દેખી શકાય એવું જે કંઈ બહાર આવ્યું છે એના તોલે હજી ભીતરમાં વણખેડ્યું ઘણું પથરાયેલું છે. પ્રવર્તમાન પરિસ્થિતિની અનેકવિધ આંટીઘૂંટીઓ સાથે પણ આ કાલખંડનો દોર હજી અતૂટ રીતે બંધાયેલો, ક્યારેક ગૂંચવાયેલો, રહ્યો છે. એટલે વસ્તુલક્ષી નિરૂપણ મુશ્કેલ જ નહીં, અશક્યવત્ બની જાય છે. છતાં, કોઈકે તો વિવેચકની દૃષ્ટિથી હિંમતભેર આવું ઐતિહાસિક લેખન-વિવેચન માટેનું જરૂરી ખેડાણ કરવું રહ્યું: એવી પહેલ શ્રી ડાહ્યાભાઈ નાગરિકે અહીં કરી છે અને એમાં તેઓ ઠીક ઠીક સફળ થયા છે.

ભારતની પ્રાદેશિક ભાષાઓમાં આ પ્રકારનાં પુસ્તકો ખાસ પ્રગટ થયાં નથી. ગુજરાતીમાં કદાચ આવું પુસ્તક પહેલવહેલું છે. પણ એટલા પૂરતું જ એ આવકાર્ય છે એવું નથી. લેખકે એક ભારતીય વિશ્વનાગરિક તરીકે આપણા નજીકના ભૂતકાળની આલોચના સચ્ચાઈ અને તટસ્થતાથી કરવાનો પ્રયાસ પ્રામાણિકપણે અહીં કર્યો છે. એમ કરવા જતાં એમણે કોઈ મોટા બનાવને એ વિષે અંજાઈ જઈને ચીતર્યો નથી, કે ગમે તેટલા મહાન નેતાને માટે અહોભાવથી પ્રેરાઈને એની કામગીરી પર પ્રશસ્તિનાં પુષ્પો વેર્યાં નથી. એમણે આ પુસ્તકમાં જે સમજથી, હકીકત-આધારથી, દલીલથી, વિચારવેગથી સમગ્ર વિષયનું મનનીય આલેખન ને પૃથક્કરણ કર્યું છે તે કોઈ પણ તજ્જ્ઞ કે તદ્વિદને ઈર્ષા કરાવે ને કદાચ (પોતે આ પ્રકારની કૃતિ સર્જી ન શક્યાના વસવસાની લાગણીથી) થોડું નીચું જોવાપણાનો ભાવ જન્માવે એવું છે.

ભારત વર્ષની આઝાદી પહેલાંના ત્રણ ને પછીના ત્રણ દાયકાઓમાં– સ્વાતંત્ર્યપૂર્વ ભારતમાં તેમ જ સ્વાતંત્ર્યોત્તર ભારતમાં–જે ઊલટાસૂલટી પ્રસંગો-પ્રવાહો અંકિત થયા એને કારણે ભારતીય ઉપખંડ સતત ઊકળતા ચરુ જેવો રહ્યો છે. આજે પણ એ પૂરો શમ્યો નથી; આજે પણ એ કાલખંડના કેટલાક નાયકો હયાત છે; આજે પણ એ પ્રવાહોના રેલા મોજૂદ છે; આજે પણ એ સમયગાળાના જાતજાતના પ્રશ્નો–પડકારો ઓછીવત્તી માત્રામાં આપણને હંફાવતા રહ્યા છે. એટલે જ ડાહ્યાભાઈ નાગરિકનો આ સાહિતીપૂર્ણ ને મૌલિક અભ્યાસગ્રંથ ખૂબ પ્રસ્તુત તથા પરિશીલન કરવા યોગ્ય છે.

('પ્રવેશક'માંથી)

# આ માસનાં ગુજરાતી પ્રકાશનો

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | માણસ હોવાની મને બીક | વિઠ્ઠલ પંડયા | નવલકથા | ૧૪–૦૦ |
| ૨. | રે પ્રીતિ | સુનંદા | નવલકથા | ૭–૫૦ |
| ૩. | તરસ ન છીપી | રવીન્દ્ર ઠાકોર | ,, | ૮–૭૫ |
| ૪. | સ્નેહ સેતુ | ,, | ,, | ૯–૦૦ |
| ૫. | ફેરી વિલા | ,, | ,, | ૭–૫૦ |
| ૬. | યુગાવતાર–૯ કૃષ્ણ-સુદામા | નવનીત સેવક | ,, | ૧૮–૭૫ |
| ૭. | યુગાવતાર–૧૦ દેહોત્સર્ગ | ,, | ,, | ૧૭–૭૫ |
| ૮. | અલબેલો અલગારી | નવલકિશોર વ્યાસ | ,, | ૧૦–૭૫ |
| ૯. | રેણુના રતન | બળદેવપ્રસાદ પુરોહિત | ,, | ૧૫–૦૦ |
| ૧૦. | ચંબલનો પાપી | કૈલાસ નાયક | ,, | ૧૧–૫૦ |
| ૧૧. | શોણિતઘરી ચંબલ | વિરેશ તીરકર | ,, | ૧૯–૦૦ |
| ૧૨. | ચંબલ તારી રક્તધાર | ,, | ,, | ૧૩–૫૦ |
| ૧૩. | આતંક | નવનીત સેવક | ,, | ૧૫–૫૦ |
| ૧૪. | વટમાં વટ બહારવટ | ,, | ,, | ૧૩–૫૦ |
| ૧૫. | કોઇ ફૂલ તોડે છે | અશ્વિન દેસાઈ | નવલિકા | ૯–૦૦ |
| ૧૬. | બંદીશ | વિભૂત શાહ | ,, | ૯–૦૦ |
| ૧૭. | પંદર આધુનિક વાર્તાઓ | સં. જ્યોતિષ જાની | નવલિકા | ૨૦–૦૦ |
| ૧૮. | સૂરજમાં લોહીની કુંપળ | ભગવતપ્રસાદ ચૌહાણ | કાવ્ય | ૬–૦૦ |
| ૧૯. | આકુલ વૈષ્ણવ | ઉશનસ્ | ,, | ૭–૫૦ |
| ૨૦. | મારી અનાગસી ઋતુ | રામચંદ્ર પટેલ (સુકિત) | ,, | ૫–૦૦ |
| ૨૧. | રૂપ રોમાચ | શશિ શિવમ્ | ,, | ૬–૫૦ |
| ૨૨. | કલરવ | કેશુભાઈ પટેલ | ,, | ૫–૦૦ |
| ૨૩. | નટ શૂન્ય એકાંકી નાટકો | રવીન્દ્ર ઠાકોર | નાટક | ૯–૦૦ |
| ૨૪. | કુમાર નાટકો | શુકદેવ પંડ્યા | ,, | ૫–૦૦ |
| | રંગેચંગે | રજની શેઠ | ,, | ૮–૦૦ |

# इस मास के नये प्रकाशन

## उपन्यास

| | | |
|---|---|---|
| समय-सीमान्त | जितेन्द्र भाटिया | ९-०० |
| वासना | फ्योदोर दोस्तोयवस्की | १२-०० |
| ढोलन कुञ्जकली | यादवेन्द्र शर्मा 'चन्द्र' | १०-०० |
| मन के मीत | शान्ताकुमार | १०-०० |
| कुंडली | आबिद सुरती | ८-०० |
| किस्सा तोता-सिर्फ तोता | रवीन्द्र वर्मा | ९-०० |
| बिन्दु | सुनीता जैन | १२-०० |
| अनुगूंज | सुनीता जैन | ६-०० |
| अपने-अपने सवाल | रामकुमार भ्रमर | १५-०० |
| सन्नाटा | सुदर्शन चोपड़ा | १२-०० |
| दर्द की मुस्कान | राजेन्द्रकुमार शर्मा | ८-०० |
| आदिम पुरखे | हंसराज रहबर | ६-०० |
| ज्वार | गोविन्दवल्लभ पंत | १०-०० |

## कहानी

| | | |
|---|---|---|
| युद्ध विराम | सुधा अरोड़ा | ९-०० |
| कुछ मोती कुछ सीप | किशोर साहू | १६-०० |
| छुट्टियाँ | कामतानाथ | १०-०० |
| सीढ़ियों के ऊपर अंधेरा | अरुण | १०-०० |
| बर्फ का महल | अरुण | १०-०० |
| टूटा हुआ कोना | योगेश गुप्त | १०-०० |
| दरम्यान | मृणाल पांडे | १२-०० |
| अग्निकुंड | नफीस आफरीदी | १०-०० |
| प्रिय कहानियाँ | शिवप्रसादसिंह | ७-०० |

# કિમાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૧
૧૫ ઓક્ટોબર '૭૭ : અંક ૩
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦–૦૦
છૂટક નકલ
રૂ. ૧–૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૭, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

[ગાર'ના બે અંક પ્રકટ થઈ ગયા છે.

ત્રીજો અંક છે. તે પણ સૌ સાહિત્યરસિકોને ઉપયોગી પુરવાર થશે એમ માનીએ છીએ.

અંકમાં શ્રી રમેશ શાહનું એકાંકી 'ખૂચ' પ્રકટ કરીએ છીએ, અને તે રીતે સાહિત્યના એક અગત્યના [પમાં આપણે ત્યાં શું કામ થઈ રહ્યું છે તેનો નમૂનો પૂરો પાડીએ છીએ.

[દાવાદમાં તાજેતરમાં આરંભાયેલ નક્ષત્ર ટ્રસ્ટઆયોજિત 'કવિતા–પાઠ'માં સર્વશ્રી ઉમાશંકર જોશી તથા [જન ભગત સાથે હિંદીના મૂર્ધન્ય સાહિત્યકારો–અજ્ઞેયજી તથા રામદરશ મિશ્ર–એ ભાગ લેવાનું સહર્ષ [કાર્યું તેથી 'સર્જકોની દૃષ્ટિએ ભારતીય સાહિત્યને પામવા'નો ટ્રસ્ટનો હેતુ સાર્થક બન્યો છે. એને [લમાં રાખીને શ્રી અજ્ઞેયજી સંદર્ભે શ્રી ભોળાભાઈ પટેલનો લેખ પણ આ અંકમાં પ્રગટ કરીએ છીએ.

[ગાર'નો ચોથો અંક ૧૫ ડિસેમ્બર ૧૯૭૭ના રોજ પ્રગટ થશે તેની સૌએ નોંધ લેવા વિનતી.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

મુખપૃષ્ઠ છબી : અજ્ઞેયજી

## ?

લાભશંકર ઠાકર

હું કોની સામે બદલો લઉં છું? વેર વાળું છું?
હું કોને કબજામાં રાખું છું? કોને ઉઘાડો પાડું છું?
હું કોની સામે આક્ષેપ કરું છું? કોને ફટકારું છું?
હું કોને રોકું છું? દાબું છું? અટકાવું છું?
હું કોને ગબડાવું છું? ગોળ ગોળ ફેરવું છું?
હું કોને વીંટું છું, લપેટું છું?
હું કોની સામે વાદળની જેમ ગર્જું છું,
ગડગડું છું?
હું કોની સામે જોરથી ઝડપથી ધસી જાઉં છું?
હું કોને દઝાડું છું, બાળું છું, ઉકાળું છું?
હું કોને આમતેમ ફેંકું છું,
વેરવિખેર કરી નાખું છું?
કોને હું ધુતકારું છું,
તિરસ્કારપૂર્વક ફગાવી દઉં છું?
કોને હું ઉઝરડા પાડું છું?
કોને હું ચીરું છું, કાપું છું, કાતરું છું?
કોના હું રાઈ રાઈ જેવા ટુકડા કરું છું?
અને કોને હું ઉપર મીઠું ભભરાવું છું?
કોને હું આંચકો આપું છું? આઘાત આપું છું?
ઈજા પહોંચાડું છું?
કોને હું ધડાક દઈને ઢાળી દઉં છું?
તડાક દઈને વળગાડી દઉં છું?
કડાક દઈને ભાંગી નાખું છું?
કોને હું ફાંસીના ફાંદામાં ફસાવું છું?
કોને હું મરડું છું–તરડું છું–કરડું છું?
અને યુક્તિ-પ્રયુક્તિમાં ભરડું છું?
અને આમ છતાં—
કોણ હજુ એવું ને એવું અડીખમ ઊભું છે
આંખ-સામે ?
ફરી ફરી કારતૂસો ભર્યા વિના,
અનેક ગોળીઓ એક સામટી છો
પિસ્તોલ—
મારા હાથમાં છે
અને છતાં હજુ કેમ કોઈ મરતું નથી?

## ઉદાર

આવ્યા હતા, ઉદાસી લઈને પછી અ
જીવનમાં નવી એક વ્યથાને ધરી ગય
મારે તો આપવાને હતું એક ફક્ત દુઃ
બાંધીને ગાંસડી ખજાનો ઊંચકી ગય
આપ્યાથી ઉદાસી તો વધે, જાણતા ન'
વસ્તાર વેદનાનો વધાર્યા કરી ગયા
ચોમેર વધે છે હવે જંગલ ઉદાસી
વાયુમાં બધે યાદનાં વાદળ ભરી ગ
ફૂલો, ફળો ને પાન ખરે ડાળ ડાળે
ટીપું ટપકતી વેદના કેરું બની ગય
જોઉં છુ બધે આજ તો દુશ્મન છે યાદ પ
કણ કણમાં યાદની નવી પગલી ધરી ગય
સાચા જીવનમાં સ્થાન નથી કોઈ યાદ
મારી ગઝલના લયમાં બધે તે ભળી ગય
શબ્દો તો બધા છે જ આ વળગેલ સાથ
પાયાની ઈંટ શી ગઝલ-ભાષા બની ગ
તળિયું શકું ન જોઈ, ઉદાસી છે આ અત
ક્ષણ ક્ષણ નવે નવે સ્વરૂપ અવતરી ગ
હું વહેંચતો ફરું છું ઉદાસીની ભેટ ર
મારા જીવનનું કામ વધાર્યા કરી ગ
ગમતા ન શેર વેચવા કે વહેંચવા ક
દુઃખો ય કલ્પવૃક્ષ બની મન હરી ગય
વરસીને વાદળોએ કર્યું આજ મન ઉદા
કોરું રહસ્ય કલ્પતરુનું કહી ગયં
ખુશ્બૂને વાયુથી જુદી કરશો કરીમ' શે
શ્વાસોમાં પ્રાણ થઇ રૂંવે રૂંવે વસી ગય

અબ્દુલકરીમ

ઇન્દુ પુવાર

ાશ્ય પર્વના
મા દિવસે
ાષ્યની પણછ ઢીલી થાય
ચ્લે હું
ાવતરસ્યો વેળાભૂખ્યો
ાવતરસ્યો વેળાભૂખ્યો
ગાવા બેસાય?
ાઉ ઢીલો કેવાય હોં!
લંકામાં લાડી હોય
આપણને
ના વર થવામાં વાર કેટલી?
મારી સામે જરીક જો,
જેટલાં નિશાન તાકચાં છે આજ લગી
ાંથી એકેય તકાયું નથી
ાંક બાણ ક્યાં ગયાં
ા ય ખબર નથી પડી હજી
.........
રામ કરો રામ રામ
ાણે ભલેને ધૂળઢેફાં
ા માણસ
તુ! માણસ.
ાણું મૂલ્ય જાતે શું કામ ઓછું આંકીએ
ા કરીને કોઈને
વાન થવાનું મન થાય?
ાળ
ાણે છો ને
ગોદડીને થીગડું મારીએ
ાઈ ચંપલને ખીલી મારીએ
આપણા નામે વહાણ વહેતાં થાય!

માટે કહું છું મૂન્તુ
હરી અપ
બાક અપ ચાર બાક અપ
સૂરજ ઊગે તે પહેલાં
ચાલ, ઘુવડની આંખમાં
જીવદયા નેત્રપ્રભા આંજી
સૂરજ થઈ, પાળે બેસી ગાઈએ,
'સૂરજ ઊગ્યો કેવડિયાની પાળે
ન્હાણેલાં ભલાં વાયાં રે.'



કંપ કોમળ, શહુ કઠણ થઇને,
રિક્તતા રણઝણે રટણ થઇને.
ક્યાંક આકાશ જેમ ફેલાયો,
ક્યાંક અટક્યો છું એક ક્ષણ થઇને.
આંખ ઊઘડી કે આંખ મીંચાઈ?
કૈંક ઝબકે છે આવરણ થઇને!
એ જ ટીંબે ઊભો હું જાગું છું
સાત પાટણ સૂતાં ડટણ થઇને!
હાથ સાહીને કોણ સંભાળે?
લાગણી લડખડે લઢણ થઇને!
રાજેન્દ્ર શુક્લ



સાથિયાના રંગની મીઠાશ છું હું
સ્વપ્નની બસ સ્વપ્નની ભીનાશ છું હું.
શબ્દ મારા દોસ્ત થઈને આવવાના
રાતરાણી જેટલી હળવાશ છું હું.
ડુંગરા ઊગી ગયા છે શૂન્યતાના
ચોતરફથી દાઝતો અવકાશ છું હું.
વિશ્વ આખું પાંપણે થંભી ગયું છે
છેક છેલ્લા શ્વાસવાળી લાશ છું હું!
અશ્વિન જાની

# આ ભારત-વિશે



મનહર મોદી

'સારા જહાં સે અચ્છા હિન્દોસ્તાં હમારા!' કવિ ઇકબાલે, એ જ્યારે ભારત-રાષ્ટ્રપ્રેમી હતા ત્યારે ગાયું. એનો વર્તમાન પડઘો પણ એવો જ છે. દેશ વિદેશના સૌ કોઈ-રાજકારણથી શિક્ષણ વગેરે ના-નિષ્ણાતો આજે પણ ઉચ્ચારે છે ભારત જેવા જેવો દેશ છે

આપણાં બાળકોને આપણે બારાખડીની સાથે ગોખાવીએ છીએ તે પણ એ જ મનલબનુ

ભારત વિશે આજ દિન સુધીમાં નહીં નહીં તો કેટલાં પુસ્તકો પ્રગટ થયા હશે તેની યાદી રસિક થઈ પડે! જ્ઞાનગંગોત્રી જેવા પ્રકાશનો આ દિશામા પ્રવૃત્ત થઈ શકે

હું આમ કહું છું ત્યારે મારી નજર સમક્ષ શ્રી શીલા ધરનું રૂપકડું પુસ્તક 'આ ભારત' છે જ.

લેખક તરફથી પ્રાપ્ત થયેલી કેફિયત પહેલાં જોઈએ:

"જે ઉમરે બાળકો ભારત વિશે પ્રશ્નો પૂછતાં થાય છે તે ઉમરનાં બાળકો માટે આ ચોપડી લખી છે પ્રશ્નો પૂછવાની આ અવસ્થા બાર વરસ પહેલા પણ આવે અને પછી પણ આવે. તેથી કોઈ ચોક્કસ ઉમરનો આમા નિર્દેશ કર્યો નથી. જે બાળકો હજી પ્રશ્નો પૂછતાં થયાં નથી અને કહેલી વાત માની લે છે, તેમને ભારતની સાથેનો તેમનો એકાત્મભાવ સમજવાની તક આ ચોપડી પૂરી પાડે છે ભ એટલે શું, તેની ગતિ કઈ તરફ છે તથા દુનિ મન તેનુ શુ મૂલ્ય છે તેની વાત સાદી અને ર ભાષામા કહેવાનો અહીં પ્રયત્ન થયો છે ચોપ છેલ્લાં પચીસ વર્ષના ભારતના પુરુષાર્થનું વર્ણન અને આપણે સ્વતંત્ર થયા તે પછીથી આપણા જીવનનુ પોત કેવી રીતે બદલાયું છે તેની ચર્ચા

આપણે રોજ ભારતીય જીવનપદ્ધતિની કરીએ છીએ તો તે જીવનપદ્ધતિ શું છે? આ યુવાન જ્યારે ને ત્યારે આત્મવિશ્વાસ, શૌર્ય, પરિશ્રમ, સામાજિક પરિવર્તન અને એવા શબ્દોના સંપર્કમા આવે છે, તો એ શબ્દોનો મન શો અર્થ છે? કેટલીક વાર એમ લાગે આર્થિક પ્રગતિ એ જ દેશને માટે સૌથી અ વાત છે જો ખરેખર એમ જ હોય તો, અ ઉન્નતિ માટે બીજે જવાની તક મળતી હોવા શા સાર કોઈ ભારતીય યુવાને અહીં દેશ રહેવાની ઇચ્છા કરવી જોઈએ? જેની ઘણી થાય છે તે સાંસ્કૃતિક પરંપરા શુ હજી જીવં જો હોય તો તે કેવી રીતે પ્રગટ થાય છે દૂરના ગામડામા રહેનારની સાથે, અને હજારે પહેલાંના ભારતવાસીની સાથે આપણને સાં કડી જેવી 'ભારતીયતા' શી ચીજ છે? રાજકીય અને સામાજિક ક્ષેત્રે થયેલી પ્રગતિ

ખીને અહીં આ અને આવા બીજા આનુષંગિક શ્નોના જવાબ આપવા પ્રયત્ન કર્યો છે.

બાળકો માટે લખાયેલ 'ભારતનો ઇતિહાસ' મે પુસ્તકની પુરવણી રૂપે આ પુસ્તકની યોજના રેલી છે. જેમ એ પુસ્તકમાં વર્ણન કરતી વખતે ઈ તારીખનો ઉલ્લેખ કરેલો નથી, તેમ આમાં ણ હકીકતો અને આંકડાઓ ઉપર ભાર મૂકવાને દલે, અત્યારે આપણે જે મહાન પરિવર્તનમાંથી સાર થઈ રહ્યા છીએ તેનું મૂળ સ્વરૂપ શું છે અને નો પ્રવાહ કઈ દિશા તરફ વહી રહ્યો છે એ વાત ર જ વિશેષ ભાર દીધો છે.

ચોપડીનું ચિત્ર-આયોજન નવા જ પ્રકારનું . ભારતીય આંખને પરિચિત એવી દૃશ્યસામગ્રી રા વસ્તુ બાળકને ચિત્તગમ્ય કરવાનો પ્રયત્ન કર્યો . શિષ્ટ કલા, લોકકલા, આદિવાસીની કલા અને ાધુનિક કલાના પરંપરાગત નમૂનાઓ અને પ્રતીકો મકાલીન ફોટોગ્રાફીની સાથે સુમેળ સાધી એક એક દ્દાને પ્રત્યક્ષ કરે છે અને સમજાવે છે. આશા છે શબ્દ અને ચિત્ર ઓતપ્રોત થઈ તરુણ વાચકના ચત્તમાં કાયમનું ઘર કરી રહેશે, અને બાળકની મૃતિ વધુ ને વધુ શ્રદ્ધાભાવે એનો વિનિયોગ કરશે.

આ અર્થમાં, બાળકની સાથે સાથે પોતે પણ વેકાસ પામે એવું આ પુસ્તક છે."

લેખકે સૂચવ્યા મુજબના 'શબ્દ અને ચિત્ર' ાંથી પ્રથમ 'ચિત્ર' જોઈએ. પૂંઠાથી શરૂ કરી ઠા સુધી વિસ્તરેલાં ચિત્રોમાંથી શું શોધીને શું ામ પાડીએ અને કહીએ કે આ વધારે સરસ છે? દાર, હાથી, પોપટ કે પ્રાણીનો આખો સમાજ? ળાના અનેક નમૂનાઓમાં પાબ્લો પિકાસોના વિખ્યાત ીંતચિત્ર 'ગર્નિકા'નો રૂપટુકડો પણ અહીં હાજર છે!

ભારત સરકાર તરફથી પ્રગટેલ આ પુસ્તકનો જરાતી અનુવાદ રમણલાલ સોનીએ કર્યો છે અને વજીવનમાં છપાયા છતાં એની કિંમત રૂ. ૧૦/- છે તે જોતાં પુસ્તક સસ્તી કિંમતે વાચકો સુધી પહોંચાડવાનો હેતુ સમજાય છે. સરસ મજાનાં જાડાં ધોળાં ૧૯૨ પાનાંમાં પથરાયેલાં પ્રકરણોની ભાષામાં પોતાપણાની ભાવના, વતનના ભાગીદારો, ભારતીયતા શું છે? નાનપણનો ઉત્તમ અવસર, સો વર્ષ પહેલાં, આપણે કેવી રીતે સ્વતંત્ર થયા? આપણું પોતાનું ઘર, માર્ગદર્શક, આપણું અનોખું આયોજન, લોકોનું રાજ, જરૂરિયાતોનું મહત્ત્વ, કુટુંબનો વડો, પાંચ વર્ષનું સમયપત્રક, ખેતી પર ગુજારો, ખેતી એટલે સેંકડો વાનાં, યુદ્ધયોજના, હરેક આંખનું હરેક અશ્રુ લૂછવું છે, ત્યારે અને અત્યારે, પહેલા નંબરનું ગામ, કંઈ બદલાય છે ખરું? નવલું રૂપ, ખામી ક્યાં છે? સમસ્યાની ભીતરમાં, રંગોનો જાદુ તથા દુનિયાને રંગીએ, પ્રગટ થાય છે.

'સો વરસ પહેલાં' તથા 'આપણે સ્વતંત્ર કેવી રીતે થયા?' જેવાં પ્રકરણો કડીબદ્ધ ઇતિહાસ આપવા ઉપરાંત તે જમાનાની મુખ્ય મુખ્ય વ્યક્તિઓના ફોટા તથા હસ્તાક્ષર પૂરા પાડે છે અને જાણે કે આજના બાળકને એ સમયની ઘટનામાં મૂકી આપે છે પૃ. ૭૪ પર ગરીબ કુટુંબની બાળકીનો ફોટો એની આંખની પહોળાઈ દ્વારા 'આવતી કાલનું શું?' પ્રગટાવે છે, તો પૃષ્ઠ ૧૦૦ તથા ૧૦૧ પરના ફોટો ગ્રામ્ય ઘરની છબી અસરકારક રીતે ઉપસાવે છે. લગભગ પાને પાને ચિત્રો-સુશોભનોથી સમૃદ્ધ આ પુસ્તક 'કંઈ બદલાય છે ખરું?' જેવો પ્રશ્ન પણ છેડે છે અને જવાબ આપે છે તે રોજ રોજ છાપાં વગેરે દ્વારા નિષ્ણાતોએ આપેલી તથા જે તે ક્ષેત્રના અગ્રણીઓની વિકાસ-કૂચ સૂચવતા આંકડાઓ સમાન છે. લેખકના જ શબ્દો નોંધીએ :

...પરંતુ આ ફેરફારો, તમે ઊગતા છોડમાં જોવા ફેરફારો જુઓ છો તેવા છે. આ ફેરફારોની સાથે સાથે, -જે વિકાસના ફેરફારો છે-ભારતમાં બીજો પણ એક ફેરફાર થયો છે, જે ઇંડામાંથી મરઘીનું બચ્ચું નીકળે અને ઇયળમાંથી પતંગિયું બની જાય એના જેવો છે.

# આ ભારત–વિશે



મનહર મોદી

'સારા જહાં સે અચ્છા હિન્દોસ્તાં હમારા !' કવિ ઇકબાલે, એ જ્યારે ભારત–રાષ્ટ્રપ્રેમી હતા ત્યારે ગાયું. એનો વર્તમાન પડઘો પણ એવો જ છે. દેશ વિદેશના સૌ કોઈ–રાજકારણથી શિક્ષણ વગેરે ના–નિષ્ણાતો આજે પણ ઉચ્ચારે છે: ભારત જેવા જેવો દેશ છે.

આપણાં બાળકોને આપણે બારાખડીની સાથે ગોખાવીએ છીએ તે પણ એ જ મતલબનુ.

ભારત વિશે આજ દિન સુધીમાં નહી નહીં તો કેટલાં પુસ્તકો પ્રગટ થયાં હશે તેની યાદી રસિક થઈ પડે ! જ્ઞાનગંગોત્રી જેવાં પ્રકાશનો આ દિશામા પ્રવૃત્ત થઈ શકે

હું આમ કહું છું ત્યારે મારી નજર સમક્ષ શ્રી શીલા ધરનું રૂપકડું પુસ્તક 'આ ભારત' છે જ.

લેખક તરફથી પ્રાપ્ત થયેલી કેફિયત પહેલાં જોઈએ :

" જે ઉંમરે બાળકો ભારત વિશે પ્રશ્નો પૂછતાં થાય છે તે ઉંમરનાં બાળકો માટે આ ચોપડી લખી છે. પ્રશ્નો પૂછવાની આ અવસ્થા બાર વરસ પહેલાં પણ આવે અને પછી પણ આવે. તેથી કોઈ ચોક્કસ ઉંમરનો આમાં નિર્દેશ કર્યો નથી. જે બાળકો હજી પ્રશ્નો પૂછતાં થયાં નથી અને કહેલી વાત માની લે છે, તેમને ભારતની સાથેનો તેમનો એકાત્મભાવ

સમજવાની તક આ ચોપડી પૂરી પાડે છે
એટલે શું, તેની ગતિ કઈ તરફ છે તથા દુનિ
મન તેનું શું મૂલ્ય છે તેની વાત સાદી અને
ભાષામાં કહેવાનો અહીં પ્રયત્ન થયો છે. ચોપ
છેલ્લાં પચીસ વર્ષના ભારતના પુરુષાર્થનું વર્ણ
અને આપણે સ્વતંત્ર થયા તે પછીથી આપણા
જીવનનુ પોત કેવી રીતે બદલાયું છે તેની ચર્ચા

આપણે રોજ ભારતીય જીવનપદ્ધતિની
કરીએ છીએ તો તે જીવનપદ્ધતિ શું છે ?
યુવાન જ્યારે ને ત્યારે આત્મવિશ્વાસ, શૌર્ય,
પરિશ્રમ, સામાજિક પરિવર્તન અને એવા
શબ્દોના સંપર્કમાં આવે છે, તો એ શબ્દોનો
મન શો અર્થ છે ? કેટલીક વાર એમ લાગે
આર્થિક પ્રગતિ એ જ દેશને માટે સૌથી
વાત છે. જો ખરેખર એમ જ હોય તો,
ઉન્નતિ માટે બીજે જવાની તક મળતી હોવા
શા સારુ કોઈ ભારતીય યુવાને અહી દેશ
રહેવાની ઇચ્છા કરવી જોઈએ ? જેની ઘણી
થાય છે તે સાંસ્કૃતિક પરંપરા શું હજી જીવ
જો હોય તો તે કેવી રીતે પ્રગટ થાય છે
દૂરના ગામડામાં રહેનારની સાથે, અને હજારો
પહેલાંના ભારતવાસીની સાથે આપણને સાંકળે
કડી જેવી 'ભારતીયતા' શી ચીજ છે ?
રાજકીય અને સામાજિક ક્ષેત્રે થયેલી પ્રગતિને

.ખીને અહીં આ અને આવા બીજા આનુષંગિક શ્નોના જવાબ આપવા પ્રયત્ન કર્યો છે.

બાળકો માટે લખાયેલ 'ભારતનો ઇતિહાસ' ામે પુસ્તકની પુરવણી રૂપે આ પુસ્તકની યોજના રેલી છે. જેમ એ પુસ્તકમાં વર્ણન કરતી વખતે ાઈ તારીખનો ઉલ્લેખ કરેલો નથી, તેમ આમાં ણ હકીકતો અને આંકડાઓ ઉપર ભાર મૂકવાને દલે, અત્યારે આપણે જે મહાન પરિવર્તનમાંથી સાર થઈ રહ્યા છીએ તેનું મૂળ સ્વરૂપ શું છે અને નો પ્રવાહ કઈ દિશા તરફ વહી રહ્યો છે એ વાત ર જ વિશેષ ભાર દીધો છે.

ચોપડીનું ચિત્ર-આયોજન નવા જ પ્રકારનું . ભારતીય આંખને પરિચિત એવી દૃશ્યસામગ્રી ારા વસ્તુ બાળકને ચિત્તગમ્ય કરવાનો પ્રયત્ન કર્યો . શિષ્ટ કલા, લોકકલા, આદિવાસીની કલા અને ાધુનિક કલાના પરંપરાગત નમૂનાઓ અને પ્રતીકો મકાલીન ફોટોગ્રાફીની સાથે સુમેળ સાધી એક એક દ્દાને પ્રત્યક્ષ કરે છે અને સમજાવે છે. આશા છે શબ્દ અને ચિત્ર ઓતપ્રોત થઈ તરુણ વાચકના ચત્તમાં કાયમનું ઘર કરી રહેશે, અને બાળકની મૃતિ વધુ ને વધુ શ્રદ્ધાભાવે એનો વિનિયોગ કરશે.

આ અર્થમાં, બાળકની સાથે સાથે પોતે પણ કાસ પામે એવું આ પુસ્તક છે."

લેખકે સૂચવ્યા મુજબના 'શબ્દ અને ચિત્ર' ાંથી પ્રથમ 'ચિત્ર' જોઈએ. પૂંઠાથી શરૂ કરી ંઠા સુધી વિસ્તરેલાં ચિત્રોમાંથી શું શોધીને શું ામ પાડીએ અને કહીએ કે આ વધારે સરસ છે? ાર, હાથી, પોપટ કે પ્રાણીનો આખો સમાજ? ળાના અનેક નમૂનાઓમાં પાબ્લો પિકાસોના વિખ્યાત ીંતચિત્ર 'ગર્નિકા'નો રૂપટુકડો પણ અહીં હાજર છે!

ભારત સરકાર તરફથી પ્રગટેલ આ પુસ્તકનો જરાતી અનુવાદ રમણલાલ સોનીએ કર્યો છે અને વજીવનમાં છપાયા છતાં એની કિંમત રૂ. ૧૦/– છે તે જોતાં પુસ્તક સસ્તી કિંમતે વાચકો સુધી પહોંચાડવાનો હેતુ સમજાય છે. સરસ મજાનાં જાડાં ધોળાં ૧૯૨ પાનાંમાં પથરાયેલાં પ્રકરણોની ભાષામાં પોતાપણાની ભાવના, વતનના ભાગીદારો, ભારતીયતા શું છે? નાનપણનો ઉત્તમ અવસર, સો વર્ષ પહેલાં, આપણે કેવી રીતે સ્વતંત્ર થયા? આપણું પોતાનું ઘર, માર્ગદર્શક, આપણું અનોખું આયોજન, લોકોનું રાજ, જરૂરિયાતોનું મહત્ત્વ, કુટુંબનો વડો, પાંચ વર્ષનું સમયપત્રક, ખેતી પર ગુજારો, ખેતી એટલે સેંકડો વાનાં, યુદ્ધયોજના, હરેક આંખનું હરેક અશ્રુ લૂછવું છે, ત્યારે અને અત્યારે, પહેલા નંબરનું ગામ, કંઈ બદલાય છે ખરું? નવલું રૂપ, ખામી ક્યાં છે? સમસ્યાની ભીતરમાં, રંગોનો જાદુ તથા દુનિયાને રંગીએ, પ્રગટ થાય છે.

'સો વરસ પહેલાં' તથા 'આપણે સ્વતંત્ર કેવી રીતે થયા?' જેવાં પ્રકરણો કડીબદ્ધ ઇતિહાસ આપવા ઉપરાંત તે જમાનાની મુખ્ય મુખ્ય વ્યક્તિઓના ફોટા તથા હસ્તાક્ષર પૂરા પાડે છે અને જાણે કે આજના બાળકને એ સમયની ઘટનામાં મૂકી આપે છે પૃ. ૭૪ પર ગરીબ કુટુંબની બાળકીનો ફોટો એની આંખની પહોળાઈ દ્વારા 'આવતી કાલનું શું?' પ્રગટાવે છે, તો પૃષ્ઠ ૧૦૦ તથા ૧૦૧ પરના ફોટા ગ્રામ્ય ઘરની છબી અસરકારક રીતે ઉપસાવે છે. લગભગ પાને પાને ચિત્રો-સુશોભનોથી સમૃદ્ધ આ પુસ્તક 'કંઈ બદલાય છે ખરું?' જેવો પ્રશ્ન પણ છેડે છે અને જવાબ આપે છે તે રોજ રોજ છાપાં વગેરે દ્વારા નિષ્ણાતોએ આપેલી તથા જે તે ક્ષેત્રના અગ્રણીઓની વિકાસ-રૂપ સૂચવતા આંકડાઓ સમાન છે. લેખકના જ શબ્દો નોંધીએ:

...પરંતુ આ ફેરફારો, તમે ઊગતા છોડમાં જોવા ફેરફારો જુઓ છો તેવા છે. આ ફેરફારોની સાથે સાથે, –જે વિકાસના ફેરફારો છે–ભારતમાં બીજો પણ એક ફેરફાર થયો છે, જે ઇંડામાંથી મરઘીનું બચ્ચું નીકળે અને ઇયળમાંથી પતંગિયું બની જાય એ ...

કેટલીક વાર લોકો યે એટલા બધા બદલાતા હોય છે કે તમે એમને ઓળખી ન શકો બહારથી તેઓ બદલાયેલા દેખાય છે એટલું જ નહીં, પણ અંદરથી પણ તેઓ બદલાઈ ગયા હોય છે. એનો અર્થ એ કે તેમનું વ્યક્તિત્વ પણ બદલાઈ જાય છે. વ્યક્તિત્વના ફેરફારોને માણસ કેવાં કપડાં પહેરે છે કેવો ખોરાક ખાય છે તેની સાથે કાંઈ જ લાગતુંવળગતું નથી, તેથી વડીભર આપણે ભારત શુ પહેરે–ઓઢે છે ને શુ ખાય છે તે ભૂલી જઈએ અને બીજી કઈ કઈ બાબતોમા ભારત બદલાયું છે તે શોધી કોઢવાનો પ્રયત્ન કરીએ. કારણ કે વ્યક્તિની પેઠે દેશો પણ પોતાનું વ્યક્તિત્વ બદલી શકે છે ..'

લેખકના મનમાં 'સરેરાશ' છે અને તેથી જ તે નોંધે છે : 'ભારતમાં સફરજનનો પાક ઘણો છે' એવુ કોઈ કહે તો હિમાચલ પ્રદેશ અને કાશ્મીર માટે એ સાચું ઠરે, અને કેરલ તથા આંધ્ર માટે ખોટું ઠરે. પરંતુ એકંદરે જોતાં ભારતમાં સફરજનનો પાક સારો છે' એવું કહેવું હોય તો કહી શકાય. 'ખેતીમા અદ્યતન રીતિનો ઉપયોગ કરાય છે' એમ કહેવું એ ઉત્તર પ્રદેશ કરતાં પંજાબ માટે વધારે સાચું છે, પરતુ એકંદરે એવું કહી શકાય કે ભારતની ખેતી સુધરી છે .. '

આ 'સરેરાશ' પ્રત્યેક નાગરિકના વાસ્તવિક જીવન સુધી પહોચે અને તેને સમૃદ્ધ બનાવે તે મુખ્ય સમસ્યા છે. આ પુસ્તકમાં કે કોઈ પણ પુસ્તકમાં તેનો ઉકેલ હોતો નથી એ અંગે 'આપણે' કેટલા 'એક-રૂપ' અને 'કટિબદ્ધ' છીએ કે થઈએ તે મહત્ત્વનુ છે.

આજનો બાળક જ નહીં, જેને પણ 'આવતી કાલ'ની ફિકર છે તે સૌ જોઈ શકશે કે 'ઘડતર'નું કામ અધરું છે અને છતાં કામ તો અધરુ જ સ્વીકારવાનુ છે, કેમકે એમા 'ચેલેન્જ' છે, એની જ મઝા છે, એમાં જ મજા છે અને કદાચ સુખ પણ.

આ પુસ્તક 'આવતી કાલ' સુધી પહોંચી રહો.

●●

જાણીતા લેખક, સમાજસુધારક, ચિંતક, તટસ્થ આલોચક

## શ્રી ઈશ્વર પેટલીકર પષ્ઠિપૂર્તિ

પ્રસંગના વિશિષ્ઠ ગ્રંથ

## પેટલીકર : શીલ અને શબ્દ

સં. દિલાવરસિંહ જાડેજા
રમેશ એમ. ત્રિવેદી

જેમાં લેખક સાથેની એમના જીવન અંગેની પ્રશ્નોત્તરી, એમના પરિચિત સ્નેહીઓએ તેમના વ્યક્તિત્વ અંગે લખેલા લેખો અને તેમની સાહિત્ય કૃતિઓ અંગેનું વિવેચન—

ડેમી સાઇઝના આ પુસ્તકની કિંમત રૂ. ૨૦-૦૦

## વિવિધા :

સં. જશવંત શેખડીવાળા
બાબુ દાવલપુરા

જેમાં ભિન્ન વિષયનાં લેખકનાં પુસ્તકોમાથી પસંદ કરેલી કૃતિઓનો સંગ્રહ છે.

ડેમી સાઇઝના આ પુસ્તકની કિંમત રૂ ૧૫-૦૦

પ્રકાશક : ચારુતર વિદ્યામંડળ : વલ્લભવિદ્યાનગર

પ્રાપ્તિસ્થાન . આર આર. શેઠની કંપની

# અજ્ઞેય :

## એક સાહિત્યિક તસવીર

ભોળાભાઈ પટેલ

અજ્ઞેયજી એટલે આજે હિન્દીમાં સૌથી મોટું નામ.

કવિતા, વાર્તા, નવલકથા, પદ્ય નાટક, પ્રવાસ-કથા, નિબંધ, વિવેચન, સંપાદન જ્યાં જ્યાં તેમણે હાથ અડકાડ્યો છે, ત્યાં ત્યાં તેમની પ્રયોગલક્ષી વૃત્તિએ નવી ભાત ઉપસાવી છે. 'નઈ કવિતા' નામે ઓળખાતી કાવ્યધારાના તો તે અગ્રણી કવિ છે. અજ્ઞેયજીની વાત કર્યા વિના આજની હિન્દી કવિતા, વાર્તા કે નવલકથાની આજે વાત ન થઈ શકે, પણ એક સમય એવો હતો કે તેમનો સ્વીકાર કરવા માટે તે સમયની પ્રતિષ્ઠિત વિવેચના તૈયાર નહોતી. વિવાદ અને વિરોધનો એક વાવંટોળ તેમની કવિતા, વાર્તા અને નવલકથાએ જગાવ્યો હતો; અજ્ઞેયની કવિતા હિન્દીમાં લખાયેલી અંગ્રેજી કવિતા છે, તેમની નવલકથાઓમાં નરી અશ્લીલતા છે, તેમના સાહિત્યમાં માત્ર તેમના અહંની જ પ્રતિષ્ઠા છે વગેરે વગેરે કહેવાતું ગયું છે, અને આજે પણ કેટલાક ખૂણાઓ-માંથી નથી કહેવાતું એવું નથી.

અજ્ઞેયજીના સાહિત્યની જેમ તેમના જીવન અને વ્યક્તિત્વને પણ વિવાદને ચોતરે લઈ જવાયું છે. અનેક જાતની ગેરસમજૂતીઓ આજે પણ તેમને વિષે ચાલે છે. અને એમનું જીવન પણ કેંક એવું છે જે કુથલીખોર વૃત્તિને ટેકો આપે. પરિણામે એમના આભિજાત્યને 'સ્નોબરી' કહેવાય છે, એમનામાં રહેલી સંકોચવૃત્તિને દંભ ગણવામાં આવે છે, એમની એકાન્તપ્રિયતામાં મનહુસી દેખાય છે.

અજ્ઞેયજી તો કવિનામ છે, તેમનું ખરું નામ તો સચ્ચિદાનંદ વાત્સ્યાયન. એમનું જીવન વિવિધ અનુભવોના રંગીન તાણાવાણાથી ગુંથાયેલું છે. ૧૯૧૧માં તેમનો જન્મ થયો હતો, ઉત્તર પ્રદેશના દેવરિયા જિલ્લાના પુરાતત્ત્વના ખોદકામના એક શિબિરમાં. પિતાજી હીરાનંદ શાસ્ત્રી પુરાતત્ત્વ અધિકારી હતા. (પાછી વડોદરા રાજ્યમાં પણ તેમણે નોકરી કરેલી.) બચપણ વનો, પર્વતો અને ખંડિયેરોમાં પસાર થયું. પાંચ વર્ષની વયે કાશ્મીર જવાનું થયું. ત્યાં એક બાજુ શાસ્ત્રીની પાસે સંસ્કૃત, મૌલવીની

પાસે ફારસી અને અમેરિકન પાદરીની પાસે અંગ્રેજીનું શિક્ષણ મેળવવા માંડ્યું. ૧૯૧૯માં પિતાજીની સાથે નાલંદા જવાનું થયું, એ વર્ષ પછી ત્યાંથી દક્ષિણમાં ઊટાકામંડ પિતાની બદલી થતાં ગયા. અહીં ગંભીર રીતે અભ્યાસપ્રવૃત્તિ શરૂ થઈ. અનેક અંગ્રેજી લેખકો વાંચ્યા. ૧૯૨૫માં પંજાબ યુનિવર્સિટી- માંથી મેટ્રિકની પરીક્ષા આપી, કૉલેજશિક્ષણ માટે મદ્રાસ કૉલેજમાં વિજ્ઞાન વિદ્યાશાખામાં જોડાયા અને ત્યાં ઇંટર સાયન્સ પસાર કરી પછી પંજાબની ફોરમન કૉલેજમાંથી બી. એસસી ની પરીક્ષા પાસ કરી

તે વખતે તેઓ ક્રાંતિકારી મિત્રોના પરિચયમાં આવ્યા, અને બોમ્બ બનાવવાની ફૅક્ટરીના આરોપ- સર તેમને પકડવામાં આવ્યા. ૧૯૩૦થી ૧૯૩૩ લગભગ તેઓ અમૃતસર, લાહોર અને દિલ્હીની જેલોમાં રહ્યા. આ જેલનિવાસ દરમ્યાન ખૂબ લેખન- કાર્ય કર્યું અને તે વખતે જેલમાંથી ચૂપચાપ બહાર મોકલેલી એક વાર્તા છાપતી વખતે જૈનેન્દ્રકુમારે લેખક તરીકે 'અજ્ઞેય' એવું નામ છાપ્યું, જે તેમના સર્જન સાથે પછી હંમેશા જોડાયેલું રહ્યું છે.

જેલમાંથી છૂટ્યા પછી તેઓ આગ્રાથી પ્રકટ થતા 'સૈનિક' પત્રના સંપાદનકાર્યમાં જોડાયા, ત્યાંથી 'વિશાલભારત'ના સંપાદન માટે કલકત્તા ગયા. થોડો વખત ત્યાંથી પછી ગુજરાતમાં, વડોદરા પિતાની પાસે આવી ગયા. ૧૯૪૦માં રેડિયોની નોકરી કરી અને સિવિલ મૅરેજ કર્યું, જે થોડા જ સમયમાં છૂટાછેડામાં પરિણમ્યું. ૧૯૪૪માં જાપાનના આક્રમણ વખતે તેઓ લડાઈમાં ભરતી થયા અને કોહિમા ફ્રંટ પર કાર્ય કર્યું. દરમ્યાન લેખનપ્રવૃત્તિ તો ચાલતી જ હતી. હિન્દી કવિતાને વળાંક આપનાર પ્રકાશન 'તાર સપ્તક'નું સંપાદન કર્યું અને આ નવી કવિતાને સ્થાપિત કરવા 'પ્રતીક' નામનું માસિક શરૂ કર્યું, નવી કવિતા માટે લોકોના રુચિઘડતરનું કામ કર્યું.

૧૯૫૫માં યુનેસ્કોના આમંત્રણથી યુરોપની મુસાફરી કરી. એ વર્ષ પછી જાપાન અને પૂર્વ એશિયામાં ભમ્યા. 'વાક્' નામનું અંગ્રેજી ત્રૈમાસિક કાઢ્યું.

૧૯૬૦માં ફરી યુરોપ ગયા અને બીજે વર્ષે કૅલિફૉર્નિયા યુનિવર્સિટીમાં ભારતીય સંસ્કૃતિના અધ્યાપક તરીકે જોડાયા. ચારેક વર્ષ પછી ભારત આવી નવા શરૂ થતા 'દિનમાન' અઠવાડિકનું સંપાદન કરી, તેને એક શિષ્ટ સાપ્તાહિક તરીકે સ્થિર કર્યું. એકાદ વર્ષ જોધપુરમાં તુલનાત્મક સાહિત્યના પ્રોફેસર તરીકે આમંત્રણ મળતાં ત્યાં કામ કર્યું. પછી જયપ્રકાશજીના 'એવરીમેન્સ'નું થોડોક સમય કામ સંભાળ્યું. ૧૯૭૪થી 'નયા પ્રતીક' માસિક શરૂ કર્યું. ૧૯૭૬માં આઠેક મહિના જર્મનીની હાઈડલબર્ગ યુનિ મા અધ્યાપન કર્યું. ઑગસ્ટની પહેલી તારીખથી હિન્દીમા એક આદર્શ દૈનિક આપવાના આશય સાથે 'નવભારત ટાઇમ્સ'ના તંત્રીપદનો સ્વીકાર કર્યો છે.

અજ્ઞેય એટલે વણથંભ્યો પરિશ્રમ અને જે કામ હાથમાં લે, તેને માટેની પૂરી લગન. એ અર્થમાં એ 'પર્ફેક્શનિસ્ટ' છે. બધું બરાબર થવું જોઈએ, કશુંય લઘરવઘર ન ચાલે. અજ્ઞેય એટલે નિષ્ઠા. અને આ માત્ર સાહિત્યમાં જ નહિ, કલાનાં અન્ય ક્ષેત્રોમાં પણ. ફોટોગ્રાફીનો શોખ જ નહિ, તેમાં કુશળતા. ચિત્રકળાનો પણ એટલો જ અનુરાગ. માટીનાં રમકડાં બનાવતાં આવડે, જરૂર પડ્યે પોતાનાં કપડાં સીવી લે, ફર્નિચર બનાવી લે, સિમેન્ટનાં કૂંડાં બનાવે. ફૂલઝાડ ઉછેરે. બંદૂક પિસ્તોલ પણ ચલા- વતાં આવડે. યાંત્રિક વાહનો ઝડપથી ચલાવવાનો શોખ. પહાડ ચઢવા, તરવું, રમવું આ બધામાં સારી એવી ગતિ.

અજ્ઞેયજી કંઈ પણ નવું શીખવા તૈયાર. હમણાં ના જર્મનવાસ દરમ્યાન આ ઉંમરે જર્મન શીખી,

જર્મન ભાષામાંથી હોલ્ડરલિન, હાર્દને, ત્રાક્લ અને રિલ્કેની કવિતાઓના સીધા અનુવાદ કર્યા. તેમનું સમગ્ર વ્યક્તિત્વ વિલક્ષણ અનુભવોથી ઘડાયું છે, અને તે તેમના સાહિત્યમાં બરાબર ઝિલાયું છે.

તેમની નવલકથા 'શેખર : એક જીવની' એક રીતે આત્મકથનાત્મક નવલકથા છે. અજ્ઞેયના જીવનના અનેક અનુભવો કલ્પનાના રસે રસાઈ ત્યાં સ્થાન પામ્યા છે. શેખર એ જ અજ્ઞેય એવું સમીકરણ પણ યોજ્ય છે. ફાંસીની સજા પામેલા એક ક્રાંતિકારી, પણ સ્વભાવે અને હાડે તો સંવેદનશીલ કલાકાર એવા શેખર નામના તરુણની આ નવલકથાનો પહેલો ભાગ ૧૯૪૦માં પ્રગટ થયો અને તેની સાથે હિન્દી નવલકથામાં નવો વળાંક આવ્યો. પ્રેમચંદજીના ગોદાનમાં સામાજિક વાસ્તવનું નિરૂપણ હતું. અજ્ઞેયજીએ નવલકથાને બહાર નહિ, અંદર વાળી–મનોવૈજ્ઞાનિક અભિગમ અપનાવ્યો. સામાજિકતા કે પ્રચલિત નૈતિકતાને આઘાત આપે તેવી ઘણી બધી વાત આ નવલકથામાં આપી. આ માટે તિરસ્કાર કે પોતાની દૂરની બહેન માટેનો પ્રેમ આ નવલકથામાં નિરૂપાયાં છે. ૧૯૪૪માં તેનો બીજો ભાગ પ્રગટ થયો પણ લખવા ધારેલો ત્રીજો ભાગ ત્યાર પછી પ્રગટ થયો નથી.

૧૯૫૧માં 'નદી કે દ્વીપ' નામની બીજી નવલકથા અને ૧૯૬૧માં 'અપને અપને અજનબી' નામની ત્રીજી નવલકથા પ્રગટ થઈ છે. 'નદી કે દ્વીપ' એક સુકુમાર પ્રેમની સંવેદનશીલ વાર્તા ચાર આધુનિક માનવ મૂલ્યો ધરાવતાં પાત્રો દ્વારા કહેવાઈ છે. પ્રેમની આ વિભાવનામાં ડી. એચ. લોરેન્સનો પ્રભાવ દેખાયા સિવાય નહિ રહે. આમેય તેમની નવલકથાઓ પર પશ્ચિમની કૃતિઓની સર્જનાત્મક અસર પડી છે. આ નવલકથાની ભાષાએ હિન્દી કથાસાહિત્યની ભાષાનું કાઠું બદલ્યું. ઊર્મિ નવલકથા–'લિરિકલ નોવેલ'ની લગોલગ તે પહોંચે છે. ત્રીજી નવલકથા 'અપને અપન અજનબી'માં મુખ્ય પાત્રો અને પરિસ્થિતિ યુરોપનાં છે. અજ્ઞેયજીએ આ નવલકથામાં અસ્તિત્વવાદી (નિરીશ્વરવાદી) જીવનદૃષ્ટિ પર, ભારતીય આસ્થામૂલક દૃષ્ટિની સરસાઈ નિરૂપવાનો સભાન પ્રયત્ન કર્યો છે, જેની સભાનતા તેની રસવાહકતામાં વિઘ્ન બને છે, પણ આ એક વિશિષ્ટ પ્રયત્ન તો છે જ.

વાર્તાઓમાં પણ તેમનું મોટું પ્રદાન છે. ૧૯૩૪માં લખેલી 'રોજ' (બીજું નામ 'ગેંગ્રિન') વાર્તા આજે આપણને આશ્ચર્ય પમાડે તેટલી આજની લાગે છે. આધુનિકતાનો હિન્દીમાં આ પ્રથમ સંસ્પર્શ છે. બધી મળીને તેમણે ૬૭ વાર્તાઓ લખી છે, પણ સુન્દરમ્ અને ઉમાશંકરની જેમ તેઓ પણ વાર્તાલેખનથી છેલ્લા દોઢ દાયકાથી વિમુખ છે.

અજ્ઞેયે બે પ્રવાસનાં જીવંત પુસ્તકો આપ્યાં છે. તેમાં ફોટોગ્રાફર અને ચિત્રકાર તરીકેની તેમની શક્તિઓ તો દેખાય છે, પણ તેમાંથી પ્રગટે છે એક સૌંદર્યપ્રવણ, સંવેદનશીલ, આસ્તિક યાત્રિક. પરદેશી સભ્યતા અને ભારતીય સંસ્કારનો મુકાબલો અહીં સુભગ રીતે અનુભવાય છે.

અજ્ઞેયજીનું વિવેચન એલિયટ જેને 'વર્કશૉપ ક્રિટિસિઝમ' કહે છે તે પ્રકારનું છે. સાહિત્યસર્જનને નિમિત્તે તે વધારે લખાયેલું છે. એલિયટની કાવ્યરીતિ અને કાવ્યાદર્શનો તેમના પર પ્રભાવ વરતાય છે. લલિત નિબંધો પણ તેમણે લખ્યા છે.

આ બધું હોવા છતાં અજ્ઞેયજી મુખ્યત્વે કવિ છે. નવલકથાકારમાં પણ કવિ અને વાર્તાકારમાં પણ કવિ અને વિવેચકમાં પણ કવિ દેખાય. શરૂઆતમાં તેમની (પણ) કવિતા રોમાંટિક મુદ્રા ધરાવે છે, વિશેષે તો બ્રાઉનિંગ, રવીન્દ્રનાથની છાયા બહુ દેખાય, પણ પછી 'ટેક ઑફ'ના ગાળામાં તેઓ એકદમ પશ્ચિમાભિમુખ બનતા દેખાય છે. એલિયટ, પાઉંડની કવિતા કાવ્યરીતિમાં તેમનો આદર્શ બને છે. મૂળ પ્રકૃતિ રોમાંટિક હોવા છતાં અભિવ્યક્તિની રીતિઓ આધુનિક અપનાવે

છે 'તારસપ્તક'મા સાત પ્રયોગશીલ કવિઓની રચનાઓ આપી અને હિન્દી કવિતાની દિશા બદલી. તેમના પર અને આ કવિઓ પર અનેક માછલાં ધોવાયાં, તેમની કવિતાની ઘણી વિડંબનાઓ પ્રગટ થઈ, પણ તેઓ પોતાનાં લખાણોથી, કવિતાથી નવી કવિતા માટેની રુચિ ઘડતા ગયા—અને હવે તેમણે ઘડેલી રુચિથી તેમની કવિતાનો આસ્વાદ લઈ શકાય તેવી સ્થિતિ સર્જાઈ છે. અજ્ઞેયમાં એક સંગઠકની પણ શક્તિ 'નઈ કવિતા'ના તેમને ચલાવેલા આંદોલનમાં જોઈ શકાય. તેમણે તે પછી બીજાં બે સપ્તક બહાર પાડી, નઈ કવિતાની પ્રવૃત્તિને એકદમ સ્થિર કરી.

જે 'ખડી બોલી'મા હિન્દી સાહિત્ય આજે લખાય છે, તેનો ઇતિહાસ સો વર્ષથી થોડોક જ વધારે લાંબો છે, (ખડી બોલીનાં ઉદાહરણો છેક અમીર ખુશરો કે દક્ષિણી હિન્દીમાં જરૂર મળી આવશે પણ તેની પરંપરા જળવાઈ નહોતી—) એટલે એ ભાષાને ઘડવાનું કામ ઓગણીસમી સદીના મધ્ય ભાગથી ભારતેન્દુ પછી મહાવીરપ્રસાદ દ્વિવેદી, ગુપ્તજી વગેરે સાહિત્યકારોએ કર્યું. પંત, નિરાલા, પ્રસાદ અને મહાદેવી જેવા કવિઓએ ખડી બોલીને સાફ, મુલાયમ અને કાવ્યક્ષમ કરી, પણ તેમને હાથે જ તે નિષ્પ્રાણ થવાની સ્થિતિમાં આવી હતી, ત્યારે એક નવા પ્રાણ સંચારની જરૂર હતી. અજ્ઞેયે હિન્દી કવિતાની ઇમારત બદલી નવો પ્રાણ પૂર્યો ભાષિક સર્જનાત્મકતાનો ઉન્મેષ તેમની આજ સુધી ચાલતી આવતી કાવ્યયાત્રામાં સતત રહ્યો છે. ૧૯૨૭માં તેમની પહેલી કવિતા પ્રગટ થઈ હતી. આજે ૧૯૭૭માં તેમનો ૧૩મો કાવ્યસંગ્રહ 'મહાવૃક્ષ કે નીચે' પ્રગટ થયો છે, તે જોતાં પણ આ વાતની પ્રતીતિ થાય છે

૧૯૬૦ પછી હિન્દી કવિતાનો પ્રવાહ બદલાય છે, પણ અજ્ઞેય સમયની સાથે નહિ, પોતાની સાથે ચાલનારા કવિ છે. તેમણે શરૂ કરેલી 'નઈ કવિતા'ની ધારા તેમના ઉત્તરસૂરિઓ હવે નવાં સ્પંદનો સાથે, અકવિતા, અતિકવિતા, કબીર પીઢી વગેરે નવાં નામો સાથે અને નવી પીપળીઓ સાથે સમૃદ્ધ કરી રહ્યા છે, તે સાથે નવી દિશામાં લઈ જવા મથી રહ્યા છે. અજ્ઞેયની કવિતામાં આરંભમાં રોમાટિંકતા હતી, નઈ કવિતાના આંદોલન વખતે પાશ્ચાત્ય પ્રભાવો સાથે આધુનિકતાનો પ્રબળ સંસ્પર્શ વરતાય છે, પણ પછી તેમની કવિતામા એક આધ્યાત્મિક ઉદીતા જોવા મળે છે, વિશેષ તો તે જાપાનના ઝેન બૌદ્ધમતથી પ્રભાવિત છે પણ એ આધ્યાત્મિકતામાં કોઈ સામુદાયિકતા નથી, ખરેખર તો ઝેન પદ્ધતિ એક જીવનપદ્ધતિ છે, અને એ અજ્ઞેયની ચેતનામાં જાણે અન્તર્હિત હતી, તે પલ્લવિત થઈ છે. તેમ છતાં તેમની કવિતામાં સામાજિક સંપૃક્તિ પણ એટલી જ છે. અગાઉનો આક્રોશ અને વિક્ષોભ નથી, એક શાન્ત સમાહિત તેમાં છે. છેલ્લા સંગ્રહમાં કટોકટી કાળમાં વ્યક્તિસ્વાતંત્ર્યના પુરસ્કર્તા કવિની વાણીની વ્યંગોક્તિમાં તો ધાર જોવા મળે છે.

અજ્ઞેય હિન્દી ભાષાના એક પ્રૌઢ કવિ છે. અર્ધા દાયકા સુધી લખતા રહીને તેમણે હિન્દી કવિતાની ભાવભૂમિ અને અભિવ્યક્તિ રીતિ ઘડી છે કવિતાનાં વિવિધ રૂપો, વિવિધ ભાષાસ્તરે સિદ્ધ કર્યાં છે હિન્દીને તેમનું મોટું પ્રદાન આધુનિક ભાવબોધ અને ભાષિક સર્જનાત્મકતાના ક્ષેત્રે છે તે અર્થમાં તેમને 'કવિઓના કવિ' કહેવામાં અતિશયોક્તિ નથી.

અજ્ઞેયની વાઙ્મય ચેતના પશ્ચિમના સાહિત્યથી ઘડાયેલી હોવા છતાં, બલકે તેથી, તેમની ભારતીયતા વધારે ઉજ્જ્વળ રીતે પ્રગટ થઈ છે. કારણ કે મૂળે તેમનું કાઠું ભારતીય સંસ્કારોથી ઘડાયેલું છે. જોકે આજના યુગમાં પ્રબુદ્ધ સાહિત્ય એક વૈશ્વિક ધરાતલ પરથી લખાય છે, પરખાય છે. અજ્ઞેય હિન્દીમાં લખતા એક એવા ભારતીય સાહિત્યકાર છે, જેમની કૃતિ ઓને આ વૈશ્વિક ધરાતલ પરથી પણ પરમાણી શકાય

૬–૧૦–'૭૭

ઑર્બિટ

## ● રઘુવીર ચૌધરી ●

હર્ષદ યાજ્ઞિક (પાડા પોળ, અમદાવાદ)

પ્ર. ગુજરાતી સાહિત્ય પરિષદનું પોતાનું મકાન ન હોય એ બાબત પ્રજાનું દારિદ્ર સૂચવે છે કે સરકારી ઉપેક્ષા ?

ગુજરાતી સાહિત્ય પરિષદ એ દેશની પ્રતિષ્ઠિત સંસ્થાઓમાંની એક છે. એના ઇતિહાસ સાથે દેશના મહાન લેખકો અને મહાન સંસ્કૃતિ-સેવકોનાં નામ એક કે બીજી રીતે સંકળાયેલાં છે. એ લોકશાહી પદ્ધતિએ કામ કરે છે. આ બધું છે પણ મકાન નથી. સવા ત્રણ લાખ જેટલી રકમ મકાનફંડ પેટે જમા થઈ ચૂકી છે, છતાં મકાન નથી.

બળવંતરાય મહેતાના વખતથી પરિષદને જમીન આપવાની વિચારણા શરૂ થયેલી. છેવટે આશ્રમરોડ પર નદી કિનારે ત્રણ હજાર મીટર જમીન મળી પણ ખરી. અત્યારે પરિષદ એનો વેરો ભરે છે. ઑગસ્ટની ૨૫મીએ એ જગાએ કવિ-સંમેલન યોજાયેલું. સ્થપતિએ એના પ્લાન તૈયાર કરીને અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં રજૂ કર્યા છે. પણ આ ભૂમિ પરથી સરકારે કરાવેલું રીઝર્વેશન દૂર થતું નથી. પરિષદના કાર્યકર્તાઓ અનેક વખત લાગતા-વળગતાં ખાતાંઓના પ્રધાનોને મળ્યા છે. અનેક પત્રો લખ્યા છે છતાં રીઝર્વેશન દૂર થતું નથી અને મ્યુનિ. કોર્પોરેશન બાંધકામની રજા આપી શકતું નથી. આશા રાખીએ કે આ પરિસ્થિતિમાં હવે પલટો આવશે. અત્યારની જનતા સરકારને સાહિત્ય પરિષદ જેવી સ્વાયત્ત સંસ્થાના અસ્તિત્વ સામે વાંધો નથી, શુભેચ્છાની લાગણી હોવાનો પણ સંભવ છે. જો એ બીજી સાડા ચૌદસો મીટર જમીન ત્યાં આપીને રીઝર્વેશન દૂર કરે તો કાર્યાલય, પુસ્તકાલય અને સભાગૃહ મૂળ યોજના મુજબ તૈયાર થઈ શકે. ઉમાશંકરભાઈ, યશવંતભાઈ, ગુલાબદાસ, સ્વ. પીતાંબરભાઈ, પેટલીકર, હીરાબહેન અને બીજા લેખકોએ પરિષદના મકાન માટે સતત ચિંતા સેવી છે અને સંસ્થાના ગૌરવને અનુરૂપ સક્રિયતા પણ દાખવી છે. અમદાવાદમાં કોઈ પણ જગાએ મકાન બાંધી દેવું એવો નિર્ણય કરીને ઉતાવળ કરી હોત તો મકાન અત્યારે વપરાશમાં પણ હોત પરંતુ શહેરની મધ્યમાં નદી-કિનારાના વાતાવરણમાં પરિષદ ભવન હોય

એમા સૌન્દર્યની સૂઝ ઉપરાન્ત બીજી પણ અનેક રીતે ઔચિત્ય છે

પ્રજાના દારિદ્ર જેવુ મને કઈ લાગતુ નથી આ દેશની પ્રજા તો એવી છે કે પાસે રૂપિયો હોય ને કોઈ સારુ કામ થતુ જુએ તો પાચ પૈસા આપે અમારી બાજુ જે લોકો મજૂરીનુ કામ કરતા હોય છે એ પણ જમીને ઊભા થાય ત્યારે એમના હાથમા બટકુ રોટલો વધેલો હોય, કૂતરાને નાખવા માટે જ વધાર્યો હોય પ્રજા પાસે જઈએ ને એક એક રૂપિયો ઉઘરાવીએ તોય પ્રશ્ન ઊકલી જાય પણ અત્યારે તો પ્રશ્ન મજેની જમીન પરથી રીઝર્વેશન દૂર કરવાનો છે પીતામ્બરભાઈ આ અગે બેચેન હતા એમની હયાતીમા મકાનનુ કામ શરૂ થઈ ગયુ હોત તો મારા જેવા અનેકને રાહત લાગત ખેર, જોઈએ સરકારની ઉપેક્ષા નથી લાગતી, અમલદારોની હશે તો દૂર થઈ શકશે

## નટુભાઈ શેઠ (વિલેપાર્લે, મુબઈ)

ગાધીયુગનો કયો સર્જક તમને પ્રિય છે? કોઈ એક સર્જક આખાય યુગનો પ્રતિનિધિ હોઈ શકે?

ગાધીયુગને ક્યાથી ક્યા સુધી ગણવો? ૨૦થી ૪૦ વચ્ચેનો સમય ગાઢ અસરોનો લાગે છે લેખનના આરભે જે મૂલ્યો અને રીતિઓ લેખકની કૃતિઓમા વરતાય એને આધારે લેખકને જે તે યુગ સાથે જોડવામા આવે છે આ દૃષ્ટિએ બળવતરાય કે રા વિ પાઠકને ગાધીયુગ પૂર્વેના સસ્કારો ધરાવતા લેખકો કહેવા પડે જો કે રા વિ પાઠકે લેખક તરીકેનુ ગૌરવ જાળવીને ગાધીજીની અસર ઝીલી છે ગાધીજી સાથે મતભેદ પડી શકે એવા મોટા લેખક એ હતા બળવતરાય ચિતાની અભિવ્યક્તિ પરત્વે ગુજરાતી સાહિત્યમા પ્રભાવક નીવડ્યા ન્હાનાલાલે 'ગુજરાતનો તપસ્વી' જેવી રચના ગાધીજી વિશે લખીને બીજી આવૃત્તિમા પડતી મૂકી ગાધીજીના સમયમા જ એ યુગની બહાર જીવનારા અને લખનારા લેખકો ઘણા એેાછા અને નોધપાત્ર હતા

ગાધીયુગના સૌથી મોટા લેખક તો ગાધીજી પોતે હતા અનુલેખક તરીકે મહાદેવભાઈ દેસાઈ સૌથી પહેલા યાદ કરવા પડે એમની પાસે સર્જનાત્મક ભાષાની તમામ શક્યતાઓ હતી કાકા સાહેબ નરહરિભાઈ, કિશોરલાલ મશરૂવાળા વગેરે અચૂક યાદ આવે

*ઉમાશકર સુદરમ્, સ્નેહરશ્મિ શ્રીધરાણીની* કેટલીક કૃતિઓમા અને ઉમાશકર આદિના જીવનમા ગાધીજીનો સીધો પ્રભાવ દેખાય પણ લાબા સમય સુધી જેમણે ગાધીયુગના લક્ષણોનો નિર્વાહ કર્યો છે તો રમણલાલ વ દેસાઈ 'પ્રલય' જેવી પાછળની કથાઓ બાદ કરતા એમને યુગમૂર્તિ વાર્તાકાર કહી શકાય એમ છે

## સરોજબહેન પટેલ (અમદાવાદ)

પ્ર ગુજરાતીમા મૌલિક નાટકોનો અભાવ વર્તાય છે લેખકોનો રગભૂમિનો બિન-અનુભવ નડતરરૂપ છે કે એમની પ્રતિભા?

ગુજરાતીમા મૌલિક નાટકોનો અભાવ વરતાય છે ઘણાને પણ આ ખોટ માત્ર ગુજરાતી સાહિત્યની જ નથી સમગ્ર ભારતીય સાહિત્યની છે આ ફરિયાદ દેશના દરેક મોટા નગરમાથી ઊઠી ચૂકી છે કેટલા નાટકકારો આવી ફરિયાદ નથી કરતા

નાટક એ એવુ સ્વરૂપ છે કે જેણે મોટામા મોટી વાત સાદામા સાદી રીતે કરવી પડે સૌની સામે ભજવી ન શકાય એ નાટક નહીં એવુ નાટક આપણે ત્યા નથી લેખકોને રગભૂમિનો અનુભવ છે કે નહીં એ પ્રશ્ન તો પછી આવે પહેલા તો પૂછવુ જોઈએ કે લેખકોને જીવનનો અનુભવ છે કે નહીં?

જેમને રંગભૂમિનો અનુભવ છે એમને રંગભૂમિએ બગાડ્યા પણ છે, છેતર્યા પણ છે. મુખ્ય પ્રશ્ન પ્રતિભાનો છે. જો એવો કોઈ મહાન નાટકકાર આવીને ઊભો રહે તો રંગભૂમિ તો એની દાસી બની જાય. જેમને સ્વાર્થ છે એ સૌ વિના સંકોચે દાસત્વ સ્વીકારે છે. જો લેખક રંગભૂમિનો અનુભવ લેવા જઈને પછી ત્યાંની શરતોની સાંકળે બંધાઈ જાય તો એ બેડરૂમના ચોકીદારની કામગીરી બજાવવામાં જ સંતોષ અનુભવે.

**એક અધ્યાપક** (અમદાવાદ)

પ્ર. આપણા મહાનિબંધો મહાકાય હોય છે પણ એમાં વિષયનું ઊંડાણ જોવા મળતું નથી. 'સાહિત્યના પ્રવાહ વિશે સંશોધન નામ માત્રનું જ થયું છે.' –આ વિધાન વિશે આપનું મંતવ્ય જણાવશો ?

આ પ્રશ્નનો પૂરેપૂરો જવાબ આપવાની મારી યોગ્યતા નથી અને એવી યોગ્યતા કેળવવાની ખાસ ઇચ્છા પણ નથી. મહાનિબંધ પદવી મેળવવા માટે લખાતા હોય છે તેથી એમાં અમુક રીતરસમ આવ્યા કરે. પૂર્વકથિત અને તથાકથિત પુનરાવર્તન પામ્યા કરે. માણસે સારો એવો શ્રમ કર્યો હોય (ભાયાણી સાહેબ એને 'પશુશ્રમ' કહે છે, મને પશુઓ સામે કોઈ ફરિયાદ નથી.) ટાઈપનું મોટું ખર્ચ કર્યું હોય તેથી છેવટે પરીક્ષક પણ ઉદાર થઈ જાય ને એવા સફળ મહાનિબંધો જોઈને પછી નવા લખાય. આવું ચાલતું હોવાનો સંભવ છે.

પ્રવાહો વિશે શું સંશોધન કરવાનું ? ક્યા આધારે ? શા માટે ? એ બધા મુદ્દાઓની પહેલાં સ્પષ્ટતા થવી જોઈએ. આમેય સાહિત્યને સમીક્ષા વધુ ખપની છે, સંશોધન કરતાં. કંઈ તારીખો શોધવી એ જ સંશોધન થયું ? સિદ્ધાંતનું પ્રતિપાદન થવું જોઈએ. વિજ્ઞાનોમાં સંશોધનનો જે અર્થ છે એ પણ આપણે સમજવો જોઈએ.

# સંપર્ક

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા–મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ–સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા–વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

—સં.]

૧૯. મનુભાઈ પંચોળી 'દર્શક'
C/o લોકભારતી, સણોસરા, જિ. ભાવનગર

૨૦. રઘુવીર ચૌધરી
એ/૬, પૂર્ણેશ્વર ફ્લૅટ, ગુલબાઈ ટેકરો, અમદાવાદ–૧૫

૨૧. સુરેશ દલાલ
C/o એસ. એન. ડી. ટી. યુનિવર્સિટી બિલ્ડિંગ
મરીન લાઇન્સ, મુંબઈ

૨૨. હીરાબેન પાઠક
આર્કનેજ રોડ, ચોપાટી, મુંબઈ–૭

૨૩. જયંત પાઠક
૨૩, કદમ્બપલ્લી, નાનપુરા, સુરત–૧

૨૪. ભગવતીકુમાર હ. શર્મા
દેસાઈ પોળ, એનીબેસંટ રોડ, સુરત–૧

૨૫. મોહમ્મદ માંકડ
ડ્રાયરેજ રોડ, સુરેન્દ્રનગર

૨૬. ચંદ્રકાન્ત બક્ષી
૨૫, 'સંગમ', બીજે માળે,
બેંગાલ કેમિકલની બાજુમાં,
વરલી, મુંબઈ–૪૦૦૦૨૫

૨૭. લાભશંકર ઠાકર
કાયચિકિત્સા, કેપિટલ કોમર્સિયલ સેન્ટર,
આશ્રમ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૯

# લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષમાં વિવિધતા – એક સંદર્ભસૂચિ

સંપા. પી. પ્રકાશ વેગડ

ગુજરાતી સાહિત્યના ઇતિહાસ, વિવેચન કે જીવનચરિત્રના ગ્રંથોમા લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષના ઉલ્લેખોમા અતિશય વિસંગતિઓ જોવા મળે છે. અત્યાર સુધીમા મારી નજરે ચડેલ નેવ્યાશી લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષના વિવિધ ઉલ્લેખોની એક સૂચિ અહીં પ્રસ્તુત છે. અભ્યાસીઓનુ ધ્યાન આ તરફ ખેંચાય અને સવાદ યોજાય તો ભવિષ્યમા આ પ્રકારની ભૂલોનું પુનરાવર્તન થતુ અટકે વિદ્યમાન લેખકો પોતાની સાચી જન્મ-તારીખ જણાવી પોતાના વિશેના ખોટા ઉલ્લેખોમાંથી મુક્તિ મેળવી શકે.

આ સૂચિ નીચે પ્રમાણે બે વિભાગોમાં વહેંચી છે :

(ક) નીચેના વિભાગમા આપવામાં આવેલ લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષના ઉલ્લેખો જે સાધનોમાંથી લેવામાં આવ્યા છે, એ સાધનોની સૂચિ.

(ખ) લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષના વિવિધ ઉલ્લેખો.

નોંધ : ખ-વિભાગમા કૌંસમાં આપવામાં આવેલ ક્રમાંક, ક-વિભાગના જે ગ્રંથ સાથે એનો સબધ છે, એ ગ્રથનો નિર્દેશ કરે છે

## [ક] જન્મ કે મૃત્યુ વર્ષના ઉલ્લેખોનાં સાધનોની સૂચિ—

1. ઉમાશંકર જોશી. (ક) 'સંસ્કૃતિ' મે '૭૩ (ખ) સંસ્કૃતિ નવે. '૭૫ અને 'હૃદયમા પડેલી છબીઓ' ભા. ૧.
2. 'કુમાર'. (ક) ફેબ્રુ. '૪૫ (ખ) ઓક્ટો '૫૮ (ગ) ફેબ્રુ. '૬૨ (ઘ) સપ્ટે '૬૨ (ચ) ડિસે '૬૫ (છ) મે. '૭૩ (જ) સપ્ટે. '૬૮ (ઝ) ડિસે. '૬૮ (ડ) ડિસે '૬૩.
3. કૃષ્ણલાલ મો ઝવેરી. ગુજરાતી સાહિત્યના મા સૂચક અને વધુ માર્ગસૂચક સ્તભો. બીજી ૧૯૫૮.
4. કેશવરામ કા. શાસ્ત્રી સંપા. ગુજરાતના સ સ્વતો પ્ર આ. ૧૯૭૭.
5. ગ્રથ અને ગ્રથકાર. ક-પુ૦ ૧, ખ-પુ૦ ૨, પુ૦ ૩, ઘ-પુ૦ ૪, ચ-પુ૦ ૫, છ-પુ૦ ૬, જ-પુ૦ ઝ-પુ૦ ૮, ટ-પુ૦ ૯, ઠ-પુ૦ ૧૦ અને ડ-પુ૦ ૧
6. ચરોતર સર્વસગ્રહ ભા ૨ પ્ર આ. ૧૯૫
7. ચન્દ્રકાત હ. મહેતા કલાપીની કવિતા આ. ૧૯૭૨.
8. ચન્દ્રશંકર નર્મદાશકર પંડયા. 'સમાલોચ (ક) જૂન ૧૯૧૭ (ખ) જુલાઈ ૧૯૧૮.
9. ચપકલાલ મહેતા મુલાકાત 'કુમાર' (ક) જુલ '૭૦ (ખ) એપ્રિલ '૭૧ (ગ) સપ્ટે '૭૫ ( 'નવચેતન' માર્ચ '૭૫ (ચ) નવચેતન ફેબ્રુ. '૭
10. છોટુભાઈ ગિ. ભટ્ટ. 'પ્રસ્થાન' ફેબ્રુ. ૧૯
11. જયંતિ દલાલ સપા. ડાહ્યાભાઈનાં નાટ મણકો-૧ અને ૨. પ્ર આ ૧૯૬૪ અને ૧૯
12. જયા મહેતા સંપા. કવિપ્રિય કવિતા પ્ર આ ૧૯૭૬.
13. જલન માતરી. ઊર્મિની ઓળખ પ્ર. આ ૧૯૭૩.
14. જેઠાલાલ જોશી અને અન્ય સંપા. જેઠાલ લ ત્રિવેદી વનપ્રવેશ સન્માન ગ્રંથ. પ્ર આ.

૧૫. જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી–૧૧ (સરદાર પટેલ યુનિ. પ્રકાશિત પ્ર. આ. ૧૯૭૨).

૧૬. ત્રિભુવન વીરજી હેમાણી. ગુજરાતી તખલ્લુસો. પ્ર.આ. ૧૯૭૬.

૧૬અ. ધનવંત ઓઝા. કાન્ત. પ્ર. આ. ૧૯૬૩.

૧૭. ધીરુભાઈ ઠાકર. (ક) અર્વાચીન ગુજરાતી સાહિત્યની વિકાસરેખા, ૭ મી. આ. ૧૯૭૫; (ખ) મણિલાલ નભુભાઇ જીવનરંગ. પ્ર. આ. ૧૯૫૭.

૮. ધીરૂભાઈ પરીખ. 'કવિલોક' (ક) મે–જૂન '૭૧ (ખ) જુલાઈ–ઑગ. ૧૯૭૧ (ગ) નવે. ડીસે.'૭૪ (ઘ) જાન્યુ. ફેબ્રુ. '૭૬ (ચ) જુલાઈ–ઑગ. '૭૬ (છ) નવે. ડિસે. '૭૬ (જ) કુમાર મે '૭૧.

૯. પી. પ્રકાશ વેગડ. ગુજરાતી ભાષા અને સાહિત્ય : સંદર્ભ કોશ. (અપ્રકાશિત).

૦. પીલાં ભીખાજી મકાતી. પારસી સાહિત્યનો ઇતિહાસ. પ્ર. આ. ૧૯૪૯.

૧. બંસીધર શુક્લ સંપા. જ્ઞાનસંહિતા. પ્ર. આ. ૧૯૭૬.

૨. ભૂપેન્દ્ર ત્રિવેદી. ફા. ગુ. સભા ત્રૈમા. પુ૦ ૩૦ અંક ૨, ૧૯૬૫.

૩. મધુકર રાંદેરિયા. ગુજરાતની રંગભૂમિના ઘડવૈયા–ચંદુલાલ શાહ કૃતમાં આપેલ પરિચય. પ્ર. આ. ૧૯૭૩.

૪. મધુસૂદન પારેખ. 'કુમાર' જૂન–જુલાઈ ૧૯૬૫.

૫. મનસુખલાલ ઝવેરી. 'સંસ્કૃતિ' જુલાઈ '૭૭.

૬. મનહર મોદી. ૐ તત્ સત્. પ્ર. આ. ૧૯૬૭.

૭. યશવંત શુક્લ. (ક) 'કુમાર' એપ્રિલ '૪૭ (ખ) બુદ્ધિપ્રકાશ નવે. '૭૫.

૮. યશવંત શુક્લ અને ચંદ્રકાંત હ. મહેતા સંપા. ગુજરાતી કાવ્યસંગ્રહ. પ્ર. આ. ૧૯૭૩.

૨૯. રવિશંકર મહારાજ રાવળ. (ક) 'કુમાર' ડિસે. '૫૫ (ખ) ફેબ્રુ. '૭૧.

૩૦. શંકરલાલ દ્વા. પરીખ. 'કુમાર' મે '૫૮.

૩૧. 'સમાલોચક' (ક) ઑક્ટો–ડિસે. ૧૯૦૭ (ખ) (ખ) નવે. ૧૯૧૬.

૩૨. 'સુંદરમ્' અર્વાચીન કવિતા. ત્રીજી આ. ૧૯૬૫.

## [ખ] લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષના વિવિધ ઉલ્લેખો

અંબાલાલ નૃસિંહલાલ શાહ

૨૯–૯–૧૮૯૮ (૫ ગ, ૬)
૨૯–૮–૧૮૯૯ (૧૬)

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

૨૬–૫–૧૮૯૪ : ૧૨–૧૨–૧૯૬૫ (૨ ચ, ૧૦)
એજન : ૧૧–૧૨–૧૯૬૫ (૪, ૫ ડ)
૨૬–૫–૧૮૮૪ : એજન (૧૬)

આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

૨૫–૨–૧૮૬૯ : ૭–૪–૧૯૪૨ (૫ ક, ૧૫)
૧૮૫૯–૧૯૪૨ (૧૭)

આશારામ દલીચંદ શાહ

૭–૨–૧૮૪૨ : ૧૯૨૧ (૪)
૮–૨–૧૮૪૨ : ૨૬–૩–૧૯૨૧ (૫ટ)

ઇશ્વર પેટલીકર

૯–૫–૧૯૧૬ (૫ ઠ, ૬, ૧૫)
૨૨–૧–૧૯૧૬ (૪)

કનૈયાલાલ મા. મુનશી

૨૯–૧૨–૧૮૮૭ (૫ ક, ૧૫)
૩૦–૧૨–૧૮૮૭ (૧૬, ૨૯ ખ)

કરસનદાસ ન. માણેક

૨૭–૧૧–૧૯૦૧ (૪, ૫ ટ)
૨૮–૧૧–૧૯૦૧ (૯ ખ, ૧૫)
૧૯૧૨ (૧૭)

'કલાપી' (સુરસિંહજી તખ્તસિંહજી ગોહીલ)
૨૬-૨-૧૮૭૨ : ૧૦-૬-૧૯૦૦ (૨ ક)
૨૬-૧-૧૮૭૪ : એજન (૪, ૫ ક)
એજન : ૯-૬-૧૯૦૦ (૧૫)

'કાન્ત' (મણિશંકર રત્નજી ભટ્ટ)
૨૦-૧૧-૧૮૬૭ (૪)
૧૯-૧૧-૧૮૬૭ (૫ ટ, ૧૫)
૧૦-૧૧-૧૮૬૭ (૧૬ અ)

કૃષ્ણલાલ મો. ઝવેરી
૩૦-૧૨-૧૮૬૮ : ૧૫-૬-૧૯૫૭ (૫ ક, ૧૫)
૧૮૬૮-૧૯૫૬ (૧૭)

ખુરશેદજી બમનજી ફરામરોઝ
૧૮૪૮-૧૯૨૦ (૩)
૧૮૪૬-૧૯૨૦ (૧૬)
૧૮૪૭-૧૯૨૦ (૨૦)

ગટુલાલજી ઘનશ્યામ પંચનદી
૧૮૪૫-૧૮૯૮ (૪)
૮-૨-૧૮૦૧ : ૧૮૯૮ (૫ ઘ)

ગણપતરામ રાજારામ ભટ્ટ
૨૯-૫-૧૮૪૮ : ૧૯૨૦ (૪)
૧૨-૫-૧૮૪૮ : ૧૫-૬-૧૯૨૦ (૫ ઘ)
સંવત ૧૯૦૪ વૈશાખ વદ ૬ (૩૧ ક)

ચંદુલાલ મફતલાલ શાહ
૧૯૧૪ (૪)
૫-૧-૧૯૧૭ (૨૩)

ચંદ્રકાંત ત્રિકમલાલ શેઠ
૩-૨-૧૯૩૮ (૧૯)
૧૯૪૦ (૨૮)

ચંદ્રકાંત હરિપ્રસાદ મહેતા
૩-૧૧-૧૯૧૪ (૪)
૧૧-૧૧-૧૯૧૧ (૭)

ચંદ્રશંકર પુરુષોત્તમ ભટ્ટ 'શશિશિવમ્'
૧૯૦૧-૧૯૫૪ (૪)
૧૭-૮-૧૯૨૪ : હયાત (૧૬)

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી
૨૩-૪-૧૮૯૨ (૪)
૨૪-૪-૧૮૯૨ (૫, ૯ ધ)

જમશેદજી નસરવાનજી પીતીત
૧૮૫૫-૧૮૮૮ (૩)
૧૮૫૬-૧૮૯૮ (૪)

'જયભિખ્ખુ' (બાલાભાઈ વીરચંદ દેસાઈ)
૨૬-૮-૧૯૦૮ : ૨૩-૧૨-૧૯૬૯ (૪)
૨૬-૬-૧૯૦૮ : ૨૪-૧૨-૧૯૬૯ (૫ ઠ, ૧૫

જયંત ઘોકાઈ
૭-૯-૧૯૩૫ (૪ પૃ ૧૪૮)
૧૨-૯-૧૯૩૫ (૪ પૃ ૩૫)

જયંતિ ઘેલાભાઈ દલાલ
૧૯-૧૨-૧૯૦૯ (૪)
૧૮-૧૧-૧૯૦૯ (૫ ટ, ૧૫)

જહાંગીર બહેરામજી મર્ઝબાન
૨-૯-૧૮૪૮ : ૫-૨-૧૯૨૮ (૪, ૫ ઉ)
એજન : ૫-૧૨-૧૯૨૮ (૫ ટ)
એજન : ૧૯૨૦ (૨૦)

જેઠાલાલ નારાયણ ત્રિવેદી
૨૫-૨-૧૯૦૮ (૪, ૫ ગ)
૨૬-૧-૧૯૦૮ (૧૪)

જ્યોત્સ્ના બહુસુખરામ શુક્લ
૭-૮-૧૮૯૨ (૪)
૮-૮-૧૮૯૭ (૫ ટ)
૮-૮-૧૮૯૨ (૫ ડ)
૧૮૯૭ (૧૭)

જવેરચંદ કા. મેઘાણી

૧૭-૮-૧૮૯૭ : ૯-૩-૧૯૪૭ (૫ ખ, ૧૫)
૧૮૯૬-૧૯૪૭ (૧૭)

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી

૧૦-૩-૧૮૬૭ : ૯-૪-૧૯૧૨ (૪, ૫ ડ (પૃ. ૨૯૮, ૧૬)
૧૯-૩-૧૮૬૭ : ૩૦-૪-૧૯૦૨ (૧૧, ૧૫)
એજન : ૧૯૧૨ (૫ ઞ)

ડાહ્યાભાઈ પી. દેરાસરી

૧૧-૧૦-૧૮૫૮ (૪)
૧૧-૧૦-૧૮૫૭ (૫ ક, ૧૫)

તખ્તસિંહ બ્હેરાભાઈ પરમાર

૯-૧૧-૧૯૧૯ (૪)
૧૧-૧૧-૧૯૧૯ (૧૯)

દીપકબા દેસાઈ

૧૫-૮-૧૮૮૧ : ૧૯-૧-૧૯૫૫ (૪)
એજન : ૧૯-૧-૧૯૬૬ (૫ ખ)

દોલતરામ કૃપારામ પંડ્યા

૮-૩-૧૮૫૬ : ૩૦-૧૧-૧૯૧૫ (૪, ૫ ઠ)
૩-૮-૧૮૫૬ : ૩૧-૧૧-૧૯૧૫ (૧૬)
૮-૩-૧૮૫૬ : ૧૮-૧૧-૧૯૧૬ (૩૧ ખ)

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

૨૭-૮-૧૮૮૯ (૪)
૨૭-૮-૧૮૯૮ (૫ ક)
૨૩-૮-૧૮૯૯ (૧૬)
૧૮૮૮ (૨૧)

નટવરલાલ મૂળચંદ વીમાવાળા

૧૦-૯-૧૯૦૦ (૪)
૩૦-૯-૧૯૦૦ (૨ ७, ૫ ઘ)

નરભેરામ પ્રાણજીવન દવે 'કાઠિયાવાડી'

૧૨-૬-૧૮૭૦ : ૨૦-૧૦-૧૯૫૨ (૪, ૫ ઠ)
૧૬-૬-૧૮૭૧ : એજન (૫ ડ પૃ. ૨૯૯)
એજન : ૨૨-૧૦-૧૯૫૨ (૧૬)

નરહરિ દ્વારકાદાસ પરીખ

૭-૧૦-૧૮૯૧ (૫ ખ)
૭-૧૦-૧૮૯૧ : ૧૫-૭-૧૯૫૭ (૩૦)
૧૮૮૧-૧૯૫૭ (૧૭)
૧૮૫૯-૧૯૫૭ (૨૧)

નલિન ચન્દ્રકાંત રાવળ

૧૭-૩-૧૯૩૩ (૧૨)
૧૯૩૧ (૨૮)

નવલરામ જગન્નાથ ત્રિવેદી

૧૧-૧૦-૧૮૯૫ (૫ ક)
૩-૧૦-૧૮૯૫ (૧૬)

નારાયણ વિસનજી ઠક્કુર

૧૮૮૪-૧૯૩૮ (૫ ઠ)
૧૫-૨-૧૮૮૦ : ૧૭-૨-૧૯૩૮ (૧૫)
૧૭-૨-૧૮૮૦ : એજન (૧૬)

નારાયણ હેમચંદ્ર દ્વિવેચા

૧૮૫૫-૧૯૦૯ (૫ ઞ, ૧૮ ઞ)
૧૮૮૫ : ૨૮-૩-૧૯૦૯ (૧૬)

નૃસિંહાચાર્ય દુર્લભરાય યાજ્ઞિક

૨૯-૧૧-૧૮૫૩ : ૩-૮-૧૮૯૭ (૫ છ)
૨૯-૧૧-૧૮૫૪ : એજન (૪)
૧૮૪૮ : ૧૮૯૮ (૧૭)

'પતીલ' (મગનભાઈ ભૂધરભાઈ પટેલ)

૮-૮-૧૯૦૫ : ૧૮-૩-૧૯૭૦ (૧ ક, ૧૫)
૧૯૦૬ : — (૫ ઠ, ઠ)
૧૯૦૬ : ૧૮-૩-૧૯૭૦ (૧૬)

પીતાંબર નરસિંહ પટેલ

૧૮-૮-૧૯૧૮ (૪)
૧૦-૮-૧૯૧૮ (૫ ક, ૯ ગ)

પ્રભુલાલ દયારામ દ્વિવેદી

૧૫-૧૧-૧૮૯૨ : ૩૧-૧-૧૯૬૨ (ર. ગ, ૫ ૩ પૃ. ૨૦૦, ૧૫)
એજન : ૨૮-૨-૧૯૬૧ (૫ ૩ પૃ ૩૦૧)

પ્રહલાદ ચંદ્રશેખર દીવાનજી

૨૮-૬-૧૮૮૫ : ૮-૭-૧૯૬૧ (૪)
૨૮-૬-૧૮૫૧ : — (૫ ઠ)

પ્રહ્લાદ જેઠાલાલ પારેખ

૨૩-૧૦-૧૯૧૧ : ૨-૧-૧૯૬૨ (૪)
૨૨-૧૦-૧૯૧૧ : એજન (૫ ૩, ૧૫)
૧૨-૧૦-૧૯૧૨ : એજન (૫ ટ, ૧૮ ઘ)

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

૨૧-૮-૧૮૯૮ (૪)
૨૨-૮-૧૮૯૮ (૫ ક)
૧૨-૮-૧૮૯૮ : ૧૯૭૬ (૧૬)
૧૮૯૮ : ૨૭-૧૦-૧૯૭૫ (૨૭ ખ)
— : ૨૨-૧૦-૧૯૭૫ (૧ ખ)

પ્રિયકાંત પ્રેમચંદ મણિયાર

૯-૧-૧૯૨૭ (૫ ક)
૨૮-૧-૧૯૨૭ (૧૨)
૨૪-૧-૧૯૨૭ (૧૮ ચ)

પ્રીતમલાલ કવિ

(પ્રીતમલાલ લક્ષ્મીશંકર જોશી)

૨૧-૫-૧૯૩૧ (૪ પૃ. ૭૪)
૩-૭-૧૯૩૨ (૪ પૃ. ૧૫૧)

બકુલ પદ્મમણિશંકર ત્રિપાઠી

૨૬-૧૧-૧૯૨૮ (૪)
૨૭-૧૧-૧૯૨૮ (૧૫)

બરકત વીરાણી 'બેફામ'

૨૫-૧૧-૧૯૨૩ (૧૩)
૧૯૨૭ (૨૮)

'બાદરાયણ' (ભાનુશંકર બા. વ્યાસ)

૧૨-૫-૧૯૦૫ : ૧૪-૧૧-૧૯૬૩ (૨ ક)
૨૨-૫-૧૯૦૫ : ૧૫-૧૧-૧૯૬૩ (૪, ૫ ક)
એજન : ૧૪-૧૧-૧૯૬૩ (૧૮ ગ)
૧૯૦૫—૧૯૬૪ (૧૭)

બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા

૨-૪-૧૮૯૮ (૪, ૫ ઞ)
૩-૪-૧૮૯૮ (૧૫, ૧૮ ખ)
૧૯૫૮ (૧૭)

બુલાખીરામ ચકુભાઈ કવિ

૭-૧૧-૧૮૫૨ : ૧૮૬૬ (૫ ક)
૧૮૫૨ - ૧૮૬૬ (૪, ૩૨)
૭-૧૧-૧૮૫૨ : ૧૮૮૬ (૫ ટ)

ભાઈલાલ પ્રભાશંકર કોઠારી

૧૫-૭-૧૯૦૫ (૪)
૧૯૦૩ (૨૧)

ભોગીલાલ જયચંદ સાંડેસરા

૫-૪-૧૯૧૫ (૪, ૧૫)
૧૩-૪-૧૯૧૭ (૫ ક)
૧૯૧૭ (૨૧)

ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા

૩૧-૩-૧૮૭૫ : ૨૭-૧૧-૧૯૧૭ (૪ ૫ ઌ)
૧-૪-૧૮૭૫ : ૨૬-૧૧-૧૯૧૭ (૮ ખ)

ભોળાનાથ સારાભાઈ દિવેટિયા

૨૩-૭-૧૮૨૨ : ૧૧-૫-૧૮૮૬ (૫ ઞ)
૧૮૨૨ : ૧૮૬૬ (૧૭)

મણિલાલ નભુભાઈ દ્વિવેદી

૨૬-૯-૧૮૫૮ : ૧-૧૨-૧૮૯૮ (૨ ખ)

એજન : ૧-૧૦-૧૮૯૮ (૪, ૫ ડ પૃ ૩૦૪, ૬, ૧૭ ખ)

૧૯-૯-૧૮૫૮ : એજન (૫ ઠ, ૧૫)

૯-૯-૧૮૫૮ : એજન (૧૮ ક)

મણિલાલ ભગવાનજી દેસાઈ

૧૯-૭-૧૯૩૯ : ૪-૫-૧૯૬૬ (૧૮ છ)

૧૯૪૪ : ૧૯૬૮ (૨૮)

મનસુખલાલ સૂર્યરામ ત્રિપાઠી

૨૩-૫-૧૮૪૦ : ૩૦-૫-૧૯૯૭ (૪, ૫ ડ પૃ. ૩૦૪)

એજન : ૩૦-૫-૧૯૦૭ (૫ ઝ, ૧૫)

૯-૫-૧૮૪૦ : ૨૩-૫-૧૯૦૭ (૨૨)

મનહર મોદી

૧૫-૪-૧૯૩૭ (૨૬)

૧૯૩૯ (૨૮)

મનુભાઈ રાજારામ પંચોળી 'દર્શક'

૧૫-૧૦-૧૯૧૪ (૫ ઠ, ૧૫)

૧૯૦૪ (૧૭)

૨-૧૧-૧૯૧૪ (૨૫)

મંજુલાલ જમનારામ દવે

૧૩-૬-૧૮૭૧ : ૧-૧૨-૧૯૬૪ (૪)

૧૩-૬-૧૮૯૧ : એજન (૫ ક)

૧૩-૧-૧૮૯૧ : એજન (૧૬)

મોહનલાલ તુલસીદાસ મહેતા 'સોપાન'

૧૪-૧-૧૯૧૧ (૪, ૫ ટ)

૧૪-૧-૧૯૧૦ (૯ ક, ૧૬)

મોહનલાલ દલપતરામ ભટ્ટ 'મોહિનીચંદ્ર'

૨૬-૬-૧૯૦૧ : ૬-૮-૧૯૬૨ (૪)

૨૨-૬-૧૯૦૧ : એજન (૫ ડ)

૨૨-૧-૧૯૦૧ : ૬-૮-૧૯૩૨ (૧૬)

૬-૭-૧૯૦૧ : ૬-૮-૧૯૬૨ (૨ ઘ)

યજ્ઞેશ હરિહર શુક્લ

૧૩-૩-૧૯૦૯ (૫ ક, ૯ ચ)

૧૩-૪-૧૯૦૯ (૧૬)

યશવંત સવાઈલાલ પંડ્યા

૧૯૦૬ : ૧૯૫૫ (૫ ખ અને ૫ ડ)

એજન : ૧૩-૧૧-૫૫ (૧૬)

૨૮-૨-૧૯૦૫ : ૧૪-૧૧-૫૫ (૧૫)

૧૯૦૬ : એજન (૨૯ ક)

રઘુવીર ચૌધરી

૫-૨-૧૯૩૭ (૧૨)

૫-૧૨-૧૯૩૮ શ્રી મોહનભાઈ પટેલનો ૨૦-૮-૭૭ નો પત્ર

૫-૨-૧૯૩૮ 'પૂર્વરાગ' ના ફ્લેપ ઉપર

રણજિત મોહનલાલ પટેલ 'અનામી'

૨૬-૬-૧૯૧૭ (૪)

૨૬-૬-૧૯૧૮ (૧૬)

રણજિત વાવાભાઈ મહેતા

૨૫-૧૦-૧૮૭૧ : ૫-૬-૧૯૧૭ (૪. ૫ છ)

— : ૫-૫-૧૯૧૭ (૮ ક)

૨૫-૧૦-૧૮૮૨ : ૫-૬-૧૯૧૭ (૧૬)

રમણલાલ પીતાંબરદાસ સોની

૨૩-૧૨-૧૯૧૭ (૪)

૨૩-૧૨-૧૯૦૭ (૧૫)

૨૫-૧-૧૯૦૯ (૧૯)

રવિશંકર મહાશંકર જોશી

અવ. ૧૯૭૩ (૪)

૧૯૭૨ (૧૬)

રસિકલાલ છોટાલાલ પરીખ

૨૦-૮-૧૮૯૭ (૫ ડ, ૧૫)
૨૨-૮-૧૮૯૭ (૧૬)

રામપ્રસાદ મોહનલાલ શુક્લ

૨૨-૬-૧૯૦૭ (૫ ધ)
૧૯૦૮ (૧૭)

રાવજી છોટાલાલ પરીખ

૨૫-૧૧-૧૯૩૯ : ૨૦-૮-૧૯૬૮ (૨ જ)
એજન . ૧૦-૮-૧૯૬૮ . (૧૫)
૧૯૪૪-૧૯૫૮ (૨૮)

'લલિત' (જન્મશંકર મહાશંકર બૂચ)

૩૦-૬-૧૮૭૭ : ૨૫-૩-૧૯૪૭
(૫ ક, ૧૫, ૨૭ ક)
૧૮૭૭-૧૯૪૬ (૧૭)

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

અવ. ૨૭-૧૧-૧૯૬૮ (૨ ઞ, ૧૫)
૧૯૬૯ (૪)
૨૭-૧૨-૧૯૬૮ (૧૬)

વેણીભાઈ જમનાદાસ પુરોહિત

૩૧-૧-૧૯૧૮ (૫ ડ)
૧-૨-૧૯૧૬ (૧૨)
૧૯૧૭ (૧૭)

શશિન્ નટવરલાલ ઓઝા

૨-૩-૧૯૨૪ (૪)
૩-૨-૧૯૨૪ (૧૯)

શંભુપ્રસાદ છેલશંકર જોશીપુરા 'કુસુમાકર'

૮-૧-૧૮૯૩ : ૨૩-૮-૧૯૬૨ (૨ ધ, ૫ ઠ)
૮-૧-૧૮૯૨ : ૧૯૬૨ (૪)
૮-૧-૧૮૯૩ : ૨૭-૮-૧૯૬૨ (૧૬)

સાકરલાલ માણેકચંદ ઘડિયાળી

૧૭-૧૧-૧૮૭૭ (૫ ટ)
૨૭-૧૧-૧૮૭૭ (૧૬)

સુરેશ હરિપ્રસાદ જોષી

૩૧-૫-૧૯૨૧ (૧૫)
૧૯૨૦ (૧૭)

સુંદરજી ગોવિંદજી બેટાઈ

૧૦-૮-૧૯૦૫ (૫ ચ)
૧૯૦૪ (૧૭)

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા

૧૮૪૯ . ૧૯૩૧ (૪, ૫ ઙ)
સંવત ૧૯૦૦ અષાઢ વદ પાચમ (૫ ક)
૧૬-૭-૧૮૪૩ : ૩૧-૩-૧૯૩૦ (૧૫)

હસનઅલી રહીમકરીમ નાથાણી 'નસીમ'

૧૪-૫-૧૯૦૮ (૪)
૨૨-૫-૧૯૦૮ (૧૩)

હસમુખલાલ હરિલાલ પાઠક

૧૩-૨-૧૯૩૦ (૪)
૧૨-૨-૧૯૩૦ (૧૯)

હાજી મહુમ્મદ અલારખિયા શિવજી

૧૩-૧-૧૮૭૭ : ૨૨-૧-૧૯૨૧ (૫ ટ)
૧૩-૧૨-૧૮૭૮ : ૨૧-૧-૧૯૨૧ (૫ ડ)
૧૭-૧૨-૧૮૭૮ . એજન (૧૬)

હિંમતલાલ ગણેશજી અંજારિયા

અવ. ૧૯૬૮ (૪)
૨૮-૬-૧૯૭૨ (૧૯)

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

૨૭-૪-૧૮૮૨ : ૨૦-૬-૧૯૩૮ (૪)
૨૯-૩-૧૮૮૨ : એજન (૫ ખ)
૨૭-૪-૧૮૮૨ : — (૨૪)

# વડોદરાનું મધ્યવર્તી પુસ્તકાલય

## [પરિચય-લેખ]

હિંમતભાઈ ઉપાધ્યાય

### પ્રાક્કથન

ભૂતપૂર્વ વડોદરા રાજ્યના વિદ્વાન રાજવી સ્વ. સયાજી રાવ ત્રીજાએ પોતાના રાજ્ય અમલ દરમ્યાન કેટલીક લોકકલ્યાણની પ્રવૃત્તિઓ કરી હતી તે પૈકી ગ્રંથાલય પ્રવૃત્તિ એક મહત્ત્વની સમાજકલ્યાણની પ્રવૃત્તિ હતી. રાજ્યમાં સમાજશિક્ષણ ઝુંબેશ, ફરજિયાત શિક્ષણ ઝુંબેશ, કન્યા કેળવણીના પગલે પગલે અપાયેલ શિક્ષણ લોકોમાં કાયમી સ્થાન મેળવે તે હેતુને દૃષ્ટિમાં રાખી રાજ્યે જાહેર પુસ્તકાલય પ્રવૃત્તિની શરૂઆત કરી.

રાજ્યમાં અન્ય પુસ્તકાલયોને એક સૂત્રમાં બાંધનાર વર્તમાન મધ્યવર્તી પુસ્તકાલયની સને ૧૯૧૧માં સ્થાપના થઈ. આ સાથે શ્રીમંત મહારાજા ભારતની જાહેર પુસ્તકાલયની પ્રવૃત્તિના પ્રથમ અગ્રેસર બન્યા. આ ઐતિહાસિક અને સમય સાથે કદમ મિલાવતું મધ્યવર્તી પુસ્તકાલય આજે પણ રાજ્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે

### પુસ્તકાલયના વિભાગો

આ પુસ્તકાલય એકંદર આઠ વિભાગમાં વહેંચાયેલું છે, જે નીચે પ્રમાણે છે :

(૧) આપ-લે વિભાગ
(૨) સંદર્ભ વિભાગ
(૩) બાળ વિભાગ
(૪) મહિલા વિભાગ
(૫) સામાન્ય વાંચનાલય
(૬) રીડિંગ સર્કલ
(૭) કોપીરાઇટ વિભાગ
(૮) કાર્યાલય

### આપ-લે વિભાગ

પ્રજાને પુસ્તક-વાંચન પૂરું પાડવાની સુવિધા આ વિભાગમાં થાય છે. પ્રત્યેક વ્યક્તિને એકી સાથે બે પુસ્તકો ઘેર વાંચવા માટે આપવામાં આવે છે, જે પંદર દિવસમાં પરત કરવાનાં હોય છે. વાચન માટે પુસ્તકો લેનાર વ્યક્તિને આ પુસ્તકાલયના અધિકૃત વાચક થવું આવશ્યક છે, જે માટે તેને એક અરજી સાથે રૂ. ૧૦/-(દસ પૂરા) રોકડા અનામત તરીકે રજૂ કરવાના હોય છે. આવા અધિકૃત વાચકોની સંખ્યા તા. ૩૧-૩-૭૭ના રોજ ૮૯૩૮ હતી સને ૧૯૭૬-૭૭ની સાલ દરમ્યાન ૧૬૭૩૬૪ જેટલ પુસ્તકો પરિભ્રમણ થવા પામ્યાં હતાં. આ વિભાગન કામકાજનો સમય સવારે ૮-૩૦થી ૧૧-૦૦ અને બપોરના ૪-૩૦થી ૭-૦૦નો હોય છે.

### સંદર્ભ વિભાગ

ગુજરાતી, મરાઠી, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજ ભાષાના ગ્રંથો ઉપરાંત વિવિધ ભાષાના શબ્દકોશો જગત સંદર્ભ ગ્રંથો, જ્ઞાનસંગ્રહો વગેરે અમૂલ્ય ગ્રંથોનો જ્ઞાનભંડાર આ વિભાગમાં આવેલો છે. ઘણ પુસ્તકો કીમતી, પ્રાચીન અને અપ્રાપ્ય હોવાથી આ વિભાગના ગ્રંથો વાંચન માટે ઘેર આપવામાં આવ નથી. વિદ્વાનો અને અભ્યાસુ વાચકો આ વિભાગનો સારા પ્રમાણમાં લાભ લે છે. ગ્રંથાલયના કોઈ પણ વિભાગના અધિકૃત વાચકોને સંદર્ભ વિભાગ સ્થળ ઉપર બેસીને પુસ્તકો વાંચવાની સગવડ આ વામાં આવે છે. તદ્ ઉપરાંત માહિતી લેવા આવન અગર પૂછપરછ કરનારને માહિતી પૂરી પાડવા આવે છે. આ વિભાગનું બીજું કામ સમગ્ર ગ્રંથાલ

અંગેની પુસ્તક ખરીદી તથા તે અંગેની ગ્રંથ સંસ્કાર વિધિ કરી ગ્રંથાલયના અન્ય વિભાગોમાં પુસ્તક-વિતરણ કરવાનું છે.

### બાળ વિભાગ

આ વિભાગ ૧૨ વર્ષ સુધીની ઉંમરનાં બાળકોને રમત અને વાચન પૂરાં પાડે છે. દીવાલ ચિત્રોનું આકર્ષણ આ વિભાગનું ખાસ અંગ છે. બાળકોને સમૂહમાં રમવા જેવી રમતો આપવામાં આવે છે, તેમ જ બેસીને વાંચવા માટે સંસ્કારી અને રુચિકર બાલસાહિત્ય પૂરું પાડવામાં આવે છે. બાલ વિભાગના અધિકૃત વાચક થવા માટે અરજી સાથે રૂ. ૨–૦૦ (અંકે રૂ. બે) અનામત લેવામાં આવે છે. આવા બાલવાચકોને ઘેર વાંચવા માટે દર ૧૫ દિવસે બે પુસ્તકો આપવામાં આવે છે. ૩૧–૩–૭૭ના રોજ આવા અધિકૃત વાચકોની સંખ્યા ૨૧૫૫ હતી. વર્ષ દરમ્યાન ૩૩૬૬૦ પુસ્તકોનું પરિભ્રમણ થયું હતું.

### મહિલા વિભાગ

સ્ત્રીઓમાં વાંચનનો શોખ કેળવાય તથા સ્ત્રીઉપયોગી સાહિત્ય પૂરું પડાય તે હેતુથી મહિલાઓ માટે એક સ્વતંત્ર વિભાગ રાખવામાં આવેલો છે. આ વિભાગનું કામકાજ બપોરના ૩થી ૬ દરમ્યાન ચાલે છે. આ વિભાગ અંગે રીડિંગ રૂમ પણ રાખવામાં આવેલો છે. તેમાં દૈનિકો તેમ જ સ્ત્રી–ઉપયોગી સામયિકો મૂકવામાં આવે છે. આ વિભાગના અધિકૃત સ્ત્રી–વાચકોની સંખ્યા ૩–૩–૭૭ના રોજ ૨૨૧ હતી. સાલ દરમ્યાન ૨૯૪૮૫ પુસ્તકોનું પરિભ્રમણ થયું હતું.

### સામાન્ય વાંચનાલય

આ વિભાગમાં વાચકો માટે દૈનિકો, અઠવાડિકો, પાક્ષિકો, માસિકો, ત્રિમાસિકો અને વાર્ષિકો મૂકવામાં આવે છે. લવાજમ ભરેલ ગુજરાતી, મરાઠી, હિન્દી, અંગ્રેજી અને ઉર્દૂ ભાષાઓના વાંચનસાહિત્યની કુલ સંખ્યા ૨૫૦ જેટલી છે. આ વિભાગ સવારના ૮થી રાતના ૮ વાગ્યા સુધી જાહેર જનતા માટે ખુલ્લો રાખવામાં આવે છે. સરેરાશ ૮૦૦થી ૯૦૦ જેટલા વાચકો આ વિભાગનો રોજિંદો લાભ લે છે.

### રીડિંગ સર્કલ

જૂનાં સામયિકો અને ઇતર સાહિત્ય વાચકોને ઘેર વાંચવા મળે એ હેતુથી આ સર્કલની સ્થાપના સને ૧૯૩૭થી થઈ છે અને તે વધુ ને વધુ લોકપ્રિય થતું જાય છે. રૂ. ૨–૦૦ (અંકે રૂ. બે પૂરા) અનામત મૂકનાર તેમ જ માસિક ૦–૭૫ પૈસા લવાજમ ભરનારને આ પુસ્તકાલયનાં જૂનાં માસિકો અને ઇતર સાહિત્ય ઘેર વાંચવા માટે આપવામાં આવે છે. વિવિધ વિષયના અભ્યાસી સભાસદો આ પ્રવૃત્તિનો સારામાં સારો લાભ ઉઠાવે છે. આ વિભાગમાં સભાસદોની સંખ્યા ૫૨ (બાવન) મર્યાદિત રાખેલી છે.

### કોપીરાઈટ વિભાગ

*આ લાયબ્રેરીને ૧૯૬૫થી છ પખાનાં પ્રકાશનની* એક પ્રત મોકલી આપે છે. ગુજરાત રાજ્ય થયા બાદ સને ૧૯૬૦–૬૪ આખર સુધીની મુદતમાં કોપી રાઈટનાં પુસ્તકો અત્રે છૂટાં છવાયાં આવેલાં છે. સને ૧૯૭૬–૭૭ આખર સુધી આવેલાં પુસ્તકોની કુલ સંખ્યા ૬૭૧૬ જેટલી થાય છે. સ્વતંત્ર રજિસ્ટરમાં આ પુસ્તકોની નોંધ કરી તેનું વર્ગીકરણ, સૂચિકરણ ઇત્યાદિ ગ્રંથ સંસ્કાર કરવામાં આવે છે.

કોપીરાઈટ વિભાગમાં કાયદાની રુએ ગુજરાત રાજ્યના મુદ્રકોએ પુસ્તક પ્રસિદ્ધ થયાના એક માસની અંદર વિના મૂલ્યે અત્રે પુસ્તક મોકલવાનું રહે છે.

આ વિભાગમાં આવેલાં પુસ્તકોનું દશાંશ પદ્ધતિ પ્રમાણે વર્ગીકરણ કરીને ગોઠવણી કરવામાં આવે છે. આ પુસ્તકોમાં લેખક કાર્ડ, શીર્ષક કાર્ડ વગેરે બનાવવામાં આવે છે. કોપીરાઈટ વિભાગમાં દર વર્ષે નવાં નવાં પુસ્તકોનો સમાવેશ થાય છે, જેને લીધે ભવિષ્યમાં એક મોટું ગ્રંથાલય બની રહેવા પામશે.

### શિષ્ટ પુસ્તકોની યાદી

આ વિભાગના સંલગ્ન કામ તરીકે શિષ્ટ સાહિત્યની પસંદગીનું કામ પણ થાય છે, જે કામમાં દર ત્રણ માસે જાહેર પુસ્તકાલયોને ઉપયોગી થઈ

પડે તેવી યાદી 'પુસ્તકાલય' માસિકમાં બહાર પાડવામાં આવે છે; જેની બીજી નકલો શ્રી ગ્રંથાલય વ્યવસ્થા અધિકારી, અમદાવાદ તથા અન્ય સરકારી પુસ્તકાલયોને મોકલી આપવામાં આવે છે. આ યાદી ગ્રામ પુસ્તકાલયો, તાલુકા પુસ્તકાલયો અને જીલ્લા પુસ્તકાલયોને દૃષ્ટિમાં રાખી તૈયાર કરવામાં આવે છે. યાદીમાં પુસ્તકોનો વિષય જણાવવામાં આવે છે. એટલે જે તે ગ્રંથપાલને પુસ્તકોના વર્ગીકરણમાં અને પુસ્તકો પસંદ કરવામાં ખૂબ જ ઉપયોગી થાય છે.

## કાર્યાલય

આમાં અવલ કારકૂન અને પાંચ કારકૂનોનો સમાવેશ થાય છે. કાર્યાલયની મદદથી રાજ્ય ગ્રંથપાલ આ સંસ્થાનું (પુસ્તકાલયનું) તમામ પ્રકારનું કારોબારી કામકાજ સરળતાથી કરે છે.

## પુસ્તકાલયની અન્ય કામગીરી

રાજ્યના અન્ય તાલુકા, જિલ્લા કક્ષાનાં પુસ્તકાલયોની પુસ્તકો પસંદ કરવાની કામગીરી અત્રેથી કરવામાં આવે છે. અન્ય નવાં ખૂલતાં સરકારી પુસ્તકાલયોની પુસ્તકોની પસંદગી, ખરીદી, પરિગ્રહનાંક તથા અન્ય ગ્રંથસંસ્કાર વિધિ અત્રેથી કરવામાં આવે છે.

૧૯૭૬–૭૭માં કુલ આઠ તાલુકા પુસ્તકાલયો તેમ જ ૧૯૭૭–૭૮માં ત્રણ તાલુકા પુસ્તકાલયો તથા એક જીલ્લા પુસ્તકાલયનાં પુસ્તકોની કામગીરી અત્રેથી કરવામાં આવી છે.

## ઇતર પ્રવૃત્તિઓ, રાષ્ટ્રીય ગ્રંથસૂચિ–ગુજરાતી વિભાગનું પ્રકાશન

કલકત્તા રાષ્ટ્રીય સંદર્ભ પુસ્તકાલય દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવતી ગ્રંથસૂચિઓ પૈકી ગુજરાતી ભાષા વિભાગની સૂચિ અહીં તૈયાર કરવામાં આવે છે અને સરકારી છાપખાનામાં છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે. માસિક યાદી પ્રસિદ્ધ થયે ગુજરાત રાજ્યનાં જાહેર પુસ્તકાલયો ઉપર મોકલવામાં આવે છે. આ યાદીમાં સમગ્ર ભારતમાં જે તે માસમાં પ્રસિદ્ધ થતાં ગુજરાતી પુસ્તકોનો સમાવેશ કરવામાં આવે છે. યાદીમાંનાં પુસ્તકોને બે વર્ગીકરણ પદ્ધતિમાં (દશાંશ અને દ્વિબિન્દુ વર્ગીકરણ પદ્ધતિમાં) વર્ગીકૃત કરવામાં આવે છે. માસિક યાદી વિદ્વાનો તથા ગ્રંથાલયોને ખૂબ જ ઉપયોગી થાય છે.

## પુસ્તકોનું પ્રદર્શન

ગ્રંથાલયનાં નવાં તથા જૂનાં પુસ્તકો વાચકોના દૃષ્ટિબિન્દુમાં આવે તે હેતુથી પુસ્તકોનાં પ્રદર્શનો વારંવાર યોજવામાં આવે છે, જાહેર જનતા આવાં પ્રદર્શનોનો સારો લાભ લે છે.

## પુસ્તકાલયની કેટલીક વિશિષ્ટતાઓ

(૧) મધ્યવર્તી પુસ્તકાલયનો પુસ્તક ભંડાર કાચ જડેલ લાદીઓની લોખંડની ફ્રેમ ઉપર સજ્જડ કરવામાં આવ્યો છે. કાચના આવા ત્રણ માળમાં ગુજરાતી, મરાઠી, અંગ્રેજી સંદર્ભ ગ્રંથો મૂકવામાં આવ્યા છે. ભારતમાં આ પ્રકારનો કાચના મજલાવાળો ગ્રંથ ભંડાર હોય તેવું જાણમાં નથી.

(૨) શેક્સપિયરનાં નાટકો, મહાકાવ્યો, શબ્દકોષોના સુંદર બાઇન્ડિંગમાં સજ્જ એવાં નાનાં પુસ્તકો મુલાકાતીઓનું આકર્ષણ છે. કેટલાંક આવાં પુસ્તકોના ટાઈપ નરી આંખે વાંચી શકાય નહીં એવા છે. આ માટે મેગ્નિફાઇંગ ગ્લાસનો ઉપયોગ કરવામાં આવે છે. આ સંગ્રહની કથાવસ્તુ કરતાં તેની મુદ્રણ–કળાની વિશિષ્ઠતા અગત્યની છે.

(૩) હિસ્ટરી ઑફ આર્ટ ઑફ રાઇટિંગ નામનું મહામૂલ્યવાન પુસ્તક લગભગ ૯૭ આર્ટ પેપરની પ્લેટોમાં છપાયેલ છે. આમાં જગતમાં ચિત્રમય લિપિમાં વિકાસ સાથે જગતની જુદી જુદી સંસ્કૃતિઓએ પોતાનું લખાણ કરી તે સુરક્ષિત રાખેલ, કાગળને બદલે ઉપયોગમાં લેવામાં આવેલ અન્ય સાધનોને પ્લેટોમાં ઉતાર્યા છે. આ ઉપરાંત શેક્સપિયર, મિલ્ટન, શૉ, જોન લોગ, રુસો જેવા કેટલાક મહાપુરુષોના હસ્તાક્ષરો આ પ્લેટોમાં છાપેલા છે.

(૪) બાળ–વિભાગનાં દીવાલ ચિત્રો.

(૫) અન્યત્ર ન મળતાં અપ્રાપ્ય પુસ્તકો.

## બૂચ ૭

(મહારાજ અચલસિંહનો રાજમહેલ નદીકિનારે આવેલો છે. મહારાજ ઝરૂખા નજીકના ઓરડામાં આંટા મારતા પ્રતીક્ષા કરી રહ્યા છે. બે તાળી પાડી દ્વારપાળને બોલાવે છે. દ્વારપાળ પ્રવેશે છે.)

**મહારાજ** : અમાત્યના કંઈ સમાચાર?

**દ્વારપાળ** : મહારાજ ! અમાત્ય ઈરાનથી હમણાં જ આવી ગયા છે. એમણે સંદેશો મોકલ્યો છે કે તેઓ આ તરફ જ આવી રહ્યા છે.

**મહારાજ** : અમાત્ય આવે કે તરત જ એમને અહીં લઈ આવજે.

**દ્વારપાળ** : જેવી આજ્ઞા.

(મહારાજ ઝરૂખામાં ઊભા રહી નદીના પ્રવાહને નીરખી રહ્યા છે. અમાત્ય પ્રવેશે છે.)

**અમાત્ય** : મહારાજ અચલસિંહનો જય હો.

**મહારાજ** : આવો અમાત્ય, હું તમારી જ પ્રતીક્ષા કરી રહ્યો હતો. (બંને બેસે છે) પ્રવાસ તો કુશળ રહ્યો ને?

**અમાત્ય** : પ્રવાસ સર્વ પ્રકારે સુખરૂપ અને મંગલકારી રહ્યો, મહારાજ!

**મહારાજ** : અમાત્ય, મારું મન ઈરાનની શાહજાદીના સમાચાર જાણવા ઉત્સુક છે!

**અમાત્ય** : મહારાજ, એ શુભ સમાચાર વિદિત કરવા જ હું અત્રે ઉપસ્થિત થયો છું

**મહારાજ** : અમાત્યજી, જલદી કહો.

**અમાત્ય** : શાહજાદીએ એનું દિલ મોકલ્યું છે મારી સાથે .....અહા એ કન્યારત્ન!

**મહારાજ** : અમાત્યજી, તમે શાહજાદીને પ્રત્યક્ષ જોઈ?

**અમાત્ય** : મહારાજ, મારાં નયન ધન્ય બન્યાં છે! અહો એનું રૂપ! અહો એનો કંઠ! અહો એની ગતિ! અહો એની મતિ! મહારાજ, હું દેશદેશાવર ઘૂમ્યો છું, પણ આવું કન્યારત્ન મેં ક્યાંય જોયું નથી!

**મહારાજ** : અમાત્ય, મેં શાહજાદીની તસવીર જોઈ છે, જ્યારે તમે એને નજરોનજર જોઈ! તમારી ખુશનસીબીનો પાર નથી ...! શાહજાદીએ મારા વિશે કંઈ જાણવાની ઇન્તેજારી બતાવી હતી?

**અમાત્ય** : હા મહારાજ, મને તેના એકાન્તવાસમાં બોલાવ્યો હતો. મેં આપના શૌર્યનાં અનેક પ્રકારે ગુણગાન કર્યાં.

**મહારાજ** : વાહ... તમે કોના અમાત્ય છો?

**અમાત્ય** : મારું સૌભાગ્ય છે! મહારાજ! શાહજાદીએ પ્રેમની ભેટ તરીકે એક અત્તરની શીશી મોકલી છે. લો મહારાજ...

**મહારાજ** (શીશી લેતાં) મારા માટે? શાહજાદીએ આપી...?

**અમાત્ય** : હા મહારાજ... સ્વયં શાહજાદીએ એમના સ્વહસ્તે આ અત્તરની શીશી પ્રેમની યાદ માટે આપી છે.

**મહારાજ** : અમાત્ય, હું ધન્ય થયો (નાક પાસે લઈ જઈ સૂંઘે છે.)

**અમાત્ય** : મહારાજ, શાહજાદીએ કહેવડાવ્યું છે કે મહારાજ આ શીશીનું લગન સુધી જતન કરે. મહારાજ શાહજાદીને સાચા હૃદયથી ચાહતા હશે તો લગનના દિવસે આ શીશી પરત કરશે

**મહારાજ** : તેમ જ થશે અમાત્ય. હવે તો આ મહેક જીવનપર્યંત ટકશે અહાહા...(સૂંઘે છે. બૂચ કાઢે છે. સૂંઘે છે.) શી મહેક છે! શાહજાદી તું અત્તર બની અહીં પ્રસરી રહી છે. (ઝરૂખામાં મહારાજ ઊભા છે.

ત્યાં અચાનક બૂચ નીચે નદીના પ્રવાહમાં પડી જાય છે.)
અમાત્ય ! અરે બૂચ નીચે નદીમાં પડ્યો જલદી જાઓ. ગમે તે રીતે બૂચને બચાવી લો. અમાત્ય ! દોડો.

**અમાત્ય :** જેવી આજ્ઞા મહારાજ...
(અમાત્ય તાળી પાડી દ્વારપાળને બોલાવે છે.)

**અમાત્ય :** જાઓ, અબઘડી સેનાપતિને હાજર કરો.
(દ્વારપાલ જાય. તરત જ સેનાપતિ પ્રવેશે.)

**મહારાજ :** સેનાપતિ, આ નદીમાં આ શીશીનો બૂચ પડ્યો છે. તમે સૈનિકો લઈને તૂટી પડો. તરવૈયા લઈને કૂદી પડો. માછીડા બોલાવો. પાણી ડહોળાવો, બંધ બંધાવો. પણ બૂચ હાજર કરો.

**સેનાપતિ :** જેવી આજ્ઞા, મહારાજ !
(સેનાપતિ જાય. મહારાજ અને અમાત્ય ઝરૂખામાંથી નિરીક્ષણ કરે છે.)

**મહારાજ :** અરે મૂરખાઓ, વસ્ત્રો કાઢ્યા વિના કૂદી પડો, પેલો તણાય બૂચ... અરે એ બાજુ નહિ. અમાત્ય, પેલા ગપેડાઓ આ તરફ ફાંફાં મારે છે. તમે જાઓ... બધા જ નાલાયકો છે !

**અમાત્ય :** જી મહારાજ... (અમાત્ય જાય છે.)
[અંધકાર. તરત જ પ્રકાશ થાય છે. અમાત્ય પ્રવેશે છે.]

**અમાત્ય :** મહારાજનો જય હો.

**મહારાજ :** (હાથમાં શીશી છે.) શું થયું અમાત્ય ? બૂચ મળ્યો ?
(અમાત્ય મૌન રહે છે.)
તમારું મૌન તમારી નિષ્ફળતા સૂચવે છે. હા ધિક્‌....(માથે હાથ પછાડે.) ઈરાનની એ શાહજાદીએ કેટલા પ્રેમથી આ શીશી મોકલી હતી ! અરેરે......
(ગદ્‌ગદ) હું એક બૂચ પણ ન સાચવી શક્યો!

**અમાત્ય :** હું અતિ શરમિંદો છું !

**મહારાજ :** પણ હું શું કરું ? મારા સ્વપ્નની સુંદરી સરી ગઈ...અમાત્ય ...અમાત્ય ...મને કોઈ રસ્તો બતાવો...

**અમાત્ય :** મહારાજ, મેં એક રસ્તો વિચાર્યો છે.

**મહારાજ :** ઝટ બોલો, અમાત્ય... !

**અમાત્ય :** મહારાજ આ શીશી અકીકના પથ્થરની છે. ઈરાનના શાહે હિમાલયમાંથી એક ભૂર્જવૃક્ષ મંગાવી, તેના મધ્યના ભાગમાંથી આ બૂચ બનાવડાવ્યો છે. આપ આજ્ઞા આપો તો હિમાલયથી એવું જ વૃક્ષ મંગાવી, બૂચ બનાવડાવીએ...

**મહારાજ :** મારી આજ્ઞાની જરૂર નથી. તમે કામ જલદી શરૂ કરાવો.
(અમાત્ય નમન કરી જાય છે. અંધકાર થાય છે. પ્રકાશ થાય ત્યારે ત્રણ ચાર માણસો લાંબા થડને લઈ મિસ્ત્રી સાથે પ્રવેશે છે. થડને બાજુના ખૂણામાં મૂકે છે. મિસ્ત્રી પોતાનાં ઓજાર કાઢે છે. એક મજૂર મિસ્ત્રીના હાથમાં આપે છે. મિસ્ત્રી રંધાથી થડને છોલે છે. છોલવાની ક્રિયા સતત ચાલ્યા કરે છે. અમાત્ય તથા સેનાપતિ આવે છે. નિરીક્ષણ કરે છે. પાછા જાય છે. છોલવાની ક્રિયા ચાલ્યા કરે છે. અંધકાર થાય છે. પ્રકાશ થાય ત્યારે હાથમાં શીશી લઈ, મહારાજ આતુરતાથી [illegible] જણાય છે. અમાત્ય પ્રવેશે છે.)

**મહારાજ :** અમાત્યજી, બૂચનું કાર્ય કેટલે પહોંચ્યું ?

**અમાત્ય :** મહારાજ, કાર્ય સતતપણે ચાલી રહ્યું છે. હમણાં [illegible] બૂચ બનતાં વાર નહીં લાગે !

થઈ ગયાં. રજાઓમાં અમને વતન યાદ આવે. 'વતન' તો હું કહું છું. એ બધાં તો મારા ગામને નામથી જ યાદ કરે છે. એમને કંઈ એવી માયા નથી. નવો ગણોતધારો આવે કે જમીનની ટોચમર્યાદા આવે, ગામની જમીન કે મિલકત બધું ભલે ને જતું. એમને કશી પડી નથી. મને એ લોભી કહે છે. કહો વળી, બાપ જીવતો પાછો આવ્યો એનો આનંદ દાખવવાનો હોય કે લોભી કહીને એનું સ્વાગત કરવાનું હોય? ખેર, એમને કંઈ ઠપકો અપાય છે? એ બધાં હવે મોટાં થયાં. બોલે. હું લોભી તો ખરો. અંબુભાઈ પણ કહેતા, કદાચ ભવિષ્યમાં પણ કહેશે. અમારે ઝઘડો થયેલો. બીજો તો શેનો? પાંચ વીઘા જમીનનો. એ જમાનામાંય લાંચરુશવત હતી. સલામોની અસર પડતી. હુ બાજી જીતી ગયેલો. પણ અમે સંબંધ સાંધી દીધેલા. હું થોડો ડરપોક તો ખરો. અંબુભાઈનું અહિત ઇચ્છતો રહ્યો પણ સામી છાતીએ એમની દુશ્મનાવટ કરવાની હિંમત નહીં. બે વીઘા જમીન એમને પાછી આપીને મેં ચા-પાણીનો સંબંધ ચાલુ રાખેલો. અત્યારેય કુટુંબ સાથે ગામ ગયો હોઉં ત્યારે એકાદવાર તો એમને ત્યાં જમવાનું હોય જ. એ અહીં ભાગ્યે જ આવે. કોઈકને મારું કામ પડ્યું હોય તો ચિઠ્ઠી લખી આપે. બીકના માર્યા કહો કે શરમના માર્યા પણ મારે એમનું કામ કરવું પડે ગયા વર્ષે દુકાળ પડ્યો ત્યારે એમના દબાણને વશ થઈને મારે એક હજાર આપવા પડેલા, એમને નહીં; અમારી ખેતીમાં કામ કરતા મજૂરોને. એમણે તો કશીય આવક વિના દરસ વર જેટલું ખર્ચ કરેલું. એમની આ ઉદારતા મારાથી સહન નથી થતી. લોકો કહે છે કે એ હજી એકેય વાર ખોટું બોલ્યા નથી. એ તો જે હોય એ, પણ એ પોતાના સ્વાર્થ માટે તો હજી એકેય વાર કોર્ટ-કચેરીએ ગયા નથી. તમે નહીં માનો, પણ આ જમીનની ટોચમર્યાદા આવવાની છે એવું હું કહી કહીને થાક્યો તો પણ જમીનનો બદલો કરવાની પેરવીમાં એ પડ્યા નહીં. જાણે ફિકી પડી જ ન હોય! મને કહે, જમીન ભીજાને નામે ચડશે પણ એ રહેવાની તો અહીં જ છે ને! એને કોઈ ઉપાડી તો નહીં જ જાય ને! અભિમાન, બીજું શું? એક છોકરો અમેરિકા ગયો છે ને બીજો સહકારી મંડળીની સેવા કરે છે. અંબુભાઈ જવાનીમાં કરતા એ જ રીતે કામ કરે છે, દેખરેખ રાખે છે, દર વર્ષે પેદાશ વધતી જ જાય છે. મારી પાસે જમીન એમના જેટલી જ પણ એવાં દેખરેખ નહીં, સૂઝ પણ નહીં. ફૂટ ફૂટ ખેતી ને જૂઠ જૂઠ વેપાર, એવી કહેવત છે. 'જૂઠ જૂઠ'ની કળા તો જાણું છું. 'ફૂટફૂટ' કરવા કોણ જાય? સોખંડના વેપારમાં સારું છે. બરકત ખરી. કાળો બજાર કહો તો કાળો બજાર. લાયસન્સ, કોટા, જે કહો એ. ચાલે છે બધું. ભગવાનની દયા છે ને પ્રધાનોની મહેરબાની આ આવે કે પેલો. આપણે તો બધાય સરખા. આપણે ક્યાં સત્યવાદી હરિશ્ચંદ્રનો અવતાર હતા? માણસ છીએ. લોભ પણ હોય, ચડસાચડસીય ખરી, ઈર્ષા તો કોનામાં નથી હોતી? પણ વાત કરવાની ડાહ્યાડમરા થઈને.

અંબુભાઈ સાથે આગલી સાંજે એ રીતે જ હું વાત કરી રહ્યો હતો. એમની સુખસંપત્તિનાં વખાણ કરતો હતો, પણ અંદરથી બળતો હતો. ? શહેરમાં ગયો. આટઆટલાં સાહસ કર્યાં, આટલું બધું ઊંધુંચત્તું કર્યું તોય અંબુભાઈથી આગળ ન વધ્યો! ભગવાન કરે ને એમને કોઈક મોટો ફટકો પડે. ફરીથી બેઠા જ ન થાય...

વરસાદ તો ત્યારેય ચાલુ હતો. હું મારા મકાન પર આવ્યો. એમનું ટ્રેક્ટર મને મૂકવા આવી શ એમ ન હતું. વચ્ચેના નીચા ભાગમાં મશીન પસ જાય એટલું બધું પાણી ભરાયું હતું. હું ચાલતો જ ગયો. ઘેર જઈને ધોતિયું બદલ્યું. છાપું જોઈ ન હતો. ટ્રાન્ઝિસ્ટર રેડિયો ચાલુ કર્યો. ઉપરવાસ વરસાદ પડી રહ્યો છે, હજીય પડશે, જબલપુર

વાતાવરણનું દબાણ, નદીઓમાં પાણી, —કહેવાયું એ સાંભળ્યું. ટ્રાન્ઝિસ્ટર બંધ કરીને સૂવા ગયો ત્યાં પાછી ઇચ્છા થઈ, એક વાર ફરી સમાચાર સાંભળું. અગાઉના સમાચાર ધ્યાનથી સાંભળ્યા ન હતા. આ વખત સાંભળ્યા. હેં, ગાભડું? ગામડાં ખાલી કરવાની સૂચના? પણ, પણ અહીં શું છે? અહીં શા માટે? પાણી આવે તો? તો તો બધું વાવેતર ખલાસ. ગઈ સાલ દુકાળ અને આ સાલ...

ચિંતામાં ને ચિંતામાં હું ઊભો થઈ ગયો ને બહાર જોવા લાગ્યો. શું દેખાય? અંધારું. વાદળાંય ક્યાંથી દેખાય? વીજળી પણ થતી ન હતી. પણ ગાભડું પડે શેનું? ના, ના, ખોટી વાત હશે. અફવા હશે. રેડિયો પર કોઈક વાર તો અફવા પણ આવે. ના, ના, સાચું હશે. પાણી આવ્યું ઘણું. અડધા કલાકમાં એની ઝડપ તો ટ્રેક્ટરથીય વધુ. ખલાસ. ગયું બધું. ૧૯૪૧માં થયું હતું એના જેવું થશે? અંબુભાઈ રાયણની ડાળી પકડીને લટકી રહ્યા હતા, એમના ખભે સાપની પૂંછડી લટકતી હતી.

મને એકાએક યાદ આવ્યું. એમનાં ઘર તો અહીંના કરતાં દસેક ફૂટ જેટલા નીચાણમાં હશે. પાણી આવે ને બધાં મેડા પર જતાં ન રહે તો—બધાં તણાઈ જાય. તણાઈ તો ન જાય પણ, જે થાય તે, મારે શું? મરશે. હું તો મારો જીવ સાચવીને બેસી રહીશ. મેં આ ઘર બાંધ્યું ત્યારે એમને નહોતું કહ્યું? પણ ના, અમારે તો આ માટીનાં ખોરડાં રૂડાં. ઘરડાંઓએ આ માટીની દીવાલો ચણતી વખતે ભેગું સીસું નાખ્યું છે, સીસું. કશું ન થાય. કોઈ ચોરે આજ સુધી બાકોરું પણ પાડ્યું છે? ચોરનું તો હવે સમજ્યા, આમેય અહીં ચોરીનો ભય ઓછો. ચોર લોકો પોતાના ગામમાં ચોરી ન કરે.

જોઈએ, કાલે અંબુભાઈના ઘરની શી હાલત થાય છે. પડી રહ્યા છે ખાડામાં તો ભોગવશે. મેં તો પાંચ વર્ષ પહેલાં કહેલું. પણ એ બધાં પાણીમાં ડૂબી મૂઆં તો હું એકલો એમની અંત્યેષ્ટિ કેવી રીતે કરીશ? કોણ જોવા રહેવાનું છે? કાલ ઊઠીને ઠેકાણે. મૂવી ખેતી. વેપાર ક્યાં નથી? જાન બચી તો લાખો પાએ.

પણ અંબુભાઈના ઘરનું એકેય નહીં? તમે નહીં માનો, પણ ઘડીભર તો મને એવો પણ વિચાર આવ્યો કે એમનું આખું કુટુંબ તણાઈ જાય અને એમનો આખો વારસો મને મળે. સાચું કહું છું. એ ઘડીએ તો હું એમના અમેરિકાવાસી દીકરાને પણ ભૂલી ગયો હતો. જોકે એ કદાચ પાછો ન પણ આવે. ગ્રીન કાર્ડ લઈ બેઠો છે. સારું કમાય છે. કાગળ લખે છે છ-આઠ મહિને. મારી વાત કરું છું. અંબુભાઈને તો નિયમિત પંદર દિવસે લખવાનો.

મને આશ્વાસન આપતો પત્ર આવ્યો છે.

શુંનું શું થઈ ગયું!

હું ઊંઘી ન શક્યો. પણ અંબુભાઈનું શું શું તણાઈ જશે, એમને કેટલું નુકસાન થશે એની ગણતરી કરતો રહ્યો. પછી હું એકાએક ઊભો થઈ ગયો. બબડ્યો: અંબુભાઈ, હું નહોતો કહેતો? માની ગયા હોત તો? જુઓ, કેટલું નુકસાન થયું? જરા જુઓ. પછી મોટેથી બોલ્યો. મને થયું કે મારાથી હવે અહીં રહી શકાશે નહીં. જાઉં એમને કહી આવું કે તમે તણાઈ જવાના છો, તમને આટઆટલું નુકસાન થવાનું છે અને હું? હું તો આ ચાલ્યો ઊંઘવા. ભોગવો હવે. મેં તો પાંચ વર્ષ પહેલાં કહ્યું હતું.

હું મારી અનિચ્છાએ એમના ઘર ભણી ચાલ્યો. અંતર છે દોઢેક ફર્લાંગ જેટલું. માપ્યું તો કોણે હતું? પણ અંધારામાં ચાલતાં તો જોજનનું અંતર લાગ્યું. પાણી કેડ સમું હતું. ગરનાળા પર તો પાણીનો એક આખો માળ થઈ ગયો હશે. હું બીકનો માર્યો જ પાણીમાં ઝડપથી ચાલ્યો હોઈશ, નહીં તો તણાઈ ગયો હોત. ત્રણ દાદરા ચડતાં

તો હાંફી જાઉં છું. પશાભાઈના પગથિયા આગળ વરસાદના કાદવમાં જ ફસડાઈ પડયો અંબુભાઈના છોકરાએ હાથબત્તી કરી. 'હ્યો, આ તો પાણી લઈને આવ્યા.'

શું કહું આ લોકોને? ગમ્મત સૂઝે છે. થોડીવારમાં બધાં, માટીની આ દીવાલો સમેત, તણાઈ જશે. જાઉં પાછો, કહીને નકામો આવ્યો મને તો ભય નહોતો—એટલે કે મારા ઘરને.

પણ હવે પાછો કેવી રીતે જાઉં? પાણી વધી રહ્યું છે. આ તો કદાચ વરસાદનું જ પાણી હશે. ગાબડું પડવાને લીધે જે પૂર આવશે એની તો હજી વાર છે. ચાલ્યો જાઉં પાછો? પણ ..

અંબુભાઈ જાણતા હતા એમને કશી અસર ન હતી. આજુબાજુના ઘર દીઠ પણ એક એક માણસ એમને ત્યા બેઠા હતા અને એ બત્રીસ વર્ષ પહેલાંની વાત કરી રહ્યા હતા, જાણે ગઈ કાલની બલકે આજ સવારની વાત કરી રહ્યા ન હોય?

હું પાછો જઈ ન શક્યો. પછી તો હિંમત આવેલી. અંબુભાઈના ઘરમાં દટાવાની, એમની સાથે તણાવા આટલાં બધાં માણસો તૈયાર છે તો હું પણ ભલે તણાઉં .....

હુ તણાઈ ગયો હોત, મારે ઘેર હોત તો.

આ વખત પાણીએ પ્રવાહ બદલ્યો હતો હુ જે ભાગને ઊંચાણવાળો અને સલામત ધારતો હતો એ પાણીના સામા ધક્કે ધોવાઈ ગયો હતો અને આ બાજુ તો પાણી માત્ર જાસાચિઠ્ઠી મોકલીને જ અટકી ગયું હતું ઊંચાણનીચાણ વિશેનો મારો ખ્યાલ મોટે ભાગે ખોટો નહીં હોય પણ હવે એ બધાની ચિંતામા ક્યાં પડુ? હુ જેમનું અહિત ઇચ્છતો હતો એ અંબુભાઈને ચેતવવા ગયો ને બચી ગયો. તમે નહીં માનો પણ મારા જેવા કોઈકને આ ઘટના અશક્ય લાગશે તો પણ યાદ રહી જશે.

[તાજા વાર્તાસંગ્રહ 'નંદીઘર'માંથી]

---

# આ માસનાં ગુજરાતી પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. અનુસંધાન | ચંદુલાલ સેલારકા | નવલકથા | ૯–૭૫ |
| ૨. નેશનલ હાઈવે | વનુ ગાંધી | ,, | ૧૮–૦૦ |
| ૩. ખીણ | ,, | ,, | ૧૨–૦૦ |
| ૪. મારગ મળીયા | ધીરજબહેન પારેખ | ,, | ૧૮–૫૦ |
| ૫. કોરું આકાશ | વિષ્ણુકુમાર મહેતા | ,, | ૨૫–૦૦ |
| ૬. માન સરોવર | નવનીત સેવક | ,, | ૯–૨૫ |
| ૭. રંગ બદલતી ચંબલ | વિષ્ણુપ્રસાદ ભટ્ટ | ,, | ૧૫–૦૦ |
| ૮. મહર્ષિ અગસ્ત્ય | કનૈયાલાલ જોશી | ,, | ૯–૨૫ |
| ૯. સૌંદર્ય શું ? | વજુભાઈ મહેતા | ,, | ૧૯–૨૫ |
| ૧૦. હું રાહ જોઉં છું | બારિન મહેતા | ,, | ૭–૦૦ |
| ૧૧. એક દિન એવો આવશે | ગોવિંદભાઈ અમીન | ,, | ૧૨–૫૦ |
| ૧૨. ગાંઠ છોડી મમતાની | વિણા પ્રભુ | ,, | ૨૧–૨૫ |
| ૧૩. એક ભૂલ એક ફૂલ | ગુલશન નંદા | ,, | ૬૨–૫૦ |
| ૧૪. બકુલેશની વાર્તાઓ | બકુલેશ | નવલિકા | ૧૪–૫૦ |
| ૧૫. ગુલમહોરની નીચે | રાજેન્દ્રસિંહ રાવજાદા | ,, | ૧૦–૦૦ |
| ૧૬. મધ્યમાં | રાજેન્દ્ર શાહ | કાવ્યસંગ્રહ | ૧૦–૦૦ |
| ૧૭. અનુનય | જયંત પાઠક | ,, | ૫–૦૦ |
| ૧૮. વેણુનાદ | એનીબહેન સરૈયા | ,, | ૭–૦૦ |
| ૧૯. નર્મદ | ગુલાબદાસ બ્રોકર | વિવેચન | ૫–૦૦ |
| ૨૦. નરહરીભાઈ | વનમાલા દેસાઈ | જીવનચરિત્ર | ૧૨–૦૦ |
| ૨૧. નારીજીવન પરિમલ | કાકા કાલેલકર | રેખા ચિત્ર | ૧૦–૦૦ |
| ૨૨. સંત સૌરભ | યોગેશ્વરજી | ,, | ૮–૦૦ |
| ૨૩. પારસમણીનાં સ્પર્શે | મુકુલ કલાર્થી | ,, | ૩–૫૦ |
| ૨૪. કેળવણીનો કિમીયો | ઉમાશંકર જોશી | શિક્ષણ | ૨૦–૦૦ |
| ૨૫. વિશ્વનું યૌવન | નારાયણ દેસાઈ | સમાજશાસ્ત્ર | ૧૨–૦૦ |
| ૨૬. રોબર્ટ કે મર્ટનનું સમાજશાસ્ત્ર | અવિણચંદ્ર જે. પટેલ | ,, | ૧૦–૦૦ |
| ૨૭. પોતાની ઓળખાણ (જે કૃષ્ણમૂર્તિની દૃષ્ટિએ) | બબાભાઈ પટેલ | આધ્યાત્મિક | ૬–૦૦ |
| ૨૮. અમૃતનું આચમન | કાંતીલાલ કાલાણી | ,, | ૬–૫૦ |
| ૨૯. વિશ્વનાં વિજ્ઞાનીઓ ૧ થી ૫ | ધીરજલાલ ગજ્જર | વિજ્ઞાન | ૬૦–૦૦ |
| ૩૦. સંસ્કાર સિંચન ગ્રંથાવલી પુ. ૪. | શિવમ સુંદરમ્ | બાલસાહિત્ય | ૧૨–૦૦ |

પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની : મુંબઈ ૪૦૦૦૦૨ * અમદાવાદ ૩૮૦૦૦૧

# इस मास के नये प्रकाशन

## उपन्यास

| | | |
|---|---|---|
| पर्वत और पगडंडी | श्रीकृष्ण मायूस | १६-०० |

## कहानी

| | | |
|---|---|---|
| देवता का जन्म | बलवन्तसिंह | १२-५० |
| प्रीत किये दुःख होय | श्रीकृष्ण मायूस | ७-०० |

## कविता

| | | |
|---|---|---|
| शबरी | नरेश मेहता | ३-५० |
| प्रवाद पर्व | ,, | ४-०० |
| शम्बूक | जगदीश गुप्त | ४-०० |
| संक्रान्ति | सुमित्रानन्दन पंत | १०-०० |

## नाटक

| | | |
|---|---|---|
| अंतिम दाव | डॉ रामेश्वरनाथ माथुर | ७-५० |

## आलोचना

| | | |
|---|---|---|
| हिन्दी साहित्य का सर्वेक्षण | विश्वम्भर 'मानव' | १८-०० |
| हिन्दी भाषा और नागरी लिपि | भोलानाथ तिवारी | ३-५० |
| आधुनिक हिन्दी साहित्य विकास के विविध सोपान | डॉ पुष्पपाल सिंह | २०-०० |
| कमलेश्वर | सं मधुकर सिंह | ५०-०० |

## इतिहास

| | | |
|---|---|---|
| गुप्त राजवंश और उसका युग | उदयनारायण राय | ५०-०० |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| कहानी धरती के सुहाग की | श्रीकृष्ण मायूस | ५-०० |
| ,, बेटी काबुलीखान की | ,, | ५-०० |
| ,, बच्चों के अनुराग की | ,, | ५-०० |
| ,, अनुशासन पर्व की | ,, | ५-०० |
| ,, मुगलों के शान की | ,, | ५-०० |
| ,, शब्दभेदी बाण की | ,, | ५-०० |
| ,, लाग-डाट की | ,, | ५-०० |
| ,, खुदा जाग की | ,, | ५-०० |
| ,, राजपूती आन की | ,, | ५-०० |
| ,, मराठा मान की | ,, | ५-०० |

# 'લોકપ્રિય'ની આ નવલકથાઓ વાંચવી જ પડે

આવરણ : દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

# ઉહાપોહ

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

સંપાદક : મનહર મોદી  વર્ષ : ૧  અંક : ૪  ડિસેમ્બર '૭૭




અમદાવાદમાં તા. ૧૨-૧૨-'૭૭ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના મકાનના ખાતમુહૂર્ત પ્રસંગે વક્તવ્ય રજૂ કરતાં ડૉ. દુર્ગાબાઈ ભાગવત

# ઉદ્ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૧
૧૫ ડિસેમ્બર '૭૭ : અંક ૪
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦–૦૦
છૂટક નકલ
રૂ. ૧–૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

ઉદ્ગારનો આ ચોથો અંક છે. સાહિત્યકારો તથા સાહિત્યરસિકોનો તેને ઉમળકાભર્યો આવકાર પડ્યો છે તેથી આનંદ થાય છે.

સર્જાતા સાહિત્ય અંગે પૂરતી જાણકારી મળી રહે તે ઉપરાંત વિવિધ સ્વરૂપોના નમૂના પૂરા પડી રહે ી કૃતિઓ પણ ઉદ્ગારમાં પ્રગટ થતી રહે છે તેથી સર્જક–ભાવક–સંશોધકને સાંકળવાનું પણ યત્કિંચિત્ ર્ય થતું રહે છે. શાળા–મહાશાળાના વિદ્યાર્થીઓ ઉપરાંત શિક્ષક–અધ્યાપક ગણને પણ ઉપયોગી માહિતી ી પાડે તેવા 'ગોષ્ઠિ' તથા 'સંદર્ભ' જેવા વિભાગો પ્રત્યે આપનું લક્ષ દોરવાનું મન સ્વાભાવિક જ થાય.

આગામી તા. ૩૦/૩૧ તથા ૧લી જાન્યુઆરી '૭૮ના રોજ કલ્યાણ (મહારાષ્ટ્ર) ખાતે યોજાયેલ ગુજરાતી હિત્યપરિષદના સંમેલનમાં વિધ વિધ સ્વરૂપો સંદર્ભે વક્તવ્યો રજૂ થશે તેનો સૌ સાહિત્યરસિકોએ પણ ભ લેવા જેવો છે.

ઉદ્ગારના આગામી અંકમાં એ અંગેનો હેવાલ પ્રગટ કરવા ધાર્યો છે, જે સૌને ઉપયોગી પુરવાર થશે.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

મુખપૃષ્ઠ છબી : દુર્ગતાઈ ભાગવત




## કક્કો

**અબ્દુલકરીમ શેખ**

આવે વળાંક ને કદી છૂટાં પડે સ્વજન,
રસ્તા મળે છતાંય કદીક ના થતું મિલન !

વરસીને વાદળાં ય કદીક લાવતા વિયોગ,
વરસે જો મેહ, ખાલી ખાલી લાગતું ગગન !

ફોરાં બનીને નામ તમારું અડે છે અંગ,
છલકાઈ જતાં હર્ષથી ક્યારેક એ નયન.

ખીલે કદીક આંગણે હૈયું બની ગુલાબ,
આવે તમારી યાદ સુગંધિત બની પવન.

રસ્તાની ધૂળમાંય તમારી જ કંઈ સ્મૃતિ,
પર્ણોમાં ખરી જાય તમારાં જ સૌ વચન !

શબ્દોની પોટલી અહીં તાંદુલની તુચ્છ ભેટ,
સોનું બની જશે કદી મારાંય એ સુખન !

ઘૂંટી રહ્યો છે કાવ્યનો કક્કો અહીં 'કરીમ,'
જાણું છું કોઈ શબ્દને હોતું નથી વજન !

## હજી તો

**યોસેફ મેકવાન**

સવારે
એક મોટરને રસ્તામાં
જંથરવંથર
લઘરવઘર
મેલાઘેલાં
કેટલાક લોકો
ખૂબ ઉત્સાહે લઈ જતાં હતાં ધક્કો મારતા મારતા
મોટર ચાલુ થઈ અચાનક
–ને મલકી રહ્યા મોટરમાંના ચ્હેરા સુંવાળા.
–ને મલકી રહ્યા ધક્કો મારનારનાય
નિર્ધન બરછટ ચ્હેરા... ..
આ ભીની હવામાં
એમના પીળા ગંદા દાંતના ડાઘા
હજી તો હવામા
અને રસ્તો તો જાણે કશુ જ ન બન્યું હોય
એમ શાંત !
પણ, મારી આંખોમાં
વળી વળીને અથડાવા લાગ્યા એ ચ્હેરા.....
ને હું રસ્તે પડ્યો–
ખ્યાલ આવ્યો
હજી તો મારે
ઘણું ઘણુ ઘણું ચાલવાનુ છે !

## ત્રણ કવિતા

### નીતિન મહેતા

૧

સવારે ફ્રેમવાળાની દુકાને
ફોટો ફ્રેમ કરવા આપ્યો
સાંજે પાછાં વળતાં ઘરે લાવ્યો
અને દીવાલ પર ટિંગાડી
જરા બાજુમાં ગયો.
ફરી ઉંબરામાં પ્રવેશતાં
જોઉં છું તો
કાચમાં તડ પડી છે
અને કાળી કીડીની હાર
મારા ફોટાને ટીંગાઈ વળી છે.

૨

તમે રસ્તામાં જતા હો
અને વરસાદનું એકાદ ઝાપટું
આવે તો તમે દુકાનના
છાપરા નીચે થોડી વાર ઊભા રહો
એમ જ હું પસાર થઈ ગયો.

૩

મારી બાલ્કનીમાંથી
દૂર નદીના કિનારે ચાર
માણસોને જતા જોઉં
પલંગ પર જરા લંબાવું
પીળો દરવાજો ખૂલે
પગમાં લિસ્સો સ્પર્શ થાય
ઝબકી ○ ○ ○ દોડી
બાલ્કનીમાં આવું
સામે કિનારે ધૂમાડો થોડાં લાલટપકાં હવામાં
મારા ઘરની નીચે સફેદ વસ્ત્રોમાં
કેટલાંયે લોકો
મારાં બારણાં ખખડયાં કરે.

## એક તિર્યક કાવ્ય

### સુભાષ શાહ

નારાયણ.....બેટા નારાયણ......
હા, મૃત્યુશૈયા પર સૂતેલા અજામીલનો આ સાદ છે.
મારા ૯૭ વર્ષના દીકરાનું નામ છે નારાયણ.
'નારાયણ, બેટા નારાયણ !
હવે હું ઝાઝો સમય નથી કાઢવાનો.
મરતાં પહેલાં તને કહી દઉં બેટા
કે જમને પાછા કાઢવા માટે જ
મેં તારું નામ નારાયણ રાખેલું.
મને ભડકાવી મારેલો
પાપી બશે ને !
મને ખબર હતી કે આ નામ તો જુનવાણી છે,
યુવાનીમાં તને શરમ આવશે,
ભણવા ગણવામાં તું પાછો પડીશ,
વેપારધંધામાં ખોટ ખાઈશ,
ભાઈબંધો 'નારાયણ' ને નથી રમાડતા,
એય મને ખબર હતી.
પણ......બીજો કોઈ ઉપાય નહોતો.
હું સ્વાર્થમાં આંધળો થઈ ગયેલો બેટા !
હાય,
મેં તારું નામ નારાયણ શા માટે રાખ્યું ?
તારું નામ
અનંગ, નિમેષ, ઉન્મેષ કે શીતલ કેમ ના રાખ્યું ?
જમની બીકે ?
બેટા, મને ક્ષમા કર.
નારાયણ, નારાયણ,
મને મારા અપરાધમાંથી ઉગારી લે બેટા.

સમાચાર

## ખાતમુરત

મરાઠી સાહિત્યક્ષેત્રે કોઈ એક નામ અત્યારે ગાજી રહ્યુ હોય તો તે છે કુ. દુર્ગાતાઈ ભાગવત. એકાવન મરાઠી સાહિત્ય પરિષદના પ્રમુખ, મહાભારતના જાણકાર, લોકસાહિત્યના વિદૂષી, લલિત નિબંધકાર, સારફૃ પ્રશ્નોની નિર્ભય છણાવટ કરનાર અને કટોકટીકાળ દરમ્યાન પણ સ્વાતંત્ર્યપ્રિય રહી શકનાર દુર્ગાતાઈ સ્ રીતે માને છે અને જાહેરમાં બોલે પણ છે કે સાહિત્ય રાજકારણીઓની કોઈ પણ રીતની પકડમાંથી મુ હોવું જોઈએ. તાજેતરમા પૂનામાં મળી ગયેલા બાવનમા મરાઠી સાહિત્યસંમેલનમાં પણ તેઓએ આવી હિમાયત કરી કે, સાહિત્યસમેલનમાં રાજકારણી વ્યક્તિ ન જોઈએ, પ્રધાનો ન જોઈએ, વગેરે આ સમેલન એ કારણે જ એમની તરફેણમાં તથા વિરુદ્ધમાં જે કાંઈ બન્યું તેથી દેશની તમામ ભાષાઓના સાહિત્યકા તથા વિચારકો લેખક સાહિત્ય, સાહિત્યસંમેલન વગેરે વિશે આઘાત પામી ગંભીર વિચાર કરતા થયા છે

*કુ દુર્ગાતાઈ સ્વસ્થ છે અને સ્પષ્ટ છે તે આ તારીખ ૧૨ના રોજ અમદાવાદમાં ગુજરાતી સાહિ* પરિષદના મકાન માટેનું ભૂમિપૂજન કરતાં એમણે રજૂ કરેલ વકતવ્ય જણાવે છે

ભગિની ભાષા-સાહિત્યના નિર્ભીક પ્રતિનિધિ સમાં કુ દુર્ગાતાઈને મેળવીને ગુજરાતી સાહિત્યપરિ પણ પોતાની દિશા સ્પષ્ટ કરી છે. આ માસના અંતે કલ્યાણ ખાતે મળનાર ગુજરાતી સાહિત્યપરિષદના સમેલ પૂર્વે આ વિધિ થયો તે પણ સાહિત્યકારો તથા સાહિત્યરસિકો માટે માર્ગદર્શક બની રહેશે

## અભિનંદન

નવલકથાકાર, વાર્તાકાર, વિવેચક, નાટ્યકાર અને કવિ શ્રી રઘુવીર ચૌધરીને નવલત્રયી ઉપરવાસ, સહવાસ તથા અંતરવાસ માટે ઈ.સ. ૧૯૭૭નુ સાહિત્ય અકાદમીનુ રાષ્ટ્રીય પારિતોષિક મેળવવા બદલ.

## ગુજરાતી નવલિકા સૃષ્ટિની ઝાંખી

ગુજરાતના મૂર્ધન્ય નવલિકાકાર સ્વ ધૂમકેતુની વાર્તાકલાના સ્મરણાર્થે તેમની જન્મજયંતી પ્રસં 'ગુજરાતી નવલિકા સૃષ્ટિની ઝાંખી' કરાવતો એક વિશિષ્ટ કાર્યક્રમ ભારતીય વિદ્યાભવન કલાકેન્દ્ર, મુંબઈ દ્વારા તા. ૧૪-૧૨-'૭૭ના રોજ યોજાઈ ગયો. આ પ્રસંગે સ્થાનિક કલાકારોએ સ્વ. ધૂમકેતુ તથા સ્વ જયંત ખત્રીની નવલિકાઓનું નાટ્યાત્મક પઠન કર્યું તથા વાર્તાકારોએ નવલિકા-પઠન કર્યું. શ્રી હ દવેએ સમાલોચના કરી

# ચં. ચી.એ કરાવેલું વિશ્વરૂપ દર્શન

જયન્ત પંડ્યા

ચંદ્રવદન મહેતાને હું તો ઘણાં વર્ષોથી ઓળખું છું. પરંતુ એ પરિચય એકમાર્ગી હતો—રાજા પ્રજા જેવો. પ્રજા રાજાને ઓળખે પરંતુ રાજા તો પ્રજાને એક સમૂહવાચક નામ તરીકે જ ઓળખે. આ એકમાર્ગી વ્યવહાર છેક હમણાં બદલાયો. એનો શ્રેય કોઈને ય આપવો હોય તો તે તેમની 'ગઠરિયાં' શ્રેણીને.

પુસ્તકોની વાત કરીએ તો ચંદ્રવદનભાઈને નામે, તેમની વય જેટલાં પુસ્તકોનો સંગ્રહ થયો છે. પરંતુ ચંદ્રવદનના વ્યક્તિત્વને ચીંધનારાં પુસ્તકો ગણાવવાં હોય તો તે ઈલાકાવ્યો, આગગાડી અને ગઠરિયાં. મૂળે આગગાડીનો જીવ એટલે પગે પૈડાં બાંધીને ફરવાનું સહજ રીતે એમના ભાગ્યમાં નિર્માયું લાગે છે; અને મુસાફરી લાંબી હોય તો ભાથા લઈએ, લઈએ એવો લોભ પણ રહે છે. સામાન્ય મુસાફર હોત તો જીવનની અગનગાડીમાં એકાદ પોટલું મૂકીને સંતોષ માનત, પરંતુ ચંદ્રવદન મહેતાએ તો અનેક ગઠરિયાં ખડકી દીધી છે.

'તમે ભાગ્યશાળી માણસ છો' એવું ચંદ્રવદનભાઈ ને, થોડા દિવસ ઉપર મળવાનું થયું ત્યારે, મેં કહ્યું હતું. એ વાક્યનો ઉત્તરાર્ધ જે ત્યારે નહોતો કહ્યો તે આજે કહી દઉં છું કે, 'મને તમારી ઈર્ષા આવે છે.' પોતીકું ઘર નહીં એવો એક અનિકેત માનવી! ગૃહલક્ષ્મી પણ નહીં! એને તો ચરણનો અંતિમ મુકામ એ જ ઘર. એમનાં ચરણ જ્યાં જ્યાં ચાલ્યાં છે ત્યાં કેટલી સહજતાથી સ્નેહના માળા એમણે બાંધ્યા છે એનું મને સદૈવ આશ્ચર્ય રહ્યા કર્યું છે. મુંબઈ હોય કે મારીઓર, મિશિગન સ્ટેટ યુનિવર્સિટી હોય કે હેલસિંકી, જર્મની હોય કે ઇંગ્લૅન્ડ, બધે જ પોતાનાં આગવાં ઘર એમણે રચ્યાં છે. ભગવાનના દરબારનો કોઈ કસ્ટમ ઑફિસર, Have you anything to declare? એમ કહી પૂછી બેસે તો oh! only so much એવા જવાબ સાથે ચં.ચી. જો ગઠરિયાં જ ધરી દે તો જોવા જેવી દશા પેલા કસ્ટમ ઑફિસરની થઈ જાય. 'ગઠરિયાં' એ તો વિશ્વ–ફલક ઉપર ભજવાતું, જીવનના કદથી ય મોટું નાટક–A drama larger than life-size–છે. એના પ્રેક્ષક અને અભિનેતા, બન્ને, બનવાનું સદ્ભાગ્ય ચંદ્રવદનભાઈને સાંપડ્યું છે.

ચંદ્રવદન એક ચીજ
અલકમલકની
ગુજરાતે ના જડવી સ્હેલ

એમ શ્રી ઉમાશંકરે કહ્યું છે. પરંતુ ગઠરિયાં એથી યે એક અજોડ ચીજ છે. એની રંગભૂમિનો પથરાટ તો જુઓ! ઇટલી, ફ્રાન્સ, યુગોસ્લાવિયા, જર્મની, ઇંગ્લૅન્ડ, ફિનલૅન્ડ, સ્પેન, અમેરિકા, રશિયા. અરે, ધ્રુવપ્રદેશ પણ એમાંથી બચ્યો નથી! અને પાત્રો જુઓ તો કેવાં મોં ભરાઈ જાય એવાં નામો છે!–આના પાવલોવા અને માદામ કાલાસ, રેક્સ હેરિસન અને કે કેન્ડલ, મોરિસ શેવાલિયે અને ગ્રોક, ઇન્ગ્રીડ બર્ગમાન અને અનુ આઈમી, મરયૂ દરકાન્તે અને પ્રો. કિન્ડરમાન; અને એ બધાયમાં એક સુરમ્ય આભિજાત્ય દર્શાવતી બે સન્નારીઓ, યૂનિકા અને ગ્રેડા. આપણા ચાંદામામા બધેથી કંઈક ખાટયા છે એ તો તદ્દન સ્થૂળ વાત કહેવાય પરંતુ એ બધાના સ્પર્શે જીવનનું એક રસાત્મક કાવ્ય જે ગઠરિયાંમાં છલકાયું છે તે અદ્વિતીય છે. કાકાસાહેબે નદીનું દર્શન પાવનકારી ગણ્યું છે. શ્રી ચંદ્રવદન મહેતાએ નદી ઉપરાંત નારીનું દર્શન પણ કેવું પવિત્ર છે તેની પ્રતીતિ કરાવી છે. એના ગદ્યસામર્થ્યની કે એની મર્યાદાઓની સાક્ષરી વિવેચના કરવાનું આ સ્થાન નથી, આ પ્રસંગ પણ નથી પરંતુ એક સામાન્ય વાચક ઉપર

એણે શી છાપ મૂકી છે તે બે સોનેટો દ્વારા વ્યક્ત કરીને મારી વાત પૂરી કરીશ [સોનેટો આ લખાણ નીચે મૂક્યા છે.]

એક, અનુભૂતિઓથી સભર, જીવનલીલા એ ગઠરિયાંની અક્ષર મુદ્રા છે. જીવનમાં ભર્યા-ભર્યાની તૃપ્તિ તો કોઈ ભાગ્યશાળીના નસીબમા લખાયેલી હશે. એવી તૃપ્તિ ચં. ચી ને સાપડી છે કે નહી એ તો ચં. ચી જ કહી શકે પરંતુ જો સાપડી હોય તો અંગ્રેજી કવિ W. S. Landorની જેમ તેઓ પણ કહી શકશે કે :

I strove with none, for none was worth my strife,
Nature I loved, and next to nature Art
I have warmed both my hands before the fire of life,
It sinks, and I am ready to depart

[લડ્યો ન, લડવા સમું નવ હતું અહીં કોઈયે,
હતી પ્રકૃતિ-પ્રીત કંઇક અદકી કલાથી ખરી,
કર્યા હૂંફ્ભર્યા કરો, જીવન વેદી-અગ્નિ થકી,
વિલાય અવ જે, અને મુજ વિદાય! હું તત્પર.]

—જી

એવી તૃપ્તિ એમને અવશ્ય સાપડો એવી સદ્ભાવના આજે આપણે વ્યક્ત કરીએ.

[અમદાવાદની નવચેતન હાઇસ્કૂલમા ચ. ચીના સન્માન પ્રસગે બોલાયુ.]

●●●

## હું ચાહું છું

નદી વા નારીનું દરશ, પ્રભુ! સૌંદર્યલહરિ
લખી પ્રકૃતિના નિત નવ નવોન્મેષ પટલે,
અહો, રમ્યા! જાણે ભવ વિભવના માર્દવ ભરી
વહે પૃથ્વી પાટે લખ-અલખના રૂપ ધરીને

નીલા, માલા, વોલ્ગા, સભર યમુના, ટેમ્સ પ્રબલા,
યૂનિકા, ગ્રેડા વા અભિનયપ્રભા ઇન્ગ્રીડ, સીમા,
અહી આ દેશે કે દશ દિશ તણા દ્વાર થકી જે
સવ્યા વારિ, નારી, હૃદયતલને પ્લાવિત કરે.

નદીને ચાહુ છુ; અધિકતર સ્ત્રીને,-કદીક તો
ઋણાનુબંધોના ઋણ સ્મરણનો અર્ઘ્ય ભરીને
ધરું છુ નારીને ચરણ ઉરની અંજલિ, લીલી
-ભગિની, માતા કે સખી, સખપની સોસપદીની
મહાવેદી તીરે સજલ ઊભી સૌહાર્દ પૂરતી
હું ચાહું છુ સ્ત્રીને, રમણી રૂપને, ને સરિતને

## ઘર ભણી

આવુ છું હુ ઘરથી નીકળી, પંથના પંથ ખેડી
મારે કેવાં ઘર, વતન કે ખેતરો ને સીમાડા
થોડા લોકો વિટળાઈ વળ્યા એ ન મારુ કુટુંબ
ભીની આંખો મહી છલકતો એ જ ના સ્નેહ-સાર

નાનુ 'મસ્તુ વલય કદી ના થઈ શકે દેશ મારો
થોડા ઝાઝા હમસફર તે હોય ના ભેરુમંષ
વૃક્ષો, પર્ણો, વિહગ, સીમના દેવ ને ડુંગરા કે
મારી સાથે ઊછરી રમતા, એ ય ના સૃષ્ટિ સર્વ

વિશ્વે ઊગ્યા નગર-કમલો, લોક મેળા વચાળે
પંખી-માળા સમ જનપદો; સંસ્કૃતિ-ધૂપ-છાય
ઝીલી ઝીલી વહતી સરિતા તીર ખીલ્યા અરણ્યે
વૃક્ષો, વાડી; બુરજ, ઘુમટો, વીથિકા, રાજમાર્ગે
વચ્ચે થઇને ધ્રુવ હૃય તણા તંતુઓ સાધી સાથે
આવુ ત્યારે સ્વજન, ઘર ને દેશ લાવુ, અપૂર્વ

જયન્ત પંડ્યા

શ્રી ચં. ચી.ની 'ગઠરિયા' શ્રેણીએ ઉદ્દીપન પૂરું પાડયું તેમાથી ઝીલાયેલું શ્રી ચંદ્રવદન મહેતાનું મનોગત

## ઓટોગ્રાફ

*** રઘુવીર ચૌધરી ***

**રમા જાદવ, અમરાપુર, ધાનાણી જિ. અમરેલી**

પ્રશ્ન : કાવ્ય-પઠન કરતાં કાવ્ય-ગાન સાથે હાવભાવ અને અભિનય મળતાં કાવ્યનો રસાસ્વાદ ખૂબ વધી જાય છે. તો આવી રજૂઆત શું સ્ટેજ પર થઈ શકે ? હાલ એકાદ પ્રયોગ પણ અમદાવાદમાં થયો છે ? આપનું આ બાબતમાં શું માનવું છે ?

કાવ્યનો યોગ્ય રીતે પાઠ થાય એ ઘણું મહત્ત્વનું છે. ગુજરાતી કવિઓમાંથી ઘણા સુંદર રીતે પોતાની કવિતા રજૂ કરી શકે છે. કવિતા વાંચવા મળે એને બદલે કવિમુખે સાંભળવા મળે એ ભાવક પક્ષે વધુ મોટો લાભ ગણાય.

સંગીત, નૃત્ય, નાટ્ય આદિ કલાઓ જ્યારે કવિતાને રજૂ કરે છે ત્યારે કવિતા એમની સમગ્ર રજૂઆતનું એક અંગ બને છે. તેથી ગૌણ પણ લાગે એ શક્ય છે. પણ ક્યારેક આ કળાઓ શબ્દને અંજલિ આપવાની સભાનતાથી સંયોજનો કરે છે ત્યારે કવિતા જ આગળ તરી આવે છે અને શ્રોતા કે પ્રેક્ષકને થતા આનંદમાં બધી કળાઓનો સમન્વિત ફાળો હોય છે.

વિદ્યાર્થી કલાકારો પાસે મેં એચ. કે. કોલેજમાં આવા પ્રયોગો કરાવ્યા છે. ઇન્દુ પુવાર, ચિનુ મોદી આદિ કવિ મિત્રોએ આવા કાર્યક્રમો આપ્યા છે. કવિતાને કોઈ કળાનો બાધ નથી. એટલું જ જોવાનું જોઈએ કે કવિતા સાધન બની ન જાય, સાધ્ય રહે.

**અશ્વિન અંબાલાલ શુકલ, ૧૦, ચૈતન્ય સોસાયટી, વસ્ત્રાપુર, અમદાવાદ-૧૫**

પ્રશ્ન : ગુજરાતી ભાષાની શરૂઆત ક્યારે થઈ ? વિકાસમાં મહત્ત્વનું પ્રદાન કોનું ?

બારમી સદીના ઉત્તરાર્ધમાં સાહિત્યભાષા તરીકે ગુજરાતી વપરાતી થઈ ગઈ હતી. વિકાસ એટલે પરિવર્તન. એ માટે અનેક પરિબળો જવાબદાર હોય છે. આ માટે 'વ્યુત્પત્તિ વિચાર' (હરિવલ્લભ ભાયાણી) અને 'ગુજરાતી ભાષાનું ધ્વનિસ્વરૂપ અને ધ્વનિપરિવર્તન' (પ્રબોધ પંડિત) જેવાં પુસ્તકોમાંથી આ મુદ્દાને લગતા અંશો વાંચી જવા ભલામણ છે.

પ્રશ્ન : ગુજરાતી ભાષાને નવલકથાનું પ્રદાન કોણે કર્યું ?

આરંભિક તબક્કે નંદશંકર, મહિપતરામ, પારસી લેખકો અને ગોવર્ધનરામે નવલકથાના સ્વરૂપમાં ગુજરાતીપણું સિદ્ધ કર્યું. અંગ્રેજી દ્વારા પશ્ચિમનો પ્રભાવ તો ચાલુ જ રહ્યો. મુનશી, રમણલાલ, પન્નાલાલ, દર્શક, પેટલીકર સુધીમાં જીવનને જોવાની દૃષ્ટિ અને કથનકળાને વિકસાવવાની પદ્ધતિઓ અમુક પ્રકારની રહી. દલાલ અને ઉમાશંકરે કંઈક જુદી રીતે લખ્યું. એ પછી ખાસ કરીને સાતમા દાયકાના આરંભે દેખીતો ફેર પડ્યો. 'ગુજરાતી નવલકથા' અને 'ચંદ્રકાન્ત બક્ષીથી ફેરો' માં આ વિશેની સારી એવી સામગ્રી છે.

**કમલેશ વિસાણી, 'માતૃછાયા', દ્વારકા જિ. જામનગર**

પ્રશ્ન : 'સ્નેહરશ્મિ'ની 'અંતરપટ' નવલકથામાં પાત્ર નરહરિને ઉદાત્ત ચીતરવામાં પાત્ર પ્રો. રમેશને લેખકે ખૂબ જ અન્યાય નથી કર્યો શું ?

'અંતરપટ'માં કોઈ ખલપાત્ર નથી. ભેદ લક્ષણોનો છે. નર્યું સામ્ય હોય તો માનસિક સંઘર્ષ પણ કેવી રીતે ઊભો થાય ? લેખક વાર્તાતત્ત્વ કેવી

રીતે વિકસાવે ? અને 'સ્નેહરશ્મિ' તો કોઈને અન્યાય કરે એવા છે જ નહીં.

**આર. પી. હિમાણી**, એમ.એમ. વિદ્યાલય, ધ્રાંગધ્રા જિ. સુરેન્દ્રનગર

પ્રશ્ન : મારા અવલોકને મને લાગ્યું છે કે સાહિત્ય-ક્ષેત્રે એક કાવતરું પ્રવર્તે છે. સાહિત્ય પરિષદમાં અમુક લેખકોની કે કવિઓની કાયમી ગેરહાજરી શું સૂચવે છે ? (અધિવેશન–જ્ઞાનસત્રમાં) અમુક લેખકો અને કવિઓ સાહિત્યમાં પ્રતિષ્ઠિત થયેલા મહાનુભાવોની આંગળી પકડીને તેમ જ તેઓની સાથે અંગત સંબંધો વધારીને જ આગળ આવ્યા હોય એમ દેખાયું છે. અને અમુક વિવેચકો સાથેના તેમના અંગત સંબંધોથી જ પોતાની કૃતિને સારું નામ અપાવી શકે છે સામે પક્ષે આમાં નહિ સંડોવાયેલા કેટલાક વિવેચકો એ જ કૃતિની ઝાટકણી કાઢી નાખે છે. એમાંથી સાચું કોણ ? શું 'સાહિત્યક્ષેત્રે આગળ આવવા 'પુશ'ની જરૂર ખરી ?

તમારા પર આવી છાપ પડી છે તેથી એનાં કારણો તો હશે જ.

સાહિત્ય પરિષદમાં અમુક લેખકોએ આવવું અને અમુકે ન આવવું એવું નક્કી કરવાનો કોઈને અધિકાર નથી. એનું બંધારણ લોકશાહીના મૂળભૂત તત્ત્વો પર રચાયેલું છે. સામાન્ય સભ્યો પ્રમુખની અને મધ્યસ્થ સમિતિની ચૂંટણી કરે છે.

કેટલાક લેખકોએ પરિષદના સંસ્થાગત માળખાને –એના કાર્યાલયને અને એની પ્રવૃત્તિઓને વધુ સમય આપ્યો છે. જેમ કે સ્વ. પીતાંબરભાઈ, યશવંતભાઈ, ગુલાબદાસ વગેરે. એથી એમના સર્જનને શો લાભ થયો ? એમની પ્રતિષ્ઠામાં શો ફેર પડ્યો ? કોઈક એમ પણ કહી શકે કે આ લેખકોએ એમની વગ વાપરીને પરિષદને ભૌતિક સાધન–સામગ્રી પૂરી પાડી. હવે સંસ્થાનું મકાન બનાવવાનું છે એમાં અમુક લેખકોએ તો વધુ સમય આપવો જ પડશે લેખકો સિવાયના નાગરિકો એ બધું તૈયાર કરીને મૂકી જાય એવી આશા રાખવી વધારે પડતી છે.

લેખકોમાં બહુ ઓછા સ્વ-સ્થ હોય છે. એ આખી માનવજાતને ચાહતા હોય છે પણ પોતાના સમકાલીનોને બાજુએ રાખીને. જો કે પ્રમાણમાં ગુજરાતી લેખકોમાં ભાઈચારો વધુ જોવા મળે છે તેથી જે નથી આવતા એમણે પણ પરિષદ ન હોવી જોઈએ એવું તો નથી જ કહ્યું. અથવા બીજી પરિષદ સ્થાપી પણ નથી. કેટલાક સંજોગોને લીધે તો કેટલાકને મેળાવડાઓ પસંદ નથી હોતા તેથી નથી આવતા. કેટલાક પોતે જ મોટા મેળાવડા ઊભા કરી શકતા હોય છે અને એમનું બધું કુતૂહલ પોતાની પ્રવૃત્તિઓમાં જ વ્યાપી રહે છે કેટલાક ખ્યાલ પણ નહી રાખતા હોય કે ક્યાં અધિવેશન ભરાયું ને કોણ પ્રમુખ કે વિભાગીય પ્રમુખ થયું ? પરિષદ એક વસ્તુ છે અને સાહિત્ય બીજી વસ્તુ પરિષદમાં ન હોય એવા ઘણા બધા પણ સાહિત્યમાં તો હોવાના, જેમ કે સુન્દરમ્, રાજેન્દ્ર, હરીન્દ્ર વગેરે. આપણે ઇચ્છવાનું એટલું જ રહે કે જે સાહિત્યમાં છે એ પરિષદમાં હોય તો સારું.

'પુશ'ની વાત જાહેરખબરનું કામ આપી શકે શરૂઆતમાં લાભ આપી શકે. પણ કોઈની મદદથી લાંબો પ્રવાસ થઈ શકતો નથી. જે સમર્થ સર્જક અને વિવેચક છે એની આંગળીઓ નવરી નથી હોતી અને જે પ્રતિભાશાળી હોય છે એની ઊંચાઈ નાની ઉમ્મરે જ આંગળીઓની સપાટીથી ઉપર ગઈ હોય છે.

મોટામાં મોટા લેખકોની પ્રસ્તાવનાઓ પણ ખોટી પડી છે સમય સૌથી મોટો વિવેચક છે. અને એની રાહ ન જોનારા જ્યારે કૃતિનિષ્ઠ આસ્વાદમૂલક વિવેચન કરે છે ત્યારે સમકાલીન ભાવકો પર સાચો ઉપકાર કરે છે

પ્રો. પ્રકાશ વેગડ
ગ્રંથપાલ, સેંટ ઝેવિયર્સ કૉલેજ
અમદાવાદ, ૩૮૦૦૦૯

। સંપાદકીય

। કાવ્ય-રસાસ્વાદન અને વિવેચન (મહારાષ્ટ્ર અને ગુજરાતના ઉચ્ચતર માધ્યમિક શિક્ષણનાં ધોરણ ૧૧ અને ૧૨નાં પાઠ્યપુસ્તકોમાં સંગૃહીત કાવ્યોને અનુલક્ષીને તૈયાર કરેલ)

પાછલા અંકમાં પ્રકાશિત જન્મતારીખના લ્લેખોની વિવિધતાની સૂચિને અપેક્ષિત સહકાર ળ્યો નથી. એ જોતાં છેંતાળીસ નામોની બીજી વી જ સૂચિ આપતાં અટકી ગયો છું.

કદાચ તમે જાણતા હશો કે ગુજરાતની જુદી દી શિક્ષણ કે સાહિત્ય-સંસ્થાઓમાં અત્યારે ગુજરાતી ાષામાં જ્ઞાનકોશ, સાહિત્યકોશ, ચરિત્રકોશ, ગુજરાતી ાહિત્ય-સંદર્ભકોશ, ગ્રંથ અને ગ્રંથકાર ભા. ૧૨ ઇ. સ. ૧૯૬૧થી ૧૯૭૦] વગેરેના સંપાદનનું ગીરથ કામ ચાલી રહ્યું છે. અને કદાચ તમે એ ણ જાણતા હશો કે આ પ્રકારના ગ્રંથોમાં લેવાતી ાહિતીની પ્રામાણિકતા ચકાસવાનું કામ ઘણું અઘરું ાર્ય છે. એટલું જ નહીં, આપણાં સાધનો સીમિત ને પદ્ધતિ જુનવાણી હોઈ, આ પ્રકારના ગ્રંથોમાં નેક વિગતદોષો કશી રોકટોક વિના સહેજે પેસી તા હોય છે.

ગુજરાતી કોશ પ્રકાશન પ્રવૃત્તિથી ધમધમી રહેલ તાવરણમાં જોગાનુજોગ 'ઉદ્‌ગાર'નો ઉદય, એના ાહિત્ય-સંદર્ભ વિભાગ દ્વારા કોશોપયોગી માહિતીમાં વર્તતી અસંગતિઓનો નિર્દેશ, વિવાદાસ્પદ માહિતીની કાસણી કરવા સંવાદનું આહ્વાન અને વિદ્યમાન ખકોને તેમની સાચી જન્મ-તારીખ મોકલવા વિનંતી –આ બધું આ કોશોને જ નહીં, સાહિત્યવિષયક માম પ્રવૃત્તિઓને નિઃશંક ઉપયોગી પુરવાર થશે.

આજ સુધી વારંવાર થતી આવી વિસંગતિઓ આપણે ચલાવી લીધી છે! આ બાબતમાં આપણી શિથિલતા એટલી હદે પહોંચી છે કે સ્વીકાર પામેલા મહાનિબંધોમાં પણ આવા અનેક દોષો જોવા મળે છે.

તમે માનશો? હમણાં થોડા મહિના અગાઉ પ્રકાશિત એક સંદર્ભગ્રંથમાં પ્રકાશન-વર્ષની ચારસો પચાસથી પણ વધારે ભૂલો જોવા મળે છે! અને જન્મ-તારીખની ભૂલો તો વળી જુદી. એટલું જ નહીં, આ ગ્રંથમાં અપેક્ષિત અને મહત્ત્વની માહિતીનો ખૂબ અભાવ વર્તાય છે, જ્યારે અનપેક્ષિત માહિતી વધારે વિગત સાથે આપવામાં આવેલ છે. આમ-તેમથી જેનો પણ જીવનપરિચય હાથ લાગ્યો— વિજ્ઞાન, આયુર્વેદ, અર્થશાસ્ત્ર કે અન્ય ક્ષેત્રોની વ્યક્તિઓને— આ ગ્રંથમાં આવરી લેવામાં આવેલ છે. પણ આ ક્ષેત્રોની જ અગ્રગણ્ય વ્યક્તિઓનો સમાવેશ એમાં કરવામાં નથી આવ્યો. અહીં આ ગ્રંથનું અવલોકન કરવાનું અભિપ્રેત ન હોઈ, ટૂંકમાં એટલું જ કહેવું પર્યાપ્ત થશે કે આ ગ્રંથમાં પ્રામાણિકતા, આયોજન અને શાસ્ત્રીયતાનો સંપૂર્ણ અભાવ વર્તાય છે.

વસ્તુસ્થિતિને વધુ સ્પષ્ટ કરવા એક દાખલો હજી આપું: સ્વ. ક. મા. મુનશીના ત્રીસ ગ્રંથોના પ્રકાશન-વર્ષના વિવિધ ગ્રંથોમાંના ઉલ્લેખો ચકાસીએ તો એમાં કુલ એકસઠ ભૂલો જોવા મળે છે. અને

આ ભૂલો પણ જેવી તેવી નહીં—નોંધપાત્ર પુસ્તકોમાં નોંધપાત્ર ભૂલો!

હવે તમે સહેજે કલ્પી શકશો કે કેટલા વિપુલ પ્રમાણમાં આ પ્રકારની અસંગતિઓ આપણા સાહિત્યમાં થતી આવી છે. શું તમને એમ નથી લાગતું કે સંદર્ભગ્રંથ અથવા કોશોમાં લેવામાં આવતી માહિતી ચકાસ્યા વિના સ્વીકારી લેવાની કે આશરે લખવાની પદ્ધતિ સામે લાલ બત્તી ધરવાનો વખત આવી ગયો છે?

સંદર્ભ-માહિતી માટે આજ સુધી આપણે જે પુસ્તકોને આધારભૂત સાધન તરીકે સ્વીકારી આપણું ગાડું ગબડાવતા આવ્યા છીએ, એ ગ્રંથોની પ્રામાણિકતા ચકાસવાનો સમય હવે પાકી ગયો છે. આ અંગેની સભાનતા કેળવવા તેમ જ ભૂલોના ભયસ્થાનો સામે ચેતવવાના કાર્યમાં આવી સૂચિઓ મહત્ત્વનો ફાળો આપી શકે.

'ઉદ્‌ગાર'ના સંદર્ભ વિભાગ દ્વારા સાહિત્ય-સંશોધન, અધ્યયન-અધ્યાપન કે પ્રકાશન-પ્રવૃત્તિને કોઈ પણ રીતે આપણે ઉપયોગી થઈ શકતા હોઈએ તો સહકાર આપવામાં ખચકાટ અનુભવવાની કંઈ જરૂર ખરી? ગુજરાતના ગ્રામવિસ્તારમાં વસતા સાહિત્ય-રસિકોને પણ સાહિત્યસંદર્ભ સેવા ઘેર બેઠે મળતી રહે એવું ઇચ્છનાર સહુ કોઈએ આ પ્રવૃત્તિને સહર્ષ, સક્રિય સહકાર આપવો જોઈએ.

આ અંગેનાં તમારા મંતવ્યો જણાવશો, અને સંદર્ભચર્ચામાં ભાગ લઈ સહકાર આપશો, એવી આશા.

## કાવ્ય-રસાસ્વાદન અને વિવેચન.

પ્રસ્તુત સંદર્ભસૂચિ ગુજરાત અને મહારાષ્ટ્રના ઉચ્ચતર માધ્યમિક શિક્ષણનાં ધોરણ ૧૧ અને ૧૨નાં પાઠ્યપુસ્તકોમાં સંગૃહીત કાવ્યોને લક્ષમાં રાખીને તૈયાર કરવામાં આવેલ છે.

૧. અખો—છપ્પા.
રામનારાયણ પાઠક અને નગીનદાસ પારેખ—'કાવ્યપરિશીલન' (૧૯૬૫) પૃ. ૪૫–૫૨.

૨. ઉમાશંકર જોશી—બળતાં પાણી.
જયંત મોદી—કાવ્યરસવિવેચન. 'અધ્યાસ' જાન્યુ. '૬૭ પૃ ૨૪૭–૮.
બળવંતરાય ઠાકોર—આપણી કવિતાસમૃદ્ધિ
રામનારાયણ પાઠક—'અર્વાચીન કાવ્યસાહિત્યવહેણો'. (ચોથી આ. ૧૯૭૦) પૃ. ૧૨૭

૩. ઉમાશંકર જોશી—શું શું સાથે લઈ જઇશ હું?
ઉમાશંકર જોશી—માનવજાતિના ઉત્તમ વસિયાતનામાની કવિતાઓ. જુઓ યશ[illegible] ત્રિવેદી કૃત 'કવિતાનો આનંદકોશ' (૧૯૭[illegible] પૃ. ૩–૭.
હરીન્દ્ર દવે—કવિ અને કવિતા (૧૯૭૧) પૃ ૬૫

૪. 'કાન્ત'—ચક્રવાકમિથુન.
ગૌરીશંકર ચુ. ઝાલા—ચક્રવાકમિથુન' જુઓ રમણલાલ ચી. શાહ અને અન્ય સંપા. 'અક્ષર' (૧૯૭૬) પૃ. ૧૭૬–૯.
ચંદ્રકાંત ટોપીવાળા—ચક્રવાકમિથુન: પદ્ય[illegible] નહિ, ખંડકાવ્ય. 'ગ્રંથ' ઑક્ટો. '૬૭ ૧૭–૨૦. પુનર્મુ. 'અપરિચિત અ અપરિચિ[illegible]' (૧૯૭૫) પૃ. ૧૨–૭.
નરસિંહરાવ ભોળાનાથ—(૧) ચક્રવાકમિથુન[illegible] સૂફીમતની છાયા (૨) ચક્રવાકમિથુનમાં સમા[illegible] પંક્તિની સંદિગ્ધતા (૩) ચક્રવાકમિથુન[illegible] પ્રેરણાબીજ. 'વિવર્તલીલા' (૧૯૩૩) પૃ. ૭[illegible] ૮૧. પુનર્મુ. 'મનોમુકુર' ગ્રંથ–૪.
બળવંતરાય ઠાકોર—આપણી કવિતાસમૃદ્ધિ પૃ. ૩૫૨. ચક્રવાકમિથુનનો પહેલો પાઠ 'ટીકા' અને અર્થ સાથે—'બુદ્ધિપ્રકાશ' મે ૧૮૯૦ પૃ ૧૦૦–૧૦૮. પુનર્મુ. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા. વર્ષ ૩૩ અંક ૩ જુલાઈ–સપ્ટે (૧૯૬૮) પૃ. ૧–૯.
રામનારાયણ પાઠક—પૂર્વાલાપ: પરિશિષ્ટ–ર

'આલોચના' (બીજી આ. ૧૯૬૪) પૃ. ૧૧૭-૯.
રામપ્રસાદ પ્રે. બક્ષી-ચક્રવાકમિથુન : એક દર્શન. 'પરબ' ૧૯૬૭ અંક ૩ પૃ. ૮૩-૯૧. પુનર્મુ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપા. 'કાન્ત' (૧૯૭૧) પૃ. ૪૭-૫૮.
વિનોદ અધ્વર્યુ-કાન્તનું ચક્રવાકમિથુન (તેમનાં અન્ય ખંડકાવ્યોના સંદર્ભમાં) જુઓ સુરેશ દલાલ સંપા. 'ઉપહાર' (૧૯૬૭) પૃ. ૩૮-૫૦

'કાન્ત'-વસંતવિજય.

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ-વસંતવિજય : ત્રણ મુદ્દા. 'ગ્રંથ' ઑક્ટો. '૬૭ પૃ. ૧૪-૧૬, ૨૦.
આનંદશંકર બા. ધ્રુવ-વસંતવિજય-એનું સ્વલ્પ રસવિવેચન. 'સાહિત્યવિચાર' (ત્રીજી આ.) પૃ. ૫૧૪.
ઉપેન્દ્ર જ. પંડ્યા-વસંતવિજય-ટ્રેજેડી ? 'અવબોધ' (પ્ર. આ. ૧૯૭૬) પૃ. ૧૦૮-૨૨.
ઉમાશંકર જોશી-વસંતવિજય-ખંડકાવ્ય બલકે કથનાત્મક ઊર્મિકાવ્ય. 'સંસ્કૃતિ' ડિસે. '૬૩ : ૫૭૪-૮૪.
'ઉશનસ્'-ધીમે ધીમે છટાથી ['વસંતવિજય' વિશે થોડુંક] જુઓ સુરેશ દલાલ સંપા. 'ઉપહાર' પૃ. ૭૪-૮. પુનર્મુ. 'ઉપસર્ગ' (૧૯૭૩) પૃ. ૧૪૨-૭.
કાકા કાલેલકર-વસંતવિજય. 'સંસ્કૃતિ' ફેબ્રુ. '૭૨.
ગગનવિહારી મહેતા-બે ચિત્રો ['વસંતવિજય' અને કલાપી કૃત 'બિલ્વમંગલ'] 'ગ્રંથ' નવે. ૧૯૬૫ : ૫૧-૬૧.
ગૌરીપ્રસાદ ઝાલા-વસંતવિજય [સંસ્કૃતમાં અનુવાદ] 'સંસ્કૃતિ' સપ્ટે. '૬૦ : ૩૨૨-૩૬, ૩૯૪ [મૂળ પાઠ સાથે]
જયંત કોઠારી-'વસંતવિજય'માં વ્યક્ત થતી પાંડુની, માદ્રીની અને કવિની જીવનદૃષ્ટિ. 'પરબ' વર્ષ ૧ અંક ૧ સપ્ટે. ૧૯૬૦.
નરસિંહરાવ ભોળાનાથ-વિવેચન, 'સંસ્કૃતિ' ડિસે. '૫૯ પૃ. ૪૬૨-૫, પુનર્મુ. 'સ્મરણમુકુર'માં.
બળવંતરાય ઠાકોર-વસંતવિજય : અર્વાચીન ગુજરાતી કવિતામાં પ્રથમ પહેલું ખંડકાવ્ય, 'સંસ્કૃતિ' જૂન '૪૯ પૃ. ૨૦૮-૯.
ભૃગુરાય અંજારિયા સંપા. વસંતવિજય વિશે નરસિંહરાવ, 'સંસ્કૃતિ' ડિસે. '૫૯ : ૪૬૨-૫.
વસંતવિજય : નોંધ. ફા. ગુ. સભા ત્રૈમા. પુ. ૩૩/૧ જાન્યુ.-માર્ચ ૧૯૬૮ : ૩૫-૮.
મકરંદ દવે-વસંતવિજય-ટીકાસહિત. 'ફા. ગુ. સભા ત્રૈમા. જાન્યુ.-માર્ચ. '૬૮: પૃ. ૧-૧૬.
મનસુખલાલ ઝવેરી-વસંતવિજય. થોડા વિવેચન-લેખો (બીજી આ. ૧૯૫૯) પૃ. ૧૯૫-૨૦૫. પુનર્મુ. 'કાવ્યવિમર્શ' (પ્ર.આ. ૧૯૬૨) પૃ. ૫૦.
મુકુન્દરાય વિ. પારાશર્ય-માદ્રીની કાંગરેછા. 'સંસ્કૃતિ' ડિસે. '૬૭ : ૪૬૪-૬; જાન્યુ. '૬૮ : ૧૫-૯. વસંતવિજયની કલા અને તેનું રહસ્ય. 'સંસ્કૃતિ' એપ્રિલ '૬૫ : ૧૩૮-૪૪; મે પૃ. ૧૮૮-૯૩.
યોગેન્દ્ર ધીરુભાઈ વ્યાસ-'વસંતવિજયની સંરચના-એક તપાસ. જુઓ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપા. મણિશંકર ભટ્ટ 'કાન્ત' (૧૯૭૧) પૃ. ૩૦-૪૬. પુનર્મુ. 'ભાષા, સમાજ અને સાહિત્ય' (૧૯૭૫) પૃ. ૯૩-૧૦૮.
રમણભાઈ નીલકંઠ-વસંતવિજય [ટિપ્પણ સાથે]. 'ગ્રંથ' જૂન ૧૯૬૫; જુલાઈ '૬૫ પૃ. ૪૦-૫.
રવિશંકર ભટ્ટ-મારી પ્રિય કવિતા. જુઓ સુરેશ દલાલ સંપા. 'સમિધ-૨' (૧૯૬૬) પૃ. ૩૪૯-૫૫.
રામનારાયણ પાઠક-પૂર્વાલાપ : પરિશિષ્ટ-૧. 'આલોચના' (બીજી આ. ૧૯૬૪) પૃ. ૧૦૮-૧૬.
રામપ્રસાદ બક્ષી-વસંતવિજય. 'ગ્રંથ' ઑક્ટો. '૬૭ : ૯-૧૩.
શશિન ઓઝા-વસંતવિજય' ટ્રેજેડી અને તેના કરુણવીર નાયક. 'સંસ્કૃતિ' નવે. '૬૭ પૃ. ૪૦૨-૮.

હરિવલ્લભ ભાયાણી–વસંતવિજયનું આકૃતિ-વિધાન–એક દૃષ્ટિ 'પરબ' ૧૯૬૮ પત્રિકા–૨ પૃ. ૨૭–૩૨ 'કાવ્યનું સંવેદન' (પ્ર આ. ૧૯૭૬) પૃ. ૧૨૪–૩૧.

૬. કૃષ્ણલાલ શ્રીધરાણી–આ જ મારો અપરાધ છે રાજા.
ડોલરરાય માંકડ–એક ચિરંજીવ કાવ્ય. 'કાવ્ય વિવેચન' (૧૯૪૯) પૃ ૧૨૯–૩૫.

૭. જયંત પાઠક–ઉનાળાનો દિવસ.
'ઉશનસ્'–૩૫ અને રસ (૧૯૬૫) પૃ. ૨૯૦–૫

૮. ઝવેરચંદ મેઘાણી–કસુંબીનો રંગ.
પ્રવીણ દરજી–આસ્વાદ 'ચર્વણા' (૧૯૭૬) પૃ. ૧૦૪–૧૦.
વ્રજલાલ દવે–રસાસ્વાદન 'વૈશાખી' જુલાઈ ૧૯૬૯, પૃ. ૨૫–૭.

૯. ધીરો–તરણા ઓથે.
મનસુખલાલ ઝવેરી–રસાસ્વાદન. 'આપણાં ઊર્મિકાવ્યો' (૧૯૭૬) પૃ. ૬૮–૯

૧૦. નરસિંહરાવ ભોળાનાથ–અવસાન.
બળવંતરાય ઠાકોર–'આપણી કવિતાસમૃદ્ધિ'.

૧૧. નરસિંહરાવ ભોળાનાથ–ઉત્તરા અને અભિમન્યુ.
પ્રેમશંકર હ. ભટ્ટ–આચમન (૧૯૬૭) પૃ ૧૦૭–૧૨.
રામનારાયણ પાઠક અને નગીનદાસ પારેખ–'કાવ્યપરિશીલન' (૧૯૬૫) પૃ ૮૯–૯૮

૧૨. નિરંજન ભગત–આષાઢ.
યશવંત ત્રિવેદી–'કવિતાનો આનંદકોશ' (૧૯૭૦) પૃ. ૮૧–૪.

૧૩. નિષ્કુલાનંદ–ત્યાગ ન ટકે રે—
મનસુખલાલ ઝવેરી–'આપણાં ઊર્મિકાવ્યો' પૃ. ૬૦–૧.

૧૪. ન્હાનાલાલ કવિ–ફૂલડાં કટોરી.
જગદીશ જોષી–'ગ્રંથ' ઑગ '૭૭ પૃ. ૨૮–૩૧
નરસિંહરાવ ભોળાનાથ–'મનોમુકુર' ભા (૧૯૩૭) પૃ ૨૩૩–૮.
વળી જુઓ ભૃગુરાય અંજારિયા સંપા. કવિત વિચાર (૧૯૬૯) પૃ. ૫૭૦–૪.

૧૫. ન્હાનાલાલ કવિ–શતદલ પદ્મમાં પોઢેલો
ચન્દ્રશંકર પુ ભટ્ટ–'ગ્રંથ' ઑગ '૭૭. ૩૭–૪
મનસુખલાલ ઝવેરી–'આપણો કવિતાવૈભ (૧૯૭૪) પૃ. ૫૯–૬૧.
રમણ કોઠારી–ન્હાનાલાલનો કાવ્યપ્રવા (૧૯૬૮) પૃ. ૮૭–૯.

૧૬. ન્હાનાલાલ કવિ–શરદપૂનમ.
ઉમાશંકર જોશી–શરદપૂનમ કાવ્યનું સંઘટન 'સંસ્કૃતિ' ઑગ '૬૩ પૃ. ૩૩૩–૪૦.

૧૭. પ્રહ્લાદ પારેખ–ઘાસ અને હું.
સુરેશ હ જોષી– 'ગુજરાતી કવિતાનો આસ્વા ૧૯૬૨) પૃ. ૬૬–૭૩.

૧૮. પ્રિયકાંત મણિયાર–એક્કેય એવું ફૂલ
યશવ ત ત્રિવેદી–કવિતાનો આનંદકોશ (૧૯૭ પૃ ૮–૧૨

૧૯. બળવંતરાય ક. ઠાકોર–નાયકનું પ્રાયશ્ચિત્ત
ગુલાબદાસ બ્રોકર–'સાહિત્ય-તત્વ અને ત (૧૯૭૭) પૃ. ૨૦૦–૪.

૨૦. બળવંતરાય ક. ઠાકોર–મોગરો.
સુરેશ દલાલ–રસાસ્વાદન. જુઓ ભરતકુમ ઘી. ઠાકર સંપા. સાડત્રીસ સાહિત્યિક નિબંધ (પુનર્મુ. ૧૯૭૧) પૃ. ૧૧૧–૨૦.

૨૧. બળવંતરાય ક. ઠાકોર–વધામણી.
ચંદ્રકાન્ત શેઠ–વધામણી : એક પ્રશિષ્ટ કા કૃતિ. 'કાવ્યપ્રત્યક્ષ' (૧૯૭૬) પૃ. ૧૦૧–
પ્રકાશ મહેતા–'ગ્રંથ' માર્ચ ૧૯૬૭.

મનસુખલાલ ઝવેરી–વધામણી : એક ચર્ચા. 'અભિગમ' (૧૯૬૬) પૃ. ૫૬૪–૭.
સુરેશ જોષી–'ગુજ. કવિતાનો આસ્વાદ' (૧૯૬૨) પૃ. ૨૧–૬.
હીરાબહેન પાઠક–પ્રો. બ. ક. ઠાકોર અધ્યયન ગ્રંથ (પ્ર. આ. ૧૯૬૯) પૃ. ૧૮૪–૯.

૨૨. ભાનુપ્રસાદ પંડ્યા–દુનિયા અમારી
જયા મહેતા સંપા. કવિ પ્રિયકવિતા (૧૯૭૬) પૃ. ૧૦૭-૮.

૨૩. ભાલણ–નાવિક વળતો બોલિયો.
રામનારાયણ પાઠક અને નગીનદાસ પારેખ–કાવ્યપરિશીલન (૧૯૬૫) પૃ. ૨૮–૩૬

૨૪. મનસુખલાલ ઝવેરી–માનવીના રે જીવન.
સુરેશ દલાલ–વિવેચન. જુઓ મનસુખલાલ ઝવેરી સંપા. આપણો કવિતાવૈભવ (૧૯૭૪) પૃ. ૧૭૧–૪.

૨૫. રત્નો–આષાઢ આવ્યો.
જયંત પાઠક–'કાવ્યલોક' (૧૯૭૩) પૃ. ૧૦૩–૬.

૨૬. રાજેન્દ્ર શુક્લ–અવાજ.
ચંદ્રકાન્ત ટોપીવાળા–અવાજનું આધુનિક ઉપનિષદ. 'સંસ્કૃતિ' મે '૭૪, પૃ. ૧૫૮-૬૧.
જયા મહેતા સંપા. કવિપ્રિય કવિતા (૧૯૭૬) પૃ. ૧૮૩–૫.

૨૭. રાજેન્દ્ર શાહ–નિરુદ્દેશે.
મનસુખલાલ ઝવેરી–આપણો કવિતાવૈભવ (૧૯૭૪) પૃ. ૨૭૦–૫.

૨૮. રામનારાયણ પાઠક–ઉમા-મહેશ્વર.
જયંત પાઠક–આધુનિક કવિતાપ્રવાહ (૧૯૬૩) પૃ. ૨૪૦

૨૯. રામનારાયણ પાઠક–છેલ્લું દર્શન.
ભગવત સુથાર-'નવચેતન' ડિસે. '૭૧, પૃ. ૪૮૫-૮.
હરીન્દ્ર દવે-કવિ અને કવિતા (૧૯૭૧) પૃ. ૩૫-૬.
હીરા રા. પાઠક–'કવિલોક' જાન્યુ.–ફેબ્રુ. '૭૬ પૃ. ૨૩–૯.

૩૦. રામનારાયણ પાઠક–મંગળ ત્રિકોણ.
ફકીર મહમ્મદ મનસુરી–'મંગળ ત્રિકોણ'નું કાવ્યસૌંદર્ય. 'સંસ્કૃતિ' જૂન '૬૬ પૃ. ૨૨૬-૭.

૩૧. લાભશંકર ઠાકર–અંતિમ ઇચ્છા.
હરીન્દ્ર દવે–સાન્નિધ્યની પાવનક્ષણ. 'કવિ અને કવિતા' (૧૯૭૧) પૃ. ૧૩૯–૪૦.

૩૨. લાભશંકર ઠાકર–તડકો.
ચન્દ્રકાન્ત ટોપીવાળા–માધ્યમવિદ્રોહની કવિતા. 'ઊહાપોહ'–૫૮, જૂન ૧૯૭૪.
સુરેશ હ. જોષી–શ્રુણ્વન્તુ (૧૯૭૨) પૃ. ૬૩–૪.

૩૩. સુંદરજી બેટાઈ–પાછલી રાતુંની.
હરીન્દ્ર દવે–ઉત્કટ આરતની વાણી. 'કવિ અને કવિતા' પૃ. ૪૬–૭.

૩૪. સુંદરજી બેટાઈ–સદ્ગત ચન્દ્રશીલાને.
ચન્દ્રકાન્ત ટોપીવાળા–સ્વસ્થ પ્રણયની સ્થિર દ્યુતિ. 'સંસ્કૃતિ' જૂન '૬૩, પૃ. ૨૩૪–૬, ૨૪૦.
ચન્દ્રવદન મહેતા–લિરિક અને લગરીક (૧૯૬૫) પૃ. ૬૧–૯.

૩૫. 'સુંદરમ્'–કંઈ વાત કહો.
હરીન્દ્ર દવે–અણસૂણ્યા આદેશની પ્રતીક્ષા. 'કવિ અને કવિતા' પૃ. ૬૦–૧.

૩૬. 'સુંદરમ્'–ભક્તિધન નારદ.
બળવંતરાય ઠાકોર–'નવીન કવિતા વિશે વ્યાખ્યાનો.' (પુનર્મું. ૧૯૬૪) પૃ. ૩૧–૨.

૩૭. હરિશ્ચંદ્ર ભટ્ટ–નિર્દોષ ને નિર્મળ આંખ તારી
સુરેશ હ. જોષી–ગુજરાતી કવિતાનો આસ્વાદ (૧૯૬૨) પૃ. ૩૩–૪૦
હરીન્દ્ર દવે–મૃત્યુની વેદના. 'કવિ અને કવિતા' પૃ. ૭૯-૮૦.

## સંપર્ક

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનુ તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ સરકારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્દગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોના સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

—સં.]

૨૮. યશવન્ત શુક્લ
સત્ય સોસાયટી
લિબર્ટી રેસ્ટોરન્ટ પાછળ, નવરંગપુરા
અમદાવાદ-૩૮૦૦૦૯

૨૯. નગીનદાસ પારેખ
સરદાર પટેલ નગર, એલિસબ્રિજ
અમદાવાદ-૩૮૦૦૦૬

૩૦. પિનાકિન્ દવે
૧૮૫, સર્વોદય નગર
શાહપુર દરવાજા બહાર
અમદાવાદ-૩૮૦૦૦૧

૩૧. સારંગ બારોટ
૯/૭૦૪ હાઉસિંગ બોર્ડ કોલોની
ટાટા રીસીવિંગ સ્ટેશનની સામે
બોરીવલી (વેસ્ટ) મુંબઈ-૪૦૦૦૬૬

૩૨. વિઠ્ઠલ પંડ્યા
૩/૧૪ રાજેશ પાર્ક, પાઇપ લાઇન
સાન્તાક્રુઝ (ઇસ્ટ) મુંબઈ-૪૦૦૦૫૫

### મહાનિબંધોની સૂચિ

ગુજરાતી ભાષા અને સાહિત્યવિષયક પીએચ ડી. પદવી માટે જુદી જુદી યુનિવર્સિટીઓ દ્વારા સ્વીકારાયેલ કુલ બસોત્રીસ ઉપરાંત મહાનિબંધોની એક સૂચિ ટૂંકમાં પ્રગટ થવાની છે.

આ સૂચિમાં દેશ-પરદેશની મળીને કુલ ૨૨ યુનિવર્સિટીઓ અને ઈ સ. ૧૯૪૨થી ૧૯૭૭ સુધીના ૩૬ વર્ષના ગાળાને આવરી લેવાય આવ્યો છે

આ સૂચિનુ સંપાદન પી. પ્રકાશ વેગડ કરી રહ્યા છે અને પ્રકાશક છે આર. આર. શેઠની કું.

---

૩૩. વર્ષા અડાલજા
'ગુલબહાર' બેરેક રોડ
ધોબી તળાવ, મુંબઈ-૪૦૦૦૨૦

૩૪ ભોગીલાલ સાંડેસરા
'સંવાદ', ૬, શ્રેયસ સોસાયટી
રેસકોર્સ સર્કલ (પશ્ચિમ)
વડોદરા-૩૯૦૦૦૭

૩૫. દેવશંકર મહેતા
મુ. ગુજરવદી, જિ સુરેન્દ્રનગર

૩૬. દિલીપ રાણપુરા
મુ. બજાણા, ૩૮૨૭૪૫
(જિ સુરેન્દ્રનગર)

૩૭. પ્રીતમલાલ કવિ
૫, મહાલક્ષ્મી સોસાયટી
પાલનપુર (જિ. બનાસકાંઠા)

# શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠનું ગ્રંથાલય, મુંબઈ

શ્રીમતી વિદ્યુત કે. ખાંડવાળા

*Often I Sat Up In My Room Reading The Greater Part Of The Night, When The Book Was Borrowed In The Evening And To Be Returned Early In The Morning, Lest It Should Be Missed Or Wanted.*

**–Benjamin Franklin : Autobiography.**

૧૯૫૫નો એક દિવસ યાદ આવે છે ત્યારે એમ થાય છે કે બેઝમેન્ટમાં શરૂ કરેલું ગ્રંથાલય કોઈને યાદ આવશે ખરું ? અહીં વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો વાંચવા આવશે ખરા ? પણ એ બેઝમેન્ટ તો કંઈ અજબનું બેઝમેન્ટ નીકળ્યું. ૨૦,૦૦૦થી ૨૫,૦૦૦ જેટલાં પુસ્તકો, ૫૦થી ૬૦ વાચકો બેસી શકે એવી સગવડ હતી. ગ્રંથપાલ કે એના મદદનીશો માટે અલગ ઓફિસ ન હોવા છતાં બધું જ કામકાજ અહીં થતું.

વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો બેઝમેન્ટમાં વાંચવા આવતા અને પુસ્તકો વાંચવા માટે ઘેર લઈ જતા. નવું ને નવું જ્ઞાન મેળવવા માટે પુસ્તકો, સામયિકો અને અન્ય સામગ્રીની રોજ–બ–રોજ માગણી આવતી. પુસ્તક મેળાઓ અને અન્ય કાર્યક્રમો યોજાતા. આમ મહિલા વિદ્યાપીઠે પોતાનું પુસ્તકાલય શરૂ કર્યું ત્યારથી જ નવા નવા વિચારોને અમલમાં મૂકવાની અને પુસ્તકાલયને રચનાત્મક પાયા પર મૂકવા માટેની સવલતો મળતી જ રહી. આ સવલતો મળવા માટે એક મુખ્ય સંસ્થા જવાબદાર છે. તેનું નામ છે "વિદ્યાપીઠ અનુદાન પંચ." આ સમિતિનો, વિદ્યાપીઠો અને ગ્રંથપાલો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

સમય જતાં વિદ્યાપીઠ અનુદાન પંચના સભ્યો અને ઓફિસરો આ ગ્રંથાલયની મુલાકાત લેતા, ત્યારે તેઓના શબ્દો ટાંકતાં આનંદ થાય છે : "આ ગ્રંથાલયનું વાતાવરણ ખૂબ ખુશનુમા છે" અને આ વિદ્યાપીઠના મહાનુભાવોના સતત પ્રયત્નોથી ગ્રંથાલય માટે વિદ્યાપીઠની ૭ માળની ઇમારત બંધાવવાની હતી તેમાં જગ્યા આપવાનું મુકરર થયું અને ૧૯૬૧માં આ ઇમારત તૈયાર થઈ ત્યારે બે મજલા ગ્રંથાલયને મળ્યા.

આજે મહિલા વિદ્યાપીઠનું ગ્રંથાલય મુંબઈનાં અદ્યતન ગ્રંથાલયોમાંનું એક ગણાય છે, અને એની સેવાઓ મુંબઈ પૂરતી નહિ પણ પૂણેના વિદ્યાપીઠના કેમ્પસને પણ આવરી લે છે.

મુંબઈનું ગ્રંથાલય તે 'મધ્યસ્થ ગ્રંથાલય' છે અને તેની સાથે બે વિદ્યાપીઠ સ્ટડી સેન્ટર્સ–સાંતાક્રુઝ અને ઘાટકોપર અને હાલમાં જ તૈયાર થયેલી જૂહુ કેમ્પસની એક્સટેન્શન લાયબ્રેરી સંકળાયેલી છે. જૂહુ કેમ્પસ પર એક નવી અદ્યતન ઇમારત બંધાઈ છે અને જુજ દિવસોમાં આ ગ્રંથાલય, પરાના વાચકોને પોતાની સેવાઓ આપશે.

આમ ગ્રંથાલય એક વિકસતી જતી સંસ્થા છે. એની સવલતો અને સેવાઓ શિક્ષણના ક્ષેત્રને અનિવાર્ય છે, એટલે જ વિદ્યાપીઠના ગ્રંથાલયને સંસ્થાનું હાર્દ કહેવાય છે. અમારા લગભગ ૪,૦૦૦થી ૫,૦૦૦ વાચકો, નાનામાં નાની જુનિયર કૉલેજની વિદ્યાર્થિનીઓથી માંડીને Ph. D.નો અભ્યાસ કરતી વિદ્યાર્થિનીઓ, પ્રાધ્યાપકો અને બીજા આ ગ્રંથાલયનો ઉપયોગ કરે છે અને ગ્રંથાલયની અનેક સાધન અને સામગ્રીનો ઉપયોગ કરતાં શીખે પણ છે. પોતાના અભ્યાસ માટે પુસ્તકો વગેરે મેળવવા માટે વિદ્યાર્થિનીઓ દૂર દૂરનાં સ્થળો જેવાં કે થાણા, પાલઘર વગેરેથી આવે છે. અને જ્યારે અભ્યાસ પૂરો કરે છે ત્યારે પોતાનો સંદેશો આપતા જાય છે કે તમારા ગ્રંથાલયમાં કામ કરતા અન્ય ગ્રંથપાલો અમને ખૂબ મદદ કરે છે અને એ રીતે અમારી સફળતામાં એમનો હિસ્સો છે.

આ વાચકો ગ્રંથાલયનાં ૧,૨૦,૦૦૦ પુસ્તકોમાંથી પોતાના અભ્યાસને લાગતાં અથવા વાચનની મહેફિલ માણવા, પોતે પુસ્તક પસંદ કરી લઈ જાય છે અથવા તો ગ્રંથાલયમાં વાંચે છે. અહીં છે–ન્હાનાલાલની ડોલન શૈલી, પ્રેમાનંદ અને કબીર–પેલા રહ્યા સુંદરમ્ અને ઉમાશંકર. નવલકથા જોઈએ છે ? – રમણલાલ, પેટલીકર, મુનશી–રઘુવીર વગેરે. તમને અંગ્રેજી સાહિત્યનો શોખ છે ? તો આ રહ્યા–બર્નાર્ડ શૉ–ઓડન–શેક્સપીઅર. તમારે દુનિયાના મહાન કલાકારોને મળવું છે ? તો જુઓ પેલા સામે જ–લીઓનાર્ડો વિન્સી–ટર્નર–કૉર્બુશિયેર– આ છે હુસેન, પાયાલ, બેન્દ્રે. મારે તો ગાંધીજી પર લખવાનું છે–જુઓ ત્યાં જ તમારી નજીક એક અલગ વિભાગ ગાંધીઅનનો છે–આમ બધા જ વિષયો અને દુનિયાના સારામાં સારા લેખકો અહીં તમારી રાહ જુએ છે. જરૂર શોધો, તમારી મેળે અને જે ન મળે તે વિશે પૂછી લો.

ગ્રંથાલયમાં આવતા અમુક વાચકોને સંગીતનો ખૂબ શોખ હોય છે તેની પણ સગવડ છે જ. આવો–

આ ઓરડામાં વાતાનુકૂલની શીળી ઠંડક માણતા માણતા સાંભળો મીરાંનાં ભજનો–ઉસ્તાદ રવિશંકરની સિતાર અને અલ્લારખાનાં તબલાં–જુઓ ને શરણાઈના સૂર વાગી રહ્યા છે–અને આ છે કેસરબાઈનો મધુર કંઠ–અને બધા જ.

આજે તો મારે ફૂલ પ્રદર્શન માટે બે રચના કરવી છે–આ રહ્યાં જાપાનીસ ફૂલગૂંથણીનાં પુસ્તકો ! શું છે અને–શું નથી એ જ પ્રશ્ન છે. બધું જ છે પણ વાપરતાં શીખો ! રોજ ને રોજ આવતા નવા પ્રશ્નોનો જવાબ આપવા માટે બધા જ મદદનીશ ગ્રંથપાલો વાચકોને વાંચનની સામગ્રી પૂરી પાડે છે પાડવી જ જોઈએ ને !

દર વર્ષે ગ્રંથાલય લગભગ રૂા. ૧,૫૦,૦૦૦નાં પુસ્તકો, સામયિકો વગેરે ખરીદે છે અને એ રીતે પોતાનું પીઠબળ મજબૂત કરતું રહે છે. ગ્રંથાલય સાધનસામગ્રી ખરીદે છે એમાં વાચકો અને ખાસ કરીને પ્રાધ્યાપકોનું માર્ગદર્શન લેવામાં આવે છે.

આ ગ્રંથાલય બે મજલા વચ્ચે વહેંચાયેલું છે વિદ્યાપીઠની નવી ઇમારતમાં બીજે માળે એક વિશાળ ખંડમાં ૨૦૦ જેટલા વાચકો એકીસાથે બેસીને વાંચી

ાકે એવી સગવડ છે. અને સાથે સાથે Ph. D. ની વિદ્યાર્થિનીઓ માટે અલાયદો ખંડ કર્યો છે. ગ્રંથાલયની ઓફિસ, સંદર્ભગ્રંથોની જુદી સવલત, અનામત પાઠ્યપુસ્તકો માટેનો વિભાગ અને સામયિકોની અલગ સગવડ પણ છે. ત્રીજા મજલા પર 'સ્ટૉક રૂમ' છે, જ્યાં બધાં પુસ્તકો રાખવામાં આવે છે અને સાથે સાથે પ્રાધ્યાપક ખંડ અને બ્રાઉઝિંગ એરીઆ આવેલા છે. આ બધી સવલતોને લીધે આ ગ્રંથાલય બીજાં ગ્રંથાલયોથી થોડીક જુદી સગવડોવાળું છે એમ એક રીતે કહી શકાય.

આ ગ્રંથાલય એક વિશિષ્ટ સેવા આપે છે અને તે છે સમય સમય પર ગોઠવાતા કાર્યક્રમો. ૧૯૫૫ની સાલથી આજ સુધીમાં નહિ નહિ તો ગ્રંથાલયે ૩૦થી ૩૫ જેટલા ખાસ કાર્યક્રમો ગોઠવ્યા છે, જેવા કે "રેફરન્સ બુકસ એન્ડ યુ", "ફૂટપ્રિન્ટસ ઇન ધ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા", "ઇન્ડિયન વુમનહુડ માર્ચેસ અહેડ", "ઈઆસલીક કૉન્ફરન્સ", "સીમ્પોઝિયમ ઑન કૉલેજ લાઇબ્રેરીઝ" વગેરે.

આ કાર્યક્રમો ખૂબ સફળ થયા છે અને ઘણાં પુસ્તકો જેનો ઉપયોગ બહુ ઓછો થતો હતો તે વધ્યો છે. ગ્રંથસૂચિ સેવા અને કરન્ટ અવેરનેસ સર્વિસીસનો અમારી બધી જ કૉલેજો ઉપયોગ કરે છે. બીજી એક વિશિષ્ટ સેવા જે આ ગ્રંથાલયમાં અપાય છે તે છે "લાઈબ્રેરી ઓરિએન્ટેશન" જેમાં નવા વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકોને લાઇબ્રેરી વિષે વિગતવાર માર્ગદર્શન આપવામાં આવે છે. બીજા લાઈબ્રેરી ઓરિએન્ટેશનના કાર્યક્રમો કૉલેજોની માંગ પ્રમાણે ગોઠવવામાં આવે છે. આ બધા જ કાર્યક્રમોની માગણી ગ્રંથપાલ પર સારી સંખ્યામાં આવે છે.

આ બધું તો છે, પણ હજી વધારેની જરૂર છે—અને તે છે, વિજ્ઞાન પર આધારિત સગવડો જેવી કે ફોટોસ્ટેટ કૉપિંગ મશીનની સગવડ. આ સેવા અમે ટૂંક વખતથી જ શરૂ કરી છે. વિચાર આવે છે કે હવે તો પુસ્તકો અને સામયિકોનાં પાનાં ઓછાં કપાશે અને ફાટશે. આ સવલત વિદ્યાર્થીઓ માટે ખૂબ ઉપયોગી થઈ પડશે, કારણ કે અભ્યાસને લગતાં પુસ્તકોનાં પ્રકરણો અને પાનાંઓને તેઓ રાખી શકશે. કેટલું સરળ !

અભ્યાસમાં ઉપયોગી થઈ પડે એવા સંદર્ભગ્રંથો, સૂચિઓ વગેરે ગ્રંથાલયે બહાર પાડી છે. એનાં નામ છે :

૧. ડિરેક્ટરી ઑફ લાઇબ્રેરીઝ, પબ્લિશર્સ અને બુકસેલર્સ ઇન ધ સીટી ઑફ બોમ્બે, ૧૯૬૫
૨. એજ્યુકેશન ઑફ વુમન ઇન ઇંડિયા ૧૮૫૦–૧૯૬૭–અ બિબ્લિઑગ્રાફી વગેરે.

આ ગ્રંથાલય સાથે સંકળાયેલ એક બીજો વિભાગ છે જેનું નામ છે "શ્રી હંસરાજ પ્રાગજી ઠાકરસી સ્કુલ ઑફ લાયબ્રેરી સાયન્સ." આ સંસ્થાની સ્થાપના ૧૯૬૧માં થઈ. શરૂઆતમાં આ સંસ્થાએ પોસ્ટ ગ્રેજ્યુએટ ડીપ્લોમા ઇન લાયબ્રેરી સાયન્સનો અભ્યાસ શરૂ કર્યો અને ૧૯૬૪–૬૫થી પોસ્ટ ગ્રેજ્યુએટ ડીગ્રીનો અભ્યાસક્રમ શીખવે છે. લગભગ ૪૨ વિદ્યાર્થિનીઓને આ અભ્યાસક્રમ શીખવા માટે પ્રવેશ મળે છે. આમાંથી ઉત્તીર્ણ થયેલ વિદ્યાર્થિનીઓ વિવિધ ગ્રંથાલયોમાં આજે સેવા આપે છે.

કોઈ પણ સંસ્થાના વિકાસ અર્થે કાર્યકરોની જરૂર પડે છે અને સાથે સાથે જે મહાનુભાવો છે તેનો ખૂબ સહકાર જોઈએ. આ સુમેળ પહેલાં ડૉ. લેડી પ્રેમલીલાબેન ઠાકરસી, ત્યારબાદ શ્રી શારદાબેન દિવાન અને હવે ડૉ. (શ્રીમતી) મધુરીબેન શાહ મારફત મળી રહ્યો છે, જેને લીધે ગ્રંથાલયની સફળતા પ્રાપ્ત થઈ છે, ગ્રંથાલયની સેવાઓ વિસ્તારી અને સાથે સાથે અમારા વાચકોનો સહકાર મેળવી આ પુસ્તકાલયની ઉત્તરોત્તર પ્રગતી થતી રહે એવી શુભેચ્છા.

●●

## પ્રાથમ્ય

રાવજી પટે

આદિ સમયની વાત છે. સમુદ્રમાં શેષશય્યા પર તેજપુરુષ આડા પડયા હતા. પગ પાસે પ્રકૃતિ બેઠી હતી. અચાનક તેજપુરુષની દષ્ટિમાથી પ્રવૃત્તિ જન્મી બરાબર એ જ ક્ષણે પ્રકૃતિએ તેજપુરુષના પગ પર હાથ મૂક્યો. સૃષ્ટિનુ એ પ્રથમ ત્વચાભાન બન્નેના લયોચિત એકાન્તની ચોતરફ સમયનો અણસારો થયો અને તેજપુરુષે સહસા દષ્ટિમાંથી નિહારિકાઓ, ગ્રહો, તારાઓ, સૂર્ય કાઢી કાઢીને અવકાશમાં એક લીલા-વિશ્વ રચ્યું. દરમિયાન પ્રકૃતિ તેજપુરુષના થાકને ઉતારી રહી હતી.

અયુત વર્ષો આમ ચાલી ગયાં. આકાશ તારાઓથી, નિહારિકાઓથી અને સૂર્યોથી ભરાઈ ગયુ ક્યાંય અંધકાર રહ્યો નહી. તેજપુરુષનો થાક ઉતારતા ઉતારતાં પ્રકૃતિ થાકી ગઈ.

અંધકાર વગર આંખ મળતી નથી, અને પ્રથમ ક્ષણે પ્રકૃતિએ ઇચ્છા કરી. એ ઇચ્છાપ્રભાવના બળથી સૂર્યમંડળમાં અને પૃથ્વીમાં શતાધિક સંચલનો પ્રકટ્યાં. ગ્રહોમાં ગતિ આવી. તેજપુરુષના ચિત્તમાં એનો પડઘો પડયો. એમને થયુ : મેં જે કંઈ રચ્યું છે તેમાં અપૂર્વ આશ્ચર્યનો સમાવેશ થયો છે? પ્રકૃતિને એમણે પૂછ્યું :

"દેવી, તમે ઇચ્છા કરી છે?"

બ્રહ્મકોષમાં અવાજ પ્રસરી ગયો મૃદંગની સપા જેવી પૃથ્વી ઝંકૃત થઈ ઊઠી. મંદિરની ઝાલર જે આકાશ રણકી ઊઠયુ રૂના પોલની જેમ પડ રહેલો પ્રશાત પટ અચાનક ઘેરુ ઘેરું ગર્જવા લાગે આદિ દંપતીના ચહેરા મુખરિત થયા કમલપત્ર ઢગલીઓ જેવા તેજપુરુષના ચરણસંપુટ પર હા ફેરવતા પ્રકૃતિએ ઉત્તર આપ્યો:

'હા!'

આ પ્રશ્નોત્તર વચ્ચે સહસ્રાયુત યુગો વહી ગય અને એ વખતે અવિકારભાવે પડી રહેલી માટીમાંથ અચાનક વૃક્ષો, ઘાસ અને વેલા ઊગી આવ્યા તેજ પુરુષે જોયુ કે મહાસમયથી ચિત્તમા ધરબાઈ રહેલ પ્રકૃતિની ઇચ્છાએ વનસ્પતિ સ્વરૂપ ધારણ કર્યું છ બન્ને આનંદ્યાં તેજપુરુષે પ્રકૃતિની ઇચ્છાપૂર્તિ માં કહ્યુ એ પહેલા આકાશે સાંભળ્યુ નહોતુ, પૃથ્વ જાણ્યું નહોતું, ભાષા જન્મી નહોતી, ઉત્તર થ નહોતા, પ્રશ્નો પ્રકટ્યા નહોતા. કાવ્યના પૂર્વસંસ્ જેવો કેવળ સહજ સંચાર થયો હતો, કિંચિત્ બધિર એકાત પણ સમજી ન શકે એવો, અને તેજપુરુષે પ્રકૃતિને નામ આપ્યું : 'લક્ષ્મી' અને પ્રશ્ન ચ્ચાર કર્યો :

"લક્ષ્મી, તારે શું જોઈએ છે?"

પ્રશ્ન શ્રવણ કને જઈ વિરમે એટલી વારમાં તો સરોવરોના પાષાણો પર લીલ થઈને વૃત્તિ બાઝી ગઈ. એટલુંય ઓછું હોય એમ પ્રથમ દંપતીનો શ્વાસ સરોવર-સમુદ્ર-સરિતાનાં મોજાંમાં સમાયો અને સુંદર મત્સ્યનો જન્મ થયો. જલ ઊછળ્યાં. હળની જેમ માટીમાં પ્રવેશ્યાં, વૃક્ષના મૂળ પાસે જઈ અટક્યાં અને સૂતેલાં મનુષ્ય ઝબકીને જાગે એમ ડાળીઓ પર ફૂલ બેઠાં: ઊંઘ ઊડે એમ પક્ષીઓ થઈને ઇચ્છા ઊડી-પ્રસરી. વૃક્ષો આનંદનાં ધૈર્યાં ચાલવા મંડ્યાં. એમને લતાઓ બનીને ઇચ્છાએ રોક્યાં. ઉત્તર પ્રસરી રહ્યો:

"મારે બાળક જોઈએ છે."

અત્યાર લગી વૃક્ષો પર આવેલાં ફૂલો હજીય એવાં જ આજ પ્રભાતે ખીલ્યાં હોય એવાં તાજાં હતાં-તે ફળ્યાં.

એ દરમિયાન પ્રકૃતિચિત્તમાંથી ઇચ્છાઓ થયા જ કરતી હતી. સારી-નરસી અનેક ઇચ્છાઓનો પ્રભાવ વનસ્પતિ પર અને અપાર તેજસૃષ્ટિ પર પડતો જ રહ્યો. વનસ્પતિ સદ્યજાત શિશુની જેમ ભૂખી હતી એટલે અનેક ગુણો ગ્રહ્યા, અનેક દોષો ઝીલ્યા. દોષિત થયેલી વૃત્તિઓ, ગુણવાન થયેલી વૃત્તિઓ અશ્વની જેમ વકરી. જોતજોતામાં સમુદ્રની સપાટી પર વનસ્પતિના વેશમાં વૃત્તિઓ દોડી આવી.

'તમે અમને કંઈક આપો.'

ત્રાહિતનો અવાજ સાંભળીને તેજપુરુષે પાછળ જોયું તો વનસ્પતિ કશુંક યાચતી હતી. બન્નેને ભાન થયું:

'અરે અરે લક્ષ્મી, આપણે આ શું કરી બેઠાં?' વિસ્મયનો જન્મ થયો. વિસ્મયમાંથી રસોએ બહાર આવી પ્રથમ માતાપિતા સમક્ષ યાચના કરી: એની પાસે કશી ભાષા નહોતી. એનું કોઈ નામ નહોતું, એનો કોઈ ચોક્કસ આકાર નહોતો. એને આકાર જોઈતો હતો. બન્ને જણ વિમાસતાં હતાં:

"આપણે આ શું કરી બેઠાં? આપણી ઇચ્છા સહજ રીતે જ સંયોગાઈ પણ આવું તે શું થયું?" પ્રકૃતિએ પોતાના શ્રીસંપુટમાં એને સંચિત કરી લીધું. પ્રકૃતિ પુષ્પિત થઈ. એ સુંદર બની. એના શ્રીદેહમાં સમયે પગલું ચીતર્યું, વાયુ ઘ્રાણસ્થ બન્યો, સૂર્ય શ્રીદેહના શરીરમાં તેજ-રજકણોએ રમી રહ્યો, જલ અને પૃથ્વીએ અવકાશને વીંટી લીધું. પ્રકૃતિ હાંફવા લાગી. મનુષ્યની જેમ તે હાંફવા મંડી. પહેલાં હતો તે શ્વાસ તો કેવળ ઇચ્છાનો હતો અને હવે થયો તે ઇચ્છા સહિતનો. એને ગર્ભમાં ભાર લાગ્યો અને તે મનુષ્યની જેમ વેદનાથી પીડાઈ. તે ચિંતાતુર ગર્ભવતીની જેમ ફિક્કી પડી ગઈ. પાકી ગયેલા પાન જેવું એનું મોં જોઈને તેજપુરુષે તેને હૈયાધારણ આપી. 'તું ડઘાઈશ નહીં, તારું આ પ્રમાણે ડઘાઈ જવું એ પણ વૃત્તિ થઈ ગઈ. અને વનસ્પતિ તો આપણું પ્રથમ સંતાન છે. એને પિત્ત થશે. તું સ્વસ્થ થા. લક્ષ્મી, તું હાંફીશ નહીં, જો વૃક્ષો હાંફે છે. સદાય સ્નિગ્ધ હતાં તે નજીકનાં સ્નિગ્ધ વૃક્ષ રુક્ષ થઈ ગયાં, જે સમીપ છે તે વૃક્ષોમાં વિકાર ઉત્પન્ન થયા. તું દોડાદોડ કરીશ નહીં, નજીકનાં રુક્ષ વૃક્ષોમાં વાયું પ્રવેશે છે. તું ભય ન પામીશ, તું રડીશ નહીં, આપણી આ નિર્મિતિ દૂષિત થઈ જશે. એનો ભલે વિસ્તાર થતો. એ તું જ છે. તારો-મારો લીલાવિસ્તાર ઊછરે એમાં જ આનંદ છે. આપણી વૃત્તિનું એ લીલાસ્વરૂપ છે. એ જેમનું છે તેમ જ ભલે રહ્યું. તું એની સુશ્રૂષા કર. હું એને હાથ ફેરવીને હલકું કરીશ. તું તારામાં સ્થિર થા અને હુદિત વિશ્વના દોષોને સમતા આપ.'

લક્ષ્મી વીનવી રહી:

"પ્રભુ, મને એ નહીં ફાવે. હું અજાન છું." તેજપુરુષે સૃષ્ટિના વિશ્રામ માટે પોતાની નાભિમાં

ભરાઈ રહેલા અંધકારને બહાર મૂક્યો. નાભિમાંથી ઘનશ્યામ કમલદંડને જોઈને સૃષ્ટિ શાંત થઈ. રાત થઈ. દિવસ થયો. સમયને બે પાંખો મળી અને આટલામાં તો અસંખ્ય યુગો વીતી ગયા.

"પણ આ બધા ક્યાં જશે ?"

આટલી બધી વનસ્પતિ કંઈ નાની શી માછલીમાં ન સમાય ! અને એમનામાં જ અશ્વગુણ રહેલો છે, પછી અશ્વમાં તો રહે જ ક્યાંથી ? વૃત્તિઓ તો સતત ચિત્તમાંથી, ત્વચામાંથી, દષ્ટિમાંથી, શ્રવણમાંથી, ઘ્રાણમાંથી અને વિશાળ વનસ્પતિમાંથી પ્રસવ્યા જ કરે. અશ્વોની દોડ સતત સંભળાયા કરે. સતત હણહણતી વૃત્તિઓ ઘનશ્યામ કમલદંડને ભેદીને બહાર આવવા મથતી હતી–એ બરાડી ઊઠી :

'અમને ઘર આપો, અમને સ્થળ આપો, અમને તમારો મનુષ્ય આપો.'

અને ઢોળાવ પરથી નીચાણ તરફ ધસી આવતા જલવેગની જેમ વૃત્તિઓ સદ્યજાત પ્રથમ શિશુ–મનુષ્ય ભણી દોડી. સૌ સામટી બરાડી ઊઠી :

'કેવળ એક જ મનુષ્ય નહીં ચાલે. અમને મનુષ્યો–અસંખ્ય મનુષ્યો આપો. અમને અમારુ ઘર આપો, અમને અમારું અન્ન આપો, અમને પાત્રો આપો, એક મનુષ્યથી અમે નહીં ધરાઈએ, અમને માણસોના થોક આપો, વન આપો, અમને કીડી આપો, અમને સર્પ આપો, અમને વીંછી આપો, અમને ભજનનું ધ્રુવપદ અને એકતારાના પાતળા તારનો સ્વર આપો, અમને પ્રાણી આપો, બકરું આપો, અમને બંદૂક આપો, અમને ક્ષાત્ર આપો, અમને બળદ આપો, અમને અળસિયું આપો, અમને વર્ષાના મૃણ્મયી કપાળ પરના હરતા ફરતા ચાંલ્લા જેવી ગોકળગાય આપો, અમને બાવો આપો, ગાંજો આપો, અમને આદૂ આપો, કેસર આપો, અગ્નિવેશ આપો. અમને લૂંટારો અને સાધુ આપો, વિધવા આપો, અમને દર્દી આપો, અમને અંત આપો અને અંત સુધી પીડાતા સમયનો પિંડ આપો. અમે ભૂખી ભૂંડણ છીએ. પુણ્યો અને પાપોને કાનના મેલ સમજીને ખંખેર્યા કરતી જોગણીઓ છીએ. અમારું તરભાણું ભરો. અમે કશુય અજુગતું પગલુ ભરતાં નથી. તમે ઇચ્છા કરો છો એવી અમે પણ ઇચ્છા કરીએ છીએ. અમારું ગૌરવ કરો, નહી તો મહાભારતના અક્ષરોમાંથી તીડ બનીને તમારા અન્નપૂર્ણ ક્ષેત્રો પર વરસી પડીશું–વિનાશક શ્રાપવેશે તમારા ભાગ્ય પર ઊતરી પડીશું.'

પેલું ખજૂરીનું વૃક્ષ છે. એની નીચે હું એક દિવસ બેઠો હતો, ૧૯૩૯ની સાલને યાદ કરતો કરતો. મારા સહવાસી મિત્રે મધ્યરાત્રે મને રૂમમાંથી કાઢી મૂક્યો હતો. *પૂરીઓના ડબ્બાને એણે કાદવમાં ફેંકી* દીધો હતો. મારી ગોદડીને એણે મારા પહેલાં મકાનની બહાર કાઢી મૂકી હતી. ત્યારે એ ખજૂરીના વૃક્ષ નીચે મને ઊંઘ આવી હતી. એક દિવસનું એ સાથી વૃક્ષ મને ઘણી વાર પોતાની પાસે બોલાવે છે. એ વૃક્ષ નીચે આદિકાળનો સ્વર સંભળાય છે. એની નીચે તેજપુરુષની નાભિના મેલ જેવું અંધારું ઊતરે છે, પ્રથમ શિશુ જેવું પરોઢ ઊતરે છે. ૧૯૬૨ની સાલ છે હું ભણવામા મગ્ન થાઉં છું. ૧૯૬૪નું વર્ષ આવે છે. હું ચિંતામાં મગ્ન થાઉં છુ. રોગશય્યા પાસે તાવના ચાર્ટ જેવો શૂન્યમનસ્ક–પણ નિખાલસ ભાઈ મને જીવવાનું બળ આપે છે.

એક દિવસ મેં રમણને પૂછ્યું :

'રમણ, વૃત્તિ પર લખ્યું હોય તો !' મેં પણ ઇચ્છા કરી અને તે આ —

[તાજા નવલ-વાર્તાઓના સંગ્રહ "વૃત્તિ અને વાર્તા"ની પ્રસ્તાવના]

રજનીકાંત રાવળ

જેલમાંથી છૂટી આવ્યે સિકંદરને પૂરા પાંચ કલાક પણ નહોતા થયા ને એને લાગ્યું કે પોતાની જૂની, પરિચિત–આત્મીય જેવી મટનગલી (જ્યાં આવીને ફરીથી વસવા માટે એ જેલમાં સળિયા પકડીને કેટલું ઝંખ્યો હતો !) બદલાઈ ગઈ છે. ગલીની દુનિયા–હવા–લોકો બધું બદલાઈ ગયું છે. લોકોના ચહેરા હેવા વાસી ગોશ્ત જેવા ઠંડા, સૂકી માછલી જેવા લુખ્ખા ને ઝાંખા થઈ ગયા છે. માત્ર ટોમી સિવાય બીજા બધાએ એને 'ઓળખ્યો ન–ઓળખ્યો' કર્યો. ટોમી જોતાં વેંત જ એના પગ ચાટવા મંડી પડ્યો. ગલીની દુનિયામાંથી એને જાકારો મળ્યો, કારણ કે એ હવે 'ખૂની – હામીજ' હતો.

ગલીમાં ત્રેણ આંટા મારી સિકંદર પોતાના જૂના રહેઠાણે–મસ્જિદના સાયબાન નીચે – ઘસાઈને તૂટી ગયેલા ઓટલા પર આવી બેઠો. ખૂણામાં ટપકતા નળ પાસેના ગોખલામાં એની ફાટેલી સાદડી તથા ગોબાવાળાં બે ડબલાં પડ્યાં હતાં. લૂણો લાગેલી દીવાલમાં બે બાકોરાં દેખાતાં હતાં – મરેલા બળદના ડોળા કાઢી લીધા પછી મોટાં જરબ્યાં ઉપરની બખોલો જેવાં. થોડી વાર સુધી સુસ્ત–સૂનમૂન બની એ બેસી રહ્યો. પછી હોજ ભણી ગયો. હોજના આસમાની પાણી પર વધી ગયેલી દાઢીવાળો એનો બેડોળ ચહેરો દેખાયો. લાંબા ગૂંચાયેલાં જુલફાંમાં આંગળાં ભેરવી એ પ્રતિબિંબ તરફ જોઈ રહ્યો. વજૂ કરી, માથે રૂમાલ બાંધી નમાજ પઢ્યો.

મસ્જિદની બહાર આવી ચાલવા માંડ્યો. ગલીમાં એનો શ્વાસ રૂંધાવા લાગ્યો. તળાતી ચરબી–કાંદાની–માછલીની–ગંધથી આજે એ અકળાઈ ઊઠ્યો. ગલીના નાકા ભણી જતાં એક ઘરડા મુરઘાની ટાંગ એના ફાટેલા કેનવાસના બૂટ હેઠળ ચગદાઈ ગઈ. મુરઘો ચીસો પાડતો, પીંછાં વગરની દૂબળી પાંખ ફફડાવતો, લંગડાતો સામેની ભાંગેલી ફૂટપાથની બખોલમાં ભરાઈ ગયો.

ગલીની બહાર આવી સિકંદર પોલીસચોકી પાસેના લીમડા નીચે બેઠો. ખૂમચાવાળા પાસેથી બે રોટી ને સબ્જી લીધી. એટલામાં ક્યાંકથી પૂંછડી પટપટાવતો ટોમી આવી પહોંચ્યો. સબ્જીના શોરબામાં રોટીનો ટુકડો પલાળી કૂતરાના મોં આગળ નાંખ્યો. ખાઈ, પાસેના નળે જઈ પાણી પી, એણે બીડી સળગાવી.

મોટા પથરા પર માથું મૂકી એ આડો પડ્યો. ઉપર ધુમાળા આકાશમાં સમડીઓ ઊડતી હતી. એક ગીધ ઊંચે, જૂના છાપરાના કરા પર બેસી બે પગ વચ્ચે દબાવી રાખેલા માંસના મોટા ટુકડાને ચાંચો મારી ચૂંથતું હતું.

' સા... ...લે, સબ બદલ ગયે.' મંદ ગતિથી ઉપર ચઢતા બીડીના ભૂરા, પાતળા ધુમાડાની આરપાર મોટા સ્થિર ડોળા વડે જોતો એ બબડ્યો. સવારથી અત્યાર સુધી થયેલું બધું એની આંખ આગળ આવવા લાગ્યું.

સૌથી પહેલો ચહેરો દેખાયો અબ્દુલ પાનવાળાનો. રંગેલા દાંતવાળો – ખીલથી ભરેલો – બેસી ગયેલાં ડાચાંવાળો અબ્દુલ એનો બચપણનો દોસ્ત. પણ આજે એને વાત કરવાનીય ફુરસદ ન મળી. હોટલવાળા પેલા ગની શેઠ– ભરાવદાર ચહેરા પર વીંછીના ડંખ જેવી મૂછો – જાડા, કાળા હોઠ – બાડી આંખ. શેઠે તો 'સલામ માલેકુમ'નો જવાબ પણ ન આપ્યો ને ગલ્લા આગળથી જ હાથ વડે આગળ જવા ઇશારો કર્યો. ફકીર – સવાલીની જેમ એમની પાસે ભીખ માગવા થોડો ગયો'તો હું ? પહેલાં ગોશ્તનું પોટલું લઈ આવતો ત્યારે આ જ શેઠ કેટલા આગ્રહથી ચા પિવડાવતા ! સફેદ દાઢી ખંજવાળતા પેલા ઇબ્રાહિમ ઇંડાવાળાએ મને જોઈ કેવું મોં બગાડ્યું'તું. અને પેલી બોખા મોંવાળી.શાક વેચનારી બુઢ્ઢી મરિયમે તો કહ્યું પણ ખરું કે 'અબ તો યહ

ડામીસ હો ગયા...ડામીસ...' મરિયમની કર્કશ વાણી મુર્ગ મુસલ્લમ માટે કપાતા મુરઘાંની ચીસોની જેમ એના કાન વીંધી મગજમાં ભમવા લાગી. નન્નુ નાનવાઈ મને જોઈ કેવું ખંધુ હસ્યો'તો. તસબી ફેરવતો પેલો આંધળો ફકીર – રહેમાન મારો અવાજ સાંભળી કેવો મોટો ગળફો કાઢી થૂંક્યો'તો...

છેવટે આવ્યો...ચિકની અંદર ગોશ્તના મોટા લટકતા ટુકડાની પાછળ સાંકડા કપાળ પર દબાવેલી મેલી લાલ ટોપીવાળો – ઊંડી, ઝીણી આંખવાળો – માંસ કાપવાના તખત જેવો કઠોર ને આંકાવાળો – શેઠ લાલુમિયાંનો ચહેરો. લાલુમિયાં–જેને બચાવવા માટે એને જેલમાં જવું પડ્યું હતું. આંખો આગળ એ દશ્ય તરવરવા લાગ્યું...શેઠે ઘરાકને ગાળ દેતાં તકરાર થઈ. ઘરાકે શેઠને મારવા તખત પર પડેલો છરો ઉઠાવ્યો. પોતે વચમાં પડ્યો. ઘરાકને બે હાથ વડે પાછળથી જકડી લીધો. 'બથ્થંબથ્થા. ઝપાઝપી. છરો નીચે પડ્યો. એણે ઉપાડી લીધો...અને છરો પેલાના પેટમાં પેસી ગયો. ખૂન...પોતે ખૂની બન્યો...

પાંચ વરસની જેલ...શેઠે ખૂનીને ફરીથી નોકરી પર રાખવા ઇનકાર કર્યો. ભિખારીને ફેંકતા હોય એમ મેલી, ચૂંથાયેલી એક રૂપિયાની નોટ ફેંકી હતી. બધાંની આંખોના – મોંના ભાવોથી ઉત્પન્ન થયેલી કોઈ વિચિત્ર, તીક્ષ્ણ અણીવાળી વસ્તુ એના કલેજામાં ઊતરી અંદર ને અંદર કોરી રહી હતી.

સિકંદરને ઝોકું આવી ગયું. જાગી, આંખો ચોળી જોયું તો સાંજ પડી ગઈ હતી. ઊંચે આવેલા થાંભલા પરના મરકયૂરી લાઇટે એના હાથપગ પર જાંબુડિયા રંગનો કૂચડો ફેરવ્યો હતો. શિયાળાને લીધે સોફ્ટકોકનો ધુમાડો, બજારની ભીડમાં રઘવાયા ઢોરની જેમ આમતેમ અથડાતો હતો. મચ્છી બજારમાં ચારેકોર ભાતભાતના–લાલ પીળા લીલા–વીજળીના ગોળા સળગી ઊઠ્યા હતા.

ત્રણ દિવસ સુધી નોકરી માટે ફાંફાં મારી સિકંદર થાક્યો–હાર્યો. ગજવામાં જે થોડા પૈસા હતા તેનાથી જેમતેમ કરી ચલાવ્યું.

આજે સવારથી એ ભૂખ્યો હતો. રાત પડી. ચિંતામાં–કંઈક ધૂનમાં ખાનપુર દરવાજાની બહાર આવી નદીની રેત પર એણે ચાલવા માંડ્યું, પોલિથિનની મેલી ચાદર જેવો ચંદ્રનો ઝાંખો પ્રકાશ રેત પર પથરાયો હતો. આ કિનારે ધોબીની ઝીકોના અવાજ આવતા હતા તો સામે પાર કૂતરાં ભસતાં સંભળાતાં હતાં.

સિકંદરે ઠંડી રેત પર ચાલવા માંડ્યું. ખાબોચિયાના ગંદા, સડતા પાણીની ગંધથી ભરેલા પવને દોડી આવી, બેત્રણ થાપટ લગાવી એને ધ્રુજાવ્યો. સાબરમતીનાં છીછરાં જંપી ગયેલાં જળ પર આળોટતો કૂદતો પવન લાંબો થઈ કિનારા પર પડી ગયો. ફાટેલી બંડીનાં બટન બીડી એ આગળ વધ્યો. લુંગી જરા ઊંચી કરી પગ વડે કાળાશ પડતું–ઠરેલું પાણી હલાવ્યું. ગભરાઈ ગયું હોય એમ એ ખળભળી ઊઠ્યું.

પાણીમાંથી બહાર નીકળી, ભીની માટી ઓળંગી સિકંદર સૂકી રેતીમાં આવી બેઠો. લુંગીના છેડા લડે પગ લૂછતો એ ચારે બાજુ જોવા લાગ્યો. સામે–થોડે દૂર નહેરુ પુલ પરથી ઊતરી, મરકયૂરી લાઇટનાં આસમાની અજવાળાં આસપાસના પાતળા ધુમ્મસ પર તરતાં હતાં. પાછળની બાજુએ કામા હોટલની લૉન પર ઊભા કરેલા 'ક્રિસ્ટમસ ટ્રી' પર રંગીન દીવાઓનાં ઝૂમખાં ડાળી પર કરમાઈ ગયેલાં ફૂલો જેવાં ઝાંખાં દેખાતાં હતાં. ઉપર મોટી અષ્ટાવક્ર નીઓન લાઇટ લાલ આંખો વડે એને વીંટળાવા જતા ધુમ્મસને વેગળું રહેવા ઇશારા કરતું હતું.

સામી બાજુએ ભક્ષ્ય ખાઈ ધરાઈ ગયેલા વિશાળ અજગર જેવો પુલનો પડછાયો પડ્યો હતો. સિકંદરે ઊભા થઈ ભીની રેતીવાળા કિનારાની ધાર પર ચાલવા માંડ્યું. પુલ નીચે આવી પહોંચ્યો. ઉપર ક્યારેક ભારે, હલકાં વાહન પસાર થયાનો અવાજ સંભળાતો. સિમેંટના ઠંડાગાર થાંભલાને અઢેલી એ ઊભો રહ્યો. પડછાયાના અંધારામાંથી આસપાસ જોવા લાગ્યો. થોડે દૂર ઝાંખા પ્રકાશમાં એક સફેદ

આકૃતિ નીચી વળી રેતમાંથી કંઈ ખોદી કાઢતી જણાઈ. એણે હળવેથી પાસે આવી જોયું, એ માણસ દાટેલી બાટલીઓ કાઢતો હતો. પેલાનું ધ્યાન ખોદવામાં હતું. સિકંદરે એની ગરદન પકડી પૂછ્યું, 'કયોં એ દારૂ ચુરાતા હૈ? હરામી. લા, મુઝે એક બોતલ દે.'

સિકંદરના અચાનક હુમલાથી પેલો ગભરાઈ ગયો. આંખો ફાડી એણે સિકંદર ભણી જોયું. રાંક સાદે એ બોલ્યો, 'મેરી નહીં હૈ સાબ...મૈં તો નોકર આદમી...'

'અરે તેરે નોકરકી ઐસી...લા બે લા' કહી, ડાબો હાથ આડો વાળી, સિકંદરે જોરથી પેલાના મોં પર થપ્પડ મારી એક બાટલી આંચકી લીધી. બાકીની બાટલીઓ છાતીએ દબાવી પેલો દોડયો ને પુલને છેડે અંધારામાં અદશ્ય થઈ ગયો.

સિકંદરે ઊભા ઊભા જ બાટલી ખોલી મોંએ માંડી. 'અબ બદનમેં કુછ ગરમી આયેગી' લગભગ અરધી બાટલી ગટગટાવી, કુડતાની ફાટેલી બાંય વડે મોં લૂછી એ બબડયો. રેત પર નિરાંતે પગ લાંબા કરી બીડી સળગાવી. ખાલી પેટમાં દારૂ બળતો હતો. માથું ભમવા લાગ્યું. આડા પડી, ટૂંટિયું વાળી, નિસ્તેજ આસમાનના અસ્થિર લાગતા તારાઓને એ જોવા લાગ્યો. ઈંદની મહેફિલમાં નાચતી –ગોળ ફરતી–જરીના બુટ્ટા ભરેલા દુપટ્ટાવાળી–જોહરાજાન યાદ આવી. નાચનું એક દશ્ય આંખો આગળ ડોલવા લાગ્યું. કલાક દોઢ કલાક સુધી નશાને લીધે એ ભૂતકાળના ઊંડા જળમાં ડૂબતો–તરતો પડયો રહ્યો.

પવન પણ હવે સિસકારા બોલાવતો પુલના થાંભલાની છાયામાં લપાવા મથતો હતો. બાટલીમાં બાકી રહેલો દારૂ પી સિકંદર એલિસપુલ પાસે આવી પહોંચ્યો. ચંદ્રનો પ્રકાશ થોડો વધ્યો હતો. રાખોડિયા રંગના પુલ પર ચાંદનીએ સફેદાનો આછો હાથ માર્યો હતો. હારબંધ બેઠેલા કારવાનનાં ઊંટો જેવા પુલની કમાનોના દેકાવાળા પડછાયાઓને ઓળંગી સિકંદર ધોબીઓના ઓલવાતા જતા ભઠ્ઠા પાસે આવી બેઠો. હાથ વડે અંગારા સંકોરી તાપવા લાગ્યો. પેટમાં ભૂખની આગ બળતી જ હતી એમાં પેલા દારૂનું ઈંધણ પડયું.

સામે પાર ઝાંખા દેખાતા વા. સા. હોસ્પિટલના ટાવર તથા નીચે અંધારામાં લપાયેલાં મકાનો ભણી એ જોઈ રહ્યો. કયાંકથી બેચાર રોટી મળી જાય તો...પાછલે દરવાજેથી કોઈના બંગલામાં ઘૂસી જાઉં ...પણ ચોરી? કુડતા હેઠળ બળતા પેટના ખાડા પર હાથ ફેરવતો એ વિચાર કરવા લાગ્યો. છેવટે પગ વડે થોડી રેત ઉછાળી એ ઊભો થયો. ઢીંચણ સુધી લૂંગી ચડાવી સામે કિનારે જવા પાણીમાં ઊતર્યો.

કિનારે ઊંચા થાંભલા પર મોટું સર્ચલાઈટ બળતું હતું. ભૂખરાં, મેલાં પાણી ડહોળી એ કાંઠે આવ્યો. પાણી પર પડેલા પોતાના લાંબા ઓળાને જોતો એ ઘડીકમાં સર્ચલાઈટના નીચેના અંધારા ભાગમાં આવી ઊભો રહ્યો. ઠંડા પાણીને લીધે પગ જાણે સીસું ભર્યું હોય એવા જડ અને ભારે થઈ ગયા હતા. બંડીના ગજવામાંથી મેલો રૂમાલ કાઢી સાથળ સુધી પગ લૂછયા. થોડી ગરમી આવે–લોહી ફરે એ વિચારે બન્ને પગે જોરથી માલિશ કરી. લાંબા વખત સુધી હિમગિરિનાં પડખાં સેવીને આવ્યો હોય એવો પવન એનાં ફાટેલાં કપડાંમાં પેસી પજવતો હતો. દાંત કકડાવતો એ આગળ વધ્યો.

જમણી બાજુએ આવેલી હોસ્પિટલના ટાવરમાં બે વાગ્યા હતા. ડાબી બાજુએ આવેલા બે માળના મકાન પાસે આવી એ ઊભો રહ્યો. મકાનના આગળના ભાગમાં નાનકડા બગીચાના ખૂણા ઉપર ઝાંખો દીવો બળતો હતો. ઝાંપે તાળું હતું. સિકંદર કોટ કૂદી અંદર ગયો. મેંદીની વાડમાં સંતાઈને બોલતાં તમરાં એનો પગરવ સાંભળી શાંત થઈ ગયાં. બિલ્લીપગે પગથિયાં ચડી એ વરંડામાં આવ્યો. જોયું, અહીં પણ બારણે તાળું હતું. બીજાં બારણાં ધકેલી

જોયાં, અંદરથી બંધ હતાં. વરંડાની બાજુનો કઠેરો કૂદી એ પાછળના ભાગમાં આવ્યો. ભોંયરાનું મોઢું વેન્ટીલેટર ઉઘાડું હતું. વેન્ટીલેટરના તૂટેલા સળિયામાંથી માથું ઘાલી અંદર જોયું. સળિયામાંથી ઊતરી શકાય એમ હતું. તૂટેલા સળિયાવાળા ભાગમાં પગ નાંખી, બારીનું ચોકઠું પકડી, ક્ષણ વાર લટકી એ નીચે સરકી પડયો.

અંધારામાં ચાર ડગલાં ચાલ્યો ત્યાં કાચનાં વાસણો પર પગ પડતાં વાસણો છંછેડાઈ ખણખણી ઊઠયાં. બેચારનો કચ્ચરઘાણ વળી ગયો. સિકંદરે નીચા વળી ઉઘાડા પગમાં પેસી ગયેલો કાચનો કટકો ખેંચી કાઢ્યો. દીવાસળી સળગાવી જોયું-સફેદ, પીળી દવાઓ ભરેલા શીશાઓ, લાંબી કાચની નળીઓ, રકાબીઓ, કાચના ચંબુઓ તથા પ્યાલાઓનો ઢગલો પડયો હતો. ભાંગેલા શીશામાંથી કોઈ જલદ દવા ઢોળાઈ ફરસ પર રેલાઈ હતી. એની વિચિત્ર-તીવ્ર ગંધ નાકમાં ભરાઈ. આંખો બળવા લગી. લોહી-ટપકતા પગે ગજવામાંથી રૂમાલ કાઢી બાંધી દીધો. લંગડાતો અંધારામાં હાથ વડે રસ્તો ફંફોસતો એ આગળ વધ્યો.

થોડે જતાં બરફ જેવા ઠંડા, મોટા હેંડલ સાથે એનો હાથ અથડાયો. હેંડલ પર હાથ ફેરવી, પકડી ખેંચ્યું. 'ખટાક' કરતું મોટું બારણું ઊઘડયું અને ઠંડી હવાનું ગંધભર્યું મોજું બહાર ધસી આવ્યું. અંદર એકદમ બત્તી થઈ. બત્તી કોણે કરી? અહીં બીજું કોઈ છે એમ માની સિકંદર ગભરાઈ બારણાની આડમાં સંતાઈ ગયો. કશોય અવાજ ન સંભળાતાં એણે કબાટમાં જોયું. એ ચોંકી ઊઠયો. આંખો ફાટી ગઈ. મોટી લાંબી છાજલીઓ પર ગોઠવેલાં ઉઘાડાં-અર્ધનગ્ન - કાળાં, પીળાં, ધોળાં મડદાં હતાં. કબાટનું બારણું બંધ કર્યું. સિકંદરે બકરાંનાં-ઘેટાંનાં-ગાય-ભેંસનાં મડદાં જોયાં હતાં - પણ આમ માણસનાં મડદાંનો ઢગલો પહેલી વાર જોયો.

થોડી વાર સુધી મૂઢ બની એ ઊભો રહ્યો. ફરી પાછું ફ્રીઝરનું હેંડલ પકડી ખેંચ્યું. બારણાના ખટકાની સાથે અંદર પાછી બત્તી થઈ. માથું નમાવી એ મડદાંઓ ભણી જોઈ રહ્યો. સૌથી નીચે એક પુરુષનું દૂબળું, કાળું, લાંબું, સુકાયેલું શબ હતું. કાચના મોટા મણકા જેવા ફાટેલા ડોળામાં હજુ ભય તરવરતો હતો. મોંમાંથી બે રાક્ષીઓએ બહાર નીકળી નીચેના હોઠને દબાવી રાખ્યો હતો. જાડા, ટૂંકા, બ્રશ જેવા વાળ ઊંચા રહેલા હતા. વચલા ખાનામાં દબાઈ ચીમળાઈ ગયેલા સ્તનવાળી, ફિક્કી-ફોગાઈ ગયેલી સ્ત્રીની લાશ હતી. કમર પર મેલું લૂગડું વીંટાળેલું હતું. પહોળા થઈ ગયેલા મોંમાં પીળા, મોટા દાંત દેખાતા હતા. નક્લી વાળની વિગ જેવા વાળ ચોંટેલા હતા. ગાભણી બકરીના જેવું એનું ફૂલેલું, વચમાંથી દબાયેલું પેટ ચગદાયેલા ચીભડા જેવું બેડોળ લાગતું હતું. નાની કોડીઓ જેવી ઝીણી, સૂજેલી આંખો વડે એ બાઈ સિકંદર ભણી ટગર ટગર જોઈ રહી હતી. બાજુમાં, જન્મીને તરત મરી ગયેલા ગરોળીના બચ્ચા જેવી એક બાળકની પીળચટી લાશ પડી હતી.

એટલામાં ઉપરના ભાગમાં કંઈક પડવાનો અવાજ તથા પગરવ સંભળાયો. સિકંદરને લાગ્યું કે કોઈ ભારે પગલે નીચે ભોંયરા ભણીથી આવી રહ્યું છે. શ્વાસ રોકી ફ્રીઝરનું બારણું બંધ કરી, ખૂણામાં એ લપાઈ રહ્યો. પણ કોઈ આવ્યું નહીં. એણે

ખોલી નાખેલી. શરીરના કાપેલા ટુકડા ટેબલ પર વિખરાયેલા પડ્યા હતા. દુર્ગંધને લીધે એનું માથું ભમવા લાગ્યું. થોડી વાર સુધી નાક દબાવી રાખ્યું. ટેબલના ખૂણા પર મોટી પ્લેટમાં જાડા સૂતરની ભીની, મેલી આંટીઓ જેવાં ચીકણાં આંતરડાંનો ઢગલો પડ્યો હતો.

સિકંદરને કપડાંનો ધીમો ફફડાટ તથા ઝડપથી લેવાતા-મુકાતા શ્વાસનો અવાજ સંભળાયો. એને લાગ્યું કે કોઈ બીજો માણસ આટલામાં ક્યાંક સંતાયો છે. ટેબલ પર પડેલો વાઢકાપનો ઝીણી દાંતીવાળો છરો હળવેથી ઉપાડી લીધો. જરીક આગળ જતાં ફરસ પર ઢોળાયેલા ચીકણા પ્રવાહી પર પગ પડતાં એ લપસી હેઠે પડ્યો. ટેબલ પર મૂકેલી પ્લેટ સાથે હાથ અફળાયો. પ્લેટ નીચે પડી ભાંગી ગઈ. આસપાસ કાચના કટકા ઊછળ્યા. આંતરડાનો ઢગલો ફેલાઈ ભોંય પર પથરાઈ ગયો. ખૂણામાંના હાડપિંજર સાથે પગ અથડાતાં એ ખર્રર્ કરતું ચત્તાપાટ પડેલા સિકંદર ઉપર ઊંધું ઢળી પડ્યું. હાડપિંજરની ખોપરી એના ખભા પર અફળાઈ. એની છાતી ઉપર હોકી સ્ટિક જેવો હાડપિંજરનો હાથ પછડાયો.

વાગેલા ભાગ પર હાથ ફેરવતો એ ઊભો થવા જતો હતો ત્યાં પાસેના મોટા ટેબલ નીચે માણસ જેવી આકૃતિ દેખાઈ. કાચંડાની જેમ એના તરફ એ સરકયો. આકૃતિ ટેબલની નીચેથી ઊભી થઈ બારી ભણી દોડવા ગઈ, પણ આંતરડાના ઢગલા પર પગ પડતાં લપસી એ નીચે પડી. પાછી ઊભી થઈ. પગમાં વીંટળાયેલાં ચીકણાં આંતરડાં કાઢવા એ નીચી વળી. ટેબલને આ છેડેથી સિકંદરે એક કપાયેલો પગ લઈ એના પર જોરથી ફેંક્યો. આકૃતિ ખસી ગઈ. પગનો ટુકડો દીવાલ સાથે 'ધમ' કરતો અથડાઈ નીચે પડ્યો.

બારીની સ્ટોપર ખોલવા પેલો માણસ ટેબલ પર ચડ્યો. સિકંદરે ટેબલને જોરથી ધક્કો માર્યો. કાપેલાં અંગોના ટુકડાઓને ચગદી નાંખતો પેલો લાશોની વચ્ચોવચ્ચ પડ્યો. સિકંદરે કૂદી એની ગરદન પકડી, ટેબલ પરથી ખેંચી નીચે પછાડ્યો. વેન્ટીલેટરમાંથી આવતા ચંદ્રના પ્રકાશવાળા ભાગમાં લઈ જઈ જોયું. આ પણ એક લાશ હતી—જીવતી. એ ઘરડો ડોસો હતો. હાથમાં પકડેલી એની ગરદન મુડદાલ મુરઘા જેવી દૂબળી-પોચી હતી. સફળવકળ થતી, ઊંડી ઊતરેલી આંખોમાં સફેદ – ધૂમર પડળો વચ્ચે ધ્રૂજતી – ગળી ગયેલા નાના ફાલસા જેવી કીકીઓ જાણે હમણાં નીકળી પડશે. બગલમાં મેલાં કપડાંનો વીંટો હતો.

'ક્યોં બે બુઢ્ઢે, ચોરી કરને આયા હૈ?' ગરદન પરની ભીંસ ઢીલી કરતાં સિકંદરે પૂછ્યું. ડોસો કાંપતો હતો. 'બોલતા ક્યોં નહીં? દૂં એક ઝાપડ...' કહી એણે હાથ ઉગામ્યો.

'બે ચાર લુગડાના કકડા...માબાપ. બગલમાં દબાવી રાખેલાં કપડાં દેખાડી ડોસો બોલ્યો.

'ઇસે ક્યા કરોગે?'

'ગુજરીમાં વેચી ચાર પૈસા, માબાપ...' સુકાયેલા ચહેરામાં ખાડા પડેલા હતા. ઘરડા ઘોડાની જેમ તે હાંફતો હતો. પહેરવેશ ચીંથરેહાલ હતો.

'અચ્છા, ભાગો યહાંસે.' ગભરાતો, ડોક વાળીને પાછું જોતો ડોસો આગળ વધ્યો. છેવાડેના ટેબલ પર પડેલા શબ પર નજર નાંખી એ ક્ષણ વાર ઊભો રહ્યો. કાંપતા હાથે શબ પર ઓઢાડેલા કાળા કામળાનો છેડો પકડ્યો.

'રખ દો, ઉસે હમ લેંગે. સિકંદરે દોડી કામળો ખેંચી લીધો. એણે વિચાર કર્યો—આને વેચતાં બે ચાર દિવસની રોટી નીકળશે.

ટેબલ ઉપર ચડી સ્ટોપર ખોલી બારી ઉઘાડી. પાછલી રાતની, પૂર્વ દિશાની ઠંડી હવા સૂસવાટા મારતી અંદર દોડી આવી. બારી વચ્ચે ઊભેલા ડોસાના સફેદ વાળ તથા કપડાંના લીરા ઊડવા લાગ્યા.

પ્રજતે હાથે બારી પકડી, બેસી પગ લટકાવી ડોસો નીચે ઊતરી પડ્યો. થોડી વાર આમતેમ જોઈ, બીજું કંઈ લેવા જેવું ન લાગતાં હાથમાંનો છરો બંડીના આગલા ગજવામાં ખોસી, ઉપર કાળો કામળો ઓઢી સિકંદર બારીમાંથી નીચે કૂદી પડ્યો.

નદી ભણી જતી પગદંડી પર એ ચાલવા લાગ્યો. હવા સૂસવાટા મારતી હતી. મેદાનની વચમાં આવેલા પીપળા પાસેથી એક રસ્તો ફંટાઈ ઊંચાણવાળી બાજુએ જતો હતો. પીપળાનો પડછાયો ટૂંટિયું વાળીને વચ્ચે પડ્યો હતો. ઉપર પપનસના ટુકડા જેવો પીળો ચંદ્રમા પશ્ચિમ તરફ ઢળતો હતો.

સિકંદરે જોયું-દૂર ડોસો કાંપતો, સાચવીને પગ મૂકતો ઓવારા નીચે ઊતરતો હતો. ફાટેલાં કપડાં હવામાં ઊડતાં હતાં. જરા ઉતાવળે પગલે સિકંદર ડોસાની તરફ-ઓવારા ભણી ગયો. નદી પાર કરવા માટે ડોસાએ પાણીમાં પગ મૂક્યો ત્યાં સિકંદરે ઉપરથી બૂમ પાડી—'એ બુઢ્ઢે, જરા ઠહર.'

ડોસાએ ગભરાટ સાથે પાછળ-ઊંચે જોયું. ભેખડ પરથી સિકંદરે ડોસાના થરથર કાંપતા દેહ પર પોતે ઓઢેલો કાળો કામળો ઉતારી ફેંક્યો. ડોસાએ બે હાથ પહોળા કરી, એને બાથમાં લઈ શરીર-માથે વીંટાળી લીધો. બેચાર પળ સુધી સિકંદર ભણી જોઈ રહ્યો. ઢળતા ચંદ્રના પ્રકાશમાં, નદીનાં જળ પર બન્ને જણાના પડછાયા છૂટા પડ્યા. અબરખની પાતળી પતરીઓ જેવાં નદીનાં જળ આછાં ચળકતાં હતાં.

સિકંદર પાછો પીપળા નજીક આવ્યો. દૂર-પેલી પાર નદીની રેતમાં ડોસાની ધૂંધળી આકૃતિ પ્રેતની જેમ પુલના પડછાયામાં ઓગળી ગઈ. સિકંદર થોડી વાર સુધી સ્થિર નેત્રો વડે જોઈ રહ્યો. પછી ટેકરાની પાછળ આંબલીઓના ઝુંડમાં આવેલા સ્મશાનના છાપરા ભણી ચાલવા લાગ્યો.

[તાજા વાર્તાસંગ્રહ 'ધવલગિરિ'માંથી]

## ઉદ્ગાર વાર્તાસ્પર્ધા

આ સમયે, જ્યારે શાળા-મહાશાળામાં ભણતા વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં ભાષા-સાહિત્યના શિક્ષણનું મહત્ત્વ ઘટ્યું છે, ત્યારે વિદ્યાર્થીઓના તથા આવતી કાલના ભવિષ્ય માટે પણ સર્જાતા સાહિત્યને પ્રાગટ્ય પ્રોત્સાહન મળવું જરૂરી છે. આ માટે જે તે સ્વરૂપો વિશેની 'સ્પર્ધાઓ' જરૂરી જણાય છે.

આ હેતુને લક્ષમાં રાખીને અમે હાલ પૂરતું માધ્યમિક-ઉચ્ચ માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓની શ્રેષ્ઠ મૌલિક કૃતિઓ પ્રગટી રહે તે અંગે આ 'વાર્તા-સ્પર્ધા'નું આયોજન કર્યું છે. સૌ વિદ્યાર્થીઓને એમાં ભાગ લેવાનું હૃદયપૂર્વકનું નિમંત્રણ છે.

(૧) જે તે શાળામાં ભણતા વિદ્યાર્થીઓ આ સ્પર્ધામાં ભાગ લઈ શકે

(૨) 'વાર્તા મૌલિક છે' તથા વિદ્યાર્થી તેમની શાળામાં અભ્યાસ કરે છે તે મુજબનું આચાર્યશ્રીનું પ્રમાણપત્ર વાર્તા સાથે મોકલવું આવશ્યક છે.

(૩) વાર્તા મોડામાં મોડી તા. ૩૧ જાન્યુ. '૭૮ સુધીમાં મળી જવી જોઈએ.

(૪) ઇનામ આ ક્રમમાં અપાશે :

વિજેતાની પસંદગીનાં ગુજરાતી પુસ્તકો

પ્રથમ ઇનામ રૂ. ૩૫૧ના પુસ્તકો
બીજું ઇનામ રૂ. ૨૫૧નાં પુસ્તકો
ત્રીજું ઇનામ રૂ. ૧૫૧નાં પુસ્તકો
પ્રોત્સાહક ઇનામ રૂ. ૧૦૧નાં પુસ્તકો

ગુજરાતના સુપ્રસિદ્ધ સર્જકો તથા વિવેચકો આ સ્પર્ધાના નિર્ણાયક હશે, જેમનાં નામ જાહેર કરવામાં આવશે.

વાર્તા મોકલવાનું સરનામું :
'ઉદ્ગાર વાર્તાસ્પર્ધા'
ઉદ્ગાર કાર્યાલય, આર. આર શેઠની કંપની,
ગાંધી રોડ, અમદાવાદ-૧

# પ્રતિયુદ્ધ કાવ્યો

## (ANTI-WAR POEMS)

ગુલાબદાસ બ્રોકર

કોઈ પણ સારા પુસ્તકનો જન્મ એ ઇચ્છિત બાળકના જન્મ જેવો ગણાય–પ્રેમભર્યા આવકારને યોગ્ય.

તેમાંયે આજના જેવા સમયે જ્યારે માનવજાત યુદ્ધની યંત્રણા એ શું છે તે પૂરેપૂરી જાણતી હોય અને જ્યારે તે બે બે મહાયુદ્ધોના ભયાનક ઓથારથી સંપૂર્ણપણે મુક્ત ન થઈ શકી હોય ત્યારે તો આવાં 'પ્રતિયુદ્ધ કાવ્યો' જેવાં પુસ્તકોની આવકાર્યતા સવિશેષ વધી જાય.

એનું એક કારણ તો એ હોય છે કે, યુદ્ધની વિનાશકતા, નિરર્થકતા અને મૂર્ખતા ગાનારા તો કવિઓ હોય છે, પણ એ કવિ તો માત્ર વાહનરૂપ હોય છે, એ જે ગીત ગાતાં હોય છે–યુદ્ધનો વિરોધ કરનારાં–એ તો યુદ્ધથી ત્રાસી ગયેલી, વાજ આવી ગયેલી જનતાના હૃદયની વાણી હોય છે.

યુદ્ધત્રસ્ત જનતાની એ વાણી કદીક રવીન્દ્રનાથ આર્તસ્વરે પોકારી રહ્યા હોય છે. એ વાણી જેનો કદીયે જવાબ ન મળે એવા પ્રશ્ન રૂપે રવીન્દ્રનાથ દ્વારા પ્રગટી ઊઠતી હોય છે.

આ રહ્યો એ પ્રશ્નઃ

"...એટલે તો આંસુ સાથે પૂછું છું તનેઃ જેઓ કરે છે તારા વાયુને વિષમય, ને બુઝાવી દે છે તારો પ્રકાશ એમને ક્ષમા કરી છે તેં ? ને કર્યો છે એના પર તેં પ્રેમ ?"

જેને આ પ્રશ્ન પૂછાયો છે તે તો કદીયે એનો ઉત્તર વાળવાનો નથી, પણ જગતના સંતોએ, કવિઓએ તત્ત્વજ્ઞોએ તો અનેક વાર કહ્યું છે કે યુદ્ધ નહિ, પણ પ્રેમ જ આ જગતને ધારી રાખનારું એકમાત્ર બળ છે.

ને છતાં યુદ્ધો તો થતાં જ રહે છે, થતાં રહેશે કદાચ.

એ કાવ્યોનો ભાવ પણ ઉપર આપણે જોયું એ પ્રકારનો જ ભાવ છે. યુદ્ધના દેવને તેઓ "ઘમંડી યુદ્ધ દેવતા" કહે છે, પણ છતાં તેના ઘમંડને એ ચલાવી લેતા નથી, પડકારે છે. કહે છેઃ

"તું ભૂલી ગયો છે કે,
તેં મારામાં ચણેલી બર્લિનની દીવાલને બારીઓ રહી ગઈ છે."

દરેક કવિને, દરેક યુગમાં, કોઈ ને કોઈ બર્લિનની દીવાલનો સામનો કરવાનો રહે જ છે. અને છતાં માનવતાનું સદ્‌ભાગ્ય એ છે કે કવિ, કોઈક વાર યશવંત ત્રિવેદીની માફક એ બારીમાંથી, કાં તો

'સ્કૂલે જતાં ટાબરિયાંને રોજ જોયા' કરે છે કે કાં તો એલ્યા એહરન બર્ગની માફક,

"ચૂનાથી ધોળેલી દીવાલ ઉપર ધરબાઈ ગયેલા બે પડછાયા" યાદ રાખ્યા કરે છે.

કહેવાની જરૂર છે ખરી કે એ બે પડછાયા તે પેલા બારવાના અને તેની સ્ત્રીના હોય છે ?

એ ટાબરિયાંઓ, એ પડછાયાઓ, તેની અલસતામાં મહાલતી પેટ્રસની એ યુવાન કન્યા, કે તેની પાનખર વીતાવતો એ વૃદ્ધ સજ્જન ઘણું જીવો, કેમ કે તેની વિરુદ્ધ ગમે તેટલાં કાવ્યો ભલે ને લખાય છતાં યુદ્ધ માનવ માટે તેના પડછાયા જેટલું અનિવાર્ય રહ્યું છે.

એટલે તો ડૉ. રાધાકૃષ્ણને સાચું જ કહ્યું છે કે,

"હિંસા જ મનુષ્યજાતિનો ઇતિહાસ છે,
અહિંસા તો માત્ર તેનો આદર્શ રહ્યો છે."

એમ હોવા છતાં માનવજાતિનો વિજય એ છે કે માનવ એના એ ઇતિહાસને હંમેશાં પડકારતો રહ્યો છે, અને પેલા આદર્શનો ધ્વજ ફરકતો રાખવાની હંમેશાં કોશિશ કરતો રહ્યો છે *

* તા.૮-૧૦-૧૯૭૭ને દિવસે મહુવા યુવક સમાજ દ્વારા યોજાયેલ પુસ્તકના ઉદ્‌ઘાટન પ્રસંગે યશવંત ત્રિવેદી સંપાદિત–અનુવાદિત 'પ્રતિયુદ્ધ કાવ્યો' (મૂલ્ય રૂ. ૧૨–૦૦) વિશે બોલાયેલું વ્યાખ્યાન, થોડા સુધારાવધારા સાથે.

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. એંધાણ | શ્રી નાનાભાઈ જેબલિયા | નવલકથા | ૧૫–૦૦ |
| ૨. ત્રીજો સૂર | શ્રી પિનાકીન દવે | ,, | ૧૦–૦૦ |
| ૩. જોબન તો બાવળની શૂળ | શ્રી હસમુખ શેઠ | ,, | ૧૩–૨૫ |
| ૪. શૂન્યાવકાશ | શ્રી પ્રીતમલાલ કવિ | ,, | ૧૩–૦૦ |
| ૫. સૂરજ ઊગ્યો સાંજે | શ્રી ભૂપત વડોદરીયા | ,, | ૧૫–૫૦ |
| ૬. ઇન્સાફ | શ્રી પ્રફુલ્લ ઠાકર | ,, | ૧૬–૭૫ |
| ૭. કૃષ્ણજીવન લીલા ભાગ ૧થી ૫ | શ્રી પન્નાલાલ પટેલ | ,, | ૧૦૦–૦૦ |
| ૮. નેવુ વર્ષ ભાગ–૨. | શ્રી યશોધર મહેતા | ,, | ૧૬–૦૦ |
| ૯. કુરક્ષેત્રને પંથે ભાગ–૩ | શ્રી દક્ષિણકુમાર જોષી | ,, | ૧૮–૫૦ |
| ૧૦. કુંવારી માતા | શ્રી હરિલાલ ઉપાધ્યાય | ,, | ૧૩–૦૦ |
| ૧૧. સરોવર છલી વળ્યાં | શ્રી હરિલાલ ઉપાધ્યાય | ,, | ૧૩–૫૦ |
| ૧૨. સંસારી સાધુ | શ્રી હરકિસન મહેતા | ,, | ૧૨–૫૦ |
| ૧૩. માણસ નામે ગુનેગાર | શ્રી હરકિસન મહેતા | ,, | ૧૫–૦૦ |
| ૧૪. આપનો બન્ટી | શ્રી મન્નુ ભંડારી<br>અનુ. નિરંજના સહાવાળા | ,, | ૧૫–૦૦ |
| ૧૫. વિકલ્પ | શ્રી ચંદુલાલ સેલારકા | ,, | ૧૦–૦૦ |
| ૧૬. ધ્વનિ-સંકેત | શ્રી ધીરજબેન પારેખ | ,, | ૧૫–૦૦ |
| ૧૭ વિપચક | શ્રી ગૌતમ શર્મા | ,, | ૧૬–૭૫ |
| ૧૮. હૈયાની ઠકરાત | શ્રી નટવર શાહ | ,, | ૨૨–૦૦ |
| ૧૯. તપોવનની તાપસી | શ્રી પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ,, | ૧૩–૫૦ |
| ૨૦. સપનું પાછલા પહોરનું | શ્રી મોહમ્મદ માંકડ | ,, | ૧૪–૫૦ |
| ૨૧. વૈભવ | શ્રી ઇન્દ્રવદન પંડયા | ,, | ૧૦–૭૫ |
| ૨૨. સ્નેહ સ્મિત ને સપનાં | શ્રી નવનીત મદ્રાસી | ,, | ૧૩–૦૦ |
| ૨૩. ઋતુ | શ્રી કિશોરસિંહ સોલંકી | ,, | ૮–૨૫ |
| ૨૪. રઝળતા દિવસ | શ્રી કિશોરસિંહ સોલંકી | ,, | ૮–૨૫ |
| ૨૫. પવનપાવડી | શ્રી રાધેશ્યામ શર્મા | નવલિકા | ૯–૦૦ |
| ૨૬. હાલા તારા હાથ વખાણું | શ્રી દોલત ભટ્ટ | ,, | ૯–૦૦ |
| ૨૭. છેતરી ગઈ | શ્રી બાબુભાઈ વૈદ્ય | ,, | ૮–૨૫ |
| ૨૮. રોશની | શ્રી યોગેશ્વરજી | ,, | ૬–૫૦ |
| ૨૯. ટીપે ટીપે | શ્રી લક્ષ્મીકાન્ત ભટ્ટ | ,, | ૪–૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૦. પ્રતીતિ | શ્રી ડૉ. બહેચરભાઈ પટેલ | કાવ્ય | ૮–૦૦ |
| ૩૧. ભીનું નગર | શ્રી દિપક કાશીપુરિયા | ,, | ૪–૫૦ |
| ૩૨. છાકમ છલ્લો | શ્રી સુરેશ દલાલ | ,, | ૫–૦૦ |
| ૩૩. ભણે નરસૈંયો | શ્રી પન્નાલાલ પટેલ | નાટક | ૭–૦૦ |
| ૩૪. ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી ૧૯૬૩ | સં. રમણલાલ જોશી | વિવેચન | ૧૦–૦૦ |
| ૩૫. સીમાંકન અને સીમોલ્લંઘન | શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર | ,, | ૧૦–૦૦ |
| ૩૬. પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી | શ્રી દલસુખભાઈ માલવણીયા | ,, | ૫–૦૦ |
| ૩૭. અખાના છપ્પા | શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદી | ,, | ૯–૦૦ |
| ૩૮. એબ્સર્ડ | શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | ,, | ૨૦–૦૦ |
| ૩૯. ધર્મ તત્ત્વ વિચાર ભાગ–૨ | શ્રી નર્મદાશંકર મહેતા | ,, | ૨૫–૦૦ |
| ૪૦. આત્માનાં અમી | ડૉ. બહેચરભાઈ પટેલ | ચિંતન | ૨૦–૦૦ |
| ૪૧. જીવનમાં સ્વર્ગ અને નરક | શ્રી નેમિચંદ્રજી | પ્રેરક પ્રસંગ | ૪૦–૦૦ |
| ૪૨. ભક્ત નરસૈયો | શ્રી દેવેન્દ્રકુમાર પંડિત | જીવનચરિત્ર | ૬–૦૦ |
| ૪૩. રોગોમાં અનુભવસિદ્ધ ઉપાયો | ડૉ. ભૂપતરાય દવે | આરોગ્ય | ૭–૫૦ |
| ૪૪. ભદ્રેશ્વર વસઈ મહાતીર્થ | શ્રી રતિલાલ દેસાઈ | સંશોધન | ૩૦–૦૦ |
| ૪૫. દીવા તળે ઓળાયા | શ્રી દિલીપ રાણપુરા | સંસ્મરણો | ૧૨–૦૦ |
| ૪૬. નવરંગ મેળો | શ્રી હીરાલાલ ફોફલિયા | જાદુકળા | ૧૫–૦૦ |
| ૪૭. આપ સમાન બળ નહિ | શ્રી શિવમ્ સુંદરમ્ | બાળસાહિત્ય | ૩–૦૦ |
| ૪૮. શિશુ બાળ વાર્તાવલી પુ. ૬. | શ્રી રતિલાલ નાયક | ,, | ૯–૦૦ |
| ૪૯. પુષ્કર પ્રસાદી કથામાળા પુ. ૧૦. | શ્રી દેવેન્દ્રમુનિ શાસ્ત્રી | ,, | ૧૫–૦૦ |
| ૫૦. અવનવી પરીકથા માળા પુ. ૧૦. | શ્રી કનુભાઈ રાવળ | ,, | ૧૫–૦૦ |
| ૫૧. આપણી લોકમાતાઓ પુ. ૪. | શ્રી ધીરજલાલ ગજ્જર | ,, | ૯–૦૦ |
| ૫૨. જીવન મંગળ ગ્રંથાવલી પુ. ૬. | શ્રી ગુલાબદાસ બ્રોકર | ,, | ૧૫–૦૦ |
| ૫૩. મનોરંજક લોકકથામાળા પુ. ૩. | શ્રી જોરાવરસિંહ જાદવ | ,, | ૧૨–૭૫ |
| ૫૪. સભરસ કથામાળા પુ. ૫. | શ્રી દીપક મહેતા<br>વંદના મહેતા | ,, | ૧૩–૦૦ |
| ૫૫. આલતું ફાલતું | શ્રી હરીશ નાયક | ,, | ૧૦–૦૦ |
| ૫૬. પંડિતરાજ શિભી ચોટલી | શ્રી હરીશ નાયક | ,, | ૫–૦૦ |

# ઉત્તમ પુસ્તકોની નવી આવૃત્તિઓ નવા રૂપેરંગે

| | | |
|---|---|---|
| અશ્રુઘર | રાવજી પટેલ | ૮–૭૫ |
| ઝંઝા | રાવજી પટેલ | ૧૩–૦૦ |
| વિશ્વજિત્ | પિનાકિન્ દવે | ૨૦–૦૦ |
| ફેરો | રાધેશ્યામ શર્મા | ૬–૭૫ |
| મન નહિ માને | ભગવતીકુમાર શર્મા | ૨૦–૦૦ |

ભારતીય જ્ઞાનપીઠનું એક લાખ રૂપિયાનું ભારતનું સર્વોચ્ચ સાહિત્યિક પારિતોષિક પ્રાપ્ત કરનાર અમર કૃતિ

| | | |
|---|---|---|
| યયાતિ | વિ. સ. ખાંડેકર | ૩૦–૦૦ |
| સુલભા | વિ. સ. ખાંડેકર | ૧૪–૫૦ |
| વારાફેરા | વિ. સ. ખાંડેકર | ૯–૦૦ |

શ્રી રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| દિવ્યચક્ષુ | ૧૪–૫૦ | જયંત | ૧૨–૨૫ |
| ભારેલો અગ્નિ | ૨૨–૦૦ | પ્રલય | ૧૮–૨૫ |
| ક્ષિતિજ | ૨૭–૭૫ | સૌન્દર્યજ્યોત | ૧૮–૫૦ |
| ઝંઝાવાત | ૩૦–૦૦ | હૃદયવિભૂતિ | ૧૫–૦૦ |
| પહાડનાં પુષ્પો | ૨૩–૦૦ | હૃદયનાથ | ૧૭–૦૦ |
| પૂર્ણિમા | ૧૫–૭૫ | છાયાનટ | ૧૨–૨૫ |
| ગ્રામલક્ષ્મી–૧ | ૧૫–૭૫ | સ્નેહયજ્ઞ | ૧૬–૫૦ |
| કાલભોજ | ૧૯–૫૦ | શોભના | ૧૫–૭૫ |

'હિંદુપત પાદશાહી'ની સ્થાપના અને એના અંત વચ્ચેનાં દોઢસો વર્ષના ગાળા દરમિયાન સ્થપાયેલા સામ્રાજ્યની શરૂથી વિલીનીકરણ સુધીની ભગીરથ ઐતિહાસિક કથા જેના લેખક છે

ગુણવંતરાય આચાર્ય

| | |
|---|---|
| સેનાપતિ | સુસાફર |
| જામતમાચી ૧–૨ | જોરતલબી |

શ્રી સારંગ બારોટ

| | | | |
|---|---|---|---|
| જિંદગીના ફેરા | ૧૨–૦૦ | અગનખેલ | ૧૧–૨૫ |
| વિલાસવહુ | ૧૫–૦૦ | સંગમત્રિવેણી | ૨૦–૭૫ |
| ી | ૧૭–૦૦ | મોરનાં આંસુ | ૧૧–૭૫ |

આવરણ દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોયરામાં, મનાપસ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧

ઉદ્‌ગાર

વર્ષ : ૧
૧૫ જાન્યુઆરી '૭૮ : અંક ૫
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦–૦૦
છૂટક નકલ
રૂ. ૧–૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, માલિક : જે. એ. શેઠ, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ–૪માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.

સંપાદક :
મનહર મોદી

## આપણી વાત

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૯મું અધિવેશન કલ્યાણ ખાતે યોજાઈ ગયું. શ્રી ચન્દ્રવદન મહેતાની પ્રમુખ તરીકે વરણી થઈ તે બદલ અભિનંદન.

ઉદ્‌ગાર વાર્તાસ્પર્ધાને ઠીક ઠીક આવકાર સાંપડ્યો છે. આ સ્પર્ધામાં ભાગ લેવા ઇચ્છતા માધ્યમિક–ઉચ્ચ માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ તા. ૩૧–૧–૭૮ સુધીમાં એમની મૌલિક કૃતિઓ મોકલી શકે છે.

ગુજરાત સરકાર 'ગ્રંથાલય–ધારો' પસાર કરવા તત્પર છે ત્યારે સર્વશ્રી પ્રવીણ શાહ અને ડાહ્યાભાઈ જોષીનો 'સાર્વજનિક ગ્રંથાલયો અને ગ્રંથાલય–ધારો' લેખ આ અંકમાં પ્રગટ કરીએ છીએ, જે એ અંગેની પૂરતી જાણકારી પૂરી પાડવા ઉપરાંત તેની ઉપયોગિતા કેટલી બધી છે તે સમજાવી રહે છે.

આ ધારા અંગે જ્યારે ત્યારે જે તે સમિતિઓ નિમાય તેમાં (૧) લેખકોના પ્રતિનિધિ (૨) સામાજિક કાર્યકરોના પ્રતિનિધિ (૩) ગુજરાતી સાહિત્ય પુસ્તક પ્રકાશક વિક્રેતા મંડળના અનુભવી સભ્યોના પ્રતિનિધિ જેવા જાણકારો સ્થાન પામશે તો અમલબજાવણીને ત્વરિત યોગ્ય દિશા સાંપડી રહેશે એ નિશ્ચિત.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

મુખપૃષ્ઠ છબી : ચંદ્રવદન મહેતા




## બગાસુ

મનહર મોદી

બગાસુ તો
ખા!
પતાસુ તો
ખવાય કે ના ખવાય
એમ થાય
પણ
બગાસુ તો બગાસુ જ
એ ખવાય ત્યારે ગોળ હોય
ખાઈ જવાય ત્યારે સમચોરસ હોય
એ ચવાય ત્યારે ચારે દિશાએ ચંદ્ર ઊગ્યો હોય
એ ચટાય ત્યારે જીભથી જીભને જીભનો આસ્વાદ મળે

રખે ને
રણવગડો વીંધીને વહેંચાઈ જાય
એ ગામડેગામડે
કે
શહેરેશહેરે
એમ ગણીને
એ
હસી કે ના હસી
એ હસી હોત તો પતાસુ ખાતી હોત એ જાણે કે
એ જાણે કે બગાસુ ખાતી હોત જાણે કે
એ એમ જાણીને જ પતાસુ
કે
બગાસુ
ખાતી હોત જાણે કે
એ
રસ્તે કે અડધે રસ્તે કે અડધા રસ્તાની આગળ
આગળને રસ્તે
અટકી હોત
કે
ભટકી હોત
કે
બે હાથ
લાંબા કરીને
ઊંચા કરીને
નીચા
કર્યા હોત
કે
બે પગ
લાંબાપહોળા કર્યા હોત
કે
પગથાઓ ના પડે તો પગથાઓની વાત કેવી હોય
તે અંગે વિચાર્યા કરતી હોત
કે
લાગણીઓને લપટી કરીને
ચપટી
વગાડતી હોત
એ
કશુંક તો કરતી હોત
એ
કશુંક તો હોત
જાણે કે
એમ જાણે કે
બગાસુ તો
ખા!

## દિવસ

મહેશ શાહ

દિવસ એ આખરે તો દિવસ જ હોય છે.
મેં કહ્યું ત્યારે ય ઉલ્લેખ કરવો પડ્યો
કે તે દિવસે...
અને અત્યારે કહુ઼ં તો યે કહેવું પડે કે આજે...
અથવા આવતી કાલે. .
કે પરમ દિવસે...

એટલે કે દિવસમાં તો
રેતી, પગલાં, સમુદ્ર, સાંજ, સૂર્ય,
આકાશ, પડવું કે કંઈ પણ. .

એ દિવસ–
જેના તડકામાં કાચ કાચ જ રહે
ચોખા ચોખા રહે
અને હાથ હાથ જ રહે,
જેના તડકામાં તડકો તો તે જ,
કીકી પણ એ જ
ચક્ચકિત કે ચકળવકળ
પણ કીકી કીકી જ રહે.

ફરકતો હોય
એ દિવસ કીકીની જેમ.
ઊછળતો હોય
રમતના દડાની જેમ.
ઊતરતો હોય પગથિયાં પડ્યા વિના.

પોતાના જ તડકાથી
ધગધગી ઊઠે પોતે જ.
પોતે-જ થઈ જાય શાંત
સાંજે.
ધગધગી ઊઠે બીજે દિવસે
સવારે દિવસ જ પાછો.

ફરકું તો હું યે.
ઊછળું હું, ઊતરું યે.
ધગી ઊઠું, શાંત થાઉં
ને ધગધગી યે ઊઠું હું પાછો–
દિવસની સાથે જ ક્યારેક
પરંતુ દિવસ એ આખરે તો દિવસ જ હોય છે ને?

## આવઆવ

ઉશનસ્

તું જ કંઈ પહેલ કરે, આવઆવ;
અશક્યને સહેલ કરે, આવઆવ;
કેટલો લાંબો છે સૂનકાર, હાય;
તું કંઈ ખલેલ કરે, આવઆવ;
વિશ્વ આ આખાથી રીસ છે,
તું કંઈ જો મેળ કરે, આવઆવ;

○

થૈ શકે સવાર, આવઆવ;
સરસ ઓ સમાચાર, આવઆવ;
ઉજ્જડ છે આંખની ગલી અછાંય,
શ્રેષ્ઠ ઓ આકાર, આવઆવ;
ક્યાંયે ન આજ તાહરો ખયાલ,
ત્યારે હો ચમત્કાર, આવઆવ.

○




# ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૯મું અધિવેશન

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૯મું અધિવેશન કલ્યાણ (મુંબઈ) મુકામે તા. ૩૦, ૩૧ ડિસેમ્બર, ૧૯૭૭ અને ૧લી જાન્યુઆરી ૧૯૭૮ દરમિયાન મળી ગયું. આ સંમેલન માટે નિમંત્રણ પાઠવ્યુ હતું મરાઠી સાહિત્ય મંદિર, કલ્યાણે. કલ્યાણની આ સ્થાનિક સંસ્થા, પણ ભાવના એની ઘણી ઊંચી ને તેથી આંતરભારતીયતાના જુસ્સાને અભિવ્યક્તિ મળે એ રીતનું એક વિશિષ્ટ આયોજન આ પરિષદમાં થયેલું જોઈ શકાયું. એ એક અત્યંત મહત્ત્વની અને ધ્યાનાર્હ ઘટના લેખી શકાય મરાઠી સાહિત્ય મંદિર, કલ્યાણ-ના અધ્યક્ષ શ્રી દ. પ. કેળકરે આ સમેલનની સફળતા માટે ઘણી જહેમત ઉઠાવેલી જોઈ શકાતી હતી.

આ સમેલનની પ્રથમ બેઠક યોજાઈ ૩૦-૧૨-૭૭ના બપોર પછી, ૪-૦૦થી ૭-૦૦ દરમ્યાન આ બેઠકમાં સ્વાગતાધ્યક્ષ શાસ્ત્રી શ્રી પાંડુરંગ આથવલેએ ગુજરાતી સારસ્વતમંડળીનું સ્વાગત કરતાં કેટલીક માર્મિક વાતો કરી હતી. તેમણે વર્તમાન દેશકાળમાં સારસ્વતો પાસેથી પોતાની કેવી અપેક્ષાઓ છે તેનું એક ઉજ્જવળ ચિત્ર રજૂ કર્યું હતું. વાલ્મીકિ-વ્યાસની પરંપરામાં ટકી રહેવા માગતા સાહિત્યકારને માટે આજે બહુજન હિતાય-બહુજન સુખાય કેટલુંક કરવાનું રહેશે. માણસને રોટી-કપડા-મકાન આગળ જ અટકી જવું પાલવે નહીં. એ તો જોઈએ જ, પણ તે ઉપરાત બીજું પણ કેટલુક જોઈએ. બીજું શું જોઈએ તે સાહિત્યકાર બતાવે છે. સાહિત્ય દ્વારા લોકકલ્યાણ થાય એમાં જ સાહિત્યિક ધર્મની ઇષ્ટતા છે. સાહિત્યકાર પોતાનો સ્વધર્મ બજાવશે તો એથી એમ બને કે એને પુણ્ય ન મળે, પણ જો એ પોતાનો ધર્મ નહીં બજાવશે તો પાપ અવશ્ય થશે. સારસ્વતોએ વર્તમાન દેશકાળમાં વધુ સમજદારી-જવાબદારીથી વર્તવાનું છે. 'યુનિટી ઑફ લાઇફ'નો સાચો મર્મ સાહિત્ય જ ઉદ્‌ઘાટિત કરી આપે છે. એક 'કૉનન મેન'ના પ્રતિનિધિ તરીકે શાસ્ત્રીજીએ સાહિત્યકારો પાસે સાચુ જીવન જીવવા માટેની પ્રેરણા-દૃષ્ટિની અપેક્ષા વ્યક્ત કરી. આ બેઠકમાં આ પછીનુ મહત્ત્વનું વ્યાખ્યાન દેખીતી રીતે જ અધિવેશનના પ્રમુખ શ્રી ચંદ્રવદનનું હતું. શ્રી ચંદ્રવદનના વ્યાખ્યાનમા નાટક કેન્દ્રમાં હોય તો તે સમજી શકાય એમ છે. એમણે પોતાનું સન્માન તે વસ્તુતઃ નાટ્યકળાનુ સન્માન છે એમ જણાવ્યું. વળી તેમણે આપણા પંડિતોએ પારસી સાહિત્યસેવાનું જે મૂલ્ય પિછાણેલું તેનો નિર્દેશ કર્યો રણછોડભાઈ ઉદયરામને ૧૯૧૫માં હિન્દની જુદી જુદી ભાષાઓની એક ભેગી સાહિત્ય પરિષદ ભરવાનું, લિપિ અપનાવવાનું ને સર્વભાષાઓના શબ્દોનો એક કોશ બનાવવાનું જરૂરી લાગેલું એ તરફ પણ શ્રી ચંદ્રવદને સૌનું ધ્યાન ખેંચ્યું. તેમણે 'નટ નાટક નાટકશાળા' મુદ્દાની છણાવટ કરતા આપણા ભદ્રવર્ગનું એમના તરફનું વલણ કેવુ પૂર્વગ્રહયુક્ત છે તેનું સૂચન કરી, આપણી નાટકશાળાઓ પરના આરોપોની સમીક્ષા કરી બતાવી. તેમણે નાટક કંપનીના માલિકોએ ગુજરાતી નાટ્યલેખકોને જે અન્યાય કર્યો છે તેની વાત કરી. નાટકોમાં થતી ચોરીઓનો પ્રશ્ન પણ છેડયો. થોડા 'લલિતાદુ:ખદર્શક' જેવા અપવાદ બાદ કરતાં હિન્દુસ્તાની થિયેટરમાં શેક્સપિયર જે વિવિધ રૂપોએ ફાલ્યો-ફૂલ્યો હતો તેની રસપ્રદ વિગતો આપ

તેમણે રંગભૂમિ પર થતો સુરુચિ ભંગનો પ્રશ્ન પણ ચર્ચ્યો ને છેવટે તો 'આપણે આપણા ધર્મ સંભાળવા' એ વાતનો જ મહિમા કર્યો. નાટ્યક્ષેત્રના ઉત્તેજન-વિકાસમાં સરકારના ઉપેક્ષાભાવનીયે તેમણે ઠીક ખબર લીધી. શ્રી ચંદ્રવદને એમના વ્યાખ્યાનમાં લેખકોને દૃષ્ટિફલક વિસ્તારવાની ખાસ ભલામણ કરી. તેમણે સારું સાહિત્ય–વાચન સમાજમાં કેમ વધે તેનીયે ચિંતા કરી. આપણા સમાજજીવનમાં કલા–સાહિત્ય આદિ માટેની જે ઉદાસીનતા છે તે કેટલી દુઃખદ બાબત છે તે તેમણે જણાવ્યું. એ ઉદાસીનતા દૂર કરવાના કેટલાક વ્યવહારુ ઉપાયો પણ સૂચવ્યા. તેમણે પરિષદનું દફતર વિકસાવવાનો પણ આગ્રહ કર્યો. એકંદરે શ્રી ચંદ્રવદનનું વ્યાખ્યાન એમની પ્રબળ નાટ્યપ્રીતિને વાચા આપનારું, કેટલીક સાહિત્યિક વિગતોને કારણે રસપ્રદ અને વાસ્તવિક સાહિત્યિક (ખાસ કરીને નાટ્યલક્ષી) પરિસ્થિતિની યોગ્ય રીતની સમીક્ષા આપનારું બની રહ્યું. આ બેઠકમાં જે બીજાં પ્રવચનો થયાં તેમાં ઉદ્યોગપતિ શ્રી જમનાદાસ બે. લાદીવાળાનું ઉદ્‌ઘાટન –પ્રવચન અને આ બેઠકના અતિથિવિશેષ જાણીતા ક્રિકેટર શ્રી વિજય મર્ચન્ટનું પ્રવચન નિર્દેશી શકાય. એ બંને પ્રવચનો સાહિત્ય દ્વારા શીલની કેમ વધુ ને વધુ આરાધના થાય તેનો નિર્દેશ કરનારાં બની રહ્યાં.શ્રી વિજય મર્ચન્ટે તો જીવનને જ ગુરુ તરીકે ઉલ્લેખી એની દ્વારા જ ખરું શિક્ષણ–માનવતાનું શિક્ષણ મેળવવા પર ભાર મૂક્યો.

અધિવેશનની આ પ્રમુખીય બેઠકમાં જે રીતે પ્રવચન–આયોજના થઈ તેથી પ્રમુખને પોતાનું વક્તવ્ય પણ સમયને અભાવે કાપવાની ફરજ પડી. આ કંઈક કઠે એવી બાબત હતી. આ બેઠક સાહિત્યિક છતાં હવા કોઈ ભાગવતપારાયણમાં બેઠા હોઈએ એવી થઈને રહી. આમ છતાં એકંદરે આ બેઠકમાં થયેલાં વક્તવ્યો શુભભાવનાપ્રેરિત ને તેથી ઉપયોગી તો થયાં જ. આ બેઠકમાં શ્રી રામપ્રસાદ બક્ષીએ પ્રમુખપદ શ્રી ચંદ્રવદનને સોંપતાં ટૂંકું પણ અર્થસભર વક્તવ્ય આપ્યું હતુ અને પરિષદના નવા ત્રૈમાસિક 'ભાષાવિમર્શ'નું ઉદ્‌ઘાટન કર્યું હતું, જેના સંપાદક છે ડૉ. હરિવલ્લભ ભાયાણી.

બીજા દિવસે તા. ૩૧–૧૨–૭૭ના રોજ સવારે ૮–૧૫થી ૧૦–૧૫ સુધી વિવેચન વિભાગની બેઠક હતી. આ બેઠકના અધ્યક્ષ શ્રી રમણલાલ જોશીએ 'વિવેચનની પ્રક્રિયા' વિશે પ્રવચન કર્યું. એમનું પ્રવચન આમ તો વિવેચનકર્મના જાણીતા પ્રશ્નો લઈને થયું હતું, પણ એમાં એમની અભ્યાસનિષ્ઠા ને રજૂઆતની સ્વચ્છતા જોઈ શકાતી હતી. એમનું વ્યાખ્યાન આપણા વિવેચન–વિષયક ધ્યાનાર્હ નિબંધોમાં સહેલાઈથી સ્થાન પામી શકે એવું જણાયું. આ ઉપરાંત આ બેઠકમાં સર્વશ્રી પિનાકિન દવે, રાધેશ્યામ શર્મા, ભોળાભાઈ પટેલ, સુમન શાહ, ધીરુભાઈ પરીખ, ચંદ્રશંકર ભટ્ટ વગેરે અભ્યાસીઓએ પોતાના અભ્યાસનિબંધો આપ્યા–વાંચ્યા હતા. આ બેઠક પછી તુરત જ પત્રકારત્વ અને અન્ય સમૂહ માધ્યમો બાબતની એક બેઠક યોજાઈ. તેમાં શ્રી પુરુષોત્તમ માવળંકરે અત્યારની પરિસ્થિતિની વિસ્તૃત ભૂમિકા લઈ સમૂહ માધ્યમોની કાર્યસાધકતા ને મર્યાદાઓ બાબત ચર્ચા કરી હતી. એમનું વ્યાખ્યાન પરિષદની પરંપરા અનુસાર લેખિત સ્વરૂપે મળી શક્યું હોત તો વધુ સારું થાત. શ્રી માવળંકરની સબળ રજૂઆત બાબત સર્વશ્રી બકુલ ત્રિપાઠી, પિનાકિન ઠાકોર, ચંદ્રકાન્ત બક્ષી વગેરેએ પોતાનાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. આ બેઠકનું સુંદરતમ વક્તવ્ય તો હતું શ્રી ઉમાશંકરનું. એમની પહેલાં યશવંતભાઈએ સમયને કારણે જ પોતાના વક્તવ્યને ખૂબ જ લાઘવમાં પણ સાર્થકતાથી રજૂ કર્યું. આવા વિષયો પર બોલવાના એમના અધિકારની પ્રતીતિ તેઓ એ લઘુ પ્રવચન દ્વારાયે કરાવી શક્યા. શ્રી ઉમાશંકરે પણ દસેક મિનિટના એમના વક્તવ્યમાં સમૂહ માધ્યમની શક્તિ એની

## ગ્રંથાલય-ધારાની આવશ્યકતા અને ફાયદાઓ

(૧) ગ્રંથાલયોની સ્થાપના, નિભાવ અને વિકાસ વ્યવસ્થિત બને તેટલા માટે ગ્રંથાલય-ધારો આવશ્યક છે. ગુજરાતના ખૂણે ખૂણે ગ્રંથાલય-સેવા સતત વ્યવસ્થિત રીતે અપાતી રહે તેટલા માટે ગ્રંથાલય ધારો જરૂરી છે.

(૨) ખાનગી સખાવતો ગ્રંથાલયોનો વિકાસ અસમતુલિત કરે છે. તેથી આવી સખાવતો ઉપર હંમેશાં આધાર રાખવો જોઈએ નહીં. આ કારણથી સરકારે પોતે જ આમાં આગેવાની લઈને ગ્રંથાલયોનો વિકાસ સમતુલિત કરવા અને ગ્રંથાલયોને કાયદા દ્વારા સતત નાણાકીય મદદ મળતી રહે તેવી વ્યવસ્થા કરવી જોઈએ.

(૩) ગ્રંથાલય-ધારા દ્વારા વાચકોને અપાતી સેવાઓનું યોગ્ય ધોરણ જળવાઈ રહે છે.

(૪) સમગ્ર રાજ્યમાં ગ્રંથાલય સેવાનો પ્રવાહ સતત વહેતો રહે અને દરેક સંભવિત વાચક સુધી એ પહોંચી શકે તેટલા માટે ગ્રંથાલય ધારાની આવશ્યકતા છે.

(૫) ગ્રંથાલય-ધારો સામાજિક, આર્થિક તેમ જ રાજકીય દૃષ્ટિએ પણ અનિવાર્ય છે.

(૬) ગ્રંથાલયોને રાજકીય ફેરફારોથી થતી અસરોમાંથી મુક્ત રાખવા માટે ગ્રંથાલય-ધારો આવશ્યક છે.

(૭) લોકશાહીમાં લોકોના શિક્ષણની સીધી અસર મતદાન ઉપર થતી હોય છે. લોકોને વિશ્વના બનાવોની, રાષ્ટ્રીય યોજનાની અને સરકારનાં કાર્યોની માહિતી મળે અને તેને તેઓ ચકાસી શકે અને પોતાનો સ્વતંત્ર મત બાંધીને મતદાન કરી શકે, તેટલા માટે ઠેર ઠેર ગ્રંથાલયો હોવાં જરૂરી છે. આવાં સાર્વજનિક ગ્રંથાલયો સ્થાપી તેમને સતત નિભાવવાનું કોઈ વ્યક્તિ કે સંસ્થાઓને પરવડી શકે નહીં. તેથી ગ્રંથાલય-ધારા દ્વારા આવાં ગ્રંથાલયો પૂરતી સંખ્યામાં ખોલાય અને વ્યવસ્થિત રીતે સ્વતંત્રપણે ચાલી શકે તેટલા માટે ગ્રંથાલય-ધારો જરૂરી છે.

(૮) સરકારના પ્રૌઢ શિક્ષણના પ્રયાસો ધા સફળતા મેળવી શકતા નથી, કારણ કે પ્રૌઢ શિક્ષણ દ્વારા નવશિક્ષિત થયેલી વ્યક્તિઓ, યોગ્ય વાચન-સામગ્રી સહેલાઈથી સર્વત્ર ઉપલબ્ધ ન હોવાને કારણે ફરીથી પાછી નિરક્ષરતામાં સરી પડે છે. પૂરતા પ્રમાણમાં ગ્રંથાલયોના અભાવને લીધે આવી પરિસ્થિતિ ઊભી થાય છે. જો ગ્રંથાલય-ધારો અસ્તિત્વમાં હોય તો આવા નવશિક્ષિતોને વિપુલ પ્રમાણમાં વાચન-સામગ્રી ઉપલબ્ધ થાય અને સરકારના પ્રયાસોનું ધાર્યું પરિણામ આવે અને આર્થિક અપવ્યય અટકાવી શકાય.

(૯) રાષ્ટ્રીય ઉત્પાદકતા વધારવામાં પણ ગ્રંથાલયો પરોક્ષ રીતે ફાળો આપી શકે છે. ટેકનોલોજી અને ઉદ્યોગો સાથે સંકળાયેલી વ્યક્તિઓને તેમની ઉત્પાદકતા અને કાર્યક્ષમતા વધારે એવાં પુસ્તકો પૂરાં પાડીને ગ્રંથાલયો આ કાર્ય પાર પાડી શકે. આવાં સાર્વજનિક ગ્રંથાલયો ગ્રંથાલય-ધારા દ્વારા જ અસ્તિત્વમાં આવી શકે અને ચાલી શકે.

(૧૦) ગરીબી અને અજ્ઞાનને બહુ ગાઢ સંબંધ છે. જ્યાં સુધી અજ્ઞાન હઠે નહીં ત્યાં સુધી ગરીબી હઠવાની નથી. તો આ અજ્ઞાન હઠાવવા માટે ગ્રંથાલય દ્વારા પૂરાં પડાતાં પુસ્તકો જ અસરકારક સાધન છે. ગ્રંથાલય-ધારા દ્વારા જ સારાં ગ્રંથાલયો ઊભાં થઈ શકે, જે અજ્ઞાન હઠાવવામાં ભાગ ભજવી શકે ગરીબી હઠાવવા અજ્ઞાન હઠાવો. અજ્ઞાન હઠાવવા અસરકારક ગ્રંથાલય-ધારો લાવો.

(૧૧) રાષ્ટ્રીય ચારિત્ર્યઘડતર માટે ગ્રંથાલય-ધારો પરોક્ષ રીતે આવશ્યક છે. વિવિધ દૃષ્ટિબિંદુ વાળું વિવિધ વિષયોનું સાહિત્ય ધરાવતાં ગ્રંથાલયો જ વાચકોના ચારિત્ર્યઘડતરમાં ભાગ ભજવી શકે આવાં ગ્રંથાલયો કોઈની શેહશરમમાં આવ્યા સિવાય સારી આર્થિક સધ્ધરતાથી કામ કરી શકે તેટલા માટે ગ્રંથાલય-ધારો અનિવાર્ય છે.

(૧૨) આપણા રાષ્ટ્રપ્રમુખ શ્રી ગિરિએ સને ૧૯૭૨ની ૨૪મી માર્ચે રાજ્ય સરકારોને દેશમા

ગ્રંથાલયોના વિકાસ માટે ગ્રંથાલય-ધારો પસાર કરવા માટે નીચે મુજબ અપીલ કરી હતી :

"ગ્રંથાલય-વિકાસના ક્ષેત્રમાં ક્રાંતિ લાવવા માટે યોગ્ય ગ્રંથાલય-ધારો એ મહત્ત્વનું પરિબળ છે. પણ ફક્ત ચાર રાજ્યોએ જ ગ્રંથાલય-ધારાનો સ્વીકાર કર્યો છે. હું ઇચ્છું છું કે રાજ્ય સરકારો ગ્રંથાલય-ધારો પસાર કરે. આ કાર્ય ખોરાક, વસ્ત્ર અને નિવાસ પૂરાં પાડવાં જેટલું જ અગત્યનું છે. જો શિક્ષિત ન હોય તો કોઈ લોકશાહી પદ્ધતિ અસરકારક રીતે કામ કરી શકે નહીં. શિક્ષણના દરેક તબક્કે ગ્રંથાલયો અગત્યનો ભાગ ભજવે છે.

### ગુજરાતમાં ગ્રંથાલય-ધારા માટે થયેલા પ્રયાસો

વિશ્વમાં સૌ પ્રથમ ઇંગ્લેન્ડમાં ઈ.સ. ૧૮૫૦માં ગ્રંથાલય-ધારો અસ્તિત્વમાં આવ્યો. ભારતમાં તામીલ-નાડુએ ઈ.સ. ૧૯૪૮માં, આન્ધ્ર પ્રદેશે ઈ.સ. ૧૯૬૦માં, મૈસૂર રાજ્યે ઈ. સ. ૧૯૬૫માં અને મહારાષ્ટ્રે ઈ.સ. ૧૯૬૭માં ગ્રંથાલય-ધારા પસાર કર્યા. ગુજરાત રાજ્યમાં આ માટેના પ્રયત્નો કેટલાંય વર્ષોથી ચાલુ છે. પણ હજુ સુધી ગ્રંથાલય-ધારો પસાર થઈ શક્યો નથી તે શોચનીય છે. ઈ.સ. ૧૯૬૪માં ગ્રંથાલય-ધારો ઘડવા માટે સરકારે સમિતિ નીમી હતી. આ સમિતિએ ડ્રાફ્ટ બીલ તૈયાર કર્યું હતું પણ કોઈક અગમ્ય કારણોસર આ વાત અહીં જ અટકી પડી. ઈ.સ. ૧૯૬૮માં બિનસરકારી ગ્રંથાલય વિધેયક પ્રથમ વખત ગુજરાતની ધારાસભામાં ધારાસભ્યો શ્રી મનોહરસિંહજી જાડેજા અને શ્રી સનત મહેતાએ રજૂ કર્યું. પણ ધારાસભાનું વિસર્જન થતાં આ બીલ આગળ વધી શક્યું નહીં. ત્યારબાદ ઈ.સ. ૧૯૭૩ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે વિરોધ પક્ષના નેતા શ્રી માણેકલાલ ગાંધીએ રાજ્યમાં શહેર અને ગામડાંઓમાં સાર્વજનિક ગ્રંથાલયોની સ્થાપના, નિભાવ અને વિકાસ તેમ જ ગ્રંથાલય સેવા-પદ્ધતિના એકસૂત્રિત સંકલન માટે ગ્રંથાલય વિધેયક રજૂ કર્યું હતું. પરંતુ તે ધારાસભામાં પસાર થયું નહીં પણ શિક્ષણ-મંત્રીએ ગૃહને માહિતી આપતાં જણાવ્યું હતું કે "ગ્રંથાલય-સેવાનાં બધાં પાસાંને આવરી લેતું આવા જ હેતુવાળું વિધેયક નજીકના ભવિષ્યમાં સરકાર રજૂ કરવા માગે છે. વધુમાં તેમણે કબૂલ કર્યું હતું કે "કેળવણીની આ શાખાનો વિકાસ અપૂરતો થયો છે અને આ શાખા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે." તેમણે એ પણ જણાવ્યું કે રાજ્યમાં ગ્રંથાલય સુધારણા અને વિકાસ માટે પગલાં સૂચવવા માટે ધારાસભ્યશ્રી મનોહરસિંહજી જાડેજાના પ્રમુખપદે રાજ્ય ગ્રંથાલય-સલાહકાર સમિતિની રચના કરવામાં આવી છે અને આ સમિતિનાં સૂચનો મળે એટલે રાજ્ય સરકાર બીલ તૈયાર કરશે.

ઈ.સ. ૧૯૭૩ના એપ્રિલની પાંચમી તારીખે શ્રી મનોહરસિંહ જાડેજાનું ગ્રંથાલય વિધેયક વિધાન-સભામાં રજૂ થયું. પરંતુ શિક્ષણમંત્રીશ્રીની "આવા જ પ્રકારનું બીલ સરકાર તરફથી ધારાસભામાં રજૂ થવાનું છે" તેવી ખાતરી મળતાં તે બીલ શ્રી જાડેજાએ પાછું ખેંચ્યું હતું.

હવે રાજ્યગ્રંથાલય સલાહકાર સમિતિએ ગ્રંથાલય વિધેયક તૈયાર કરીને સરકારને સુપ્રત કરી દીધું છે; તેથી સરકાર પાસે હવે તે બીલને વધારે પાછું ઠેલવા માટે કોઈ કારણ રહેતું નથી. અત્યાર સુધી લગભગ પંદર વર્ષથી સરકાર આ બીલને એક અથવા બીજા બહાને પાછળ ઠેલ્યા કરે છે. અત્યાર સુધીની સરકારી નીતિ એકધારી રીતે ગ્રંથાલય-વિરોધી રહી છે. તેના વધુ પુરાવા પૂરા પાડવા જરૂરી લાગતા નથી. ગ્રંથાલય-જગત અને શિક્ષણ-જગત ગ્રંથાલય-ધારો પસાર થાય તેની કાગના ડોળે રાહ જોઈ રહ્યાં છે. આ બીલ પસાર કરીને સરકાર મોડે મોડે પણ એક સાચી દિશા તરફનું કદમ ઉઠાવશે તો તે અભિનંદનની અધિકારી ઠરશે. આશા છે કે આપણી સરકાર હવે જાગશે અને કેળવણી પ્રધાનશ્રીએ જાહેરમાં વચન આપ્યા મુજબ વિનાવિલંબે રાજ્યના નાગરિકોને લાભકારક થાય તેવો રાજ્ય સલાહકાર સમિતિએ

સૂચવેલો તથા નીચે મુજબની જોગવાઈઓવાળો યોગ્ય અને અસરકારક "ગ્રંથાલય-ધારો" લાવશે

(૧) ગ્રંથાલય-ધારામાં અલગ "ગ્રંથાલય-ખાતા"ની જોગવાઈ હોવી જોઈએ. આ ખાતાના ઉચ્ચ અધિકારી તરીકે ગ્રંથાલયશાસ્ત્રની તાલીમ પામેલા અને વર્ષોના અનુભવી વિદ્વાન કર્મચારી હોવા જોઈએ. આ અધિકારીને ખાતાના વડા તરીકેની સંપૂર્ણ સત્તા હોવી જોઈએ.

(૨) ગ્રંથાલય-સેવા અને વ્યવસ્થાને લગતા નીતિ-વિષયક નિર્ણયો લેવા માટે પૂરા અધિકાર સાથેની સ્વાયત્ત સમિતિની નિમણૂકની જોગવાઈ આવા ગ્રંથાલય-ધારામાં હોવી અત્યંત જરૂરી છે. આ સમિતિમાં કેળવણીકારો, ધારાસભ્યો, સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓના પ્રતિનિધિઓ, ગ્રંથપાલો, વિવિધ વિષયના નિષ્ણાતો વગેરે હોવા જોઈએ.

(૩) રાજ્યની સાક્ષર વસ્તી-છેલ્લી વસ્તીગણતરી પ્રમાણે—૯,૯૯૫,૨૮૯ના માથાદીઠ હાલને તબક્કે શરૂઆતમાં નિદાન એક રૂપિયો પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ ખર્ચવામાં આવે તેવી ધારામાં જોગવાઈ કરવી જોઈએ.

(૪) ગ્રંથાલય-સેવાનું ધોરણ જળવાઈ રહે તે માટે સાર્વજનિક પુસ્તકાલયોમાં કામ કરતા જુદા જુદા સ્તરના કર્મચારીઓ માટે ગુજરાત રાજ્ય ગ્રંથાલય સેવા-ગુજરાત સ્ટેટ લાયબ્રેરી સર્વિસ-અસ્થાપિત કરવી જોઈએ. અને તેનો ખર્ચ રાજ્યના કોન્સોલિડેટેડ ભંડોળમાં પડે તેવી જોગવાઈ કરવી જોઈએ.

અંતમાં અમે આશા રાખીએ છીએ કે ભારતના જુદાં જુદાં રાજ્યોમાં થયેલા ગ્રંથાલય-ધારા તથા તેના અનુભવો અને પરિણામોને લક્ષમાં લઈને ગુજરાત સરકાર ગુજરાત રાજ્યના ગ્રંથાલય-ધારાને અસરકારક બનાવવા માટે અને ગ્રંથાલયોની કાર્યક્ષમતા વધારવા માટે અને આ સેવાને વ્યાપક બનાવવા માટે ઉપર જણાવેલા મુદ્દાઓનો સૂચિત ગ્રંથાલય-ધારામાં સમાવેશ કરશે. અપેક્ષા છે કે ઉપર જણાવેલી યોગ્ય જોગવાઈઓના અભાવે ગુજરાત રાજ્યનો ગ્રંથાલય-ો નિરર્થક નહીં જાય.

# ડંકો દીધો ને

રઘુવીર ચૌધરી

(ગામડાની ભાગોળે બે થાંભલા રોપીને પડદો બાંધ્યો છે. પડદાની આગળ બે છેડે રામ અને શામ જૂના કાગળના હાથે કાપેલા ટુકડાઓ પર સિક્કા મારે છે. સુનીલ અને સલીમ શામળ અને શંકરના વેશે બીડી પીતા પીતા આવે છે.)

શામળ : (થોડી વાર જોઈ રહીને) નાટકવાળા લાગે છે!

શંકર : કશાકનો પરચાર કરવાવાળાય હોય. આજકાલ બધા આવા ને આવા વેશ લઈને જ ગામમાં ધસી આવે છે.

રામ : એ રામ રામ પટેલ!

શામ : આવો પધારો!

શામળ : અમારા ગામમાં જ તમે અમને આવકાર આલશો?

શંકર : જેનું નામ નાટકવાળા, બધી બાબતે ઉસ્તાદ. હેંડ પગ ઉપાડ, આ તો પાછા વાતે વાળશે ને મોહું કરાવશે.

રામ : સાસરે જવું છે કે શું?

શામ : જો રામ, તું આવા સવાલ કર્યા વિના સિક્કા મારવામાં ફૂર્તિ રાખ. ક્યારે બધી ટિકિટ તૈયાર થઈ રહેશે ને ક્યારે વેચવા નીકળીશું.

રામ : તું જોજે ને અહીં બેઠાં બેઠાં જ બધી વેચાઈ જશે. બોલો મહેરબાન કેટલી આપું?

શામળ : અમે હજી નક્કી નથી કર્યું કે તમારી ટિકિટ લેવી કે નહીં.

રામ : તમે ટિકિટ લેવાનું તો ક્યારનુંય નક્કી કરી દીધું છે પણ–

શામ : કોની પાસેથી લેવી એ નક્કી નથી કર્યું. આ શામ પાસેથી કે પેલા રામ પાસેથી!

શંકર : જુઓ ભાઈ અમને તો પેલા 'રામ અને શામ' જેવા સિનેમામાં રસ છે. તમારા નાટકમાં નહીં.

રામ : અમે તો આજે આવ્યા છીએ ને કાલ જતા રહીશું.

શામ : 'જોબનિયું આજે આવ્યું ને કાલ જાશે' એની જેમ!

શામળ : વાહ! મારા વાલા બોલવામાં ચબરાકિયા છે! આમની વાત તો સાચી છે શંકર! સિનેમા તો રોજ છે, આજે નાટક. (શંકર હજી રાજી થયો નથી) બોલો ભાઈ, શો ચારજ રાખ્યો છે?

રામ : મોટાનો રૂપિયો ને નાનાના પચાસ પૈસા!

શંકર : અને મોટાય ન હોય ને નાનાય ન હોય એમના માટે–

શામ : એ અમારા માનવંતા મહેમાન!

શામળ : તારી ઇચ્છા છે મહેમાન થવાની? કે લઈ લઉં રૂપિયાવાળી?

શંકર : રૂપિયાવાળા નાટકમાં શો કસ હશે?

રામ : અમારી ઇચ્છા તો દર ઘટાડીને પચાસ અને પચીસ પૈસા કરવાની છે.

શંકર : દેવાળું કાઢવા નીકળ્યા છો કે...

શામ : દેવાળું તો લોકોને છેતરનારા કાઢે. અમે તો માત્ર ખરચ કાઢીએ છીએ.

શંકર : (શામળને) મારા વાલા છે ઉંશિયાર ! શું કરવું છે ? સિનેમા જોવા જવું છે કે ?

શામળ : મેં તો કહ્યું.

શંકર : તમે આજે શેનું નાટક પાડવાના છો ?

રામ : તમારું, અમારું ને આપણું નાટક. જિવાતા જીવતરનું નાટક. આજના જમાનાનું નાટક !

શંકર : બધા આમ જ કહે છે.

શામ : પણ અમે કરી બતાવીએ છીએ. બોલો મહેરબાન, કેટલી ટિકિટ આપું ત્રણ ત્રણ કે–

શામળ : ત્રણ ત્રણ ? એટલી બધી લઈને શું કરીએ ?

રામ : એક તમારી ખરું ?

શામળ : ખરું.

શામ : એક તમારાં પત્નીની ઉર્ફે અમારાં ભાભીસાહેબની.

રામ : ખરું.

શામ : અલ્યા પણ એમને તો બોલવા દે !

શંકર : શું બોલે ? શામળની ઘરવાળી એના પિયરમાં છે.

રામ : પણ તમારાં પત્ની તો અહીં છે ને !

શંકર : એ છે તો ખરાં પણ ! ,

(ત્યાં પિન્ટો અને પરેશ રહીમને ઉપાડી લાવે છે. રહીમ દારુ પીધેલી હાલતમાં છે. એનું પોટકું રાની અને રાગિણીએ પકડેલું છે અને એ પાછળ ગાતી ગાતી આવે છે.)

રાની/ ડંકો દીધો ને લશ્કર ઊપડ્યું
ઝરમરિયા ઝા

રાગિણી : ઊપડી કયા ગામની ફોજ રે
ઝરમરિયા ઝા

પિન્ટો : (પરેશને સૂચવીને રહીમને હાથ પર ઉતારી નીચે બેસાડે છે. રહીમ સૂઈ જ છે. રાની સામે જોઈ ગંભીરતાથી છે.) આવી ગંભીર પરિસ્થિતિમાં તમને રમૂજ સૂઝે છે !

રાની/ (ધ્યાન આપ્યા વિના આગળ આ
રાગિણી : ગાય છે) કયું ગામ લીધું દઈ દો
ઝરમરિયા ઝા

વાગ્યાં કયા ગામનાં ઢોલ રે
ઝરમરિયા ઝા

(આ ગીતમાં શામને રસ પડયો છે ને એ ત આપવા લાગ્યો છે એ રામને ગમ્યું નથી)

રામ : રાની, રાગિણી, તમે સાંભળ્યું કે નહી પિન્ટોભાઈએ શું કહ્યું ?

રાની : એ બધું અમે બરોબર સાંભળ્યું છે

રાગિણી : અને અમને ખબર છે કે આમાં ગંભીર નથી.

(અત્યાર સુધી રાની અને રાગિ રસપૂર્વક જોઈ રહેલા શામળ અને શ એમને ટેકો આપવા માગતા હોય એ નજીક આવે છે.)

શામળ : હાસ્તો, આમાં કશું ગંભીર નથી.

શંકર : આ તો, અમારા ગામનો વણકર કચરા કાળા !

શામળ : એની વહુ ને છુન વણે છે ને એ અઠવ પખવાડિયે ફેરી કરવા જાય છે.

શંકર : જે દિવસ વધુ કમાય છે એ દિવસ કરે છે. આમ જુઓ તો મૂંઢા

માંખીય ના ઉડાડી શકે એવો છે પણ જે દાડો કમાણો એ દાડો પાતાળ ફોડીનેય એક બાટલી પેદા કરવાનો.

: તે તમારા વણકરવાસમાં બધા આ રીતે પીએ ?

: નારે ના, એક આ અભાગિયો પાકયો છે.

: સીધો જ અભાગિયો થઈ ગયો કે કાંક કારણ–બારણ ?

: કારણમાં તો રામ જાણે પણ કહે છે કે એની બુનના લગન વખતે ભારે દેવું કરી બેઠો ને એવામાં જ આ લત લગાડી બેઠો.

: દેવાનું તો કહેવાનું, બાકી આ તો એક જાતની નબળાઈ. જરા દમદાટી આલી હોય તો પોંશરા દોર થઈ જાય.

: (ચપટી વગાડીને) બરોબર, પરેશભાઈ, તમે ફોજદાર થઈ જાઓ. આપણી પાસે પેલી ટોપી અને સોટી છે. શામ, આ ટિકિટો ને બધું ઠેકાણે મૂક.

(રામ અને શામ અંદર જાય છે. પરેશ ટોપી પહેરીને તૈયાર થાય છે. આ બધું નાપસંદ કરતી હોય એમ રાની અને રાગિની પણ અંદર જાય છે.)

: (સૂતેલા રહીમને પગથી સ્પર્શતાં) અલ્યા એ મુફલિસ, આમ ચીભડાની જેમ શું પડયો છે!

: જો ને! હજીય સરવળે છે મારો બેટો!

૧ : ઉમ્મરમાં તો એ આપણો કાકો થાય!

: આ કાકો, જોયો ન હોય તો! મારો બેચાર પાટાં તમતમારે, એ વિના બેઠો નઈ થાય.

પરેશ : (હાથે પકડીને બેઠો કરે છે.) ભાનબાન છે કે કંઈ? આમ પી પીને રસ્તામાં પડયો રહે છે?

રહીમ : (આંખો ખોલ્યા વિના) તે કયાં તારા બાપની કમાણીમાંથી પીયો છે! જા ને જતો હોય ત્યાં! (પાછો સૂવા જાય છે.)

પરેશ : આને તો દંડે ટીપી નાખવો પડશે. જમાદાર! લાવો તમારો દંડો, આનો બરડો જ જાવરો કરી નાખું.
(રહીમ આંખો ખોલે છે ને દંડો જોઈ ડરી જાય છે ત્યાં બધા હસી પડે છે.)

શામળ : તમે ફોજદારનો રોલ તો સારો કર્યો. પણ પેલા બે જણ કહેતા હતા કે અમારામાંથી તમે નાટક કરો છો, એ કરી બતાવવાના હો તો આપણે ત્રણની તેર ટિકિટ–રિઝવટ કરાવવા તૈયાર છીએ.

પિન્ટો : (રહીમને) ભાઈ તમારું નામ શું ?

રહીમ : કચરો!

પરેશ : તો કચરાભાઈ, તમે અમારા નાટકમાં ભાગ લો તો અમે તમારા જીવનની વાત એવી આબાદ ગૂંથી બતાવીએ કે આ ભાઈઓ મોં માં આંગળાં ઘાલી જાય!

રહીમ : લૈશાબ મને તો બરોબર ના ફાવે.

શંકર : અલ્યા પણ નાટકમાં હાસુકલો દારૂ પીના મળશે.

રહીમ : મને દારૂનો એવો મોહ નથી!

શામળ : જોયો! છે ને એક નંબરનો એક્ટર!

રહીમ : હાચું કઉં છું શામળભાઈ, મને દારૂનું એવું વેસન નથી.

શંકર : શેનું હોય ! વગર પીધે તો એકલા તને જ નશો ચડે છે આ ગામમા.

રહીમ : તમે કહો એ ખરું પણ નાટકમાં ઊતરવાનું તો નઈ ફાવે.

પિન્ટો : તો તમે જુઓ, રામ કે શામ કરી બતાવશે. ભૂલચૂક હોય તો સુધારજો.

શામળ : જેણે પોતે જ સુધરવાની જરૂર છે એ બીજાની ભૂલચૂક શું સુધારવાનો હતો ?

શંકર : અલ્યા આ તો બીજાને એના જેવો થઈ શકે છે કે નહીં એની વાત છે. ચાલો ભાઈઓ, થવા દો તમારો ખેલ !
(રામ આવીને દારૂના નશામાં હોય એમ પડે છે.)

પિન્ટો : અલ્યા, આ તો પેલો કચરિયો જ પડ્યો લાગે છે !

પરેશ : બીજું કોણ હોય ! આ પેલી એના કાપડની ગાંસડી ! જે દિવસ વધુ કમાયો એ દિવસ નશો કર્યા વગર નઈ રેવાનો.

પિન્ટો : પાતાળ ફોડીનેય એક બાટલી તો પેદા કરવાનો જ.

પરેશ : તું આંમ ઊભો રૈ. કૂતરાં-બૂતરા ઈનું મૂંઢું ના ચાટે. મું ઈની બાયડીને કેતો જાઉં છું. આવીને ધહડી જશે (જાય છે.)

રામ : (પત્નીનું નામ સાંભળતા જ બીકના માર્યા નશો ઊતરવા લાગ્યો હોય એમ) મારા ગળાના હમ મીં ટેપુય પીધો વોય તો !

પિન્ટો : વગર પીધે તો એકલા તને જ નશો ચડે છે આ ગામમાં.

રામ : અરે બાપલા, મું તો બે દાડાથી ગાંમબાર હતો. ચ્યાં જઈ મારી ગાંહડી

શામળ : (દૂરથી જ પ્રેક્ષકની હેસિયતથી) ભાળતે નથી ? પાછળ તો પડી છે.

શંકર : તું વચ્ચે ના બોલ આ નાટક છે

રામ : આ ગાંહડી તો મળી પણ–

પિન્ટો : પણ શું ?

રામ : પેલી બે સરગની પરીઓ હતી એ જઈ ?

પિન્ટો : પરીઓ ?

રામ : ઓબે, મારી ગાહડી ઉપાડી લાઈતી અને ચ્યુ ક મારું બેટું આ તે સ[…] કે સંસાર ?

પિન્ટો : હમણાં તારી બાયડી આવીને [...] અધમણનો ધક્કો મારશે એની સ[…] તારો સંસાર શરૂ થઈ જશે. ત્યાં સુ[…] સપનામાં મહાલ્યા કર !

(ગાંસડી લઈને ઊભો થાય છે [...] રાગિણી, કચરાની પત્ની ભૂરી તર[…] ને રાની કચરાની બહેન લીલી તર[…] પ્રવેશ છે.)

રામ : મરી જયા ! (સહેજ પાછો [...] જાય છે)

લીલી : પણ ભાભી, તું આંમ ગામની લાગો[…] પારકા લોક વચ્ચે મારા ભઈનો ભવ[…] કરવાની ?

ભૂરી : પણ ઈનો ઓશલો કૂદું મૂવો જાત ઘ[…] હજીય હુખણો રે છે ? આજ તો હાથપ[…] બાંધીને એને કોઠીમાં ના પૂરુ [...] મારુ નાંમ–

: (પિન્ટોનું ઓઠું શોધતાં) બચાવો બાપલા, આ તો હાથે હાથ–

: તાણું ? તનં તો ફૂલની પથારીમાં હુવાડીશ, ખરું નં ! આજ નો બૂહે બૂહે એવો ટીપી નાંખું કે–

: ભાભી, તું જા, મું ભઈનં લેતી આવું છું.

: તું શું લાવવાની અતી ? આ મું આંયથી હેંડી ઈની ઘડી એ રાજાપાઠમાં આવી જવાનો. મારો રોયો, મારો પરભવનો દશમન !

: જો આમ ભસ્યા જ કરવાની હોય તો તારો દશમન થઈને જ રઈશ. બારવટું ખેલીશ. (ગાંસડી લઈને જવા જાય છે.)

: ક્યાં હેંડ્યો, લાય એ મારાં વણેલાં કપડાં.

: નથી આલતો જા ! (જવા લાગે છે.)

: (પહાવી લઈને ધક્કો મારે છે, જે પડી છે તે વસ્તુ મારવા જાય છે. લીલી વચ્ચે પડે છે. ભૂરી પોટકામાંથી કપડાં કાઢીને મારે છે.) લે લેતો જા લે લેતો જા ! (રડી પડે છે) મું તો તનં હમજાઈ હમજાઈનં થાકી, કાલાવાલા કર્યા, ખાળાધરી કરી પણ તું એવો નં એવો રયો.

: (મૂળ કચરા તરીકે) હાચી વાત !

: હાચી વાત ? અલ્યા કચરિયા તું કે છે એ હાચી વાત ?

: હા, હું કહું છું કે હાચી વાત.

: તો સમજતો કેમ નથી ?

: હવે નઈ સમજાવવો પડે. આ મનં મારવા તો આવતીતી પણ એ પછં રડતીતી એની અસર મને આજે થઈ. ચાલો.

પિન્ટો : પણ આ તમારા ગજવામાંથી પડી ગયેલા પૈસા તો લેતા જાઓ.

રહીમ : એને આલો.
(પિન્ટો ભૂરીને પૈસા આપે છે.)

ભૂરી : ભગવાન તમારું ભલું કરશે. લ્યો આ પાંચ રૂપિયા રાખો.

પિન્ટો : ના, રાતે નાટક જોવા આવો ત્યારે એટલાની ટિકિટ લેજો.

ભૂરી : જરૂર લઈશું. તમારું નાટક જોવાથી એ જરૂર સુધરી જવાના.

પિન્ટો : સુધરવાનું તો રામ જાણે પણ એમને આનંદ થશે. માણસને સાચો આનંદ થાય પછી એ ખોટા આનંદ માટે ફાંફાં નથી મારતો. અલ્યા શામ ! ચાલો, ઢંઢો દઈને ગામમાં જાહેરાત કરી આવો.

શામ : આ ઊપડ્યા ! (ઢોલકું વગાડે છે) શ્રી સુગમ નાટક મંડળી રજૂ કરે છે–

રહીમ : (પાછા દોડી આવતાં) પણ બાપલા એક અરજ છે. તમારા નાટકમાં મારું કામ કરનારને કેજો કે નામ બદલી નાખે, નઈ તો ફજેતો થશે.

પિન્ટો : આ તમને શરમ આવવા લાગી એ કંઈ નાનીસૂની વાત નથી. ચાલો, વેળાસર આવી જજો.

શામ : શ્રી સુગમ નાટક મંડળી રજૂ કરે છે– તમારું અમારું ને આપણું નાટક, શહેરનું અને ગામનું નાટક–
(રામ અને શામ જતા દેખાય છે.)

# શ્વેતાને સોળમું વર્ષ બેઠું

પિનાકિન્ દવે

શ્વેતાને સોળમું વર્ષ બેઠું.

ત્યારે જ શ્વેતાએ સહુને જણાવી દીધેલું કે મારે પરણવું નથી. સહુને એટલે કે માબાપને, કાક–કાકીને, બધા વડીલોને. શ્વેતાને લગ્નની વાતથી કંપારી છૂટે છે. શ્વેતાને બારી પાસે ખુરશી મૂકી બેસી રહેવું વધારે ગમે છે:

મોડી રાત સુધી એ ચોપડીઓ વાંચ્યા કરે છે. પહેલાં તો અભ્યાસની ચોપડીઓ જ વાંચતી, હમણાંથી નવલકથાઓ પણ વાંચે છે. એના બાપુજી ઘણી વાર કહે છે.

'તું તો આખો દિવસ ચોપડીઓમાંથી મોઢું જ બહાર કાઢતી નથી. એમ ને એમ તો તારી આંખે ચશ્મા આવી ગયા છે. ને નંબર વધતા જશે. છોકરીઓને ચશ્મા કેવા ખરાબ લાગે, તને ખબર છે?'

શ્વેતાને મોટા નંબરવાળા ચશ્મા કેવા ખરાબ લાગે એની બરાબર ખબર છે. એના ઘરના ડાબા ખૂણામાં અરીસાવાળું મોટું કબાટ છે તેની સામે ઊભી રહી એણે પોતાની જાતને ઘણી વાર જોઈ છે.

પાડોશમાંની સ્નેહાને જોવા માટે આવ્યા હતા તે દિવસે તો એણે એકલીએ દર્પણ સામે ઊભા ઊભા શું શું જોયું હતું! સ્નેહા એના કરતાં બે વર્ષ મોટી હતી પણ એની સાથે સહિયરની જેમ જ વર્તતી એનો થનાર વર અને બીજા ભાઈબંધો એને જોવા આવનાર હતા. એના કેટલા દિવસ પહેલાંથી ઘરનાં સહુ સ્નેહાને એ પ્રસંગ માટે તૈયાર કરી રહ્યાં હતાં.

સ્નેહાએ કયાં કપડાં પહેરવાં, કયા આભૂષણો પહેરવાં, કયા બારણેથી તેમની સામે આવવું, કયાં બેસવું, શી વાતો કરવી, શી ન કરવી, બધાની રોજ રિહર્સલ થતી. આ રિહર્સલમાં હાજરી આપી આપી શ્વેતા કંટાળી ગઈ હતી. સ્નેહા પણ કંટાળી ગઈ હતી પણ એ શું કરી શકે? ખરેખર બધા મહેમાનો ઘેર આવ્યા ત્યારે શ્વેતા એકલી જ ત્યાં ન ગઈ, એના ઘરનાં સહુ ત્યાં જ હતાં.

શ્વેતા એકલી એના ઘરમાં બધ બારણે ઊભી રહી, જાણે બારણું ખૂલ્યું.

એ અંદર આવે છે. તેની સાથે તેના જેવડા જ બીજા યુવાનો બ, ક, ડ, છે બધા બૂટ પહેરીને અંદર ચાલ્યા આવે છે

શ્વેતા એમના બૂટનાં ગાલીચા પર પડતાં ધૂળ ભર્યા પગલાં જોઈ રહે છે. 'ગાલીચો બગાડયો' એવું હોઠે આવેલું એનાથી બોલી શકાતુ નથી એ હાથ જોડી એમનું સ્વાગત કરે છે, જાણે કોઈ વિમાની સર્વિસની પરિચારિકાનુ શો રૂમમાં ગોઠવેલું પૂતળું હોય.

બધા સોફાસેટ પર ગોઠવાઈ જાય છે અંદરથી એના પિતા હાંફળા હાંફળા બહાર ધસી આવે છે

'ઓહો તમે આવી ગયા?' અને પછી શ્વેતાને માથે હાથ મૂકી કહે છે: 'આ છે મારી દીકરી શ્વેતા.'

કોઈ ભૂલું પડેલું પંખી ઘરમાં આંટા મારે એમ એમના હોઠ પર સ્મિત ફર્યા કરે છે, બેહુ.

એ કહે છે, 'જા દીકરી, મહેમાનો માટે ચા-નાસ્તો લઈ આવ'

શ્વેતા થોડી વારે ચા નાસ્તો લઈ આવી પહોંચે છે. એના હાથ ધ્રૂજી રહ્યા છે. સામે બેઠેલા ચાર છોકરા અ, બ, ક, ડ,ના હસતા મોઢામાંથી બહાર ધસી આવતા જાડા દાંત ગાલીચા પર વેરાઈ ગયા તે એના પગમાં કાંટાની જેમ ખૂંચતા હોય એમ એ ચાલી શકતી નથી.

હાથમાંથી ટ્રે ધ્રૂજે છે. હમણાં ચક્કર આવશે ને પડી જશે એમ લાગે છે. ટ્રેને જેમ તેમ પર મૂકી એ ઊભી રહે છે. એના પિતા જ સામેના ખાલી સોફા પર બેસવા સૂચવે છે. સોફામાં ફસડાઈ પડે છે.

'હું આવું.' કહી એના પિતા બહાર ચાલ્યા 'તમે વાત કરો.'

સામેની આઠ આંખોમાંથી દુઃશાસનના આઠ એના ભણી લંબાયા હતા. એના દેહ પરથી ઉતારી નાંખવામાં આવી હતી. બ્લાઉઝ પણ ખી રહ્યા હતા. તેઓ એના દેહને તોલી તોલી ી સેકસ સેટિસફેકશનના ટકા કાઢતા હતા.

શ્વેતા હોઠ–હોઠ પર રૂંવાટી તો નથી ને ।

શ્વેતાના દાંત–દાંત વચ્ચે વધારે પડતી જગા સારું ના લાગે–ચાલે.

શ્વેતાનું નાક–નાક નાનું છે–ચાલે.

શ્વેતાની આંખો–પણ આંખ પર આ ચશ્માં !

'તમને કેટલો નંબર છે? એ પૂછે છે.

'ચાર.' શ્વેતા બોલી.

'બહુ વધારે ના કહેવાય.' કએ કહ્યું.

'પણ આંખના નંબર તો વધતા જતા હોય બ બોલ્યો.

'યોગ્ય માવજત કરે તો નંબર જતા પણ ડએ કહ્યું.

"તમને નાનપણથી ચશ્માં છે ?'

'છેલ્લાં ચાર વર્ષથી.'

'તે પહેલેથી જ ચાર નંબર છે ?'

'ના, પહેલાં ઓછો નંબર હતો. હવે વધ્યો છે'.

'પણ તમે માવજત નથી કરતાં ?'

'મને એ નથી ગમતી, કંટાળો આવે છે. હું વધારે. વાંચું છું તેથી નંબર વધે છે.' ાએ કહ્યું.

'શા માટે વધારે વાંચો છો ?'

'મને વાંચવું ગમે છે.'

'તમને વાંચવાનો શોખ છે ?'

'હા.'

'બીજો શો શોખ છે ? સિનેમા જોવા ગમે છે ? જો ગમતા હોય તો જોવા જવાનું ગોઠવીએ.'

'ના. આભાર. મને સિનેમા જોવા ઓછા ગમે છે.

'એટલે કે કોઈક વાર જુઓ.'

'હા. વર્ષે બે વર્ષે કોઈક સારું ચિત્ર હોય તો.' શ્વેતા બોલી.

'સારું એટલે ? કોઈ ધાર્મિક ચિત્ર ? સીતા-સ્વયંવર કે તીર્થયાત્રા જેવું જુઓ ?'

બધા હસવા લાગ્યા. શ્વેતા ખળભળી ઊઠી. 'આ બધા મુફલિસો શું સમજતા હશે એમના મનમાં ?' એને થઈ આવ્યું.

'બુદ્ધિશાળી માણસોને ગમે એવા સિનેમા ક્યાં આવે છે અત્યારે ?'

એ ચૂપ રહી. અ કશું બોલતો નહોતો. બએ એને કોણી મારી કહ્યું : 'કાંઈક બોલ ને.'

એના હોઠ ફફડ્યા, 'મને ચશ્માંવાળી છોકરી ગમતી નથી. મને દાંત વચ્ચે આટલી બધી જગા હોય એવી છોકરી પણ ગમતી નથી. અને આ તો બહુ ચાંપલી છે.'

શ્વેતાએ દર્પણ પર પડદો પાડી દીધો ને સ્કર્ટના છેડાથી આંખ પરનાં ચશ્માં ઉતારી લૂછ્યાં. ખુરશી બારી પાસે લઈ જઈ એ ચોપડી ખોલી બેઠી, પણ કાંઈ વંચાયું નહીં. શ્વેતાએ ત્યારે જ નિશ્ચય કરી લીધો કે લગ્ન નથી કરવું.

તો શું કરવું ? એનો કોઈ ચોક્કસ જવાબ શ્વેતા પાસે નહોતો. પણ પછી ધીરે ધીરે એનો જવાબ પણ જડી ગયો. શિક્ષક થવું કે અધ્યાપક થવું. ખૂબ ભણવું ને આગળ વધ ...

સ્નેહાનાં લગ્ન નક્કી થઈ ગયાં હતાં. એની ઓરમાન માએ આવતાં જ કહ્યું : 'સ્નેહા કેવી રૂપાળી લાગતી હતી! કોઈને પણ ગમી જાય.'

શ્વેતાને ઉદ્દેશી એ શબ્દો બોલાયા હતા, શ્વેતા એ જાણતી હતી.

'કોઈને ગમવા ન ગમવાનો સવાલ જો હું ઊભો થવા દઉં તો ને!' શ્વેતાએ મનમાં વાગોળ્યું.

એના પિતાએ હસતાં કહ્યું : 'તારું પણ હવે ક્યાંક ગોઠવી દઉં છું.'

શ્વેતાએ નીચું જોઈ કહી જ દીધું, 'નહીં પપ્પા, મારે લગ્ન નથી કરવાં.'

એના પિતા હસી પડ્યા, 'તો શું કરવું છે?'

'બસ, ખૂબ ભણવું છે, આગળ વધવું છે.'

શ્વેતાને અઢારમું વર્ષ બેઠું.

ઓરમાન મા પણ મરણ પામી. ડૉક્ટર કહેતા હતા કે ગર્ભાશયનું કૅન્સર થયું હતું. શ્વેતાની પરીક્ષાને સમયે જ એ બીમાર પડી હતી પણ શ્વેતાએ રાતોના ઉજાગરા કરીને પણ ફર્સ્ટ ક્લાસ જાળવી રાખ્યો. ફર્સ્ટ ક્લાસ હોય તો સ્કોલરશીપ મળે અને તો એના પિતાજી એના અભ્યાસ માટે વાંધો ન લઈ શકે.

એ વર્ષે જ એના લગ્નની વાતો શરૂ થઈ હતી, પણ માતાના મરણને કારણે વિસરાઈ ગઈ. એના પિતાનાં પાંચ સંતાનોમાં એ સહુથી મોટી હતી. બીજાં બે ભાઈ ને બે બહેન હતાં. એક ભાઈ સગો ને બાકીનાં ઓરમાન.

શ્વેતાનો હુકમ સહુ પર ચાલતો. શ્વેતા ઘરનુ કામ કરતી ઓછું, કરાવતી વધારે. ખુરશીમાં બેઠાં બેઠાં હુકમો છોડયે જતી.

ગીતની ધ્રુવ પંક્તિની જેમ એ વારે વારે વાત નીકળે ત્યારે લગ્નની વાતને નકારતી. 'મારે નથી પરણવું.' હવે એ ખુલ્લા અવાજે પિતાજીને કહી શકતી.

શ્વેતાને તેવીસમું વર્ષ બેઠું.

એને એક સ્થાનિક કોલેજમાં અધ્યાપિકાનુ કામ મળી ગયું. શ્વેતાને પોતાના અવાજના પડઘાએ સંભળાતા. એની આસપાસ વિદ્યાર્થીઓ-વિદ્યાર્થિનીઓ હતાં. અધ્યાપકો અધ્યાપિકાએ હતી. એના સિવાય બીજી ત્રણે અધ્યાપિકાઓ પરણેલ હતી. અધ્યાપક ખંડની છેવાડી ખુરશી પર એ બેસતી હંમેશ સાદાં કપડાં પહેરતી. કોઈ પણ આભૂષણ કદાપિ પહેરતી નહીં. એના વિષયની નિષ્ણાત ગણાતી. એની બાબતમાં કશી ફરિયાદ ઊઠતી નહોતી.

શ્વેતાને હસવું ઘણું ગમતું. ચશ્માના નંબર વધવાની સાથે સાથે એનું હસવાનું પણ વધી ગયુ હતું. એ હસતી ત્યારે એનું સમસ્ત શરીર હલબલી ઊઠતું. અધ્યાપક ખંડના દરેક વ્યક્તિ વિશે તેમ જ આગંતુકો વિશે એ સતત ટીકાટિપ્પણ કર્યા કરતી, મોટે ભાગે અધ્યાપિકાઓ સાથે.

'કલ્પના કરો, કોઈક ઊંટ અધ્યાપક ખંડમા પેસી ગયું હોય, ચશ્માં પહેરેલું ઊંટ.' 'હું કલ્પના કરી શકું છું. ચશ્માં પહેરેલું ઊંટ મંચ પર ચઢી ભાષણ આપે છે. નગરમાં દોરદમામ સાથે ફરે છે. ઊંટના ગળામાં ટાઈ લટકે છે.'

'અહીં એક વ્યક્તિ એવી છે જે જુએ છે છતાં નથી જોતી. હસે છે છતાં જાણે નથી હસતી, બોલે છે છતાં જાણે નથી બોલતી. તમે ઓળખો છો એને?'

શ્વેતાએ જેને સવાલ કર્યો એણે ચોતરફ નજર ફેરવી લીધી. કોઈ ન દેખાયું. એણે પૂછ્યું : 'કોણ છે આજે તમારી ઝપટમાં?'

શ્વેતા હસવા લાગી, 'જોવા છે તમારે? હમણાં બતાવું.'

'કેટલાક માણસોને જોઈ એવું થાય કે એના માથામાં પાકું ચીભડું માર્યું હોય! ચીભડું ફાટે ને એનો રંગીન રસ એમના મોઢા પર અને શરીર પર રેલાય.'

'એમની ટેકનિકલર પ્રિન્ટ તૈયાર થઈ જાય.'

'આવા લોકોને કોણે પસંદ કર્યા હોય છે? ને જોઈને પસંદ કર્યા હોય છે?'

'તમને શું જોઈને પસંદ કર્યા હતા?'

'શુ આઉટ ફર્સ્ટ ક્લાસનાં પ્રમાણપત્રો જોઈને.' વેતા બોલી.

'એવાં પ્રમાણપત્રો તે શ્રીમાન પાસે પણ હોવાનાં. પણ જવા દો એ વાત. શ્વેતાબહેન, તમે ભણતાં હશો ત્યારે તમારા અધ્યાપકોને તમે હેરાન કરી દીધા હશે.'

'ખાસ નહીં. એક વાર અમારી જ્ઞાતિની વક્તૃત્વ સ્પર્ધામાં અમારા એક આગેવાનને પ્રમુખશ્રી બનાવ્યા હતા. તેઓ કશું સાંભળે નહીં કે સમજે નહીં. નિરપેક્ષ રીતે ઘડિયાળનો સમય તાકયા કરે અને ચાર મિનિટ થતાં ઘંટડી વગાડે એટલું જ ધ્યાન રાખે. હું મંચ પર બોલવા ઊભી થઈ ગઈ અને આવા વિષય માટે અહીં છે તેવા પ્રમુખ તથા નિર્ણાયકો ન હોવા જોઈએ એવું સખત ભાષામાં કહી રહી હતી, ત્યારે પણ આ પ્રમુખશ્રીની નજર તો ઘડિયાળ પર જ મંડાયેલી. કશું જ સાંભળતા નહોતા. બધાંએ તાલીઓ પાડી ત્યારે બેચાર શબ્દ સંભળાઈ ગયા ને સહુના ચહેરા જોવા જેવા થઈ ગયા.'

શ્વેતા હસતી હતી ને હસાવતી હતી.

શ્વેતાને છવ્વીસમું વર્ષ બેઠું.

શ્વેતાની પર્સમાં હંમેશાં માથાના દુખાવા માટેની ગોળીઓ હોય છે. દિવસમાં બે વાર તો લે છે જ. શ્વેતા ચા પણ ખૂબ પીએ છે. કૉલેજની રિસેસમાં એમદમ ગરમ ચાનો એક પ્યાલો પી જાય. ને પટાવાળા પાસેથી બીજો પ્યાલો પણ કોઈ વાર મેળવી પી લે.

'દરેક પિરિયડ પછી ચા મળવી જોઈએ.' શ્વેતાની આ એક ફરિયાદ છે.

શ્વેતા અધ્યાપિકાબહેનોને પણ મજાકમાં છોડતા નથી. એક નવી અધ્યાપિકા આવી છે જે દેખાવમાં ખૂબ સુંદર છે, સજીધજીને આવે છે. એનો ભપકો આંખે ઊડીને બાઝે એવો છે. એનો પતિ પણ એવો જ પ્રભાવશાળી છે. એની પાસે કપડાં અને દાગીનાના જાણે ભંડાર ભર્યા છે.

શ્વેતાને એ નથી ગમતી. શ્વેતા સતત એના પર વ્યંગના બાણ વરસાવ્યે જાય છે. શ્વેતાએ એનું નામ 'હેલન ઑફ ટ્રોય' પાડયું છે.

શ્વેતા કૉલેજ પૂરી થયા પછી ઝાઝું બેસતી નથી. કૉલેજના વર્ગો પૂરા થાય ત્યારે અધ્યાપક ખંડમાં પેસતાં એના કપાળ પર કરચલીઓ પડે છે. કોઈ બેસવાનું કહે તો શ્વેતા તરત જવાબ આપે છે:

'ભૂખ લાગી છે. ઝટ ખાવા ભેગા થઈ જઈએ.'

ઘેર પહોંચીને શ્વેતાને રસોઈ કરવાની હોય છે. નાની બહેનોએ મોટે ભાગે બધું તૈયાર રાખ્યું હોય. ઓરમાન અને સગાં ભાઈ–બહેનનો ભેદ શ્વેતાએ કદી વરતાવા દીધો નથી. ઘરમાં આવી એ કપડાં બદલે એટલી વારમાં નાનીબહેન ચા બનાવી લાવે.

'દીદી, ચા લો.'

એ જ ખુરશીમાં બેસી શ્વેતા ચા પી લે પછી એક ઊંડો શ્વાસ લઈ જાણે કોઈ વાહન ગીઅર બદલતું હોય એમ ઊભી થાય.

'શું બનાવ્યું છે?' પૂછતી અને બાકીનું બધું એ પૂરું કરે. સાંજે બધાં ભાઈ-બહેનના અભ્યાસની પ્રગતિ જાણે, પૂછપરછ કરે, ન આવડતું શીખવે.

'દીદી, તમે નહીં હો પછી અમને નહીં ગમે.' ભાઈ કહે.

'કેમ હું કયાં જવાની છું?'

'તમે પરણીને સાસરે જશો.' નાનો ભાઈ કહેતો.

'તને પરણાવીને સાસરે મોકલીશું.' સાંભળતાં નાનો શરમાઈ જાય.

શ્વેતા ફરી એ જ વાક્ય કહે : 'હું તો નથી પરણવાની.'

'તો તો મજા. હુંએ નહીં પરણું દીદી.'

બધાં હસે છે. ત્યારે શ્વેતાની નજર બીજા ખંડમાં બેઠેલા પોતાના પિતા તરફ અવશ્ય ખેંચાઈ જાય છે. એ પણ આખી વાત સાંભળતા હતા. એ હસવાનો નિષ્ફળ પ્રયત્ન કરે છે. શ્વેતા નજર પાછી ખેંચી લે છે.

શ્વેતાને સત્તાવીસમું વર્ષ બેઠું.

શ્વેતા કૉલેજથી ઘેર આવી બહાર જતી નથી, સિવાય કે ઘર માટે કશું ખરીદવાનું હોય.

એક સાંજે જ્ઞાતિના બે માણસો એના ઘેર આવ્યા.

'કોનું કામ છે ?' શ્વેતાએ લાગલો જ સવાલ કર્યો.

સામેની વ્યક્તિએ હસીને કહ્યું : 'તમારું જ. તમે જ પ્રો. શ્વેતાબહેન ને ?'

'હા.' શ્વેતાના કપાળમાં કરચલીઓ પડી.

'તમને પહેલાં આપણી જ્ઞાતિની વક્તૃત્વ સ્પર્ધામાં સાંભળ્યાં હતાં. તેથી આજે આવ્યા છીએ.'

શ્વેતા હસવાનું રોકી ન શકી.

'તે દિવસ જેવું ને થાય માટે સ્પર્ધાના નિર્ણાયક તરીકે તમને નિમંત્રણ આપવા આવ્યા છીએ.' તેમણે કહ્યું.

'પણ મને એ નહીં ફાવે. હું બોર થઈ જઈશ '

'આપણી જ્ઞાતિ આમ પણ આગળ પડતી નથી. એમાં તમારા જેવાં ગણ્યાંગાંઠ્યાં ભણેલાં માણસો પણ સક્રિય ભાગ નહીં લે તો અમે જવાબદારી બીજા કોને સોંપીએ ?'

શ્વેતાના પપ્પાને થતો આનંદ એમના ચહેરા પર ને બોલવાચાલવા પર દેખાતો હતો. શ્વેતાની વતીથી એમણે જ સંમતિ આપી દીધી.

એ વક્તૃત્વ સ્પર્ધામાં એની સાથે બીજા નિર્ણાયકભાઈ હતા, એક ડૉક્ટર. ડૉક્ટરે પહેલી ક્ષણે શ્વેતાને કહી દીધું. 'વિષયના જ્ઞાન અંગે તમે નિર્ણય કરજો. હું એ કેવું બોલે છે તેનો નિર્ણ[illegible] કરીશ.'

'એમ તો મને બન્ને ફાવશે.' શ્વેતા હસી.

'તો પછી હું જતો રહું ?'

'જતા રહેવા જેવું લાગતું હોય તો આવ[illegible] જ ન જોઈએ.'

શ્વેતાએ એટલો જ તેજ જવાબ આપ્યો

'આ લોકો પરાણે મને લાવ્યા. ખાસ [illegible] તમે નિર્ણાયક તરીકે આવવાનાં હતાં એટલે [illegible] આવવા કબૂલ થયો.'

'આપણે પહેલાં ક્યારેય મળ્યાં નથી' શ્વે[illegible] બોલી.

'ના, પણ મેં તમને જોયાં છે. તે દિવસે અ[illegible] જ જગાએ, વક્તૃત્વ સ્પર્ધામાં બોલતાં. તે દિવસથ[illegible] તમે મને ગમી ગયેલાં, આઇ મીન તમારો સ્પિરિ[illegible] મને ગમી ગયેલો. મેં તમારી વાત નહીં નહીં તે એક હજાર માણસને કહી હશે.'

'તમે મારે માટે આવું કહો, પછી મારે તમારે આભાર તો માનવો જ જોઈએ નહીં ?'

'નહીં માનો તોપણ ચાલશે. માનશો તો મ[illegible] ગમશે.'

નિર્ણાયકોની ઓળખાણ આપતાં એક જ્ઞાતિ આગેવાને પ્રો કુમારી શ્વેતાબહેન કહ્યું. પાસે બેઠેલ ડૉક્ટરે તરત એનાં કાનમાં પૂછ્યું :

'તમે હજી સુધી લગ્ન નથી કર્યાં ?'

શ્વેતાએ માથું હલાવી ના પાડી. શ્વેતાએ જોયું કે આ સાંભળી ડૉક્ટરની દષ્ટિ જ પલટ ગઈ હતી. એ એવી રીતે શ્વેતાની સામે જોતો હત[illegible] કે શ્વેતા એનાથી અકળાઈ જતી. આવી રીતે કે

પ્રામે જોતાં એણે અનુભવ્યો નહોતો. એના ધબકારા વધી જતા હતા. શ્વેતાને માટે આ નવું હતું; સાવ અજાણ્યું હતું.

સ્પર્ધા પૂરી થઈ ગઈ પછી જમવાના ટેબલ પર શ્વેતાને ડોકટરની પાસે જ બેસવાનું થયું. ડોકટરે પૂછ્યું. 'તમે—જગાએ આવ્યાં છો કદી?'

'ના. આમ તો ઘર છોડી બહાર જવાનું ગમતું નથી.'

'કોઈ વાર ત્યાં આવો. જોઈએ તો કોલેજની ટૂર લઈ આવો. બહુ મજાની જગા છે. હું ત્યાં સરકારી દવાખાનામાં છું.'

'હું તો કદી ટૂર લઈને કે ટૂરમાં જતી જ નથી. મને એમાં ફાવતું જ નથી. ઘણાં માણસોનું ટોળું થઈ જાય છે.'

'હા, મને પણ એમ જ થાય છે. ટોળામાં નથી ફાવતું. લોકોની નજરોની કેદમાં સપડાઈ ગયા હોઈએ એવું લાગે છે.'

'તમે તો કવિતાશાઈ બોલો છો.' શ્વેતા હસવા લાગી.

'આજે જ એવું થઈ ગયું.'

'કેમ આજે કાંઈ છે?'

'આમ તો કાંઈ નહીં પણ મન આજે પ્રસન્ન છે.'

ખાવાનું પીરસાયું. ડોકટરે આગ્રહ કરી શ્વેતાને જમાડવા માંડી.

'તમે તો તમારા ઘરનું હોય એમ આગ્રહ કરો છો.'

'આમ તો જ્ઞાતિ એ આપણું પોતાનું ઘર જ છે પણ મારે ઘેર આવો ને આગ્રહનો અનુભવ કરો.'

'ઘેર તમારાં પત્નીને પણ એમ આગ્રહ કરી જમાડો છો'

'પત્ની? વગર પરણે પત્ની કેવી? હું પણ તમારી જેમ જ છું.'

'બંને હસી પડ્યાં. શ્વેતાનું હૃદય ઊછળી ઊછળી ધબકતું હતું. શ્વેતા પોતાના મનને જ કહી રહી. 'આ શું થઈ ગયું છે?'

'તમે કેમ નથી પરણ્યા?'

'બસ, એક આદર્શ ખાતર. ભણી, પગભર થઈ લગ્ન કરવાં એવું નક્કી કર્યું હતું. ભણી રહી ચાલુ સાલે નોકરી લીધી છે.'

'હવે લગ્ન કરી લો.' શ્વેતાએ કહ્યું.

'કોઈ સારી છોકરી તમારા ધ્યાનમાં હોય તો કહેજો. ને આપણી ભલામણ કરજો.'

'ભલામણ કરીને પછી ઠપકો સાંભળવો પડે તો?'

'ઠપકો સાંભળવો પડે એવું હું ન કરું એમ નથી લાગતું તમને?'

'કોઈ માણસને એક વખત જોઈ કશી સમજણ ન પડે.'

'તો ફરી ફરી ઉથલાવી ઉથલાવી જોજો.' ડોકટરે મજાક કરી.

'ને પછી ઠીક લાગે તો ભલામણ કરજો.'

સમારંભ પૂરો થતાં શ્વેતાથી ડોકટરને પછી કહેવાઈ ગયું: 'આવજો.'

'તમે તો–કોલેજમાં છો નહીં?'

'હા પણ રોકાવાના હો તો ઘેર આવજો ને.' શ્વેતાએ પોતાનું સરનામું આપ્યું ને સડસડાટ ચાલી ગઈ.

'ઘેર આવી એણે ડોકટરનું નામ લીધા વિના જ કહ્યું: આજે તો બહુ મજા આવી.'

ત્રીજે દિવસે ડોકટર એની કોલેજ પર ગયો. ડોકટર સજીવજીને આવ્યો હતો. ત્યારે શ્વેતા લેકચર લેવા ગઈ હતી. આવી કોઈ પુરુષ વ્યક્તિ શ્વેતાને

મળવા આવે તે વાતે સહુને આશ્ચર્યમાં નાંખી દીધાં. શ્વેતા ડૉકટરને જોતાં ન તો શરમાઈ કે ન તો આશ્ચર્ય પામી.

'તમને હતું કે હું અહીં આવીશ ?' ડૉકટરે પૂછ્યું.

'મારી હા-નાનો કશો અર્થ નથી, જ્યારે તમે આવ્યા જ છો.' પછી એણે પટાવાળા પાસે ચા મંગાવી.

'નોકરીએ નથી ગયા ?'

'એ રજા મૂકી દીધી.'

શ્વેતા મનમાં જ બોલી. 'મને મળવા માટે ? વાહ.'

ચા પીતો પીતો ડૉકટરે કહ્યું : 'મારા મામી ને હું સાંજે તમારે ઘેર આવવાનાં છીએ.'

'તે કહેવા માટે અહીં આવ્યા ? એમ ને એમ સીધા પણ આવી શકતા હતા.'

પરંતુ ચાનો બીજો ઘૂંટડો ભરતાં શ્વેતાના મનમાં ડૉકટરના શબ્દોનો મર્મ ખૂલતો ગયો. એનાં મામી સાથે કદાચ બીજાં કોઈ પણ શ્વેતાને જોવા માટે સાંજે આવવાનાં હતાં. અગિયાર વર્ષ પહેલાંનું દૃશ્ય શ્વેતાના મનમાં તાજું થઈ આવ્યું. સ્નેહાને જોવા માટે આવ્યા હતા. એના મને તરત પડઘો પાડ્યો. 'મારે નથી પરણવું.'

શ્વેતાએ ભાવહીન નજરે ડૉકટર સામે જોયું ને એ બોલી, 'મને લાગે છે કે તમે કશીક અપેક્ષાઓ સાથે મારે ઘેર આવી રહ્યા છો પણ મારે તમને સ્પષ્ટ કહી દેવું જોઈએ કે તમારી કશી અપેક્ષાઓનો કોઈ અર્થ નથી. આટલી સ્પષ્ટતા સાથે તમારે આવવું હોય તો જરૂર આવજો.'

'એ તો જોઈશું. ડૉકટર હસ્યો ને ચાલ્યો ગયો. શ્વેતાના મને જાણે એક ચીસ નાખી. 'ના, મારે પરણવું.'

સાંજે ડૉકટર એમનાં મામી સાથે : પહોંચ્યા. મામીએ શ્વેતાની પાસે જ બેઠક : એમણે શ્વેતાના માથે ને વાંસા પર હાથ ફે શ્વેતા જાણે નાની બાળકી હોય.

'એના પિતા ઘેર નહોતા. ડૉકટરે પૂ 'તમે તમારા બાપુજીને અમારા આવવાની વાત કરી ?'

શ્વેતાએ તરત કહ્યું : 'તમે મને મળવા : વાના હતા કે મારા બાપુજીને ?'

'કાંઈ નહીં, આપણે બેસીશું. એમને મ જ જોઈશું.'

ડૉકટરનાં મામીએ કહ્યું, ને શ્વેતાનાં ભાઈબહેનોને બોલાવી વાતો કરવા લાગ્યાં.

એના પપ્પા આવતાં શ્વેતાએ જ એમને રે ખાણ કરાવી મામીએ થોડીક ક્ષણો અવક વિતાવી. પછી વાતનો દોર હાથમાં લેતાં કહ્યું : ' કહું તો મારા આ ભાણિયા માટે તમારી શ્વે માંગવા આવી છું.'

શ્વેતા તરત ત્યાંથી ઊભી થઈ ચાલી રસોડાની બારીનો સળિયો પકડી એ ઊભી : 'કેમ એ નથી કહી શકતી કે-મારે નથી પરણ કેમ કાંઈ બોલાતું નથી ?'

પપ્પાના ખડખડાટ હસવાનો અવાજ આ હતો. નાના ભાઈ પાસે એમણે પેંડા મંગા નાની બહેને ડીશમાં કાઢી આપ્યા, એણે પાણી આપ્યું. ઘરનો બધો દોર જાણે નાની બહેને સંભ લીધો હતો. શ્વેતા જાણે કશું નહોતી.

મહેમાનો ગયાં પછી નાની બહેન એને વ પડી ને બોલી: 'હવે તો પરણવાનાં દીદી.'

શ્વેતાને થયું, 'એને હવે સોળમું વર્ષ બેસે

[તાજા વાર્તાસંગ્રહ 'ડૂબતા અવાજો'માંથી]

# આકાશ ઘણું દૂર છે

## વિભૂત શાહ

નીનાએ સીધો જ પ્રશ્ન પૂછ્યો, 'સ્મિતા બહાર ગઈ છે નહિ?' મેં જવાબ આપ્યો, 'હા, એના પતિ સાથે એની બેનપણીને ત્યાં ગઈ છે. ક્યારે આવે તે કહેવાય નહિ.'

નીનાએ મારી સામે જોયું ને પછી આંખો નીચી ઢાળી. એના પોલિશ કરેલા લાંબા અણિયાળા નખ રૂમાલ વડે સાફ કર્યા ને પછી બોલી, 'સ્મિતાની સાથે સાથે તમને મળવાની ઇચ્છા પણ હતી.' બારીની બહાર જ જોઈ મેં જવાબ આપ્યો, 'હા, એ તો તમે મારી રૂમમાં આવ્યાં એટલે લાગ્યું જ.' કશુંક ટીખળ કરવા માંગતી હોય એમ સહેજ લુચ્ચાઈભર્યું હસી નીના તરત જ બોલી, 'સાચું કહું તો મને તમારી રૂમમાં આવતાં થોડી બીક લાગે છે.' મેં નીનાની આંખો સામે જોયું ને પછી ખાલી કશુંક બોલવા ખાતર બોલતો હોઉં એવી રીતે બોલ્યો, 'હા, તમે બિલ્લી-પગે રૂમમાં આવ્યાં હતાં એ પણ મેં જોયું હતું.' એણે કહ્યું, 'મને તો એમ કે તમારી નજર મારા તરફ નહોતી. મને લાગે છે કે તમારાથી કશું છાનું નથી રહી શકતું. એકી સાથે તમે ઘણું બધું જોઈ શકો છો.'

મેં કાંઈ જવાબ ન આપ્યો.

કશું ઓચિંતું યાદ આવ્યું હોય એમ ફરી પાછી તે બોલી, 'તમે બિલ્લી-પગે શબ્દ વાપર્યો એટલે મને હસવું આવી ગયું. તમને તો ખબર જ હશે કે કેટલીક બેનપણીઓએ પાછળથી મારું નામ ધોળી બિલાડી પાડ્યું છે.'

'બિલાડી સાત ઘર ફરે એ અર્થમાં એ નામ પાડ્યું હોય તો ઘણું ખરાબ કહેવાય.' હું ધીમેથી બોલ્યો. તે એકદમ હસી, મોઢું ભરાઈ જાય એવું ખુલ્લું ખુલ્લું ને પછી બોલી, 'તમે આટલો સરસ ટોણો મારી શકતા હશો એની તો મને આજે જ ખબર પડી. બહાર તો તમારી એવી જ છાપ છે કે તમે તો ભારે ધીરગંભીર ને વિદ્વાન લેખક છો.'

'એ મારું કમનસીબ' આટલું કહી હું દૂર દૂર ઊડતા એક પંખીને જોઈ રહ્યો. નીના થોડી વાર સુધી ચૂપચાપ બેસી રહી. પછી ઊભી થઈ મારી પાસે આવી બોલી, 'જ્યારે જ્યારે હું તમારી રૂમમાં આવી છું ત્યારે મેં તમને બારી પાસે જ બેઠેલા જોયા છે. ત્યાં બહાર શું જોયા કરો છો?' મેં

જવાબ આપ્યો, 'જુઓ અત્યારે આકાશ વધારે ખુલ્લું, વધારે દૂર ને વધારે ફિક્કું લાગે છે. વર્ષાઋતુમાં આકાશ જોવાની વધારે મઝા આવે.' મારી દૃષ્ટિની બરાબર સામે આવીને નીનાએ કહ્યું, 'મારી તકલીફ એ છે કે અત્યાર સુધી મારી જિંદગીમાં મેં કદીય આકાશની સામે જોયું નથી. મારા માટે આકાશ ઘણું દૂર છે.' કશુંક હસવા જેવું બોલી હોય તેમ એ હસી પડી ને પછી ગંભીર ભાવે બોલી, 'જુઓ અત્યારે સાત વાગવા આવ્યા છે. તમારે સાત વાગે ચા જોઈએ છે. તો તમને વાંધો ન હોય તો હું ચા બનાવી લાવું?' સહેજ નવાઈ પામી મેં પૂછ્યું, 'મારી ટેવની તમને ક્યાંથી ખબર પડી?' એની આંખોને થોડી વધુ રમતિયાળ બનાવી તે બોલી, 'લોકોને જાતજાતની ટેવો હોય છે. મને એ બધી ટેવો જોવા–જાણવામાં ઘણો રસ છે. એમાંય તમારા જેવા લેખકની ટેવો જાણવામાં તો સૌ કોઈને રસ હોય ને એમાંય...' મેં એને અટકાવી વચમાં જ કહ્યું, 'પરંતુ મારી ટેવોને પોષવાનું કામ તમારા માથે ક્યાંથી આવી પડ્યું?' જવાબ એની જીભ પર તૈયાર જ હોય એમ એણે તરત જ કહ્યું, 'તમે જ એક વખત નહોતું કહ્યું કે જે કોઈ મારી થોડીઘણી સેવાચાકરી કરશે એને ઘણું-મોટું પુણ્ય મળશે. તો મને થયું...' 'પણ એ તો હું મશ્કરીમાં બોલ્યો હતો.' એનો જવાબ પણ એણે તરત જ આપ્યો, 'મશ્કરી કદીય સો ટકા મશ્કરી હોતી જ નથી અને મશ્કરીમાં જે કાંઈ સારું હોય એ તારવી લેવાની મને ટેવ છે. તો તમે થોડી વાર બેસો, હું ચા બનાવી લાવું.' મેં પૂછ્યું, 'બા નથી?'

'છે ને, નીચે કોઈની સાથે બેઠાં છે. બોલાવી લાવું?'

'ના, ના, તમે જ ચા બનાવો.'

મને રૂમમાં એકલો મૂકીને તે અંદર ચાલી ગઈ.

—બારીની પાસે બેઠો બેઠો હું બહાર શું જોયા કરું છું? નીનાએ મને પૂછ્યું હતું. મેં જવાબ આપ્યો હતો 'આકાશ.' પછી નીના બોલી હતી, 'મેં જિંદગીમાં કદીય આકાશની સામે જોયું નથી. મારે માટે આકાશ ઘણું દૂર છે.' આ અમારી વચ્ચેનો તફાવત છે. મારી એકાંતની પળોમાં મેં ક્યારેય નીનાનો વિચાર કર્યો નહોતો, છતાંય મારી ટેવોમાં રસ લઈ મારી થોડીઘણી સેવાચાકરી કરી આજે પુણ્ય કમાવા આવી હતી.

—સાંજના સાત વાગે મારા માટે ચા બનાવતી હતી. સ્મિતાનાં લગ્ન થયે અઠવાડિયું જ થયું હતું એના સાસરેથી એના પતિ સાથે કાલે જ આવી હતી. એણે એનું નવું જીવન શરૂ કર્યું હતું. સ્મિતા મારા સમગ્ર જીવન સાથે ગાઢ લાગણીથી સંકળાયેલી હતી. બધા એવું માને છે કે સ્મિતાનાં લગ્ન પછી અમારા ઘરમાં, મારા જીવનમાં શૂન્યાવકાશ ઊભો થયો છે. નીના પણ કદાચ એવો જ ખ્યાલ લઈને આવી હશે. આવતાંની સાથે જ એણે કહ્યું, 'સ્મિતાની સાથે સાથે મને પણ મળવાની ઇચ્છાથી આવી હતી.' હવે હું એનો વિચાર કરું છું.

આ નીના બી. એસસી. થઈ ત્રણ ચાર વર્ષથી બેંકમાં નોકરી કરે છે. એને પચ્ચીસમું બેસવાને હવે થોડીક જ વાર હશે. હજુ સુધી તે પરણી નથી. પ્રમાણમાં તે થોડી ઊંચી ને પાતળી છે. એની ગોરી ચામડીમાં પીળી પીળી ઝાંય છે. એનો ચહેરો ઘાટીલો છે, પણ સહેજ ફિક્કો છે. વાતચીત કરતી વખતે તે શબ્દો ચીપીને કંઈક છટાથી બોલે છે. કંઈક સારું કહેવા માગે છે ત્યારે એની આંખો અને ચહેરો ત્રાંસો કરીને બોલે છે. ઘણી ચીવટથી અને જહેમતથી 'મેઇક અપ' કરે છે, સારાં કપડાં સજાવીને પહેરવાનો એને શોખ છે. છેલ્લામાં છેલ્લી ફેશનનો પરિચય એની પાસેથી મળી શકે.

—આ નીના જ્યારે એકલી પડતી હશે ત્યારે મનોમન શું વિચારતી હશે એની મને ખબર નથી, એ પોતાના જીવતા જીવન વિશે શું વિચારતી હશે એની મને ખબર નથી. એને જીવનમાં શું શું મળ્યું

હશે અને શું શું નહિ મળ્યું હોય એની મને ખબર નથી, છતાંય સંભવ છે કે એની એકાંતની પળોનો મારી એકાંતની પળો સાથે કદાચ તાળો મેળવવા એ આવી હોય, કદાચ અમસ્તી એમનેમ પણ આવી હોય.

સામેની બીજી વ્યક્તિના મનનું રહસ્ય હું ક્યારેય પૂરેપૂરું પામી શકતો નથી. બધું જ પૂરેપૂરું પામી લેવાનો હું પ્રયત્ન પણ નથી કરતો, કદાચ એના લીધે જ મારા સંબંધમાં ક્યારેય 'અંતિમ છેડો,' 'dead-end' નથી આવી જતો.

ચા પીતાં પીતાં નીનાએ મને અણધાર્યો જ પ્રશ્ન પૂછ્યો, 'તમને ક્યારેય લગ્ન કરવાની ઇચ્છા નથી થઈ?' અને પછી એના ચાના કપમાં જામેલી તર ચમચી વડે નીચે ડૂબાડી દઈ એ મારી સામે એવી રીતે જોઈ રહી કે જાણે એણે મને કોઈ પ્રશ્ન જ ન પૂછ્યો હોય. ચાનો કપ ટીપોય પર મૂકી મેં એને કહ્યું, 'તમે અત્યારે આવ્યાં ત્યારે શરૂઆતમાં એમ બોલ્યાં હતાં કે, તમને મારી રૂમમાં આવતાં થોડીક બીક લાગે છે, હવે તમારી બીક—' 'જતી રહી છે.' નીનાએ મારું વાક્ય પૂરું કર્યું. પછી સહેજ ગંભીર થઈ બોલી, 'મારો પ્રશ્ન વધારે પડતો અંગત કહેવાય, પણ તમારા મનમાં જરા ડોકિયું કરવાની ઇચ્છા થઈ આવી.' મેં એને જવાબ આપ્યો, 'અંગત પ્રશ્નોના ભોગે પણ મનની બે વાતો થઈ શકતી હોય તો હું એને ચોક્કસ આવકારું. તમારા પ્રશ્નનો હું ચોક્કસ જવાબ આપીશ, થોડાક વખત પહેલાં જ લગ્ન કરવાની ઇચ્છા થઈ હતી. તમે સ્મિતાની બહેનપણી હિમાનીને ઓળખો છો?' નીના મનોમન વિચાર કરીને બોલી, 'હા, ઓળખું છું. સ્મિતાનાં લગ્ન વખતે પરિચય થયો હતો. સારી છોકરી છે. હા, ઘણી જ શાંત, સરળ અને સંવેદનશીલ છોકરી છે.' મેં નીનાને ધીમેથી કહ્યું. એણે મારા શબ્દો સાંભળ્યા ન હોય એમ કશું વિચારી રહી અને પછી મને પૂછ્યું, 'તમે હિમાનીમાં એવું શું જોયું કે લગ્ન ન કરવાનો તમારો નિર્ણય એકદમ બદલ્યો?' થોડી વાર શાંત રહી મેં એને જવાબ આપ્યો, 'મેં આ પ્રશ્ન મારી જાતને વારંવાર પૂછી જોયો છે. એનો એક જ જવાબ હોઈ શકે. મારા મનની અપેક્ષાઓને તે બધી જ રીતે પૂર્ણ કરતી હોય એવું મને લાગ્યું હતું. એની આંખોનો કાવ્યભર્યો ઋજુ ભાવ મને ક્યાંક ઊંડે ઊંડે, ક્યાંક દૂર દૂર લઈ જતો, એના અસ્તિત્વના માત્ર ખ્યાલથી જ હું સુખનો અનુભવ કરતો.' આટલું બોલીને હું અટકી ગયો. મેં જોયું તો મારા શબ્દોથી નીના પણ ક્યાંક દૂર દૂર જતી રહી હોય એમ મને લાગ્યું. મારી સામે જોયા વિના બારી બહાર ખુલ્લા આકાશમાં એની દૃષ્ટિ રમતી કરી તે બોલી, 'તમારા મનની આ વાત તમે હિમાનીને ક્યારે કહી? એણે શું કહ્યું? એની લાગણી...' મેં કહ્યું, 'હવે એ જ વાત તમને કહેવા ઇચ્છું છું. તમને તો ખબર જ છે કે સ્મિતાથી મારા મનની કોઈ વાત છાની નથી હોતી. મેં મારા મનનો ભાવ સ્મિતાને કહ્યો અને સ્મિતાએ બહેનપણીના નાતે હિમાનીને બધી વાત કરી.'

—થોડી વાર અટકીને મેં આગળ કહ્યું, 'હિમાની આ વાત સાંભળી મારી આ પ્રકારની લાગણી જાણી ખૂબ જ દુઃખી થઈ ગઈ. સ્મિતાની હાજરીમાં જ તે ખૂબ રડી અને સાંભળવા પ્રમાણે પછી ક્યાંય સુધી તે અસ્વસ્થ રહી અને મારી સાથે જે થોડોઘણો વ્યવહાર હતો તે પણ બંધ થઈ ગયો અને મારી કમનસીબી એ કે જે વ્યક્તિ પ્રત્યે જીવનમાં મને સૌથી વધારે લાગણી થઈ એ જ વ્યક્તિને મેં સૌથી વધારે દુઃખી કરી.' આટલું કહીને હું અટકી ગયો. મને લાગ્યું કે હવે આનાથી કશું વધારે હું નીનાને નહીં કહી શકું. તે પણ મારી વાત સાંભળી હેબતાઈ ગઈ હોય એમ કશું બોલ્યા વિના મારી સામે ટગર ટગર જોઈ રહી. અમે બન્ને કશુંય બોલ્યા વિના ક્યાંય સુધી બેસી રહ્યાં. પસાર થઈ રહેલા સમયની ક્ષણો વેરાઈ જવાને બદલે અમારી

આજુબાજુ ભેગી થઈ જાણે તંગ ઘટ્ટ આવરણ રચતી હતી. છેવટે નીનાએ જ મૌન તોડ્યું ને અત્યંત ધીમા અવાજે બોલી, 'તમે મારી સાથે આટલા નિખાલસ બની વાત કરશો એ તો મેં માન્યું જ નહોતું. તમે જે વાત કહી તે એટલી બધી અણધારી અને દુઃખદ છે કે એ સાંભળી મારું મન મૂંઝાઈ ગયું છે, છતાંય એક વાત સમજાતી નથી. તમને મેળવીને કોઈ પણ સ્ત્રી પોતાની જાતને ભાગ્યશાળી માને તો હિમાનીએ શા માટે તમારી લાગણીનો અસ્વીકાર કર્યો ?' નીનાએ તો ખૂબ જ સ્વાભાવિક રીતે મને આ પ્રશ્ન પૂછ્યો હતો. પરંતુ મારા માટે ઘણી વિકટ પરિસ્થિતિ ઊભી થઈ રહી હતી. મેં એને જવાબ આપ્યો, 'એ પ્રશ્નનો જવાબ તો હું તમને કેવી રીતે આપી શકું ?' આ વિશે હિમાની એક શબ્દ પણ બોલી નથી, કદાચ એના મૌનમાં જ એનો પ્રત્યુત્તર શોધવાનો હોય...પણ મને જે લાગણી સતાવે છે તે એ છે કે મારા અસ્તિત્વના કેવળ ખ્યાલથી જ એ દુઃખી તો નહિ થતી હોય ને?' આ પ્રશ્ન મેં મારી જાતને પૂછ્યો હોય એમ તદ્દન ધીમા અવાજે બોલી હું નીનાની સામે કોઈ પણ જાતની અપેક્ષા વગર જોઈ રહ્યો. નીના પણ સામે ટીપોય પર પડેલું પુસ્તક હાથમાં લઈ એનાં પાનાં ફેરવવા લાગી. અમારા બે વચ્ચે ફરી પાછી ચૂપકીદી છવાઈ ગઈ. મને લાગ્યું કે નીનાને હવે કશું જ કહેવાનું નથી. થોડી વાર પછી પુસ્તકમાંથી એની નજર ઊંચી કરી તે મારી સામે સ્થિર દૃષ્ટિએ જોઈ રહી અને પછી ખૂબ સાહજિકતાથી મને કહ્યું, 'મને લાગે છે કે તમારે બીજી કોઈ વ્યક્તિ સાથે લગ્ન કરી લેવું જોઈએ, જીવનમાં સુખી થવા માટે...છેવટે હિમાનીના સુખ ખાતર...'

આછું હસીને નીનાને મેં તરત જ જવાબ આપ્યો, 'હું તમારી વાત સ્વીકારું છું', બીજી કોઈ પણ વ્યક્તિ સાથે મારે લગ્ન કરી લેવું જોઈએ, મારે સુખી થવું જોઈએ, હિમાનીને સુખી કરવી જોઈએ...'

ચાના બે કપ અંદર મૂકી નીના બહાર આવી એટલે મેં એને કહ્યું, 'નિખાલસપણે મેં તો મારી વાત કરી, હવે તમને હું પણ એક પ્રશ્ન પૂછી શકું કે તમે ક્યારે લગ્ન કરવા વિચારો છો ?' નીનાને મારા પ્રશ્નનો જવાબ આપતાં બહુ વિચાર ન કરવો પડ્યો. એ તરત જ બોલી, 'આજે નહિ, પછી ક્યારેક આવીશ ત્યારે કહીશ. અત્યારે જાઉં.' આટલું કહીને નીના રૂમની બહાર ઝડપથી જતી રહી.

બારી પાસે બેઠા બેઠા હું નીનાને મારી શેરી ઓળંગીને સરિયામ રસ્તા તરફ જતાં જોઈ રહ્યો બારી પાસે બેઠો બેઠો હું બારીની બહાર શું જોયા કરું છું ? નીનાએ મને પૂછ્યું હતું. મેં કહ્યું હતું 'આકાશ'. પછી નીના બોલી હતી, "મેં જિંદગીમાં કદીય આકાશની સામે જોયું નથી. મારા માટે આકાશ ઘણું દૂર છે.' આ અમારી વચ્ચેનો તફાવત હતો, છતાંય આજે નીનાએ મારી વાત સાંભળી મને સલાહ આપી હતી કે મારે કોઈ વ્યક્તિ સાથે લગ્ન કરી લેવું જોઈએ અને એની હાજરીમાં જ મેં એની સલાહ માન્ય રાખી હતી.

એનાથી સંભવ છે કે આવતી કાલે કદાચ હું સુખી થાઉં...

—સંભવ છે કે ક્યારેક કોઈ દિવસ હું હિમાનીના દુઃખને ભૂલી જાઉં...

આ બધી શક્યતાઓ વચ્ચે હું જીવન જીવું છું અને કદાચ એટલે જ મારા સંબંધોનો કે મારા જીવનનો ક્યારેય અંતિમ છેડો "dead end"... નથી આવી જતો.

[તાજા વાર્તાસંગ્રહ 'અંદર'માંથી]

સંદર્ભ

# પ્રકાશન-વર્ષની અસંગતિઓ — એક સંદર્ભસૂચિ

પી. પ્રકાશ વેગડ

ગુજરાતી સાહિત્યના ઇતિહાસ, વિવેચન કે જીવનચરિત્રના ગ્રંથોમાં જેમ લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષના ઉલ્લેખોમાં છબરડાઓનો તોટો નથી, તેવી જ પરિસ્થિતિ તેઓના ગ્રંથોના પ્રકાશન-વર્ષના ઉલ્લેખોમાં પણ પ્રવર્તે છે. અહિ દૃષ્ટાંત માટે માત્ર ક. મા. મુનશીના ગ્રંથોના ઉલ્લેખોમાં જોવા મળતી અસંગતિઓનું એક ચિત્ર રજુ કર્યું છે.

આ સૂચિ નીચે પ્રમાણે બે વિભાગોમાં વહેંચી છે :

[ક] પ્રકાશન વર્ષના વિવિધ ઉલ્લેખો જે પુસ્તકોમાંથી મેળવવામાં આવેલ છે એની વિગત.

[ખ] મુનશીના ત્રીસ ગ્રંથોની સૂચિ. આ વિભાગમાં પુસ્તકોના નામ સાથે કૌંસમાં જે પ્રકાશન–વર્ષ આપવામાં આવેલ છે તે "મુનશી અભિનંદન ગ્રંથ" પ્રમાણે છે. આ ગ્રંથ રાષ્ટ્રપતિ જાકિરહુસેનની અધ્યક્ષતા હેઠળ ૨૦ એપ્રિલ ૧૯૬૯ના રોજ યોજયેલ સમ્માન સભામાં મુનશીને અર્પણ કરવામાં આવેલો. ભારતીય વિદ્યા ભવન આ ગ્રંથને મુનશીની કૃતિઓના પ્રકાશન–વર્ષ માટે આધારભૂત સાધન તરીકે વાપરે છે.

**નોંધ :**— 'ખ' વિભાગમાં દરેક પુસ્તકના શીર્ષક નીચે અલગ–અલગ પ્રકાશન–વર્ષ આપવામાં આવેલ છે. આ પ્રકાશન-વર્ષ પછી જે ક્રમાંક સંખ્યા આપવામાં આવેલ છે તે 'ક' વિભાગના જે ગ્રંથ સાથે એનો સંબંધ છે એ ગ્રંથનો નિર્દેશ કરે છે.

**[ક]**


૧. કૃષ્ણલાલ મો. ઝવેરી.
ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો. સંશો. સંવર્ધિત સંયુક્ત આવૃત્તિ ઈ. સ. ૧૯૫૮.

૨. કેશવરામ કા. શાસ્ત્રી.
ગુજરાતના સારસ્વતો. પ્ર. આ. ૧૯૭૭.

૩. ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી (અલગ-અલગ વર્ષોની).

૪. ગુલાબદાસ બ્રોકર.
ગુજરાતી સાહિત્ય : એક વિહંગાવલોકન. પ્ર. આ. ૧૯૭૬.

૫. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય પ્રકાશિત— ડૉ. મધુરિકા.

૬. ગ્રંથ અને ગ્રંથકાર પૃ. ૧ પ્ર. આ. ૧૯૩૦.

૭. ધીરુભાઈ ઠાકર.
અભિનેય નાટકો. પ્ર. આ. ૧૯૫૮.

૮. એજન.
અર્વાચીન ગુજરાતી સાહિત્યની વિકાસરેખા. સાતમી સુધારેલી આવૃત્તિ ૧૯૭૫.

૯. મધુસૂદન પારેખ.
કનૈયાલાલ મુનશી : સાહિત્ય, જીવન અને પ્રતિભા. પ્ર. આ. ૧૯૬૭.

૧૦. મહેશ ચોકસી.
ગુજરાતી નાટ્ય સાહિત્યનો ઉદ્‌ભવ અને વિકાસ. (પીએચ. ડી. મહાનિબંધ) પ્ર. આ. ૧૯૬૫.

૧૧. Munshi : His art and work vol. 111 (પ્ર. આ. ઉલ્લેખ નથી). Shri Munshi 70th Birthday Citizen's Celebration Committee. Ed. J. H. Dave and others.

૧૨. રઘુવીર ચૌધરી.
જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી-૧૦ પ્ર. આ. ૧૯૭૨.
સરદાર પટેલ યુનિ. પ્રકાશિત.

૧૩. રતિલાલ સાંકળચંદ નાયક.
મુનશી—અભ્યાસ, જીવન અને સાહિત્ય. પ્ર. આ. ૧૯૬૭.

[ખ] મુનશીના ગ્રંથો અને વિવિધ પ્રકાશન-વર્ષના ઉલ્લેખો અંગેના સંદર્ભો :—

૧. અડધે રસ્તે (૧૯૪૩)
૧૯૪૩ : ૨, ૯ ૧૧, ૧૩.
૧૯૪૨ : ૩, ૧૩ પૃ. ૨૭૧.

૨. અવિભક્ત આત્મા (૧૯૨૩)
૧૯૨૩ : ૯, ૧૧, ૧૩.
૧૯૨૪ : ૬, ૮.
૧૯૩૦ : ૭

૩. આદિ વચનો ભા. ૧ (૧૯૩૩)
ભા. ૨ (૧૯૪૧)
૧૯૩૩ અને ૧૯૪૧ : ૯, ૧૧
૧૯૩૩ : ૨, ૧૩.

૪. કાકાની શશી (૧૯૨૮)
૧૯૨૮ : ૨, ૯, ૧૧, ૧૩.
૧૯૨૯ : ૬, ૭, ૧૦.

૫. કેટલાક લેખો તા. ૧–૨ (૧૯૨૬)
૧૯૨૬ : ૨, ૬, ૯, ૧૧.
૧૯૨૪ : ૧૩.

૬. કોનો વાંક ? (૧૯૧૫)
૧૯૧૫ : ૨, ૯, ૧૧, ૧૩.
૧૯૨૧ : ૮.
૧૯૨૪ : ૬.

૭. ગુજરાતની અસ્મિતા (૧૯૩૯)
૧૯૩૯ : ૩, ૯, ૧૧.
૧૯૩૬ : ૧૩.

૮. ગુજરાતનો નાથ (૧૯૧૭)
૧૯૧૭ : ૨, ૯, ૧૧.
૧૯૧૮ : ૧૩.
૧૯૧૯ : ૪,૬.

૯. છીએ તે જ ઠીક (૧૯૪૮).
૧૯૪૮ : ૨, ૧૧, ૧૩.
૧૯૪૬ : ૩, ૧૦.
ઉલ્લેખ નથી : ૯

૧૦. જય સોમનાથ (૧૯૪૦).
૧૯૪૦ : ૨, ૩, ૯, ૧૧, ૧૩.
૧૯૩૫ : ૧
૧૯૪૪ : ૮

૧૧. ડૉ. મધુરિકા (૧૯૩૬).
૧૯૩૬ : ૨, ૯, ૧૧, ૧૩.
૧૯૪૭ : ૧૦
૧૯૪૮ : ૫, ૭.

૧૨. તર્પણ (૧૯૨૪)
૧૯૨૪ : ૯, ૧૧, ૧૩.
૧૯૨૬ : ૬, ૮.
૧૯૩૦ : ૭.

૧૩. થોડાંક રસદર્શનો (૧૯૩૩).
૧૯૩૩ : ૨, ૩, ૯, ૧૧.
૧૯૩૦ : ૧૩ પૃ. ૨૭૧.
૧૯૩૪ : ૧૩ પૃ. ૧૩.

૧૪. ધ્રુવસ્વામિની દેવી (૧૯૨૯)
૧૯૨૯ : ૨, ૬, ૭, ૯, ૧૧, ૧૩.
૧૯૨૮ : ૪, ૧૦.

૧૫. પીડાગ્રસ્ત પ્રોફેસર [નાટક] (૧૯૩૩).
૧૯૩૩ : ૨, ૧૧, ૧૩.
૧૯૨૪ : ૭.
૧૯૩૧ : ૯.
૧૯૩૪ : ૧૦.

૬. પુત્રસમોવડી (૧૯૨૯).
૧૯૨૯ : ૯, ૧૧, ૧૩.
૧૯૩૦ : ૭.

૭. પુરંદર-પરાજય (૧૯૨૨).
૧૯૨૨ : ૯, ૧૧, ૧૩.
૧૯૨૪ : ૬, ૮.
૧૯૩૦ : ૭.

૮. પૃથ્વીવલ્લભ (૧૯૨૦).
૧૯૨૦ : ૧૩.
૧૯૨૦-૨૧ : ૨, ૯, ૧૧.
૧૯૨૧ : ૬, ૮.

૯. ભગવાન કૌટિલ્ય (૧૯૨૩).
૧૯૨૩ : ૨, ૯, ૧૧, ૧૩.
૧૯૨૪ : ૧.
૧૯૨૯ : ૬.

૦. ભગવાન પરશુરામ (૧૯૪૬).
૧૯૪૬ : ૨, ૩,૯, ૧૧, ૧૩.
૧૯૪૧ : ૮.

૧. ભગ્ન પાદુકા (૧૯૫૫)
૧૯૫૫ : ૩, ૮, ૧૩.
૧૯૫૬ : ૨, ૯, ૧૧.

૨. મારી કમળા અને બીજી વાતો (૧૯૧૨).
૧૯૧૨ : ૨, ૯, ૧૧.
૧૯૧૭ : ૬.
૧૯૨૦ : ૪.
૧૯૨૧ : ૧૩.

૩. મારી બિનજવાબદાર કહાણી (૧૯૪૩)
૧૯૪૩ : ૯, ૧૧, ૧૩.
૧૯૪૨ : ૨.

૪. રાજાધિરાજ (૧૯૨૨).
૧૯૨૨ : ૨, ૯, ૧૧, ૧૩.
૧૯૨૧ : ૧.
૧૯૨૫ : ૬, ૮, ૧૨.

૨૫. લોપામુદ્રા (ખંડ ૨-૩ 'દેવેદીધેલી' 'શમ્બરકન્યા') (૧૯૩૩).
૧૯૩૩ : ૯, ૧૧, ૧૩.
૧૯૪૦ : ૭ (દેવેદીધેલી)
૧૯૫૩ : ૭ (શમ્બરકન્યા)

૨૬. લોમહર્ષિણી (૧૯૪૫).
૧૯૪૫ : ૨, ૩, ૯, ૧૧, ૧૩.
૧૯૪૬ : ૮.

૨૭. વાહ રે મૈં વાહ ! (૧૯૫૩).
૧૯૫૩ : ૨, ૩, ૯, ૧૧.
૧૯૪૯ : ૧૦, ૧૩.

૨૮. વેરની વસૂલાત (૧૯૧૩).
૧૯૧૩ : ૨, ૯, ૧૧, ૧૩.
૧૯૧૫ : ૧૨.
૧૯૧૯ : ૧, ૬.

૨૯. સ્નેહસંભ્રમ (નવલકથા) (૧૯૩૧-૩૨).
૧૯૩૧-૩૨ : ૧૧.
૧૯૩૧ : ૨, ૧૩.
૧૯૩૩ : ૩.
ઉલ્લેખ નથી : ૯

૩૦. સ્વપ્નદ્રષ્ટા (૧૯૨૪).
૧૯૨૪ : ૨, ૯, ૧૧, ૧૩.
૧૯૨૭ : ૬, ૮.

હવે ઉપરની વિગતોનું તારણ જરા જોઈએ. નીચેના કોઠામાં સર્વપ્રથમ કૌંસમાં જે ક્રમાંક સંખ્યા આપેલ છે તે 'ક' વિભાગની છે. એ પછી 'ખ' વિભાગના ક્રમાંક અને અંતે અસંગતિઓનો સરવાળો આપેલ છે. આ સરવાળો

વિભાગના દરેક ક્રમાંકના લખકો દ્વારા તેઓના ગ્રથોમા કમા મુનશીના ગ્રથોના ઉલ્લેખોમા થરેલ ભૂલોની સખ્યા

| | | |
|---|---|---|
| | ૧૦, ૧૯, ૨૪, ૨૮ | = ૪ |
| (૨) | ૨૧, ૨૩ | = ૨ |
| (૩) | ૧, ૯, ૧૯ | = ૩ |
| (૪) | ૮, ૧૪, ૨૨ | = ૩ |
| (૫) | ૧૧ | = ૧ |
| (૬) | ૨, ૪, ૬, ૮, ૧૨, ૧૭, ૧૮, ૧૯, ૨૨, ૨૪, ૨૮ અને ૩૦ | = ૧૨ |
| (૭) | ૨, ૪, ૧૧, ૧૨, ૧૫, ૬, ૧૭, અને ૨૫ | = ૮ |
| ( | ૨, ૬, ૧૦, ૧૨, ૧૭, ૧૮, ૨૦, ૨૪, ૨૬, ૩૦ | = ૧૦ |
| (૯ | ૧૫, ૨૧ | = ૨ |
| (૧૦ | ૪, ૯, ૧૧, ૧૪, ૧૫, ૨૭ | = ૬ |
| (૧૧) | ૨૧ | = ૧ |
| (૧૨) | ૨૪, ૨૮ | = ૨ |
| (૧૭) | ૧, ૫, ૭, ૮, ૧૩, ૨૦, ૨૭ | = ૭ |
| | કુલ ભૂલો | = ૧૧ |

આ આકડા ઉપર દષ્ટિ કરતા ક્ષોભ થયા વિના રહેતો નથી 'ગ્રથ અને ગ્રથકાર' જેવા સર્વમાન્ય સદર્ભગ્રથમા ફક્ત એક જ પૃષ્ઠ ઉપર બાર ભૂલો! ધીરુભાઈ ઠાકરની લોકપ્રિય 'અર્વાચીન ગુજરાતી સાહિત્યની વિકાસરેખા'ની સાતમી સુધારેલી આવૃત્તિમાં માત્ર મુનશીના જ ગ્રથોના ઉલ્લેખોમા દસ ભૂલો! તેઓના જ 'અભિનેય નાટકો' (સદર્ભ ગ્રથ)મા આઠ, રતિલાલ નાયક કૃત 'મુનશી–અભ્યાસ, જીવન અને સાહિત્ય'મા સાત અને મહેશ ચોકસીના પી એચ ડી મહાનિબધમા ૭ ભૂલો!

આ પ્રકારના અસગત તથ્યોના આધારે ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખાયો છે! સાહિત્ય કૃતિઓનુ તુલનાત્મક વિવેચન કરાયુ છે! સદર્ભગ્રથો તૈયાર થયા છે!

## રઘુવીર ચૌધરી

**જી મનસુખ સલ્લા : લોકભારતી, સણોસરા**

પ્રશ્ન : ગુજરાતી વિવેચન વિશે વાત કરતાં તમે નિરુદ્ધ બ્રહ્મભટ્ટનું નામ ચૂકી ગયેલા કે તમે એમને વેચક માનતા નથી ?

મનસુખભાઈનો પત્ર અત્યારે જડતો નથી. તેથી અની ભાષા કંઈક બદલાઈ ગઈ હશે. અનિરુદ્ધભાઈએ ણ આ અંગે પૂછેલું. તેથી જવાબ આપવો જરૂરી ગે છે. નહીં તો હું માનું કે ન માનું તેથી નિરુદ્ધભાઈની યોગ્યતામાં કશો ફેર પડતો નથી અને ત્યારે જ્યારે એ બીમાર છે ત્યારે તો એમનું ણદર્શન કરવાની એકેય તક હું જતી ન કરું.

હું એમને વિવેચક માનું છું અને એમની પાસે ટી અપેક્ષાઓ રાખું છું. એક જમાનામાં તો રેશભાઈ જોષી પછી વધુમાં વધુ નામ એમનું વાતું હતું. એ મૂળ તો સુરેશભાઈના વિદ્યાર્થી, મની જ સામગ્રીથી સજ્જ થયેલા પણ સભા-ભાર ઓમાં સુરેશભાઈના મુદ્દાઓનો ઠાવકી રીતે રોધ કરતા તેથી કેટલાક મુરબ્બીઓને એમનામાં ધુ રસ પડતો. પૂર્વતૈયારી સાથેનું એમનું વક્તવ્ય સરકારક લાગતું. હું પોતે પણ એમનાં ભાષણો ાનથી સાંભળતો આવ્યો છું. કોઈ એક કૃતિ કે દ્દા વિશે વધુમાં વધુ આધારો સાથે એ વાત કરતા ાય છે અને ભાષા સ્વચ્છ લખે છે. એમની આ ક્તિઓનો ગુજરાતી વિવેચનને વધુમાં વધુ લાભ ળે એ માટે આપણે સહુ એમને નિરામય દીર્ઘ ાયુષ્યની શુભેચ્છાઓ આપીએ.

મિત્રો વચ્ચેની વાતચીતમાં ઘણીવાર એક રો ચર્ચાય છે: અનિરુદ્ધ જેવા અભ્યાસીએ અંગત રાગદ્વેષમાં શા માટે ખેંચાવું જોઈએ ? પણ આ કારણે એમની યોગ્યતામાંથી મોટી બાદબાકી થતી નથી. આપણામાંથી ઘણાબધાને રાગદ્વેષની અસર થતી હોય છે. અનિરુદ્ધભાઈ પણ માણસ છે અને તેથી ક્યારેક અંગત કારણોથી પ્રેરાઈને કોઈને વિશે કડક બને એ શક્ય છે. મને આશા છે કે એમના વ્યક્તિત્વમાં આવું જો કંઈ હશે તો વહેલામાં વહેલું નીકળી જશે.

છેલ્લા બે એક માસમાં એમણે ડો. રમણલાલ જોશી વિશે લેખો અને ચર્ચાપત્રો લખ્યાં. એમાં એમણે સૈદ્ધાન્તિક ભૂમિકા પર ઊભા રહીને સાહિત્ય પરિષદના વિભાગોના ગૌરવની ચર્ચા કરી પણ એ સૂચવાયા વિના ન રહ્યું કે ડૉ. રમણલાલ જોશીને સ્વીકારી ન શકવાને કારણે એમણે આ પ્રશ્ન ઊભો કર્યો છે. ડૉ. જોશી એમના વડા છે અને અનિરુદ્ધભાઈના ઉત્કર્ષમાં સંમતિ આપી ચૂક્યા છે. તેમ છતાં શક્ય છે એમણે એમને ક્યાંક દુભવ્યા હોય. સમય જતાં એ બધું ભૂંસાઈ જશે અને બંનેની આંખો નિર્મલ દર્પણ જેવી બનીને એકમેકનું સાચું પ્રતિબિંબ પાડશે. જૂની પેઢીના આપણા મહાપંડિતો પણ ઘણા આળા હતા અને પોતાના વિરોધીના સામર્થ્યને સારી પેઠે જાણતા હોવા છતાં એનો છેદ ઉડાડવાની એકેય તક જતી નહોતા કરતા, આ હકીકત અભ્યાસીઓને સુવિદિત છે. છતાં કોઈએ એમને વિવેચક તરીકે ઓછા આંક્યા ? તેથી, અનિરુદ્ધભાઈ રાગદ્વેષથી લખવાના હોય અને એથી એમનું સ્વાસ્થ્ય વધુ સારું રહેવાનું હોય તો એની સામે પણ મને વાંધો નથી. હું તો એમની અભ્યાસ-

નિષ્ઠાને બિરદાવીશ અને એમણે કૃતિ અને ભાવક વચ્ચે સેતુ બનવાનું જે કંઈ કામ કર્યું છે એને માથે ચડાવીશ. પરમ કૃપાળુ ઈશુના આ નવા વર્ષે એમને ફરીથી શુભેચ્છાઓ.

પ્રશ્ન : ગુજરાતી સાહિત્ય પરિષદના વિભાગો કેવી રીતે નક્કી થાય છે? એના પ્રમુખોની વરણી કોણ કરે છે?

આ પ્રશ્ન આગળ કોઈ વ્યક્તિનું નામ એટલા માટે નથી લખ્યું કે અનેક સાહિત્યરસિકોએ આ પ્રશ્ન કર્યો છે.

ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાપનાને આજે ૭૩ વર્ષ થયાં. એનાં આજ સુધીમાં કુલ ૨૯ અધિવેશન થયાં. દરેક અધિવેશનમાં વિભાગોની સંખ્યા બદલાતી રહી છે. બંધારણ મુજબ વિભાગો નક્કી કરવામાં સ્વાગત સમિતિનો અભિપ્રાય જાણીને આગળ ચાલવાનું હોય છે. ઘણાં અધિવેશનોમાં સાતથી પણ વધુ વિભાગો રાખવામાં આવેલા છે. એમાં વિજ્ઞાન વિભાગ પણ રહેતો.

છેલ્લાં આઠેક વર્ષથી આ સખ્યા ઘટી છે. વિજ્ઞાન આદિ દરેક વિષયનાં પોતપોતાનાં હવે મંડળો છે, એમનાં સ્વતંત્ર સમેલનો યોજાય છે તેથી હવે સાહિત્ય પરિષદમાં સાહિત્યને સ્પર્શતા વિષયોના વિભાગો હોય એવી માન્યતા દઢ થઈ રહી છે. જો કે અગાઉ કહ્યું તેમ પરિષદનું બંધારણ તો હજીય કોઈ પણ વિષય રાખવાની છૂટ આપે છે.

છેલ્લાં ચારેક અધિવેશનોમાં વિવેચન-વિભાગ, સંશોધન-વિભાગ અને પરિસંવાદ એવી ત્રણ બેઠકો રહી છે. અગાઉ ઘણા વિભાગોની બેઠકો સમાન્તર ચાલતી. હવે બધી બેઠકો એક જ સ્થળે ક્રમશ: યોજાય છે. આ વખતે કલ્યાણ અધિવેશનમાં એક બેઠક ઉમેરાઈ. પરિષદની કારોબારીના સૂચન પરથી સ્વાગત સમિતિએ એ વિચાર આવકાર્યો. કેમ કે મરાઠી સાહિત્ય સંમેલનમાં તો કવિતાને આગળ બેઠક આપવાની કશી નવાઈ ન હતી, પ્રણાલી હતી. કવિશ્રી રાજેન્દ્ર શાહે કવિ સમે[illegible] સંચાલન કર્યું. પરિષદના કાર્યકરો અને[illegible] અધિવેશનોની સ્વાગતસમિતિઓ ઇચ્છે તો સ[illegible] વિભાગની બેઠકોને કાયમી પ્રણાલી બનાવી દે[illegible]

આ વખતે વિવેચન-વિભાગની બેઠકના પ્ર[illegible] સ્થાન અંગે વિવાદ ઊભો થયો. બંધારણ[illegible] સાહિત્ય પરિષદની મધ્યસ્થ સમિતિ ત્રણ નામ[illegible] કરે છે, સર્વાનુમતિથી અથવા ચૂંટણીથી. આ[illegible] નામ કક્કાવારી પ્રમાણે લખવામાં આવે છે. મ[illegible] સમિતિની દૃષ્ટિએ ત્રણેય સરખાં છે. સ્વાગત સ[illegible] એમાંથી એક નામ પસંદ કરવાનું હોય છે[illegible] કરીને એ વિભાગીય પ્રમુખને આમંત્રણ આ[illegible] બીજાં બે નામ કયાં હતાં એ જાહેર થતું જ[illegible] પરિષદની દૃષ્ટિએ તો ત્રણેય નામ સરખાં છે[illegible] કોણ પસંદ થયું ને કોણ ન થયું એની [illegible] દરકાર રાખવાની હોતી નથી.

વિવેચન-વિભાગમાં માત્ર વિવેચક પ્રમુખ[illegible] કે સર્જક એ પ્રશ્ન પણ તાજેતરમાં ઘણો ચ[illegible] મારી અંગત માન્યતા એવી છે કે સર્જક પણ[illegible] વિવેચન વિભાગનો પ્રમુખ બની શકે અને એનું એ[illegible] વક્તવ્ય પણ વિવેચનની મૂડી બની શકે[illegible] વિદ્વાનો એવું માને છે કે જેણે વિવેચન-ક્ષેત્રે[illegible] કામ કરેલું છે એ જ આ વિભાગનો પ્રમુખ[illegible] જો આ વિવાદ ચાલુ રહેવાનો હોય તો બે[illegible] કે વિવેચન અને સર્જન વિભાગની બેઠકો જુ[illegible] થાય એક દાખલો લઈએ. આ વિભાગમ[illegible] કે લાભશંકર ઠાકર, ચંદ્રકાન્ત શેઠ અને[illegible] કોઠારીનાં નામ સૂચવાયેલાં છે. આ ત્રણેય[illegible] મિત્રો છે. લાભશંકર સર્જક છે, ચંદ્રકાન્ત [illegible] વિવેચક છે અને જયંતભાઈ વિવેચક છે. હું [illegible] સમિતિનો સભ્ય હોઉં તો લાભશંકરનું [illegible] સૂચવું. ભલે જયંત કોઠારીને નવી પેઢીન[illegible] વિવેચકોમાં હું સૌથી પહેલાં યાદ કરતો

કૃત્ય પરિષદ એક એવી જગા છે જ્યાં સર્જકનું ગૌરવ થશે જ. વિવેચકોને તો શિક્ષણસંસ્થાઓ ી છે જ. અને આમેય વિવેચનનું અસ્તિત્વ નને આભારી છે.

અંગત રીતે કહું તો છેલ્લા અધિવેશનમાં -સંમેલનની બેઠક યોજાઈ અને એના પ્રમુખ કે રાજેન્દ્ર શાહ આવ્યા એથી બે શબ્દ લખનાર કે મને બહુ આનંદ થયો છે અને હરીન્દ્ર, સુરેશ લ, રાજેન્દ્રભાઈ, ઉમાશંકર, અનિલ જોશી આ કવિઓ આગલી હરોળમાં બેઠા હોય એ દશ્ય હજાર શ્રોતાઓ માટે પણ પરમ હૃદ્ય હતું એની ખબર છે.

**રત જોશી, રુચિર જોશી, સીમા જોશી :** રતનપુર

પ્રશ્ન : ગુજરાતી સહિત્યકારોને ઉત્તમકૃતિઓ માટે ી કયા ચંદ્રકો આપવામાં આવે છે? 'કુમાર-ચંદ્રક' છે?

'રણજિતરામ સુવર્ણ ચંદ્રક' અને 'નર્મદ ચંદ્રક'ની જરાતના સાંસ્કૃતિક જીવનમાં સારી એવી પ્રતિષ્ઠા રણજિતરામ ચંદ્રક ક્યારેક સાહિત્ય સિવાયના તી—અન્ય કળાની કે શાસ્ત્રની વ્યક્તિ માટે પાયો છે છતાં મુખ્યત્વે એ સર્જકોને મળતો ો છે. ક્યારેક એની પ્રતિષ્ઠા ઘટે છે, ક્યારેક ી છે. જેમ કે સુરેશ જોષીને એ મળ્યો ત્યારે એની તિષ્ઠા વધી હતી. નર્મદ ચંદ્રક વિશે મને બહુ ખબર ી પણ એના નિર્ણયમાં આદરણીય વિષ્ણુભાઈની મતિ હોય છે તેથી એ પણ અમૂલ્ય ગણાય.

'કુમાર ચંદ્રક' એ એક માસિકમાં પ્રગટ થયેલી ર્જનાત્મક કૃતિઓને લક્ષમાં લઈને આપવામાં આવે એ ચાંદીનો ચંદ્રક છે પણ નવ લેખકોને એ નાથી પણ અદકેરો લાગે છે.

## ઉદ્ગાર વાર્તાસ્પર્ધા

આ સમયે, જ્યારે શાળા–મહાશાળામાં ભણતા વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં ભાષા-સાહિત્યના શિક્ષણનું મહત્ત્વ ઘટયું છે, ત્યારે વિદ્યાર્થીઓના તથા આવતી કાલના ભવિષ્ય માટે પણ સર્જાતા સાહિત્યને પ્રાગટ્ય-પ્રોત્સાહન મળવું જરૂરી છે. આ માટે જે તે સ્વરૂપો વિશેની 'સ્પર્ધાઓ' જરૂરી જણાય છે.

આ હેતુને લક્ષમાં રાખીને અમે હાલ પૂરતું માધ્યમિક-ઉચ્ચ માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓની શ્રેષ્ઠ મૌલિક કૃતિઓ પ્રગટી રહે તે અંગે આ 'વાર્તા-સ્પર્ધા'નું આયોજન કર્યું છે. સૌ વિદ્યાર્થીઓનું એમાં ભાગ લેવાનું હૃદયપૂર્વકનું નિમંત્રણ છે.

(૧) જે તે શાળામાં ભણતા વિદ્યાર્થીઓ આ સ્પર્ધામાં ભાગ લઈ શકે.

(૨) 'વાર્તા મૌલિક છે' તથા વિદ્યાર્થી તેમની શાળામાં અભ્યાસ કરે છે તે મુજબનું આચાર્યશ્રીનું પ્રમાણપત્ર વાર્તા સાથે મોકલવું આવશ્યક છે.

(૩) વાર્તા મોડામાં મોડી તા. ૩૧ જાન્યુ. '૭૮ સુધીમાં મળી જવી જોઈએ.

(૪) ઇનામ આ ક્રમમાં અપાશે :

વિજેતાની પસંદગીનાં ગુજરાતી પુસ્તકો
પ્રથમ ઇનામ રૂ. ૩૫૧નાં પુસ્તકો
બીજું ઇનામ રૂ. ૨૫૧નાં પુસ્તકો
ત્રીજું ઇનામ રૂ. ૧૫૧નાં પુસ્તકો
પ્રોત્સાહક ઇનામ રૂ. ૧૦૧નાં પુસ્તકો

ગુજરાતના સુપ્રસિદ્ધ સર્જકો તથા વિવેચકો આ સ્પર્ધાના નિર્ણાયક હશે, જેમનાં નામ જાહેર કરવામાં આવશે.

વાર્તા મોકલવાનું સરનામું :
'ઉદ્ગાર વાર્તાસ્પર્ધા'
ઉદ્ગાર કાર્યાલય, આર. આર. શેઠની કંપની,
ગાંધી રોડ, અમદાવાદ-૧




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ!

—સં.]

૩૮. હરીન્દ્ર દવે
૩૮/૩ નવયુગ નગર
ફોરજેટ હીલ
મુંબઈ ૪૦૦૦૩૬

૩૯. આબિદ સુરતી
૬૦/1 આલવર એપાર્ટમેન્ટ, હિલ રોડ
મુંબઈ ૪૦૦૦૫૦

૪૦. ચંદુલાલ સેલારકા
વલ્લભબાગ ક્રોસ-લેન
'સેલારકા સદન' તિલક રોડ
ઘાટકોપર, મુંબઈ ૪૦૦૦૭૭

૪૧. ફાધર વાલેસ
C/o સેંટ ઝેવિયર્સ કૉલેજ
નવરંગપુરા
અમદાવાદ ૩૮૦૦૦૯

૪૨. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
૭, રિડર્સ ક્વાર્ટર્સ
ગુજરાત યુનિવર્સિટી
નવરંગપુરા
અમદાવાદ ૩૮૦૦૦૯

૪૩. બકુલ ત્રિપાઠી
૪, પ્રોફેસર્સ ક્વાર્ટર્સ
ગુજરાત યુનિવર્સિટી લાઈબ્રેરી સામે
નવરંગપુરા
અમદાવાદ ૩૮૦૦૦૯

૪૪. નવનીત સેવક
૧૨, જીવન સૌરભ સોસાયટી
નારાયણનગર રોડ
અમદાવાદ ૩૮૦૦૦૭

૪૫. નાનાભાઈ જેબલિયા
મુ. ખાલપર (વાયા: વંડા)
(જી. ભાવનગર)

૪૬. ઈલા આરબ મહેતા
૨ એ, ઈલ પલાઝો
રીડઝ રોડ
મુંબઈ ૪૦૦૦૦૬

૪૭. ભોળાભાઈ પટેલ
૩૨, પ્રોફેસર્સ કૉલોની
નવરંગપુરા
અમદાવાદ ૩૮૦૦૦૯

૪૮. રાધેશ્યામ શર્મા
૨૫, ભૂલાભાઈ પાર્ક
ગીતામંદિર રોડ
અમદાવાદ ૩૮૦૦૨૨

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ઝંઝા | શ્રી રાવજી પટેલ | નવલકથા | ૧૩–૦૦ |
| અશ્રુઘર | ,, ,, | ,, | ૧૧–૦૦ |
| બે પારેવા | શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | ૧૭–૦૦ |
| જોગ–વિજોગ | શ્રી પરાજીત પટેલ | ,, | ૧૧–૦૦ |
| ચંદન વૃક્ષની ડાળખી | ,, ,, | ,, | ૧૧–૦૦ |
| યૌવન ઓઢે અગન પીછોડી | ,, ,, | ,, | ૧૧–૦૦ |
| સીમારેખા | શ્રી જ્યોતિર રાવલ | ,, | ૧૧–૦૦ |
| તમે જો આવો તો | ,, ,, | ,, | ૮–૦૦ |
| અમાસના આગિયા | શ્રી અશ્વિનકુમાર વ્યાસ | ,, | ૧૭–૫૦ |
| જૂમલો ગઢ | શ્રી મૂળરાજ રૂપારેલ | ,, | ૮–૫૦ |
| સપના બધા મઝાના | શ્રી ઉમિયાશંકર શ્રી મફત ઓઝા | ,, | ૧૧–૫૦ |
| આયનામાં કોણ છે? | શ્રી શેખાદમ આબુવાલા | ,, | ૧૬–૫૦ |
| સોરઠનો નાથ | શ્રી મનુ મહારાજ | ,, | ૧૮–૫૦ |
| મન અંધારો કૂવો | શ્રી ભોજરાજગીરી ગોસ્વામી | ,, | ૧૪–૫૦ |
| માટી કેરી માયા | શ્રી પુરુષોત્તમ પટેલ | ,, | ૧૫–૦૦ |
| સૂરજ સળગતો નથી | શ્રી પુષ્પક પરમાર | ,, | ૧૧–૫૦ |
| વૃત્તિ અને વાર્તા | શ્રી રાવજી પટેલ | નવલિકા | ૧૩–૫૦ |
| ટોળું | શ્રી ઘનશ્યામ દેસાઈ | ,, | ૮–૦૦ |
| મુકાબલો | શ્રી મહેશ દવે | ,, | ૧૦–૭૫ |
| ડૂબતા અવાજો | શ્રી પિનાકિન્ દવે | ,, | ૧૧–૫૦ |
| ચમત્કારને નમસ્કાર | શ્રી સુરેશ સોમપુરા | ,, | ૧૩–૫૦ |
| ગુજરાતની લોકકથાઓ | શ્રી ડાહ્યાલાલ બ્રહ્મભટ્ટ | ,, | ૧૩–૭૫ |
| દીપ બુઝાયો | શ્રી પ્રેમશંકર ભટ્ટ | કાવ્ય | ૫–૦૦ |
| અસ્ત | શ્રી મહેન્દ્ર ગોહિલ | ,, | ૫–૦૦ |
| ભવરણની ભીડમાં | શ્રી સુલભ ધંધુકિયા | ગઝલ | ૮–૦૦ |
| ચરણામૃતમ | — | ભજનસંગ્રહ | ૨–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૭. | સાત નાટિકાઓ | શ્રી વનલતા મહેતા | નાટક |
| ૨૮. | ટૂંકી વાર્તા અને ગુજરાતી ટૂંકી વાર્તા | સંપાદક : જયંત કોઠારી | વિવેચન |
| ૨૯. | ન્હાનાલાલ અધ્યયન ગ્રંથ | શ્રી રમેશ મ. શુક્લ | ,, |
| ૩૦. | અમૃતધારા ભાગ ૧–૨ | શ્રી લલિતકુમાર શાસ્ત્રી | ચિંતનાત્મક |
| ૩૧. | ૧૦૦ દિવસ હિમાલયની છાયામાં | ,, ,, | ,, |
| ૩૨. | વિધેયાત્મક બનીએ | — | ,, |
| ૩૩. | જ્યાં દરેકને પહોંચવું જ છે | શ્રી કાકા કાલેલકર | ,, |
| ૩૪. | પ્રેમમૂર્તિ શબરીજી | શ્રી ડોંગરે મહારાજ | જીવનચરિત્ર |
| ૩૫. | પ્રગતિને પંથે | શ્રી મૃણાલિની દેસાઈ | ,, |
| ૩૬. | હાસ્યરૂપ જૂજવા | શ્રી રમેશ મ. ભટ્ટ | હાસ્યલેખો |
| ૩૭. | ઊકળતો ઉપખંડ | શ્રી ડાહ્યાભાઈ નાગરિક | રાજકારણ |
| ૩૮. | સંપૂર્ણ ક્રાંતિને માર્ગે જયપ્રકાશજી | શ્રી વસંત નારગોલકર<br>અનુ. : જશવંતી દવે | ,, |
| ૩૯. | અમદાવાદનો ઇતિહાસ | સ્વ. મગનલાલ વખતચંદ શેઠ | ઇતિહાસ |
| ૪૦. | ભાતીગર ભોમકા કચ્છ | શ્રી નરેન્દ્રકુમાર મ. જોષી | ,, |
| ૪૧. | હિંદુદર્શન | શ્રી એસ્તેર સોલોમન | ધાર્મિક |
| ૪૨. | માણસાઈનો રોપ | શ્રી કાલીદાસ સોલંકી | ,, |
| ૪૩. | ધન્યો ગૃહસ્થાશ્રમ | — | ,, |
| ૪૪. | અંતરનાં ઝરણાં ભાગ–૩ | શ્રી વત્સલ વસાણી | પત્રો |
| ૪૫. | ડયુઈ દશાંશ વર્ગીકરણ પદ્ધતિ | અનુ. છગનલાલ ભૈયા | માહિતીસંગ્રહ |
| ૪૬. | નાસ્તાની વાનગી | શ્રી નીનાબેન મહેતા | પાકશાસ્ત્ર |
| ૪૭. | બેકરીના ઉદ્યોગો | શ્રી પરસોત્તમદાસ પટેલ | ઉદ્યોગો |
| ૪૮. | હીરા ઉદ્યોગ | શ્રી દાસબહાદુર | ,, |
| ૪૯. | સદ્વિચાર ગ્રંથાવલી પુ. ૪ | શ્રી બહેચરભાઈ પટેલ | બાલસાહિત્ય |
| ૫૦. | ભારતે આઝાદી કેવી રીતે મેળવી ? | શ્રી કૃષ્ણ ચૈતન્ય | ,, |
| ૫૧. | ઈસપ દૃષ્ટાંત કથામાળા પુ. ૬ | શ્રી કનુભાઈ રાવળ | ,, |

: પ્રાપ્તિસ્થાન :

**આર. આર. શેઠની કંપની**

મુંબઈ ૪૦૦ ૦૦૨ : : અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૧ અંક ૬ ફેબ્રુઆરી '૭૮

વિશ્વ પુસ્તક મેળો : બે તસવીર



| | | | |
|---|---|---|---|
| ૨૭. સાત નાટિકાઓ | શ્રી વનલતા મહેતા | નાટક | |
| ૨૮. ટૂંકી વાર્તા અને ગુજરાતી ટૂંકી વાર્તા | સંપાદક : જયંત કોઠારી | વિવેચન | ૧ |
| ૨૯. ન્હાનાલાલ અધ્યયન ગ્રંથ | શ્રી રમેશ મ. શુક્લ | ,, | ૨ |
| ૩૦. અમૃતધારા ભાગ ૧-૨ | શ્રી લલિતકુમાર શાસ્ત્રી | ચિંતનાત્મક | |
| ૩૧. ૧૦૦ દિવસ હિમાલયની છાયામાં | ,, ,, | ,, | |
| ૩૨ વિધેયાત્મક બનીએ | — | ,, | |
| ૩૩. જ્યાં દરેકને પહોંચવું જ છે | શ્રી કાકા કાલેલકર | ,, | |
| ૩૪. પ્રેમમૂર્તિ શબરીજી | શ્રી ડોંગરે મહારાજ | જીવનચરિત્ર | |
| ૩૫. પ્રગતિને પંથે | શ્રી મૃણાલિની દેસાઈ | ,, | |
| ૩૬. હાસ્યરૂપ જૂજવા | શ્રી રમેશ મ ભટ્ટ | હાસ્યલેખો | |
| ૩૭. ઊકળતો ઉપખંડ | શ્રી ડાહ્યાભાઈ નાગરિક | રાજકારણ | |
| ૩૮. સંપૂર્ણ ક્રાંતિને માર્ગે જયપ્રકાશજી | શ્રી વસંત નારગોલકર<br>અનુ. : જશવંતી દવે | ,, | |
| ૩૯. અમદાવાદનો ઇતિહાસ | સ્વ મગનલાલ વખતચંદ શેઠ | ઇતિહાસ | |
| ૪૦. ભાતીગર ભોમકા કચ્છ | શ્રી નરેન્દ્રકુમાર મ. જોષી | ,, | |
| ૪૧ હિંદુદર્શન | શ્રી એસ્તેર સોલોમન | ધાર્મિક | |
| ૪૨. માણસાઈનો રોપ | શ્રી કાલીદાસ સોલંકી | ,, | |
| ૪૩. ધન્યો ગૃહસ્થાશ્રમ | — | ,, | |
| ૪૪. અંતરનાં ઝરણા ભાગ-૩ | શ્રી વત્સલ વસાણી | પત્રો | |
| ૪૫. ડયુઈ દશાંશ વર્ગીકરણ પદ્ધતિ | અનુ છગનલાલ ભૈયા | માહિતીસંગ્રહ | |
| ૪૬. નાસ્તાની વાનગી | શ્રી નીનાબેન મહેતા | પાકશાસ્ત્ર | |
| ૪૭ ખેતીના ઉદ્યોગો | શ્રી પરસોત્તમદાસ પટેલ | ઉદ્યોગો | |
| ૪૮. હીરા ઉદ્યોગ | શ્રી દાસબહાદુર | ,, | |
| ૪૯. સદ્‌વિચાર ગ્રંથાવલી પુ ૪ | શ્રી બહેચરભાઈ પટેલ | બાલસાહિત્ય | |
| ૫૦. ભારતે આઝાદી કેવી રીતે મેળવી? | શ્રી કૃષ્ણ ચૈતન્ય | | |
| ૫૧. ઈસપ દૃષ્ટાંત કથામાળા પુ ૬ | શ્રી કનુભાઈ રાવળ | ,, | |

: પ્રાપ્તિસ્થાન :
**આર. આર. શેઠની કંપની**
મુંબઈ ૪૦૦ ૦૦૨ : : અમદાવાદ ૩૮૦ ૦૦૧

ઉદ્ગાર-૨૯ | ૧-૧૮

# ઉદ્ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૧
૧૫ ફેબ્રુઆરી '૭૮ : અંક ૬
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦–૦૦
છૂટક નકલ
રૂ. ૧–૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, માલિક : જે. એ. શેઠ, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

પાટનગર દિલ્હીમાં આ તારીખ ૧૧ થી ૨૦–૨–૭૮ દરમિયાન ત્રીજા વિશ્વ પુસ્તક મેળાનું આયોજન થયું છે તે પુસ્તકરસિયાઓ તથા પુસ્તક પ્રકાશકો માટે પ્રેરક બની રહેશે. આપણા સરેરાશ તથા વિશિષ્ટ વાચકને દેશ અને દુનિયામાં પ્રગટતાં પુસ્તકોની વૈવિધ્યસભરતા અને ગુણસમૃદ્ધિની તો માહિતી મળશે જ, એમના રસના વિધવિધ અને અનેક પુસ્તકો મેળવવાની અમૂલ્ય તક પણ સાંપડશે જ. આપણા પ્રકાશકો પણ વિશ્વના અગ્રણી પુસ્તક–પ્રકાશકોનાં સમૃદ્ધ, વૈવિધ્યસભર અને મૂલ્યવાન ગ્રંથો નિહાળી પોતે ક્યાં છે તે જાણી શકશે અને એ દિશામાં, જો એ ઇચ્છે તો, પ્રવૃત્ત થઈ શકાશે અને પ્રજાને ઉત્તમોત્તમ પુસ્તકોની ભેટ ધરી શકશે.

ગયા વર્ષે અમદાવાદમાં યોજાઈ ગયેલો નવમો રાષ્ટ્રીય પુસ્તક મેળો આ સંદર્ભમાં યાદ આવે છે અને કહેવાઈ જાય છે કે માણસનો સાચો અને વિશ્વાસુ મિત્ર હોય તો તે છે પુસ્તક. આપણે સૌ પુસ્તક સાથે મૈત્રી કેળવી રહીએ.

ગુજરાત સરકારે ગ્રંથાલય ધારા અંગેનું જે બીલ રજૂ કર્યું છે તે જોતાં આપણે ગયા અંકમાં સૂચવ્યા મુજબના પ્રતિનિધિઓનો એમાં સમાવેશ થાય એવી કોઈ શકયતા જણાતી નથી. જાણકારોના કહેવા મુજબ સરકારે આ ધારો એક વેઠ રૂપે રજૂ કર્યો છે અને એના અમલથી ગુજરાત રાજ્યમાં ગ્રંથાલય પ્રવૃત્તિ ફૂલે–ફાલે તેમ નથી એટલું જ નહીં રાજ્યના ખૂણેખૂણાના જનસાધારણમાં પુસ્તકવાચનનો રસ જાગે અને પ્રસરે એવી દુરંદેશીનો એમાં સંપૂર્ણ અભાવ વર્તાય છે.

ગુજરાત સરકાર તથા આ ક્ષેત્રમાં સાચો રસ ધરાવનાર સૌ કોઈ સવેળા ચેતે એ જ અભ્યર્થના!

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

# ઉદ્ગાર

**સંપાદક : મનહર મોદી**

વર્ષ : ૧
૧૫ ફેબ્રુઆરી '૭૮ : અંક ૬
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦-૦૦
છૂટક નકલ
રૂ. ૧-૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભૂરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, સાલિક : જે. એ. શેઠ, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૨માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

પાટનગર દિલ્હીમાં આ તારીખ ૧૧ થી ૨૦-૨-૭૮ દરમિયાન ત્રીજા વિશ્વ પુસ્તક મેળાનું આયોજન થયું છે તે પુસ્તકરસિયાઓ તથા પુસ્તક પ્રકાશકો માટે પ્રેરક બની રહેશે. આપણા સરેરાશ તથા વિશિષ્ટ વાચકને દેશ અને દુનિયામાં પ્રગટતાં પુસ્તકોની વૈવિધ્યસભરતા અને ગુણસમૃદ્ધિની તો માહિતી મળશે જ, એમના રસના વિધવિધ અને અનેક પુસ્તકો મેળવવાની અમૂલ્ય તક પણ સાંપડશે જ. આપણા પ્રકાશકો પણ વિશ્વના અગ્રણી પુસ્તક-પ્રકાશકોનાં સમૃદ્ધ, વૈવિધ્યસભર અને મૂલ્યવાન ગ્રંથો નિહાળી પોતે ક્યાં છે તે જાણી શકશે અને એ દિશામાં, જો એ ઇચ્છે તો, પ્રવૃત્ત થઈ શકાશે અને પ્રજાને ઉત્તમોત્તમ પુસ્તકોની ભેટ ધરી શકશે.

ગયા વર્ષે અમદાવાદમાં યોજાઈ ગયેલો નવમો રાષ્ટ્રીય પુસ્તક મેળો આ સંદર્ભમાં યાદ આવે છે અને કહેવાઈ જાય છે કે માણસનો સાચો અને વિશ્વાસુ મિત્ર હોય તો તે છે પુસ્તક. આપણે સૌ પુસ્તક સાથે મૈત્રી કેળવી રહીએ.

ગુજરાત સરકારે ગ્રંથાલય ધારા અંગેનું જે બીલ રજૂ કર્યું છે તે જોતાં આપણે ગયા અંકમાં સૂચવ્યા મુજબના પ્રતિનિધિઓનો એમાં સમાવેશ થાય એવી કોઈ શક્યતા જણાતી નથી. જાણકારોના કહેવા મુજબ સરકારે આ ધારો એક વેઠ રૂપે રજૂ કર્યો છે અને એના અમલથી ગુજરાત રાજ્યમાં ગ્રંથાલય પ્રવૃત્તિ ફૂલે-ફાલે તેમ નથી એટલું જ નહીં રાજ્યના ખૂણેખૂણાના જનસાધારણમાં પુસ્તકવાચનનો રસ જાગે અને પ્રસરે એવી દુરંદેશીનો એમાં સંપૂર્ણ અભાવ વર્તાય છે.

ગુજરાત સરકાર તથા આ ક્ષેત્રમાં સાચો રસ ધરાવનાર સૌ કોઈ સવેળા ચેતે એ જ અભ્યર્થના!

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

## કવિતા

# પોલા ભગત અને ચાબખો

**રમેશ પારેખ**

નમાં ભંગ પડયો મારા ભૈ
તે આજ સાવ બોઘરણી ખાલી રૂહે
ડતી'તી નીંદરના જ'પેલા ઢાળ
એ ય.... Beauty તે ful એક ભેંશ,
ાં તો (ગોવાળિયાનો ?) હાકોટો
....અને પછી પાંપણમાં ફરી વળી મેશ.
ાચી કુંવારકાનાં થાનોલે દૂધમલ—
—થડકાનું ફૂટતું'તું પાન,
હેલું પગલું જ અરે, બની ગયું
એનું ને વાંઝિયાપણાનું સંધાન.
માંખોને આંખો કહેવાનો રિવાજ છે
તે આપણે ય સાચવીએ ટાણું,
પોલા ભગત ભણે આંખો તો છે
ક્ષીર સાગરના તળિયાનું કાણું.

---

**સુરેશ લાલ**

બે ચરણ ને એક રસ્તાનો અહમ્,
જોડવાથી થાય ચાલ્યાનો અહમ્.
બુદ્બુદો બાંધે ન બાંધે લ્હેરમાં,
ત્યાં ફરી ભંગાય દરિયાનો અહમ્.
મોતની હદમાં પ્રવેશી ના શકયો,
લાકડે ખડકેલ કાયાનો અહમ્.

---

**ઇન્દુ ગોસ્વામી**

આખ સામે
પીઠ પાછળ
શ્વાસ વચ્ચે કોણ જાણે શું થવાનું છે
ધૂળની ડમરી થઈને
મારતે ઘોડે જીવાજી કયા જવાનું છે.
એક તો કાળોતરી વેળા અને
એમાય કચાકારો ભજે '
મન વગરનો માળવો ચાલે અને
સામે જ તરભેટો મળે

તો તો પછી
થૂકી નાખ
પડછાયાને રોકી રાખ
ડાબે-જમણે વ્હેમ પડયો કે
ફરતો ફાગણ વેડી નાખ
મારગ જેવા મારગને જો એક ચીલો
ઊધમો પડયો તોય શું ?
આ શું ! આ શેં ! આ એં ! આ ટૈં
ઠીક છે મારે લમણેઝીં'કયા પથરા જેવા હરખમજીની હેં
હેં ?
હેં કહેતા કાંઈ નહીં :
ભરનીંદરમા સપનાજેવું કાંઈ નહીં
ત્યા
વઠના માર્યા
આપે હાર્યા
શીદને તેં આકાશ ઉપાડી લીધું
ત્યા તલપાપડિયા
અચરજને ઓવારે તું તે કિયા મલકનું બગલું
બગલું તારું ઊભું મરવું ખોટું
તારું બોટી થાવું ખોટું
તારા પગનું પાધર ખાલી
તુંને ચટકો લાગ્યો ખાલી
તો પછી ટામડા ટટ્ટું
અહીં જ બેસી પડ ને
છૂટવું હેાે તો
જતમુચરકા પર ત્યાં નથી છૂટાતું

સંદર્ભ

પી. પ્રકાશ વેગડ
ગ્રંથપાલ, સેંટઝેવિયર્સ કૉલેજ
અમદાવાદ-૩૮૦૦૦૯

## ● એક અવિશ્વસનીય સંદર્ભગ્રંથ

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ દ્વારા પ્રકાશિત અને શ્રી કે. કા. શાસ્ત્રી સંપા. 'ગુજરાતના સારસ્વતો'(૧૯૭૭)માં પ્રચુર વિગતદોષો, અપૂર્ણતા, ઊડઝૂડ સંગૃહીત માહિતી, તેમ જ સાહિત્યકારોનું રજૂ કરવામાં આવેલ ચિત્ર એટલું ભ્રામક છે કે, આ ગ્રંથનો ઉપયોગ કરવામાં સાવધાની રાખવામાં નહિ આવે તો સાહિત્ય-ઇતિહાસ, વિવેચન કે અન્ય ગ્રંથોમાં ભૂલોની પરંપરા સર્જાશે. આવું થતું રોકવું હોય તો, આ ગ્રંથમાં દૃશ્યમાન અસંગતિઓ તરફ આંગળી ચીંધ્યા વિના છૂટકો જ નથી.

આ ગ્રંથની ઝીણવટભરી તપાસ કર્યા પછી, હું એ નિષ્કર્ષ ઉપર આવ્યો છું કે, મૂળભૂત વાંધો તો, 'સંદર્ભગ્રંથ એટલે શું ?' એ સમજણનો જ અહીં અભાવ વર્તાય છે. સંદર્ભગ્રંથો તૈયાર કરતા પહેલાં એ સમજી લેવું જોઈએ કે, આ પ્રકારના ગ્રંથો શા માટે તૈયાર કરવામાં આવે છે. એના હેતુઓ અને ઉપયોગિતા વિશેની સંપૂર્ણ સભાનતા અને સૂઝ, આ પ્રકારના ગ્રંથોના સંપાદન માટે પાયાની જરૂરિયાત છે. દરેક પ્રામાણિક સંદર્ભગ્રંથે વિષય, વ્યાપ્તિ અને કાલાવધિ પ્રમાણે પોતાની નિશ્ચિત ફરજ અદા કરવાની હોય છે. અને આ ફરજ તે સારી રીતે અદા કરી શકે માટે એને આયોજનબદ્ધ જ કરવામાં આવે છે. આ માહિતીનો [illegible]ણી અને ગોઠવણ કરવાની પણ શાસ્ત્રીય [illegible] વિશ્વના તમામ સારા સંદર્ભગ્રંથો ગ્રંથાલય વિજ્ઞાને વિકસાવેલ આ શાસ્ત્રીય પદ્ધતિ અનુસરવાને લીધે જ પ્રતિષ્ઠા મેળવી શક્યા છે.

આ ગ્રંથે કોઈ પ્રકારની ફરજ અદા કરવાની છે, એ બાબતની સભાનતા અને સૂઝના અભાવે, સંદર્ભગ્રંથની રચના માટે અપેક્ષિત એવી શાસ્ત્રીય પદ્ધતિ અહીં અપનાવવામાં આવી નથી. પરિણામે, સંદર્ભગ્રંથોની રચનામાં સાવધાની રાખવા જેવી બાબતો—વિષય, વ્યાપ્તિ, અદ્યતનતા અને ગોઠવણી વગેરેની ચોકસાઈ અહીં દેખાતી નથી.

હવે, આ ગ્રંથમાં જોવા મળતી વિવિધ પ્રકારની અસંગતિઓ અને વિગતદોષોના થોડા દાખલાઓ જોઈએ. આ ગ્રંથમાં સંપાદકે ગુજરાતનાં બધાં ક્ષેત્રોના સારસ્વતોનો સમાવેશ કરી લીધાનો જાણ્યે-અજાણ્યે એક ભ્રમ ઊભો કર્યો છે. આમ-તેમથી જેનો પણ પરિચય હાથ લાગ્યો—વિજ્ઞાન, આયુર્વેદ, અર્થશાસ્ત્ર કે અન્ય ક્ષેત્રોની ગમે તે વ્યક્તિઓને—આ ગ્રંથમાં આવરી લેવામાં આવેલ છે. પણ આ ગ્રંથમાં સ્વીકારાયેલ વિષય કે ક્ષેત્રોની અગ્રગણ્ય વ્યક્તિઓનો જ એમાં સમાવેશ કરવામાં આવ્યો નથી. તેમ છતાં, એમ માની લેવું કે અમુક ક્ષેત્ર કે વિષયને પૂરતું પ્રતિનિધિત્વ મળી ગયું છે, તે તો જરા પણ યોગ્ય ન ગણાય. દા.ત. વિજ્ઞાનક્ષેત્રે રેવાશંકર ઓઘડભાઈ સોમપુરા કે છોટુભાઈ સુથારનો સમાવેશ થયો છે, પણ ડૉ. વિક્રમ સારાભાઈ, પી સી. વૈદ્ય (પ્રહ્લાદ ચુનીલાલ વૈદ્ય), બંસીધર

હીરાલાલ ગાંધી વગેરેનો ઉલ્લેખ નથી આયુર્વેદ ક્ષેત્રે નટવરલાલ સ્નેહલાલ વૈષ્ણવનું નામ છે પણ વાસુદેવ મૂળશંકર દવે કે પ્રભાશંકર નરભેરામ રાવળનું નામ નથી અર્થશાસ્ત્રક્ષેત્રે મનમોહન પુરુષોત્તમ ગાંધી છે પણ સી એન વકીલ કે ડી ટી લાકડાવાલા વગેરેનો ઉલ્લેખ નથી ભૂસ્તરશાસ્ત્રના ક્ષેત્રે હસમુખ ધીરજલાલ સાંકળિયાનું નામ ભૂલાયું નથી એ સંતોષની વાત છે પણ તેઓ સાથે અમૃત વસંતલાલ પંડ્યા કે કાંતિલાલ ફૂલચંદ સોમપુરાને ભૂલવા જોઈએ નહિ

સાહિત્યક્ષેત્રે તો વળી મોટા ખડકો દેખાય છે જે સંસ્થાએ આ ગ્રંથ પ્રગટ કર્યો છે તે સંસ્થા તરફથી અપાતા રણજિતરામ સુવર્ણચંદ્રક વિજેતા વિશ્વવિખ્યાત ભાષાશાસ્ત્રી ડૉ પ્રબોધ બેચરદાસ પંડિતનો જ પરિચય આ ગ્રંથમાં અપાયો નથી। એવી જ રીતે અન્ય અગ્રગણ્ય લેખકો—રઘુવીર ચૌધરી ચંદ્રકાંત ટોપીવાળા અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ મોહમ્મદ માંકડ ચંદ્રકાંત શેઠ રાધેશ્યામ શર્મા રાવજી પટેલ સિતાંશુ યશશ્ચંદ્ર જયંત ગાડીત આબિદ સુરતી મધુ રાય લાભશંકર ઠાકર યશવંત ત્રિવેદી પિનાકિન્ દવે, સુમન શાહ ચિનુ મોદી વિભૂત શાહ વગેરેનો આમાં સમાવેશ કરવામાં આવ્યો નથી

પ્રાકૃત અપભ્રંશ અને જૂની ગુજરાતીના સારસ્વતો વિશેની માહિતી જે લેખકના વિવિધ ગ્રંથોના કુલ ચાર હજાર જેટલાં તોતિંગ પૃષ્ઠોમાં પથરાયેલ માહિતીમાંથી તદ્દન સહેલાઈથી ઉતારી લેવામાં આવેલ છે એ સાહિત્યસેવક શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈનો જ પરિચય અહીં અપાયો નથી તેઓએ અનેક જૈન ગ્રંથભંડારોમાંથી જાતે આ માહિતી મેળવવામાં ૨૦ વર્ષ કરતાં વધારે સમયનો ભોગ આપેલો આ વિદ્વાને ગુજરાતી સાહિત્યની જે ઐતિહાસિક સેવા કરેલ છે તે બદલ સંપાદક તેઓને તદ્દન સરળતાથી ભૂલી ગયા છે।

તદુપરાંત જે લેખકોનો સમાવેશ થયો છે એમાંથી ઘણા લેખકોના સાહિત્યિક પ્રદાનનું ધ્યાન રાખ્યા વિના તેઓ વિશેની માહિતી ખૂબ અછડતી આપવામાં આવેલ છે દા ત સુરેશ દલાલ વિશે માત્ર એટલી જ માહિતી આપવામાં આવેલ છે કે તેઓએ ઈનાયત અને ધીંગામસ્તી નામક બે બાળકાવ્યસંગ્રહો લખ્યા છે આ પ્રકારના અન્ય દાખલાઓ છે—ઉમેશ કવિ કિસ્મત કુરેશી જયંત પંડ્યા યજ્ઞેશ રમેશ જાની અને જ્યોત્સ્ના ખંડેરિયા વગેરે

આ પ્રમાણે એક બાજુ જ્યાં મહત્ત્વની અને અપેક્ષિત માહિતીનો અભાવ વર્તાય છે તો બીજી બાજુ રહસ્યકથા અને એના સમકક્ષ પ્રકારના ગ્રંથો અને તેના લેખક વિશે વિગતવાર માહિતીનો સમાવેશ કરવામાં આવેલ છે એટલું જ નહીં પણ લતીફ ઉસ્માન કલ્લુપી (ઈ સ ૧૯૧૧-૧૯૬૮) જેઓનો અભ્યાસ સાત ધોરણ રેડિયોની દુકાન અને રચના આકાશગંગા હજી ધરતી સુધી પહોંચી નથી (અપ્રકાશિત) તેઓનો પણ સમાવેશ આ ગ્રંથના પરિશિષ્ટ વિભાગમાં કરી લેવાનું સંપાદક ચૂક્યા નથી।

પ્રાકૃત અપભ્રંશ-જૂની ગુજરાતીના ક્ષેત્રે બે અગ્રગણ્ય મહાકવિઓ સ્વયંભૂ અને પુષ્પદંતનો આમાં સમાવેશ થયો નથી આ ઉપરાંત કુમારપાલ કૃષ્ણલાલ મવિધોઈ પેથડ જયવલ્લભ અભિવિજય અમથારામ નેમેશ્વર નિત્યાનંદ હરિકૃષ્ણ કવિ જેઠમ વગેરે ઘણા લેખકો રહી જવા પામ્યા છે આ ક્ષેત્રે પણ જે માહિતી આપવામાં આવેલ છે, એમાં ઘણી અપૂર્ણતા જોવા મળે છે માત્ર લેખકોના નામો અને તેઓની થોડી કૃતિઓના અછડતા કે અપૂર્ણ ઉલ્લેખોથી અભ્યાસીઓને તેઓના અધ્યયન-અધ્યાપન કે સંશોધનમાં શું મદદ મળવાની છે? ખરેખર તો કરવા જેવું કામ એ હતું કે તેઓની બધી કૃતિઓની યાદી રચનાસમય સંપાદન થયું હોય તો એની સંપૂર્ણ વિગત અને તેઓ વિશેની સંપૂર્ણ

વાઙ્મય સૂચિ આપવાની જરૂર હતી. જો આવું કરવામાં આવ્યું હોત તો આ ગ્રંથ અભ્યાસીઓને ઘણો ઉપયોગી સાબિત થઈ શક્યો હોત.

અદ્યતનતાની દૃષ્ટિએ આ ગ્રંથની માહિતી ચકાસતાં, વધારે નિરાશાજનક પરિસ્થિતિ જોવા મળે છે. અનંતરાય રાવળની '૪૯ પછીની કોઈ જ કૃતિનો એમાં સમાવેશ થયો નથી. એવી જ રીતે ઉમાશંકર જોશીની '૬૬ પછીની, ચંદ્રવદન મહેતા '૪૭, જયંત કોઠારી '૬૦, પન્નાલાલ પટેલ '૪૯, ભોગીલાલ સાંડેસરા '૪૮, મનસુખલાલ મ. ઝવેરી '૪૭, વિજયરાય ક. વૈદ્ય '૪૫, સુરેશ દલાલ '૬૩, સ્નેહરશ્મિ '૪૮ અને હરિવલ્લભ ભાયાણીની '૬૩ પછીની કોઈ જ કૃતિનો સમાવેશ કરવામાં આવ્યો નથી. આ પ્રમાણે, ગુજરાતી સાહિત્યના જે અગ્રગણ્ય લેખકોનો એમાં સમાવેશ થઈ ગયો છે, તેઓ વિશેની માહિતી સરેરાશ ત્રેવીશ વર્ષો જૂની છે ! પ્રગટ થતાંની સાથે, આ ગ્રંથની સુધારેલી-વધારેલી બીજી આવૃત્તિની જરૂરિયાત ઊભી થઈ ગઈ છે.

આ પ્રમાણે 'ગુજરાતના સારસ્વતો'માં જેઓનો સમાવેશ થવો જોઈએ, તેઓનો થયો નથી. જેઓનો ન થવો જોઈએ, તેઓનો થયો છે. જેઓનો પરિચય ટૂંકમાં આપવો જોઈએ, તેઓનો વિગતમાં અપાયો છે. અને જેઓનો વિગતમાં આપવો જોઈએ, તેઓનો અછડતો અથવા ટૂંકમાં અપાયો છે. જ્યાં માહિતીમાં અદ્યતનતા વિના ચાલી શકે, ત્યાં અદ્યતનતા છે. જ્યાં અદ્યતનતા અપેક્ષિત છે, ત્યાં નથી. આ ગ્રંથમાં બેહદ અરાજકતા જોઈને, પ્રશ્ન એ થાય છે કે આ પ્રકારની યદ્વાતદ્વા સંગૃહીત માહિતીને 'સંદર્ભગ્રંથ' કહી શકાય ખરો ?

ઉપરોક્ત ક્ષતિઓ ઉપરાંત, આ ગ્રંથમાં લેખકોની જન્મ-તારીખોમાં ઓછામાં ઓછી ૫૧ ભૂલો છે. એક હયાત લેખક ચન્દ્રશંકર પુ. ભટ્ટ 'શશિશિવમ્'નો ઉલ્લેખ આ પ્રમાણે છે : ઈ. સ. ૧૯૦૧-૧૯૫૪. ઈશ્વર પેટલીકર, જયંતિ દલાલ, પીતાંબર પટેલ, બકુલ ત્રિપાઠી, રમણલાલ સોની, શશિન ઓઝા વગેરેની જન્મ-તારીખો ખોટી આપવામાં આવેલ છે.

ગ્રંથોના પ્રકાશન-વર્ષમાં ૪૫૦ કરતાં પણ વધારે ભૂલો છે. દા.ત.. સંપાદકે પોતાના જ ગ્રંથો (૧) ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી (૨) રત્નેશ્વરકૃત ભાગવત સ્કંધ (સંપાદન) (૩) નરસિંહ મહેતાકૃત રાસસહસ્રપદી (સંપાદન) વગેરેનાં પ્રકાશન-વર્ષો ખોટાં આપેલ છે. આ ભૂલોને મુદ્રણદોષ કહીશું કે લાપરવાઈ ?

લેખકોનાં નામોમાં પ્રમાણમાં ઓછી ભૂલો થયેલી છે. અને તેમાં પણ મુદ્રણદોષ હોવાની શક્યતા વધારે છે. બીજી બાબત, ઉપનામથી જ સાહિત્ય-જગતમાં જાણીતા લેખકોની નોંધ, અહીં માત્ર તેઓને મૂળ નામથી જ કરવામાં આવેલ છે. ઉશનસ્, જયભિખ્ખુ, સુંદરમ્, કલાક, સોપાન વગેરે અનેક લેખકોનાં મૂળ નામ તમે ન જાણતા હો તો તેઓ વિશેની જોઈતી માહિતી તમે કેવી રીતે મેળવશો ? સંદર્ભગ્રંથ તરીકે, શું આ ગ્રંથની એ ફરજ નથી કે, આડનોંધ દ્વારા માહિતીના મૂળ સ્થાન સુધી પહોંચવામાં તમને એ મદદ કરે ? કોઈ પણ સંદર્ભ ગ્રંથ માહિતીની તાત્કાલિક અને ઝડપી શોધ માટે હોય છે. અને એનો એ હેતુ સિદ્ધ થાય એ રીતે એની ગોઠવણી હોવી જોઈએ. આ ગ્રંથમાં, આ પ્રકારના ઉલ્લેખોમાં દરેક ઉપનામધારી લેખકોની આડનોંધ આપવી જોઈતી હતી, પણ તે અપાઈ નથી.

સમગ્રપણે જોતાં, જરા પણ અતિશયોક્તિ કર્યા વિના, ટૂંકમાં એટલું કહી શકાય કે, આ ગ્રંથમાં વિશ્વસનીયતા, આયોજન અને શાસ્ત્રીયતાનો સર્વથા અભાવ વર્તાય છે.

તેમ છતાં, કે. કા. શાસ્ત્રી સંપા. 'ગુજરાતના સારસ્વતો' તમને અમેરિકાની લાઇબ્રેરી ઑફ કોંગ્રેસના

સંદર્ભ વિભાગમાં જોવા મળશે! કદાચ તમે જાણતા જ હશો કે જર્મની, રશિયા, ઇંગ્લેંડ અને અમેરિકા વગેરે દેશોમાં ભારતીય ભાષા અને સાહિત્યના અધ્યયન-અધ્યાપનની ઘણી સંસ્થાઓ ચાલે છે. તેઓ નિયમિત રીતે ભારતમાં પ્રકાશિત થતા પુસ્તકો ખરીદીને પોતાનાં ગ્રંથાલયોમા પહોંચાડે છે. આ ગ્રંથના સંપાદક એક ખ્યાતનામ સંશોધક છે. અને પ્રકાશક એક પ્રતિષ્ઠિત સાહિત્યસંસ્થા. એટલે સ્વાભાવિક છે કે વિદેશી ગ્રંથપાલો અને અભ્યાસીઓ આ ગ્રંથને એક પ્રામાણિક સંદર્ભગ્રંથ તરીકે વાપરે. હમણાં થોડા મહિના અગાઉ, એક જર્મન વિદ્વાન ડૉ. બ્રોમન, જેઓએ નરસિંહ મહેતાનાં પદો ઉપર જર્મન ભાષામાં શોધ-પ્રબંધ લખ્યો છે, અમદાવાદ આવેલા. તેઓ આ ગ્રંથ પોતાની સાથે જર્મની લઈ ગયા છે. આ પ્રમાણે, અનેક વિદેશી અભ્યાસીઓ પાસે આ ગ્રંથ વહેલો-મોડો પહોંચશે ખરો.

હવે તમે સહેજે કલ્પી શકશો કે, જે વિદેશી અભ્યાસીઓ પોતાના અધ્યયન-અધ્યાપન અને સંશોધન માટે આ ગ્રંથમાંથી માહિતી મેળવશે, અને એ માહિતીને આધારે ગુજરાતી સાહિત્યનું જે મૂલ્યાંકન થશે, તે કેવું હશે!

મને ડર છે કે આ ગ્રંથ ગુજરાતી સાહિત્યને ગંભીર હાનિ પહોંચાડશે.

'ઉદ્ગાર'ના સંદર્ભવિભાગના વાચકો, ખાસ કરીને ગ્રંથપાલોને વિનંતી છે કે, આ ગ્રંથ અંગેનાં પોતાનાં મંતવ્યો મોકલાવે. આશા છે કે, તેઓનુ લખાણ એ પ્રકારનું હશે કે જેથી 'સંદર્ભગ્રંથ' અંગેની સમજણ ખીલવવામાં મદદરૂપ થઈ શકે. ભવિષ્યમાં આપણને સારા સંદર્ભગ્રંથો મળી શકે એ માટે ગ્રંથપાલો અને અભ્યાસીઓએ સક્રિય પ્રયાસો કરવા જોઈએ.

એકાંકી

# ઉજ્જેણી નગરીનો વિક્રમરાય

સરૂપ ધ્રુવ

(સૂત્રધાર પોથીનાં પૃષ્ઠ ઉથલાવતો, ક્યારેક મનમાં તો ક્યારેક મોટેથી વાંચતો, ચિંતાતુર અને વ્યાકુળ થયેલો દેખાય છે. નટીનો પ્રવેશ )

**નટી :** નાથ, સઘળી તૈયારીઓ થઈ ગઈ ? હવે રંગદેવતાની સ્તુતિનો આરંભ કરું ?

**સૂત્ર :** ના ના નટી, હજી તો વાર છે.

**નટી :** અરે, પણ બહાર કર્ણાવતી નગરીના રસિક ભાવકો આતુરતાથી મંચ ઉપર મીટ માંડીને બેઠા છે. હવે શી રીતે વિલંબ થાય ? પણ તમે મુંઝાયા છો કેમ ?

**સૂત્ર :** નટી, આ નાટકના પ્રવેશોને ક્યાં અટકાવવા અને નાટકનો અંત ક્યાં લાવવો એની સમસ્યા મને મૂંઝવે છે.

**નટી :** એવું તે કયું કથાવસ્તુ છે વારુ ?

**સૂત્ર :** વાર્તા તો જાણે પ્રાચીન છે, પ્રખ્યાત છે. વાર્તા છે વીર વિક્રમની.

**નટી :** વિક્રમરાજાની ? લાવો, લાવો, હું ય જોઉં ?

**સૂત્ર :** લે, જરા વાંચી જઈએ.

**નટી :** ઉજ્જેણી નગરી, વિક્રમરાય,
પરદુઃખભંજન, કરતો ન્યાય.
દુઃખિયાને જે કરે સહાય
તેનો આજ કરું મહિમાય.

**સૂત્ર :** હિમાલયનો સિદ્ધ જ એક
પૂરણ કરવાને નિજ ટેક
ઉજ્જેણી આવ્યો તતકાળ
આવીને જાચ્યો વૈતાળ.

**નટી :** વિક્રમ કહે એ મારું કામ
સુરુજી રાખો હૈડે હામ.

**સૂત્ર :** ગુરુએ આપ્યું છે વરદાન
ઇન્દ્રદેવ શું મળશે માન.

**નટી :** આવરદા બ્રહ્માનો થશે
મૃત્યુની વિપદા ટળશે......

**સૂત્ર :** ને આમ હે નટી ! વૈતાળના બદલામાં અમસ્તાતું વરદાન પામવાની આશાથી વિક્રમરાય તો ઉજ્જેણીના સ્મશાનમાં સિદ્ધને આપેલું વચન પાળવા વૈતાળની શોધમાં નીકળી પડ્યો છે.

**નટી :** પછી ?

**સૂત્ર :** પછી ? નટી, આ પછીનો જે પ્રશ્ન છે ને ? પછી જે બને છે તે કેમ કરીને બનાવવું એ જ સમસ્યા છે ને !

**નટી :** નાથ, મુંઝાઓ છો શા માટે ? આપણા કુશળ નટ ચમૂ ઉપર જ એ પ્રશ્ન છોડી દો ને ! તમને એ લોકોના લીલાનાટ્યમાં શ્રદ્ધા તો છે ને ?

**સૂત્ર :** હા, હા નટી, અવશ્ય.

**નટી :** ને નાટક જોનારા ભાવકોની સુજ્ઞતામાં વિશ્વાસ તો છે ને ?

**સૂત્ર :** હા, હા નટી, અવશ્ય.

**નટી :** બસ તો પછી જ્યાં દાતા અને ભોક્તા સમાન શક્તિમતિયુક્ત હોય ત્યાં આપણે ચિંતા કેવી ?

**સૂત્ર :** નટી, તો પછી આરંભ કરી જ દઈએ

નટી : હા, હા વળી શુભસ્ય શીઘ્રમ. (અંદર જઈને) ચાલો, ચાલો પર્દો ઉપાડો, શરૂ જ કરીએ છીએ.

(નટી અને સૂત્રધાર રંગદેવતાની સ્તુતિ કરે છે.)

(અંધારું)

દૃશ્ય : ૧

(સ્ટેજ ઉપર આડાં તેડાં પડેલાં શબ વચ્ચે વિક્રમ કંઈક શોધતો જણાય છે. એક શબ અચાનક બેઠું થઈને ખડખડ હસે છે. પાછું સૂઈ જાય છે. વિક્રમ જઈને શબને બેઠું કરે છે. શબ ફરી હસે છે.)

વિક્રમ : ત્યારે તું જ લાગે છે એ–ખરું ને? સિદ્ધે કહ્યું જ હતું કે સ્પર્શતાં જ ખડખડ હસે છે તે વૈતાળ.

શબ : વાહ! ઠીક ખારખ્યો! છેવટે તું આવી પહોંચ્યો, કેમ ? ચાલ ત્યારે ઊપડીએ.

વિક્રમ : ચાલ મારે પ્રાતઃકાળ પહેલાં જ સિદ્ધ મહારાજને તને સોંપી દેવાનો છે અને સિદ્ધમઠ અહીંથી ઘણો દૂર છે. (શબને ટેકો આપી બેઠું કરે છે) તારું તો ખાસું વજન છે. હું તને ખભે ન ઊંચકું તો નહિ ચાલે? આપણે સાથે સાથે ચાલી જ નાખીએ. જો કે સિદ્ધ મહારાજે તો કહ્યું હતું કે તને યુક્તિપ્રયુક્તિઓ કરી કરીને કાયમ છટકી જવાની ટેવ છે. બોલ, મારો હાથ ઝાલીને ચાલીશ ?

વૈતાળ : (હસીને) સિદ્ધ મહારાજે તને મારી ઠીક ઓળખાણ આપી દીધી લાગે છે! પણ વિક્રમ, ગભરાઈશ નહીં. હું નહિ છટકું. રસ્તે જતાં જે કાંઈ જોવા જાણવા મળે ત્યારે તું કુતૂહલ પ્રગટ કરીશ અને ન્યાય આપવા બેસી જઈશ તો હું પાછો ફરી જઈશ.

વિક્રમ : વૈતાળ, એ કેમ બને ? હું વિક્રમ અને હું કોઈને અન્યાય થતો હોય એ જોયા કરું ?

વૈતાળ : તો પછી કંઈ નહિ. આપણે તો આ ચાલ્યા......

વિક્રમ : અરે નહિ નહિ ઠીક, ચાલ લે, મને તારી શરત મંજૂર છે; પણ આપણે સૂર્યોદય પહેલાં પહોંચી જવાનું છે એટલું યાદ રાખજે.

(વૈતાળ અને વિક્રમ સાથે ચાલતા જાય છે)

વૈતાળ : વિક્રમ, જો આ ઉજ્જૈનનું જૂનું સ્મશાન છે. તું જાણે છે અહીં મારા દાદા, પરદાદા આમ જ મારી જેમ જ ક્યાંક ફરતા હશે. વિક્રમ, જો તો આ સામે શું દેખાય છે ? (સામે એક સ્ત્રીનું શબ પડયું છે. અનંગપાલ શબની પાસે થાકેલા પરંતુ ઉત્સુક ચહેરે બેઠો છે. ભવનમોહન શબની આસપાસ મંત્રજાપ કરતો કરતો પ્રદક્ષિણા ફરે છે. મંત્રક્રિયા ચાલે છે તે દરમ્યાન અનંગપાલ ભુવનની સામે આશાથી જોયા કરે છે. મંત્રક્રિયા ચાલે છે તે દરમ્યાન યોગી ચિન્મયાનંદનો પ્રવેશ—જે આવીને અનંગપાલની સામે બેસી જાય છે. અનંગપાલને પૂછે છે.)

ચિન્મય : તું ત્યારનો અહીં જ છે ?

અનંગ : હા, મંદારવતી મારા પ્રેમાકર્ષણથી જીવતી થાય એની રાહ જોઈને એના દેહને સાચવીને ત્યારનો હું તો અહીં જ બેઠો છું.

ચિન્મય : હું તો ચારે ધામની યાત્રા કરી આવ્યો પણ મન અહીંથી બીજે જવા ઇચ્છતું નથી. હવે તો હું ય તારી સાથે મઢુલીમાં જ રહીશ (ભુવનને ચીંધીને). પણ આ શું કરે છે ક્યારનો ?

**અનંગ :** મૃતસંજીવની મંત્રનો જાપ કરે છે. મંદારવતી જીવતી થશે.

**ચિન્મય :** ખરેખર! આશ્ચર્ય. મંદારવતી, મંદારવતી, તારે ખાતર કેટકેટલાં કષ્ટ વેઠી વૃક્ષની જેમ તપ કર્યાં, વાયુની જેમ કેટકેટલાં જળમાં સ્નાન કર્યાં. પણ તારા વગર મનને શાંતિ ક્યાંય નહોતી. મંદારવતી ..તું જીવતી થઈશ? -અહીં, આનંદ, આનંદ, અપાર આનંદ:

(ભુવન જાપ પૂરો કરે છે. મંદારવતી સજીવન થાય છે.)

**ત્રણે :** મંદારવતી!

(મંદારવતી ત્રણે તરફ વારાફરતી જોઈ એક તરફ સંકોચાઈ ઊભી રહી જાય છે)

**ભુવન :** મંદારવતી, મૃત સંજીવની મંત્રનો જાપ મેં કર્યો. તું મારી પત્ની.

**ચિન્મય :** મંદારવતી, તારે ખાતર હું યોગી બન્યો. તું મારી અર્ધાંગના.

**અનંગ :** મંદારવતી, તારા દેહને મેં ન સાચવ્યો હોત તો? મંદારવતી, મારે આથી વધારે બીજુ શું કહેવાનું છે?

(ત્રણે વચ્ચે વિવાદ જોર પકડે છે. ત્યા આ બધું બાજુમાં ઊભા ઊભા જોઈ રહેલા વિક્રમ અને વૈતાળ આગળ આવીને)

**વિક્રમ :** અરે ભદ્રજનો! આ એક કન્યા પાછળ ત્રણે જણાએ આમ લડી મરવાની કંઈ જરૂર નથી. તમે ત્રણે એને અપાર પ્રેમ કરો છો એ ખરું, પણ કન્યાના પાણિગ્રહણનો ખરો અધિકાર તો (વૈતાળ વિશિષ્ટ મુદ્રાથી પોતાને જોઈ રહ્યો છે એ કળી જતાં) અં..અં..વૈતાળ ભદ્ર! તમને શું લાગે છે? તમે આ ભદ્રપુરુષ અને આ સન્નારીની વિકટ પરિસ્થિતિ....

**વૈતાળ :** રાજન, આનો બીજો કોઈ ઉપાય નથી. આનો નિર્ણય આપણે સિક્કો ઉછાળીને કરીએ.

**વિક્રમ :** વૈતાળ, વૈતાળ એ ન બને. એ તો નરી પ્રારબ્ધાધીનતા!

**વૈતાળ :** તો રાજન, હું જાઉં?

**વિક્રમ :** ના, ના વૈતાળ, તમે ત..મ..ને ઠીક લાગે તેમ કરો.

**વૈતાળ :** હાં, તો આ સિક્કો. છાપ પડે તો તમે (અનંગને), કાંટો પડે તો તમે (ભુવનને), અને જોગીરાજ! તમારે વળી સંસારી માયા શી? છતાંય જાઓ..સિક્કો ધાર પર ઊભો રહે તો તમે મંદારવતીના પતિ.

**ત્રણે :** વૈતાળ ભદ્ર!

**વિક્રમ :** વૈતાળ! ચાલો, મારાથી આ જોવાતું નથી, ચાલો.

**વૈતાળ :** અરે ઊભા તો રહો. સિક્કો કઈ બાજુ પડે છે તે તો જોઈ લેવા દો.

**વિક્રમ :** વૈતાળ! આપણે સૂર્યોદય પહેલાં સિદ્ધમઠ પહોંચવું છે. હાં, ચાલો.

(ખેંચી જાય છે. પેલાં ચાર ત્યાં ને ત્યાં)

(રસ્તો)

**વિક્રમ :** વૈતાળ! વૈતાળ! તમે મને અસ્વસ્થ કરતા જાઓ છો!

**વૈતાળ :** રાજન, સ્વસ્થતા વહાલી છે કે સિદ્ધ પાસેથી મળવાનું છે તે અમરત્વ?

**વિક્રમ :** વૈતાળ! સમજ નથી પડતી, આ તે કેવું ધર્મકષ્ટ? વૈતાળને સિદ્ધ પાસે નથી પહોંચાડતો તો તેમને આપેલું વચન મિથ્યા થાય છે અને અહીં મારા નગરજનોનો ન્યાય તોળવા બેસું છું તો

વૈતાળને આપેલું વચન મિથ્યા થાય છે. વૈતાળ, ચાલો, ચાલો આગળ ચાલો.

(ચાલે છે ત્યાં એક તરફથી સ્ત્રીઓના રુદનનો અવાજ સંભળાય છે. એક વૃદ્ધ પુરુષ પોતાની જ તલવારથી પોતાનું જ મસ્તક છેદવાનો પ્રયાસ કરી રહ્યો છે. યુવાન પુરુષ એને વારી રહ્યો છે. યુવતી અને વૃદ્ધા ભયથી રુદન કરી રહ્યાં છે)

**વૈતાળ :** રાજન, આ વળી નવું કૌતુક!

**વિક્રમ :** ઓ પ્રભુ! વૈતાળ, રોકો એને.

**(ઇન્દ્રજીત)** પિતાજી, પિતાજી, આમ ન હોય. આવી
**યુવાન :** નાની બાબતમાં આવું ન હોય. હું તમને વિનવું છું.

**વૃદ્ધ :** બેટા, પણ આ કેવી રીતે બને? ઘોર
**(ધર્મજીત)** અનાચાર કેવી રીતે સહન કરી શકાય! અને તેય મારી જાતે ઊઠીને આમ કરું?

**વૃદ્ધા :** નાથ, અમારા મોં સામું તો જુઓ...
**(દેવસેના)**

**વૈતાળ :** અરે ભાઈ? છે શું? શેનો ઉત્પાત મચાવો છો? (યુવાનને) બેટા, તારા માતા-પિતા તો વૃદ્ધ થયાં છે. એમનું કામ નહિ, તું જ સ્વસ્થતાથી બધી વિગતે વાત કર.

**પુત્ર :** મારા પિતા ધર્મપુરીના રાજવી ધર્મજીત. હું યુવરાજ ઇન્દ્રજીત. આ મારાં માતા દેવસેના અને આ મારી બહેન ઇન્દ્રસેના. શત્રુ રાજાએ અમારા રાજ્ય ઉપર ચડાઈ કરી. અમે હાર્યા. અમે પિતાપુત્ર ભાગી છૂટ્યા. અંત:પુર ઉપર વરસવા માંડેલા અત્યાચારમાંથી જેમ તેમ બચીને મા અને બહેન પણ નાસી છૂટ્યાં પણ અમે એ એક દિશામાં ભટકતા હતા, એ બે બીજી દિશામાં...છ છ માસ વન વન ભટકતાં આજે સવારે આ દુર્ઘટના બની. ચાલતાં ચાલતાં એક ઝાડીની દિશા તરફથી સ્ત્રીનાં ચાર પગલાંની છાપ આવતી અમે જોઈ. બે પગલાં નાનાં હતાં, બે મોટાં આવા ભયાનક વનમાં સ્ત્રીનાં પદચિહ્નો! ને અમે વિચાર કર્યો કે આપણી એક-લતાનો ઉપાય એક જ છે, લગ્ન. પિતાજી કહે: પુત્ર, આ નાનાં પગલાંવાળી સ્ત્રી જોડે તું લગ્ન કરજે, મોટાં પગલાંવાળી મારી પત્ની બનશે. ચાલ, પગલાંનો પીછો કરીએ. પગલે પગલે અમે ચાલ્યા તો મળી આવ્યાં આ બે. અમારા આનંદનો પાર ન રહ્યો. પણ કોણ જાણે કેમ, મારી અને પિતાજીની નજર એક સાથે બહેન અને માતા પગ તરફ ગઈ. નાનાં પગલાં માતાનાં હતાં, મોટાં બહેનનાં, અને પિતાજી...

**વૃદ્ધ :** અરેરે..મેં અભાગીએ આવો મનથી પણ વિચાર કર્યો એ શું મારા આપઘાત માટેનું પૂરતું કારણ નથી? અને મેં કેવો નિર્ણય લીધો, લગ્ન? ને તેય પોતાની જ પુત્રી...

**યુવાન :** બહેન, બહેન! ઓ પ્રભુ! અમે શું કરી બેસત!

**યુવતી :** ભાઈ, હશે. હવે એનો શોક ન કરો. એ તો અજાણતાં થયેલી અવજ્ઞા હતી. ભૂલી જાઓ પિતાજી.

**વૃદ્ધા :** ભાઈ, તમે કોણ છો? (વિક્રમ અને વૈતાળને) જે હો તે ભાઈ, તમે એમને રોકો ને....

**વિક્રમ :** માતા, હું વિક્રમ છું. તમને પતિના પ્રાણ વધુ વહાલા હોય એ સ્વાભાવિક છે, પરંતુ નીતિની રીત એવી છે કે...

**વૈતાળ :** રાજન....

**વિક્રમ :** પણ વૈતાળ, આમ તો પૃથ્વી રસાતલ જાય. સ્વપ્નમાં પણ આવો વિચાર આવે એ ઘૃણ્ય છે, ઘોર પાતક છે.

**વૈતાળ :** રાજન, મને જવા દેવો છે?

**વિક્રમ :** વૈતાળ, તું આ વખતે મને નહિ રોકી શકે.

**વૈતાળ :** રાજન, સાંસારિક રીતે એમના સંબંધો નિશ્ચિત છે, નિર્વિકાર છે. એમને કોઈનેય જોયા વગર જે અનુમાન કરેલું એ અભિલાષા હતી, પાપ નહોતું. (વૃદ્ધને) ને ભાઈ, છતાંય આમાં તને ઘોર પાતક જેવું લાગતું હોય તો... ઊભો રહે... બહેન (યુવતીને) આ લે, આ ઝાડની ડાળખી પકડ. ને તું એક એક પાન તોડતી જા, ને બોલતી જા. જીવન–મૃત્યુ, જીવન-મૃત્યુ... ને છેલ્લે જે નામ પર પાંદડું બાકી રહે તે પ્રમાણે કરવા તારા પિતાને કહેજે. ચાલો રાજન સિદ્ધમઠ તરફ... (પેલાં ત્યાં જ)

**વિક્રમ :** વૈતાળ, કોઈના જીવન સાથે આવી હાંસી કરવાની? તું મને મૂંઝવણમાં મૂકતો જાય છે.

**વૈતાળ :** રાજન, મુંઝાવાની જરૂર નથી. જીવન અને મૃત્યુ કોઈના હાથની વાત જ નથી.

**વિક્રમ :** તું ભૂલે છે. વૈતાળ...મારી અને અમરત્વની વચ્ચે હવે માત્ર એકાદ પ્રહરનું જ અંતર છે.

**વૈતાળ :** તમે ભૂલો છો રાજન, તમને તમારા મૃત્યુના રહસ્યની ખબર જ ક્યાં છે? જાણો છો ક્યારે છે તમારું મૃત્યુ?

**વિક્રમ :** ના, પણ વૈતાળ, એ અશક્ય છે.

**વૈતાળ :** સાંભળવું જ છે?

**વિક્રમ :** હા, હા, શરૂ કર જલદી.

**વૈતાળ :** અહીંથી ત્રણ જોજન દૂર, દક્ષિણ દિશામાં એક ગુફા છે. ગુફાનું દ્વાર પથ્થરથી ઢંકાયેલું છે, ગુફામાં ઊંધા માથે એક ખંજર ભોંકાયેલું છે. ને એક બાજુ પક્ષી લટકે છે. એના પેટમાં ને બાજના શરીરમાંથી લોહી ટપકે છે. જો કોઈ જઈને એ ખંજર કાઢે ને લોહી ટપકવાનું બંધ થાય કે તત્કાળ તમારું મૃત્યુ થાય. પણ મારા સિવાય આ ભેદની કોઈનેય જાણ નથી.

**વિક્રમ :** વૈતાલ, શું કહ્યું? ત્રણ જોજન દૂર દક્ષિણ દિશાએ? ગુફા? (દોડી જાય છે. વૈતાળ બીજી દિશામાં અદૃશ્ય થઈ જાય છે.)

(ગુફાનાં દ્વાર, દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરતો વિક્રમ. પથ્થર ખસેડે છે. નીચે ઊતરે છે. દોડતો ઉપર આવે છે.)

**વિક્રમ :** ખરેખર વૈતાળ, તેં કહ્યું હતું તેમ જ છે. ગુફા. બાજપક્ષી. બાજપક્ષીના શરીરમાં ભોંકાયેલું ખંજર, ટપકતું લોહી.. વૈતાળ, ક્યાં છે તું? ક્યાં ગયો? પણ પેલું બિચારું પક્ષી તરફડે છે... હું જ કાઢી લઉં એ ખંજર? પણ ના. તો... તો...ઓહ, વૈતાળ ક્યાં છે તું? ક્યાં ગયો? વૈતાળ ક્યાં છે તું? અને આ સૂર્યોદય તો થઈ રહ્યો છે..... વૈ...તા...ળ... [(ત્યાં જ પડદો)]

[''આકંઠ સાબરમતી''ની નાટ્ય વર્કશૉપમાં રચાયેલ અને ભજવાયેલા આ એકાંકીનો કોઈ પણ પ્રકારે ઉપયોગ કરતાં પહેલાં લેખિકાની લેખિત સંમતિ આવશ્યક છે.]

સરનામું : ૨૩૫ સુવ, ૪, લલિતકુંજ, અમદાવાદ

ગદ્યખંડ

# આકાશ મુક્ત છે

## નંદ સામવેદી

વહેલી સવારે ઊઠયો, ઝટપટ તૈયાર થયો. શીલાનું એના પિયરથી કહેણ હતું. સમયસર ઘેર આવી જશો. સવારે ઊપડતો મેલ પકડવાનો છે. શીલાનું કહેણ! માન્યે જ છૂટકો. ઊંઘ તો આંખમાંથી ખસવાની જ ના પાડે. પણ એ ચાલે. મનને મજબૂત કર્યું. એમાં શીલાના સ્નેહનીયે સધ્ધર સહાય હતી. ઊંઘમાંથી મનને બહાર ખેંચી આણ્યું. મન એવું તો પછી લાગ્યું-જેવું સૂરજમુખીનું ફૂલ! આનંદ! આનંદ! હમણાં શીલાની સાથે રેલગાડીમાં ઊપડીશું—અરે! ઊડીશું! ને હું શીલાને ઘેર પહોંચું—તે પહેલાં તો મન ત્યાં પહોંચી ગયેલું! સુંદર દ્વાર—મંગલ દ્વાર સ્તો! ત્યાં ઊભી હશે એ ઢળતી લતા સમી! ને કદાચ કાયા-કમાને ચઢી એનો હાથ કહેશે—નથી રે જવાનું!

ને...ને...હું પહોંચ્યો શીલાને ઘેર ત્યારે બારણે 'નથી રે જવાનું!' નો જ સંદેશ-ગોઝારો સંદેશ લટકતો હતો તાળારૂપે! તાળાને જોતાં એક આખી રંગીન સૃષ્ટિ જાપાની પંખાની જેમ સંકેલાઈ ગઈ—વસાઈ ગઈ! આ તાળું! શું સમજવું મારે? મિલનોત્સુક મનમાં તો ક્યારેનો સમસમાટ હતો! શું થાય! શીલા રિસાઈ જઈને મોં ચઢાવે છે ત્યારે એના મોઢાને હું રત્નકોશને લગાવેલા તાળા સાથે સરખાવતો! આજે એના દ્વારે વસાયેલા આ તાળાને મારે કઈ રીતે વર્ણવવું! આ તાળા પર એની ગૌર-રાતી આંગળીનો સ્પર્શ બચ્યો હોય તો તે દૃષ્ટિમાં ભરી લેવાની મારી કામના કેટલી બધી તીવ્ર હતી!

તાળાની શોધ કયા કમબખ્તે કરી હશે! મને સ્પષ્ટ લાગે છે: તાળું માનવજાતનું કલંક છે, શોભા નહીં. કોઈ કલારસિક જીવ કોઈ કલાત્મક તાળું લઈ આવે છે ત્યારે એમાંની કલાકારીગરીને વખાણતાંય મનમાં એક ચાલુ બેચેની રહે છે. તાળું હમેશાં અંધિયારપણાનો પક્ષ લે છે. મુક્તિનો સ્વાદ એના જડબામાં ક્યાંથી? તમે નહીં માનો—પણ

જ્યારે કોઈ તાળું ખોલી દેવા માટેની જાતભાતની કરામતોની મને વાત કરે છે ત્યારે એ મને જાણે મુક્તિદાતા પયગંબર શો સમભાવી જણાય છે. ખેર! આમાં ઊર્મિલતાયે હોય! પરંતુ ચાવીને જોતાં જે એક પ્રકારનું આશ્વાસન મને મળે છે તેમાં તો તમે ઊર્મિલતા નહીં જ જુઓ!

જાતભાતનાં તાળાં—આ ખંભાતી, આ અલીગઢી, આ ગોદરેજ, આ...નામ દીધે જાઓ! જે તાળું જલદી ન ખૂલે, અનેક પ્રકારના ચાવીના અનુનય પછી ખૂલે એ ઉત્તમ! કેટકેટલે ઠેકાણે તાળાં મારવાની વ્યવસ્થા! કેટકેટલે ઠેકાણે તાળાં! ઘરને તાળું—એ તો ઠીક; મોટરને, સાઇકલનેય તાળું, બિસ્તરાનેય તાળું ને ટિફિનને પણ! અમારાં આ શીલા ગૌરીસ્તો! કેડ પર જે ચાવીઓનો ભાર લઈને ચાલે છે તે તમે જોયો હોય તો. પાંચપંદર ચાવીઓ ને એમને ઝુલાવતો ચાંદીનો ઘૂઘરિયાળો કલાત્મક કડીઓવાળો ઝૂડો! શું ઠસ્સો! ક્યારેક તો લાગે કે એની સિંહણી પાતળી કટી બસ જાણે આ ઝૂડા માટે જ ન નિર્માઈ હોય! એ ઝૂડામાં કઈ કઈ ચાવીઓ! ઘરના મુખ્ય બારણાની અને તિજોરી-કબાટની ચાવી તો ખરી જ, ઉપરાંત દાગીના બોક્ષની, શો-કેસની, એના વોર્ડરોબની—મને તો એ ચાલે ત્યારે થાય કે જાણે એની સાથે સાથે તિજોરી-કબાટ, શો-કેસ, વોર્ડરોબ—આ સૌ અદબપૂર્વક ચાલતાં ન હોય! શીલાને હું ઘણીવાર કહું છું કે તને આ તાળા-ચાવીઓના મામલાનો કંટાળો આવતો નથી! ને એ હસે છે! મને ક્યારેક થાય છે એના આ ચાવી-ઝૂડામાં સુખી ઘરસંસારનીયે કોઈ ચાવી એણે જોડી દીધી હોવી જોઈએ.

શીલા બહારગામ જાય ને મારે ઘર સાચવવાનું હોય તો તો તોબા! પાંચ-પંદર તાળાં દરરોજ મારવાં, બરોબર બંધ છે તે ચકાસવું, એ બધી ચાવીઓ ખોવાઈ ન જાય એની કાળજી લેવી—સાચે જ આ ભારે મોટું જવાબદારીવાળું કામ છે. તાળાની કબાટને સાચવવાની જવાબદારી કરતાંયે તાળાની ચાવીને સાચવવાની જવાબદારી અનેકગણી વધારે લાગે છે. ઘર ને ઑફિસ, ફોનની ને વાહનની—આવી કંઈક ચાવીઓ ખિસ્સામાં રાખીને ફરવું એ મારે મન પાંચ મણની ગૂણ પીઠે લાદીને ફરવા જેવું કાઠું કામ છે. આપણે આપણા માંહ્યલાની સારસંભાળ ન લઈએ એટલી, ઘડીએ ને પળે જાતની સારસંભાળ લેવી પડે એ કંઈ સામાન્ય વાત છે? હું તો કહું છું કે કોઈ માણસને જવાબદારીવાળા પદે નીમવો હોય તો એની ચાવી સાચવવાની કલા-શક્તિની જ કસોટી કરવી જોઈએ ને એવી શક્તિનું જ પ્રમાણ-પત્ર માગવું જોઈએ!

તાળું ને ચાવી, સ્થાવર ને ચંચળ—એનો એક સુંદર યોગ કહેવાય. આ જગતમાં જે યુગ્મો છે, તેમાં પ્રશસ્ય કહેવાય એવું એક યુગ્મ તે તાળા-ચાવીનું કહેવાય. તાળું તો જ્યાં બેસાડયું, ત્યાં બેઠું. સ્થવિર. યોગી. પલાંઠો લગાવ્યો તે લગાવ્યો. કોઈ ચાવી એને કળથી ચસાવે ત્યારે ચસે! કોક દૃઢ આસનબદ્ધ તાળાને ખોલવા, એનો પલાંઠો છોડાવવા જ્યારે ચાવી મથે છે ત્યારે મને શંકરને ચળાવવા મથતી ભીલકન્યા યાદ આવી જાય છે ને તાળાની ગંભીરતા, બળકટતા સામે ચાવીની નમણી ગતિ-ચાલ કેવી તો વિજયી થાય છે તે જોઉં છું ત્યારે મને તાળા માટે હમદર્દી જ થાય છે. શીલાને હું ઘણી વાર કહું છું: તું સાચે જ મારી ગુરુ, ભૂલ્યો ગુરુચાવી-માસ્ટર કી છે. ભલભલા બંધ દરવાજા તારા થકી ખૂલી જાય છે.

વ્યક્તિઓના હું બે પ્રકાર પાડું છું. અમુક વ્યક્તિઓ એવી હોય છે કે જેના આગમન સાથે બધું જાણે ચપોચપ બંધ થઈ જાય. વાણી સુખની

બહાર આવવા ન ચાહે. એમની સંનિધિમાં નર્યો ભાર ભાર લાગે. સૂરજ કોક ઘેરઘટામાં ગૂંગળાતો હોય ને ભીતર—એવું થાય. કે કેટલીક વ્યક્તિએ આવતાં જાણે બધાં તાળાં ચપોચપ ઊઘડવા માંડે. અજવાળું અજવાળું થઈ જાય! અમથા અમથા શબ્દો હોઠ પર ચઢી કલ કલ કરવા માંડે! જાણે કાનમાં મુક્તિનો મંત્ર રણઝણ્યા કરે! શીલા મને એવી લાગે છે! એ આવે છે, મને સ્પર્શે છે ને મારા દરવાજાની બંધ ફળો ખૂલી જાય છે! હું કહું છું: "શીલા, તું આવી છે ત્યારથી મને એક વાત તો સમજાઈ છે." શીલા પૂછે છે: "શું?" હું કહું છુ: "જે ખરેખર આપણું છે એ તો કદી તાળાબંધીમાં રહેતું જ નથી. એ તો હમેશાં આકાશ જેવું ઉઘાડું પડ્યું હોય છે. આપણે તાળું મારીએ છીએ, પણ તે કોને? આકાશને તો નહીં જ. પવનને નહીં જ. ધરતીને કે પ્રકાશનેય નહીં. ત્યારે? કદાચ તાળું આપણે આપણી સદ્ભાવનાને જ મારીએ છીએ! પણ સદ્ભાવના જેવું નામ! એ ઓછી જ તાળાના દાંત વચ્ચે પકડાયેલી રહે! એ તો નિર્બંધ ઝરણ-રૂપે વહેતી હોય છે, અંદરથી બહાર ને બહારથી અંદર!"

શીલા હસી! કોઈ એકાદ ભેદી ચાવી લાગી જતાં સુગોજૂનો કોઈ રત્નકોશ ખૂલી જાય એમ! એના ઉજાશમાં મારી આંખ ન તો તાળું જોઈ શકી, ન તો ચાવી. ન મને દીવાલ દેખાઈ, ન સાંકળ. એક ઉદાર આકાશ હું અનુભવતો રહ્યો! ભૂમાતું જ સુખ! એ આકાશને જ જો કોઈ તાળામાં ઘાલે ને કોઈ ચાવીમાં, તો?

હવે અમારે પ્રશ્નોત્તરી કરવાની નહોતી, મુક્ત આકાશને જ અનુભવવાનું હતું સ્નેહની સભરતામાં.






[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાએ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવુ અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

—સં.]

૪૯. હરકિશન મહેતા
૩, મંગલાભુવન, ૧લો રસ્તો
જુહુસ્કીમ, વિલેપાર્લા (વેસ્ટ)
મુંબઈ–૪૦૦૦૫૬

૫૦. વેણીભાઈ પુરોહિત
કકડ એસ્ટેટ
રાજાવાડી, ઘાટકોપર
મુંબઈ–૪૦૦૦૭૭

૫૧. મનસુખલાલ મો. ઝવેરી
૪ સી, સુરેશ કૉલોની
સ્વામિ વિવેકાનંદ રોડ
વિલેપાર્લા (વેસ્ટ)
મુંબઈ–૪૦૦૦૫૬

૫૨. રમણલાલ સોની
૭, કર્મયોગ ફ્લેટ્સ
સેંટ ઝેવિયર્સ કૉલેજ કૉર્નર
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

૫૩. ગની દહીંવાલા
ગોપીપુરા, સૂરત

વાર્તા

# મજાક

મહેશ દવે

સુબોધે અત્યારે નવાં કપડાં પહેર્યાં હતાં. એ અત્યારે વિચારી રહ્યો હતો કે જરા જૂનાં પણ નવાં લાગે તેવાં કપડાં પહેર્યાં હોત તો ઠીક થાત. બોસ જાણી જશે કે આ માણસે સારી છાપ પાડવા આવાં તદ્દન નવાં કપડાં પહેર્યાં છે, તો શરૂમાં જ બોસને સારી છાપ નહિ પડે. પછી તો ધીરે ધીરે પોતાના વ્યક્તિત્વની છાપ કથળતી જશે, અને અંતે, આખી રાત જાગી, ખાટલામાં પડયા રહી આશાનાં જે પોટલાં બાંધછોડ કર્યાં, તે સાવ જ છૂટી જશે. તો પહેલી વાત એ હતી કે રાત્રે કરેલા તે વિચારો અત્યારે ફંફોસવા નહીં. તેમ કરવામાં કશો ફાયદો નહોતો. તે છતાં પેલી મંદાબેન તો નજર આગળથી હટતી જ નહોતી. વીસ વર્ષની થઈ ગઈ હતી એ. પણ હા, અહીંનું પતે એટલે એને ઠેકાણે તો પાડવી જ પડશે...

એક પછી એક ઇસમનો ઑફિસમાં ટર્ન આવ્યે જતો હતો. સુબોધના હૃદયના ધડકારા વધી રહ્યા હતા. ફરી થોડાક જવાબો મનમાં મમરાવવા એ મંડી ગયો. અંગ્રેજીના શુદ્ધ ઉચ્ચારો થવા જોઈએ. ગુજરાતી બોલતાં ભાષામાં કશી પ્રાંતીય છાંટ આવવી ન જોઈએ. નહિ તો વળી બોસને કશો પ્રેજ્યુડીસ હોય અને આપણું વગર ખપનું વધેરાઈ જાય. એટલે શુદ્ધ સાહિત્યિક ભાષાનો ઉપયોગ થવો જોઈએ. ક્યાંય ચરોતરી કે સુરતી કે હિન્દી છાંટવાળી કશી બોલી ન બોલવી જોઈએ... પણ મંદાબેન હમણાંની બાને ગાંઠતી નહોતી. બા શું કરે... એય ફાટેલાં કપડાં

પહેરે છે. મંદાબેનને તો નવાં કપડાં પહેરવાં હોય, પણ, હા, કાલે તો એ નહાવાનું પાણી કાઢતી હતી ને એનો ફાટેલો કબજો જાણે પોતાને ગાળ દઈ રહ્યો હતો. સુબોધથી આ જોયું ન ગયું. પણ પહેલા પગારમાં કેટલું કરી શકાવાનું હતું! બાપાનું ભગવાન કલ્યાણ કરે કે આ રહેવાના સાધનમાં કોઈ તકલીફ જેવું છે નહીં. કદાચ એ જીવતા હોત તો મંદાબેનને ફાટેલા કબજા પહેરવા ન પડત. પોતાથી ઓછામાં ઓછા ગ્રેજ્યુએટ તો થવાત. કલાર્કની એટલે કે નોકરી તો મળત જ. અને બાને રોટલી વાટીને પીવી ન પડત. સુંદર મજાનું ચોકઠું કરાવી દેત; અને બા હસે તો કેવાં જુવાન લાગે! પણ પાછી આ મંદાબેન ફાટી જાત મૂઈ ગાંડી કંઈની! ઊંઘતાં પહેલાં હમેશાં મારી પાસેથી એક વાર્તા એને સાંભળવાની વાર્તાઓ પણ વળી કેટલી બને આગળ પાછળ. એકની એક પણ શબ્દોના લપેડા જુદા!

—મિ સુબોધ..., નોકરે શટર ખેંચતાં કહ્યું.

—યસ સર..., સુબોધે કહેતાં તો કહ્યું પણ તરત જ એ ઑફિસમાં ધૂસ્યો.

પણ સુબોધે નોકરને 'યસ સર' કહ્યું તે બોસે જોયું, પણ એ ચહેરો તરત જ ફાઈલમાં મંડાઈ ગયો. સુબોધે વિચાર્યું કે બૉસે આ જોયું છે એટલે પચાસ ટકા છાપ ગઈ છે. બાકીના પચાસ ટકા પર હવે આધાર છે.

'તમારું નામ?'

'હાજી, મારું નામ સુબોધ—'

'કઈ સ્કૂલમાં ભણ્યા હતા?'

'સર... પ્રોગ્રેસીવ સ્કૂલમાં.'

'પ્રોગ્રેસીવ પ્રોપર નાઉન છે?' બૉસે કંઈક વિચાર્યું અને કહ્યું.

'હાજી.' સુબોધે વિચાર કરીને કહ્યું. 'એ યોગ્ય જ છે.'

અને આદત પ્રમાણે સુબોધથી નીચે જોવાઈ ગયું ત્યાં તો એણે બૉસનો પગ જોયો. પગ પર પાટો બાંધેલો હતો. (સુબોધને બૉસનો ચહેરો પોતાના પિતા જેવો લાગ્યો હતો) એને એક પ્રકારની લાગણી થઈ આવી અને એણે કહ્યું :

'કંઈ ભારે ઈજા થઈ છે?'

બૉસે સુબોધની કીકીઓમાં પોતાની નજર પરોવી. એમના ચહેરાની ત્રણેક રેખાઓ બદલાઈ ગઈ. આનો અર્થ સુબોધથી સમજાયો નહિ એટલે એણે કહ્યું :

'મને ઘણું દુઃખ થાય છે કે આપને પગે...'

બૉસે નાક પર આંગળી મૂકી. સુબોધ ચૂપ થઈ ગયો. ત્યાં તો જોડે પડેલા ફોનની ઘંટડી રણકી. બૉસે ફોન લીધો. અત્યાર સુધી તંગ રહેલો ચહેરો (સુબોધને લાગ્યુ કે પગ પરની ઈજાને લીધે હશે) જરા ઢીલો પડી ગયો. એમના ચહેરા પર નવજાત શિશુ જેવી નિર્દોષતા આવી ગઈ. એ હસી રહ્યા હતા. પહેલાં તો એમણે પોતાના પગ પર ઈજા થઈ છે તે વિષયને વર્ણવવામાં સમય આપ્યો અને પછી બીજી વાતોમાં... ફોન બંધ થયો. ફરી એમનો ચહેરો તંગ થઈ ગયો. એમણે સુબોધ સામે જોયું.

'તમારું અંગ્રેજી ઘણું કાચું છે.'

'પ્રોગ્રેસીવનો હું સૂક્ષ્મ અર્થ કરતો હતો સર.' સુબોધને યાદ આવ્યું કે એણે પ્રોગ્રેસીવ સ્કૂલ એમ કહેતાં બૉસ માટે જે સર શબ્દ વાપર્યો હતો તેનો અર્થ બૉસ જુદો સમજતા હતા.

'એ વાત તો ક્યારનીયે પતી ગઈ; હું ક્યા મુદ્દાની વાત કરું છું તે પણ તમે સમજતા નથી.'

'મને તમારા પગે જે ઈજા થઈ તેથી દુઃખ થતું હતું.'

'તમારું મગજ વેવરિંગ લાગે છે... મારા પગે સાપ કરડે તો તમારે શું! તમે આ ભીંત પરની છબી જોઈ શકો છો?'

'હા, મારે માઇનસ નંબરના સ્પેક્સ નથી સર. દૂરનું હું જોઈ શકું છું. મારે પ્લસ નંબરના સ્પેક્સ છે એટલે હું તેનો ઉપયોગ કરીશ.'

'તમે મને આંખનો ડૉક્ટર માનો છો?'

'ના સર, તો હા, હું એ છબી જોઈ શકું છું.'

'શું છે એ?'

'આપણો દેશ ખેતીપ્રધાન છે તે સૂચવતું ખેડૂતનું ચિત્ર.'

'મૂર્ખ છો તમે. એ કૅલેન્ડર નથી, મારી છબી છે.'

સુબોધ મૂંઝાઈ રહ્યો હતો, બૉસ કંઈ ખેડૂત હોઈ શકે! અને હોય તો યે પોતાને શું? પણ કદાચ નાટકમાં ઊતરવાનો એમને શોખ હોય તો? એણે કહી જ દીધું:

'યસ સર, ખરેખર તમે નાટકમાં સુંદર રીતે ખેડૂતનો પાઠ ભજવ્યો હશે.'

'મૂર્ખ ન બનો. આવા વાચાળ માણસને નોકરીએ રાખું તો કામ કરે કે આવી અવળચંડાઈ.'

સુબોધ સમજી શક્યો નહિ કે પોતાથી કેમ આજે આમ વર્તી જવાતું હતું. એને માફી માગવાનું મન થઈ આવ્યું પણ તે પહેલાં તો એણે નિર્ણય કરી લીધો કે એક શબ્દ પણ બોલવો નહિ.

'તમે' બૉસ ફરી બોલ્યા, 'તમે આ છબી જોઈ શકો છો?'

'હા'

'શું લાગે છે તમને?'

'વિધિની વક્રતા.'

'વિધિની વક્રતા? કેવી રીતે?'

'વિધિ હદપાર દશામાં અવનવા રંગો બદલે છે.'

'વારુ, વારુ...' બૉસ જાણે કશુંક સમજ્યા હોય તે રીતે મલક્યા. સુબોધને આ ગમ્યું. ફરી પાછી એને આશા બંધાઈ. એને લાગ્યું કે અત્યાર સુધી બૉસ પોતા સાથે ગમ્મત કેમ ન કરતા હોય? એમ જ હશે. એટલે તો અત્યારે એ આવી બીજી બીજી બાબતો પ્રત્યે પોતાનું ધ્યાન દોરી રહ્યા હતા.

'તો...' બૉસે સુબોધની અરજી ફરી તપાસતાં કહ્યું. 'તો...તમારી અરજીનું ઘણું ઘણું લખાણ મને સ્પર્શી ગયું છે. તમારી મુશ્કેલી હું સમજું છું. પણ મારે નિર્ણય લેતાં પહેલાં એ પણ વિચારવું જોઈએ કે તમારી મને સમગ્રપણે સારી છાપ નથી પડી.'

'પણ તમે નક્કી કરેલા મુદ્દાઓ પ્રમાણે તો હું બંધબેસતો છું.'

'તેમાં એક મુદ્દો તમારી સરતચૂકથી રહી જાય છે કે અહીં ખુરશી પર હું બેઠો છું.'

સુબોધની તે સરતચૂક હતી તેમ એણે માન્યું. હવે એણે એ નિર્ણય લેવાનો હતો કે પોતે અહીંથી બહાર નીકળી જવું. તેટલો જ અંત બાકી હતો. સુબોધે ઊભા થતાં ભીંત પરની બૉસની છબી સામે જોયું, અને એનાથી આવી વિચિત્ર પરિસ્થિતિમાંય હસી જવાયું.

અને તે હાસ્યના આલંબને એ ઘરે પહોંચ્યો. ઘરે બે જીવ જાણે તાજાં જ ચકલીનાં બચ્ચાં, હજુ આંખો ખૂલી નથી અને માતાના સળવળાટથી ચાંચ પહોળી કરીને ચીંચી કરી મૂકે તેમ મૌન ચીચકાર કરી ઊઠયાં. એ બન્નેના મૌનમાં એક જ આશાનો સૂર પરોવાયો હતો અને એટલે જ એ મલકી રહ્યાં હતાં. આ જોઈને સુબોધ પણ મલકી રહ્યો હતો. એને થતું હતું કે હવે મલક્યા વિના કશું રહ્યું નથી.

પણ મંદાબેન અધીરી થઈ હતી. એણે તો બીજો કોઈ પણ પ્રશ્ન વિચાર્યા વિના મનમાં જે રમ્યા કરતો હતો તે પ્રશ્ન પૂછી દીધો.

'સુબોધ, શું થયું?'

'લે ગાંડી જ છે ને! એમાં કંઈ પૂછવા જેવું હતું તે!'

'તો પક્કું ને!'

'શું પાકું ?'

'તારી નોકરી પાકી થઈ ગઈ ને !'

'તને વળી કોણે કહ્યું કે હું નોકરી માટે ગયો હતો ? હું તો બહાર જરા લટાર મારવા ગયો હતો.'

'તું તો આજે ઇન્ટરવ્યૂ આપવા ગયો હતો ને !'

'એમ ? હા, સંભવ છે કે તારી સમજવામાં સરતચૂક થઈ હોય.'

અને સુબોધે નિર્ણય કર્યો કે અંદરના ઓરડામાં જઈને એક લાંબી ઊંઘ ખેંચી કાઢવી. મદાબેને પેંતરો બદલતાં કહ્યું :

'એમ મજાક ન ચાલે હોં. મારી કોઈ સરતચૂક થઈ નથી, નોકરી મળ્યાની ખુશાલીમાં હુ એક વાર્તા પડાવવાની છું.'

'તારે વાર્તા જ સાંભળવી છે ને ?'

'હા વળી...'

'તો સાંભળ, પણ વચ્ચે બોલવાનું...'

'નહિ.'

અભ્યાસગૃહની લોબીમાં બકાની રાહ જોતા ત્રણેક વિદ્યાર્થીઓ વાતો કરી રહ્યા હતા. જ્યારે બકો તો સવારના નવ વાગી ગયા હતા તોય આશાપુરી મંદિરને ઓટલે ઘોરી રહ્યો હતો. આંબલીની છાયાના આછા પ્રકાશમાં એના ચહેરા પર તાજી ઊગી નીકળેલી દાઢીના વાળ વિના બીજું કશુંય આકર્ષણ એનામાં નહોતું છેવટે પેલા વિદ્યાર્થીઓમાંથી એકે કંટાળી જઈને કહ્યું.

—ચાલો એને ઉઠાડીને દૂધ લેવા મોકલીએ નહિ તો ચા વિના રખડી જઈશું.

—ના ભાઈ, એને હવે ઊંઘવા સિવાય જીવનમાં બચ્યું છે શું !

—હું તો એના હાથની ચા પીવાનો, હમણાં સુધી તો દરેક વર્ષે દુગ્ગી લગાવતા આવ્યા છીએ, પણ જ્યારની એના હાથની ચા પીવી શરૂ કરી છે ત્યારનાં આપણાં તો પાણી જ વહેવા માંડયાં છે.

—કહે છે કે બકો પેલા ધનજી શેઠની હોટલમાં ચા બનાવતો હતો ત્યારે તો શેઠજીએ આમ ભંગાર પતરાંવાળી હોટલમાંથી 'ધનજી રેસ્ટોરાં' બનાવ્યું ને !

—ત્યારે બકો આમ રખડી કેમ પડયો ?

—એ તો એણે પગાર માંગવા માંડયો એટલે.

—ધનજી શેઠ એને પગાર નહોતા આપતા ?

—ના. રોટલોપાણી પૂરું કરે અને બદલામાં દોઢું વૈતરું કરાવે, પેલા લખમણ બીડીવાળાએ પણ એમ જ કરેલું કહે છે કે બકો નખિયા બીડીનો ઉસ્તાદ ગણાતો, પણ કોણ જાણે એણે બકાને એકાએક કાઢી મૂકયો.

—હારતો, એ ચોટ્ટાઓને ક્યાં કોઈની કદર છે ?

—એ ચંડાળ ચોકડીના સજ્જનો તો વેશપલટો કરીને હવે ઘણું ઘણું કરતા થઈ ગયા છે, હો !

—શશશ, બોલીશ નહીં, નહીં તો આ બોર્ડિંગમાંથી પાણીચુ મળ્યું સમજજે.

પેલા ત્રણેના ચહેરા પર ભય પથરાઈ ગયો.

અને આંબલીની છાયા નીચે સૂતા બકાના પગે મંકોડાએ ચટકો ભર્યો અને એ એકાએક ઊભો થઈ ગયો. આમ અચાનક જ બકાને ઊભો થઈ જતાં જોઈ પેલા ગંભીર બની ગયેલા વિદ્યાર્થીઓ હસી પડયા. પણ જાણે કશું બન્યું નથી એવી ગંભીરતાથી એ તો ઓટલા ઉપર ઢીંચણ રાખીને બેસી ગયો અને આળસ મરડી નાક ખોતરવા લાગ્યો : જાણે આ એનું ચિત્ર છે. એ બેસી જ રહે છે. નાક ખોતર્યા જ કરે છે. એક પગની પલાંઠી છે અને એક પગ ઢીંચણબંધ ઊભો છે. આંખો કશું કહેતી નથી. હોઠ પર કશુંય બોલવાનો સળવળાટ નથી. કપડામાં કશો ફેરફાર નથી

—કેમ, આજે ચા નથી પાવી ?'

લોબી પરથી અવાજ સાંભળતાં જ બકો ઉપર ગયો.

—લે જા, જો પાછો કોઈના કામે આડોઅવળો ના થઈ જતો. દૂધ લઈને સીધો અહીં પાછો આવજે, અને હા જો અગરબત્તી લાવવી ભૂલતો નહિ.

બકાને હા કે ના કહેવાની ટેવ નહોતી. એના ચહેરા પર ન સમજી શકાય તેવી એક પ્રકારની નિઃશૂન્યતા પથરાયેલી રહેતી. એના ચહેરા પરનો ભાવ ખરેખર એના જન્મથી જ હતો ? કે કોઈ તત્કાલીન પરિસ્થિતિથી ઉદ્‌ભવ્યો હતો ? કે એના ચહેરાની આકૃતિ જ એવી હતી ? એવું કશું કહી શકાય એમ નહોતું પણ એટલું તો ચોક્કસ હતું કે એના ચહેરા પરનો આ ભાવ એનું વ્યક્તિત્વ બની ગયો હતો...એનો કોઈ ઇતિહાસ નથી કે એના વિષે કશું જાણવા મળે તેમ પણ નથી. કારણ કે એની દાદી મરી ગઈ તે પછી એ બકાના નામોચ્ચારણથી ઓળખાય છે. એને એક વાક્ય આવડે છે: મને કશું નથી આવડતું, હું બકો છું. આ વાક્ય વિષે એણે કશો વિચાર કર્યો હોય તો એ પોતે જાણે પણ એણે કોઈના કથનનો કશો ય પ્રત્યુત્તર વાળ્યો નથી કે નથી એણે કશી દલીલ કરી. કોઈ વાર મહાપરાણે એ એટલું જ બોલી શકે છે કે—હું બેઠો છું મને કશું નથી આવડતું.

એ દૂધ લેવા માટે ગાંધીચોક—જ્યાં ગાંધીજીનું બાવલું મૂકવામાં આવ્યું છે—ત્યાં આવી પહોંચ્યો. ધનજી રેસ્ટોરાંની બાજુમાં જ એક ધનજી દુગ્ધાલય આવેલું હતું અને સામે લક્ષ્મણ પાન હાઉસનો ગલ્લો હતો, જ્યાં અંદરની બાજુએ પચાસેક કારીગરો હમણાંના બીડીઓ વાળતા. તે સિવાય કાપડની, કરિયાણાની અને ઇતર દુકાનો અહીં આવેલી હતી. એ બધાંમાંથી થોડાક થોડાક સમય માટે પસાર થઈ ગયો હતો પણ પેલી નિઃશૂન્યતાનો અવિરત રહેતો એના ચહેરા પરનો ભાવ ક્યારેય એના ચહેરા પરથી હટ્યો નહોતો.

અત્યારે ગાંધી ચોકમાં સાધુઓ ખરીદી કરવા આવ્યા હતા અને એમનો હાથી ત્યાં એકઠાં થયેલાં છોકરાં માટે એક તમાશારૂપ બની ગયો હતો.

—અલ્યા હનુમાન તું ક્યાંથી ? અલ્યા તારાથી આ હાથી બળિયો કેમ ? વાત જ ખોટી !

ધનજીશેઠના આ કથનથી એમનું મિત્રવૃંદ ખડખડાટ હસી પડયું લક્ષ્મણ બીડીવાળાએ ટાપશી પણ પૂરી.

—હાસ્તો, બકો ધારે તો આ હાથીને એક ટચલી આંગળીએ ઊંચો કરે કે પકડી ઉથલાવી પાડે.

બધાં હસ્યાં.

બકો હસ્યો, એની જિંદગી આખીમાં તો કદાચ પહેલી વાર જ. એના મુખમાંથી હાસ્ય કેવી રીતે સરી પડયું તે એનાથી સમજી શકાયું નહિ. એને અત્યારે પોતાનું હાસ્ય જોવાનું મન થઈ આવ્યું. એ વિચાર માત્રથી જ એણે પહેલાંની અવસ્થા પ્રાપ્ત કરી, પણ કોણ જાણે કેમ, એ અવસ્થા એક પળ માટે આવી અને ક્યાંય દૂર ફેંકાઈ ગઈ. એની શીરાઓનું ઠંડું લોહી ગરમ થઈ ગયું અને એમાં જાણે વિદ્યુતે સંચાર કર્યો હોય તેમ એ થનગની ઉઠ્યો અને ફરીથી એનાથી હસી પડાયું.

—હાસ્તો, હું તો હનુમાન—બકો નહિ ! હા-હા-હા-હા એ કૂદ્યો. કોઈ બોલ્યું.

—વળી નવાઈ છે !

—બકો હનુમાન.

અને પછી તો હાથીની આજુબાજુ રમતાં છોકરાં આ સાંભળીને દોડી આવ્યાં. એમણે પણ પેલા બોલાયેલા શબ્દોનો પ્રતિશબ્દ પાડયો. બકાએ આ ચોકમાં પહેલી વાર જ આવાં પોતાનાં વખાણ સાંભળ્યાં હતાં અને એથી જ જાણે એનામાં રહેલી કોઈ સુષુપ્ત શક્તિ જાગી ઊઠી હતી ! એના ચહેરા પરની રેખાઓમાં આજ પહેલાં નહીં ઊપસેલા ભાવો ઊપસી ગયા હતા. એણે દૂધની તપેલી ફેંકી દીધી

અને અગરબત્તીનું પડીકું ખીસામાં મૂકી દીધું...એ કૂદી પડચો.

બધાંના હાસ્યમાં વધારો થયો.

બકાએ પોતાના ખમીસમાંથી પીન કાઢીને તેને સીધી કરી દીધી. એણે હાથી પાસે જઈને કહ્યું :

—પશુ, હું હનુમાન છું હનુમાન, રામદૂત હનુમાન! હા, તારી શી મજાલ છે કે તું મારાથી મોટું ગણાય-હા, હા, હા.

અને એણે પીન હાથીની સૂંઢમાં ભોંકી દીધી.

હાથીએ જોરથી ચીસ પાડી અને ત્રણેક ડગલા પાછળ હઠી ગયો. બકો વિફર્યો. એ હાથીની સામે ધસી ગયો. એકઠાં થયેલાં સહુ તો હસીને બેવડ વળી જતાં હતાં.

હાથીએ બકાને સૂંઢથી પકડચો અને પોતાના સમગ્ર જોરથી એને એ ફંગોળવા લાગ્યો. બકો હાથીની સૂંઢમાંથી છટકી જવાથી નીચે પટકાયો. હવે બકાના મોંમાંથી કોઈપણ શબ્દો નીકળી શ એમ નહોતું. એના હોઠના ખૂણામાંથી લોહી વ રહ્યું હતું.

હાથી બકાને નીચે પડેલો જોઈ ગયો. ડોલતો ડોલતો બકા સુધી પહોંચી ગયો અને જોરથ ચીસ પાડીને આગળના બે પગથી એને છૂંદવા લાગ્યો

એકઠા થયેલા આ જોઈને રડી નહોતા રહ્યા હસી નહોતા રહ્યા પણ પૂંઠ ફેરવીને રવાના થ રહ્યા હતા. ફક્ત પેલી છૂટીછવાઈ પડી ગયેલ અગરબત્તીની સળિયોની સુગંધ અને બકાનું લોહ ધરતીની રેતી પોતામાં સમાવવા મથી રહી હતી..

'તો પેલા સાધુઓ આ હાથીને મૂકીને ક્યાં જતા રહ્યા હતા?'

'સાધુઓ આવે વખતે ધ્યાનસ્થ હોય છે, તે કહેવાની જરૂર રહે છે ખરી?'

[તાજા વાર્તાસંગ્રહ 'મુકાબલો'માંથી]

# इस मास के नये प्रकाशन

## उपन्यास

| | | |
|---|---|---|
| तीन श्रेष्ठ वैज्ञानिक उपन्यास | मनहर चौहान | 15–00 |
| लेवदेव की नायिका | प्रतापचन्द्र 'चन्द्र' | 15–00 |
| तानसेन | डा. इकबाल बहादुर देवसरे | 20–00 |

## कहानी

| | | |
|---|---|---|
| वर्फ और वर्फ | डा. हरिदत्त भट्ट 'शैलेष' | 7–00 |
| वाङ्चू | भीष्म साहनी | 10–00 |

## कविता

| | | |
|---|---|---|
| आधुनिक रूसी कविताएँ | सं. नामवरसिंह | 12–00 |

## नाटक

| | | |
|---|---|---|
| स्वप्नद्वीप | ललित सहगल | 8–00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| प्रसाद के नाटकों में हास्य-व्यंग्य | प्रेम जनमेजय | 20–00 |
| हिन्दी उपन्यासः सृजन और सिद्धांत | नरेन्द्र कोहली | 40–00 |
| हिन्दी शिक्षण | उषा सिंहल | 10–00 |
| नयी समीक्षा के प्रतिमान | सं. डा. निर्मला जैन | 24–00 |
| अलोकपंथा | कृष्णविहारी मिश्र | 12–50 |
| चिन्तनमुद्रा | विष्णुकांत शास्त्री | 32–00 |
| हिन्दी कहानीः अंतरंग पहचान | रामदरश मिश्र | 20–00 |
| नयी कविता का आत्मसंघर्ष तथा अन्य निबन्ध | मुक्तिबोध | 25–00 |
| हमारे कवि | राजेन्द्रसिंह गौड़ | 12–00 |
| अवधी लोकगीत | डा. कृष्णदेव उपाध्याय | 25–00 |
| भक्तिचिन्तन की भूमिका | प्रेमशंकर | 20–00 |

## विविध

| | | |
|---|---|---|
| मेरी जेल डायरी | चन्द्रशेखर | 60–00 |
| उत्तर हिमालय चरित | प्रबोधकुमार सान्याल | 25–00 |
| हम हशमत | कृष्णा सोबती | 15–00 |

| | | |
|---|---|---|
| बड़ौदा डाइनामाइट षड्यंत्र | सी.जी.के. रेड्डी | 20–00 |
| बोग लिखी | अज्ञेय | 12–00 |
| धर्मनिरपेक्ष भारत में इस्लाम | मुशीरुल्हक | 20–00 |
| भारत की अर्थनीति | चौधरी चरणसिंह | 20–00 |
| लोहिया | ओंकार शरद | 16–00 |
| एक युग का अन्त | चन्द्रशेखर पंडित | 16–00 |
| शहर से दूर | राजेन्द्र अवस्थी | 17–50 |

## बाल–साहित्य

| | | |
|---|---|---|
| भारतीय किशोरों की कहानियाँ | श्यामलाल 'मधुप' | 3–50 |
| ,, वैज्ञानिकों की ,, | ,, | 4–50 |
| नानी कहे कहानी | बलबीर त्यागी | 4–50 |
| राष्ट्रीय एकता की प्रेरक कहानियाँ | श्री व्यथित हृदय | 4–50 |
| राजा राममोहन राय | नन्दिता | 4–50 |
| बुलबुल और गुलाब | आस्कर वाइल्ड | 2–00 |
| सन्देह का विष | शेक्सपीयर | 5–00 |
| इधर से उधर | ,, | 5–00 |
| बारहवीं रात | ,, | 5–00 |
| सती नारियों की लोककथाएँ | राजकुमार अनिल | 5–00 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर. शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एवं प्रकाशकों की प्रमुख कृतियाँ; साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एवं महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एवं सदर्भ-ग्रन्थ सदैव उपलब्ध हैं। यह संस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं—उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बाल–साहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको संतोष प्रदान करने के प्रयास में कृतसंकल्प है। कृपया अपना आदेश भेजकर अनुग्रहीत करें।

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. નીલિમા મૃત્યુ પામી છે | શ્રીમતી વર્ષા અડાલજા | નવલકથા | ૧૨–૨૫ |
| ૨. શ્રાવણ રાતે | શ્રી રઘુવીર ચૌધરી | ,, | ૧૦–૭૫ |
| ૩. ભારેલો અગ્નિ | શ્રી ર. વ. દેસાઈ | ,, | ૨૧–૦૦ |
| ૪. દિવ્યચક્ષુ | ,, | ,, | ૧૬–૦૦ |
| ૫. રાવ રણમલજી | શ્રી ગુણવંતરાય આચાર્ય | ,, | ૧૩–૭૫ |
| ૬. આવતી કાલનો સૂરજ | શ્રી ઈલા આરબ મહેતા | ,, | ૧૧–૦૦ |
| ૭. કંથ કોટેશ્વર | શ્રી પ્રીતમલાલ કવિ | ,, | ૧૯–૭૫ |
| ૮. દિશા તરંગ | શ્રી ચંદ્રકાન્ત બક્ષી | ,, | ૧૦–૦૦ |
| ૯. પ્રીત હસાવે પ્રીત રડાવે | શ્રી ભૂપત વડોદરિયા | ,, | ૧૨–૭૫ |
| ૦. નિર્જીવ પથ્થર | શ્રી પ્રમોદ | ,, | ૧૦–૫૦ |
| ૧. સોણલાં આવ્યાં સોહામણાં | શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ,, | ૧૭–૫૦ |
| ૨. નીંદર સાચી સપનાં જૂઠાં | શ્રી શેખાદમ આબુવાલા | ,, | ૧૨–૦૦ |
| ૩. સ્નેહજ્વાળા | શ્રી જસવંત મહેતા | ,, | ૧૨–૫૦ |
| ૪. સોલંકી મૂળરાજદેવ ભાગ–૨ | શ્રી હરિશંકર દવે | ,, | ૧૨–૫૦ |
| ૫. ચંબલ છાંટે લોહી | શ્રી નવનીત સેવક | ,, | ૧૯–૦૦ |
| ૬. રાત રડે તારા હસે | સંગીતા | ,, | ૨૨–૦૦ |
| ૭. અંધારી રાતનાં અજવાળાં | શ્રી કનુભગદેવ | ,, | ૧૭–૫૦ |
| ૮. નંદીઘર | શ્રી રઘુવીર ચૌધરી | નવલિકા | ૧૯–૨૫ |
| ૯. કારણ વિનાનાં લોકો | શ્રી પ્રબોધ પરીખ | ,, | ૯–૨૫ |
| ૦. તારિણી | શ્રી સુંદરમ્ | ,, | ૨૦–૦૦ |
| ૧. છલછલ | શ્રી શિવકુમાર જોષી | ,, | ૧૧–૫૦ |
| ૨. મેના ગુજરી | શ્રી રસિકલાલ પરીખ | નાટક | ૧૦–૦૦ |
| ૩. સંશોધન અને અધ્યયન | શ્રી બેચરભાઈ પટેલ | વિવેચન | ૧૧–૦૦ |
| ૪. સાહિત્યાન | શ્રી બાબુ દાવલપુરા | ,, | ૧૬–૦૦ |
| ૫. તવારીખ | શ્રી ચંદ્રકાન્ત બક્ષી | લેખો | ૧૩–૦૦ |
| ૬. આકાશવાણી જોક્સ | ,, | હાસ્યલેખકો | ૧૨–૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૭. નવા નવા જોક્સ | ,, | ,, | ૧૨-૦ |
| ૨૮. હિમગિરી શિખરોનો-આધ્યાત્મિક સાદ અનુ | શ્રી ગુલાબરાય મંકોડી | આધ્યાત્મિક | ૧૨-૦ |
| ૨૯. યોગમિમાંસા | શ્રી યોગેશ્વર | ,, | ૮-૦ |
| ૩૦. પ્રકાશના પથે | શ્રી યોગેશ્વર | આત્મકથા | ૫૦-૦ |
| ૩૧. તમે જાતે કરી જુઓ | શ્રી ગટુભાઈ ચોકસી | વિજ્ઞાન | ૧૨-૫ |
| ૩૨. હસાહસા કથામાળા પુ -૪ | શ્રી રમેશ ભટ્ટ | બાળસાહિત્ય | ૧૨-૦ |

: પ્રાપ્તિસ્થાન :

**આર. આર. શેઠની કંપની**

મુંબઈ ૪૦૦ ૦૦૨ : : અમદાવાદ ૩૮૦ ૦૦૧

---

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ



ગુજરાતી સાહિત્ય અને સાહિત્યરસિકોની સેવા કરવાના શુભ અને સંનિષ્ઠ હેતુથી ૧૫મી ઑગસ્ટ ૧૯૭૭ના શુભદિવસથી પ્રકાશિત કરવામાં આવેલ આર. આર. શેઠની કંપનીનું સાહિત્યિક માસિક મુખપત્ર. સર્જક-વિચારકોની મૌલિક, અનુવાદિત તથા રૂપાંતરિત સરસ રચનાઓ ઉપરાંત સાહિત્યમા રસ લેનાર પ્રત્યેક વ્યક્તિ-સંસ્થા માટે જેની જાણકારી હોવી અત્યંત જરૂરી જ નહિ પરંતુ અનિવાર્ય પણ હોય છે તેવી માહિતીઓથી સમૃદ્ધ દર મહિનાની પંદરમી તારીખે નિયમિત પ્રગટ થતું અદ્વિતીય સાહિત્યિક માસિક. વર્ષમાં દસ અંક : વાર્ષિક લવાજમ રૂા. ૧૦-૦૦ પરદેશ રૂા. ૫૦-૦૦ એરમેઈલ.

આપનું લવાજમ આજે જ મોકલો.

**આર. આર. શેઠની કંપની**

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ ● ફુવારા સામે, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦૦૦૧

---

# આદર્શ પુસ્તકાલયો માટે ઉત્તમ નવલકથાઓ

## શ્રી રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| ૧ જયંત | ૧૨–૨૫ | ૧૫ શોભના | ૧૫–૭૫ |
| ૨ શિરીષ | ૧૭–૫૦ | ૧૬ ક્ષિતિજ | ૨૭–૭૫ |
| ૩ કોકિલા | ૧૭–૨૫ | ૧૭ ભાગ્યચક્ર | ૧૫–૭૫ |
| ૪ હૃદયનાથ | ૧૭–૦૦ | ૧૭ હૃદયવિભૂતિ | ૧૫–૦૦ |
| ૫ સ્નેહયજ્ઞ | ૧૬–૫૦ | ૧૯ છાયાનટ | ૧૨–૨૫ |
| ૬ દિવ્યચક્ષુ | ૧૬–૦૦ | ૨૦ પહાડનાં પુષ્પો | ૨૩–૦૦ |
| ૭ પૂર્ણિમા | ૧૫–૭૫ | ૨૧ ઝંઝાવાત | ૩૦–૦૦ |
| ૮ ભારેલો અગ્નિ | ૨૧–૦૦ | ૨૨ પ્રલય | ૧૮–૨૫ |
| ૯ ગ્રામલક્ષ્મી–૧ | ૧૫–૭૫ | ૨૩ કાલભોજ | ૧૯–૫૦ |
| ૧૦ ગ્રામલક્ષ્મી–૨ | ૧૩–૫૦ | ૨૪ સૌંદર્ય જ્યોત | ૧૮–૫૦ |
| ૧૧ ગ્રામલક્ષ્મી–૩ | ૯–૦૦ | ૨૫ શૌર્યતર્પણ | ૧૪–૨૫ |
| ૧૨ ગ્રામલક્ષ્મી–૪ | ૧૮–૨૫ | ૨૬ બાલાજોગણ | ૧૮–૫૦ |
| ૧૩ પત્રલાલસા | ૧૨–૫૦ | ૨૭ સ્નેહસૃષ્ટિ | ૧૭–૦૦ |
| ૧૪ ઠગ | ૧૪–૦૦ | ૨૮ ત્રિશંકુ | ૧૩–૦૦ |
| | | ૨૯ આંખ અને અંજન | ૫–૭૫ |

## શ્રી ઇશ્વર પેટલીકર

| | | | |
|---|---|---|---|
| ૧ જનમટીપ | ૧૨–૦૦ | ૧૧ કલ્પવૃક્ષ | ૧૩–૦૦ |
| ૨ કળિયુગ | ૧૩–૦૦ | ૧૧ શકુંતલા | ૧૪–૫૦ |
| ૩ મારી હૈયાસગડી | ૧૮–૦૦ | ૧૩ પ્રેમપંથ ૧–૨ | ૩૨–૫૦ |
| ૪ પંખીનો મેળો | ૧૨–૨૫ | ૧૪ યુગનાં એંધાણ | ૧૮–૦૦ |
| ૫ ધરતીનો અવતાર | ૮–૭૫ | ૧૫ ઋણાનુબંધ | ૧૬–૭૫ |
| ૬ આશાપંખી | ૨૪–૦૦ | ૧૬ જય-પરાજય | ૧૪–૨૫ |
| ૭ તરણા ઓથે ડુંગર | ૧૩–૫૦ | ૧૭ લાક્ષાગૃહ | ૨૨–૦૦ |
| ૮ કાશીનું કરવત | ૧૧–૦૦ | ૧૮ જૂજવાં રૂપ | ૧૧–૭૫ |
| ૯ કાજળકોટડી | ૧૧–૫૦ | ૧૯ સેતુબંધ | ૧૦–૦૦ |
| ૧૦ મધલાળ | ૧૨–૨૫ | ૨૦ અભિજાત | ૧૪–૭૫ |

## શ્રી ભગવતીકુમાર શર્મા

| | | | |
|---|---|---|---|
| ૧ સમયદ્વિપ | ૫–૫૦ | ૫ પ્રેમયાત્રા | ૧૪–૦૦ |
| ૨ ભીના સમય વનમાં | ૨૦–૦૦ | ૬ ન કિનારો, ન મઝધાર | ૧૨–૦૦ |
| ૩ વ્યક્તમધ્ય | ૯–૫૦ | ૭ પડછાયા સંગ પ્રીત | ૯–૭૫ |
| ૪ રિક્તા | ૧૫–૭૫ | ૮ મન નહિ માને | ૨૦–૦૦ |

# જાણીતા લેખકોની લોકપ્રિય નવલકથાઓ

## શ્રી વિઠ્ઠલ પંડ્યા

| | | | |
|---|---|---|---|
| ૧ માણસ હોવાની મને બીક | ૧૪–૫૦ | ૧૬ લોહચુંબક | ૧૭–[illegible] |
| ૨ છુપાની બાંધેલા રસ્તા | ૧૨–૦૦ | ૧૭ જંતરમંતર | ૯–૦ |
| ૩ મને એક સાંજ આપો | ૧૨–૦૦ | ૧૮ મન મોતી ને કાચ | ૨૦–[illegible] |
| ૪ હથેલીમાં ચાંદ | ૧૧–૨૫ | ૧૯ મીઠા જળના મીન | ૧૭–[illegible] |
| ૫ લીલાં સૂકાં સપનાં | ૧૨–૭૫ | ૨૦ નજરબંધી | ૨૨–[illegible] |
| ૬ ભીંતો વિનાનું ઘર | ૧૨–૭૫ | ૨૧ ચિરપરિચિત | ૧૩–[illegible] |
| ૭ સબંધોની દુનિયા | ૧૬–૦૦ | ૨૨ નિષ્કલંક | ૧૦–[illegible] |
| ૮ આ ભવની ઓળખ | ૧૮–૨૫ | ૨૩ ડંખ | ૧૦–[illegible] |
| ૯ પ્રતિકાર | ૧૦–૦૦ | ૨૪ હારજીત | ૮–[illegible] |
| ૧૦ ચહેરા કોના છે દર્પણમાં? | ૧૪–૦૦ | ૨૫ દરદ ન જાને કોય | ૨૫–૦[illegible] |
| ૧૧ આંખ ઝરે તો સાવન | ૨૦–૭૫ | ૨૬ રૂપજ્વાલા | ૧૪–૭[illegible] |
| ૧૨ રૂંવે રૂંવે આગ | ૨૧–૦૦ | ૨૭ કંચનવર્ણી | ૧૮–૨[illegible] |
| ૧૩ પ્રપંચ | ૧૬–૦૦ | ૨૮ લાંછન | ૨૦–૦૦ |
| ૧૪ ગજગ્રાહ | ૧૮–૫૦ | ૨૯ હજીયે તું સાંભરે છે | ૧૩–૦[illegible] |
| ૧૫ પાનખરનાં ફૂલ | ૧૮–૨૫ | ૩૦ આખું આકાશ મારી આંખોમાં | (છપાશે |

## શ્રી વિ. સ. ખાંડેકર

| | | | |
|---|---|---|---|
| ૧ અંતરની ઓળખ | ૧૧–૨૫ | ૫ છાયાપ્રકાશ | ૧૦–૫[illegible] |
| ૨ ક્રૌંચવધ | ૧૨–૭૫ | ૬ અશ્રુ | ૧૯–૭[illegible] |
| ૩ સુલભા | ૧૪–૫૦ | ૭ યયાતિ | ૩૦–૦[illegible] |
| ૪ દાઝેલાં હૈયાં | ૧૫–૦૦ | ૮ પ્રેમતૃષ્ણા | ૬–૭[illegible] |

## શ્રી રઘુવીર ચૌધરી

| | | | |
|---|---|---|---|
| ૧ શ્રાવણ રાતે | ૧૦–૫૦ | ૮ પરસ્પર | ૧૧–૫[illegible] |
| ૨ લાગણી | ૧૦–૦૦ | ૯ તેડાગર | ૯–૨[illegible] |
| ૩ ઉપરવાસ | ૨૨–૫૦ | ૧૦ અમૃતા | ૨૧–૫[illegible] |
| ૪ સહવાસ | ૨૧–૭૫ | ૧૧ પૂર્વરાગ | ૯–૨[illegible] |
| ૫ અંતરવાસ | ૧૯–૭૫ | ૧૨ આવરણ | ૮–૦ |
| ૬ વેણુ વત્સલા | ૯–૦૦ | ૧૩ એકલવ્ય | ૧૦–૫[illegible] |
| ૭ સખીઓ | ૧૧–૭૫ | | |

## શ્રી પિનાકિન્ દવે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ત્રીજો સૂર | ૧૦–૦૦ | વિશ્વજીત | ૨૧–૦૦ | અનુબન્ધ | [illegible] |

# વિવિધ રસની સર્વપ્રિય નવલકથાઓ

## શ્રી ગુણવંતરાય આચાર્ય

| | | | |
|---|---|---|---|
| ૧ સરમત સંધાર | ૧૫–૦૦ | **ગુજરાત ગ્રંથાવલિ** | |
| ૨ કહેત કબીર ધમાલકો | ૮–૭૫ | ૭ દરિયો ગઢ | ૧૪–૫૦ |
| ૩ એક જ્યોત જલે | ૧૩–૦૦ | ૮ વજ્જરગઢ | ૯–૨૫ |
| ૪ ભલે ઉગા ભાણ | ૨૫–૫૦ | ૯ રાવ રણમલજી | ૧૩–૭૫ |
| ૫ જળસમાધિ | ૧૭–૫૦ | ૧૦ સેનાપતિ | ૧૬–૫૦ |
| | | ૧૨ જામ તમાચી ૧–૨ | ૨૮–૫૦ |
| **વાઘેલાયુગ ગ્રંથાવલિ** | | ૧૨ મુસાફર | ૧૦–૦૦ |
| ૬ સર્વેશ્વર | ૧૩–૦૦ | ૧૩ જોરતલખી | ૧૨–૭૫ |

## શ્રી સારંગ બારોટ

| | | | |
|---|---|---|---|
| ૧ માન-અભિમાન | ૧૩–૭૫ | ૧૧ શ્યામદુલારી | (પ્રેસમાં) |
| ૨ ઘટા ઘનઘોર | ૧૯–૭૫ | ૧૨ અગનખેલ | ૧૧–૨૫ |
| ૩ નગરી બોલે છે | ૧૩–૨૫ | ૧૩ જિંદગીના ફેરા | ૧૨–૦૦ |
| ૪ વિલાસવહુ | ૧૫–૦૦ | ૧૪ નંદનવન | ૯–૦૦ |
| ૫ માયા અપરંપાર | ૧૨–૦૦ | ૧૫ બાદલછાયા | ૭–૭૫ |
| ૬ શ્યામ સૂરજનાં અજવાળાં | ૧૫–૦૦ | ૧૬ આકાશકુસુમ | ૧૩–૨૫ |
| ૭ નદી-નાવ સંજોગ | ૧૫–૫૦ | ૧૭ નીલાંબરી | ૧૬–૨૫ |
| ૮ સંગમત્રિવેણી | ૨૦–૭૫ | ૧૮ આનંદભૈરવી | ૨૪–૦૦ |
| ૯ સૂર્યમુખી | ૧૭–૦૦ | ૧૯ નવાં નિશાન ૧–૨ | ૨૨–૨૫ |
| ૧૦ ચંદ્રગ્રહણ | ૧૮–૦૦ | ૨૦ રૈનબસેરા ૧–૨ | ૧૯–૫૦ |

## શ્રી મોહમ્મદ માંકડ

| | | | |
|---|---|---|---|
| ૧ તમે કેમ રહ્યાં અબોલ? | ૧૯–૫૦ | ૮ અજાણ્યાં બે જણ | ૬–૫૦ |
| ૨ ધુમરી | ૧૦–૫૦ | ૯ તરસ | ૮–૭૫ |
| ૩ ઓછાયો | ૧૧–૦૦ | ૧૦ કાયર | ૪–૭૫ |
| ૪ આગની આરપાર | ૧૨–૭૫ | ૧૧ હીરની ગાંઠ | ૯–૭૫ |
| ૫ મોરપીંછના રંગ | ૧૧–૭૫ | ૧૨ મનોરમા | ૬–૨૫ |
| ૬ ધુતારા | ૬–૫૦ | ૧૩ માટીની ચાદર | ૧૦–૦૦ |
| ૭ ભૂખરી ભૂખરી સાંજ | ૧૧–૫૦ | ૧૪ વંચિતા | ૬–૭૫ |

## શ્રી રાવજી પટેલ

૧ અશ્રુધારા ૮–૭૫ ૨ ઝંઝા ૧૩–૦૦ ૩ વૃત્તિ અને વાર્તા ૧૩–૫૦

# વાંચવી જ પડે તેવી રસભરપૂર નવલકથાઓ

### શ્રીમતી વર્ષા અડાલજા

| | |
|---|---|
| ૧ નીલિમા મૃત્યુ પામી છે | ૧૨–૨૫ |
| ૨ આતશ | ૧૦–૦૦ |
| ૩ આનંદધારા | ૧૨–૫૦ |
| ૪ રેતપંખી | ૯–૫૦ |
| ૫ અવાજનો આકાર | ૭–૫૦ |
| ૬ પાંચ ને એક પાંચ | ૧૩–૦૦ |
| ૭ તિમિરના પડછાયા | ૧૫–૦૦ |
| ૮ મારે પણ એક ઘર હોય | ૯–૫૦ |
| ૯ છેવટનું છેવટ | ૧૨–૦૦ |

### શ્રી આબિદ સુરતી

| | |
|---|---|
| રહતાં ગુલમહોર | ૧૨–૦૦ |
| અલગ માટીના મરદ | ૧૫–૦૦ |
| રંગ બદલતી રોમા | ૧૧–૨૫ |
| પગલે પગલે પ્યાર | ૧૪–૦૦ |
| બોતેર વર્ષનો બાબો | ૧૦–૨૫ |
| કાળા ગુલાબ | ૯–૫૦ |
| કુંડળી | ૧૨–૫૦ |

### શ્રી પ્રીતમલાલ કવિ

| | |
|---|---|
| શૂન્યાવકાશ | ૧૩–૦૦ |
| સિંદૂરનો સૂરજ | ૧૮–૭૫ |
| ચહેરા મહોરા | ૧૩–૭૫ |
| મૃગજળ | ૧૪–૫૦ |
| પારેવાં મોતી ચૂગે | ૧૫–૫૦ |
| અડાબીડ અંધારા | ૧૩–૭૫ |
| સોનલરાણી ૧–૨ | ૨૪–૦૦ |
| કંથકોટેશ્વર | ૧૯–૭૫ |
| પાષાણશય્યા | ૧૫–૦૦ |

### શ્રી દિલીપ રાણપુરા

| | |
|---|---|
| કોઈ વરદાન આપો | ૧૫–૨૫ |
| કારવાં ગુજર ગયાં | ૧૬–૭૫ |
| નિયતિ | ૧૩–૦૦ |
| નયન સમાયો શ્યામ | ૨૦–૫૦ |
| મધુડંખ | ૧૫–૫૦ |
| અંધાપો | ૯–૦૦ |

| | |
|---|---|
| હરિયાળાં વેરાન | ૧૨– |
| ભીંસ | ૧૧– |
| આતમ વીંઝે પાંખ | ૧૧–૭ |
| હું આવું છું | ૧૨– |
| દીવા તળે ઓછાયા (સરમરણકથા) | ૧૩– |
| કા'ન તમે સાંભળો તો | ૧૭– |

### શ્રીમતી ઈલા આરબ મહેતા

| | |
|---|---|
| આવતીકાલનો સૂરજ | ૧૦– |
| બત્રીસ લક્ષણો | ૧૨– |
| એક હતા દીવાન બહાદુર | ૮– |
| રાધા | ૬– |
| થીજેલો આકાર | ૭– |

### શ્રી નાનાભાઈ જેબલિયા

| | |
|---|---|
| એંધાણ | ૧૫–૦ |
| સૂરજ ઊગ્યે સાંજ | ૨૦–૫ |
| મેઘરવો | ૧૩–૫ |
| રંગ બિલોરી કાચના | ૧૩–૦ |

### શ્રી મનમુખલાલ ઝવેરી

| | |
|---|---|
| કાચનું કાગગાર | ૭–૭ |
| હૈયાં હિજરાયેલ | ૯–૦ |
| આનંદભવન | ૯–૦૦ |
| મિથુન લગ્ન | ૭–૨ |
| કાળુભારને કાંઠે | ૮–૫ |

### શ્રી ગુણવંત ભટ્ટ

| | |
|---|---|
| ફૂલ રાતરાણીનાં | ૧૫–૫ |
| વેરના વિસામા | ૧૮–૨ |
| આક્રંદ | ૧૦–૦ |
| એક સપનું એક સંસાર | ૧૦–૨ |
| અગન પડછાયા | ૧૦–૦ |
| સૂકા સાગર ભીના કિનારા | ૧૦–૫ |
| કાળી તારાં કામણ ન્યારાં | ૮–૦ |

### શ્રી મૂળરાજ રૂપારેલ

| | |
|---|---|
| અવાવારું ઓરડા | ૧૨–૦ |
| કળીએ દીધા ડંખ | |
| પશુ | |

# આ નવલકથાઓ પણ માણવી જ રહી

| | | |
|---|---|---|
| નાયક | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૧૬-૦૦ |
| પ-પરિતાપ | ,, | ૧૫-૦૦ |
| ડા અંધારેથી | ,, | ૧૨-૫૦ |
| ાખી આભ | હસમુખ શેઠ | ૧૫-૦૦ |
| ્યન તો બાવળની શૂળ | ,, | ૧૩-૨૫ |
| મણાં તો હૃદિયાની રાખ | ,, | ૧૫-૦૦ |
| ગળ્યો નહિ ધુમ્મસનો પહાડ | ,, | ૧૨-૦૦ |
| તિરે ભર્યો લાવા | ,, | ૧૭-૦૦ |
| જંપાના ઓરતા | ,, | ૧૫-૫૦ |
| ઢિયાં મોતી | ,, | ૧૨-૫૦ |
| ત પુરાની | યોગેશ્વર | ૧૦-૫૦ |
| ાગ | ,, | ૧૧-૨૫ |
| ગ્નિપરીક્ષા | ,, | ૧૪-૭૫ |
| ેશ્વરી | ,, | ૧૧-૭૫ |
| તરપથ ૧-૨ | ,, | ૩૨-૫૦ |
| દિગ્ધા | નવનીત સેવક | ૭-૫૦ |
| દગ્ધા | હસુ યાજ્ઞિક | ૧૩-૫૦ |
| રાત અધૂરી વાત મધુરી | ,, | ૧૪-૨૫ |
| મોનો ખેલાડી | ઉમિયાશંકર અજાણી | ૧૪-૦૦ |
| વીતી વેરણ રાત ૧-૨ | ,, | ૨૦-૫૦ |
| સૂરજ દીસે સોનલવર્ણો | ,, | ૧૨-૭૫ |
| મુક્તા | જ્યોતિર્ રાવલ | ૧૦-૨૫ |
| ધડુલિયે રંગ લાગ્યો | ,, | ૧૦-૦૦ |
| ઉર એક આગ જલે | ,, | ૧૦-૭૫ |
| ઝંખના | ,, | ૮-૨૫ |
| મારો આઠમો જન્મ | પરાજીત પટેલ | ૧૦-૫૦ |
| માછલીનાં આંસુ ૧-૨ | હરિશ નાયક | ૩૧-૦૦ |
| વીંધાયેલું પંખી | ,, | ૯-૦૦ |
| માણસ નામે રાક્ષસ | સુરેશ બારિયા | ૧૩-૦૦ |
| પરાજિત દેવતા | ,, | ૭-૨૫ |
| વલય | ધીરેન્દ્ર મહેતા | ૮-૦૦ |
| યશોધર્મા | રઘુનાથ બ્રહ્મભટ્ટ | ૧૦-૦૦ |

| | | |
|---|---|---|
| મેઘના | શ્રી હસિત બૂચ | ૧૦-૦૦ |
| કંઠમાં હળાહળ | શ્રી બુદ્ધદેવ બસુ | ૫-૭૫ |
| ચૌરંગી | શ્રી 'શંકર' | ૨૦-૦૦ |
| સળગતાં સૂર્યમુખી | શ્રી ઇરવિંગ સ્ટોન | ૧૩-૨૫ |
| નિશિકુટુંબ ૧-૨ | શ્રી મનોજ બસુ | ૨૮-૭૫ |
| નરેન્દ્રયશ | શ્રી રાહુલ સાંકૃત્યાયન | ૧૭-૫૦ |
| કન્યારત્ન ૧-૨ | શ્રી મોહનલાલ મહેતા 'સોપાન' | ૨૩-૦૦ |
| અધૂરો આદર્શ | શ્રી બચુભાઈ શુક્લ | ૧૩-૫૦ |
| શ્રીકાંત શેષપર્વ | શ્રી શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | ૬-૫૦ |
| લલીતબાણુ | ડૉ. નરેશચંદ્ર સેનગુપ્ત | ૭-૭૫ |
| અચ્યુત | શ્રી ચીનુપ્રસાદ વૈ. જાની | ૭-૭૫ |
| જૂનું અને નવું | શ્રી ગોવિંદભાઈ અમીન | ૨-૫૦ |
| ત્રિવિધ તાપ | ,, ,, | ૪-૦૦ |
| સ્વપ્નાંતરિતા | શ્રી ગ. ત્ર્યં. માડખોલકર | ૧૦-૦૦ |

# ટૂંકી વાર્તાના રસિકો માટે ઉત્તમ સંગ્રહો

## શ્રી રમણલાલ વ. દેસાઈ

૯-૦૦ ૫ દીવડી ૧૬-
૧ ઝાકળ
૧૨-૦૦ ૬ સતી અને સ્વર્ગ ૧૨-
૨ પંકજ
૯-૭૫ ૭ ધબકતાં હૈયાં ૧૩-
૩ રસબિંદુ
૧૩-૦૦ ૮ હીરાની ચમક ૧૦-
૪ કાંચન અને ગેરુ

## શ્રી ઈશ્વર પેટલીકર

૧૨-૭૫ ૬ લોહીની સગાઈ ૧૨-
૧ આકાશગંગા
૧૦-૭૫ ૭ અભિસારિકા ૧૩-
૨ પારસમણિ
૧૨-૦૦ ૮ મીનપિયાસી ૧૦-
૩ માનતા
૧૦-૫૦ ૯ કઠપૂતળી ૧૩-૨
૪ તાણાવાણા
૧૨-૨૫
૫ ચિનગારી

## શ્રી સારંગ બારોટ

૯-૨૫ ૬ કોઈ ગોરી, કોઈ સાંવરી ૧૩-
૧ માસૂમ ચહેરા
૬-૭૫ ૭ રાગવૈરાગ ૪-
૨ અંદર-બહાર
૭-૨૫ ૮ માનવહૈયાં ૧૩-
૩ ગુલબંકી
૭-૨૫ ૯ મોરનાં આંસુ ૧૧-
૪ તન્વી શ્યામા
૧૦-૫૦ ૧૦ અક્ષયપાત્ર ૧૦-
૫ નારી નમણું ફૂલ

## શ્રી વિ. સ. ખાંડેકર

૯-
૯-૦૦ ૨ ટીલડી
૧ વારાફેરા

## શ્રી રઘુવીર ચૌધરી

## શ્રી ગુણવંતરાય આચાર્ય

૧ આકસ્મિક સ્પર્શ ૯-૦૦ ૨ નદીઘર ૧૦-
૧ ભૂતકાળના પડછાયા ૧૦-૫૦

## શ્રી મોહમ્મદ માંકડ

૬-
૮-૦૦ ૫ ચોટ
૧ તપ ૭-
૬-૫૦ ૬ મનના મરોડ
૨ ક્યારે આવશો? ૬-
૭-૫૦ ૭ ઝાકળના મોતી
૩ વાતવાતમાં
૭-૨૫
૪ ના

## શ્રી ભગવતીકુમાર શર્મા

## શ્રી વિઠ્ઠલ પંડ્યા

૭-૨૫ ૧ તમને ફૂલ દીધાનું યાદ ૮-
૧ નિરુત્તર ૯-
૧૦-૨૫ ૨ કંઈ યાદ નથી
૨ આસક્તિ

## શ્રી 'સુન્દરમ્'

૮-
૧૨-૦૦ ૨ ઉન્નયન
૧ પિયાસી

# સાહિત્ય–વિવેચન–સંદર્ભગ્રંથો

| | | | |
|---|---|---|---|
| ૧ | કાવ્યનું સંવેદન | હરિવલ્લભ ભાયાણી | ૧૪–૫૦ |
| ૨ | ગુજરાતી ભાષાના ઇતિહાસની કેટલીક સમસ્યાઓ | ,, | ૫–૦૦ |
| ૩ | અદ્યતન કવિતા | રઘુવીર ચૌધરી | ૧૩–૭૫ |
| ૪ | વાર્તાવિશેષ | ,, ,, | ૧૫–૨૫ |
| ૫ | સીમાંકન અને સીમોલ્લંઘન | સિતાંશુ યશશ્ચંદ્ર | ૧૦–૦૦ |
| ૬ | પૂર્વાપર | ભોળાભાઈ પટેલ | ૧૭–૦૦ |
| ૭ | કાવ્યપ્રત્યક્ષ | ચંદ્રકાંત શેઠ | ૧૭–૫૦ |
| ૮ | અર્થાન્તર | ,, ,, | .... |
| ૯ | પરિધિ | દિગીશ મહેતા | ૧૩–૦૦ |
| ૧૦ | સાંપ્રત | રાધેશ્યામ શર્મા | ૧૫–૦૦ |
| ૧૧ | ઇપિકા | યશવંત ત્રિવેદી | ...... |
| ૧૨ | નવ વાર્તા | સં. રાધેશ્યામ શર્મા | ૨૦–૦૦ |
| ૧૩ | —અને સાહિત્ય | સં. યશવંત ત્રિવેદી | ૨૦–૦૦ |
| ૧૪ | મધ્યકાલીન ગુજરાતી પ્રેમકથાઓ | ડૉ. હસુ યાજ્ઞિક | ૬–૦૦ |
| ૧૫ | આકાશભાષિત | રસિકલાલ પરીખ | ૧૧–૫૦ |
| ૧૬ | કાવ્યદ્યુતિ | બ. ક. ઠાકોર | ૧૨–૦૦ |
| ૧૭ | શિક્ષણનો ઇતિહાસ | 'કાન્ત' | ૯–૦૦ |
| ૧૮ | કવિતાવિચાર | નરસિંહરાવ દિવેટિયા | ૧૧–૦૦ |
| ૧૯ | સમાલોચના | અનંતરાય રાવળ | ૧૨–૫૦ |
| ૨૦ | ગ્રંથસ્થ વાઙ્મય | ,, ,, | ૧૮–૦૦ |
| ૨૧ | કાવ્યચર્ચા | સુરેશ જોષી | ૯–૦૦ |
| ૨૨ | સ્વાધ્યાય ભા. ૧–૨ | કેશવલાલ હિં. કામદાર | ૯–૦૦ |
| ૨૩ | અન્વેષણા | ભોગીલાલ સાંડેસરા | ૧૧–૫૦ |
| ૨૪ | ચિદંબરા | સુન્દરમ્ | ૧૩–૭૫ |
| ૨૫ | સાંસ્કૃતિક ક્રાંતિ | ડાહ્યાભાઈ નાગરિક | ૭–૫૦ |
| ૨૬ | ઊકળતો ઉપખંડ | ,, ,, | ૪૦–૦૦ |
| ૨૭ | પરિચય અને પરીક્ષા | નગીનદાસ પટેલ | ૬–૫૦ |
| ૨૮ | શીલ અને શબ્દ | પેટલીકરની ષષ્ઠિપૂર્તિગ્રંથ | ૨૦–૦૦ |
| ૨૯ | વિવિધા | ઈશ્વર પેટલીકરની ચૂંટેલી કૃતિઓ | ૧૫–૦૦ |
| ૩૦ | ર. વ. વ્યક્તિત્વ અને વાઙ્મય ભાગ–૧-૨ | ડૉ. હસમુખ દોશી | ૧૨–૦૦ |
| ૩૧ | ર. વ. દેસાઈ | અભિનંદન ગ્રંથ સંપાદન | ૭–૫૦ |

# કવિતાના આસ્વાદ માટે ઉત્તમ કાવ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| ૧ ઓડિસ્યુસનું હલેસું | સિતાંશુ યશશ્ચંદ્ર | ૯–૫૦ |
| ૨ ધૂમ કાગળમાં કોરા | લાભશંકર ઠાકર | ૬–૦૦ |
| ૩ ઊઘડતી દીવાલો | ચંદ્રકાંત શેઠ | ૮–૦૦ |
| ૪ પ્રબલગતિ | પ્રિયકાંત મણિયાર | ૮–૦૦ |
| ૫ સંભવ | ભગવતીકુમાર શર્મા | ૯–૫૦ |
| ૬ સૂરજ કદાચ ઊગે | હરિકૃષ્ણ પાઠક | ૯–૫૦ |
| ૭ મહાભારતનાં છેલ્લાં ચાર પર્વો | અનુ સુંદરજી બેટાઈ | ૧૪–૦૦ |
| ૮ અનુવ્યંજના | સુંદરજી બેટાઈ | ૬–૫૦ |
| ૯ શિશિરે વસન્ત | ” | ૭–૦૦ |
| ૧૦ અતીતની પાંખમાંથી | ‘સ્નેહરશ્મિ’ | ૮–૦૦ |
| ૧૧ સાયુજ્ય | હસમુખ પાઠક | ૩–૫૦ |
| ૧૨ અવકાશ | નલિન રાવળ | ૬–૨૫ |
| ૧૩ પવન રૂપેરી | ચંદ્રકાંત શેઠ | ૬–૨૫ |
| ૧૪ મારે નામને દરવાજે | લાભશંકર ઠાકર | ૫–૫૦ |
| ૧૫ સમીપ | પ્રિયકાંત મણિયાર | ૫–૦૦ |
| ૧૬ તમસા | રઘુવીર ચૌધરી | ૬–૫૦ |
| ૧૭ વસુધા | ‘સુન્દરમ્’ | ૫–૦૦ |
| ૧૮ કાવ્યમંગલા | ” | ૭–૫૦ |
| ૧૯ પૂર્વાલાપ | ‘કાન્ત’ | ૧૬–૦૦ |
| ૨૦ ઇન્દ્રધનુ | સુંદરજી બેટાઈ | ૩–૦૦ |
| ૨૧ વિશેષાંજલિ | ” | ૪–૦૦ |
| ૨૨ તુલસીદલ | ” | ૩–૨૫ |
| ૨૩ સદ્ગત ચંદ્રશીલાને | ” | ૧–૨૫ |
| ૨૪ વ્યંજના | ” | ૬–૦૦ |
| ૨૫ રોમહર્ષણી | ” | ૬–૦૦ |
| ૨૬ અનુભૂતિ | મનસુખલાલ ઝવેરી | ૩–૦૦ |
| ૨૭ નિહારિકા | ર. વ. દેસાઈ | ૩–૦૦ |
| ૨૮ શમણાં | ” | ૩–૫૦ |
| ૨૯ પ્રતિબુદ્ધ કાવ્યો | અનુ યશવંત ત્રિવેદી | ૧૨–૦૦ |
| ૩૦ પરિદેવના | યશવંત ત્રિવેદી | ૬–૦૦ |
| ૩૧ પરિપ્રશ્ન | યશવંત ત્રિવેદી | ૧૦–૦૦ |
| ૩૨ દીવાન એ આમ | મનસુખલાલ ઝવેરી | ૧૧–૦૦ |
| ૩૩ દીવાન એ ખાસ | મનસુખલાલ ઝવેરી | ૧૧–૦૦ |

## નાટ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| મેના ગુર્જરી | શ્રી રસિકલાલ પરીખ | ૧૦–૦૦ |

### શ્રી રમણલાલ વ. દેસાઈ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ શંકિત હૃદય | | ૫–૫૦ | ૩ કવિદર્શન | | ૫–૦૦ |
| ૨ અંજની | | ૭–૦૦ | ૪ પૂર્ણિમા | | ૩–૭૫ |

| | | |
|---|---|---|
| હિમલાઈટ | શ્રી રઘુવીર ચૌધરી | ૬–૦૦ |
| શાંતિનાં પક્ષી | શ્રી વિભૂત શાહ | ૬–૦૦ |
| લાલ પીળા ને વાદળી | શ્રી વિભૂત શાહ | ૬–૫૦ |
| સ્વપ્ન-પિંજર | શ્રી ચંદ્રકાંત શેઠ | ૬–૦૦ |
| મને દરયો દેખાય છે | શ્રી મહેશ દવે | ૬–૦૦ |
| મોક્ષ | શ્રી મુકુન્દ પરીખ | ૬–૦૦ |

## આત્મકથા–જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| ૧ મધ્યાહ્નનાં મૃગજળ | ર. વ. દેસાઈ | ૧૦–૦૦ |
| ૨ વિદ્યાનગરના વિશ્વકર્મા | ઈશ્વર પેટલીકર | ૯–૦૦ |
| ૩ અબ્રાહમ લિંકન | અનુ. જ્યોતીન્દ્ર હ. દવે | ૧–૦૦ |

## રેખાચિત્રો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ધૂપસળી ઈશ્વર પેટલીકર | ૧૩–૫૦ | ૨ ગોમતીઘાટ | ઈશ્વર પેટલીકર | ૯–૦૦ |
| | | ૩ ગ્રામચિત્રો | ,, | ૮–૭૫ |

## શૈક્ષણિક

| | | |
|---|---|---|
| ૧ આત્મગંગોત્રીનાં પુનિતજળ | અમૃતલાલ યાજ્ઞિક | ૧૨–૫૦ |
| ૨ જગગંગાનાં વહેતાં નીર | ,, ,, | ૧૮–૦૦ |
| ૩ ચિદ્દ્‌ઘોષ | ,, ,, | ૮–૨૫ |
| ૪ જાગીને જોઉં તો... | ,, ,, | ૧૬–૫૦ |

## પ્રકીર્ણ સાહિત્ય

| | | |
|---|---|---|
| કલા ભાવના | ર. વ. દેસાઈ | ૮–૭૫ |
| અપ્સરા ભા. ૩ ૪–૫ | ,, | ૧૪–૦૦ |
| સુકાયેલાં ફૂલોની સુગંધ | વિ. સ. ખાંડેકર | ૮–૦૦ |
| તેજ શલાકી | ,, | ૭–૫૦ |
| હણાતા હીર | શંકરભાઈ પટેલ | ૬–૭૫ |
| ભારતનું ગ્રામજીવન | સંપાદન | ૧૧–૫૦ |

# સમાજવિજ્ઞાનમાળા

## સંપાદકો : ડૉ. અક્ષયકુમાર દેસાઈ : ડૉ. નીરા દેસાઈ

બદલાતા સમાજને અનુરૂપ આવાં અભ્યાસી પુસ્તકો દરેક ગ્રામ પુસ્તકાલયમાં હોવાં આવશ્યક છે. વિદ્યાર્થીઓ, શિક્ષકો માટે અનિવાર્ય.

| | |
|---|---|
| ૧ સંયુક્ત કુટુંબવ્યવસ્થા | ૩–૫૦ |
| ૨ ભારતીય નગર | ૩–૫૦ |
| ૩ ભારતમાં ગ્રામીણ સમાજશાસ્ત્ર | ૪–૫૦ |
| ૪ અર્થશાસ્ત્ર પ્રવેશિકા | ૩–૦૦ |
| ૫ સમાજવાદ શા માટે ? | ૩–૦૦ |
| ૬ સમાજવાદ એક વૈજ્ઞાનિક આલોચન | ૩–૦૦ |
| ૭ ભારતની જ્ઞાતિવ્યવસ્થા | ૩–૨૫ |
| ૮ સામાજિક માનવશાસ્ત્ર | ૪–૦૦ |
| ૯ કલાનુ સમાજશાસ્ત્ર | ૪–૦૦ |
| ૧૦ શિક્ષણનુ સમાજશાસ્ત્ર | ૮–૦૦ |
| ૧૧ ભારતનાં વિકસતા શહેરો અને ઝૂંપડપટ્ટીઓની સમસ્યા | ૮–૦૦ |
| ૧૨ પલટાતી કુટુંબવ્યવસ્થા અને સ્ત્રીજીવન | ...... |
| ૧૩ માર્ક્સ–સમાજશાસ્ત્રી તરીકે | ૭–૦૦ |
| ૧૪ સ્ત્રી વિમુક્તિની સમસ્યાઓ | ૮–૫૦ |

## નવજાગૃતિ સમાજમાળા : શ્રી ઈશ્વર પેટલીકર

નવજાગૃતિ દોઢસો વર્ષ ઉપર રાજા રામમોહન રોયથી શરૂ થઈ છે. લોકનાયક શ્રી જયપ્રકાશ નારાયણનું સમૂળી ક્રાંતિનું સોનેરી સ્વપ્ન ભારતમાં સિદ્ધ થાય ત્યાં સુધી એની યાત્રા અવિરત ચાલુ જ રહેશે તેવી શ્રદ્ધા છે. આ વિષયને આવરી લેતી નીચેની પુસ્તિકાઓ જમાનાની સાથે કદમ મિલાવવા તમારે વાંચવી, વસાવવી જ રહી.

| | | | |
|---|---|---|---|
| રાજા રામમોહન રોય | ૨–૨૫ | ભારતીયકરણ | ૨–૫૦ |
| સો વર્ષ પહેલાંનો સમાજ | ૪–૦૦ | ઇંદિરા ગાંધી | ૨–૫૦ |
| હિંદુધર્મની વિશિષ્ટતા | ૨–૨૫ | આચાર્યોનુ અનુશાસન | ૭–૫૦ |
| અસ્પૃશ્યતાનું કલંક | ૨–૨૫ | ગાંધીજીનું અનુશાસન | ૮–૨૫ |
| હિંદુમુસ્લિમ કોમી માનસ | ૨–૭૫ | આઝાદીની પહેલી ત્રીસી | ૮–૦૦ |
| તારુણ્યના આવેગો | ૪–૦૦ | વાચનની સારી–માઠી ટેવ | ૮–૦૦ |
| કૉલેજિયનોમાં ડેટિંગનું વલણ | ૨–૫૦ | સિનેમાનુ સારુ–માઠું મનોરંજન | ૮–૦૦ |
| સફળ પ્રેમલગ્નો | ૨–૫૦ | | |

# ગુજરાત રાજ્ય દ્વારા ઇનામ પામેલાં અમારાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ઓડિસ્યૂસનું હલેસું | શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર | ૯–૫૦ |
| ઊઘડતી દીવાલો | શ્રી ચંદ્રકાંત શેઠ | ૮–૦૦ |
| સૂરજ કદાચ ઊગે | શ્રી હરિકૃષ્ણ પાઠક | ૯–૫૦ |
| આકાશભાષિત | શ્રી રસિકલાલ પરીખ | ૧૧–૫૦ |
| આત્મગંગોત્રીના પુનિત જળ | શ્રી અમૃતલાલ યાજ્ઞિક | ૧૨–૫૦ |
| વિલાસવહુ | શ્રી સારંગ બારોટ | ૧૫–૦૦ |
| મોક્ષ | શ્રી મુકુન્દ પરીખ | ૬–૦૦ |
| શાંતિનાં પક્ષી | શ્રી વિભૂત શાહ | ૬–૦૦ |
| સ્વપ્ન-પિંજર | શ્રી ચંદ્રકાન્ત શેઠ | ૬–૦૦ |
| પવન રૂપેરી | શ્રી ચંદ્રકાન્ત શેઠ | ૬–૨૫ |
| સમીપ | શ્રી પ્રિયકાંત મણિયાર | ૫–૦૦ |
| વ્યક્તમધ્ય | શ્રી ભગવતીકુમાર શર્મા | ૯–૫૦ |
| પરસ્પર | શ્રી રઘુવીર ચૌધરી | ૧૧–૫૦ |
| ફેરો | શ્રી રાધેશ્યામ શર્મા | ૬–૭૫ |
| ન કિનારો ન મઝધાર | શ્રી ભગવતીકુમાર શર્મા | ૧૨–૦૦ |
| અમૃતા | શ્રી રઘુવીર ચૌધરી | ૧૫–૭૫ |
| પડછાયા સંગ પ્રીત | શ્રી ભગવતીકુમાર શર્મા | ૯–૭૫ |
| યુગનાં એંધાણ | શ્રી ઈશ્વર પેટલીકર | ૧૮–૦૦ |
| આંખ અને અંજન | શ્રી રમણલાલ વ. દેસાઈ | ૫–૭૫ |
| ક્યારે આવશો ? | શ્રી મોહમ્મદ માંકડ | ૬–૫૦ |
| ટેકરીઓ ઉપર વસંત બેઠી છે | શ્રી વિભૂત શાહ | ૮–૦૦ |
| ના | શ્રી મોહમ્મદ માંકડ | ૭–૨૫ |
| આકસ્મિક સ્પર્શ | શ્રી રઘુવીર ચૌધરી | ૯–૦૦ |
| નારી નમણું ફૂલ | શ્રી સારંગ બારોટ | ૧૦–૫૦ |
| કાવ્યચર્ચા | શ્રી સુરેશ જોષી | ૯–૦૦ |
| કાવ્યમાં શબ્દ | શ્રી હરિવલ્લભ ભાયાણી | ૮–૦૦ |
| વ્યંજના | શ્રી સુંદરજી બેટાઈ | ૬–૦૦ |
| તમસા | શ્રી રઘુવીર ચૌધરી | ૬–૫૦ |
| તુલસીદલ | શ્રી સુંદરજી બેટાઈ | ૩–૨૫ |
| અમૃતમાર્ગ | શ્રી ઈશ્વર પેટલીકર | ૧૩–૫૦ |
| સંવનનકાળ | ,, | ૧૧–૦૦ |
| પ્રસન્ન દામ્પત્ય | ,, | ૧૦–૫૦ |

# જ્ઞાન-વિજ્ઞાન-મનોરંજનથી ભરપૂર નવું
# બાલ-કિશોર સાહિત્ય

| | | |
|---|---|---|
| ગિજુભાઈની બાળવાર્તાઓ | પુસ્તક ૧ થી ૮ | શ્રી ગિજુભાઈ બધેકા |
| સુમંગલ બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી રમણલાલ સોની |
| બોધોદય બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી રમણલાલ સોની |
| ચિત્તરંજન બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી રમણલાલ સોની |
| શિશુવિકાસ બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૫૦ | શ્રી રમણલાલ સોની |
| સાત સમંદર બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી રમણલાલ સોની |
| કિશોર રહસ્ય કથામાળા | પુસ્તક ૧ થી ૫ | શ્રી રમણલાલ સોની |
| હાન્સ એન્ડરસન પરિકથાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી રમણલાલ સોની |
| | | શ્રી ગટુભાઈ ચોકસી |
| તમે જાતે કરી જુઓ | | |
| શરીર પરિચય માળા | પુસ્તક ૧ થી ૧૦ | |
| બાળવિજ્ઞાનમાળા | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી બાબુભાઈ અવરાણી |
| સૂક્ષ્મજીવ પરિચય ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી બાબુભાઈ અવરાણી |
| કહેવત કથામાળા | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી સુરેશ ઠાકર |
| અક્કલના ખાં | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી ધનંજય શાહ |
| રૂપકથામાળા | પુસ્તક ૧ થી ૨૦ | શ્રી ધનંજય શાહ |
| રંગકથામાળા | પુસ્તક ૧ થી ૧૦ | શ્રી ધનંજય શાહ |
| મહાભારતનાં પાત્રો | પુસ્તક ૧ થી ૧૨ | શ્રી નાનાભાઈ ભટ્ટ |
| રામાયણનાં પાત્રો | પુસ્તક ૧ થી ૬ | શ્રી નાનાભાઈ ભટ્ટ |
| હાસ્યવિનોદ ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | સં. ગિજુભાઈ–તારાબેન |
| જીવનપરિચય ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ” |
| પશુપક્ષી ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ” |
| પાઠ-પોથી ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ” |
| જ્ઞાનવર્ધક ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ” |

: દર્શન પ્રિન્ટર્સ, દેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉહાપોહ

વર્ષ : ૧   અંક : ૭   માર્ચ '૭૮   સંપાદક : મનહર મોદી



જન્મ : ૮-૧૨-૧૮૮૦   સ્વ. પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી   અવસાન : ૨-૩-૧૯૭૮



વર્ષ : ૧
૧૫ માર્ચ '૭૮ : અંક ૭
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦–૦૦
છૂટક નકલ
રૂ. ૧–૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, માલિક : જે. એ. શેઠ, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.

સંપાદક :
મનહર મોદી

## આપણી વાત

મહાત્મા ગાંધીએ જેમને એક વખત 'ચાલતી વિદ્યાપીઠ' તરીકે ઓળખાવ્યા હતા તે પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીના અવસાનથી ગુજરાતે સાહિત્ય, શિક્ષણ, સંસ્કાર, વિદ્વત્તા અને પાંડિત્યની વિવિધ પ્રતિભાને ગુમાવી છે.

ભારતીય ધર્મ અને દર્શન વિષે અધિકારપૂર્વક વાત કરી શકનાર વિરલ વ્યક્તિ એવા પંડિતજી પ્રજાજીવનના વ્યાપક પ્રશ્નોમાં સતત રસ દાખવતા, અભિપ્રાય આપતા અને પુણ્યપ્રકોપ પણ ઠાલવતા. એમના મતે આ દેશનાં મોટામાં મોટાં બે દૂષણો હતાં : (૧) પ્રમાદ (૨) ઊંચનીચનો ભેદ.

૧૬ વર્ષની ઉંમરે શીતળાના રોગમાં બંને આંખ ગુમાવ્યા છતાં આજીવન અભ્યાસનિષ્ઠા જાળવી શકનાર પંડિતજીને ગુજરાત યુનિવર્સિટી, વલ્લભ વિદ્યાનગર તથા સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ ડી. લિટ્‌ની માનદ્ ઉપાધિ અર્પી હતી, તો રાષ્ટ્રપતિએ તેઓને પદ્મવિભૂષણથી નવાજ્યા હતા. પંડિતજીના 'દર્શન અને ચિંતન' ગ્રંથને ૧૯૫૯માં સાહિત્ય અકાદમીએ રાષ્ટ્રીય પારિતોષિક અર્પ્યું હતું. પંડિતજીના લેખોમાંથી 'જૈન ધર્મનો પ્રાણ' નામે સંકલિત કરવામાં આવેલું પુસ્તક પ્રાસાદિક અને સૂત્રાત્મક શૈલીનો વિરલ નમૂનો ગણાય છે. સદ્‌ગતને શ્રદ્ધાંજલિ.

ગુજરાત સરકારે ગ્રંથાલય ધારા અંગે જે બીલ રજૂ કર્યું છે તે અંગે વિવિધ પ્રતિભાવ પડ્યા છે. આ ક્ષેત્રમાં સાચો રસ ધરાવનાર જાણીતા સાહિત્યકારો, કેળવણીકારો, પત્રકારો, પ્રકાશકો વગેરેના પ્રતિનિધિઓએ 'ગુજરાત સરકાર જોગ' એક આવેદનપત્ર રજૂ કર્યું છે, જેનાં સૂચનો વ્યાપક અભિપ્રાય અર્થે 'ઉદ્‌ગારના' આ અંકમાં પ્રકટ કરીએ છીએ.

આપનો
**મનહર મોદી**



## આ અંકમાં

**મુખપૃષ્ઠ છબી : પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી**




## કુકુટોક્તિ

ાગી ગયા પછી પણ
રી એક વાર
' મને જગાડી જોઉં છું'
' આમ એકાએક જાગી જવું'
ાય કોઈ અકસ્માત તો નથી ને?
ા આ જાગી જવું'
. વળી જગાડી જોવું'
ા કૂકરે કૂક
' બધું જ કૂકરે કૂક ..?

## સિંહોક્તિ

ાહાર પૂર્વે જ શમી જતાં
ારલ તરલ સસલાં મૃગલાં સમી જ
 નેર્બલ હોત જો જિજીવિષા
ા તો આ પંજામાં તોળાઈ રહેલી
નેર્ઘૃણ હિંસતાને
ારા આદિપિતામહે જ ત્યજી દીધી હોત

## સર્પોક્તિ

:'ષ્ટ્રામાં સ્વયમેવ ઉત્પન્ન થયા કરતું
વેષ
: અનાયાસ દંશ
ાથી જ હોતાં ઇચ્છાને અધીન.
: નથી જ તો ઉતારી પણ શકાતી
ાંચળીની સાથે
ગા સહજ સરિસૃપતાને.

:'શ દઈને પણ હોય છે કેવળ
બવશ અધોમુખ અમળાટ,
વેષ જેવા જ સ્વયંભૂ પ્રતિરોધ જેવો,
: બલાત્ સર્પિલ સરકતી ભીતિ જેવો.

રાજેન્દ્ર શુકલ

## પુલ

૧

નદી ઉપર લાંબો પુલ છે.
તેમાં વળી પૂર છે
હું અધવચ્ચે છું.
સામેથી ગાડી આવે છે.
હું ઉપરથી
પડતું મૂકું છું.

૨

આ પુલ નદીને
મળવા ઝૂરે છે
અને પાંચીકે રમી રમી
દિ' ખુટાડે છે

૩

નદી ઉપર પુલ છે
એક બાજુથી બકરી આવે છે
બીજી બાજુથી વાઘ આવે છે
બકરી વાઘ સામે જુએ છે
વાઘ બકરી થઈ જાય છે
બકરી પસાર થઈ જાય છે.

૪

નદીમાં તણાતો તણાતો
પથ્થર આવ્યો
પુલ પાસે અટકી ગયો
પુલ થઈ ગયો.

રમેશ આચાર્ય

## વઢવાણનો ચારણ

આ પેલો મુંબઈની કૂખે જન્મ્યો તે વઢવાણનો ચારણ.
મન ફાવે તે ધડ્ દઈને બોલીએ; ના, ના, હોય શું કારણ?
કોઈ જો કચ્ચરઘાણ લખે તો સમજાતું કે ભાઈ બોલ્યા : ફરસાણ કે આરસપ્હાણ,
હોઠની ભાષાઠોકમાં અને કાનની ભાષાઠોકમાં ઠેલમઠેલ થતી મ્હોંકાણ,
ચારણ ચારણ બોલતાં જો નારણ ચડે હડફેટ તો બાફી નાખીએ : નારણ;
મન ફાવે તે ધડ્ દઈને બોલીએ; ના, ના, હોય શું કારણ?
બોલવું હાળું બોરડી જેવું ધત્ કે એને આવતાં એક જ Brandનાં કેવળ બોર,
બોર જેવો બોલાશ ન આવે હાથમાં દોડે–દદડે, ખૂંતે–ખખડે આદમખોર,
બોલવું નામક શાપનું કેવળ જીવ સટોસટ બોલતા રહેવું એ જ નિવારણ;
મન ફાવે તે ધડ્ દઈને બોલીએ; ના, ના, હોય શું કારણ?

**રમેશ પારેખ**

## ગીત

પ્રફુલ્લ પંડયા

માણસને પથ્થર ફૂટે ને પથ્થરને પથ્થર ફૂટે તો દરિયાને ફૂટવાનું બાકી શું?
દરિયાને દરિયો ફૂટે ને સો ટચનું સોનું ફૂટે તો સૂરજને ફૂટવાનું બાકી શું?
એક અરીસામાં જોયેલું ચ્હેરાને ફૂટતું સાહસની પીડાનું દર્શન અરે રે
મને ઉપાડી લઈ ગયું મારી અંદરના એક તળિયે…
જીવ સટોસટ જીવ વરસતાં દેહ નામનું ઝાડ ખર્યું ને છીભ નામનું પાન
રહી ગયું સૂરજના ખેંચાણમાં કો મુરઝાઈ રહેલા ઠળિયે…
ઠળિયાને ચ્હેરો ફૂટે ને ચ્હેરાને ઠળિયો ફૂટે તો ફળિયાને ફૂટવાનું બાકી શું?
ફળિયામાં માટીના ઢગને શંકર માની ઠેસ દીધી ને ભાસ ખર્યા કે ભાસ ખર્યા
તો આંખથી લીલા ઘાસ તર્યા!
આંખે ચડતી લીલપ કાચી આંખ મુંઝાવા લાગી ત્યારે આવેલી દિવાદાંડીએ
અજવાળું ફેંક્યું ને મારા પ્રાસ ઠર્યા!
પથ્થરને કોઈ પ્રાસ ફૂટે ને માણસને કોઈ ત્રાસ ફૂટે તો
ફાનસને ફૂટવાનું બાકી શું?

# ગુજરાત સરકાર જોગ

## બાબત : ગુજરાત રાજ્ય ગ્રંથાલય ધારો

માનનીય સચિવશ્રી,
ગુજરાત વિધાનસભા,
ગાંધીનગર.

તા. ૬-૩-૭૮
સોમવાર

વિકાસ પામતા જતા સમાજમાં માનવતું ગૌરવ અને સજ્જતા જળવાય અને વ્યક્તિ વિકાસ પામતી રહે તે વિચારોનું આદાન-પ્રદાન અતિ આવશ્યક છે. આ માટે પુસ્તકો, પત્રો, સામયિકો તથા માસ-મીડિયા ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. સુશિક્ષિત સમાજમાં નાગરિકો પોતાના કામકાજ ઉપરાંત ફાજલ પડતા સમયમાં વિધ-વિધ પ્રકારનાં પુસ્તકો, પત્રો, સામયિકો વાંચે છે. જેમજેમ વાંચન વધતું જાય છે તેમતેમ સમાજનું સામાજિક અને સાંસ્કૃતિક સ્તર ઊંચુ આવતું હોય છે અને આ કારણે રાજ્યને કાયદો અને વ્યવસ્થામાં રોજબરોજ થતો ખર્ચવધારો અટકાવવામાં મદદ કરે છે

સામાન્ય રીતે જુદા જુદા વિચારોથી માહિતગાર રહેતો નાગરિક નાના પ્રકારના ટંટા-ફિસાદોથી વેગળો રહે છે અને આખા વિશ્વના શુભ વિચારો અને આચારોથી માહિતગાર બનતા તેની દૃષ્ટિ વિશાળ બને છે. એનામાં રહેલી શુભ પ્રવૃત્તિઓને આથી પ્રેરણા મળે છે. અને આ જ કારણે આગળ વધેલા દેશો ગ્રંથાલયો પાછળ સારુ એવું ખર્ચ કરે છે વિશ્વમાં કોણ કેટલાં પુસ્તકો, પત્રો, સામયિકો પ્રકાશિત કરે છે તે દેશની પ્રગતિની પારાશીશી ગણાય છે

રાજ્યનો દરેક નાગરિક લખી-વાંચી શકે એ જેમ જરૂરી ગણાય છે અને જે રાજ્યમાં સાક્ષરતાનું પ્રમાણ ઓછું હોય છે તે રાજ્ય પછાત ગણાય છે, તેવી જ રીતે દરેક નાગરિક જે લખતાં વાચતાં શીખ્યો છે તેને હંમેશાં તેની કક્ષા અને રુચિ પ્રમાણેનુ વાંચન (પુસ્તકો, પત્રો, સામયિકો) સરળતાથી અને વિના ખર્ચે મળી રહે તેવી વ્યવસ્થા કરવી પણ જરૂરી મનાયું છે.

જાહેર ગ્રંથાલય ધારો (૧) દરેક નાગરિકને એની કક્ષા અને રુચિ પ્રમાણેનું વાંચન-સાહિત્ય મળવું જોઈએ અને (૨) આ સાહિત્ય મેળવવા માટે એને કોઈ પણ પ્રકારની ફી, લવાજમ કે ખર્ચ ન કરવો પડે તેવી વ્યવસ્થા ઊભી કરવાના ધ્યેયને પ્રાપ્ત કરવા માટે ઘડાવો જોઈએ.

### ગ્રંથાલય વિધેયક માટેનાં સૂચનો

(૧) ગુજરાત જાહેર ગ્રંથાલય વિધેયક જ્યારે કાયદાનું સ્વરૂપ ધારણ કરી રહ્યો છે ત્યારે આ સમગ્ર વિધેયકને ચોક્કસ ધ્યેય અને લક્ષને નજર સમક્ષ રાખી એને સુધારવું જોઈએ. દસ વર્ષની અંદર સરકારે જાહેર કરેલ નીતિ મુજબ રાજ્યમાં કોઈપણ વ્યક્તિ લખતાં-વાંચતાં ન આવડે તેવી નહીં હોય. આ ધ્યેયને સિદ્ધ કરવા માટે જ્યાં જ્યાં પ્રાથમિક શાળા ત્યાં ત્યાં પુસ્તકાલય અનિવાર્ય બની જાય છે. આ વિધેયક મૂળભૂત વાતને ચૂકી ગયું છે.

(૨) જે કોઈ વ્યક્તિ કે નાગરિક લખતાં-વાંચતાં શીખશે તેની કક્ષા અને રુચિને અનુકૂળ વાચન-સામગ્રી પ્રાપ્ય નહીં થાય તો થોડા જ સમયમાં ભણેલા અભણ બની જશે. આથી દરેક વ્યક્તિને કોઈપણ પ્રકારના ખર્ચ સિવાય સરળતાથી એની કક્ષા અને રુચિને અનુકૂળ જોઈતાં પુસ્તકો સહેલાઈથી મળી શકે તેવી વ્યવસ્થા ગોઠવાવી જ જોઈએ. આ વિધેયકમાં એ સ્પષ્ટ રીતે દર્શાવાઈ નથી.

આ માટે દરેક વ્યક્તિને પુસ્તકો, સામયિકો કે પત્રો કોઈપણ પ્રકારની ફી કે લવાજમ સિવાય વાંચવા મળે તે આ વિધેયકમાં સ્પષ્ટ રીતે દર્શાવાયું નથી.

(૩) આ વિધેયકમાં પુસ્તકની જે વ્યાખ્યા છે તે સ્વીકાર્ય છે પણ જ્યારે આપણે શરૂઆત કરીએ

છીએ ત્યારે આપણી પરિસ્થિતિને આધારે પુસ્તકો, પત્રો, સામયિકો અને દશ્યશ્રાવ્ય સાધનો માટે કેટલી રકમ ખર્ચાય તેની ટકાવારી અતિઆવશ્યક બને છે. આ માટે આ વિધેયકમાં કોઈ ચોખવટ નથી. અમને લાગે છે કે પુસ્તકાલયને મળતી રકમમાંથી ૫૦% પુસ્તકો પાછળ, ૩૦% વહીવટી ખર્ચ પાછળ અને ૨૦% પત્રો, સામયિકો અને અન્ય દશ્યશ્રાવ્ય સાધનોમાં વપરાય તેવી સ્પષ્ટતા હોવી જોઈએ.

(૪) આ વિધેયક હાલ જે જૂનોપુરાણો ઢાંચો છે તેને કાયદાનું સ્વરૂપ આપ્યા સિવાય વિશેષ કંઈ જ કરતું નથી. અમને લાગે છે કે ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝનું ખાતું શિક્ષણ ખાતાથી અલગ હોવું જોઈએ અને બે વર્ષની મુદ્દતમાં યુનિવર્સિટીની જેમ સ્વાયત્ત બનવું જોઈએ. રાજ્ય ગ્રંથાલય કાઉન્સિલ જે ફક્ત સલાહ આપનારું મંડળ છે તેને બદલે સત્તાધારી મંડળ બનવું જોઈએ. રાજ્ય ગ્રંથાલય કાઉન્સિલની રચનામાં નીચેના સભ્યોનો ઉમેરો થવો જોઈએ.

૧. ગુજરાતી સાહિત્ય પરિષદના બે પ્રતિનિધિ.

૨. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણના શિક્ષકોમાંથી એક એક એમ કુલ ત્રણ પ્રતિનિધિ.

૩. પ્રકાશક અને વિક્રેતા મંડળના બે પ્રતિનિધિ; જેમાંથી પ્રકાશકોમાંથી એક અને વિક્રેતાઓમાંથી એક.

(૫) પુસ્તકાલયોનું જે ધ્યેય સિદ્ધ કરવું છે અને જે રીતે તેની વ્યવસ્થાની ગોઠવણી સૂચિત થયેલી છે તે રીતે વિધેયકમાં કાઉન્સિલની બેઠકો અંગેનું સૂચન બિલકુલ પાંગળું છે. આ માટે દર મહિને કાઉન્સિલની એક બેઠક અને વર્ષમાં ઓછામાં ઓછી દસ બેઠકો તો મળવી જ જોઈએ, જેથી આ વિધેયકની અમલબજવણીમાં ચેતન આવશે, નહીં તો વિધેયકમાં દર્શાવ્યા પ્રમાણેની મીટિંગો ફક્ત ઔપચારિક બની રહેશે અને કાર્યસાધક બનશે નહીં તેમ અમારું માનવું છે.

(૬) હાલમાં ક્યુરેટર શિક્ષણ નિયામકના તાબામાં છે. અને એ જ પ્રથાને આ વિધેયક ચાલુ રાખે છે, જે વાત જ આખી પુસ્તકાલય–પ્રવૃત્તિ માટે તથા જે ધ્યેય અને લક્ષ રાખ્યાં છે તેને માટે અવરોધક અને પ્રત્યાઘાતી છે.

(૭) આ વિધેયકે રાજ્ય મધ્યસ્થ ગ્રંથાલય અને જિલ્લા ગ્રંથાલયોની સ્થાપના અને તેના વહીવટ સુધી જ પોતાનું ક્ષેત્ર માનેલું છે, જે હાલ ચાલુ પરિસ્થિતિ કરતાં પણ પીછેહઠ કરનારું છે. આ વિધેયકમાં તે વાત સ્પષ્ટ થવી જોઈએ કે પાંચ વર્ષની અંદર જ્યાં જ્યાં પ્રાથમિક શાળા ત્યાં ત્યાં પુસ્તકાલય સેવા સુપ્રાપ્ય થવી જ જોઈએ. આથી કરીને આ વિધેયકમાં બે વર્ષની અંદર દરેક તાલુકા કક્ષાએ ગ્રંથાલયો સ્થાપવાં અને નિભાવવાં તથા પાંચ વર્ષમાં જ્યાં જ્યાં પ્રાથમિક શાળા ત્યાં ત્યાં પુસ્તકાલય સેવાની જવાબદારી સરકારે સ્વીકારવી જોઈએ.

(૮) આ વિધેયકમાં શરૂઆત કરવાની ૫૦ લાખની જોગવાઈ ઉપરાંત કોઈ ચોક્કસ પ્રકારની નાણાંની વ્યવસ્થા સૂચવેલી નથી. જો ચોક્કસ પ્રકારે નાણાંની જોગવાઈની વ્યવસ્થા કરવામાં ન આવે તો ધારેલાં પરિણામો સિદ્ધ થાય નહીં અને જે કાંઈ ખર્ચ કરવામાં આવશે તે એળે જાય. આ માટે રાજ્ય સરકારે માથાદીઠ ઓછામાં ઓછો એક રૂપિયો એ હિસાબે પાંચ વર્ષની મર્યાદામાં રહીને નાણાંની જોગવાઈ વિધેયકમાં કરવી જોઈએ.

(૯) રાજ્ય જે જે પુસ્તકાલયો સ્થાપશે અને નિભાવશે અને તે ઉપરાંત પણ સામાજિક સંસ્થાઓ, કેળવણીની સંસ્થાઓ અને બીજી અન્ય પ્રકારની સંસ્થાઓ પણ પોતાને અનુકૂળ તેવાં પુસ્તકાલયો નિભાવતી હોય છે આ પ્રવૃત્તિને વેગ અને પ્રોત્સાહન આપવાં જોઈએ, જેનો આ વિધેયકમાં અભાવ દેખાય છે. આ માટે આવાં પુસ્તકાલયોની રચનાને પ્રોત્સાહક અને મદદરૂપ થાય તેવી રીતની મદદ અને લોન ગ્રાન્ટના રૂપમાં આપવાની જોગવાઈ હોવી જોઈએ. આવી ગ્રાન્ટ અને જોગવાઈ આપવા માટેના નિયમો આવાં પુસ્તકાલયોની સ્વતંત્રતા અને એમના ઉત્સાહને મંદ ન પાડે તેમ જ તેઓ કાયદા–કાનૂનના ચકરાવામાં અટવાઈ ન જાય તેવા હોવા જોઈએ.

(૧૦) જાહેર ગ્રંથાલયો એવી સુવિધાજનક જગ્યાએ આવેલાં હોવાં જોઈએ કે જ્યાં વાચકો સરળતાથી પહોંચી શકે.

(અનુસંધાન પાન ૨૩ ઉપર)




દાદાભાઈ જોશી
ગ્રંથપાલ
એચ. એ કૉલેજ ઑફ કૉમર્સ
અમદાવાદ

# સંદર્ભ-ગ્રંથ એટલે શું?

[ગુજરાતી ભાષામાં સંદર્ભ-ગ્રંથો પ્રકાશિત કરવાની પ્રવૃત્તિએ અત્યારે સારો એવો વેગ પકડ્યો છે. આવા ટાણે, આ પ્રાસંગિક લેખ માત્ર સંદર્ભ-ગ્રંથોના સંપાદકોને જ નહિ, લેખકો, વ્યવસ્થાપકો, આ કામમા રોકાયેલ ગ્રંથપાલો અને અભ્યાસીઓને પણ ઉપયોગી થશે, એવી અપેક્ષા છે. —પ્રકાશ વેગડ]

ગુજરાતી ભાષામાં 'સંદર્ભ-ગ્રંથ' અને 'સંદર્ભ-સાહિત્ય' આ બે શબ્દોના અર્થના તફાવત અંગે ભયંકર ગેરસમજ પ્રવર્તતી હોય તેમ જણાય છે. આ ગેરસમજના કારણે વિવિધ અર્થો ધરાવતા આ બે શબ્દો ઘણી વખત પર્યાય તરીકે વપરાય છે. આપણે આ શબ્દોનો અર્થ સમજી લઈએ, તેમની વિશેષતાઓ સમજી લઈએ, પછી અર્થ-ભેદની ગેરસમજને લીધે થયેલ અવ્યવસ્થા જોઈએ.

'સંદર્ભ-સાહિત્ય' એટલે એવું સાહિત્ય જેની વસ્તુ કે માહિતીનો ઉપયોગ કોઈ લેખકે પોતાના ગ્રંથમાં કર્યો હોય. દા. ત. કચ્છ વિશેના મારા લેખમાં મેં દુલેરાય કારાણી કૃત 'કચ્છ પ્રદેશનું લોકસાહિત્ય'- (પ્ર. આ. ૧૯૭૨)નો ઉપયોગ કર્યો હોય, તો આ લેખના સંબંધમાં આ ગ્રંથને સંદર્ભ-સાહિત્યની યાદીમાં મૂકી શકાય. પણ એના લીધે આ ગ્રંથને સંદર્ભ-ગ્રંથ કહી શકાય નહિ. એવી જ રીતે કોઈ કાવ્ય-સંગ્રહનો સંદર્ભ તરીકે ઉપયોગ થયો હોય તો એ સંદર્ભ-ગ્રંથ બની જતો નથી.

'સંદર્ભ-ગ્રંથ' એટલે એવો ગ્રંથ જેની રચના સળંગ વાચન માટે થઈ નથી, પણ જેની માહિતી અથવા વસ્તુ જરૂર પડવે વાચક સહેલાઈથી મેળવી શકે આવો ગ્રંથ આખેઆખો વાંચવાનો હોતો નથી, પણ અમુક વખતે માહિતી શોધવા માટે વાપરવાનો હોય છે આ પ્રકારના ગ્રંથોમાં સ્વીકારાયેલ વિષય અને વ્યાપ્તિ અનુસાર, વસ્તુ અને માહિતી વિશાળ અને વિવિધ સાધનોમાંથી એકત્ર કરીને, શીઘ્ર અને ગહન ઉપયોગ માટે, શાસ્ત્રીય રીતે ગોઠવવામાં આવેલ હોય છે.

સંદર્ભ-ગ્રંથ તૈયાર કરવાનું કામ મોટે ભાગે Team Work છે અંગ્રેજી ભાષામાં તૈયાર થતા સંદર્ભ-ગ્રંથો જે પ્રકાશકો તૈયાર કરે છે, તેમની પાસે સુસજ્જ લેખક-વૃંદ હોય છે આમાં માહિતી એકત્ર કરનાર, ગોઠવનાર અને સંપાદન કરનાર, એવા ત્રણ પ્રકારના કાર્યકરોની જરૂર પડે છે. માહિતી ગોઠવવાનું કામ સુસજ્જ ગ્રંથપાલો કરતા હોય છે, જો કે કેટલીક વખત ગ્રંથપાલો માહિતી એકત્ર કરવામા, ચકાસવામા તેમ જ ખૂટતી માહિતી ઉમેરવામા પણ સહાયભૂત થાય છે.

સારો સંદર્ભ-ગ્રંથ તૈયાર કરવા માટે આટલી વસ્તુઓ ઉપર ધ્યાન અપાવું જોઈએ:

(૧) સંદર્ભ-ગ્રંથ તૈયાર કરવાનુ કામ એક જ વ્યક્તિનું ન હોવું જોઈએ. વિવિધ શક્તિઓ ધરાવતી વ્યક્તિઓનું આ Team Work છે

(૨) **પ્રમાણભૂતતા :** આમાં વસ્તુ અને માહિતીની પ્રમાણભૂતતા ઉપર ખૂબ ધ્યાન આપવું જોઈએ. આમાં માહિતી એકત્ર કરવાનો અને મળેલી માહિતી ચકાસવાનો સમાવેશ થઈ જાય છે. આવા ગ્રંથોની માહિતીનો ઉપયોગ બીજા લેખકો પોતાના ગ્રંથોમાં કરતા હોય છે, તેથી સંદર્ભ-ગ્રંથમાં જો વિકૃત કે અધકચરી માહિતીનો સમાવેશ થયો હોય તો આવી માહિતીને લીધે ભૂલોની પરંપરા સર્જાવાનો ભય રહે છે.

(૩) **રજૂઆત :** સંદર્ભ-ગ્રંથમાં સમાવિષ્ટ વસ્તુ અથવા માહિતીની રજૂઆતની શૈલી. સંદર્ભ-ગ્રંથમાં વસ્તુ રજૂ કરવાની ભાષા અસંદિગ્ધ હોવી જોઈએ. તેમાં વપરાયેલું એક પણ વિશેષણ અર્થહીન હોવું જોઈએ નહિ. તેનું લખાણ લાઘવ અને સઘનતા ધરાવતું હોવું જોઈએ.

(૪) **વ્યાપ્તિ (Scope) :** સંદર્ભ-ગ્રંથમાં સમાવિષ્ટ વસ્તુ કે માહિતીની વ્યાપકતા પ્રદેશ અને સમયની રીતે ખૂબ જ સુસ્પષ્ટ રીતે નિશ્ચિત કરેલાં હોવાં જોઈએ. વ્યાપ્તિ વિષેની આ વિગત સંદર્ભ-ગ્રંથના આમુખમાં આપેલી હોવી જોઈએ, જેથી વાચકને સમજણ પડે કે માહિતી કયા સ્થળ અને કાળ પૂરતી મર્યાદિત છે.

(૫) **અદ્યતનતા :** સંદર્ભ-ગ્રંથમાં સમાવિષ્ટ વસ્તુ કે માહિતી અદ્યતન હોવી જોઈએ, સિવાય કે અમુક સમય-ગાળાને જ લક્ષ્યમાં રાખીને તે લખાયો હોય. આ અંગેની ચોખવટ આમુખમાં કરવી જોઈએ.

(૬) **ગોઠવણી :** માહિતી અથવા વસ્તુની ગોઠવણી એ સંદર્ભ-ગ્રંથની એક આવશ્યક વિશેષતા છે. બીજા ગ્રંથોથી તેને ભિન્ન પાડતું આ એક વ્યાવર્તક લક્ષણ છે. સંદર્ભ-ગ્રંથની રચના સળંગ વાચન માટે થઈ હોતી નથી પણ જરૂર પડયે માહિતી શોધવા માટે થઈ હોય છે. તેથી તેની માહિતીની ગોઠવણી કોઈ ક્રમને અનુસરીને કરાઈ હોય છે. મોટે ભાગે સંદર્ભ-ગ્રંથોમાં માહિતી વર્ણાનુક્રમ પ્રમાણે ગોઠવાય છે. સામાન્ય વાચક પણ આ ક્રમથી પરિચિત હોય છે, તેથી માહિતી શોધવામાં સરળતા પડે છે. કેટલીક વખત કાળક્રમ પ્રમાણે તો કેટલીક વખત વિષય પ્રમાણે પણ માહિતી ગોઠવાય છે. પણ ગોઠવણીનો જે ક્રમ સંદર્ભ-ગ્રંથમાં સ્વીકારાયો હોય તેની સ્પષ્ટતા અને સમજૂતી સંદર્ભ-ગ્રંથના આમુખમાં કરવી જોઈએ.

(૭) **સૂચિ :** સંદર્ભ-ગ્રંથને અંતે આવતી સૂચિમાં સંદર્ભ-ગ્રંથમાં સમાવિષ્ટ વિચારો કે માહિતીને સૂચિ દ્વારા સાંકળી લેવાં જોઈએ. આ સૂચિ બને ત્યાં સુધી સાપેક્ષ સૂચિ (Relative Index) હોય તે જરૂરી છે.

સંદર્ભ-ગ્રંથની આવશ્યકતાઓની ચર્ચા પછી ગુજરાતી ભાષામાં સંદર્ભ-ગ્રંથની વિભાવના અંગે પ્રવર્તતી ગેરસમજને કારણે સંદર્ભ-ગ્રંથોની રચનામાં કેવી ગેરવ્યવસ્થા સર્જાયેલ છે, તેના કેટલાક નમૂના આપણે જોઈએ. અર્થની અસ્પષ્ટતાને લીધે કેટલાક ગ્રંથો જે ખરેખર સંદર્ભ-ગ્રંથો નથી તેમને પણ ગુજરાતી ભાષામાં સંદર્ભ-ગ્રંથ તરીકે ઓળખવામાં આવે છે. દા. ત. **જ્ઞાનગંગોત્રી શ્રેણી** હેઠળ પ્રગટ થયેલાં પુસ્તકોને અનેક લેખકોએ સંદર્ભ-ગ્રંથો તરીકે ઓળખાવ્યાં છે, જે સંદર્ભ-ગ્રંથના અર્થની ગેરસમજને જ આભારી છે. અર્થની નિશ્ચિતતા કરવી હોય તો આ ગ્રંથોને સંદર્ભ-સાહિત્ય તરીકે ઓળખાવી શકાય.

શ્રી વિજયરાય ક. વૈદ્ય દ્વારા સંપાદિત અને પ્રકાશિત **"સાહિત્યનો વિશ્વકોષ : ૧ સાહિત્ય-પ્રિયનો સાથી"**, એ વિશ્વકોષ કે સંદર્ભ-ગ્રંથની વિભાવના વિષેની ગેરસમજનો બીજો નમૂનો છે. 'માહિતીનો ખીચડો એટલે સંદર્ભ-ગ્રંથ' એવી ખોટી સમજણથી સંપાદિત થયેલો આ ગ્રંથ માહિતીના

પ્રમાણભાન વિનાનો, ગદ્યાળુ અને રંગદર્શી શૈલીવાળો તેમ જ માહિતીની કોઈપણ તાર્કિક ગોઠવણી સિવાયનો છે. ગમે તે માહિતી ભેગી કરીને મૂકી દેવાથી સંદર્ભ-ગ્રંથ બનતો નથી પણ માહિતીની તાર્કિક ગોઠવણી જ ગ્રંથને સંદર્ભ-ગ્રંથ બનાવે છે.

ગુજરાત સાહિત્ય સભા દ્વારા પ્રકાશિત અને શ્રી કે. કા. શાસ્ત્રી દ્વારા સંપાદિત **'ગુજરાતના સારસ્વતો'** ચરિત્રવિષયક કોશ છે. પણ આમાં સંદર્ભ-ગ્રંથો તૈયાર કરવાના રચનાવિધાન (technique)ને નહીં અનુસરવાથી માહિતીની પ્રમાણભૂતતા, અદ્યતનતા તથા સંપૂર્ણતા ઠેરઠેર દૂષિત થયેલી દેખાય છે.

ક્રમભાગ્યે આપણે ત્યાં એક એવો ભ્રમ પ્રચલિત છે કે પુસ્તક દળદાર હોય કે તે અનેક ખંડોમાં વહેંચાયેલું હોય, તો એને સંદર્ભ-ગ્રંથ જ કહેવાય. સંદર્ભ-ગ્રંથોને પુસ્તકના દળદારપણા કે અનેક ખંડો સાથે સંબંધ નથી, પણ માહિતીની પ્રમાણભૂતતા અને ગોઠવણી સાથે સંબંધ છે. સંદર્ભ-ગ્રંથના અર્થ વિષેની ભ્રામકતા આપણને ક્યાં સુધી દોરી જાય છે તેનો એક સચોટ નમૂનો હમણાં ગુજરાતી ભાષામાં પ્રગટ થયો છે. નામ છે **વિશ્વની અસ્મિતા [મહાસંદર્ભ-ગ્રંથ] : ભા. ૧,** સંપાદક અને પ્રકાશક નંદલાલ દેવલુક. આ સંપાદકને 'સંદર્ભ-ગ્રંથ' શબ્દ પોતાના ગ્રંથ માટે નાનો પડે છે. તેથી તેઓએ પોતાના ગ્રંથને (જે ખરેખર તો સંદર્ભ-ગ્રંથ પણ નથી) મહાસંદર્ભ-ગ્રંથ તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કરી છે. 'એનસાયક્લોપિડિયા બ્રિટાનિકા' કે 'એનસાયક્લોપિડિયા અમેરિકાના'ના સંપાદકો કે પ્રકાશકો પણ પોતાના સંદર્ભ-ગ્રંથોને મહા-સંદર્ભ ગ્રંથ કહેતા નથી તેની સંપાદકશ્રીએ નોંધ લેવી જોઈએ. આ ગ્રંથ કુલ ૧૮૫૬ પૃષ્ઠ સંખ્યામાં વિસ્તર્યો છે અને તેમાં જાહેરાતોની ભરમાર છે. સંપાદકશ્રી પોતાની જવાબદારીમાંથી છટકવા માટે 'આ ગ્રંથના જે તે લેખોમાં જે જે હકીકતો છે તે બધી હકીકતો સાથે અમે સં છીએ તેમ માનવું નહિ' એમ કહીને જાણે ઊભા તમાશો જુએ છે. સંદર્ભ-ગ્રંથના પ્રકા તો મોટી જવાબદારી છે કે તે પોતાના ગ્રંથ આપેલી માહિતીની અધિકૃતતા અંગે ચોક્કસ હે ગમે તેવી શંકાસ્પદ હકીકતોનો ખીચડો કરસ સંદર્ભ-ગ્રંથો તૈયાર થઈ જતા નથી. આ પ્રકાર વાચક-પ્રાણી અંગેનું કોઈ હિત હૈયે વસ્યું હોય તે લાગતું નથી. જુઓ ઉપર્યુક્ત ગ્રંથના પૃ. ૪૯ ઉપ નોંધ: 'આ પૃષ્ઠ પર નોંધેલા પ્રકીર્ણ લેખો છાપકામ સગવડ પ્રમાણે ગોઠવાયા હોવાથી તેમના વિભા વિશેષમાં ગોઠવી શકાયા નથી.'

છાપકામની સગવડ એ જ જાણે પ્રકાશકને મ મહત્ત્વની વાત બની ગઈ છે, નહિ કે વાચકની સગવ સંદર્ભ-ગ્રંથમાં તો કેન્દ્રસ્થાને વાચકની સગવડ રાખવામાં આવે છે. વાચકને વધુમાં વધુ ઝડપ પ્રમાણભૂત માહિતી કઈ રીતે મળી શકે તેની સતત ચિંતા રાખીને વસ્તુની ચકાસણી અને ગોઠવ સંદર્ભ-ગ્રંથોમાં કરવામાં આવે છે. આવડો મોટો ગ્રં સંપાદકશ્રી કોઈ પણ આમુખ કે સૂચિ (Index આપ્યા વિના કઈ રીતે પ્રસિદ્ધ કરવાની હિંમત ક શક્યા છે ? આ ગ્રંથને કોઈ પણ ધોરણે સંદર્ભ-ગ્રં કહી શકાય તેમ નથી, તો પછી એને મહાસંદર્ભ-ગ્રંથ શા માટે કહેવામાં આવ્યો હશે ?

ગુજરાતીના સંદર્ભ-ગ્રંથોમાં પણ જ્યારે સંદર્ભ ગ્રંથની અનિવાર્ય આવશ્યકતાઓ પૂર્ણ કરવા આવતી નથી, તો પછી જે ગ્રંથો ખરેખર સંદર્ભ ગ્રંથો નથી, તેમને સંદર્ભ-ગ્રંથ કે મહાસંદર્ભ-ગ્રં તરીકે ઓળખાવવાની પ્રવૃત્તિને આપણે માત્ર સંદર્ભ ગ્રંથ અંગેની સમજણનો અભાવ કહીશું કે પુસ્ત વેચવા માટેનો નુસખો ? કે પછી ગ્રંથ ખરીદનાર ર છેતરપિંડી ?

# લેખકોના જન્મ કે મૃત્યુ વર્ષમાં વિવિધતા—પરિશિષ્ટ

સંપા. પ્રકાશ વેગડ

'ઉદ્દગાર' ઑકટો. '૭૭ના અંકમાં નેવ્યાશી કોના જન્મ કે મૃત્યુ-વર્ષના વિવિધ ઉલ્લેખોની સંદર્ભસૂચિ આપવામાં આવેલી. અહીં વધારાનાં તાલીસ નામોની બીજી એવી જ સૂચિ પ્રસ્તુત આ લેખના અંતે ઑકટોબરની સંદર્ભસૂચિમાં ાવિષ્ટ નામોની યાદી પણ આપવામાં આવેલ છે. શા છે, પ્રામાણિક તારીખો નક્કી કરવામાં અભ્યાસ્રો અને વિદ્યમાન વ્યક્તિઓ સહકાર આપશે, ી આગામી અંકોમાં પરિષ્કૃત યાદી પ્રકાશિત શકાય.

આ સૂચિ નીચે પ્રમાણે બે ભાગોમાં વહેંચી છે :

**] નીચેના વિભાગમાં આપવામાં આવેલ ખકોના જન્મ કે મૃત્યુ-વર્ષના ઉલ્લેખો જે ધનોમાંથી લેવામાં આવેલ છે, એ સાધનોની ચિ.**

**ı] લેખકોના જન્મ કે મૃત્યુ-વર્ષના વિવિધ લેખો.**

નોંધ : ખ-વિભાગમાં કૌંસમાં આપવામાં વેલ ક્રમાંક, ક-વિભાગના જે ગ્રંથ કે સામયિક થે એનો સંબંધ છે, એ ગ્રંથ કે સામયિકનો દેશ કરે છે.

**] જન્મ કે મૃત્યુ-વર્ષના ઉલ્લેખોનાં ધનોની સૂચિ—**

. 'અકિંચન' [ધનવંત ઓઝા]. 'જનસત્તા' ૧૭ ઑકટો. ૧૯૭૭ના અંકમાં રત્નમણિરાવ ભીમરાવ જોટે પરનો લેખ.

. 'કુમાર' (માસિક)-(ક) ડિસે. ૧૯૩૯ (ખ) ફેબ્રુ. ૧૯૪૭ (ગ) મે ૧૯૫૬.

. કેશવરામ કા. શાસ્ત્રી. ગુજરાતના સારસ્વતો. ગુજ. સા. સભા, અમદાવાદ. પ્ર. આ. ૧૯૭૭.

૪. ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧ થી ૧૧. પ્રકા. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.

૫. ચંપકલાલ મહેતા—(ક) 'કુમાર' ઑગ. ૧૯૬૮ (ખ) 'કુમાર' ઑગ. ૧૯૭૧.

૬. ચૂનીલાલ બારોટ સંપા. જ્ઞાનકોશ ભા. ૧ પ્રકા. ગુજરાત યુનિ. અમદાવાદ. પ્ર. આ. ૧૯૭૭.

૭. ચૈતન્યપ્રસાદ દીવાનજી. 'કુમાર' ઑકટો. ૧૯૫૫.

૮. જલન માતરી. ઊર્મિની ઓળખ. પ્ર. આ. ૧૯૭૩.

૯. જેઠાલાલ જોશી અને અન્ય સંપા. જેઠાલાલ ના. ત્રિવેદી વનપ્રવેશ સન્માન ગ્રંથ. પ્ર. આ. ૧૯૫૮.

૧૦. જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી-૧૧. પ્રકા. સરદાર પટેલ યુનિ. વલ્લભવિદ્યાનગર. પ્ર. આ. ૧૯૭૨.

૧૧. ત્રિભુવન વીરજી હેમાણી. ગુજરાતી તખલ્લુસો. પ્ર. આ. ૧૯૭૬ પૃ. ૨૪૮.

૧૨. દિલાવરસિંહ જાડેજા સંપા. પેટલીકર : શીલ અને શબ્દ. ચારુતર વિદ્યામંડલ, વલ્લભ-વિદ્યાનગર. પ્ર. આ. ૧૯૭૭ પૃ. ૪૨૮.

૧૩ ધીરુ પરીખ. 'કવિલોક' (ક) નવે. ડિસે. ૧૯૭૩. (ખ) જુલાઈ-ઑગ. ૧૯૭૪.

૧૪. મગનભાઈ ન. પટેલ. મહાજન મંડળ ભા. ૧ પ્ર. આ. ૧૮૯૬ પૃ. ૧૪+૧૪૨૦.

૧૫. રાયસિંહજી કાનજી રાઠોડ. 'કુમાર' શ્રાવણ સં ૧૯૯૩.

૧૬. વલ્લભદાસ અક્કડ. 'કુમાર' માર્ચ ૧૯૬૨.

૧૭. હૂઝ હૂ ઑફ ઇંડિયન રાઈટર્સ. પ્રકા. સાહિત્ય અકાદમી, ન્યૂ દિલ્લી. પ્ર. આ. ૧૯૬૧ પૃ. ૪૧૦.

[ખ] લેખકોના જન્મ કે મૃત્યુ-વર્ષના વિવિધ ઉલ્લેખો—

અમૃતલાલ ભગવાનજી યાજ્ઞિક
૮-૮-૧૯૧૩ (૩)
૧૧-૮-૧૯૧૩ (૧૭)

આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
૨૫-૨-૧૮૬૯ (૪ પુ૦૧, ૧૦)
૨૨-૧-૧૮૬૯ (૬)

ઇબ્રાહિમ દાદાભાઈ પટેલ 'બેકાર'
૫-૧૧-૧૮૯૭ (૧૭)
૨૪-૧૨-૧૮૯૯ (૩)
૧૯૦૦ (૪ પુ૦૨, ૧૧)

ઇંદુલાલ ફૂલચંદ ગાંધી
૮-૧૧-૧૯૦૫ (૪ પુ૦૪, ૧૧)
૮-૧૨-૧૯૧૧ (૧૭)

ઇંદ્રવદન નરોત્તમ દેસાઈ 'હિમ્યેન્દ્ર'
૩૧-૭-૧૯૧૪ (૧૧, ૧૭)
૧૯-૨-૧૯૧૫ (૩)

ઈશ્વર પેટલીકર
૯-૫-૧૯૧૬ (૪પુ૦૧૦, ૧૦)
૨૨-૧-૧૯૧૬ (૩)
૧૦-૨-૧૯૧૬ (૧૨)

'ઉશનસ્' (નટવરલાલ કુ પંડ્યા)
૨૮-૯-૧૯૨૦ (૩, ૪ પુ૦૧૧, ૧૦, ૧૧)
૨૯-૯-૧૯૨૦ (૫ખ)
૧-૮-૧૯૨૦ (૧૭)

કનૈયાલાલ ભાઈશંકર દવે
૨૫-૧-૧૯૦૭ (૪ પુ૦૧૦)
૨૧-૧-૧૯૦૭ (૧૧)
૯-૨-૧૯૦૭ (૧૭)

કાંતિલાલ બલદેવરામ વ્યાસ
૨૧-૧૧-૧૯૧૦ (૩, ૪ પુ૦૧૦)
૨૧-૧૦-૧૯૧૦ (૧૭)

કિશનસિંહ ચાવડા
૨૭-૧૧-૧૯૦૪ (૩, ૪ પુ૦૨, ૧૦, ૧૧)
૧૭-૧૧-૧૯૦૪ (૫ક, ૧૭)

'કેતન મુનશી' (નચિકેત ક્રુપદલાલ મુન્શિ
૨૧-૧૧-૧૯૩૦ (૧૧)
૨૨-૧૧-૧૯૩૦ (૧૭)

કેશવલાલ હિંમતલાલ કામદાર
૧૨-૪-૧૮૯૧ (૧૭)
૧૫-૪-૧૮૯૧ (૪ પુ૦૫, ૧૧)

'ગની દહીંવાલા' (અબ્દુલગની અબ્દુલકરી (ગની) દહીંવાલા)
૧૨-૮-૧૯૦૮ (૧૭)
૧૭-૮-૧૯૦૮ (૪ પુ૦૧૧, ૧૧)

ગુણવંતરાય પોપટલાલ આચાર્ય
૯-૯-૧૯૦૦ (૪ પુ૦૩, ૨ખ, ૧૦)
૯-૯-૧૯૦૪ (૧૭)

ગોવિંદભાઈ સુખાભાઈ પટેલ
૨૭-૭-૧૯૨૧ (૧૭)
૨૭-૮-૧૯૨૧ (૩)

ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ
૨-૯-૧૯૧૧ (૩)
૩૧-૭-૧૯૧૧ (૧૭)

જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ
૧૦-૧૦-૧૮૯૩ (૪ પુ૦૧)
૧૦-૧૦-૧૮૯૪ (૧૭)

જેઠાલાલ નારાયણ ત્રિવેદી

૨૬-૨-૧૯૦૮ (૧૭)

૨૫-૨-૧૯૦૮ (૩, ૪પુ૦૩)

૨૬-૧-૧૯૦૮ (૯)

દુર્ગારામ મંછારામ દવે 'મહેતાજી'

૨૫-૧૨-૧૮૦૯ (૨૬. ૪પુ૦૧૦)

૧૪-૧૨-૧૮૧૦ (૧૪)

દુલેરાય કારાણી

૨૩-૨-૧૮૯૭ (૩)

૨૬-૩-૧૮૯૬ (૧૭)

દેશળજી કહાનજી પરમાર

૧૨-૧-૧૮૯૪ (૪પુ૦૧, ૩, ૧૦)

૧૩-૧-૧૮૯૪ (૧૩૫, ૧૭)

ધીરજલાલ ધનજીભાઈ શાહ

૧૪-૧૧-૧૯૧૨ (૩)

૧૨-૧૧-૧૯૧૪ (૧૭)

નટવરલાલ શંકરલાલ જોશી

૧૯-૧૦-૧૯૧૭ (૩)

૨૦-૧૦-૧૯૧૭ (૧૭)

નથુરામ શર્મા આચાર્ય

૨૨-૯-૧૮૫૭ (૪ પુ૦૨, '૧૪)

૧૧-૧૦-૧૮૫૮ (૪ પુ૦૧૧ પૃ. ૨૯૯)

નાગરદાસ અમરજી પંડ્યા

૯-૨-૧૮૯૩ (૩, ૪પુ૦૩)

૬-૨-૧૮૯૩ (૧૭)

નાનાભાઈ કાલિદાસ ભટ્ટ

૧૧-૧૧-૧૮૮૨ (૧૧)

૧૪-૧૧-૧૮૮૧ (૧૭)

પુષ્કળ ચંદરવાકર

૬-૬-૧૯૨૦ (૪ પુ૦૧૧, ૧૦)

૬-૬-૧૯૨૧ (૧૭)

પૂજાલાલ ર. દલવાડી

૧૭-૬-૧૯૦૧ (૧૭)

૨૭-૬-૧૯૦૧ (૪ પુ૦૧૦)

બાલમુકુંદ મ. દવે

૭-૩-૧૯૧૫ (૧૭)

૭-૩-૧૯૧૬ (૪ પુ૦૧૧)

ભદ્રકુમાર અંબાલાલ યાજ્ઞિક

૨૯-૮-૧૯૦૭ (૩, ૪ પુ૦૧૧)

૨૮-૮-૧૯૦૭ (૧૭)

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

૧૧-૧૦-૧૮૯૯ (૪ પુ૦૧૧)

૧૬-૧૧-૧૮૯૯ (૧૭)

મનુભાઈ હરગોવિંદ દવે

૧૮-૯-૧૯૧૪ (૪ પુ૦૪, ૩)

૧૮-૧૧-૧૯૧૪ (૧૭)

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

૧૯-૯-૧૮૯૭ (૩. ૧૦)

સપ્ટે. ૧૮૯૭ (૪ પુ૦૧)

૩૦-૧૦-૧૮૯૭ (૧૭)

મીનુ બરજોરજી દેસાઈ

૧-૭-૧૯૧૯ (૧૧)

૧-૭-૧૯૧૮ (૧૭)

મુકુલ કલાર્થી

૨૦-૧-૧૯૨૦ (૧૭)

૨૦-૧-૧૯૨૪ (૩)

મુકુન્દરાય વિ. પારાશર્ય
૧૧-૨-૧૯૧૪ (૩, ૪ પુ૦૯, ૧૧)
૧૩-૨-૧૯૨૪ (૧૭)

મૂળરાજ અંજારિયા
૨૫-૩-૧૯૧૬ (૩, ૧૧)
૨૫-૩-૧૯૧૭ (૧૭)

મોહનલાલ પાર્વતીશંકર દવે
૧૦-૪-૧૮૮૩ (૩, ૪ પુ૦૧૧)
૨૦-૪-૧૮૮૩ (૧૬, ૧૭)

રણછોડભાઈ ઉદયરામ દવે
૧૦-૮-૧૮૩૭ (૪ પુ૦૧૧, ૧૦)
૯-૮-૧૮૩૭ (૧૫)
૩૦-૭-૧૮૩૮ (૪ પુ૦૧, ૧૪)

રતિલાલ મોહનલાલ ત્રિવેદી
૨૨-૩-૧૮૯૪ (રગ, ૪ પુ૦૩, ૧૭)
૨૪-૩-૧૮૯૪ (૪ પુ૦૧૧)

રત્નમણિરાવ ભીમરાવ જોટે
૧૭-૧૦-૧૮૯૫ (૧)
૧૯-૧૦-૧૮૯૫ (૪ પુ૦૨, ૭)

રમણલાલ પીતાંબરદાસ સોની
૨૫-૧-૧૯૦૮ (૧૭)
૨૩-૧૨-૧૯૦૭ (૪ પુ૦૧૧)

રમણલાલ વસંતલાલ દેસાઈ
૧૨-૫-૧૮૯૨ (૪ પુ૦૧,૧૦ ,૧૩ક)
૧૧-૫-૧૮૯૨ (૧૭)

રમણિકલાલ બલદેવ અરાલવાળા
૬-૯-૧૯૧૦ (૧૭)
૧૦-૯-૧૯૧૫ (૪ પુ૦૧૧)
૧૯૧૩ (૧૧)

રંભાબહેન મનમોહન ગાંધી
૨૭-૪-૧૯૧૧ (૪ પુ૦૧૧)
૨૯-૪-૧૯૧૧ (૧૭)

રાજેન્દ્ર સોમનારાયણ દલાલ
૧૨-૧-૧૮૮૨ (૧૭)
૧૨-૧-૧૮૮૩ (૪ પુ૦૧)

લીલાવતી કનૈયાલાલ મુનશી
૨૧-૫-૧૮૯૯ (૧૭)
૨૩-૫-૧૮૯૯ (૩, ૪ પુ૦૨, ૧૦)

શંકરલાલ મગનલાલ કવિ
૧૪-૧૨-૧૮૯૬ (૧૭)
૧૪-૨-૧૮૯૬ (૩, ૪ પુ૦૨)

શેખાદમ આબુવાલા
૧૫-૧૦-૧૯૨૯ (૯)
૭-૧૨-૧૯૨૯ (૧૭)

સુરેશ ફૂલચંદ ગાંધી
૫-૧-૧૯૧૧ (૧૭)
૫-૧-૧૯૧૨ (૪ પુ૦૧૧)

સુંદરજી ગો. બેટાઈ
૧૦-૮-૧૯૦૫ (૪ પુ૦૧૧, ૧૦)
૨૧-૯-૧૯૦૪ (૧૭)

હરભાઈ દુર્લભજી ત્રિવેદી
૧૧-૧૧-૧૮૯૨ (૩, ૪ પુ૦૧)
૧૪-૧૧-૧૮૯૨ (૧૭)

હરિહર પ્રાણશંકર ભટ્ટ
૩૦-૪-૧૮૯૫ (૩, ૪ પુ૦૯)
૧-૫-૧૮૯૫ (૧૭)

ઑક્ટોબર ૧૯૭૭ના અંકમાં પ્રકાશિત આ પ્રકારની સૂચિમાં સમાવિષ્ટ નામોની યાદી.

વિગત માટે તે અંક જુઓ.

૧. અંબાલાલ નૃ. શાહ
૨. અંબાલાલ બા. પુરાણી
૩. આનંદશંકર બા. ધ્રુવ
૪. આશારામ દ. શાહ
૫. ઈશ્વર પેટલીકર
૬. કનૈયાલાલ મા. મુનશી
૭. કરસનદાસ ન. માણેક
૮. 'કલાપી'
૯. 'કાન્ત'
૧૦. કૃષ્ણલાલ મો. ઝવેરી
૧૧. ખુરશેદજી બ. ફરામરોઝ
૧૨. ગટુલાલ ઘ. પંચનદી
૧૩. ગણપતરામ રા. ભટ્ટ
૧૪. ચંદુલાલ મ. શાહ
૧૫. ચંદ્રકાંત શેઠ
૧૬. ચંદ્રકાંત હરિપ્રસાદ મહેતા
૧૭. ચંદ્રશંકર પુ. ભટ્ટ
૧૮. ચાંપશી વિ. ઉદ્દેશી
૧૯. જમશેદજી નસરવાનજી પીતીત
૨૦. 'જયભિખ્ખુ'
૨૧. જયંત ધોકાઈ
૨૨. જયંતિ દલાલ
૨૩. જહાંગીર બ. મર્ઝબાન
૨૪. જેઠાલાલ ના. ત્રિવેદી
૨૫. જ્યોત્સ્ના બ. શુક્લ
૨૬. ઝવેરચંદ મેઘાણી
૨૭. ડાહ્યાભાઈ ધો. ઝવેરી
૨૮. ડાહ્યાભાઈ પી. દેરાસરી
૨૯. તખ્તસિંહ પરમાર
૩૦. દીપકબા દેસાઈ
૩૧. દોલતરામ કૃ. પંડયા
૩૨. ધનશંકર હી. ત્રિપાઠી
૩૩. નટવરલાલ મૃ. વીમાવાળા
૩૪. નરભેરામ પ્રા. દવે
૩૫. નરહરિ દ્વા. પરીખ
૩૬. નલિન ચન્દ્રકાંત રાવળ
૩૭. નવલરામ જ. ત્રિવેદી
૩૮. નારાયણ વિ. ઠક્કર
૩૯. નારાયણ હેમચંદ્ર દિવેચા
૪૦. નૃસિંહાચાર્ય દુ. યાજ્ઞિક
૪૧. 'પતીલ' (મગનભાઈ ભૂધરભાઈ પટેલ)
૪૨. પીતાંબર નરસિંહ પટેલ
૪૩. પ્રભુલાલ દયારામ દ્વિવેદી
૪૪. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી
૪૫. પ્રહ્લાદ જે. પારેખ
૪૬. પ્રાણજીવન વિ. પાઠક
૪૭. પ્રિયકાંત પ્રે. મણિયાર
૪૮. 'પ્રીતમલાલ કવિ'
૪૯. બકુલ ત્રિપાઠી
૫૦. બરકત વીરાણી 'બેફામ'
૫૧. 'બાદરાયણ' (ભાનુશંકર બા. વ્યાસ)
૫૨. બાલાશંકર ઉ. કંથારિયા
૫૩. બુલાખીરામ ચકુભાઈ કવિ
૫૪. ભાઈલાલ પ્ર. કોઠારી
૫૫. ભોગીલાલ જ. સાંડેસરા
૫૬. ભોગીન્દ્ર ર. દિવેટિયા
૫૭. ભોળાનાથ સારાભાઈ દિવેટિયા
૫૮. મણિલાલ ન. દ્વિવેદી
૫૯. મણિલાલ ભ. દેસાઈ
૬૦. મનસુખલાલ સૂ. ત્રિપાઠી
૬૧. મનહર મોદી
૬૨. મનુભાઈ રાજારામ પંચોળી 'દર્શક'

૬૩. મંજુલાલ જ. દવે
૬૪. મોહનલાલ તુ. મહેતા 'સોપાન'
૬૫. મોહનલાલ દ. ભટ્ટ 'મોહિનીચંદ્ર'
૬૬. યજ્ઞેશ હરિહર શુક્લ
૬૭. યશવંત સ. પંડ્યા
૬૮. રઘુવીર ચૌધરી
૬૯. રણજિત મો. પટેલ 'અનામી'
૭૦. રણજિત વાવાભાઈ મહેતા
૭૧. રમણલાલ પી. સોની
૭૨. રવિશંકર મહાશંકર જોશી
૭૩. રસિકલાલ છો. પરીખ
૭૪. રામપ્રસાદ મો. શુક્લ
૭૫. રાવજી છો. પટેલ
૭૬. 'લલિત' (જન્મશંકર મ. બૂચ)
૭૭. વિશ્વનાથ મ. ભટ્ટ
૭૮. વેણીભાઈ જ. પુરોહિત
૭૯. શશિન ઓઝા
૮૦. શંભુપ્રસાદ જોશીપુરા
૮૧. સાકરલાલ મા. ઘડિયાળી
૮૨. સુરેશ હ. જોશી
૮૩. સુંદરજી ગો. બેટાઈ
૮૪. હરગોવિંદ દ્રા. કાંટાવાળા
૮૫. હસનઅલી ર. નાયાણી 'નસીમ'
૮૬. હસમુખ હ. પાઠક
૮૭. હાજી મહમ્મદ અલારખિયા શિવજી
૮૮. હિંમતલાલ ગ. અંજારિયા
૮૯. હીરાલાલ ત્રિ. પારેખ

એકાંકી

# કર્મણિ

● રમેશ શાહ

[સામાન્ય મકાનનો એક ઓરડો. ડાબી બાજુએ બીજો ઓરડો, જે પ્રેક્ષકો જોઈ શકતા નથી. જમણી બાજુએ બે બારીઓ છે. સામેની દીવાલની જમણી બાજુએ બહાર જવાનું બારણું છે. ડાબી તરફ જાળી છે.

લોખંડનો પલંગ, બે ખુરશીઓ, એક ટેબલ, એક સ્ટૂલ, ફૂલદાની વગેરે રાચરચીલું વ્યવસ્થિત રીતે ગોઠવીને મૂકેલું છે.

પડદો ખૂલે છે, ત્યારે દાઢીવાળો માણસ ટેબલ-ખુરશી પર બેસી કોઈ પદાર્થનું માઇક્રોસ્કોપથી નિરીક્ષણ કરતો જણાય છે. લૂંગી અને બાંયવાળી ગંજી પહેરેલો ટાલવાળો માણસ હાથમાં કૅમેરા લઈ, પ્રેક્ષકો તરફ ફોટો પાડતો જણાય છે. પ્રકાશનો ઝબકારો થાય છે. બંને કશું જ જોઈ શકતા નથી.]

**દાઢીવાળો :** કશું જ જણાતું નથી.

**ટાલવાળો :** હું પણ એ જ કહું છું.

**દાઢીવાળો :** શું ? (વિરામ)

**ટાલવાળો :** તું મને કંઈ પૂછે છે ?

**દાઢીવાળો :** હા.

**ટાલવાળો :** કંઈક તો સમજાય એવું બોલ, કેટલાં વર્ષોથી આપણે સાથે રહીએ છીએ !

**દાઢીવાળો :** હસતો, સૂર્ય વિશેની કલ્પના વાહિયાત હોવી જોઈએ.

**ટાલવાળો :** ને તોય આપણે સમજાય એવું કશું બોલ્યા નથી.

**દાઢીવાળો :** (માઇક્રોસ્કોપમાંથી જોતાં) આ અજમો છે કે જીરું એ સમજવું અઘરું છે.

**ટાલવાળો :** તું પ્રયત્ન ચાલુ રાખ.

**દાઢીવાળો :** રોજ મથું છું. કંઈ જ સમજાતું નથી.

**ટાલવાળો :** કૅમેરાનો લેન્સ ઝાંખો થઈ ગયો છે ! (ઝબકારો થાય છે.) અરે, પેલો ક્યાં ગયો ?

**દાઢીવાળો :** અંદર હોવો જોઈએ.

**ટાલવાળો :** બૂમ પાડું ?

**દાઢીવાળો :** (હસે છે) એ બહેરો છે. તારી બૂમ એ નહિ સાંભળે.

**ટાલવાળો :** છતાં ટ્રાય કરવામાં આપણું શું જાય છે. કોઈ વાર એવું બને કે એને સંભળાવા માંડે !

**દાઢીવાળો :** ચાલ, આપણે પ્રયત્ન કરીએ. (બન્ને ડાબી બાજુએ જાય છે.)

**ટાલવાળો :** આપણે એનો ફોટો પાડી લઈએ. મને એનો ચહેરો યાદ નથી.

**દાઢીવાળો :** મૂરખામી ન કર. એના કાનને અવાજની જરૂર છે. આપણે એના કાન સુધી અવાજ મોકલવાનો છે.

**ટાલવાળો :** તેં એનું નાક જોયું છે ?

**દાઢીવાળો :** ચીબું હોવું જોઈએ.

**ટાલવાળો :** સાલાના માથા પર એક પણ વાળ નથી. (હસે છે.)

**દાઢીવાળો :** (ચીપીને) એ...ના મા...થા પર... લાં...બા...વાળ છે. એ જરા બટકો છે.

**ટાલવાળો :** પણ ઓલ ધ ટાઇમ એ અંદર શું કર્યા કરે છે ?

**દાઢીવાળો :** તું બૂમ પાડ...

ટાલવાળો : (અંદરના રૂમના બારણા પાસે જઈને) એય છી...છ...છી...છ...એય...

દાઢીવાળો : એ 'છીછ' કર્યે નહિ સાંભળે. પેલી ખુરશી લાવ.

(ટાલવાળો ખુરશી લાવી બારણા પાસે મૂકે છે. દાઢીવાળો તેના પર મુક્કા મારી અવાજ કરે છે.)

ટાલવાળો : (અંદર નજર નાખતાં) કંઈ સળવળાટ થાય છે.

દાઢીવાળો : રોજ આપણો કેટલો સમય બગડે છે! એ બહેરખાં સાંભળે તો એનો બાપ મરે!

(ફરી ખુરશી પર મુક્કા ઠોકે છે. ટાલવાળો કૅમેરાથી ફોટો પાડવાનો પ્રયાસ કરે છે. ઝબકારો થાય છે.)

દાઢીવાળો : શું થયું ?

ટાલવાળો : મેં ફોટો પાડ્યો....

દાઢીવાળો : પેલાનો? (વિરામ) એ બહાર આવ્યો?

ટાલવાળો : એ આપણને બહુ પરેશાન કરે છે!

દાઢીવાળો : એના મોઢામાં તો મગ ઓર્યા છે. મારે હજુ અજમો અને જીરું છૂટાં પાડવાનાં છે! દુષ્ટ...સુવ્વર...

ટાલવાળો : તું માઈક્રોસ્કોપથી જો તો ખરો, એને માથે વાળ છે જ નહિ

(બહારના બારણા તરફ ચાલે છે.)

દાઢીવાળો : મેં એને માથે હાથ ફેરવ્યો છે. એને લાંબા વાળ છે.

ટાલવાળો : (પોતાના માથે હાથ ફેરવતાં) ઓહ... એને લાંબા વાળ છે! (વિરામ) પણ એ દાઢી નહિ હોય એની શી ખાતરી ?

દાઢીવાળો : દાઢીના વાળ જાડા હોય, મૂરખ! વાળને હાથમાં લેતાં હું કહી શકું છું કે એ માથાનો છે કે દાઢીનો! સમજ્યો ?

ટાલવાળો : ઊભો રહે; હું એકાદ વાળ શોધી કાઢું...

(નીચે બેસી જમીન પર હાથ ફેરવે છે. બારણાની તિરાડમાંથી અંદર આવેલો કાગળ (પોસ્ટ કાર્ડ) એના હાથમાં આવે છે)

અરે, કોઈનો કાગળ છે...લે વાંચ જોઈએ, શું લખે છે ?

(સાંભળવાની મુદ્રામાં પલંગ પર બેસે છે.)

દાઢીવાળો : ના, ના .તું વાંચ. મને નહિ ફાવે.

ટાલવાળો : હવે વાંચ ને ડાહ્યો થયા વિના!

દાઢીવાળો : મેં કહ્યું ને કે હું નહિ વાંચું. ઝીણા અક્ષર ઉકેલવા મુશ્કેલ!

ટાલવાળો : તારું માઈક્રોસ્કોપ ક્યાં ગયું ? એનાથી વાંચ.

દાઢીવાળો : ચાલ, આપણે બન્ને વાંચીએ.

(બન્ને માઇક્રોસ્કોપ નજીક જાય છે. કાગળ ગોઠવે છે.)

દાઢીવાળો : પહેલાં તું વાંચ.

ટાલવાળો : ના, પહેલાં તું.

દાઢીવાળો : તારી હમેશાં આડાઈ...

ટાલવાળો : તું હમેશાં છટકી જાય છે...

દાઢીવાળો : ઓલ રાઇટ, હું વાંચું છું. (વાંચતાં) "માઇક્રોસ્કોપથી પત્ર કેમ વાંચો છો ? આંખો નથી ?"

(બન્ને એકબીજાની સામે જોઈ રહે છે.)

ટાલવાળો : હવે આગળ વાંચ.

દાઢીવાળો : માઇક્રોસ્કોપ વિના કેમ વંચાશે ? એણે તેમ કરવાની મના કરી છે.

(બન્ને બેસી રહે છે.)

પેલો બહાર નીકળે તો સારું!

ટાલવાળો : ઓલ ધ ટાઇમ અંદર શું કર્યા કરે છે, એ જ સમજાતુ નથી.

દાઢીવાળો : હરામખોર... દુષ્ટ કહીનો ...

ટાલવાળો : મારે હજુ વાળ શોધવાનો છે. કદાચ બીજો પત્ર આવ્યો હોય!

દાઢીવાળો : તું વાળ શોધ. કાગળ આવ્યો પણ હોય!
(ટાલવાળો બારણા પાસે જાય છે. પત્ર શોધે છે. હાથમાં કાગળ આવે છે.)

ટાલવાળો : છે. કાગળ આવ્યો છે. (ઊભો થઈ) લે વાંચ...

દાઢીવાળો : મને કંટાળો ન આપ. તું વાંચ.

ટાલવાળો : માઇક્રોસ્કોપ તારું છે.

દાઢીવાળો : પેલાએ તેનાથી વાંચવાની મના કરી છે.

ટાલવાળો : તે વિના વાંચ. પેલાને બૂમ પાડું ?
(ખૂબ જાડો માણસ–જેને લાંબા વાળ છે–અંદરના રૂમમાંથી આવે છે.

દાઢીવાળો : એ બહેરો તારી બૂમ સાંભળવાનો નથી... લે, કાગળ વાંચ...
(જાડો માણસ ખૂંખારો ખાય છે.)

ટાલવાળો : એ આવ્યો છે. એની પાસે કાગળ વંચાવીએ...

દાઢીવાળો : ના, કાગળ તો આપણે જ વાંચીએ. આપણે કંઈ આંધળા છીએ ? લાવ.....

ટાલવાળો : લે. (આપે છે. દરમ્યાન જાડો માણસ પલંગ પર બેસે છે.)

દાઢીવાળો : (વાંચતાં) "તમે એ જાડિયાને કેમ બોલાવ્યો ?"
(જાડો માણસ હકારસૂચક ડોકું હલાવે છે.)

ટાલવાળો : ખુરશી તેં જ મંગાવી હતી. મુક્કા તેં જ માર્યા હતા......
(જાડો માણસ ડોકું હલાવે છે.)

દાઢીવાળો : દરેક બાબતમાં મારો જ દોષ ? બૂમ પાડવાનું તો તેં જ પૂછ્યું હતું...જો કાગળ આવ્યો હશે !
(ટાલવાળો બારણા પાસે સરળતાથી જાય છે. કાગળ ઊંચકે છે.)

ટાલવાળો : ફરી એણે કાગળ લખ્યો ! લે વાંચ.
(જાડિયો માથું હલાવે છે. કેમેરો ઊંચકે છે. ફોટો પાડે છે. પ્રકાશ ઝબકે છે.)

દાઢીવાળો : (વાંચતાં) " હજુ પેલા જાડિયાને કેમ કાઢી મૂક્યો નથી ?"
(જાડો માણસ ડોકું હલાવે છે.)

ટાલવાળો : આપણે એને કહી દઈએ કે જતો રહે. એણે અહીં આવવાની ના પાડી છે.

દાઢીવાળો : એ આપણી વાત સાંભળે તો ને ?
(વિરામ)

ટાલવાળો : એક આઇડિયા છે......

દાઢીવાળો : ઝટ બોલી નાખ.
(જાડિયો માથું હલાવે છે.)

ટાલવાળો : તારી પાસે ચોકલેટ છે ?

દાઢીવાળો : ના. નથી.

ટાલવાળો : મારી પાસે છે. દર વખતે મારી ચોકલેટ વપરાઈ જાય છે)
(જાડિયો માથું હલાવે છે.)

દાઢીવાળો : હવે તારો આઇડિયા તો કહે.

ટાલવાળો : જો આ ચોકલેટ... (જાડિયો જુએ છે. પલંગ પરથી ઊભો થાય છે.) હું એને અંદરના રૂમમાં નાખું છું. (જાડિયો નજીક આવે છે.) એને લેવા એ અંદર જશે. પછી આપણે બારણું બંધ કરી દઈશું.... (થોડું ચાલે છે. જાડિયો અનુસરે છે. ચોકલેટ અંદરના રૂમમાં નાખે છે. જાડિયો ઝટપટ અંદર જાય છે. દાઢીવાળો બારણું બંધ કરી દે છે.)

દાઢીવાળો : હાશ ! આપણે બચી ગયા !

ટાલવાળો : હવે કાગળ ન આવે તો સારું !
(ખૂબ ડરથી બારણા પાસે જાય છે. બારણા નજીક ફંફોસે છે. કાગળ હાથ લાગે છે.) આવ્યો છે. હજુ કેટલી વાર આવશે ? લે. (આપે છે.)

દાઢીવાળો : (વાંચતાં) " તમે ચોકલેટ અંદરના રૂમમાં કેમ ફેંકી દીધી ? એને ટેબલ પર મૂકવાની છે."

ટાલવાળો : હવે ? ચોકલેટ તો પેલો ખાઈ ગયો હશે !

દાઢીવાળો : બારણું ખોલીશું તો પેલો અહીં આવશે.

ટાલવાળો : મારી પાસે બીજી ચોકલેટ છે... (કાઢે છે.)

દાઢીવાળો : એને ઝટ ટેબલ પર મૂકી દે. (ટાલવાળો તેમ કરે છે.) હવે જોઈ આવ, કાગળ હોય તો .. બારણા નજીક જાય છે.

ટાલવાળો : હે ભગવાન ! મારી પાસે બીજી ચોકલેટ ન હોત તો શું થાત ? લે વાંચ.

દાઢીવાળો : (વાંચતાં) "પેલી અંદર ફેંકી એ જ ચોકલેટ ટેબલ પર મૂકો."

ટાલવાળો : એ ચોકલેટ તો એના પેટમાં પડી હશે !

દાઢીવાળો : My God ! આપણે જબરા ફસાયા !

ટાલવાળો : તેં જ મને બૂમ પાડવાનું કહ્યું 'તું...

દાઢીવાળો : તું બારણું ખોલ. એને ચોકલેટ જડી ન હોય તો...

ટાલવાળો : પેટ્રસ ધ પોઈન્ટ. લેટ'સ હોપ સો... (બારણું ખોલે છે. બંને અંદર જાય છે. જાડિયો બહાર નીકળી પલંગ પર બેસે છે. ચોકલેટનું રેપર ખોલી, ચોકલેટ મોંમાં મૂકી મમળાવે છે. પેલા બન્ને બહાર આવે છે.)

દાઢીવાળો : આપણે બન્ને ફરી વાર બચી ગયા. પેલાએ ચોકલેટ ખાધી ન હતી.

ટાલવાળો : હું પણ એ જ કહેવાનો હતો. એને ચોકલેટ ન જડી, તે સારું થયું !

દાઢીવાળો : લે આ રહી. ત્યાં ડોલ પાસે પડી હતી !

ટાલવાળો : (મુઠ્ઠી ખોલીને બતાવતાં) મને બાટલી પાસેથી મળી. આ રહી, જો.

દાઢીવાળો : તેં તારા ખિસ્સામાંથી કાઢી હશે.

ટાલવાળો : ના યાર, આ જ ઓરીજિનલ છે; આપણે ફેંકી તે જ.

(જાડિયો ડોકું હલાવી ઊભો થાય છે.)

દાઢીવાળો : જે હોય તે આપણે બંનેને ટેબલ પર મૂકીએ. એક તો ઓરીજિનલ હશે ને ! (બન્ને ટેબલ પર પોતપોતાની ચોકલેટ મૂકે છે.)

ટાલવાળો : એ બહુ ચબરાક લાગે છે. ! હું તપાસ કરું. કદાચ આવ્યો હોય ! (જાડિયો ટેબલ પરની બન્ને ચોકલેટ ઉઠાવીને પલંગ પર જઈ બેસે છે) આવ્યો છે. આ વખતે હું જ વાંચું.

દાઢીવાળો : (ઝડપથી ત્યાં જઈને–) લાવ, તને નહિ ફાવે.

ટાલવાળો : મને વાંચવા દે ને ?...અચ્છા, લે તું જ વાંચ.

દાઢીવાળો : (વાંચતાં) "તમે પેલી ચોકલેટ મૂકવાને બદલે બીજી બે કેમ મૂકી ?"

(જાડિયો રેપર ખોલી બન્ને ચોકલેટ મોંમાં મૂકી દે છે.)

દાઢીવાળો : હવે શું કરીશું ?

ટાલવાળો : કાગળ આવવો જોઈએ. એ આપણને માફ કરી પણ દે !

દાઢીવાળો : માથાના વાળ અને દાઢીના વાળમાં ફરક હોય છે. (વિરામ)

(એ બારણા નજીક જાય છે. તિરાડમાંથી કાગળ ખેંચી લે છે.) છે...

ટાલવાળો : લાવ હું વાંચું... (લે...છે. વાંચતાં–) "આ વખતે પેલા પાસે કાગળ કેમ મંગાવ્યો ? અને તું કેમ વાંચે છે ?" (દાઢીવાળો તેના હાથમાંથી કાગળ ઝૂંટવી લે છે. ખુરશી તરફ જઈ, ત્યાં બેસે છે.)

દાઢીવાળો : તું ત્યાં નજર રાખ...

(ટાલવાળો) ફ ફ઼સતો બેઠો છે. ત્યાં કશું નથી.)

ટાલવાળો : (કૂદીને) નથી. આપણે બચી ગયા.

દાઢીવાળો : બરાબર જો.

ટાલવાળો : હું બરાબર કહું છું. ત્યાં કશું જ નથી.

દાઢીવાળો : તું બિલકુલ આંધળો છે !

ટાલવાળો : આંધળો તું અને તારો બાપ આંધળો.

દાઢીવાળો : બારણું ખોલીને જો...

(ટાલવાળો બારણું ખોલી આસપાસ જુએ છે.)

ટાલવાળો : બહાર કોઈ નથી.

દાઢીવાળો : સાચે જ આપણે બચી ગયા !

(ટાલવાળો બારણું બંધ કરે છે. તિરાડમાંથી કાગળ અંદર આવે છે. ટાલવાળાના હાથમાં આવે છે.)

ટાલવાળો : ના, આપણે બચી શકવાના નથી. લે કાગળ...

દાઢીવાળો : હે ભગવાન !

ટાલવાળો : (એના હાથ પકડી) કાગળમાં 'હે ભગવાન !' લખ્યું છે ?

દાઢીવાળો : ના.

ટાલવાળો : બકવાસ કર્યા વિના કાગળ વાંચ ને.

દાઢીવાળો : (વાંચતાં) "બકવાસ કર્યા વિના કાગળ વાંચ ને."

ટાલવાળો : તું મારા ચાળા પાડે છે ?

દાઢીવાળો : (વાંચતાં) "તું મારા ચાળા પાડે છે?"

ટાલવાળો : મારા ચાળા પાડવા રહેવા દે, એમાં મજા નથી !

દાઢીવાળો : (વાંચતાં) "મારા ચાળા પાડવા રહેવા દે, એમાં મજા નથી !"

ટાલવાળો : એટલે તારે મજા ચાખવી છે !

દાઢીવાળો : (વાંચતાં) "એટલે તારે મજા ચાખવી છે !"

ટાલવાળો : (માથામાં ફટકારતાં) લે, લેતો જા.

દાઢીવાળો : (વાંચતાં) "લે, લેતો જા."

ટાલવાળો : (બેચાર લાતો લગાવે છે. ઉપર ચઢી બેસે છે.) હું આજે તને જીવતો નહિ છોડું.

દાઢીવાળો : (મુશ્કેલ હાલતમાં, છતાં વાંચતાં–) "હું તને આજે જીવતો નહિ છોડું."

(ટાલવાળો તેને વધુ ફટકારે છે. દાઢીવાળો ઊંહકારા બોલાવતાં તરફડે છે. ટાલવાળો એકદમ ઊભો થઈ બારણા તરફ દોડે છે. સાત પત્રો લઈ દાઢીવાળા નજીક આવે છે.)

ટાલવાળો : લે, વાંચ આ વખતે ઘણા પત્રો આવ્યા છે. (જાડિયો ઊભો થાય છે. દાઢીવાળાનાં ખિસ્સાં ફંફોસે છે. અંદરથી ચોકલેટ મળી આવે છે. એ લઈ પલંગ પર બેસે છે. ખાય છે.) તું નહિ વાંચે તો કોણ વાંચશે? વાંચવાની મને મનાઈ કરી છે ! (બધા પત્રો એના શરીર પર મૂકે છે. દાઢીવાળો બેઠો થાય છે. ચારે પત્રોને મનમાં ગણે છે.)

દાઢીવાળો : (બેઠાં બેઠાં વાંચતાં–) "આંધળા મૂઆ છો, તે ઘરને આમ વ્યવસ્થિત ગોઠવી રાખ્યું છે!"

(તે પત્ર ટાલવાળાને આપે છે. બન્ને જણ રમતું નિરીક્ષણ કરે છે.)

ટાલવાળો : જો, બીજામાં શું લખ્યું છે ?

(વાંચતાં)

દાઢીવાળો : "પેલી ખુરશીને ત્યાંથી ઉઠાવી બરાબર બારણા વચ્ચે મૂકો."

(ટાલવાળો તેમ કરે છે.)

દાઢીવાળો : (વાંચતાં) "ટેબલ પરનાં પુસ્તકો ડાબી બાજુના બારણા તરફ ફેંકો."

(બન્ને જણ ઝટઝટ પુસ્તકો ઉઠાવી બારણા તરફ ફેંકવા માંડે છે.)

ટાલવાળો : આગળ વાંચ.....

દાઢીવાળો : (વાંચતાં–) "ટેબલને આડું પાડી દો.

(બન્ને તેમ કરે છે.)

ટાલવાળો : હવે તું સાચવીને ચાલજે.
દાઢીવાળો : તું તારું સંભાળ ને–
ટાલવાળો : આ તો જસ્ટ, ગબડી ન પડાય એ માટે કહ્યું. હં...હવે ?
દાઢીવાળો : (વાંચતાં) "પલંગ પરની ચાદર અને ઓશિકાં જમણી તરફ અથવા ડાબી તરફ અથવા આગળ અથવા પાછળ–અથવા ગમે ત્યાં ઉછાળો."
(બન્ને પલંગ પાસે જાય છે. ચાદર ખેંચે છે. જાડિયો બેઠેલો હોવાથી ચાદર ખેંચાતી નથી. બન્ને પલંગને આડો પાડવા પ્રયાસ કરે છે. જાડિયો નીચે પડે છે. બન્ને ચાદર તથા ઓશિકાં ગમે તેમ ઉછાળે છે. જાડિયો ખુરશી પર બેસે છે )
ટાલવાળો : પેલો અંદર ગયો લાગે છે. !
દાઢીવાળો : તું એને યાદ ન કર. (વાંચતાં) "ટેબલને આડું પાડી, તેના પર ગાદલું ઝીંકો."
(બન્ને તેમ કરે છે. તેમ કરતાં ટાલવાળો પલંગ સાથે અથડાઈને પડે છે.)
ટાલવાળો : તું પડ્યો તો નથી ને–
દાઢીવાળો : સહેજમાં બચી ગયો–
ટાલવાળો : ગુડ. હવે આગળ વાંચ.
દાઢીવાળો : (વાંચતાં) "પલંગને ઊભો કરી જમણી તરફના બારણા નજીક ફેંકો."
(મુશ્કેલીથી બન્ને તેમ કરે છે.)
બસ. હવે મારી પાસે કાગળ નથી. જા, બીજો આવ્યો હોય, તો લઈ આવ.
ટાલવાળો : મારાથી ત્યાં જવાશે નહિ.
દાઢીવાળો : જરા સંભાળીને જા.
(ટાલવાળો મુશ્કેલીથી ત્યાં પહોંચે છે. જતાં વચ્ચે પડેલી વસ્તુઓ સાથે અથડાય છે. એ પોસ્ટ કાર્ડ આવ્યાં છે તે લે છે.)
ટાલવાળો : કમબખ્ત! હજુ ક્યારે બધ થશે?
દાઢીવાળો : એને અહીં લઈ આવ.

ટાલવાળો : મારાથી ત્યાં અવાશે નહિ. તું અહીં આવ.
દાઢીવાળો : પણ ત્યાં પ્રકાશ ક્યાં છે?
ટાલવાળો : બધે જ સરખો પ્રકાશ છે. સાચવીને આવી જા.
દાઢીવાળો : (જવા પ્રયાસ કરે છે. ટેબલ–ગાદલા પર ગડથોલું ખાઈ પડે છે.)
મારાથી ત્યાં નહિ અવાય. તું એને અહીં લાવ.
ટાલવાળો : ત્યાં આવવાની મારી હિંમત નથી.
દાઢીવાળો : તારો હાથ આ તરફ લંબાવ. થોડો આગળ વધ.
(ટેબલની બીજી તરફ ટાલવાળો હાથ લંબાવીને આગળ વધે છે. બન્ને એકબીજાના હાથને અડકે છે. દાઢીવાળો બન્ને કાગળ લે છે.)
ટાલવાળો : ઝટ વાંચી નાખ.
દાઢીવાળો : (વાંચતાં) "પેલી ફૂલદાની તોડી નાખી એના ટુકડા બધે વેરો."
ટાલવાળો : ઇમ્પોસિબલ ! ત્યાં પહોંચવું જરાય સહેલું નથી.
દાઢીવાળો : જો, એ તારા તરફ હશે. તું લઈ આવ. તોડવાનું કામ હું કરીશ કેટલાય દિવસથી મેં કંઈ તોડ્યું નથી!
ટાલવાળો : તો મેં ક્યાં કશું તોડ્યું છે? એ કામમાં મને કાચો સમજે છે?
દાઢીવાળો : અત્યારે ચર્ચાનો સમય નથી. કામ મહત્ત્વનું છે.
(બન્ને જણ ફૂલદાની તરફ આગળ વધે છે. એકસાથે એને ઉપાડે છે. રોષપૂર્વક ફૂલદાનીને પછાડે છે. એના ટુકડા બધે વેરાય છે.)
ટાલવાળો : હાશ......
દાઢીવાળો : હજુ બીજો કાગળ વાંચી લઉં...પછી હાશ ..! (વાંચતાં) "સ્ટુલને આડું પાડી, લાત મારી ગબડાવો."

(બન્ને તેમ કરે છે. પગમાં વાગે છે. દરમ્યાનમાં જાહિયો અંદરના રૂમમાંથી પ્લાસ્ટિકની ત્રણેક ડોલ, થોડાં વાસણો, માટલું, સાવરણી, કેરોસીનનો ડબ્બો, જોડા, તાળું, દોરડું વગેરે લાવી, ગમે ત્યાં ફેંકે છે.)

**ટાલવાળો :** આ અવાજો કયાંથી આવે છે?

**દાઢીવાળો :** (લાગણીવશ) આપણે ફૂલદાની તોડી નાખી? કેટલાં વર્ષોથી એ અહીં હતી! (વિરામ) જા, તું તપાસ કર.

**ટાલવાળો :** હવે મારાથી ત્યાં નહિ જવાય.

**દાઢીવાળો :** ચાલ, આપણે બન્ને જઈએ.

(બન્ને એકબીજાનો હાથ પકડી આગળ વધવાનો પ્રયાસ કરે છે. ફૂલદાનીના ટુકડા ચૂંભે છે. બેસી પડે છે. પલંગ સાથે અથડાય છે. પડે છે. બેઠા બેઠા આગળ વધે છે. છેક બારણા નજીક પહોંચે છે.)

**દાઢીવાળો :** જો, કાગળ આવ્યો હોય તો—

(ફંફોસે છે. કશું જ મળતું નથી.)

**ટાલવાળો :** નથી. નિરાંત થઈ!

**દાઢીવાળો :** કેટલો સમય? હમણાં આવશે. (વિરામ)

**ટાલવાળો :** કશું જ જણાતું નથી!

(બન્ને કાગળની રાહ જોતા બેસી રહે છે. ઉપરની છતમાંથી બે–ત્રણ પોસ્ટ કાર્ડ પડે છે. જાહિયો સંભાળપૂર્વક ચાલીને તેને લઈ લે છે. ટેબલ પર બેસે છે. પોસ્ટ કાર્ડને આમતેમ ફેરવે છે. એક પછી એક ફાડે છે. પેલા બે બેઠા છે, તે તરફ ટુકડાઓ ઉડાડે છે.)

[પડદો પડે છે.]

---



**સરનામું :** રમેશ શાહ, ૧૩, શ્રીનાથ સોસાયટી, ઉસ્માનપુરા, અમદાવાદ–૧૩

---

(પાન નં. ૭નું અનુ.)

સહી

| | |
|---|---|
| (૧) નિરંજન ભગત | લેખક અને અધ્યાપક |
| (૨) હસમુખ પાઠક | લેખક અને ગ્રંથપાલ |
| (૩) રઘુવીર ચૌધરી | લેખક અને અધ્યાપક |
| (૪) ભગતભાઈ શેઠ | આર. આર. શેઠની કંપની |
| (૫) ઈશ્વર પેટલીકર | લેખક, પત્રકાર અને ઉપપ્રમુખ ગુજરાતી સાહિત્ય પરિષદ |
| (૬) યશવંત શુક્લ | લેખક, કેળવણીકાર અને ,, ,, ,, ,, |
| (૭) શિવજી આશર | વોરા એન્ડ કંપની |
| (૮) પ્રકાશ ન. શાહ | લોકસ્વરાજ આંદોલન સમિતિ |
| (૯) ભાઈદાસ પરીખ | પ્રમુખ, ગુ. સા. પ્ર. અને વિ. મંડળ |
| (૧૦) જિતેન્દ્ર દેસાઈ | મેનેજિંગ ટ્રસ્ટી, નવજીવન ટ્રસ્ટ |
| (૧૧) નીરુભાઈ દેસાઈ | પત્રકાર તથા સભ્ય ગુ. રા. આયોજન બૉર્ડ |
| (૧૨) વનરાજ માળવી | ગ્રંથ લોક પ્રકાશક |
| (૧૩) ઠાકોરભાઈ શાહ | ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય |

આ જ્ઞાનોદયથી બંને મૂંઝાયાં. પરંતુ કોઈ નજીક નહિ.

છોકરાએ ઇરાદાપૂર્વક ખાલી જતું પિક્ચર નો પ્રસ્તાવ મૂક્યો. જોકે તેને ગળા સુધી ખાતરી કે આજે છોકરી ઇનકાર નહિ કરે પણ ગળે રે તેવું વ્યવહારુ બહાનું કાઢશે.

છોકરીએ હા પાડી.

છોકરો ભોંઠો પડ્યો.

થિયેટરના ખાલી ખૂણે બેઠા પછી છોકરાએ કરીના ગળામાં હાથ નાખ્યો.

છોકરીએ વિરોધ ન કર્યો.

છોકરાનો હાથ છોકરીના ચહેરા પર ફરવા ડ્યો.

છોકરીએ વિરોધ ન કર્યો.

છોકરાના હાથની આંગળી છોકરીના બે હોઠની ચે ફરી છોકરીની જીભ પકડવાનો પ્રયત્ન કરી રહી.

છોકરીએ છોકરાની ફરતી આંગળીએ હલકું યકું ભર્યું.

છોકરાએ આંગળી ન ખસેડી.

છોકરીએ સિફતથી પોતાના હોઠ વચ્ચે ફરતી ાંગળીઓ પોતાના હાથમાં પકડી, છોકરાના તે થના પંજા સાથે પોતાનો પંજો ભીડી દીધો.

છોકરાનો એ હાથ હવે કશું કરી શકે તેમ હોતો.

છોકરાએ એ હાથ ત્યાં જ રહેવા દઈ, બીજો થ છોકરીના સ્તન પર મૂક્યો.

છોકરીએ પોતાના બીજા હાથ વડે, છોકરાનો જો હાથ પણ રમાડતા રમાડતા પકડી લીધો.

છોકરાના બંને હાથ નાકામયાબ થઈ ગયા.

છોકરાએ પોતાના બંને હાથ પાછા ખેંચી લીધા.

બંને પિક્ચર જોવા માંડયાં.

છોકરાએ ફરીથી છોકરીનો હાથ પકડ્યો.

છોકરીએ વિરોધ ન કર્યો.

છોકરાએ પકડેલો હાથ પોતાના ખોળામાં લીધો.

છોકરીએ વિરોધ ન કર્યો.

બહુ વાર સુધી ભિડાયેલા રહેવાથી, બંને હથેળીઓ વચ્ચે પરસેવાનાં ટીપાં બાઝી ગયાં.

પરસેવો માત્ર છોકરાની હથેળીમાંથી છૂટેલો.

માથાની પીન સરખી કરવાના બહાને છોકરીએ હાથ લઈ લીધો.

છોકરાએ ફરીથી હાથ ન પકડ્યો.

પિક્ચર પૂરું થયું.

છોકરાએ પ્રસ્તાવ મૂક્યો કે કોઈ એવી જગ્યાએ જઈએ જ્યાં તેમના બે સિવાય ત્રીજાના આગમનની સંભાવના ન હોય.

બંનેને એક સાથે યાદ આવ્યું કે પ્રથમ વખત શારીરિક સંબંધ બાંધવો હતો ત્યારે છોકરાએ આવા જ શબ્દો વાપરેલા.

છોકરીએ ના પાડવા હોઠ ઉઘાડયા.

પરંતુ છોકરાના ચહેરા પરના સ્મિતની તબિયતનો વિચાર આવતાં છોકરીએ કોઈ પ્રત્યુત્તર ન વાળ્યો.

બંને એવા સ્થળે પહોંચી ગયા.

આવેશમાં છોકરો, છોકરી પર તૂટી પડ્યો. ઉપરાછાપરી, ફટાફટ ચુંબનોનું આક્રમણ છોકરીના ચહેરા પર થયું. વીજળીની ત્વરા અને ઉષ્માથી છોકરાના બંને હાથ છોકરીના સમગ્ર શરીર પર ફરી વળ્યા.

છોકરી સ્થિર હતી. લાકડા જેવી જડ, બરફ જેવી ઠંડી.

છોકરો ઊભો થઇ ગયો, છોકરીના સામે તાકી રહ્યો.

એકાએક છોકરાએ છોકરીને તમાચો ચોડી દીધો, અને મોં છુપાવી એક બાજુ બેસી ગયો.

છોકરીએ છોકરાના વાળમાં આંગળી ફેરવી છોકરાને સોરી કહ્યું.

છોકરીએ કહ્યું કે ચાલ જઈએ.

છોકરાએ વિરોધ ન કર્યો.

બંને એ સ્થળે પહોંચી ગયાં જ્યાંથી હવે છૂટા પડવાનું હતું.

છોકરીએ કહ્યું કે મળજે કોઈક વાર.

છોકરાએ ના પાડી.

છોકરી મૌન રહી

છોકરાએ કહ્યું કે તેને ખબર નથી પડતી કે તે તેને પ્રેમ કરતી હતી કે નહિ.

છોકરી ફરી મૌન રહી.

છોકરાએ કહ્યું કે તેને એમ લાગે છે કે તે તેને પ્રેમ કરતો હતી.

છોકરીએ એમ ન પૂછ્યું કે તે તેને પ્રેમ કરતો હતો કે નહિ. તેનું ધ્યાન તો છોકરાએ પહેરેલા સરસ મઝાના ફક્કડ શર્ટ પર હતું. અને જ્યારે છોકરો બોલી રહ્યો હતો, ત્યારે તેને એવો વિચાર સ્ફુરતો હતો કે આવું શર્ટનું કાપડ તે તેના ભાવિ પતિને ભેટ આપશે.

તેઓ બંને છૂટાં પડ્યાં.

પોતાના માર્ગે જતાં, છોકરીને યાદ આવ્યું કે પેલું શર્ટનું કાપડ તો તેણે જ છોકરાને ભેટ આપ્યું હતું.

[તાજા વાર્તાસંગ્રહ 'નિમજ્જન'માંથી]

# ગ.

અંબાલાલ મ. ચૌહાણ

કરવતનો ક.

ખડિયાનો ખ.

ગધેડાનો ગ.

ના, ગણપતિનો ગ.

ના, ગધેડાનો.....

ના, ગણપતિનો.....

ના.....

ના.....

મહાગાંઠ પડી.

ગધેડાઓનું સરઘસ નીકળ્યું. બધા ગણપતિ સે ગયા. ગણપતિ લાડુના ઘેનમાં હતા. એ ન ન્યા.

સરઘસ ગયું હિમાલયમાં. બધાએ પર્વતારોહણની ાલીમ લીધી. સાધન એકઠાં કર્યાં. બે ચાર શેરપા- ાને પણ સાથે લીધા. પછી કૈલાસ શિખર પર હોંચ્યા. શંકર, ભીલરાણી બનેલ પાર્વતી સાથે ત્ય કરી રહ્યા હતા. બધા ગધેડા ચૂપચાપ બેસી યા ને નૃત્ય જોવા લાગ્યા. નૃત્ય અટક્યું નહીં. કેટલાક ધેડા નૃત્યમાં જોડાયા.

વન.....ટુ.....ચા.....ચા.....ચા.

વન.....ટુ.

આઇ.....લવ.....યુ.

શંકરપાર્વતીને ન ફાવ્યું. એમણે નૃત્ય બંધ યું. નૃત્ય અટક્યું એ અમુક ગધેડાઓને ન ગમ્યું.

ફરિયાદ રજૂ થઈ. મીઠું, મરચું, મસાલો અને ચટણી ઉમેરાવાથી એ સ્વાદિષ્ટ બની.

શંકરે ગણપતિને બોલાવ્યા. સમજાવ્યા. ગણપતિ એકના બે ન થયા. એમણે ન્યૂટનનો પહેલો નિયમ (એટલે કે જડત્વનો નિયમ) અપનાવ્યો. શંકરનું ત્રીજું લોચન ખૂલી ગયું.

"સા.....લ્લા, ગધેડા જેવો જ છે."

અમારી ઑફિસના બોસ શંકરલાલ વ્યાસ મને તતડાવી રહ્યા હતા. એમણે ફાઇલ ટેબલ પર પટકી. તોપ ફૂટી હોય કે ધરતીકંપ થયો હોય એટલો મોટો અવાજ થયો. મારી મતિ મૂંઝાઈ ગઈ. પાંચ મિનિટમાં હું બે વાર ગધેડો બની ચૂક્યો હતો.

હોલાની જેમ ફફડતો અને પરસેવાથી રેબઝેબ હું કેબિનની બહાર નીકળ્યો. સમગ્ર વિશ્વ અંધકારનો વિશાળ સાગર બની ગયું. એનાં મોજાંઓના પછ- ડાટથી મારી નાવ તૂટી ગઈ. હું ગૂંગળાવા લાગ્યો.

ત્રિશંકુની જેમ હું અવકાશમાં ફંગોળાયો. શૂન્યથી અનંત તરફ અને અનંતથી શૂન્ય તરફ. સાદી પ્રસંવાદી ગતિ નહીં પણ વિકૃત પ્રસંવાદી ગતિ. શૂન્ય અને અનંતના અંકોડાઓની પકડ વચ્ચે હું તરફડવા લાગ્યો.

અમીબાના કૃત્રિમ પગોએ ખોરાકના કણનો ભરડો લીધો છે. કણનો રસકસ ચૂસાઈ રહ્યો છે. હમણાં અમીબા કણના નકામા પદાર્થને વિષ્ટિ તરીકે છોડી દેશે.

" કેમ ગણેશભાઈ, શું થયું ?" હું ખુરસીમાં બેસવા જતો હતો કે ટાઇપિસ્ટ શીલાએ પૂછ્યું. એના સ્મિતમાં વ્યંગ હતો ને આંખમાં કટાક્ષ.

પાણીપતના યુદ્ધમાં હેમુને આંખમાં તીર વાગ્યું હતું. કેબિનમાં બહેરામખાન અકબરને સમજાવી રહ્યો હતો–હેમુનો વધ કરવો જોઈએ.

બિચારો હેમુ !

પત્ની, ચાર બાળકો, સવારસાંજ ટ્યૂશન રખડપટ્ટી, દોડધામ. યંત્રોના ચક્કર વચ્ચે અનેક વાર પીસાઈ ચૂકેલા શેરડીના કૂચામાંથી હજુય રસ નીકળી રહ્યો છે ! મારી પત્ની અને બાળકો બધાં મોજથી રસની મજા માણે છે. એ રસનો રંગ લાલ છે છતાં મને આશ્ચર્ય થતું નથી !

પણ મારે શીલાને શો જવાબ આપવો ?

ખરેખર તો શીલા જવાબ જાણે જ છે.

હું જાણે કમરમાંથી વાંકો વળી ગયો છું અને હવે તો ગધેડો જ લાગું છું. મારી પીઠ પાછળ હસતા અને કતરાતા લોકોની નજરોનો બોજ ગધેડાની ગુણોના ભાર કરતાં અનેક ગણો સવિશેષ છે.

ડાહ્યો ગધેડો નદીના પાણીમાં બેસવા જાય છે. પણ એની પીઠ પર લદાયેલો બોજ મીઠું નથી, રેતી છે.

ડાહ્યો ગધેડો મૂર્ખ છે.

સિદ્ધાંતનું પૂંછડું પકડી રાખનાર મારી જાત પર મને દયા આવી.

બોસને મારા વિરુદ્ધ બહેકાવનાર મારા વિરોધીઓ પર મને તિરસ્કાર થયો.

બહાર વીજળીનો ઝબકારો થયો. અવકાશમાં જાણે લખાયું–મૂર્ખ ગધેડા ડાહ્યા છે !




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશ પ્રકટ કરીએ છીએ.

૫૪. ચંદ્રકાન્ત શેઠ
પૂર્ણેશ્વર ફ્લેટ્સ
ગુલબાઈ ટેકરા
આંબાવાડી
અમદાવાદ–૩૮૦૦૧૫

૫૫ જ્યોતિષ જાની
એ ૪, જેતિતા એપાર્ટમેન્ટ્સ
અલકાપુરી
વડોદરા–૩૯૦૦૦૭

૫૬. જગદીશ જોષી
બજારગેટ હાઈસ્કૂલ
ગનબો સ્ટ્રીટ
ફોર્ટ
મુંબઈ–૪૦૦ ૦૦૧

૫૭. મુકુન્દ પરીખ
૫, પરિત્યાગ સોસાયટી
પ્રભુદાસ ઠક્કર કૉલેજ માર્ગ
પાલડી
અમદાવાદ–૩૮૦૦૦૭

૫૮. શેખાદમ આબુવાલા
વહોરવાડ, જમાલપુર
અમદાવાદ–૩૮૦૦૦૧

# હજી યે તું સાંભરે છે

વિઠ્ઠલ પંડ્યા

દેવેનનું દિલ પાછળ રહી ગયું હતું અને ઉદાસ ચિત્તે મુંબઈ તરફ એ જઈ રહ્યો હતો. એની નજર સામેથી વિજયા ખસતી નહોતી. વિજયા એની છાતીએ વળગીને આવી હતી. વિજયા એના અણુએ અણુમાં પ્રસરી ગઈ હતી. એના વિના હવે જીવી શકાશે નહિ એમ લાગી રહ્યું હતું!

પરંતુ ગગુ શેઠે તાર કરી પોતાને કેમ તેડાવ્યો હતો એ એને હજીયે સમજાતું નહોતું. ગગુ શેઠ સુધી પોતાના વિજયા જોડેના પ્રેમ–સંબંધની વાત નરોત્તમે પહોંચાડી હોય તો...અવશ્ય હવે નવાજૂની બનવા સંભવ હતો. વિજયા ખાતર કદાચ પોતાની નોકરી છોડવાની નોબત પણ આવી જાય! આજ દિન લગી શેઠે પોતાની પ્રત્યે જે કૃપા વરસાવી છે એ એમની પુત્રીના હિત સારુ જ વરસાવી છે! એટલે વિજયા તરફના પોતાના પક્ષપાતની વાત કોઈ રીતે એ સહન કરી શકશે નહિ!

જે થાય એ ભલે થાય. આ જિંદગી કાંઈ ગગુ શેઠને ગુલામી–ખત કરી લખી નથી દીધી! કદાચ છે ને શેઠ વધુ આકરાણિના થશે, તો પોતે નોકરી છોડતાં વાર નહિ કરે! વિજયા ખાતર ગમે તે ભોગ આપતાં પોતે અચકાશે નહિ! નોકરી તો બીજીયે મળશે, પરંતુ બીજી વિજયા નહિ મળે! ના—પોતાની પ્રેમભાજન વિજયા એક જ છે અને અદ્વિતીય છે! એને ગુમાવી બેસીશ તો સારીયે જિંદગી પસ્તાવાનું રહેશે, દેવેન!

સવારે મુંબઈ પહોંચી, સ્ટેશનેથી સીધો કલબ પર ગયો. નહાઈપરવારી ગગુ શેઠને ત્યાં ફોન જોડયો. સામેથી માણેકબાએ ફોન ઉપાડયો. દેવેને કહ્યું:

'નમસ્તે બા! હું દેવેન બોલું છું!'

'કયારે આવ્યા ધંધૂકાથી, બેટા?'

'અબઘડી આવ્યો, બા!' કહી દેવેને પૂછયું, 'શેઠસાહેબ છે ઘરમાં?'

'હા, છે. ફોન એમને આપું છું. પણ દેવેન, મીના ત્યાં આવવાની હતી તે તમને મળી?'

'મીના ધંધૂકા આવવાની હતી, બા?'

'હા. કહેતી'તી કે દિવાળીના દિવસોમાં હું ધંધુકા પહોંચીશ અને ચાર–છ દિવસ એની જોડે રહીશ!'

'પરંતુ હું નીકળ્યો ત્યાં લગીમાં તો એ નથી આવી, બા!'

'હશે. લો, આ શેઠ આવ્યા! વાત કરો, બેટા!'

મીના ધંધુકા પહોંચી હશે એ વાત સાંભળતાં જ દેવેન અસ્વસ્થ થઈ ગયો હતો. વિજયા સાથે એનો ભેટો થાય એમ એ ઇચ્છતો નહોતો. કાલે સાંજે માસા–માસી વિજયા તથા જમુમાને મળી લઈ સમજાવટ કરવાનાં હતાં. એવે પ્રસંગે એ ત્યાં જાય એ કોઈ રીતે હિતકારી નહોતું!

ગગુ શેઠે એની સાથે વાત કરવા માંડી. ગાડીમાં જગ્યા સારી મળી ગઈ હતી? કશી તકલીફ

તો નથી પડી ને, એમ પૂછ્યું તો દેવેને શુષ્ક સ્વરે જવાબ આપ્યો :

'કાળી ચૌદશની રાત્રિ હતી એટલે જગ્યા તો પુષ્કળ હતી, સર! પરંતુ કમભાગ્યે હું ઊંઘી શક્યો નહિ!'

'કેમ?' શેઠે સામેથી પૂછ્યું ને કટાક્ષ પણ કરી લીધો, 'ધંધુકા આંખો આગળથી ખસતું નહોતું કે શું?'

'હા, સર! ત્યાં અઢાર દિવસ રહ્યો ને, એટલે શહેરની માયા બંધાઈ ગઈ'તી!'

'બનવાજોગ છે, પણ હવે મુંબઈ આવી ગયા છો, તો અહીંની માયામાં જીવ પરોવો! ક્યારે આવો છો અહીં?' પૂછી ગગુ શેઠે પોતે જ પ્રસ્તાવ મૂક્યો, 'એમ કરો, દિવાળીનો દિવસ છે, તો બપોરે જમવાનું અહીં જ રાખો. તમારી જોડે મારે અગત્યની એક બે વાતો યે કરવી છે!'

'ઓલ રાઇટ, સર—' કહી દેવેને ફોન મૂકી દીધો.

અગત્યની વાતો એમની શી હશે તે સમજતાં દેવેનને વાર લાગી નહિ. જઈ ને એ ખાટલામાં પડ્યો અને આંખો મીંચી. એને લાગ્યું કે, કદાચ આજ ને આજ નિર્ણાયક ઘડી આવી જશે! એક બાજુ વિજયા છે—બીજી તરફ મીના છે. એક પલ્લામાં અકિંચન વિધવા બેઠી છે. બીજા પલ્લામાં સુખસંપત્તિ લઈ બેઠેલી કુમારિકા છે. અત્યારથી જ નિર્ણય કરી લે દેવેન, કે તું કોનો હાથ પકડવા માગે છે?

'શેઠ..' મનોમન એ સંવાદ કરવા લાગ્યો, 'તમે મને આશરો દીધો. અભ્યાસમાં ઘણી મદદ કરી અને સારા પગારે નોકરી આપી એ ખરું, પરંતુ આ તો મારા પ્રેમનો મામલો છે! મારા પ્રેમને તમારી ધનસંપત્તિ ખાતર કદાપિ હું દગો નહિ દઉં!'

'ના, ના, એ વાત નથી, શેઠ! તમારી મીના વધુ શિક્ષિત, દેખાવડી અને હોશિયાર છે એય સાચું! પરંતુ મીના મારી જિંદગીમાં પાછળથી આવી—જ્યારે વિજુને તો હું બચપણથી ચાહું છું! ઘાઘરી અને પોલકું એ પહેરતી ત્યારથી!'

'એને હું ચાહું છું એટલે શું થયું એમ કહો છો? તો તમે ય જાણી લ્યો, શેઠ—તમારી પુત્રી નહિ પણ વિજયા જ મારે માટે સર્વસ્વ છે! આજ દિન લગી કુદરતે એને ખૂબ તાવી અને સતાવી છે! એટલે હું એના અકાળે ચીમળાઈ ગયેલા જીવનમાં વસંત લાવવા ચાહું છું! પ્લીઝ કહું છું. મારા રસ્તા વચ્ચે હવે ન આવતા! નહિ તો તમારા આ ચહેરા પાછળ બીજો એક અપરાધી ચહેરો છે તે હું ખુલ્લો પાડી દઈશ, હા!'

આવેશમાં ને આવેશમાં એ બેઠો થઈ ગયો. એનું મગજ તંગ થઈ ગયું હતું. એનો ચહેરો યે ત્યારે જોવા જેવો હતો. વિજયાએ કહેલી પેલી વાત ત્યારે એને યાદ આવી ગઈ હતી; લેણા નીકળતા સાત હજાર ખાતર ગગુ શેઠે મારા બાપુજીને ખતમ કરી નંખાવ્યા હતા! ઓહ—એ બીના જો સાચી હોય તો એના ઘરની છોકરી તો શું—અનાજપાણી પણ પોતે વર્જ્ય ગણવાં જોઈએ!

બારેક વાગે શેઠને ત્યાં જમવા ગયો ત્યારે ય એ અસ્વસ્થ હતો. ગગુ શેઠ અને એની થાળીઓ જોડે જ મંડાઈ. શેઠનો પુત્ર મનોજ એની પત્ની રમા સાથે સાસરે જમવા ગયો હતો. એટલે જમતાં ભોજન-ટેબલ પર એ બેઉ જ હતા. જમતાં ગગુ શેઠે જ વાત શરૂ કરી :

'ધંધૂકામાં હજી કેટલા દિવસનું કામ બાકી છે, દેવેન?'

'લગભગ અઠવાડિયાનું—'

'ખાસ કશી તકલીફ તો નહોતી પડી ને?'

દેવેને ગગુ શેઠ પર ત્યાંથી બે પત્રો લખ્યા હતા. પરંતુ એકકે પત્રમાં નરોત્તમે ઊભી કરેલી ભાંજગડનો અછડતો ઉલ્લેખ સુધ્ધાં એણે નહોતો કર્યો. અત્યારે એને થયું કે, નરોત્તમે ભીખા કડિયાને કામ કરતો રોક્યો હતો એ વાત શેઠને કરું! પરંતુ એ વાત કરવા જતાં, પોતે શા વાસ્તે હવેલી તોડી પડાવવાનો વિચાર બદલ્યો એ હકીક્ત પણ શેઠને જણાવવી પડશે! આથી એણે જવાબ દીધો :

'ના — તકલીફ કંઈયે નહોતી પડી !'

'વારુ', તો હવે મુંબઈ તમને શા માટે તેડાવી લીધા એની વાત કરું! રોહા નજીક એટલે કે નવું મુંબઈ તૈયાર થઈ રહ્યું છે. ત્યાં આપણે એક મોટો પ્લૉટ લીધેલો છે. એ પ્લૉટ પર આપણે સ્ટીલનું કારખાનું નાખીએ છીએ. એમાં તમે અને મનોજ સરખે હિસ્સે ભાગીદાર હશો. આવતી કાલે બેસતા વરસે ત્યાં ભૂમિપૂજન છે. એટલા વાસ્તે જ મેં તમને તાર કર્યો હતો !'

શેઠની વાત સાંભળીને દેવેન અવાચક થઈ ગયો. આ તો કોથળામાંથી બિલાડું નીકળ્યું! પોતે ધારતો'તો શું અને શેઠે વાત શી કરી? પરંતુ ભાગીદારીની આ વાત પોતાને પ્રલોભનમાં સપડાવવા માટે તો નહિ હોય ને?

એના શંકાશીલ મનમાં વાતની પતીજ ન બેઠી. કોળિયો ગળે ઉતારી એણે કહ્યું :

'પરંતુ સર, હું તમારે ત્યાં નોકર અને મારી એવી લાયકાત પણ શી છે, કે આપ મને ફેક્ટરીમાં ભાગીદાર બનાવો છો ?'

તો દેવેન સામે નજર નોંધી ગગુ શેઠે ઉત્તર આપ્યો :

'સાચા સોનાની પરખ કસોટીના પથ્થર પર જ થાય–સમજ્યા ને, દેવેન? તમારી શી લાયકાત છે એ હું જાણું છું અને તમારે માટે શું કરવું જોઈએ એની ખબર મને છે !'

દેવેનને હવે શું કહેવું એ સૂઝ્યું નહિ. નીચું જોઈ મૂંગો મૂંગો એ ખાતો રહ્યો. ગગુ શેઠે વાત પાછી આગળ ચલાવી :

'હમણાં ફક્ત પંદર લાખની મૂડી રોકીને શરૂઆત આપણે કરીએ છીએ. પરંતુ ભવિષ્યમાં કારખાનાને મારે વિસ્તૃત બનાવવાનો વિચાર છે. એ માટે પ્લૉટને એક છેડે થોડાં ક્વાર્ટર્સ બાંધવાં પડશે. જેથી મેનેજર-મિકેનિક્સ્ વગેરે ત્યાં રહી શકે! તમને મારી આ યોજના કેવી લાગી, દેવેન ?'

'યોજના સુંદર છે, સર !'

'ભૂમિપૂજન...થઈ ગયા કેડે ફેક્ટરીનું બાંધકામ શરૂ થશે. હું ઇચ્છું છું કે ત્યારે એની દેખભાળ તમારે હસ્તક રહે! હા, સ્થળ અહીંથી છેટું છે એટલે જવા-આવવાની તકલીફ રહેશે ખરી ! પરંતુ એ માટેય મેં વિચારી રાખ્યું છે: તમને મોટરબાઈક અપાવી દઈશ !'

દેવેનને થયું : શેઠે પોતાને માટે ઘણું બધું વિચારી રાખ્યું છે! શું શું વિચારી રાખ્યું છે એની આખી યોજના રજૂ કરી! પરંતુ આમાં ક્યાંય મીના કે વિજયા વિષે એક હરફ સુધ્ધાં એમણે ન કાઢ્યો ! એમ કેમ ?

તો શું પોતે વિજયા બાબતમાં જે કલ્પનાઓ કરતો હતો એ ખોટી હતી? બનવા જોગ છે કે નરોત્તમે એના વિષે ગગુ શેઠને કંઈ જ ન જણાવ્યું હોય! એનો વિરોધ ફક્ત હવેલી રીપેર કરાવવા સામે જ હતો! જે હોય તે! પણ ગગુ શેઠ જ્યારે હવેલી કે વિજયા સંબંધે કોઈ જ વાત નથી કરતા ત્યારે પોતે નાહકના 'અપ–સેટ' થઈ જવાની શી જરૂર છે ?

બપોરે ક્લબ પર જઈ એણે આરામ કર્યો. સાંજે સમય પસાર કરવા એક પિક્ચર જોઈ આવ્યો. રાતે બરાબર ભૂખ નહોતી એટલે ફક્ત નાસ્તાથી પતાવ્યું ને સૂતો. પરંતુ સૂતા પછી વિજયા આવીને એના મનપ્રાણ પર સવાર થઈ ગઈ !

ખોયેલી અમૂલ્ય વસ્તુ ફરીથી મળી હોય એમ વિજયાને પોતે પામ્યો હતો ! છેલ્લે છેલ્લે એટલી વિટંબણાઓ અને એની માંદગી વચ્ચેય કેવી સુખની ક્ષણો વિજયા સાથે પોતે વિતાવી હતી? પોતે જેને જીવ સમાન ચાહતો હતો એના સાંનિધ્યમાં રહેવાનું થયું અને એના પ્રેમની હૂંફ પામ્યો એ ઓછા સદ્ભાગ્યની વાત છે ?

મોડે લગી વિજયા સાથે ગાળેલી સ્મૃતિઓને એણે વાગોળ્યા કરી ને પછી ઊંઘી ગયો.

સવારે તૈયાર થઈને એ ગગુ શેઠને ત્યાં ગયો. ત્યાંથી બે ગાડીઓ નવા મુંબઈના વિસ્તારમાં જવાની હતી. એ લોકો ભેગો એ કારખાનાની જગ્યા પર જઈ ઊભો.

છૂટક છૂટક કૉલોનીઓ અને ક્વાર્ટર્સ બંધાયાં હતાં અને હજી બંધાઈ રહ્યા હતાં. નાનાંમોટાં કારખાનાંયે તૈયાર થઈ ગયાં હતાં ને બીજાની શરૂઆત થઈ રહી હતી. ડેવલપમેન્ટ ધીમે ધીમે થતી હતી પરંતુ આયોજન વ્યવસ્થિત હતું. શેઠનાં સગાંવહાલાં, મિત્રો અને શુભેચ્છકોની ખાસ્સી હાજરી વચ્ચે ભૂમિપૂજન થયું ત્યારે પૂજા કરવા ગગુ શેઠે મનોજ જોડે દેવેનને પણ બેસાડ્યો !

એ ઘડી દેવેનના જીવનમાં પરમ ભાગ્યની હતી–આનંદની હતી પરંતુ એના જીવને જોઈએ એટલો આનંદ ન થયો. મન અંદર ને અંદર ચચરતું હતું. પોતે જાણે બંધાઈ રહ્યો હોય એમ એને લાગતું હતું. અને ગોળ-ધાણા ને પેંડા વહેંચાયા ત્યાર પૂર્વે માણેકબા જે શબ્દો બોલ્યા એથી તો લગ્નમંડપમાં બેઠેલા સંત રામદાસ જે વાત સાંભળી ભડકી ઊઠ્યા હતા એમ, એય ભડકી ગયો !

કોઈ બાઈ આગળ માણેકબા, મીનાની ગેરહાજરીનો ઉલ્લેખ કરી, ભોળા ભાવે પોતાની ઇચ્છા વ્યક્ત કરતાં હતાં :

'આવા શુભ ટાણે મારી મીના અહીં હાજર હોત તો, રમા જેમ પૂજન કરાવવા મનોજ જોડે બેઠી છે એમ, એનેય હું દેવેન જોડે બેસાડી દેત !'

પરંતુ વાત આટલેથી અટકી હોત તો સારું હતું; પણ એમની વાત તો આગળ ચાલી. સામેવાળી બાઈએ પણ જિજ્ઞાસા દર્શાવી :

'તે માણેકબેન, તમારી મીનાનું સગપણ આ ભાઈ જોડે થઈ ગયું છે ?'

'આમ જોવા જઈએ તો બધું પાકું જ છે, બેન ! સવાલ છે ફક્ત થોડા મહિનાનો ! એય આમ ચપટી વગાડતામાં રહી જશે !'

આ વાતચીત દેવેન પૂજન કરવા બેઠો હતો એની પાછળ જ થતી હતી. આથી એ અસ્વસ્થ થઈ ગયો. બૂમ પાડીને ત્યારે એને માણેકબાને કહેવાનું મન થઈ ગયું કે—

'તમારી વાત તદ્દન ખોટી છે—પાયા વિનાની છે ! તમારી મીના જોડે મારે કોઈ વાતનું પાકું નથી થયું ! માટે બકવાસ કરવો રહેવા દો હવે !'

પરંતુ એનાથી કંઈ ત્યારે બોલી શકાયું નહિ, પૂજનવિધિ પતી જતાં કેટલાકે એની સાથે હાથ મિલાવી શુભેચ્છા વ્યક્ત કરી ત્યારે એના મુખ પર સ્મિત સરખુંયે ન ફરક્યું ! ગોળ ધાણા ને પેંડા લઈ જઈને એ એક બાજુ ઊભો.

સુખસમૃદ્ધિના દિવસો હવે બહુ નજીક આવી રહ્યા હતા. બચપણમાં જે યાતનાઓ, જે વેદનાઓ સહન કરી હતી એના વળતર તરીકે કુદરત હવે છૂટે હાથે એને સુખસંપત્તિ દેવા બેઠી હતી ! પરંતુ એ સુખસંપત્તિ અને માનમરતબો જો વિજયાને ગુમાવવાથી જ મળતાં હોય તો પોતાને એ નથી જોઈતાં ! ના. હરગિઝ નહિ ! વિજયાના સાટામાં સ્વર્ગનું સુખ મળતું હોય ને ..તોયે પોતાને નહિ ખપે ! યાદ રાખજો તમે લોકો : તમારી આ ભ્રમણા થોડા દિવસમાં જ હું ભાંગી નાખીશ !

ગગુ શેઠ માણેકભાની જેમ વાતોનાં વડાં નહોતા રતા! એમના ઉચ્ચારાયેલા દરેક શબ્દ-પાછળ ક્કર હકીકત હતી. બીજા જ દિવસે દેવેન માટે ક્ષ હજાર રૂપિયાની મોટર-બાઈક આવી ગઈ! વેન જમ્યા કેડે શેઠને ત્યાં જતા. ત્યાંથી મનોજ ાથે બાઈક પર બેસીને એ રોહા જતો. મનોજ માં એને મોટર-બાઈક કેમ ચલાવવી એ શીખવાડતો. ારખાનાના પાયા ખોદાઈ રહ્યા અને બીજા ણરાવા માંડયાં ત્યાં સુધીમાં દેવેને મોટર-બાઈક પર ભુત્વ મેળવી લીધું.

પરંતુ એ શીખી લીધા માત્રથી એને સંતોષ હોતો. એનું મન પાછું ધંધૂકા જવા તલસી રહ્યું હતું. એનો જીવ ત્યાં હતો. દિવસો વિતતા હતા એમ ધુને વધુ એ વ્યગ્રતા અનુભવતો હતો. એને વહેલામાં વહેલી તકે વિજયા પાસે પહોંચી જવું હતું; જ્યારે અહીં ગગુ શેઠ એના પર એક પછી એક જવાબદારીઓ નાખ્યે જતા હતા! વધુમાં વિજયાને પત્ર લખ્યે અઠવાડિયું થયું છતાં કશો જવાબ નહોતો એથી યે એ બેચેન હતો!

અઠવાડિયામાં પાછો આવું છું કહી પોતે ત્યાંથી નીકળ્યો હતો અને અહીં દસ દિવસ તો વીતી યે ગયા! ત્યાં એના ઘર બાજુનું કામ પૂરું થઈ ગયું હશે તો ભીખો એના બાકી રહેલા પૈસાની ઉઘરાણી કરતો હશે! વિજયા કે વનેચંદ માસા એને શું જવાબ આપશે?

એક દિવસ પછી બીજો દિવસ જતો હતો એમ એની અકળામણ વધતી હતી. સાંજ-સવાર પડયે મોટર-બાઈક પર રોહા જવું અને રાત પડયે ત્યાંથી પાછા ફરવું! એનો રસ ધીમે ધીમે નામશેષ થવા માંડયો હતો. એને પોતાની જાત પર, પોતાની આવી લાચારી પર હવે ચીડ ચડતી હતી. એવી ચીડમાં એક દિવસ હિંમત કરી એણે ફેકટરીની જગ્યા પર જ ગગુ શેઠને કહી દીધું:

'સર, કાલે હું ધંધૂકા જવા માગું છું!'

'કેમ ઓચિંતું? ધંધૂકા હવે તમારે શા વાસ્તે જવું છે, દેવેન?'

'ત્યાં મારે ઘણાંના હિસાબ પતાવવાના છે, શેઠ!'

'હિસાબ તમારા બધાયે પતી ગયા છે! હા, મીનાનો કાગળ હતો કે એણે દરેક જણ સાથેનો હિસાબ ચૂકતે કરી દીધો છે! બોલો, પછી તમે નાહકના શા માટે ઊંચાનીચા થાઓ છો'?

'પણ સર...' દેવેન વધુ સ્પષ્ટતા કરતાં બોલ્યો, 'પણ મીનાને શી ખબર પડે કે મારે કોનું કેટલું કરજ ચુકવવાનું છે તે?'

તો શેઠે એને સિગારેટ ઓફર કરતાં હસીને જણાવ્યું.

'તમે ધારો છો એટલી મીના બેવકૂફ નથી દેવેન! લો, આ સિગારેટ! પીઓ અને સ્વસ્થ થાઓ!' 'નો-થેંક્સ! સિગારટ પીવી મેં બંધ કરી છે, સર!'

'ક્યારથી બંધ કરી છે? ધંધૂકામાં તો તમે વનેચંદ સાથે બેસીને ઘણી વાર સિગારેટ પીતા હતા!'

દેવેન આશ્ચર્યથી ગગુ શેઠ સામે તાકી રહ્યો:

'આપને ક્યાંથી ખબર કે વનેચંદ જોડે બેસીને હું સિગારેટ પીતો હતો?'

'ખબર કેમ ન પડે?' કહી ગગુ શેઠ મલકયા. 'નરોત્તમની જેમ વનેચંદ પણ મારો સગો થાય! સાસરી પક્ષે મારો એ દૂરનો સાળો છે એટલે એને ત્યાં તમે જતા આવતા એ સમાચાર એણે મને લખ્યા હતા!'

'એ સિવાય બીજું કંઈ એમણે આપને લખ્યું હતું, સર?'

'હા, ત્યાં તમારે હવેલી રીપેર કરવા બાબતમાં કંઈક ભાંજગડ ઊભી થઈ હતી એવું લખ્યું હતું

ખરું! પણ સારું કર્યું તમે એની મદદ લીધી તે! મને એ ગમ્યું!'

આ બધી વાત સાંભળી દેવેન વિચારમાં પડી ગયો. એને હવે વહેમ પડયો કે, શેઠ આટલું બધું જાણે છે તો પોતાના વિજયા પ્રત્યેના સ્નેહસંબંધની હકીકત પણ જાણતા હોવા જોઈએ! પરંતુ એ વિષે કંઈ પૃચ્છા કરવાનું એને ઉચિત ન લાગ્યું. એણે કહ્યું :

'ગમે તે હોય, સર! પરંતુ મારે એક-બે દિવસ માટેય ધંધૂકા ગયા વિના ચાલે એમ નથી!'

'પણ હવે તમારે ત્યાં કામ શું છે કે જવા માટે આટલો આગ્રહ રાખો છો, મિસ્ટર?'

'મારે થોડું અંગત કામ છે! એ કામ પતી જતાં હું તરત જ પાછો આવી જઈશ, સર!'

'ઠીક છે; તો એમ કરો : મીનાની કોલેજ ખૂલી ગઈ છે અને આજકાલમાં એ આવી જવી જોઈએ. તમારે જવું જ હોય તો એના આવ્યા પછી જજો!'

શેઠની વાત ખોટી નહોતી. બીજે જ દિવસે મીના આવી પહોંચી. દેવેનને એ મળી ત્યારે બહુ ખુશખુશાલ હતી :

'લે! તું તો અહીં જામી પડયો છે ને શું! વોટ એ ફાઇન મોટરબાઈક! હવે તો હું સન્ડે-હોલીડે તારી જોડે બાઈક પર ફરવા આવીશ!'

'આવજે—' દેવેને શુષ્ક સ્વરે જવાબ આપ્યો, 'પણ તારા પપ્પા ક્યાં છે?'

મનોજ મારફત એણે જાણ્યું કે મીના આવી ગઈ છે એટલે ગગુ શેઠને મળી લેવા સાંજે એ આવ્યો હતો. પરંતુ શેઠ ત્યારે ઘર પર નહોતા. મીનાએ કહ્યું :

'પપ્પા થોડીવારમાં જ આવવા જોઈએ! પણ આવીને મારી પાસે બેસ તો ખરો! મારે તારી સાથે કેટલીબધી વાતો કરવી છે?'

'વાતો કરવાનો સમય નથી મીના! મારે આજ રાતની ગાડીમાં બહારગામ જવું છે!'

'ક્યાં...ધંધૂકા જવું છે?'

'હા...'

'પણ શા માટે? ત્યાં તારે હવે છે શું? ત્ય બધું જ કામ હું પતાવીને આવી છું, દેવેન!'

દેવેન તીક્ષ્ણ નજરે મીના સામે જોઈ રહ બોલ્યો.

એટલે? તું કહેવા શું માગે છે, મીના?'

'એટલે એમ કે...તું ફક્ત વિજયાને મળ ત્યાં જતો હોય તો હવે ન જતો!'

'શા માટે ન જાઉં? કહે મીના...' દેવે સાચેસાચ ઉશ્કેરાઈ ગયો. મીનાનો ખભો પકડી એ ઝંઝોટી નાખી, 'શું થયું છે, વિજયાને? એને તં લોકોએ ભરમાવી દીધી છે? કે ઘેરથી હાંકી કા છે? જવાબ દે મીના!'

'કારણ કે...શી ઇઝ નોટ ધેર!'

'એટલે? શું એ ધંધૂકામાં નથી? તો પણ એ ક્યાં ગઈ છે?'

'ક્યાં ગઈ છે એ કોઈને જ ખબર નથી દેવેન! પછી નાહકનો તુ શા માટે દોડધામ કરે છે તું જાણે છે કે એ વિધવા છે. રૂઢિઓની ગુલામ છે પછી શા માટે એને પામવા આટલો બધો અપસે થઈ રહ્યો છે?'

'શા માટે અપસેટ થઈ રહ્યો છું એ તં નહિ સમજાય, મીના! પરંતુ ત્યાં જઈને તેં અ તારા નરોત્તમકાકાએ અમારાં આવતીકાલનાં સપનાંમ પલીતો ચાંપ્યો છે. હા, તું ત્યાં અમારા સંબંધોમ આગ લગાડવા જ ગઈ હતી! પણ યાદ રાખ વિજયાને હું જો નહિ મળી શકું તો તારું મો જોવાયે ફરી વાર નહિ આવું! ગુડ બાય...'

[લેખકની તાજેતરમાં જ પ્રગટ થનાર નવલકથાનું એક પ્રકરણ]

# આ માસના તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકોનાં)

| | | | |
|---|---|---|---|
| . આવિષ્કાર | નવનીત સેવક | નવલકથા | ૨૦–૫૦ |
| . સુવર્ણ મૃગ | ,, | ,, | ૧૮–૫૦ |
| . કિષ્કિંધા | ,, | ,, | ૧૭–૫૦ |
| . ચંબલની સાખે | પ્રફુલ્લ ઠાકર | ,, | ૧૭–૫૦ |
| . ફૂલ ગુલાબી સપનું | રાજવંશ | ,, | ૧૪–૫૦ |
| . સૂના કિનારા | પ્રમોદ | ,, | ૧૨–૦૦ |
| . હાસ્થાયન | સંપા. વિનોદ ભટ્ટ | નવલિકા | ૧૮–૦૦ |
| . હવેલી | ઉમાશંકર જોષી | નાટક | ૧૭–૦૦ |
| . અનંત આચાર્યોનાં નાટકો પુ. ૧૦ | અનંત આચાર્ય | ,, | ૫૬–૦૦ |
| . ડાહ્યાભાઈ ધોળશાજી એક અધ્યયન | ડૉ. ભરત ઠાકર | વિવેચન | ૧૪–૫૦ |
| . કેટલાક લેખો | હંસાબેન મહેતા | વિવેચન | ૨૦–૦૦ |
| . આઈન્સ્ટાઈન | ડૉ. ઉષા જોષી | જીવનયાત્રા | ૬–૫૦ |
| . હીરા ઘસતાં શીખો | અશોક શાહ | ઉદ્યોગ | ૧૦–૦૦ |
| . સરળ હસ્તકુંડળી દર્શન | પ્રાણ વલ્લભ | જ્યોતીષ | ૯–૦૦ |
| . સરકારી તંત્રના ચક્રાવામાં | જી. ડી. પટેલ | પ્રકીર્ણ | ૯–૦૦ |
| . ફૂલડાં | હેતલ મોદી | બાલકાવ્ય | ૨–૦૦ |

: પ્રાપ્તિસ્થાન :

**આર. આર. શેઠની કંપની**

મુંબઈ ૪૦૦ ૦૦૨ : : અમદાવાદ ૩૮૦ ૦૦૧

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशकों के)

## उपन्यास

| | | |
|---|---|---|
| शराफत | उषा बाला | 12-00 |
| बड़ी बेगम | आचार्य चतुरसेन | 16-00 |
| कुर्सी का नशा | उषा बाला | 12-00 |
| परिचारिका | गोविन्दवल्लभ पन्त | 18-00 |
| बिना रीढ़ का आदमी | हंसराज रहबर | 12-00 |
| मर्यादा | उत्तम परमार | 16 00 |
| चलते-चलते | विमल मित्र | 20-00 |
| आंगन में एक वृक्ष | दुष्यन्तकुमार | 10-00 |
| इतने बरसों बाद | सुनीता जैन | 10-00 |
| अन्तर्कथा | वल्लभ डोभाल | 8-00 |
| आरुणी | निर्मल कुमार | 10-00 |
| अग्निशैय्या | प्रतापचन्द्र 'चन्द्र' | 8-00 |
| चार दिन | वीरेन्द्रकुमार गुप्त | 8-00 |
| क्षितिज | गुरुदत्त | 13-00 |
| विरुद्ध | मृणाल पांडे | 11-00 |
| लहू पुकारता है | कश्मीरी लाल जाकिर | 15 00 |

## कहानी

| | | |
|---|---|---|
| प्रेम में भगवान | ताल्स्तॉय | 12-00 |
| घांस | गोविन्द मिश्र | 10-00 |
| लघु व्यंग्य कथाएँ | धर्मस्वरूप | 12-00 |

## कविता

| | | |
|---|---|---|
| कालजयी | देवेन्द्र शर्मा 'इन्द्र' | 5-00 |
| अश्वत्थामा | लक्ष्मीनारायण भारद्वाज | 5-00 |
| कविताएँ १ | सर्वेश्वरदयाल सक्सेना | 24-00 |
| त्रिकाल संध्या | भवानीप्रसाद मिश्र | 15-00 |
| ओ प्रवासी गीत मेरे | शान्ताकुमार | 12-00 |
| कैदी कविराय की कुण्डलियाँ | अटलबिहारी वाजपेयी | 22-00 |

## नाटक

| | | |
|---|---|---|
| अबू हसन | बादल सरकार | 12-[illegible] |
| हय वदन | गिरीश कारनाड | 15-[illegible] |

| | | |
|---|---|---|
| नील देवी | भारतेन्दु हरिश्चन्द्र | 6–00 |
| चार यारों की यार | सुशीलकुमार सिंह | 10–00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| उपन्यासः स्थिति और गति | चंद्रकान्त वांदिवेडकर | 50–00 |
| जैनेन्द्र के विचार | सं. प्रभाकर माचवे | 34–00 |
| सातवीं दशक के प्रतीकात्मक नाटक | रमेश गौतम | 20–00 |
| आधुनिक सैद्धान्तिक समीक्षा पर मम्मट का प्रभाव | डा. महावीर कौशिक | 25–00 |
| पत्रकार प्रेमचन्द और हंस | डा. रत्नाकर पांडेय | 50–00 |
| हिन्दी सूफी काव्य का समग्र अनुशीलन | शिवसहाय पाठक | 25–00 |
| साहित्य और समाज | जगदीश प्रसाद चतुर्वेदी | 15–00 |

## विविध

| | | |
|---|---|---|
| घर ही स्वर्ग है | दिव्य माँ श्री रमा देवी | 15–00 |
| जंग जारी है | अमृता प्रीतम | 13–00 |
| वे दिनः वे लोग | मार्तण्ड उपाध्याय | 14–00 |
| महापुरुष बनते–बनते | आनन्द | 15–00 |
| नेहरु-युगः जानी–अनजानी बातें | एम. ओ. मथाई | 30–00 |
| हिन्दू देवी–देवता | वैस्सिलिस जी. विट्साक्सिस | 25–00 |
| एक मुख्यमंत्री की जेल डायरी | शान्ताकुमार | 12–00 |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| जंगल के जादूगर | व्यथित हृदय | 3–00 |
| जात–पांत पूछे नहिं कोई | ,, | 4–00 |
| गुजरात की लोककथाएँ | मनहर चौहान | 5–00 |
| हिमाचल की लोककथाएँ | सन्तोष शैल्जा | 5–00 |
| क्रान्तिकारी ऋषि कार्ल मार्क्स | हरदयाल | 3–50 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर. शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एवं प्रकाशकों की प्रमुख कृतियाँ; साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एवं महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एवं संदर्भ–ग्रन्थ सदैव उपलब्ध हैं। यह संस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं—उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बाल–साहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको संतोष प्रदान करने के प्रयास में कृतसंकल्प है। कृपया अपना आदेश भेजकर अनुग्रहीत करें।

૯૬૫૧૨–૩૭ | ૩–'૭૮

# ઉત્તમ પુસ્તકોની નવી આવૃત્તિઓ નવા રૂપેરંગે

| | | |
|---|---|---|
| અશ્રુઘર | રાવજી પટેલ | ૮-૭૫ |
| ઝંઝા | ,, | ૧૩-૦૦ |
| વિશ્વજિત્ | પિનાકિન્ દવે | ૨૧-૦૦ |
| અનુબન્ધ | ,, | ૨૦-૦૦ |
| ફેરો | રાધેશ્યામ શર્મા | ૬-૭૫ |
| મન નહિ માને | ભગવતીકુમાર શર્મા | ૨૦-૦૦ |

ભારતીય જ્ઞાનપીઠનું એક લાખ રૂપિયાનું ભારતનું સર્વોચ્ચ સાહિત્યિક પારિતોષિક પ્રાપ્ત કરનાર અમર કૃતિ

| | | |
|---|---|---|
| યયાતિ | વિ. સ. ખાંડેકર | ૩૦-૦૦ |
| સુલભા | ,, | ૧૪-૫૦ |
| વારાફેરા | ,, | ૯-૦૦ |
| દાઝેલાં હૈયાં | ,, | ૧૦-૦૦ |

રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| દિવ્યચક્ષુ | ૧૬-૦૦ | જયંત | ૧૨-૨૫ |
| ભારેલો અગ્નિ | ૨૧-૦૦ | પ્રલય | ૧૮-૨૫ |
| ક્ષિતિજ | ૨૭-૭૫ | સૌન્દર્યજ્યોત | ૧૮-૫૦ |
| ઝંઝાવાત | ૩૦-૦૦ | હૃદયવિભૂતિ | ૧૫-૦૦ |
| પહાડનાં પુષ્પો | ૨૩-૦૦ | હૃદયનાથ | ૧૭-૦૦ |
| પૂર્ણિમા | ૧૫-૭૫ | છાયાનટ | ૧૨-૨૫ |
| ગ્રામલક્ષ્મી-૧ | ૧૫-૭૫ | સ્નેહયજ્ઞ | ૧૬-૫૦ |
| કાલભોજ | ૧૯-૫૦ | શોભના | ૧૫-૭૫ |

શૌર્ય, કુરબાની અને ખીંદાદિલીના ગદ્યગાયક, ઐતિહાસિક કથાઓના સમ્રાટ
ગુણવંતરાય આચાર્ય કૃત

| | | | |
|---|---|---|---|
| સેનાપતિ | ૧૬-૫૦ | મુસાફર | — |
| જામ તમાચી ૧-૨ | ૨૮-૫૦ | જોરતલબી | ૧૨-૭૫ |

સારંગ બારોટ

| | | | |
|---|---|---|---|
| જિંદગીના ફેરા | ૧૨-૦૦ | અગનખેલ | ૧૧-૨ |
| વિલાસવહુ | ૧૫-૦૦ | સંગમત્રિવેણી | ૨૦-૭ |
| સૂર્યમુખી | ૧૭-૦૦ | મોરનાં આંસુ | ૧૧ - |

'ઉદ્‌ગાર' અંગેની માહિતી (ફોર્મ ૪ નિયમ ૮ પ્રમાણે)

૧ પ્રકાશન સ્થળ : આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૧
૨ પ્રકાશન સમય : માસિક
૩ પ્રકાશક : તંત્રી : ભગતભાઈ ભુરાલાલ શેઠ
રાષ્ટ્રિયતા : ભારતીય
સરનામું : આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૧
૪ મુદ્રક : જે. એ. શેઠ, યોગી પ્રિન્ટરી, દૂધેશ્વર, અમદાવાદ–૧
રાષ્ટ્રિયતા : ભારતીય
૫ માલિક : ભગતભાઈ ભુરાલાલ શેઠ, આર. આર. શેઠની કું. અમદાવાદ–૧

હું ભગતભાઈ ભુરાલાલ શેઠ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ મુજબ સાચી છે.

અમદાવાદ, તા. ૧૩–૩–૭૮ ભ. ભુ. શેઠ (પ્રકાશક)

ગાવરણ · દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ
વર્ષ : ૧ અંક : ૮ એપ્રિલ '૭૮
સંપાદક : મનહર મોદી

હૈદ્રાબાદમાં તા. ૧૧ માર્ચે યોજાયેલ સાહિત્ય અકાદમીના રાષ્ટ્રીય પુરસ્કાર સમારંભમાં અકાદમીના પ્રમુખ શ્રી ઉમાશંકર જોશી 'ઉપરવાસ કથાત્રયી' માટે શ્રી રઘુવીર ચૌધરીને ૧૯૭૭નો શ્રેષ્ઠ ગુજરાતી પુસ્તકનો પુરસ્કાર એનાયત કરી રહ્યા છે.



વર્ષ : ૧
૧૫ એપ્રિલ '૭૮ : અંક ૮
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦-૦૦
છૂટક નકલ
રૂ. ૧-૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

સંપાદક :
મનહર મોદી

## આપણી વાત

'ઉદ્‌ગાર' વાર્તા-સ્પર્ધા માટે અમને ઠીક ઠીક સંખ્યામાં વાર્તાઓ મળી છે. આપણી શાળા-ઉચ્ચ શાળાઓમાં ભણતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ આ સમયે પણ, જ્યારે ઇતર રસનું પ્રમાણ હદબહાર છે, વાર્તાલેખનમાં રસ ધરાવશે અને લખીને સમયસર મોકલશે તે વિશે સહેજે શંકા રહેતી હતી. અમારી એ શંકાને નિર્મૂળ કરવા બદલ સૌને અભિનંદન ઘટે છે.

આ લખાય છે ત્યાં સુધીમાં વાર્તાઓ પરીક્ષકો સુધી પહોંચી જાય છે અને એમનો જે તે નિર્ણય હવે પછીના અંકમાં જાહેર કરવા સાથે ઇનામવિજેતા વાર્તાઓ પણ પ્રગટ કરવા ધાર્યું છે.

ઇનામવિજેતાઓને એની જાણ થાય તે સારુ જે તે શાળા-ઉચ્ચ શાળામાં અલાયદો પત્ર પાઠવી પુસ્તકોની સૂચિ પણ મોકલીશું, જેથી પસંદગીમાં સરળતા રહે.

જેઓ, સમય ચૂકી જવાથી અથવા બીજા કોઈપણ કારણસર આ સ્પર્ધામાં ભાગ નથી લઈ શક્યા, તેઓ, હવે પછી, ભવિષ્યમાં યોજાનાર 'સ્પર્ધા'માં જરૂરથી ભાગ લે, એમ ઇચ્છીએ.

ઉદ્‌ગાર : અંક ૯ તા. ૧૫ જૂન '૭૮ના રોજ પ્રગટ થશે.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

૧

શ્વાસમાં જે ક્ષણે તું ભળે છે
આંસુઓથી સમય આ બળે છે
ઉંબરે છેક આવીને કોઈ
શૂન્યતા જેમ અમને મળે છે.
ગામ છોડયાં ને પાધર વટાવ્યાં
કૈંક પડછાયા પાછા વળાવ્યા,
સાહ્યબી તોય તારાં સ્મરણની
કેમ ટોળે વળી ટળવળે છે?
ઓસના શાપ પામી ગઈ છે
લાગણીવશ હથેળી થઈ છે
સ્પર્શનાં ઝાંઝવાંના વમળમાં
નાવ કાંઠા ઉપર ખળભળે છે.
દૃશ્યની ચાલચલગત સમજતી
બારીઓ ભીંતમાં ભીંત બનતી,
સાત પર્દા ઉપર સૂર્ય તપતાં
મીણ બળતું નથી, પીગળે છે.
સ્વર્ગનાં બંધ દ્વારે જઈને
ખૂલતાં દ્વાર વાસી દઈને
નામ 'ઇર્શાદ'નું તું લઈને
કેમ પડઘાતી પાછી વળે છે?

૨

પાપનાં ને પુણ્યનાં શું કામ આ કલ્પાંત છે?
સ્વર્ગની ને નર્કની સરખી સજા–દેહાંત છે.
પર્ણને પિંજર ગણી ઊડી જનારી સારિકા,
કેમ નક્કી થાય કે એ ભ્રાંત કે નિભ્રાંત છે!
કાચના ઘરમાં ઉઘાડેછોગ રહેવાથી મને
એવી મળી કે વાણી આમરણાંત છે.

મૂઢ છું કે સ્વસ્થ છું, પણ છે હકીકત સો ટકા
પથ્થરો પડવા છતાં પાણી બરાબર શાંત છે.
ગુપ્તચર છે એટલે એ કેમ આપે બાતમી?
આપણા પણ શ્વાસનો 'ઇર્શાદ' આ સિદ્ધાંત છે.
લાખ જણ લખતા, જીવીને કેટલા લખતા ગઝલ?
આપણી પાસે ફક્ત 'ઇર્શાદ'નું દૃષ્ટાંત છે!

ચિનુ મોદી 'ઇર્શાદ'

૧

ચોકમાં વેરાયેલા શબ્દો—
શબ્દોની એક એક કડી પકડી
આગળ જઈને જોયું તો...
લીલેરો અજવાસ
એમા પીળાં પાણી જેવાં ફૂલ
ફોરમની આંગળિયુ ધીમે ધીમે ધબકે
અને
ધબકારે
ઝબકારે
બારીની જેમ હળવેથી ખૂલ્યું આકાશ!
પછી તો
સાવ નોખારું હોવું છલકે
ને
રુંવે રુંવે પીળાં પીળાં ફૂલ
ફૂલ ફોરમનો દરિયો
એમાં લીલેરો અજવાસ...
એમાં લીલેરો...
એમાં . !

રાજેન્દ્રસિંહ રાયજાદા

## ડાકુ
ભગવતીકુમાર શર્મા

અહીં ખીણ ચંબલ, અહીં જગ્ગા ડાકુ;
આ દુનિયાની એકેક ગલી છે લડાકુ.

ચમેલીના મુજરા ને ફેંકાતા સિક્કા,
અહીં શબ ઉપર નિત્ય ઊછળે છે ચાકુ.

છે મારા જ શિર પર સુનેરી સફરજન,
હું તાકું તો કોની ઉપર તીર તાકું ?

બન્યા કેન્સરી શ્વાસના ધૂમ્રગોટા;
આ ખેતરમાં ઊગે છે ઢગલો તમાકું.

હવે ભીંતનો કેમ વિશ્વાસ કરવો ?
કરું જ્યાં નજર ત્યાં પડી જાય બાકું.

## યુગ આપણો
યોસેફ મેકવાન

છાતીની જર્જરિત બખોલમાં
સૂર્ય માળો કરવા પ્રયત્ન કરે છે
ઇચ્છાઓના
ખંડેરજાળામાં
ચંદ્ર લટકી રહ્યો છે.
આંખોના સુક્કા ઘાસના મેદાનમાં
ગઈકાલો
ટોળે મળીને ગીતો ઊજવે છે.
આંગળાઓનાં ટેરવામાંથી ભાવિ
ઊંચી ડોકે
સાંભળે–જુએ !
શ્વાસના સરિયામ રસ્તે ભીડ
મને....મને હવે તો
માણસ હોવાની ચઢે ચીડ.




## ક્યારે ?
દિલીપ રાણપુરા

ચંડ કૌશિક !
તારા ઝેરને અમૃત બનાવી
તને ઉદ્ધારનાર
મહાવીર મળે તો કહેજે
અહીં હજાર વર્ષથી
હું એને શોધી રહ્યો છું
ને
એ છુપાતો રહ્યો છે.
હું એના દક્ષિણ ચરણના
અંગૂઠે નહિ,
અસ્તિત્વના રુંવે રુંવે
દંશવાનો છું.
એના કર્ણમાં ભોંકાયેલી શૂળો
આજે પણ હું જોઈ શકું છું
ને આશ્વસ્ત થાઉં છું.
એ નિર્વાણ પામ્યો હોવા છતાં
એના અંતરમાં ઊઠેલા
ક્ષીણ ચિત્કારોને
હું શ્વસી લઉં છું
મારામાં ઊગેલા અબજો ચંડ કૌશિકોને
ઉપદેશ કરતા
એનું લોહી મીઠું લાગ્યું છે.
એટલે એને પૂછજે–
એ પુનઃ ક્યારે અવતરવાનો છે ?

## ફૂલમાં

ઉશનસ્

કોઈ પરીની વારતા દાટી હશે,
એ વિના આ જીવતી માટી હશે?
કોઈ અળખી રાણી કેરી કુંવરી,
કોઈ રખડુ રાજકુમારે વરી?
શૂળની શય્યા પર પોઢી હશે,
ઊંઘની ચાદર પછી ઓઢી હશે;
પોપચાંની પાર પ્રીતિ સ્પંદતી,
ક્યાંક ઝબ્કી જાગી ઝીણું કંદતી;
કોઈ મારાએ ધકેલી કૂપમાં!
બ્હાર આવી દૂંખ તો ફૂલરૂપમાં;
કાઢી કૂંડામાં ઊંડે બોઈ, ઊગી,
ઊંટ જેવી દૂંખ તો બારી પુગી!
હોય ના જો વાત આવી મૂળમાં,
રોજ એ ચ્હેરો ઊગે કે ફૂલમાં?

## ગઝલ

મહેશ શાહ

જ્યારે જ્યારે લાકડું અગ્નિની સામે આવશે
એ ભુલાયેલો ફરીથી ખ્યાલ સામે આવશે
એક ઘર્ષણમાં સમય ને સ્થળ બની રહેશે સજા
ને હવાઓથી ડરેલો કાચ સામે આવશે
આ જે દુનિયા છે, એ તારા આંસુનું ટપકુ તો છે
એ વહાવી દઈશ તો બ્રહ્માંડ સામે આવશે
ઝાડ નીચેથી જમીનો પણ ખસી જાતી હશે
પણ બળેલા છોડની તો છાય સામે આવશે
એક તડ છે લાકડામાં ને બીજી છે આગમાં
એકમાં તડકો બીજીમાં 'શાહ' સામે આવશે
જ્યારે જ્યારે લાગણી શબ્દોની સામે આવશે
એ ભુલાયેલો ફરીથી ખ્યાલ સામે આવશે




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનુ તથા તેમને હળવા-મળવાનુ અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ સરકારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવુ અનિવાર્ય બને છે આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ

—સં.

૫૯. સુંદરજી ગો. બેટાઈ
૧૮, મધુવન સોસાયટી,
આનંદ નગર, સાંતાક્રુઝ પૂર્વ,
મુંબઈ–૪૦૦૦૫૫

૬૦. ડૉ. ચિનુ મોદી
૧૬, જિતેન્દ્ર પાર્ક સોસાયટી,
પાલડી, અમદાવાદ–૩૮૦ ૦૦૭

૬૧. હસમુખ શેઠ
૧૪, જગ્ગાર નિવાસ, સાયન હૉસ્પિટલ સામે
મુંબઈ–૪૦૦૦૨૨

૬૨. રતિલાલ 'અનિલ'
૨, આનંદનગર સોસાયટી
સગરામપુરા
સૂરત

૬૩. રાજેન્દ્ર શુક્લ
તુલસી સદન, કૈલાસ સોસાયટી
દાહોદ (જિ. પંચમહાલ)

# 'નવલત્રયી' વિશે કંઈક

પ્રિય ભગતભાઈ,

'ઉદ્‌ગાર' માટે ભાઈ રઘુવીરની નવલત્રયી પર કંઈક લખવાની જવાબદારી મેં સ્વીકારેલી. એ જવાબદારી કરતાં મારે મન કર્તવ્ય વિશેષ હતું. મિત્ર રઘુવીરને પ્રતિષ્ઠા મળે એ મને રુચે જ, પ્રશ્ન એ સમ્યગ માર્ગે મળી હોય એનો છે; ને મને લાગે છે કે જે સમયે જે વિધિથી એમને આ પુરસ્કાર મળ્યો છે તેમાં અકસ્માતનું તત્ત્વ જોવા કરતાં ગુજરાતી સાહિત્ય-જગતની વાસ્તવિક પરિસ્થિતિને અને રઘુવીરની વાસ્તવિક સિદ્ધિને જ કારણભૂત લેખવી જોઈએ.

ઉમાશંકરે એક ઠેકાણે લખ્યું છે કે 'આપણી સફળતા ભલે મોટી ન હોય, આપણી નિષ્ઠા મહાન હોય એટલે બસ.' રઘુવીરની આ નવલત્રયીની સરજત જે નિષ્ઠાને કારણે છે એને 'મહાન' કહેવામાં મને જરાય મુશ્કેલી નથી. આ નવલત્રયીનું વસ્તુ ઘણા સમયથી એમના ચિત્તમાં રમતું હતું. જે પ્રદેશમાં એમની સર્જકતાનાં મૂળિયાં પહોંચેલાં છે એ પ્રદેશ થોડો થોડો તો એમની આ પૂર્વેની નવલકથાઓમાંય ઊપડતો–ડોકિયાં કરતો જણાય છે—એની પોતાની રીતે. આ કૃતિમાં તો એ પ્રદેશ જ મુખ્ય બાબત છે. આ રઘુવીરના 'વતનની આત્મકથા' છે, વધુ વિશદ રીતે કહેવું હોય તો રઘુવીર જે દેશકાળમાં ઊછર્યા, વિકસ્યા, એ દેશકાળની આ આત્મકથા છે. આમાં કેવળ વતન જ કેન્દ્રમાં નથી, વતનના અનુભવનો અમુક ગાળો પણ કેન્દ્રમાં છે. લેખક પોતે જ જણાવે છે. "છેલ્લાં પચ્ચીસેક વર્ષમાં મારો ઇલાકો અનુભવાયો એવો અહીં ઓળખાવ્યો છે..."

'ઉપરવાસ'માં આઝાદીથી ૧૯૫૨ સુધીનો, 'સહવાસ'માં ૧૯૫૨થી ૧૯૬૦ સુધીનો અને 'અંતરવાસ'માં ૧૯૬૦થી ૧૯૭૨ સુધીનો સમયગાળો આવરી લેવાયો છે. આ સમયગાળામાં જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોએ જે ઘટનાઓ ઘટે છે તેની 'દસ્તાવેજી સભાનતા' સાથે લખાયેલી આ કૃતિ છે.

આ કૃતિમાં પિથુ ભગતનું કુટુંબ કેન્દ્રમાં છે. પિથુ ભગતનો પગ સતના કુંડાળામાં છે. એ સતના પ્રભાવબળનો લાભ વિવિધ રીતે પરિવારને મળ્યો છે. પિથુ ભગતમાંથી નરસંગ પેદા થયા છે; ને નરસંગનું જ તેજ બે વિભિન્ન શૈલીઓમાં દેવુ અને લવજી દ્વારા પ્રગટ થાય છે. એક રીતે જોઈએ તો પિથુ ભગત, નરસંગ, દેવુ અને લવજી દ્વારા એક પૂર્વ-નિર્ધારિત પાત્રવિભાવના વૈવિધ્યપૂર્વક ઊપસી છે. દેવુ અને લવજી મળીને જાણે એક સઘન–સંકુલ પાત્રરૂપ સધાય છે. એક જ પદાર્થનાં બે આંખો દ્વારા ઝિલાતાં પ્રતિબિંબો સમન્વિત થતાં જેમ તે ઊંડાઈ–સઘનતા

પ્રાપ્ત કરે છે, એક ત્રીજું પરિમાણ એને મળે છે, તેમ દેવુ અને લવજી મળતાં એક ત્રીજા પરિમાણ-વાળું સત્યને સમજતું ને એને માટે કંઈક સક્રિયતા દાખવતું પાત્ર-પરિબળ પ્રગટ થઈ રહે છે. દેવુ સમજે છે ઘણું, પણ એની નિષ્ક્રિયતા ક્યારેક તો કઠે એવી જણાય છે, ખાસ કરીને સહકારી સોસાયટીના મામલામાં. લવજી એની તુલનામાં વધુ વાસ્તવનિષ્ઠ ને સક્રિય જણાય છે. લવજી ક્યારેક અનિષ્ટમાં સામેલ નહી થવા જેટલું બળ પણ દાખવે છે, તેમ છતાં તેય પાછો કોઈક બાળલગ્નના પ્રસંગમાં મહાલી આવે છે ખરો! આ દેવજી ને લવજી ખરેખર શું કરી શક્યા? એમના પોતાના માટે? એમના સમાજ ને ગામ માટે? એક મોટો પ્રશ્નાર્થ આ બૃહદ નવલકથાનાં સેંકડો પાનાં પછી ચિત્તમાં ઊભો થાય છે. પિથુ ભગત ને નરસંગે, મારી સમજ પ્રમાણે, સડાથી ખદબદતા સામાજિક વાતાવરણમાં કંઈક નિર્મળીનું કામ કરવાનો ધર્મ સહજભાવે બજાવ્યો જણાય છે. એમનામાં ક્રાંતિવીર થવાનાં સૂઝ કે શક્તિ તો નથી જ, બહુ બહુ તો તેઓ પરંપરાગત ભક્તિઢાળામાં ઢળી શાંતિ વીર-શા થોડાક થતા વરતાય. તેઓની સમાજમાં જે બગડેલું છે તે સુધારવાની તાકાત, અનેક કારણોએ, મર્યાદિત છે; પણ સમાજમાં જે કંઈ બગડતું હોય છે તે તેઓની રોકવાની તાકાત તો પ્રસંગોપાત્ત અનુભવાય છે. જે બળે આજ દિન સુધી ભારતીય સરકારિતાને ક્રમમાં ક્રમ ટકવાનો પ્રેરણાબળ આપ્યાં તેનું પ્રતિનિધાન થતું પિથુ ભગત અને નરસંગાદિમાં અનુભવાય છે.

દેવુ અને લવજી કુરૂઢિ, અજ્ઞાન, અસૂયા, દંભ અને શોષણાદિથી ખદબદતા, સ્વાર્થપરાયણ રાજકારણની શૈલીએ વકરેલા ગ્રામીણ વાતાવરણમાં કંઈક આશ્વાસક ભૂમિકા પૂરી પાડે છે, પણ તેમની કરુણતા તેમની એકંદરે અનુભવાતી બિનઅસરકારકતામાં છે. જે દેવુ ને લવજી વિશે અનેક અપેક્ષાઓ આપણને જાગે છે એ દેવુ ને લવજી પોતાનું ભવિષ્ય ક્યાં બાંધી બેઠા? લાગે છે પિથુ ભગત વળી પાછા દેવુમાંય દેખા દે! એ જ એક તદ્દેવતાભરી ભવયાત્રા – ફેરો! એક પ્રકારનો નિર્વેદ, એક પ્રકારની ઉદાસીનતા કૃતિના અંતર્ભાગમાં તીવ્ર થતી, ઊમટતી વરતાય છે. લવજીને દેશવટો કોઈએ આપ્યો નહોતો, પણ એનું વિદેશગમન જાણે એક દેશવટાનું બીજું નામ છે ન તો દેવુ ક્રાંતિવીર થયો, ન લવજી—જેની આપણને કંઈક આશા પડતી હતી.

આ નવલત્રયીમાં સ્ત્રીપાત્રોમાં સારી પેઠે વૈવિધ્ય છે; એમાં લેખકની વાસ્તવનિષ્ઠાનું બળ પણ દેખાય છે. દોલીમા, કંકુ, હેતી, ઈજુ, હીરા, ચેહર, શાંતિ, તખત, વેલી, ઝેણી,—કેટલાં નામ ગણાવવાં? કેટલીક જીભની છૂટી છે, કેટલીક જાતીય વ્યવહારોમાં. તખતનું એક પાત્ર એવી આવ્યું છે, જેકે લેખક તેની જાતીય-રસિકતા ઉપસાવવામાં કંઈક પ્રગલ્ભ બનતા દેખાય, છેવટે તો એની એ રસિકતાનેય કલાભિજ્ઞતાની લેખકની સભાનતાએ સંયત કરી દેવામાં વિધેયાત્મક સહાય કરી છે. એ તખતની સચ્ચાઈ વધુ આસ્વાદ્ય છે, કેટલીક વાર તો પિથુ ભગતના કરતાંયે! પિથુ ભગત કે નરસંગનાં પાત્ર બનાવવાં સિદ્ધહસ્ત કલાકારો માટે હવે ખાસ મુશ્કેલ નથી; ને સુંદરમ્, ઉમાશંકર, પન્નાલાલ આદિના કથાત્મક સાહિત્યસર્જન બાદ તો ખાસ એક રીતે એ નમૂનારૂપ (ટાઇપ) બનતું પાત્ર છે; અલબત્ત, લેખકે એવું પાત્ર ન બને એ માટે ઠીક ઠીક સર્જનાત્મક યુક્તિપ્રયુક્તિઓ લડાવી છે; પણ છતાં કેટલુંક તો ચીલેચલુ આવા કથા સંદર્ભોમાં થઈને જ રહેવાનું. આમ છતાં પિથુ ભગતમાં ન લાગી એટલી ને એવી સંકુલતા તખતમાં કે ધમલામાં જણાય છે. મને એમ છે કે ધમલાની પાત્રવિભાવનામાં સર્જક-થોડા ફરતા ગયા હોય ને નવલકથાલેખનના અમુક તબક્કે પહોંચ્યા પછી એ એના ઢાળા વિશે સ્થિર-સ્પષ્ટ થયા હોય. ધમલો શરૂઆતમાં છે, એથી અંતે જુદો છે; એ બે વિભિન્નતાઓ વચ્ચેની સમતુલામાં મને કંઈક

વિક્ષેપકર તત્ત્વો જણાય છે. આમ છતાં એ પાત્રો રસપ્રદ અવશ્ય બન્યાં છે.

રઘુવીરનાં પુરુષપાત્રોમાં રણછોડ, કરસન મુખી, ઘેમર વગેરેનેય નોંધપાત્ર પાત્રોમાં ઉલ્લેખી શકાય. કરસન મુખીનો ચડાવ–ઉતાર–ચડાવ રસપ્રદ છે. હીરુભાઈ અને રમણજીયે ગમી જાય. આ પાત્રોમાં ફૂલજીનું પાત્ર મારી દૃષ્ટિએ મહત્ત્વનો ઉમેરો છે. એનો એક પોતાનો આગવો જ અહીં વિનિયોગ છે. એ પાત્રનો અંતભાગમાં કલાત્મક વિનિયોગ થયાની પ્રતીતિ થાય છે. લવજીની કવિતા સાંભળ્યાનો સૌથી વધુ સંતોષ ફૂલજીને થયાની હેતુની પ્રતીતિ શું સૂચવે છે? મનમાં એક રહસ્યગર્ભ પ્રશ્નાર્થ બચી જાય છે. નરસંગે ફૂલજીની જવાબદારી લીધી એનો સંકેત કયો સમજવો? દસ્તાવેજી ચિત્ર આપતી આ કથામાં વર્તમાન ને ભાવિ પેઢીની વેદનાકર ઉદાસીપણાનું એક દર્શન જે કંઈ થોડી અસલિયતના પ્રતીકરૂપ કવિતા લવજી જેવામાં બચી છે એની પડછે અલ-પઝલપ અનુવાય છે–ખાસ કરીને અંતભાગમાં વિશેષ.

રઘુવીરે જે યુગચિત્ર આકૃતિમાં આલેખ્યું છે તેમાં એમની આંખે ને કાને ભારે સહકાર આપ્યો છે. એ પ્રદેશનું સાંસ્કૃતિક વ્યક્તિત્વ ભાષા–વિચાર-વર્તનમાં બરોબર ઊપસે છે. કંઈક પુરુષપ્રધાન સમાજ છે આ ચૌધરીઓનો. સમાજનો મોટો ભાગ સામાન્ય વ્યવહારો, રૂઢિગત રીતરિવાજો, રાગદ્વેષાદિ–પ્રેરિત તડજોડો ને પંચાતોમાં જ પોતાને વધારેમાં વધારે રોકી એક રીતે જાણે ભવિષ્યને ભૂલીને જ જીવે છે! કોઈનુંયે – દેવુ ને લવજી જેવાનુંયે ભવિષ્ય ખરું? રમણજીનો વાલજી ખેતી સંભાળી કમાવામાં પડ્યો. ઘેમર આદર્શ ખેડૂત થવામાં રહ્યો. દેવુ પણ બંધાઈ ગયો ભગતવાળામાં. રમણજીયે દિલ્હી સુધી લંબાઈને પાછા આવી ગયા પોતાની તળભૂમિમાં,. આ બધાંને શું મળે છે? શું મેળવવાનું છે? આઝાદી આવી, અનેક યોજનાઓ થઈ, તેમાંથી કોણ વધુમાં વધુ લાભ ખાટશે? —રણછોડોની જમાત?—પશાકાકાઓના વારસદારો? લેખકે પ્રશ્નો ઉકેલવા કરતાં પ્રશ્નો ઊઠે એવી પરિસ્થિતિ આલેખીને બેચેનીભર્યો વિરામ કર્યો એમાં કલાનું કેટલુંક હિત જરૂર જળવાયું જણાય.

આ નવલકથા મારી દૃષ્ટિએ ચિત્રણધર્મી છે, દર્શન ચિત્રણમાં, ચિત્રણ દ્વારા આવે એટલું આવ્યું છે. એમાં લેખકે ઘણો સરંજામ ખપમાં લીધો છે. મને એમ પણ લાગે છે કે તેઓ પાત્રલેખનમાં વધુ સંકુલતા પસંદ કરીને કેટલોક સરંજામ ઘટાડી શક્યા હોત; કદાચ થયા એથીયે વધુ અસરકારક થયા હોત. પરંતુ ૨૫ વર્ષના સમય–વ્યાપમાં ફેલાવાનું પસંદ કરીનેય તેઓ માનસપ્રક્રિયાઓનાં અનેક રસબિંદુઓ નવલકથામાં લાવી શક્યા છે. એ રસબિંદુઓનો વધુ લાભ લઈ શકત. દા. ત., જૈમિની અને લવજીના સંબંધનું બિંદુ. જૈમિનીનો પરિણીત લવજીના જીવનમાંનો પ્રવેશ સંકુલ ભાવપરિસ્થિતિની એક શક્યતા ઊભી કરતો હતો, પણ લેખકે જ એ શક્યતાની દિશામાં આગળ જવાનું ટાળ્યું. કદાચ નવલકથા દ્વિકેન્દ્રી બનવાની દહેશત પણ એમને હોય. જો કે જૈમિની જેવું ગ્રામીણ સ્ત્રીપાત્રોથી વિભિન્ન પાત્ર લવજીના જીવનમાં ને એના પ્રદેશમાં સ્થિરપણે રોપીને રસકથાની વધુ જમાવટ પણ થઈ શકી હોત. લેખકે જૈમિની-લવજીની સંબંધ-કથાનો કર્યો એથી વધુ અસરકારક ઉપયોગ કરી શક્યા હોત. આમ જૈમિનીને ગામડા સુધી લઈ ગયા, પણ ત્યાં તેમને ટકાવી નહીં! ટકાવી હોત તો? પણ આવા 'તો' ઉપર મદાર રાખીને ચર્ચા ચલાવવી ઠીક નથી.

રઘુવીરે આ નવલકથા દ્વારા, ગુજરાતના પરંપરાપ્રાપ્ત નવલકથાસાહિત્યને એક નવા પરિમાણનું દર્શન–આકર્ષણ પૂરું પાડવાનું સાહસકાર્ય કર્યું છે એ નિશ્ચિત બાબત છે. એક રીતે **એમના** આ નવલ-

કથા લેખનમાં સાંપ્રત નવલકથાકારના યુગધર્મનુંયે ઇંગિત જોઈ શકાય નવલકથાકારે સમષ્ટિધર્મમાંય કંઈક કરવાનું રહે છે, અલબત્ત, કલાધર્મમાં સંનિષ્ઠ રહીને. આ નવલકથાત્રયી એ સંકેત આપે છે ને તેથી જ મને આવકાર્ય લાગે છે. હવેના નવલકથાકારે-કલાકારે પોતાના સમયની વાસ્તવિકતાઓ સાથે હિંમતપૂર્વક કામ પાડવું જોઈશે ને કલાનુભવનાં નૂતન પરિમાણો તાગવાં જોઈએ. આ નવલકથાકારનો પુરુષાર્થ એ દિશાનો સંકેત કરે છે અને એ મને નોંધપાત્ર ઘટના લાગે છે.

રઘુવીરની આ નવલત્રયી ચિત્રણધર્મી હોઈ સમગ્ર કથાનું સંઘટનસૂત્ર ચિત્રણપ્રક્રિયાથી સંચાલિત થતું જણાય છે. પાત્રોની વિવિધ ગતિ, પાત્રોનું પરસ્પર મિલન-સંઘટ્ટન ઇત્યાદિમાંથી ચિત્રસૃષ્ટિના વૈવિધ્યપૂર્ણ-સંકુલ ગતિસંયોજનનો અવિનાભાવિ સંબંધે આવિષ્કાર થઈ રહે છે. લેખકે પાત્રોની ભાષા, પાત્રોના વિચાર-આશયો, પાત્રોનું ભવિષ્ય—એમાંથી કથાપ્રવાહનું સ્વરૂપ-ગતિ-દિશા પોતા-પૂરતું તારવી-નિપજાવી લીધાં છે. મહદંશે લેખકની સંવેદનાએ એમના વતનના ૨૫ વર્ષના જીવનને 'ઝીલવા'—'બતાવવા'નું કાર્ય જાણે સમજ ને સંવેદન ધરાવતા કોઈ કૅમેરાની રીતે કર્યું છે. એમની સર્જનલીલા ચિત્રોની પસંદગી ને સંયોજનમાં પ્રગટપણે, તો ચિત્રોના નિર્માણમાં પ્રચ્છન્નપણે રહેલી વરતાય. લેખક પાત્રોને એમની રીતે જાણે બોલવા દે છે ને એમાંથી નવલકથાના સંવાદ-એનું વસ્તુ આદિ પ્રગટ થવા દે છે. પોતે તો જાણે આ યુગકથાના માઉથપીસ જેવા થઈ રહેવાની ભૂમિકાએ ઊભા રહેવાનું પસંદ કરે છે. આમ રઘુવીર આ નવલકથાલેખનમાં દેખીતી રીતે સ્રષ્ટા છતાં ચિત્રદ્રષ્ટાની રીતે પ્રગટ થયેલા જણાય, પણ તેથી સ્રષ્ટાની જવાબદારી, એની સત્તા ઓછી હોવાનું માનવાની જરૂર નથી.

લવજી 'અંતરવાસ'(પૃ. ૧૮૧)માં એક ઠેકાણે બોલી જાય છે. 'હું આત્મકથા નહીં લખું', નવલકથા લખીશ; જેથી પોતાના અનુભવો છૂટથી લખી શકાય.' મને લાગે છે આ લવજીના શબ્દોમાં રઘુવીરનો અવાજ છે; મને તો આ નવલકથામાં ઘણે અવાજો, પ્રસંગો, પાત્રોમાં રઘુવીરની આત્મકથાને રણકાર સંભળાય છે. કેટલાક પાત્રોમાં એમન અનુભવજગતનાં સત્યો કેવાં તો રૂપાંતર પામ્યાં છે તે જોઈ વિસ્મયાનંદ પણ થાય છે. અત્રતત્ર પ્રભાવિત પણ થાઉં છું એ રીતે એમની સર્જનકર્મની શક્તિથી એ શક્તિ અહીં સવિશેષ પ્રસંગચિત્રમાં, સંવાદ બોલીમાં અનુભવાય છે. કેટલાક સંવાદોમાંની તીક્ષ્ણતા ને કેટલાંક વર્ણનોની કવિતામાં મને રઘુવીરની સક્રિયતાનું બળ આસ્વાદરૂપે વરતાયું છે. રઘુવીર દાવો કરે છે પાત્રોથી પોતે દોરાતા હોવાનો; એમાં તથ્ય હશે પણ સત્ય તો છે આ રઘુવીર આ નવલકથામાં સૌની સાથે છે અને રઘુવીર છેવટે સૌને અંતે છે. આ નવલકથા રઘુવીરના યથાશક્ય વિકાસની નવલકથા છે અને એની પ્રતીતિ એક મિત્ર તરીકે મને આનંદ આપે છે.

ભગતભાઈ, રઘુવીરના આ નવલકથાલેખનને તપને હું જાણું છું ને તપને હું સર્જનકર્મમાં મહત્ત્વનુંયે લેખું છું. આ નવલકથામાં રઘુવીર જ ઊઘડયા છે; કેટલો મોટો પ્રદેશ, કેટલી સમૃદ્ધ ભાષા બોલનારાં કેવાં કેવાં પાત્રો ભરીને આ માણસ બેઠેલો! સારું થયું મુખ ખૂલ્યું ને આ બધું સંચિત એનું નિજી વિશ્વ લઈને પ્રગટયું. એ વિશ્વ આમ નવલકથારૂપે જ સાહજિક રૂપ લઈને આવ્યું ને તેમાં તમે એક મિત્ર-પ્રકાશકના નાતે નિમિત્તરૂપ થયા એ બદલ અભિનંદન આપીને હવે વિરમું.

તા. ૩–૪–૭૮ —ચંદ્રકાન્ત શે[ઠ]

સંદર્ભ

પી. પ્રકાશ વેગડ
ગ્રંથપાલ, સેંટ ઝેવિયર્સ કૉલેજ
અમદાવાદ–૩૮૦૦૦૯

# વિદ્વજ્જનો સંપાદિત સંદર્ભગ્રંથ

'. N. Shastri and P. Lal

The Writers Workshop Handbook f Gujarati Literature, Vol 1. [A–F] 'ub. P. Lal 162/92 Lake Gardens, Calcutta. 1974. Pages 94 Rs. 15/–. ïole agent in U. S. and Canada : nter Culture Associates, Box 277 Conn. 06277, U.S.A.

અંગ્રેજી ભાષા દ્વારા ગુજરાતી સાહિત્યનો પરિચય અને માહિતી આપવા માટે તૈયાર કરવામાં આવેલ આ સંદર્ભગ્રંથની પ્રથમદર્શની વિશિષ્ટતા એ છે કે, આના એક સંપાદક "સાહિત્યશાસ્ત્રી" છે, અને બીજા "પદ્મશ્રી" વિભૂષિત.

આ ગ્રંથમાં અકારાદિક્રમમાં લેખકો (અટક પ્રમાણે) કૃતિઓ, સાહિત્યસ્વરૂપો, ગુજરાતનાં સ્થળો અને નદિયો વગેરેનો પરિચય આપવામાં આવેલ છે. આ શ્રેણીનાં ભાગ ૧ માં અંગ્રેજી અક્ષર A થી F (અભિજ્ઞા-થી ફાર્બસ) સુધીના શબ્દો સામેલ કરવામાં આવેલ છે. ઉપનામથી ઓળખાતા લેખકોનો ઉલ્લેખ તેઓના ઉપનામની જગ્યાએ કરવામાં આવેલ છે. દા. ત. ધૂમકેતુ, અનામી, દર્શક, દિવ્યાનંદ, બકુલેશ, અમૃત ઘાયલ વગેરે અને તેઓ વિષયક માહિતી પણ ત્યાં જ આપવામાં આવી છે.

આ એક સર્વસામાન્ય પદ્ધતિ છે કે, ઉપનામ માટે જો ઉપર મુજબની ગોઠવણ સ્વીકારવામાં આવે તો ઉપનામધારી લેખકોના મૂળ નામની જગ્યાએ આડ-નોંધ આપવી જોઈએ. આ ગ્રંથમાં માત્ર અપવાદ તરીકે એક–બે આવી નોંધો મળે છે દેસાઈ, ઝીણાભાઈ રતનજી **જુઓ** સ્નેહરશ્મિ, અને ભટ્ટ, મણિશંકર આર. **જુઓ** કાન્ત. પણ સંપાદકો આ ગોઠવણમાં એકસૂત્રતા જાળવી શક્યા નથી. અમૃતલાલ લાલજીભાઈ ભટ્ટના નામની જગ્યાએ **જુઓ** અમૃત ઘાયલ અને ઠાકોરલાલ દેસાઈની જગ્યાએ **જુઓ** શ્રીકાંત દલાલ—આ પ્રકારની આડનોંધો આપવામાં આવેલ નથી.

રામનારાયણ પાઠક વિશેનું લખાણ 'દ્વિરેફ' ઉપનામ ઉપર આપવામાં આવેલ નથી. સૂચિકરણ (Cataloguing) ના નિયમ મુજબ તેઓની આ ગોઠવણ બરોબર છે, કેમકે આ લેખક પોતાના મૂળનામથી વિશેષ જાણીતા છે. પણ સંપાદકે 'દ્વિરેફ' ઉપનામની જગ્યાએ જુઓ પાઠક, રામનારાયણ વિશ્વનાથ—આ પ્રકારની નોંધ તો મૂકવી જોઈએ ! બીજી બાજુ જ્યાં આડનોંધની જરૂર નથી ત્યાં આડનોંધ આપવામાં આવી છે: દિવેટિયા, નરસિંહરાવ ભોળાનાથ જુઓ નરસિંહરાવ.

આ ઉપરાંત, હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ 'મસ્તફકીર' ઉપનામથી જાણીતા છે, માટે તેઓ વિષયક લખાણ તેઓના ઉપનામની જગ્યાએ હોવું જોઈએ. અને નામની જગ્યાએ આ પ્રકારની નોંધ હોવી જોઈએ—ભટ્ટ, હરિપ્રસાદ ગૌરીશંકર જુઓ મસ્તફકીર. ચંદ્રશંકર અમૃતલાલ બૂચ વિશેનું લખાણ 'સુકાની' ઉપનામ ઉપર હોવું જોઈએ, અને નામની જગ્યાએ આ પ્રકારની નોંધ હોવી જોઈએ–બૂચ, ચંદ્રશંકર અમૃતલાલ જુઓ સુકાની. આવી જ રીતે, હરજી લવજી દામાણીનું લખાણ 'શયદા' ઉપર અને મગનલાલ લાલભાઈ દેસાઈનું 'કોલક' ઉપર હોવું જોઈએ. આ દાખલાઓમાં સંપાદકે લેખકોના નામની જગ્યાએ આડનોંધ આપવાને બદલે માહિતી જ આપી દીધી છે !

આપણે જાણીએ છીએ કે ઉપર જણાવેલ વ્યક્તિઓ ઉપનામથી જ વધારે જાણીતી છે. અને વાચકો તેઓ વિષયક માહિતી સ્વાભાવિક રીતે તેઓના ઉપનામની જગ્યાએ જ શોધશે. અગર ઉપનામની જગ્યાએ આડનોંધ આપવામાં આવેલ ન હોય તો વાચક આ લેખકોના મૂળનામની જગ્યાએ કેવી રીતે પહોંચી શકશે ? આ ઉપરાંત અકિંચન, અગ્નિકુમાર, અનિકેત, અનિલકુમાર, આરસી, બુલબુલ, દાલચીવડા, બાદરાયણ, બિંદુભાઈ, ભિક્ષુ અખંડાનંદ, બંધુ, ડાયર વગેરે ઉપનામો જ આ પુસ્તકમાં દષ્ટિગોચર થતાં નથી, તો તેઓ વિષયક માહિતી કે આડનોંધો ક્યાં શોધવી ? આ પ્રમાણે, આપણે જોયું કે માહિતી ગોઠવવાની કોઈ સ્પષ્ટ રીત કે ચોક્કસ પદ્ધતિ આ પુસ્તકમાં અપનાવવામાં આવી નથી.

'ઉદ્‌ગાર' ફેબ્રુ. '૭૮ના અંકમાં સંદર્ભગ્રંથોનો હેતુ, આયોજન અને કાર્યપદ્ધતિ અંગે કરવામાં આવેલ સૈદ્ધાંતિક ચર્ચા, અશાસ્ત્રીય રીતે કામ કરવાથી થતાં અનિષ્ટોની રજૂઆત, તેમ જ આ વિષય પરત્વે દાખવવામાં આવી રહેલ ઉદાસીનતા અંગે ઉચ્ચારાયેલ ચેતવણી—વગેરે બાબતો આ પુસ્તક માટે પણ મહદંશે લાગુ પડે છે. સંદર્ભગ્રંથોની વિભાવના અંગેની વધુ છણાવટ ડાહ્યાભાઈ જોશીએ પાછલા અંકમાં કરેલ છે. માટે અહીં સૈદ્ધાંતિક અને શાસ્ત્રીય બાબતોની ચર્ચાનું પુનરાવર્તન ન કરીએ, માત્ર આ પુસ્તકની થોડી ક્ષતિયો તરફ ધ્યાન દોરવું પર્યાપ્ત થશે.

આ પુસ્તકમાં લેખકોના ઉપનામમાં જોવા મળતી અપૂર્ણતાઓ ઉપરાંત, તેઓનાં મૂળ નામ અંગે પણ અસંખ્ય અપૂર્ણતાઓ જોવા મળે છે. દા. ત. નીચે જણાવેલ લેખકોનો આ પુસ્તકમાં સમાવેશ થયો નથી.

Acharya, Shantilal P.
Anjaria, Himmatlal G.
Bhatt, Nanabhai K.
Bhatt, Purushottam J.
Bhatt, Upendra R.
Brahmabhatt, Raghunath T.
Buch, Puratan J.
Dave, Ishwarlal R.
Dave, Jugatram
Dave, Natvarlal
Derasari, Dahyabhai P.

Desai, Palanji B.
Desai, Rammohanrai J.
Dhruv, Harilal H.
Divecha, Narain Hemchandra
Divetia, Bhogindrarao R. વગેરે

જે લેખકોનો આ પુસ્તકમાં સમાવેશ થયેલ છે, એમાંથી અધિકાંશ લેખકો વિશેની વિગતો ઘણી અધૂરી છે. તેઓનો જીવન-પરિચય તો આપવામાં જ નથી આવ્યો. અને લેખક તરીકેના પરિચયમાં તેઓના સાહિત્યિક પ્રદાનનું ધ્યાન રાખવામાં નથી આવ્યું. પરિચય-લખાણ ઉપરછલ્લું, સંદિગ્ધ કે અધકચરું છે. એનો એક નમૂનો જુઓ—"Bhatt, Lakshmikant : Innovator in Gujarati short story whose works are distinguished by their photographic innovation."

કૃતિઓના ઉલ્લેખોની બાબતમાં પણ આ પુસ્તકમાં મોટો ધબડકો દેખાય છે. સાધારણ કૃતિઓનો સમાવેશ થયો છે, પણ ઉલ્લેખનીય ગ્રંથો રહી ગયા છે. દા. ત. અખો અને મધ્યકાલીન સંત પરંપરા, અધુના, અનાર્યના અડપલાં, અનુરણન, અવિભક્ત આત્મા, અનુસ્મૃતિ, અન્વેષણા, અભિરુચિ, અભીપ્સા, અમાસના તારા, અશ્રુઘર, આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ, આપણું વિવેચન સાહિત્ય, એમ. એ. બનાકે કર્યો મેરી મિટ્ટી ખરાબ કી ? ચંદ્રકાંત બક્ષીથી ફેરો, ચિત્રદર્શનો, ચિત્રાંગદા, છીએ તે જ ઠીક, દરિયાલાલ, દિવાને સાગર, દિગ્દર્શન, બંદીઘર, બંધન અને મુક્તિ, બિન ધંધાદારી રંગભૂમિનો ઇતિહાસ, ભારતીય કાવ્યસિદ્ધાંત વગેરે અનેક ગ્રંથોનો સમાવેશ થયેલ નથી.

એક બાજુ જ્યાં ઉપર જણાવેલ ગ્રંથોના ઉલ્લેખોની ગેરહાજરી ખૂંચે છે, ત્યાં જ છેલ અને છબો, બંધન તૂટયાં, બારમાસીનાં ફૂલ, ચકમક, દુનિયાનો દુશ્મન, દુઃખી દંપતી, એક બકરાની આત્મકથા વગેરે કૃતિઓનો સમાવેશ પણ ખૂંચે છે. એટલું જ નહિ, કૃતિ પરિચય આડંબરી અને ઉપરછલ્લું આપવામાં આવ્યું છે. ઉલ્લેખનીય કૃતિઓ માટે ઘણી જગ્યાએ ફક્ત એક જ પંક્તિનું લખાણ છે, જ્યારે સાધારણ કૃતિઓ માટે વધારે લાંબું લખાણ જોવા મળે છે. આ પ્રમાણે આ ગ્રંથમાં સંતુલનનો અભાવ ઠેર ઠેર નજરે ચડે છે.

પ્રકાશનવર્ષની ભૂલો અંગે માત્ર આટલું જ નોંધવું પર્યાપ્ત થશે કે આ પુસ્તકમાં ૯૫ કરતાં વધારે ભૂલો થયેલી છે. અમુક ભૂલો તો એક નજરે જોઈને પકડી પાડી શકાય એવી છે. દા. ત. મણિભાઈ નભુભાઈ દ્વિવેદી (૧૮૫૮–૧૮૯૮) કૃત 'ઝનોની' પ્રકા. વર્ષ ૧૮૪૨ ! મોહનદાસ ક. ગાંધી કૃત આત્મકથા (મારા સત્યના પ્રયોગો) પ્રકા. વર્ષ ૧૯૫૨ ! હરીન્દ્ર દવે (૧૯૩૦) કૃત 'મૌન' પ્રકા. વર્ષ ૧૮૬૬ ! સહેજ પણ કાળજી રાખવામાં આવી હોત તો આ ભૂલો નિવારી શકાઈ હોત.

પુસ્તકના અંતે મુદ્રણદોષોની એક યાદી આપવામાં આવી છે. પણ ખૂબીની વાત એ છે કે માત્ર ૩૨ મુદ્રણદોષોના રજૂ કરેલ સુધારામાં પણ ૩ ભૂલો રહી ગઈ છે.

આ બત્રીશ સિવાયની વધારાની થોડી રમૂજી ક્ષતિયો જોઈએ. નગીનદાસ પારેખનું નામ અંગ્રેજીમાં Nagendir થઈ ગયું છે. એવી જ રીતે મોહનભાઈ પટેલ ('અનુવાદ વિજ્ઞાન'ના લેખક)નું નામ મતુભાઈ પટેલ છપાયું છે. સુરેશ મજમુદારને સુરેશ મજમુદાર અને મણિબેન દેસાઈને મણિભાઈ દેસાઈ બનાવી દીધા છે. 'છિન્નભિન્ન' નો અનુવાદ કર્યો છે ' Cut and Broken '! પ્રહ્લાદ દા. બ્રહ્મભટ્ટને " Fictionist " ની ઉપાધી મળી

(શાબાશ !) 'આપણો ઘડીક સંગ' ને Humo-us novel તરીકે ઓળખાવેલ છે. આ વાંચીને ીશ મહેતાને આઘાત ન લાગે તો સારું. મહાશ્વેતા ર્યા કૃત 'દર્પણ' વાર્તાસંગ્રહનો ઉલ્લેખ નવલકથા ીકે થયેલ છે.

હવે મુદ્રણદોષના થોડા નમૂનાઓ જોઈએ. Iohini Murtio, Suryu Bhuje, Paona arimal, Devo Ghaghal (પૃ. ૪૯): ખરા ન્દો આ પ્રમાણે છે : માટીની મૂર્તિઓ, સૂર્ય-ખી, પદ્મપરિમલ, દેવો ઘાઘલ.

સંપાદકીય નોંધમાં શ્રી પી લાલ જણાવે છે 'રાઇટર્સ વર્કશોપ હેન્ડબુકની આ બીજી શ્રેણી (પહેલી શ્રેણી આસામી સાહિત્યની છે). આ કારની શ્રેણીઓ તમામ ભારતીય ભાષાઓને આવરી શે. આ ગ્રંથનું સંશોધનકાર્ય પી. એન. શાસ્ત્રીએ ર્યું છે અને પી. લાલે સલાહકાર અને સ્ટાઈલ ંગેની કામગીરી બજાવી છે. અને [અધૂરામાં પૂરું] ાશનલ લાઇબ્રેરી કલકત્તાના શ્રી ખુશાલદાસ જસાણી, ાહાયક ગ્રંથપાલ અને ગુજરાતી વિભાગના વડાએ, ા ગ્રંથનું લખાણ સુધાર્યું છે." સંપાદકનું આ ક્તવ્ય એવી છાપ ઊભી કરે છે, જાણે આ એક ાસ્ત્રીય, પ્રામાણિક અને અજોડ સંદર્ભગ્રંથ હોય !

હકીકતમાં 'ગુજરાતના સારસ્વતો' સાથે સામ્ય ારાવતો આ ગ્રંથ દુર્ગુણોમાં એના કરતાં એક ડગલું માગળ વધી જાય છે. 'ગુજરાતના સારસ્વતો'નુ માયોજન ધંધાદારી દષ્ટિએ કરવામાં આવ્યું નથી. ન્યારે આ ગ્રંથનું આયોજન તો માત્ર આર્થિક ાાભ મેળવવા માટે જ થયું હોય એવું સ્પષ્ટ દેખાઈ માવે છે.

અંગ્રેજીમાં છપાતા ગ્રંથોને, વેચાણનું બહોળું ાાર્કેટ મળી જાય છે. નિકૃષ્ટ ગ્રંથો પણ તેઓના લેખકોને કમાણી કરી આપતા હોય છે. આ પ્રકારની પ્રવર્તમાન સ્થિતિનો સંપાદકોએ વ્યાપારી લાભ લીધો જણાય છે.

આ ગ્રંથની એકમાત્ર આકર્ષક અને ઉલ્લેખનીય બાબત છે, એના સંપાદકોની વિદ્વત્તાનો પરિચય લેખ, જે ગ્રંથના શીર્ષક પૃષ્ઠ પહેલાં બે અલગ અલગ પૃષ્ઠ ઉપર આપવામાં આવેલ છે.

શ્રી પી. એન શાસ્ત્રી આ શ્રેણીના મુખ્ય સંપાદક છે. તેઓ એમ. એ. એલએલ. બી. અને 'સાહિત્યશાસ્ત્રી' છે. લેખનકાર્ય પ્રારંભ કરતાં પહેલાં તેઓએ નૃવંશવિદ્યા (Anthropology) અને તુલનાત્મક સાહિત્યના ક્ષેત્રે સંશોધનમાં સારો એવો સમય ગાળ્યો છે. ઘણાં અંગ્રેજી અને હિન્દી સામયિકોમાં તંત્રી તરીકે તેઓ સંકળાયેલા છે અને ભારતીય જ્ઞાનપીઠમાં પણ કામ કર્યું છે. તેઓનાં પ્રકાશનોમાં નાટક, બે વાર્તા સંગ્રહો, બે નવલકથાઓ અને એક નિબંધ સંગ્રહ છે. આ ઉપરાંત તેઓએ હિન્દી, સંસ્કૃત, બંગાળી અને અંગ્રેજીના ૨૪ પુસ્તકોના અનુવાદો અને સંપાદન કાર્ય કર્યું છે. આ પુસ્તકોમાં રવીન્દ્રનાથ ઠાકુર, રાહુલ સાંકૃત્યાયન, ઝ્યાં પોલ સાર્ત્ર, હરમાન હેસ, પતંજલિ, વિવેકાનંદ અને મહર્ષિ અરવિંદનો સમાવેશ થાય છે.

શ્રી પી. લાલ કલકત્તા યુનિવર્સિટી તેમ જ સેન્ટ ઝેવિયર્સ કોલેજમાં માનદ પ્રોફેસર છે. ન્યુયોર્કની હોફસ્ત્રા યુનિવર્સિટીમા ૧૯૬૨-૬૩માં ભારતીય અધ્યયનના વિશેષ પ્રોફેસર હતા. અને ઇંગ્લેંડ, અમેરિકા તથા આસ્ટ્રેલિયાની યુનિવર્સિટીઓમાં તેઓએ ભારતીય સાહિત્ય ઉપર પુષ્કળ વ્યાખ્યાનો આપેલાં છે. પી. ઈ. એન. ઇન્ટરનેશનલ રાઇટર્સ કાન્ફરન્સમાં ડેલિગેટ તરીકે ૧૯૬૬માં ન્યુયોર્ક ગયા હતા. ત્યાંની ઇલિનોય યુનિ.માં ૧૯૬૮ના વસંત સત્ર માટે વિઝિટિંગ પ્રોફેસર હતા. જવાહરલાલ નેહરુ ફેલોશિપ

શિષ્યવૃત્તિ ૧૯૬૯–૭૦ હેઠળ તેઓએ બૃહદારણ્યક અને મહાનારાયણ ઉપનિષદોનો અંગ્રેજી અનુવાદ કર્યો છે. હોફસ્ત્રા યુનિ. માં તુલનાત્મક સાહિત્યના વિઝિટીંગ પ્રોફેસર તરીકે વસંત ૧૯૭૧માં હતા. એલ્બીઅન કોલેજમાં વિઝિટીંગ પ્રોફેસર તરીકે ૧૯૭૨માં અને પ્રેન્ટિસ બ્રાઉન પ્રોફેસર તરીકે ૧૯૭૩માં હતા. ઓહિયો યુનિ. રોબર્ટ મોર્ટન પ્રોફેસર તરીકે ૧૯૭૩–૭૪માં હતા. અત્યારે યુનિવર્સિટીઓના અધ્યાપન-કાર્યથી રજા લઈને મહાભારતનો અંગ્રેજી અનુવાદ કરી રહ્યા છે. તેઓની ઉંમર ૪૯ વર્ષ છે અને ૧૯૭૦માં "પદ્મશ્રી" નો ઇલકાબ પ્રાપ્ત થયેલ છે.

સંપાદકોના બહોળા જ્ઞાનવિસ્તારનો આ પરિચય, તેઓ પ્રત્યે આપણાં મનમાં શ્રદ્ધા અને વિશ્વાસની લાગણી ઉત્પન્ન કરે છે અને આ ગ્રંથ વિશે સારી છાપ ઊભી કરીને, આપણાં ખિસ્સાંમાંથી રૂપિયા પંદર કઢાવી લે છે (પાકા પૂઠામાં એની કિંમત ૫૦ રૂપિયા છે). શ્રી પી. લાલે ગ્રંથ વેચવા માટે અજમાવેલો આ કીમિયો વાચકો સાથે એક જાતની છેતરપીંડી જ તો છે. ૧૪ સે.મી.×૨૧.૫ સે.મી. માપ અને ૯૪ પૃષ્ઠોની આ ચોપડીની કિંમત રૂપિયા પંદર! 'પદ્મશ્રી'ના ઇલકાબનો અહીં દુરુપયોગ થઈ રહેલ જણાય છે. એની પ્રતિષ્ઠાનું અવમૂલ્યન થતુ લાગે છે.

ટેલિફોન ડિરેક્ટરીમાં લોકોનાં નામ, ગોઠવણ અને ફોન નંબરમાં અપૂર્ણતા અને અશુદ્ધિઓ હોવા છતાં જો એમાં શુદ્ધિપત્રક ન હોય તો એ ડિરેક્ટરી કામ લાગે ખરી? તિથિઓની અશુદ્ધિઓવાળું પંચાંગ કે જોડણીની ભૂલોવાળો જોડણીકોશ તમે સ્વીકારશો? એનું સ્વાગત કરશો?

શા માટે નહિ? કેમકે પ્રામાણિક, ઝડપી અને સમગ્ર માહિતી આપવા માટે આ પ્રકારના ગ્રંથોની રચના થતી હોય છે. અને આ તત્ત્વોને આધારે જ સંદર્ભગ્રંથોનું અસ્તિત્વ ટકે છે. આ તત્ત્વોના અભાવમાં કોઈ પણ સંદર્ભ ગ્રંથ માત્ર બિન-ઉપયોગી જ નહિ, પણ બેહદ હાનિકારક સાબિત થતો હોય છે. સાહિત્યની બાબતમાં શું આ હકીકત લાગુ નથી પડતી? સાહિત્ય સ્વરૂપો, કૃતિઓ કે સાહિત્યકારોનું અધકચરું, સંતુલન વિનાનું, અપૂર્ણ, ભૂલો ભરેલું અને વિકૃત લખાણ શું સાહિત્ય કે સાહિત્યકારોની પ્રતિષ્ઠાને હાનિકારક નથી? વિકૃત સંદર્ભગ્રંથો દ્વારા ખોટી માહિતીનું પ્રસારણ એ શું અભ્યાસીઓ તેમ જ લેખકોને ગેરરસ્તે દોરવાનું અનૈતિક, અસામાજિક અને અસાંસ્કૃતિક કૃત્ય નથી?

ગુજરાતી સાહિત્યના અનેક ગ્રંથોમાં લેખકોની જન્મ-તારીખો કે ગ્રંથોના પ્રકાશનવર્ષમાં બેશુમાર ભૂલો શા માટે જોવા મળે છે? આ બધા પ્રકારના હકીકત દોષો માટે કોણ જવાબદાર છે? શું લેખકે આ પ્રકારની દરેકેદરેક માહિતી માટે મૂળ પુસ્તક શોધવા સવાર-સાંજ ગ્રંથાલયોની ધૂળ ખંખેરવા જવું જોઈએ! કે પોતાના ઘેર 'કોપી રાઇટ' લાઇબ્રેરી વસાવવી જોઈએ?

કેમ, તમને નથી લાગતું કે ગુજરાતી સાહિત્યના ઇતિહાસ, જીવનચરિત્ર, વિવેચન વગેરે ગ્રંથોમાં વ્યાપ્ત તમામ અસંગતિઓ માટે આપણી અશાસ્ત્રીય પદ્ધતિ અને આપણા પૂર્વગામી અશુદ્ધ સંદર્ભગ્રંથો જવાબદાર છે?

ગુજરાતી સાહિત્યમાં સંદિગ્ધતા અને હકીકત દોષોનો એમેય તોટો નહોતો. હવે એક વધારે વિકૃત સંદર્ભગ્રંથનો એમાં ઉમેરો થાય છે. આનાથી અસંગતિઓના વિષચક્રને સારો એવો વેગ મળશે.

શાહમૃગવૃત્તિ અપનાવવાથી આ સમસ્યાનું સમાધાન થઈ જવાતું નથી.

# જીવનચરિત્રાત્મક કોશ—એક નોંધ

કિરીટ ભાવસાર

જીવનચરિત્રાત્મક કોશો એ કોઈ પણ નાના યા મોટા ગ્રંથાલયના ગ્રંથસંગ્રહ માટે ખૂબ જ ઉપયોગી સંદર્ભસાધન છે. આ પ્રકારના સાહિત્યને ત્રણ વિભાગમાં વહેંચી શકાય: (૧) સર્વ સામાન્ય (૨) રાષ્ટ્રીય અથવા પ્રાદેશિક અને (૩) વ્યાવસાયિક યા ધંધાકીય. આ દરેકને બે પેટાવિભાગમાં વહેંચી શકાય. જેમ કે સર્વસામાન્ય, પૂર્વકાલીન અને સર્વસામાન્ય સમકાલીન આ પ્રકારના સંદર્ભગ્રંથોનો ઉપયોગ વ્યક્તિ વિશેનો પરિચય જાણવા માટે થાય છે, જેમાં ચરિત્ર વિષેની વિગત ટૂંકી અને સરળતાથી શોધી શકાય તેવી રીતે ગોઠવેલ હોય છે.

આ પ્રકારના સંદર્ભગ્રંથો રચવામાં વિષય અને તેનો વ્યાપ પ્રથમથી નિશ્ચિત કરવો જોઈએ અને એ નક્કી કરેલ મર્યાદાને ધ્યાનમાં રાખી એમાં નોંધ સમાવવી જોઈએ.

આ પ્રકારના સંદર્ભગ્રંથોમાં માહિતીની દૃષ્ટિએ બે પ્રકારો જોવા મળે છે: એક પ્રકારમાં ટૂંકમાં પરિચયનોંધ અપાય છે; તો બીજા પ્રકારમાં ટૂંકા નિબંધરૂપે પરિચય નોંધો તૈયાર કરાવીને સંપાદિત કરવાની હોય છે. ટૂંકી પરિચયાત્મક માહિતી સંકલિત કરવા માટે સંપાદક પરિપત્ર દ્વારા માહિતી મંગાવે છે અને એ રીતે વ્યક્તિઓ તરફથી પરિચયનોંધો પ્રાપ્ત થાય તેને આધારે જ સંપાદિત થાય છે. ધંધાદારી પ્રકાશનગૃહો આ રસમનો અમલ કરે છે. ઇન્ડિયા હૂઝ હૂ (ન્યુ દિલ્હી, ૧૯૭૦) અને હૂઝ હૂ ઑફ ઇન્ડિયન રાઈટર્સ (૧૯૬૧, સાહિત્ય અકાદમી)નો આ પ્રકારના ગ્રંથોમાં સમાવેશ થઈ શકે. ડિક્શનેરી ઑફ નેશનલ બાયોગ્રાફી (કલકત્તા, ૧૯૭૨)માં વ્યક્તિનો પરિચય એક સંક્ષેપ નિબંધરૂપે અપાયેલ છે. આ પ્રકારના ચરિત્રાત્મક સંદર્ભકોશમાં સામેલ કરવામાં આવેલ દરેક વ્યક્તિઓની નોંધો સંપાદકીય મંડળ ચકાસણી કર્યા પછી સ્વીકારે છે અને આ લખાણ અધિકૃત વ્યક્તિઓ પાસેથી લખાવવાનું હોય છે. આ પ્રકારના કાર્યમાં સામેલ થનાર દરેક લેખકે રજૂઆત અને શૈલી અંગે સંપાદકીય મંડળના માર્ગદર્શનને અનુસરવાનું હોય છે.

જીવનચરિત્રાત્મક કોશમાં પરિચયનોંધની વિગત આ પ્રમાણે હોવી જોઈએ:

**શેઠ, ચંદ્રકાન્ત ત્રિકમલાલ, ૧૯૩૮**

તા. ૩-૨-૧૯૩૮, કાલોલ (જિ. પંચમહાલ), મેટ્રિક '૫૪, બી.એ. ગુજ. યુનિ. '૫૮; એમ. એ. ગુજ. યુનિ '૬૧; પી. એચ. ડી. પદવી માટે અભ્યાસ ચાલુ. વિષય: ઉમાશંકર જોશી જીવન અને સર્જન.

ગુજરાતીના અધ્યાપક સેંટ ઝેવિયર્સ '૬૧-૬૨; આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, કપડવંજ, '૬૨-૬૩; ગૂજરાત વિદ્યાપીઠ, '૬૩-૬૬; ભક્તવલ્લભ ધોળા આર્ટ્સ-કૉલેજ, '૬૬-૭૨ અને હાલ ગુજરાતી વિભાગમાં રીડર, ગૂજરાત વિદ્યાપીઠમાં ૭૨થી—

આધુનિક કવિ અને વિવેચક, સપાદન અને અનુવાદ-કાર્ય; 'નંદ સામવેદી'ના ઉપનામથી નિબંધલેખન

કૃતિઓ 'કાવ્યસંગ્રહો' પવન રૂપેરી (૧૯૭૨; ઇનામી કૃતિ) ઊઘડતી દીવાલો (૧૯૭૪; ઇનામી કૃતિ). નાટક: સ્વપ્નપિંજર (૧૯૭૩; ઇનામી કૃતિ). વિવેચન-સંગ્રહ: કાવ્યપ્રત્યક્ષ (૧૯૭૬); અન્ય 'ગુજરાતીમાં વિરામચિહ્નો' (૧૯૭૩; સહકર્તા તરીકે) સંપાદનઃ એસ.એસ. સી. બોર્ડના ગુજરાતીના પાઠ્યપુસ્તકના સંપાદક મંડળ, ૧૯૭૦-૭૨. બૃહદ ગુજરાતી કાવ્ય પરિચય, ગ્રં. ૧-૨ (૧૯૭૩) અને બૃહદ ગુજરાતી ગદ્ય પરિચય, ગ્રં. ૧-૨ (૧૯૭૩); ભાષા સાહિત્ય દ્વારા રાષ્ટ્રીય એકતા (૧૯૭૭). અનુવાદ: પંડિત ભાતખંડે (૧૯૬૭, સાહિત્ય અકાદમી) મલયાલમ સાહિત્યના ઇતિહાસની રૂપરેખા (સાહિત્ય અકાદમી). કુમાર ચંદ્રક વિજેતા ૧૯૬૪
૯ બી, પૂર્ણેશ્વર ફ્લેટ્સ, ગુલબાઈ ટેકરા,
અમદાવાદ ૩૮૦૦૧૫

## જુલે વર્ન

### સંક્ષેપ: મૂળશંકર મો. ભટ્ટ

**૧. અણધાર્યો પ્રકાશ**

અંધારી ઝૂંપડીમાં ત્રણેય જણા ઘડીભર સ્તબ્ધ થઈને ઊભા રહ્યા. થોડી વારે ખલાસીએ એક મોટેથી બૂમ પાડી, પણ જવાબ ન મળ્યો. ખલાસીએ દેવતા સળગાવ્યો ને જોયું તો એક ખૂણામાં સૂકાં લાકડાંનો ઢગલો પડ્યો હતો. લાકડાંમાં દેવતા પડ્યો એટલે ઝૂંપડીમાં બરાબર પ્રકાશ આવવા લાગ્યો.

તેમણે જોયું તો ઝૂંપડીમાં બધું અવ્યવસ્થિત હતું. એક ખાટલો હતો, પરંતુ તેના પર એટલી બધી ધૂળ જામી ગયેલી હતી કે ધૂળની નીચે કાંઈ પાથરેલું હશે કે નહિ તેની ખબર જ ન પડે. ચારેય બાજુ મોટાં મોટાં જાળાં બાઝેલાં હતાં. થોડાંક વાસણો પડયાં હતાં, પણ તે કટાઈ ગયેલાં હતાં. ખાટલાના પાયા અરધા ઉધઈ ખાઈ ગઈ હતી. પાવડો, કોદાળી, ને એવાં હથિયારો ખૂણામાં પડયાં હતાં. દારૂનું એક નાનું પીપ પણ પડ્યું હતું. બંદૂક પણ જાળાં વચ્ચે ડોકિયાં કરતી ટીંગાતી હતી.

'અહીં કોઈ નથી.'

'કોઈ નથી.'

'આ ઝૂંપડીમાં કેટલાંય વર્ષથી કોઈ રહેતું નહિ હોય એમ લાગે છે.' હર્બર્ટે કહ્યું.

'ત્યારે સ્પિલેટ ! આપણે આજની રાત આ ઝૂંપડીમાં જ કાઢીએ. જો આ ઝૂંપડીનો માલિક અહીં આવે ને ભેટો થઈ જાય તો ઠીક છે; આપણે ઝૂંપડી તેને સોંપી દઈશું.'

'મને નથી લાગતું કે તે માણસ પાછો અહીં આવે. તે આ બેટ ઉપર છે કે નહિ એની જ મને શંકા છે.'

'ત્યારે શું ભાગી ગયો હશે ?'

'ભાગી નહિ ગયો હોય તો મરી ગયો હશે.'

'જો મરી ગયો હોય તો તેનાં હાડકાં તો મળશે ને? સવારે તપાસ કરશું.'

બધું સાફ કરીને તેઓ ત્યાં સૂતા, પણ ઊંઘ શી રીતે આવે ! અજાણી જગ્યા; કયે વખતે કોણ ઊતરી આવશે તેની શી ખબર ? આખી રાત વાતોમાં તથા બગાસાં ખાવામાં કાઢી. કેદી એક હશે કે ઘણા ? કેદીની સાથે તેને લૂંટનારાઓ કે કેદ કરનારાઓ હશે કે નહિ ? તેને વિષે ખૂબ તર્કવિતર્ક થવા લાગ્યા. વળી રાત્રે હમેશાં ભયંકર વિચારો વધારે આવે છે, એમાંય આ કોઈ ભૂતાવળના દેશ જેવી જગ્યામાં તો એમ થાય જ ને ?

સવાર પડી. બધાયે ઊઠીને ઝૂંપડી બરાબર તપાસી. ઝૂંપડીની પાછળ એક નાની એવી ટેકરી હતી. આગળ મોટાં મોટાં ઝૂંડો વચ્ચે કુહાડીથી સાધારણ રીતે ચોખ્ખી કરેલી થોડીક જગ્યા હતી. જે પાટિયાં ઝૂંપડીમાં વાપરવામાં આવ્યાં હતાં તે કોઈ વહાણનાં હતાં એ દેખાતું જ હતું. એટલે તેમણે એમ અનુમાન કર્યું કે કોઈ વહાણ આ બેટ સાથે અથડાયું હશે, બધા ડૂબી ગયા હશે, અને આ એક બચેલા માણસે એ વહાણનાં પાટિયાંમાંથી આ ઝૂંપડી બનાવી હશે. એક પાટિયા ઉપર તો તેણે 'બ્રિટ..' એવા અરધા ભૂંસાઈ ગયેલા અક્ષરો વાંચ્યા. બ્રિટાનિયા નામનું વહાણ અહીં આવ્યું હોવું જોઈએ. બધી તપાસ કરી લીધા પછી તેઓ નાસ્તો કરવા માટે પોતાના વહાણ ઉપર ગયા. વહાણ જે સ્થિતિમાં આગલી રાત્રે બાંધ્યું હતું તે જ સ્થિતિમાં હતું. ખલાસીને પોતાના છોકરાને મળ્યા જેટલો આનંદ આ વહાણ જોઈને થયો. નાસ્તો કરીને પાછા તેઓ જંગલમાં નીકળી પડ્યા. આજનો આખો દિવસ ફરીને જો કાંઈ જાણવા જેવું ન મળે તો કાલે પાછા ચી નીકળવું એમ તેમણે નક્કી કર્યું. જતાં પહેલાં ઝૂંપડીમાંનાં બધાં સાધનો વિના સંકોચે વહાણ ભેગાં કરી દેવાં એવો ખલાસીનો વિચાર એકે જણાએ મંજૂર કર્યો. સાથે સાથે અહીં નવી જાતનું શાક વગેરે થતું હતું તે પણ લઈ જવું, તથા બંદૂક ને દારૂ પણ ઘર ભેગા કરી દેવાં એવું તેમણે ઠરાવ્યું.

પણ આમ કરવામાં વખત ઘણો જાય તેમ હતું, અને કદાચ એકાદ દિવસ વધારે રોકાઈ જવું પડે તેવો સંભવ હતો. ખલાસીએ કહ્યું : 'અહીં વધારે રોકાઈ શકાશે નહિ, કારણ કે હવામાં થોડોએક ફેરફાર થાય એવો સંભવ મને લાગે છે. આજે જ બધું પતાવી દેવું જોઈએ. હર્બર્ટ ! તું શાકના છોડનાં બી એકઠાં કરવા લાગ; દરમિયાન અમે આટલામાં તપાસ કરીએ છીએ.'

હર્બર્ટ ત્યાંથી જુદો પડ્યો. સ્પિલેટ ને ખલાસી જંગલમાં ઘૂસ્યા. અડધોએક કલાક થયો હશે ત્યાં સ્પિલેટને કાને હર્બર્ટની ચીસ સંભળાઈ. બંને ચમક્યા. 'પેનક્રોફ્ટ !' હર્બર્ટ કાંઈક જોખમમાં લાગે છે !

બંને જણા અવાજ આવતો હતો તે તરફ દોડ્યા. તેઓ દોડ્યા તે સારું કર્યું, કારણ કે જોયું તો હર્બર્ટ નીચે પડેલો હતો અને તેના પર એક મોટો વાંદરો ચડી બેઠેલો હતો. આવો વિચિત્ર વાંદરો તેમણે જિંદગીમાં જોયો ન હતો. વિચાર કરવાનો અવકાશ જ ન હતો. બંને જણ વાંદરા પર તૂટી પડ્યા, ને તે જોર કરે તે પહેલાં તો ખલાસીએ ભૂંડને પકડવા માટેનું દોરડું તેની ફરતું મજબૂત વીંટી દીધું. સ્પિલેટ હર્બર્ટ પાસે ગયો.

'તને કાંઈ ઈજા તો નથી થઈ ને ?'

'ના, ના.' કહેતો હર્બર્ટ કપડાં ખંખેરી ઊભો થયો.

'ખરેખર, અમે જો જરાક મોડા પડ્યા હોત તો આ વાંદરો તને હેરાન કરી નાખત !'

'અરે, આ વાંદરો જ નથી!'

'ત્યારે?' બંનેએ પૂછ્યું.

'એના સામું જુઓ તો ખરા!'

પહેલી જ વાર તેમણે વાંદરાને ધારીને જોયો. બરાબર જોયું તો તે વાંદરો નહિ, પણ માણસ હોય એમ જ લાગ્યું. પણ કેવો માણસ? માણસનું એકે લક્ષણ તેનામાં દેખાતું ન હતું! આખા શરીર પર વાળ હતા: મોઢું, દાઢી, મૂછ બધાં વાળથી ઢંકાઈ ગયાં હતાં; તેની રાતી આંખો હિંસક પશુની જેમ ચળકતી હતી; હાથ તથા પગના નખો મોટા અણીદાર વધ્યા હતા.

ખલાસીને તો હજુ પણ શંકા હતી કે આ માણસ છે કે વાંદરો. પણ સ્પિલેટે તેને ખાતરી કરાવી કે એ માણસ તો છે, પણ માણસાઈનાં બધાં લક્ષણ સાવ ભૂલી ગયેલો જણાય છે.

'ત્યારે તો આ જ પેલો કેદી હશે?'

'શી ખબર પડે? એવો સંભવ છે કે ઘણા વરસોથી એકલો આ બેટ ઉપર રહેવાથી તે આવો પશુ જેવો બની ગયો હોય!'

તેમની આ વાતચીત પેલો પશુ જેવો માણસ સાંભળતો હોય એમ લાગતું ન હતું. તે તો કચ-કચાવીને ભયંકર ગર્જના કરી રહ્યો હતો.

સ્પિલેટ તેના તરફ ફર્યો ને પૂછ્યું: 'તું કોણ છે?'

પેલો તાકી જ રહ્યો. ત્રણેય જણાને એની દયા આવી. અને કોઈ પણ રીતે પોતાના બેટ ઉપર લઈ જવો જ એમ તેમણે નક્કી કર્યું. એને છૂટો મૂકવાથી તે ભાગે કે નહિ તે અખતરો કરવામાં જોખમ હતું, એટલે અત્યારે તો તેને આમ ને આમ વહાણ ઉપર ચડાવી દેવાનું તેમણે નક્કી કર્યું. તેને દોરડાથી ખેંચ્યો. તે ઊભો થયો; છૂટવા માટે તેણે જરાયે તોફાન ન કર્યું; પાછળ પાછળ તે ચાલ્યો આવ્યો.

સ્પિલેટે કહ્યું: પેનક્રોફ્ટ! જતે દહાડે આપણા સહવાસથી તેનામાં તેનો સૂતેલો આત્મા જરૂર જાગ્રત થશે. અરેરે! મનુષ્યોને માથે પણ કાંઈ દુઃખો પડે છે ને? માણસ પોતાની જાતને પણ ભૂલી જાય છે.'

પેલો માણસ જરાયે ગડબડ કર્યા વગર જ પાછળ પાછળ ચાલ્યો આવ્યો. પહેલાં તેને તેની ઝૂંપડીમાં લઈ ગયા. કદાચ એ ઝૂંપડી પોતાની છે, એમ જોઈને તેને કાંઈ ભાન થાય અને પરિણામે તેનું મન જાગ્રત થાય તો! પણ ઝૂંપડીને જોઈને તેના પર કશી અસર ન થઈ. તે તો નીચું જોઈને પોતાનું શરીર જ ખંજવાળતો હતો. સ્પિલેટે દેવતા સળગાવ્યો. દેવતા સળગતો જોઈને પહેલાં તો તેની આંખો ચમકી; પણ પછી પાછો તે હતો એવો શૂન્ય થઈ ગયો.

'અરે, બિચારો!' સ્પિલેટ બોલી ઊઠ્યો.

એને વહાણમાં લઈ જવા ઉપરાંત હવે બીજું કાંઈ કરવાનું નહોતું. ઝૂંપડી માંહેનો બધો સામાન તેમણે સાથે લઈ લીધો, ને બધા વહાણ પર આવ્યા. પેલા માણસને તેઓ અંદરની ખોલીમાં લઈ ગયા. તે ખોલીમાં પણ તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો.

વહાણ ઊપડ્યું.

ખલાસીએ પેલા માણસને ખાવાનું આપ્યું પણ તે તેણે ખાધું નહિ; સૂંઘીને તુરત ફેંકી દીધું.

સ્પિલેટે કહ્યું: 'આપણે ગઈ કાલના શિકારમાંથી વધેલું કાચું માંસ તેને આપો જોઈએ?'

કાચું માંસ તેની પાસે મૂક્યું કે તરત જ પેલો માણસ ઝડપથી ગળે ઉતારી ગયો. તેની ખાવાની રીત પણ જંગલી પશુના જેવી હતી.

'તમને લાગે છે કે આ માણસ પશુ મટીને માણસ થશે?' ખલાસીએ રિપલેટને પૂછ્યું.

'મને શંકા નથી.' રિપલેટે કહ્યું: 'આ માણસ લાંબા વખતના એકાંતવાસથી આવો થઈ ગયો છે. તે માણસોના સહવાસમાં રહેશે, એટલે તેની સૂતેલી બધી માનવવૃત્તિઓ જાગ્રત થવાની જ.'

'કેટલાંય વર્ષોથી તે એકલો રહેલો હોવો જોઈએ.' હર્બર્ટે કહ્યું. 'માત્ર તેના આ બધા દેખાવ ઉપરથી તેની ઉંમર કળી શકાતી નથી.'

'આશરે ૫૦ વર્ષનો તો હશે જ.' રિપલેટે અનુમાન કર્યું. 'આપણે લિંકન બેટ ઉપર જઈને હાર્ડિંગને આ બાબતમાં પૂછી જોઈશું. પણ કેવી વિચિત્ર ઘટના છે કે આપણે ગયા હતા માણસને લેવા અને એક પશુ લઈને પાછા જઈએ છીએ!' ખલાસીએ કહ્યું.

રાત પસાર થઈ ગઈ કેદી એમ ને એમ પડયો રહ્યો હતો; ૧૫મી ઑક્ટોબરે સવારે હવામાં ફેરફાર માલૂમ પડવા લાગ્યો. વાયવ્ય દિશામાં પવન વાતો તો હતો પણ તે જોરથી વાતો હતો, એટલે વહાણને કાબૂમાં રાખવું મુશ્કેલ થવા લાગ્યું. તો પણ ખાસ મુશ્કેલી ન આવી. બીજે દિવસે પવનનું જોર વધવા લાગ્યું અને સઢો સંકેલી લેવા પડયા. જો આ પ્રમાણે લાંબો વખત ચાલે તો લિંકન બેટ ઉપર પહોંચવું ભારે પડી જાય તેમ હતું. ૧૭મી ઑક્ટોબર, એટલે ૪૮ કલાક ઉપરાંત થઈ ગયા છતાં લિંકન બેટનો કિનારો દેખાતો નહોતો, દરિયો પણ તોફાને ચઢયો હતો. સ્થિતિ ભયંકર હતી. કયે વખતે શું થશે તે કહેવાય તેમ નહોતું.

રાત પડવા લાગી. કિનારો દેખાતો નહોતો; તાણી તાણીને આંખો ખેચવા છતાં કાંઈ દેખાતું નહોતું. રાત અંધારી હતી. લિંકન બેટ હવે દૂર તો ન જ હોય પણ વહાણ ક્યાંક ખાડીના પ્રવાહમાં કે કોઈ ખડક સાથે અંધારામાં અથડાઈ પડે એવો ભય લાગતો હતો. ખલાસી પણ જરા બાવરો બની ગયો હતો. તે પોતાની બધી શક્તિ ખરચીને વહાણને કાબૂમાં રાખવા મથતો હતો. રાતના બે વાગ્યા હશે, તે વખતે સામે નજર કરી તો તેમને દૂર એક સળગતા તાપણા જેવું દેખાયું.

તેઓ હર્ષથી બૂમો પાડી ઊઠયાઃ 'બેટ દેખાયો, બેટ દેખાયો!' હાર્ડિંગની બુદ્ધિ પર તેઓ વારી ગયા. તાપણું સળગતું હતું તે દિશામાં તેમણે વહાણ ફેરવ્યું, અને ધ્રુવના તારાની જેમ તે બાજુ નજર રાખીને વહાણ હંકાર્યું.

## ૧. હેવાન કે ઇન્સાન?

વીશમી ઑક્ટોબરે સાત વાગે વહાણ મર્સી નદીના મૂળમાં પેઠું. નેબ તથા હાર્ડિંગને આ પાંચ દિવસો પાંચ જુગ જેવા લાગ્યા હતા. એમાં વળી મોડું થયુ એટલે તેમનો જીવ ઊંચો રહેતો હતો રોજ સવાર-સાંજ તેઓ ટેકરીની ટોચે આવીને વહાણની રાહ જોયા કરતા હતા. હાર્ડિંગ તથા નેબ તેમને લેવા કિનારે સામે આવ્યા પણ વહાણમાં જોયું તો ચાર માણસોને બદલે ત્રણ જ હતા!

'કેમ, કંઈ રસ્તામાં અકસ્માત તો નથી થયો ને?' હાર્ડિંગે પૂછ્યું.

'ના ના; ખૂબ લહેરથી આવ્યા છીએ.'

'વારુ! પણ જે કામ માટે તમે ગયા હતા તે કામ તો સફળ ન જ થયું ને?' હાર્ડિંગે પૂછ્યું 'તમે ગયા હતા ત્રણ, ને આવ્યા છો પણ ત્રણ જ જણ.'

'ના જી, માફ કરો; અમે ચાર જણ છીએ.

'ત્યારે તમને પેલો કેદી મળ્યો?'

'હા.'

'જીવતો ?'

'હા.'

'ક્યાં છે ? કોણ છે ?'

'તે અહીં છે અને તે માણસ છે–કહો કે હતો.'

'હાર્ડિંગને ખલાસીએ બધી વાત અથથી ઇતિ
ી કહી સંભળાવી. છેવટે તેણે પૂછ્યું: 'કેપ્ટન
હેબ! અમે તેને લાવ્યા તે ઠીક કર્યું કે નહિ ?'

'બહુ જ મજાનું કર્યું. તમે ન લાવ્યા હોત
મને બહુ ખોટું લાગત.'

પણ તે બિચારાને પોતે માણસ છે તેનો પણ
યાલ રહ્યો નથી!'

'એ તો બધું હવે ધીમે ધીમે થઈ રહેશે. જો,
ાઈ! એકલા રહેવું એ સહેલી વાત નથી. આગળ
તાં આપણી પણ શી દશા થશે તેની કોને ખબર
? આપણામાંથી ભવિષ્યમાં કોઈ એકલો જીવતો
હ્યો તો તે પણ આના જેવી જ દશાને પામે તો
નાઈ નથી. બિચારો આ પણ થોડા એક મહિના
હેલાં તો આપણા જેવો જ હશે!'

'મહિના પહેલાં નહિ, વરસો પહેલાં. મહિના
હેલાં શા ઉપરથી કહો છો ?'

'એમ કહેવાનું કારણ છે. પેલી શીસામાંની
ાિઠ્ઠી તેણે તે માણસ હતો ત્યારે જ લખી હોવી
ાઈએ; અને શીસાને તરતો મૂક્યાં બહુ બહુ તો
ોડાક જ મહિના થયા હોય; વરસો સુધી તો કાંઈ
ીસો તરી ન શકે ને ?'

'પણ ધારો કે આ કાગળ એણે ન લખ્યો હોય
ને તેના કોઈ મિત્રે લખ્યો હોય, અને પછી તે
ત્ર મરી ગયો હોય.' સ્પિલેટે બુદ્ધિ દોડાવી.

'હા. પણ જો એમ હોય તો તે કાગળમાં
કેદીઓ'' એમ લખ્યું હોત. એકલું ''કેદી'' એમ
હોત.'

પેલા કેદીને બહાર કાઢ્યો. નીચે ઉતાર્યો કે
તરત જ તે ભાગવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હાર્ડિંગે
તેની પાસે જઈને તેના ખભા પર હાથ મૂક્યો, ને તેની
સામે જોઈ રહ્યો. પેલાએ પણ હાર્ડિંગ સામે નજર
કરી. થોડી વાર તે એમ જ ઊભો રહ્યો, અને પછી
શાંત થઈ ગયો.

'અરે બિચારો!' હાર્ડિંગ બોલ્યો.

બધા તેને ગ્રેનાઈટ મહેલમાં લઈ ગયા. તેને
એક જુદા જ ઓરડામાં રાખવો એમ નક્કી કર્યું.
રોજ તેના ખાવાપીવા પર પૂરતું ધ્યાન આપવું,
તેની સાથે હાર્ડિંગે રોજ થોડો થોડો વખત વાત-
ચીત કરવી, ને એ રીતે તેને ઠેકાણે લાવવો એવી
યોજના હતી.

બધા નાસ્તો કરવા બેઠા ત્યારે હર્બર્ટે પોતાની
વીતકકથા કહી. 'હું તો વાંકો વળીને થોડાએક છોડો
ઉખેડતો હતો ત્યાં એકાએક ભયંકર અવાજ આવ્યો
ને ઝાડ ઉપરથી આ માણસ મારા ઉપર કૂદી પડ્યો.
તેનું બળ રાક્ષસ જેવું હતું. હું એક જ બૂમ પાડી
શક્યો. જો આ બંનેએ એ બૂમ સાંભળી ન હોત
તો મારા તો રામ જ રમી જાત!'

'હા; પણ આ કેદીને જાહેરમાં લાવવાનું માન
તો તને જ મળવું જોઈએ!' હાર્ડિંગે તેને શાબાશી
આપી.

વહાણમાં આણેલી બધી ચીજો ગ્રેનાઈટ મહેલમાં
લાવવામાં આવી. બધી જ ચીજો ઉપયોગી થઈ પડી.
શાકના છોડોને બગીચામાં વાવી દીધા. ટોપીઓની
એક પેટી પણ તેમને ત્યાંથી મળી હતી, તેય કામમાં
આવી ગઈ. દારૂખાના માટે એક ખાસ જુદી ઓરડી
બનાવવાનું તેમણે નક્કી કર્યું; ને જે જગ્યાએ અગ્નિનો
તણખો સરખોય આવવાનો સંભવ નહોતો ત્યાં આગળ
ટેબલ બેટથી આણેલો અને તેમની પાસે હતો તે

બધો દારૂ ભરી રાખ્યો. શિકાર માટે તો તેમણે પોતે બનાવેલો દારૂ વાપરવાનું જ પસંદ કર્યું.

ખલાસીને સૌથી વધારે કાળજી પોતાના વહાણની હતી. તેને આમ ખુલ્લામાં રાખવું એ ઠીક નહોતું. પેલું દક્ષિણ દિશામાં આવેલું બલૂન બંદર આને માટે બરોબર યોગ્ય હતું. એ અંતર જરા વધારે હતું ખરું; પરંતુ ત્યાં જવા માટે પાકી સડક હતી. પછી શો વાંધો? ખલાસી અને હર્બર્ટ મળીને વહાણ ત્યાં લઈ ગયા અને બલૂન બંદરના બારામાં તેને તરતું મૂકી દીધું.

પેલો કેદી ગ્રેનાઈટ મહેલના ઓરડામાં પુરાયો હતો. તેના મનમાં શું થાય છે, શા વિચારો આવે છે, અથવા તો વિચારો આવે છે કે નહિ, તેની કાંઈ ખબર હાર્ડિંગને પડતી નહોતી તે રોજ તેની મુલાકાત લેતો; તેની પાસે બેસીને ખલાસી તથા સ્પિલેટ સાથે હાર્ડિંગ દરિયાની, જંગલની, અમેરિકાની, ને એવી ઘણી ઘણી વાતો કરતો, અને તેની અસર પેલા માણસ ઉપર શી થાય છે તે જોવાનો પ્રયત્ન કરતો. પેલો કેદી આ બધું સમજતો હોય એમ લાગતું; તેના મોં ઉપર દુઃખની નિશાની કોઈ કોઈ વાર દેખાતી; તે અકળાતો હોય એમ લાગતું. તે કોઈ વાર ભાગવાનો પ્રયત્ન પણ કરતો. આ બધાનું શું કારણ છે તે તેના મોઢેથી સાંભળ્યા વગર સમજાય તેમ ન હતું. પણ હજી સુધી તે કાંઈ જ બોલ્યો નહોતો. તેને બોલતાં આવડતું નહોતું એમ લાગતું હતું.

તેને ખાવાનું તથા પહેરવાનાં કપડાં આપવામાં આવતાં. તેને હજુ રાંધેલું અન્ન ખાતાં આવડતું ન હતું, છતાં ભૂખ લાગે ત્યારે ખાઈ જતો; કપડાં પહેરતાં પણ તેને આવડતું ન હતું. પણ પહેલા દિવસ કરતાં ધીમે ધીમે તેના ચહેરા પર ઘણો ફેર થવા લાગ્યો હતો; ચહેરા પરની હિંસક ક્રૂરતા ઓ[...] થતી દેખાતી હતી. છતાં પણ તેનો ચહેરો ર[...] ગમગીન લાગતો હતો.

હાર્ડિંગે હવે એક બીજો વિચાર કર્યો. '[...] માણસને હવે છૂટો કરવો.' આ વિચાર જરા આ[...] હતો પણ તેનું શું પરિણામ આવે છે તે જો[...] તેને ખૂબ ઇચ્છા હતી. આઠ નવ દિવસ ગયા [...] એક દિવસ હાર્ડિંગે તેના ઓરડામાં જઈને તેને કહ્યુ[ં] 'ચાલ, ભાઈ! મારી સાથે બહાર આવ.'

પેલો માણસ ઊભો થયો અને હાર્ડિંગની પાછ[ળ] પાછળ ચાલવા લાગ્યો. બારીએથી લિફ્ટમાં બેસા[ડી] તેને નીચે ઉતાર્યો ને ત્યાંથી દરિયાકિનારા પાસે [...] ગયા. દરિયા સામે જોઈને કેટલીક વાર સુધી તે ઊ[ભો] રહ્યો. પાંચેય જણ તેનાથી દૂર ઊભા હતા. [...] નાસવાનો જરાયે પ્રયત્ન ન કર્યો; ઘણી વાર થઈ [...] તેની નજર દરિયા પરથી ખસી નહિ. વળી ત્[યાંથી] તેને પશ્ચિમ બાજુના જંગલ તરફ લઈ જઈને [...] કાંઠે ઊભો રાખ્યો. જંગલ તરફ પણ તે તા[...] ઊભો રહ્યો. પુલ ઊંચો કરેલો હતો એટલે તે એ[...] નાસીને ભાગી શકે તેવો સંભવ ન હતો. ભાગ[...] પ્રયત્ન કરે છે કે નહિ તે જ જોવાનું હતું. [...] વાર તે જંગલ તરફ જોતો ઊભો રહ્યો અને [...] એક તેણે નાસવા માટે કૂદકો માર્યો. પણ તર[...] પાછો પડ્યો. પેલા પાંચેય જણ ઊભા હતા તે[...] તેણે નજર નાખી. બધા તેની પાસે ગયા. જો[...] તેની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં.

'બસ!' હવે તું માણસ બન્યો, કારણ [...] રોવાની ખબર પડી!' હાર્ડિંગે કહ્યું.

[પ્રગટ થનાર પુસ્તક 'સાહસિકોની સૃષ્ટિ'નાં એ[...]

——ગુણવંત ભટ્ટ

સ્નેહલ પૂના સ્ટેશને ઊતર્યો ત્યારે બપોર તડકામાં દૂબહતું હતું. એણે ખિસ્સામાંથી શ્યામનો પત્ર કાઢ્યો ને એક વખત સરનામું વાંચી લીધું. સ્ટેશન બહાર નીકળી એણે ટેક્સી પકડી.

સ્નેહલ ટેક્સીમાં બેઠો બેઠો ન સમજાય એવા અગમ્ય ભાવો અનુભવતો હતો ! છેક મુંબઈથી શ્યામ વિશે ઘણું ઘણું વિચાર્યું હતું, પણ એના વિચારોના તાંતણા પળે પળે તૂટતા જતા હતા.

'શ્યામની શું હાલત હશે ?' આવો પ્રશ્ન એનામાં અનેક વાર ઊઠ્યો હતો—પણ શ્યામ વિશેની લાગણીનું નામાંનું આખું ઉપવન કરમાઈ ગયું હતું.

સ્મિતા બળબળતી પાનખરની જેમ આવી, શ્યામ પ્રત્યેની લાગણીનાં તમામ ફૂલ મુરઝાવી ગઈ !' સ્નેહલે વિચાર્યું ને ફરી એને બીજો વિચાર આવ્યો. 'ના. મેં જ શ્યામને અન્યાય કર્યો છે ! એની નિર્મળ મિત્રતાને અભડાવી છે ! સ્મિતાના સૌંદર્ય અને મધુર ધ્વનિમાં મેં મારું પોતાપણું ઓગાળી દીધું ! બે દિવસ પૂર્વે મેં સુરેખા પાસે કરેલી ભૂલનો એકરાર કર્યો હતો. હવે હું ફરી પાછો કઈ રીતે આવી ભૂલનો એકરાર કરી શકીશ ? ને કરું તો સુરેખા મારે માટે શું માને ? હું તો શ્યામ પાસે જવા નીકળ્યો હતો ...તો પછી મારે મારી નૈતિકતા..' ને પોતાના જ વિચારોથી એણે કંપ અનુભવ્યો !

...ને ટેક્સીને બ્રેક લાગી. સ્નેહલે થડકો અનુભવ્યો. વિચારોમાંથી એ મોકળો બની ગયો ! એ નીચે ઊતર્યો. ટેક્સીનું બિલ ચૂકવ્યું.

'મહાશ્વેતા ભવન કહાં...' સામે મળેલી એક વ્યક્તિને સ્નેહલે પૂછ્યું. 'એ સામને લાલ રંગ કા મકાન હૈ ને વો !' સામી વ્યક્તિએ કહ્યું.

નાનું એક માળનું મકાન હતું એ. સ્નેહલે પ્રવેશ કર્યો.

' મારું નામ સ્નેહલ છે. હું શ્યામને મળવા...'

'તમે છો સ્નેહલભાઈ !' સામી વ્યક્તિ–યૌવન અને રૂપથી ઊભરાતી અને યૌવનના ઉંબરેથી માંડ એક જ આંગળી છેટે હશે એવી છોકરી એને આવકાર આપતાં બોલી : 'બેસો...હું શ્યામભાઈને ખબર આપું છું...'

'આનું નામ જ કદાચ મહાશ્વેતા હશે—' ચાલી જતી એ યુવતી, પગલે પગલે યૌવન પાથરતી જતી હોય એવું લાગતું હતું !

'ચાલો સ્નેહલભાઈ ! શ્યામભાઈ બોલાવે છે, તમને !' પેલી યુવતીએ બેએક પળ પછી આવીને કહ્યું.

સ્નેહલ ઊભો થયો. પેલી યુવતીએ પીઠ ફેરવી. સ્નેહલ એની પાછળ દોરાયો. ચાલી જતી પેલી યુવતીનો કમરનો ભાગ સાવ ખુલ્લો હતો. સ્નેહલની નજર ત્યાં દોડીને બેસી ગઈ.

દીવાનખાનામાં થઈને એ બીજા ઓરડામાં પ્રવેશ્યો. એ ઓરડામાં થઈને પાછળના ભાગમાં ઓસરી આવી, ઓસરીની કોર ઉપર ભાતભાતના રંગની લાદીઓ આકર્ષક લાગતી હતી. સામે સ્વચ્છ ને વિશાળ આંગણું હતું. આંગણામાં લીલોછમ તુલસીક્યારો હતો. ઓસરીમાં સામે એક મોટો રૂમ હતો. રૂમની બાજુમાં પહેલે માળે જવાનો દાદરો હતો. પેલી છોકરી રૂમમાં પ્રવેશી. એની પાછળ જ સ્નેહલ પણ પ્રવેશ્યો !

એ રૂમના એક ખૂણામાં, એક વિશાળ પલંગમાં શ્યામ સૂતો હતો ! સ્નેહલે એને જોયો—જાણે શ્યામ નહોતો !...નિસ્તેજ હાડપિંજર ! !

'શ્યામ !' સ્નેહલથી શ્યામને જોઈને ચીસ નીકળી ગઈ !

શ્યામ કેટલીય પળો સુધી સ્નેહલને જોઈ રહ્યો. સ્નેહલ શ્યામની ઊંડી ઊતરી ગયેલી આંખોમાં એકીટશે જોઈ રહ્યો. શ્યામનું કેટલીય પળોનું મૌન જાણે કંટકોથી પણ અસહ્ય એને લાગતું હતું !

'શ્યામ, તું...કેમ કાંઈ બોલતો નથી ? તારી એકાએક આ હાલત...'

'હા સ્નેહલ ! જિંદગીએ ગજબની કરવટ બદલી નાખી છે !'

'પણ તને થયું શું ? તને એવી કઈ બીમારી.

'મને આ બીમારી...છે...સ્નેહલ !' કહ્યું શ્યામે એના દેહ પરની ચાદર ઉપાડી લીધી.

'શ્યામ !...તા...રા...પ...ગો !' સ્નેહ શ્યામના ગોઠણ નીચેથી કપાઈ ગયેલા બંને પ જોઈને ફરી પાછો ચીસ પાડી ઊઠ્યો.

'હા સ્નેહલ ! બંને પગો કપાવી નાખ્યા હું ખૂબ ધમધમતો ચાલતો હતો ને ? ધરતી મ ભાર નહોતી ઝીલી શકતી ! મારા પગ તળે કચર ધરતીએ મને શાપ દીધો !...ને બંને પગો..'

કહેતાં કહેતાં શ્યામની આંખોમાં આં આવી ગયાં.

શ્યામના શબ્દે શબ્દે જાણે ન સમજી શક એવી વ્યથા અનુભવતો સ્નેહલ થોડી પળો સુધી જડ શો બેસી જ રહ્યો ! એણે શ્યામના પગ કપા જ ન હોય એવા ભ્રમમાં બે વખત ત્યાં હાથ ફ ફેરવી લીધો—પણ જ્યારે હકીકત એની નજર સ તરવરવા માંડી ત્યારે કમને જડતાપણું ત્યજીને બોલ્યે

'શ્યામ, આવું એકાએક કેમ બની ગયું !' કહેતાં કહેતાં સ્નેહલ ગળગળો બની ગયો !

'સ્નેહલ ! આ મારા કાકાનું ઘર છે ! કા હાર્ટએટેક આવ્યો એનો તાર મળ્યો કે તરત પુના આવ્યો. ત્યાં સ્મિતાને બે-ત્રણ ફોન કર્યાં એનો ફોન બગડી ગયેલો. હું અહીં આવ્યો ને જ દિવસે કાકાએ પ્રયાણ કરી લીધું ! ત્રણેક દિ અહીં રહ્યો. એક દિવસ હું ગામની બહાર નીકળ્યો ! એક ધસમસતી લોરી આવતી હ જાણે મહાકાળ સમજી લે ને ! મેં મારી બચાવવા જે દિશા લીધી એ દિશા ખોટી હતી ડ્રાઇવરે મને બચાવવા એ સાચી દિશાએ લોરી વા હતી ! હું પડી ગયો ! લોરીનું આગલું વ્હીલ બંને પગોને કચડીને માંડ માંડ ઊભું રહ્યું—'

શયામ બોલતાં બોલતાં એક પળ થંભી ગયો. ાણે એક નિસાસો ખાધો ને પછી ફરી બોલ્યો :

'...આ અકસ્માત હતો—મારી ભૂલથી સર્જાયેલો ..મારી જિંદગીને છીનવવા સર્જાયો હતો, પણ શ્વર સામે થોડાક ડૉક્ટરોએ ઝઘડો કરીને મને ત્યાં જવા દીધો—પણ સ્નેહલ ! હવે મને શાપ આપીને ાણે ધરતી પણ વ્યથા અનુભવતી હીબકાં લ્યે છે ! ણ મને છેલ્લા શ્વાસ સુધી ચાહવાની વાતો કરનાર ;મતાએ મને તો બદનામી જ આપી છે ને ?...'

'...પણ એ બીચારી આ બધું નથી જાણતી ામ ! એને ખબર હોત કે શ્યામને અકસ્માત...'

'...સ્નેહલ ! કાં તું ભોળો છે, ને કાં હકીકત ાવીને તારી જાતને છુપાવે છે !...મને લાગે છે, મારી આત્મવંચના કરે છે !'

'આ તું શું બોલે છે શ્યામ ? હું તારી આ સ્થિતિ, તારો પત્ર આવ્યો ત્યારે પણ નહોતો ણતો...!'

'...પણ સ્મિતા બધું જ જાણે છે ! લગભગ મહિનાથી જાણે છે !'

'ના શ્યામ ના! એ જાણતી હોય તો મને સુધ્ધાં નાં કરે!'

'ન કરે. હું ત્રણ વર્ષ જેની સાથે ઘૂમ્યો છું— નહોતો સમજી શક્યો, ત્યારે ને આજે પણ— પછી તું...'

'શ્યામ ! તું આ શું વાત કરે છે ?...તું તાને આ વાત જણાવી શક્યો—પણ મને...'

'જે વ્યક્તિએ સ્મિતાને આ વાત કરી હતી— વ્યક્તિને સ્મિતાએ કહ્યું હતું : 'શ્યામનો આ સ્માત થયો એનું મને અત્યંત દુઃખ છે ! પણ હું અપંગ શ્યામ સાથે જિંદગી કઈ રીતે ાવી શકું ? હું તો એમ જ માનતી હતી કે શ્યામ મને ત્યજીને ચાલી ગયો છે ! મેં અને સ્નેહલે આઠેક દિવસથી લગ્ન કરવાનું નક્કી કર્યું છે ! હવે શ્યામને એટલું કહી દેજો કે, જો એના હૃદયમાં મારા પ્રત્યે ખરેખર પ્રેમ હોય તો એ મને ભૂલી જાય !... મારી જિંદગી બરબાદ ન કરે !' કહેતાં કહેતાં શ્યામ હાંફી ગયો. એની આંખોના ખૂણામાં બે આંસુઓ તગતગી રહ્યાં હતાં. શ્યામ ફરી પાછો થોડો સ્વસ્થ થયો અને બોલ્યો :

'સ્નેહલ ! સ્મિતા પ્રત્યે મારા હૃદયમાં અપાર પ્રેમ હતો અને હજુય છે. હું છિન્નભિન્ન થઈ ગયો; પણ એને છિન્નભિન્ન થવા દેવા માગતો નહોતો ! મને ખબર પડી કે તું સ્મિતા સાથે પરણવાનો છે, ત્યારે અહીં સૂતાં સૂતાં મેં તમારું બંનેનું કલ્યાણ ઇચ્છયું હતું ! પણ સાતેક દિવસ પૂર્વે જ ખબર પડી કે, સ્મિતાએ કરેલી વાત ખોટી છે ! પણ તોય શું થઈ ગયું ? પણ હું માણસ છું ને, સ્નેહલ ? હું અહીં અંગેઅંગમાં જખમ લઈને સૂતો હતો ! પણ સ્મિતાની વાત સાંભળીને હૃદયે પણ જખમ થઈ ગયો ! હૃદય પણ અપંગ બની ગયું ! હું વાસ્તવિકતા પણ સમજું છું—હું કદાપિ એમ ન ઇચ્છત કે સ્મિતા મારા જેવા અપંગ સાથે લગ્ન કરે ! એ અહીં આવીને, મારી છાતી પર મોં રાખી, બે આંસુ સારી ગઈ હોત—અરે એટલું જ નહીં, મારા અકસ્માતના સમાચાર સાંભળી અહીં દોડી આવી હોત ને બનાવટી સહાનુભૂતિના બે શબ્દો પણ ઉચ્ચારી ગઈ હોત ને, તોય જિંદગીભર માટે જખમ તો ન રહેત ! પણ મને તારામાં વિશ્વાસ હતો—મને ઊંડે ઊંડે દહેશત હતી કે કદાચ સ્મિતાએ તને આ વાત ન પણ કરી હોય'

શ્યામની વાતો સાંભળી સ્નેહલ ફરી પાછો જડ શો બની ગયો ! એણે ફરી પાછો અસહ્ય આઘાત અનુભવ્યો !

'સ્મિતા આટલી બધી બેવફા સ્ત્રી છે! ઓહ! ...તું...સ્મિત! જેટલી રૂપાળી છે એટલું દિલ મેલું!' સ્નેહલ મનોમન બોલતો હતો ત્યાં શ્યામ બોલી ઊઠ્યો:

'સ્નેહલ! તું નકામો મનોમન કોચવાય છે! મને સ્મિતાનું લગીરે દુઃખ નથી થતું! એની સાથે ફરતો હતો એ શ્યામ જુદો હતો. આજે મારું અસ્તિત્વ જ રહ્યું નથી! કમાઈ શકું તેમ નથી; એટલે એને પરણવાનો અધિકાર નથી મને! હૃદયમાં કોઈ એવી અભરખા પણ નથી! કદાચ સ્મિતા આવી તોય શું ન આવી તોય શું?'

'...શ્યામ! તને તારું અસ્તિત્વ નથી કે સ્મિતાનું દુઃખ નથી એમ કહીને તું તારી આત્મવંચના ન કર! સ્મિતા તારી પાસે બે પગ હતા ત્યારે ચાહતી હતી–આજે પગ નથી એટલે પ્રેમ...'

'પ્રેમની વાહિયાત વાતો ન કર તું સ્નેહલ! આ જગતમાં પ્રેમ જેવું કંઈયે નથી! માત્ર દેહની ધગધગતી વાસનાના તરભાણા ભરવા માટે "પ્રેમ" શબ્દને વટાવી ખાવાની આપણને—"માણસો" ને આદત પડી ગઈ છે!—આ આદત પ્રાચીન કાળથી પડી છે. એમાં આપણો–સ્ત્રી-પુરુષોનો પૂરો સ્વાર્થ છે! આપણે "પ્રેમ" શબ્દની આ વ્યાખ્યા બદલાવવા માટે નિર્બળ છીએ!'

એ બધું ઠીક છે, શ્યામ! પણ સ્મિતાએ તો મને પણ અંધારામાં રાખીને, મારા વિશ્વાસને–મૈત્રીને છેહ દીધો છે!'

'સ્નેહલ! ઘણી વખત આપણે બીજાના અંગત જીવનનો અધિકાર મેળવી લઈએ છીએ! સ્મિતાના અંગત જીવનનો આ પ્રશ્ન હતો. તને શા માટે વાત કરે? અને તને પણ આ વિશે કાંઈ પૂછવાનો અધિકાર નથી સ્નેહલ!'

'તારી આત્મવંચના કરનાર સ્મિતા માટે, ત હૃદયમાં જે ભાવના છે એ તારી આભિજાત્યતા શ્યામ! પણ સ્ત્રી-પુરુષમાં પરસ્પરમાં જો વફાદા આત્મભાવ નષ્ટ પામશે તો યુગો થયાં–પર પર જળવાયેલા આપણા સંસ્કારો અને સંસ્કૃતિ નામ થઈ જશે!'

'...તો શું તારું એમ કહેવું છે, સ્નેહલ મારા જેવા અપંગ સાથે સ્મિતાએ પરણી જઈને એ આશા–અરમાનો બાળી દેવાં જોઈએ!' શ્યામે બે હ ઊંચા થઈને કહ્યું: 'મને લાગે છે, કે સ્મિતા મને ત્યજીને વ્યવહારમાં દક્ષતા જ દાખવી છે!'

'તારા અને સ્મિતાનાં લગન પછી આ અકસ્માત સર્જાયો હોત અને પછી સ્મિતાએ ત ત્યજી બીજા સાથે લગન કર્યાં હોત–તો પણ...'

'તો કદાચ સ્મિતા આવું પગલું ન પણ ભર ને જો એણે ત્યારેય એમ કર્યું હોત તો પણ શું! ને એક પળ શ્યામે આંખો મીંચી ને પછી બોલ્યો 'આપણે અપંગ હોઈએ તો...'

'શ્યામ! મેં એક મહાપાપ કર્યું છે– ભયંકર ભૂલ કરી છે!' સ્નેહલ શ્યામને અટ" વચ્ચે બોલ્યો: 'જો મેં એ પાપ ન કર્યું હોત તો સ્મિતાએ તારી જે આત્મવંચના કરી એ .. હિંમત ન કરી શકી હોત!'

'પણ તેં એવું શુ પાપ કર્યું છે, સ્નેહલ

'તારા ગયા પછી, સ્મિત સગર્ભા હતી કોઈ ઠેકાણું નહોતું! મેં સ્મિતા પાસે ધરાર એબોર્શ

'તેં એ ભૂલ નથી કરી, સ્નેહલ. તેં એક પુન્યનું કામ કર્યું છે! કદાચ, મારા એ સં પણ સ્મિતાએ...' ને શ્યામ આગળ ન બોલી શ.

સ્નેહલ શ્યામના ચહેરા તરફ જોઈ રહ્યો. એને ા ચહેરા પર સ્મિતા પ્રત્યેનો તિરસ્કાર અને ાર દેખાતા હતા! અત્યાર સુધી સ્મિતા માટે શબ્દો ઉચ્ચારતો હતો, એ માત્ર પોતાની આત્મ- ના જ હતી! એ સાચું હતું કે શ્યામ આલિ- ા માણસ હતો – પણ એ પુરુષ પણ હતો! પુરુષ, ી બેવફાઈનો જખમ કદાપિ સહન નથી કરી ો! શ્યામે જખમને જિંદગીની મૂડીની જેમ વી રાખ્યો!

કેટલીય પળો સુધી શ્યામ ન બોલ્યો. એની ોમાં બે આંસુઓ તગતગતાં હતાં. સ્નેહલ હવે પામી ગયો હતો! એને હવે સ્મિતા વિશે વધુ ા કરીને, શ્યામના જખમને ખોતરવો નહોતો! ેને વેદનામાં રોળવો નહોતો!

'...આરતી! સ્નેહલભાઈ માટે હવે નાસ્તો તો ! '

'ના શ્યામ. બે વખત તો ચા પીધી છે. હવે સ્તો નથી કરવો!'

'થોડી વાર પછી તો જમવાનું થશે, મોટા- ઈ!' એટલે તો નાસ્તો ન લાવી.' આરતી બોલી.

'ના. હું હવે મુંબઈ ઊપડવાનો વિચાર કરું –આજે તો નહીં જ રોકાઉં, ફરી થોડા દિવસ ે આવીશ ત્યારે...'

'નહીં સ્નેહલ. આજ રોકાઈ જ – મને ગમશે. ો તું...'

'આજે મારા હૃદયમાં એક ન સમજાય તેવી ા છે; શ્યામ! તારા જેટલો વિશાળ હૃદયનો ા હું નથી. મેં કદી કોઈનો વિશ્વાસભંગ કર્યો ી. કોઈ કરે છે એ સહન પણ નથી કરી શકતો!'

'તારી મરજી સ્નેહલ. પણ તું હવે શા માટે ાતાને...'

'એનું નામ છોડ, શ્યામ. મને એના પ્રત્યે તિરસ્કાર છે—'

'ઠીક જવા દે એ વાત. કહે, બીજા શું સમા- ચાર છે!'

'કાંઈ જ નહિ – પણ તું કહે તારો હવે શું પ્રોગ્રામ છે? અહીં રહેવાનો છે કે પછી મુંબઈ...'

'શ્યામભાઈ અહીં જ રહેશે. આ ઘર એનું જ છે. એ કદી ક્યાંય નહીં જાય!' વચ્ચે બંનેની વાતો સાંભળી રહેલી આરતી બોલી: 'સ્મિતા આવે કે ન આવે – આ ઘરમાં શ્યામભાઈનાં લગ્નની શરણાઈ વાગશે! એ કદી ક્યાંય નહીં જાય!'

બોલતી આરતી સામે સ્નેહલ જોઈ રહ્યો. આરતીના શબ્દેશબ્દમાં એક ભાઈ પ્રત્યેની લાગણીનો રણકાર હતો! સ્નેહલ મનોમન ખુશ થયો. એ બોલ્યો :

'શ્યામ! મારે પણ આવી એક બહેન હોત... તો! મને તારી અપાર સૌંદર્યવાન પ્રેમિકા સ્મિતા માટે હૃદયમાં ઈર્ષ્યા નહોતી જાગી – મને આજે તારે આવી બહેન છે એની ઈર્ષ્યા થાય છે, શ્યામ!'

'હા સ્નેહલ! મારી આ લાડલી તો કહે છે, તમારી જિંદગીભર સેવા કરવા હું પરણીશ તોપણ એવાને જ પરણીશ જે મારી સાથે રહેશે! નહીં તો નહીં પરણું...!'

'શ્યામ! આરતી તારી બહેન નહીં, મા છે! એની લાગણી એ તારું પહેલા કરતાં વધુ નૈતિક બળ અને હિંમત બની રહેવાં જોઈએ!' કહીને એ ઊભો થયો. આરતી અને શ્યામનો અતિ આગ્રહ હોવા છતાં મુંબઈ તરફ જવા માટે એ તરફડતો હતો.

[પ્રગટ થનાર નવલકથા 'નયન ઝૂકે ત્યાં શ્યામ'નું એક પ્રકરણ]

# રુચિ-અરુચિની ભિન્નતા

ઈશ્વર પેટલીકર

વાર્તાના સામાન્ય રસ તરીકે નવલકથાવાચન શરૂ થયું હોય તોપણ સાહિત્યની દૃષ્ટિ અને રુચિ કેળવાતી જવી જોઈએ. જો એ ન કેળવાય તો કેવળ સ્થૂલ ઘટનાના રસની તુળેટીમાં જ કાયમ વાચક રહી જાય. મોટાભાગની કથાઓ કેવળ સામાન્ય મનોરંજનની ગરજ સારતી પ્રગટ થતી હોય છે, અને તે વધુ વંચાતી હોય છે. પરંતુ સાહિત્યની રુચિ કેળવાતી જતી હોય તો એવી કથાઓમાંથી રસ લેવાનું વાચકને માટે લાંબો વખત શક્ય ન બને. નાનું બાળક માતા ચા મૂકતી હોય તે તક ઝડપી લઈને હાથ લાંબો કરીને ઊભું રહે છે. માતા એનો રસ સમજી જાય છે અને તેના હાથમાં ખાંડ-ની ચપટી મૂકી દે છે. બાળક ખાંડના ગળપણથી રાજી થઈ જાય છે. પરંતુ ચાનો રસ ધરાવનારને વધુ ખાંડ પડી ગઈ હોય તો એ ગળપણ સ્વાદ આપવાને બદલે સ્વાદ ઓછો કરી નાખે છે. વળી એ જ બાળક મોટું થતાં ખાંડના ગળપણમાંથી નીકળી જાય છે અને ચાના સ્વાદની કક્ષાએ પહોંચે છે.

નવલકથાના વાચનમાં કેવળ ઘટનાઓમાં જ રસ લેવો તે બાળકની ખાંડની રસવૃત્તિની કક્ષા કહી શકાય. એમાંથી આગળ વધીને નવલકથાના વાર્તાના રસ ઉપરાંત જીવન, ચિંતન, કલ્પના અને મૌલિકતાને આવરી લેતી મહાનવલકથાના રસાસ્વાદની રુચિએ પહોંચવું જોઈએ. જેમ મનોરંજન-કથાં ઢગલાબંધ લખાય છે તેમ મહાનવલ જવ્વલે લખાય છે. 'સરસ્વતીચંદ્ર'ને લખાયે પોણી સદી થઈ ગઈ પણ આખા યુગની નવચેતનાનું ફલક લઈને બીજી મહાનવલ લખાઈ નથી. પરંતુ તે સિવાય મર્યાદિત વિષય અને ફલક લઈને મૌલિક નવલકથાઓ સર્જાતી હોય છે. તે વાચકને વાર્તાના રસ ઉપરાત જીવનને અને માનવને સમજવાની દૃષ્ટિ અને પ્રેરણા આપી જતાં હોય છે. ગોવર્ધનરામ પછી મુનશીએ ગુજરાતી નવલકથાસાહિત્યમાં જે પ્રદાન કર્યું તે ઐતિહાસિક સોલંકી યુગની નવલ-કથાઓની ત્રિપુટી–પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ, રાજાધિરાજ. ગુજરાતના સુવર્ણયુગ ગણાતા ઇતિહાસને મુનશીએ એમની રોમેન્ટિક શૈલીમાં મૂર્તિ-મંત કર્યો છે. તેને પગલે બીજા લેખકોએ ઐતિહાસિક નવલકથાઓ લખી છે અને ઐતિહાસિક નવલકથા-ઓના રસિયાઓનો તે દ્વારા વાર્તારસ સંતોષાયો છે. પરંતુ મુનશીની નવલકથાઓને આંબી જાય તેવી સિદ્ધિ હજુ સુધી કોઈને પ્રાપ્ત થઈ નથી.

હાસ્યપ્રધાન નવલકથાનો પણ એક પ્રકાર છે. પરંતુ ગુજરાતીમાં તે ઘણો ઓછો—નહિવત્ ખેડાયો છે. 'સરસ્વતીચંદ્ર'ના જમાનામાં રમણભાઈ નીલ-કંઠે સૌ પ્રથમ 'ભદ્રંભદ્ર' નવલકથા આપી હતી. તે પછી બીજી નવલકથા જ્યોતીન્દ્ર દવે અને ધનસુખલાલ મહેતાની સંયુક્ત રચિત 'અમે બધાં'

આગળ અટકી જવું પડે છે. 'ભદ્રંભદ્ર'માં રૂઢિચુસ્ત બ્રાહ્મણોની ભારોભાર ઠેકડી ઉડાવી છે. 'ભદ્રંભદ્ર' એ રૂઢિચુસ્તતાની પરાકાષ્ઠા બતાવતું પાત્ર છે. જ્યારે 'અમે બધાં'માં સાંસારિક જીવનની વાસ્તવિકતાનો વિષય હાસ્યનો બનાવવામાં આવ્યો છે. હાસ્યપ્રધાન કથામાં અતિશયોક્તિ સહ્ય ગણવી જોઈએ અને પાત્રો દ્વારા વ્યક્ત થતી એ અતિશયોક્તિ અંતે કોઈ હેતુને લક્ષ બનાવતી હોય છે. 'ભદ્રંભદ્ર'માં રૂઢિચુસ્તતાને અને તેને પોષતા બ્રાહ્મણ સમાજ નિશાન બનાવવામાં આવ્યો છે.

લેખક સમકાલીન વાતાવરણને આલેખતો હોય છે ત્યારે અમુક જીવંત પાત્રો એની નજર સમક્ષ હોય છે અને તે પાત્રો પ્રસિદ્ધ હોય તો એ વાચકોને ઓળખાઈ જતાં હોય છે. 'ભદ્રંભદ્ર'માં તે વખતના જાણીતા વિદ્વાનની રૂઢિચુસ્તતા ઉપર રમણભાઈએ મજાક ઉડાવી છે. આથી સૌમ્ય પ્રકૃતિના અને પ્રાચીન અને અર્વાચીનના સમન્વયી વિદ્વાન આચાર્ય આનંદશંકર ધ્રુવ એ કથાને હાસ્યરસ તરીકે મૂલવવાને બદલે અમુક વ્યક્તિઓ ઉપર તેનો પ્રહાર છે તે નજરે જુએ છે. આથી એમના જેવા વિદ્વાન પણ એની સાચી મૂલવણી કરી શકતા નથી. એમણે તેનું અવલોકન કરતાં આ સદીના પહેલા વર્ષમાં માસિક 'સુદર્શન'માં લખ્યું હતું –

"અમે અત્યંત દિલગીર છીએ કે યથેચ્છ અતિશયોક્તિ અને વ્યક્તિગત આક્ષેપોમાં આનંદ માણી તથા આવે સમયે સુધારાના પ્રશ્નની સર્વગંભીરતા લોકદૃષ્ટિઆગળથી હરીલઈ, તથા ઉપહાસની એક ફૂંકથી સર્વ કચરો ઊડી જશે એમ મિથ્યા માની લઈ, સુધારાને સબળ કરવાને બદલે એના માર્ગમાં એક વિક્ષેપ નાખ્યો છે."

આનંદશંકરભાઈએ ભલે તે કાળે આ અભિપ્રાય વિચાર્યો હોય, પરંતુ 'ભદ્રંભદ્ર'ની હાસ્યકથાએ ગુજરાતી સાહિત્યમાં એક સીમાચિહ્ન મૂક્યું છે. રૂઢિચુસ્તતાનો કોઈ અતિરેક કરે તો એ ભદ્રંભદ્ર છે તેમ એને વિશેષણ લગાડાય છે. એક કલ્પિત પાત્ર ગુજરાતી સમાજમાં રૂઢિચુસ્તતાનું પ્રતીક બની રહે તે એ કથાની નાનીસૂની સિદ્ધિ નથી. હાસ્યકથાને ગંભીર કથાના મૂલ્યથી મૂલવવા જતાં તેનો કોઈ ગુણ ન દેખાય તેવું આનંદશંકરભાઈનું વિધાન જોતાં ચોખ્ખું જોવા મળે છે. એક પ્રખર વિદ્વાન પુરુષનું સમકાલીન મૂલ્ય પણ અંગત ભિન્ન રુચિને કારણે કેટલું જુદું પડે છે તે આમાં જોઈ શકાય છે.

નવલકથાના સાહિત્ય–આસ્વાદ માટે વાચકે કથાના લેખકે જે ખૂણેથી કૅમેરો ગોઠવ્યો હોય અને સૃષ્ટિનું દર્શન કરાવ્યું હોય તે ખૂણેથી જોવું જોઈએ. હાસ્યને ખૂણે લેખકે કૅમેરો ગોઠવ્યો હોય અને વાચક ગંભીર ખૂણેથી તેને નીરખે તો એ કથાની ખૂબી અને આસ્વાદ લઈ શકે નહિ. ગુજરાતી સાહિત્યમાં સામાજિક નવલકથાઓ સૌથી વધુ લખાય છે. રમણલાલ દેસાઈ યુગમૂર્તિ વાર્તાકાર તરીકે ખ્યાતિ પામ્યા છે. 'ગ્રામલક્ષ્મી' નવલકથામાં તેમણે ગ્રામોન્નતિનો પ્રશ્ન લીધો છે અને તે ઉકેલી બતાવ્યો છે. પુરાણકથાઓમાં જેમ પરિણામ સિદ્ધ થાય છે તેમ આમાં થયેલું છે. પુરાણકથાના રસાસ્વાદની રુચિ ધરાવતા વાચકોને તે જેટલી સંતોષી શકે તેટલી નવલકથા પાસે વાસ્તવિકતાની અપેક્ષા રાખતા વાચકોને સંતોષી શકે નહિ. ગામડાની સમસ્યા રજૂ થાય તે વાસ્તવિકતા ગણાય. પરંતુ તે ઉકેલવાનું કામ એટલું સહેલું નથી. ખુદ ગાંધીજી સેવાગ્રામ જઈને વસ્યા હતા ત્યાં પણ ગ્રામોન્નતિની સિદ્ધિ સાધી શકાઈ ન હતી. આથી 'ગ્રામલક્ષ્મી'ની એ સિદ્ધિ વાચકને અવાસ્તવિક લાગે છે.

જ્યારે તે પછી પન્નાલાલ પટેલ નવલકથાઓમાં ગામડું લઈને આવ્યા ત્યારે એ વાસ્તવિકતાથી અને કથાની મૌલિક સર્જનપ્રતિભાએ ગુજરાતી

'જનમટીપ'-મારી નવલકથાને મૂલવતાં ઝવેરચંદ મેઘાણીએ એનો ઉલ્લેખ કરેલો છે. તે અહીં ઉતારું છું-"જે પાત્રોને પોતે (લેખક) હાથ ધરે છે તેમની બુદ્ધિશક્તિની ચતુઃસીમાને સાચવી રાખતો પાત્રવિકાસ (થયો છે)." આમ 'ભવસાગર'માં પણ સૂરજ કાઠિયાવાડી સ્ત્રીઓ અંગે હલકો અભિપ્રાય ધરાવે છે તે એ સમાજની મર્યાદા છે. એમાં લેખકના અભિપ્રાયનો સવાલ જ ઊભો થતો નથી. કથામાં એ મર્યાદા શાને આભારી છે તે રજૂ કરેલી છે એટલે વાચકને માટે તે સમજવું મુશ્કેલ નથી. છતાં પત્રલેખક સમજી શક્યા નથી તે નવલકથાની સાહિત્યરુચિ તેમની ઘડાયેલી નથી તે બતાવે છે.

પત્રલેખકે સહેજ શાંત મને વિચાર્યું હોત તો સવાલ થાત કે લેખકમાં પ્રાંતવાદ હોત તો એના પ્રદેશની કથામાં સૂરજને આપઘાત કરવો પડે તેવી હદની રૂઢિચુસ્તતાનું, સંકુચિતતાનું, હલકાપણાનું ચિત્રણ કર્યું ન હોત. વળી, જે સંકુચિત પ્રાંતવાદી હોય તે એવો જ સંકુચિત જ્ઞાતિવાદી પણ હોય, તો એણે પોતાનો પાટીદાર જ્ઞાતિ અને જેમાં એ ઊછરીને મોટો થયો છે તે ગ્રામસમાજનું હીણું દેખાય તેવું ચિત્રણ કર્યું ન હોત. છતાં એણે કર્યું છે તો, પછી સંકુચિતતા ક્યાં રહી? પત્રલેખકની માફક જો કોઈને વધુ ફરિયાદ કરવા જેવી હોય અને પોતાને હલકા પાડ્યાનું દુઃખ થવાને કારણ હોય તો કથામાં જે પાટીદાર સમાજ ચીતરાયો છે તેને થવું જોઈતું હતું. પરંતુ એ અંગે કોઈએ દુઃખી થઈને મને પત્ર લખ્યો નથી. વળી આ ચિત્રણ કોઈને ઉતારી પાડવા કરાયું નથી. પરંતુ સમાજે કેટલું સુધરવા જેવું છે તે જ પરોક્ષ રીતે કથા કહે છે.

[પ્રગટ થનાર પુસ્તક 'વાચનની સારી-માઠી ટેવ'માંથી]

**

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. સાવ અચાનક | શ્રી વિઠ્ઠલ પંડ્યા | નવલકથા | ૧૧–૭૫ |
| ૨. હજીયે તું સાંભરે છે | ,, | ,, | ૧૩–૦૦ |
| ૩. અનુબન્ધ | શ્રી પિનાકિન દવે | ,, | ૧૪–૭૫ |
| ૪. વિશ્વજીત | ,, | ,, | ૨૧–૨૫ |
| ૫. કાન તમે સાંભળો તો | શ્રી દિલીપ રાણપુરા | ,, | ૧૭–૦૦ |
| ૬. જામતમાથી ભા. ૧–૨ | શ્રી ગુણવંતરાય આચાર્ય | ,, | ૨૮–૫૦ |
| ૭. મુસાફર | ,, | ,, | ૧૦–૦૦ |
| ૮. સંકલ્પ સિદ્ધ | શ્રી નવનીત સેવક | ,, | ૧૩–૫૦ |
| ૯. સાગર ચોર | ,, | ,, | ૧૫–૦૦ |
| ૧૦. ચક્રવાત | ,, | ,, | ૧૫–૨૫ |
| ૧૧. આનંદ બંસરી | શ્રી પ્રિયકાન્ત પરીખ | ,, | ૧૩–૫૦ |
| ૧૨. જેલમ જંપી ગઈ | શ્રી ચંદ્રકાન્ત રાવ | ,, | ૧૧–૦૦ |
| ૧૩. તિષ્ય રક્ષિતા | શ્રી વિજયશંકર દવે | ,, | ૧૦–૦૦ |
| ૧૪. ન હન્યતે મૈત્રેયી દેવી | અનુ. નગીનદાસ પારેખ | ,, | ૧૯–૦૦ |
| ૧૫. ઊંચા પહાડોની નીચે | શ્રી કનુ જખ્મી | ,, | ૧૦–૫૦ |
| ૧૬. મેવાડની તેજ છાયા | શ્રી હરિલાલ ઉપાધ્યાય | ,, | ૨૦–૦૦ |
| ૧૭. આગ અને આંધી | શ્રી જિતેન્દ્ર કંસારા | ,, | ૧૯–૦૦ |
| ૮. ચંબલ તારી વેદના | ,, | ,, | ૧૯–૦૦ |
| ૯. આદર્શ હિન્દુ હોટલ | અનુ. શિવકુમાર જોષી | ,, | ૧૨–૦૦ |
| ૦. નિમજ્જન | શ્રી ઉત્પલ ભાયાણી | નવલિકા | ૬–૦૦ |
| ૧. મહાસતી મદનરેખા | સં. દેવેન્દ્ર મુનિ શાસ્ત્રી | ,, | ૨૫–૦૦ |
| ૨. પુણ્યનો પ્રભાવ | ,, | ,, | ૨૫–૦૦ |
| ૩. બુદ્ધિનો ચમત્કાર | ,, | ,, | ૨૩–૦૦ |
| ૪. નારી નરથી આગળ | ,, | ,, | ૨૫–૦૦ |
| ૫. રાજકુમાર મહાબલ | ,, | ,, | ૨૫–૦૦ |
| ૬. આપળાં હૈયાં | — | ,, | ૪–૫૦ |
| ૭. સો ટચનું સોનું | — | ,, | ૪–૦૦ |
| ૮. પુરુરવા ઉર્વશી | અનુ. હંસાબેન મહેતા | નાટક | ૫–૦૦ |
| ૯. દૃષ્ટિ કોણ | શ્રી મનસુખલાલ ઝવેરી | વિવેચન | ૧૭–૦૦ |
| ૦. શામળ | શ્રી હસુ યાજ્ઞિક | ,, | ૫–૦૦ |
| ૧. મીરાં | શ્રી હસિત બુચ | ,, | ૫–૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૨ | દયારામ | શ્રી પ્રવીણ દરજી | ,, | |
| ૩૩ | આપણી સર્જક પ્રતિભા શામળ | શ્રી મફત ઓઝા | , | ૨ |
| ૩૪ | રામાનુજાચાર્ય | શ્રી આર પાર્થસારથી<br>અનુ મુરલી ઠાકુર | જીવનચરિત્ર | ૪ |
| ૩૫ | પૂર્વ પક્ષ | શ્રી પિનાકિન દવે | લેખસંગ્રહ | ૭ |
| ૩૬ | વિહારયાત્રા–ઘેર ઘેર સોનાના ચૂલા | ફાધર વાલેસ | ,, | ૫ |
| ૩૭. | વૃદ્ધાવસ્થાના રોગો | વૈદ્ય પ્રાગજી રાઠોડ | આરોગ્ય | ૭– |
| ૩૮ | શરીર પરિચય માળા પુ ૧૦ | શ્રી બાબુભાઈ અવરાણી | વિજ્ઞાન | ૧૫ |
| ૩૯ | બોધોદય બાલવાર્તાવલી પુ ૧૦ | શ્રી રમણલાલ સોની | બાળસાહિત્ય | ૧૨– |
| ૪૦ | સુમંગલ બાલવાર્તાવલી પુ. ૧૦ | ,, | ,, | ૧૨– |
| ૪૧ | ચિત્તરંજન બાલવાર્તાવલી પુ ૧૦ | ,, | ,, | ૧૨– |
| ૪૨. | શિશુવિકાસ બાલવાર્તાવલી પુ ૧૦ | ,, | ,, | ૧૫ |

પ્રાપ્તિસ્થાન :

**આર. આર. શેઠની કંપની**

---

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| युवराज चूण्डा | भगवतीचरण वर्मा | 15–00 |
| देहशिल्पी | जरासंध | 15–00 |
| निःसंग पथिक | जरासंध | 45–00 |
| नूरजहाँ | इकबाल बहादुर देवसरे | 24–00 |
| रोकड़ जो मिली नहीं | विमल मित्र | 15–00 |
| गोबर गणेश | रमेशचन्द्र शाह | 25–00 |
| पुष्पधनु | प्रबोधकुमार सान्याल | 18–00 |
| वापसी | गुलशन नन्दा | 20–00 |
| सवेरा | जे. एस. कमल | 14–00 |
| स्वामी | राजवंश | 12–00 |
| आहों की बैसाखियाँ | दिनेशनंदिनी डालमिया | 16–00 |
| सुरंगमा | शिवानी | 13–00 |
| नाच्यो बहुत गोपाल | अमृतलाल नागर | 35–00 |
| स्वीकारांत | सुदर्शन चोपड़ा | 12–50 |

## कहानी

| | | |
|---|---|---|
| कहानी का अभाव | नरेन्द्र कोहली | 12–00 |
| हिन्दी की कालजयी कहानियाँ | श्री पहाडी | 10–00 |
| १९७७की सर्वश्रेष्ठ कहानियाँ | महीपसिंह | 15–00 |
| दो पल की छांह | दीप्ति खण्डेलवाल | 8–00 |

## नाटक

| | | |
|---|---|---|
| जुलूस | बादल सरकार | 6–00 |
| नागपाश | सुशीलकुमार सिंह | 7–00 |
| मेरे बच्चे | आर्थर मिलर | 12–00 |
| अमर ज्योति | कणादऋषि भटनागर | 8–00 |
| खेल नहीं नाटक | लक्ष्मीनारायण लाल | 8–00 |
| मेरे श्रेष्ठ रंग-एकांकी | उपेन्द्रनाथ 'अश्क' | 16–00 |

## कविता

| | | |
|---|---|---|
| एक ही जगह | फूलचन्द मानव | 10–00 |
| आँख से भी छोटी चिड़िया | इन्दु जैन | 18-00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| हिन्दी भाषा के विकास की दिशाएँ | सुधाकर पाण्डेय | 10-00 |
| रामकथा और तुलसीदास | फादर कामिल बुल्के | 12-00 |
| घनानन्द काव्य और आलोचना | डा किशोरीलाल | 10-00 |
| आधुनिक भाषाविज्ञान | भोलानाथ तिवारी | 30-00 |
| कबीर जीवन और दर्शन | भोलानाथ तिवारी | 12-00 |
| आधुनिक हिन्दी साहित्य का इतिहास | बच्चनसिंह | 30-00 |
| कला सृजन प्रक्रिया और निराला | शिवकरण सिंह | 60-00 |
| भारतेन्दु युगीन साहित्य में राष्ट्रीय भावना | पुष्पा थरेजा | 25-00 |
| हिन्दी अनुसन्धान | विजयपाल सिंह | 30-00 |
| अज्ञेय | विश्वनाथ प्रसाद तिवारी | 40-00 |

## विविध

| | | |
|---|---|---|
| नेपाली क्रान्ति-कथा | फणीश्वरनाथ 'रेणु' | 8-00 |
| ऋण जल धन जल | फणीश्वरनाथ 'रेणु' | 8-00 |
| हमारे साहित्यशास्त्री | शुकदेव दुबे | 12-00 |
| गुस्ताखियाँ | प्रकाश पंडित | 8-00 |
| दस्तावेज | स इमरोज | 10-00 |
| आधी रात : कोई दस्तक दे रहा है | मल्कानी | 10-00 |
| यौन-व्यवहार-अनुशीलन | दयानन्द वर्मा | 20-00 |
| लिखने का कारण | रघुवीर सहाय | 18-00 |
| संवत्सर | अज्ञेय | 20-00 |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| तुकों के खेल | भवानीप्रसाद मिश्र | 4-00 |
| लाख की नाक | सर्वेश्वरदयाल सक्सेना | 2-50 |
| चींटीपुरम के भूरेलाल | मुद्रा राक्षस | 3-00 |
| दीवाली के पटाखे | रेखा जैन | 4-00 |
| जीवन-ज्योति कथाएँ | यशपाल जैन | 3-00 |
| जन्मदिन की भेंट | बच्चन | 3-00 |
| सक्का और शेरा | भगवतशरण उपाध्याय | 4-00 |
| शेर हमारा राष्ट्रीय पशु | रमेश बेदी | 3-00 |

प्राप्तिस्थान **आर. आर. शेठ एण्ड कम्पनी**

# ઉત્તમ પુસ્તકોની નવી આવૃત્તિઓ નવા રૂપેરંગે

| | | |
|---|---|---|
| અશ્રુધર | રાવજી પટેલ | ૮ ‥ |
| ઝંઝા | ,, | ૧૩-૦૦ |
| વિશ્વજિત્ | પિનાકિન્ દવે | ૨૧-૨૫ |
| અનુબન્ધ | ,, | ૧૪-૭૫ |
| ફેરો | રાધેશ્યામ શર્મા | ૬-૭૫ |
| મન નહિ માને | ભગવતીકુમાર શર્મા | ૨૦-૦૦ |

ભારતીય જ્ઞાનપીઠનું એક લાખ રૂપિયાનું ભારતનું સર્વોચ્ચ સાહિત્યિક પારિતોષિક પ્રાપ્ત કરનાર અમર કૃતિ

| | | |
|---|---|---|
| યયાતિ | વિ. સ. ખાંડેકર | ૩૦-૦૦ |
| સુલભા | ,, | ૧૪-૫૦ |
| વારાફેરા | ,, | ૯-૦૦ |
| દાઝેલાં હૈયાં | ,, | ૧૦-૦૦ |

### રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| દિવ્યચક્ષુ | ૧૬-૦૦ | જયંત | ૧૨-૨૫ |
| ભારેલો અગ્નિ | ૨૧-૦૦ | પ્રલય | ૧૮-૨૫ |
| ક્ષિતિજ | ૨૭-૭૫ | આંખ અને આંજન | ૮-૨૫ |
| ઝંઝાવાત | ૩૦-૦૦ | હૃદયવિભૂતિ | ૧૫-૦૦ |
| પહાડનાં પુષ્પો | ૨૩-૦૦ | હૃદયનાથ | ૧૭-૦૦ |
| પૂર્ણિમા | ૧૫-૭૫ | છાયાનટ | ૧૨-૨૫ |

### શ્રી રઘુવીર ચૌધરી

| | | | |
|---|---|---|---|
| અમૃતા | ૧૭-૦૦ | વેણુ વત્સલા | ૧૦-૫૦ |

શૌર્ય, કુરબાની અને ખીંદાદિલીના ગદ્યગાયક, ઐતિહાસિક કથાઓના સમ્રાટ

### ગુણવંતરાય આચાર્ય કૃત

| | | | |
|---|---|---|---|
| સેનાપતિ | ૧૬-૫૦ | મુસાફર | ૧૦-૦૦ |
| જામ તમાચી ૧-૨ | ૨૮-૫૦ | જોરતલખી | ૧૨-૭૫ |

### સારંગ બારોટ

| | | | |
|---|---|---|---|
| જિંદગીના ફેરા | ૧૨-૦૦ | અગનખેલ | ૧૧ ‥ |
| વિલાસવહુ | ૧૫-૦૦ | સંગમત્રિવેણી | ૨૦-૮ |
| ‥ અને આશા | ૮-૦૦ | માયા અપરંપાર | ૧૫- |

.ાવરણ : દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્ગાર

વર્ષ ૧ અંક : ૯ સંપાદક : મનહર મોદી જૂન '૭૮

ઉદ્ગાર વાર્તા-સ્પર્ધાના વિજેતાઓ



કુ. લિપિ કોઠારી



શ્રી સુરેન્દ્રકુમાર પટેલ



શ્રી જનક ઉચાટ

ઉદ્‌ગાર

વર્ષ : ૧
૧૫ જૂન '૭૮ : અંક ૯
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
(વર્ષમાં દસ અંક)
રૂ. ૧૦-૦૦
છૂટક નકલ
રૂ. ૧-૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

સંપાદક :
મનહર મોદી

## આપણી વાત

'ઉદ્‌ગાર' વાર્તા-સ્પર્ધાનું પરિણામ જાણવા આતુર અનેક વિદ્યાર્થી મિત્રોના અમને પત્ર મળ્યા છે. તે સૌની જિજ્ઞાસાને આ અંક આનંદમાં ફેરવી નાખશે એમ ધારીએ છીએ.

ખાસ્સી સંખ્યામાં આવેલી વાર્તાઓમાંથી પસંદગી કરવાની હોવાથી નિર્ણાયકો-સર્વશ્રી રાધેશ્યામ શર્મા, મનહર મોદી-ને ઠીક ઠીક સમય આપવો પડ્યો તેથી વિલંબ થયો તે બદલ દિલગીરી, પણ આ અંકમાં જે તે ઇનામવિજેતા વાર્તાને પ્રગટ કરી તાજા સમયના સાહિત્યિક પ્રવાહને ઝીલી આપણો આજનો વિદ્યાર્થી કેવી-કેવી રીતે વાર્તા ઘડી કાઢે છે તેનો નમૂનો પૂરો પાડીએ છીએ.

આ કે આવા વિદ્યાર્થીઓ જ આવતી કાલના ગુજરાતી સાહિત્યને અજવાળી રહેશે ને?

ઇનામવિજેતા મિત્રોને હૃદયપૂર્વકનાં અભિનંદન!

શ્રી રાધેશ્યામ શર્માએ નિર્ણાયક તરીકે સાથ આપ્યો તેથી હું તથા કંપની આ કામ સરળતાપૂર્વક પાર પાડી શક્યાં છીએ તેની નોંધ લેવી જ રહી.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

## સરૂપ ધ્રુવ

લોહીમાં ચારે ખૂણે ઇચ્છાના અવતારો ફરે
ક્યાં સુધી પહોંચાડવા આ અંધ પગથારો ફરે ?
એક માણસખાઉ ભીંતે સાથિયો શ્રદ્ધા બને
પગતળે અંગાર ચાંપીને જ આકારો ફરે !
એકે તસુ ના જોઇએ એ ભોંય, જે મારી ન હો
આંખનાં પાણી ઉપર મારી જ વણઝારો ફરે.
એક તો નક્કી કરેલા શ્વાસ ગણવાની રમત
આંખ પર પાટો ને પાછો હાથમાં પારો ફરે.
લાવ ને, સામે અરીસો ગોઠવી વાંચું ગઝલ,
કૈંક 'કરતાં શબ્દના કંગાળ દેદારો ફરે !

## ચિનુ મોદી 'ઇર્શાદ'

કોઇનો ચ્હેરો હવે જ્યારે સ્મરણ જેવો થયો,
ધ્રૂજતો લે'કાર મારે મન રમત જેવો થયો.
પાણીનો એ ગઢ હતો ને પાણી પોતે ઓસર્યાં,
કાલનો સંબંધ આજે છળકપટ જેવો થયો.
કોઇને દાતાર સમજી બેસવાની ભૂલમાં
આપણા-બે હાથનો ઉપયોગ પગ જેવો થયો.
એક સૂના ગામમાંથી કોઇ સૂના ગામમાં
આદરી છે મેં સફર ને હું જ રથ જેવો થયો.
આપણા ઇતિહાસનો 'ઇર્શાદ' મહિમા થાય છે,
આંગળા કાપ્યા પછી એ વાઘનખ જેવો થયો.




સ્વાતી ગુજરાતી ગઝલોનો આલેખ
—સં.

## રાજેન્દ્ર શુક્લ

એક ને એક જ સ્થળે મળિયેં અમે
હોઇયેં જ્યાં ત્યાં જ ઝળહળિયેં અ
પિંડ ક્યાં મેટાવવા પળિયેં અમે ?
હોઇયેં જ્યાં ત્યાં જ ઝળહળિયેં અ
હેત દેખીને ભલે હળિયેં અમે
હોઇયેં જ્યાં ત્યાં જ ઝળહળિયેં અ
પાંચ ભેળાં સાવ શેં ભળિયેં અમે
હોઇયેં જ્યાં ત્યાં જ ઝળહળિયેં અ
ઊભરાવું હોય તો શમવું પડે,
ઊગિયેં જો તો જ આથમવું પ
મેરુ ચળશે પણ નહીં ચળિયેં અમે
હોઇયેં જ્યાં ત્યાં જ ઝળહળિયેં અ
કૈંક સમજ્યા ત્યારથી બેઠા છિયેં
હાથમાં હુક્કો લઈ આ ડેલિ
ક્યાંથી મળિયેં કોકને ફળિયે અમે
હોઇયેં જ્યાં ત્યાં જ ઝળહળિયેં અ
શબ્દના દીવા બળે છે ડેલિયે
આવતલ આવી મળે છે ડેલિ
સ્વપ્ન જેવું શીદ સળવળિયેં અમે
હોઇયેં જ્યાં ત્યાં જ ઝળહળિયેં .

## અશ્વિન જાની

શબ્દ મારા દોસ્ત થઇને આવવાના,
રાતરાણી જેટલી હળવાશ છું હું.

સાત સૂરજ ઉંબરે આવી ગયા છે,
સાથિયાના રંગની મીઠાશ છું હું.

ડુંગરા ઊગી ગયા છે શૂન્યતાના,
ચોતરફથી દાઝતો આવકાશ છું હું.

વિશ્વ આખું પાંપણે થંભી ગયું છે,
છેક છેલ્લા શ્વાસવાળી લાશ છું હું.

## હરીશ મીનાશ્રુ

હું ખનીજમય ભાષા ખોદું, અંતસ્તળનો
કાગળ વચ્ચે ફંગોળું રણકો પીત્તળનો
તલપૂર ચળું ના, અવાજના જળ–થળ વચ્ચે
મસ્તિષ્ક વિષે છે ભાર અચળ વિંધ્યાચળનો

મન, હું જ ચૂસાતો જાઉં શાહીના ટીપામાં
કે મોહ નથી કૈં હવે પ્રાણ કે પુદ્ગળનો
છે સ્તન ઉપરના દંતક્ષત જેવા શબ્દો
કે આદિમ છે પડઘો વૃત્તિનો, સાથળનો
તું હોઠ ભીડી દે, વાચા એક અરીતર છે
ને જીભ ઉપર છે વ્હેમ કોઈ મરુસ્થળનો

## હનીફ સાહિલ

કોરી કિતાબ વાંચતાં ના રહી કશી ખબર,
ઊભો છે એક શખ્સ કથાના વળાંક પર.

તારો વિચાર એક સળગતી સિગાર છે,
મારો સમય છે ક્ષીણ થતી માત્ર ધૂમ્રસર.

જામી ગયું છે રક્ત શિયાઓમાં ઠેર ઠેર,
લાગે છે તોય કોઇની જાણે અવરજવર.

ચાલે છે શુષ્ક પર્ણો ઉપર જાણે કે અરવ,
આવે છે સદિયો બાદ કોઈ પાછું મારા ઘર.

ખોલીને આ કિતાબ ફરી એને સાદ પાડ,
હમણાં વળી જશે જે ઊભો છે વળાંક પર.

## ભરત યાજ્ઞિક

વસવાનો અર્થ એકલો ખાલી વિંટંબણા!
આ શહેરમાં ડમરી નહીં, આંખે છતાં કણા!

ચિત્કારની સડક ઉપર શ્વાસોની દોડધામ,
ટાવર–ટકોરા ક્યાં અહીં કહેવાય આપણાં!

દાઝી ગયેલ આંખમાં ભૂલાં પડ્યાં સપન,
આ બદનસીબ શેરને વાસંતી છાંટણાં!

રઘવાઈ જાય હાડમાં હૂમાનાં ડૂસકાં,
પાછી રુંધામણે હવે ઊચકી અહીં ફણા!

હું Incidentમાં વધુ શ્રદ્ધાળુ જીવ છું,
નહીં તો કકડતી ટાઢમાં જગવેત તાપણાં!

પીડાતું ભરબજારમાં Address મેં પૂછ્યું,
સોનલને હું સિવાય પણ નહીં તો હતા !

'ઉદ્‌ગાર'
વાર્તા-સ્પર્ધા

પ્રથમ ઇનામ વિજેતા વાર્તા

# પુનર્લગ્ન (!)

## સુરેન્દ્રકુમાર એન. પટેલ

નવનીતરાય હમણાં હમણાં વિચારોમાં ખોવા-ચેલા રહેતા હતા. સવારના પહોરમાં શાકભાજી ખરીદવા જતાં રસ્તામાં જ રાધાફોઈ ભેગાં થઈ ગયાં, લાગલું જ બોલ્યાં, "સારું થયું કે તું અહીં જ મળી ગયો, નહિતર મારે ઘેર આવવું જ પડત,- હં...પછી શું વિચાર્યું, નવનીત? ગાંડા! મારું કહેવું માની જા, હજુ કાંઈ તારી ઉંમર થઈ ગઈ નથી અને મેં રાજપુર પુછાવ્યું હતું, તેઓ પણ રાજી છે. વળી કહેવરાવ્યું છે કે તમે ને નવનીતરાય બેઉ શુક્રવારે છેલ્લી ગાડીમાં રાજપુર આવજો." "બોલો શો વિચાર છે? વળી આજે જ શુક્રવાર છે. જઈશું ને!"

"હા...હા...જરૂરથી, પણ છેલ્લી ગાડી તો ચાર પાંત્રીસે ઊપડે છે ને? તો તમે એમ કરજો, સ્ટેશને પહોંચી જજો, હું પણ નિયત સમયે આવી જઈશ હોં કે..." —નવનીતરાયે અર્ધવિચાર્યો જવાબ વાળ્યો.

"એ સારું," કહી રાધાફોઈ પોતાને રસ્તે પડયાં અને નવનીતરાય ફરી પોતાના વિચારોમાં ડૂબી ગયા. "શું કરવું? ઉમાને કૂખ ન ભરાણી એમાં એનો શો દોષ? સ્વભાવે બિચારી કેવી ગાભરું છે, ને મારી સંભાળ પણ કેવીક લે છે! મારે શું કામ બીજાં લગ્ન કરવાં જોઈએ? અને એમ કરવા જતાં એને કેવુંક લાગશે?" હસતાં હસતાં એક દિવસે મજાકમાં જ બીજા લગ્નની વાત કરેલી ત્યારે પણ કેવી છંછેડાઈ ગયેલી તે પ્રસંગ નવનીતરાયને યાદ આવ્યો.

"શેઠ, શું જોયા કરો છો? બોલો શું આપું? સાહેબ, મારું માનો આ તાજા આવેલ ટીંડોરા લઈ લો." નવનીતરાયને મૂઢ ઊભેલા જોઈ શાક વેચવાવાળી વાઘરણે ટપાર્યા.

તંદ્રામાંથી જાગતા હોય એમ નવનીતરાયે ઉત્તર દીધો, "હં..., હા એમ કર. લે આ રૂપિયો ને અઢીસો જોખ." નવનીતરાયે શાક થેલીમાં નાંખ્યું ને ચાલવા માંડયા તો વાઘરણે વળી બૂમ પાડી, "અરે શેઠિયા, બાકીના આઠ આના નથી લેવા કે શું? મારે હરામના બાઈને કેટલે જાવું? લો ગણી લો." —જોખવામાં કીલોનું આઠસો કરતી વાઘરણે ગ્રાહકને કાયમી બનાવવામાં શરાફી હાંકતાં નવનીતરાયના હાથમાં બે પાવલી પકડાવી દીધી.

શાકભાજી લઈને નવનીતરાય પાછા વળ્યા, પણ હજુ માંડ દશેક ડગલાં ભરાણાં હશે ત્યાં તો વિચારોએ પોતાનું સામ્રાજ્ય જમાવી દીધું; "પણ એ બીજું લગન તો હું ક્યાં મારા માટે કરું છું તે? આ તો ભગવાને શેર માટીની ખોટ દીધી છે એટલે...

અને પછી પણ હું ઉમાને તો ઓછું નહીં જ આવવા દઉં."

વળી ત્રણેક મહિના પહેલાંનો પ્રસંગ સ્મૃતિપટ પર આવ્યો. રામજીમંદિરના જીર્ણોદ્ધાર પેટે સખાવતમાં રૂપિયા પાંચ હજાર રોકડા ગણી આપેલ ત્યારે ગામ વચ્ચે જ મુખીએ કહેલું, "નવનીતરાય પાંચ હજાર આપે કે પચાસ હજાર એમાં મોટું શું કર્યું છે? આમેય એને પાછળ શું કરવું છે? કૂતરાં ઉજાણી કરે એના કરતાં આ રસ્તો શો ખોટો છે?"... અને નવનીતરાયનું મન ખારું બની ગયું, ચહેરો ઉગ્ર બની ગયો, વિચાર્યું, "ના, હવે તો લગન કરવાં જ છે. આમેય ચાળીશ–બેતાળીશ એ કંઈ ઉંમર ન ગણાય, અને ઉમાને ઘરમાં એકલું એકલું લાગે છે એટલે એને પણ સારું ફાવશે."

ઘરમાં પેસતાં જ ઉમાએ નવનીતરાયના હાથમાંથી શાકની થેલી લઈ લીધી અને રસોડામાં જવા પગ ઉપાડયો કે નવનીતરાયે કહ્યું, "ઉમા, જરા પાસબૂક આપ જોઈએ. હું આજે રાજપુર જવા વિચારું છું એટલે ખાવાનું થાય ત્યાં સુધીમાં બૅન્કમાં જઈ આવું."

ઉમાએ શાકની થેલી ખૂણામાં પટકાતી નાખી અને ફટાક કરતુંક બારણું ખોલી તિજોરીમાંથી પાસબૂક લઈને નવનીતરાયના હાથમાં આપી. પાસબૂક લેતાં જ નવનીતરાયને યાદ આવ્યું કે ઉમાએ મંગાવેલ ચણા તો બજારમાંથી લાવવા ભૂલી ગયેલ છે. એટલે બોલ્યા, "ઉમા, સવારે ચણા લાવવાનું તો હું ભૂલી જ ગયેલો, ચાલ, કંઈ નહિ, વળતી વખતે લેતો આવીશ. આજે તારે શુક્રવાર છે ને?"

"કોઈનેય જરૂર નથી, શુક્રવાર કરવા તો મેં બંધ કર્યા છે." એમ કહી ઉમા રસોડા તરફ ભાગી છૂટી, જો કે નવનીતરાયથી એ ધૂંધવાટ છાનો ન રહી શક્યો.

નવનીતરાય બૅન્કથી આવી ગયા પછી હાથપગ ધોઈ ખાવા બેસી ગયા, બંને વચ્ચે લગભગ મૌનવ્યવહાર રહ્યો. નવનીતરાય જોઈ શકયા કે માત્ર આજે જ ઉમાએ એક વધુ રોટલીનો આગ્રહ કરેલ નથી. નવનીતરાયને લાગ્યું કે ઉમાને આ રુચ્યું તો નથી, પણ પાછો વિચાર દોડાવ્યો, "કંઇ નહિ, એ તો ધીરે ધીરે સમજાઈ જશે કે મેં માત્ર એના ભાવિ સુખ માટે જ આ પગલું ભર્યું છે, ત્યારે એનો ઉદ્વેગ શાન્ત થઈ જશે." એમ વિચારી ઊભા થતાં થતાં નીચું મોં રાખી બોલ્યા, "બે છેલ્લી ગાડીમાં રાજપુર જવાનું નક્કી કરેલ છે. પણ અત્યારે તો ખાસ્સો સમય હોઈ આડો પડું છું એટલે લગભગ ત્રણના સુમારે હાક મારજે." અને દરરોજની વામકુક્ષીની ટેવ મુજબ હિંચકા પર આડા પડયા ને મનમાં જ બબડયા, "સાલું, સ્ટેશને પહોંચતાં પણ કલાક નીકળી જશે ને તડકો પણ ઠીકઠીકનો પડે છે."

નવનીતરાયે મધ્યસ્થ ઓરડામાં લટકાવેલ હિંચકા પર પોતાનું શરીર લંબાવ્યું. સામેની ભીંત સાથે બાંધેલી દોરી હાથમાં લઈ સૂતાં સૂતાં જ એકાદ બે મોટા ઝોલા લીધા અને હિંચવા માંડયા. મંદ મંદ પવનની લહેરખીઓ આવી રહી હતી. નવનીતરાય આંખો બંધ કરી ઊંઘવાનો નિષ્ફળ પ્રયાસ કરવા માંડયા પણ વિચારોએ પીછો છોડયો નહોતો, એ પણ હિંચકાની સાથે તાલ મિલાવવા માંડયા. "હું જે કરી રહ્યો છું તે ખોટું તો નથી ને? રાધાફોઈનાં કહેવા પ્રમાણે તો સવિતા સંસ્કારી અને ઘર ઉજાળે તેવી છે; બિચારી નાનપણમાં જ વિધવા બની, એ તો એક ભવમાં બે ભવ કરવા રાજી નહોતી પણ આ તો એના કાકાનો વચેટ દીકરો સામાજિક કાર્યકર હોઈ પોતાની બેનનું દુઃખ દૂર કરવાની નેમ લીધી હતી એટલે સમજાવી પટાવીને પુનર્લગ્ન કરવા તૈયાર કરી છે."

"મને તો લાગે છે કે સવિતા ઉમાની નાની બેન બનીને જ રહેશે. વળી નર્મદાકાકીની હાજરીમાં જ ઉમાએ બીજા લગ્નની સંમતિ આપી હતી એમ રાધાફોઈ કહેતાં હતાં, બાકી આમાં રાધાફોઈનો પણ શો સ્વાર્થ હતો ?"

હિંચકો ધીરો પડયો પરન્તુ વિચારોએ જોર પકડયું. નવનીતરાયને લાગ્યુ કે ઊંઘ તો નહીં જ આવે એટલે માત્ર આરામ તો મળશે એમ માની આંખો બંધ રાખી દ્વિધા અનુભવતા પડયા રહ્યા. થોડોક સમય ગયો હશે કે 'ટક...ટકાક.. ટક ..'ના અવાજ સાથે જ આંખો ખૂલી ગઈ. તેમની સામે જ એક ચકલી અરીસામાં પોતાનું જ પ્રતિબિંબ જોઈ ઊડતાં ઊડતાં આવેશમાં આવી ચાંચો ઠોકતી હતી. આ દૃશ્ય જોતાવાં નવનીતરાયને રસ પડયો, પોતાનું સમગ્ર ધ્યાન ત્યાં કેન્દ્રિત કર્યું અને વિચારવા લાગ્યા, "ચકલી બિચારી નાહકની શા માટે હેરાન થાય છે ? એને ખબર નથી કે એ તો એનું જ પ્રતિબિંબ છે ? ત્યાં તો બહારથી એક ચકલો ઊડીને બારીને સળિયે બેઠો એટલે ચકલી અરીસાને મૂકી ચીં...ચી....કરતી ચકલા પર તૂટી પડી. ભૂરાયી બની ચાંચો મારતી જ રહી. ચકલો તો હેબતાઈ જ ગયો ને ઊડીને ટોડલે બેઠો તો પણ ચકલી પાછળ પડીને ચાંચો મારતી રહી અંતે ચકલો ઊડીને બહાર જતો રહ્યો, એટલે ફરીથી ચકલી અરીસાના કાચને ચાંચો મારવા માંડી. નવનીતરાયને આ દશ્યમાં મજા પડી, પણ ચકલી આમ કેમ કરતી હશે તે ન સમજાયું. ચકલી ઓછી બુદ્ધિની ઉમા જેવી લાગી. વળી એનું બેહૂદું વર્તન પણ કંઈક ઉમા જેવું જ લાગ્યું. અચાનક મગજમા ઝબકારો થયો. કંઈક ઘેડ બેસતી હોય એમ લાગ્યું, અંતર્મન પોકારી ઊઠયું, "ના...ના...મારે એક ઉમા પર બીજી ઉમા નથી કરવી, ભગવાનની ઇચ્છા હોત તો ઉમાનો ખોળો જ ન ભરાણો હોત ? બીજી બાજુ એનીય ગોદ-સૂની ન રહે તેની શી ખાતરી ?...અને જો ખરેખર એવું થાય તો—એક જીવને વ્યથિત કરી ઉલમાંથી ચૂલમાં જ પડવા જેવું થાય ને ! એના કરતાં મારે બીજાં લગન કરવાં જ નથી. રાધાફોઈ પણ જાણે આદું ખાઈને પાછળ પડયાં છે ને? પણ હુંય કેવો મૂર્ખો કે ઝાંઝવાનાં જળ લેવા અધીરો બન્યો, મારે શું કામ નવી લપમાં પડવું ! જા, સ્ટેશને જવું જ નથી, એ તો ડોસલી આવશે આફૂતરી પાછી."

નવનીતરાય હિંચકામાથી બેઠા થયા. ઉમા ઘરમાં દેખાતી નહોતી એટલે હાક મારી. વાસણો માંજવા પડતાં મૂકી ઉમા ત્યાં આવી એટલે બોલ્યા, "જો ઉમા, તું મને વહેલો જગાડતી નહીં." ઉમા *કંઈ સમજી નહિ એટલે આશ્ચર્યશૂન્યભાવે બાઘા જેવી* નવનીતરાય સામે તાકી રહી. તેથી મીઠી મજાક કરતાં બોલ્યા, "અરે ઉમલી, તું ન સમજી...મેં રાજપુર જવાનું કા...ય...મને માટે મુલતવી રાખ્યુ છે."

સાંભળતાં જ ઉમા દોડીને બહાર જતી રહી પણ અડધી ઉંમર વટાવી ગયેલા નવનીતરાયના ધ્યાન બહાર ન રહ્યુ કે ઉમાનો નિસ્તેજ ચહેરો પુલકિત થઈ હસું હસું થઈ રહ્યો હતો. દોડતા દોડતાં હિંચકાની દોરી સાથે પગ ભરાવાથી હિંચકો પણ ડોલવા લાગ્યો. નવનીતરાય આડા પડયા. અત્યારે એમના મન પરનો સઘળો બોજ ઊતરી ગયો હતો શરીર હળવું ફૂલ થઇ ગયું હતું. વાતાવરણ ખુશનુમા હતું. નવનીતરાયની આંખો ઘેરાવા લાગી. ઓરડામાં નિરવ શાંતિ હતી, માત્ર હિંચકાનો ક્રમશઃ ઘટતો જતો 'કિચૂડ . કિચૂડ....' અવાજ એ શાંતિમા ખલેલ પહોંચાડી રહ્યો હતો.

[ત્રિભુવન વિદ્યાલય, ધોરણ ૧૧
લણવા, તા. ચાણસ્મા (જિ. મહેસાણા)]

બીજું ઇનામ વિજેતા વાર્તા

# કુ. છીંકલતા નાકચંદ્ર હાકૂછી

લિપિ કોઠારી

એક હતાં છીંકબેન. તેમનું આખું નામ કુ. છીંકલતા નાકચંદ્ર હાકૂછી. પતરાની ડબલી જેવું ચપટું અને ગોળ એમનું મોં, ચૂંચળી આંખો, બે ઈંચ લાંબું નાક અને સ્વભાવે ભારે મિજાજી. એવાં છીંકબેનને એક દિવસ પરણવાનું મન થયું. તેમણે તો છીંકણી રંગનો પાયજામો પહેર્યો, છીંકણી રંગનું કુરતું પહેર્યું અને ઉપર છીંકણી રંગનો દુપટ્ટો નાખ્યો. સરસ મજાનું મેચિંગ કરીને છીંકબેન પરણવા ચાલ્યાં. તેમને સામે એક કવિ મળ્યા. કવિ કહે, "બનીઠનીને કયાં જવા નીકળ્યાં છીંકકુમારી ?"

"પરણવા સ્તો."

"મને જ પરણો ને !"

"તમને પરણું તો ખરી પણ પછી ખાઉં-પીઉં શું ? પહેરું-ઓઢું શું ?"

"ખાવામાં નવલકથા, પીવામાં કાવ્યરસ અને પહેરવા–ઓઢવામાં પસ્તી."

"મને તો ના ફાવે. મારે તમારી સાથે નથી પરણવું." એમ કહી છીંકબેન આગળ ગયાં. રસ્તામાં એક ડૉક્ટર મળ્યા. ડૉક્ટર કહે, "કેમ મિસ હાકૂછી ? પરદેશ જવા નીકળ્યાં છો કે શું ?"

"ના રે ના, પરણવા નીકળ્યાં છીએ."

"હું નજરમાં વસું છું ?"

"તમે મને ખાવા–પીવા, પહેરવા–ઓઢવા શું આપશો ?"

"ખાવામાં સ્ટ્રિપ્ટોમાઈસીન, પીવામાં પેનેસિલિન અને પહેરવા–ઓઢવામાં કફન."

"હાય હાય બા, તોબા તમારાથી તો. મારે તો તમારી સાથે નથી પરણવું." એમ કહી છીંકબેન આગળ ચાલ્યાં. તેમને એક વકીલ મળ્યા. વકીલ કહે, "છીંકબેન, છીંકબેન, મને જ પરણો ને !"

"તમે મને ખાવા–પીવા, પહેરવા–ઓઢવા શું આપશો ?"

"ખાવામાં કેસના કાગળિયા, પીવામાં દલીલોનું પાણી અને પહેરવા–ઓઢવામાં મારે કાળો કોટ અને તમારે કાળો સાલ્લો."

"છી, છી, છી, મારે તો બધાંય જીવે છે."

આગળ જતાં છીંકબેનને રસ્તામાં વેપારી, લોકનેતા, અભિનેતા, પ્રોફેસર વગેરે ઘણા બધા મળ્યા. બધાયે છીંકબેનને આવા જ જવાબ આપ્યા. છીંકબેન તો સમજી ગયાં કે બધાયે તેમની મશ્કરી કરે છે કોઈ પરણવા માગતું નથી. તેમનું મગજ હટી ગયું. તેઓ ધૂંઆંપૂંઆં થઈ ગયાં. તેમને થયું કે આખી દુનિયા મારી દુશ્મન છે. મારે આનું વેર વાળવું જોઈએ. ન સ્ત્રી જોઉં, ન પુરુષ જોઉં, ન નાનું જોઉં, ન મોટું જોઉં, બધાંનો ફજેતો કરું ત્યારે ખરી. પરંતુ છીંકબેનનું શું ચાલે? એથી ચીઢમાં ને ચીઢમાં પગ પછાડતાં પછાડતાં તે આપઘાત કરવા ચાલ્યાં. તેઓ એક ઊંચા પર્વત પરથી ભૂસકો મારવા જતાં હતાં ત્યારે આકાશમાં શંકર–પાર્વતીનો રથ જતો હતો. પાર્વતીજીને છીંકબેનની આ દશા જોઈ દયા આવી. તેમને થયું કે આ આવી જુવાન છોકરી કયા દુઃખે મરવા તૈયાર થઈ હશે? પાર્વતીજી તો નીચે આવ્યાં. છીંકબેનને પૂછે, "બેટા, તને શું દુઃખ છે? જે હોય તે મને કહે."

'મને કોઈ પરણતું નથી."

"આમાં તો હું શું કરી શકું? પણ તું કંઈક વરદાન માગ." છીંકબેનને તો વેર વાળવું હતું. તેમણે કહ્યું, "હું અદશ્ય રૂપ ધારણ કરી ગમે ત્યારે ગમે ત્યાં જઈ શકું એવું વરદાન મને આપો."

"તથાસ્તુ!"

પછી છીંકબેન નીકળ્યાં આખી દુનિયા પર વેર વાળવા. સૌથી પહેલાં તે એક કવિસંમેલનમાં ગયાં. ત્યાં એક કવિરાજ કાવ્યપઠન કરતા હતા. લોકો રસપૂર્વક સાંભળી રહ્યા હતા. છીંકબેન કવિના નાકમાં ઘૂસી ગયાં. કવિ બોલતા હતા ત્યારે તેમને છીંકો આવવા લાગી:

"આછી આછી જૂ,
રાઇના દાણા જેવી જેની કાયા......
હાક્છી...
એને જાગી...હાક્છી..
મોટી માયા...હાક્છી..."

કવિનો હરિયો બોલી ગયો. તેમને બેસી જવું પડ્યું. તેમનો ફજેતો કરીને છીંકબેન એક સભામાં ગયાં. સભા હકડેઠઠ ભરાઈ હતી. ભાષણ ચાલતું હતું. લોકો એકચિત્તે સાંભળતા હતા. છીંકબેન તો પેઠાં નેતાજીના નાકમાં. નેતાજી ભાષણ કરતા હતા ત્યાં વચ્ચે છીંકો શરૂ થઈ:

"ચૂંટણીમાં જનતા...હાક્છી...પક્ષને મત આપશો તો ..હાક્છી...

ભાષણમાં ભંગ પડ્યો. લોકો વેરવિખેર થઈ ગયાં. પછી છીંકબેન ટાઉનહૉલમાં ગયાં. મજાનું નાટક જામ્યું હતું. એક અભિનેત્રી પાઠ ભજવતી હતી. છીંકબેન તેના નાકમાં સર્યાં. અભિનેત્રીના સંવાદમાં છીંકો ઉમેરાઈ ગઈ:

"આર્યપુત્ર, આ આવી...હાક્છી...આપ આપો...હાક્છી...શું કામ કરવાનું છે?.. હાક્છી..."

નાટક નાટકને ઠેકાણે રહ્યું અને હસાહસ થઈ ગઈ.

કુ. છીંકલતા નાકચંદ હાક્છી આવી રીતે આખી દુનિયામાં ઘૂમે છે. સ્ત્રીઓને અને પુરુષોને, નાનાં અને મોટાંને હેરાન–પરેશાન કરે છે અને પોતાનું વેર વાળતાં ફરે છે.

[ દીવાન બલ્લુભાઈ માધ્યમિક શાળા, ધો. ૭ ગ
પાલડી, અમદાવાદ–૩૮૦૦૦૭]

ત્રીજું ઇનામ વિજેતા વાર્તા

# બારી બહારનાં દશ્યો

જનક ઉચાટ

બારી બહારનાં દશ્યો જોવા મને ગમે છે. જિજ્ઞાસાભરી કોઈની અતૃપ્ત આંખો ક્યારેક મારા પર અથડાઈને પાછી ફરે છે. સામેની અગાસી પર પતંગ ઉડાડતો છોકરો, નીચેથી પસાર થતાં અનેક વાહનોનો મિશ્ર છતાં એકરૂપ અવાજ, મારી ઉપરના માળેથી આવતો વાસણ ખખડવાનો અવાજ, છોકરાના રડવાનો અવાજ, અર્થહીન, લુખ્ખા હાસ્યનો અવાજ... આ બધા અવાજો મને ગમવા લાગ્યા છે, કદાચ નિયમિત રીતે ઓફિસે જતો ત્યારે આ બધું પસંદ નહોતું. ડૉક્ટરે ૭ માસનો આરામ લેવાનું કહ્યું છે. મને કશુંક જોખમ છે. કદાચ ટી. બી. 'સેકંડ સ્ટેજ' ઉપર છે અથવા લકવાની અસર અથવા કશુંક...... પળના મોતને પાછું ઠેલવા વર્ષો સુધી આપણે અર્થહીન પ્રયાસો કરીએ છીએ એ ઉપર ક્યારેક હસવું આવે છે. ૭ માસના આરામમાં અવાજોની મને આદત પડી છે. બારી બહાર જોવાનું બંધાણ છે, એટલે હું રસિક હોઉં એવી કલ્પના રખે કરતા! પણ મારા એકધારા જીવનનું એ ઉંજણ તેલ છે, તેના વિના ચાલે ખરું પણ કિચૂડાટ વધી જાય છે. અને હું માણસ છું અથવા બનવાનો પ્રયત્ન કરું છું તેના પર પાણી ફરી જાય છે.

જમાનાની થપાટોથી ખંડિયેર થઈ ગયેલ એક મકાનને હું હંમેશાં જોઉં છું, બારીમાંથી. એ ખખડધજ મકાનની દીવાલોના પોપડા વચ્ચે ઊગેલ કૂણું ઘાસ તથા તે મકાનની સળિયાવિહીન બારીમાંથી તેવી જ કૂણી દાઢી ધરાવતા, મોં પર જીવનસાગરની ઓટ રાખીને ફરતા બુઢ્ઢાને, હરહંમેશ ખાંસતી બુઢ્ઢીને, એને પાણી પાવા આવતી તેની જુવાન પુત્રીને, આંખોમાં પુત્રીનો થાક લઈ ફરતા નિરાશ, જુવાન અને બેકાર પુત્રને... આ બધું જોઉં છું, બારીમાંથી. મારી બારીના સળિયા લોખંડના છે. ન હોય તોય શું? એના ઘરની બારીને સળિયા જ નથી. પણ તેથી શું?

આજ ડૉક્ટર આવ્યા. મારા કૃશ શરીરને તપાસ્યું, એકાદ સોય, એકાદ દવાની શીશી, એકાદ મહિનો વધારે આરામ તથા થોકબંધ સલાહો આપી ગયા. લેતા ગયા ફક્ત મારા નિઃસહાય ખિસ્સાની થોડીક જ વધેલી ગરમી. આ જીવન છે? તે આવું હોય? એવા નિશ્વાસો ઊઠે છે, શમી જાય છે. નદીની પાતળી ધારા જેવો મારો પગાર જીવનવાડાને કશુંક બક્ષવાનો પ્રયાસ કરે છે. "કઠોર પરિશ્રમને કોઈ વિકલ્પ નથી." તેમ જ "મારા પગારને કોઈ આયોજન નથી." અને આમ છતાંય જીવન જીવવા માટે તમાચો મારી ગાલ લાલ રાખવા પડે છે. આ બધી ચિંતામાંથી ઘડીભર મુક્ત થવા, કેટલીક ક્ષણો તેને ભૂલવા હું બારીએ આવું છું.

હરહંમેશ જોઉં છું એ મકાનને! છતાં આજ તેમાં મૃત્યુ જેવી શાંતિ છે. નિર્જીવ હલચલ છે, ઊનાં આંસુથી લદાયેલ આંખ અને ગમના બોજથી રહેંસાતા ચહેરા છે. આ બધાંને નિહાળતી મારી આંખો છે.

આજ કદાચ સંધ્યાની ખૂબસુરતીને પેટ ભરીને માણવી હોય કે પછી જીવનભરની ટાઢને એકસાથે ઉડાડવી હોય તેમ દૂર નાળિયેરીનાં વૃક્ષ પાસેની છાપરી નીચેના ખાટલે સૂતેલ એ વૃદ્ધને મેં જોયા. એની સળગતી ચેહ જોઈ. પુત્રીનાં આંસુને તથા રડતી, ચીસો પાડતી પાગલ વૃદ્ધાને જોઈ, પણ મારી બારીના સળિયા...

—

આજે એના મૃત્યુને ચોથો દિવસ છે એ તો વર્ષો પહેલાં મૃત્યુ પામ્યો હતો. છતાં આજે ચોથો દિવસ છે. ચોથો જ .... સ્મશાનની શાંતિ હવે એ મકાનમાં પેસી ગઈ છે, સાથોસાથ ભૂતાવળની ચીસો પણ. આજે ચાર દિવસ સુધી તેમાં નજર નાખવાની હિંમત નહોતી થતી. મન પણ નહોતું.

આજે નજર કરું છું તો, પેલી ગાંડી વૃદ્ધા મજબૂત દોરીથી બંધાયેલી છે, પેલી પુત્રી આમતેમ આંટા મારે છે. યુવાન પુત્ર તેના ખિસ્સામાં હાથ નાખી આમતેમ ફરે છે, તેની બહેનને બોલાવી કશુંક કહે છે. બહેન બારીમાંથી અદૃશ્ય થઈ નીચેના દર વાજેથી બહાર નીકળી સડક પર ચાલી જાય છે. પુત્ર ખિસ્સામાંથી કશુંક કાઢે છે, બહુ જ નાની શીશી ! તે ઝડપથી પી જાય છે, હું જોઉં છું, બારીએથી.

પછી, ફક્ત એક જ કલાકમાં ગોળ પર માખીઓ બેસે તેમ કેટલાય લોકો, પોલીસો યુવાનની લાશ પાસે ઊભા છે, ખખડધજ મકાનની બારીમાંથી ઝાંકું છું, પુત્રી એક ખૂણામાં બેઠી છે, બીજી બાજુ એક નાન કડી શીશી પડી છે. ત્રીજી બાજુ યુવાનની લાશ અને ચોથી બાજુ વૃદ્ધાનું અનુકંપા જગાવતું ખડખડાટ હાસ્ય જાણે ખાટલે બાંધેલ ચાર શ્રીફળ ! યુવાનની રાતી ચેહનો ધુમાડો મારી આંખને બાળે છે એટલે હું હટી જાઉં છું, બારીએથી.

સમયના નિઃશબ્દ સૂર વહે છે. પ્રભાત ઊગે છે, સંધ્યાની લાલી પથરાય છે, રાત્રી જગતને ગોદમાં લઈ લે છે. હવે બારીમાંથી જોવું બંધ કર્યું છે, મને અસામાન્ય જોવું ગમે છે, ત્યાં હવે સામાન્ય છે. તે શું જોવું ? પુસ્તકો સાથે મૈત્રી બાંધી છે, જીવન વિષે વિચારતો થયો છું, પરિવર્તનને આવકારું છું, હસતે મોંએ દવા પીઉં છું. ડૉક્ટરની સલાહોનું ચુસ્તપણે પાલન કરવાનો પ્રયત્ન કરું છું, રોજ સાંજે શહેરની સડકની મુલાકાત લઉં છું. ટૂંકમાં, જીવવા વિશે આસક્તી ધરાવતો થયો છું.

આજ કેટલાક સમય પછી નજર પાછી પેલા ખખડધજ મકાનની પાસે જાય છે. આજે ત્યાં રંગ રોગાન થઈ રહ્યા છે. પેલી સળિયાવિહીન બારી પર સુંદર મજાનો પડદો આવી ગયો છે. બારીમાંથી ક્યાંક અસ્પષ્ટ, ધીમા અવાજો આવે છે. થોડી વારે પડદો ખૂલે છે. બારીને અડેલી એક રેશમી ગાદી-તકિયો પાથરેલાં છે. થોડીવારે પેલી યુવાન પુત્રી અને હવે કદાચ સ્ત્રી ત્યાં આવીને બેસે છે. ક્ષણેક મારી સામું જુએ છે અને પછી નીચેની દુનિયા તરફ મીટ માંડે છે. નીચેથી, બે-ત્રણ બંધા લાગતા પ્રૌઢ વયના માણસો તેની તરફ બીભત્સ હસે છે, પછી નીચેની ડેલીએથી તે ઉપર આવે છે. પડદો બંધ થાય છે, પેલી બુઢ્ઢીનું હાસ્ય બારી વીંધીને આવે છે, કર્ણ પર અથડાય છે અને શમી જાય છે. મારી બારીના સળિયા ઓગળી જાય છે.

થોડા દિવસ પછી હું મકાન બદલાવી થોડે દૂર રહેવા ચાલ્યો જાઉં છું, જ્યાં એક પણ બારી નથી.

[લાલબહાદુર શાસ્ત્રી
ઉચ્ચતર માધ્યમિક શાળા,
ધોરણ ૧૨, મુ. રાજકોટ]

આશ્વાસક ઇનામ વિજેતા વાર્તા

# બહેનનો શિકાર

## બચુભાઈ પુનિયાભાઈ ભાંભોર

વૈશાખી વાયરા વાતા જ કુદરતનું સ્વરૂપ બદલાય છે. ગ્રીષ્મનો મધ્યાહ્ન અસહ્ય બને છે. અગ્નિની પ્રચંડ જ્વાળાઓથી ત્રાસ પામતાં પશુપંખી વૃક્ષની છાયામાં શાંત બની જાય છે. આકાશમાં ઉષ્ણતાનું સામ્રાજ્ય વધે છે. સર્વત્ર નિર્જનતાનો અનુભવ થાય છે. પ્રવૃત્તિની ધમાલ ઘટે છે. આકાશમાં શૂન્યતાનો ભાસ થાય છે.

એક ગામમાં એક ડોસાને ત્રણ દીકરા અને એક છોકરી હતી. તેમાં પહેલા બે છોકરાનાં લગ્ન થઈ ગયેલાં હતાં, જ્યારે એક છોકરો અને છોકરી કુંવારાં હતાં. એવામાં થોડા થોડા દિવસને અંતરે મા અને બાપ કોલેરાના ભોગ બન્યા અને સ્વર્ગવાસ થયા. ત્યાર પછી બે નાનાં ભાઈબહેનને ભારે દુઃખના લોડ સહન કરવા પડતા.

જેમકે મા તે મા અને બીજા વનના વા ! મોટા બે ભાઈ દરરોજ જંગલમાં શિકાર કરવા માટે જતા અને એ બંને ભાઈનું એવું નીમ કે, શિકાર વગર ઘરે પાછા વળવું નહિ અને જો શિકાર વગર ઘરે આવે તો બંને ભાઈને મણમણના મેંણા સાંભળવા પડતા. એટલે તેઓ દરરોજ કોઈ ને કોઈ શિકાર કરતા જ.

એક દિવસ નાનાં ભાઈ-બહેન તેમની સાથે જવા માટે તૈયાર થયાં. વૈશાખ માસ ચાલતો હતો. આ માસના વાયરા વાતા જ કુદરતનું સ્વરૂપ બદલાયું હતું. ગ્રીષ્મનો મધ્યાહ્ન અસહ્ય હતો. અગ્નિની પ્રચંડ જ્વાળા નીકળતી હતી. તેથી મોટાભાઈએ તેમને સાથે આવવા ના પાડી. પરંતુ તેઓ એકનાં બે ન થયાં.

જંગલમાં ગયાં. શિકારની શોધમાં આમતેમ ફર્યાં. પ્રચંડ ગરમીને લીધે જંગલમાં સૂનકાર વ્યાપેલો હતો, જાણે જંગલ મૌન પાળી રહ્યું હોય તેમ લાગતું હતું. શિકારની શોધમાં ને શોધમાં આમતેમ એક ટેકરો ચડયા અને બીજો ઊતર્યા પરંતુ કોઈ પ્રાણીએ દર્શન દીધાં નહિ. શિકાર ન મળવાથી તેઓ ગરમીમાં ત્રાસી ગયાં હતાં. એવામાં નાની બહેને મોટા ભાઈને કહ્યું: તરસ લાગી છે. ત્યારે મોટા ભાઈએ નાના ભાઈને કહ્યું, જા, અને પેલા ઊંચા ઝાડ ઉપર ચડ અને જો કે આજુબાજુ કોઈ પક્ષી જેવું કે સમડી કે બગલા જેવું કોઈ ઊડતું દેખાય છે. તે ઝાડ ઉપર ચડે છે. એટલી વારમાં ત્રણે ભાઈબહેન ત્યાંથી આગળ વધે છે. આગળ જતાં બહેનને તરસ ખૂબ જ લાગી હોવાથી તે સહન કરી શકી નહિ અને રડવા લાગી, ત્યારે ભાઈએ કહ્યું, આ ઝાડ ઉપર ચડ અને કોઈ પક્ષી બગલા જેવું ઊડતું દેખાય છે, તે દેખ. પરંતુ કોઈ પક્ષી ઊડતું દેખાયું નહિ.

તેણી ઝાડ પરથી નીચે ઊતરતી હતી તે વખતે મોટા ભાઈએ તેણીને એક તીર માર્યું. તેની પાછળ

બીજા ભાઈએ બીજું તીર માર્યું. એવામાં જાણે કોઈ પ્રાણી ગર્જના કરી ઢળી પડે તેમ તે છોકરીની 'ઓ મા, ઓ બાપા'! કરી તેની અખંડ મૂર્તિ ધડામ દઈને નીચે પડી. લોહીના રેલા વહેવા લાગ્યા. પછી બંને ભાઈ બહેનનું માંસ ઘરે લઈ ગયા, કારણ જો શિકાર વગર ઘરે જાય તો તેમની વહુઓ તેમને લાખ લાખના મેણા મારે, માટે શિકાર કરીને લાવ્યા છે એમ બતાવવા લઈ ગયા.

થોડું માંસ નાના ભાઈ માટે તેઓ જે રસ્તે થઈને ઘરે આવતા તે રસ્તા ઉપર મૂકી આવ્યા. નાનો ભાઈ તેમની શોધમાં ને શોધમાં થાક્યો એટલે ઘરે આવવા લાગ્યો. એટલામાં રસ્તા પર પડેલું માંસ તેણે જોયું. તે જોઈ પહેલાં તો તે શિકાર મળ્યો એમ સમજી, તેના હર્ષાનંદનો પાર ન રહ્યો. પરંતુ પાછળથી તે માંસ શેનું છે, એ જાણવા માટે લાકડાના ટુકડા વડે વેરવા લાગ્યો. એટલામાં તેને તેની બહેનની કોમળ હાથની આંગળી જોવા મળી. તે જોઈને તેના હૃદયમાં તો જાણે આભ તૂટી પડ્યુ હોય એમ એનું શરીર ભારે ભારે થઈ ગયું, પરસેવો પરસેવો થઈ આવ્યો, અને પોકે પોકે રડવા લાગ્યો. જાણે બહેન જંગલમાં ખોવાઈ ગઈ છે. અને તેને બોલાવતો હોય તેમ તે બૂમો પાડવા લાગ્યો.

થોડી વાર પછી તેણે એ માંસને આજુબાજુથી લાકડાં એકઠાં કરી બાળી દીધું અને ખૂબ જ દૂર આવેલા એક ઝરણામાં તે સ્નાન કરી ઘરે આવ્યો.

ઘરે આવ્યો ન આવ્યો ત્યાં તો ચારે ય દિશામાંથી વીજળીના ચમકારા દેખાવા લાગ્યા. આકાશ કાળાં વાદળોથી ઘેરાઈ ગયું. વીજળી રાણીએ પોતાની આંખો કાજળથી આંજી દઈ રમવા નીકળી પડી હોય અને એકબીજાને નમણાં દેતી હોય એમ આગળ ને આગળ દોડવા લાગી અને મેઘ તેને પકડવા તેની પાછળ બૂમો પાડતો દોડતો હોય એવા સમાગમથી મૂશળધાર વરસાદ તૂટી પડ્યો અને નદી, નાળાં, ખાડા, ખાબોચિયાં ભરાઈ ગયાં. દિવસ જતાં ધરતીમાતાએ લીલી ઓઢણી ઓઢી લીધી હોય તેવું રૂપ સર્જ્યું અને હરિયાળી ક્રાન્તિ થવા લાગી.

જે જગ્યા ઉપર નાનાભાઈએ બહેનનું માંસ બાળ્યું હતું તે જગ્યા ઉપર વાંસનો છોડ ઊગવા લાગ્યો. તે છોડ દિવસે ન વધે એટલો રાત્રે વધે અને રાત્રે ન વધે એટલો દિવસે વધે. વખત જતા તેના મોટા મોટા વાંસ થવા લાગ્યા અને જગ્યા ઉપરથી ઝરણું વહેવા લાગ્યું. એ માર્ગ પર કોઈ પણ મુસાફરનો વિચાર ન હોય છતાં પણ બે ઘડી આરામ લે એવું સુંદર સ્થળ ત્યાં બન્યું.

એક દિવસ ત્યાંથી એક મદારી પસાર થવા લાગ્યો. તેને આ સ્થળની સુંદરતાનું અને શિતળતાનુ ભાન થયું. તેણે ઝરણામાંથી થોડું પાણી પી સંતોષ માન્યો. અને ઝાડ નીચે થોડી વાર આરામ લેવા લાગ્યો. સૂતાં સૂતાં તેનું ધ્યાન પેલા સુંદર વાંસ ઉપર ગયું. તેને થયું, કેટલો સુંદર વાંસ છે! મારી એક વાંસળી પણ કેટલી મસ્ત અને સુંદર બનશે! ત્યારે તરત જ એ વાંસને કાપી વાસળી બનાવી ગાવા લાગ્યો.

ગામડામાં વાગે રે, કાના તારી વાંસળી રે લોલ!
રૂડી ને રંગીલી રે, કાના તારી વાંસળી રે લોલ!!
વાસલડીના નાદે મેં તો આવી રે
કાના તારી વાસળી રે લોલ!!!

એમ લલકારતો તે આગળ વધવા લાગ્યો. તે ફરતો ફરતો જે ભાઈઓએ તે બહેનને મારી નાંખી હતી તે જ ઘરોમાં ગયો ત્યારે સાંજ પડવા લાગી હતી. વાંસળી વગાડી તે છોકરા, મોટેરા બધાને આકર્ષતો હતો. તે વાંસળીનો રૂડો અવાજ પેલા નાના ભાઈના કાને પડ્યો અને તે જોવા માટે ત્યાં ગયો. વાંસળીના સૂરમાં ગાંડો ગાંડો બની ગયો. તેણે

તે સુંદર વાંસળી મદારી પાસેથી લઈ લેવા માટે ઉપાય શોધ્યો.

ભાઈએ મદારીને પોતાને ઘેર રાતવાસો રાખ્યો. તે રાત્રે મદારી ઊંઘી ગયો ત્યારે તેણે તેની પાસેથી વાંસળી લઈ ઘરમાં મૂકી દીધી. સવાર થતાં મદારીએ ત્યાંથી વિદાય લીધી.

પેલી વાંસળીમાં પોતાની બ્હેન રહેલી હતી. તે દરરોજ બધા આમતેમ કામે લાગી જતા ત્યારે તે વાંસળીમાંથી નીકળી ઝડપથી પાણી ભરી દેતી. વાસીદું કાઢી નાખંતી. આમ ઘરમાં નાના ભાઈની વહુને કામમાં મદદ કરી ફરી વાંસળીમાં ભરાઈ જતી. આ નાટકની ખબર તે સ્ત્રીને પડતી નહિ. એક દિવસ નાના ભાઈને તેણીનાં દર્શન થયાં. તે સ્ત્રીનું દરેક અંગ કમળથીયે પણ કોમળ હતું. જેમ ચાલે તેમ તેમ તેના પગની પાનીઓમાંથી કંકુ પડતું હોય એવું લાગતું. તેનો ચોટલો પણ કાળો મીણ જાણે શેષનાગનું રૂપ ધારણ કર્યું હોય એવો લાગતો હતો. તે જોઈ ભાઈ વિચારમાં પડી ગયો અને આંખો ચોળવા લાગ્યો, મને ભાસ તો નથી થતો! તેણે જોયું કે તેણી કામમાં મદદ કરી વાંસળીમાં ભરાઈ ગઈ. નાના ભાઈને થયું, મદારી કંઈ જાદુ તો નહિ કરી ગયો હોય?

બીજા દિવસે સવારમાં તેણે સંતાઈને જોયું તો પેલી સ્વરૂપવાન સ્ત્રી વાંસળીમાંથી નીકળી આગળ બતાવ્યા પ્રમાણે બધું કામ કરવા લાગી અને ફરી વાંસળીમાં જતી વખતે નાના ભાઈએ તેણીને પકડી અને પૂછ્યું તું કોણ છે? ત્યારે તે રૂપવાન સ્ત્રીએ આગળની માંડી બધી જ વાત કહી.

[એમ. વાય. હાઈસ્કૂલ, ધોરણ ૧૧ બ
મુ. દાહોદ (જિ. પંચમહાલ)]

# ટોળું

## વાર્તાલક્ષી સત્યના પ્રયોગો

ગુજરાતી ટૂંકી વાર્તાનાં પ્રકાશનોની હવે મોસમ બેઠી છે. વચ્ચે સંપાદનોની બહાર હતી ત્યારે જ આજના આ સંગ્રહોનાં પ્રકાશનનાં સૂચક એંધાણ મળ્યાં હતાં. આપણી ટૂંકી વાર્તાને એક છેડે કેન્દ્રવર્તી સંકુલતાનો વિસ્ફોટ કે વિસ્તાર આલેખવાની વૃત્તિ જણાય છે; તો બીજે છેડે, ઘટના કે પ્રસંગને કેન્દ્રમા રાખી ખપજોગી સંકુલતાનો સંનિવેશ ઊભો કરવામા આવે છે ગમે તે રીતે, પણ ઘટનાનું વજન ઓછુ કરી નાખવાનું દૃષ્ટિબિંદુ પ્રભાવક બન્યું છે, એ નોંધપાત્ર છે. આ પરિસ્થિતિમાં ટૂંકી વાર્તાના સ્વરૂપ લક્ષી પરિવર્તનોમાં સંકુલતાનો માત્રાભેદ વિચારવાને બદલે, એ સંકુલતાનુ નિરૂપણ વાર્તાલક્ષી સત્યો અને પ્રયોગલક્ષી મૂલ્યોને કેટલું વફાદાર રહે છે, એનો અભ્યાસ મહત્ત્વનો બને છે.

'ટોળુ'ના લેખકને પરંપરા કે પ્રયોગના ભેદ જાણે નડયા જ નથી, એવો ભાવક તરીકેનો પહેલો પ્રતિભાવ કોઈનો પણ હશે. વાર્તાકારની નિષ્ઠા વાર્તા સર્જનની છે. તેથી બધી જ જરૂરી સામગ્રી લેખે લગાડી નિષ્ઠા જાળવવાનો ઉપક્રમ 'ગોકળજીનો વેલો' જેવી વાર્તામાં વંશાવલિના નકશાની દસ્તાવેજી રીત પણ સહ્ય બનાવે છે, એટલું જ નહિ, 'નવી વાર્તા'ના સંપાદનમાં સ્થાન પામવા જેટલી એ સક્ષમ કૃતિ પણ પુરવાર થાય છે. સરળ પરિપાટીએ વહેતી આ વાર્તાના અંતે ગોકળજીની પાંચમી પેઢીએ જન્મેલો 'હુ' પોતાના અસ્તિત્વને ગોકળજીની જ ભૂલનું પરિણામ સમજે છે. ભૂતકાળની એક ઘટનાને લેખક છેલ્લે વિગતે વર્ણવે છે : ભારે ભોજન અને એવાં અન્ય કારણોને લઈને વરસાદી વાતાવરણમાં ઊંઘી ગયેલા ગોકળજીએ લોકોની બૂમો સાંભળી નહિ, નીકનો પથ્થર ઉઠાવ્યો નહિ ને તેથી વરસાદનાં પાણી આગળનાં પાંચ પાંચ ઘરમાં ભરાઈ ગયા પાંચમે ઘેર ગોકળજીનો વિવાહ થયેલો તેના વડીલે 'ઊંઘણશી'ની ગાળ આપી, એટલે વટમાં ને વટમા વિવાહ ફોક કરી ગોકળજી બીજે ગામ જઈ જટીદાદી સાથે લગ્નનું નક્કી કરી આવ્યા.

દીર્ઘસૂત્રી અને વિગતપ્રચુર માત્રામાં આલેખાયેલા આ વેલાવિસ્તારનો છેલ્લો અંશ 'હુ' છેલ્લી ઘટનાના આલેખન પછી પોતાના અસ્તિત્વનો વિચાર કરતાં 'ગોકળજીએ નીકનો પથરો ઉઠાવી લીધો હોત તો'ની સંભાવનાને 'કદાચ હું નગે હોત' સુધી પહોંચાડીને અત્યાર સુધી હળવી ચાલે ચાલતી વાર્તાને ઘેરા રંગે રંગી નાખે એવી કાકલુદી કરે છે: 'ભલા'દમી ઉઠાવી લે ને પથરો!'

'હું'ને મિટાવી દેવાની આ વૃત્તિ સાથે યુદ્ધોત્તર નૈરાશ્ય એકલાને સાંકળવાથી આપણે અન્યાયી સાબિત

---

* ટોળું-લેખક : ઘનશ્યામ દેસાઈ, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મૂલ્ય : આઠ રૂપિયા

થઈશું. કલાપરક તત્ત્વશોધનને જીવનનાં નવાં સત્યો પણ લાધ્યાં છે, જેની સામે આંખમીચામણાં કરી શકાય એમ નથી. The choices in life are clear but equally unsatisfying. ગઈ કાલ સુધીના ગુજરાતી વાર્તાનાયકોમાં રહેલી જીવનની કડવાશ કાં તો હુંપદની મજાકમશ્કરી દ્વારા હાસ્યનું આલંબન બનતી અથવા અહંકારના વિગલન દ્વારા અવબોધાત્મક વળાંકે વળી જઈ ને અંતે સુખાળવી થઈ જતી. અદ્યતન વાર્તાકાર એ કટુતાને મોટે ભાગે કરુણતાનો વિશેષ અનુભવ બનાવે છે. એ પ્રકારે રસસિદ્ધિ ઉપરાંત પ્રતીકયોજના, રૂપકપ્રબંધ અને કેટલીક વાર તો લયાન્વયના સંદર્ભમાં અદ્યતન વાર્તાકાર ટૂંકી વાર્તાને કવિતાની નજીક લઈ આવે છે. પરિણામે હવેની વાર્તાઓનો 'હું' ગઈકાલની વાર્તાઓમાં હતો એવો વક્તવ્યનો પ્રમુખ ચર્ચક કે ગૌણ નિરીક્ષક કેવળ નથી રહ્યો; કવિતાની આત્મ-ચેતનાએ એનામાં સંવેદનશીલ વ્યક્તિતા પ્રગટાવી આપી છે.

'કાગડો' વાર્તા લઈએ તો શીર્ષકથી જ આ સુગાળવું પંખી અને એની ક્રિયાઓનો અધ્યાસ આપણી ચિત્તવૃત્તિનો કાબૂ મેળવી લે છે. પણ વાર્તાકારે તો–કાગડાને પોતાની શબ્દસંચેતનાનો પરિવાહક બનાવીને, પોતાનાં વિચારલક્ષ્યોના કેન્દ્રમાં 'હું' ને જ સ્થાપ્યો છે. એ રીતે 'કાગડો' વાર્તા જીવિતના તત્ત્વાર્થની બહાર નીકળી ગયેલા માણસની આંતર-સંવેદનાનો પરિચય કરાવે છે. પ્રાણમય નહિ, શ્વાસમય જીવન જીવતા માણસની આ વાત છે. જેના અર્ધા હાથપગ રેતીમાં દટાયેલા છે, જે કાગડા દ્વારા કતરાતાં–કોચાતાં પોતાનાં અંગોનું અને ખેંચાતી–તોડાતી–ગૂંચવાતી પોતાની નસોનું પોતે જ વર્ણન કરી શકે છે અને જેને પોતાનાં લોહીમાંસના રસિયા કાગડાની નજરની મોહિની છે એવા માણસની અસહાયતા 'કાગડો'માં વર્ણવાઈ છે. સ્વમાંથી સ્વને અલગ પાડીને વિચારવાથી, માણસજાતમાં આ કાક-વૃત્તિ કેટલી સ્વયંભૂ અને સ્વયંસંચાલિત છે એની માણસને સમજણ પડે કદાચ. આ વિશ્લેષ ચોંકાવનારો છે અને તેથી જ વાર્તાનો અંત પણ ચોંકાવનારો બને છે. વાર્તાક્ષેત્રની પરંપરાનો વસ્તુલક્ષી સંદર્ભ સ્વીકારીએ તોપણ 'કાગડો'ના વાર્તાનાયકને અસ્તિ-ત્વવાદી મર્મમાં આ રીતે પામી શકાય છે: The other is not only the one whom I see but the one who sees me.

પ્રથમપુરુષવાચક અન્ય વાર્તાઓમાં 'રેણુ' 'ગણગણાટ', 'લીલો ફુગ્ગો' અને 'ટોળું' જેવી રચનાઓ વિષય અને નિરૂપણના વૈવિધ્ય દ્વારા ધ્યાન-પાત્ર બને છે. જીવનના ઊર્ધ્વક્રમને ખોરવી નાખનારાં તત્ત્વો તરફનો Letent prejudice કલાક્રમ જાળવીને આલેખાય તો કેટલાં સફળ પરિણામો આપી શકે એનો અનુભવ 'ટોળું'માં થશે. આરંભે જ ટોળાને 'વાયવ્ય' દિશા તરફ ધસતું વર્ણવીને લેખકે એ સંયોગવર્તી પ્રબંધને વ્યંજનાપૂર્ણ અર્થ આપ્યો છે. વાવાઝોડાની વ્યાપક અસર એ ટોળાની ડિઝાઈનો પર અસર કરે છે, એ પણ સૂચક છે. એ ઉપરાંત, જુદે જુદે સ્થળેથી અવારનવાર આવતાં જુદા જુદા પ્રકારનાં સમૂહસૂચનો કે પ્રતિષ્ઠાસૂચનો અનુસાર ટોળું પોતાની આકૃતિઓ અને ગતિ બદલ્યા કરે છે. વાયવ્યતાના અને આ પ્રકારનાં સૂચનોના સંદર્ભો ટોળાને જે રીતે આકારભિન્નતા અને ગતિ-વિધિની સંકુલ–સંદિગ્ધ પરિસ્થિતિઓ તરફ ધકેલે છે તે અને એનો પહેલો અનુભાવક 'હું' જે આંતરિક પીડા અનુભવે છે તે, સરવાળે તો અદ્યતન વાર્તા-લીલાનું સંવેદ્ય પ્રયોગશીલ બની રહે છે. ટોળાની ડિઝાઈન પોતાની અપેક્ષાએ બદલવાના એકમેવ વિકલ્પ તરીકે એ જ ટોળામાં રહેલો 'હું' પોતાની જાતને ભૂંસી નાખવાનો વિચાર કરે છે. વિચાર નિર્ણયમાં પરિવર્તે તોપણ ટોળાની ડિઝાઈનના

પરિવર્તન માટે તો અંતે આશ્ચર્યચિહ્નિત (અ) વિરામ જ શેષ બચે છે.'

'લીલો ફણગો' વાતમાં લેખકે બે સ્તરે કામ કર્યું છે. 'હું'ના સાંપ્રત વાર્ધક્ય સાથે સંકળાયેલી એની પોતાની લાગણીઓ અને લોકોની માન્યતાઓ વાર્તાવિકાસના ઉપરના પ્રવાહમાં દેખાય છે, જ્યારે ભૂતકાલીન બાલ્યાવસ્થા અને યૌવનનાં સંસ્મરણોનો બીજો પ્રવાહ નીચેના સ્તરે સમાંતરે વહ્યા કરે છે. ઉપરના સ્તરે સાંપ્રત આલેખાયો હોવા છતાં એમાં ક્ષત જીવનની સભાનતા છે, જ્યારે નીચેના સ્તરે ભૂતકાળ હોવા છતાં એમાં અક્ષત સ્મરણોની રમણા છે. ક્ષત-અક્ષતનો આ આશ્લેષ એના ઉચ્ચતમ બિંદુએ મૃત્યુની રંગદર્શી કલ્પનાઓમાં વિરમે છે. વિલિયમ સી. વિલિયમ્સે 'Spring and All'નો વિચાર કરતાં નવા ઊર્મિકાવ્યની વિભાવનાના સંદર્ભમાં 'emergence of life out of death, ecstasy out of despair'ની જે વાત કરી હતી એ આ વાર્તાના ગદ્યદેહમાં સહજ બનતી લાગે, ત્યારે નવી વાર્તાએ નવા ઊર્મિકાવ્ય સાથે જાળવી રાખેલી નવા પ્રકારની સંબંધસગ્નતાનો વિસ્મય, અહોભાવથી આગળ વધીને અભ્યાસપાત્ર બનશે જ, એમ માનવું વધારે પડતું નથી. મૃત્યુ-સંવેદનની ઉત્તમ કૃતિ તરીકે 'લીલો ફણગો' ગુજરાતી સાહિત્યમાં અભ્યાસની દૃષ્ટિએ પણ ચિરસ્મરણીય બને એવી વાર્તા છે.

'હું'ના વિચ્છિન્ન ચિત્તવિકારોના વિવિધ પ્રતિભાવો પર આધારિત 'ગણગણાટ' મનોવૈજ્ઞાનિક વાર્તા છે. એની પત્ની શરીરે સુદૃઢ-સુંદર છે ને એની પત્નીનો ચહેરો પણ આકર્ષક છે પણ, એ સૌંદર્યની સાથે એવી રહસ્યમયતા જોડાઈ ગઈ છે કે 'હું' એની પત્નીથી અને પછી તો લોકોથી પણ ભયગ્રસ્ત થતો જાય છે. પત્નીની ઇચ્છાઓ સંતોષવી અધરી જણાતાં 'હું'માં દ્વેષ અને તિરસ્કારની લાગણી પણ ભળી છે. ભય અને આકર્ષણની આ કથામાં વિશેષે ભયગ્રંથિનું પ્રાબલ્ય હોવા છતાં 'હું' શારીરિક સંદર્ભોથી પર રહી શકતો નથી. શરીરનાં અવયવો -ઇન્દ્રિયો અને એના અભાવ કે આકાર-પરિવર્તનની વેદના કેન્દ્રમાં મૂકી લેખકે ભયગ્રંથિના પ્રાબલ્યને અને મનોવૈજ્ઞાનિક નિરૂપણને વધુ અસરકારક બનાવ્યું છે. આ સર્વ સામગ્રી સાથે કામ પાડતાં લેખકે વાર્તાના સ્વરૂપલક્ષી સંયોજનને હાનિ પહોંચાડી નથી. બીજા શબ્દોમાં કહીએ તો, વિજ્ઞાન વાર્તામાં ઓગળી જાય એની પૂરતી તકેદારી લેખકે રાખી છે.

રેંબોની 'voyelles' કવિતાનું સ્મરણ કરાવે એવી પ્રયોગાત્મક રંગલીલા ધારણ કરતી 'પ્રોફેસર: એફ સફર' સર્જકના અનુભવજગતનાં સ્થૂળ કે બાહ્ય પ્રમાણોને નકારીને એના આંતરવિશ્વના-વિશેષ અનુભવોના-કલાત્મક વિનિયોગનાં પ્રમાણો આપે છે. નીલમના વિશાળ પાત્રમાં રહેલું અગાધ લીલું જળ, એ જળમાં રહેલાં તૃણ-વેલા-ફૂગ, દરિયાઈ ઘોડા તથા તેમનાં મુખમાંથી નીકળતા ફીણના અસંખ્ય પરપોટા પ્રોફેસરને પહેલાં આનંદ અને પછી ધીમે ધીમે અપાર મૂંઝવણનો અનુભવ કરાવે છે. એ પછી લીલી જાજનગરીનું બીભત્સ દર્શન-ઇમારતોમાં, રાજમાર્ગો પર અને બધે જ દેખાતો સાબુના ખડકલા, એમાંથી ઉભરાતી દુર્ગંધ અને એના પર જામેલાં લીલફૂગ-આપણી લીલા રંગની પરંપરાપ્રાપ્ત ભાવનાઓ ભૂંસી નાખે છે ને એ રંગીનતાનું બીજુ વિપાળું પાસું પ્રગટાવે છે. આરંભે, 'આકાશ દેખાય છે ત્યારે માણસ વામણો દેખાય છે' એમ માનીને આકાશના અદર્શનથી પાત્રોચિત પ્રસન્નતા અનુભવતા પ્રોફેસર આખરે આકાશના નીલરંગી પ્રકાશથી જ સુખ-સૌંદર્યમંડિત બને છે. અનુભવોને કલાકૃતિમાં રૂપાંતરિત કરતાં જે શબ્દપ્રક્રિયાનો સર્જક વિનિયોગ કરે છે, એને કવિતાના સંદર્ભમાં વર્ણવતાં રેંબોએ એકવાર કહ્યું હતું: '...We have only to

open our senses and then to fix, with words, what they have received. We have only to listen to our sensitiveness to everything that we feel, whatever it may be, and to fix with words what it tells us has happened.

ખુલ્લી કરેલી સંવેદનશીલતા, જ્યારે ખુલ્લા છેડાઓવાળી ભાષા સાથે સંયોજાય ત્યારે સહજ બનતી ભાષા–પ્રક્રિયા કોઈ પણ કલાસ્વરૂપને નવાં મૂલ્યો આપે છે. આ પ્રક્રિયામાં સર્જક જેટલો કાબેલ સાબિત થાય એટલી એની ઊંચી સાહિત્યિક પ્રતિભા. અદ્યતન સર્જક રોજિંદા વ્યવહારો અને પરંપરાગત સ્વરૂપસિદ્ધિની શિસ્ત તોડીને–સંવેદનાની સરળ પરિપાટીને વિ–દગ્ધ ભાષાકર્મથી સંકુલ બનાવીને –વધુ અસરકારક રીતે વ્યક્ત થાય છે. એ પ્રક્રિયાએ પરંપરાગત વાર્તાઓમાં અસ્પૃશ્ય રહેલા કે સ્પર્શાઈને વરવા બનેલા ચિંતન જેવા વિષયોને નવી વાર્તામાં મોભો આપ્યો છે. 'તુકા મ્હણે—'માં ગેન્યાની મા લક્ષ્મીઆઈના મૃત્યુપ્રસંગે ચુડાપ્પા ભગત તુકારામનો અભંગ ટાંકી ગેન્યાને આશ્વાસન આપે છે–'બધું એક જ છે તુકા, બધું એક જ છે; એ જન્મ, લગ્ન અને મરણ.' લક્ષ્મીઆઈની સ્મશાનયાત્રામાં ઢોલી અને શરણાઈવાળો, નશાગ્રસ્ત અવસ્થામાં લગ્નગીતના સૂરતાલ વગાડીને તુકારામના તત્ત્વપ્રબોધને આચારમાં મૂકે છે, ત્યારે એના પ્રચારક ખુદ ચુડાપ્પા ભગત જ છેડાઈ પડે છે! સૂરતાલ બદલીને મૃત્યુપ્રસંગને અનુકૂળ સંગીત શરૂ કરવા તેઓ ઢોલી અને શરણાઈવાળાને સૂચના મોકલે છે, જાતે જઈને સમજાવે છે. છેવટે બધું થાળે પડે છે, ત્યારે ભગત શબને કાંધ દેવા પાછા આવીને જુએ છે તો ઠાઠડીમાં રહે રહે લક્ષ્મીઆઈ તો પહેલાંના લગ્નગીતના સૂરતાલ પ્રમાણે જ માથું હલાવી રહી છે! એને જીવતી થવાનું વરદાન મળે તો એ કરુણને તાલ આપે કદાચ. જીવતા માણસોએ સ્વીકારવાનો તત્ત્વાર્થ મૃત લક્ષ્મીઆઈ જ પચાવી શકી છે અથવા ઢોલી કે શરણાઈવાળા એને નશાગ્રસ્ત અવસ્થામાં સ્વીકારે છે, એ વિગતો પાછળ રહેલો તીવ્રતમ કટાક્ષ, 'તુકા મ્હણે–' વાર્તાના ચિંતનયોગને–વક્રયોગી વસ્તુ-નિર્દેશોથી–પ્રભાવક બનાવે છે.

વિસંવાદી વાતાવરણના સર્જન નિમિત્તે ઘનશ્યામ દેસાઈએ સંવાદશૈલીની માત્રા વધારીને વિરોધની વક્તવ્યપુષ્ટિને વધુ ધારદાર બનાવી છે. 'નેપોલિયન નપુંસક હતો'ના વસ્તુપ્રશસ્ત 'એ' અને વસ્તુદર્શક 'હું'ના ચાર ચાર ખંડ સુધી વિસ્તરેલા સંવાદો પાંચમા ખંડના પ્રસંગનો સ્પર્શ હૃદયવેધક બનાવે છે. 'હૂંફ'માં એથી જુદી રીતે રોહિતના બાહ્ય સંવાદો અને સરિતાના આંતરસંવાદો વારાફરતી ગોઠવી લેખકે વિરોધનું સ્પર્શક્ષમ ચિત્ર ઉપસાવ્યું છે. સરિતાને પોતાની વાગ્દત્તા માની રોહિત ભવિષ્યનાં લગ્નજીવનનાં સ્વપ્નો અને હૃદયગત સ્પંદનોને વાચાળતાથી રજૂ કરે છે. એ જ સમયે–સ્થળે રોહિણીનો આંતરસંવાદ અનિલ નામના બીજા યુવાન સાથે તંતોતંત જોડાઈને પોતાના ભાવિ જીવનની પ્રવૃત્તિઓ અને કલ્પનાઓને સુદૃઢ કરે છે. આમ 'હૂંફ' વાર્તાનો ભાવક, પ્રગટ ભાષાની પોકળતા અને અપ્રગટ ભાષાની દૃઢતા–અલબત્ત, ભાષા દ્વારા જ–પામતો રહીને સ્વયં સંઘર્ષનો અનુભાવક બનતો રહે છે. રોહિતના સંવાદો દ્વારા જે અભિવ્યક્તાય છે એ સરિતાને સ્પર્શતું નથી, સરિતાના ચિત્તમાં જે વિચારલીલા ચાલે છે એનાથી રોહિત અજ્ઞાત છે. એટલે, સમગ્ર વિરોધની રુંધામણનો ભાર ભાવકને શિરે નાખી લેખકે એને જાણે વાર્તાના એક પાત્ર તરીકે સઘનતાથી વાર્તામાં જોતર્યો છે. વાર્તાકારનો આ વળાંક જેટલો અભિનવ છે, એટલો જ હૃદ્ય પણ બને છે.

'મૂર્ચ્છા'નું વાતાવરણ પૌરાણિક છે, પણ પ્રસંગવિશેષની કલ્પના અને નિરૂપણનો પરિવેશ અદ્યતન છે. બ્રહ્મા અને શંકર પોતાનાં કાર્યોની—અનુક્રમે ઉત્પત્તિ અને સંહારનાં કાર્યોની—ફેરબદલી કરે છે. વાતવાતમાં આણેલું આ પરિવર્તન એમના સ્વભાવને અનુકૂળ નહિ આવવાથી બન્ને નિષ્ક્રિય બનીને થાક ઉતારવા નિદ્રાધીન થાય છે. પૃથ્વી પરની બે મુખ્ય સમસ્યા—જન્મવૃદ્ધિ અને મૃત્યુદરનો વધારો—તાત્કાલિક તો હલ થઈ જાય છે, પણ લાંબે ગાળે પૃથ્વી પર કેવળ વાર્ધક્યનું જ અસ્તિત્વ સર્વોપરિ બની જાય છે, એટલે નવા પ્રકારની સમસ્યાઓ સર્જાય છે. ગઈકાલ સુધી જીવન નવચેતનનું પ્રતીક હતું એ હવે ગુંગળાવનારું બની જાય છે અને મૃત્યુ જે ભય અને ત્રાસનો અનુભવ કરાવતું હતું એની આરાધ્ય દેવ તરીકે સ્થાપના થાય છે ! અપ્રાપ્યને પામવાનો માનવજાતનો તલસાટ જાણીતો છે. મૃત્યુને આરાધ્યદેવની ઊંચાઈએ સ્થાપતી વખતે લેખકે રચનાપ્રક્રિયામાં એની ન્યાય્યતા પણ સિદ્ધ કરી છે. નવીન અને ખાસ તો મનુષ્ય-સ્વભાવના બીજા અતિમેથી સામા પ્રવાહે તરતા મૂકેલા ગ્રહણકલ્પનાના વિષયને લેખકે પંદર પાન સુધી સાદ્યંત નિભાવ્યો છે, એનું Artistic formulization તથા Linguistic Sustentation બંને અભિનંદનીય છે.

પણ રહો, એ અભિનંદનની સાથે સાથે થોડી નુકતેચીની પણ કરી લઈ એ. એમાંય, 'મૂર્ચ્છા' પછી તરત જ 'વારસો' વાર્તા જોઈને વઢી લેવાની વૃત્તિ સતેજ બને છે. આપણી હાસ્યવાર્તાઓની પરંપરામાં ડાહીડમરી થઈ બેસી જતી 'વારસો' ટુચકાના ફૂલકામાં હવાને બદલે પાછું પાણી ભરીને ફૂલાવી હોય એવી વાર્તા લાગે છે. આવી 'હે દામોદર'વાળી વાર્તાઓ ઊંચાઈ પર જઈ શકે નહિ ને નીચે પડે તો ફસ ફૂટી જાય. અમારે શી રીતે જાળવવી ? 'વ્હાલોજી પધાર્યા' કટાક્ષાશ્રયી વાર્તા છે અને એમાં વસ્તુગત નાવીન્ય પણ છે, એમ છતાં એ નાવીન્ય નિરૂપણલક્ષી બની શકતું નથી. 'લાલ ટોપટી' કે 'કાચીંડો' વાર્તાઓમાં શીર્ષકો દ્વારા જ ઊભી થયેલા પ્રતીક આયોજનની અપેક્ષાઓ છેલ્લે ફળતી નથી, પણ છેલ્લે હઠપૂર્વક ખેંચી આણ્યા હોય એવા શીર્ષકલક્ષી સંદર્ભો કરામતી વિધાનો આશ્રય લેતા હોય એવું જણાય છે. 'કાચીંડો'માં એ કરામતે અતિરંજકતાનું જોર વધાર્યું છે.

આ પ્રકારની ચારપાંચ વાર્તાઓને બાદ કરીએ તો 'ટોળું'ની બીજી પંદરેક વાર્તાઓના સર્જનમાં ઘનશ્યામ દેસાઈએ પરંપરા કે પ્રયોગના નિશ્ચિત અભિનિવેશ સિવાય, એક સર્જકનો બાહ્યાભ્યંતર અનુભવવિશેષનો સક્ષમ ભાષાકર્મથી પરિચય આપ્યો છે. કેટલીક વાર્તાઓની પ્રથમ દૃષ્ટિએ સરળ લાગતી અભિવ્યક્તિનું ભાવન પણ સરવાળે સંવેદ્ય સંદિગ્ધતાના સીમાપ્રાંતોમાં જઈ પહોંચે છે, જ્યારે સંકુલ લાગતી કેટલીક રચનાઓની સંદિગ્ધતા આપણે આસપાસમાં આંખ ફેરવીને કે આપણા જ હૃદયમાં આંખ વાળીને જોઈ શકીએ એટલી નજીક હોય છે. પણ એ બધી મથામણોનું ઉત્તરદાયિત્વ અદ્યતન સર્જકે ભાવકને સોંપી દીધું છે. બાકી, અર્થપુષ્ટિના અભાવ દ્વારા અદ્યતનતાએ અર્થભ્રષ્ટ થવાનું ક્યારેય કબૂલ્યું નથી. અદ્યતન ટૂંકી વાર્તાએ વસ્તુગત કે પાત્રગત અવધારણોમાં જે અર્થવિઘટનનો મહિમા વધાર્યો છે એનાં કલાપરક સત્યો 'ટોળું'ના ભાવકોને અને અભ્યાસીઓને સતત મળતાં રહેશે, આજેય મળશે ને આવતીકાલે પણ મળશે. અલબત્ત, આજના અને આવતીકાલનાં પ્રાપ્ય સત્યો વચ્ચે ભેદ હશે તે અભ્યાસરસિકોને એનું આશ્ચર્ય નહિ હોય—

અને આશ્ચર્ય હશે તો એની પાછળ 'ટોળું'ના સર્જકનું વિજયસ્મિત હશે.

# 'સાંપ્રત'ની વિવેચના વિષે

૧૯૬૩ના અરસામાં, એક વાર મુ. ઉમાશંકરે એ તાત્પર્યનું કહેલું કે તમે અમને વિવેચનસિદ્ધાંત આપો...

હમણાં રણજિતરામ સુવર્ણચંદ્રકની અર્પણવિધિ પ્રસંગે ઘરે આવ્યા ત્યારે સુરેશભાઈ વાતવાતમાં મને કહે કે તમે ને સુમન જેવા સૌ વિવેચનપરિભાષા લગભગ વર્જ્ય ઠેરો એ સમજાય પણ વિવેચનાની દાર્શનિક પીઠિકા તો હશે જ ને...: એ હોય તો ખરી ને... એ શી છે? વગેરે.

સન્મિત્રો અને વડીલ વિવેચકોના સૂચનને માથે ચઢાવી લઈ પૂરા આદર સાથે કહેવું ઘટે કે પૂર્વે ગ્રહિત સુનિશ્ચિત વિવેચનસિદ્ધાંત છે જ નહીં ત્યાં આપવાની વાત ક્યાં? એવી મહત્ત્વાકાંક્ષા બહુ સેવી નથી એટલું પૂરતું છે. તત્ત્વદર્શન, વિવેચનસિદ્ધાંત, અધુનાતન સાહિત્યવાદ કે સાહિત્યસિદ્ધાંત પાકો અને નક્કી કરીને બેઠા હોઈએ. તો સર્વપ્રથમ પ્રલોભન સાહિત્યરચનાને લાગુ પાડી તપાસવાનું રહે. આમ સિદ્ધાંતનો એકડો પાડવા જતાં સાહિત્યની સ્વાયત્તતા ને નિઃસીમતા કદાચ મર્યાદિત ને શૂન્યવત્ બની રહેવાની માન્યતા છે. સુરત સિદ્ધાંતસેવન એક પ્રકારના અભિગ્રહ કે આગ્રહમાં પરિણમ્યા વિના રહે નહિ, અને ત્યારે સિદ્ધાંતસેવાનો સૂક્ષ્મ અહં પોષાય પણ સાહિત્યસેવન અધૂરું જ રહી જાય. સિદ્ધાંત અર્થે સાહિત્ય નહીં, સાહિત્ય નિમિત્તે સિદ્ધાંતનો વિનિયોગ ઉપાદેય લેખાય. છતાં આસ્વાદોમાં અને અવલોકનોમાં જાણ્યે–અજાણ્યે ચાહીએ કે ન–ચાહીએ તોયે ઉપપત્તિ કે ગૃહીત, સંજ્ઞા યા પરિભાષાના સ્વરૂપે સિદ્ધાંત વણાઈ ચૂક્યો તો હોય જ છે! પરંતુ વિવેચનપ્રક્રિયાની આ અપરિહાર્ય પરિસ્થિતિના કારણે એવા તર્કછલનો આશ્રય ના લેવાય કે તમારો સિદ્ધાંત તારવી આપો! જેઓને એ કાર્ય અધિક આનંદપ્રદ તેમ જ ફલપ્રદ લાગતું હોય તે ફાવે ત્યારે એમ કરવા સ્વતંત્ર છે જ–અને વિવેચનક્ષેત્રમાં આમ જ ચાલતું આવ્યું છે–જેનાં ઇષ્ટ પરિણામો આવ્યાં તે કરતાં અનિષ્ટો વધુ ફૂલ્યાંફાલ્યાં છે. સંસિદ્ધ પરિભાષાથી ઘણીવાર સુવિધાનું સુખ મળે છે પણ સ્વકીય ચેતનાના નરવા પ્રતિભાવો સકારણ સુરેખપણે અર્પવામાં બાધા પણ પેદા કરે છે અને એ વધુ કઠે છે. કોઈ સંમાન્ય દાર્શનિક પીઠિકા ઉપર પ્રતિષ્ઠિત થયેલ વિવેચના અતિ ધ્યાનાર્હ બની રહે પણ ત્યાંયે ચઢતી–ઊતરતી ભાંજણીવાળો ઉચ્ચાવચક્રમ સાહિત્યના ચૈતન્યને પદાર્થમાં પલટી ગંઠો કાઢે છે! સાહિત્ય અને કળાને આપણે 'સાહિત્યપદાર્થ' કે 'કળાપદાર્થ' કહેવા ટેવાઈ ગયા છીએ અને છતાં ઓચવાયા નથી એ શું સૂચવે

---

તાજા વિવેચનસંગ્રહ 'સાંપ્રત'નો વિશિષ્ઠ આમુખ અહીં ઉદ્ધૃત કર્યો છે. –સં.

છે? વાસ્તવમાં ભાવક યા વિવેચકના એકાગ્ર પ્રત્યક્ષ સંસર્ગમાં મુકાયેલી સરસ સર્જનાત્મક કૃતિ 'પદાર્થ'રૂપ ખોઈ 'ચૈતન્ય'રૂપ બને છે, અથવા તો એ જે–છે–તે સ્વરૂપે સાક્ષાત્ થાય છે. શલ્યારૂપ એ તો મિથ્યા ભ્રાંતિદશ્ય છે, અહલ્યાનું ચેતનરૂપ ઉપલબ્ધ કરવું કરાવવું એ જ ભાવનનું–વિવેચનનું રામકૃત્ય છે. કોઈક મનોવૈજ્ઞાનિક જરૂરિયાતના કારણે 'વાદ'નો સ્વીકાર, પ્રચાર તથા બાહ્ય વસ્તુલક્ષી ધોરણો માટેનો હદોપરાંતનો આગ્રહ પણ કળાના સતત પ્રવહમાન છટકિયાળ ચૈતન્ય સ્વરૂપને પામવામાં અવરોધ ઊભા કરી રહેશે. વિવેચનામાં વૈજ્ઞાનિકતાના, પ્રગતિના કે સાંસ્કૃતિક વિકાસના ઓઠે કળામાત્રને આપણે 'વસ્તુ' કે ''પદાર્થ' તો નથી બનાવી રહ્યા ને? તુલનાસાપેક્ષ ધોરણોથી સાહિત્યરચનાની અનવદ્ય અદ્વિતીય અપૂર્વતાને નષ્ટભ્રષ્ટ તો નથી કરી રહ્યાને? સાહિત્યના ઇતિહાસનો, પરંપરાનો આદર કરવા જતાં વેશાંતરે પશ્ચાદ્‌ગમન–અને અધુનાતનને જ સદ્ય પોંખી લેવાના રઘવાટમાં સ્થગિત દર્શનનો ભોગ નથી થતા ને? આ સર્વ સમસ્યાઓ વિવાદાસ્પદ છે અને છતાં શાશ્વત છે. વિવેચકનો વિવેક જ એને ઉગારી શકે

'સાંપ્રત'માં આવો વિવેક ક્યાં ક્યાં કેવી કેવી રીતે પ્રવર્ત્યો છે એ જોવાનું કર્તવ્ય સાહિત્યરસિકોનું છે. આ વખતે અવલોકનો (નિબંધસંગ્રહ ને નવલકથા વિભાગમાં) તો આંગળીના વેઢે ગણી શકાય એટલાં જ મૂક્યાં છે. ખાસ તો કવિતા, નવલકથા તેમ જ વાર્તાસંગ્રહને લક્ષ્ય કરી યથારુચિ આસ્વાદ તથા વિવેચન કરવાની દૃષ્ટિ મુખ્યત્વે રાખી છે. વિવેચનસંગ્રહોની બાબતમાં 'વિવેચનાત્મક અભિગમ અને વલણો તથા સાહિત્યને સ્પર્શતા મુખ્ય મુખ્ય પ્રશ્નો અંગે કરેલો ઊહાપોહ જોઈ શકાશે.

'અધુના' પરનું વિવેચન પ્રકટ થયું કે શ્રી ભોળાભાઈ પટેલે તુરત, યોગ્ય જ લખ્યું કે 'અધુના' શબ્દ પર વધુ ભાર દેવાયો છે. સૌ પહેલાં તેમનાથી સંગ્રહનું નામ આપવા સુધીનો ભાર દેવાયો જ હતો એટલે એ દિશામાં આગળ વધી જવાનો મારે અપરાધ (?) સ્વીકારવો જ જોઈએ, પણ તેમની નિખાલસતા ગમી–એવું જ 'અમૃતા'ની બાબતમાં, ઉદયને અમૃતાનું બ્લાઉઝ ચીર્યું કે બ્રેસિયર?— એ અંગે મુ. નગીનદાસ પારેખને મેં વ્યર્થ સંડોવ્યા એ બદલ શ્રી ધીરેન્દ્ર મહેતાએ તેમના અવલોકનમાં નાનો પણ મહત્ત્વનો વીગતદોષ પકડી સૂચવ્યો. બન્ને મિત્રોનો ખરેખર આભારી છું

'મારા મિત્રોનો હું 'પબ્લિસિટી એજન્ટ' છું' એવી જિકર દોસ્તીદાવે વિનોદમાં 'કુમાર'નાં પાને ભલી થઈ આ આક્ષેપ નથી, હકીકત છે. મારી યા અ-મારી મૈત્રીનો આધારસ્તંભ કયો છે? નાસ્તા–પાણી, ટોળટપ્પા, આગતા–સ્વાગતા, ઊઠબેઠ કે અતિશય હળવું મળવું નહિ. (હું તો મારું સ્થાન છોડી સામે ચાલીને મારા ક્રમભાગ્યે–ભાગ્યે જ મળવા જઈ શકતો હોઉં છું. સમારંભોમાં ખાસ હાજરી આપવા જવા કરતાં વાંચવાનું કે અગાશીમાં બેસી રહેવાનું વધુ પસંદ કરું છું). પરસ્પરના સર્જન યા વિવેચનમાંથી સ્ફુરતી ઉત્કટ સાહિત્યપ્રીતિ જ મૈત્રીને ગાઢ બનાવતી હોય છે, અને આખરે તો જે લખાયું છે એનો જ તોલ કાંટે કરીને થવા વિશે કોઈ લેશ પણ ભ્રાંતિમાં નથી પછી 'ક્રિટિસિઝમ ઇન ફ્રેન્ડશિપ' કરવામાં શો બાધ? દાંભિક નિષ્પક્ષતા મને તો ખપતી નથી. 'અમૃતા' અને 'અધુના' વિશે રઘુવીર–ભોળાભાઈ મને, કે 'ઉપરવાસ કથાત્રયી' વિશે જયંત કોઠારી યા ચંદ્રકાંત શેઠને લખવા સદ્‌ભાવથી આગ્રહ કરે એમાં કયો સાહિત્યદ્રોહ થયો? સંબંધનો પ્રારંભિક પાયો ને ચણતર સાહિત્ય સંબંધે જ હોય પછી દ્વિધામાં પડી મૂલ્યસંકરનો વૃથા વિવાદ પ્રસ્તુત નથી. સાહિત્યેતા રુચિવાળા આ કામ ચાલુ કર્યા જ કરતા હોય છે.

૨૫, ભૂલાભાઈ પાર્ક, —રાધેશ્યામ શર્મા
અમદાવાદ-૨૨ ૨૩-૧-૧૯૭૮

# કાળુભારને કાંઠે રચાતી
# કાયા અને માયાની કલાત્મક રમણા

'કાળુભારનો કાંઠડો જાણે મધની લાળ
પાણી પીને પારખો પપ પૂરો પાંચાળ.'

'આ પાંચાળને નાકે, સુવાસણના નાકના મોતી જેવું બાબરા ગામ...'

'ચોગરદમ ગુરુની ફરતા હારબંધ જોગીઓ સમાધિમાં લીન હોય તેવી ટેકરીઓ સાલેમાળના ડુંગરોને ગુરુ બનાવીને કુદરતી ગોઠવાઈ ગઈ છે.

'કાળુભારનો કાંઠો બાબરામાં બહુ જ મનોહારી બને છે. લખરમૂછિયાની મૂછ જેવડું બારેય માસ ઝૂલતું દેખાય છે. ચોમાસે એ લીલું રહે છે. પછી એનાં ડાભોળિયાં સાવરણીમાં બંધાઈ જીવતરના કચરા કાઢે છે.'

આવાં વર્ણનો વડે નવીન અને તરુણ વાર્તાકાર મનસુખલાલ મો. ઝવેરી, એમની નવલકથા 'કાળુભારને કાંઠે'માં વાચકને પ્રવેશ કરાવે છે. આ વર્ણન જેટલું ઝમકદાર છે એટલો જ એનો કથાપ્રવાહ જકડી રાખનારો છે. પહેલી નજરે આ લઘુ નવલકથા એક પ્રેતાત્માની અતૃપ્ત ઇચ્છાઓની અને એ ઇચ્છાઓની તૃપ્તિની કથા દેખાય છે. દુલભભાઈ અને વજકુંવરનો પુત્ર નાથિયો લીલ માગે છે. જવલભાભુને એ સોણામાં આવે છે અને કહી જાય છે કે હું લીલા ઝાડ નીચે અતૃપ્ત પડયો છું. શેરી વાળનારી ઢેઢડી લખડી મને ભરખી ગઈ છે. મને લીલ પરણાવો.

શ્રી મનસુખલાલ ઝવેરીની નવલકથા 'કાળુભારને કાંઠે'ની પ્રસ્તાવના, પુનર્મુદ્રણ પ્રસંગે.

### એ પ્રૌઢ પ્રેમીઓની વાત

પણ સાત વર્ષનો છોકરો તે કયાંય લીલ માગતો હશે ? આવી દલીલ વડે વડીલો આ વાતને ટોળીટાળી નાખવા મથે છે. નાથિયા પાછળ લીલ પરણાવવાને બદલે કુટુંબના જ એક વિધુર સભ્યને–મનહરના પિતાને ફરી પરણાવાનો પેંતરો રચાય છે. એ લગ્ન પ્રસંગે–નવવધૂના આગમન વેળા જ પ્રેતાત્મા નાથિયો પોતાનો પરચો બતાવે છે. ટબુની બા સમજુને એ સરમાં આવે છે અને આગ્રહપૂર્વક લીલ માગે છે. લીલ નહિ પરણાવો તો હું તમારું ધનોતપનોત કાઢી નાખીશ, એવી ધમકી આપે છે. ભૂતકાળમાં પોતે કેવી કેવી રીતે આ કુટુંબને પરેશાન કરેલું એની કબૂલત પણ એ કરે છે. આખરે લીલ પરણાવવાનો વિધિ યોજાય છે.

આ વિધિ પ્રસંગે નાથિયાની મા વજકુંવરની મા સુંદર હાજર હોય છે. એ વેળા સુંદર અને એના ભૂતકાલીન પ્રેમી દરબાર માણસિયાવાળાનું મિલન યોજાય છે. ઘરનાં માણસોની જોડે આ બેઉ પ્રૌઢ પ્રેમીઓ પણ લીલ માટે કાળુભારમાંથી પાણી ભરવાને મિષે જાય છે. એ જ વેળા કાળુભાર છલકી ઊઠતાં આ પ્રેમીઓ એમાં સ્વેચ્છાએ સમાધિ લઈ લે છે અને વાર્તા પૂરી થાય છે.

### વાસના : પ્રેતોની અને મનુષ્યોની

ઉપરટપકે વાંચનારને આ ચીલાચાલુ પ્રેતકથા હોવાનો ખ્યાલ બંધાય એવું બને ખરું. પણ વાસ્તવમાં એ પ્રેતાત્માઓની વાસનાઓને મિષે જીવતાં માનવી-

ઓની વાસનાઓની વાત કહી જાય છે. મનહરના બાપુજી કરતાંય વધારે વસમી વાસનાઓ તો માણસિયાવાળા ગરાસિયાની અને સુંદર શેઠાણીની છે. આ કાઠી અને વણિક જેવાં બે વિલક્ષણ પ્રેમીઓ વરસોથી એક બીજા માટે ઝૂર્યા કરતાં હોય છે. એમની એક અનૌરસ પુત્રી લખડી દેહડી તરીકે ઊછરેલી અને મરી ગયેલી. આ લખડી જ એક દહાડે સગર્ભાવસ્થામાં 'દાળ ખાવાનો ભાવો' થતાં વજકુંવરને આંગણે ભીખ માગે છે, પણ એ ન મળતાં એ નાથિયા ઉપર વેર લે છે. આમ, અતૃપ્ત ઇચ્છાઓ એકલી પ્રેતયોનીની જ નથી, જીવ યોનીમાં પણ ઘણી વણપુરાયેલી વાસનાઓની વાત આ કથામાં જોવા મળે છે.

## અતૃપ્ત અને સંતૃપ્ત

સુંદર અને માણસિયાવાળાના મિલન, વિયોગ અને વિલેપનના પ્રસંગોમાં લેખક બહુ ઝીણી કલાસૂઝ દાખવી શક્યા છે. 'સાચી પ્રીત' ધરાવતા આ બેઉ પ્રેમીઓનાં પોતપોતાનાં દામ્પત્ય વિફલ ગયાં છે. ગરાસણી રાધાબાઈએ લગ્ન પછી તુરત 'મરજાદ' ધારણ કરીને પોતાનો જીવનપંથ કંડારી લીધો છે માણસિયાવાળા પોતે, એક અદમ્ય ઝંખના સંઘરીને સાલેમાળના ડુંગરાઓમાં ભમ્યા કરે છે એમાં કવિતાનાં તત્ત્વો દેખાય છે આખા કથાપટમાં મુકાબલે મોડેથી દાખલ થતી આ પ્રેમકથા બહુ ચિત્તાકર્ષક બની રહે છે. એની પશ્ચાદ્‌ભૂમાં સહુ પાત્રોની કાયા અને માયાની રમણા ઉઠાવ પામી રહે છે એના સંદર્ભમાં નાથિયા પાછળ લીલ પરણાવવાનો અંતિમ પ્રસંગ અતૃપ્તિની-સંતૃપ્તિની એક સંજ્ઞા બની રહે છે. છેવટમાં કાળુભારના કાંઠા છલકાય છે. એ વેળા વાચકનું ચિત્ત પણ વાર્તારસ વડે છલોછલ બની રહે છે.

## પ્રથમ પ્રયાસની પરિપક્વતા

કથાવસ્તુ તેમજ અજૂઆતનો ચાલુ ચીલો ચાતરીને લેખકે નાનકડા ફલકમાં પણ સારી વાત, સારી રીતે કહી છે. કથનકલાની એમને બહુ સહજ ફાવટ છે એથી આ વાત રસાળ બની શકી છે નવકથાલેખનનો એમનો આ પહેલો જ પ્રયાસ હોવા છતા એમાં પરિપક્વતા દેખાય છે. સનાતન પ્રેમત્રિકોણ ટાળીને અન્ય પ્રકારના કથાવસ્તુની પસંદગી વડે જ લેખક અરધો જંગ તો જીતી ગયા છે. બાકીનો અરધો જંગ તેઓ કથાવસ્તુની કસબયુક્ત માવજત વડે જીતવા મથે છે, અને એમાં એમને સફળતાના ઘણા ઊંચા ગુણાંક મળી શકે એમ છે.

## પ્રાદેશિક બોલીનો અતિરેક

લેખકે આ કથામાં સૌરાષ્ટ્રની—સાચું કહીએ તો પાંચાળ પ્રદેશની ધીંગી તળપદી બોલી બહોળા પ્રમાણમાં યોજી છે. કથામાં પુરુષ પાત્રો કરતાં સ્ત્રી પાત્રોની સંખ્યા તેમજ એમના સંવાદો પુરુષ પાત્રો કરતા ઘણા વધારે હોવાથી એમની બૈરક બોલીમાં આ તળપદી ને ઘરગથ્થુ લઢણો સારુ કામ આપી શકી છે. પણ પાત્રોની બોલચાલ પૂરી થાય અને લેખક પોતે વૃત્તાંત કહે ત્યારે પણ એ જ પ્રાદેશિક બોલી એના અશુદ્ધ ઉચ્ચારો સહિત ચાલુ રહે ત્યારે એનો અતિરેક જ જણાય. લેખક પોતે ભાષાના પ્રેમમા પડે ત્યારે કોઈવાર આવો નતીજો આવે.

ઢાંચાઢાળ નવલકથાઓ વાંચીવાંચીને વાજ આવી ગયેલા રસિકોને આ નવીન લેખકની લઘુ નવલકથા વાંચવી ગમશે એટલું જ નહિ, ફરીફરીને વાંચવી ગમશે, કેમકે કાળુભારને કાંઠે રચાતી આ કાયા અને માયાની રમણાના આલેખનમાં અહીંતહીં કચાશ રહી ગઈ હોવા છતાં એકંદરે એની કલાત્મકતા સહૃદય ભાવકોને છેલ્લા પ્રકરણમાં છલકાતી કાળુભારની જેમ જ રસતરબોળ કરી મૂકે એવી છે.

'સંદેશ' – તારીખ ૨૮-૯-૧૯૬૧ —ચુનીલાલ મડિયા

## સંપર્ક

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રગટ કરીએ છીએ.]

—સં.

૬૪. નલિન રાવળ
સત્તર તાલુકા સોસાયટી,
આશ્રમરોડ, અમદાવાદ–૩૮૦૦૧૪

૬૫. આદિલ મન્સુરી
B/૪૩ શામે બરહન સોસાયટી,
સરખેજ રોડ
અમદાવાદ–૩૮૦૦૫૧

૬૬. રમેશ શાહ
૧૩, શ્રીનાથ સોસાયટી,
ઉસ્માનપુરા
અમદાવાદ–૩૮૦૦૧૩

૬૭. મનહર મોદી
B/૫ બિમલ એપાર્ટમેન્ટ
આઝાદ સોસાયટી સામે,
આંબાવાડી, અમદાવાદ–૩૮૦૦૧૫

૬૮. કિશોર જાદવ
પી. એસ. ટુ. સેક્રેટરી, (લૉ)
પો. બૉ. ૧૯
કોહિમા (નાગાલૅન્ડ) ૭૯૭૦૦૧

# સાહિત્ય-સંશોધન

સંપા. પ્રકાશ વેગડ

ગુજરાતી ભાષા અને સાહિત્ય ક્ષેત્રે જુદી જુદી યુનિવર્સિટીઓ દ્વારા પીએચ ડી માટે નોંધાયેલ શોધ-વિષય, સંશોધનકર્તા અને માર્ગદર્શકો અંગેની માહિતી અહીં રજૂ કરવામાં આવેલ છે આ માહિતી એકત્ર કરવામાં જેમણે સહકાર આપેલ છે, તે સહુનો હુ આભારી છુ

કોઈ પણ અભ્યાસીને સંશોધન-વિષય પસંદ કરતી વખતે સ્વીકૃત મહાનિબંધો અને ચાલી રહેલ સંશોધન અંગેની માહિતીની જરૂર પડતી હોય છે યોગ્ય વિષય-પસંદગી કરવા માટે, તેમ જ પુનરાવર્તન ટાળવા માટે, આ પ્રકારની માહિતી ઉપકારક થતી હોય છે વસ્તુત તો આ પ્રકારનાં સંદર્ભ-સાધનો સંશોધનની એક મૂળભૂત જરૂરિયાત છે

આશ્ચર્યની વાત છે કે સંશોધનની આ એક પ્રાથમિક અને અગત્યની જરૂરિયાત પૂરી કર્યા વિના પણ આપણે ત્યાં સંશોધન થાય છે અને એનુ પરિણામ એ આવ્યું છે કે ઠેર ઠેર વિષય-પુનરાવર્તન જોવા મળે છે માહિતીના અભાવે જેમ વિષય ખેડાઈ જાય છે તેમ અમુક દાખલાઓમાં એમ પણ બને કે એક જ વિષયની રજૂઆત બે જુદી વ્યક્તિઓએ જુદી રીતે કરી હોય, પરંતુ જ્યારે કોઈ મર્યાદિત વિષયનુ પુનરાવર્તન માત્ર એક જ વાર નહિ, પણ બે વાર, ત્રણ વાર કે એથી વધારે વાર કરવામાં આવે તો એ પ્રવૃત્તિને આપણે શુ કહીશું? દા ત "સ્વયંભૂકૃત 'પઉમચરિઉ' અને તુલસીકૃત 'રામચરિતમાનસ'નુ તુલનાત્મક અધ્યયન"—આ વિષય ઉપર આગરા બિહાર, મુંબઈ અને મેરઠ યુનિવર્સિટી દ્વારા ચાર વ્યક્તિઓએ પીએચ ડી મેળવેલ છે

અત્યારે જે વિષય ઉપર કામ ચાલી રહ્યુ છે એમા પણ અનેક પુનરાવર્તન જાણે-અજાણે થઈ રહેલ જોવા મળે છે આ અંગેની વધારે માહિતી અને ચર્ચા આવતા મહિને પ્રગટ થનાર સ્વીકૃત મહાનિબંધોની વર્ગીકૃત સૂચિમા કરવામા આવેલ છે

ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૯મા અધિવેશનમા શ્રી ચંદ્રવદન મહેતાએ સાહિત્ય-સંશોધન અંગે ચર્ચા કરતા સૂચવ્યુ હતુ કે આ પ્રકારની માહિતી પ્રગટ થતી રહેવી જોઈએ તેમના આ સૂચનને અમલમા મૂકવાનો પ્રયાસ અહીં કરવામા આવ્યો છે આશા છે કે આ શૈક્ષણિક પ્રવૃત્તિને સંશોધકો માર્ગદર્શકો તેમ જ યુનિવર્સિટીના સંબંધિત અધિકારીઓનો સહકાર મળી રહેશે

અત્યાર સુધી ૭૬ વ્યક્તિઓ વિશે જે માહિતી મળી શકી છે, એ અહિ રજૂ કરી છે ઘણા લોકો તરફથી અનેક પત્રો લખવા છતા હજી સુધી કોઈ જવાબ મળ્યો નથી તેઓ તરફથી માહિતી મળશે તો આવતા અંકોમા પ્રગટ કરીશુ

## ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ

**માર્ગદર્શક : શ્રી કે. કા. શાસ્ત્રી**

૧ કુસુમબહેન પા શાહ, ૧૯૩૦—
ગુજરાતી સાહિત્યમા "સ્વામી બ્રહ્માનંદ" (રજીસ્ટ્રેશન ૧૯૭૫)

૨ દિનકરભાઈ છો દેસાઈ, ૧૯૩૨—
ગુજરાતી ઐતિહાસિક નવલકથા સાહિત્યમા નારાયણ વિસનજી ઠક્કુરનુ પ્રદાન (જૂન ૧૯૭૬)

૩ પુષ્પાબહેન ના ભટ્ટ, ૧૯૪૬—
મધ્યકાલિન ગુજરાતી સાહિત્યમાં ભાગવત

દશમસ્કંધને લગતું પ્રદાન.
(ઑક્ટો. ૧૯૭૫)

૪. ભાઈશંકર નિ. ત્રિવેદી, ૧૯૩૩—
ગુજરાતી ભાષા–સાહિત્યને મધ્યકાલીન સૌરાષ્ટ્રીય સાહિત્યકારોનું પ્રદાન.
(જુલાઈ ૧૯૭૪)

માર્ગદર્શક : ડૉ. ચિમનલાલ શિ. ત્રિવેદી

૫. કાન્તિભાઈ પટેલ
ગુજરાતી સાહિત્યમાં મહાકાવ્યના પ્રયોગો.

૬. પ્રસાદ બ્રહ્મભટ્ટ
રાજેન્દ્ર–નિરંજનયુગની કવિતા.

માર્ગદર્શક: ડૉ. ધીરુભાઈ ઠાકર

૭. જોસેફ લુકાસ પરમાર, ૧૯૫૧—
ગુજરાતી ગદ્યનો વિકાસ (૧૮૫૦–૧૯૧૫).
(જુલાઈ ૧૯૭૬)

૮. દિનકર જ. ભોજક
પ્રભુલાલ દ્વિવેદીનાં નાટકો, સમકાલીન રંગભૂમિના સંદર્ભમાં.
(જુલાઈ '૭૩)

૯. ભરતકુમાર જ. દવે, ૧૯૪૩—
ગુજરાતી નવલકથામાં પ્રથમ–પુરુષ પ્રયોગ.

૧૦. મણિલાલ હ. પટેલ
અર્વાચીન ગુજરાતી કવિતામાં પ્રણય–નિરૂપણ
(જુલાઈ ૧૯૭૬)

માર્ગદર્શક : ડૉ. પ્રવીણ દરજી

૧૧. અરુણકુમાર લ. પાઠક, ૧૯૪૦—
'દર્શક'–એક અભ્યાસ.
(ડિસે. ૧૯૭૪)

૧૨. એમ. વાય. એ. પોચા
ભાલણ–પ્રેમાનંદ : એક તુલનાત્મક અભ્યાસ.
(૧૯૭૫)

૧૩. યોગેશચંદ્ર ર. ઉપાધ્યાય, ૧૯૪૨
'સુન્દરમ્'—એક અભ્યાસ.
(માર્ચ ૧૯૭૫)

૧૪. રઘુભાઈ એચ. જોશી
'ધૂમકેતુ'—એક અભ્યાસ.
(૧૯૭૫)

માર્ગદર્શક : ડૉ. બિપિન ઝવેરી

૧૫. કાન્તાબહેન પંચાલ

૧૬. કાન્તિભાઈ ક્રિસ્ટી

૧૭. પ્રફુલ્લચંદ્ર શં. પાઠક, ૧૯૩૦—
ગુજરાતી નવલકથાનું મૂલ્યાંકન : ૧૯૪૧–૫૦

૧૮. ભાનુમતીબહેન ઉપાધ્યાય

૧૯. રજનીકાન્ત અ. સોની, ૧૯૪૭—
ગુજરાતી સાહિત્યમાં પ્રવાસ–વર્ણન
(ડિસે. ૧૯૭૪)

માર્ગદર્શક : ડૉ. મધુસૂદન પારેખ

૨૦. નીલાબહેન એલ. શાહ, ૧૯૫૫—
ચંદ્રવદન મહેતાનું ગુજરાતી સાહિત્યમાં પ્રદાન.
(સપ્ટે. ૧૯૭૬)

માર્ગદર્શક : ડૉ. મહેન્દ્ર દવે

૨૧. હસુબહેન અ. મહેતા
મધ્યકાલીન ગુજરાતી શક્તિ–ભક્તિના સાહિત્યના સંદર્ભમાં ભટ્ટ વલ્લભ મેવાડો.

માર્ગદર્શક : ડૉ. રમણલાલ જોશી

૨૨. જયંત પટેલ
જયંતીલાલ દલાલ : એક અધ્યયન.

માર્ગદર્શક : ડૉ. હરિવલ્લભ ભાયાણી

૨૩. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

૨૪. કાન્તિલાલ પટેલ
પ્રેમાનંદનો શબ્દકોશ.

૨૫. નરોત્તમ પલાણ, ૧૯૩૫—
અભિલેખોમાંનાં સૌરાષ્ટ્રનાં સ્થળ નામોનું ભાષાવૈજ્ઞાનિક અને સાંસ્કૃતિક અધ્યયન.

ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

માર્ગદર્શક : શ્રી મોહનભાઈ પટેલ

૨૬. ચંદ્રકાન્ત શેઠ

ઉમાશંકર જોશી : સાહિત્ય સર્જક અને વિવેચક.

૨૭. રસિલાબહેન કડિયા

આત્મકથાનું સ્વરૂપ અને વિકાસ

દક્ષિણ ગુજરાત યુનિ., સુરત

માર્ગદર્શક : ડૉ. જયંત પાઠક

૨૮. રવિકાંત દિ. શુકલ

નવલરામ લક્ષ્મીરામ પંડ્યા—એક અધ્યયન (૧૯૭૩)

પૂના યુનિ., પૂના

માર્ગદર્શક : ડૉ. શશિન ઓઝા

૨૯. ઇન્દુમતીબહેન ભુપટકર

ગુજરાતી આત્મકથા સાહિત્ય

૩૦. દેવેન્દ્ર મ. આચાર્ય

ગુજરાતી કવિતામાં પ્રેમલક્ષણા ભક્તિનું નિરૂપણ :

૩૧. રસિકલાલ દલાલ

ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસ: ઉદ્ભવ અને વિકાસ

૩૨. રંજનબહેન પ્રા. દોશી

ગુજરાતી આત્મકથા સાહિત્યમાં લગ્નની વિભાવના

૩૩. રંજનાબહેન શ. ઓઝા

ગુજરાતી મધ્યકાલીન સાહિત્યમાં 'રુક્મિણીહરણ' કથાનો વિકાસને નિરૂપણ

મુંબઈ યુનિ., મુંબઈ

માર્ગદર્શક : ડૉ. રમણલાલ શાહ

૩૪. કનૈયાલાલ આર. મહેતા

સુંદરમ્—એક અધ્યયન (ફેબ્રુ. ૧૯૬૭)

૩૫. કલાબહેન એમ શાહ

આપણું પત્ર-સાહિત્ય (સપ્ટે. ૧૯૭૦)

૩૬. કાન્તિલાલ એમ. પટેલ

ગાંધીયુગની નવલકથામાં પાત્ર-વિભાવના (ફેબ્રુ. ૧૯૭૭)

૩૭. કૌમુદીબહેન કે. ત્રિવેદી

સોલંકીયુગની ગુજરાતી ઐતિહાસિક નવલકથાઓ (ડિસે ૧૯૭૧)

૩૮. ભાનુમતી કે. વ્યાસ

ગુજરાતી બાળનાટકોનો વિકાસ (ડિસે ૧૯૭૦)

૩૯. રશ્મિકાંત કે. ત્રિવેદી

ગુજરાતી વાસ્તવદર્શી નવલકથા (જુલાઈ ૧૯૬૭)

૪૦. વીણાબહેન આર. જોશી

પ્રભુદાસ દ્વિવેદીના નાટકો અને ગુજરાતી રંગભૂમિના વિકાસમાં તેનો ફાળો. (ફેબ્રુ ૧૯૭૨)

૪૧. સરયુબહેન એલ. પટેલ

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં બાળકૃષ્ણ-લીલાનું આલેખન. (જુલાઈ ૧૯૭૬)

મ૦ સ૦ યુનિ., વડોદરા

માર્ગદર્શક : ડૉ. સુભાષ દવે

૪૨. કુમુદબહેન એસ. પરીખ

ભાગવત દશમસ્કંધ—એક અધ્યયન.

## સરદાર પટેલ યુનિ. વલ્લભવિદ્યાનગર
### માર્ગદર્શક : શ્રી જે. એમ. પટેલ

૪૩. અરુણાબહેન મ. બક્ષી
ગુજરાતી પ્રવાસ સાહિત્ય
(સપ્ટે. ૧૯૭૪)

૪૪. જયેન્દ્રકુમાર મ. પટેલ
ગુજરાતી સાહિત્યને મુસ્લિમોનું
પ્રદાન—એક અધ્યયન
(ઑગ. ૧૯૭૬)

૪૫. બાબુભાઈ અં. પટેલ
ક. મા. મુનશીનાં નાટકો.
(માર્ચ '૭૬)

૪૬. રમણભાઈ પુ. પટેલ
ગુજરાતી કવિતામાં હાસ્યનિરૂપણ.
(માર્ચ ૧૯૭૮)

૪૭. વિષ્ણુપ્રસાદ કે. પટેલ
પન્નાલાલ-એક અધ્યયન.
(ડિસે.'૭૫)

૪૮. સોમચંદ ચ. જોધાણી
ગુજરાતી લોકસાહિત્યમાં નારી
(ઑગ. '૭૩)

### માર્ગદર્શક : ડૉ. દિલાવરસિંહ જાડેજા

૪૯. ચંદ્રકાન્ત પું. વ્યાસ
વીસમી સદીના પૂર્વાર્ધની ગુજરાતી
ભાષા વિચારણા (હિંમતલાલ અંજારિયાની
ભાષા વિચારણાના સંપાદન સહિત).
(જુલાઈ '૭૫)

૫૦. જેરુસિંહ ના. પરમાર
સોમસુંદર સૂરિ રચિત 'ઉપદેશમાલા
બાલાવબોધ'—સંપા. અને અધ્યયન.
(ડિસે. '૭૫)

૫૧. રમેશચંદ્ર મં. ત્રિવેદી
પન્નાલાલના કથાસાહિત્યમાં
લોકજીવનનું નિરૂપણ
(જાન્યુ.'૭૭)

૫૨. રાજેન્દ્રસિંહ વિ. રાયજાદા
અર્વાચીન ગુજરાતી કવિતામાં
રહસ્યવાદ.
(જૂન '૭૬)

૫૩. શિવદાનભાઈ મે. ચારણ
ભક્તિકવિ ચારણ ઈસરદાસની
ભક્તિભાવના.
(મે '૭૪)

## સૌરાષ્ટ્ર યુનિ., રાજકોટ
### માર્ગદર્શક : ડૉ. ઈશ્વરલાલ દવે

૫૪. ઉષાબહેન ત્રિવેદી
સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતામાં
પ્રતીકાયોજન.

૫૫. ખોડીદાસ પરમાર
સૌરાષ્ટ્રમાં લોકસાહિત્ય અને
લોક કથાઓનો પારસ્પરિક સંબંધ.

૫૬. જનાર્દન પાઠક
ચુનીલાલ મડિયાનું નવલિકા સાહિત્ય—
એક અધ્યયન,

૫૭. નરેશ વેદ
લઘુનવલ—શિલ્પ અને સર્જન

૫૮. બળવંત જાની
ગુજરાતી નવલકથામાં નાયક અને
નાયિકાની વિભાવના

૫૯. યાસીન દલાલ
સૌરાષ્ટ્રનું પત્રકારિત્વ—ઉદ્‌ભવ
અને વિકાસ.

૬૦. યોગેશ ભટ્ટ
પન્નાલાલ પટેલની નવલકથાઓ—
એક અધ્યયન

૬૧. રમેશ શુકલ
કવિ કલાપી અને કવિ સચિત—
એક તુલનાત્મક અધ્યયન.

૬૨. રેખાબહેન વચ્છરાજાની
અદ્યતન નવલકથાનાં સ્વરૂપગત
પરિવર્તન

૬૩. લાભશંકર પુરોહિત
ગુજરાતી સાહિત્યમા સૈદ્ધાંતિક
વિવેચન

માર્ગદર્શક : ડૉ. હસમુખ દોશી

૬૪. આણંદજી જ. પારેખ
'દર્શક' : સર્જક અને ચિન્તક
(૧૯૭૩ સુધીનાં એમના પ્રકાશનોને
અનુલક્ષીને) (ઑક્ટો ૧૯૭૪)

૬૫. ઘનશ્યામ ટી. માંગુકિયા
ગુજરાતીમાં પ્રાદેશિક નવલકથા.
(ઑક્ટો ૧૯૭૪)

૬૬. ધીરજલાલ બી. વ્યાસ
ગુજરાતીમા પત્ર સાહિત્ય.
(જાન્યુ '૭૭)

૬૭. પુષ્પા ગો. અમીન
પંડિતયુગનુ નાટ્ય સાહિત્ય
(ફેબ્રુ. '૭૭)

૬૮. મનોજકુમાર બી. રાવલ
ગુજરાતી ઐતિહાસિક નવલકથાના
સીમાસ્તંભો
(સપ્ટે '૭૭)

૬૯. મંજુલા બી. ચૌહાણ
'ધૂમકેતુ' : સર્જક અને ચિન્તક
(જૂન ૧૯૭૬)

૭૦. વિનોદરાય ગિ. દવે
ગુજરાતીમા એકાંકી : સ્વરૂપ
અને વિકાસ.
(જુલાઈ ૧૯૭૪)

શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા યુનિ., મુંબઈ

માર્ગદર્શક : ડૉ. અનસૂયા ત્રિવેદી

૭૧. પટેલ, આશા
ગુજરાતી નવલિકા અને નવલકથામા
લેખિકાઓએ નિરૂપેલા નારી–જીવનના
પ્રશ્નો જૂન ૧૯૭૭

માર્ગદર્શક : શ્રી કે. કે. શાસ્ત્રી

૭૨. ભટ્ટ, ઉષા એ.
મધ્યકાલીન ગુજરાતી વિરાટપર્વોનો તુલનાત્મક
અભ્યાસ. નવે ૧૯૭૭

૭૩. શેઠ, ઉષા પી.
ઋષભદાસની સાહિત્યોપાસનાની રૂપરેખા
જુલાઈ ૧૯૭૭

માર્ગદર્શક : ડૉ. સુરેશ દલાલ

૭૪. મડગાવકર, નલિન બી. ૧૯૫૧–
રાજેન્દ્ર શાહ અને નિરંજન ભગતની કવિતાનો
વિવેચનાત્મક અભ્યાસ.
જુલાઈ ૧૯૭૭

૭૫. વકીલ, સીતા ભરત
'દર્શક' : એક વિવેચનાત્મક અભ્યાસ
જૂન ૧૯૭૫

૭૬. શ્રોફ, માલિની પ્રદીપ
'સુંદરમ', જયંત ખત્રી, જયન્તિ દલાલ,
સુરેશ જોષી, ચંદ્રકાન્ત બક્ષી અને મધુ રાયની
ટૂંકી વાર્તાઓનો વિવેચનાત્મક અભ્યાસ
જૂન ૧૯૭૬

# ફાર્બસ ગુજરાતી સભા બુદ્ધિવર્ધક પુસ્તકાલય, મુંબઈ

મંજુ ઝવેરી

ઓગણીસમી સદીની અધવચ્ચે, લગભગ ૧૮૫૦ની આસપાસ ગુજરાતી જીવનમાં ચહલપહલ શરૂ થઈ ગઈ, પુનરુત્થાનની આબોહવા સર્જાઈ વહેવા લાગી; જ્ઞાન માટેની પીપાસા અને જુનવાણી અવરોધક રૂઢિઓનું ખંડન-સુધારા માટેની ઝુંબેશ આરંભાઈ, જાગૃત થઈ. એ વખતે સ્થપાયેલી સભાઓનાં નામ ઉપરથી જ એનો ખ્યાલ આવશે. જ્ઞાન પ્રસારક સભા ૧૮૪૮ની આસપાસ સ્થપાઈ; બુદ્ધિવર્ધક હિન્દુ સભા શ્રી ગંગાદાસ કિશોરદાસે ૧૮૫૧ની સાલમાં શરૂ કરી; કવિ નર્મદે તથા શ્રી મયારામ શંભુનાથે બારડોલી પાસે જુવાન પુરુષોની અન્યોન્ય બુદ્ધિવર્ધક સભા સ્થાપી. બન્ને બુદ્ધિવર્ધક સભાઓ એક થઈ અને બુદ્ધિવર્ધક હિન્દુ સભા કહેવાઈ. ૧૮૯૪માં સભાનું પુનરુત્થાન થતાં શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ હિન્દુ શબ્દ કાઢી બુદ્ધિવર્ધક સભા નામ રાખ્યું. એ સમય આશાવાદનો, ઉત્સાહનો હતો; વહેમ, અંધશ્રદ્ધા ઉપર તર્કના વિજયનો કાળ હતો. આજની અશ્રદ્ધા, સિનિસિઝમ, હતાશાથી તદ્દન વિરુદ્ધ દિશાનો પવન વાતો હતો. બુદ્ધિવર્ધક સભાનો ઉદ્દેશ પ્રજામાં જ્ઞાનની વૃદ્ધિ કરવી અને સારા ગુજરાતી વક્તાઓ અને લેખકોની સહાયથી સારા બોધકારક વિષયો ઉપર વ્યાખ્યાનો અને લેખો તૈયાર કરાવવાનો હતો. ઈ.સ. ૧૯૩૪માં આ ઉદ્દેશોને ધ્યાનમાં રાખીને ફાર્બસ ગુજરાતી સભા મંદિરમાં બુદ્ધિવર્ધક પુસ્તકાલયની સભાના આશ્રયે સ્થાપના કરવામાં આવી. ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસના છપાયેલાં લગભગ રૂ. ૪૦૦/- નાં પુસ્તકો, એક કબાટ તેમજ સ્વ. શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈની છબી એ રીતે ફાર્બસના બુદ્ધિવર્ધક પુસ્તકાલયનો આરંભ થયો. આજે તો લગભગ ૨૪૦૦૦ જેટલા ગ્રંથો અને સામયિકોની ફાઈલો છે, અને ૧૫૦૦ જેટલી લગભગ હસ્તપ્રતો છે. કોઈ પણ જિજ્ઞાસુ વિદ્યાર્થી અહીં પરીક્ષાર્થે અભ્યાસ કરવા આવે, સામગ્રી જોઈને ઇતર વાંચન માટે ઝંખે, પરીક્ષા પછી જરૂર નિયમિત ગ્રંથાલયમાં આવતો રહીશ એમ મનોમન નિર્ણય કરે; સમયને અભાવે એ નિર્ણય અમલમાં ન મૂકી શકે એ જુદી વાત, પણ તેજસ્વી વિદ્યાર્થીઓના આવા પ્રતિભાવો વારંવાર સાંભળવા મળે છે. કોઈ પણ સંશોધક કે અભ્યાસી માટે આ ગ્રંથાલય અમૂલ્ય ખજાનો છે એમાં સંદેહ નથી. ગુજરાત શાળાપત્ર, ડાંડિયો, જ્ઞાનસુધા, કૌમુદી, ગુજરાતી, ગુણસુંદરી, વીસમી સદી, વસંત, સ્ત્રીજીવન, સ્ત્રીબોધ, સ્ત્રીદર્પણ, સ્ત્રીશક્તિ, સુંદરી સુબોધ, જ્ઞાન પ્રસારક મંડળી પત્રિકા, કુમાર, નવજીવન, પ્રજામિત્ર, બુદ્ધિપ્રકાશ,

માનસી, યુગધર્મ, રશ્મિ, રેખા, સંસ્કૃતિ, ગ્રંથ, ત્રૈમાસિક, વિશ્વમાનવ, રુચિ, ક્ષિતિજ, મનીષા, ઊહાપોહ, કવિતા, કવિલોક, ઉત્તરા, કૃતિ, સંદર્ભ, કંકાવટી, પરબ, એતદ્ વગેરે સામયિકોની ફાઈલો સંશોધનને આવકારતી પડી છે. અપભ્રંશ, પ્રાકૃત, પ્રાચીન-મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના ગ્રંથો છે; વિવેચનનાં અને સાહિત્યસિદ્ધાંતનાં અદ્યતનમા અદ્યતન સંદર્ભ ગ્રંથો વસાવેલાં છે; જૂના-નવા પ્રવાસગ્રંથો છે; ઇતિહાસનાં પુસ્તકો છે, કાવ્યસંગ્રહો, નાટકો છે, નવલકથા-ટૂંકીવાર્તા ઓછા પ્રમાણમા પણ છે. તમે માનશો ! Modern Reviewની ફાઈલો છે! સામાજિક, સાહિત્યિક, સાંસ્કૃતિક, ભાષાની દૃષ્ટિએ ૧૯ની સદી તો આ બધી સામગ્રીથી તાદૃશ થઈ ઊઠે! સભાનું એક સુંદર સંશોધન-કેન્દ્ર શરૂ કરવાનું સ્વપ્ન છે અને એ સાકાર થાય એવા એંધાણ છે.

ફાર્બસનું બુદ્ધિવર્ધક પુસ્તકાલય સંદર્ભ ગ્રંથાલય છે. નિયમાનુસાર બહાર પુસ્તકો વાંચવા માટે આપવામા આવતા નથી. સાધારણ રીતે સંદર્ભ ગ્રંથાલયોમાં આવો નિયમ હોય છે. આનો એક મોટો લાભ એ છે કે અભ્યાસાર્થીને જ્યારે કોઈ પણ પુસ્તક કે સામયિકની ફાઈલ જોઈએ ત્યારે મળી શકે છે. અભ્યાસીઓને સામગ્રીનો પૂર્ણ સર્વતોમુખી લાભ મળી રહે એ માટે ગ્રંથાલયમા સંદર્ભ સૂચિઓ તૈયાર કરવામાં આવે છે. ઉદાહરણ તરીકે નિરંજન ભગત અને એમની કૃતિઓ ઉપર વિવેચન ગ્રંથો અને સામયિકોમાં જેટલા લેખો લખાયા હોય એ બધા નિરંજન ભગતના નામ નીચે નોંધાયા હોય-દર વર્ષે એમાં ઉમેરા થતા રહે. કવિતા, નાટક, વાર્તા, નવલકથા, ભાષા આદિ વિષયોના સામાન્ય લેખોની પણ સૂચિ તૈયાર કરાતી હોય છે. અનુભવે સમજાયું છે કે આ સૂચિઓ અભ્યાસીઓને ખૂબ સહાયકારક થઈ છે.

ગ્રંથાલયમાં પુસ્તકો આસંગ પદ્ધતિથી (Open Access) ગોઠવવામાં આવ્યાં છે, એટલે કે તાળાકૂંચીમાં બંધ નહીં, પણ કોઈ પણ વિદ્યાર્થી કોઈ પણ ગ્રંથને શેલ્ફ ઉપરથી લઈ, ઉથલાવી શકે, પસંદ કરી શકે આમાં અલબત્ત ભયો છે, પણ આપણા દેશમાં આ તાલીમની અત્યંત જરૂર છે એમાં પણ શક નથી. થોડાંક અનિષ્ટ તત્ત્વોને કારણે સાચા જિજ્ઞાસુઓને પણ સવલતો મળતી અટકી જાય એ ઇચ્છનીય ન ગણી શકાય.

ગ્રંથ બહાર ન આપવાનો સામાન્ય નિયમ જરૂર છે, પણ એટલો કડક નથી કે કોઈ પ્રતિષ્ઠિત સંસ્થા કે ગ્રંથાલય કે વ્યક્તિ ટૂંક સમય માટે સકારણ કોઈ પુસ્તક માગે તો તે ન જ આપી શકાય. હસ્તપ્રતો બહારગામ પણ અમુક વિધિઓ સાથે અને અનામત રકમ લઈ જાણીતી સંસ્થાઓ અને વ્યક્તિઓને મોકલવામાં આવી છે.

સભાએ ૧૫૦ હસ્તપ્રતોની સવિસ્તર નામાવલી બે ભાગમાં ૧૯૨૩ અને ૧૯૨૯ની સાલમાં પ્રસિદ્ધ કરી છે. સ્વ. અંબાલાલ બુલાખીરામ જાનીને હાથે એ તૈયાર થઈ છે. ૫૮૭ હસ્તપ્રતોની ટૂંકી નામાવલી ૧૯૫૬ની સાલમાં બહાર પડી છે જેનો યશ સ્વ. શ્રી અંબાલાલ બુ. જાની અને શંકરપ્રસાદ રાવળને ફાળે જાય છે. સભાની ૨૯ ફારસી હસ્તલિખિત ગ્રંથોની વિસ્તારી નામાવલી શ્રી મુહમ્મદ ઉમર કોકિલે તૈયાર કરી છે અને સભાએ ૧૯૫૦માં પ્રસિદ્ધ કરી છે. ૧૯૫૪ સુધીના બુદ્ધિવર્ધક પુસ્તકાલયના ગ્રંથો અને સામયિકોની નામાવલી પણ સભાએ ૧૯૫૫માં બહાર પાડી છે. આ પછી સભામાં કાર્ડ કેટલોગ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે.

ફાર્બસ ગુજરાતી સભાની વ્યવસ્થાપક સમિતિના સહકારને કારણે કોઈ પણ નિષ્ઠાવાન કાર્યકરને આ સંસ્થામાં કામ કરવા માટે મોકળું ક્ષેત્ર મળી રહે છે.

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | આંખ અને અંજન | શ્રી રમણલાલ દેસાઈ | નવલકથા | ૮–૫૦ |
| ૨. | જોરતલબી | શ્રી ગુણવંતરાય આચાર્ય | ,, | ૧૨–૭૫ |
| ૩. | સેનાપતિ | ,, ,, | ,, | ૧૬–૫૦ |
| ૪. | દાઝેલાં હૈયાં | શ્રી વિ. સ. ખાંડેકર | ,, | ૧૨–૭૫ |
| ૫. | નર્તકીનું પ્રેત | શ્રી રસિક મહેતા | ,, | ૧૪–૫૦ |
| ૬. | સત્યનો ચહેરો | શ્રી દિનકર જોષી | ,, | ૧૧–૫૦ |
| ૭. | ખેલો રે ખેલ ખુરશીના | ,, ,, | ,, | ૯–૫૦ |
| ૮. | મહાભારત ભા. ૧. યોજનગંધા | શ્રી નવનીત સેવક | ,, | ૧૫–૫૦ |
| ૯. | પ્રત્યાઘાત | ,, ,, | ,, | ૨૦–૦૦ |
| ૧૦. | વસુલાત | શ્રી પ્રફુલ્લ ઠાકર | ,, | ૧૦–૦૦ |
| ૧૧. | નિક્ષેપ | સરોજ પાઠક | ,, | ૭–૦૦ |
| ૧૨. | અમરકુમાર | શ્રી વિમલકુમાર ધામી | ,, | ૧૬–૦૦ |
| ૧૩. | એક છીપનું મોતી | શ્રી દેવશંકર મહેતા | ,, | ૧૬–૭૫ |
| ૧૪. | મોસમભીનાં મન | શ્રી નવલકિશોર વ્યાસ | ,, | ૧૨–૫૦ |
| ૧૫. | ઓથાર અતીતનો | શ્રી ચન્દ્રવદન શુક્લ | ,, | ૧૮–૦૦ |
| ૧૬. | ગંદા નાલા | શ્રી અનિલ કોઠારી | ,, | ૧૮–૦૦ |
| ૧૭. | કાયા મનનો મેળ | આરતી વૈદ્ય | ,, | ૧૨–૦૦ |
| ૧૮. | બશેર ડેંગાર | અનુ. કમલ જશપરા | ,, | ૧૨–૦૦ |
| ૧૯. | મેના ગુર્જરી | શ્રી જેઠાલાલ ત્રિવેદી | ,, | ૨૦–૦૦ |
| ૨૦. | વલુરાતાં હૈયાં | શ્રી મફત રશેલાકર | ,, | ૧૪–૦૦ |
| ૨૧. | ગોપીપ્રેમ | શ્રી યોગેશ્વરજી | ,, | ૪–૫૦ |
| ૨૨. | રંગભર્યાં સપના | શ્રી રામજીભાઈ કડિયા | ,, | ૧૧–૨૫ |
| ૨૩. | ધરા ઊંચી | શ્રી હસુ યાજ્ઞિક | ,, | ૧૧–૨૫ |
| ૨૪. | ખાલીખમ્મ આકાશ | શ્રી રામુ પારેખ | ,, | ૧૨–૫૦ |
| ૨૫. | સુંદરીએ લાગ્યો ડાઘ | સંગીતા | ,, | ૧૮–૫૦ |
| ૨૬. | કોઈની પ્રીત કોઈનાં હેત | શ્રી હનુ ભગદેવ | ,, | ૧૪–૦૦ |
| ૨૭. | મનને બાંધે કોણ | રેખા શાહ | ,, | ૧૬–૦૦ |
| ૨૮. | ભીતર જલે આતમરામ | રાજવંશ | ,, | ૨૦–૦૦ |
| ૨૯. | ધવલગિરિ | શ્રી રજનીકાન્ત રાવળ | નવલિકા | ૯–૫૦ |
| ૩૦. | પારાફેરા | શ્રી વિ. સ. ખાંડેકર | ,, | ૯–૫૦ |
| ૩૧. | લાગણીનું ઘર | શ્રી જયવદન પટેલ | ,, | ૧૦–૦૦ |
| ૩૨. | હોવું એટલે હોવું | શ્રી વિજય શાસ્ત્રી | ,, | ૭–૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૩. ગુલમહોર | શ્રી રોશન મહંમદ | નવલિકા | ૧ |
| ૩૪. ભાષ્યકથાઓ | મુનિશ્રી કનૈયાલાલજી | ,, | ૫-૦૦ |
| ૩૫. નિમિત્ત | શ્રી પ્રભાકર ત્રિવેદી | ,, | ૧૦-૦૦ |
| ૩૬. સ્વપ્ન | શ્રી પન્નાલાલ પટેલ | નાટક | ૩-૦૦ |
| ૩૭. શાહ લતીફ | અનુ. જયંત રેલવાણી | વિવેચન | ૨-૫૦ |
| ૩૮. મલયાલમ સાહિત્યના ઇતિહાસની રૂપરેખા | અનુ. ચંદ્રકાન્ત શેઠ | ,, | ૩૫-૦૦ |
| ૩૯. કવિ નાનાલાલ | શ્રી મનસુખલાલ ઝવેરી | ,, | ૨-૦૦ |
| ૪૦. રમણભાઈ નીલકંઠ | શ્રી ચંપૂ વ્યાસ | ,, | ૫-૦૦ |
| ૪૧. પ્રત્યગ્ર | શ્રી પ્રવીણ દરજી | ,, | ૧૨-૦૦ |
| ૪૨. વલ્લભાચાર્ય મહાપ્રભુજી | શ્રી કે. કા. શાસ્ત્રી | જીવનચરિત્ર | ૧૧-૦૦ |
| ૪૩. આઝાદીની પહેલી ત્રીસી | શ્રી ઈશ્વર પેટલીકર | સમાજશાસ્ત્ર | ૯-૦૦ |
| ૪૪. વાચનની સારીમાઠી ટેવ | ,, | ,, | ૭-૫૦ |
| ૪૫. સિનેમાનું સારુંમાઠું મનોરંજન | ,, | ,, | ૬-૫૦ |
| ૪૬. તખ્તો બોલે છે ભા. ૧ | શ્રી પ્રાગજી ડોસા | વિવેચન | ૨૫-૦૦ |
| ૪૭. દ્વિધા | શ્રી કૈલાસ પંડિત | કાવ્ય | ૯-૦૦ |
| ૪૮. જીવનમાં સફળતા મેળવવી છે? | શ્રી મુકુન્દ પી શાહ | નિબંધો | ૨-૫૦ |
| ૪૯. સરળ ધ્યાન પ્રયોગ | શ્રી દિલીપ દેસાઈ | આધ્યાત્મિક | ૧૫-૦૦ |
| ૫૦. પૂર્ણયોગનું આચમન | શ્રી પન્નાલાલ પટેલ | ,, | ૧૫-૦૦ |
| ૫૧. વિવેક અને સાધના | શ્રી કેદારનાથ | લેખ સંગ્રહ | ૧૨-૦૦ |
| ૫૨. વિદાય વેળાએ | શ્રી કિશોરલાલ મશરૂવાળા | ,, | ૧૫-૦૦ |
| ૫૩. રામચરિત માનસ | શ્રી મોરારજી દેસાઈ | ,, | ૩-૦૦ |
| ૫૪. મહાભારતનો મર્મ | શ્રી દર્શક | ,, | ૬-૫૦ |
| ૫૫. ઈશુ ભાગવત | શ્રી સ્વામી આનંદ | ,, | ૬-૫૦ |
| ૫૬. સંતોનો ફાળો | ,, ,, | ,, | ૧૨-૦૦ |
| ૫૭. નહેરુ યુગનાં સ્મરણો | શ્રી એમ. ઓ મથાઈ | સંસ્મરણો | ૪૦-૦૦ |
| ૫૮. સાહસિકોની સૃષ્ટિ | શ્રી જૂલે વર્ન | બાળસાહિત્ય | ૧૨-૦૦ |
| ૫૯. એશિયાની લોકકથાઓ | અનુ. કુમુદ શાહ | ,, | ૨-૦૦ |
| ૬૧. ભારતે આઝાદી કેવી રીતે મેળવી | શ્રી કૃષ્ણ ચૈતન્ય | ,, | ૧-૫૦ |
| ૬૨. રામાયણ કિશોરકથા | શ્રી પન્નાલાલ પટેલ | ,, | ૧૮-૦૦ |
| ૬૩. સર્વ ધર્મ કથામાળા પુ. ૧૫ | શ્રી સત્યમ્ | ,, | ૪૫-૬૦ |
| ૬૪. ટહુકો | શ્રી સુરેશ મજમુદાર | બાળકાવ્ય | ૫-૦૦ |

પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની : મુંબઈ–અમદાવાદ.

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| भ्रष्ट समय | विनोदचन्द्र पाण्डेय | 12-00 |
| रामकली | शैलेश मटियानी | 10-00 |
| बीच में है नदी | विमल मित्र | 12-00 |
| कैदी | शान्ताकुमार | 12-00 |
| न हन्यते | मैत्रेयी देवी | 25-00 |
| रिहर्सल | हिमांशु श्रीवास्तव | 15-00 |
| जंगली सूअर | मधुकर सिंह | 9-00 |
| देहहीन | धनंजय वैरागी | 8-00 |
| और सूरज जाग उठा | धनंजय वैरागी | 14-00 |

### कहानी

| | | |
|---|---|---|
| मानव-हृदय | श्री हजेला | 7-00 |
| बदलते चेहरे | राजरानी | 10-00 |
| नारवानी का दोस्त | प्रियदर्शी प्रकाश | 8-00 |
| विमल मित्र की श्रेष्ठ कहानियाँ | विमल मित्र | 16-00 |

### नाटक

| | | |
|---|---|---|
| छोटे नाटक | रमेश बक्षी | 12-00 |
| काला पहाड़ | सुदर्शन चोपड़ा | 7-00 |
| आज नहीं कल | गंगाप्रसाद विमल | 10-00 |
| सभ्य साँप | प्रियदर्शी प्रकाश | 10-00 |
| बुलबुल सराय | मणि मधुकर | 10-00 |
| पीली दोपहर | जगदीश चतुर्वेदी | 10-00 |

### कविता

| | | |
|---|---|---|
| कवि-हृदय | श्री हजेला | 8-00 |
| रहीम | सं. सुदर्शन चोपड़ा | 8-00 |

### समीक्षा

| | | |
|---|---|---|
| पाश्चात्य काव्यशास्त्र के सिद्धांत | डॉ. कृष्णदेव शर्मा | 20-00 |
| भारतीय एवं पाश्चात्य काव्यशास्त्र | डॉ. कृष्णदेव शर्मा | 15-00 |
| समीक्षा-सिद्धांत | डॉ. कृष्णदेव शर्मा | 32-00 |
| भारतीय काव्यशास्त्र के सिद्धांत | डॉ. कृष्णदेव शर्मा | 15-00 |

| | | |
|---|---|---|
| हिन्दी भाषा का विकासात्मक इतिहास | डॉ द्वारिकाप्रसाद सक्सेना | 15-00 |
| छायावाद की प्रासंगिकता | रमेशचन्द्र शाह | 15-00 |
| संत रविदास विचारक और कवि | डा पद्म | 30-00 |
| आधुनिक हिन्दी कविता का अभिव्यंजना शिल्प | डा हरदयाल | 50 00 |
| रामचरित्र | मनमोहन सहगल | 16-00 |

## विविध

| | | |
|---|---|---|
| अगला प्रधानमंत्री कौन ? | शक्तिपाल केवल | 12-50 |
| विशिष्ट आशुलिपि | गोपालदत्त बिष्ट | 10-00 |
| भारतीय दर्शन | डा. रामकृष्ण आचार्य | 12-00 |
| सत्य की खोज | डा राधाकृष्णन् | 16-00 |
| धातुरूपन | हाइन्ज ग्रफ | 8-00 |
| गैस-वेल्डिंग खण्ड-१ | फेलिक्स बुटके | 7-00 |
| मुझे बोलने दो | गौरकिशोर घोष | 12-00 |
| जयप्रकाश : एक जीवनी | एलन और वेंडी स्कार्फ | 18-00 |
| एशियाई खेल और भारत | योगराज थानी | 6-50 |
| खिलाड़ियों की कहानी उन्हीं की ज़ुबानी | योगराज थानी | 10-00 |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| राजस्थान की लोककथाएँ | शान्ति भट्टाचार्य | 5-00 |
| ललकार | सुशीलकुमार फुल्ल | 4-00 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर आर शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एवं प्रकाशकों की प्रमुख कृतियाँ, साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एवं महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एवं सन्दर्भ-ग्रन्थ सदैव उपलब्ध हैं। यह संस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं —उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बाल-साहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको संतोष प्रदान करने के प्रयास में कृतसंकल्प है। कृपया अपना बहुमूल्य आदेश भेजकर अनुगृहीत करें।

६१।३।२-३६ | ६-'७८

મુદ્રક : દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉહાપોહ

વર્ષ ૧ અંક ૧૦ જુલાઈ '૭૮

સંપાદક : મનહર મોદી



ગિજુભાઈના પ્રદાનનું મૂલ્યાંકન :
ભારતલાલ પાઠક




વર્ષ : ૧
૧૫ જુલાઈ '૭૮ : અંક ૧૦
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૬૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.

સંપાદક :
**મનહર મોદી**


## આપણી વાત

'ઉદ્‌ગાર' નો આ દસમો અને આ વર્ષનો છેલ્લો અંક છે.

આવતા અંકથી 'ઉદ્‌ગાર' બીજા વર્ષમાં પ્રવેશશે.

આ વર્ષ દરમિયાન 'ઉદ્‌ગાર' જે કાંઈ કરી શક્યું તેમાં ગુજરાતી સાહિત્યના સર્જકોનો ખાસ્સો ફાળો છે. આપ, વાચકોનો પણ. ગુજરાતી સાહિત્યના ઇતિહાસકારો જેમને પેઢી દર પેઢી ઓળખાવે છે તેવા કયા સર્જકનું શું નામ લેવું ? બધાનો એક યા બીજી રીતે ફાળો છે જ.

'ઉદ્‌ગારે' આ વર્ષે વાર્તાસ્પર્ધા યોજી વિજેતા–વાર્તાઓને પ્રગટ કરી 'આવતી કાલ'ના સર્જક-સર્જનની ઝાંખી કરાવવાનો પુરુષાર્થ કર્યો એ અંગે સૌનું ઉષ્મા-ઉમળકાભર્યું પ્રોત્સાહન મળ્યું છે.

આવતા વર્ષે પણ આવી સ્પર્ધા–ઓ યોજવાનું વિચારીએ છીએ.

'ઉદ્‌ગાર'માં કવિતા, વાર્તા, નાટક, ગદ્યખંડ, નવલકથાનું પ્રકરણ, વિવેચન, સંશોધન, સંપર્ક, ગોષ્ઠિ, ગુજરાતી તથા હિંદી સાહિત્યક્ષેત્રે પ્રગટતાં પુસ્તકોની માહિતી વગેરે પ્રગટ કરીએ છીએ. આ ઉપરાંત અન્ય વિભાગો પણ શરૂ કરવા ધારીએ છીએ.

આવતા વર્ષે, આવતાં વર્ષોમાં 'ઉદ્‌ગાર' ફળશેફૂલશે એની ખાતરી આપીએ છીએ.

આપ સૌનો આભાર.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

જયન્ત પાઠક

## 'નથી' જેવા 'છે'નું ગીત

આ સવાર જેવું સવાર છે
ને સૂરજ જેવાં તમે નથી
તે કેમ એમ છે!

આ સાંજક જેવી સાંજક છે
ને ગોરજ જેવાં તમે નથી
તે કેમ એમ છે!

આ વાદળ જેવાં વાદળ છે
ને ટપટપ જેવાં તમે નથી
તે કેમ એમ છે!

આ સળવળ જેવી સળવળ છે
ને રાહત જેવાં તમે નથી
તે કેમ એમ છે!

આ મારગ જેવો મારગ છે
ને ખેપટ જેવાં તમે નથી
તે કેમ એમ છે!

આ દડવડ જેવી દડવડ છે
ને આહટ જેવાં તમે નથી
તે કેમ એમ છે!




ગીત ગીત ગીત ગીત ગીત ગીત ગીત ગીત

—સં.

જયેન્દ્ર શેખડીવાળા

## ગીત

[કાવ્યપ્રસવક્ષણનો મનોલેખ]

તડિંગતમ્મર પરપોટાનું ફૂટવું નગુરા માણુસ જેવું ખોવે
તિર્યક્વતું જળકુંડું કે પીડા ગીતનું દ્વાર અતીરું ખોલે

અલેલટપ્પુ અજવાળું રઝળે પક્રિમા
પ્હોર આઠમો આથમવાને ટાણે
ઉજાગરાને હાલરડું સંભળાવે કૂકડો—
શબ્દોનું કોઈ ઝાંઝર ઝણકે જાણે

મન ઓગળતું ઝાંઝર વાટે દ્વિજચંદ્રની તોલે
તડિંગતમ્મર પરપોટાનું ફૂટવું નગુરા માણુસ જેવું ખોવે

હલ્લેસાતી રાત પાછલી પરભવ જેવા
હરિયાને આસિફે ફ્રેકેટાર ડંકમા આવી
હરિયાને કોઈ છોડાવે તો વાણીના કૈં
ધોધ વછૂટે નહિ તો લે આ ગીત સમાધિ

મૂર્ઝભય આકાશને ઓઢી લપ નાભિ આલોલે
તિર્યક્વતું જળકુંડું કે પીડા ગીતનું દ્વાર અતીરું ખોલે

મનોહર ત્રિવેદી

## બે ગીત

તસુ જેવડી અફવા ઘરથી સીમ લગી- ફેલાણી
માલપરાના ગામમુખીની આંખ્યે આવ્યાં પાણી

આંખ્યે આવ્યાં પાણી? તો તો નરી આંખની ભૂલ
કંકુ-ચોખા લાવો ભટજી, ગામ થયું ગોકુળ

ગામ થયું ગોકુળ : આભમાં પંખી-ટૌકા છુટ્ટા
સોળ વરસની કુંવારકાએ ચણિયે ગુંથ્યા બુટ્ટા

મહુવારુની બોલી ઝીણી ફૂલ થયેલી જાણી
તસુ જેવડી અફવા ઘરથી સીમ લગી ફેલાણી

હરખફદુડા થઈને મેલ્યા જઈ બાજોઠે કુંભ
કણબીપામાં ડાબે-જમણે લખ્યાં લાભ ને શુભ

લખ્યાં લાભ ને શુભ આંગણે અવસર આવ્યા મીઠા
માલપરાના ગામમુખીને ખડખડ હસતા દીઠા

સાદ પડાવો ચોરે ચૌટે ઢોલીડાને આણી
માલપરાના ગામમુખીની આંખ્યે આવ્યાં પાણી

ગામમુખી આવે છે ડેલીએ....
મુખીને ભાળતાં શું હુક્કો કુંકાય?
એને ભાળીને આથેરો મેલીએ....
પગલાં સાંભળ્ય ઉમ્બરે આમ ન ફૂંક ભરાય
ઠાં-ઠાં છાતી થાય ખખડી ઊઠે ઓશરી
તેં આ કેવી ધારણા બાંધી કરશન રાત?
દઈને મોંઘો સાથ અંતે મારી ફૂકરી.
મુખીને દીધાં નતોડ એલા બુંધિયાળ?
આવું ના સાચકલું ખેલીએ....

●

ગામમુખી જાય હવે ઓયડે....
ઊંઘણશી જીવતરને જડબેસલાક
એણે બાંધ્યું છે શમણાંને દોયડે....
બેંક બગાસાં ખાઈને કીધી નીંદર કેદ
મરમી ઈનો ભેદ મીં દીઠો છે આંખ્યમાં
ઠેલી દીધાં બાયણાં ઊગી માઝમ રાત
મોંઘી સુણતો વાત દીવો ઊભો ગોખમાં
ઊંઘે છે આખ્ખુંયે ગામ છતાં ઊગ્યો છે
સૂરજ શું મુખીને ઓયડે?....

●

ગામમુખી જાય હવે ઝાંપે....
પાદરમાં આંબાના છાંયડાની જેમ એની
છાતીના શ્વાસ નર્યા કાંપે....
ખરખર પીળે પાંદડે ચકરાતું અંકાશ
પળપળ ઝરતાં શ્વાસ ઊડી જાશે વાયરે
હુક્કે ઠરતી રાખમાં તૂટી પડશે ઘૂંટ
ક્યાં ગઈ ઝૂટાઝૂંટ ભરચક ડેલી-ડાયરે
કોની આ પ્રાણપોક છૂટી? તો આંસુમાં
ગામમુખી દૂર દૂર ટાંપે....




રઘુવીર ચૌધરી

**શ્રી રાજેન્દ્ર નાણાવટી, સુરત**

'ઉદ્‌ગાર'ના ડિસેમ્બર ૧૯૭૭ના અંકમાં 'નર્મદ ચંદ્રક' વિશે આ વિભાગમા માહિતી આપેલી. એની પૂર્તિ પ્રો. રાજેન્દ્ર નાણાવટીએ કરી છે. તે આ મુજબ છે :

૧૯૩૩માં સૂરતે નર્મદશતાબ્દી ઊજવી. તેના ફંડમાંથી વધેલા પોણા–બે હજારમાંથી 'નર્મદ–ચંદ્રક' સ્થાપ્યો. એ વખતે સોનાનો થઈ રહેતો. નર્મદે ખેડેલા સાહિત્ય–પ્રકારો (૧) નિબંધ (લલિત–વિવેચન), (૨) ઇતિહાસ–સંશોધન, (૩) નાટક (નર્મદે એક નાટક લખ્યું છે), (૪) કવિતા, (૫) જીવનચરિત્ર (આત્મકથા, સંસ્મરણો ઇત્યાદિ) માટે ક્રમશઃ પાંચ પાંચ વર્ષના ગાળા માટે આપવાનું ઠરાવ્યું. ૧૯૨૩માં સ્થપાયેલા સ્થાનિક ગુજરાતી સાહિત્ય મંડળે ત્યારથી 'નર્મદ સાહિત્ય સભા' નામ ધારણ કર્યું. ત્યારના કેટલાક કાયમી સભ્યો (સ્વ. મો.પા. દવે, સ્વ. જ્યોત્સ્નાબહેન શુકલ, મુ. શ્રી જ્યોતીન્દ્રભાઈ દવે) તથા વખતોવખત નિમાતા બીજા બે સભ્યોની સમિતિ પાંચ વર્ષના ગાળામાં શ્રેષ્ઠ નીવડેલી તે પ્રકારની કૃતિને ચંદ્રક અર્પણ કરવો એમ નક્કી કરે છે. પૂજ્ય વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદીનું માર્ગદર્શન ખરું પણ એ દરેક સમિતિમા હોય જ એવું નયે બને આ રીતે છેલ્લે છેલ્લે અપાયેલા ચંદ્રકો આ પ્રમાણે છે :

૧૯૬૦-૬૪ (નિબંધ) રામપ્રસાદ બક્ષી : 'વાઙ્‌મય વિમર્શ'
૧૯૬૧–૬૫ (ઇતિહાસ) કનૈયાલાલ દવે : 'ગુજ.નું મૂર્તિવિધાન'
૧૯૬૨–૬૬ (નાટક) પ્રાગજી ડોસા : 'ઘરનો દીવો'
૧૯૬૩–૬૭ (કાવ્ય) ઉશનસ્ : 'તૃણનો ગ્રહ'
૧૯૬૪–૬૮ (જીવનચરિત્ર) જયન્ત પાઠક : 'વનાંચલ'
૧૯૬૫–૬૯ (નિબંધ) સુરેશ જોષી : 'જનાન્તિકે'
૧૯૬૬–૭૦ (ઇતિહાસ) કલ્યાણરાય જોષી : 'ઓખામંડળના વાઘેરો'
૧૯૬૭–૭૧ (નાટક) વજુભાઈ ટાંક : 'રમતાં રૂપ'
૧૯૬૮–૭૨ (કાવ્ય) હીરાબહેન પાઠક : 'પરલોકે પત્ર'

આ પછીના નિર્ણયો લેવાવા બાકી છે

**શ્રી હર્ષવદન ત્રિવેદી, ગાંધીધામ (કચ્છ)**

સાંપ્રત ગઝલકારોમાં કોઈ એકનું નામ લેવું હોય તો ?

નવી પેઢીના જે ગઝલકારોએ સાતમા–આઠમા દાયકામાં નોંધપાત્ર કામ કર્યું છે એમાં આદિલ મન્સૂરી, મનહર મોદી, ચિનુ મોદી, જલન માતરી, મનોજ ખંડેરિયા અને રાજેન્દ્ર શુક્લ તુરત યાદ આવે. આઠમા દાયકાના નવોદિત ગઝલકારો ધ્યાન ખેંચી રહ્યા છે. રમેશ–માધવ આદિ ગીતકારો પણ ગઝલ લખે છે. હરીન્દ્ર અને ભગવતીકુમાર શર્માના પણ સ્વતંત્ર ગઝલ–સંગ્રહો થઈ શકે. ઉત્તમ ગઝલો શોધવાની હોય તો હરિકૃષ્ણ પાઠક અને અબ્દુલકરીમ શેખ પણ અચૂક યાદ આવે. શ્રી શેખાદમ આબુવાલાનું ગઝલ–લેખન છેલ્લા ત્રણ દાયકામાં પ્રસરેલું છે. એ અમુક કક્ષા જાળવીને લોકપ્રિય થઈ શકે છે એમ આગળ જાઓ તો ગની, ઘાયલ, બરકત, શૂન્ય, મરીઝ આદિનાં નામ પણ લેવાનાં થાય.

ગઝલના આસ્વાદનો મારો અનુભવ વિચિત્ર છે. એકલા બેઠા વાંચીએ તો ભાગ્યે જ એકાદ પંક્તિ ગમે ને એ જ ગઝલ એના શાયરના મુખે સાંભળીએ તો બીજા શ્રોતાઓના આનંદ–કોલાહલમાં ભાગીદાર થઈ જવાય. ક્યારેક એ બહુસંખ્ય શ્રોતાઓ શાયર લાગે અને ગઝલકાર માત્ર એમનું માઈક બની

આ બધું હળવી રીતે લખ્યું નથી. નાટકમાં પ્રેક્ષક-પ્રતિભાવનું મહત્ત્વ છે એવું ગઝલમાં શ્રોતાના પ્રતિભાવનું લાગે છે. રજૂઆત (પર્ફોર્મન્સ) પરથી કોઈ એક નામ લેવા જાઓ તો જુદા નિર્ણય પર આવવું પડે. જેમ કે જૂની પેઢીના ગઝલકારોમાં મરીઝ મોટા છે પણ એમની રજૂઆત એટલી આકર્ષક હોતી નથી.

તાજેતરમાં ચિનુ મોદી અને રાજેન્દ્ર શુક્લે મોટી સંખ્યામાં આસ્વાદ્ય ગઝલો લખી છે. આદિલ અને મનહરના લેખનમાં ઓટ આવી છે પરંતુ મનોજ ખંડેરિયા વિશે એવું કહી શકાય તેમ નથી. તેથી તમે ચિઠ્ઠી ઉપાડીને પોતે જ નિર્ણય કરી લેશો. છેલ્લાં પાંચ–સાત વર્ષમાં કેટલાક નવા ગઝલકારો આવ્યા છે. એમના વિશે અભિપ્રાય આપવા પૂર્વે એમના સંગ્રહો વાંચવાના રહે, જે હવે થશે.

## કુ. રમા જાદવ, અમરેલી

કેટલાક સાહિત્યિક મિત્રો ચર્ચા કરતા હોય છે કે મીરાં–મીરાંબાઈ બે છે. નરસિંહ મહેતા પણ બીજા હતા. 'કલાપી'ના નામે કાવ્યો લખનાર કવિ પણ બીજા જ હતા, જે મૂળ નામ ધરાવે છે તે નહિ જ! તો આ બાબતે આપનું મંતવ્ય જણાવશો.

આ ત્રણેય કવિઓ વિશે વિશેષ અધ્યયન થયાં છે. નરસિંહ અને મીરાંનાં કાવ્યોમાં પાઠભેદના પ્રશ્નો છે, કેટલીક કૃતિઓ સંગ્રહીત થઈ શકી નથી એવો વિદ્વાનોનો અભિપ્રાય છે પણ નરસિંહ–મીરાં બબ્બે હોવાનું કે 'કલાપી'ના નામે બીજાઓનું લેખન ચડયાનું માનવાને કારણ નથી. ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી પ્રગટ થયેલા સાહિત્યના ઇતિહાસના બે ભાગ વાંચો, દરમિયાન ત્રીજો ભાગ પણ આવી જશે. આ બધા પ્રશ્નોનું સમાધાન થઈ જશે.

## પ્રફુલ્લ એલ. શુક્લ, વાસાવડ

ગુજરાતી સાહિત્યનાં શ્રેષ્ઠ પાત્રોનો પરિચય આપવામાં આવે તો તે તેમની ઉત્તમ સેવા થશે. તેને માટે કંઈક કરો.

શ્રી પ્રફુલ્લભાઈએ માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને ઉત્તમ સાહિત્યકૃતિઓમાં રસ લેતા કરવા માટે આ સૂચન કર્યું છે. એમનું સૂચન સમજપૂર્વકનું છે.

ઉત્તમ કૃતિઓના સંક્ષેપ આપીને જેમ વાચકને રસ લેતો કરી મૂળ કૃતિ સુધી પહોંચવાની પ્રેરણા આપવામાં આવે છે તેમ પાત્રપ્રધાન સાહિત્ય–કૃતિઓમાં રસ જગવવા માટે આ પ્રયોગ કરી શકાય. એ 'ઉદ્‌ગાર'માં થઈ શકે કે કેમ એનો નિર્ણય એના તંત્રી ભગતભાઈ અને સંપાદક મનહરભાઈએ કરવાનો રહે.

## નરેન્દ્ર એસ. શાહ, ગોધરા

વિદેશના સાહિત્યકારો વિશે ક્યાંથી જાણકારી મેળવી શકાય? એમની કૃતિઓ ક્યાંથી મેળવી શકાય?

વિદેશી સાહિત્યકારો વિશે સાહિત્ય–કોશો, સાહિત્યના ઇતિહાસો અને લેખક–શ્રેણી રૂપે પ્રગટ થયેલાં પુસ્તકોમાંથી માહિતી મેળવી શકાય. નોબેલ પુરસ્કાર પ્રાપ્ત કરનાર લેખકો વિશે તો સીધાં ગુજરાતી–હિન્દી પુસ્તકો પણ મળશે. સતત સંપર્કમાં રહેવું હોય એમણે એન્કાઉન્ટર, ટાઈમ્સ લિટરરી સપ્લીમેન્ટ જેવાં સામયિકો જોવાં. હિન્દીમાં 'નયા પ્રતીક,' 'આલોચના', 'કલ્પના' વગેરે અને ગુજરાતીમાં 'સંસ્કૃતિ', 'ગ્રંથ.' 'એતદ્‌', 'પરબ', 'મિલાપ' વગેરે પર નજર રાખવી. મોટાં પુસ્તકાલયો વિખ્યાત સાહિત્યકારોનાં પુસ્તકોના અંગ્રેજી અનુવાદ વસાવે છે અને પાશ્ચાત્ય પ્રકાશકો ઉત્તમ પુસ્તકોની સસ્તી આવૃત્તિઓ પણ બહાર પાડે છે જે સહેલાઈથી ખરીદી શકાય.

સંદર્ભ

# સાહિત્ય-સંશોધન

સંપા. પ્રકાશ વેગડ

ગુજરાતી ભાષા અને સાહિત્યના ક્ષેત્રે પીએચ ડી. માટે નોંધાયેલ સંશોધકો અંગેની માહિતી 'ઉદ્‌ગાર' જૂન '૭૮ના અંકમાં પ્રગટ કરવામાં આવેલી. એ પછી પ્રાપ્ત થયેલ માહિતી અહીં રજૂ કરવામા આવી છે.

આ પ્રકારની 'બિબ્લિઓગ્રાફી'નું શૈક્ષણિક મહત્ત્વ સ્વીકારીને જેમણે માહિતી મોકલાવી છે, તે સહુનો હું આભારી છું.

## મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા

### માર્ગદર્શક : ડૉ. રણજિત મો. પટેલ

૧. ભક્તિબેન પંડ્યા
ગુજરાતી ધંધાદારી રંગભૂમિનાં ગીતો

૨. સુધાબેન એન પંડ્યા
વા. મો. શાહ—એક અધ્યયન

### માર્ગદર્શક : ડૉ. લવકુમાર મ. દેસાઈ

૩. નલિનીકાન્ત ધીરજલાલ દેસાઈ
મેઘાણી : લોકસાહિત્યના સંપાદક અને સમાલોચક.

### માર્ગદર્શક : ડૉ. સુભાષ મ. દવે

૪. કુમુદબહેન સુબોધ ખરીખ
મધ્ય. ગુજરાતી દશમસ્કંધો.

૫. ભાસ્કર ચંદુલાલ વ્યાસ
અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય.

૬. વિરંચી મ. ત્રિવેદી
ગુજરાતી કરુણ પ્રશસ્તિઓ અને શોકાંજલિઓ

### માર્ગદર્શક : ડૉ. સુરેશ હ. જોષી

૭. કાન્તિલાલ ભુરાભાઈ પટેલ
Philosophical approach ir Modern Gujarati literature.

૮. નીતિન શાંતિલાલ મહેતા
A study of poetic diction o Gujarati Poetry since 1956

૯. ભરત મગનલાલ નાયક
The Aesthetics of the Melodra matic with reference to th Gujarati novel.

૧૦. શિરીષ જે. પંચાલ
ગુજરાતી કાવ્ય વિવેચનની કેટલીક મૂળભ સમસ્યાઓ.

૧૧. શોભાબેન પી. શાહ
છેલ્લા દાયકાની ગુજરાતી ટૂંકી વાર્તા રચ રીતિની દૃષ્ટિએ

### માર્ગદર્શક : ડૉ. સોમાભાઈ પારેખ

૧૨. પ્રતિમાબેન ખુશાલભાઈ રાણા
ધૂમકેતુ : એક અભ્યાસ

માર્ગદર્શક : ડૉ. હર્ષદ મ. ત્રિવેદી

૧૩. દીપકકુમાર મ. ભટ્ટ

ગુજરાતી ઐતિહાસિક નવલકથા.

૧૪. નટવરલાલ ચીમનલાલ દેસાઈ

ગુજરાતી કવિતામાં હાસ્યરસ.

૧૫. શેખ મોહમ્મદ ઈશાહ

ગુજરાતી કવિતામાં ગઝલ.

૧૬. સતીશચંદ્ર શાંતિલાલ ડણાક

કાવ્ય વિવેચન (૧૯૩૦–૧૯૫૫) મુખ્ય કવિઓના સંદર્ભમાં.

## ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ

માર્ગદર્શક : ડૉ. રમણલાલ જોશી

૧૭. અસ્મા મોહમ્મદભાઈ માંકડ

ગુલાબદાસ બ્રોકરનું ગુજરાતી સાહિત્યમાં પ્રદાન.

૧૮. જયંત પટેલ

જયંતી દલાલની સાહિત્યસિદ્ધિ

૧૯. પ્રવીણાબહેન કે. પટેલ

શ્રી અરવિંદનો ગુજરાતી સાહિત્ય પર પ્રભાવ.

૨૦. મણિભાઈ પટેલ

ગુજરાતી અને હિન્દી પ્રાદેશિક નવલકથાનું તુલનાત્મક અધ્યયન.

## ભૂલસુધાર

'ઉદ્‌ગાર' જૂન '૭૮ના અંકના પૃષ્ઠ ૩૦ ક્રમાંક ૭૪ના સંલેખમાં સંશોધકનું નામ આ પ્રમાણે સુધારી લેવા વિનંતી છે : મડગાવકર, નલિની બી.

## સંપર્ક

[ સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે. તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્યસર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક-(ઑગષ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રગટ કરીએ છીએ.

—સં.

૬૯. અમૃતલાલ યાજ્ઞિક
૧૧, મધુવન સોસાયટી,
સરસ્વતી રોડ,
સાન્તાક્રુઝ (વેસ્ટ) મુંબઈ–૪૦૦૦૫૪

૭૦. ઘનશ્યામ દેસાઈ
૩૧, ગીતાભવન-B
ભૂલાભાઈ દેસાઈ રોડ,
મુંબઈ–૪૦૦૦૨૬

૭૧. બાબુભાઈ અવરાણી
C/o લોકભારતી
સણોસરા (જિ. ભાવનગર)

૭૨. દિનકર જોષી
૧૮, વિજયકુંજ
બજાજક્રોસ રોડ,
કાંદિવલી (પશ્ચિમ)
મુંબઈ–૪૦૦૦૬૭

૭૩. જશવંત મહેતા
નંદાભુવન, બ્લૉક નં. ૧૫
બજાજ રોડ, વિલેપાર્લે (વેસ્ટ)
મુંબઈ–૪૦૦૦૫૬

પ્રકાશ વેગડ

# 'બિબ્લિઓગ્રાફી' એટલે શું?

અંગ્રેજી શબ્દ 'બિબ્લિઓગ્રાફી'ના પર્યાય તરીકે ગુજરાતીમાં 'વાઙ્મયસૂચિ' શબ્દ વપરાય છે. મૂળ ગ્રીક શબ્દ 'બિબ્લિઓન' એટલે પુસ્તક અને 'ગ્રાફેન' એટલે આલેખન—આ બે શબ્દો ઉપરથી 'બિબ્લિ-ઓગ્રાફી' શબ્દ બન્યો છે. આ રીતે વ્યુત્પત્તિ પ્રમાણે 'બિબ્લિઓગ્રાફી' એટલે 'પુસ્તક આલેખન'. આ શબ્દનો સર્વપ્રથમ ઉપયોગ લુઈ જેકબ દ સેન્ટ ચાર્લ્સે પોતાની બિબ્લિઓગ્રાફીઆ પારીસિયાના'-(૧૬૪૫–'૫૦)માં કર્યો છે જેવી રીતે 'બિબ્લિઓ ગ્રાફી' નો શાબ્દિક અર્થ 'પુસ્તક આલેખન' થયો, એવી જ રીતે પુસ્તકોની નકલ કે કોપી કરનાર લહિયાઓ સર્વપ્રથમ 'બિબ્લિઓગ્રાફર' કહેવાયા. આ પરિભાષા ઈ. સ. ૧૭૬૧ સુધી અસ્તિત્વ ધરાવતી જોવામાં આવે છે. કૅનિંગ્સની ઇંગ્લિશ ડિક્શનરી'માં 'બિબ્લિઓગ્રાફર'ની પરિભાષા આ પ્રમાણે આપવામાં આવેલ છે: "One who copies books."

અઢારમી સદીની ઉત્તરાર્ધમાં ફ્રાંસમાં પુસ્તક સંગ્રહ કરવાનો એક પ્રવાહ ઊપડવો હતો. આ પ્રવાહે નવીન લેખનશૈલીનેજન્મ આપ્યો. અને 'બિબ્લિઓ-ગ્રાફી'ની પ્રચલિત વ્યાખ્યા 'પુસ્તક આલેખન', બદલાઈને હવે 'પુસ્તકો વિશેનું આલેખન' તરીકે સ્વીકારાઈ. બિબ્લિઓગ્રાફીના આ સ્વરૂપપરિવર્તનનો ફ્રાંસ, જર્મની અને ઇંગ્લૅંડમાં સ્વીકાર થતાં વધારે સમય લાગ્યો નહિ ફ્રાંસના પેનોએ (Peignot) ૧૮૦૨માં પોતાના કોશમાં 'બિબ્લિઓગ્રાફર'ની પરિભાષા આ રીતે આપી છે: 'પુસ્તકો વિશેનું જ્ઞાન, સાહિત્યિક ઇતિહાસ અને એ બધું જે મુદ્રણની કળા સાથે સંબંધ ધરાવે છે, એનું વિશેષ અધ્યયન કરનાર.' જર્મન વિદ્વાન ઈબર્ટે (Ebert) 'સાહિત્યિક ઉત્પાદનથી સંબંધ ધરાવતું વિજ્ઞાન' તરીકે બિબ્લિઓ-ગ્રાફીની વ્યાખ્યા કરી સમય જતાં ઈબર્ટની પરિભાષામાં પણ ફેરફાર થયો અને 'પુસ્તકોનું વિજ્ઞાન' તરીકે આ શબ્દ સ્વીકારાયો.

માનવ જ્ઞાનવિકાસની વૃદ્ધિ સાથે આ વિષયનું સ્વરૂપ અને ક્ષેત્ર પરિવર્તિત તેમ જ વિકસિત થયું હોઈ, 'બિબ્લિઓગ્રાફી' શબ્દના અર્થમાં અનેક ફેરફાર થયા છે, અને વિવિધ પરિભાષાઓમાંથી એને પસાર થવું પડયું છે. એના વિકાસક્રમનો લાંબો ઇતિહાસ આજે ગ્રંથાલયશાસ્ત્રના વિદ્યાર્થીઓ માટે અભ્યાસનો વિષય બન્યો છે. અહીં એ વિગતમાં ઊતર્યા વિના, આપણે આ શબ્દની વર્તમાનકાળમાં કરવામાં આવતી પરિભાષા જોઈએ: 'બિબ્લિઓગ્રાફી એટલે લેખિત કે પ્રકાશિત સામગ્રી(હસ્તપ્રતો, સામયિકો, નકશાઓ, ગ્રામોફોન રેકોર્ડ, ટેઈપ, ફિલ્મ વગેરે)ની પદ્ધતિસર તૈયાર કરવામાં આવેલ વર્ણનાત્મક સૂચિ.'

પહેલાં કરતાં હવે બિબ્લિઓગ્રાફીનું ક્ષેત્ર ઘણું મર્યાદિત અને સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે. તેમ છતાં પુસ્તક-ઉત્પાદનની કળા અને ઇતિહાસ તો હજી પણ એના વિષયક્ષેત્રમાં શામિલ છે. ખરેખર તો બિબ્લિઓગ્રાફીના અધ્યયનમાં પુસ્તકના ભૌતિક સ્વરૂપનું વર્ણન અને એના ઉત્પાદનનો ઇતિહાસ એટલા મહત્ત્વનું સ્થાન ધરાવે છે કે બિબ્લિઓગ્રાફીનું વ્યાવહારિક સ્વરૂપ ઘણીવાર એનાથી ઢંકાઈ જાય છે. ગ્રંથ અને સામયિકોના પ્રકાશનમાં વૃદ્ધિ થવાને લીધે વર્તમાનયુગમાં 'બિબ્લિઓગ્રાફી'ના આ વ્યાવહારિક પાસાનું મહત્ત્વ ઘણું વધી ગયું છે.

## વાઙ્મયસૂચિનો ઉદ્ભવ, વિકાસ અને ઐતિહાસિક પરિપ્રેક્ષણ —

આરંભકાળની વાઙ્મયસૂચિઓ વ્યક્તિ-પરિચય સાથે તેમના ગ્રંથોની સૂચિ રૂપે વધારે પડતી જોવા મળે છે. એનું સ્વતંત્ર અસ્તિત્વ તો પાંચમી સદીમાં સેન્ટ જેરોમ અને ગેનાડિયસ દ્વારા થયેલ પ્રયાસોમાં

ડેકિયાં કરતું દેખાય છે. આ ક્ષેત્રે થયેલ પ્રારંભિક પ્રયાસોમાં બીડનું નામ નોંધપાત્ર છે. એમણે પોતાના ગ્રંથ 'ઇકલેસિએસ્ટિકલ હિસ્ટ્રી ઑફ બ્રિટન' (ઈ. સ. ૭૩૧)માં પરિશિષ્ટ તરીકે સંદર્ભસૂચિ આપી છે.

ઈ. સ. ૧૪૧૦માં જોન બોસ્ટને ઇંગ્લૅંડના મઠોના ગ્રંથ ભંડારોમાં સંગૃહીત ગ્રંથોની એક સંઘસૂચિ (Union catalogue)–'catalogus scriptorium Ecclesices' સંપાદિત કરી હતી. આ સૂચિમાં અકારાદિક્રમમાં લેખકના નામ હેઠળ પુસ્તકોની નોંધ કરવામાં આવેલ છે અને દરેક ગ્રંથાલય માટે જુદું ઓળખ–ચિહ્ન આપવામાં આવ્યું છે.

૧૫મી સદીના ઉત્તરાર્ધમાં વાઙ્મયસૂચિઓ તૈયાર કરવાના થયેલા પ્રયાસોમાં બેનેડિક્ટાઇન મઠના વડા જોન ટ્રેથાઇમનું નામ ઉલ્લેખનીય છે. એમણે સર્વપ્રથમ સ્પાઇનહાઈમ મઠની લાઇબ્રેરીની ગ્રંથસૂચિ તૈયાર કરી. ૧૪૯૫માં ધર્મોપદેશ સંબંધી ૭૦૦૦ પુસ્તકોની અને તે પછી મુખ્ય જર્મન લેખકોના ગ્રંથોની એક યાદી પણ તૈયાર કરી હતી. અકારાદિ લેખક અનુક્રમણિકાના આધારે એમણે કાલક્રમાનુસારી પદ્ધતિ દાખલ કરી હતી.

કોનરાડ ગેસનરે 'બિબ્લિઓથેકા યુનિવર્સેલિસ' (૧૫૪૩)માં લેટિન, ગ્રીક અને હેબ્રુ ભાષાઓના ઉપલબ્ધ ગ્રંથોની યાદી ટૂંક નોંધ સાથે આપેલ છે. આ ગ્રંથમાં આશરે ૩૦૦૦ લેખકોની કૃતિઓની નોંધ કરવામાં આવી છે. ગેસનરે દાખલ કરેલ પદ્ધતિનો અમલ સાર્વત્રિક થઈ શકતો હોઈ, તેમ જ રાષ્ટ્રીય ગ્રંથસૂચિઓ સંપાદિત કરવામાં આ પદ્ધતિ વિશેષ ઉપયોગી હોવાને લીધે તેમને 'બિબ્લિઓગ્રાફીનો પિતા' કહેવામાં આવે છે. પણ વાઇનરના મતે જોન ટ્રેથાઇમને આ શ્રેય આપવો જોઈએ કેમ કે ગેસનરે પોતાની સૂચિ તૈયાર કરતી વખતે ટ્રેથાઇમની સૂચિનો ઉપયોગ કર્યો હતો.

વાઙ્મયસૂચિઓના ક્ષેત્રે થયેલા મુખ્ય ઐતિહાસિક અને ઉલ્લેખનીય પ્રયાસોમાં જોન બેઈલ કૃત 'ઇલુસ્ટ્રીઅમ મેજોરિસ બ્રિટેનિયા'(૧૫૪૮)ની નોંધ લેવી પડે. આ ગ્રંથ રાષ્ટ્રીય ગ્રંથસૂચિ સંપાદિત કરવાના પ્રથમ મુખ્ય પ્રયાસ તરીકે ઉલ્લેખનીય છે.

આ પ્રમાણે ૧૩૦૦ વર્ષોના પૂર્વકાલીન પ્રયાસો પછી ૧૮મી સદીમાં ફિલિપ્પે લાબેએ પ્રગટ કરેલ 'વાઙ્મયસૂચિઓની વાઙ્મયસૂચિ' (Bibliotheca Bibliothecarum) દ્વારા 'બિબ્લિઓગ્રાફી'ને જ્ઞાનની એક વિશિષ્ટ શાખા તરીકે માન્યતા પ્રાપ્ત થઈ.

કોટન મેથ્યુ સંપાદિત 'બિબ્લિઓગ્રાફી ઑફ થિયોલોજિકલ ઍન્ડ બિબ્લિકલ લિટરેચર' (૧૭૨૬) આ ક્ષેત્રનો એક અન્ય સીમાચિહ્ન ગ્રંથ છે. પણ વસ્તુતઃ 'અર્થપૂર્ણ પ્રથમ બિબ્લિઓગ્રાફી' તરીકે ગિલામે દ બુરેની 'બિબ્લિઓગ્રાફી ઇન્સટ્રક્ટિવ' ભા. ૧ થી ૧૦( ઈ. સ. ૧૭૬૩ થી ૧૭૮૨ )નો ઉલ્લેખ કરવો પડે. આ વાઙ્મયસૂચિના દરેક સંલેખ સાથે વિવેચનાત્મક નોંધ પણ આપવામાં આવેલ છે.

આ પ્રમાણે ગ્રંથ–પ્રકાશનમાં વૃદ્ધિ થવાની સાથે વાઙ્મયસૂચિઓનો પણ વિકાસ થયો છે. વિકાસક્રમના પ્રારંભિક કાળમાં અલભ્ય ગ્રંથોની સૂચિઓ પૂરતો બિબ્લિઓગ્રાફીનો વિષય મર્યાદિત હતો. દા.ત. લુડવિગ એફ. ટી. હેઈન કૃત 'Repertorium Bibliographicum ad annum MD' (બે ભાગની ચાર જિલ્દમાં, ૧૮૨૬–૧૮૩૮) અને રોબર્ટ પ્રોક્ટર કૃત 'Index to the early printed books in the British Museum.' ભારતના ગ્રંથો વિષયક વાઙ્મયસૂચિઓનાં થિયોડોર ઑફ્રેષ્ટ કૃત 'catalogus catalogorum: an alphabetical list of Sanskrit works and authors' (લિપઝિગ, ૧૮૯૧–૧૯૦૩ ત્રણ ભાગમાં) અને જ્યોઆન્સ ગિલ્ડર માઈસ્ટર કૃત 'Bibliotheca Sanskritae' (લંડન, ૧૮૪૭) ઉલ્લેખનીય છે.

વામહ્યસૂચિ સંપાદિત કરવાની કળાની પરિપક્વતા ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં પેટ્ઝોલ્ડ કૃત 'બિબ્લિઓથેકા બિબ્લિઓગ્રાફિકા'(૧૮૬૬) માં જોવા મળે છે. સંપાદન, ગોઠવણ, માહિતીની પૂર્ણતા, ચોકસાઈ અને વિશ્વસનીયતા માટે આ ગ્રંથ પૂર્વગામી તમામ ગ્રંથો કરતાં મોખરાનું સ્થાન ધરાવે છે અને આ દષ્ટિએ બિબ્લિઓગ્રાફીના ઇતિહાસમાં આ ગ્રંથ એક સીમાચિહ્ન તરીકે નોંધપાત્ર છે.

આજનો બિબ્લિઓગ્રાફીનો અતિ વિકસિત અને સમૃદ્ધ વિષય, માનવ અભિવ્યક્તિના માધ્યમ પુસ્તકોને વિસ્મૃતિના ગર્તમાં લુપ્ત થતાં બચાવવાની સદીઓથી ચાલી રહેલી મથામણનો પરિપાક છે.

## વાઙ્મયસૂચિઓના હેતુઓ અને ઉપયોગિતા

માનવ-ઇતિહાસમાં એક સમય એવો પણ હતો કે જ્યારે અભ્યાસીઓ માટે એ શક્ય હતું કે પોતાના વિષયની સમગ્ર વાચન-સામગ્રીની ભાળ એ રાખી શકતો. વર્તમાનકાળમાં ગ્રંથ-પ્રકાશનમાં ઉત્તરોત્તર થઈ રહેલ વૃદ્ધિને લીધે, હવે કોઈ પણ અભ્યાસી માટે એ શક્ય રહ્યુ નથી કે પોતાના વિષયનુ બધુ સાહિત્ય વાંચી શકે કે ગ્રંથોનાં નામ યાદ રાખી શકે માટે હવે એવી અપેક્ષા રાખવામાં આવે છે કે એને શું વાંચવું જોઈએ એટલુ તો એ જાણતો હોવો જોઈએ. કોઈએ ઠીક જ કહ્યુ છે કે 'સહુથી બહુમૂલ્ય જ્ઞાન તો એ જ્ઞાન છે, જે સર્વજ્ઞાન તરફ દોરી જાય'. વાઙ્મયસૂચિ ખરેખર આપણને આ પ્રકારનુ જ્ઞાન આપે છે. નાવિકો માટે જેમ દિશાસૂચક યંત્ર ઉપયોગી હોય છે, તેમ અભ્યાસીઓ માટે વાઙ્મયસૂચિ.

વાચનસામગ્રીના વિશાળ ઢગમાંથી પોતાની રુચિવિષયક સામગ્રી જુદી પાડવા, તેમ જ કોઈ પણ વિષયમાં, કોઈ પણ દેશમાં, આજ સુધી પ્રગટ થયેલ સાહિત્યની માહિતી મેળવવા વાઙ્મયસૂચિની જરૂર પડતી હોય છે. પુસ્તક-પસંદગી કરવાના સાધન તરીકે, તેમજ બિબ્લિઓગ્રાફિક વિગત માટે સંદર્ભ-સૂચિઓનો થતો ઉપયોગ સર્વવિદિત છે.

વિવિધ જ્ઞાન શાખાઓના ક્ષેત્રે આદ્ય પર્યંત માહિતી સંગૃહીત કરીને વાઙ્મયસૂચિઓએ જ્ઞાન-સામગ્રીને પુસ્તકોના ખડકલા નીચે દબાઈ, ખોવાઈ કે અલક્ષ્ય થતાં બચાવી છે. વિવિધ પ્રકારની જ્ઞાન-સામગ્રીનું વર્ગીકરણ અને વિવરણ રજૂ કરીને અભ્યાસીઓ અને સંશોધકોનું કામ સરળ અને સુગમ બનાવ્યું છે.

વિજ્ઞાન અને યંત્રવિજ્ઞાનના ક્ષેત્રે વૈજ્ઞાનિકો અને અન્ય સંશોધકો માટે એ માહિતી ખૂબ અગત્યની હોય છે કે એના વિષયમાં આજ સુધી શું કામ થયું છે અને અત્યારે ક્યાં, કોણ, શું કામ કરી રહ્યુ છે. આપણે જાણીએ છીએ કે 'બાયોલોજિકલ એબ્સટ્રેક્ટ' અને 'કેમિકલ એબ્સટ્રેક્ટ' જેવાં અનેક સંદર્ભ સામયિકો વૈજ્ઞાનિકોને આ પ્રકારની વાઙ્મય માહિતી સેવા આપે છે. આ રીતે વાઙ્મયસૂચિ વૈજ્ઞાનિકોને સંસારના કોઈ પણ પ્રદેશમાં થઈ રહેલ સંશોધન, અભ્યાસ અને પ્રકાશન વગેરેના ઝડપી સમાચાર આપે છે. વાઙ્મયસૂચિઓ દ્વારા જ સંશોધનનું પુનરાવર્તન થતાં અટકાવી શકાય છે અને સમય, શક્તિ તેમ જ સાધનનો અપવ્યય નિવારી શકાય છે. વર્તમાન યુગમાં જેમ દરેક શોધ વાઙ્મયસૂચિથી શરૂ થાય છે તેમ એની ઇતિ પણ વધારે સમૃદ્ધ વાઙ્મયસૂચિથી થાય, એની તકેદારી અભ્યાસીઓએ રાખવી જોઈએ.

વાઙ્મયસૂચિઓ દરેક પ્રકારનાં પુસ્તકોને વિસ્મૃતિના ગર્તમાં કે કાઈ જવામાંથી બચાવે છે. ઉત્તમ પુસ્તકોને પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે વાઙ્મયસૂચિની જરૂર ઓછી પડે પણ મધ્યમ કે અધમ પુસ્તકોને તો પડે છે. દરેક પુસ્તક, ઉત્તમ કે અધમ, અલગ-અલગ દૃષ્ટિબિંદુથી ઉપયોગી છે 'ઉત્તમ પુસ્તકો એક વ્યક્તિનું માનસ વ્યક્ત કરે છે, જ્યારે અધમ પુસ્તકો અનેક વ્યક્તિઓનાં.' આ રીતે વાઙ્મયસૂચિઓમાં પુસ્તકોની નોંધ કરવામાં આવતી હોવાને લીધે, કોઈ પણ વિષય ઉપર અમુક સમયમાં કેટલુ અને કેવા પ્રકારનું સાહિત્ય સર્જાયું છે એનો તાગ મેળવવાનુ, તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ મૂલ્યાંકન કરવાનુ શક્ય બની શક્યું છે.

સંશોધનના અનિવાર્ય સાધન તરીકે, તેમ જ પદ્ધતિસરની શિક્ષણનીતિ અપનાવવા માટે વાઙ્મય-સૂચિઓનું મહત્ત્વ વિશ્વની તમામ જાગૃત પ્રજાએ સ્વીકાર્યું છે. વિશ્વના તમામ વિકસિત દેશોનાં ગ્રંથાલયોમાં વાચકોને હાજર પુસ્તકો કે અન્ય સામગ્રી આપવા માત્રથી ગ્રંથપાલોનું કર્તવ્ય પૂરું થઈ જતું નથી. બીજાં ગ્રંથાલયોમાં ઉપલબ્ધ સામગ્રી કે અમુક વિષયમાં પ્રકાશિત તમામ સામગ્રી વિષયક માહિતી વાચકોને આપવાનું કાર્ય તેને માટે આજે એક સહજ

બાબત બની ગઈ છે. વાચકો દ્વારા ગમે તે પ્રકારની અને ગમે તેટલી પૃચ્છાનો સંતોષકારક જવાબ કે જોઈતી વાચનસામગ્રી તે સહેલાઈથી આપે છે. આ પ્રકારની કાર્યકુશળતા અને દક્ષતા સિદ્ધ કરવા તે વિવિધ પ્રકારની વાઙ્મયસૂચિઓ તૈયાર કરે છે અને અન્ય સંદર્ભ સાધનો વસાવે છે. વિશ્વના અનેક દેશોમાં આજે કમ્પ્યુટર દ્વારા સંદર્ભ સેવા આપવામાં આવે છે.

**વાઙ્મયસૂચિઓના ક્ષેત્રે આયોજિત વિકાસકૃચ--**

ઈ. સ. ૧૮૧૧માં ફ્રાંસની રાષ્ટ્રીય બિબ્લિઓગ્રાફીના પ્રકાશન સાથે આ ક્ષેત્રે પદ્ધતિસર સંશોધનની એક સ્વતંત્ર વિદ્યાશાખાની સ્થાપના થયેલ જોવા મળે છે. ઇંગ્લેંડમાં પણ આ વિષયને ઉત્તેજન અને પ્રોત્સાહન આપવાના આશયથી ઈ. સ. ૧૮૯૨માં 'બિબ્લિઓગ્રાફિકલ સોસાયટી'ની સ્થાપના કરવામાં આવી. આયોજનબદ્ધ શરૂ કરવામાં આવેલ આ સંસ્થાના પ્રયાસો દ્વારા ઈ. સ. ૧૯૫૦માં 'કાઉન્સિલ ઑફ બ્રિટિશ નેશનલ બિબ્લિઓગ્રાફી'ની સ્થાપના થઈ. અને આ સંસ્થા દ્વારા 'બ્રિટિશ નેશનલ બિબ્લિઓગ્રાફી' નિયમિત પ્રગટ થાય છે. અન્ય દેશોમાં પણ આ પ્રમાણે રાષ્ટ્રીય વાઙ્મયસૂચિઓ પ્રગટ કરવા માટે સંસ્થાઓ ઊભી કરવામાં આવેલ છે. ભારતમાં રાષ્ટ્રીય ગ્રંથાલય, કલકત્તા દ્વારા ૧૯૫૮થી રાષ્ટ્રીય વાઙ્મયસૂચિઓ પ્રગટ થાય છે.

અમેરિકા, ઇંગ્લેન્ડ, રશિયા, જર્મની વગેરે દેશોની યુનિવર્સિટીઓ પણ આ ક્ષેત્રે પાછળ નથી. હાર્વર્ડ, લંડન અને કેમ્બ્રિજ યુનિવર્સિટીઓએ આ ક્ષેત્રે પ્રશંસનીય કાર્ય કર્યું છે. તાજેતરમાં યુનેસ્કોએ દૂરંદેશી આયોજન કરીને સંશોધન માટે અતિ ઉપયોગી એવા ઘણા મહત્ત્વપૂર્ણ સંદર્ભગ્રંથો પ્રગટ કર્યા છે અને આંતરરાષ્ટ્રીય વિષય વાઙ્મયસૂચિ તૈયાર કરતી સંસ્થાઓને પ્રોત્સાહન અને સહાય આપવાનું ચાલુ કર્યું છે.

***

ગુજરાતી સાહિત્ય વાઙ્મયસૂચિ શ્રેણી:
'વિષય સંદર્ભ પુસ્તિકા-૧

# મહાનિબંધ વર્ગીકૃત સૂચિ

## ૧૮૫૭-૧૯૭૭

પ્રાકૃત
અપભ્રંશ
અને
ગુજરાતી ભાષા-સાહિત્યના ક્ષેત્રે
ગ્રેટ બ્રિટન
અમેરિકા
ફેડરલ રિપબ્લિક ઑફ જર્મની
અને
ભારતની યુનિવર્સિટીઓ દ્વારા
પીએચ. ડી. તથા અન્ય પદવીઓ માટે
સ્વીકૃત મહાનિબંધો

પ્રસ્તાવના
ડૉ. હરિવલ્લભ ભાયાણી

સંપાદન
પ્રકાશ વેગડ

પ્રકાશક
આર. આર. શેઠની કંપની
મુંબઈ * અમદાવાદ

વનરાજ માલવી

# સાહિત્યને લોકગમ્ય કરવાના પ્રયત્નો

[મથાળે દર્શાવેલા વિષય પર તા. ૨૫મી જૂન ૧૯૭૮ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદે અમદાવાદ ખાતે એક પરિસંવાદ યોજ્યો હતો. તેમાં ગુજરાતી સાહિત્ય પ્રકાશક તથા વિક્રેતા મંડળના મંત્રી શ્રી વનરાજ માલવીએ આપેલું વ્યાખ્યાન નીચે આપીએ છીએ.]

એક વાર મારે એક બુકસેલરની દુકાને જવાનુ થયું. એની દુકાનમાં મેં એવાં એવાં પુસ્તકો જોયાં કે મને સહેજ નવાઈ લાગી મારાથી પુછાઈ ગયું કે તમે આવાં આવાં પુસ્તકો રાખો છો, તે ખરીદે જ કોણ? ત્યારે મને ઉત્તર મળ્યોઃ છે એવું કે સારું સાહિત્ય લખનારા લેખકો છે, એમાં પોતાનો સમય અને શક્તિ ખરચે છે, એવું પ્રગટ કરનારા પ્રકાશકો પણ છે, એમાં સારી પેઠે મૂડી રોકે છે. એવું ખરીદનાર લાઇબ્રેરીઓ, યુનિવર્સિટીઓ, કોલેજો પણ છે. પણ મુશ્કેલી એ બાબતની છે કે તેના વાચનારા નથી. ખરેખર એ સ્થિતિ વરસોથી રહી છે. અમે સુરતમાં નર્મદ સાહિત્ય સભાના આશ્રયે ક્યારેક ક્યારેક કવિસંમેલન યોજતા. શ્રોતાઓને ભેગા કરવાનો અમારી પાસે કોઈ ઇલાજ નહોતો, માત્ર છાપામાં બે-ત્રણ લીટી દ્વારા તેની જાણ કરતા અને જે કોઈ શ્રોતાઓ આવતા તેમનો હું ખાસ આભાર માનતો– મંત્રી હોવાને નિમિત્તે આભાર માનવાની ક્રિયા મારે કરવાની થતી. ત્યારે હું કહેતો કે અમે આપના– શ્રોતાઓના ખૂબ આભારી છીએ–જેમને કારણે આ સમેલન સફળ થયેલું ગણાય. મને કવિઓ તો બહુ સહેલાઈથી મળી રહે છે. કવિઓને આમંત્રણ મોકલીએ છીએ ત્યારે તેઓ કદી ના પાડતા નથી. તે શોધવાની તકલીફ પણ પડતી નથી. પણ મુશ્કેલી શ્રોતાઓ ભેગા કરવાની છે. એટલે આજનો જે વિષય છે તેમાં થોડો ફેર કરવાની મને જરૂર લાગે છે. સાહિત્યને લોકગમ્ય કરવાના પ્રયત્નો તો ઠીક છે, પણ લોકોને સાહિત્યગમ્ય કેમ કરી શકાય? સાહિત્ય તો છે જ; પણ તેના તરફ લોકો 'ગમ્ય' બન્યા નથી. આમ જોવા જાઓ તો સાહિત્ય લોકગમ્ય બનાવીએ કે લોકોને સાહિત્યગમ્ય બનાવીએ–એમાં કદાચ બહુ ફેર નહિ પડતો હોય ટૂંકમાં બંનેને એકમેકની સાથે મેળવી આપવાના છે.

સાહિત્યને લોકગમ્ય બનાવવાના શક્ય ઇલાજો આપણે લેતા આવ્યા છીએ; જેમ કે સાહિત્યવિષયક વ્યાખ્યાનો, કવિસમેલનો, સાહિત્યવિષયક પત્રો ઇત્યાદિ તેમ પ્રકાશકો પોતાની રીતે પણ પ્રયત્નો કરતા આવ્યા છે. એ બધા પ્રયત્નો જાણીતા જ છે તેથી તેમાં ઊંડા ઊતરવાની જરૂર મને લાગતી નથી

આખિરે સાહિત્યને તેના વાચક કે માણનારા લગી પહોંચાડવાનો સૌથી સરળ રસ્તો, આપણે જાણ્યો છે તે પુસ્તક છે. માણસ જાત હજી તેનાથી વધારે સારો માર્ગ શોધી શકી નથી. સાહિત્યકાર સર્જન તો કરે, પણ અસંખ્ય લોકો લગી તેને લઈ જવું હોય તો પુસ્તક જેવું સરળ અને ઉપયોગી સાધન આજ દિન સુધી જડી શક્યું નથી. ટીવી, સિનેમા ઇત્યાદિ સાધનો ઉપલબ્ધ છે, પરંતુ સાહિત્યકૃતિ અને તેના માણનારાની વચ્ચે, માધ્યમ રૂપે હજી તેને સફળ કરી શક્યા નથી. બહુધા તે મનોરંજનનો જ વિષય બની રહ્યો છે.

તેથી હું મારા વ્યાખ્યાનને સાહિત્યના એક ઉત્તમ માધ્યમ, પુસ્તકને જ મર્યાદામાં રાખી મારું વક્તવ્ય રજૂ કરીશ

પુસ્તક લોકો લગી પહોંચાડવું કઈ રીતે? તો એ માટેનો, આજદિન લગી આપણને સૂઝેલો એક માત્ર માર્ગ છે: પુસ્તકાલય. એ રીતે સાહિત્યકારની કૃતિઓને સૌથી વિશાળ સમુદાય લગી લઈ જઈ શકીએ છીએ. તો એ રીતે વિચાર કરીએ કે સૌથી વધુ લાઇબ્રેરીઓ આપણે કઈ રીતે ઊભી કરી શકીએ

આ દિશામાં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે જે સંગીન કામ કર્યું તે પ્રજાકીય સરકાર કરી શકી નથી, એ બહુ જ ખેદની વાત છે. ત્રીસ વરસ પછી કંઈક સળવળાટ થઈ રહ્યો છે, અને લાઇબ્રેરી એક્ટના ઘડતર લગી આવી પહોંચ્યા છીએ. એ એક્ટ પસાર તો થશે જ. પણ તેની સાથે રહેલાં કેટલાંક ભયસ્થાનો પણ વિચારી લેવાં જોઈએ.

(૧) સૌ પ્રથમ, સરકારી ધોરણે કોઈ પ્રવૃત્તિ થાય છે ત્યારે, મોટા ભાગના કિસ્સામાં બને છે તેમ એ યોજના કે પ્રવૃત્તિનું ખોળિયું રહી જાય છે અને આત્મા ખોવાઈ જાય છે. તેમાં કોઈ ધબકાર હોતો નથી. સરકારી હેવાલોમાં આ યોજના પાછળ કરોડ રૂપિયા ખર્ચાયાની વિગતો આવશે. અને રકમ ફાળવ્યાથી પ્રવૃત્તિ કે યોજના થઈ જશે એવો એક ખ્યાલ પણ ઘર કરી બેસશે. આપણે એ જોવાનું રહેશે કે લાઇબ્રેરી એક્ટ પસાર થયે તે સરકારનું એક વધારાનું ખાતું ન બની બેસે; પણ એક લોકોના મૂળ સુધી જઈ શકે તેવી જીવંત પ્રવૃત્તિ બને. નહિ તો થશે શું, તેનો ખ્યાલ કરીએ:

(૧) પહેલું એ થશે કે કરોડ કે બે કરોડ રૂપિયાની—ગમે તે કદની યોજના હોય—તેમાં વહીવટી તંત્રનું ખર્ચ અતિ મર્યાદિત થાય તે અતિ અનિવાર્ય બની રહેશે. નહિ તો લાઇબ્રેરીઓ સ્થપાશે ખરી; તેમાં મઝાનાં કબાટો અને રેક્સ પણ હશે–પણ પુસ્તકો નહિ હોય. પુસ્તક વિનાનાં પુસ્તકાલયોની કલ્પના રૂચે તેવી નથી; પણ એની શક્યતાની પણ કમી નથી. એટલે સરકાર જે પણ રકમ ખર્ચે તેમાં ૫૦%ની રકમ કોઈપણ ભોગે પુસ્તકો પાછળ જ ખર્ચાય તેનું ધ્યાન રાખવું જોઈશે. બાકીના પચાસ ટકામાં જ છાપાંઓ, ભાડું, પગાર ઇત્યાદિનો સમાવેશ થવો જોઈએ. આમ જો ન થાય તો લાઇબ્રેરી એક્ટનો મૂળભૂત હેતુ ગૂંગળાઈ જશે.

(૨) લાઇબ્રેરીઓ તો ઊભી કરી, પણ તેમાં નબળાં પુસ્તકો દાખલ થઈ જાય તો? બહુ જ મોટું જોખમ છે. અને તેમ થવાની શક્યતા પણ ભરપટ્ટે છે. એક સારું પુસ્તક જ બીજાં પુસ્તકના વાચન તરફ વાંચકને દોરી શકે છે. અને નબળું પુસ્તક વાચકના મનમાં પુસ્તક વિષે જ અભાવો ઊભો કરી આપે છે. મેં અનેક કિશોરોના કિસ્સામાં જોયું છે કે તે પહેલું પુસ્તક વાંચવા લે; તે એનો રસ જાગ્રત ન કરી શકે તો બીજા કે ત્રીજા લગી હાથ લંબાવશે. પણ જો શરૂઆતમાં જ રસહીન પુસ્તકો તેને હાથે ચડશે તો તેનામાં પુસ્તક વિષે એક ભ્રમ ઊભો થશે કે તે માત્ર માથું દુખવવાના ઉપાય કરતાં કશું વિશેષ કરી શકતાં નથી. તેથી, લાઇબ્રેરીઓમાં સારાં પુસ્તકો જ દાખલ થાય તે હેતુ સિદ્ધ થવો જોઈએ. એ સારુ, એક તટસ્થ પુસ્તક–પસંદગીની સમિતિ નીમાય; અને તેની ભલામણો અનુસાર જ ૬૦–૭૦% જેવાં પુસ્તકો ખરીદાય. બાકીની રકમ ભલે જે તે સ્થળના પુસ્તકાલયની સંચાલન સમિતિ પોતાની ઇચ્છા અનુસાર ખરચે.

આ સિવાય પણ લાઇબ્રેરી એક્ટ વધુ કહી શકાય. પરંતુ એ ધારો હજી આવ્યો નથી. તે કેવું સ્વરૂપ લેશે તે આપણે જાણતા નથી.

એ સંજોગમાં તેને વિષે વધુ ચર્ચા અસ્થાને છે.

લોકોને સાહિત્યગમ્ય કરવા હોય તો તેમને વાંચનની ટેવ પડે એ બહુ અગત્યનું છે. જો ટેવ નહિ હોય, પુસ્તક કે સાહિત્યકૃતિ વિષે કશું કુતૂહલ જ ન હોય તો તે પુસ્તકને કદી અડવાનો જ નહિ.

તેથી વાંચનની ટેવ કેળવવાનો સભાન પ્રયાસ થવો જોઈએ. અને પાકે કાંઠે ઘડા ન ચડે તેમ મોટી ઉમરે વાંચનની ટેવ ખીલવવાનું પણ અતિ મુશ્કેલ છે. વાંચનનો ચેપ બાલ્યાવસ્થાથી કે કિશોરાવસ્થાથી લગાડી શકાય, તો લગભગ ૫૦% જેટલું કામ સિદ્ધ થઈ ગયેલું ગણી શકાય પણ એ કામ કોણ કરે? કઈ રીતે થઈ શકે? તરત ઉકેલ મળી આવશે: પ્રાથમિક શાળાના શિક્ષકો એ કામ કરી શકે. એમા તેઓ જરૂર નિમિત્ત બની શકે પણ આપણે એમને એવી હાલતમાં મૂક્યા છે કે એમની પાસે આ પ્રવૃત્તિમા જીવંત રસની અપેક્ષા વધારે પડતી છે હકીકત એ છે કે જો બાળકો ને કિશોરોમાં આ પ્રવૃત્તિના બી વાવી દઈએ તો જેમને વાચનનો ચસકો લાગે છે, તે જીવનભર સારો વાચક બની રહે છે તે પોતે પુસ્તક ખોળતો થઈ જાય છે. પુસ્તકે લાઇબ્રેરીમા વાચકની રાહ જોતી ધૂળ ખાતા પડી રહેવાની જરૂર રહેતી નથી.

એક નક્કર હકીકત એ છે કે મોટી ઉમરવાળા કરતાં નાની વયનાંઓ વધારે વાચે છે; પુરુષો કરતા સ્ત્રીઓમા વાચનશોખ વધુ કેળવાયો છે; અને શ્રીમંતો કરતાં મધ્યમ વર્ગ જ સાહિત્ય પ્રત્યે રુચિ દર્શાવી છે. તેથી, જે વર્ગ વધુ વાચે છે તેમનામાં વાચનરસ ખીલવવાનો સૌથી પહેલો પ્રયત્ન થવો જોઈએ. જે વર્ગ—ખાસ કરીને શ્રીમંતો—નું પુસ્તક પ્રત્યે વલણ અતિ કમી દેખાય છે. તેથી, જે પુસ્તક-શત્રુઓ છે તેમને વાંચન પ્રત્યે નોતરવા કરતાં જેમણે આજદિન લગી પોતાની વાંચન-અભિરુચિ બતાવી છે તેમનો આપણી પ્રવૃત્તિમાં સાથ લેવો વધુ હિતાવહ છે

એક અગત્યની બાબત છે કે પુસ્તકો લોકોને સરળતાથી મળવાં જોઈએ. મોટા ભાગના લોકો માટે પુસ્તક એ બિનજરૂરી વસ્તુ છે. છતાં સરળતાથી હાથવગી બને તો તેને વાંચનાભિમુખ કરવાનો ઉદ્દેશ સહેલાઈથી પાર પાડી શકાય. તેથી, સરક્યુલેટિંગ લાઇબ્રેરીને ધંધા તરીકે વિકસાવવાના પણ પ્રયત્ન થવા જોઈએ. તેને લીધે બેકારીની થોડી સમસ્યા હલ થશે, અને ખાનગી ક્ષેત્રે એ વ્યવસાય ઊભો થવાને કારણે પુસ્તકોને લોકો સુધી લઈ જવાનો પુરુષાર્થ, એ વ્યવસાયમાં પડેલા લોકો જ કરશે. અમદાવાદ જેવા શહેરમાં, થોડી ફીથી પોતાને મન ગમતાં પુસ્તકો વાંચવા મળી શકે તેવી માંડ પાંચ-દસ સરક્યુલેટિંગ લાઇબ્રેરી હશે. એને વ્યવસાય તરીકે સ્વીકારી શકાય તે તબક્કે શિક્ષિતો એમાં પ્રવેશે તે સારુ પણ યોજના વિચારવી ઘટે. સારી એવી સબસીડી ધંધામા પ્રવેશવા માટે જરૂરી મૂડી સરળતાથી મળે એ બંને બાબતો રહેવી જોઈએ. આ પ્રકારે મહારાષ્ટ્રમાં મોટા પાયા પર વ્યવસાય ચાલતો હોવાનું જાણવા મળ્યું છે—અને તે કારણે ત્યાંનાં સામયિકોના દિવાળી અંકોનું વેચાણ ભરપૂર વધ્યું છે ઇંગ્લેંડ જેવા દેશમા તો ચારસો ચારસો કે પાંચસો પાંચસો શાખાઓ ધરાવતી, અંગત માલિકીએ લેન્ડિંગ લાઇબ્રેરીઓ ચાલે છે, અને ઉચિત ફી લઈ લોકોને પુસ્તકો સુલભ કરી આપે છે. આ દિશામા ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી સાહિત્ય પ્રકાશક અને વિક્રેતા મંડળ, બેઉ સાથે ગોઠવણ કરી, જો યોજના ઘડી કાઢે તો એક વિશેષ નવતર પ્રવૃત્તિ આ દિશામા શરૂ કરી શકાય.

તે ઉપરાંત, ઇસ્પિતાલોમાં કે સ્ટેશન પર-જ્યાં લોકોને સમય ગાળવાનું કેટલીવાર કઠણ બને છે એવા સ્થળોએ-નાના કદનાં પુસ્તકાલયો ન બનાવી શકાય? અલબત્ત, સ્ટેશન જેવાં સ્થળોએ રીડિંગ રૂમ-વાંચનાલય થઈ શકે. તે રીતે લોકોને તેમની ફુરસદનો સમય વાંચનમાં કઈ રીતે ગાળી શકાય તેની સૂઝ કેળવી શકીએ. ઇસ્પિતાલોમા રીતસરનાં નાના પુસ્તકાલય હોય તો તે પણ દરદીઓ તથા તેના સ્વજનોને તેમના સમયના સદુપયોગ તરફ વાળવામા નિમિત્ત રૂપ બની શકે

ભારતલાલ પાઠક

# ગિજુભાઈના પ્રદાનનું મૂલ્ય

'ગુજરાતમાં અમર નામ મૂકી જવા જેવું કામ કરી જનારાઓમાં ગિજુભાઈની ગણતરી થશે.'

—જુગતરામ દવે

જોકે કોઈ પણ મહાપુરુષનાકાર્યને મૂલવવાનો દાવો આપણે નાના માણસો તો કેમ કરીને કરી શકીએ? એ મૂલ્યાંકન કરવા માટે તો કોઈ આર્ષ-દૃષ્ટિવાળા મહાપુરુષો જ જોઈએ.

પરંતુ આજના જગતની પરિસ્થિતિ અને એના પ્રવાહો ઉપર નજર નાખતાં ગિજુભાઈના કાર્યનું કેટલુંક મૂલ્ય અને મહત્ત્વ આપોઆપ આપણી નજરે તરે છે. આ મહત્ત્વ આપણે નિહાળીએ.

## મહાન શોધ : વિશ્વશાંતિની ગુરુકિલ્લી :

આપણા જાણીતા સાહિત્યકાર દર્શકને એક વિદ્યાર્થીએ પ્રશ્ન પૂછ્યો : 'નવા જમાનામાં તમારા મતે સૌથી મોટી શોધ કઈ થઈ?'

દર્શકે પોતાની લાક્ષણિકતાથી જવાબ આપ્યો : 'મોટી શોધ અણુ કે પરમાણુ શક્તિને હું નથી ગણતો. છેલ્લાં પચાસ વર્ષમાં થયેલી શોધોમાં મોટામાં મોટી શોધ હું બાલશિક્ષણશાસ્ત્રની ગણું છું. મારી અફર શ્રદ્ધા છે કે, જો માણસ જાતને મુક્તિનો અનુભવ લેવો હશે તો તેણે બાલશિક્ષણની આ શોધ પાસે આવવું પડશે. ત્યારે જ શાંતિનું ક્ષેત્ર વિસ્તરશે. ત્યારે જ મુક્તિનું સાચું પ્રભાત ઊઘડશે. વિશ્વશાંતિની એ ગુરુકિલ્લી છે.'[1]

તેમણે કેમ આમ કહ્યું?

આપણે જોઈએ છીએ કે 'લડાઈનાં પડઘમ વાગે કે તરત જ આક્રમકને સંખ્યાબંધ સૈનિકો મળી રહે છે. તે શા કારણે? સૈનિકો નોંધવાની પડાપડી થાય છે. જે રહી જાય છે તે ઘણી વાર રડે છે. તે શા માટે? ઉનાળામાં ધરતી પર તરણુંય નથી હોતું અને વરસાદ પડતાં હરિયાળું ઘાસ ઊગી નીકળે છે, તે શા કારણે? ઘાસનાં સૂક્ષ્મ બીજો ત્યાં ધરતીમાં જ હતાં. વરસાદ પડતાં તે બીજો ફૂટી નીકળ્યાં. આક્રમક વૃત્તિનાં બીજો ત્યાં મિત્રની ભૂમિમાં વેરાયેલાં જ હતાં. અનુકૂળ ઘડી મળતાં તે ફૂટી નીકળ્યાં. સંસ્કૃતિ, વિવેક, સારાસારવૃત્તિ કશુંય ત્યાં કામ નથી આવતું.'

'બાલશિક્ષણ અને બાલમાનસશાસ્ત્ર એમ કહે છે કે આ આક્રમકવૃત્તિ કાંઈ બાળકમાં પહેલેથી નથી હોતી : જિજીવિષા, સંરક્ષણની ઇચ્છા તેને હોય છે. પણ આક્રમણની વૃત્તિ તો કુશિક્ષણનું જ પરિણામ છે, ને યોગ્ય શિક્ષણ તેને રોકી શકે છે. આ યોગ્ય શિક્ષણ એટલે સમયસરનું શિક્ષણ અને પદ્ધતિસરનું શિક્ષણ.'

ગિજુભાઈ આ વાત બરાબર સમજ્યા હતા. અને એથી જ વકીલાતનો ધંધો છોડી શિક્ષણમાં પડ્યા અને શિક્ષણમાં પણ વિનયમંદિર(High-school)નું કામ છોડી બાલશિક્ષણનું કામ ઉપાડ્યું. એટલું જ નહિ પરંતુ અપાર જહેમત ઉઠાવીને દીન, હિન, દરિદ્ર ભારતમાં બાલશિક્ષણની સાંગોપાંગ સુવ્યવસ્થિત પદ્ધતિ અર્પણ કરી. આથી જ કિશોર-લાલભાઈએ કહ્યું છે કે 'અહિંસક સંસ્કૃતિનો પાયો નાખવામાં ગિજુભાઈએ આ રીતે બહુ મોટો ભાગ ભજવ્યો છે.'

બાલકેળવણીનું કામ એ તો ખરેખર શાંતિ સ્થાપવાનું કાર્ય છે. 'શાંતિ સ્થાપવાનું કાર્ય માત્ર આઈઝનહોવર, ક્રુશ્ચેવ કે વિનોબાજી જ નથી કરતા. પરંતુ રાનીપરજનાં ઝૂપડાંઓ વચ્ચે બાલવાડી ચલાવનાર ગ્રામસેવિકા પણ કરી રહેલ છે. કારણ કે તે પોતાની સંભાળમાં મુકાયેલાં ભૂલકાંઓમાં આક્રમક વૃત્તિનાં બીજ ન રહે તેવી હિકમતથી કામ કરી રહેલ છે. તેનો ફોટો કે નામ છાપામાં આવતાં નથી, તેથી

૧. 'શાંતિના પાયા'—મનુભાઈ પંચોળી 'દર્શક'

તેથી વાંચનની ટેવ કેળવવાનો સભાન પ્રયાસ થવો જોઈએ. અને પાકે કાંઠે ઘડા ન ચડે તેમ મોટી ઉંમરે વાંચનની ટેવ ખીલવવાનું પણ અતિ મુશ્કેલ છે. વાંચનનો ચેપ બાલ્યાવસ્થાથી કે કિશોરાવસ્થાથી લગાડી શકાય, તો લગભગ ૫૦% જેટલું કામ સિદ્ધ થઈ ગયેલું ગણી શકાય. પણ એ કામ કોણ કરે? કઈ રીતે થઈ શકે? તરત ઉકેલ મળી આવશે: પ્રાથમિક શાળાના શિક્ષકો એ કામ કરી શકે. એમાં તેઓ જરૂર નિમિત્ત બની શકે. પણ આપણે એમને એવી હાલતમાં મૂક્યા છે કે એમની પાસે આ પ્રવૃત્તિમાં જીવંત રસની અપેક્ષા વધારે પડતી છે. હકીકત એ છે કે જે બાળકો ને કિશોરોમાં આ પ્રવૃત્તિના બી વાવી દઈએ તો જેમને વાચનનો ચસકો લાગે છે, તે જીવનભર સારો વાચક બની રહે છે. તે પોતે પુસ્તક ખોળતો થઈ જાય છે. પુસ્તકે લાઇબ્રેરીમાં વાચકની રાહ જોતી ધૂળ ખાતા પડી રહેવાની જરૂર રહેતી નથી.

એક નક્કર હકીકત એ છે કે મોટી ઉંમરવાળા કરતાં નાની વયનાંઓ વધારે વાંચે છે; પુરુષો કરતાં સ્ત્રીઓમાં વાંચનશોખ વધુ કેળવાયો છે, અને શ્રીમંતો કરતાં મધ્યમ વર્ગે જ સાહિત્ય પ્રત્યે રુચિ દર્શાવી છે. તેથી, જે વર્ગ વધુ વાંચે છે તેમનામાં વાંચનરસ ખીલવવાનો સૌથી પહેલો પ્રયત્ન થવો જોઈએ. જે વર્ગ—ખાસ કરીને શ્રીમંતો—નું પુસ્તક પ્રત્યે વલણ અતિ ઠંડું દેખાય છે. તેથી, જે પુસ્તક-શત્રુઓ છે તેમને વાંચન પ્રત્યે નોતરવા કરતાં જેમણે આજદિન લગી પોતાની વાંચન-અભિરુચિ બતાવી છે તેમનો આપણી પ્રવૃત્તિમાં સાથ લેવો વધુ હિતાવહ છે.

એક અગત્યની બાબત છે કે પુસ્તકો લોકોને સરળતાથી મળવાં જોઈએ. મોટા ભાગના લોકો માટે પુસ્તક એ બિનજરૂરી વસ્તુ છે. છતાં સરળતાથી હાથવગાં બને તો તેને વાંચનાભિમુખ કરવાનો ઉદ્દેશ સહેલાઈથી પાર પાડી શકાય તેથી, સરક્યુલેટિંગ લાઇબ્રેરીને ધંધા તરીકે વિકસાવવાના પણ પ્રયત્ન

ભારતલાલ પાઠક

# ગિજુભાઈના પ્રદાનનું મૂલ્ય

'ગુજરાતમાં અમર નામ મૂકી જવા જેવું કામ કરી જનારાઓમાં ગિજુભાઈની ગણતરી થશે.'

—જુગતરામ દવે

જોકે કોઈ પણ મહાપુરુષનાકાર્યને મૂલવવાનો દાવો આપણે નાના માણસો તો કેમ કરીને કરી શકીએ? એ મૂલ્યાંકન કરવા માટે તો કોઈ આર્ષ-દૃષ્ટિવાળા મહાપુરુષો જ જોઈએ.

પરંતુ આજના જગતની પરિસ્થિતિ અને એના પ્રવાહો ઉપર નજર નાખતાં ગિજુભાઈના કાર્યનું કેટલુંક મૂલ્ય અને મહત્ત્વ આપોઆપ આપણી નજરે તરે છે. આ મહત્ત્વ આપણે નિહાળીએ.

## મહાન શોધ : વિશ્વશાંતિની ગુરુકિલ્લી :

આપણા જાણીતા સાહિત્યકાર દર્શકને એક વિદ્યાર્થીએ પ્રશ્ન પૂછ્યો : 'નવા જમાનામાં તમારા મતે સૌથી મોટી શોધ કઈ થઈ?'

દર્શકે પોતાની લાક્ષણિકતાથી જવાબ આપ્યો : 'મોટી શોધ અણુ કે પરમાણુ શક્તિને હું નથી ગણતો છેલ્લાં પચાસ વર્ષમાં થયેલી શોધોમાં મોટામાં મોટી શોધ હું બાલશિક્ષણશાસ્ત્રની ગણું છું. મારી અફર શ્રદ્ધા છે કે, જો માણસ જાતને મુક્તિનો અનુભવ લેવો હશે તો તેણે બાલશિક્ષણની આ શોધ પાસે આવવું પડશે. ત્યારે જ શાંતિનું ક્ષેત્ર વિસ્તરશે. ત્યારે જ મુક્તિનું સાચું પ્રભાત ઊઘડશે. વિશ્વશાંતિની એ ગુરુકિલ્લી છે.'[1]

તેમણે કેમ આમ કહ્યું?

આપણે જોઈએ છીએ કે 'લડાઈનાં પડઘમ વાગે કે તરત જ આક્રમકને સંખ્યાબંધ સૈનિકો મળી રહે છે. તે શા કારણે? સૈનિકો નોંધવાની પડાપડી થાય છે. જે રહી જાય છે તે ઘણી વાર રડે છે. તે શા માટે? ઉનાળામાં ધરતી પર તરણુંય

૧. 'શાંતિના પાયા'—મનુભાઈ પંચોળી 'દર્શક'

૭

તેનું કામ ઓછા મહત્ત્વનું નથી. ઝાડનાં મૂળિયાં હમેશાં અંધારામાં જ રહે છે પણ વૃક્ષને તે જ પોષણ આપે છે, ને તે જ વૃક્ષનો આધાર બને છે.'

## અસામાજિકતાનો ઉપાય :

બાલશિક્ષણનું શાસ્ત્ર બીજી એક એ વાત પણ કહે છે કે 'માણસ અસામાજિક થશે કે સામાજિક, તે પ્રેમાળ થશે કે ખિન્નળ, તે અહંકારી થશે કે વિનમ્ર તેનો બહુ મોટો આધાર તેની બાલ્યાવસ્થામાં તેને કેટલો આદર મળ્યો, તેની સર્જનશક્તિને કેટલો અવકાશ મળ્યો કે રુકાવટ થઈ, તેને અપમાન અને નિરાશાનો કેટલો અનુભવ થયો, તેની તે ઉંમરની જરૂરતો કેટલી પોષાઈ તેના પર છે. એ ઉંમરે થયેલા અનુભવો માત્ર એ ઉંમર પૂરતા જ નથી હોતા, પણ પાછલી સઘળી ઉંમર માટેનો તે જ સંચિત ભંડાર છે; એટલું જ નહિ પણ પાછળથી તેમાં ખાસ ઉમેરો થતો નથી; ભાવનાનો જે પિંડ તે ઉંમરે ઘડાયો, વૃત્તિનાં જે વલણો તે ઉંમરે બંધાયાં તે જીવનભરનાં રહે છે. એ પાયાનાં વર્ષો જેનાં દુઃખ, અપમાન, નિરાશા, વિફલતા, અક્રિયતામાં જાય તેનું ચારિત્ર્ય પાછળથી વિકસવાનો સંભવ જૂજ જ છે. તેને હાથે સૃષ્ટિમાં સહકાર અને પ્રેમનું દાન થવાનો સંભવ લગભગ નથી.'

'બાળકને અપમાન અને નિરાશાના જે અનુભવો આપણા ઘરમાં, શેરીઓમાં ને શાળામાં થાય છે તે બાળકો ભૂલી નથી જતાં, તેમના હાથપગ નાના હોવાથી તે મૂંગાં રહે છે, પણ તેમના ચિત્તના ચોપડામાં તેઓ તે સમાજને ખાતે ઉધારી રાખે છે. મોટું થતાં જ તે ચોપડો ખોલે છે ને પોતાનું લેણું સમાજ પાસેથી એક યા બીજી રીતે વસૂલ કરે છે. મોટી ઉંમરે તે કોઈને પીડિત કર્યા સિવાય રહી શકતો નથી.'

'કર્ણ ચીતરીને વ્યાસ ભગવાને આપણને આ જ શિખામણ આપી છે. કર્ણને નાનપણમાં સૌએ અજ્ઞાતકુલશીલ ગણી તિરસ્કાર્યો, પણ કર્ણ બળવાન હતો એટલે એ સહન કરી બેસી ન રહ્યો. તેણે દુર્યોધન સાથે ભળી પાંડવ-કૌરવનું પાટે ચડવા ન દીધું. દ્રૌપદીનાં વસ્ત્રાહરણમાં છળકપટભરેલા દ્યુતમાં બધે તેમણે સાથ આપ્યો. કર્ણ મોટો દાનવીર હતો. પોતાનાં કવચકુંડલ દાનમાં આપતાં તે અચકાયો ન હતો શાસ્ત્રોનો પણ જાણકાર અને છતાંયે તેણે આવું કેમ કર્યું હશે? નાનપણમાં અપમાનો, નિરાશા વેઠવાં પડેલાં તેનો બદલો લેવા કર્ણે આ બધું કર્યું. તેને ભણવું હતું તે માટે ખોટો વેશ લઈને તેને પરશુરામ પાસે ભણવા જવું પડ્યું, ને ત્યાં પણ પકડાતાં શાપ મળ્યો; દ્રૌપદીને વરવું હતું પણ ભરસભામાં 'સૂતપુત્રને નહિ વરું' કહીને દ્રૌપદીએ તેને અપમાનિત કર્યો; કૃપાચાર્યે કુમારોની પરીક્ષા વખતે 'તું રાજવંશનો પુત્ર નથી. તારાં માતાપિતા કોણ?' કહી હાંસી કરી. ભીષ્મ તો તેને કાગડો કહેતા. આમ ચારે બાજુ નિરાશા અને અપમાન મળતાં બદલો લેવા તે અધર્મને પક્ષે ગયો આક્રમણ કરનારાઓનું સોગઠું બન્યો. હજારો વર્ષ પર ભગવાન વ્યાસે જે કવિની દૃષ્ટિથી જોયું, તે જ બાલશિક્ષણકારોએ આજે વૈજ્ઞાનિક દૃષ્ટિથી શોધ્યું છે.'[1]

હિટલર વિષે પણ એમ કહેવાય છે કે તેને નાનપણમાં ધનવાન યહૂદીઓનાં છોકરાંઓએ ખૂબ પજવેલો અને તેને પરિણામે આપણે જાણીએ છીએ કે યહૂદીઓની તેણે કેવી ભયંકર કત્લેઆમ ચલાવી!

ગિજુભાઈ આ વાત બરાબર સમજતા હતા. આથી જ બાળકોનાં વ્યક્તિત્વનાં થતાં આ ખૂન નિહાળીને તેઓ ઊકળી ઊઠયા હતા, 'હું આપણાં લાખો બાળકોનો વિચાર કરું છું. આપણી આંખ આગળ લાખો બાળકો રેંસાતાં હોય. આપણે ઊભા ઊભા જોયા કરીએ એ કેમ બને? અત્યારે તો એક જ વાત. આ બાળકોનાં ખૂન થતાં અટકે તે માટે શંખ ફૂંકો ને જેઓના કાન બહેરા થઈ ગયા છે તેમના કાનને પણ ફોડી નાખે એવો અવાજ કરો.'[2]

---

૧. 'શાંતિના પાયા'—મનુભાઈ પંચોળી 'દર્શક'

૨. 'સ્મરણાંજલિ'—નાનાભાઈ ભટ્ટ

## સંહારકતા અને આક્રમકતાનો ઉપાય :

'બાલશિક્ષણશાસ્ત્રનું ત્રીજું વિધાન એ છે કે સંહારવૃત્તિનો અવેજ સર્જનવૃત્તિ છે. આક્રમકતાનો ઉપાય અંતઃતૃપ્તિ છે. જે સમાજ પોતાનાં બાળકો માટે તેમની વય, તેમની વૃત્તિ લક્ષમાં રાખીને સર્જન-કાર્ય માટેની વ્યવસ્થા પોતાની શિક્ષણવ્યવસ્થામાં જ યોજે છે તેને કોર્ટો, જેલો, લશ્કરોનું ખર્ચ ઓછું કરવું પડે છે. એટલે જ પ્લેટોએ કહ્યું, કે જે સમાજ યોગ્ય શિક્ષણ પાછળ વધારે ખર્ચ કરે છે તેને લશ્કર પાછળ ઓછું ખર્ચ કરવું પડે છે. આ આત્મસંયમ જેટલો નિગ્રહથી આવે છે તેનાથી વિશેષ અંતઃતૃપ્તિથી આવે છે. જેને પોતાની પ્રવૃત્તિ કઈ તે જડી ગયું છે તેને બીજાના કામમાં દખલ કરવાની, બીજાની ટીકા કરવાની ફુરસદ જ હોતી નથી. ફૂલ પર બેઠેલી મધમાખીની જેમ તે રસ ચૂસવામાં તલ્લીન થઈ જાય છે. આપણા-માંના મોટાભાગનાને આંતરતૃપ્તિ નથી માટે બહાર દોડ-ધામ કરીએ છીએ. વસ્તુઓના ગંજના ગંજ ખડકીને મોટા થવાનો ખોટો ડોળ કરીએ છીએ, કારણ કે અંદર આપણું મન ખાલીખમ હોય છે.'

'બાળકોને એ અવસ્થાએ આપણે સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિ કરવા દઈએ તો અંતઃતૃપ્તિ માટેનો તેમનો માર્ગ ખુલ્લો થશે ને બીજાને દખલ કરવાનું, બીજાની ઈર્ષ્યા કરવાનું, બીજાને હલકા પાડી મોટા થવાનું ઝેર તેમના સ્વભાવમાં નહિ પ્રવેશે. આ ઝેર શું આપણા સમાજમાં ઓછું છે ? કોઈક જરાક આગળ વધે તો રાજી થનારા કેટલા ? અને ઈર્ષ્યા કરનારા કેટલા ? આવો ઈર્ષ્યાળુ સમાજ સમાજ કહી શકાય ખરો ? અપમાન કરનાર અને ઈર્ષ્યાળુ વ્યક્તિઓ યુદ્ધની આગ ફેલાવનારાઓને સૂકા ઘાસની ગંજી જેવી ઉપયોગી નીવડે છે.'

આ વાત ગિજુભાઈની નજરથી બહાર ન હતી. આથી જ અપાર ધીરજ અને અપૂર્વ જાગૃતિપૂર્વક સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિઓની ગોઠવણ એમણે પોતાના બાલમંદિરમાં કરી હતી. ગિજુભાઈનાં સહકાર્યકર શ્રી નર્મદાબેન રાવળે નોંધેલો પ્રસંગ આ વાતની સાક્ષી પૂરે છે.

'એક બાળક હતું. તે બાલમંદિર સામે જોયા વિના તેનાં પગથિયાં પર બેસી રહેતું. ગિજુભાઈ તેનું અવલોકન કર્યા કરતા. મને અવલોકન કરતાં મૂંઝવણ થતી કે આ બાળક કાંઈ જ કરતું નથી, તો તેને કામ આપવું જોઈએ. હું ગિજુભાઈ સાથે ચર્ચા કરું કે આનું શું કરશું ? ગિજુભાઈ કહે : 'આ મોન્ટીસોરી પદ્ધતિમાં તો તમારે ને મારે ધીરજ રાખ્યે જ છૂટકો. અવલોકન કર્યા કરો.'

'છેવટે એક દિવસ બાળક ઓરડામાં આવ્યું. આવ્યું તો આવ્યું પણ એકદમ ચાક અને પાટિયું લઈ તે લખવા જ માંડ્યું. એક જ અક્ષર "ભ" "ભ" લખ્યા જ કરે. લખ્યા જ કરે.'

'તે દિવસે ગિજુભાઈના આનંદનો પાર ન હતો. તેમણે તો પાટિયાં ફોટોગ્રાફરને ત્યાં મોકલી તેના ફોટા લેવરાવ્યા અને મને કહેવા લાગ્યા : "આજે મને મોન્ટેસોરી પદ્ધતિની ચાવી હાથ લાગી છે." તે દિવસે તેમને જાણે આત્મદર્શન થયું હોય તેટલો આનંદ થયો.'[1]

## ભવ્ય અહિંસક ક્રાંતિ :

'અમદાવાદ બંધાયું ત્યારની વાત છે. અહમદશાહ બાદશાહે અમદાવાદ ફરતો કિલ્લો બાંધવા માંડ્યો. આખો દિવસ ચણતરકામ ચાલે. રાત થાય, સવાર પડે ને જુએ તો ચણેલું તૂટી પડ્યું હોય. ઘણા દિવસ આમ ચાલ્યું. બાદશાહને આનો ભેદ સૂઝે નહિ. કોઈકે કહ્યું કે માણેકનાથ બાવાની જગ્યા આ કિલ્લામાં આવી જાય છે. તે કાંઈક જાદુ કરતો હશે. હાલના માણેકચોક આગળ માણેકનાથ બાવાની જગ્યા. બાદશાહ તેની પાસે ગયો. કિલ્લો કેમ તૂટી પડે છે તેનું કારણ પગે લાગીને પૂછ્યું. માણેકનાથે પોતાની સાળ બતાવી. દિવસે તેના પર સાદડી વણતો હતો. બાદશાહને કહે : "દિવસે આ સાદડી વણું છું ને રાત્રે તેને પાછી ઉકેલી નાખું છું. એટલે તારો કિલ્લો પડી જાય છે." બાદશાહે તેને સમજાવ્યો. માણેકચોક નામ આપ્યું. ત્યારપછી કિલ્લો પડતો બંધ થયો.'

૧. 'સ્મરણાંજલિ'—નર્મદાબેન રાવળ

ગિજુભાઈએ મા–બાપોને સમજાવ્યું કે 'આપણે બધાં મા–બાપો માણેકનાથ બાવા જેવા છીએ. માબાપ નહિ સમજે તો બાલમંદિર કે શાળાનું કામ ચાલવાનું નથી. અમે આ તમારું કામ કરીએ છીએ. રાત્રે સાદડી વીખવાનું કામ થંભાવો અને બાળકના જીવન-ઘડતરનો મજબૂત અને વિશાળ કિલ્લો બાંધવાનું કામ શરૂ કર્યું છે તેમાં મદદગાર થાઓ. બાળકને જે વર્તાવ બાલમંદિરમાં મળતો હોય, જે શિક્ષણ, સંસ્કાર, સગવડો ત્યાં અપાતાં હોય તેનાથી જુદું ઘરમાં ન અપાય તે જુઓ. કારણ કે બાળકો આખરે તમારાં છે. તે તમારી સાથે વધારે રહે છે.'

આ વાત મા–બાપ અને સમાજને ગળે ઉતારવા તેમણે કેટલા બધા પ્રયત્નો કર્યા ? મા-બાપોની સભાઓ કરી. તેમને માટે સાહિત્ય લખ્યું. પત્રિકાઓ અને સામયિકો ચલાવ્યાં સભા-સરઘસો કર્યાં અને નૂતન બાલશિક્ષણ સંઘ સ્થાપીને ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્ય પ્રદેશ, રાજસ્થાન, સિંધ બધેય આ વાતાવરણમાં એક જબરું મોજું ઊભું કર્યું.

ગિજુભાઈની આ વાતમાં ખાસ ખૂબી એ હતી કે તેમણે મા-બાપોના સ્વાભાવિક વાત્સલ્યને જાગ્રત કરીને આ કામ કર્યું. એક પણ વ્યક્તિનું લોહી રેડાયા વિના થયેલી આ એક મહાન અને ભવ્ય ક્રાંતિ છે. આખા સમાજમાં તેણે અહિંસક રીતે મૂલ્યપરિવર્તન અને દૃષ્ટિપરિવર્તન કર્યું.

## લાંચરુશવતનો ઉપાય :

બાલશિક્ષણશાસ્ત્રે બીજી એક વાત તરફ પણ આપણું ધ્યાન દોર્યું છે કે આપણા સમાજમાં જે લાંચરુશવતની બદી છે તેનાં મૂળ બાળપણના કુસંસ્કારોમાં જ છે. બાળકને એક પીપરમીન્ટ આપીને આપણે ત્યાં આવેલા મહેમાનને નમસ્કાર કરાવીએ છીએ અને પૈસો આપીને કંઈ કામ કરવા મોકલીએ છીએ. બાળક બિચારું પીપરમીન્ટ કે પૈસા માટે કામ કરે છે અને પરિણામે તેના સ્વભાવનું અને વલણોનું ઘડતર એવું થાય છે કે આપણે તેને પૈસા આપીને કે એવું કંઈ આપીને તેની પાસેથી કામ કરાવી શકીએ છીએ.

શરૂઆતમાં આપણું ધ્યાન પણ આ વાત તરફ જતું નથી. પરંતુ જ્યારે પરદેશી એલચીખાતાઓ ૫૦૦ કે ૧૦૦૦ રૂપિયા આપીને આપણા કારકુનો પાસેથી પરદેશખાતાની કિંમતી ફાઈલો ઉપાડી જાય ત્યારે આપણી આંખ ઊઘડે છે. મુંદ્રા પ્રકરણ, જીપ પ્રકરણ કે અમદાવાદની લોખંડ-કંટ્રોલ ઑફિસ જેવાં પ્રકરણો ક્યાં ઓછાં બને છે? અને પછી એ વખતે બૂમો પાડવા લાગીએ છીએ કે દેશભક્તિ જ આજે સદંતર નાશ પામી છે. આપણે સ્વાધીન દેશની પ્રજા તરીકે નાલાયક છીએ. પણ ભલા, આજે ખબર પડી? વાવ્યો બાવળ ને હવે કેરી ખાવી છે?

બાલશિક્ષણશાસ્ત્રે આપણા સમાજના આ ભયંકર સડાનાં મૂળ તરફ આપણું ધ્યાન દોર્યું છે. સમાજમાંથી એ સડો દૂર કરવાનો વૈજ્ઞાનિક માર્ગ ચીંધ્યો છે.

આથી જ ગિજુભાઈએ પોતાનાં બાલમંદિરમાંથી અને બાલશિક્ષણ પદ્ધતિમાંથી ઇનામ અને હરીફાઈઓને દેશવટો આપ્યો હતો. અનેક અનિષ્ટોથી ભરેલી પરીક્ષાપદ્ધતિને રુખસદ આપી હતી. અને સમગ્ર સમાજનું તે પ્રત્યે ધ્યાન દોર્યું.

## સ્વાધીનતા અને સ્વરક્ષણના સંસ્કાર :

એક વખત ગિજુભાઈને કોઈએ પ્રશ્ન કર્યો : 'તમારાં બાલમંદિરમાં નવીન પદ્ધતિથી શીખેલાં બાળકો આ જગતમાં શું કરશે?'

તેમણે જવાબ આપેલો : 'તેઓ પરાધીન જગતમાં જીવવાની ના પાડશે, અને સ્વાધીન જગતમાં જ જીવશે અગર મરી ફીટશે.'

ગિજુભાઈની આ વાતનું મહત્ત્વ જરાય ઓછું આંકી શકાય તેવું નથી. ગાંધીજીએ અસહકારની અને સવિનય કાનૂનભંગની ચળવળોથી પ્રજાને આ

વાત જ શીખવી હતી. પરાધીન દશામાં જીવવાની સમગ્ર દેશની પ્રજા સાફ ના પાડી દે. આ વાત પ્રજાના ઘડતરમાં આવે એ માટે ગિજુભાઈએ તેને બાલ-શિક્ષણમાં દાખલ કરી. પોતે જ દાખલ કરી એમ નહિ પણ તે માટે શિક્ષણની વ્યવસ્થિત પદ્ધતિ ઊભી કરીને સમગ્ર દેશમાં હજારો બાલમંદિરોને એ રીતે કામ કરતાં કર્યાં. આનું પરિણામ કેવું ભવ્ય આવી શકે તે તો વિશ્વ-ઇતિહાસનો એક પ્રસંગ આપણે જોઈએ તો તરત માલૂમ પડશે.

જાપાનમાં કામાચારૂ નામે એક ઇતિહાસ શિક્ષક થઈ ગયો. શિક્ષક તરીકેની તેની લાંબી કારકિર્દી દરમ્યાન તેણે જાપાનનાં બાળકોને ઇતિહાસના શિક્ષણમાં સ્વાધીનતા અને સ્વરક્ષણના પાઠ ભણાવ્યા હતા.

૧૯૦૫માં રશિયાએ જાપાન પર આક્રમણ કર્યું. સ્વાધીનતા અને સ્વરક્ષણના પાઠ ભણાવનાર કામાચારૂ ગામેગામ અને ઝૂંપડીએ ઝૂંપડીએ ફર્યો. પોતાના સૌ જૂના વિદ્યાર્થીઓને એકઠા કર્યા અને તેમાંથી હજારોની સેના ખડી કરી. પોતાના આ વિદ્યાર્થીઓ સાથે તે રશિયાની સેના સામે રણે ચડ્યો. અને અફાટ એવી રશિયન સેનાને જાપાનની ભૂમિ પરથી ખસેડી મૂકી. કામાચારૂના નૂતનશિક્ષણનું એ પરિણામ હતું. ગિજુભાઈ પોતાના નૂતન બાલશિક્ષણથી આપણા દેશના યુવાનોમાં સ્વાધીનતા અને સ્વરક્ષણની આ ખુમારી ઊભી કરવા જીવનભર ઝઝૂમ્યા. આપણે એમના કાર્યને ઉપાડી લઈશું તો ચીનના કે પછી કોઈના આક્રમણથી આપણે ડરવાનું નહિ રહે.

આથી જ એમણે બાલક્રીડાંગણની યોજના પણ અર્પી હતી. દેશનાં કરોડો બાળકોને સ્વચ્છ બનાવો. સુદૃઢ બનાવો. તેમને મુક્તપણે ખેલવા-કૂદવા દો. તેમના બાલપણને રસભર્યું અને આનંદભર્યું રહેવા દ્યો. સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફુરણાવાળી પ્રવૃત્તિઓથી એમને અંતઃતૃપ્ત થવા દો. તેની સામાજિકતાને વિકસવા દો. અને પછી જુઓ કે ભારતની પ્રજા કેવી બને છે! 'નહેરુ પછી કોણ?' તેની મૂંઝવણ તે દિવસે આપણને નહિ થાય.

## પ્રેમપરિપ્લાવિત સમાજની શક્યતા :

આપણે ત્યાં થોડાક વૈષ્ણવ ભક્તો ગાય છે કે 'વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.' પરંતુ સામાન્ય જનસમાજ તો આ ધરતી પરના જીવનમાં એટલી બધી વેદના અને પરેશાની ભોગવે છે કે ત્રાસી જાય છે. તે સ્વીકારી જ લે છે કે 'માનવી જીવનની ઘટમાળ એવી, દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી.' અને આથી જ સ્વર્ગ, વૈકુંઠ, અક્ષરધામ, હેવન વગેરેની કલ્પના જગતભરના લગભગ દરેક ધર્મમાં ઊભી થઈ છે. સૌ સ્વર્ગમાં જવા ઇચ્છે છે. આ સ્વર્ગની વિશેષતા શી છે? ત્યાં આંસુ નથી.

નૂતન બાલકેળવણીના દૃઢ અમલ દ્વારા પ્રેમ-સર્જનાત્મક પ્રેમથી પરિપ્લાવિત એવો સમાજ આ ધરતી ઉપર જ ઊભો કરી શકીએ તેવી શક્યતા ઊભી થઈ છે. આપણે આ ધરતી ઉપર જ સ્વર્ગ ખડું કરીને સમગ્ર જગતના લોકોને ગાતાં કરી મૂકીશું કે 'વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું!' ગિજુભાઈ તો પોતાની સર્વશક્તિ એ માટે ખર્ચી ગયા છે અને આપણને રાહ ચીંધતા ગયા છે.

## શિક્ષણની તેજોમયતાની ચાવી :

ગિજુભાઈના કાર્યમાં આપણને insight (આત્મસૂઝ) અને foresight (દૂરંદેશીપણું) બંનેનાં દર્શન થાય છે. એને લીધે જ એમનું કાર્ય આટલું મહાન બની શક્યું હતું. એને લીધે જ તેઓ આવનારા યુગને ઓળખી શકતા હતા.

આ insight અને foresightનાં મૂળ ક્યાં હતાં?

હંમેશાં કોઈ પણ કામ ત્યારે જ પૂર્ણ રીતે સફળ થાય છે કે જ્યારે તે કામમાં જ્ઞાન, કર્મ અને ભક્તિનો સમન્વય થયેલો હોય. કોઈ બીમારને આપણે ચાકરી કરી કરીને સાજો કરવા ઇચ્છતા

હોઈએ તો એમાં ક્યારે પૂર્ણ રીતે સફળતા પામી શકીએ ? પ્રથમ તો દરદી તરફ આપણો ભક્તિભાવ જોઈએ. પ્રેમ જોઈએ. પછી બીજી વાત એ જોઈએ કે દરદી બીમાર કેમ પડયો અને કઈ રીતે તેને સાજો કરી શકાય તેનું જ્ઞાન જોઈએ. અને છેલ્લી વાત એ કે જ્ઞાન પ્રમાણે પછી આપણું કર્મ હોય. આમ ભક્તિ, જ્ઞાન અને કર્મના સંયોગથી કાર્ય પરિપૂર્ણ બને છે.

ગિજુભાઈના કાર્યમાં પણ આ ભક્તિ, જ્ઞાન અને કર્મનો સુભગ સંયોગ થયેલો જોવા મળે છે. અને એથી જ તેઓ અને તેમનું કાર્ય આટલી સફળતા, પૂર્ણતા પામ્યાં. બાલભક્તિને કારણે તેમનુ જીવન-પરિવર્તન થયું હતું. વકીલાત છોડીને બાલકેળવણીમાં પડયા. વિશાળ વાચન, ઊંડું ચિંતન, સૂક્ષ્મ અવલોકન અને અથાક પ્રયોગોથી એમણે પોતાના કાર્યક્ષેત્રનું પદ્ધતિસરનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અને પછી તેઓ કર્મમાં લાગી ગયા હતા બાળકના કલ્યાણ માટે રાત-દિવસ ઝૂઝયા. Burnt the candle at the both ends. બાલસાહિત્ય અને બીજું બધું સાહિત્ય રાત્રે જ લખાયુ હતું ને ! અરે, ગોદડા અધ્યાપન મંદિર પણ મળસ્કે જ ચાલતું. ભક્તિ, જ્ઞાન અને કર્મના આ સંમિલનમાં એમનાં કાર્યનાં insight અને foresight હતાં. એથી જ બાલકલ્યાણના યુગવિધાયક તરીકે કામ કરી શકયા.

આપણા આજના શિક્ષણને તેજોમય બનાવવા ગિજુભાઈના જીવનની આ ચાવીનો ઉપયોગ કરશું ?

## યુરોપિયન કેળવણીકારોની પ્રશંસા :

હમણાં થોડા સમય પહેલાં (જાન્યુ. ૧૯૬૪માં) ભારત સરકાર તરફથી દિલ્હીમાં એક બાલશિક્ષણની વર્કશોપ યોજાઈ હતી. ભારતના જુદા જુદા પ્રદેશોમાંથી બાળકેળવણીમાં પડેલાંઓ ત્યાં આવ્યાં હતાં. એક જર્મન બાલકેળવણીકાર બહેને તે વર્કશોપનું સંચાલન કર્યું હતું. આ બહેને બાલવાર્તાઓ અને બાલરમતો વિષે સૌ સાથે વાતો કરી હતી તથા ચર્ચાઓ કરી હતી. ગિજુભાઈના 'વાર્તાનું શાસ્ત્ર' પુસ્તક કરતાં એક પણ મુદ્દો એમાં નવો ન હતો. ઊલટું તેમણે ભાવનગરના પ્રતિનિધિઓને કહ્યું કે 'You are the pioneers in this matter. We have nothing to teach you.' અને પછી અહીં ભાવનગર આવીને ગિજુભાઈના વિચારને અને ગિજુભાઈની પદ્ધતિએ ચાલતા બાલમંદિરના કામને જોવા-સમજવા આવવાની ઇચ્છા વ્યક્ત કરી. આજથી ૩૦-૩૫ વર્ષ પહેલાં ગિજુભાઈએ રજૂ કરેલા વિચારથી યુરોપિયન કેળવણીકારો આજે મુગ્ધ થવા લાગ્યા છે. ગિજુભાઈના વિચારો અને ગિજુભાઈના કામની મહત્તા તરફ હવે તો આપણું ધ્યાન જવું જ જોઈએ ને !

Childrens Universityનું તેમનું ભવ્ય સ્વપ્ન હજુ આજે પણ આપણને પડકાર કરતું ઊભું છે.

## ગુજરાત અને ભારતના ઘડવૈયા :

દક્ષિણ આફ્રિકાના દારેસલામમાં ભરાયેલા બાલશિક્ષણ સમેલનના પ્રમુખસ્થાનેથી આપણા જાણીતા કેળવણીકાર શ્રી મનુભાઈ પંચોળીએ ગિજુભાઈને અર્પેલી અંજલિમાંથી એકબે ફકરા જોઈને આપણે આ પ્રકરણ પૂરું કરીએ છીએ.

'...આજે મને સૌથી વિશેષ સ્મરણ થાય છે ગિજુભાઈનું. તેમને આપણે પ્રથમ પ્રણામ કરશું. ગુજરાત સંતો-મેવકોની જનની છે. પણ વર્તમાન

ગુજરાતના ઘડતરમાં મારા નમ્ર મતે ચાર મહાપુરુષોએ ફાળો આપ્યો છે: મહાત્મા ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ, ગિજુભાઈ અને મેઘાણીભાઈ. ગુજરાતી લોકોનાં હૃદયને જો પૂછવામાં આવે તો તેમના પર અનુક્રમે આ ચાર જણની અસર છેલ્લાં પચીસ વર્ષમાં થઈ છે તેમ કહે.',

'ગિજુભાઈને એમના જીવનમાં ઘણી સફળતા અને સન્માન વર્યાં હતાં. વિદ્યાર્થીઓનો પ્રેમ તો એમના જેટલો બીજા કોઈને ભાગ્યે જ મળ્યો હશે. પણ એમના કામની સફળતાનો આંક કાઢીએ તો તેમના મૃત્યુ પછી તે ઊલટો વધ્યો છે.'

'ગુજરાતની કોઈ નિશાળમાં આજે શિક્ષા થઈ શકતી નથી. ગુજરાતમાં બાલકેળવણીએ–બાલવાડીએ શિક્ષણના માળખામાં અફર સ્થાન લઈ લીધું છે. બાલસાહિત્યના સર્જન માટે દર વરસે સરકાર અનેક પ્રયત્નો કરે છે; બાલક્રીડાંગણો ઊભાં કરવાં તે પંચાયતોની એક ફરજ ગણાવા માંડી છે. સૌરાષ્ટ્રનાં નાનાં ગામડાંઓમાં પણ બાલક્રીડાંગણો ઊભાં થતાં જાય છે. એટલે આપણી કહેવત ગિજુભાઈના કામને આપણે લાગુ પાડી શકીએ કે 'હાથી જીવતો લાખનો પણ મૂએ સવા લાખનો.' એનો અર્થ એ છે કે કોઈ પણ સાચો વિચાર એના પ્રવર્તક સાથે મરતો નથી. પણ પ્રવર્તકના અવસાન પછી તે પ્રવર્તક સદેહે જે કામ કરતો હતો તેના કરતાં અદેહે વધારે કામ કરે છે. દેહ કરતાં આત્માના બળની આથી મોટી સાબિતી બીજી કઈ હોઈ શકે ?'

'આપણે સૌ તેમનું સ્મરણ કરીએ, તેમને પ્રણામ કરીએ તેમનાં અધૂરાં કામ પૂરાં કરવા કટીબદ્ધ બનીએ.'

[ પ્રગટ થનાર શોધ-નિબંધ 'ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન'નું એક પ્રકરણ ]

# વાસકસજ્જા

દિવસભર વરસતો રહેલો વરસાદ સાંજ પડતાં ઝરમરિયો બનીને ઓછો તો થઈ ગયો પણ કોડીલા હૈયામાં ઊઠતા ઉમળકા જેવી ઝડીઓ વારંવાર વરસતી રહી. રાત જામતાં એનો ય પછી જાણે અંત આવી ગયો અને વિખૂટાં પડતાં પ્રમીઓના છેલ્લા આલિંગન જેવી એક આવેગભરી, આવેશભરી, ઉન્માદભરી ઝડી વરસાવીને એ થંભી ગયો ત્યારે બારીએ ઊભેલી આશાએ એક વધુ નિઃશ્વાસ નાંખ્યો. એક વાર ફરી ઓરડામાં આંટા મારતાં એણે ઘડિયાળ સામે જોયું.

રાતના નવ વાગી ગયા હતા. પરું શાંત થઈ ગયું જણાતું હતું. એમાં ય એ છેવાડા માર્ગ પરનું છેવાડું મકાન સવિશેષ શાંત હતું. વધુ પડતી શાંતિ કદાચ વરસાદને કારણે હતી. પણ આશાના મનની વધુ પડતી અશાંતિ ય કદાચ વરસાદને કારણે જ હતી મોસમ મિલનની ને એમાં અંશુ આવી અવળચંડાઈ કરે–સમયસર ઘેર ન આવે–પછી અકળામણ તો થાય જ ને ? એમાં ય આજે તો એમનો લગ્નદિન હતો. અલગારી અંશુને તો આવું બધું યાદ રહે નહિ પણ આશા જીવનના મહત્ત્વના દિવસોની ઉજવણીમાં માનતી હતી. અંશુને સાંજે આશ્ચર્યમાં મૂકવા ખાતર જ આશાએ સવારે એને કહ્યું ન હતું પણ વધુ પડતું મોડું કરીને હવે તો અંશુએ એને આશ્ચર્યમાં મૂકી દીધી હતી.

સાત–સાડાસાતે–મોડામાં મોડો આઠે–ઘેર આવી જનાર અંશુ આજ નવ વાગી ગયા હોવા છતાં આવ્યો ન હતો.

આંટા મારતી આશા હતાશ બની સોફા પર બેસી ગઈ. બેસતાં આદત મુજબ ડોકને એક હળવો મરોડદાર ઝટકો દઈને પાછળ લટકતી વાળની વેણીને એણે ખભા પરથી આગળ લઈ લીધી અને કળીઓના –હવે ખીલી ઊઠેલા–ગજરા પર એ આંગળીઓ ફેરવવા લાગી. ત્રણ સેર લઈને ગૂંથેલી વાળની વેણી એણે છેડેથી છોડાવીને ફરી ગૂંથી. પછી બીજી વેણી પર પણ એ જ પ્રમાણે આંગળીઓ છોડબાંધ કરવા લાગી. પણ મનનો ઉદ્વેગ ઓછો કરવામાં આ ક્રિયા કંઈ કામ ન આવી ત્યારે એ ફરી ઊઠી, બારીએ જઈ ઊભી, ફરી આંટા મારવા લાગી અને ઘડિયાળ તરફ જોઈ એક વાર ફરી એણે સોફા પર પડતું મૂક્યું.

સવા નવ થયા–સાડા નવ થયા–દસ થયા.

ચીવટપૂર્વક કરેલા શૃંગારને કાળજીપૂર્વક સાચવી રાખવાનું ભાન હવે એ ગુમાવી બેઠી. ઉમંગભર્યું એનું મન હવે ખિન્નતાથી ભરાઈ ગયું. શણગાર હવે એને અર્થહીન લાગવા માંડ્યો. વસ્ત્રો અને આભૂષણોની વિચારપૂર્વક પસંદગી હવે એને વ્યર્થ બનતી જણાઈ. શંકાકુશંકાઓ કરતું એનું મન હવે અમંગળ કલ્પનાઓ કરવા લાગ્યું. ચહેરા પરની ચાંદની પર જાણે આસ્તે આસ્તે અમાસ ઊતરવા લાગી.

–કંઈ થયું તો નહિ હોય ! —આશા વિચારતી હતી. વિચારવું નહોતું તો ય વિચારો આવતા હતા :–ક્યાંક ગાડી–ઘોડાની અડફેટમાં તો નહિ આવી ગયા હોય ! આટલું મોડું તો કદી કરતા નથી.

—કેમ નથી કરતા ? તે દિવસે શનિવારની આખી રાત બહાર ગુજારી છેક રવિવારે સવારે...

—પણ એ તો અગાઉથી કહ્યું હતું ને એમણે કે એક મિત્રને ત્યાં સંગીતની મિજલસ છે તે કદાચ મોડું થશે.

—હા પણ સવાર પડશે આવીશ એવું તો ન નહોતું કહ્યું ને ?

...કદાચ સગાંમાંથી કે મિત્રોમાંથી કોઈ ગુજરી ગયું હોય ને ઑફિસે ખબર પહોંચાડી હોય તો ત્યાંથી

પરભારું સ્મશાને જવાનું થયું હોય. અથવા કોઈ અચાનક માંદું પડી ગયું હોય અને એમને રોકાઈ રહેવું પડયું હોય...

—કે પછી કોઈ આગ્રહ કરી છેલ્લા શોમાં પિક્ચર જોવા...

—ના. એમ તો એ જાય નહિ.

—જાય પણ ખરા. એમનું શું ઠેકાણું ? ક્યાંક સંગીતની મહેફિલમાં ગોઠવાઈ ગયા હોય તો સવારે પણ આવે.

આ એક શક્યતા હતી ખરી. અંશુને સંગીતનો અનહદ શોખ હતો. શક્યતાઓ તો બીજી પણ ક્યાં ન હતી ? આશાને એવી પણ કલ્પના આવી કે પૂર્વજન્મના કોઈ પાપની સજારૂપે ભાવિએ એ મંગળ દિવસે જ એને લપડાક લગાવવાનું નક્કી કર્યું હોય. એંઠી તો હતી જ એ બ્નીઠનીને પણ અંશુને અકસ્માત નડ્યો હોય અને એને કોઈ હૉસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યો હોય તો ?

...તો શું આ શણગાર સાથે દોટ દઈશ તું ? કપડાં બદલવાનો ય સમય નહિ રહે તો તો.

—ને કદાચ ..ને કદાચ બેહોશ કે લોહીથી ખરડાયેલી હાલતમાં એમને ઉઠાવીને કોઈ ઘેર લાવશે તો ?

એક શેરડો પડી ગયો આશાના અંતરમાં.

વધતી વ્યાકુળતાને કોઈ પણ રીતે કાબૂમાં લેવા એ મથી રહી હતી. પણ એને સફળતા મળતી ન હતી. રડી પડાય તો ય સારું પણ એ ય બનતું ન હતું. આશા વિવશ બની ગઈ, અધીર અને આકુળવ્યાકુળ બની ગઈ.

પડોશમાં કોઈને ત્યાં રેડિયો વાગતો હતો. કોઈ સુરીલું ગળું ઠુમરી લલકારી રહ્યું હતું.

— ઠુમરી.

ગઝલ, દાદરા, ઠુમરી અને કજરીનો શોખીન અંશુ કોઈ ગાવાવાળીને ત્યાં ગોઠવાઈ ગયો હોય એ પણ સાવ અશક્ય તો ન જ હતું. લગ્ન પછી જો કે એણે એવી જગ્યાએ જવાનું છોડી દીધું હતું પણ પહેલાં જતો તેમ બહુ વખતે એને કોઈ પ્રસિદ્ધ ગાયિકાનું ગળું માણવાનું મન થઈ આવ્યું હોય અને એક એક મૂરકી પર, એક એક તાન પર, સમ પર આવવાની એક એક ખૂબીભરી બારીકાઈ પર નોટો નિછાવર કરતો એ કોઈ રંગીન મહેફિલમાં બેસી ગયો હોય એ ય બનવાજોગ તો હતું. આશા જાણતી હતી કે એનો પતિ લગ્ન પહેલાં સંગીત સાંભળવા ગમે તેવી જગ્યાએ બેધડક જતો.

...એમ જ હશે. એ વિના આટલું મોડું થાય નહિ. કોઈ જૂનો દોસ્ત ભેટી ગયો હશે અને આગ્રહ કરી ખેંચી ગયો હશે. સવારે મેં એમને કહ્યું નહિ એ ભૂલ કરી.

—ભૂલ કરી ? ! એમાં ભૂલ શાની ? દરેક વાતમાં પોતાની જ ભૂલ ગણીગણીને તો આ દશા કરી મૂકી છે. ભૂલ બધી પત્નીની જ, પતિદેવ તો જાણે કદી ભૂલ કરતા જ નહિ હોય. આવી ને આવી રહીશ તો એમની બધી જૂની આદતો ફરી શરૂ થઈ જશે ને તારે આમ, આજની જેમ, રોજ રાતે રાહ જોતાં બેસવું પડશે. સંગીતનો શોખ સારી વસ્તુ છે પણ એમાં ય ઉચિત અનુચિત મહેફિલોનો વિવેક તો સાચવવો જોઈએ કે નહિ ? બજારૂ ગાવાવાળીઓ કલા ઉપરાંત બીજું શું શું વેચે છે તે કોણ નથી જાણતું ? ત્યાં જનાર માત્ર સંગીત સાંભળવા જ નથી જતો હોતો, સંગીતને બહાને એ ઉત્તેજક અભિનય જોવા જાય છે. નકટાઈભર્યાં નખરાં નીરખવા જાય છે, મારકણી મુદ્રાઓ માણવા જાય છે; કલા કરતાં કુત્સિત કામચેષ્ટાઓનો ત્યાં વધુ પ્રમાણમાં વ્યવહાર થતો હોય છે એ જાણીતી વાત છે.

—તું બેસી રહે બનીઠનીને, એ તો કોઈ નાઝનીન સાથે નજર મિલાવીને વાહવાહ કરતા હશે ક્યાંક. આ સારામાં સારી ને એમને અત્યંત ગમતી સાડી, આ અધખીલી કળીઓનો મહેક મહેક થતો ગજરો, આ ઝગારા મારતાં આભૂષણો, આ યૌવન, આ રૂપ, આ રાત; આ બધાની એમને મન કશી કિંમત નથી. દિવસ આખો મથીમથીને એમને

આબિદ સુરતી

# રડતાં ગુલમહોર

નેતાજી ચીસ પાડીને બેઠા થઈ ગયા. તેમનો ચહેરો પરસેવામાં તરબતર હતો. તેમની પીઠ તથા છાતીના ભાગ પણ ભીના થઈ ગયા હતા. અંધારામાં તે ફાટી આંખે જોઈ રહ્યા હતા. તેમણે એક બિહામણું સપનું જોયું હતું. સપનામાં તદ્દન સફેદ આકારોએ તેમને ઘેરી લીધા હતા. એ આકારો માનવીઓના હતા. પરંતુ તેઓને આંખો નહોતી નાક નહોતું. હોઠ નહોતા. ચહેરા સપાટ હતા કેટલાકને તો ચહેરા પણ નહોતા. તેઓનાં માત્ર સફેદ ધડ સપાટ ચહેરાઓવાળી વ્યક્તિઓ કરતાં વધુ ભયાનક લાગતાં હતાં. જાણે તેઓ નેતાજીને પોતાની સાથે લઈ જવા માટે આવ્યાં હોય એમ ઉતાવળાં થઈ રહ્યાં હતાં. કોઈ આકાર નેતાજીનો હાથ ખેંચી રહ્યો હતો, તો કોઈ પગ. કોઈ આકારે નેતાજીના ગળા પર સફેદ પંજા ગોઠવ્યા હતા તો કોઈએ નેતાજીની કમરમાં સફેદ હાથ વીંટાળી દીધા હતા

ખેંચાતાણી શરૂ થઈ ગઈ. ખેંચાતાણીના કારણે નેતાજીના શરીરના એકેક ભાગ કોઈ યાંત્રિક માનવના સ્પેરપાર્ટ જેમ છૂટા પડવા લાગ્યા. અંતે કાંઈએ બાકી ન રહેતાં એ સફેદ આકારો પરપોટા ની જેમ ફૂટી ગયા. સપનું પૂરું થયું.

–શું થયું, નેતાજી? નેતાજીની ચીસ સાંભળી અંદર ધસી આવેલા કર્નલ ગુલમહંમદે પ્રશ્ન કર્યો.

–કોણ હતું? કર્નલ ગુલમહંમદની પાછળ દોડી આવેલા કેપ્ટન તલવારસિંઘે પોતાની રિવોલ્વર હાથમાં ધરી ચોપાસ દૃષ્ટિ ઘુમાવી. અંદર કોઈએ નહોતું. નેતાજી હતા અને તેમની બેચેન આંખે ક્યારેક કર્નલ ગુલમહંમદ સામે સ્થિર થતી હતી તો ક્યારેક તલવારસિંઘ પર સરી આવતી હતી.

ભીનો ચહેરો લૂછતાં નેતાજીએ બંનેને પાછા જવા માટે માત્ર ઇશારો કર્યો. પરંતુ બંને જણા પોતાના સ્થાનેથી સહેજે ન ખસ્યા.

–અહીં ખરેખર કોઈયે નહોતું આવ્યું? જતા પહેલાં કર્નલ ગુલમહંમદ ખાતરી કરી લેવા ઇચ્છતો હતો.

નેતાજીએ ફરી ઇશારાથી 'ના' કહી.

–તો...તો તમે ચીસ શા માટે પાડી? તલવારસિંઘે રિવોલ્વરને પટામાં નાખતાં હળવેકથી પૂછી લીધું.

નેતાજીને આશ્ચર્ય થયું. સપના દરમિયાન તેમણે ચીસ પાડી હોય એવો એમને ખ્યાલ નહોતો.

–અને ચીસ પણ એવી ભયાનક હતી કે લગભગ બધા જ જાગી ઊઠ્યાં હશે! કર્નલ ગુલમહંમદે તેમને ચૂપ જોતાં ઉમેર્યું. અને એ ખરું જ હતું.

નેતાજીનો કાફલો શફીપુર તાલુકાના કોલેરાગ્રસ્ત વિસ્તારનો પ્રવાસ પૂરો કરી ઇટાવાહ થઈ આગ્રા અને દિલ્હી જવા માટે ગંગાને કિનારે આવી પહોંચ્યો હતો સૂર્યાસ્ત થતાં પડાવ પણ અહીં જ નાખવામાં આવ્યો હતો. કામચલાઉ તંબુઓ ઊભા કરી નેતાજીના બાકી વધેલા પદયાત્રીઓ આસપાસ સૂતા હતા. રાતના સન્નાટામાંથી ઊઠેલો ચીસનો અવાજ સાંભળી તેઓ પણ જાગીને દોડી આવ્યા

હતા. નેતાજીના તંબુમાં પળે પળે ભીડ વધતી જતી હતી. એ ભીડમાં શૈલા ભાદુડી પણ હતી. ચીસનો સ્પષ્ટ અવાજ તેણે પણ સાંભળ્યો હતો. એકીટશે તે નેતાજી સામે જોઈ રહી હતી.

આખરે નેતાજીએ હોઠ ખોલ્યા—મને થોડીક તાજી હવાની જરૂર છે. તેમણે વધુ કાંઈ ન કહ્યું. બસ. સ્પષ્ટીકરણની આવશ્યકતા તેમને ન જણાઈ. ઇચ્છા પણ નહોતી. એકમેકના ચહેરા તાકતા નેતાજીના સાથીઓ ધીરે ધીરે વિખરાઈ ગયા. શૈલા ભાદુડી એકલી રહી ગઈ. નેતાજીએ તેને બેસવા માટે ઇશારો કરતાં તેની સામે રફ પેડ તથા પેન્સિલનો ટુકડો ધર્યો.

શૈલા ભાદુડી સમજી ગઈ. નેતાજી કોઈ અરજંટ પત્ર લખાવવા ઇચ્છે છે! નેતાજીની સામે બેસી જતાં તેણે પેન્સિલની અણી કાગળ પર નમાવી.

શૈલા! નેતાજીએ પડખે પડેલા ફાનસની વાટ સહેજ ઊંચી કરતાં કહ્યું. મને લાગે છે, મારો અંતકાળ પાસે છે. હવે હું વધુ નહિ જીવું.

—મારા ખ્યાલથી તમારી તબિયત ઠીક નથી. શૈલા ભાદુડીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. શફીપુર તાલુકામાં તમે દિવસ-રાત કોલેરાથી પીડાતા લોકોની સેવા કરી છે. સ્વાભાવિક રીતે જ તમને થોડાક દિવસોના આરામની જરૂર છે.

—કદાચ તે આ ભવમાં તો આરામ નહિ મળે! નેતાજી જાણે પોતાની જોડે વાત કરી રહ્યા હોય એમ શબ્દોને ઉચ્ચારી રહ્યા હતા. મને પણ નહિ મળે અને મારા સાથીઓને પણ નહિ. તું ક્યાં નથી જાણતી...મારા વફાદાર સાથીઓએ આ કષ્ટદાયી પદયાત્રામાં કેટકેટલાં દુઃખો વેઠ્યાં છે! માત્ર ભગવાન જ કહી શકે છે કે તેઓનું ઋણ હું ક્યારે ચુકવી શકીશ!

—નેતાજી! શૈલાએ મૂળ વિષય પર આવતાં કહ્યું. તમે કોઈ પત્ર ડિકટેટ કરાવવા ઇચ્છતા હતા.

—એ મારો અંતિમ સંદેશો છે, કહેતાં નેતાજીએ તેના ચહેરામાં જોયું તો તેમને આશ્ચર્ય થયું. શૈલા ભાદુડીની આંખોમાં ભીનાશ આકાર લઈ રહી હતી. તે રડી પડે એ પહેલાં જ નેતાજી બોલી ઊઠ્યા: —અરે ગાંડી! હજી હું જીવતો છું અને ઓછામાં ઓછાં સો વર્ષ જીવવાનો છું. મૃત્યુ ભૂલેચૂકે પણ આ દિશામાં ફરકવાની હિંમત કરશે તો...

શૈલા ભાદુડી રડી પડી. બંને હાથ વચ્ચે ચહેરો સંતાડી દેતાં તે હિબકાંઓ ભરવા લાગી. નેતાજીને પોતાના શબ્દોમાં રહેલી પોકળતાનું ભાન થયું અને તે સ્વયં કંપી ઊઠ્યા. તેમને લાગ્યું, નબળાઈઓએ તેમને ભીતરથી જકડી લીધી હતી. એ નબળાઈઓ પર કાબૂ મેળવવાની આવશ્યકતા હતી. સ્વસ્થ થવાનો ડોળ કરતાં તેમણે શૈલા ભાદુડીની પીઠ પર હાથ ફેરવ્યો અને હળવેકથી કહ્યું—ચાલ ઊઠ! હું તને તારા તંબુ સુધી મૂકી આવું. શૈલા ભાદુડી ભીના ચહેરા સાથે કહ્યાગરા બાળકની જેમ ચૂપચાપ ઊભી થઈ ગઈ. બંને જણાં તંબુની બહાર આવ્યાં.

પ્રવેશ બહાર પહેરો ભરતા કર્નલ ગુલમહંમદ તથા તલવારસિંઘ ચારપાઈ પર બેઠા હતા. બેઠા બેઠા ઝોકાં ખાઈ રહ્યા હતા. તેઓને ડિસ્ટર્બ ન કરતાં નેતાજી શૈલા ભાદુડી સાથે આગળ વધી ગયા. થોડે છેટે જતાં શૈલા એક તંબુમાં પ્રવેશી ગઈ. નેતાજી પાછા ન વળતાં ગંગાને કિનારે કિનારે એકલા આગળ વધી ગયા.

રાત ચાંદની હતી. વાતાવરણ ખુશનુમા હતું. થોડે થોડે અંતરે પથરાયેલાં ઘટાદાર વૃક્ષોના ટોપ ચાંદનીમાં ઉજળા લાગતા હતા; વૃક્ષોના પડછાયા એટલા જ કાળા અને ભયાનક હતા. દૂરના ડુંગરાઓ ગંગાને કિનારેથી પણ સ્પષ્ટ જોઈ શકાતા હતા.

તાજી હવાની લહેરો નેતાજીનાં ઉઘાડાં અંગોને સ્પર્શ કરતા નેતાજીએ આકાશ સામે જોયું. આકાશ ખુલ્લું અને સ્વચ્છ હતું. વિશાળ હતું. એ વિશાળતાને આંખોમાં સમાવવાનો પ્રયાસ કરતાં તેમને પુનઃ વિચારવાની આવશ્યકતા ઊભી થઈ, તેમની દ્વિધા અનેરી હતી. શફીપુર તાલુકામાં એ બાબત તેમને પ્રથમ વાર ખ્યાલ આવ્યો હતો. શું તેમના માટે સમયસર દિલ્હી પહોંચવું જરૂરી છે?

આ એક પ્રશ્નના તેમને બે ઉત્તર મળ્યા હતા. તે નિશ્ચિત દિવસે દિલ્હી પહોંચે તો ત્યાં યોજાનારા મોર્ચાને લોહિયાળ ક્રાંતિની દિશામાં જતાં તે રોકી શકે! એ જબ્બર મોર્ચાને તે શાંતિની દિશામા વાળી શકે અને તેમાં જ સર્વેની ભલાઈ હતી. એમાં દેશની પણ ભલાઈ હતી. પરંતુ એ મોર્ચામા હાજરી દેવા જતાં લાજપતરાય તેમના પર દબાણ લાવી તેમને એમ કરતાં રોકે એ પણ સમજી શકાય એવું હતું.

લાજપતરાય અત્યાર સુધીમાં અકળાઈ ઊઠયો હતો. નેતાજી પાસેથી પોતાનું ધાર્યું કામ કઢાવવા તે ખતરનાક માર્ગ અખત્યાર કરી શકે એટલી શક્તિ હજી તે ધરાવતો હતો. લાજપતરાય માટે 'ઑપરેશન –ગુલમહોર'નો સોદો જીવનનો સોદો હતો. જીવનો જુગાર હતો. છેલ્લી બાજી હતી. આમાં નિષ્ફળ જતાં તેનું મૃત્યુ નિશ્ચિત હતું. અને પોતાના મૃત્યુને રોકવા તે નેતાજીને ભડાકે દેતાં લગારે અચકાવાનો નહોતો.

મૃત્યુનો ભય નેતાજીને નહોતો. તે જાણતા હતા. પળે પળે તેમનું મૃત્યુ નજીક આવી રહ્યું હતું. મૃત્યુનો સફેદ ચહેરો જોઈ ક્યારેક તે વિચલિત પણ થઈ ઊઠતા હતા. ક્યારેક ચીસ પાડી નીંદરમાંથી જાગી ઊઠતા હતા. આમ કેમ થતું હતું! જે માનવીને મૃત્યુનો ભય ન હો તે એક મામૂલી સપનું જોઈ આટલો વિહ્વળ કેમ થઈ ઊઠે!

એનો ઉત્તર કદાચ વુલ્ફ બ્રોનસાર્ટનો આત્મા હોય! વુલ્ફ બ્રોનસાર્ટના થોડાક નબળા અણુઓ હજીયે તેમની રગોમાં અસ્તિત્વ ધરાવતા હોય! હકીકતમાં એ જ અણુઓ તેમની આ નબળાઈનું કારણ હતું. વિશાળ આકાશ સામે જોતાં તેમણે એ અણુઓને પણ કચડી નાખ્યા. નેતાજીનું સંપૂર્ણ સ્ફટિક રૂપ ખીલી ઊઠયું. ચંદ્રમાની જેમ તેમનો દેહ અજવાળાં પાથરવા લાગ્યો. ગંગાનાં વહેતાં જળની જેમ તેમનો આત્મા નિર્મળ થઈ ગયો.

તેમણે આંખો ઢાળી અને એકીટશે વહેતી ગંગાને જોઈ રહ્યા. કિનારે બંધાયેલી એક હોડી પ્રવાહમાં ડોલી રહી હતી. ક્ષણભર માટે તેમને ખ્યાલ આવ્યો...એ હોડી પર સવાર થઈ તે સામે કાંઠે પહોંચી જાય કોઈને પણ જાણ કર્યા વિના દિલ્હી ચાલ્યા જાય આ જ ક્ષણે! આ જ પળે! વિલંબ પાલવે એમ નહોતો. લાજપતરાયની હવે તેમને પરવા નહોતી. દિલ્હીમાં યોજાનારા મોર્ચાનું સુકાન સંભાળી લેવું અતિ આવશ્યક હતું.

–વુલ્ફ!

પોતાનું મૂળ નામ કાને અથડાતાં તેમણે ચહેરો ઘુમાવ્યો. જોયું તો એક વ્યક્તિ હાથમાં રિવોલ્વર લઈ તેમની સામે ઊભી હતી. નેતાજી એ અજનબી સામે અપલક જોઈ રહ્યા. અજનબી છ ફૂટથી સહેજ વધુ જ ઊંચો હતો. પોશાકમાં તેણે ભૂખરા વાદળી રંગનો સૂટ પહેર્યો હતો. ચહેરા પરથી તે અમેરિકન લાગતો હતો. નેતાજીને એ કળી લેતાં વધુ સમય ન લાગ્યો કે તેમની સામે ઊભેલો પુરુષ સીઆઈએનો માણસ હોઈ શકે!

ધીરે ધીરે તેમની સામે સર્વ કાંઈ સ્પષ્ટ થઈ ગયું. તે પુરુષ 'ટોમ કેટ'ના નામે ઓળખાતો સીઆઈએનો જાસૂસ હતો. ગૌતમાલામાં કમ્યુનિસ્ટ ગેરિલાઓને તૈયાર કરનારા સીઆઈએના અધિકારીઓમાંનો તે એક હતો. વુલ્ફ બ્રોનસાર્ટ એ દિવસોમાં

ગૌતમાલમાં હતો. ટોમ કેટના નિકટના પરિચયમાં તે આવ્યો હતો. સીઆઈએના આદેશ મુજબ લુક્ ખ્રોનસાર્ટને શક્ય હોય તો જીવતો ગિરફતાર કરી પાછા લઈ આવવાની જવાબદારી તેને સોંપવામાં આવી હતી. છેલ્લા ત્રણ દિવસથી તે ભારતમાં હતો અને નેતાજીનું પગેરું શોધી રહ્યો હતો. આખરે શફીપુર તાલુકામાં થઈ તે ગંગાને કિનારે આવી પહોંચ્યો હતો. નેતાજીનું અપહરણ કરી જવા માટે તે આવી જ કોઈ તકની શોધમાં હતો.

–ઓળખાણ પડે છે ? ટોમ કેટે રિવોલ્વરને સ્થિર રાખતાં સસ્મિત પ્રશ્ન કર્યો.

નેતાજીએ 'હા' ન કહી. નેતાજીએ 'ના' પણ ન કહી.

ટોમ કેટે વધુ સમય ન ખોતાં રિવૉલ્વરની નાળ વડે ઇશારો કર્યો. નેતાજીએ કિનારાના પાણીમાં ડોલતી હોડી પર એક નજર પાથરી અને જે દિશા ટોમ કેટે ચીંધી હતી તે દિશામાં ચાલી નીકળ્યા. ટોમ કેટ તેમની પાછળ પગલાં ભરી ગયો.

કિનારાવાળો ભાગ વટાવી બંને જણા સૂકી માટીવાળા રસ્તા પર આવ્યા. ટોમ કેટની કાર પાર્ક થઈ થોડે દૂર ઊભી હતી. શોફરના સ્થાને એક વધુ જાસૂસ અને ટોમ કેટનો સહાયક બેઠો હતો. તેને નીંદરમાં જોઈ ટોમ કેટને આશ્ચર્ય થયું. નેતાજીને દોરતો તે કારની નજીક આવ્યો અને ચોંકી ઊઠ્યો. કોઈએ તેના સહાયકની કરપીણ હત્યા કરી નાખી હતી. માત્ર અર્ધા કલાકમાં જ કોઈ તેને ભડાકે દઈ અદૃશ્ય થઈ ગયું હતું. ટોમ કેટ કારને અહીં પાર્ક કરી નેતાજીના પડાવની દિશામાં ગયો હતો અને ત્યાંથી નેતાજીનો પીછો કરતો ગંગાને કિનારે પહોંચ્યો હતો. એ સમય દરમિયાન આ ઘટના બની ગઈ હતી.

ટોમ કેટ કાંઈ સમજે, વિચારે એ પહેલાં તે પણ ચક્કર ખાઈને ઢળી પડ્યો. નેતાજી સ્તબ્ધ થઈ ગયા. કોઈએ સાઇલન્સર ચઢાવી દૂરથી જ ટોમ કેટનું નિશાન લીધું હતું. ગોળી ટોમ કેટની પીઠમાં થઈ છાતીમાં ઊંડે સુધી ઊતરી ગઈ હતી. તે જ્યાં ઊભો હતો ત્યાં જ ઢગલો થઈને ઢળી પડ્યો હતો. એ જ ક્ષણે તેના પ્રાણ પણ નીકળી ગયા.

નેતાજીએ અદૃશ્ય હત્યારાને શોધવા નજર ઘુમાવી અને એક ભયાનક ચહેરો થોડે છેટેના ઘટાદાર વૃક્ષ પાછળથી સરકી તેમની દિશામાં પગલાં ભરતો નજરે પડ્યો. નેતાજી પળ ભર તેની સામે જોઈ રહ્યા. જેમ જેમ તે નજીક આવતો જતો હતો, વધુ ભયાનક થતો જતો હતો. આખરે તે નેતાજીની સામે આવી ઊભો રહી ગયો.

–લાજપત ! લાંબા સમયની ખામોશી પછી નેતાજીના હોઠ ખૂલ્યા. તું ! અહીં ?

લાજપતરાયને કાંઈ ઉત્તર દેવાની જરૂર ન લાગી. તેના હાથમાં ભરેલી રિવૉલ્વર હતી. રિવૉલ્વરનું સેફટી કેચ ચઢાવી તેણે કાળા જૅકેટની અંદરના ખિસ્સામાં સરકાવી દીધી.

તેના ઘોબાઓવાળા કાળા ચહેરા પર આલોક ગુપ્તાએ મૂકેલાં છરીનાં નિશાનો હજી સ્પષ્ટ દેખા દેતાં હતાં. આંખો રાતી થઈ ગઈ હતી. નીચલો હોઠ કપાઈ ગયેલો હતો.

–લુક્ ! નેતાજીના ખભે એક હાથ મૂકતાં તેણે દબાયેલા સ્વરે શરૂઆત કરી. એક સુંદર તક હાથમાંથી સરી ગઈ. 'ઑપરેશન ગુલમહોર' સમાપ્ત થઈ ગયું.

–શું થયું ? નેતાજીએ શાંતિપૂર્વક પ્રશ્ન કર્યો.

–તેં આજનાં સ્પેશિયલ રેડિયો બુલેટિન સાંભળ્યા હોય એવું નથી લાગતું ! કહેતાં તેણે આગળ ચલાવ્યું. કાશ્મિરમાં તંગ બનેલા વાતાવરણને કારણે ઇમરજન્સી જાહેર કરવામાં આવી છે. આપણાં મથકો પર દેશ ભરમાં છાપા પડ્યા છે. અને લગભગ સર્વે ગેરિલાઓ અત્યાર સુધીમાં જેલના સળિયા પાછળ ધકેલાઈ ગયા હશે ! આપણો જબ્બર

મોરચો આકાર લે એ પહેલાં જ ઇમરજન્સીના કારણે વિખરાઈ ગયો. વિશેષમાં સમસ્ત ભારતની પ્રજા એક થઈ ગઈ છે. તેઓનું ધ્યાન આંતરિક સમસ્યાઓ પરથી ખસી પાકિસ્તાની ઘૂસણખોરોએ કાશ્મિર પર કરેલા આક્રમણની દિશામાં દોરાઈ ગયું છે. અને આવી વિકટ પરિસ્થતિમાં આપણા બંનેની સલામતી અહીંથી સફળતાપૂર્વક પરદેશ છટકી જવામાં છે.

નેતાજી ચૂપચાપ તેની સામે જોઈ રહ્યા. તેમની દ્વિધાનો અંત આપમેળે આવી ગયો હતો. તેમની માનસિક યંત્રણાઓ આપમેળે ઓગળી ગઈ હતી. તે ઝડપથી વિચારી રહ્યા હતા. વિચારી લીધું.

–તું ચાલ્યો જા, લાજપત! તેમણે મક્કમતા પૂર્વક કહ્યું. મારો દેશ ભયમાં હોય ત્યારે હું પીઠ દેખાડી ન શકું.

–તારો દેશ? સ્વાભાવિક રીતે જ લાજપતરાયને આશ્ચર્ય થયું.

–કેમ! તેમણે સામો પ્રશ્ન કર્યો. શુ આ દેશ નેતાજીનો નથી?

–છે, પણ તું નેતાજી નથી.

–કોણે કહ્યું?

આ વખતે લાજપતરાયને ખરેખર આંચકો લાગ્યો. જંતરમંતરમાં આલોક ગુપ્તાના હાથે સખત રીતે ઘાયલ થયો હોવા છતાં તે ત્યાંથી છટકી જવામાં સફળ થયો હતો. અનેક પીડાઓ સહન કરી તે અહીં સુધી આવ્યો હતો. માત્ર એક જ આશાના તાંતણે દોરાઈ તેણે આ સાહસ ખેડ્યું હતું. બુલ્ફ બ્રોનસાર્ટ ઉર્ફે નેતાજીનો સાથ મળતાં પૂર્વ પાકિસ્તાનની સીમા પાર કરી સરળતાથી આ દેશમાંથી છટકી જવામાં તે કામયાબ થઈ શકતો હતો.

–પ્લીઝ વુલ્ફ...નેતાજીને સંબોધી તેણે પાતળા સ્વરે કહ્યું. તારા માટે આ દેશમાં રહેવું હવે અસલામતીભર્યું નથી. એ રહસ્ય કે તું ડુપ્લિકેટ છે, છતું થઈ ગયું છે. હું ન આવ્યો હોત તો સીઆઈએના જાસૂસો તારું અપહરણ કરી ગયા હોત! છતાં અહીં તું સુરક્ષિત નથી જ. કેજીબી તને જીવતો નહિ છોડે. સીબીઆઈ તને ફાંસીને માચડે લટકાવતાં સહેજે નહિ અચકાય. સીઆઈએ ફરી તારી પાછળ જાસૂસો મૂકશે. તું શું કરીશ? અંતિમ પ્રશ્ન સાથે તે સહેજ થંભ્યો. એક ઊંડો શ્વાસ લીધો અને ઉમેર્યું–વુલ્ફ? રાત પૂરી થવા આવી છે. વેશ પણ. નવા જીવનની શરૂઆત કરવા માટે હવે તને નવા વેશની પણ જરૂર પડશે.

—ના, લાજપત! નેતાજી બોલી ઊઠ્યા. હવે મને કોઈનો ભય નથી. મારી આંખો સામે સવ કાંઈ સ્પષ્ટ થઈ ગયું છે. મારો જન્મ ભલે વુલ્ફ બ્રોનસાર્ટ તરીકે થયો હોય; મારા ભાગ્યમાં નેતાજીને વેશ ભજવવાનું લખાયું છે વિશેષમાં આ દેશને મારી જરૂર છે. આ દેશનાં ગામડે ગામડાં મને પોકારી રહ્યાં છે. આ દેશની પ્રજાને મારામાં અચળ શ્રદ્ધા છે. એ શ્રદ્ધા હું છિન્નભિન્ન કરી ન જ શકું. કમસેકમ આવા કટોકટીના સમયે તો નહિ જ! હું જઈશ, લાજપત! હું દિલ્હી જઈશ અને દેશ પર આવેલી આફતને દૂર કરવા હું મારી સઘળી તાકાત કામે લગાડી દઈશ. મારા આઝાદ હિંદ ફોજના વીરોને હું યુદ્ધમોરચે મોકલાવવાની વ્યવસ્થા કરીશ કોની મગદુર છે કે આ ભૂમિ પર એક તસુયે આગળ વધી શકે!

ગંગાને કિનારે બંધાયેલી હોડી હજીયે ઝોલાં ખાઈ રહી હતી. સર્વ કાંઈ વિસરી નેતાજી એ હોડીની દિશામાં આગળ વધી ગયા. આજીજી કરતો, કાકલુદી કરતો, વિનવતો લાજપતરાય તેમની પાછળ ચાલ્યો. પરંતુ થોડે છેટે જઈ તે થોભી ગયો. વાસ્તવિકતા તેની સામે આવી ગઈ. વુલ્ફ બ્રોનસાર્ટ નહોતો રહ્યો. પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી. માનવી બદલાઈ ગયો હતો. આવું જબ્બર પરિવર્તન તેની કલ્પનાની પરે હતું. તેની પોતાની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. જે

વુલ્ફ બ્રોનસાર્ટે લંડનમાં તેને ભવ્ય ભાવિની લાલચ દઈ પોતાની સાથે લીધો હતો એ જ વુલ્ફ અત્યારે તેને પીઠ દેખાડી રહ્યો હતો. ઑપરેશન–ગુલમહોરની નિષ્ફળતાનું મૂળ કારણ પણ એ જ હતો. ખૂન પસીનો એક કરી ઑપરેશન – ગુલમહોરને સફળ બનાવવા માટે લાજપતરાયે પ્રાણની પણ પરવા નહોતી કરી અને વુલ્ફ બ્રોનસાર્ટની બેવફાઈએ આખી યોજના પર પાણી ફેરવી દીધું હતું. તેનાથી સહન ન થયું. તેણે કાળા જેકેટના અંદરના ખિસ્સામાંથી રિવૉલ્વર પાછી બહાર કાઢી સેફ્ટી કેચ દૂર કર્યું અને ઘોડો દાબી દીધો.

–ખટ્!

હોડીનું દોરડું છોડતા નેતાજી ગોઠણભેર પાણીમાં ઊભા હતા ત્યાં જ ઢળી પડ્યા. કિનારાનું પાણી રાતું થઈ ગયું. લાશ હોડીની જેમ પાણીની સપાટી પર ડોલવા લાગી. ધીરે ધીરે સરકવા લાગી. પ્રવાહમાં ખેંચાવા લાગી. ખેંચાઈ ગઈ. ગંગાનાં પાણી તેને ડોલાવતાં દૂર દૂર લઈ ગયાં. લાજપતરાય સ્થિર દૃષ્ટિએ જોઈ રહ્યો. હજી તે જ્યાંનો ત્યાં જ ઊભો હતો. રિવૉલ્વરને તેણે પાછી જેકેટના ખિસ્સામાં સરકાવી દીધી.

આંખો ઊંચી કરી. આકાશ સામે જોયું. રાત પૂરી થવા આવી હતી. વેશ એ પહેલાં જ પૂર્ણ થઈ ગયો હતો. તેણે બંને હાથ પેન્ટના ખિસ્સામાં નાખ્યા અને કોઈ મધુર ગીતની ધૂન સીટીઓમાં ગાતો ચાલી નીકળ્યો.



અંતે—

ઑગસ્ટ ૧૯૬૫માં કાશ્મિર પર ત્રાટકેલા ધૂસણખોરો કાશ્મિરની ખીણમાં ઊંડે સુધી ઊતરી ગયા. ભારત-પાક સીમાડાઓ સળગી ઊઠ્યા. યુદ્ધ જાહેર થયું. પરંતુ પ્રેસિડન્ટ અય્યૂબખાનની કાશ્મિરને હડપી જવાની ઇચ્છા પૂર્ણ ન જ થઈ. યુદ્ધ પૂર્ણ થતાં નેતાજીની શોધ પુનઃ શરૂ થઈ. છેલ્લે નેતાજીને તેમની સેક્રેટરી શૈલા ભાદુડીએ જોયા હતા. શૈલા ભાદુડીને તેના તંબુમાં પહોંચાડ્યા પછી નેતાજી ક્યાં અદૃશ્ય થઈ ગયા હશે એ કોઈએ નહોતું જાણ્યું. છતાં કોઈ કહેતું હતું કે નેતાજીએ સંન્યાસ લઈ લીધો છે અને દૂરના કોઈ પહાડ પર ચાલ્યા ગયા છે. કોઈ કહેતું હતું કે નેતાજીની હત્યા કરવામાં આવી છે. પરંતુ સધ્ધર પુરાવાઓના અભાવને કારણે આજે પણ નેતાજીના ભક્તો, ચાહકો એમ માને છે કે કદાચ તે નેતાજી જીવતા હોય!

સીબીઆઈના અધિકારી આલોક ગુપ્તાએ નેતાજી તથા લાજપતરાય, બંનેની શોધ માટે મહિનાઓ સુધી પ્રયાસ કર્યો પરંતુ એમાં તેને સફળતા ન જ મળી. તેણે સીબીઆઈમાંથી રાજીનામું દઈ પોતાની પ્રિયા અનિતા સારાભાઈ જોડે લગ્ન કરી લીધાં.

શૈલા ભાદુડી પાછી પોતાનાં માબાપ જોડે રહેવા કલકત્તા ચાલી ગઈ છે. નેતાજીના સહવાસમાં આવ્યા પછી તેણે ડાયરી લખવાની શરૂઆત કરી હતી. આજકાલ તે એ જ ડાયરીને પુસ્તકનું રૂપ દેવા માટે મથી રહી છે. તેને આશા છે કે એ ડાયરી પ્રકાશિત થતાં સારી એવી ચકચાર જગાડશે!

નેતાજીના નેતૃત્વ હેઠળ એકઠા થયેલા આઝાદ હિંદ ફોજના અફસરો તથા સૈનિકો પાછા વિખરાઈ ગયા છે. કર્નલ ગુલમહંમદ તેના સાથી કેપ્ટન તલવારસિંઘ સાથે બાંશી ગામમાં પાછો આવી ગયો છે. ફરી એક વાર તેઓ પોતાના પોલ્ટ્રી ફાર્મિંગના પુરાણા વ્યવસાયમાં પ્રાણ પૂરવા માટે જહેમત લઈ રહ્યા છે.

આજે પણ એ બંને જણા ક્યારેક નેતાજીને યાદ કરી લે છે. ક્યારેક ક્યાંકથી નેતાજીના સમાચાર મળતાં તેઓ નિઃસંકોચ એ સ્થળે દોડી જાય છે. અલબત્ત તેમના પ્રયાસોમાં હજી સુધી તેઓને સફળતા નથી મળી. પરંતુ કર્નલ ગુલમહંમદને હજીયે આશા છે કે એક દિવસ નેતાજી જરૂર દર્શન દેશે.

[પ્રગટ થનાર નવલકથા 'રડતાં ગુલમહોર'નું એક પ્રકરણ.]

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧ અવગુણ ચિત્ત ન ધરો | શ્રી મનસુખલાલ ઝવેરી | નવલકથા | ૧૨-૭૫ |
| ૨ પાષાણશય્યા | શ્રી પ્રીતમલાલ કવિ | ,, | ૧૭-૦૦ |
| ૩ રડતાં ગુલમહોર | શ્રી આબિદ સુરતી | ,, | ૧૮-૭૫ |
| ૪ મન નહિ માને | શ્રી ભગવતીકુમાર શર્મા | ,, | ૧૯-૦૦ |
| ૫ અમૃતા | શ્રી રઘુવીર ચૌધરી | ,, | ૨૧-૫૦ |
| ૬ હું આવું છું | શ્રી દિલીપ રાણપુરા | ,, | ૧૯-૦૦ |
| ૭ વેણુવત્સલા | શ્રી રઘુવીર ચૌધરી | ,, | ૧૧-૦૦ |
| ૮ દીન ધ્રુવ | શ્રી વિ સ ખાંડેકર | ,, | ૧૭-૦૦ |
| ૯ માયા અપરંપાર | શ્રી સારંગ બારોટ | ,, | ૧૬-૫૦ |
| ૧૦ સંમોહિતા | શ્રી યશવન્ત મહેતા | ,, | ૧૫-૦૦ |
| ૧૧ નિશા નિમંત્રણ | ,, ,, | ,, | ૧૩-૦૦ |
| ૧૨ અરમાનની કબર | શ્રી કનુ આચાર્ય | ,, | ૮-૨૫ |
| ૧૩ કુરુક્ષેત્રને પંથે ભા. ૪ | શ્રી દક્ષિણકુમાર જોષી | ,, | |
| ૧૪ તારી કોઈ જરૂર નથી | શ્રી ભરત બારોટ | , | ૧૨-૨૫ |
| ૧૫ સમણા મારા સગાથી | શ્રી કૈલાસ નાયક | ,, | ૧૦-૨૫ |
| ૧૬ મઝિલ વિનાના સૂના રસ્તા | ,, ,, | ,, | ૧૫-૫૦ |
| ૧૭ અમે તો પાનખરનાં ફૂલ | શ્રી મફત ઓઝા | ,, | ૧૪-૫૦ |
| ૧૮ તરસઘર | પ્રા. મણિલાલ હ. પટેલ | ,, | ૮-૦૦ |
| ૧૯ ઢળતા મિનારા | શ્રી રુસ્વા મઝલૂમી | નવલિકા | ૧૦-૦૦ |
| ૨૦ સાંપ્રત | શ્રી રાધેશ્યામ શર્મા | વિવેચન | ૧૫-૦૦ |
| ૨૧ અત્રત્ય-તત્રત્ય | ડૉ. ધીરુ પરીખ | ,, | ૧૦-૦૦ |
| ૨૨ ગુજરાતી સાહિત્યમાં સમાજજીવન | ડૉ. બાબુલાલ શાહ | ,, | ૨૫-૦૦ |
| ૨૩ શ્વાસ ધીરેથી ફેરે | શ્રી મફત ઓઝા | કાવ્ય | ૬-૦૦ |
| ૨૫ હવાની હવેલી | શ્રી શેખાદમ આબુવાલા | ગઝલ | ૧૦-૦૦ |
| ૨૪ કટોકટીના કાવ્યોદ્‌ગાર | શ્રી રતુભાઈ દેસાઈ | કાવ્ય | ૧૦-૦૦ |
| ૨૬ આઈન્સ્ટાઈન | ડૉ. ઉષા જોષી | જીવનચરિત્ર | ૬-૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૭ મહાન મુસાફરો પુ. ૫ | શ્રી યશવંત મહેતા | જીવનચરિત્ર | ૨૨–૫૦ |
| ૨૮ ખેપિયો | શ્રી રામભાઉકિમ્હસકર | લલિત નિબંધો | ૩–૭૫ |
| ૨૯ વીણેલાં ફૂલ ભા. ૩ | — | ,, | ૩–૦૦ |
| ૩૦ કલા અને સાધના | શ્રી આનંદ | લેખસંગ્રહ | ૫–૨૫ |
| ૩૧ પ્રેરણા પરબ | શ્રી ફાધર વાલેસ | ,, | ૫–૦૦ |
| ૩૨ ભાગવત કથા | શ્રી મુકુલ કલાર્થી | ,, | ૨–૫૦ |
| ૩૩ ચીન પ્રવાસ | લીના મંગળદાસ | પ્રવાસ | ૪–૦૦ |
| ૩૪ કચ્છની રસધાર ભા. ૪ | શ્રી દુલેરાય કારાણી | લોકસાહિત્ય | ૧૦–૦૦ |
| ૩૫ વનસ્પતિમાં વૃદ્ધિ અને ચયાપચય | શ્રી સુકાવાલા | આરોગ્ય | ૧૩–૦૦ |
| ૩૬ રીમાન સંકલન | શ્રી એલ. કે. પટેલ<br>શ્રી જી. સી. પટેલ | ,, | ૧૦–૦૦ |
| ૩૭ વનસ્પતિમાં પુષ્પોદ્‌ભવ | શ્રી પાઠક–મહેતા | ,, | ૪–૫૦ |
| ૩૮ જે કહો તે અંગ્રેજીમાં જ | શ્રી સતીશચંદ્ર દેસાઈ | શિક્ષણ | ૧૨–૦૦ |
| ૩૯ બાળ સાહસ શ્રેણી પુ. ૪ | શ્રી કુમારપાળ દેસાઈ | બાળ સાહિત્ય | ૮–૦૦ |
| ૪૦ માતૃભૂમિના મરજીવા પુ. ૪ | શ્રી મોતીભાઈ પટેલ | ,, | ૧૨–૦૦ |
| ૪૧ ભીમનો ભાઈ | શ્રી નવનીત સેવક | ,, | ૪–૦૦ |
| ૪૨ મોતનો મામલો | ,, ,, | ,, | ૫–૦૦ |
| ૪૩ ફારસી હિતોપદેશ પુ. ૫ | શ્રી રમણલાલ સોની | ,, | ૧૮–૦૦ |
| ૪૪ નવરસ વાર્તાવલી પુ. ૩ | શ્રી હામુ ગોહિલ | ,, | ૧૨–૦૦ |

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| संघर्ष की ओर | नरेन्द्र कोहली | 32-00 |
| सवध | द्वारका प्रसाद | 12-00 |
| लज्जाहरण | निमल मित्र | 10-00 |
| कुहासे का दायरा | अभिमन्यु अनत | 12-00 |

## कहानी

| | | |
|---|---|---|
| कानून और मन | यशवन्तसिंह नाहर | 15-00 |

## नाटक

| | | |
|---|---|---|
| घरौंदा | शकर शेष | 9-00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| रीतिकालीन स्वच्छन्द काव्यधारा | डा. चन्द्रशेखर | 25-00 |

## विविध

| | | |
|---|---|---|
| ये नये हुक्मरान | जनार्दन ठाकुर | 24-00 |
| मेरी आत्मकथा | रवीन्द्रनाथ टैगोर | 20-00 |
| मारवाड़ी समाज : व्यवसाय से उद्योग में | टॉमस ए. टिम्बर्ग | 30-00 |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| रंग पत रखा पत | ब्रजभूषण | 3-00 |
| सागर का घोड़ा | भगवतशरण उपाध्याय | 4-00 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एव प्रकाशकों की प्रमुख कृतियाँ, साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एव महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एव सदर्भ-ग्रन्थ सदैव उपलब्ध है। यह सस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं -उपन्यास, कहानी, कविता, नाटक, एकाकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बाल-साहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको सतोष प्रदान करने के प्रयास में कृतसकल्प है।

इन दिनों आपके विद्यालयों एव महाविद्यालयों में नियमित शिक्षा शुरू हो चुकी है। उनके लिए आवश्यक सभी पाठ्यपुस्तकें एव सदर्भ-ग्रन्थ हमारे पास निरन्तर उपलब्ध है। आदेश प्राप्त होने पर पुस्तकें तुरन्त सप्लाय की जायेंगी। त्वरित सेवा ही हमारी विशेषता है। कृपया अपना बहुमूल्य आदेश भेजकर अनुगृहीत करें।

# ગુજરાતી સાહિત્યમાં મૂલ્યવાન પ્રદાન કરતી નવી ઉત્તમ કૃતિઓ

| | | |
|---|---|---|
| શ્રી ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન | શ્રી ભારતલાલ પાઠક | ૧૬–૦૦ |
| સાંપ્રત | શ્રી રાધેશ્યામ શર્મા | ૧૫–૦૦ |
| દીપિકા | શ્રી યશવંત ત્રિવેદી | ... .... |
| ઊકળતો ઉપખંડ | શ્રી ડાહ્યાભાઈ નાગરિક | ૪૦–૦૦ |
| પેટલીકર : શીલ અને શબ્દ | ષષ્ઠિપૂર્તિ વિશિષ્ટ ગ્રંથ | ૨૦–૦૦ |
| ત્રિવિધા | શ્રી ઇશ્વર પેટલીકરની ચૂંટેલી કૃતિઓ | ૧૫–૦૦ |
| ગુજરાતી ભાષાના ઇતિહાસની કેટલીક સમસ્યાઓ | ડૉ. હરિવલ્લભ ભાયાણી | ૫–૦૦ |
| કાવ્યનું સંવેદન | ,, | ૧૪–૫૦ |
| પૂર્વાપર | શ્રી ભોળાભાઈ પટેલ | ૧૭–૦૦ |
| વાર્તાવિશેષ | શ્રી રઘુવીર ચૌધરી | ૧૫–૨૫ |
| અદ્યતન કવિતા | ,, | ૧૩–૭૫ |
| સીમાંકન અને સીમોલ્લંઘન | શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર | ૧૦–૦૦ |
| કાવ્યપ્રત્યક્ષ | શ્રી ચંદ્રકાંત શેઠ | ૧૭–૫૦ |
| પરિધિ | શ્રી દિગીશ મહેતા | ૧૩–૦૦ |
| મેનાગુર્જરી | શ્રી રસિકલાલ પરીખ | ૧૦–૦૦ |
| ગાંધીજીનું અનુશાસન | શ્રી ઇશ્વર પેટલીકર | ૮–૨૫ |
| આચાર્યોનું અનુશાસન | ,, | ૭–૫૦ |

ગુજરાતી સાહિત્યનાં ઉત્તમ પ્રકાશનો દ્વારા ગુજરાતી પ્રજાના સંસ્કારઘડતરના અમારા નમ્ર પ્રયાસમાં આપનો સાથ અનિવાર્ય છે.

**આર. આર. શેઠની કંપની**

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ : ગાંધી માર્ગ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

મુદ્રક • દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, નવરંગપુરા રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ ૨ અંક ૧ ઓગસ્ટ



સ્વ. શિવ પંડ્યા

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૨
૧૫ ઑગષ્ટ '૭૮ : અંક ૧
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦–૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧–૦૦
નકલ : ૬૬૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

કાર્ટૂનિસ્ટ–કવિ–ચિત્રકાર શિવ પંડ્યા હવે સદેહે આપણી વચ્ચે નથી. હૃદયરોગના બીજા હુમલાએ શિવભાઈને આપણાથી છૂટા પાડ્યા. ઉદ્ગારના પ્રારંભથી આખા વર્ષ દરમિયાન કોઈ ને કોઈ નિમિત્તે, લેટરિંગથી માંડીને લે–આઉટ સુધી, મળવા જવાનું થતું ત્યારે, ગમે તેટલા વ્યસ્ત હોય તોપણ, 'આવો' કહીને ઊભા થયા વગર રહે નહિ.

એ ઉમળકાના માણસ હતા. મિત્રો માટે ગમે તે ભોગે હેરાન થવાનું પસંદ કરતા. 'જનસત્તા'માંનાં એમનાં કાર્ટૂનોએ કેટકેટલાની સવાર 'સુધાર્યા'નો આંકડો કાઢવો મુશ્કેલ થઈ પડે, એટલા એ આગલી હરોળના હતા. ૧૯૫૩ની આસપાસ અમે મિત્રો 'સ્મૃતિ' નામનું ત્રૈમાસિક પ્રગટ કરવાની હિંમત કરી બેઠા હતા, તે વેળા શિવભાઈનું એક ગીત અમને મળ્યું હતું તે હું એમને અવારનવાર યાદ કરાવતો, અલબત્ત પંક્તિઓ હું ઝટપટ બોલ્યે જાઉં. પંક્તિઓ કંઈક આમ છે :

**ધીખી બપોરે વગડા વાટે પવનપાવડી પહેરી**
**પેલી કોણ ચાલી અલબેલી !**

શિવભાઈનું આ ગીત તથા શ્રી નિરંજન ભગતે એમના તંત્રીપદે પ્રગટતા દ્વૈમાસિક 'સાહિત્ય'ના પ્રથમ અંકમાં પ્રકટ કરેલી શિવભાઈની રચનાઓ જોતાં સ્પષ્ટ થશે કે તે સતત અને વિકસતા કવિ પણ હતા. પ્રથમ હૃદયરોગના હુમલામાં 'મૃત્યુ' નજીક જઈ આવેલા શિવભાઈએ એના 'રહસ્ય'ને પોતીકી રીતે પામી, ઉકેલ્યું છે. 'મૃત્યુ' સંદર્ભની તેમની રચનાઓ વિશિષ્ટ છે.

ઉદ્ગાર–પરિવારે એક સહૃદય સભ્ય ગુમાવ્યો છે. આપણા સૌની એમને અંજલિ.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

ચંદ્રકાન્ત શેઠ

# આમ થાય કે?

(સદ્‌ગત ચિત્રકાર શ્રી શિવભાઈની સ્મૃતિમા)

આમ થાય કે?
વણલખેલ જે હતો આપણી વચ્ચે એક કરાર,
તેનો ભંગ થાય કે?

હતી આપણી વચ્ચે એવી સમજણ એક ધરાર·
કૅનવાસના શ્વેત સમુદ્રે ડૂબકી ભલે લગાવો,
ભલે રંગરૂપને તળિયે જૈ અરૂપ-ખોજ ચલાવો,
ભલે સૂક્ષ્મ રેખાઓ પરથી પ્હાડ સમું લૈ પડ
ઊતરો ક્યાક રમ્ય અવકાશે,

પણ મૈત્રીનો કોલ થતામાં તરી આવવું બ્હાર,
વણલખેલ તે હતો આપણી વચ્ચે થયો કરાર,
આમ શું એનો ભંગ કરાય?

કેટકેટલા રંગ હતા તે કૅનવાસના કોરા પટમાં
સંતાડ્યા ક્યા?
કેટકેટલી રેખાઓની જીવનની મંકુલતા વ્હેતી જાળ,
ભલા, સરવા દીધી ક્યા?

કહો, કહો, આ કૅનવાસના અવકાશે ક્યાં
શ્વેત બની અવકાશ ભળ્યા છો તમે?
તમે ક્યાં છૂપ્યા?

જરાક તો દો રંગભર્યો પ્રતિસાદ-ભર્યો હોંકાર,
ક્યારનો બેઠો છું આ કૅનવાસની સન્મુખ માડી કાન.

ઇન્દુ પુવાર

# એક કાવ્ય

હે મન!
તારા ના હોવાનો સમય એટલે-
લીલ બાઝેલુ, દુર્ગંધ મારતુ
મ્યુનિસિપાલિટી દ્વારા ખાલી થતુ
ખાલી થઈને વળી પાછુ ભરાતુ
કોઈક વેળાએ બોટિંગ કરતુ
ક્યારેક બસમા ચક્કર કાપતુ
મેરી ગો રાઉન્ડ ફરતુ
એકલુ એકલુ બબડતુ કાકરિયુ તળાવ!
તોય પથ્થરના પોપટ થવાતુ હશે?
પોપટ સરવરિયાની પાળ
પોપટ કૂતરાજીની લાળ
પોપટ કૌવાજીની ચાચ
પોપટ પોપટ નથી
પોપટ ફોગટ નથી
તેમ છતા
દિલ્હીના લાલ કિલ્લાની ફર્શ પર જામેલી લાન લાલ મ્હોં
વિવિધ અંગમરોડ લેતી લાલ લાલ નર્તિકાની આખ
સફેદ સગેમરમરનો તાજમહાલ અહીં સાબરમતીના તટે
ઊભવાનો નથી કેમકે તાજમહાલ જમનાનો આશિક
જમના કૃષ્ણકનૈયાની!
હવે સાબરમતીને જ્યારથી સાગરે થપાટ મારી છે
ત્યારથી બિચારી નથી સંઘરી શકતી કાળી નાગ
કે નથી ડુબાડી શકતી કૃષ્ણે ફટકારેલા દડાને!
તો પછી વૃંદાવનને અહી લાવવુ ક્યાથી?
એટલે રાધાજી મારુ વૃંદાવન ગમશે તમને?
લીમડો
લીમડા નીચેનો લતામડપ
લતામડપમા ગોઠવાયેલ ટેબલ ખુરશી ચ્હાનો કપ
મંગળવાર ગુરુવાર શુક્રવાર
કોઈના ના હોવાની લપ, ગપ, સપ
ખુરશીમા બેઠા કાળા કાકરે પોપટજી
કાઢવામા ટેપ થયેલો અવાજ—
'આ આખો છે પાણીના જેવી જ રેતી
કે ઊંડો ડૂબ્યા ને તરે છે અગાસી.'*

* છેલ્લી બે પંક્તિઓ કવિશ્રી મનહર મોદીની ગઝલ
—ઇ.

## કમલ વોરા

# કાગડો

પૂર્વની બારી પર
કાગડો
પાંખો પસારી બેસે
કે
કાચ પર બેઠો સૂર્ય
અલોપ...
કર્કશ કાળો અવાજ કરતો
ચાંચ પછાડે
ત્યાં તો
ટુકડા થઈને કાચ તૂટે
ભીંતો ધ્રૂજે
મનગરાં હચમચી જાય
ઉષ્ણ બાફની
તીણી સેરો છૂટે
ઘૂરકતી ચાંચમાંથી
રક્તનીતરતા ભાલા ઊડે
ચીંઆતા મને સોંસરવા વીંધી નાખે
ચારે બાજુ
કિકિયારી કરતા ઓળા લપકે
ભીંતને છતને લપેટાઈને ઊભા
ખૂણે-ખાંચરે લપાઈ ગયેલા
તડકાને
ભીંસી રહેંસી પીંખી નાખે
હવા ગૂંગળાતી ફરે
મારી છાતી પર
હાથીઓનું ટોળું
દોડાદોડ કરે
કૌં કૌં કરતો
ચાંચ વીંઝતો પાંખ વીંઝતો
કાગડો ઊડે
ને
એક પીંછું ખરે
અડધું સોનેરી અડધું કાળું
કાગડાનું પીંછું
અડધું સોનેરી અડધું
કાળું
એક કાગડાનું પીંછું
અડધું સોનેરી
અડધું
કાળું.

## જ્યોતિષ જાની

# ચશ્માંના કાચ ઉપર

સૃષ્ટિમાં કે મૂશળધાર વૃષ્ટિમાં રચાતાં
દૃશ્યોનો
સઘળો ભાર
હવે
ચશ્માંના કાચ ઉપર !

ચશ્માંના કાચ ઉપર—
દરિયા ઊછળે કે ડહોળાય
ગુલમોહોર ખીલે કે આથમે
વાદળાં ઊમટે કે વિખેરાય
મકાનો રચાય કે તૂટે
આંખો ઊગે કે વઢાય

ચશ્માંના કાચ ઉપર—
સ્વપ્નાં માળા બાંધે કે ઊડી જાય
પ્રેમના સંબંધો વાત રચે કે વણસી જાય
દોસ્ત !
મારી આંખો-સ્થિર ને અપલક-
બધું જ ચૂપચાપ જુએ છે.
પછી હું ચશ્માંના કાચ સાફ કરી દઉં છું !

* *

## જયદેવ શુક્લ

# |

હમણાં જ
ઊડી ગયેલા
કામરત કપોત-યુગ્મનો
રાખોડીનીલોકિરમજી
હવામાં
ફરફર્યા કરે છે

## અશ્વિન જાની

# ટીનુબહેન અને પતંગિયાનો રાજા

ટીનુબહેન નામે એક સરસ મજાની છોકરી હતી એક દિવસ તે બાગમા રમવા ગઈ ને પતગિયા સાથે દોસ્તી થઈ ગઈ. પતગિયું ટીનુબહેનને તેના રાજા પાસે લઈ ગયું. પતગિયાનો રાજા પણ ટીનુબહેનને જોઈને ખુશ ખુશ થઈ ગયો. તેણે કહ્યું, 'ટીનુબહેન આંખો બંધ કરી દો ' થોડીવાર પછી ટીનુબહેને જોયું તો તેમના ફ્રોક પર સુદર મજાનાં પતંગિયાં જ પતંગિયાં! ટીનુબહેન તો ખુશખુશાલ થઈને ઘેર ગયા

મમ્મી કહે, આટલાં બધાં પતગિયાં ક્યાંથી લાવી! પણ ટીનુબહેન તો બોલે જ નહીં ને, કેમકે રાજાએ કહ્યું હતું કે આ વાત કોઈને કહેવાની નહી કે આટલાં બધાં પતંગિયાં ક્યાંથી લાવી.

બીજે દિવસે ટીનુબહેન રાજાને કહે, 'રાજાજી મારી મમ્મી પૂછે છે કે આટલાં બધાં પતંગિયાં ક્યાંથી લાવી?' રાજા કહે, હું એવો જાદુ કરું છું કે પતંગિયાંને સૌ જોઈ શકે, પણ તારી મમ્મી ના જોઈ શકે. ટીનુબહેન તો ખુશ થઈને ઘેર પાછાં આવ્યાં.

નિશાળમાં ટીનુબહેનની બહેનપણીઓ પતંગિયાંનાં કરતાં થાકે જ નહીં, પણ સૌ એક વાત કરે કે અમને પતંગિયાં લાવી આપ.

ટીનુબહેન ફરી પાછા રાજા પાસે આવીને કહે કે સૌ મારી પાસે પતંગિયાં માંગે છે અને પૂછે છે કે આટલાં બધાં પતગિયાં ક્યાંથી લાવી આ વખતે રાજાએ કહ્યું કે હું એવો જાદુ કરું છું કે તું બધાં જ પતંગિયાં જોઈ શકે પણ બીજું કોઈ ના જોઈ શકે.

બીજે દિવમે નિશાળમાં ટીનુબહેનની કે પતંગિયાંની કે પછી તેમના ફ્રોકની કોઈ વાત કરે જ નહીં ને!

ટીનુબહેન તો દુ:ખી દુ:ખી થઈ ગયાં, ને ફરી પાછાં જલદી જલદી પતંગિયાંના રાજા પાસે દોડી ગયાં...!'




## નિમેષ

# સપનાંનાં ફૂલ

મીના દરરોજ બાગમાં જાય છે. નાની હતી ત્યારથી બાગમાં જાય છે. બાગમાં એ બુઢ્ઢાઓને જુએ છે. શીંગવાળાને જુએ છે બાગનું બોર્ડ જુએ છે, જ્યાં લખ્યું છે કે બાગ આટલા વાગે ખૂલશે, આટલા વાગે બંધ થશે. નાની હતી ત્યારે રંગબેરંગી ફ્રૉક પહેરીને જતી. મોટી થઈ એટલે જુદી જુદી સાડીઓ પહેરીને જવા માંડી. એણે એની એસ. એસ. સી.ની પરીક્ષા આ બાગમાં જ વાંચીને આપી છે. એની મા ઘણી વાર કહેતી કે ગામની બહાર પણ કશેક જા, પણ મીના બાગ સિવાય કશેય બહાર જતી નથી. હવે તો માળી પણ એનો ખાસ ઓળખીતો થઈ ગયો છે. મીનાનાં લગ્ન થયે બે વર્ષ થયાં. હવે તો એનો પતિ મરી ગયો છે. મીના હજુય બાગમાં આવે છે. ક્યારેક તમે એને બાગમાં જ મળો અને પૂછો તો કહે છે, 'હું સપનામાં જોઉં છું', સપનામાં સૂંઘું છું એ ફૂલ મારે આ બાગમાં જોવાં છે.'

રઘુવીર ચૌધરી

**ચંદ્રવદન ચી. મહેતા** (નટશ્રેષ્ઠ, સાહિત્યકાર, વિશ્વ–પરિવ્રાજક, પરિષદ–પ્રમુખ) વડોદરા

મુરબ્બીશ્રી લખે છે :

"ઉદ્ગાર પાનું ૬ જુઓ અંક ૧૦, રાજેન્દ્ર નાણાવટીએ તો ભૂલ કરી લાગે છે. તમે સુધારી લો. 'નર્મદે એક નાટક લખ્યું છે'–ખોટું. નર્મદે ચાર નાટકો લખ્યાં છે. એ આ મુજબ છે :

કૃષ્ણાકુમારી
દ્રૌપદીદર્શન
રામજાનકી દર્શન
સાર શાકુન્તલ

આમાં 'સાર શાકુન્તલ' વધુ જાણીતું. મુંબઈની ધંધાદારી નાટક મંડળીઓ સાથે નર્મદ સહકારથી કામ કરતા અને 'ધન કમાવા'ના હોંસ લખાવતા.

સૂરતના ભાઈ નર્મદને આવો અન્યાય કરે એ ઠીક નથી."

શ્રી રાજેન્દ્રભાઈ નાણાવટીનો પત્ર છાપતી વખતે એમની સાથે સ્પષ્ટતા કરીને 'એક'ને સ્થાને 'ચાર'ની સંખ્યા મૂકી શકાઈ હોત. કેમ કે એ અગાઉ શ્રી માર્કંડ ભટ્ટ અને શ્રી જનક દવે સાથે નર્મદનાં નાટકો વિશે વાત થઈ હતી. આમ, મારા પ્રમાદથી આ ભૂલ રહી ગયેલી.

**ભૂપેશ અધ્વર્યુ**, ગણદેવી

'ગ્રંથ'માં પ્રમોદકુમારે કરેલું અવલોકન વાંચીને 'વૃત્તિ અને વાર્તા'ના સંપાદન વિશે લખે છે :

"તમે, જેમ 'અંગત'ના સંપાદનમાં કરેલું તેમ અહીં પણ રાવજીની બધી જ વાર્તાકૃતિઓને સંગ્રહીત કરવાનું વલણ રાખ્યું છે કે પછી ચયન કર્યું છે એ મેં પુસ્તક ન જોયું હોવાથી ખબર નથી પણ જો 'અંગત'–પદ્ધતિએ બધી કૃતિઓ લેવાનું વલણ રાખ્યું હોય તો મને થોડીક રાવજીની વાર્તાઓ એવી યાદ આવે છે જે આ સંગ્રહમાં આવી નથી. મને પ્રાપ્ય છે, સ્મૃતિમાં છે, તેવી વિગત નીચે મુજબ છે:

(૧) ગામ છોડવાનું પાપ ('સંદેશ'ના તા. ૧૮–૯–'૬૭ના અંકમાં પ્રગટ)
(૨) 'કારવાં ગુજર ગયા...' ('આરામ'૬૬ પછીનો કોઈ એક અંક)
(૩) એક હાસ્ય વાર્તા (શીર્ષક યાદ નથી, આરામમાં '૬૫ પછીના કોઈક અંકમાં)"

શ્રી ભૂપેશ અધ્વર્યુના સ્મરણમાં સચવાયેલી વાર્તાઓ છાપવા યોગ્ય હતી એવું એક ક્ષણ માટે લાગે. પણ વિચાર કરતાં એ જ ઠીક લાગે છે કે રાવજીની વીસથી વધુ વાર્તાઓમાંથી ઉત્તમ હતી તે જ અપાઈ છે.

**રમેશ એમ. કુલેત્રા**, ઉપલેટા

અમારી સંસ્થામાં 'સાહિત્ય ગોષ્ઠી' નામે વર્તુલ શરૂ કર્યું છે. એમાં કેવી પ્રવૃત્તિઓ કરી શકીએ?

પ્રો. કુલેત્રાએ પત્રમાં કેટલીક પ્રવૃત્તિઓ નિર્દેશી છે; સામયિકોમાં પ્રગટ થયેલી કૃતિઓ સાથે વાંચવી, ભીંતપત્ર, સાહિત્ય પરિષદ અને અન્ય સંસ્થાઓ વિશે માહિતી આપવી, વાર્તા–સ્પર્ધા, કાવ્ય–સ્પર્ધા યોજવી વગેરે.

આ ઉપરાંત નવી–જૂની પેઢીના લેખકોને બોલાવી એમની સાથે અનૌપચારિક ગોષ્ઠીઓ રાખી શકાય. ઉત્તમ કવિતાપાઠ કરતા કવિઓ પાસેથી પાઠ કરવાની કળા શીખી શકાય, સાહિત્યિક નાટકોના

અ શો. વિદ્યાર્થીઓ પાસે તૈયાર કરાવી શકાય વિદ્યાર્થીઓ સાહિત્યકૃતિઓ વાચે એ માટે પ્રેરણા અને પ્રોત્સાહનનુ વાતાવરણ ઊભુ કરી શકાય

પ્રશ્ન બીજો

'ગઝલના પ્રકાર વિશે માહિતી આપતુ કોઈ પુસ્તક ખરુ ?'

મનહર મોદી ગઝલ વિશે પીએચ ડી કરતા હતા વચ્ચે ચદ્રકા ત શેઠના લેખો 'સસ્કૃતિ'મા છપાયેલા આચાર્યશ્રી ટોપીવાલાએ એને વિશે સત્ર યોજેલુ પણ એમણે એનુ પુસ્તક કર્યું લાગતુ નથી 'ગમી તે ગઝલ', 'નખશિખ' વગેરે સપાદનો સુલભ છે શ્રી જમિયત પડ્યાએ 'નવચેતન'મા ઘણા લેખો લખ્યા છે એ બધુ તમને ખપ લાગે

મારુ માનો તો હાયર સેકન્ડરીના વિદ્યાર્થીઓને *ગઝલના રવાડે ચઢાવશો નહી*

**ચંદ્રકાન્ત ભટ્ટ** અમદાવાદ

આપણા વિવેચકોના છેલ્લા દાયકાના સગ્રહો જોતા જણાય છે કે કવિતા અને કવિતાવિષયક વિવેચન જ મુખ્યત્વે એમના રસનો વિષય છે આપણો સરેરાશ વાચક કથા–સાહિત્ય તરફ જ આકર્ષાયેલો રહે છે તો સાહિત્યને લોકગમ્ય કરવાના પ્રયત્નોમા વિવેચકો કશો ફાળો આપવા માગતા નથી એમ સમજવુ ?

આપણા વિવેચકો કવિતા–વિવેચનમા વધુ રસ લે છે તે સાચુ પરતુ છેલ્લા દાયકામા કથાસાહિત્યનુ વિવેચન નથી થયુ એમ નહી કહી શકાય 'કથોપકથન' (સુ જો) 'ગુજરાતી નવલકથા' (ર ચૌ અને રા શ) ચદ્રકાન્ત બક્ષીથી ફેરો' (સુ શા) 'ભારતીય નવલકથા' (ર જો) પાશ્ચાત્ય નવલકથા (દિ મ અને હ દ) વગેરે પુસ્તકો અને રાવળ સાહેબ ધીરુભાઈ તથા જયત કોઠારીના લેખો યાદ આવે ઉમાશકરે પણ કેટલીક નીવડેલી કૃતિઓ વિશે પ્રતિભાવ આપ્યા છે વિસ્તારથી

તમે શુ એમ કહેવા માગો છો કે જે લોકપ્રિય નવલકથાઓ રૂપે વેચાય છે એ કૃતિઓનુ વિવેચન થતુ નથી ? તો, એનો ઉત્તર નિરપવાદ રીતે હકારાત્મક રહેવાનો શ્રી યશવત દોશીએ શ્રી સારગ બારોટની એ નવલકથાઓ વિશે દાયકા પહેલા મોટો નોધ લખેલો (લેખક–વિવેચક બને મુબઈમા રહેતા હોવા છતા એમનુ પ્રત્યક્ષ મિલન થોડાક વર્ષ પહેલા એક ભોજન–સમારભમા થયેલુ) 'ગ્રથ' દ્વારા આ કાર્ય વધુ મોટા પાયા પર થઈ શકયુ હોત પરતુ આપણી નવી પેઢીના કેટલાક વિવેચકો ઉન્નતભ્રૂ હોવાને પોતાની પ્રતિષ્ઠા જોખમાશે એ બીકે અમુક લેખકો અને કૃતિઓ વિશે વાત કરવાનુ ટાળે છે તેથી વાચવાની જવાબદારીમાથી બચી જાય છે કેટલી પાશ્ચાત્ય કૃતિઓના ફ્લેપ વાચીને એમને વિશે વાત *કરવામા પકડાઈ જવાનુ જોખમ ઓછુ હોય છે* અને ઘેરી અસર પાડી શકાય છે કયારેક તો આ વિદ્વાનો એક પછી એક એવા નામ ફટકારે છે કે શ્રોતાઓ ભારે ગભીર થઈ જાય છે જાણે શોકકુ વાતાવરણ છવાઈ ગયુ ! ગુજરાતીમા તો કશુ છે જ નહી આપણે ખોટી જગાએ જન્મ્યા ! પેલુ ઉન્નતભ્રૂ વિવેચન ઘણીવાર આવી સ્મશાન શાતિ જગવે છે પણ એનોય એક લાભ હતો એક તબક્કે એણે જાગૃતિનુ કામ કરેલુ પણ પછી એણે જ વાચન વિમુખતા જગવી

આપણે ગુજરાતીના અધ્યાપકો પાસે એવી અપેક્ષા રાખી શકીએ કે એમના વિદ્યાર્થીઓ કરતા વધુ વાચે વાચે એની નોધ રાખે સર્જાતા સાહિત્ય વિશે પોતાના ધોરણોથી વાત કરે આમા અફવાએ કરતા વાચકની સહૃદય તટસ્થતા જ વધુ મહત્ત્વની છે

વિવેચનના સામયિકો અને પ્રકાશકોના મુખપત્રો કથાસાહિત્યની કૃતિઓના ટૂકા અવલોકનો આપે પક્ષપાત કે ભૂલ થશે તો કોઈ કાન પકડનાર વહેલો મોડો મળી આવશે

સંદર્ભ

# સાહિત્ય-સંશોધન

સંપા. પ્રકાશ વેગડ

પાછલા બે અંકોમાં રજૂ કરવામાં આવેલ કુલ ૯૪ મહાનિબંધો વિષયક માહિતીમાં આ સૂચિ દ્વારા ૬ નો ઉમેરો અને ૨ પૂરક માહિતી આપવામાં આવે છે. થોડી વ્યક્તિઓ તેમ જ યુનિવર્સિટીઓ પાસેથી અનેક પત્રો લખવા છતાં હજી સુધી માહિતી મળી શકી નથી. કદાચ તેઓ આ બાબતને CONFIDENTIAL MATTER સમજતા હશે! અમુક લોકોએ અધૂરી જ માહિતી મોકલાવેલ છે. એવા પણ માર્ગદર્શકો છે જેમની પાસે પોતાના વિદ્યાર્થીઓના શોધ-વિષયની માહિતી નથી. એક દાખલો એવો છે કે ચોક્કસાઈ ખાતર માર્ગદર્શકે જણાવ્યું છે કે સંશોધકને પૂછ્યા પછી જ ચોક્કસ શીર્ષક લખવું. અને એ સંશોધક તો આ માહિતી પ્રગટ કરવા ઇચ્છતા નથી. આ રીતે કોઈપણ કારણસર જેઓ હજી સુધી માહિતી મોકલાવી શક્યા નથી, તેમને વિનંતી છે કે આ ઉપયોગી પ્રવૃત્તિને પોતાના સહકારથી વંચિત ન રાખે. અને જેમણે આ પ્રકારની સૂચિનું શૈક્ષણિક મહત્ત્વ સ્વીકારીને સહકાર આપેલ છે, તે સહુનો હું આભારી છું.

## ગુજરાત યુનિવર્સિટી

### માર્ગદર્શક : ડૉ. ચિમનલાલ ત્રિવેદી

૧. છગનભાઈ શિવરામ પટેલ, ૧૯૪૮–
   પૌરાણિક કથાસાહિત્યનો અર્વાચીન કવિતામાં વિનિયોગ.
   રજિસ્ટ્રેશન : જુલાઈ ૧૯૭૮.
૨. રમણલાલ સોની
   'ઉશનસ્' : સર્જન અને વિવેચન, સમકાલીન સાહિત્યના સંદર્ભમાં.
   રજિસ્ટ્રેશન : જુલાઈ ૧૯૭૮.
૩. શારદાબેન એમ. દવે
   ઈશ્વર પેટલીકરની સાહિત્ય સાધના.
   રજીસ્ટ્રેશન : જૂન ૧૯૭૮.

### માર્ગદર્શક : ડૉ. ધમેન્દ્ર માસ્તર (મધુરમ્)

૪. પલ્લવી શશિકાંત ભટ્ટ
   કવિ કાંતનું સાહિત્ય
   રજિસ્ટ્રેશન : જુલાઈ ૧૯૭૧.
૫. રાવજીભાઈ હીરાભાઈ પટેલ
   કવિ ચિત્રકાર ફૂલચંદ ઝ. શાહ-એમનું ગુજરાતી રંગભૂમિના સાહિત્યમાં પ્રદાન.
   રજિસ્ટ્રેશન : જુલાઈ ૧૯૭૮.
૬. સરોજકુમાર પી. મેહતા
   કવિ ગૌરીશંકર વૈરાટી—એમનું ગુજરાતી રંગભૂમિ સાહિત્યમાં પ્રદાન.
   રજિસ્ટ્રેશન : જુલાઈ ૧૯૭૭.

### માર્ગદર્શક : ડૉ. બિપિન ઝવેરી

૭. કાંતિલાલ મગનભાઈ ક્રિસ્ટી, ૧૯૪૨–
   ગુજરાતી સાહિત્યમાં ખ્રિસ્તી-સાહિત્યનો ફાળો.
   રજિસ્ટ્રેશન : ઑગ. ૧૯૬૯.
૮. ભાનુમતિ ઉ. ઉપાધ્યાય
   પ્રાથમિક અધ્યાપન મંદિરમાં થતાં ગુજરાતી અધ્યાપન કાર્યનું સર્વેક્ષણ-એક આંશિક આલોચના.
   રજિસ્ટ્રેશન : જુલાઈ ૧૯૭૫.

# એક વાઙ્મયસૂચિ
# અને એ વિષયક નિવેદન

—પ્રકાશ વેગડ

ગુજરાત યુનિવર્સિટીના ગુજરાતી સાહિત્યના એમ એ ભાગ ૧ ના અભ્યાસક્રમે અનુલક્ષીને આ વાઙ મયસૂચિ તૈયાર કરવામા આવેલ છે પરીક્ષા માટે તૈયારી કરવાની સાથેસાથ સાહિત્ય–કૃતિઓનુ રસાસ્વાદન અને સર્વાગીણ મૂલ્યાંકન કરવા માટે વિવિધ લેખકોના વિવેચનલેખો કે સમીક્ષાઓનુ પઠન વિદ્યાર્થીઓને ખૂબ ઉપયોગી પુરવાર થશે

કોઈ પણ વિષયનુ સપૂર્ણ અને સમ્યક જ્ઞાન મેળવવા, આ પ્રકારની વાઙ મયસૂચિઓ આધુનિક શિક્ષણની એક અગત્યની જરૂરિયાત છે. અને આ જરૂરિયાત પૂરી કરવાની જવાબદારી ગ્રથપાલોની છે ગ્રથાલયોમા ખડકાતા કિંમતી પુસ્તકો અને સામયિકોનો ઉપયોગ કરાવવામા જો તેમને રસ હોય, અથવા આ કાર્યને તેઓ પોતાનો ધર્મ સમજતા હોય, તો તેમણે વિવિધ વિષયોની વાઙ મયસૂચિઓ સકલિત કરવી જોઈએ અને સદર્ભસેવાના કાર્યમા સમુચિત ધ્યાન આપવુ જોઈએ ગ્રથાલયોમા આવતા વાચકોને જોઈતી માહિતી કે પુસ્તકો તો વેળાસર મળવા જ જોઈએ

૨૫ મી જૂન ૧૯૭૮ ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદે સાહિત્યને લોકગમ્ય કરવાના પ્રયત્નો અગે એક પરિસવાદ યોજ્યો હતો ખૂબીની વાત એ છે કે એ પરિસવાદમા કોઈએ એ વાતનો ઉલ્લેખ સુદ્ધા નથી કર્યો કે આ કાર્યમા ગ્રથપાલો કોઈ રીતે ઉપયોગી થઈ શકે આ હકીકત દર્શાવે છે કે ગ્રથપાલોએ હજી સુધી પોતાની ઉપયોગિતાની પ્રતીતિ સમાજને કરાવી નથી.

ગ્રથપાલોની વિવિધ ઉપયોગી કામગીરી અગે તેમ જ સદર્ભગ્રથો અને વાઙ મયસૂચિઓ આદિ વિષયોની સમજ કેળવવા 'ઉદ્‌ગાર'મા એક સ્વત વિભાગ નિયમિત પ્રગટ થાય છે પણ દુ ખની વા છે કે ગ્રથપાલો પોતાના જ હિત પ્રત્યે બેખબર છે ગ્રથાલયશાસ્ત્રની દષ્ટિએ અનેક મહત્ત્વપૂર્ણ અ મૌલિક વિષયોની ચર્ચા ક્રમશ કરવામા આવે ને છે પણ કોઈ ગ્રથપાલે આ અગે લોકજાગૃતિ કેળવ ચર્ચા આગળ ચલાવેલ નથી

*વાઙ્‌મયવિકાસની પ્રક્રિયામા ગ્રથપાલોની કામગી* પણ એક મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે આ કા ગીરીની શિથિલતાને લીધે વિવિધ વિદ્યાશાખાઓ વિકાસ ન રૂધાય, એ માટે અભ્યાસીઓ અ સરકારે પણ ગ્રથપાલોની અવહેલના કરવી જોઈએ નહી અને જ્યા તેમની વિશિષ્ટ કામગીરીની જરૂ હોય ત્યા તેમને કાર્ય કરવાની તક આપવી જોઈએ સમયનો તકાજો સમયસર પૂરો કરવા અભ્યાસીઓન એ પવિત્ર ફરજ છે કે, જ્યા ગ્રથાલય સેવા સમુચિ ન અપાતી હોય ત્યા વહીવટીતત્રનુ ધ્યાન ખેચે અને જો ગ્રથપાલ ઊઘતો હોય તો હાથ ખેચી તેને જગાડે, બેઠો કરે અને કામે લગાડે

**ગુજરાતી સાહિત્ય એમ. એ. ભા. ૧**

**(ગુજરાત યુનિવર્સિટી) : વાઙ મયસૂચિ**

**૧. અમૃતા (પ્ર આ ૧૯૬૫ ત્રીજી આ ૧૯૭૨ –રઘુવીર ચૌધરી**

અનતરાય રાવળ–'સસ્કૃતિ' ફેબ્રુ '૬૬ ૭૨–૭૫ પુનર્મુ. 'સમાલોચના' (૧૯૬૬) ૨૧૫–૧૯

ધીરુભાઈ ઠાકર–'સાંપ્રત સાહિત્ય' (૧૯૬૮) : ૨૬૦–૭૦.

નગીનદાસ પારેખ–અમૃતાનો આસ્વાદ (આમુખ). પ્રમોદકુમાર પટેલ–'ગ્રંથ' માર્ચ ૧૯૬૬ : ૫–૯. ભારતી દલાલ–નવલકથાની નવીધારા : એનાં વિવેચનો. 'કથાસાહિત્યનું વિવેચન' (૧૯૭૫) : ૨૮૨–૩૧૦.

ભોળાભાઈ પટેલ–જુઓ 'જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી –૧૦' પૃ. ૯૩–૯૪.

રાધેશ્યામ શર્મા–ટાગોર–નિત્શે સમોસામ ! 'સાંપ્રત' (૧૯૭૮) પૃ. ૧૧૫–૨૭. અને 'ગુજરાતી નવલકથા' (૧૯૭૨)–રઘુવીર ચૌધરી અને રાધેશ્યામ શર્મા સંપા. પૃ. ૨૬૨–૭૧.

સુમન શાહ–'અમૃતા' અને અસ્તિત્વવાદ. 'ચન્દ્રકાન્ત બક્ષીથી ફેરો' (૧૯૭૩) : ૩૭–૫૨.

સુરેશ હ. જોષી–'શ્રુણ્વન્તુ' (૧૯૭૨) પૃ. ૧૧૬.

સુસ્મિતા મેઢ–'બુદ્ધિપ્રકાશ' મે '૬૬ : ૧૫૮–૬૦.

હર્ષદ દેસાઈ–'નવભારત' દીપો. અંક સં. ૨૦૨૩ (નવે. ૧૯૬૬) પૃ. ૧૧૫–૨૦.

૨. **ધરાગુર્જરી** (પ્ર.આ.૧૯૪૪)–ચન્દ્રવદન મહેતા

અનંતરાય રાવળ–'સમાલોચના' (૧૯૬૬) પૃ.૧૭.

ભૂપેન્દ્ર ત્રિવેદી–'ફા. ગુ. સભા ત્રૈમા. વર્ષ ૧૦ અંક ૧–૨ : ૫૪–૫૬.

મહેશ ચોકસી–'ગુજ. નાટ્ય સાહિત્યનો ઉદ્ભવ અને વિકાસ' (૧૯૬૫) : ૨૪૪–૪૬.

૩. **મદનમોહના**–શામળ

અનંતરાય રાવળ સંપા. મદનમોહના. પ્ર. આ. ૧૯૫૫ પૃ. ૪૮+૨૦૪.

ઈશ્વરપ્રસાદ જોષીપુરા–મદનમોહનામાં લોકજીવન. 'નવચેતન' નવે. ૧૯૫૬ : ૨૯૭–૩૦૦.

કુંજવિહારી સુ. મહેતા–ત્રણ વિવેચનો. પ્ર. આ. ૧૯૬૧ પૃ. ૪+૮૬.

ચન્દ્રકાન્ત મહેતા–મધ્યકાળના સાહિત્યપ્રકારો. જુઓ ઉમાશંકર જોષી અને અન્ય સંપા. 'ગુજ. સાહિત્યનો ઇતિહાસ' ગ્રંથ–૨ પૃ. ૩૧–૩૩.

છોટાલાલ નરભેરામ ભટ્ટ અને હીરાલાલ ત્ર. શ્રોફ સંપા. મદનમોહના. બીજી આ. ૧૯૧૬ પૃ. ૮+૨૦૮.

પ્રેમશંકર હ. ભટ્ટ–કવિ શામળની સર્વોત્તમ કૃતિ. 'મધુપર્ક' (બીજી આ. ૧૯૭૦).

હરિવલ્લભ ભાયાણી સંપા. મદનમોહના. ભારતીય વિદ્યાભવન, મુંબઈ. પ્ર. આ. ૧૯૫૫ પૃ. ૧૮૭. વિવેચનલેખ માટે જુઓ 'શોધ અને સ્વાધ્યાય' (૧૯૬૫) : ૧૫૩–૨૩૩.

૪. **મિથ્યાભિમાન** (પ્ર. આ. ૧૮૭૧)–દલપતરામ ડાહ્યાભાઈ કવિ 'ગુજરાતી નાટ્ય' જૂન ૧૯૫૩ : ૪૯–૫૦. નાટકનું કથાવસ્તુ.

ચંદ્રશંકર ભટ્ટ–મિથ્યાભિમાન : બે મુદ્દાઓ. 'સંસ્કૃતિ' ઑક્ટો. '૭૦ : ૩૯૬–૯૮. પુનર્મુ. 'સંનિધિ' (૧૯૭૧) : ૩૮–૪૩. જશવંત શેખડીવાળા – મિથ્યાભિમાન : ફેરવિચારણા. 'રુચિ' ડિસે. '૬૪ : ૫૭–૬૨.

મહેશ ચોકસી–'ગુજરાતી નાટ્ય સાહિત્યનો ઉદ્ભવ અને વિકાસ' (૧૯૬૫) : ૮૨–૮૫.

૫. **રાઈનો પર્વત** (પ્ર. આ. ૧૯૧૩)–રમણભાઈ નીલકંઠ

અનંતરાય રાવળ–'સાહિત્યવિહાર' (બીજી આ. ૧૯૬૮) : ૪૯–૫૨, ૧૧૭–૨૯. 'સાહિત્યવિવેક' (બીજી આ. ૧૯૬૮) : ૮૦–૧૧૯.

'અવિનાશ' (જટુભાઈ મહેતા)–'નવચેતન' ઑક્ટો. ૧૯૩૭ : ૯–૧૩.

'ઉશનસ્'–સરસ્વતીચંદ્ર અને રાઈનો પર્વતમાં રેનેશાં (નવજીવન) ની આબોહવા.

એપ્રિલ '૭૮ ૧૪૧-૬
એમ આઈ પટેલ-રાઈનો પર્વત એ ચર્ચાસ્પદ મુદ્દાઓ, 'રુચિ' ઑક્ટો ૧૯૬૭ ૨૫-૨૭, 'પ્રસ્થાન' ઑક્ટો '૬૭ ૫૧૦-૧૪
કુંજવિહારી ચુ મહેતા-'ત્રણ વિવેચનો' (૧૯૬૧) પૃ ૪+૮૬
કૃષ્ણલાલ મો ઝવેરી-'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક અને વધુ માર્ગસૂચક સ્તંભો' (બીજી આ ૧૯૪૮) ૨૩૧-૩૫
ચંદ્રશંકર લા પંડ્યા-'પ્રસ્થાન' પોષ ૧૯૮૩ ૨૦૦-૨૦૨
ગંભીરસિંહ ગોહિલ-'રાઈનો પર્વત' વસ્તુ સંદર્ભ. 'ગ્રંથ' જૂન '૬૯ ૪૨-૪૬ પુનર્મુ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપા રમણભાઈ નીલકંઠ (૧૯૭૩) ૭૧-૮૧
ચંદ્રકાંત શેઠ-ગુજરાતી નાટ્યસાહિત્યના વિકાસમાં 'રાઈનો પર્વત' 'આગગાડી' અને 'મહાપ્રસ્થાન'નું સ્થાન 'પરબ' માર્ચ '૭૮ પૃ ૫૭-૭૫
જયંતિ દલાલ-રજવાડી નાટક 'ગ્રંથ' માર્ચ '૬૮ ૨૩-૯ પુનર્મુ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપા રમણભાઈ નીલકંઠ (૧૯૭૩) ૫૪-૭૦
પુનર્મુ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપા 'નાટક વિશે જયંતિ દલાલ' (૧૯૭૪) ૭૫-૮૯
જશવંત પાઠક- રાઈનો પર્વત' કેટલીક હકીકતો 'બુદ્ધિપ્રકાશ' જુલાઈ '૬૮ ૨૫૦-૩
ડોલરરાય માંકડ-'રાઈનો પર્વતનું મૂળ બુ પ્ર' જુલાઈ-સપ્ટે ૧૯૩૭ ૩૦૨-૫
નરહરિ દ્વા પરીખ- વસંત' વર્ષ ૨૦ અંક ૧૧ માર્ગશીર્ષ અને પોષ ૧૯૭૮. પુનર્મુ સુશ્રુત રમણભાઈ નીલકંઠ સંપા 'સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ' (૧૯૩૪) ૩૯૭-૪૧૫
પ્રાણજીવન વિ પાઠક-સુવર્ણમાળા પોષ ૧૯૮૩ ૯૫-૧૧૧
પુનર્મુ 'ગુજ નાટ્ય' નવે ૧૯૫૬ ૫૭-૬૧
બળવંતરાય ક ઠાકોર-'વસંત' વર્ષ ૧૩ અં ૫ જ્યેષ્ઠ સં ૧૯૭૦ ૨૯૫-૬
બિપિનચંદ્ર ઝવેરી-'રમણભાઈ નીલકંઠ' (૧૯૫૩) ૪૨૬-૯૩
ભરતકુમાર ઠાકર-ધ્યેયલક્ષી નાટ્યકૃતિ 'નાટ્યવિમર્શ' (૧૯૭૩) પૃ ૨૦૬-૧૮
ભાનુપ્રસાદ પંડ્યા-'રાઈનો પર્વત'ના કેટલા પ્રભાવક અંગો બુ પ્ર' જુલાઈ '૬૮ ૨૪૦-૪૪ આજના સંદર્ભમાં 'રાઈનો પર્વત'નું સંવિધાનમૂલ્ય 'પ્રત્યુદગાર' (૧૯૭૮) ૯૮-૧૦૬
મગન હ કાદાવાળા- સાહિત્ય' ઑક્ટો ૧૯૧૪ ૪૭૭-૭૮
મહેન્દ્ર દવે-'રાઈ'ની ધર્મભાવના 'નવચેતન' માર્ચ '૬૭ ૭૨૯-૩૩
મહેશ ચોકસી-'ગુજરાતી નાટ્ય સાહિત્યનો ઉદ્ભવ અને વિકાસ' (૧૯૬૫) ૧૩૦-૩૭
રમેશ મ શુક્લ-'રાઈનો પર્વત'માં લગ્નભાવના ફા ગુજ સભા ત્રૈમા ' વર્ષ ૩૩ અંક ૪ ઑક્ટો-ડિસે ૧૯૬૮ ૨૩-૨૮
રામનારાયણ વિ પાઠક-'પ્રસ્થાન' ફાગણ ૧૯૮૫ ૨૮૯-૯૬ વૈશાખ પૃ ૪૦-૫૨ 'રાઈનો પર્વત એક જમાનાની પ્રતિનિધિ કૃતિ 'રુચિ' જૂન ૧૯૬૩ ૩૩-૩૭ પુનર્મુ 'આકલન' (૧૯૬૪) પૃ ૮૩-૯૩ પુનર્મુ સુશ્રુત રમણભાઈ નીલકંઠ સંપા 'સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ' (૧૯૩૪) ૧૨૩-૫૯
પુનર્મુ 'સાહિત્યવિમર્શ' (બીજી આ ૧૯૫૦) ૧૬૦-૨૦૫
વિનોદ અધ્વર્યુ-'જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી-૧૦ પૃ ૨૦૮
વિશ્વ'-'વસન્ત' વર્ષ ૧૩ અંક ૯ આશ્વિન સં ૧૯૭૦ પૃ ૫૪૮-૫૦

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી–જુઓ સુશ્રુત રમણભાઈ નીલકંઠ સંપા. 'સર રમણભાઈ નીલકંઠ' (૧૯૩૪) : ૧૮૩–૯૮. પુનર્મુ. 'વિવેચના' (બીજી આ. ૧૯૬૪) : ૧૧૮–૩૦.
શંકરભાઈ સો. પટેલ–'રાઈનો પર્વત'માંનો સંસાર સુધારો. 'બુદ્ધિપ્રકાશ' ડિસે. ૧૯૩૦ : ૩૭૧–૫.
સાકરલાલ અમૃતલાલ દવે–'બુદ્ધિપ્રકાશ' જૂન ૧૯૧૪ : ૧૮૩–૯૧.
હેમન્તકુમાર ગુણાભાઈ નીલકંઠ–'રાઈના પર્વત'નું નીતિવિધાન જુઓ સુશ્રુત રમણભાઈ નીલકંઠ સંપા. 'સર રમણભાઈ નીલકંઠ' (૧૯૩૪) : ૨૫૫–૬૪.

**લીલાવતી જીવનકલા** (પ્ર. આ. ૧૯૦૫) – ગોવર્ધનરામ મા૦ ત્રિપાઠી.
બળવંતરાય ક૦ ઠાકોર–'વિવિધ વ્યાખ્યાનો' ગુચ્છ–૧ (૧૯૪૫) પૃ. ૧૭૯–૧૯૭. પુનર્મુ. ઉપેન્દ્ર છ. પંડ્યા સંપા. 'ગોવર્ધનશતાબ્દીગ્રંથ' (૧૯૫૫) ખંડ ૨ પૃ. ૫૯–૭૭.
ભૂપેન્દ્ર બા૦ ત્રિવેદી સંપા. લીલાવતી જીવન-કલા. ૪ થી સુધારેલી આ૦ ૧૯૬૧ પૃ. ૩૨ + ૧૭૮. પ્રસ્તા. રમનલાલ જોશી.
રમણલાલ જોશી–ગોવર્ધનરામ : એક અધ્યયન. બીજી સંશો. આ૦ ૧૯૭૮ પૃ. ૪૯૪.
'સમાલોચક' પુ૦ ૧૧ અંક ૧ જાન્યુ.–માર્ચ ૧૯૦૬ : ૪૫–૪૬.

**વહી જતી પાછળ રમ્યઘોષા** (પ્ર. આ. ૧૯૬૫)–લાભશંકર ઠાકર.
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ–'અન્વીક્ષા' (૧૯૭૦) : ૧૬૦–૪.
ચન્દ્રકાંત ટોપીવાળા–મરી ગયેલાં શરીરોની ઉચ્છલ સુગંધ. 'અપરિચિત અ અપરિચિત બ' (૧૯૭૫) :૨૫–૩૦.
ચિનુ મોદી–'સંસ્કૃતિ' એપ્રિલ '૬૬ : ૧૫૪–૬.
જયંત પાઠક–'ગ્રંથ' જાન્યુ. '૬૭.
દિલાવરસિંહ જાડેજા–'પરબ' ૧૯૬૬ અંક ૨ પૃ. ૬૮–૭૨. પુનર્મુ. 'વિવક્ષા' (૧૯૭૩) : ૧૧૮–૨૩.
ધીરુભાઈ ઠાકર–'સાંપ્રત સાહિત્ય' (૧૯૬૮) : ૧૬૫–૮.
રતિલાલ દવે–'સંસ્કૃતિ' ઑક્ટો. '૬૬ : ૩૯૭–૪૦૦.

૮. શર્વિલક (પ્ર. આ. ૧૯૫૭. ત્રીજી આ૦ ૧૯૭૩) –રસિકલાલ છો૦ પરીખ
ઈશ્વરલાલ ર. દવે–'સાહિત્યગોષ્ઠિ' (૧૯૭૧) : ૨૯૩–૯૬.
કાકા કાલેલકર–નાટ્યસૃષ્ટિમેં એક નયા પ્રકાર. 'બુ૦પ્ર૦' ૧૯૫૮ : ૩૩૧–૩૩.
ગૌરીશંકર ચુ. ઝાલા–'સસ્કૃતિ' ઑક્ટો. '૫૮ પૃ. ૩૯૭ અને ૩૬૭. 'અક્ષરા' (૧૯૭૬) : ૧૪૧–૪૩.
ચુનીલાલ મડિયા–ફાંકડોફિતુરી : પ્રાચીન લેબાશમાં.
'ગ્રંથગરિમા' (૧૯૬૧) : ૧–૧૨. 'બુ. પ્ર.' માર્ચ '૬૧ : ૭૭–૮૨.
જયંતી દલાલ–'વિશ્વમાનવ' અંક ૩૮.
ડોલરરાય માંકડ–'સંસ્કૃતિ' એપ્રિલ '૫૮ : ૧૫૫–૫૭. પુનર્મુ. 'નૈવેદ્ય' પૃ. ૧૮૧–૮૪.
ધીરુભાઈ ઠાકર–'રસ અને રુચિ' (૧૯૬૩) : ૨૭૭–૮૧.
'પીતાંબર પટેલ અને ચિમનલાલ ત્રિવેદી–'ગ્રંથ અને ગ્રંથકાર' પુ. ૧૧ પૃ. ૨૪૯.
ભોગીલાલ સાંડેસરા–'શર્વિલકની સર્જકતા' 'રુચિ' ફેબ્રુ. ૧૯૬૩ : ૩૩–૪૧.

પુનર્મુ. 'ઇતિહાસ અને સાહિત્ય' (૧૯૬૬) પૃ. ૮૦-૯૭.
મધુસૂદન પારેખ–ગુજ. સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૫૭ પૃ. ૯૧-૯૪.
રામચંદ્ર બ. આઠવલે–'શર્વિલક'ની પુરોચના (પ્રસ્તા.) 'પ્રસ્થાન' પુ. ૬૫ અંક ૪ મહા ૨૦૧૪ પૃ. ૧૨૯-૩૩.
હસમુખ દોશી–'શર્વિલક' : સકલંક મયંક. 'પરિપ્રેક્ષા' (૧૯૭૪) પૃ. ૫૭-૭૨.
હસિત હ. બૂચ–'શર્વિલક' : વિશિષ્ટ અનુસર્જન. 'નવચેતન' જુલાઈ '૬૪ : ૩૬૪-૬૮. પુનર્મુ. 'અન્વય' (પ્રકા. સાલ નથી) પૃ. ૨૭૮-૭૯.

૯. સાપના ભારા (પ્ર. આ. ૧૯૩૮)–ઉમાશંકર જોશી.
'કાશ્યપ' (મોતીલાલ ર. ભગતજી)–'રેખા' એપ્રિલ ૧૯૪૬.
ગુલાબદાસ બ્રોકર–ગુજરાતીમાં એકાંકી. 'રૂપ-સૃષ્ટિમાં' (૧૯૬૨) પૃ. ૬૧.
ચંદ્રકાન્ત મહેતા–'અનુરણન' (૧૯૭૩) : ૧૪૫-૫૦.
ચાંપશીભાઈ ઉદ્દેશી–'નવચેતન' મે ૧૯૭૩ પૃ. ૨૦૬.
જશવંત નિમાવત–'નવચેતન' ઑક્ટો. ૧૯૭૪ : ૪૧-૪૪.
ડોલરરાય માંકડ–'ગુજ. સા. સભાની કાર્યવહી' સને ૧૯૩૬ પૃ. ૧૮-૧૯.
મહેશ ચોકસી–'ગુજ. નાટ્ય સાહિત્યનો ઉદ્ભવ અને વિકાસ' (૧૯૬૫) : ૩૦૦-૩૦૪.
મૂ.–'ઊર્મિ' એપ્રિલ ૧૯૩૭ : ૨૭૧-૨.
રામનારાયણ વિ. પાઠક–પ્રસ્તાવના, સાપના ભારા, પ્ર. આ. ૧૯૩૮.
સતીશ વ્યાસ–'સાપના ભારા' : એક અભ્યાસ. 'બુ. પ્ર.' માર્ચ ૧૯૭૫ : ૯૩-૯૭.

- - - -




[ સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકાર પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અદમ્ય કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક (ઑગષ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રગટ કરીએ છીએ. —ર

૭૪. વાડીલાલ ડગલી
ડી/૭ સી ફેઈસ પાર્ક
ભૂલાભાઈ દેસાઈ રોડ
મુંબઈ–૪૦૦૦૨૬

૭૫. હસમુખ પાઠક
૧૬, સ્વીટ હોમ સોસાયટી
શ્રેયસ ટેકરા
અમદાવાદ–૩૮૦૦૧૫

૭૬. મનસુખલાલ મો. ઝવેરી
૩૪, ત્રિવેણી બિલ્ડિંગ
૫, રામગલી
કાંદિવલી (વેસ્ટ)
મુંબઈ–૪૦૦૦૬૭

૭૭. નટવર શાહ
શ્રીકૃનો બંગલો
વી. પી. ક્રોસ રોડ
બોરીવલી (વેસ્ટ)
મુંબઈ–૪૦૦૦૯૨

૭૮. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ
૬૪, આઝાદ સોસાયટી
આંબાવાડી,
અમદાવાદ–૩૮૦૦૧૫

# આસ્વાદ

## ચંપૂ વ્યાસ

### શય્યા–પ્રાર્થના : શબ્દસંસિદ્ધ વાર્તાકૃતિ

રાધેશ્યામ શર્માના તાજેતરમાં જ બહાર પડેલા વાર્તાસંગ્રહ 'પવનપાવડી'ની વાર્તાઓને અદ્યતનતાની મહોર મારતી વખતે એક વસ્તુ યાદ રાખવી પડશે કે લેખક પાસે જે પ્રયોગશીલ રચનાપ્રક્રિયા છે એ કોઈ પૂર્વનિશ્ચિત વિભાવનાઓનું પ્રત્યક્ષ પરિણામ નથી. લેખકની નિરાયાસ પ્રયોગલક્ષિતાએ જ તેમની વાર્તાઓની કલાગત શક્યતાઓ વિસ્તારી છે. એનું કારણ એ છે કે રાધેશ્યામની વાર્તાપ્રવૃત્તિનાં મૂળ અકૃત્રિમ નૈસર્ગિક ભોંયમાં નંખાયેલાં છે. રૂપાલમાં રમાતી રામલીલાના પટાંગણથી માંડીને જન્મજન્માંતર સુધી કે વી. એસ. હોસ્પિટલથી માંડીને કૂતરા–મહાજનના મકાન સુધી ઘૂમી વળતી સર્જકની શબ્દચેતના પ્રયોગપીડિત રહેવાને બદલે આત્મ-વિશ્વાસથી સહજ–સ્વાભાવિક પ્રયોગલક્ષ્યો તાકે છે. તેથી જ, મોટા ભાગની વાર્તાઓમાં લેખકે ઘટના સાથે–તિરસ્કારભાવ દાખવ્યા સિવાય–જે સલુકાઈથી કામ પાડ્યું છે, એનો અભ્યાસ કરવો આવશ્યક બને છે. વાર્તાસર્જનમાં, રચનાવિધિ અને ભાષા-વિધિનો સાધ્યસાધનભેદ નથી, પણ કાર્યકારણ–સંબંધ છે–એટલું નવ્ય વાર્તાસર્જકોએ સ્વીકારી લીધું છે. એ સ્વીકાર પછી વધેલી ભાષાકર્મની સક્રિયતાની ઘટનાએ જ વાર્તાલક્ષી ઘટના–ઉપેક્ષાને (હ્રાસ, તિરોધાન, લોપ વગેરેને) જે અર્થ આપ્યો છે એ પ્રકારાન્તરે કલાના અર્થકારણને સમૃદ્ધ કરે છે.

'શય્યા–પ્રાર્થના' વાર્તામાં ઘણીબધી ઘટનાઓ સળંગસૂત્રે આલેખાઈ હોવા છતાં જે કાંઈ બની રહ્યું છે એનો સ્પષ્ટ અણસાર આપવામાં એ ઘટનાઓ મુખ્યાધાર બનતી નથી. સાંજનું અંધારું થયે કૃતિકા સ્નાન કરી, નવોઢાની જેમ શણગાર સજી, પથારી સરખી કરી, કોઈ પુરુષ સાથે સહશયન કરવાનું હોય એમ બે ઉશીકાં ગોઠવી 'ત્વમેવ...પિતા ચ... બંધુશ્ચ...'ની પ્રાર્થના ગણગણી, નિર્વસ્ત્ર થઈ, એકલી ના હોય એ રીતે એકલી સૂવા પડે છે. આ તમામ પ્રત્યક્ષ પ્રસંગોની સાથે સાથે ગૂંથાતાં પીઠ ઝબકારો અને કૃતિકાના આંતરસંવાદો કે એનાં આંતરિક સંચલનો વાર્તાની શક્યતાઓ વિસ્તારે એ રીતે શબ્દવિન્યાસ સાધીને લેખકે 'શય્યા–પ્રાર્થના'નાં કૃતિલક્ષી પ્રયોજનો તાક્યાં છે.

ઉપર્યુક્ત પ્રત્યક્ષ ઘટનાઓની સમાંતરે ચાલતી અપ્રત્યક્ષ આંતરચેતનાનું સંવહન જે ભાષા દ્વારા પ્રત્યક્ષ થાય છે એનો અભ્યાસ કરનારને, એકાદ–બે અપવાદ બાદ કરતાં, એકેએક શબ્દની મૂલ્યવત્તા સમજાશે. 'શય્યા–પ્રાર્થના' વાર્તામાં વાર્તાકારે કૃતિકાની બાહ્ય ક્રિયાઓ પર સ્પોટલાઈટ ફરતું રાખ્યું છે. વાર્તારંભે કૃતિકા બંગલાની બહાર બગીચામાં બેઠી બેઠી વાંચે છે. સાંજનું અંધારું ઢળતાં એના વાચનમાં સ્વાભાવિક રીતે જ જે વિક્ષેપ પડે છે એને વર્ણવતાં રાધેશ્યામ લખે છે :

કૃતિકાના હાથમાં રહેલી ચોપડીના અક્ષરો ધીમે ધીમે તૂટવા લાગ્યા. દીર્ઘ-ઈ-નો ઉપરનો ભાગ બટકાઈને કાનો થઈ જવા મંડ્યો. દીર્ઘ ઊ-નો નીચેનો અંશ અદૃશ્ય થતાં શૂન્ય જેવો જણાયો.

તૂટતા અક્ષરોને કારણે થતા શબ્દના અનર્થ કે દીર્ઘત્વનું શૂન્યમાં થતું પરિવર્તન પ્રારંભે જ વસ્તુનિર્દેશમાં મૂકી આપવાનું કાર્ય વાર્તાના અનર્થકારક વસ્તુસંદર્ભોની ભૂમિકા પૂરી પાડે છે. એ રીતે વાર્તાકારે ઢળતી સાંજના અંધકારની સાથે સાથે કૃતિકાની સમજણના અનર્થને પણ સંકેતરૂપે મૂકી આપ્યો છે. કૃતિકાનું માનસ Electra Complexથી ગ્રસ્ત છે. ઘરમાં એ એકલી છે. એમ છતાં જાણે રાતે એના પતિની સાથે સહશયન કરવાનું હોય એ રીતે પોતે વાસકસજ્જાનો પાઠ અદા કરે છે. એ સજ્જતાની તમામ વિધિમાં લેખકે એના સદ્ગત પિતાનાં સ્મરણો સાંકળ્યાં છે. અલબત્ત, એ બધાં સ્મરણો જે કલાક્રમે આલેખાયાં છે, એનું જ મોટું મૂલ્ય છે. આ વાર્તા કોઈ મનોવિજ્ઞાનની કે મનોવિકૃતિની વાત ન બની રહેતાં સમર્થ ભાષાકૃતિ પણ બની રહે છે. કૃતિકાના પિતાનાં સ્મરણો આડેધડ ગોઠવવાને બદલે લેખકે પહેલે તબક્કે તો કૃતિકાની એકાંત સ્થિતિમાં સર્વવ્યાપક બનેલા અભાવને જ ભાવકેન્દ્રી બનાવ્યો છે. એ અભાવના અવલંબને કૃતિકાએ સ્વયંકલ્પિત સૃષ્ટિ ઊભી કરી છે, જે સૃષ્ટિના પ્રમુખ પ્રેરક તત્ત્વ તરીકે તેના મૃત પિતા છે-એ વિગતો ક્રમશઃ ઊઘડતી રહે છે ને એમાંથી જ આ વાર્તા સર્જાતી જાય છે.

કૃતિકા સુંદર અને સુદૃઢ છે. નીચા કટના બ્લાઉઝમાંથી એનું સ્તનસૌંદર્ય ઊભરાય છે. પણ એને કોઈ જોઈ ના જાય, એની તકેદારી રાખતી કૃતિકા સતત સાડીનો છેડો સરખો કર્યા કરે છે. એમ તો ઘરમાં કોઈ જ નથી. આજુબાજુ પણ કોઈ નથી. કોઈ ના હોવા છતાં ય કોઈ એનું સૌંદર્ય જોઈ જશે એવી એને મૂંઝવણ છે; કારણ કૃતિકાને લાગ્યા કરે છે :

કોઈ ને કોઈ ક્યાંકથી ને ક્યાંકથી આપણને ખ[બર] ના પડે એ રીતે તાક્યા કરતું હોય છે.

પોતાનાં સૌંદર્યયૌવનથી વધારે પડતી સભા[ન] એવી આ નાયિકાને લેખકે આત્મપ્રીતિના એ[ક] સીમાપ્રાન્તે લાવી મૂકી છે કે તે પોતે જ પોતા[નું] object બની જાય છે. બાથરૂમમાં સ્નાન ક[ર] વખતે કૃતિકા અરીસાની પોતાની જ પ્રતિકૃતિ[ને] 'કોઈ નવી વ્યક્તિ પેખવી હોય એમ' જોયા [કરે] છે. એ રીતે, એના સૌંદર્યને જોનાર કે માણનાર[ના] અભાવ દ્વારા જ લેખકે કૃતિકાના સ્વ-ભાવને અનુ[રૂપ] મનોવલણો દાખવ્યાં છે. શૂન્યકેન્દ્રી અભાવ નિરર્થ[ક] કાર્યકારણમાં અટવાઈને આખરે શૂન્યપરિણા[મી] બને છે; પણ એ દ્વારા વાર્તાકારે આલેખવા ધારે[લું] કૃતિકાનું મનોગત, એની સૂક્ષ્માતિસૂક્ષ્મ લીલાએ સાથે, પ્રકાશમાં આવ્યું છે.

'કોઈ... જોઈ રહ્યું હોય તો?'-એ પ્ર[શ્ન] અસંભવની નિશ્ચિત ભૂમિકાના સંદર્ભમાં જ અટવા[તો] હોવા છતાં અને નિર્વસ્તુક લાગણી સાથે સંકળાયે[લો] હોવા છતાં તર્કની ભોંય ભાગીને એને અસ[ત્ય]-સત્યના પ્રદેશમાં ચગાવવામાં આવે છેઃ

કોઈ જોતું હોય એટલું નક્કી થઈ ગયું; પછી કે[ાઈ] હોવું જોઈએ.

ના હોય એ તો જોઈ જ ના શકે ને?

પ્રથમ દૃષ્ટિએ તર્કાશ્રિત લાગતી આ માન્યતાએ દૂષિત તર્કવિધાન પર આધાર રાખતી હોવાથી અસંગ[ત] અને અયુક્ત છે. કૃતિકા દ્વારા સ્વીકારાયેલો આ તર્કદોષ સાબુના પરપોટા દ્વારા સંકેતાયો છે. પણ કૃતિકાએ સ્વીકારેલી આ દૂષિત તર્કપરંપરા એ જ કાંઈ વાર્તાનું ધ્યેય નથી. કૃતિકાના સ્વભાવ સાથે દૃઢતાથી જોડાયેલી અને એની બાહ્ય ક્રિયાઓ[માં] સતત પ્રમાણાતી Electra Complexને કલા[...]

ૈયોગી બનાવવામાં આ દૂષિત તર્કપરંપરાનો ફાળો પકારક બને છે.

વક્તવ્યપોષક ભાષાકર્મની અન્ય પ્રકારની નામાં કૃતિકાની સ્નાનવિધિ દરમિયાન મુકાયેલા ગ્રેજી શબ્દ-પ્રયોગો ધ્યાનપાત્ર બને છે. શાવર, શાવરબાથ, બસીન, બાથરૂમ મીરર (આ જ ામાં અન્યત્ર વપરાયેલો 'અરીસો' શબ્દ જુઓ/ ઈશું) જેવા આધુનિક સમાજરીતિ સંદર્ભિતા ગ્રેજી શબ્દોની–પહેલી વાર જોવા મળતી–ભરભાર । પીઠઝબકારમાં પિતાજીના શબ પાસે ગીતાધ્યયન ી કૃતિકાનાં સંસ્કૃત ઉચ્ચારણો બે પેઢી વચ્ચેના તરને વિશિષ્ટ અભિવ્યક્તિ આપે છે.

ઊર્ધ્વમૂલમધઃ શાખમ્...નૈનં દહતિ પાવક...

પિતાના મૃત્યુ પ્રસંગે થતા ગીતાધ્યયનમાં પુરુ-ામ યોગની રજૂઆત વસ્તુસંદર્ભને વધુ અસરકારક ાવે છે. વળી, કૃતિકા અને અર્જુનના પુરુષોત્તમ એક . એટલે જ ક્રમ તોડીને લેવાયેલો 'નૈનં દહતિ ક'નો શ્લોકાંશ આત્માના નિર્ગુણ સ્વરૂપનું શ્વાસન બનતો નથી, પણ કૃતિકાની જાતીય વૃત્તિમાં ી દેહચેતનાનો જ પરિચાયક બને છે. પિતાના ુ પછી તેમના શરીરનાશની શક્યતાઓ ઉવેખીને ાકાએ કોઈના હોવાપણાની અવાસ્તવિક માન્યતાને . એ નિમિત્તે પોતાની શરીરચેતનાને જ સંકોર્યા છે. કૃતિકાને સ્થાને બીજી કોઈ પણ પુત્રી હોય આ પરિસ્થિતિમાં એનું સંવેદન જુદા જ પ્રકારનું ાનું. કૃતિકાનો પાત્રભેદ દર્શાવવા લેખકે એની ુભૂતિને એક જ વાક્યમાં સામર્થ્યથી પ્રયોજી છે :

મરવો આટલો સરસ સોહાય છે !

કૃતિકાએ માણેલી આ વસંતગંધનો સંદર્ભ ટલો પ્રભાવક છે કે એ પછી આવતા પરિચ્છેદના બધા શબ્દો નિરર્થક લાગે છે. 'ઝેરનો જામ લઈ બેઠેલા ક્રેટિસ'ને અને 'મેરે તો ગિરધર'ના ગીતને ખેંચી ાણીને લેખકે વ્યંજનાના ભોગે શબ્દચૂંથણાં કર્યાં છે.

વાર્તાકારનું એક અધરું કાર્ય પૂરું થાય છે. કૃતિકાના પોતાના અસ્તિત્વ સાથે વિચિત્ર રીતે સંકળાયેલા એના પિતાના પ્રભાવનું વાર્તાલક્ષી સ્થાપન હવે થઈ ચૂક્યું છે. કોઈના પણ હોવાપણાના કેવળ અભાવની વચ્ચે કોઈના હોવાપણાનો પ્રબળ અનુભવ કરતી કૃતિકાનો મનોરાગ જેટલો વિચિત્ર છે, એટલો જ વ્યાવર્તક પણ છે. શબ્દના વ્યવસ્થાપનથી એના આનુષંગિક મનોવૈજ્ઞાનિક સંદર્ભો પણ વાર્તાકલાની રમણીયતા આત્મસાત્ કરી શક્યા છે. આ બધું સધાય છે કૃતિકાના પાત્ર દ્વારા. એના અસ્તિત્વ સાથે પ્રભાવક રીતે જોડાયેલા એના પિતાનો પાત્રપરિચય કરાવતો પિતાની ઉત્તરક્રિયાનો પ્રસંગ અહીં આલેખાયો છે. પણ પાત્રપરિચય તો એક જ લસરકે ઉઠાવ પામ્યો છે.

બાપની સજ્જામાં ગોર મહારાજ ! આ એક નાવડું અને આ અરીસો મૂકો. તેમને અરીસો બહુ ગમતો.

રાધેશ્યામની અન્ય વાર્તાઓ જોઈશું તોપણ એમાં આપણી પરંપરાગત વ્યવહારરીતિનું પ્રતિબિંબ કૃતિલક્ષી અનુબંધમાં લેખે લાગ્યાનું અનુભવાશે. ભવસાગરનાં બંધન વિચ્છેદીને અલૌકિક સ્થાન તરફ ગતિ કરતા મૃતાત્મા માટે ચાંદીનું નાવડું સજ્જામાં મૂકવાનો રિવાજ છે કે જે દ્વારા એ વૈતરણી પાર કરી શકે. બીજો રિવાજ એવો પણ છે કે મરેલા માણસના જીવનભરના શોખની તમામ વસ્તુઓ સજ્જામાં મૂકવી. એને લક્ષમાં રાખીને લેખકે અહીં અરીસો મૂકી આપીને કૃતિકાના પિતાની લૌકિક–શારીરિક વૃત્તિનો સંકેત કરી દીધો છે. અરીસાનો આ સંદર્ભ કૃતિકાની સ્નાનવિધિ દરમિયાન પ્રયોજાયેલા બાથરૂમ મીરર સાથે જોડાઈને પિતાપુત્રીનાં સમાનાનુરાગી ભૌતિક વલણોની પ્રતીતિ કરાવે છે.

બાથરૂમ મીરરમાં પોતાની સાબુના પરપોટાવાળી પ્રતિકૃતિને અન્યભાવે જોતી કૃતિકા રાત્રિશણગાર માટે પુનઃ અરીસા સામે આવી વાળમાં

છે. પહેલી વખતની કૃતિકાની અનુભૂતિ કથનવર્ણનથી રજૂ થઈ હતી. હવે સંવાદરીતિ અપનાવાય છે

'કૃતિ, તું પરણી તો નહિ ને આ બધા વરરાજા વાપરે છે એવું તેલ મા માટે વાપરે છે?'

'ભલે પરણ્યા નહિ, પણ મનમાં તો ગયાં હોઈશું ને?'

'તું તે વહુ છે કે વર?'

'બંને. હું જ મારો વર, હું જ મારી વહુ...'

આ સંવાદમાં પ્રાશ્નિકને અનુપસ્થિત રાખીને (અને ઘરમાં બીજું કોઈ છે પણ ક્યાં?) લેખકે કૃતિકાના આંતરસંવાદનાં જ એંધાણ આપ્યાં છે. વળી, વાર્તામાં આરંભથી જ આલેખિત વિષયરૂપે આવતા અભાવને અને કૃતિકાનાં વિચિત્ર મનોગ્રહણોને વાર્તાકારે આ સંવાદમાં પુનરુક્ત કર્યાં છે. એકની એક વિગત પુનરુક્તિઓ દ્વારા આલેખનનું વૈવિધ્ય અને અભિપ્રેત ગતિવિધિ સિદ્ધ કરીને સરવાળે વાર્તાને ઊંચાઈ પર લઈ જાય છે એ પછી બીજા એક સંવાદમાં કૃતિકાની માના અવાજનું સૂચન થયું છે.

'રાતે અરીસામાં ના જોઈએ. તું તે કંઈ રામજણી નાયકણ છે કે સજીધજીને સૂવે છે. આવી કુટેવ નૈ સારી'- માનો અવાજ.

કૃતિકા હસી. 'મા તને મારી અદેખાઈ આવતી હતી! હું કાંઈ બાપુને તારી પાસેથી છીનવી લેવાની હતી તે...'

છેલ્લી ઉક્તિ વખતે કૃતિકા મોગરાની વેણી અંબોડે બાંધતાં વિચિત્ર હસે છે. આ વિચિત્ર સ્મિતનો સંયોગ, કૃતિકાની મનોગત વિકૃતિઓનો લેખકે ધારેલો વાર્તાલક્ષી આલેખ સંપૂર્ણ કરવામાં ફલપ્રદ બને છે. હવે નિર્વસ્ત્ર થતાં થતાં કૃતિકા શૈયાપ્રાર્થના ગણગણે એમાં 'ત્વમેવ માતા' એટલો અંશ ચૂકી જાય તો એમાં કરામત ગંધાવી જોઈએ નહિ. કૃતિકા નિદ્રાધીન થઈ જાય પછી એને જગાડીને શય્યા-પ્રાર્થના કરવાનું કહીએ તોય એ તો હમણાંની જેમ જ આરંભશે 'ચ પિતા ત્વમેવ ત્વમેવ બંધુશ્ચ.' માતાનો નામોલ્લેખ આવે તો જ નવાઈ. એ શબ્દના ગણગણાટથી પ દૂર રહેતી કૃતિકાની માનસભૂમિકા અભિવ્યક્ત કરવા લેખકને ધારી સફળતા મળી છે, એટલે શય પ્રાર્થનાના શ્લોકનો વચ્ચેથી થતો આરંભ ઉચિ લાગે છે.

કૃતિકાના વર્તમાન વ્યવહારની તમામ ક્રિ ઓને લેખકે કોઈ ને કોઈ રીતે એના પિતાના દેહાન્ ઘટનાઓ સાથે સ્થૂળ સામીપ્યથી જોડી છે, અ એમ કરતાં કરતાં કૃતિકાના મનોવૈચિત્ર્યની સૂક્ષ્મ લાક્ષણિકતાઓની વ્યાવર્તક અવસ્થાઓ પ્રકાશ આણી છે. દેહનાશનાં એકાધિક પ્રમાણોથી ઘેરાયે કૃતિકા કેવળ દેહસુખનાં મનોગ્રહણોથી જ આંતરજ્ઞ સક્રિયતા ધારણ કરતી રહે છે. એ રીતે જોતાં 'શૈ પ્રાર્થના' દેહવ્યામોહની વાર્તા ગણી શકાય. શય પ્રાર્થના ગણગણતાં સંપૂર્ણ નિર્વસ્ત્ર થયેલી કૃતિક છેલ્લું પિતૃસ્મરણ, એ વ્યામોહની ભૂમિકામાં રહે અભાવના સત્યને અને સમગ્ર વાર્તાપ્રક્રિયામાં રહે પિતૃગ્રંથિને એકીસાથે પરિવેષ્ટિત કરી-એ બં લાગણીના દોરની છેવટની સજ્જડ ગાંઠ બ આપે છે.

'લૂગડાં ઉતારીને વાંચજો'—પિતાજીનું નિધન ત્યારે કૃતિકાને બહારગામ નોકરી કરતા વાગ્દત્ત પ્રુ લખવાનું મન થયેલું અને—

અત્યારે એને સાલ્લાનો છેડો ના સાંભર્યો!

પોતે સર્જેલી ભાષાને પોતાની કૃતિમાં પ્રયોજ લેખક નિરાંતના શ્વાસ લઈ શકે છે; પછી એ ભાષા સહૃદયને ધક્કા મારો મારીને જગાડ્યા કરે 'શૈયા-પ્રાર્થના' જેવી સહૃદયશ્લાઘ્ય કૃતિ, એ રી ભાવકપક્ષે ત્રીજા નેત્રનું જાગરણ બની જાય છે

* રાધેશ્યામ શર્માના તાજેતરમાં જ પ્રગટ થયેલા વ સંગ્રહ 'પવનપાવડી' (પ્રકા : આર. આર. કંપની)ની વાર્તા ક્રમાંક-૧૧, પૃ૪-૪૬

# ઇલા આરબ મહેતા

## ૭

●

એ સુંદર ન હતી, જો સુંદરતા ગોરી ચામડીમાં સમાઈ જતી હોય તોપણ એ એક મધુર અને આકર્ષક કન્યા હતી. એના દેહની રેખાઓની મૃદુલ પડ ઊતરમાં નજર અટવાઈ જતી હતી.

કૉલેજમાં ભણતો ત્યારે પ્રદીપે એક વાર કહેલું, 'રાધાની જે કાળી આંખોમાં સમાઈ કૃષ્ણ ઘનશ્યામ થયા છે તે કાળી આંખો સુજાતા તારી છે.' મુગ્ધ યૌવનની ઉંમર હતી. જીવનની તમામ ઉત્કટતાથી એ સુજાતાને ત્યારે ચાહતો હતો.

સુજાતાને એ આજે પણ ચાહે છે, પણ એ મુગ્ધ યૌવન રહ્યું નથી. પ્રભાતનું ધુમ્મસ વિખેરાતાં વેરાન ઉજ્જડ જમીન જેવી વાસ્તવિકતામાં હવે એ જીવે છે, સુજાતાના પિતાનાં કારખાનાંઓની દીવાલની આ બાજુ એ ને પેલી બાજુ સુજાતા છે.

સુજાતા સ્વસ્થપણે વિચારી શકે છે. પિતાનો ગુસ્સો પ્રદીપને અપાયેલી રજા કે અન્ય શ્રીમંત કુટુંબોમાંથી આવતાં માગાંઓ એને ચળાવી શક્યાં નથી. પપ્પા પ્રદીપ જેવા મુફલિસ માટે હા નહિ પાડે. ભલે. સુજાતા ધાર્યું જ કરશે.

થોડા દિવસો પર પ્રદીપ મળ્યો હતો. કડવાશભર્યું હસી એ બોલ્યો હતો : 'શું, હવે મને મળીશ નહિ. કૉલેજકાળમાં હું હીરો હોઉં તોપણ અત્યારે "ઍન્ટી હીરો" છું, બેકાર, ગરીબ. તારા પપ્પા જોડે મારે માટે લડીશ નહિ. પ્લીઝ, એમ હસ નહિ.'

છતાં એ ખડખડ હસીને બોલી હતી. 'તુમ અબ સુખી રહો મૈં તો ચલા જાતા હું' એવા હિન્દી ફિલ્મના ડાયલૉગ્ઝ મહેરબાની કરીને નહિ બોલતો.'

'પાગલ તને પરિસ્થિતિની ગંભીરતા સમજાતી નથી.'

'સમજાય છે. હું હિન્દી ફિલ્મની હીરોઈન નથી. તું સારું કમાશે, સારું ઘર લેશે પછી જ હું તને પરણીશ. પણ પરણીશ તો તને જ.'

ઝાઝું બોલવાનું પછી શું રહ્યું ? છતાં પ્રદીપ અઠવાડિયાથી મળ્યો ન હતો, સુજાતા ઘર શોધતી એના લત્તામાં પહોંચી.

બહાર રસ્તા પર ઊભેલા માણસોને પૂછવાની એની હિંમત ન ચાલી. આછા અંધારામાં હરતાફરતા પ્રત્યેક ઓળાને એ ગભરાટની નજરથી જોતી હતી.

એવામાં બાજુમાંથી એક સ્ત્રી પસાર થઈ.

'એકસક્યુઝ મી, પ્લીઝ.' એણે કહ્યું પછી જરા છોભીલી પડી. અહીંઆ વળી અંગ્રેજી કોણ સમજવાનું હતું ? પણ એ સ્ત્રી ઊભી રહી.

'અહીંઆ પ્રદીપ ગાંધી કરીને કોઈ

'હા તમે કોણ છો ?'

એ અવાજમાં રહેલી સંસ્કારિતાએ સુજાતાને જરા ચમકાવી દીધી.

'હું એમની મિત્ર છું. સુજાતા.'

'આવો મારી સાથે.' કહી એ આગળ વધી. રસ્તાની બત્તીના ઝાંખા પ્રકાશમાં નિહાળેલું એનું મુખ સુજાતાને રહસ્યમય લાગ્યું. ઊંચી સુડોળ કાયા, ગૌરવર્ણો સ્વસ્થ ચહેરો અને સમગ્ર અસ્તિત્વમાંથી નીતરતી આભા આ લત્તાની સાથે બંધબેસતાં ન હતાં. એક બે ઘરો વટાવી એક ઘરનું બારણું એણે ખટખટાવ્યું. તરત બારણું ખૂલ્યું ને અંદરથી પ્રદીપનો અવાજ વહી આવ્યો.

'બહુ મોડું થયું મા ?'

'હા. પણ સારું જ થયું. તને મળવા કોઈ ઘર શોધતું હતું એને પણ લેતી આવી.'

સુજાતા અંદર આવી ઊભી. વિદ્યાએ એને જરા ધારીને જોઈ. 'સરસ છોકરી છે' મનમાં જાગી આવ્યું. પ્રદીપનો અવાજ મુંજતા તાર જેવો ગુંજી રહ્યો, 'સુજાતા તું ?'

ઘરમાં ઓછા પાવરનો ઝાંખો બલ્બ બળતો હતો. અંધકાર કરતાંય આ ઝાંખો પ્રકાશ ઊલટો વધારે ગૂંગળાવનારો લાગ્યો. વિદ્યા અંદર ચાલી ગઈ.

'મે તને ના પાડેલી શું, પછી કેમ આવી ?'

'તારી ના તને બંધન કરે છે, મને નથી કરતી. તું મને મળવા મારે ઘેર નહિ આવતો હું તો આવી શકું ને ?'

'તું આજ તો હું ખુશ જરૂર થાત જો ..' એ અટક્યો.

'જો ?'

'જો મારો એક બંગલો હોત, મોટર હોત ને હું લેટેસ્ટ હીટ્સ વગાડતો તારી રાહ જોતો હોત તો !'

એ મ્લાન હસ્યો. અચાનક બાજુના ઘરમાંથી સ્ત્રી-પુરુષના ઝઘડાના કર્કશ સ્વરો ઊઠયા ને બાળકની તીણી ચીસો ડંખીલા સાપની માફક આ બાજુ સરકતી આવી.

બન્ને મૂંગા મૂંગા બેસી રહ્યાં. કેટલી વાર થઈ ગઈ એનો ખ્યાલ ન રહ્યો. ધીરે ધીરે કોલાહલ શમ્યો. એવામાં વિદ્યા અંદરથી ચા લઈને આવી.

'આ અવાજથી ગભરાશો નહિ, સુજાતા, અમારે તો રોજનું થયું.'

'મને ''તું'' જ કહેજો પ્લીઝ.'

એ મધુર આત્મીયતાએ વિદ્યાનો થોડો અજંપો શમ્યો. એ નીચે સાદડી પર બેસી એક બે ફાટેલાં કપડાં સીવવા લાગી.

'બાપુ નથી આવ્યા મા ?'

'ના, હું રાહ જોતી રસ્તા પર ઊભી રહી એટલે મને દૂધ લાવવાનું મોડું થયું.'

'કયે ભાવે દૂધ મળ્યું ?'

'ત્રણ ત્રીસ'

'ત્રણ ત્રીસ ? મા, તું લાવી શું કામ ? કાલથી હું ચા નહિ પીઉં.'

ચાના કપમાંથી નીકળતી ધુમાડાની સેર તરફ સુજાતા જોઈ રહી. મા દીકરાની વાતો ભાંગી પડેલી ઇમારતમાં ઘૂમરાતા આમાચીડિયા જેવી લાગતી હતી ના ના ..આ સાચું નથી. એવું લાગે છે કે પ્રદીપ અને એની મા એક નાટક ભેલી રહ્યાં છે. આ ઘરમાંથી, પ્રદીપ પાસેથી પોતાને હાંકી કાઢવાના આ ખેલ છે. આ વાતો ગરીબીની છે, પણ ગરીબ માણસની નથી.

અથવા આ લોકો ખરેખર આટલા ગરીબ છે ? પપ્પા આગળ પ્રદીપની સિફારસ કરવાના, એને કારખાનામાં મોટી પદવીએ બેસાડી દેવાનાં સ્વપ્નો એ સેવતી હતી. પણ પપ્પા આ ઘર જુએ, આ ગરીબી જુએ, તો કદાપિ હા નહિ પાડે.'

ધખક ધખક કરતું સુજાતાની છાતીમાં કશું ધબકવા લાગ્યું. વજનદાર પથ્થર નીચે કચડાઈ જતા છોડની માફક કશુંક ભારે પડયું ને કશુંક કચડાઈ ગયું.

એક નિસાસો સરી પડચો. અચાનક વિદ્યાએ ઊંચું જોયું ને કહ્યું, 'પ્રદીપ, સુજાતાને ઘરે મૂકી આવજે. બહુ મોડું થયું છે ને પાછાં ફરતાં તારા બાપુજીની ખબર કાઢજે. મને ચિંતા થાય છે.'

ને સુજાતા તરફ ફરી એ બોલી : 'માફ કરજે સુજાતા, આજે તું ખોટે દિવસે આવી છે અથવા તો આ ઘરમાં આવવાના બધા જ દિવસો ખોટા છે. જા, ઘરે જા, પ્રદીપ તને મૂકી જશે.'

એ વચનો કરતાંય વિદ્યાના ગૌરવભર્યા ઉજ્જવળ ચહેરાને એ જોઈ રહી. રસ્તે જતાં એ એકલી જ મળી હોત તો પ્રદીપની મા છે એવો ખ્યાલ પણ ન આવે એટલી એ સુંદર અને યુવાન દેખાતી હતી

બંને જણાં બહાર નીકળ્યાં. જાહેર નળ પરથી વાસણો માંજવાના ને ક્યાંક કલહના અવાજો આવતા હતા. ઘર બહારના રસ્તાઓ પર ફરતા મવાલીઓ જેવા માણસો જોતાં એ ડરી ગઈ.

મુખ્ય રસ્તા તરફ જવાના વળાંક પરની બત્તી આજે બળતી ન હતી. અંધારું અને નિર્જનતા એ ઝૂપડાંઓને ગળી ગયાં હતાં. સુજાતા સહેજ ડરી ગઈ. પ્રદીપનો હાથ પકડી એ ઊભી રહી. પ્રદીપે એને પાસે ખેંચી લીધી.

'તું હવે અહીં ન આવતી. આ તારે લાયકની જગ્યા નથી.'

'પણ તું તો ત્યાં રહી શકે છે પ્રદીપ,

'હા. પણ અમે બહારથી સ્વસ્થ, પ્રામાણિક, ખંતીલા, મધ્યમ વર્ગના માનવીઓ દેખાઈએ છીએ એટલું જ સુજાતા. એ પડદો ચીરી નાંખતાં અમે હતાશ અને નિર્ભ્રાન્ત ધણીધોરી વગરના છીએ. મારી પાસે તને આપવા માટે મારી ગરીબી સિવાય કં નથી.

બંને જણાં હાથમાં હાથ પકડી મુખ્ય ર પર આવી પહોંચ્યાં હતાં. 'ગરીબીથી હું ડરતી એવું ખોટું નહિ બોલું પ્રદીપ, મારે પણ સુખસગવ પૈસા બધું જોઈએ છીએ. પણ તે તારી સાથે. તા વગર જીવી શકાય પણ પછી જીવવાપણું રહે નહિ

પ્રદીપે ઉમળકાથી એનો હાથ દબાવ્યો.

'થોડાં વર્ષો રાહ જોવાની તૈયારી છે ?'

'હા. પણ શા માટે રાહ જોવી ? પ્રદીપ, હું આપણે પપ્પાને પગે પડીશું, એમને વિનવીશું એમની...'

'સુજાતા, પ્લીઝ બંધ કર.'

પ્રદીપનો અવાજ ઘોઘરો અને બરછટ થઈ ગયો. સુજાતા ચમકી પડી.

'કેમ ?'

'જો સુજાતા, તારા પપ્પાને પગે પડીને હું તને જીતીશ એવું ન ધારતી. અમારા ઘરમાં અમે બધા જ મૂર્ખ માણસો ભેગા થયા છીએ. જેમાં સહુથી મહામૂર્ખ મારા દાદા, મોહનલાલ ગાંધી છે. અને એનું લોહી કમનસીબે મારામાં વહે છે.'

'તારા દાદા' ?

'હા, અમારા વતનમાં રહે છે. પૂરા ગાંધીવાદી છે. જેલમાં જઈ આવેલા છે. મારાં મા અને બાપુ પણ.'

'સાચે ? મને તો કોઈ ફિલ્મની સ્ટોરી જેવું લાગે છે. પણ તો પછી આઇ મીન તમે લોકો...' સુજાતા અટકી પડી.

'અમે શા માટે આવા ઘરમાં રહીએ છીએ ને શા માટે ગરીબ છીએ એમ જ ને ?' મેં કહ્યું : 'ને શું, અમારા ઘરમાં બધા મૂર્ખા ભેગા થયા છે.

ાધુ સાથે કામ કરતાં શેખર અત્યારે પ્રધાન છે, ણજીતસિંહ પ્લાનિંગ કમિશનમાં છે ને માથુર કોઈ બ્લિક સેક્ટરના ચેરમેન છે. એ બધા અમારી ાફક આદર્શને વળગી રહેનારા નથી.'

પ્રદીપે ખિસ્સામાં પડેલી પાંચની નોટને પંપાળી . પછી રિક્ષા કરી.

રિક્ષાનો ઘરઘરાટ રાતની શાંતિમાં ગાજ્યો, ને મે મુખ્ય માર્ગ પર દોડવા લાગી. 'તું ખરાબ ન ગાડતો પ્રદીપ, પણ રેંટિયો અને ખાદી તો કમ્પ્લિ-લી આઉટ ઑફ ડેટ થઈ ગયા છે એવું નથી લાગતું ને ? મોડર્ન ટેકનૉલૉજી વગર કન્ટ્રી ડેવલપ કેમ ાય ?'

'કન્ટ્રી ડેવલૅપ થાય કે ન થાય પણ ઘણાનાં બેન્કમાં તો ડેવલપ થયાં જ છે.'

'તો તમારાં પણ કરો. કોણ અટકાવે છે?' ુજાતા મજાકના સૂરે બોલી પણ બોલ્યા પછી એ ાંસી આંખે પ્રદીપને જોઈ રહી.

રિક્ષા અટકી. પૈસા ચૂકવી, પરચૂરણ બરાબર ણી એ સુજાતાના બંગલાના દરવાજા આગળ ઊભો હો.

'આવજે પ્રદીપ. હું થોડા દિવસ પછી ફરી ાવીશ.'

'ના સુજાતા, હમણાં નહિ. મારી વેરવિખેર નિયાના તાણાવાણા ફરી ગૂંથી લેવા દે. પછી વાત. તારી કે તારા પપ્પાની સામે નિર્માલ્ય કે નિર્ધન ભો રહેવા નથી માગતો.'

સુજાતા અંદર જવા જતી હતી તે જરા અટકી, ાછી ફરી. પ્રદીપ પાસે આવી એ પ્રદીપની સામે ાભી રહી.

'પ્રદીપ, સહુ સહુનું સંભાળી બેસી ગયા છે. ા માટે તું હેરાન થાય છે? જ્યાંથી જે હાથ લાગ્યું . લઈ લોકો ઉપર ચડવા લાગ્યા છે. સાપસીડીની રમતમાં લોકો સાપના મોમાં હાથ નાખી ઉપર ચડે છે.'

'પણ રસ્તો મળવો જોઈએ. પાંચસોની નોકરીમાંથી રાતોરાત તારા પપ્પા જેટલા પૈસા-વાળો હું કેવી રીતે થાઉં?'

'એનાય રસ્તા છે. પ્રદીપ, તું ભલે ચિડાતો પણ હું પપ્પાને જરૂર તારી વાત કરીશ.'

ને જવાબની રાહ જોયા વગર એ અંદર દોડી ગઈ.

પ્રદીપ એની અદશ્ય થતી આકૃતિને જોઈ રહ્યો. એક આછો નિઃશ્વાસ હવામાં ભળી ગયો.

સાઇકલ ભાડે લઈ એ બાપુની દુકાન પર તપાસ કરવા ગયો. દુકાન બંધ હતી. હવે ? બાપુ ઘરે ગયા હશે. રસ્તામાં દુખવા તો નહિ આવ્યું ? સાઇકલ પાછી આપી એ ઝપાટાબંધ ઘર તરફ ગયો.

ઘરમાં પહોંચ્યો ત્યારે બાપુ પથારીમાં સૂતા હતા. મા રસોડામાં વાસણ માંજતી હતી. બાપુને ત્યાં જોઈ એકદમ એ છુટકારો અનુભવતો બેસી પડ્યો.

હાથ લૂછતાં લૂછતાં બહાર આવી વિદ્યાએ કહ્યું : 'પ્રદીપ, કાલે ફરી તારા બાપુને હૉસ્પિટલમા બતાવવા લઈ જઈએ. આજે એમને ઠીક નહોતું લાગતું. રસ્તામાં ક્યાંક એક દોઢ કલાક બેસી રહ્યા.'

'ભલે મા.'

સુજાતા, નોકરી, સાંજની વાતચીત બધું જ ઉપટી ગયેલા રંગની માફક મનમાંથી ઊતરી ગયું. રહી કેવળ બાપુની ચિંતા.

વિદ્યાની આંખો સૂકી હતી, પણ અંતર વ્યા-કુળ હતું. ધર્મને આરામ આપવાની જરૂર હતી. ઘર ચલાવવા વધારે પૈસા જોઈએ. પાછાં ગામ જઈએ ? ના ના...

આજુબાજુના અંધારામાં લપાઈ ગયેલી, ક્યાંક તીવ્ર સ્વરે ચિત્કાર કરી ઊઠતી આ વસ્તી બારણાં પર તોળાઈ રહી.

વિદ્યા બારણાં આગળ ઊભી હતી. ક્યાંક બાળકનું રુદન, ક્યાંક જુગારીઓનો હસવાનો અવાજ, ક્યાંક રુદનનો અવાજ છાતીને ભીંસી નાખવા લાગ્યા.

આ બધા દેશના નાગરિકો છે. આ બધા સ્વતંત્રતા માટે લડ્યા નથી. સ્વતંત્રતા ન મળી હોત તોપણ બાબોચિયાનાં જીવડાંની માફક એ જીવી ગયા હોત ! ઊગતા અને આથમતા દૂરના સૂરજ જોડે એમને કોઈ લેવા દેવા નથી. અહીંઆ તો બધાના પેટના પોલાણમાં સૂરજ ઊગે છે, પેટના પોલાણમાં સૂરજ આથમે છે.

અમારી જિંદગીનાં અમૂલ્ય વર્ષો અમે આ બધાને માટે વેડફી દીધાં ? આજ તો અમારે માટે પણ સૂરજ ઊગે છે પેટના પોલાણમાં, આથમે છે પેટના પોલાણમાં.

ધર્મ પાસાં ફેરવતો હતો. એ બારણું બંધ કરી અંદર બેઠી. રાત વહી જવા માંડી.

અચાનક બારણાં પર ટકોરા થયા. પ્રદીપ અને વિદ્યાએ એકબીજાની સામું જોયું. ટકોરા જરા જોરથી પડ્યા.

પ્રદીપે બારણું ખોલ્યું. દીપક ઊભો હતો. જાપાનીઝ ટેરીનનાં કપડાં, હાથમાં અવનવા રંગોના ડાયલવાળી ઘડિયાળ, ગળામાં સોનાનો અછોડો. એના અસ્તિત્વ સાથે વીંટળાઈ ગયેલી કોઈ માદક ખુશબો દોડતી ઘરમાં પથરાઈ ગઈ.

'સૂઈ ગયાં બધાં કે જાગો છો ?'

એનો હળવો અવાજ ઘરના બોઝિલ વાતાવરણમાં તરી રહ્યો હતો.

'અંદર આવું કે ન આવું ?'

'આવ દીપક, તારું જ ઘર છે. બાપુજી કેટલા દિવસથી તારી વાટ જુએ છે.' પ્રદીપે હાથ લંબાવી, દીપકનો હાથ પકડ્યો ને અંદર ખેંચ્યો.

દીપક અંદર આવી બેઠો. ધર્મે આંખે ખોલી દીપકને જોયો.

'દીપક ?' એ બેઠા થવા ગયા, પણ થા વર્તાયો. પાછા આંખ બંધ કરીને સૂઈ રહ્યા.

'દીપક જમવું છે તારે ? જો કે ખાસ કં વધ્યું નથી.'

'ના રે. હું તો હોટેલમાં જમીને આવ્યો. એણે કહ્યું. સ્વાભાવિકતાની સાથે સાથે એ સૂર થોડા અપરિચિતતાના પણ અંશ હતા.

બધાં એકબીજાની સામું જોઈ રહ્યાં. દીપ ખોંખારો ખાઈ પૂછ્યું :

'કેમ ચાલે છે બાપુજી, તમારી તબિયત મા, તારું મોં સુકાયેલું લાગે છે.'

ઘરના માણસો વચ્ચે પણ આવી ઔપચારિકત રમૂજ ઉપજાવે તેવી હતી.

'ચાલે છે. ખેંચાય છે એટલું ખેંચીએ છીએ તું પણ ભણીને કામધંધે લાગી જા. તારા બાપુથ હવે થતું નથી.'

'કામધંધો ?' દીપક હસ્યો. 'મા, હું ધંધે કરું જ છું ને ?'

'તું ? ધંધો કરે છે?' વિદ્યા આશ્ચર્યથી દીપ તરફ જોઈ રહી.

'શેનો ?'

'એ બધું પૂછવાનું નહિ મા. હું અને જયં સાથે છીએ. અલબત્ત, બીજા પણ ઘણા છે. અમે વલસાડ, સુરત, અમદાવાદ ખાતે કામ કરીએ છીએ.

પ્રદીપ દીપક તરફ ધ્યાનથી જોઈ રહ્યો 'સ્મગલિંગ ?'

'શી...જરા આસ્તે. હમણાં હમણાં મા મુંબઈ જવું પડે છે. એટલે જ મળવા નહોતે આવી શકતો.'

વિદ્યા જાણે સમજતી ન હોય તેમ દીપક તર જોઈ રહી. આ બધું ખરું હતું કે નાટક ? ધર્મ

અને પોતાનું લોહી આ દીપક ? વ્હીસ્કી પીતો. ચોરી કરતો. ના. આ બધું કોઈ ભયંકર સ્વપ્ન જેવું ભાસે છે.

બહાર આછો અવાજ થયો. દીપક ઊઠ્યો. 'મારી ગાડી આવી ગઈ લાગે છે. હું જાઉં.' એ ઊઠ્યો.

વિદ્યા અને પ્રદીપ પણ ઊઠીને બારણાં સુધી ગયાં. દીપક બહાર નીકળ્યો. જતાં જતાં એણે વિદ્યાના હાથમાં સો સોની થોડી નોટો મૂકી. ધીરેથી કહ્યું :

'બાપુ કહે તોપણ આ પૈસાને ફેંકી દેતી નહિ. લક્ષ્મી અભડાયેલી હોતી નથી. માણસ અભડાયેલો હોય છે. રાખજે તારી પાસે કામમાં આવશે.'

એ બહાર નીકળી ગયો. વળાંક આગળની એક ગાડીમાં બેસી ગયો. ગાડી ઘરેરાટી બોલાવતી ચાલી ગઈ.

વિદ્યા હાથમાં સો રૂપિયાની નોટો પકડી ત્યાં જ ઊભી રહી.

અણહકનો પૈસો ? લઉં ?

અચાનક ધર્મનો અવાજ આવ્યો, 'વિદ્યા, એ પૈસા ફેંકી દે. એ કાળમુખો પૈસો મારા ઘરમાં નહિ જોઈએ.'

ધર્મ બેઠો થઈ ગયો હતો, એની પીડા વધી ગઈ હોય તેમ મોં ખૂબ ખેંચાયેલું ને વિકૃત લાગતું હતું.

'મારો દીકરો ચોર ? હે ભગવાન, આ શા દિવસ બતાવવાધાર્યા ? વિદ્યા, દીપકને પાછો બોલાવ. સમજાવ...'

ધર્મનો અવાજ ફાટી ગયો. પ્રદીપ દોડતો ધર્મને શાંત પાડવા મથ્યો. ધર્મના હૃદયમાં ચીરી નાખતી વેદના ઊપડી.

'મા...બાપુ...'

પ્રદીપ દોડતો બહાર ગયો. મુખ્ય રસ્તા પરથી રિક્ષા લાવ્યો. ધર્મને હૉસ્પિટલમાં દાખલ કરાવ્યો. ડિપોઝિટના રૂ ચારસો વિદ્યાએ ત્યાં જ ચૂકવી દીધા. દીપકના પૈસા ફેંકી ન દેવાયા. નહિતર ધર્મની જિંદગી ફેંકી દેવી પડત.

* * *

બહાર પરસાળમાંથી કોઈ ડોકાઈને જોતું હતું. કોટ, પાટલૂન, રીમલેસ ચશ્માં, હાથમાં હીરાની વીંટી– વ્યક્તિના ચહેરા કરતાંય એ બધી વસ્તુઓ પહેલાં નજરે ચડી આવતી હતી ને આગે પીછે નિગાહ રખો મહેરબાનની બૂમ મારી ઊઠતી હતી.

ધર્મની ખબર કાઢવા કોઈ આવ્યું હતું, પણ વિદ્યા એને ઓળખી ન શકી. વ્યક્તિએ સ્મિત કર્યું. ધર્મના ખાટલા સુધી ધીરે ધીરે આવી વિદ્યાને છટાપૂર્વક નમસ્કાર કર્યાં અને કહ્યું : 'વિદ્યાબ્હેન, હું નંદલાલ. તમે મને નહિ ઓળખો કદાચ, પણ હું...પ્રદીપ મારો સેક્રેટરી હતો. હું સુજાતાનો ફાધર.'

'ઓહ !' વિદ્યા સફાળી ઊભી થઈ. ધર્મ ઑક્સિજન પર હતો. એના તરફ સહજ ગભરાઈને એણે જોયું.

'આવો ને, આપણે બહાર ઊભા રહીએ.' અહીં...આ જનરલ વૉર્ડમાં મુલાકાતીઓને બેસવાની રજા નહોતી. કહી નંદલાલ બહાર કૉરીડોરમાં ઊભો. વિદ્યા પાછળ ગઈ.

કૉરીડોરમાં ગોઠવેલી બેન્ચ પર બેસતાં બેસતાં નંદલાલની વાણી વેગે વહી રહી હતી.

'વિદ્યાબ્હેન, મારે આપ બધાની ખાસ ક્ષમા માગવાની છે. ખાસ. અરે, હું શું જાણું કે પ્રદીપ કયા કુટુંબનો છોકરો છે ? એ શરમાળ છે પાછો. મને કહેતો પણ નથી કે હું મોહનદાસ ગાંધીનો પૌત્ર ! ભલા, એમના નામથી કોણ અજાણ્યું છે ?'

વિદ્યા ગૂંચવાઈને સાંભળી રહી. આ આગમન, આ વર્તાવ, આ વાણી બધું ય જિગ સૉ પઝલની માફક છૂટુંછવાયું હતું. કોઈ ચોકઠામાં બેસતું ન હતું.

'હવે વાત કરો. ભાઈને એટેક ક્યારે આવ્યો?'

'પાંચેક દિવસ થયા.'

'અહીં તો બહેન, દવાદારૂની કોઈ ફિકર ન કરશો. હું બેઠો છું ને!' નંદલાલ પછી હસ્યા ને કહ્યું : 'જો કે તમારે તો મારા કરતાંય મોટી ઓળખાણની ખાણ છે.'

'જી?'

'પ્રદીપ તો બહુ શાંત ને શરમાળ. મને તો કહે જ નહિ. વળી વાતવાતમાં એ સુજાતા આગળ બોલી ગયો કે તમે ને ધર્મચંદ્ર ને શેખર બધા સાથે લડતમાં હતા. સુજાતાએ મને વાત કરી.'

નંદલાલના મોઢા પર હાસ્ય છે. બીજુંય કંઈ લખાયેલું છે. શું છે? શેખર...? શેખરનું અહીંઆ નામ શી રીતે આવ્યું? શું આ માણસ શેખર અને મારા વિશે...'

વિદ્યાથી વિચારાયું નહિ, નંદલાલ બોલતો હતો, 'શેખર તો આપણા લઘુ ઉદ્યોગોના મિનિસ્ટર. મારેય અવારનવાર એમનું કામ પડે. ઓળખુંય ખરો. મેં કહ્યું આય ઠીક છે. આવી ઓળખાણનો લાભ...' માળામાંથી ઊડેલું પક્ષી ફટ દઈને પાછું પેસી જાય તેમ શબ્દો અંદર પેસી ગયા.

નંદલાલ સાવધ થયો.

'શેખરભાઈ ખબર કાઢવા આવી ગયા?' વિદ્યાએ નંદલાલ તરફ સ્થિર નજરે જોયું. એનું માથું અભિમાનથી ઊંચું થયું. પઝલનાં ચોકઠાંઓ ક્યાંક ક્યાંક ગોઠવાતાં હતાં.

'શેખર અહીં આવ્યા નથી. નંદલાલભાઈ, ખરું પૂછો તો અમારે એમની સાથે કોઈ ખાસ એવો સંબંધ પણ રહ્યો નથી. અમે રહ્યાં ગ્રામસેવક અમારે બહારના લોકો જોડે ઝાઝો સંબંધ શ હોય?'

નંદલાલ જરા ઝંખવાયા પછી પ્રફુલ્લ થયા 'એ તો એમ જ હોય બહેન. સંબંધ તો સાચવ્ય સચવાય, એ વાત તમારી સાવ સાચી. પણ મૂ વાત એ છે કે સંબંધ સાચવવો ખરો.'

'સાચવવા જેવો હોય તો.'

'અરે એ શું બોલ્યા? શેખરભાઈ તો ઘણ "પ્રોમિસિંગ" ગણાય છે. આવતી ચૂંટણી પછ તો એ સીધા સેન્ટરમાં પહોંચવાના વિદ્યાબહેન.' નંદલાલ જરા ઝૂકીને બોલ્યા, 'તમારે એ દીકરા છે' આ લાગવગ ને સગાંવહાલાંની સરકારમાં કોકને હાથ ઝાલવો તો પડે જ. મારેય ફેક્ટરીમાં લોચા ઊભા થયા છે. પ્રદીપને મારા સેક્રેટરી તરીકે બધું સંભાળવું તો પડે જ.'

'પ્રદીપ? પણ એ ક્યાં હવે...'

'અરે, એ શું બોલ્યા બહેન? જે ઘડીએ સુજાતાએ મને વાત કરી તે ઘડીએ હું પસ્તાયો. પ્રદીપ તો મારો દીકરો છે. એને મારાથી છૂટા કરાય જ કેમ?' એવામાં પ્રદીપ અને સુજાતા દાખલ થયાં. નંદલાલ હસ્યા, 'જોયું ને, વિદ્યાબહેન, આજકાલનાં છોકરાંઓ આપણું કીધું માનવાનાં છે? સહુ સહુની પસંદગી કરી લે છે. અમારી સુજાતાય મારી દીકરી ને! જિદ્દી છે. હું છોડું તોય એ ક્યાં પ્રદીપને છોડવાની છે?'

સહુ હસ્યાં. વિદ્યા અંદર ગઈ. ધર્મ નિશ્ચલ પડ્યો હતો. હવે વિદ્યાનું રુદન, દીપકની ચિંતા કે કુટુંબનું ખેંચાણ એને પાછા બોલાવી શકે એમ ન હતું.

[તરતમાં પ્રગટ થનાર નવલકથા 'વારસદાર'નું એક પ્રકરણ]

# પ્રીતમલાલ કવિ

## ૨

બે દિવસ પછી સુષમા બહાર ગઈ હતી ત્યારે હીરાલક્ષ્મી પતિ પાસે જઈને બેઠાં. મનમાં જબરી ભાંજગડ ચાલતી હતી. તેની છાયા ચહેરા ઉપર પણ દૃષ્ટિગોચર થતી હતી. હીરાલક્ષ્મી એક ખુરશી પર બેઠાં અને મનને મનાવવા પ્રયત્ન કરવા લાગ્યાં.

ખંડ એકદમ સ્વચ્છ હતો. દીવાલો પરનો રંગ તાજો જ જણાતો હતો. એક તરફ લાકડાનો પલંગ ઢાળેલો હતો. તેના પર ગાદલું પાથર્યું હતું અને આછા રંગની ભાતવાળું ઓછાડ બિછાવેલું હતું. બે તકિયા પણ વ્યવસ્થિત ગોઠવેલ હતા. એક બાજુ ટેબલ પડયું હતું. ટેબલ ઉપર લાકડાના ઘોડામાં કેટલાંક પુસ્તકો હતાં. થોડીક ફાઈલો પણ નજરે પડતી હતી. ટેબલ ઉપર દીવાલમાં માણેકલાલનો મોટી સાઈઝનો પોર્ટ્રેટ ફોટો ટીંગાતો હતો. હીરાલક્ષ્મી પળવાર નિર્જના પતિના એ ફોટાને જોઈ રહ્યાં. તેમની આંખો ઉપર અત્યારેય નજર અટકી જતી હતી. કોણ જાણે કેમ પણ હીરાલક્ષ્મીને પતિની આ આંખોનું ભારે આકર્ષણ હતું. યુવાનીના દિવસોમાં તે એકલાં પડતાં ત્યારે પતિની છબી પોતાની પાસે રાખીને બેસતાં. કલાકો સુધી એને જોયા કરતાં. ખાસ કરીને પેલી કામણગારી મતવાલી બે આંખો !

પલંગની સામેની દીવાલને અડેલીને સોફો પડયો હતો. માણેકલાલ એ સોફામાં બેઠા બેઠા છાપું વાંચતા હતા. તેમણે અત્યારે ધોતિયું અને પહેરણ પહેર્યાં હતાં. નિમાળાના વાળ શ્વેત હતા. અસ્તવ્યસ્ત લાગતા હતા. એ શ્વેત વાળની પાછળ મોટી તાલ નજરે પડતી હતી. એ તાલ માટે લોકો માણેકલાલને ભાગ્યશાળી ગણતા હતા. કહે છે કે આવી તાલવાળો માણસ ભાગ્યે જ નિર્ધન હોય છે. લોકો કહેતા હતા કે માણેકલાલ પણ ધનસંપત્તિની બાબતમાં ખુશનસીબ હતા. તેમની પોતાની કન્સ્ટ્રકશન કંપની ચાલતી હતી. બિલ્ડિંગ કોન્ટ્રાકટર તરીકે તેમની ખૂબ નામના હતી. મોટા મોટા શેઠ શાહુકારો અને અમલદારોમાં તેમની સારી લાગવગ હતી. પૈસા તેમને મન ડાબા હાથનો ખેલ હતો. અને એ ખેલ રમતાં તેમને કુશળતાથી આવડતું હતું. તેમના મિત્રવર્તુળમાં માણેકલાલના આ કૌશલ્યની આદરથી ચર્ચા થતી. કેટલાક લોકો તો પોતાનો દીકરો તેમની પાસે ટ્રેઈન્ડ થાય તેવી ઇચ્છા પણ કરતા. વાત પણ ખરી હતી. તેમની પાસે કન્સ્ટ્રકશન કંપનીમાં કામ કરનાર લગભગ અર્ધો ડઝન છોકરાઓ આજે સ્વતંત્ર બિઝનેસ કરતા હતા અને આજે પણ માણેકલાલ પ્રત્યે પૂજ્યભાવ વ્યક્ત કરતા હતા. માણેકલાલ હવે લગભગ નિવૃત્ત જીવન ગાળતા હતા.

કંપનીનો કારભાર પરાજિતે સંભાળી લીધો હતો. પોતાના કામમાં એની ચીવટ પણ સારી હતી. માણેકલાલે તેને ઇજનેર બનાવ્યો હતો. તેનું આ જ્ઞાન પિતાના ધંધામાં ખૂબ ઉપયોગી થતું હતું. તેમની કંપની કામની ક્વૉલિટી અને મોડર્ન ડિઝાઈન્સ માટે ખૂબ પ્રખ્યાત બની હતી. પરાજિતની પોતાની પ્રતિષ્ઠા પણ જામવા લાગી હતી. માણેકલાલ ક્યારેક ક્યારેક કંપનીની ઑફિસે આંટો મારી આવતા. ક્યારેક વળી કામની સાઈટ ઉપર નિરીક્ષણ કરી લેતા. ફાજલ સમયમાં એ ઘેર હોય ત્યારે કંપનીની ફાઈલો જોઈ જાય કે કંઈ પુસ્તક વાંચવા બેસી જાય. સવારમાં વહેલા ઊઠીને તે ફરવા જતા. સાંજે ગોલ્ફ ક્લબમાં જઈને ગોલ્ફ રમતા.

હીરાલક્ષ્મી પતિ સામે જોતાં હતાં. ચશ્માંમાંથી તેમની દૃષ્ટિ ઊંચે મંડાય તો પોતે કંઈક વાત કરે તેની પ્રતીક્ષા કરતાં હતાં. માણેકલાલને પત્નીના આગમનની ખબર હતી પરંતુ એ સામાન્ય રીતે આવીને બેસે છે તેમ જ બેઠી હશે તેમ માનીને તેમણે છાપું વાંચવામાં પોતાનું ચિત્ત પરોવી રાખ્યું હતું. હીરાલક્ષ્મીએ પુનઃ ખંડમાં દૃષ્ટિ ઘુમાવવા માંડી. દીવાલમાં એક તરફ તેમનો પતિ–પત્નીનો ફોટો ટીંગાતો હતો. એક તરફ લેમ્પ શેડની નીચે એક લેન્ડસ્કેપનું ચિત્ર હતું. ત્યાંથી થોડે દૂર અજન્ટાની એક અપ્સરાનું રંગીન ચિત્ર હતું. ખંડના વાતાવરણને અનુરૂપ થોડુંક ફરનિચર હતું.

'સાંભળ્યું ?' આખરે હીરાલક્ષ્મીએ ધીરજ ગુમાવી પૂછ્યું.

'તમે મને કંઈ કહ્યું લક્ષ્મી !' માણેકલાલે સામો પ્રશ્ન કર્યો. છાપા ઉપર થઈને ચશ્માના ગ્લાસમાંથી તેમની નજર પત્નીના ચહેરા સામે મંડાઈ.

'મારે એક વાત કરવી છે.'

'એમ ? મને એમ કે તમે અમસ્થાં જ આવી બેઠાં હશો.'

'મારે જાણે કે કંઈ કામ નહીં હોય નહીં ?

'તમારે વળી કામની શી ચિંતા છે ? માણેકલાલ હસ્યા. તેમની દંતપંક્તિ ચમકી ઊઠી હીરાલક્ષ્મી પ્રસન્નતાથી એને જોઈ રહ્યાં. માણેકલા કહેતા હતા :

'તમારે વળી કામની શી ચિંતા ? રસો બાઈ રસોઈ બનાવતી હશે. બીજું કામ તો ઘરઘા કરે છે. તમારે શું કરવાનું રહે છે ?'

'ઘરમાં તો તોય હજાર કામ હોય...' તે હસી 'તમારી જેમ અમારે થોડું જ બેઠા બેઠા છાપ વાંચવાનાં છે.'

'તે તમે પણ વાંચો ને ! અમે ક્યાં ન પાડીએ છીએ ?' માણેકલાલ આંખો પટપટાવત બોલ્યા, 'તમે છાપાં વાંચો, ચોપડીઓ વાંચો તે અમને પણ ચર્ચા કરવાની મઝા આવે...'

'તમે એ કામ કરો છો એટલું ઘણું છે...

'સારું આપણે કોઈ તકરાર નથી.' તે હસ્યા 'બોલો, તમે શું વાત કરતા હતા ?'

'તમે સુષમાને જોઈ છે ?'

'હાસ્તો.' તે હસી પડયા. 'જોયા વિના કાંઈ થોડી જ તારા પુત્ર સાથે પરણાવી દીધી હશે.'

'તમારું આ જ દુઃખ છે.' હીરાલક્ષ્મી ઊકળી ઊઠયાં, 'ગંભીર થઈને કોઈ વાત વિચારશે જ નહીં'..'

'કેમ ? શું વાત છે લક્ષ્મી !' માણેકલાલ હવે સાચે જ ગંભીર બની ગયા. પત્નીનો ઉપાલંભ સાચો હતો. અત્યાર સુધી તેમણે એની વાત હળવાશથી જ લીધી હતી પરંતુ પત્નીનો ઠપકો સાંભળીને તેમને લાગ્યું કે વાતમાં કંઈક બીજું જ છે. 'આમ આવ, અહીં બેસ મારી પાસે...'

'હું અહીં જ બેઠી છું...'

'ના. અહીં મારી પાસે આવીને બેસ.' તે ઠાવકું મુખ રાખી બોલ્યા, 'મારે તારી વાત બરાબર સમજવી છે.'

# પ્રીતમલાલ કવિ

## ૨

એ દિવસ પછી સુષમા બહાર ગઈ હતી ત્યારે હીરાલક્ષ્મી પતિ પાસે જઈને બેઠાં. મનમાં જબરી ભાંજગડ ચાલતી હતી. તેની છાયા ચહેરા ઉપર પણ દૃષ્ટિગોચર થતી હતી. હીરાલક્ષ્મી એક ખુરશી પર બેઠાં અને મનને મનાવવા પ્રયત્ન કરવા લાગ્યાં.

ખંડ એકદમ સ્વચ્છ હતો. દીવાલો પરનો રંગ તાજો જ જણાતો હતો. એક તરફ લાકડાનો પલંગ ઢાળેલો હતો. તેના પર ગાદલું પાથર્યું હતું અને આછા રંગની ભાતવાળું ઓછાડ બિછાવેલું હતું. બે તકિયા પણ વ્યવસ્થિત ગોઠવેલ હતા. એક બાજુ ટેબલ પડયું હતું. ટેબલ ઉપર લાકડાના ઘોડામાં કેટલાંક પુસ્તકો હતાં. થોડીક ફાઈલો પણ નજરે પડતી હતી. ટેબલ ઉપર દીવાલમાં માણેકલાલનો મોટી સાઈઝનો પોર્ટ્રેટ ફોટો ટીંગાતો હતો. હીરાલક્ષ્મી પળવાર નિજના પતિના એ ફોટાને જોઈ રહ્યાં. તેમની આંખો ઉપર અત્યારેય નજર અટકી જતી હતી. કોણ જાણે કેમ પણ હીરાલક્ષ્મીને પતિની આ આંખોનું ભારે આકર્ષણ હતું. યુવાનીના દિવસોમાં તે એકલાં પડતાં ત્યારે પતિની છબી પોતાની પાસે રાખીને બેસતાં. કલાકો સુધી એને જોયા કરતાં. ખાસ કરીને પેલી કામણગારી મતવાલી બે આંખો!

પલંગની સામેની દીવાલને અઢેલીને સોફો પડયો હતો. માણેકલાલ એ સોફામાં બેઠા બેઠા છાપું વાંચતા હતા. તેમણે અત્યારે ધોતિયું અને પહેરણ પહેર્યાં હતાં. નિમાળાના વાળ શ્વેત હતા. અસ્તવ્યસ્ત લાગતા હતા. એ શ્વેત વાળની પાછળ મોટી તાલ નજરે પડતી હતી. એ તાલ માટે લોકો માણેકલાલને ભાગ્યશાળી ગણતા હતા. કહે છે કે આવી તાલવાળો માણસ ભાગ્યે જ નિર્ધન હોય છે. લોકો કહેતા હતા કે માણેકલાલ પણ ધનસંપત્તિની બાબતમાં ખુશનસીબ હતા. તેમની પોતાની કન્સ્ટ્રક્શન કંપની ચાલતી હતી. બિલ્ડિંગ કોન્ટ્રાક્ટર તરીકે તેમની ખૂબ નામના હતી. મોટા મોટા શેઠ શાહુકારો અને અમલદારોમાં તેમની સારી લાગવગ હતી. પૈસા તેમને મન ડાબા હાથનો ખેલ હતો. અને એ ખેલ રમતાં તેમને કુશળતાથી આવડતું હતું. તેમના મિત્રવર્તુળમાં માણેકલાલના આ કૌશલ્યની આદરથી ચર્ચા થતી. કેટલાક લોકો તો પોતાનો દીકરો તેમની પાસે ટ્રેઈન્ડ થાય તેવી ઇચ્છા પણ કરતા. વાત પણ ખરી હતી. તેમની પાસે કન્સ્ટ્રક્શન કંપનીમાં કામ કરનાર લગભગ અર્ધો ડઝન છોકરાઓ આજે સ્વતંત્ર બિઝનેસ કરતા હતા અને આજે પણ માણેકલાલ પ્રત્યે પૂજ્યભાવ વ્યક્ત કરતા હતા. માણેકલાલ હવે લગભગ નિવૃત્ત જીવન ગાળતા હતા.

કંપનીનો કારભાર પરાજિતે સંભાળી લીધો હતો. પોતાના કામમાં એની ચીવટ પણ સારી હતી. માણેકલાલે તેને એન્જિનેર બનાવ્યો હતો. તેનું આ જ્ઞાન પિતાના ધંધામાં ખૂબ ઉપયોગી થતું હતું. તેમની કંપની કામની ક્વોલિટી અને મોડર્ન ડિઝાઈન્સ માટે ખૂબ પ્રખ્યાત બની હતી. પરાજિતની પોતાની પ્રતિષ્ઠા પણ જામવા લાગી હતી. માણેકલાલ ક્યારેક ક્યારેક કંપનીની ઑફિસે આંટો મારી આવતા. ક્યારેક વળી કામની સાઈટ ઉપર નિરીક્ષણ કરી લેતા. ફાજલ સમયમાં એ ઘેર હોય ત્યારે કંપનીની ફાઈલો જોઈ જાય કે કંઈ પુસ્તક વાંચવા બેસી જાય. સવારમાં વહેલા ઊઠીને તે ફરવા જતા. સાંજે ગોલ્ફ ક્લબમાં જઈને ગોલ્ફ રમતા.

હીરાલક્ષ્મી પતિ સામે જોતાં હતાં. ચશ્મામાંથી તેમની દૃષ્ટિ ઊંચે સંચાય તો પોતે કંઈક વાત કરે તેની પ્રતીક્ષા કરતાં હતાં. માણેકલાલને પત્નીના આગમનની ખબર હતી પરંતુ એ સામાન્ય રીતે આવીને બેસે છે તેમ જ બેઠી હશે તેમ માનીને તેમણે છાપું વાંચવામાં પોતાનું ચિત્ત પરોવી રાખ્યું હતું. હીરાલક્ષ્મીએ પુનઃ ખંડમાં દૃષ્ટિ ઘુમાવવા માંડી. દીવાલમાં એક તરફ તેમનો પતિ–પત્નીનો ફોટો ટીંગાતો હતો. એક તરફ લેમ્પ શેડની નીચે એક લેન્ડસ્કેપનું ચિત્ર હતું. ત્યાંથી થોડે દૂર અજન્ટાની એક અપ્સરાનું રંગીન ચિત્ર હતું. ખંડના વાતાવરણને અનુરૂપ થોડુંક ફરનિચર હતું.

'સાંભળ્યું ?' આખરે હીરાલક્ષ્મીએ ધીરજ ગુમાવી પૂછ્યું.

'તમે મને કંઈ કહ્યું લક્ષ્મી !' માણેકલાલે સામો પ્રશ્ન કર્યો. છાપા ઉપર થઈને ચશ્માના ગ્લાસમાંથી તેમની નજર પત્નીના ચહેરા સામે મંડાઈ.

'મારે એક વાત કરવી છે.'

'એમ ? મને એમ કે તમે અમસ્થાં જ આવી બેઠાં હશો.'

'મારે જાણે કે કંઈ કામ નહીં હોય નહીં ?

'તમારે વળી કામની શી ચિંતા છે ?

માણેકલાલ હસ્યા. તેમની દંતપંક્તિ ચમકી ઊઠી હીરાલક્ષ્મી પ્રસન્નતાથી એને જોઈ રહ્યાં. માણેકલાલ કહેતા હતા :

'તમારે વળી કામની શી ચિંતા ? રસોયણ બાઈ રસોઈ બનાવતી હશે. બીજું કામ તો ઘરઘાટ કરે છે. તમારે શું કરવાનું રહે છે ?'

'ઘરમાં તો તોય હજાર કામ હોય...' તે હર્ષ 'તમારી જેમ અમારે થોડું જ બેઠા બેઠા છાપા વાંચવાનાં છે.'

'તે તમે પણ વાંચો ને ! અમે ક્યાં ના પાડીએ છીએ ?' માણેકલાલ આંખો પટપટાવતાં બોલ્યા, 'તમે છાપાં વાંચો, ચોપડીઓ વાંચો તો અમને પણ ચર્ચા કરવાની મઝા આવે...'

'તમે એ કામ કરો છો એટલું ઘણું છે...'

'સારું આપણે કોઈ તકરાર નથી.' તે હસ્યા 'બોલો, તમે શું વાત કરતા હતા ?'

'તમે સુષમાને જોઈ છે ?'

'હાસ્તો.' તે હસી પડયા. 'જોયા વિના કાંઈ થોડી જ તારા પુત્ર સાથે પરણાવી દીધી હશે.'

'તમારું આ જ દુઃખ છે.' હીરાલક્ષ્મી ઊકળી ઊઠયાં, 'ગંભીર થઈને કોઈ વાત વિચારશો જ નહીં..'

'કેમ ? શું વાત છે લક્ષ્મી !' માણેકલાલ હવે સાચે જ ગંભીર બની ગયા. પત્નીનો ઉપાલંભ સાચો હતો. અત્યાર સુધી તેમણે એની વાત હળવાશથી જ લીધી હતી પરંતુ પત્નીનો ઠપકો સાંભળીને તેમને લાગ્યું કે વાતમાં કંઈક બીજું જ છે. 'આમ આવ, અહીં બેસ મારી પાસે...'

'હું અહીં જ બેઠી છું...'

'ના. અહીં મારી પાસે આવીને બેસ.' તે ઠાવકું મુખ રાખી બોલ્યા, 'મારે તારી વાત બરાબર સમજવી છે.'

'આ ઉમરેય તમે એવા જ રહ્યા...' કહીને હીરાલક્ષ્મી ઊઠયાં અને પતિની પાસે સોફા પર જઈને બેઠાં. માણેકલાલ છાપું ટીપોય પર મૂકી, ચશ્માં હાથમાં પકડતાં પત્નીના દેહ સામે જોવા લાગ્યા. મનોમન તેમને થતું હતું, 'એણે દેહને સાચે જ જાળવ્યો છે. પ્રૌઢત્વને તેણે પોતાની જુવાનીમાં ઝબકોળી દીધું છે. ઉમર કરતાં દશ વર્ષ નાની લાગે છે.'

'શું જુઓ છો આમ!' તે કૃત્રિમ રોષ કરતાં બોલી.

'એ જ કે તું હજીય કેટલી જુવાન લાગે છે?' કહીને તેમણે પત્નીને પાસે ખેંચી.

'લાજો હવે.' તે છણકો કરતાં બોલી, 'ઘેર આવડી મોટી વહુ છે તે તમે...'

'કેમ? મને પ્રેમ કરવાનો અધિકાર નથી?'

'ઉમરનો તો ખ્યાલ કરો..'

'તે શું થઈ ગયું!' માણેકલાલ હસ્યા. હિન્દુસ્તાની ઓરતની આ જ તકલીફ છે લક્ષ્મી! માણસને જ્યારે પ્રેમની જરૂર હોય ત્યારે એ નફરત કરવા લાગે...'

'એમાં નફરતની ક્યાં વાત આવી?'

'ત્યારે શું?' માણેકલાલ પત્નીનો હાથ પોતાના હાથમાં લઈ, તેની આંગળીઓ સાથે પોતાની આંગળીઓ રમાડતાં બોલ્યા, 'માણસ પ્રૌઢ થાય છે ત્યારે જ એનો પ્રેમ પરિપક્વ બને છે. સ્ત્રી-પુરુષના પ્રેમમાં ઠરેલપણું આવે છે. સંસારની આધિવ્યાધિથી થાકેલો પુરુષ ઘેર આવે ત્યારે પત્નીનો હૂંફાળો પ્રેમ ઔષધનું કામ કરે છે'

'પણ...'

'એ વાતમાં કંઈ માલ નથી લક્ષ્મી!' પત્નીની વાત કાપતાં માણેકલાલ બોલ્યા.

'પ્રૌઢાવસ્થામાં માણસને કોઈની હૂંફની વિશેષ ઝંખના રહે છે. વૃદ્ધાવસ્થામાં તો પત્ની જ તેની લાકડી બનતી હોય છે. પણ આપણી સ્ત્રીઓ મનથી અકાળે બુઢ્ઢી બની જાય છે...'

'લો, તમે હવે મનને શાંત પાડો...' હીરાલક્ષ્મી પતિની સહેજ સમીપ ખસી અને તેને એક આછું આલિંગન દીધું. મરતીભર્યું હસી અને પાછી આઘી ખસી ગઈ. માણેકલાલ દામ્પત્યની મધુરતાને પ્રસન્નતાપૂર્વક મમળાવા લાગ્યા તેમને થયું કે આજે દિવસ સાચે જ કોઈક શુકનિયાળ લાગે છે. હીરાલક્ષ્મી તો સાચે જ પ્રેમાળ હતી તે એમને સાંભરી ગયું. પોતાને પણ આજે આ શું ટીખળ સૂઝ્યું? તે વિસ્મય પામી પોતાના મનની જડતી લેવા લાગ્યા.

'મારી વાત હવે જરા ધ્યાનથી સાંભળશો?'

'શું? બોલો...'

'સુષમાને આજકાલ તમે જોઈ છે?'

'જોઉં તો રોજ છું...'

'તમને કાંઈ જણાયું?'

'ના. કેમ, કાંઈ ખાસ વાત છે?'

'એ હમણાં ઉદાસ ઉદાસ રહે છે..'

'હોય એ તો!'

'શું હોય એ તો?'

'જુવાન છોકરાં છે..' તે હસ્યા 'તમે અને હું જુવાન હતાં ત્યારે કેવાં મસ્તી તોફાન કરતાં!'

'એ વાતને આની સાથે શું સંબંધ છે?'

'તમે એટલું પણ નથી સમજતા?' માણેકલાલ બોલ્યા, 'જુવાન છે. રાતના ઉજાગરાથી કદાચ એવું લાગે.'

'ઉજાગરા તો આપણેય કરતાં હતાં...'

'એ તો હું કહું છું.'

'ના. પણ આ વાત એમ નથી.' હીરાલક્ષ્મી બોલ્યાં, 'સુષમાના મનમાં કંઈક છે. તે મનોમન હિજરાયા કરે છે, ઉદાસ થઈને ફર્યા કરે છે.'

'શું છે તે પૂછી જુઓ ને?'

'પૂછી જોયું.'

'હં. શું જણાય છે?'

'કંઈ કહેતી નથી.' હીરાલક્ષ્મી વ્યગ્રતાપૂર્ણ સ્વરે બોલ્યાં, 'વધારે પૂછ્યું તો મારી છાતીમાં માથું નાખીને રડી પડી...'

'હં. તો તો કંઈક છે ખરું...'

'મને તો થાય છે કે એ માણસમાં કંઈ ઝઘડો થયો હશે?'

'પરાજિતને પૂછી જો ને!'

'તમે પણ કેવી વાત કરો છો?' હીરાલક્ષ્મી છેડાઈ પડી, 'ઉંમરલાયક છોકરાને કંઈ હું એવું પૂછી શકું? તમારી પાસે હજી વાત કરે...'

'વારું. આપની આજ્ઞા છે તો હું પૂછી જોઈશ...'

'એની હિલચાલની જરા તપાસ રાખજો...'

'કેમ?'

'જુવાન છે. વખતે કોઈ એવી સોબતમાં પડી ગયો હોય...'

'પરાજિત વિષે તારા મનમાં આવો હીન વિચાર કેમ આવે છે લક્ષ્મી!'

'કારણ કે આવી સુંદર, ઢીંગલી જેવી વહુ એને શા માટે નહીં ગમતી હોય? તમે જ વિચારો આપણે એમના જેવડાં હતાં ત્યારે આવું બનતું હતું?'

'ઝઘડો તો કરતાં હતાં...

'ભલે, ઝઘડો કરતાં, પણ થોડીકવાર જ.' તે આછું શરમાઈ, 'આપણને એકબીજા વિના ગમતું હતું? તમે ન બોલો તો હું પરાણે તમને ગળે વીંટળાતી નહોતી?'

'એ વાત ખરી.'

'આ તો એમના આનંદ–કિલ્લોલના દિવસો છે.' હીરાલક્ષ્મી બોલ્યાં, 'સુષ્માને આવ્યે હજી તો બાર–પંદર દિવસ થયા છે. અત્યારે તો એ સાતમા આસમાને ઊડતાં હોવાં જોઈએ. તેના બદલે એ એકલી એકલી બગીચામાં બેઠી હોય છે કે પછી બાલ્કનીમાં જઈને આકાશને તાકતી હોય છે...'

'તારી વાત વિચારવા જેવી છે લક્ષ્મી!' માણેકલાલ બોલ્યા, 'હું તપાસ કરીશ. તું પણ સુષમાની મા બનીને રહેજે. એને બાથમાં લઈ સાંત્વન આપતાં પૂછજે. વખતે એ મનની વાત કહે...'

'મારું તો હૈયું વલોવાઈ જાય છે...' હીરાલક્ષ્મી ગળગળાં થઈ ગયાં, 'એકનો એક દીકરો છે. ભગવાને આવી મીણની પૂતળી જેવી વહુ આપી છે. તેમની વચ્ચે કાંઈ અણબનાવ હોય તો...સાચે જ, મને તો ચેન પડતું નથી.'

'તમે ધીરજ રાખો. આપણે કારણ તો જાણીએ...' તેમણે કહ્યું, 'ઉતાવળ સારી નહીં. હજી તો એમની બાળકબુદ્ધિ ગણાય. ઘડીકમાં રીસાય અને ઘડીકમાં પાછાં માની પણ જાય...'

હીરાલક્ષ્મી પાલવ વડે આંખો લૂછતાં બહાર જતાં રહ્યાં.

માણેકલાલનું મન ક્ષુબ્ધ બની ગયું હતું. એમણે છાપું ફરીથી હાથમાં લીધું પણ વાંચી ન શક્યા. છાપું અને ચશ્માં ટીપોય પર મૂકી, દેહને સહેજ લંબાવી તે વિચારોમાં ખોવાઈ ગયા. પરાજિત અને સુષમાની વચ્ચે એવું તે શું બન્યું હશે? શા માટે સુષમા ઉદાસીન રહેતી હશે? એ રડી પડી એટલે મનમાં કંઈક હશે તો ખરું જ.

માણેકલાલ ચિંતાતુર બની ગયા.

એમની દૃષ્ટિ સમક્ષ પરાજિતના લગ્નના દિવસો તરવરવા લાગ્યા. સુષમાને એમણે જોઈ હતી ત્યારથી જ મનમાં ગાંઠ વાળી હતી કે એને તે પોતાની પુત્રવધૂ બનાવશે. તેમની એ મહેચ્છા પરિપૂર્ણ થઈ. સુષમા એમના ઘરની સાચે જ શોભા બની ગઈ. રીસેપ્શન વખતે તેના પોતાના મિત્રોએ પણ સુષમાના સૌંદર્યનાં કેટલાં વખાણ કર્યાં હતાં. એ સુષમા

દુખી હતી ? ઉદાસીન હતી ? શા માટે ? પ્રશ્નોનો ચકરાવો પુન શરૂ થઈ ગયો

'માણેકલાલ ! સાવધ થા ' કોઈ જાણે કે તેમના ભીતરમાથી બોલતુ હતુ માણેકલાલ એ સાભળીને ચોંકી ગયા શબ્દો તદ્દન સ્પષ્ટ હતા ચાદીના સિક્કાની પેઠે તેનો રણકાર સીધો કાનમા ઊતરી જતો હતો કોઈ એને પડકારી રહ્યુ હતુ પોતાના ઉર ઊંડાણેથી ઊઠતા અવાજોમા તે ધીમે ધીમે ડૂબી રહ્યા હતા

'તે પરાજિતના લગ્ન કર્યા તે વાત જાણે છે ને ?'

'હા જાણુ છુ '

'એ વખતનો તારો નિશ્ચય ખ્યાલ છે ને ! પરાજિતના લગ્નની તારી ઝખના યાદ આવે છે ? કે પછી બધુ ભુલાઈ ગયું ? સુખના ક્ષણિક સ્પર્શથી માણસ ઘણી વખત પોતાના દુખને ભૂલી જાય છે યાદ કરી જો એ દિવસો '

'મને બધુ જ યાદ છે હજી ગઈ કાલની જ તો વાત છે એ-જ્દી માસથી વધારે સમય એના લગ્નને નથી થયો અરે ! યાદ શુ બધુ મારી નજર સામે તરે છે '

'તારી ઇચ્છાની ખબર છે ને !' એનુ મન કહેતુ હતુ 'તને એક ઝખના હતી તારા એકના એક પુત્રના લગ્નના પરાજિતને તારે પરણાવવો હતો એમા કશુ ખોટુ પણ નથી દરેક મા બાપના જીવનમા આવી એક ઝખના રહે છે તેઓ પોતાના પુત્ર કે પુત્રીનો વિવાહ કરે ધામધૂમથી એના લગ્ન ઊજવે આનદની છોળોથી જીવન ત્યારે ઊભરાઈ જાય પુત્રી એના સાસરે જાય, એક નવા ઘરમા, એક નવા વાતાવરણમાં હળવેકથી ગોઠવાઈ જાય પુત્ર લગ્નના બધને બધાઈને ગૃહસ્થ બને પુત્રવધૂ આ ઘરના વાતાવરણમા નિજની જાતને ઓગાળી નાખે અને સ્નેહના બધનોથી બધાઈ સૌ એક નવો પરિવેશ રચી દે '

'હા, સસારની આ પણ એક ધન્ય પળ છે '

'તને તો સસારીની પેઠે એક સ્વપ્ન હતુ, ખરુ ને માણેકલાલ !' શબ્દો જાણે કે તેની છાતી પર ટકોરા પાડતા હતા 'પરાજિત પરણે તેમા તારો એક સ્વાર્થ હતો તે એને સ્વપ્નનુ નામ આપ્યુ હતુ તારો વશવેલો આગળ વધે, તારા સસારની વેલ ઉપર પરાજિત સુખમાનુ બાળક નવી કુપળની પેઠે ફૂટી નીકળે, એક નવુ કુસુમ પાગરે, તારો વશવેલો આગળ વધે તારુ એ સ્વપ્ન હતું એ સ્વપ્નને ચરિતાર્થ કરવા તારા પેલા મિત્રની સલાહ હા, એ સલાહ અવગણીને પણ તે પરાજિતના લગ્ન કર્યા યાદ છે ને !'

'હા યાદ છે ' માણેકલાલ સ્વગત બોલ્યા, મે મારી પોતાની એક દુનિયા સર્જી છે એક ગરીબ માબાપને ઘેર જન્મેલો વિધવા માની ઓથમા કાકાને ઘેર રહીને ઊછરેલો અવહેલનાઓ અને અપમાનો સહી સહી, ભૂખની ગોદમા આળોટી આળોટી એક દિવસ જુવાન થઈ ગયો હતો કેટકેટલા દુખ વેઠ્યા હતા ત્યારે ? આજે મારી પાસે શુ નથી ? ધનસપત્તિ છે, પ્રેમાળ પત્ની છે, પરાજિત જેવો હોશિયાર પુત્ર છે સુખમા પણ મારા ઘરને ઉજ્જ્વળ કરે તેવી છોકરી છે મારી આ દુનિયાનો કોઈ વારસ હોય તેવુ હુ ઝખુ તો તેમા ખોટુ શુ છે ?'

'કશુ જ ખોટુ નથી પરતુ તારુ આ સ્વપ્ન તૂટેલી માળાના મણકા જેવુ બની રહેશે '

કેમ ?'

'તારી પત્નીની વાત ન સાભળી ? બને વચ્ચે મનમેળ નહી હોય તો '

માણેકલાલ પોતાના મન સાથેની વાતથી અસ્વસ્થ બની ગયા

તેમના કર્ણપટે પેલા મિત્રના શબ્દો ઘણની પેઠે વાગતા હતા. એનો આઘાત તેમના હૈયામાં થતો હતો. એ મિત્ર કંઈ તેમના હિતશત્રુ ન હતા છતાં પણ તેમણે એની સલાહ માનવા ના પાડી હતી. તેમણે પોતાના મનનું ધાર્યું કર્યું હતું. પરાજિત અને સુષમાના લગ્નજીવનમાં તિરાડ ન પડે તે જોવું જ પડશે. તિરાડ પડી હશે તો ગમે તેમ કરી તે સાંધવી પડશે. કંઈક ઉપાય શોધી કાઢવો પડશે. પણ એમના મનની વાત...!!'

—માણેકલાલ આંખો મીંચીને, કાયાને સહેજ લંબાવીને પડી રહ્યા. તેમને જાણે કે થાક લાગી ગયો હતો.

માણેકલાલ અને હીરાલક્ષ્મી આમ ચિંતા કરતાં હતાં ત્યારે સુષમા સાગર તટે એક ખડક પર બેઠી હતી. બે પગના ઢીંચણ પર હાથના અંકોડા ભીડી તે બેઠી બેઠી મંદ મંદ ઝૂલતી હતી. તેની દૃષ્ટિ સાગરનાં ઊછળતાં મોજાં સાથે ખેલતી હતી. અહીં કિનારો સાચે જ રમણીય હતો. તટ ઉપર ભીની રેતીની સુલાયમ બિછાત છવાઈ હતી. મોજાં દૂર સરકી જતાં તેમની પગલીઓ પડી હોય તેવી નયનમનોહર રેખાઓ એ રેતીમાં ઊપસી આવતી હતી. ક્યાંક ક્યાંક છીપલાં વેરાયેલાં જણાતાં. ઠેર ઠેર ફીણના અવશેષો મોજાંઓના આવવાની ચાડી ખાતા હતા. પવનની લહેરો શીતળ હતી. દિલકશ હતી. ઊંડો શ્વાસ લઈ તેણે એ પવનને ફેફસામાં ભરી લીધો. અંતરમાં જાણે કે ઠંડક થઈ ગઈ. તેની કેશલટો હવામાં ઊડતી હતી પણ એને એ ગમતું હતું. જાણે કે કોઈક અદૃષ્ટ હાથ તેની કેશલટોમાં આંગળીઓ ભેરવીને તેને પંપાળી રહ્યો હોય તેવું લાગતું હતું. સ્પર્શની કલ્પના પણ આટલી મધુર હશે? કદાચ કલ્પના નહીં તો ભ્રાંતિ તો ગણાય જ. ભ્રાંતિ પણ આટલી બધી આવકાર્ય લાગતી હશે?

સુષમાએ પુનઃ એક ઊંડો શ્વાસ લીધો.

તેની નજર હજી પણ ઊછળતાં મોજાંઓ ઉપર મંડાયલી હતી. સ્ત્રીઓ અને પુરુષો હાથમાં હાથ ગ્રહીને પાછળ ખસતાં મોજાંની પાછળ દોડતાં હતાં. જાણે કે ગુસ્સે થયાં હોય તેમ મોજાં પાછાં જોરથી કિનારા તરફ દોટ મૂકતાં. સ્ત્રી–પુરુષો એ મોજાં ઉપર સવારી કરી કિનારા તરફ ખેંચાતાં અને કિનારાની રેતીમાં ફેંકાતાં. આનંદ, કિલ્લોલ, નિખાલસ હાસ્ય, મોજાંઓની મર્મર અને પવનના સુસવાટી વાતાવરણમાં એક અનોખું સંગીત ભરતાં હતાં. સુષમાને એ સંગીત ગમતું હતું. એ સંગીતમાં પળવાર નિમગ્ન થવાથી તેના અંતરને આશ્વાસન સાંપડતું હતું. તેના મનમાં સહસા જ પ્રશ્નનો પરપોટો ઉદ્‌ભવ્યો, 'પરાજિત મને અહીં લઈ આવતો હોય તો? બેધિંગ કોસ્ચ્યુમ પહેરીને હું પણ એનો હાથ પકડી આમ જ મોજાંઓ પર સવારી કરું. કેવી મજા આવે? પણ પરાજિતને નવરાશ જ ક્યાં છે? એ તો સવારના વહેલો જતો રહે છે અને રાત્રે ઘેર આવે છે...ક્યારેક તો છેક મોડેથી આવે છે...'

'મારા ભાગ્યમાં આવું સુખ નહીં લખાયું હોય બીજું શું?'

'ના, આમ તો પરાજિત મને કેટલો બધો પ્રેમ કરે છે? મનમાં શંકા પણ જાય કે આ સત્ય છે કે ભ્રાંતિ? અનુભવ કહે કે ના, છે સાચો જ પ્રેમ. કેવી મને જોરથી પોતાના બાહુઓમાં ભીડી દે છે? મારું રોમરોમ ત્યારે બેઠું થઈ જાય છે...'

'આજની વાત કહું. સવારમાં હું ઇરાદાપૂર્વક પથારીમાં પડી રહી હતી. જાગી તો ક્યારની ગઈ હતી. પરંતુ થયું કે લાવ, એની પરીક્ષા તો કરી જોઉં. હું સૂવાનો ઢોંગ કરી પડી રહી. પરાજિત ઊઠ્યો. મારી સામે ક્યાંય સુધી ટીકી ટીકીને જોયા કર્યું. મેં જાણે કે ઊંઘમાં હસતી હોઉં તેમ મજાનું

સ્મિત વેર્યું. મારા સ્મિતથી પ્રસન્ન થઈ તે મારી પથારી પાસે આવ્યો. નીચા નમી તે મારા મુખને જોવા લાગ્યો. કેટલી મધુર હતી તેની એ દૃષ્ટિ ? કેવી ઉષ્માભરી હતી તેના મુખની એ પ્રસન્નતા ? મારું હૈયું કૂદવા લાગ્યું.'

'મને હતું કે હમણાં તે મને ચૂમી લેશે. પોતાના બાહુઓને પસારી મને તેની છાતી સાથે જડી દેશે. મેં જાણે કે ઊંઘમાં આળસ મરડતી હોઉં તેમ મારા અંગોને કંપ આપ્યો પરંતુ સાપ જોઈને છળી પડ્યો હોય તેમ એ શયનખંડની બહાર નીકળી ગયો. કોઈએ જાણે કે મારી છાતીમાં ભાલો ઘોંચી દીધો. હું છટપટી ઊઠી.'

'સાગર તટની આવી મોજ શું મને માણવા જ નહીં મળે ? એવો તે મેં શો અપરાધ કર્યો છે ભગવાનનો ? પતિપ્રેમથી વંચિત રાખવી હતી તો મને સ્ત્રીનો અવતાર શા માટે આપ્યો !'

'મારા જીવનમાં તેં કેવી કેવી છલનાઓ ભરી દીધી છે હે ભગવાન ! હું કંઈ જ સમજી શકતી નથી. મારા અંગમરોડને જોઈને નીચે નાસી ગયેલો પરાજિત પાછો મારા શયનખંડમાં આવ્યો હતો. મારું હૈયું વ્યથાભારે કણસતું હતું. આંખો જાણે કે હમણાં જ વરસી પડશે તેવું થતું હતું. પરંતુ પ્રયત્નપૂર્વક મેં રુદનને ખાળ્યું હતું. ત્યાં તો એનો પગરવ સંભળાયો. મેં આંખો બંધ કરી દીધી.'

'ઓહ ! કેવી અટપટી વાતો છે આ મનુષ્યના વર્તનની ! પરાજિતે ડ્રેસિંગ ટેબલના અરીસામાં પોતાનું પ્રતિબિંબ જોઈ લીધું. મેં તીરછી નજરે જોયું કે તે જવા માટે તૈયાર થઈને આવ્યો હતો. હું અસ્વસ્થ બની ગઈ. મન મારીને હું પથારીમાં પડી રહી...'

'ઓહ ! પરાજિત ! તું મને આમ રિબાવે છે શા માટે ? તેં મારી સમીપ આવી મને કેવી ચૂમી લીધી ? અરે ! પાગલ ! આ ક્ષણ માટે તો હું મારો શ્વાસ થંભાવીને પડી હતી. હું તારા ગળામાં વીંટળાઈ ગઈ. મને હતું કે મને છાનામાન ચુંબન આપનારો મારો પ્રિયતમ મારા અંતરની તૃષાને છિપાવશે. પરંતુ તું તો...'

સુષમાથી એક નિશ્વાસ દેવાઈ ગયો. તે પુનઃ પોતાના મન સાથે વાત કરતાં બોલી, 'શું કરું ? પરાજિતનું આ વર્તન મને સમજાતું જ નથી.'

'હિંમત હારશે તો કેમ ચાલશે સુષમા !' તેનું મન બોલ્યું, 'પરાજિતને તારે સાચા સ્વરૂપમાં સમજવો જ પડશે.'

'હું તો મૂંઝાઈ જાઉં છું.' તે સ્વગત બોલી, 'આવી ત્યારે તો કેવાં અરમાનો લઈને આવી હતી ? પતિ સાથે કેવી રીતે પ્રેમ કરીશ ? કેવી રીતે એને અભિનયપૂર્વક છેતરીશ ? એના બાહુઓમાં ભીંસાઈને જીવનની ધન્યતાને કેવી મધુરપથી માણીશ ! કેટલાં બધાં સ્વપ્નો હતાં ? પણ બધાં જ નંદવાઈ ગયાં...'

'નાહિંમત થવું વાજબી નથી સુષમા !'

'બા મને વારંવાર પૂછે છે. મારી ઉદાસીનતાને હું તેમની નજરોમાંથી બચાવી શકી નથી. પણ હું શું જવાબ દઉં ? મારી વ્યથા હું એમને કેવી રીતે સમજાવું ?'

—સુષમાના ગળે ડૂમો ભરાઈ આવ્યો. આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વરસવા લાગ્યા. તેણે ઘૂંટણની વચ્ચે મુખ છુપાવી દીધું. દૂર ઊભો ઊભો પરાજિત તેને જોતો હતો તેની એને ખબર ન હતી.

[નવી નવલકથા 'અંકુર'નું એક પ્રકરણ]

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. અંકુર | શ્રી પ્રીતમલાલ કવિ | નવલકથા | ૧૮-૦૦ |
| ૨. કાળી તારાં કામણ ન્યારાં | શ્રી ગુણવંત ભટ્ટ | ” | ૧૩-૫૦ |
| ૩. કાળુભારને કાંઠે | શ્રી મનસુખલાલ ઝવેરી | ” | ૧૧-૨૫ |
| ૪. આતમ વીંઝે પાંખ | શ્રી દિલીપ રાણપુરા | ” | ૧૮-૫૦ |
| ૫. રાધા | ઈલા આરબ મહેતા | ” | ૧૧-૦૦ |
| ૬. રેતપંખી | વર્ષાબેન અડાલજા | ” | ૯-૫૦ |
| ૭. ચંબલ તારાં કેટલાં રૂપ | શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ” | ૧૬-૦૦ |
| ૮. મન ખોયા મૃગજળમાં | અનુ. નવનીત મદ્રાસી | ” | ૧૩-૦૦ |
| ૯. ચંબલનો રાજા | શ્રી નવનીત સેવક | ” | ૧૧-૦૦ |
| ૧૦. ભદ્રલોક | શ્રી પ્રિયકાંત પરીખ | ” | ૧૪-૫૦ |
| ૧૧. એક નઠારી છોકરી | શ્રી ભૂપત વડોદરિયા | ” | ૧૩-૫૦ |
| ૧૨. કાળબોલ | શ્રી કનુ ભગદેવ | ” | ૧૬-૦૦ |
| ૧૩. દસમો ગ્રહ | શ્રી જશવંત મહેતા | નવલલિકા | ૯-૦૦ |
| ૧૪. લોહીનાં વમળ | શ્રી રશ્મિન પટેલ | ” | ૬-૨૫ |
| ૧૫. રેણુકન્યા | શ્રી ડોલરકુમાર ભટ્ટ | ” | ૧૫-૦૦ |
| ૧૬. જય શિવમ્ | શ્રી હસમુખ શુકલ | નાટક | ૧૮-૦૦ |
| ૧૭. ગોવર્ધન શતાબ્દી ગ્રંથ | સંપા. શ્રી ઉપેન્દ્ર પંડયા | વિવેચન | ૩૦-૦૦ |
| ૧૮. સાહિત્યચિંતન | શ્રી સુંદરમ્ | વિવેચન | ૨૫-૦૦ |
| ૧૯. ગોવર્ધનરામ એક અધ્યયન | શ્રી રમણલાલ જોશી | વિવેચન | ૩૫-૦૦ |
| ૨૦. શિશુ | શ્રી રવીન્દ્રનાથ ટાગોર | કાવ્ય | ૩૦-૦૦ |
| ૨૧. આયુર્વેદની પુનઃપ્રતિષ્ઠા | શ્રી શોભન | આયુર્વેદ | ૪-૫૦ |
| ૨૨. રામચરિત માનસ | ગોસ્વામી તુલસીદાસજી | ધાર્મિક | ૧૫-૦૦ |
| ૨૩. સા વિદ્યા | શ્રી સુંદરમ્ | તાત્વિક લેખો | ૨૪-૦૦ |
| ૨૪. રામચર્ના | ” | સંસ્મરણો | ૨૭-૦૦ |
| ૨૫. ગણિતનું અધ્યાપન | શ્રી ઓઝા અને અંતાણી | શિક્ષણ | ૧૬-૦૦ |
| ૨૬. પાતાળપ્રવેશ | શ્રી જુલે વર્ન | બાળસાહિત્ય | ૬-૦૦ |
| ૨૭. ખજાનાની શોધમાં | શ્રી રોબર્ટ લુઈ સ્ટીવન્સન | ” | ૬-૦૦ |
| ૨૮. રૂપકડી બાળવાર્તા પુ. ૫ | શ્રી પ્રભાકર રાજી | ” | ૧૫-૦૦ |
| ૨૯. બસો ચિત્રમય વાર્તા પુ. ૫ | ચારુલતા બારાઈ | ” | ૨૦-૦૦ |

પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની : મુંબઈ-અમદાવાદ.

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| पति परम गुरु | विमल मित्र | 22–50 |
| दूसरा मोड़ | तारा पाल | 10–00 |
| चंद्रकांता | देवकीनन्दन खत्री | 16–00 |
| फिर भी अकेले | नफ़ीस आफ़रीदी | 9–00 |
| एक सड़ी हुई कौम | डा. रामप्रसाद मिश्र | 15–00 |
| खबर | प्रणवकुमार वन्द्योपाध्याय | 60–00 |
| प्रतिध्वनियाँ | दीप्ति खण्डेलवाल | 8–00 |
| स्वप्नभंग | डा. प्रतापचन्द्र 'चन्द्र' | 8–00 |
| राधा | मधुकर सिंह | 3–50 |
| पाले खाँ | गुलशन नन्दा | 15–00 |
| कोई एक | शुभा वर्मा | 10–00 |

## कहानी

| | | |
|---|---|---|
| श्रेष्ठ सचेतन कहानियाँ | सं. सुदर्शन नारंग | 20–00 |
| प्रणवकुमार वन्द्योपाध्याय की विशिष्ट कहानियाँ | प्रणवकुमार वन्द्योपाध्याय | 20–00 |
| आसार | सं. महावीरप्रसाद जैन | 11–00 |
| ईश्वरबाबू अनुपस्थित थे | प्रणवकुमार वन्द्योपाध्याय | 10–00 |
| ठहरे हुए अंधेरे | डा. कुन्तल गोयल | 12–00 |

## नाटक-एकांकी

| | | |
|---|---|---|
| किराये का मकान | डा. रूपनारायण शर्मा | 12–00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| हिन्दी कृष्णचरित काव्य | डा. हिम्मतसिंह जैन | 30–00 |
| नयी कविता और अस्तित्ववाद | डा. रामविलास शर्मा | 20–00 |
| मनोवैज्ञानिक उपन्यासकार इलाचन्द्र जोशी और उनका 'संन्यासी' | डा. कृष्णदेव झारी | 15–00 |

## विविध

| | | |
|---|---|---|
| लेखक और अभिव्यक्ति की स्वाधीनता | सं. डा. महीपसिंह | 18–00 |
| आज के लोकप्रिय कवि भवानीप्रसाद मिश्र | सं. डा. विजयबहादुर सिंह | 7–00 |
| धरती है बलिदान की | शान्ता कुमार | 10–00 |

| | | |
|---|---|---|
| शाह कमीशन के आइने में | विरेन्द्र सांघी | 16-00 |
| चीड़ों पर चाँदनी | निर्मल वर्मा | 12-00 |
| जेल में | कुलदीप नय्यर | 20-00 |
| सैनिक मनोविज्ञान | श्री कैलाशनाथ पारिक | 15-00 |
| विशिष्ट आशुलिपि निर्देशिका | गोपालदत्त विष्ट | 4-00 |
| भारतीय संविधान में प्रधानमंत्री की भूमिका | | 40-00 |
| मोरारजी देसाई (भारत के प्रधान मंत्री) | | 18-00 |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| बावड़ी का रहस्य | प्रमिला नानिवडेकर | 4-00 |
| शेर का मुकाबला | अमितकुमारी बोस | 4-00 |
| टेलीविजन | डा. वीरेन्द्र भटनागर | 5-00 |
| बचपन की याद रही कहानियाँ | स. हिमांशु जोशी | 5-00 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर. शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एवं प्रकाशकों की प्रमुख कृतियाँ; साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एवं महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एवं संदर्भ-ग्रन्थ सदैव उपलब्ध हैं। यह संस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं –उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बाल-साहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको संतोष प्रदान करने के प्रयास में कृतसंकल्प है।

इन दिनों आपके विद्यालयों एवं महाविद्यालयों में नियमित शिक्षा शुरू हो चुकी है। उनके लिए आवश्यक सभी पाठ्यपुस्तकें एवं संदर्भ-ग्रन्थ हमारे पास निरन्तर उपलब्ध हैं। आदेश प्राप्त होने पर पुस्तकें तुरन्त सप्लाय की जायेंगी। त्वरित सेवा ही हमारी विशेषता है। कृपया अपना बहुमूल्य आदेश भेजकर अनुग्रहीत करें।

६१७१२-३९ | ८-'७८

સામાજિક ક્ષેત્રે 'નવજાગૃતિ' એ જેનું ધ્યેય છે તેવી 'નવજાગૃતિ સમાજમાળા' શ્રેણીની નવી ત્રણ તેજસ્વી કૃતિઓ

## વાચનની સારી માઠી ટેવ

ઈશ્વર પેટલીકર — રૂા. ૭=૫૦

વાચનની ટેવ બેધારી તલવાર જેવી છે. સારી ટેવ જીવન ઉન્નત કરે છે.

## આઝાદીની પહેલી ત્રીસી

ઈશ્વર પેટલીકર — રૂા. ૯=૦૦

આજના સમયમાં રાજકારણનું કેટલું બધું મહત્ત્વ છે તે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ. આઝાદીનાં ત્રીસ વર્ષ દરમિયાન આપણા રાજકીય પ્રવાહો કઈ દિશા ભણી વળ્યા અને તેનાથી આપણને શા લાભ, ગેરલાભ થયા તે જાણવા જિજ્ઞાસુઓને અતિ ઉપયોગી તદ્દન તટસ્થ દૃષ્ટિએ લખાયેલું પુસ્તક

## સિનેમાનું સારું માઠું મનોરંજન

ઈશ્વર પેટલીકર — ૬=૫૦

આ મનોરંજનથી કિશોરો–યુવકોને દૂર રાખવાનું નકારાત્મક વલણ ઇષ્ટ નથી. તેને બદલે નાનપણથી એમની સુરુચિ ઘડાય અને તે હલકા મનોરંજનથી દૂર રહે, તેવું હકારાત્મક વલણ કેળવાવું જોઈએ તેની સમજ આપતું અનોખું પુસ્તક.

**'સમાજ વિજ્ઞાનમાળા'** એ શ્રેણી નીચે આજસુધીમાં તદ્દન નવા પ્રકારનું મહત્ત્વપૂર્ણ માહિતીસભર સાહિત્ય અભ્યાસીજનો સમક્ષ મૂકવામાં આવ્યું છે. વિદ્વદ્જનોએ તથા આ પ્રકારના સાહિત્યમાં રસ ધરાવનારાઓએ તેને હૃદયપૂર્વક આવકાર્યું છે.

આ શ્રેણીની બે નવી કૃતિઓ

## વિકસતાં શહેરો અને ઝૂંપડપટ્ટીઓ

ડૉ. એ. આર. દેસાઈ — રૂા. ૮=૦૦

વિજ્ઞાનના ક્ષેત્રે હરણફાળ ભરી અવકાશને આંબવા દોટ મૂકતી માનવજાતનાં વિકસિત શહેરોમાં આવેલી ઝૂંપડપટ્ટીઓ એ કેવી દુઃખદ અને વિષમ સમાજવ્યવસ્થા છે તેનો તાદૃશ ચિતાર આપતું આ વિષયનું ગુજરાતીમાં પ્રથમ પુસ્તક.

## સ્ત્રી વિમુક્તિની સમસ્યાઓ

સં. ડૉ. એ. આર. દેસાઈ : ડૉ. નીરા દેસાઈ — રૂા. ૭=૫૦

સમાજમાં શિક્ષણના ઉત્તરોત્તર ફેલાવા સાથે ઊભી થયેલી સાંપ્રત સમાજની સળગતી સમસ્યાની તલસ્પર્શી અભ્યાસપૂર્ણ રજૂઆત.

**સમાજમાં નવજાગૃતિના ધ્યેયલક્ષી સંસ્કારપોષક સાહિત્યના પ્રકાશકો**

## આર. આર. શેઠની કંપની

**પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦૦૦૨ : ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૧**

આવરણ : દર્શન પ્રિન્ટર્સ, દેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ ૨ અંક ૨ સપ્ટેમ્બર '૭૮



શ્રી અમૃતલાલ યાજ્ઞિકને 'સુખડના અર્જુનના રથ' થી સન્માનતા શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'

# ઉહાપોહ

વર્ષ : ૨
૧૫ સપ્ટેમ્બર '૭૮ : અંક ૨
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

સંપાદક :
મનહર મોદી

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપની [illegible]
ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯,
અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર,
અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ,
અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

### શ્રી અમૃતલાલ યાજ્ઞિકનું બહુમાન

વિલેપાર્લે, મુંબઈની મીઠીબાઈ કૉલેજના નિવૃત્ત આચાર્ય શ્રી અમૃતલાલ યાજ્ઞિકને સન્માનવાનો એક સમારંભ તા. ૨૭ ઑગસ્ટ '૭૮ના રોજ ભાઈદાસ સભાગૃહમાં યોજાઈ ગયો. વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો ઉપરાંત અગ્રણી સાહિત્યકારો તથા વેપારીઓએ આ સમારંભમાં હાજર રહી શ્રી યાજ્ઞિકની શિક્ષણ-સેવાઓને બિરદાવી.

સર્વશ્રી રામપ્રસાદ બક્ષી, જ્યોતીન્દ્ર દવે, ગુલાબદાસ બ્રોકર, નિસિમ ઇઝિકિલ, સિતાંશુ યશશ્ચંદ્રે એમનામાંનાં આચાર્ય, 'સાક્ષર' જેવાં ગુણપાસાંને ઉપસાવ્યાં તો શ્રી ચીમનલાલ ચકુભાઈએ તેમને 'આ સમય દરમિયાન યુનિવર્સિટી તથા સ્કૂલના વિક્ષુબ્ધ માનસને સુધારનાર ચારિત્ર્યશીલ વ્યક્તિ' ગણ્યા. સમારંભના પ્રમુખ શ્રી મનુભાઈ પંચોળી-'દર્શકે' શ્રી યાજ્ઞિકના સત્યશુદ્ધ અને તેજસ્વી જીવનને બિરદાવ્યું અને એને અનુરૂપ સુખડના અર્જુનનો રથ' અર્પણ કર્યો.

હજારો વિદ્યાર્થીના પથદર્શક શ્રી યાજ્ઞિકને મળનારી રૂપિયા એકાદ લાખની થેલીનો ઉપયોગ શિક્ષણની પ્રવૃત્તિમાં જ થશે એવી જાહેરાત તાજા સમયના સંદર્ભમાં અતિ નોંધપાત્ર છે.

શિક્ષણ અને તેની સાથે સંકળાયેલા સમાજના અનુભવો તથા તેમાંથી તે અંગે જન્મેલા ચિંતનને વાચા આપતા શ્રી યાજ્ઞિકના લેખોના ચાર સંગ્રહ પ્રગટ થયા છે, તે શિક્ષણ, સમાજ તથા 'આવતી કાલ'માં રસ ધરાવનાર સૌ કોઈ માટે અતિ મહત્ત્વના પુરવાર થયા છે. એમના સંગ્રહ 'જાગીને જોઉં તો'માંનો એક લેખ આ અંકમાં પ્રકટ કરીને શ્રી યાજ્ઞિકને હાર્દિક અભિનંદન પાઠવીએ છીએ.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

જ્યોતિષ જાની

## ટીપે ટીપે

મનહર!
આરભ ટીપાથી જ થયો
(આ કોઈ સચ્ચિદાનદની કથા નથી, મનહર! પલાઠી વાળવાનું છોડી દે)

ટીપું દડ્યુ, દદડ્યુ, ગબડ્યુ, લસર્યું, સરક્યુ, પેઠ્યુ
ટીપું દ્રાક્ષ જેવુ બન્યુ
દ્રાક્ષમા બેઠા દીનાનાથ!

દીનાનાથને ચાર આખો
બે આગળ ને બે પાછળ

આગળની આખમા ચાર ટીપા
પાછળની આખમા આઠ ટીપા

ટીપેટીપે દીનાનાથ નિદ્રાધિન થાય ત્યારે
ટીપેટીપે ટીપુ દડે, ટીપેટીપે ટીપુ દદડે, ટીપેટીપે
ટીપુ ગબડે, ટીપેટીપે ટીપુ લસરે, ટીપેટીપે
ટીપુ સરકે, ટીપેટીપે ટીપુ પેઠે

દ્રાક્ષના ઝૂમખા થયા

ટીપેટીપે
દીનાનાથ દ્રાક્ષના ઝૂમખા લેવા ગયા

ટીપેટીપે
દીનાનાથ વધતા ગયા
ટીપેટીપે
દીનાનાથ ચાલતા રહ્યા
ટીપેટીપે
દીનાનાથ આખડતા રહ્યા
ટીપેટીપે
દીનાનાથ ઓગળતા રહ્યા
ટીપેટીપે
દીનાનાથ અદૃશ્ય થયા

ટીપેટીપે
દ્રાક્ષમા પોઢ્યા

મનહર! આરભ ટીપાથી જ થયા

મુકુલ ચોકસી

## નદી

[૧]
સામસામેના,
બે કિનારાની
ભીંસમાથી ભાગી છૂટવા મથતી
નદીના તરફડાટને
લોકો
'નદીનુ વહેવુ'
કહે છે

[૨]
—ને કાયમ ભરપૂર રહેતી
એક નદી
એક ચોમાસામા દુષ્કાળને કારણે
જ્યારે સુકાવા માડી
ત્યારે
એક હોડીએ એક માછલીને પૂછેલુ કે
જમીનમા રેલ આવી?

[૩]
વ્યાખ્યા
સૂકી નદી—જેની નજર આકાશ તરફ છે
તે
ભરેલી નદી—જેની નજર દરિયા તરફ છે
તે
છલકાતી નદી—જેની નજર કિનારા તરફ છે
તે.

[૪]
એક તરસ્યા માણસે
સ્વપ્નમા
નદી જોવાનુ પાપ કર્યું
ને તેને શાપ મળ્યો
રણ બની જવાનો

[૫]

પર્વતની લીલીછમ લાગણીને
દરિયા સુધી
એવી ને એવી, અકબંધ
પહોંચાડે,
—તે નદી.

[૬]

કોઈપણ નદી ક્યારેય,
માણસો પર,
આટલી માછલી ને તેટલા પાણીનો ભોગ
લીધાની ફરિયાદ કરતી નથી.
હા,
મનુષ્યો ક્યારેક,
નદી પર,
આટલા માણસો, ને તેટલા ગામોનો ભોગ
લીધાનો આક્ષેપ
કરે છે ખરા!

[૭]

લોકો જાણે છે કે,
કિનારા પરનાં તોફાની, છીછરાં અને રમતિયાળ જળ તો
હોડીને લાંગરવા દે તેવાં હોય છે.
...જ્યારે નદીની મધ્યમાં આવેલાં
શાંત, સ્થિર ને ગંભીર જળ જ
હોડીને ડૂબાડી દે તેવાં હોય છે.
...છતાં લોકો
તોફાની, રમતિયાળ બાળકને
શાંત અને ગંભીર બનવાની સલાહ હંમેશ
આપતા જ હોય છે ને?

મંગળ રાઠોડ

પુલ

તું
કાચો ઘડો લઈને
કદી પડે એમ નથી.
અને હું પણ
તને બચાવવા જતાં
સાથે ડૂબી જાઉં
એવું બનવાનું નથી.
કેમ કે
એ જમાનામાં
આ નદી પર પુલ નહોતો,
જેના પર
આજકાલ આપણે ટહેલી રહ્યાં છીએ.
અને તેમ છતાં—

*

ગુણવંત શાહ

SCHEDULE

નાનો બાબો ચોથીમાંથી પાંચમીમાં આવ્યો.
મોટી બેબી નવમીમાંથી દસમીમાં આવી.
પછી
કૉલેજ
પછી
વિવાહ
પછી
લગ્ન
પછી
સીમંત
પછી
મોસાળાં
અને
વેવાઈવળોટના અગણિત વ્યવહારો.
પછી
બાબાનાં લગ્ન
પછી
વહુ
અને
દીકરાને ત્યાં............
પચીસ–ત્રીસ હજાર દિવસોની જિંદગીમાં
પૂર્ણવિરામ પર પહોંચતાં પહેલાં
માણસ
એક પછી એક
કેટલાંબધાં કામો પતાવે છે!




# અમથું....અમથું....

રમેશ શાહ

જમવાનો સમય થયો એટલે રસોડા તરફ જવા, અમથાલાલ ખુરશીમાંથી ઊભા થયા. એમના મનમાં એક પ્રશ્ન ઝબક્યો : 'આ ના જમીએ તો ના ચાલે ?' મનોમન જવાબ મળ્યો : 'ના ચાલે. જીવવું હોય તો જમવું તો પડે જ.' 'આ જ મોંકાણ છે ને ! કારણસર જમવાનું ને કારણસર જીવવાનું ? જન્મ્યા ત્યારે તો કશું જ કારણ નહિ, પણ જીવવા માટે કારણો ? કારણ વિના અમથું-અમથું ન જીવાય ?'

એ ખુરશીમાં બેસી પડ્યા. અમથુ સહેજ હસવું આવ્યું. મજા પડી. કોઈ જોક કહે, ને હસીએ, એને બદલે અમસ્તા જ હસવાની ઓર મજા પડે છે. ચાલતાં ચાલતાં નમેલી ડાળ પરથી પાન તોડવાનો આનંદ અહાહા...! તળાવમાં કશા કારણ વિના પથ્થર નાખીએ તો ? વાહ ભાઈ વાહ !

સાલુ, અહીં તો આ પૃથ્વી પર બધું કારણવાળું જ કાર્ય કરવાનું ! જ્યાં ને ત્યાં બધું અર્થપૂર્ણ ! અર્થ અનર્થનું મૂળ નથી ? એમણે મન સાથે નક્કી કર્યું કે આજે જમવું નથી. શરીરને ટકવું હોય તો ટકે, નહિ તો શરીરની એસી કી તેસી ! અમારે આ ખુરશીમાંથી ઊભા થવું હોય તો થઈએ. ને નોકરી જવું હોય તો જઈએ.

નોકરી જવાનું કારણ પૈસા કમાવાનું, પૈસા કમાવાનું કારણ ખાવું, પીવું, પરણવું વગેરે... પરણવાનું કારણ છોકરાં પેદા કરી, વંશ ટકાવવાનું વંશ ટકાવવાનું કારણ કોઈ આપણને વાંઝિયા ન કો અને આપણું નામ રહે તેવું કંઈક; નામ રાખવાનુ 'કારણ આપણા મર્યા પછી લોકો આપણને યા કરે તે... કેટલાં વર્ષો લોકો યાદ કરશે ? કે આપણને યાદ ન કરે તો શું બગડી જાય ? આ આપણે જમવું નથી. ન જમવાનું આ કારણ તે બન્યું જ ને ? એ ઊભા થયા... 'હું ઊભો થયે એ કારણનું કારણ બનતું હતું એટલે જ ને ?' ક બેસી પડ્યા...

કાર્ય-કારણવાળું કશું ન કરવું. ઘડિયાળ ચાલે છે, માટે ચાવી ન આપવી. માખી શરીર પ ગલીપચી ન કરે માટે ન ઉડાડવી, ગલીપચી ગમવાનું કારણ બને તો ઉડાડવી. ફૂલ ખીલે તે માટે છોડને પાણી ન પાવું. પગાર મળે તો નોકરીએ ન જવું, ડાહ્યામાં ખપીએ માટે જ્ઞાન ન વધારવું, શા સ્વાદિષ્ટ લાગે માટે તેને ન વધારવું, વરસાદથી પલળાય નહિ માટે છત્રી ન રાખવી. ખાડામાં ન પડવા માટે સાવધાની ન રાખવી, આરામ મળે માટે ઊંઘવું નહિ, કામ કરવા જાગવું નહિ ચાલવા ખાતર આળોટવું ને ચાલવાનો અર્થ હો તો ન જ ચાલવું.

અમથું ચાલવાની ભારે મજા છે. ઑફિસે જવા ચાલવું પડે ત્યારે કેવું લાગે છે? ને ખાલી લટાર મારીએ તો? ખાવા કરતાં નાસ્તો કરવાની કેવી હળવાશ છે! ને નાસ્તા કરતાં ય રસ્તે ચાલતાં સીંગ ચાવવાની ઓર લિજ્જત આવે ભાઈ! સરસ મજાની પથારીમાં કલાકો સુધી ઊંઘ ન આવે પણ મહત્ત્વની વાત ચાલતી હોય, ત્યારે ઝોકાં ખાવાની મજા જ મજા! દાઝીએ ત્યારે બૂટ ન પહેરવા, પણ આમ જ પહેરીએ તો ઠીક રહે...

અહીં તો બૂટ પહેર્યા વિના ઑફિસે જઈએ એટલે પેલો કાપડિયા પૂછવાનો: 'કેમ આજે બૂટ વિના? મંદિરે ગયા હતા? હવે ઉંમર થઈ એટલે મંદિરે તો જવું પડે ને!' આપણે જવાબ આપીએ કે બૂટ નહિ પહેરવાનું કંઈ કારણ નથી, એટલે એ પાછો જીવ ખાવાનો: 'અરે, એમ તે કંઈ હોય? તમે કારણ વિના ઉઘાડપગે ન જ આવો. પગે કંઈ વાગ્યું હશે! એટલીસ્ટ ચંપલ કે સ્લીપર તો પહેરો જ... નક્કી કંઈક કારણ હશે...!

તો કોઈવાર જમવાની ના પાડી હોય, એટલે પત્ની પ્રશ્નાવલિ શરૂ કરે: 'કેમ, તબિયત બરાબર નથી? આજે સવારે તો બે જ રોટલી ખાધી 'તી! તમારા કરતાં આપણો છનું વધારે ખાય છે! લો ગંઠોડા ફાકી જાઓ. જે ભાવે તે ખાઈ લો. હોટેલમાં નાસ્તા તો નથી કરીને આવ્યા ને? ભૂખ શેની લાગે!' વગેરે વગેરે...

કોઈવાર આકાશ તરફ જરટ જોવાઈ જાય એટલે કોઈ વીરલો પૃચ્છા કરવાનો: 'તારાઓ જુઓ છો? લો, સાચું કહું છું, મને તો હજુ સપ્તર્ષિ ક્યાં છે, એની ય ખબર-પડતી નથી!' બગાસું ખાઓ એટલે કોઈ ગીધ પૂછવાનું: 'કેમ ઊંઘ આવે છે? હમણાંના ઉજાગરા બહુ કરતા લાગો છો! સ્મશાન તરફ જતા હો તો પ્રશ્નબાણ ફેંકવાનું: 'કોણ મરી ગયું?' 'તારો બાપ!' અમથાલાલ મનોમન બરાડી ઊઠયા.

લોકોના બાપનું શું લૂંટાઈ જાય છે, તે આમ જીવ ખાતા હશે! બાકી અમથા અમથા જીવવાની કેવી મજા છે! એમની આંખ સામે જાણે દશ્ય રચાય છે: પત્ની ચાનો કપ ધરે છે. એ કપને લઈ ધડ દઈ ફ્લોર પર પછાડે છે. પત્નીના ચહેરાની એક પણ રેખા બદલાતી નથી. માથે બૂટ મૂકીને દવા લેવા એ લુહારને ત્યાં જાય છે, ને લુહાર એમને જમવા બેસાડી દે છે! જાણે ભિખારીને એ ઘર આપી દે છે, ને બહાર ઊભેલા એમને પાડોશી પોતાનું ઘર આપી, પાડોશી-પેશાબ કરતો ઊભો રહે છે! ઑફિસે જઈ કામ કરવાને બદલે એ બદામકાજુ ખાતા હોય, અથવા બદામ-કાજુનો ભૂકો કરી ઇમારતના ચણતરમાં એનો ઉપયોગ થતો હોય અથવા એ

ભૂકાને સળગાવી જાણે એનો ન્યાસ લેતા હોય અથવા સંન્યાસ લઈ અમથા અમથા આઠવાર પરણતા હોય... અથવા અમથાં છોકરાં થાય ત્યારે અમથું અથાણું ખાતા હોય ... કેરી માટે આંબો ન રોપે પણ વેરી માટે વરમાળા ગૂંથતા હોય અથવા ચણા ન ચાવવા ચણા ચાવતા હોય જાણે કે... ! અમથાલાલ ચણા આસ્વાદી રહ્યા !

'આખો દિવસ અમથા અમથા શું વિચારો કર્યા કરો છો? ચાલો જમવા .' પત્નીએ અમથાલાલને ઢંઢોળ્યા.

'નથી જમવું ..' એમ બોલવાને બદલે અમથાલાલ ખુરશી ઉપર ઊભા થઈ પંખાનાં પાંખિયા પકડી લટકવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

'આ શું કરો છો ? પંખો તૂટી જશે.' પત્ની ચીસો ઊઠી. અમથાલાલ-કૂદીને બારી પાસે ગયા અને આંગળીથી મજાગરાના સ્ક્રૂ ખોલવા મથી રહ્યા....

'હું કહું છું, તમે આ શું માંડયું છે? ક્યારની કહું છું કે જમવા ચાલો '

'તુ એમ કર. બે આંગળીથી કંપાસ રચી, દીવાલ પર વર્તુળ દોર '

'શું . ? શેનું વર્તુળ ? કંઈ કારણ ? .. !'

'ત્રણ હજાર બમો સાડત્રીસ, વત્તા બાણુ, ઓછા પાંચસો સુડતાલીશ, ભાગ્યા ત્રણ, ગુણ્યા તેત્રીસ કરોડ ત્રેપન, વત્તા આઠ, ઓછા આઠ, ગુણ્યા વીસ વીસ વીસ .. બાદ બે, વત્તા બે ઓછા બે , વત્તા બે .. બે .. બે... બે .. બે... બે... બે ' એમ બોલતા અમથાલાલે સિંહની જેમ છલાંગ મારી

['ક્રિયેટિવ ક્લબ'મા વંચાયેલ, વિવેચાયેલ]

□

# પુસ્તકાલય

## મનીષી જાની

એક હતું મોટુ પુસ્તકાલય. ખૂબ જ વ્યવસ્થિત એકેય પુસ્તક આઘુંપાછું નહીં. પુસ્તકાલયના ગ્રંથપાલ શિસ્તમાં માનનારા અને સ્વભાવમાં ઘણા કડક.

પુસ્તકાલયના એક કબાટમાં એક મોટા પુસ્તકની બાજુમાં જ એક નાનકડી પુસ્તિકા. લાંબા સહવાસને કારણે એ બન્ને પુસ્તક-પુસ્તિકા વચ્ચે પ્રેમ થયો અને એ પ્રેમના કારણે એમણે એક નાનકડા પુસ્તકને જન્મ આપ્યો.

એક દિવસ ગ્રંથપાલ પુસ્તકોનું નિરીક્ષણ કરી રહ્યા હતા અને એકાએક એમની નજર પેલા નાનકડા પુસ્તક પર પડી. તેને ખેંચીને બહાર કાઢ્યું-જોયું પોતાના સહાયકને બૂમ પાડીને બોલાવ્યો: 'આ પુસ્તક અહીં ક્યાંથી ? એને નંબર નથી. લેબલ નથી આપણો સિક્કો નથી લેખકનું નામ નથી એના પર કિંમત છાપેલી નથી. પ્રકાશકનું નામ નથી આ અહીં આવ્યું કેવી રીતે ? તમે કંઈ ધ્યાન નથી રાખતા ?'

સહાયક ચૂપચાપ ઊભો રહ્યો.

'આમ તે કંઈ નોકરી થતી હશે ? બીજીવાર ધ્યાનમાં આવશે તો નોકરીમાંથી કા સૂચવામાં આવશે. આમ ઊભા શું રહ્યા છો ? દો આને કચરાટોપલીમા.'

ગ્રંથપાલે પુસ્તક તેના હાથમા આપ્યું.

'જી સાહેબ !'

સહાયક એ નાનકડા પુસ્તકને લઈ બહાર થોડુંક ભબડયો. એ પુસ્તકના કૂચેકૂચા કરી ના ને બારીની બહાર ફેંકી દીધા.




[ સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને ત્યક્ષ જોવાનું તથા તેમને હળવા–મળવાનું અપાર તૂહલ હોય છે, તો વળી શિક્ષણ–સંસ્કારની સંસ્થાઓ ાટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા–યાખ્યાન આદિ માટે તેમજ વાર્ષિકોત્સવ જેવા સંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-ર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ ાને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક-ઓગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ ગટ કરીએ છીએ. —સં.

૧. રમણલાલ જોષી
૨, અચલાયતન સોસાયટી
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

. ધીરુ પરીખ
'લાવણ્ય', વિજય પાર્ક
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

. સુમન શાહ
બી/૧૦, યુનિવર્સિટી સ્ટાફ ક્વાર્ટર્સ
ગુજરાત યુનિવર્સિટી
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

. મરીઝ
૨૫૯, ન્યુ મિલ રોડ
રાહત એપાર્ટમેન્ટ્સ
બી, ૪/૫, પહેલો માળ
કુર્લા, મુંબઈ–૪૦૦૦૭૦

. બરકત વીરાણી 'બેફામ'
૧૮/૨૦, જેલ રોડ ઈસ્ટ,
ડોંગરી, મુંબઈ–૪૦૦૦૦૯

ગુજરાતી સાહિત્ય વાઙ્મયસૂચિ શ્રેણી :
વિષય સંદર્ભ પુસ્તિકા–૧

# મહાનિબંધ વર્ગીકૃત સૂચિ

૧૮૫૭–૧૯૭૭

પ્રાકૃત
અપભ્રંશ
અને
ગુજરાતી ભાષા–સાહિત્યના ક્ષેત્રે
ફ્રાંસ
અમેરિકા
ગ્રેટ બ્રિટન
ફેડરલ રિપબ્લિક ઑફ જર્મની,
અને
ભારતની યુનિવર્સિટીઓ દ્વારા
પીએચ. ડી. તથા અન્ય પદવીઓ માટે
સ્વીકૃત ૩૪૪ મહાનિબંધો

પ્રસ્તાવના
ડૉ. હરિવલ્લભ ભાયાણી

સંપાદક
પ્રકાશ વેગડ

રૂ. ૧૨ = ૦૦

પ્રકાશક
આર. આર. શેઠની કંપની
મુંબઈ * અમદાવાદ



# લેખકોની સાચી જન્મ કે મૃત્યુ તારીખો

સપા પ્રકાશ વેગડ

ગુજરાતી સામયિકો કે સદર્ભગ્રથોમા જે લેખકોની જન્મ કે મૃત્યુ તારીખોમા વિસગતિઓ જોવા મળે છે એમાથી વિદ્યમાન લેખકો પાસેથી મેળવેલ તેમની પ્રમાણિત જન્મ તારીખો અને સ્વર્ગસ્થ લેખકોના પરિવારની વ્યક્તિઓ પાસેથી કે અન્ય વિશ્વસનીય સાધનોથી મેળવેલ જન્મ કે મૃત્યુ તારીખો, અહી આપવામા આવેલ છે આ કાર્યમા જે મહાનુભાવોનો સહકાર સાપડયો છે, તે સહુનો હુ આભારી છુ

જે ગ્રથપાલો અભ્યાસીઓને સદર્ભ સેવા આપતા હોય તેમણે પ્રસ્તુત માહિતીના આધારે 'ઉદ્ગાર' ઑક્ટો '૭૭ અને માર્ચ '૭૮ના અકોમા પ્રકાશિત વિસગતિઓની સદર્ભસૂચિમા નિર્દેશિત અપ્રમાણિત માહિતી કે મુદ્રણદોષો ધરાવતા સામયિકો અને ગ્રથોમા જરૂરી સુધારા કરી લેવા જોઈએ જો આમ કરવામા આવશે તો ન કેવળ અપ્રમાણિત માહિતીનુ પુનરાવર્તન થતુ અટકાવી શકાશે, પણ ભાવિ સદર્ભગ્રથોની ગુણવત્તામા પણ અભિવૃદ્ધિ કરી શકાશે જો કે અમુક સદર્ભગ્રથોમા તો વિવિધ પ્રકારના એટલા બધા હકીકતદોષો અને અપૂર્ણતાઓ છે કે શુદ્ધિપત્રક પ્રગટ કરીએ તો એક દળદાર ગ્રથ તૈયાર થઈ જાય આવા પુસ્તકો સમાજ માટે અભિશાપ રૂપ છે એમા સગૃહીત હકીકતદોષોથી ભાવિ પેઢીનુ રક્ષણ કરવા ગ્રથપાલોએ આવા પુસ્તકોના મુખપૃષ્ઠ ઉપર લાલ શાહીથી મોટા અક્ષરોમા ચેતવણી લખી દેવી જોઈએ વસ્તુત સમાજહિતનુ ધ્યાન રાખીને અપ્રમાણિત સદર્ભગ્રથો ગ્રથાલયમા વસાવવા જોઈએ જ નહી

અમૃતલાલ ભગવાનજી યાજ્ઞિક
૮ ઑગ ૧૯૧૩

અબાલાલ બાલકૃષ્ણ પુરાણી
૨૬ મે ૧૮૯૪ ૧૨ ડિસે ૧૯૬૫

આનદશકર બાપુભાઈ ધ્રુવ
૨૫ ફેબ્રુ ૧૮૬૯ ૭ એપ્રિલ ૧૯૪૨

આશારામ દલીચદ શાહ
૮ ફેબ્રુ ૧૮૪૨ ૨૬ માર્ચ ૧૯૨૧

ઈંદુલાલ ફૂલચદ ગાધી
૮ ડિસે ૧૯૧૧

ઈશ્વર પેટલીકર (ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ)
૧૦ ફેબ્રુ ૧૯૧૬

'ઉશનસ્' (નટવરલાલ કુ પડયા)
૨૮ સપ્ટે ૧૯૨૦

કનૈયાલાલ માણેકલાલ મુનશી
૩૦ ડિસે ૧૮૮૭ ૮ ફેબ્રુ ૧૯૭૧

કરસનદાસ નરસિહ માણેક
૨૮ નવે ૧૯૦૧ ૧૮ જાન્યુ ૧૯૭૮

'કલાપી (સુરસિહજી તખ્તસિહજી ગોહિલ)
૨૬ જાન્યુ ૧૮૭૪ ૯ જૂન ૧૯૦૦

'કાન્ત' (મણિશકર રત્નજી ભટ્ટ)
૨૦ નવે ૧૮૬૭ ૧૬ જૂન ૧૯૨૩

કાતિલાલ બલદેવરામ વ્યાસ
૨૧ નવે ૧૯૧૦

કિશનસિહ ગોવિદસિહ ચાવડા
૧૭ નવે ૧૯૦૩

'કુસુમાકર' (શંભુપ્રસાદ છે. જોશીપુરા)
૮ જાન્યુ. ૧૮૯૩ : ૨૩ ઑગ. ૧૯૬૨
કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
૩૦ ડિસે. ૧૮૬૮ : ૧૫ જૂન ૧૯૫૭
ગટુલાલ ધનશ્યામ પંચનદી
૮ ફેબ્રુ. ૧૮૦૧ : ૧૮૯૮
ગણપતરામ રાજારામ ભટ્ટ
૨૪ મે ૧૮૪૮ : ૧૫ જૂન ૧૯૨૦
ગની દહીંવાલા (અબ્દુલગની અબ્દુલકરીમ દહીંવાલા)
૧૭ ઑગ. ૧૯૦૮
ગોવિંદભાઈ સુખાભાઈ પટેલ
૨૭ જુલાઈ ૧૯૨૧
ચંદુલાલ મફતલાલ શાહ
૫ જાન્યુ. ૧૯૧૭
ચંદ્રકાંત ત્રિકમલાલ શેઠ
૩ ફેબ્રુ. ૧૯૩૮
ચંદ્રકાન્ત હરિપ્રસાદ મહેતા
૧૧ નવે. ૧૯૧૧
ચંદ્રશંકર પુરુષોત્તમ ભટ્ટ 'શશિશિવમ્'
૧૭ ઑગ. ૧૯૨૪
ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ
૨ સપ્ટે. ૧૯૧૧
ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી
૨૪ એપ્રિલ ૧૮૯૨ : ૨૬ ફેબ્રુ. ૧૯૭૪
'જયભિખ્ખુ' (બાલાભાઈ વીરચંદ દેસાઈ)
૨૬ જૂન ૧૯૦૮ : ૨૪ ડિસે. ૧૯૬૯
જયંતિ ઘેલાભાઈ દલાલ
૧૮ નવે. ૧૯૦૯ : ૨૪ ઑગ. ૧૯૭૦
જહાંગીર બહેરામજી મર્ઝબાન
૨ સપ્ટે. ૧૮૪૮ : ૫ ફેબ્રુ. ૧૯૨૮
જેઠાલાલ નારાયણ ત્રિવેદી
૨૫ ફેબ્રુ. ૧૯૦૮

જ્યોત્સ્ના બહુસુખરામ શુક્લ
૩ ઑગ. ૧૮૯૭
ઝવેરચંદ કાળીદાસ મેઘાણી
૧૭ ઑગ. ૧૮૯૭ : ૯ માર્ચ ૧૯૪૭
ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી
૧૯ માર્ચ ૧૮૬૭ : ૩૦ એપ્રિલ ૧૯૦૨
ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી
૧૧ ઑકટો. ૧૮૫૭ : ૧૪ માર્ચ ૧૯૩૮
તખ્તસિંહ વ્હેરાભાઈ પરમાર
૧૧ નવે. ૧૯૧૯
'દર્શક' (મનુભાઈ રાજારામ પંચોળી)
૨ નવે. ૧૯૧૪
દીપકબા હિંમતભાઈ દેસાઈ
૧૫ ઑગ. ૧૮૮૧ : ૧૯ જાન્યુ. ૧૯૫૫
દોલતરામ કૃપારામ પંડ્યા
૮ માર્ચ ૧૮૫૬ : ૧૮ નવે. ૧૯૧૬
ધનશંકર હીરાશંકર ત્રિપાઠી
૨૭ ઑગ. ૧૮૯૮ : ૧૯૭૨
નટવરલાલ મૂળચંદ વીમાવાળા
૩૦ સપ્ટે. ૧૯૦૦ : ૧૬ એપ્રિલ ૧૯૭૩
નરહરિ દ્વારકાદાસ પરીખ
૭ ઑકટો. ૧૮૯૧ : ૧૫ જુલાઈ ૧૯૫૭
નલિન ચંદ્રકાન્ત રાવલ
૧૭ માર્ચ '૧૯૩૩ –
નવલરામ જગન્નાથ ત્રિવેદી
૧૧ ઑકટો. ૧૮૯૫ : ૧૮ મે ૧૯૪૪
નાગરદાસ અમરજી પંડ્યા
૯ ફેબ્રુ. ૧૮૯૩ : ૨૭ ઑકટો. ૧૯૫૬
નારાયણ વિસનજી ઠક્કુર
૧૭ ફેબ્રુ. ૧૮૮૦ : ૧૭ ફેબ્રુ. ૧૯૩૮
નૃસિંહાચાર્ય દુર્લભરાય યાજ્ઞિક
૨૯ નવે. ૧૮૫૩ : ૩ ઑગ. ૧૮૯૭
'પતીલ' (મગનભાઈ ભૂધરભાઈ પટેલ)
૮ ઑગ. ૧૯૦૫ : ૧૮ માર્ચ ૧૯૭૦

પીતાંબર નરસિંહભાઈ પટેલ
૧૦ ઑગ ૧૯૧૮
પૂજાલાલ રણછોડદાસ દલવાડી
૧૭ જૂન ૧૯૦૧
પ્રભુલાલ દયારામ દ્વિવેદી
૧૫ નવે ૧૮૯૨ : ૩૧ જાન્યુ. ૧૯૬૨
પ્રહ્‌લાદ જેઠાલાલ પારેખ
૧૨ ઑક્ટો. ૧૯૧૨ : ૨ જાન્યુ. ૧૯૬૨
પ્રિયકાન્ત પ્રેમચંદ મણિયાર
૨૪ જાન્યુ. ૧૯૨૭ : ૨૫ જૂન ૧૯૭૬
પ્રીતમલાલ કવિ (પ્રીતમલાલ લ. જોશી)
૩ જુલાઈ ૧૯૩૨
બરકત વીરાણી 'બેફામ'
૨૫ નવે ૧૯૨૩
'બાદરાયણ' (ભાનુશંકર બા૦ વ્યાસ)
૧૨ મે ૧૯૦૫ : ૧૪ નવે. ૧૯૬૩
બાલમુકુન્દ મણિશંકર દવે
૭ માર્ચ ૧૯૧૬
બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા
૧૭ મે ૧૮૫૮ : ૩ એપ્રિલ ૧૮૯૮
ભદ્રકુમાર અંબાલાલ યાજ્ઞિક
૨૯ ઑગ ૧૯૦૭ : ૨૯ ડિસે. ૧૯૬૫
ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા
૩૧ માર્ચ ૧૮૭૫ : ૨૭ નવે ૧૯૧૭
ભોગીલાલ જયચંદ સાંડેસરા
૧૩ એપ્રિલ ૧૯૧૭
ભોળાનાથ સારાભાઈ દિવેટિયા
૨૨ જુલાઈ ૧૮૨૩ : ૧૧ મે ૧૮૮૬
મણિલાલ નભુભાઈ દ્વિવેદી
૨૬ સપ્ટે. ૧૮૫૮ : ૧ ઑક્ટો. ૧૮૯૮
મણિલાલ ભગવાનજી દેસાઈ
૧૯ જુલાઈ ૧૯૩૯ : ૪ મે ૧૯૬૬
મનસુખલાલ સૂર્યરામ ત્રિપાઠી
૨૩ મે ૧૮૪૦ : ૨૩ મે ૧૯૦૭
મંજુલાલ જમનારામ દવે
૧૩ જૂન ૧૮૯૦ : ૧ ડિસે. ૧૯૬૪
મંજુલાલ રણછોડલાલ મજમુદાર
૧૯ સપ્ટે. ૧૮૯૭
મીનુ બરજોરજી દેસાઈ
૧ જુલાઈ ૧૯૧૯ : ૨૫ મે ૧૯૭૫
મુકુલ ડાહ્યાભાઈ કલાર્થી
૨૦ જાન્યુ. ૧૯૨૦
મુકુન્દરાય વિજયશંકર પારાશર્ય
૧૩ ફેબ્રુ. ૧૯૧૪
મૂળરાજ ચતુર્ભુજ અંજારિયા
૨૫ માર્ચ ૧૯૧૬
યજ્ઞેશ હરિહર શુક્લ
૧૩ માર્ચ ૧૯૦૯
યશવંત સવાઈલાલ પંડ્યા
૨૮ ફેબ્રુ. ૧૯૦૫ : ૧૪ નવે. ૧૯૫૫
રઘુવીર ચૌધરી
૫ ફેબ્રુ. ૧૯૩૮
રણજિત મોહનલાલ પટેલ 'અનામી'
૨૬ જૂન ૧૯૧૮
રણજિત વાવાભાઈ મહેતા
૨૫ ઑક્ટો. ૧૮૮૧ : ૫ મે ૧૯૧૭
રમણલાલ પીતાંબરદાસ સોની
૨૫ જાન્યુ. ૧૯૦૮
રમણિકલાલ બલદેવ અરાલવાળા
૬ સપ્ટે. ૧૯૧૦
રસિકલાલ છોટાલાલ પરીખ
૨૦ ઑગ. ૧૮૯૭
રંભાબેન મનમોહન ગાંધી
૨૭ એપ્રિલ ૧૯૧૧
રામપ્રસાદ મોહનલાલ શુક્લ
૨૨ જૂન ૧૯૦૭

રાવજી છોટાલાલ પટેલ
૧૫ નવે. ૧૯૩૯ : ૨૦ ઑગ. ૧૯૬૮
'લલિત' (જન્મશંકર મહાશંકર બૂચ)
૩૦ જૂન ૧૮૭૭ : ૨૫ માર્ચ ૧૯૪૭
લીલાવતી કનૈયાલાલ મુનશી
૨૫ મે ૧૮૯૯ : ૬ જાન્યુ. ૧૯૭૮
વિશ્વનાથ મગનલાલ ભટ્ટ
૨૦ માર્ચ ૧૮૯૮ : ૨૭ નવે. ૧૯૬૮
વેણીભાઈ જમનાદાસ પુરોહિત
૧ ફેબ્રુ. ૧૯૧૬
શશિન્ નટવરલાલ ઓઝા
૩ ફેબ્રુ. ૧૯૨૪
સુરેશ ફૂલચંદ ગાંધી
૫ જાન્યુ. ૧૯૧૨
સુરેશ હરિપ્રસાદ જોષી
૩૧ મે ૧૯૨૧
સુંદરજી ગોવિંદજી બેટાઈ
૧૦ ઑગ. ૧૯૦૫
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
૧૬ જુલાઈ ૧૮૪૪ : ૩૧ માર્ચ ૧૯૩૦
હરભાઈ દુર્લભજી ત્રિવેદી
૧૪ નવે. ૧૮૯૨
હરિહર પ્રાણશંકર ભટ્ટ
૧ મે ૧૮૯૫ : ૧૦ માર્ચ ૧૯૭૮
હસનઅલી ર. નાથાણી 'નસીમ'
૨૨ મે ૧૯૦૮
હસમુખ હરિલાલ પાઠક
૧૨ ફેબ્રુ. ૧૯૩૦
હાજીમહમ્મદ અલારખિયા શિવજી
૧૩ ડિસે. ૧૮૭૮ : ૨૧ જાન્યુ. ૧૯૨૧
હિંમતલાલ ગણેશજી અંજારિયા
૨ ઑક્ટો. ૧૮૭૭ : ૨૮ જૂન ૧૯૭૨
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
૨૭ એપ્રિલ ૧૮૮૨ : ૨૦ જૂન ૧૯૩૮

# સમીક્ષા

## 'અનિકેત'નો નાયક અનિકેત?

### વિનોદ જોશી

શ્રી પિનાકિન્ દવેની નવલકથા 'અનિકેત'નો નાયક સાગર નવલકથાના એક પૃષ્ઠ પર વિચારે છે 'માથા પર તારાઓ વિનાનુ આકાશ ક્યાય નહી હોય ? હુ આકાશથી છૂટી ન શકુ ?' આ પ્રશ્નાર્થોના પ્રત્યુત્તરની શોધમા જીવનના તમામ સમ્પર્કોથી મુક્ત થવાની ઇપ્સા રાખતા નાયકનાં વિતથ પ્રાપ્ત તો કૃતિનુ સાધ્ય છે

સાગર ઘર, પત્ની, બાળકો સ્નેહીઓ વગેરેને છોડી સદર્ભરહિત જિદગી જીવવા કોઈને પણ કહ્યા વગર નીકળી પડયો છે તેનુ આ નિષ્ક્રમણ કેટકેટલા વિવિધ સદર્ભોમા વગોવાય છે એ ચિત્રિત કરવુ લેખકને ઉદ્દિષ્ટ છે આખરે તો માણસ જ્યા જાય ત્યા પોતાનુ અગત નહી એવુ એક વાતાવરણ સર્જાતુ જ હોય છે ને તત્પરિણામે સદર્ભરહિત જિદગી આકાશકુસુમવત્ છે એવુ નિદર્શન પણ આ નવલકથાનુ એક ઉદ્દિષ્ટ ખરુ નવલકથા સોસરવા જતી વેળા આ પ્રતીતિ આપણે કરી શકીએ છીએ એટલે લેખકનુ ઉદ્દિષ્ટ સાર્થક થયાનો સતોષ અનુભવાય છે

નવલકથાના ત્રણ લઘુ ખડોમા અનિકેત બનવા નીકળેલા નાયકના વિસ્તરતા જતા સદર્ભવર્તુળો અને એમા ઘેરાઈ જવાથી સર્જાતા તેના માનસિક સ્થિત્યતરો નિરૂપાયા છે નાયક સ્થિર બુદ્ધિથી વિચારે છે ત્યારે પોતાનુ પલાયન એને વૃથા લાગે છે કહે છે હવે હુ એક થાભલેથી બીજે થાભલે ભટકયા કરુ છુ હજીયે મને દ્વાર દેખાતુ નથી જાણે કોઈ ભમ્મરિયા કૂવામા ઊતરી પડયો છુ અને બહાર આવવાનો રસ્તો જડતો નથી પોતે સ્વસ્થ છે પણ અનિર્ણયાત્મક ભૂમિકાએ છે આટલુ વિચાર્યા પછી પણ એને પુનરાગમન ઇષ્ટ નથી પત્ની સરલા નાના બાળકો જય અને શ્રુતિ તથા પોતાની પ્રેયસી નીતાની સ્મૃતિઓ સતત એના મનમા રમમાણ રહે છે ને સહુને છોડવા છતા પણ એ વેગળાપણુ અનુભવવામા નિષ્ફળ નીવડે છે સાગરના ભ્રમણ દરમ્યાન તેના સપર્કમાં આવતા રૂપા શ્વેતા મહેરુન્નિસા સોના વગેરે પાત્રોનો સદર્ભ છેવટે તો એ સરલા કે નીતા સાથે જ જોડી દે છે આગળ જઈને કહેવુ હોય તો કદાચ એમ પણ કહી શકાય કે પત્ની પ્રેયસી અને

બાળકોથી છૂટા પડ્યા પછી ઊલટાનો એ એમનામાં વધુ રસ લે છે. પોતાની જાતને જ દુતિયા બનાવીને જીવવાનું એને આમ શક્ય બનતું નથી.

પીપરા ગામના મંદિરમાં પૂજારી બની નિઃસંદર્ભ રીતે જીવતા સાગરને છેવટે તો ગામ લોકોના સદ્દભાવનો ભોગ બની એમની માન્યતાઓને ફોગટપણે તોષવી જ પડે છે. પીપરા ગામના મુખી કિશનચંદની દીકરી રૂપાનો સહવાસ એના માટે એક બીજો સંદર્ભ રચે છે ને એનું નિસ્સંદર્ભ વલણ વધુ ને વધુ સંદિગ્ધ બનતું જાય છે. એ રૂપાને કહે છે, 'મારે ઘર-કુટુંબ, બાળકો બધું છે. અચિંત્ય કારણોસર હું બધું છોડી તમારા ગામમાં આવી રહ્યો છું. મારે એ ભૂલી જવું છે કે હું સાગર છું, મારે કોઈ ભૂતકાળ હતો. કદાચ તને આ નહીં સમજાય પણ મારે શૂન્યકલ્પ બની જવું છે. જ્યારે હોવા અને ન હોવા વચ્ચે કોઈ અંતર ન રહે.' પોતે રૂપાનો મનગમતો પુરુષ બની ચૂક્યાની પ્રતીતિથી અકળાયેલો સાગર 'હવે શું કરવું મારે ?' એવા પ્રશ્નથી આત્મ-ખોજમાં નીકળી પડે છે ને ક્રમાંતરે એના જીવિતમાં આવતા જતા બધા જ સંદર્ભોના અંતે આ પ્રશ્ન રહે જ છે.

સાગરની મુશ્કેલી એ છે કે તે પ્રયત્ન કરવા છતાં પોતાની જાતને અન્યથી અળગી કરી શકતો નથી. વર્ષોની રઝળપાટને અંતે પણ એનું આત્મ-સંશોધન એની જિહ્વાએ ચડી આવે છે : 'આટલાં વર્ષોમાં શું મળ્યું ? એક મુઠ્ઠી ભરીને અંધારું પણ પોતાનું કહી શકાય એવું મળ્યું હોત !' એનો આ નિઃશ્વાસ એની સ્પૃહાનું વૈતથ્ય જ પ્રગટ કરે છે.

પોતાના ભ્રમણ દરમ્યાન સાગર પોતાના ગૃહત્યાગના હેતુ પરત્વે સભાન છે. એટલે જ એ પ્રસંગોપાત્ત પોતાની આજુબાજુ રચાતા સંદર્ભ-પિંડોથી ગુંગળામણ અનુભવે છે. અવૈધ સંબંધોની બાબતમાં પણ એ લપસણી ભૂમિકાએ તો નથી જ. સોના સાથેનો એનો શરીરસંબંધ પણ એનું નૈતિક પતન થયું હોવાની કોઈ લાગણી જન્માવતો નથી. એનું કારણ નાયકની માનસિક પરિપાટીને નવલકથાના આરંભથી જ અત્યંત સ્પષ્ટ રીતે પ્રગટ કરતા જવાની લેખકની ચાતુરી છે. પોતાની જાતને કેન્દ્રમાં સ્થાપી આસપાસ વર્તુળ રચતો જતો, એક ભૂંસીને બીજું વર્તુળ રચતો જતો સાગર અભિમન્યુની જેમ ચક્રવ્યૂહમાં ચારે તરફથી ઘેરાય છે. અને એ વખતે એની સમગ્ર સ્વસ્થતા વિકલતામાં પરિણમે છે. ચિત્તમાં વ્યાપી ગયેલા સૂનકાર સાથે એ પ્રતીત કરે છે કે પોતે કશુંક પામવાની મનીષાએ ગયો ને ખાલી હાથે પાછો ફરી રહ્યો છે. એના પુનરાગમન સમયે પણ એ નિશ્ચિત કરી શકતો નથી કે એણે શું પારખ્યું હતું, પોતે કેટલાં વર્તુળોનું કેન્દ્ર હતો.

'બાહ્ય' બનવાની વૃત્તિની ફલશ્રુતિ છેવટે તો કેન્દ્રમાં સ્થાપિત થયાની હકીકત જ છે. ગૃહાગમન પછી પણ નાયક પોતાની અતીતકાલીન મિષ્ટ સ્મૃતિઓની ઊડતી રાખ માત્ર જોઈ શકે છે. વિગત બની ગયેલા ઘરને એ પોતાનું કહી શકે ? એના અસ્તિત્વની નોંધ તો આ ઘર સિવાય અન્ય ઘણાં સ્થળોએ લેવાઈ છે. એ બધાં જ સ્થિત્યંતરોમાં એણે સતત માનવીય લાગણીઓ અનુભવી છે અને અન્યનું ચિંતવવા યોગ્ય પાત્ર પણ એ બની શક્યો છે. આવો નાયક અનિકેત કેમ હોઈ શકે ?

ને આ પ્રશ્નના જવાબમાં એની પ્રતીક્ષા કરીને મૃત્યુને અનુસરેલી એની પત્ની સંજ્ઞા, અન્યને પરણી ગયેલી એની પ્રેયસી નીતા અને એના તરફ ઉદાસીન બની ગયેલાં એનાં બાળકોને જ મૂકીએ તો સાગર સાચા અર્થમાં અનિકેત છે એમ કહી શકાય ?

[બોટાદ મુકામે મળેલ ગુજરાતીના અધ્યાપક સંઘના ૨૮મા સંમેલનમાં વાંચેલ લેખ]

# જાગીને જોઉં તો

## અમૃતલાલ યાજ્ઞિક

માણસનું અંતઃકરણ ક્યારે જાગી ઊઠશે તે કોણ કહી શકે? પણ જ્યારે તે જાગી ઊઠે છે ત્યારે તેનાં અંતર્ચક્ષુ સત્યદર્શન કરી શકે છે, અંત કર્ણ અંતરની વાણી સાંભળે છે ને તેની આચરણશુદ્ધિ થવાનો સંભવે છે. માણસનું હૃદયપરિવર્તન આવી રીતે થતું હશે એવી કલ્પના કરી શકાય.

એકવાર હુ સિંકદરાબાદ ગયો હતો રેલવે ગાડીમાં કેવા કેવા માણસો છેતરપિંડી કરી ભલા માણસોને ફસાવે છે, કોઈની વસ્તુઓ ચોરી જાય છે, તેની વાતો મારા સ્નેહીઓ કરતા હતા. એકાએક તેત્રીસ વર્ષ પહેલાં દટાયેલો પ્રસંગ મારા સ્મૃતિ-ભંડારમાંથી બહાર નીકળી આવ્યો ને તે હું વર્ણવવા લાગ્યો · "હું જ્યારે કૉલેજમાં નવોસવો જુવાન અધ્યાપક હતો ત્યારની એ વાત છે. એક વાર વેકેશન પૂરું કરીને મુંબઈ આવતો હતો ત્યારે સુરત સ્ટેશને એક મોટી ઉંમરના ભદ્ર દેખાતા ભાઈ રડમસ અવાજે મને કહેવા લાગ્યા : 'મારા પૈસા ખોવાઈ ગયા છે. મુંબઈની ટિકિટ કઢાવવા પૈસા આપશો? હું તમને મુંબઈ પહોંચી આપી દઈશ ..' મને વિચાર આવ્યો . આ માણસ સાચું બોલતો હશે કે ખોટું એ તો હું કેવી રીતે જાણું ? છ એક રૂપિયા આપવાની વાત છે. નહિ આવે એમ માનીને એમનામાં વિશ્વાસ રાખી આપવા જોઈએ એમ મને લાગ્યું મેં પૈસા આપ્યા. તેમણે મારું સરનામું માંગ્યું. મેં કૉલેજનું સરનામું આપ્યું. તેણે પૈસા મોકલ્યા નહિ મને એનો રંજ નહોતો સૂકાની જોડે લીલું ન બળી જાય તો સારું એવી મારી મનોવૃત્તિ છે. એક માણસે છેતર્યો એટલે શંકાશીલ દૃષ્ટિથી બધાને જોવા એ મને રુચતુ નથી, પણ આ માણસ બદમાસ નીકળ્યો કેવી લુચ્ચાઈ કરી!..."

હું મુંબઈ પાછો આવ્યો. તેત્રીસ વર્ષની આ વાત ભાગ્યે જ મને યાદ આવતી, પણ રેલવેમા કેવું કેવું બને છે તેની વાતોમાં આ નીકળી આવેલી હું ઘેર આવી જોઉં છું તો એક પત્ર બોરીવલીથી હતો. તેમા આ મુજબનું લખાણ હતું : 'તેત્રીસ વર્ષ પહેલાં એક માણસે તમારી પાસે સુરત સ્ટેશને મુંબઈની ટિકિટ માટેના પૈસા માગ્યા હતા તે જ પ્રોફેસર તમે? તે વખતે તમે પ્રોફેસર તરીકેનું નામને સરનામું આપ્યુ હતું, પણ એ જ વ્યક્તિ તમે છો કે કેમ તે જણાવવા કૃપા કરશો. હું તમારું ઋણ તો કઈ રીતે ચુકવી શકું? પણ આપને મળી હૃદયશુદ્ધિ કરવાની ઇચ્છા છે...' હું પત્ર વાંચી આશ્ચર્યસ્તબ્ધ બની ગયો. હું જ્યારે સિંકદરાબાદમા તેને 'બદમાસ' આદિ શબ્દથી નવાજતો હતો ત્યારે જ એનું અંતઃકરણ જાગ્યું હશે? કેવી રીતે? નહિતર પાછો આવું ત્યારે જ આ પત્ર હોય તેવી ચમત્કારી ઘટના કેમ બને? આવા અનેક પ્રકારના વિચારો આવ્યા આ અદૃષ્ટ ચિત્તવ્યવહાર-(અં. મેન્ટલ ટેલિપથી)નો પ્રકાર હશે? કોણ કહી શકે? મેં તેને ઘટતો જવાબ લખ્યો મળવાનું લખ્યું નહોતુ. છતાં એક વાર હું ઑફિસમા કામ કરી રહ્યો હતો ત્યારે એ મને મળવા આવ્યા. તેમનો ચહેરો જોઈને તેમનું નામ બોલ્યો! તેમને પણ નવાઈ લાગી. પણ મેં કહ્યું કે સુરત સ્ટેશન પરના ચહેરા ઉપર વૃદ્ધત્વની રેખાઓ મેં ભેળવી દીધી ને તમને ઓળખી કાઢ્યા!

થોડીવાર પછી બોલ્યા : "તમારી તે વખતની મદદ હું કદી વીસર્યો નથી. પણ તે વખતે મારી આર્થિક હાલત ખરાબ હતી એટલે તમને પૈસા ન મોકલ્યા પછી કોઈકવાર વિચાર આવતો પણ તેનો અમલ ન થતો. પછી મોકલવાનો અર્થ નથી એમ

માની કશું ન કર્યું'. આજે સડસઠ વર્ષ થયાં, જીવનના છેલ્લા આરે છું ત્યારે એકાએક વિચારે મને જગાડયો ને મેં તમને પત્ર લખ્યો…' મેં તેમને સિકંદરાબાદની ઘટના કહી. તેમને માટે વાપરેલા અનુદાર શબ્દોની માફી માંગી. એ ગળગળા થઈ ગયા. તેમણે કહ્યું, 'તમે જે શબ્દો વાપર્યા તેને લાયક જ છું; કારણ કે અત્યાર સુધી તમારા ઋણને મેં યાદ ન કર્યું'!' પછી કહે, 'હવે હું શું કરું? એ છ રૂપિયાની કશી કિંમત આજે નથી' તો હું તમને કેટલા પૈસા આપું? હું ચેકબુક લઈને આવ્યો છું."

મેં તેમને કહ્યું : 'તમે લાગણી વ્યક્ત કરી તેમાં બધું આવી ગયું. મારે પૈસાની જરૂર નથી. તમે આ વસ્તુ મનમાંથી કાઢી નાખો, મને મારા પૈસાથી અધિક વસ્તુ મળી ગઈ છે…' તેમણે અત્યંત આર્દ્ર સ્વરે મને કહ્યું, સમજું છે કે તમને પૈસાની જરૂર નથી. મારી સ્થિતિ સામાન્ય છે, પણ તમે કહો તેટલી રકમ આપું પણ મને ઋણમુક્ત કરો… હું મૃત્યુ પછી યમરાજા પાસે ઊભો રહીશ ત્યારે મને આ ઋણ વિષે એ પૂછે તો હું શો જવાબ આપું? ગમે તેમ કરો પણ કંઈક સ્વીકારો. તમારે પછી કોઈ ગરીબ વિદ્યાર્થીને આપવા હોય તો આપી દેજો, ગમે તે કરજો. પણ મને મુક્ત કરો…' હું ભાવાર્દ્ર બની ગયો. અગિયાર રૂપિયા સ્વીકારી મેં એમને ઋણમુક્ત કર્યા. પણ મારા મનના વિચાર-પ્રવાહો-અટકયા નહીં. જે અંતઃકરણ તેત્રીસ વર્ષ સૂતેલું રહ્યું તે એકાએક કેમ જાગ્યું? કોણે જગાડયું? મેં તેમને માટે અનુદાર શબ્દો વાપર્યા હતા તેનું દુઃખ જતું નહોતું. પશ્ચાત્તાપ કરી હૃદય હળવું બનાવ્યું. ત્યાં તો હું પણ જાગી ગયો હોઉં તેવી અંતઃશ્રુતિ સાંભળી : ઈશુ ખ્રિસ્તે કહ્યું, ન્યાયાધીશ બનીને બીજાનું મૂલ્ય ન આંક, તારું જ મૂલ્ય અંકાઈ જશે.' મારું હૃદય શુદ્ધ બન્યું ને મને ચિત્તશાંતિ થઈ. નરસિંહ મહેતાના પરભાતિયાની પંક્તિ ગુંજી રહી :

જાગીને જોઉં તો જગત દીસે નહીં,
ઊંઘમાં અટપટા ભાસ ભાસે.

આ વાત પણ કેટલી સાચી છે! જ્યારે અંતઃકરણ જાગે છે ત્યારે સંસારના સ્વાર્થમૂલક વ્યવહારોની નિરર્થકતા સમજાય છે ને શુદ્ધ તેજસ્વી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે; ને દિવ્ય સૃષ્ટિનું દર્શન થાય છે. ત્યારે ક્ષુદ્ર સ્વાર્થ-લાલચ-પ્રલોભનોનો અંધકાર ચાલ્યો જાય છે. મહાવીર, બુદ્ધ, ઈશુ સૉક્રેટીસ, ગાંધીજી વગેરેનાં ઉદાહરણો આ જ વસ્તુની પ્રતીતિ કરાવે છે.

મોટા ભાગના સંસારી લોકોના અંતઃકરણના થર ઉપર બહિઃકરણના જ થર હોય છે. પણ અંતઃકરણ જાગી ઊઠે છે ત્યારે બાહ્ય વ્યવહારના થર દબાઈ જાય છે ને પુનિત આત્મઝરણાં વહેતાં થાય છે. પણ કેટલાક (અલબત્ત, ઓછી સંખ્યાના) માણસોનાં અંતઃકરણ દબાતાં નથી અને તેની અંતઃશ્રુતિ બહેરી થતી નથી. એક એવા મારા સ્નેહીનો પ્રસંગ યાદ આવે છે. પોતાની વિધવા બહેન અને કુટુંબને નભાવવા માટે શ્રી રામભાઈ અવિવાહિત રહ્યા. તેમનું ચારિત્ર્ય શુદ્ધ જ રહ્યું. તે શિક્ષણવર્ગ ચલાવતા. વિદ્વત્તા ને રસિકતા તેના વ્યક્તિત્વમાં સ્વાભાવિક હતી. એને લીધે જ અમારો સ્નેહસંબંધ બંધાયો હતો. ઉત્તરાવસ્થામાં વર્ગ માટે જગ્યા વધારવાનો એમને વિચાર આવ્યો. જગ્યા મળી પણ ખરી. મોટો વર્ગ હોય તો આવક વધે એ ગણતરી હતી. મોટા બે ઓરડા તૈયાર થઈ ગયા. સાધનો વસાવ્યાં. પણ તે માટે તેમની પાસે પૈસા નહોતા. અન્ય મિત્રો પાસેથી તેમણે ઉછીના પૈસા લીધા. મારી પાસેથી બે હજાર લીધા. મને સ્ટામ્પડ રસીદ આપી તે મેં એમની હાજરીમાં ફાડી નાખી. મને તેમના તરફ પ્રેમાદર હતો તેથી પૈસા આપ્યા હતા; હું ધીરધારનો ધંધો કરનાર નહોતો. આમ મેં તેમને કહ્યું હતું.

કમનસીબે તે માંદા પડયા. એમણે જગ્યા વગર પાઘડીએ વધારે ભાડાથી એક મિત્રને આપી, એ શરતે કે માગે ત્યારે ખાલી કરી આપવી. પાઘડીના પોણો લાખ મળ્યા હોત. પછી થોડાં વર્ષે કોર્ટમાં

ભાડાનો કાયદો આવ્યો. તેમણે મિત્રને ખાલી કરી આપવા વિનંતિ કરી. મિત્રે ખાલી કરી આપવાની ના પાડી. એટલું જ નહીં પણ ધોરણસર જ ભાડું આપીશ એમ જણાવ્યું. પરિણામે, શ્રી રામભાઈને હૃદયનો હુમલો આવ્યો. હું એમને જોવા ગયો તબિયત ઠીક થતી હતી. મને કરુણ સ્વરે કહ્યું, "મે તમારા બે હજાર લીધા છે તે પાછા આપ્યા નથી" મેં કહ્યું, 'મેં તમને સ્નેહી તરીકે આપ્યા છે, લોન આપી નથી. તમે તે ભૂલી જાઓ. મારે એ પૈસા જોઈતા નથી કૃપા કરીને એ યાદ ન કરો ને જલદી સાજા થઈ જાઓ'

થોડા વખત પછી તેમને ઠીક થયું. મુંબઈ છોડી દઈ ભાઈ-બહેનની સાથે રહેવાનું વિચાર્યું, કારણ કે કોઈક તેમની સંભાળ રાખે એ જરૂરી હતું. મને મળવાનું કહેવડાવ્યું. હું ગયો. તેમણે કરુણ સ્વરે કહ્યું, 'હું હવે અકોલા જઉં છું. બીજાના આધારે રહીશ. અહીંનું ભાડું આવશે તેનાથી મારો નભાવ થશે પણ મારી મિલકતનું હું વીલ કરી જાઉં છું જેમના પૈસા ઉછીના લીધા છે તેમને તેમના પૈસા મળે એવી વ્યવસ્થા કરી છે. ભાઈબહેન પોતાનું નભાવી શકે તેમ છે. તમારા બે હજાર તેમાં લખ્યા છે '

હું ભાવવિવશ બની બોલ્યો, "તમને સ્વજનને આપ્યા છે. તેને તમે હજુ ઉછીના કેમ ગણો છો? મારે પૈસાની જરૂર નથી. તમે એને ભૂલી કેમ જતા નથી? કૃપા કરી તેની યાદ મને ન આપો." તેમણે કહ્યું, "પણ હું દેવાદાર બની મૃત્યુ પામું? મારું અંતઃકરણ એમ કરવા મને ના પાડે છે સ્થિતિ ન હોત તો તેમ જણાવત, મેં તો ક્યારનું યે એ વ્યવસ્થિત વીલ કરી નાખ્યું છે" સ્વમાન, પ્રેમ અને ગૌરવ તેમના મુખ ઉપર હતાં. થોડા દિવસ પછી તેમના ટ્રસ્ટીનો ફોન આવ્યો અને મારા પૈસાની નોંધણી જણાવી.

મને વિચાર આવ્યો : આ સ્નેહીના મિત્રે તેમનો વિશ્વાસભંગ ને દ્રોહ કર્યા હતા છતાં તેમના અંતઃકરણ ઉપર નિરાશા, ક્રોધ કે વેરના થરે તેમના અંતઃકરણને ઊંઘાડયું નહિ. આવા સંસારી પ્રપંચના વાવાઝોડાએ તેમના અંતર્દીપને બૂઝવ્યો નહિ તેનું સાત્વિક આશ્ચર્ય મને થયું અને તેની શુદ્ધિએ મને પણ શુદ્ધ કર્યો.

દ્રોહ, વિશ્વાસભંગ, છેતરપિંડી, સ્વાર્થજન્ય આઘાતો આદિ જગતમાં ખપે જોવામાં આવે છે એ ખરું, પણ માનવીના હૃદયમાં કુદરતે આપેલી ચેતના કેટલાકમાં સદા જાગૃત રહેતી હોય છે ને કેટલાકમાં પ્રસંગ પડયે જાગૃત થાય છે એ પણ એટલી જ ખરી હકીકત છે તેનું વિસ્મરણ ન થવું જોઈએ. અનેક પ્રસંગઘટનાઓમાંથી ઉપર દર્શાવેલા બે કિસ્સાઓ આ તથ્યને જ વ્યક્ત કરે છે. જગતને માર્ગદર્શક થઈ પડનારા કે જગતને પ્રસન્ન રાખનારા આવા અનેક માણસો હોય છે. તે ઊંડી સાચી શ્રદ્ધાને પોષે છે, બળ આપે છે. આવી ચેતનાથી જેમનું અંતઃકરણ જાગૃત રહે છે તેઓ પોતાના જીવનને સાર્થક કરે છે, તેમનું જીવન ધન્ય બને છે. આપણા સંત કવિ નરસિંહ મહેતાની કાવ્યપંક્તિઓ તેથી જ ગુંજ્યા કરે છે :

> જાગીને જોઉં તો જગત દીસે નહિ,
> ઊંઘમાં અટપટા ભાસ ભાસે.

આવાં સવારના પહોરમાં ગવાતાં પરભાતિયાં માત્ર આપણી સ્થૂલ નિદ્રા દૂર કરવા માટે નથી પણ સંસારનિદ્રામાંથી આપણને જાગૃત કરવા માટે પણ છે.

આના સંદર્ભમાં બર્ટ્રાન્ડ રસેલે થોડાં વર્ષ પૂર્વે કહ્યું તેનું સ્મરણ થાય છે, 'વિજ્ઞાનની શોધ દ્વારા માણસ પક્ષીની માફક ઊડી શકે છે, માછલીની માફક ઊંડા જળમાં જઈ શકે છે, પણ માનવીની માફક પૃથ્વી ઉપર જીવતાં તેને આવડતું નથી.'

અંતઃકરણ જાગૃત રહે અને સંસારનિદ્રામાં સરી ન રહે તો જ માનવીની માફક તેને જીવતાં આવડે.

('જાગીને જોઉં તો' લેખ-સંગ્રહમાનો એક લેખ)

# એક

## અશ્વિન દેસાઈ

વળાંક આગળ બસ સહેજ ધીમી પડી. તે ઊતરી પડ્યો. થોડી વાર ઊભો રહ્યો. આજુબાજુ જોયું. સહેજ વિચાર કરીને આગળ ચાલ્યો. ભોલેનાથ બીડી શૉપ, શંકર વિલાસ હિંદુ હૉટલ, પ્રિન્સ જ્વેલર્સ, સહ્યાદ્રિ, ગ્લોરિયસ ગારમેન્ટ હાઉસ અને... 'હોમલી ગેસ્ટ હાઉસ' તે થોભ્યો. ખિસ્સામાંથી ડાયરી કાઢી, પાનાં ઉથલાવ્યાં અને ગેસ્ટ હાઉસના દરવાજામાં દાખલ થયો.

એક ટેબલ પાસે ચાર-પાંચ માણસો ઊંચા અવાજે ચર્ચા કરતા હતા. તે નજીક જઈને શાંતિથી ઊભો રહ્યો.

'ના ના, તમે તો કાલે ઊઠીને ફરમાઈશ કરશો, કે મને છત્રપલંગ લાવી આપો, તો શું અમારે...'

'વાતને ઊંધે પાટે ન ચઢાવો. તમારે બંદોબસ્ત કરવો છે કે કેમ, તે જ જણાવો.'

'મેં તમને કહ્યું ને,' અને એકાએક ખુરશી ઉપર બેઠેલા માણસનું ધ્યાન તેની તરફ ગયું, 'ઓહો ! ક્યારના ઊભા છો તમે ? આવો ! આવો !' ગીઠારાથી તેને નજીક બોલાવ્યો.

તે સહેજ સંકોચ સાથે આગળ વધ્યો, 'મને એમ કે, તમારી વાત પૂરી થાય, પછી......' અને સહેજ હસ્યો.

'એ તો ચાલ્યા જ કરે ભાઈ, બેસો !' તે સામેની ખુરશી ઉપર બેઠો. દરમિયાન માણસો વિખેરાઈ ગયા.

'બોલો, શી સેવા કરું તમારી ?' માણસ ખૂબ ઉત્સાહથી બોલ્યો.

'મારે અહીં રહેવા બાબતમાં પૂછપરછ કરવી હતી' તેણે કહ્યું.

'ચાલો', માણસ ખુરશી પરથી ઊભો થયો, 'તમને બતાવું.' તે ઊઠીને માણસની પાછળ પાછળ ગેસ્ટ હાઉસના દાદરા ચઢી ગયો

'હા, તો આ એક રૂમ છે.' એક રૂમમાં જઈને માણસ વચ્ચોવચ હાથ ફેલાવીને ઊભો રહ્યો.

તેણે માત્ર જોવા ખાતર જ જોતો હોય તેમ રૂમમાં ચારે બાજુ નજર ફેરવી અને પછી કંઈક પૂછવું જોઈએ એમ લાગવાથી પ્રશ્ન કર્યો :

'કેટલા સ્કવેર-ફીટ જગા હશે ?'

'ભાપનું તો ઠીક છે, પણ કુલ પાંચ બેડ છે. તમારી ઇચ્છા હોય તો બીજા ચાર પાર્ટનર સાથે રહેવાનું હશે.'

તે સહેજ વિચારમાં પડી ગયો. તેણે ફરીથી રૂમમાં નજર ફેરવી અને સંકોચ સાથે પૂછ્યું : એકાદ નાની, એકલા રહી શકાય એવી રૂમનો બંદોબસ્ત ન થાય?'

'હહહહહહ,' માણસ પરાણે સહેજ હસ્યો, 'તદ્દન એકલા રહેવા માટે તો ખૂબ હેવી ચાર્જ આપવો પડે, સાહેબ! અહીં તો જેમ પાર્ટનરો વધારે તેમ રેઈટ ઓછો!'

'હેવી કરીને કેટલોક આપવો પડશે?' તે વધુ ગંભીર બન્યો.

'સિંગલ રૂમના ચારસો રૂપિયા છે! ત્રણ પાર્ટનરમાં ખાટલા દીઠ દોઢસો રૂપિયા, પાંચ પાર્ટનરમાં નેવું રૂપિયા.'

તે કંઈ જ બોલી ન શક્યો.

'ભઈસા'બ!' માણસ તેની ખૂબ નજીક આવ્યો અને ખભા ઉપર હાથ મૂકી, લગભગ કાનમાં કહ્યું : 'એ તો પ્રેમીપંખીડાં બેચાર કલાક માટે રહેવાનાં હોય તેમને પોસાય! તમારા જેવા નોકરિયાતને માટે કાયમ રહેવા ક્યાંથી મળે?' અને પછી સહેજ મોટો અવાજ કરીને માણસે સલાહ આપી : 'મારું માનતા હો તો આ પાંચ બેડવાળી રૂમ...' માણસ ગર્વથી હસ્યો.

'ભલે, મને મંજૂર છે.' તેણે ત્વરાથી કહ્યું અને બન્નેજણા માણસના ટેબલ તરફ પાછા વળ્યા.

'નામ?' માણસે ચોપડો ઉઘાડ્યો.

'અમર કંચનરાય મહેતા.'

'ઉંમર?' માણસે નામ નોંધીને, નીચું જોઈને પૂછ્યું.

'છવ્વીસમું ચાલે છે.'

'વ્યવસાય?'

'મેડિકલ રિપ્રેઝન્ટેટિવ.'

'કાયમી સરનામું?'

તે સહેજ વિચારમાં પડી ગયો. માણસે ચોપડામાંથી ઊંચે જોયું.

'ઓ હો! કાયમી સરનામું તો, લખો ને, કેર ઑફ ભગવતીપ્રસાદ ..'

'આ 'કેર-ઑફ' કરતાં' માણસ સહેજ મુંઝાયો, 'આઈ મીન, તમારું પોતાનું કાયમી સરનામું....'

'પણ ગેસ્ટ હાઉસમાં કાયમી સરનામાની શી જરૂર?' તેણે સહેજ સંકોચથી મુંઝાતાં મુંઝાતાં પ્રશ્ન કર્યો.

'એમાં તો એવું છે ને,' માણસે પેન ટેબલ ઉપર મૂકીને સહેજ હળવાશથી કહ્યું, 'કોઈ મુસીબત ઊભી થાય તો ..' અને હસ્યો.

'પણ જેને કાયમી સરનામું હોય, તે ગેસ્ટ હાઉસમાં શું કામ આવે?' તેણે સહેજ આશ્ચર્ય બતાવ્યું.

માણસ ફરીથી હસ્યો, 'તો શું તમે એમ માનો છો કે લોકો અહીં ગેસ્ટ હાઉસમાં કાયમને માટે રહેવા આવે છે?'

'એમ કદાચ નહીં હોય, તો પણ જેને ઘર નહીં હોય તેવાં જ અહીં રહેવા આવતાં હશે ને!'

'હા, પણ આ તો કામચલાઉ ઘરની ગરજ સારે છે. અહીં કોઈ કાયમને માટે રહેતું નથી.'

'તો પછી તમારે એના કાયમી સરનામાની શી જરૂર?'

'એટલા માટે કે કંઈક ઇમર્જન્સી આવી પડે, તો રહેનારાના કાયમી સરનામે એનાં સગાં-સંબંધીઓનો સંપર્ક સાધી શકાય. હમણાં જ, અમારે ત્યાંના

એક ભાઈ ટ્રેઇન નીચે કપાઈ ગયા, હવે એવા સંજોગોમાં....'

'પણ ધારો કે, કોઈને સગાં-સંબંધી જ ન હોય, તેમને માટે શી વ્યવસ્થા થઈ શકે ?' તેણે ખૂબ સ્પષ્ટ બનીને કહ્યું.

'એવા, સમાજની બહાર ફેંકાઈ ગયેલા માણસોને, મોટે ભાગે અમે ગેસ્ટ હાઉસમાં દાખલ કરતા નથી; પણ તમે સજ્જન જણાઓ છો, તમારે રહેવું હોય તો અમે તમને, એક અપવાદ તરીકે, પ્રેમથી રાખીશું.' માણસે ધંધાદારી કુનેહ વાપરી.

'ના ના, છેક એવું નથી, આ તો....લખવું હોય તો લખો, ફેર ઑફ...'

અને વિગતો નોંધીને માણસે ચોપડો બંધ કરી દીધો અને રસિદ બૂક કાઢી, 'તમારે બસો રૂપિયા ડિપોઝિટ અને એક માસનું ભાડું ઍડવાન્સમાં આપવાનાં રહેશે, ક્યારથી આવો છો ?'

તેણે તેની બ્રીફ-કેસ ખોલી, 'ક્યારથી આવીશ તે નક્કી નથી, પણ...' અને તેણે રૂપિયા આપી રસિદો ફડાવી લીધી.

ગેસ્ટ હાઉસની બહાર તે નીકળ્યો ત્યારે, રસ્તા ઉપરની લાઈટો થઈ ચૂકી હતી, અને ટ્રાફિક-સિગ્નલની બત્તીઓ અવારનવાર લાલલીલા રંગ બતાવતી હતી. તે બસ સ્ટેન્ડ આગળ જઈને ઊભો રહ્યો.

× × ×

ડોર-બેલ વગાડીને તેણે ઘડિયાળમાં જોયું. દસમાં પાંચ કમ હતી. બારણું ખૂલ્યું. તે ગુનેગારની માફક માંદલું હસ્યો.

'ઓ હો ! અમરભાઈ !' સ્મિતા હંમેશની માફક મીઠું હસી, 'બિલીવ મી, ક્યા...રની હું તમારી જ રાહ જોતી હતી !'

તે હસતાં હસતાં અંદર દાખલ થયો, એટલે સ્મિતાએ બારણું બંધ કર્યું.

'ખોટું ન બોલશો. મારી જ રાહ જોતાં હોત તો, 'ઓ હો ! અમરભાઈ !' એમ ન બોલ્યાં હોત.' તે સોફા ઉપર બેઠો.

સ્મિતાએ આંખો કાઢી : 'ઓ હો ! અમરભાઈ ! – એટલે કે 'અમરભાઈ જ કે !' એમ અર્થ લેવાનો અને શંકા ઉઠાવવાની નહિ.'

'ઓત્તારીની ! શબ્દોનો અર્થ તમે કહો તે લેવાનો, ઉપરાંત શંકા પણ નહિ ઉઠાવવાની ! એટલે ટૂંકમાં...' તે હસ્યો.

'બસ હવે, એ વાત પૂરી, ચાલો. મને તો કકડીને ભૂખ લાગી છે.' અને સ્મિતા રસોડામાં જવા લાગી.

'માઈ ગૉડ ! હજી તમે જમ્યાં નથી ? ખબર છે, કેટલા વાગ્યા તે ?' તેણે ઘડિયાળ સ્મિતા સામે ધરી.

'ખબર તો તમને હોવી જોઈએ. કોઈ કહેનાર નથી એટલે દસ દસ વાગ્યા સુધી ભટકવા કરવાનું, કેમ ? ચાલો. જલદી જલદી હાથ-મોં ધોઈ લો, મને તો...'

'પણ હું તો જમીને આવ્યો.' તેણે સહેજે સંકોચ સાથે કહ્યું.

'ક્યાં ?' સ્મિતા સ્થિર થઈને ઊભી રહી ગઈ અને તેને જોઈ રહી.

'હૉટલમાં વળી, મને એમ કે...' તે ઢીલો પડી ગયો.

'હૉટલમાં સૂઈ રહેવાની વ્યવસ્થા નહોતી ?' સ્મિતા ગુસ્સે થઈ.

તે હસી પડયો : 'મને એમ કે...'.

'શું 'મને એમ કે' કર્યા કરો છો ! ખબર છે, તમારી રાહ જોઈને હું જમ્યા વગર બેઠી છું ?'

'માપન' તો ઠીક છે ...

'પણ ..'

'તમને ખબર તો છે, કે સુરેશ સાંજની ફ્લાઇટમાં મદ્રાસ ગયો છે, પપ્પાતે અગિયારશ છે અને મમ્મી સપ્તાહમાં બેઠાં છે, પછી મારે જમવું કોની જોડે?'

'મને એમ કે તમે જમી લીધું હશે, અને મારે મોડું થાય એમ હતું એટલે...'

'તે રોજ પણ ક્યાં તમે સમયસર તકલીફ આપો છો?'

તે હસી પડ્યો, 'હા, એ બરાબર પણ...સોરી, બસ!'

'સોરી-બોરી કંઇ નહીં. તમારે મારી સાથે જમવું જ પડશે.' અને સડસડાટ સ્મિતા રસોડામા ચાલી ગઈ.

તેનો સહેજ ઊંચો થયેલો હાથ હવામાં અધ્ધર રહી ગયો, અને તેણે બૂટની દોરી છોડવા માંડી

હાથ-મોં ધોઇને તે ટેબલ ઉપર પહોંચ્યો, ત્યારે સ્મિતા બધું ગોઠવીને હાથ જોડીને બેઠી હતી તે હસીને ટેબલ ઉપર બેઠો.

સ્મિતા હજી રીસમાં જ હતી. બન્નેએ ધીમે ધીમે જમવાનું શરૂ કર્યું.

'સુરેશભાઇ પાછા ક્યારે આવે છે?' તેણે ધીમેથી પૂછ્યું.

'મને ખબર નથી.' સ્મિતાની રીસ હજી ય ઊતરી નહોતી.

'તો ય, અંદાજ તો હશે ને! બે-ત્રણ કે ચાર-પાંચ દિવસ...'

'કહ્યું ને, કે મને ખબર નથી.' સ્મિતા સહેજ બોલી, 'કેમ કંઇ કામ હતું?' અને ધ્યાનથી તેને જોઈ રહી.

'ના, ખાસ કંઇ નહિ, જરા મળવું હતું' તે બનાવટી રીતે હસ્યો.

સ્મિતાએ જમતાં જમતાં ફરીથી ઊંચુ જોયું એટલે તેણે ફરીથી કહ્યું: 'ખાસ કંઈ નથી, જરા વાત કરવી હતી,' તે સહેજ હસ્યો, 'કંઈ નહિ, જ્યારે આવે ત્યારે વાત. ઉતાવળ નથી. આ તો...'

'મને કહેવાય એવું નથી?' સ્મિતા એકીટશે તેને જોઈ જ રહી.

'ના, એવું ય નથી, પણ આ તો...'

'ઠીક છે, મને ન કહેવું હોય તો વાંધો નથી. સુરેશ ત્રણ-ચાર દિવસમાં આવે છે, બસ?' અને સ્મિતા શાંતિથી જમવા લાગી, નીચું જોઈને.

'તમને પણ વાત તો કરવી જ છે, ભાભી! પણ...' તે ખૂબ મુંઝાઈ ગયો એટલે તરત જ અટકી ગયો.

'પણ શું? ગુંચવાયા કેમ કરો છો?' સ્મિતાએ ચિંતાથી કહ્યું.

'તમે જમી લો. પછી વાત કરું છું, બસ?' અને તે પણ શાંતિથી જમવા લાગ્યો. વચ્ચે વચ્ચે સ્મિતાના ચહેરાના ભાવ જોઈ લીધા. જમીને બન્ને જણાં દીવાનખાનામાં આવ્યાં. તે સોફા ઉપર બેઠો. સ્મિતાએ વરિયાળી લાવીને તેને આપી અને તેની સામેના સોફા ઉપર બેઠી, 'બોલો, શી વાત છે નિરાંતે કરવા જેવી?' અને સહેજ હસી.

'વાતમાં તો...' તે સહેજ હસ્યો અને સંકોચ સાથે ખિસ્સામાંથી ગેસ્ટ હાઉસની રસિદો કાઢી અને સ્મિતા તરફ હાથ લંબાવ્યો.

સ્મિતાએ ત્વરાથી રસિદો લઇ લીધી, વાંચી અને પછી તેની સામે આશ્ચર્યથી જોયું. કંઇ પણ પૂછ્યા વિના જોયા જ કર્યું! તે ગુનેગાર હોય એ રીતે હસ્યો, 'હા, ભાભી! હું ગેસ્ટ હાઉસમાં રહેવા જાઉં છું!' માંડ માંડ તે વાક્ય પૂરું કરી શક્યો અને નીચું જોયું. સ્મિતા સ્તબ્ધ થઈ ગઈ! થોડી વાર તો કોઈ કંઇ બોલી ન શક્યું.

'મને જરા શોખ થઈ ગયો છે, ગેસ્ટ હાઉસમાં રહેવાનો!' તેણે થોડી વારે મૌન તોડ્યું અને મલાવવા કોશિશ કરી.

'ઠીક છે,' સ્મિતા ખૂબ ઠંડકથી બોલી: 'ક્યારથી જાઓ છો?' અને ખૂબ જ કાળજીથી સેદોની ગડી વાળી.

'કંઈ નક્કી નથી, તમે રજા આપો એટલે...' હસ્યો.

જવાબમાં સ્મિતાએ ઠંડે કલેજે રસિદના ટુકડા કરવા માંડ્યા. તે જોઈ જ રહ્યો! ટુકડા કરીને સ્મિતાએ છત તરફ ફેંક્યા. પંખાની હવાથી ટુકડા આખા રૂમમાં ફેલાઈ ગયા! તે કંઈ જ બોલી ન શક્યો.

'તમારા શોખ માટે અભિનંદન!' સ્મિતાએ મૌન તોડ્યું.

'શોખ કરતાં ય ભાભી! મને હવે લાગે છે કે ઘણું થયું! હવે મારે મારો રસ્તો કરી લેવો જોઈએ. ઘણું વેઠ્યું તમે. હવે મારાથી વધારે વખત તમને તકલીફ અપાય એમ નથી, એટલે...' તે સહેજ ગળગળો થઈ ગયો.

'તમારા કોઈ જ સર્ટિફિકેટની અમારે જરૂર નથી, ખબર છે ને?' સ્મિતાએ ખૂબ જ મક્કમ અવાજે કહ્યું.

'બરાબર છે, પણ...' તે વધારે ગળગળો થયો.

'તમે ગેસ્ટ હાઉસમાં રહેવા જાઓ છો, એ જ અમારે માટે બહુ ઉત્તમ સર્ટિફિકેટ છે. એટલે મોઢેથી બીજા કોઈ સારા શબ્દો ન કાઢશો તો ચાલશે!'

'ભાભી તમે મારા પ્રત્યેની લાગણીમાં અંધ બની ગયાં છો. તમને કેમ સમજાવવું, કે મારે જવા વિના છૂટકો નથી!' તે સહેજ ઉગ્ર બની ગયો.

'કેમ? એવું તે શું છે, કે તમારે મને ઇશારો ય કર્યા વિના ઘર છોડવાની તૈયારી કરવી પડે?' સ્મિતાએ ખૂબ લાગણીવશ થઈને કહ્યું.

તે સહેજ ધીમો પડ્યો, 'આપણા સંબંધોની મીઠાશ જાળવવાનો આ એક જ રસ્તો છે, ભાભી! વધારે વખત રહેવાથી...' તે અટકી ગયો.

'...મીઠાશ ઓછી થઈ જશે, એમ જ ને?' તો તો આવતી કાલથી મારે ને સુરેશે પણ જુદાં રહેવું પડશે! નહિ તો અમારા સંબંધની મીઠાશ પણ તમારી દૃષ્ટિએ જળવાઈ નહિ રહે!' સ્મિતા હસી પડી.

'એમ નથી, ભાભી! મારી વાત જુદી છે મારો સંબંધ પણ ઘરના બધા સભ્યો સાથે જુદા પ્રકારનો છે.'

'ક્યા પ્રકારનો એ સંબંધ છે, મને સમજાવશો, કે જે વધારે વખત સાથે રહેવાથી ઓછો થતો જશે?'

'એ એવા પ્રકારનો સંબંધ છે,' તેનો અવાજ સહેજ સખત થયો, 'કે આવતી કાલે કદાચ આ જ ઘરના બધા સભ્યોની આંખમાં હું કણાની જેમ ખૂંચવા માંડું! અને કદાચ એક દિવસ એવો પણ આવે કે ધક્કા મારીને મને ઘરની બહાર કાઢવો પડે!' બોલ્યા પછી તેને થયું કે તે અકારણ ઉગ્ર બની ગયો હતો.

સ્મિતા ખડખડાટ હસી પડી, 'એટલે એમ કે, અમે તમને ધક્કા મારીને બહાર કાઢીએ એ પહેલાં, માન-મર્યાદા સાથે તમે ચાલ્યા જવા માગો છો, બરાબર?' સ્મિતા હસતી જ રહી.

તેણે ખિસ્સામાંથી રૂમાલ કાઢીને ચહેરા ઉપરનો પરસેવો લૂછ્યો.

'તમારા ભોળપણ ઉપર ઘણી વાર મને પુષ્કળ ગુસ્સો આવે છે, ભાભી !' તે ઠંડો થઈને શાંતિથી બોલ્યો.

'ઓત્તારી ! કોઈની લુચ્ચાઈ ઉપર ગુસ્સો આવે એ તો જાણે માન્યામાં આવે એવી વાત છે, પણ....'

'હા, તમારું ભોળપણ ઘણી વાર મને વસ્તુ-સ્થિતિ સમજાવવામાં ખૂબ જ ભારે પડે છે! તમારા મગજમાં કોઈ દિવસ એવો ખ્યાલ પણ નથી આવતો, કે કોઈ દિવસ આપણા સંબંધ ઉપર પણ કોઈક શંકાની નજરથી જોશે.' તેણે કહેતાં કહી દીધુ

'પણ એ તો દીવા જેવી સ્પષ્ટ વાત છે, એવો ખ્યાલ આવી જ કેમ શકે ?' સ્મિતા ખૂબ વિશ્વાસથી બોલી.

'તમારી એ માન્યતા જ મારા માથાનો દુઃખાવો છે!' તેણે માથે હાથ દઈને કહ્યું.

'તમે કહેવા શું માગો છો. કંઈક ખુલાસો કરશો ?' સ્મિતા ગંભીર બની.

'હું કહેવા એમ માગુ છું, મારા પાગલ-ભાભી, કે કોઈકને આપણા સબંધ ઉપર વહેમ આવવા માંડ્યો છે !'

'એમ ? કોને ?' સ્મિતાની આંખો આશ્ચર્યથી પહોળી થઈ ગઈ.

'હવે એ બધું ય પાછું મારે ખુલાસાવાર સમજાવવાનું, એમ ને ?'

'પણ આ તો દુનિયાની આઠમી અજાયબી છે! કહો ને, કોને વળી આવું ભૂત ભરાયું છે?' સ્મિતા વધારે ગંભીર થઈ ગઈ.

'ભાભી! મને પાકે પાયે ખબર મળ્યા છે કે મમ્મી-પપ્પાને આપણા સબંધ ઉપર વહેમ થઈ ગયો છે.' તે લગભગ રડવા જેવો થઈ ગયો અને વધારે બોલી ન શક્યો.

'ઇમ્પોસિબલ!' સ્મિતા કરંટ લાગ્યો હો તેમ સોફા ઉપરથી ઊભી થઈ ગઈ, 'કોણે કહ્યુ તમને ?'

'મને ખબર જ હતી કે તમે હદ ઉપરાં ઉશ્કેરાઈ જશો, પણ શાંત થાઓ. હું બધું ય તમ વિગતે સમજાવું છું' તેણે ઠંડે કલેજે કહ્યું.

સ્મિતા ઊભી જ રહી: 'ના, મને ઝટ કહે કોણે કહ્યુ તમને?'

'ભાભી, બીજા કોઈએ કહ્યું હોત તો હું આ વાત માનત નહિ, પણ સુરેશભાઈએ જ મં ચેતવ્યો.'

'એમ?' સ્મિતાનો અવાજ ફાટી ગયો: 'મ *કેમ સુરેશે કંઈ કહ્યુ નહિ?' સ્મિતા લગભગ રડવ* જેવી થઈ ગઈ.

તે કંઈ ન બોલ્યો.

સ્મિતા સોફામાં ફસકાઈ પડી. થોડી વા સૂનમૂન બેઠી રહી. પછી ખૂબ ધીમેથી ઊભી થઈ અને ટાઈલ્સ ઉપર પડેલા રસિદના ટુકડા વીણવ લાગી. ટુકડા તો પાછા આખા રૂમમાં ફેલાઈ ગય હતા! તે જોઈ જ રહ્યો. કંઈ બોલી ન શક્યો સ્મિતા કાળજીથી ટુકડા વીણતી રહી અને બધ ટુકડાઓ ભેગા કરીને સ્મિતાએ તેના હાથમાં મૂક્યા તેણે ઊંચે જોયું. નજર વધારે વખત મેળવી ન શક્યો!

આંસુનાં એ તગતગતાં ટીપાં સ્મિતાની આંખમા સળવળતાં હતાં. તેને થયું કે, છેલ્લી ઘડીએ હવે આંસુઓ જોવાં પડશે, તે નીચું જોઈ ગયો અને સ્મિત દોડીને તેના બેડ-રૂમમાં પહોંચી ગઈ અને તેણે બારણું જોરથી બંધ કરી દીધું. તે પોતે તો રડી પણ ન શક્યો!

[ તરતમાં પ્રગટ થનાર નવલકથા 'ગુંજન'નું એ પ્રકરણ ]

# ૧૫

## વિઠ્ઠલ પંડ્યા

આજદિન લગી શાંતાને ધરપત રાખવાની શિખામણ દેનારા કેશવલાલ એ દિવસે ઊકળી ગયા હતા. એમનો પારો આસમાને પહોંચ્યો હતો. બાપ–દીકરી બેઉની એ ખબર લઈ નાખવાના હતા.!

એ સવારે શાંતાએ એમને ત્યાં પહોંચીને નાટક કરવામાં બાકી કાંઈ જ રાખ્યું નહોતું ! ત્રણ પેઢીએ પોતાની બહેન થતી નિર્મળાના ખોળામાં પડતું મેલી ધ્રુસકે ધ્રુસકે રોવા માંડ્યું હતું. આથી પૂજામાં બેઠેલા કેશવલાલને કહેવું પડ્યું હતું :

'પણ છે શું કે આમ રોવા લાગી છે તું ?'

શાંતાએ ત્યારે નાક અને આંખો લૂછતાં હેમાએ પોતાનું કેવું અપમાન કર્યું હતું અને કાનના કીડા ખરી પડે એવી–ગાળો દીધી'તી એ કહી બતાવ્યું હતું.

'આમાં મારો વાંક એટલો જ જિજા, કે ભૂલથી મેં આપણા કાર્તિકનું નામ લીધું અને એનાં વખાણ કર્યાં, પેલા સાથે રાતે ક્યાંક એ ભટકીને આવી'તી એનું કશું નહિ અને કાર્તિકને ચા–નાસ્તા વિના કેમ કાઢી મૂક્યો એમ પૂછ્યું એવી જ વંતરી મારા પર તૂટી પડી !'

આ સાંભળીને નિર્મળાએ કહેવા માંડ્યું હતું :

'પણ... આપણા કાર્તિક માટે એને જરાયે માન ન હોય તો પરાણે આપણે વળગતાં જવાની શી જરૂર છે ? એવી મિજાજી છોકરીને ઘરમાં લાવીને શું મળવાનું છે ?'

'તું ચૂપ રહે.' કેશવલાલે નિર્મળા બિચારીને ધમકાવી કાઢી હતી, 'આમાં તું કંઈ ન સમજે. હેમાંગીના મગજમાં એટલી રાઈ હશે તો મારા મગજમાં સત્તરગણી વધારે છે ! એ બાપ–દીકરીને ઠેકાણે કેમ લાવવાં એ હું જાણું છું.'

સવારે કાપડ બજારના એક દલાલ સાથે એમણે મુલાકાતનું નક્કી કર્યું હતું, આથી શાંતા સાથે જઈ શકાય એમ નહોતું; પરંતુ સાંજે પોતે એને બંગલે આવી, એ બાપ–દીકરીનાં છોતરાં ઉડાવી નાખશે એવું શાંતાને આશ્વાસન દઈ ટાઢી પાડી હતી.

એમ કહ્યા મુજબ સાંજે મનમોહનને શેઠને ત્યાં શાંતા સાથે એ જઈ તો ઊભા, પરંતુ પ્રથમ ગ્રાસે જ મક્ષિકા જેવું થયું ! હેમાંગી સાથે બહાર નીકળતા ઉમેશને દમ ભિડાવવા જતાં પૂરી રીતે અપમાનિત થવું પડ્યું ! પોતાને બુઢ્ઢો ખટૂસ કહી,

હેમાંગીની બગલમાં હાથ ભેરવી, એ નાલાયક ચાલી ગયો. આથી એ બેઉ જણ પરનો ગુસ્સો મનમોહન શેઠ પર ઠાલવવા એમના ખંડમાં ધસી ગયા અંદર જતાં જ એ ગર્જ્યા :

'મનમોહન શેઠ, આમ ટૂંટિયાં વાળીને પડી રહેવાનું જ શીખ્યા છો, કે પછી ઘરમાં શું થાય છે એ જોવાની દરકાર પણ રાખો છો ?'

'આ.. વો કેશુ...ભાઈ !' બેઠા થવાનો પ્રયત્ન કરતાં મનમોહને કહ્યું, 'શાની ફરિયાદ લઈ ને આ...વ્યા છો ?'

'તમારી સામે અને તમારી મગરૂર દીકરી સામે ફરિયાદો છે !' બેઠક લેતાં એવા જ ઉત્તેજિત સ્વરે કેશવલાલે કહેવા માંડ્યું. 'આજ લગી હેમાંગીને હું સમજુ અને વિવેકી છોકરી માનતો હતો; પરંતુ હવે લાગે છે કે... પેલા હરામખોર છોકરાની લતે ચડી સંસ્કાર એણે ધોઈ નાખ્યા છે !'

'તમે ક્યાં છો. કોની વાત કરો છો, કેશુ...ભાઈ ?'

'કેમ ઉમેશ મહેતાને તમે નથી જાણતા શું ? તમારી ફૅક્ટરીમાં જ તો મિકેનિક તરીકે એ કામ કરે છે !'

'હા .. ઓળખ્યો, પણ એ...નું શું છે ?'

'શું તે... એ રાસ્કલ જોડે હેમાને દોસ્તી છે ! દોસ્તી પણ એવી કે, નિર્લજ્જની જેમ, અમારા દેખતા, હેમાની બગલમાં હાથ ભેરવી એ ચાલે અને તમારી દીકરી એનો ગર્વ લે !'

તો, ધીમો ખોખારો ખાઈ, છૂપી નજરે બારી બાજુ તાકી રહેતાં મનમોહન શેઠે વાતને હસી કાઢી.

'આજનો.. જમાનો જ એવો છે, કેશુ... ભાઈ ! છોકરાં એવાં ...આ...ઝાદ થઈ ગયા છે કે... મા...બાપનું એ...માં શું ચાલે ?'

'એટલે તમારે ય હેમાને વંઠી જવા દેવી છે અભ્યાસ કરવાને બદલે રાતવરત પેલા બદમાશ નોકર સાથે ભટકતી રહે એ જોતા રહેવું છે, શેઠ ?

'જુઓ કે... શુ ભાઈ ! હું અ.. ત્યારે કેટ... લો લા...ચાર છું એ ત.. મે જાણો છો. નથ જુ...વાન પત્ની મા...રા વશમાં કે...નથી જુ.. વાન પુત્રી ! પછી બો.. લો, મારે શું કર.. વું ?'

આક્ષેપ શાંતા પર પણ હતો, આ સાંભળી, બારણાને અઢેલી એ ઊભી હતી તે આગળ આવી ફુંફાડો મારતી બોલી ઊઠી :

'મારી બાબતમાં થૂંક ઉડાડો છો તે ..મેં એવું શું કર્યું એ તો જણાવો !'

'મારે... કો...ઈને કશું નથી જ...ણાવવું બધાં...થી હું ગળા સુ ..ધી ધ...રાઈ ગયો છું !'

'ચાલો, એ વાત જવા દો.' શાતા પરના આક્ષેપની બાબતમાં છાંટા પોતાની પર ઊડે એમ હતા આથી પાછી મૂળ વાત પકડી લેતાં કેશવલાલે વચ્ચે દરમિયાનગીરી કરી : 'મારું કહેવું એમ છે કે, હેમાને, શાંતા બે શબ્દ શિખામણના કહેવા જાય અને એ છોકરી ફટ દઈ શાંતાનું મોં ચૂંટી નાખે અને સરકારી માણસને શરમાવું પડે એવી ભૂંડી ગાળો દે એ શુ સારું કહેવાય, શેઠ ?'

'હું... પણ ક્યાં સા...રું કહું છું ભા ..ઈ ? પણ હ...વે છો...કરી પુખ્ત વયની અ...ને સમજુ થ...ઈ છે, એ ..ટલે મારા...થી એને કાં...ઈ જ ન ક...હેવા.. ય !'

'એને ભલે તમે કાંઈ ન કહો, પણ પેલા લુચ્ચાના સરદાર ઉમેશ બાબતમાં તો કંઈ કરી શકો ને ?'

'શું ક...રું ?'

'એને કારખાનામાંથી રુખસદ અપાવી દો. તમે નથી જાણતા શેઠ, પરંતુ ઉમેશ એક નામીચો ગુંડો છે! એટલે જ રમણીકલાલે એને રાખ્યો છે, એટલે મારું તો કહેવું એમ છે કે હેમાની વગોવણી થતી રોકવી હોય તો તાબડતોબ એ પાજીને ત્યાંથી પાણીચું અપાવી દો.'

'ના, મા...રાથી એ થઈશ... કે એમ નથી.'

'કેમ ન થઈ શકે, શેઠ?'

'ફેક્ટરી... નાં યુનિ...યનોની દાદા...ગીરી તો ત...મે જાણો છો. ઉ...મેશને છુ:..ટો . કર...વા જતાં તો...ફેન થાય તો...ના હું એ...વો હુ...કમ ન આ...પી શકું.'

'અચ્છા' કહેતાં દાંત ભીંસી કેશવલાલ ઊભા થઈ ગયા: 'તમે હેમાને ઠપકો ન આપી શકો અને ઉમેશને ફેક્ટરીમાંથી ન કાઢી શકો તો પછી મારે મારી રીતે રસ્તો કાઢવો પડશે.' કહી ધુંધવાયેલા ચહેરે કેશવલાલ ચાલવા માંડ્યા.

'અરે, પણ જિજા, ઊભા રહો.' કહેતી શાંતા એમની પાછળ દોડી, 'જરા મારી વાત તો સાંભળો, મારે હવે શું રસ્તો લેવો?'

'શું તે...કાંકરિયું અહીંથી નજીક છે!'

બિચારી શાંતા! એનો ચહેરો લેવાઈ ગયો. એ મૂઢ સરખી થઈ ગઈ. જિજા ગાજ્યા હતા એવા વરસ્યા નહિ. હવે પોતે શું કરવું? હતાશાથી ઘેરાઈ જઈ પાછી વળવા એ જતી હતી ત્યાં દરવાજા કને મહારાજને ઊભેલો જોયો. એવી જ જિજા પરની ખીજ એના પર ઉતારી:

'ભોતની જેમ અહીં શું ઊભો છે? જા તારું કામ કર.'

સમજી-વિચારી મહારાજ પાછો વળ્યો. રસોડામાં બેઠા શાક સમારી રહેલા છનાલાલને ધીમેથી એણે કહ્યું:

'છનાકાકા, મને તો બીક છે કે આ ઘરમાં કાંઈક નવાજૂની થઈને રહેશે!'

હેમાંગીને પણ એવી જ બીક લાગતી હતી. આશ્રમરોડ બાજુ હંકારતાં, હોઠ ભીડી બેસી રહેલા ઉમેશને એ કહી રહી હતી:

'ઉમેશ, મને લાગે છે કે પેલો જમ કેશુકાકો હવે કંઈક નવાજૂની કરીને જ જંપશે!'

'ફિકર છોડ. તારો કેશુકાકો કંઈ ઈશ્વર તો નથી ને? અને ઈશ્વર હોય તો યે શું થઈ ગયું?'

'તને હજી ખબર નથી!' એવા જ ચિંતિત સ્વરે હેમાંગી કહેવા લાગી: 'એ માણસ રાહુ જેવો છે. શી ખબર કયા કારણે પણ બાપુજી એનાથી બીતા રહે છે. એનાથી એવા દબાયેલા છે કે કેશુકાકો એનું ધાર્યું કરાવી શકે છે! બાપુજી પર રાહુની જેમ એવો એ છવાયેલો છે કે બાપુજીને શાંતા બાબતમાં પણ આંખ આડા કાન કરવા પડે છે.'

આ સાંભળી ઉમેશે હેમાંગી સામે જોયું:

'તારી આ શાંતાબા કેવી બાઈ છે, હેમા?'

'નફ્ફટ અને નિર્લજ્જ બાઈ છે!'

'મને પણ એવું જ લાગ્યું. કદાચ કેશુકાકા જોડે એને આડો સંબંધ પણ હોય!'

'હશે-શું થાય?' આછો નિ:શ્વાસ નાખી હેમાંગી બોલી ઊઠી: 'બાપુજીને લકવો થયો એ પરિસ્થિતિનો બેઉ જણ ગેરલાભ ઉઠાવી રહ્યાં છે. મારી બા મૃત્યુ પામી અને એ ઉંમરે બાપુજીને કુંવારી કન્યા કોણ દે? આથી એમના મિત્ર હોવાનો દાવો કરતા કેશુકાકાએ રામ જાણે ક્યાંથી વિધવા થઈને રખડતી એ બલા લાવીને અમારા ઘરમાં બેસાડી દીધી!'

થોડી વાર લગી બેઉ જણ ખામોશીમાં બેસી રહ્યાં. ડાબી બાજુથી આકાશવાણી ભવન પસાર થઈ

ગયું અને ગાડી આગળ વધી. ખામોશી તોડી ઉમેશે પૂછ્યું :

'કેશુકાકાનો ડોળો તારી મિલકત પર ખરો કે નહિ, હેમા ?'

'ખરેખર તો! એટલે જ તો આ બધાં હવાતિયાં એ મારી રહ્યો છે! એના કાર્તિક જોડે મારું વેવિશાળ થાય તો મારી જોડાજોડ મારી મિલકત પણ એના ઘરમાં જાય ને? પણ કાર્તિકને હું દાદ નથી આપતી અને તારી સાથે દોસ્તી રાખું છું એટલે કેશુકાકા અને શાંતા વ્યગ્ર થઈ ગયાં છે. આ બધી ભાંજગડમાં એક અગત્યની વાત કહેવાનું તો હું ભૂલી જ ગઈ!'

'શી વાત છે એવી?'

'ગઈ રાતે ચંપાની વાડીએથી પાછાં ફર્યા બાદ હું ઉપર મારા ખંડમાં ગઈ'તી ત્યારે શાંતા ફોન કરી કોઈકને સૂચના આપી રહી હતી કે તને ઓખરો કરવો જોઈએ!'

'મને?'

'હા, શિયાળો ચાલે છે ને, એટલે તને મેથીપાક આપવાની ઇચ્છા છે એની!'

'તો ભલે એની ઇચ્છા એ પૂરી કરે.'

'ગમ્મતની વાત નથી, ઉમેશ!' ગાડી રસ્તાની એક બાજુએ લઈ પાર્ક કરતાં હેમાંગીએ ગંભીરતાપૂર્વક કહેવા માંડ્યું, 'આગળ મેં કહ્યું તેમ આ લોકો પોતાનું ધાર્યું કરે એવાં જિદ્દી અને હલકટ છે! માટે સાવધ રહેવું સારું!'

મોટરમાંથી નીચે ઊતરી, દરવાજાનો કાચ ચડાવતાં ઉમેશે બેપરવાઈથી જવાબ આપ્યો :

'ઠીક છે મને ઓખરો કરવા અને મેથીપાક ચખાડવા કોઈ આવે તો ખરું–ત્યારે જોયું જશે.'

'એમ છતાં તું સંભાળીને રહેજે હોં, ઉમેશ!' પોતાની બાજુનો કાચ ચડાવી ગાડી 'લૉક' કરતા હેમાંગીએ કહ્યું, 'કેશુકાકા જેવાં નાગને તેં છંછેડ્યો છે તો જરા જાગ્રત રહેજે! મને તો અત્યારથી તારી ચિંતા થાય છે,' લે!'

'ચિંતાને માર ગોળી અને એ કહે કે આપણે હવે અહીં ક્યાં જવાનું છે?'

'પિક્ચર જોવું છે!' પર્સ ખભે ભરાવી, આગળ ચાલતાં હેમાંગી બોલી ઊઠી, 'આવી બધી ભાંજગડોથી મગજ પર એવું 'ટેન્શન' વધી ગયું છે, કે મારી તો બુદ્ધિ બહેર મારી ગઈ છે.'

'તમારી છોકરીઓની જાતની આ જ મોટી પંચાયત છે!' હેમાંગી જોડે ચાલતાં ઉમેશે વ્યંગમાં કહેવા માંડ્યું, 'આમ છે તે મોટી મોટી ડંફાસ મારો પણ પરિસ્થિતિનો સામનો કરવાનો વખત આવે ત્યારે પાણીમાં બેસી જાઓ!'

એવો જ હેમાંગીએ ઉમેશનો હાથ ઝાલી લઈ અણધાર્યો સવાલ કર્યો :

'તારી ફ્રેન્ડ વાસંતી પણ એમ પાણીમાં બેસી ગઈ ખરું ને, ઉમેશ!'

તો એકદમ ઊભા રહી જઈ, હેમાંગીના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લેતાં ગંભીર સ્વરે ઉમેશે કહ્યું :

'આજે બોલી એ બોલી! ફરી વાર એની વાત જબાન પર ન લાવતી, હેમા! આઇ ડિસલાઇક ઇટ!'

'અચ્છા તને ન ગમતું હોય તો ફરી વાર એ વાત હું નહિ કાઢું – બસ.'

પોતાની ઘડિયાળમાં જોતી, હેમાંગી જઈને ઉપલા વર્ગની બે ટિકિટો લઈ આવી અને બેઉ જણ સિનેમાગૃહમાં પ્રવેશ્યાં ધાંધલ, ધમાલ, રહસ્ય અને રોમાન્સથી ભરપૂર ચિત્ર હતું. ઇન્ટરવલ પડ્યો ત્યાં સુધી હેમાંગી ઉમેશનો હાથ પોતાના હાથમાં રાખી, એના ખભે વારંવાર માથું ટેકવતી બેસી રહી. પછી થિયેટરમાં અજવાળું થતાં ઉમેશને પૂછ્યું :

'આ–કૉફી કંઈ લેવું છે તારે ?'

'ના.'

'તો બેસ, વેફરનાં પડીકાં લઈ આવું હું.'

પરંતુ ઉમેશે હાથ પકડી એને રોકી અને પોતે જ ઊભો થયો. હેમાંગી એની પાછળ જોઈ રહી અને પ્રલંબ નિસાસો નાખ્યો. મનમાં એને થયું યે ખરું : વાસંતીએ તને એવા તે કેવા પ્રેમના પ્યાલા પીવરાવ્યા છે, કે એને ન પામતાં આટલો તું ઘાયલ થઈ ગયો છે, ઉમેશ ?

આવા વિચારોમાં ખોવાઈને એ બેઠી હતી ત્યાં પાછલી બેઠક પરના કોઈ માણસે એની સિટને ધમધમાવવા માંડી ! આ જોઈ પાછળ નજર કરી હેમાંગીએ જરા કરડા સ્વરે કહ્યું :

'એ મિસ્ટર ! સખણા બેસો ને જરા.'

એટલામાં ઉમેશ આવી પહોંચ્યો. હેમાંગીને એણે પૂછ્યું :

'શું વાત છે, હેમા ?'

પરંતુ ઉમેશ પેલાની જોડે નાહકની તકરાર કરી બેસશે એવા ડરથી હેમાંગીએ ભળતું જ કારણ બતાવ્યું :

'કાંઈ નહિ, એ ભાઈ જરા ખડખડાટ કરતા હતા.'

'કેમ મિસ્ટર ?' બિસ્કિટ અને વેફરનાં પડીકાં હેમાંગીને આપતાં ઉમેશે આંખ બદલી, 'પાછળ બેઠા બેઠા બકવાસ શાનો કરો છો ?'

'અરે, પણ ભાઈ–' પેલો ખી ગયો, 'હું ક્યાં બકવાસ કરું છું ? પૂછો મારી બાજુમાં બેઠેલાં આ બહેનને.'

'તો પછી શું કરતા 'તા ?'

'અરે સાહેબ, મારો પગ જરા બહેનની સિટને વાગી ગયો એટલું જ, બાકી તો–'

'તે વાગી શાનું જાય ? ટાંટિયા જરા સખણા રાખો ને. અહીં ઓછા દોરના તબેલામાં બેઠા છો, કે કોઈની સિટને એમ લાત મારવાનું મન થાય છે ?'

'ભૂલ થઈ ગઈ, સાહેબ !' દાઢી–મૂછવાળા સશક્ત જુવાનિયાનાં તીખાં વચનોથી નરમ પડી પેલા માણસે વાત ટુંકાવી લીધી.

પિક્ચર જોઈને નીકળ્યા પછી ગાડીમાં બેઠક લેતાં હેમાંગીએ કહ્યું :

'અત્યારે તારે મારે ત્યાં આવવાનું છે. જે હશે તે આપણે જોડે બેસી ખાઈ લઈશું–પછી તું જજે.'

'ના.'

'ના, કેમ ?' ગાડી સ્ટાર્ટ કરતાં હેમાંગીએ પૂછ્યું,' 'મારાથી તું 'બોર' થઈ ગયો છે, ઉમેશ ?'

'બોર થવાની–કંટાળી જવાની વાત નથી, હેમા ! પણ પરીક્ષામાં બેસવું છે એટલે મારે હવે વાંચવું પડશે ને ? ક્યાં લગી તારી સાથે આમ ભટક્યા કરું ?'

તો ગાડી રસ્તા પર લેતાં હેમાંગીએ વ્યંગ કર્યો:

'એમ લાગે છે કે, મારી જોડેની દોસ્તીથી તું થાકી ગયો છે ! કારણ કે પરાણે તારે મારી સાથે ઘસડાવું પડે છે ! ઉપરાંત તારા મનમાં ભય પણ છે કે...'

'શાનો ભય ?'

'અમારાં હિતશત્રુઓનો. મારે કારણે તારે એમની જોડે અથડામણમાં આવવું પડે અને પછી, આપણે પિક્ચરમાં જોયું એમ, તારે જ વધારે સહન કરવાનું આવે !'

આ સાંભળી ઉમેશે હેમાંગીને ખભે ટપલી મારી:

'એક વાત સાંભળી લે હેમા ! કોઈથી એમ બીવાનું હું શીખ્યો જ નથી. તારા કેશુકાકાને કહી દેજે : મુકાબલા માટે હું તૈયાર છું ! હું એવો કાયર

નથી કે એમની બીકે ક્યાં ય ભાગી જાઉં કે તારી સાથેની દોસ્તી તોડી દઉં !'

ઉમેશની વાત સાભળી હેમાંગીના હોઠ લગી શબ્દો આવીને અટકી ગયા :

'તારે મોઢેથી મારે આવું જ કંઈક સાંભળવું હતું, ઉમેશ ! તને મારા પ્રત્યે જરા ય લાગણી છે કે નહિ એ જ મારે જાણવું હતું'

પરંતુ આવું કંઈ ન બોલતાં એણે મૂગાં મૂગા ઉમેશના હાથ પર હાથ દાબી દીધો અને પછી મનમા મલકી ગાડીની ગતિ વધારી દીધી

કારખાના બાજુનો રસ્તો ચાતરી હેમાગીની મોટર સીધી મણિનગરને રસ્તે જવા લાગી, ત્યારે ગાડી ઊભી રખાવી ત્યા જ ઊતરી જવાનું ઉમેશને મન થયું; પરંતુ જાણીબૂઝીને એ ચૂપ રહ્યો અને મોટર હેમાગીને બગલે જઈ ઊભી રહી.

નીચે ઊતરી પડી ઉમેશે ગેઈટ ખોલ્યો હેમાગીએ ગાડી અંદર લીધી. ગેઈટ વાસી ઉમેશ પગથિયા પાસે જઈ ઊભો, એટલામા ગાડી 'લૉક' કરી હેમાગી એની નજીક ગઈ અને એનો હાથ ઝાલી ઓસરીના પગથિયાં ચડી :

'પહેલાં જરા બાપુજીને મળી લઈએ. આપણા ગયા પછી કેશુકાકાએ કંઈ ધાંધલ મચાવી'તી કે નહિ એ ખબર તો પડે ! આવ.'

શી ખબર કેમ, મનમોહન શેઠને મળવાનો ઉમેશને આટલા દિવસમા કોઈ દિવસ ઉમળકો થયો નહોતો, પરંતુ હેમાંગીને કારણે એને એ ચાલું પડ્યું. દસ વાગી ચૂક્યા હતા, આથી ઘરમાં ત્યારે સોપો પડી ગયા જેવું વાતાવરણ હતું. ફક્ત છનાલાલ ઓસરીના એક ખૂણે ધાબળો ઓઢી બેઠો હતો. તે એ બેઉને જોઈ ઊભો થયો. હેમાંગીએ એને પૂછ્યું.

'બા–બાપુજી ઊંઘી ગયાં, છનાકાકા ?'

'હા, એમને ગોળીઓ આલીને આઈ આવીને હું તમારી રાહ જોતો બેઠો છું'

'હં .. પણ તમે કાંઈ સાંભળ્યું 'તું ?' એની નજીક જઈ બિલકુલ ધીમા સ્વરે હેમાંગીએ પૂછ્યું, 'કેશુકાકા અને બાપુજી વચ્ચે કંઈ બોલચાલ થઈ'તી ?'

'હા, ઘણી થઈ'તી, બહેન ! અંદર બાજુ નજર કરી લઈ છનાલાલે જવાબ દીધો, 'કહે કે ઉમેશ લૈને કારખાનામાંથી કાઢી મૂકો, પણ શેઠ સાહેબે એ બાબતમાં નન્નો જ ભણ્યો ! આથી ગુસ્સો કરી એ ચાલી ગયા.'

'ભલે ચાલી ગયા તો, પણ મારી થાળી કરી રાખી હોય તો શાક વગેરે જરા ગરમ કરી ઉપરે મૂકી જાઓ.'

'ભલે, બહેન.'

'જોડે થોડી સેન્ડવીચ અને બિસ્કિટ પણ લાવજો.'

બેઉ જણ ઉપર ગયાં બાજુના પંડમા જઈ હેમાગી કપડાં બદલવા લાગી ઉમેશ ત્યાં સુધી પગ પર પગ ચડાવી અદબ બીડી, આંખો મીચી બેસી રહ્યો. ઓરડામાંથી બહાર આવી હેમાંગીએ એને જોયો એવી જ એ એની નજીક ગઈ એને કપાળે હાથ મૂક્યો અને બોલી ઊઠી :

'તારી તબિયત તો ઠીક છે ને, ઉમેશ ?'

'હં .. ઠીક છે.'

'લે, ચાલ, ખાવાનું આવી ગયું!'

ઊઠીને ઉમેશ હાથ ધોઈ આવ્યો. છનાકાકા ખાવાનું રાખીને ચાલી જતા હતા એમને રોકીને હેમાંગીએ, પંદરેક મિનિટ પછી બે કપ કૉફી લાવવા જણાવ્યું. ઉમેશ, હેમાંગીની બાજુમાં ગોઠવાયો. હેમાંગીએ કહ્યું : .

'ચાલ, શરૂ કર.'

પરંતુ થાળીમાંથી કોળિયો લેવા જતા જ કોણ જાણે કેમ, એ ખચકાયો ! આ જોઈ હેમાંગી આશ્ચર્યથી તાકી રહી :

'કેમ, શું થયુ ઉમેશ?'

'ના હેમા!' વિષાદભરી નજર હેમાંગીની આંખોમાં માંડી ઉમેશે જવાબ આપ્યો, 'આવી રીતે મારા મોંમાં એક કોળિયો પણ નહિ જાય.'

'પણ તને થયું શું એ તો કહે?'

'મને અત્યારે એ પ્રસંગ યાદ આવી ગયો, હેમા. તું શું જાણે, પણ આવી જ રીતે એકવાર મારા ઘરમાં હું અને વાસંતી એક જ ભાણામાં ખાવા બેઠાં 'તાં!'

'ઓહ! પણ મારી ભેગા બેસી ખાવામાં તને વાંધો છે ઉમેશ?'

'વાંધો બીજો કશો નથી, પણ મારી લાગણીના તંતુઓ અત્યારે એવા આળા થઈ ગયા છે કે...'

'તો ચાલ, મારી ભેગાં બેસી ખાવામાં તારી લાગણી દુભાતી હોય તો બીજી ડીશમાં ખાવાનું તને કાઢી દઉં.'

એવો જ ઉમેશે હેમાંગીનો હાથ ઝાલી લીધો :

'ના, હેમા, રહેવા દે.'

'કેમ, ના?'

'એવી રીતે જુદી ડીશમાં ખાવાનું લઈ તારી લાગણીને ઠેસ પહોંચાડવા હું નથી માગતો.'

'મારી લાગણી તું સમજી શકે છે ખરો?'

'ભલે તું વ્યંગ કરે, પણ હું દેખાઉં છું એવો સાવ લાગણીહીન માણસ નથી. તને હું ચાહું છું, હેમા! રીયલી આઇ લવ યુ–'

એવી જ હેમાંગી ઊભી થઈ અને બાજુના ખંડમાં દોડી ગઈ. ઉમેશને કંઈ સમજાયું નહિ. ઓચિંતાનું એને શું થઈ ગયું? ખાવાનું એમનું એમ મૂકીને ઊઠી કેમ ગઈ? એકાદ મિનિટ સુધી તો લમણે હાથ દઈ એ બેસી રહ્યો. પછી કંઈક વિચાર કરી બાજુના બેડ-રૂમમાં ગયો.

હેમાંગી પલંગમાં પડી રોઈ રહી હતી.

ઉમેશ વધારે અસ્વસ્થ થઈ ગયો. ખાવાનું હજી પડયું છે અને છનાકાકા આવે અને એને આમ રડતી જુએ, તો શું ધારે? પાછો જઈને આગલો દરવાજો એ બંધ કરી આવ્યો. પછી હેમાંગી પાસે જઈ, મેકસી વડે આવૃત એનાં અંગ પર હાથ પસારવા લાગ્યો.

એવું જ રોતા સ્વરે હેમાંગીએ આછું ધૂરિયું કર્યું :

'રોવા દે મને, તારે શું છે કે મને...'

'મારે ઘણુંયે છે' કહેતાં પલંગમાં બેસી જઈ ઉમેશે હેમાંગીના બદનને બાથ ભરાવી. પછી નીચા ઝૂકી એના ગાલ પર ચુંબન ભર્યું, 'હેમાંગી, ઓ હેમા, મારી-આંખમાં જો. તને હું મન પ્રાણથી ચાહું છું કે નહિ એ તને મારી આંખોમાં દેખાશે.'

એવું જ હેમાંગીએ પડખું ફેરવ્યું. ઉમેશ સામે ક્ષણાર્ધ તાકી રહી અને પછી પાગલની જેમ ઉમેશને વળગી પડી!

* * *

કોફી પોટમાં બે કપ કોફી ભરી છનાલાલ ઉપર ગયો ત્યારે મુખ્ય દરવાજો બંધ જોયો. આથી એણે ધીમે સાદે બૂમ મારી :

બહેન, ઓ હેમા બહેન.'

પરંતુ બે મિનિટ લગી એણે રાહ જોઈ, છતાં દરવાજો ન ખૂલ્યો, એટલે થાકીને ટ્રે એણે નીચે મૂકી અને પોતે ય ખભા પરથી લપસી પડેલો ધાબળો ઠીક કરી ફરસ પર બેઠો. પછી ખિસ્સામાંથી બાકસ-બીડી કાઢતાં વિચારવા લાગ્યો :

કોઈ કાંઈ બોલતું યે નથી.-તે અંદર ભરાઈ જઈ બેઉ જણ મારાં બેઠાં એકબીજાને કોળિયો તો નહિ ભરાવતાં હોય ને!

[તરતમાં પ્રગટ થનાર નવલકથા **'આખું આકાશ મારી આંખોમાં'**નું એક પ્રકરણ]

# આ માસનાં નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| અ. નં. | પુસ્તકનું નામ | લેખકનુ નામ | વિભાગ | કિંમત |
|---|---|---|---|---|
| ૧. | નયન ઝૂકે ત્યાં શ્યામ | શ્રી ગુણવંત ભટ્ટ | નવલકથા | ૯–૦૦ |
| ૨. | લખ્યા લેખ | શ્રી ઈશ્વર પેટલીકર | ” | ૧૧–૭૫ |
| ૩. | ઊર્મિ અને આશા | શ્રી સારંગ બારોટ | ” | ૯–૫૦ |
| ૪. | કુર્યાત સદા મંગલમ્ | ” | ” | ૧૧–૦૦ |
| ૫. | મન મેલાં તન ઊજળાં | શ્રી વિઠ્ઠલ પંડયા | ” | ૧૨–૭૫ |
| ૬. | બંડખોર | શ્રી ગુણવંતરાય આચાર્ય | ” | ૧૦–૭૫ |
| ૭ | સરમુખત્યાર | ” | ” | ૧૦–૨૫ |
| ૮. | ઉલ્કા | શ્રી વિ. સ. ખાંડેકર | ” | ૧૪–૭૫ |
| ૯. | કોઈનાં આંસુ કોઈનાં સ્મિત | શ્રી કનૈયાલાલ જોષી | ” | ૧૩–૭૫ |
| ૧૦. | અધીરુ યૌવન | હંસાબેન સી. પટેલ | ” | ૧૭–૦૦ |
| ૧૧. | કોઈને કહેશો નહિ | શ્રી જ્યોતિર્ રાવલ | ” | ૧૦–૦૦ |
| ૧૨. | નયના અને નીલકંઠ | શ્રી રતિલાલ ગિરધરલાલ શાહ | ” | ૧૨–૫૦ |
| ૧૩. | ચબલ ધ્રૂજે લોહી ટપકે | શ્રી કૈલાસ નાયક | ” | ૧૬–૫૦ |
| ૧૪. | માયા મસાણે | શ્રી સંત ભાયા | ” | ૨૦–૦૦ |
| ૧૫. | વટ, વેર અને વહાલપ | ” | ” | ૧૯–૦૦ |
| ૧૬. | ચગડોળ | શ્રી નટવર મેવાડા | ” | ૨૫–૦૦ |
| ૧૭. | તૈમુર લંગ | શ્રી શિવમ સુંદરમ્ | ” | ૨૦–૦૦ |
| ૧૮. | નિમિત્ત | શ્રી પ્રભાકર ત્રિવેદી | નવલિકા | ૧૦–૦૦ |
| ૧૯. | અંતરાલ | શ્રી લલિત ચૌહાણ | નાટક | ૧૧–૦૦ |
| ૨૦. | ઈર્શાદાબાદ | શ્રી ચિનુ મોદી | ગઝલ | ૨–૦૦ |
| ૨૧. | ઢંઢેરો | શ્રી ચિનુ મોદી | કાવ્ય | ૫–૦ |
| ૨૨. | દેશવટો | ” | ” | ૫–૦ |
| ૨૩. | કાવ્ય પ્રયાગ | શ્રી વેણીભાઈ પુરોહિત | ” | ૨૫–૦ |
| ૨૪. | મારે એક નામ આપવું બાકી છે | શ્રી પ્રબોધ જોષી | ” | ૫–૦૦ |
| ૨૫ | ૧૯૨૧ થી ૧૯૪૦ સુધીની ગુજરાતી હિન્દી ઐતિહ્યમુલક નવલકથાઓનો તુલનાત્મક અભ્યાસ | શ્રી કૃષ્ણકાન્ત કડકિયા | વિવેચન | ૪૦–૦૦ |
| ૨૬. | ઉત્તર અપભ્રંશનો સાહિત્ય વિકાસ | વિધાત્રી વોરા | વિવેચન | ૧૫–૦૦ |
| ૨૭ | અનુપંગ | શ્રી જયંત કોઠારી | ” | ૧૮–૦૦ |
| ૨૮. | અભિનવનો રસવિચાર | શ્રી નગીનદાસ પારેખ | વિવેચન | ૨૫–૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૯. | ભાગવત કથા | શ્રી મુકુલ કલાર્થી | ધાર્મિક | ૨–૫૦ |
| ૩૦. | ગોપી પ્રેમ | શ્રી યોગેશ્વરજી | ,, | ૪–૫૦ |
| ૩૧. | પુષ્પોની પરખ | શ્રી ઈશ્વરચંદ્ર ભટ્ટ | નિબંધો | ૯–૫૦ |
| ૩૨. | ગોષ્ઠી | શ્રી ઉમાશંકર જોષી | ,, | ૬–૫૦ |
| ૩૩. | ચમત્કારો કેમ થાય છે? | શ્રી રજનીકાન્ત પટેલ | લેખો | ૧૮–૦૦ |
| ૩૪. | ધરતીનું લૂણ | શ્રી સ્વામી આનંદ | ,, | ૧૫–૦૦ |
| ૩૫. | જીવનમાં આગળ વધવું છે? | શ્રી મુકુન્દ પી. શાહ | ,, | ૧–૫૦ |
| ૩૬. | જીવનમાં સુખી થવુ છે? | ,, | ,, | ૨–૫૦ |
| ૩૭. | સાબુના હુન્નરો અને ડીટરજન્ટનો ઉદ્યોગ | શ્રી ધીરજલાલ ગજ્જર | ઉદ્યોગ | ૧૦–૦૦ |
| ૩૮. | બીબાની ગોઠવણી | | ,, | ૭–૦૦ |
| ૩૯. | સાગર સમ્રાટ | શ્રી જુલે વર્ન | બાલસાહિત્ય | ૭–૦૦ |
| ૪૦. | ફારસી હિતોપદેશ પુ. ૫ | શ્રી રમણલાલ સોની | ,, | ૧૮–૦૦ |
| ૪૧. | જંગલની વાતો | શ્રી અશોક હર્ષ | ,, | ૬–૦૦ |
| ૪૨. | માછલી ધરતી માવજત | શ્રી પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | ,, | ૬–૦૦ |

**પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની : મુંબઈ–અમદાવાદ**

## શ્રેષ્ઠ ધ્યેયલક્ષી સાહિત્ય એ ઉત્તમ મિત્ર છે

સામાજિક ક્ષેત્રે 'નવજાગૃતિ' એ જેનું ધ્યેય છે તેવી 'નવજાગૃતિ સમાજમાળા' શ્રેણીની નવી ત્રણ તેજસ્વી કૃતિઓ

### વાચનની સારી માઠી ટેવ

રૂ. ૭=૫૦

ઈશ્વર પેટલીકર

વાચનની ટેવ બેધારી તલવાર જેવી છે. સારી ટેવ જીવન ઉન્નત કરે છે.

### આઝાદીની પહેલી ત્રીસી

રૂ. ૯=૦૦

ઈશ્વર પેટલીકર

આજના સમયમાં રાજકારણનું કેટલુ બધુ મહત્ત્વ છે તે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ. આઝાદીનાં ત્રીસ વર્ષ દરમિયાન આપણા રાજકીય પ્રવાહો કઈ દિશા ભણી વળ્યા અને તેનાથી આપણને શા લાભ, ગેરલાભ થયા તે જાણવા જિજ્ઞાસુઓને અતિ ઉપયોગી તદ્દન તટસ્થ દૃષ્ટિએ લખાયેલું પુસ્તક

### સિનેમાનું સારું માઠું મનોરંજન

૬=૫૦

ઈશ્વર પેટલીકર

આ મનોરંજનથી કિશોરો-યુવકોને દૂર રાખવાનુ નકારાત્મક વલણ ઇષ્ટ નથી. તેને બદલે નાનપણથી એમની સુરુચિ ઘડાય અને તે હલકા મનોરંજનથી દૂર રહે, તેવુ હકારાત્મક વલણ કેળવાવુ જોઈએ તેની સમજ આપતુ અનોખુ પુસ્તક.

**'સમાજ વિજ્ઞાનમાળા'** એ શ્રેણી નીચે આજસુધીમાં તદ્દન નવા પ્રકારનું મહત્ત્વપૂર્ણ માહિતીસભર સાહિત્ય અભ્યાસીજનો સમક્ષ મૂકવામા આવ્યુ છે વિદ્દજ્જનોએ તથા આ પ્રકારના સાહિત્યમા રસ ધરાવનારાઓએ તેને હૃદયપૂર્વક આવકાર્યું છે.

આ શ્રેણીની બે નવી કૃતિઓ

### વિકસતાં શહેરો અને ઝૂંપડપટ્ટીઓ

રૂ. ૮=૦

ડૉ. એ. આર. દેસાઈ

વિજ્ઞાનના ક્ષેત્રે હરણફાળ ભરી અવકાશને આબવા દોટ મૂકતી માનવજાતના વિકસિત શહેરોમા આવેલી ઝૂપડપટ્ટીઓ એ કેવી દુઃખદ અને વિષમ સમાજવ્યવસ્થા છે તેનો તાદૃશ ચિતાર આપતુ આ વિષયનુ ગુજરાતીમાં પ્રથમ પુસ્તક

### સ્ત્રીવિમુક્તિની સમસ્યાઓ

રૂ. ૯=૨૫

સં. ડૉ. એ. આર. દેસાઈ : ડૉ. નીરા દેસાઈ

સમાજમાં શિક્ષણના ઉત્તરોત્તર ફેલાવા સાથે ઊભી થયેલી સાંપ્રત સમાજની સળગતી સમસ્યાની તલસ્પર્શી અભ્યાસપૂર્ણ રજૂઆત.

**સમાજમાં નવજાગૃતિના ધ્યેયલક્ષી સંસ્કારપોષક સાહિત્યના પ્રકાશકો**

**આર. આર. શેઠની કંપની**

. . . : દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૨
૧૫ નવેમ્બર '૭૮ : અંક ૩
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦–૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧–૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

ઉદ્ગારનો આ વર્ષનો આ ત્રીજો અંક છે. વર્ષમાં દસ અંક પ્રગટ થતાં હોઈ ઑક્ટોબર '૭૮નો અંક મુલતવી રહ્યો હતો તેની સૌએ નોંધ લેવા વિનંતી.

આ સમય દરમિયાન આપણી ભાષાના એક કવિ શ્રી જગદીશ જોષીનું ૪૬ વર્ષની યુવાન વયે અવસાન થયું છે. મુંબઈમાં તેમ જ અમદાવાદ વગેરે સ્થળે આ કવિને, આ કવિના ચાહક–મિત્રોની મોટી સંખ્યાની હાજરીમાં, સાહિત્યસંસ્થાઓએ અંજલિ આપી એમાં આપણો સાથ પુરાવીએ. કવિના બે કાવ્યસંગ્રહો 'આકાશ' તથા 'ક્ષિતિજને વાંસવન' વિશિષ્ટ છે તે શાથી તે વાંચીએ અને અનુભવીએ.

વિશ્વમાં તેમ દેશમાં અને ગુજરાતમાં રશિયન સાહિત્યકાર મહાત્મા લીઓ ટૉલ્સ્ટૉયની ૧૫૦મી જન્મ-જયંતી ઉજવાઈ. વ્યક્તિ તેમ જ સાહિત્યકાર તરીકેની તેમની મોટાઈનાં ગુણવર્ણન થયાં.

'ગ્રંથ'ના તાજા અંકમાં 'ટૉલ્સ્ટૉયની ગ્રંથસૂચિ' (ગુજરાતી) તથા 'ટૉલ્સ્ટૉયની વાર્તાસૃષ્ટિ' વિષયક લેખ પ્રગટ થયા છે તે વાંચી ટૉલ્સ્ટૉયની 'સૃષ્ટિ' ભણી યથાશક્તિમતિ ગતિ કરીએ.

છેલ્લે, 'ઉદ્ગાર'ના સૌ વાચકમિત્રોને નૂતન વર્ષનાં અભિનંદન.

આપનો
મનહર મોદી

## આ અંકમાં




## — દિનેશ કોઠારી

માથે ખુલ્લા દાડમ જેવું આકાશ
સાથે ખુલ્લા આકાશ જેવી સ્ત્રી
સામે નગ્ન નારી જેવું જિંદગીનું અસલ રૂપ
– ઢમ ઢમક ઢમ ઢમ દૂર ક્યાંક વાગે છે ઢોલક
જાગે છે મારું અર્બર લોહી ખૂંખાર
સંસ્કૃતિ હે,
બાય–બાય, મિસ, ગૂડનાઈટ!

અરેરે, બિચારાને એટલી યે ખબર નથી
કે સંસ્કૃતિ એ કોઈ મિસ નહીં પણ મહાસતી
મહાસતી સંસ્કૃતિના ઉગ્ર આશીર્વાદથી
આપણે એક એરકંડિશન્ડ રૂમમાં સદાકાળ
માટે કેદ છીએ
અંજીરના પર્ણથી આપણો આતમા
જડબેસલાક ઢંકાઈ ગયો છે
ધર્મ–નીતિના સિંહ પરથી સવારી કોઈ કાળે
છૂટે એમ નથી.

એ....ભાઈ, હવે આજો ડાહ્યો થા મા
ભલો થઈને ઝટપટ સતીમાની આરતી
ઉતારવા મંડી જા
જય જય સંતોષી માતા જય જય.

## ભરત યાજ્ઞિક

તૃષ્ણા! સમયનાં ઝાંઝવાંઓ Please ક્યાં ગયાં?
પરસંત આગ આંગળાઓ Please ક્યાં ગયાં?
ડોશીની એક વાર્તામાં સર્પદંશ થયો
લીલાં સુકાતાં પાંદડાંઓ Please ક્યાં ગયાં?
અશ્વોના કાન ફૂંકવાથી ઊડશે કદાચ!
દમયંતી! દીધા વાયદાઓ Please ક્યાં ગયા?
આવ્યો છું શાપ ખાય અંદાવાદ ગામમાં
સંદેશવાહક વાદળાંઓ Please ક્યાં ગયાં?
સૂતો છું શેષનાગને માથે ચડીને હું
આંખોમાં ઉગેલ રાફડાઓ Please ક્યાં ગયા?

---

## હર્ષદેવ માધવ

જળ ને નાજુક ફીણ વચ્ચે એમ સ્પર્ધા થાય છે
ચાંદનીનું વસ્ત્ર કોનાથી તરત પહેરાય છે!
એક લીલુંછમ્મ નગર રચવા વિશે આરોપસર
જંગલો હાથે–પગે–માથે સતત વહેરાય છે.
હે થીજેલી વેદના! ઝાળા બનાવો આંખમાં
શબ્દથી બોલ્યા વિનાનું ક્યાં કશુંયે થાય છે!
જાત્ર આલમગીરની તહેનાતમાં હે વ્યંઢળો!
જ્યાં ગણતરીબદ્ધ કુરનિશથી સતત રહેવાય છે.
આંખમાં કે બ્હાર આંખોની – મને કમળો થયો
હું અને–પીળા ધૂમાડામાં– બધું– ગંધાય છે.
ઝાડ, પર્ણો, પાનખરની વારતા રે વારતા
એ જ ધડ છે! એકલા ચહેરા સતત બદલાય છે.
ને હડકવા કૂતરાના ચેપથી લાગી ગયો
આટલી ચીસોયે માધવ ક્યાંય ક્યાં સંભળાય છે!

## જયદેવ શુક્લ | તડકો ચાંદની મોગરો

૧
તડકાને આવ્યું સ્વપ્ન
તડકો આંખો ચોળે
તડકો પડખું ફરે
તડકો આંખો ખોલે:
સ્તબ્ધ!
હું તડકો, ચાંદની ?
૨
ચાંદનીને સ્વપ્ન આવ્યું
ચાંદની મલકી
ચાંદની અગાશીએ ઝૂકે
જુએ:
આકાશમાં મોગરો ખીલખીલ!
૩
મોગરાને સ્વપ્ન ન આવ્યું
મોગરો આંખો બન્ધ કરે
મોગરો બન્ધ આંખે જુએ:
બે ટાઢાટપ્પ સૂર્યનું
માથે ફાળિયું!

પન્દર * ચાર * ઇઠ્ઠોતેર

## મંગળ રાઠોડ | વિદ્રોહ

છીછરી પ્રેમિકાઓ
વેવલા વડીલો
અને, પલાયનતાના
પેગમ્બરો વચ્ચે
હું ઘેરાઈ ગયો છું.
હે પ્રભુ,
મારા લાચાર મૌનને તું
તારી પ્રાર્થના ન સમજતો.
હું તો, અનંત સમયથી
તને હંફાવતા
પેલા શેતાનની શોધમાં છું,
જેની સાથે હાથ મિલાવી શકું!

## ચંદ્રસેન

### એક પ્રવાસું કાવ્ય

બધી જ્ઞાત કેડીઓ, મટી
ગઈ છે કેડીઓ!
ને થઈ
એકદંડિયા મે'લ શી મેડીઓ

પ્રસ્થપાયેલાં બધાં સત્યો
વસ્યા કરે
હસ્યા કરે
તે નગરમાં વસતા
હું અને મારા મિત્રો
હું અને મારાં ચિત્રો
કોઈ પ્રસ્થપાઈ ગયેલું સત્ય નથી.

અમે પ્રમેયાતા નથી.
અમે જીવાઈ ગયેલું જીવન
મટી શકતા નથી;
પણ, જે જીવાનારું છે
તે જીવન થાવાનો
તજી શકતા નથી, મોહ.
એટલે જ તો,
જ્યાં ઘાસ ઘાસ
ફળ ફૂલ સુવાસ સુવાસ
થઈ સત્ય
દૂરથી સ્થિર લાગતું
ખળખળ વહેતું ઝરણું થઈ ગયું છે
તે હરિયાળા પ્રદેશમાં
વિહરીએ છીએ
ઘટનાઓની
છૂક છૂક છૂકા છૂક
ખંડાલાનો ઘાટ ચડતી ગાડીમાં!

એકાંકી

# વૈશંપાયન એણી પેર બોલ્યા

ઇન્દુ પુવાર

('આકંઠ સાબરમતી'માં લખાયેલ, વંચાયેલ, ચર્ચાયેલ, ફરી લખાયેલ નાટક)

**પાત્રો :** ભગત, શકરી
ડિટેક્ટિવ, નવીન
બાળકોનું રોણું…

**સમય :** રાત્રિનો.

**સ્થળ :** ઘરનો એક ઓરડો, ઓરડાની જમણી બાજુએ સીવવાનો સંચો પડેલો છે. થોડું ઘણું બીજું પરચુરણ રાચરચીલું પણ ખરું. ડાબી બાજુએ એક બારણું છે, જ્યાંથી રસોડામા જવાય છે. બીજું એક બારણું જમણી બાજુએ જ્યાંથી બહાર જવાય છે. ભગત ઓશિકા ઉપર માથું મૂકી બત્તીના અજવાળે ચોપડી વાંચી રહ્યા છે.

**ભગત :** વૈશંપાયન એણી પેર બોલ્યા,
સુણ જન્મેજય રાય રે
ગાંડીવધારી વનમાં ચાલ્યો
પછી શું કૌતક થાય રે.

[આટલું વાંચી, સંચા પર પડેલ પાનનું પડીકું લઈ, ખોલી એમાંથી એક પાન કાઢી ખાય ને પાછા બેઠા બેઠા વાંચવા માંડે]

**ભગત :** વૈશંપાયન એણી પેર બોલ્યા,
સુણ જન્મેજય રાય રે

[ત્યા બારણું ખટખટાવાનો અવાજ આવે; ભગત 'ગાંડીવધારી'વાળી પંક્તિ બોલતાં બોલતાં દરવાજા ભણી જાય]

**ભગત :** કોણ ? કોણ છે ? (બારણું ખટખટાવાનો અવાજ ચાલુ હોય)

**ભગત :** (ખોલતાં) સાલું પૂછીએ તઈં સુધી જવાબ નથી આલતા ને ખખડાવે રાખે છે! કઉં છું કોણ છે ?

[બારણું ખૂલતાં કાળો લોંગ કોટ પહેરેલો, માથે કાળી ફેલ્ટ કેપ પહેરેલ, આંખે કાળા ચશ્માં પહેરેલ એક વ્યક્તિ અંદર આવે છે. ભગત ક્ષણભર એને જોઈ રહે છે.]

**ભગત :** કોણ છો ? તમારે કોનું કામ છે ? અ… ભાઈ, એમ ને એમ અંદર ઘૂસી જાવ છો પ… કંઈ બોલો તો ખરા કે કોણ છો ?

[આવનાર વ્યક્તિ ભગત સામે જોઈ હ… ઘરમા ફરવા માંડે છે, સંચા પાસે જાય… સંચા પર બેસી, પગથી સંચો ફેરવી, ભ… સામે જોઈ હસીને]

**ડિટેક્ટિવ :** ડિટેક્ટિવ. તમે રોજ ચોપડીઓ… વાંચો છો ને એ.

**ભગત :** પણ અઈં આવવાનું કારણ ? મ… ઘરમા તો કોઈનું ખૂન થયું નથી કે નથી…

ચોરી ચઢે. પછી ? સાલુ માણસો ય ખરા છે, હક દઈને ઘૂસી જાય છે. ભલે આયા તો પણ તમારું નામ શું છે ?

**ડિટેક્ટિવ :** ઝીરો ઝીરો સેવન, જેમ્સ બૉન્ડ. ડિટેક્ટિવ ચાર્લ્સ સ્ટીફન, ડિટેક્ટિવ રમેશ બાબુ. તમારે જે નામે બોલાવવો હોય એ નામે બોલાવાની છૂટ છે.

**ભગત :** ગમે તે નામ હોય તમારું મારે શું કાંમ છે ? પણ અહીં આવવાનું કારણ ?

**ડિટેક્ટિવ :** આ ઘર તમારું છે ભગત ?

**ભગત :** તમને મારું નાંમ ભગત છે એમ ખબર છે ? સાલું તમે તો જબરા સી. આય. ડી. છો હાં !

**ડિટેક્ટિવ :** આ ઘર તમારું છે ભગત ?

**ભગત :** ના ભઈ ના. તમારું છે બસ. હવે તમે જશો ? મારે આ ચોપડી પૂરી કરી સીવવા બેસવું છે. હું કંઈ તમારી જેમ નવરો માણસ નથી હોવે.

**ડિટેક્ટિવ :** (ભગતની પાસે જઈ, આંખમાં આંખ નાખી) ભગત, મેં તમને પ્રશ્ન પૂછ્યો છે, આ ઘર તમારું છે ?

**ભગત :** ના, ના, તતડાવો છો શેના ? તમે એવા કોણ છો કે મારે તમને જવાબ આલવો પડે ?

**ડિટેક્ટિવ :** ડીટેક્ટિવ.

**ભગત :** કશું ના કહેવું હોય તોય કેવાતું ભઈ ? સાલું તમે ય જબરા માણસ છો હાં.

**ડિટેક્ટિવ :** મારે બીજું કશું સાંભળવું નથી ભગત. મારો એક જ પ્રશ્ન છે, આ ઘર તમારું છે ?

**ભગત :** ના.

**ડિટેક્ટિવ :** જુઠ્ઠું બોલો છો ? બોલાવું શકરીબેનને ?

**ભગત :** હું કંઈ જુઠ્ઠું બોલું છું ? એને બોલાવવી હોય તો બોલાવો પણ આ ઘર મારું નથી, એટલી વાત ચોક્કસ.

[illegible]

**ભગત :** મારી વહુનું નાંમ ખબર છે, છોકરાનું નાંમ ખબર છે, પછી ઘર કોનું છે એની તમને ખબર નથી ? તમે ય ખરો તાલ કરો છો લોં.

**ડિટેક્ટિવ :** તમે રોજ સંચો ચલાવી, પાઈ પાઈ ભેગી કરી આ ઘર બનાવ્યું છે, બોલો સાચું ને ?

**ભગત :** હા મારા બાપ સાચું ને તોય આ ઘર મારું નથી હવે તમે જશો ભલા માણસ ?

**ડિટેક્ટિવ :** ભગત, તમે આમ તો રંગીલા માણસ ખરા, કેમ ખરું ને ?

**ભગત :** રંગીલા એટલે વળી કેવા ? ઠીક છે બધું મારા ભઈ. કો'ક દાડો ટેશ કરી લઈએ વળી.

**ડિટેક્ટિવ :** ટેશ એટલે ?

**ભગત :** તમે આવું બધું પૂછી પૂછી ગૂંચવાડો ના કરાવશો હોવે. પાછા તમે ને તમે કેશો કે આવું બધું કરો છો, ચાલો મારી સાથે પોલિસ ચોકીએ. ના ભઈ ના. આપડે એવા નવરા માણસ નથી સાલું મારું તો વાંચવાનું બગડયું.

**ડિટેક્ટિવ :** ભગત, ટેશ એટલે ?

**ભગત :** એકવાર કહ્યું ને તમે આવું બધું પૂછો એ મને ના ફાવે. મને મારું કાંમ કરવા દો, શું સમજ્યા ?

**ડિટેક્ટિવ :** ચાલો ભગત તમને રસ પડે એવી વાત કરીએ. કોઈ રમત રમીએ. બોલો છે મંજૂર ?

**ભગત :** મને એમ ફોસલાવી બાંધી લેવા માગતા હશો નઈ ? પણ આ ભગત એમ કાચો નથી હોવે!

**ડિટેક્ટિવ :** કાચા પાકાની વાત નથી ભગત. બોલો તમને હાથી ગમે છે કે નહીં ?

ભગત : હાવ ! સાલું હાથી જોઇને તારૂંહુ ગાંડો થઈ જઉં છું. અને એમાંય હાથી ગાંડો થાય તારે તો એવી મજા પડે છે, એવી મજા પડે છે કે બસ ના પૂછો વાત.

ડિટેક્ટિવ : તો હું તમને હાથીની રમત દેખાડું. તમારે મને તમને ગમે એવી વાત કહેવાની, બોલો મંજૂર ?

ભગત : જુઓ યાર, તમે મને ફસાવો નઈં. કઉ છું ને મારે આ ચોપડી પૂરી કરી સીવવા બેસવુ છે, સમજ્યા મારા મેરબાન !

ડિટેક્ટિવ : સિવાશે યાર, શુ આખો દિવસ સીવવુ છે, સીવવું છે એમ કર્યા કરો છો ? આજની રાત આ રમત થઈ જાય.

ભગત : તમને કશી ખબર ના પડે ને શુ બાફ બાફ કરો છો ? હમણાં જો એને ખબર પડશે ને તો તમને અને મને બેયને ધોકાટીને બાર તગેડી મેલશે હોવે.

ડિટેક્ટિવ : તમે ય મરદ જેવા મરદ થઈ આવું શું બોલતા હશો ભગત, શરમ નથી આવતી ?

ભગત : મરદ ફરદ એ બધું તો ઠીક છે મારા ભાઈ. લો હેડો પેલી રમત બતાવો. ઊભા રો પાનબાન ખાવુ છે ? એકસોવીસનું છે ખાવુ હોય તો આલું. સાલું બધા વગર ચાલે, આ પાન વગર મારે ના ચાલે હોં કે

ડિટેક્ટિવ : લાવો ખાઇ નાખીએ.

ભગત : (પાન આપતાં) પાન ખઈને રમત બતાવશો ને ? જુઓ બતાવવી હોય તો બતાવો નઈંતર થાવ હેંડતા, શુ સમજ્યા ?

ડિટેક્ટિવ : (હસતાં) એવું તે હોય ભગત, તો જોજો હોં ભગત બરાબર જોજો એક, બે . [એની સાથે જ સ્ટેજ પર અંધારું થઈ જાય ને તરત જ પાછો પ્રકાશ થાય, ત્યારે સ્ટેજ ઉપર ડિટેક્ટિવ હાથી બનેલો હોય, એની પાછળ છોકરાનું ટોળું 'હાથી આવો, હાથી આવો બોલતું હોય. હાથી સ્ટેજ પર ફરે, છોકરા એની પાછળ ફરે. છોકરાં હાથીને પૈસો આપે હાથી પૈસો લેતો હોય. ભગત આ બધું એક ખૂણામાં ઊભા ઊભા જોતા હોય એટલામાં એક મોટો છોકરો–યુવાન આવે એ નવીન છે એ આવીને 'હાથી ગાંડો, હાથી ગાંડો' એવી બૂમો પાડે. ધીમે ધીમે હાથી ગાંડો થવા માંડે છોકરાંઓનું ટોળું ચીસાચીસ કરી ભાગમભાગ કરી મૂકે હાથી આખા સ્ટેજ પર ગાંડોતૂર થઈ ઘૂમે નવીન 'હાથી ગાંડોની' બૂમો પાડયા જ કરે એટલામાં શકરી આવે, એના હાથમાં અંકુશ છે, એ આવીને હાથીને અંકુશ મારે, હાથી ચીસો પાડે, ચીસો પાડે...ત્યાં અંધારું થાય ને ફરી પાછો પ્રકાશ થાય ત્યારે ડિટેક્ટિવ હસતો ઊભો હોય ને ભગત ઉંહકારા કરતા હોય]

ભગત : ઓહ...અરે .ઓહ...

ડિટેક્ટિવ : શુ થયું ભગત ? આમ કેમ ગભરાઈ ગયા ? હાથી તો તમને ગમે છે પછી ?

ભગત . ભઈ, ગમે કે ના ગમે એમાં તમારું શું ? તમે હવે હેંડવા માંડશો ? મારે કશું જોવું નથી ને કંઈ કરવું નથી.

ડિટેક્ટિવ : ના, ના ભગત આમ રિસાઈ જાવ એ તો કેમ ચાલે !

ભગત : (સંચો ફેરવતાં) તમે યાર માથાકૂટ મેલો ને મારા ભઈ ! હવે મને સીવવા દેશો ? એક તો ચોપડી વાચવા ના દીધી, હવે તમારે સીવવા ય નથી દેવુ ?

ડિટેક્ટિવ : તમને સીવવાનો કંટાળો નથી આવતો ભગત ?

ભગત : ભણેલા થઈને સાલું બુદ્ધિ તો છે નઈ પેલી કેવત ખબર નથી ? સઈનો દીકરો જીવે

તઈ સુધી સીવે. કંટાળવાનું, ના કંટાળવાનું સોંપ્યું તમને. પણ એક વાત પૂછું ?

**ડિટેકિટવ :** પૂછો ને ભગત એની તો હું રાહ જોઉં છું.

**ભગત :** તમારે કોઈ કામ નથી તે અહીં આયા છો ? અહીં આવવાનું કારણ કેશો ?

**ડિટેકિટવ :** ખાલી તમને મળવા જ આવ્યો હતો.

**ભગત :** અરે અમારી સોસાયટીમાં ઘણા ભણેલા માણસો રે છે પછી અહીં આવવાનું કંઈ કારણ?

**ડિટેકિટવ :** મારે ઘર જોઈએ છે. તમારે ઘર ભાડે આપવાનું છે એવું મેં સાંભળ્યું છે એટલે આવ્યો છું.

**ભગત :** તે મને શું કામ પૂછો છો ? એને પૂછો એને. જાવ, નકાંમા મને હેરાન કર્યા વગર.

**ડિટેકિટવ :** ના ભગત, તમારે મને ઘર ભાડે તો આપવું જ પડશે.

**ભગત :** તમે યાર જબરા લપ્પી છો. એક વખત કઈએ તો ય સમજતા નથી. એક વાર કહ્યું ને, ઘર ભાડે આલવાની મારા હાથની વાત નથી. ઘરની કંઈ વાત કરો છો સાલું મારે પાંણી પીવું હોય તો ય મારાથી ના પીવાય સમજ્યા, મારા ભાઈ ?

**ડિટેકિટવ :** ભગત, ખરેખર તો તમે મને ભેદી લાગો છો હાં.

**ભગત :** અરે, ડિટેકિટવ ભાઈ ! તમને નાટકનો શોખ ખરો કે ?

**ડિટેકિટવ :** કેમ, એમ પૂછવું પડયું ?

**ભગત :** ના, ના આ તો નાટક કરવાનો શોખ હોય તો પેલી એકટ્રેસ ગોપીકા રાંણી નઈં ! એ આપડી ખાસ દોસ છે, જરૂર હોય તો કેજો. નક્કી કરી આલીશું. ઓહોહો બાકી શું એનો ઠસ્સો છે ને શું એ ગાય છે ઓહોહો...

**ડિટેકિટવ :** તો પછી ઘરનું જ નક્કી કરી આપો ને !

**ભગત :** બાકી તમારું મગજ મેટ લાગે છે હોં ! એટલી ખબર નથી પડતી કે આ બુદ્ધાશ્રારના બાદશાહ છે. ઘરમાં આપણને કશો રસ નથી. મહિને આપડે પાંચસો રૂપિયા આલી દીધા પછી છૂટા.

**ડિટેકિટવ :** એટલે તો કહું છું કે ઘર ભાડે આપવું એ તમારા માટે ડાબા હાથનું કામ છે.

**ભગત :** ડાબા હાથની કે જમણા હાથની વાત જ નથી મારા સાયેબ. એક વાર છે ને ડિટેકિટવભાઈ. આપડે એને પૂછ્યા વગર સાલું ઘર ભાડે આલી દીધું ને પછી જો થઈ છે, જો થઈ છે...

**ડિટેકિટવ :** શું થયું ? શું થયું ?

**ભગત :** તમને ખબર છે દેડકીની વાત ?

**ડિટેકિટવ :** ના ભઈ ના, સંભળાવો ત્યારે.

**ભગત :** એક વાર એક દેડકીના બચ્ચાએ બળદને જોયો, ને પછી એ પહોંચ્યું એની મા પાહે...

[તરત જ સ્ટેજ પર અંધારું થાય, ફરી પ્રકાશ આવે ત્યારે શકરી દેડકી બનીને બેઠી હોય, અને નવીન બચ્ચું બનીને એની પાસે આવે]

**શકરી :** કેમ બેટા આંમ હાંફતો હાંફતો આયો છે ?

**નવીન :** મા, મા, એક મોટું ભયંકર જાંનવર જોયું !

**શકરી :** ભયંકર એટલે કેવું વળી ? બીક લાગે એવું ?

**નવીન :** મોટા પેટવાળું મા ! તને અને મને ગળી જાય એવું.

**શકરી :** (પોતાનું પેટ ફુલાવતાં) આવડા મોટા પેટવાળું ?

**નવીન :** ના, ના એનાથી ય મોટું. ખૂબ મોટું.

**શકરી :** હવે હોયું હોયું મોટું. મારા પેટથી એનું પેટ મોટું ? હેંડ હેંડ મોટું ના જોયું હોય એ મોટા પેટવાળું. ઓલાય, ઓલાય તારા એ જાંનવરને. આજ એની ખબર...

**નવીન :** (એકદમ ચીસ પાડી) જો, જો મા. આ આયું જાંનવર. આ આયું.

**શકરી** : આવવા દે, આજ એની ખબર છે. (કહી હસવા માંડે, ખૂબ ખૂબ હસે) લે બેટા તારા હાથમાં દંડો લે. ફટકાર એક તારા જાનવરને. ના, ના રોફ મારતું'તું પાછું ! હેંડ હેંડ મોટું ના જોયું હોય તો.

[નવીન લાકડીથી ફટકારવા માંડે. શકરી હસવા માંડે, હસ્યા કરે ત્યાં અંધારું થાય અને પાછો પ્રકાશ આવે ત્યારે ડિટેક્ટિવ કણસતો હોય છે]

**ભગત** : બસ તે ઘડી ને આજનો દન. એ પછી ઘર ભાડે આલવાની વાત આવે એટલે આપડી મીંદડી થ્યાઉં. પણ ડિટેક્ટિવભાઈ તમારે ઘર ભાડે જોઈતું હોય તો આપડે એક રમત રમી નાખીએ.

**ડિટેક્ટિવ** : તમે ય સાવ છોકરાં જેવી વાત કરો છો. રમત રમે વળી ઘર ભાડે મળતું હશે ?

**ભગત** : અરે મારા રાજ્જા ! તમ તમારે હું કઉં એમ કરો ને પછી જુઓ ઘર તમારું થઈ જાય છે કે નઈ ! બોલો તૈયાર છો ? સાલું, તમને ડિટેક્ટિવ બનાયા કોણે હેં ! બઉ ઢીલા, બઉ ઢીલા હોં કે.

**ડિટેક્ટિવ** : લો ભગત, સિગારેટ પીવી છે ?

**ભગત** : લાવો તારે પી નાખીએ. બાકી આપણને કોઈ વસ્તુ ના ખપે એવું તો છે જ નઈ પણ સાલું તમે કંજૂસ તો જબરા હોં કે.

**ડિટેક્ટિવ** : કેમ ? કેમ ? એવું બોલ્યા ?

**ભગત** : તારે શું ? આટલી બધી વારથી આયા છો તારે છેક હમણે સિગરેટ કાઢી. (બંને જણા સિગારેટ સળગાવે)

**ડિટેક્ટિવ** : હંઅ. હવે બોલો કઈ રમત રમવાની વાત કરતા હતા ભગત ?

**ભગત** : સીધી રમત છે. એમ કરીએ તમે ને હું બેય વેશ બદલી કાઢીએ.

**ડિટેક્ટિવ** : વાહ, હવે સાચી વાત કરી તમે. ભગત મને છે ને તે વેશ બદલવાની બહુ મજા આવે છે. રોજ રોજ નવા વેશ લેવાના હોય તોય મને ગમે. આમ તો હું રોજ વેશ બદલ્યા કરું છું. એમાં ય ભેદી વેશ લેવો તો મને બહુ ગમે, હોં કે.

**ભગત** : તો તો પછી વાર શેની લગાડો છો મારા સાયેબ ! માનો ને કે તમારું કામ થઈ ગયું. સાલું તારના બોલતા શું નથી ? પાછા ચાળા કરતા'તા કે હું ડિટેક્ટિવ છું, ફલાણો છું ને ઢીંકણો છું.

**ડિટેક્ટિવ** : જુઓ સીધી રીતે વાત કરવી હોય તો કરો નહીંતર......

**ભગત** : તમને ય ખોટું લાગે છે ને ડિટેક્ટિવભઈ! જુઓ સાંભળો, તમારો વેશ હું લઈ લઉં ને તમે મારો વેશ લઈ લો. બસ પછી તમે અહીં રો અને હું ક્યાંક ધરમશાળામાં રેવા જતો રઈશ, બોલો મન થાય છે ?

**ડિટેક્ટિવ** : મંજૂર. એય કરી જોઈએ. ખબર તો પડે કે આપણામાં અહીં રહેવાની તાકાત છે કે નહી.

**ભગત** : હવે સમજ્યા તે બરાબર સમજ્યા મારા મેરબાંન ! લાવો ત્યારે કાઢો ટોપી અને કોટ, હું ચઢાવી લઉં. પાછા ચશ્માં કાઢવાનું ના ભૂલતા શું સમજ્યા ?

**ડિટેક્ટિવ** : પણ... મારે તમારો વેશ લેવા શું કરવાનું.

**ભગત** : એટલીય ખબર નથી પડતી ભલા માણસ ? લેંગોખમીસ પેરી લેવાનું. અને તમે જે પેરેલું છે એ રાખશો તોય ચાલશે. ભગત થવા વળી બીજી ક્યા વેશ સજવાના'તા ? લાવો ત્યારે કોટ-ટોપી. કાઢી આલો હેંડો.

[ડિટેક્ટિવ કોટ-ટોપી કાઢી આપે. ભગત કોટ-ટોપી પહેરી લે, ચશ્માં ચઢાવે પછી]

**ભગત :** બાકી સાલું જામીએ જ છીએ ને! લો તારે ભગત હું જાઉં?

[એમ કહી કોટમાંથી સિગારેટ કાઢી સળગાવે, સ્ટેજ પર થોડું ફરે]

**ભગત :** લો તારે ભગત હું જાઉં કે?

**ડિટેક્ટિવ :** પણ... પણ...

**ભગત :** શું તમે ય યાર પણ પણ કરો છો? હવે તમે ભગત છો ને હું ડિટેક્ટિવ છું, બરાબર? ને જોજો પાછા કોઈ દિવસ હું બારણું ખખડાવું તો ઉઘાડવાનું ના ભૂલતા, સમજ્યા ભલા માણસ?

**ડિટેક્ટિવ :** બસ, તે તમે જશો? પાનબાન નથી ખાતા જવું.

**ભગત :** ના, ના ભગત મારે પાછું જવાનું મોડું થશે. લો તારે આવજો.

**ડિટેકટિવ :** એ આવજો. આવજો.

[ભગત હસતાં હસતાં બહાર નીકળી જાય. ડિટેક્ટિવ થોડીકવાર વિમાસણ અનુભવે, અચાનક સંચા પર બેસી પડે. ધીમે ધીમે સંચો ફેરવવા માંડે, સંચો ફેરવ્યા જ કરે. પછી ઊભો થાય, પાન ખાય, ચોપડી હાથમાં લે. સંચાથી આગળ તકિયો નાખી આડો પડે અને ચોપડીમાંથી વાંચવા માંડે]

**ડિટેક્ટિવ :** વૈશંપાયન એણી પેર બોલ્યા
સુણ જન્મેજય રાય રે
ગાંડીવધારી વનમાં ચાલ્યો
પછી શું કૌતક થાય રે

[બેઠો થાય, બીજું પાન ખાય, વળી પાછો વાંચે]

**ડિટેક્ટિવ :** ગાંડીવધારી વનમાં ચાલ્યો
પછી શું કૌતક થાય રે.

[ત્યાં બારણું ખટખટાવાનો અવાજ આવે]

**ડિટેક્ટિવ :** કોણ? કોણ છે? સાલા લોકો ય નકામા છે. ગમે ત્યારે, ગમે તેના ઘરનાં બારણાં ખટખટાવતા હોય છે.

[દરવાજા ભણી જોઈ ડિટેક્ટિવ ફરી પાછી 'વૈશંપાયન'વાળી પંક્તિ બોલવા જાય પછી અટકી]

**ડિટેક્ટિવ :** પરંતુ હું શું કામ ક્યારનો ય આવું બેધું ગાયા કરું છું? હું તો મારું જ ગીત ગાઈશ.

[એમ કહી પહેલાં સીટીમાં 'યહાં કે હમ હૈ રાજકુમાર' ગાય પછી ખૂબ મોટેથી ગાવા અને નાચવા માંડે]

**ડિટેક્ટિવ :** જાનેવાલે જરા હોંશિયાર યહાં કે હમ હૈ રાજકુમાર, હોઈ હોઈ જાનેવાલે, હોઈ હોઈ જાનેવાલે, હોઈ હોઈ (અટકી) હીહીહીહી...હોઈ હોઈ...હીહીહીહી...

[આમ નાચતો, ગાતો ડિટેક્ટિવ સ્ટેજ પર ફરતો હોય, પગથી સંચો ફેરવવાને બદલે હાથથી ફેરવતો હોય, ડિટેક્ટિવના ગાવાનો અવાજ સાંભળી શકરી આવે, ડિટેક્ટિવને આમ નાચતો કૂદતો ગાતો જોઈને થોડીકવાર ખમચાઈને ઊભી રહે.]

**શકરી :** ભગત...ભગત...

**ડિટેકટિવ :** હોઈ હોઈ...હીહીહીહી...હોઈ હોઈ... હીહીહીહી...

**શકરી :** આ બધો શેનો તાલ માંડયો છે ભગત?

**ડિટેક્ટિવ :** જાનેવાલે હોઈ હોઈ...હીહીહીહી...

**શકરી :** શું ફીફીફી કરો છો? નથી હારા લાગતા, હમજ્યા?

**ડિટેક્ટિક :** જાનેવાલે હોઈહોઈ...

**શકરી :** કઉં છું સંભળાય છે? આ તમને શું થયું છે? ભગત...ભગત...ભગત...

[ડિટેક્ટિવને હચમચાવી મૂકે, ડિટેક્ટિવ થોડીક-વાર ઊભો રહે છે. શકરીની આસપાસ ફરે છે પછી શકરી સામે તાકીને]

ડિટેક્ટિવ : શું છે તારે ?

શકરી : કઉં છું, તમે ચોપડી વાંચતા'તા એ આલો ને. મેં પેલી તો પૂરી કરી નાખી.

ડિટેક્ટિવ : કઈ ચોપડી ?

શકરી : શું કઈ ચોપડી, કઈ ચોપડી કરો છો ? તમે ભાંનમાં છો કે નઈં ? કે પછી ભાંગબાંગ પીધી છે ?

ડિટેક્ટિવ : તારે શું ? હું ગમે તે કરું. તુ તારું કામ કર. હુ મારું કરીશ.

શકરી : આજે તમારું બેદું ફરી ગયું છે તે બધું જેમ આવે તેમ ભપડા રાખો છો ? મારા ઘરમાં બઉ ચરબી કરવાની નઈં પાલવે ભગત.

ડિટેક્ટિવ : તારું ઘર ? તને કોણે કહ્યું કે આ ઘર તારું છે ?

શકરી : તો તારા બાપે બંધઈ આલ્યું અશે નઈં ? ના, ના આટલો બધો ફાટવા ના કરતો હોય તો ! કે પછી બોલાવું નવીનને ?

ડિટેક્ટિવ : નવીનને શું, નવીનના બાપને બોલાવ ને ! કોણ બીવે છે તારા નવીનથી.

શકરી : એમ ? રેવા દે, રેવા દે બઉ ગેરૂ કર્યા વગર, હમણે પડશે એટલે કેટલા વીહે હો થાય એની ખબર પડી જશે હોવે.

ડિટેક્ટિવ : જો સાંભળ શકરી..

શકરી : *લાજો જરી લાજો, આટલી ઉંમરે નાંમ* લઈ બોલાવો છો તો શરમ નથી આવતી ? માનાં ના માંનાં પણ ભગત આજે તમને કાંક થઈ ગયુ છે એ વાત હાચી.

ડિટેક્ટિવ : સમજ ને કે હું આખો ને આખો બદલાઈ ગયો છું.

શકરી : ના, ના બદલાઈ ગ્યા હોય તો આઈ ક્યિા ભઈને ? અને ભગત, આ શકરી બેઠી છે તઈં સુધી બદલાનારા મરી ગ્યા છે, શું હમજ્યા હોવે ?

ડિટેક્ટિવ : પણ મારી વાત તો સાંભળ. હું તને એક વાત કહેવા માગું છું.

શકરી : આટલી બધી ચાંપલાશ ના કરતા હોવ તો, ચીપીચીપીને બોલવા માંડયું છે પણ જો એક દા'ડામાં બધો પાવર ના ઉતારી કાઢું ને ભગત, તો મારું નાંમ શકરી નઈં હા.

ડિટેક્ટિવ : તો કંઈ નહીં હોઈ હોઈ, તો કંઈ નહીં હું મારું નામ શકરી રાખીશ પછી છે કંઈ ?

શકરી : (હસી પડતાં) હાય હાય રે બાપ, આ *ભગતને થ્યું છે શું ? હેં ? કે' છે મારું નાંમ* શકરી રાખીશ. રાખ્યા, રાખ્યા અવે, ઘયડા ઠોઠા થ્યા, જરીક હમજો, શું હોઈ હોઈ કર્યા કરો છો ?

ડિટેક્ટિવ : હું તો હોઈ હોઈ જાનેવાલે હોઈ હો કર્યા કરવાનો બોલ, તારે શું કરવું છે ?

શકરી : જુઓ ભગત, કાંન ખોલીને હાંભળી લો આવાં બધાં નખરાં મને ગમતાં નથી અ ઘરમાં રેવુ હશે તો આ શકરી કેશે એ જ થશે હોવે નઈંતર હેડતી પકડો. હું કંઈ તમાર વગર કાચું નથી ખાતી શું હમજ્યા ?

ડિટેક્ટિવ : નહીંતર શકરી, તું શું કરીશ ?

શકરી : કહ્યુ ને ભગત મારો કાર ભૂંડો છે, પછ હતી ન'તી થઈ જશે હા.

ડિટેક્ટિવ : તો થઈ જવા દે. જોઈએ તો ખરા કે કેવો રંગ જામે છે. હોઈ હોઈ.

શકરી : જો જો હો ભગત, વિફર્યા છો પણ પાંણી બધું ઊતરી જશે પછી કે'તા નઈં કે કહ્યુ ન'તું

ડિટેક્ટિવ : સારું સારું શકરી તું કહીશ એમ કરીશ પણ તું એટલું તો વિચાર કે...

**શકરી :** મારે કશું વિચારવું નથી, શું હમજ્યા ? આ ઘરમાં ભગત શું ભગતનો બાપ હોય ને તો એને ય શકરીના ઇશારે નાચવું પડે હા.

**ડિટેક્ટિવ :** ચાલ હું તારે ઇશારે નાચીશ બસ હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ. હવે આ બધી વાત જવા દે. જો હું તને એક વાત કહું...

**શકરી :** મારો ભૂતભાઈ હાંભળે છે તમારી વાત.

**ડિટેક્ટિવ :** આવું શું કરે છે તું શકરી ડીયર...

**શકરી :** જો એવું ગોટપીટ ગોટપીટ જેવું નઈ બોલવાનું.

**ડિટેક્ટિક :** નહીં બોલું બસ.

**શકરી :** કેમ, તારના તો ટણી કરતા'તા ને ભગત, હવે કંઈ ગઈ તમારી ટણી ?

**ડિટેક્ટિવ :** શકરી ગઈ ટણી...હોઈ હોઈ...ટણી ગઈ...હોઈ હોઈ જાનેવાલે...

**શકરી :** જુઓ ફરી પાછા ચાળા કરવા માંડયા ? મને ખબર છે ભગત આ રાત પડી છે એટલે તમને બધું હુજે છે પણ આજ આવો તો ખરા મારી પાંહણ, પછી તમારી વાત છે.

**ડિટેક્ટિવ :** (નજદિક જતાં) લે આ આવ્યો નજીક હવે ? હોઈ હોઈ...બોલ...હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ...

**શકરી :** ભગત, ચરબી બઉ ચટકા મારે છે ને ? ઊભો રે હેંડ. હું હમણાં તારું હેઈ હેઈ ને ફેઈ ફેઈ કાઢું છું.

**ડિટેક્ટિવ :** એ પહેલાં વાત સાંભળીશ ?

**શકરી ;** બોલી કાઢ ભગત, તારા મનની મનમાં ના રઈ જાય. બાકી આજ તારી ખેર નથી હા. બોલી કાઢ હેંડ.

**ડિટેક્ટિવ :** જો સાંભળ શકરી. એક જંગલ હતું, એ જંગલમાં સિંહ રહેતો હતો......

[એની સાથે જ સ્ટેજ પર અંધારું થઈ જાય અને પ્રકાશ પાછો આવે ત્યારે ડિટેક્ટિવ સિંહ બનીને સ્ટેજ પર આંટા મારતો હોય, ભગત વૃક્ષ બનીને ઊભા હોય. ડિટેક્ટિવ ત્રાડ પાડે, કેશવાળી કંપાવી એક ખૂણામાં બેસી જાય. ]

**ડિટેક્ટિવ :** શિયાળ, એ શિયાળ કંઈ ગયું ?

**નવીન :** ( શિયાળ થઈને આવે ) હુકમ મહારાજ.

**ડિટેક્ટિવ :** ખબર નથી પડતી ટાઈમ થઈ ગયો છે, હાથણીને લઈ આવવાનો. :

**નવીન :** પણ મહારાજ......

**ડિટેક્ટિવ :** શું પણ પણ કરે છે ? જલદી બોલી કાઢ.

**નવીન :** મહારાજ ! આ જંગલમાં આપે નિયમ કર્યો છે ને કે હાથણીના આવતાં પહેલાં આપને ફટકા ખાવાના, પછી જ હાથણી બોલાવાની !

**ડિટેક્ટિવ :** ઓહ, એમ વાત છે સારું ત્યારે માર ફટકા.

**નવીન :** ( હાથમાં સાટકો લઈ.) આજ્ઞા છે મહારાજ ?

**ડિટેક્ટિવ :** આજ્ઞા છે. માર જેટલા મારવા હોય એટલા ફટકા.

[નવીન બરાબર ગણીને દસ ફટકા મારે. ડિટેક્ટિવ ઊંચોનીચો થતો ત્રાડ પાડે ]

**ડિટેક્ટિવ :** બસ થઈ ગયા ફટકા પૂરા ?

**નવીન :** હા, મહારાજ.

**ડિટેક્ટિવ :** હવે ? હવે શું કરવાનું એ ખબર છે ?

**નવીન :** આજ્ઞા મહારાજ, આપ કહો એ કરું.

**ડિટેક્ટિવ :** તો જા, હાથણીને લઈ આવ, જરા એની સાથે રમણે ચડું.

**નવીન :** આજ્ઞા રાજાજીની !

[ડિટેક્ટિવ રમણે ચઢે. થોડીક વારમાં નવીન શકરીને લઈને આવે, જે હાથણી બનેલી હોય. ડિટેક્ટિવ અને શકરી બરાબર રમણે ચઢે. બંને પોતપોતાની રીતે અવાજો કરે,

સ્ટેજ પર અંધારું થઈ જાય, ફરી પાછો પ્રકાશ આવે ત્યારે શકરી હાંફતી હોય અને ડિટેક્ટિવ એને હાથ ફેરવતો હોય છે.]

**ડિટેક્ટિવ** : જરાક શ્વાસ ખા શકરી.

**શકરી** : ભગત, ભગત હું તમારી ગાય છું. આ શકરી તમે કેશો એમ કરશે, બસ.

**ડિટેક્ટિવ** : ના, ના શકરી તું દાદાગીરી કરતી હતી એમ કર ને, મને તો એવી શકરી ગમે છે.

**શકરી** : તમે ય શું લૈસા'બ, અમારી મશ્કરી કરતા હશો. બાકી ભગત તમારામાં બઉ વરસે જોર આયેલું જોયું. ઓહોહો......આજ તો મને નાચવાનું મન થાય છે. હવે, અસ્સલ ભગત લાગો છો હોં કે.

**ડિટેક્ટિવ** : તો થઈ જાય શકરી. હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ......

**શકરી** : (ડિટેક્ટિવની જેમ કરતાં) હોઈ હોઈ જાનેવાલે......બળ્યું તમારા જેવું તો નથી ફાવતું ભગત.

**ડિટેક્ટિવ** : થોડીક મહેનત કર એટલે ફાવી જશે. બાકી ખરેખર તો હવે તું જામે છે હાં હોઈ હોઈ જાનેવાલે...

**શકરી** : જાંમ્યા અવે, બળ્યું અમને ના આવડે એટલે મશ્કરી કરતા અશો નઈં? હેં ભગત, તમે શું ગાવ છો? હોઈ હોઈ...... ?

**ડિટેક્ટિવ** : હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ... હીહીહીહી...હોઈ હોઈ...હીહીહી...

**શકરી** : (નકલ કરતાં) હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ હીહીહીહી...હોઈ હોઈ...હીહીહી...

**ડિટેક્ટિવ** : વાહ શાબાશ શકરી શાબાશ થવા દે . હોઈ હોઈ હીહીહીહી.

**શકરી** : વાહ શાબાશ શકરી શાબાશ થવા દે હોઈ હોઈ હીહીહીહી...તે હેં ભગત પેલી વારતામાં સિંહ ફટકા ખાવાનું કેમ ભૂલી ગયેલો?

**ડિટેક્ટિવ** : એ સિંહ ખરો ને એટલે!

**શકરી** : તમે તો હાવ નફટ છો, વાત ફેડાડી દેતાં તો હારું આવડે છે હોઈ હોઈ...

**ડિટેક્ટિવ** : એ બધી માથાકૂટ મૂકી તું તારે થવા દે. હોઈ હોઈ...જાનેવાલે...ત્યાં સુધીમાં હું સિગારેટ લઈ આવું.

**શકરી** : ભગત, તમે તો ખાલી પાંન જ ખાતા'તા, વળી પાછા સિગરેટ કેંઈથી પીતા થ્યા? ઘયડ ઘૈડપણે એક એક લફરું વધારતા જ જાંવ છો.

**ડિટેક્ટિવ** : એ તો એવું ત્યારે. જોને ઘડી પહેલાં તું નાચતી હતી કંઈ?

**શકરી** : તમે કોઈને પોંચવા દો એવા નથી હાં કે.

**ડિટેક્ટિવ** : બસ ત્યારે. તું તારે થવા દે હોઈ હોઈ..

**શકરી** : એ બધું ગ્યું ચૂલામાં. મને તો બસ આંમાં મજા પડે છે. હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ...

[દરમિયાન ડિટેક્ટિવ બહાર નીકળી જાય, શકરી એકલી સ્ટેજ પર નાચતી હોય, ત્યાં બારણે ટકોરા પડે છે.]

**શકરી** : (અટકી) કુણ? કુણ છે? બાયણું ખુલ્લુ જ છે. જે હોય તે આવો.

[આટલું કહી ફરી પાછું નાચવાનું શરૂ કરે પેલી બાજુ બારણું ખૂલે. કાળી ટોપી, કાળો કોટ, કાળાં ચશ્માં ચઢાવેલા ભગત પ્રવેશ કરે. શકરીને નાચતી જોઈ ભગત અચંબામાં પડે. શકરી પણ અટકી જાય, ભગતને જોઈ રહે, આવેલાની અવજ્ઞા કરી ફરી નાચવા માંડે, પણ ભગત પોતાને તાકી રહ્યા છે એ જોઈ, અટકી]

**શકરી** : કુણ છો તમે? આંમ તાકી તાકીને શેંના જોઈ રયા છો! કુનું કાંમ, છે તમારે!

**ભગત** : તમારું. તમારું કાંમ છે.

**શકરી** : પણ છો કુણ એ તો કો.

**ભગત** : ડિટેક્ટિવ.

**શકરી :** ડિટેક્ટિવ હોવ કે સકરટેટી હોવ. મારા ઘરમાં શું લુચ્ચ લેવા આયા છો? હેંડવા માંડો હેંડવા. મને મારું કાંમ કરવા દો, શું હમજ્યા?

[આટલું કહી ફરી નાચવા માંડે]

**ભગત :** મારી વાત હાંભળશો? ભગત કંઈ ગ્યા?

**શકરી :** કેમ ભગતનું શું લુણ ખખડાવવું છે તમારે?

**ભગત :** એમ નઈં આ આયા છીએ તો જરા મળતા જઈએ એટલે.

**શકરી :** તે તમને કુણ ચોખા મેલવા આયું'તું, તે આયા છો? દઈ જાંણે આવા ભૂત જેવા કંઈથી હેંડ્યા આવતા હશે. (કહી નાચવા માંડે)

**ભગત :** અરે વાહ ભાઈ વાહ તમે તો બિલકુલ ગોપીકા રાંણી જેવું નાચો છો. વાહ શું તમારો ઠસ્સો છે?

**શકરી :** તેલ લેવા જઈ તમારી ગોપીકારાંણી ને તમે ય જાંવ એની પાછળ તેલ લેવા, હમજ્યા મે'રબાંન? ઘરની બાર નેંકળો બાર.

**ભગત :** પણ મારે તમારી તપાસ કરવી છે.

**શકરી :** કર્યું કર્યું તપાસ. પેલાં તમારી તપાસ કરો તમારી. આયા છે બઉ મોટા તપાસ કરવાવાળા હોઈ હોઈ...જાંનેવાલે હોઈ હોઈ...

**ભગત :** પણ મારી વાત તો પૂરી હાંભળો નવીનની મા...

**શકરી :** હોઈ હોઈ...તમને તો મારા દીકરાના નાંમની ય ખબર છે ને કંઈ! તોય ભયા, અઈં તમારી દાળ ગળવાની નથી હોવે! તમારા જેવા તો દા'ડાના કેટલાય આવે છે ને જાય છે, હેંડો હેંડો. હેઈ હેઈ...

**ભગત :** એમ નંઈ કઉં છું, પહેલાં તો તમને નાચતાં ન'તું આવડતું.

**શકરી :** ને હવે આવડે છે, બોલો તમારે હવે કંઈ કેવું છે? બઉ ચૌદસિયાવેડા કર્યાં વગર નેંકળો ઘરની બાર. હેઈ હેઈ જાંનેવાલે...

**ભગત :** ના,ના હાબદું આંમ શું કરતાં અશો, હું જે કંઈ પૂછું એનો જવાબ તો સીધી રીતે આલો.

**શકરી :** ના,ના તમે એવા કિયા મોટા લાટસાયેબ છો તે મારે તમને જવાબ આલવો પડે, હેં? હેંડતી પકડો હેંડતી. મરશે કુણ બોલે, કુણ બોલે એમ કરી કશું બોલીએ નઈં એટલે કાલા થઈ પાછા કાંચળીમાં હાથ ઘાલવા આવે છે. (હસી પડતાં) હોઈ હોઈ...હાંભળ્યો જવાબ?

**ભગત :** પણ એમાં આટલાં ગુસ્સે થવાની જરૂર શી?

**શકરી :** ગુસ્સે ના થઉં તો તમને પાટલે બેહાડી, તમારી પૂજા કરું? ના,ના, તારના માથું ખાવ છો તે તમે કંઈ પૂરું કરવા નથી આવતા હમજ્યા?

**ભગત :** એવું હું કંઈ કઉં છું? પણ આવનારની હાથે તદ્દન આંમ વાત...

**શકરી :** એય સકરટેટી, જો વધારે વાર મારી હાથે માથાકૂટ કરશો તો આ પોતિયું ફાતિયું નેકરી જશે હોવે.

**ભગત :** ભલેને નેંકરી જાય, મારે તો બધું કાઢી જ નાખવું છે અને નેંકરવામાં બાકી ય શું રહ્યું છે?

**શકરી :** જુઓ આંય કંઈ તમારા બાપે પાયા દાટ્યા નથી તે જેમ ફાવે તેમ ભયડ્યા રાખો છો અને કાઢવું હોય તો કાઢી નાખજો બધું તારી જે હોય એની આગળ. અહીં આગળ શું છે? (ડિટેક્ટિવ અંદર આવતો જોઈ) લ્યો આ આયા ભગત. હવે તમે બેય ફૂટો

માર્યું. હું તો મારે માંય જઈ મજાથી નાચ્યા કરીશ.

[શકરીને અંદર જતાં રોકીને ડિટેક્ટિવ]

ડિટેક્ટિવ : આવું શું કરે છે શકરી ? અંદર જવાની શી જરૂર છે ?

શકરી : આ તમારા ભાઈબંધ સકરટેટી આયા છે ને. વાતો કરો બેઉ.

ડિટેક્ટિવ : મારા ભાઈબંધ ? ના રે ના હું તો એમને ક્યાં ઓળખું છું. મને તો એમ કે તારો કોઈ સંબંધી હશે.

શકરી : મારા શેના, પૂંછડાના હગા. પણ ભગત એ તો તમારું નામ દઈને બધી વાત કરતા'તા તમે જ બધું પૂછી જુઓ. હું તો આ હેંડી.

ડિટેક્ટિવ : તું ય સાંભળ ને અમારી વાતો, મજા આવશે.

શકરી : મેં શું ભાંગ પીધી છે તે હાંભરું તમારી વાતો ? કૂટો લોઢું ને લવાર, મારે શું ? હું તો આ હેંડી હેઈ હેઈ જાંનેવાલે ..

ડિટેક્ટિવ : શકરી, હેઈ હેઈ નહીં હોઈ હોઈ જાનેવાલે હીહીહીહી...

શકરી : હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ હીહીહીહી (હસતી અંદર જતી રહે છે.)

ડિટેક્ટિવ : બોલો સકરટેટીભાઈ, કેમ આવ્યા છો ? કોનું કામ છે તમારે ?

ભગત : તમે મને નથી ઓળખતા ?

ડિટેક્ટિવ : એવું છે ને મહેરબાન કે સંસાર લઈને બેઠા છીએ એટલે કેટકેટલા માણસો મળે ? હવે તમે જ કહો, બધાને ક્યાં યાદ રાખતા રહીએ ?

ભગત : એમ, એટલે તમે મને જરાય ઓળખતા નથી એવું કેવું છે તમારું ?

ડિટેક્ટિવ : જુઓ યાર, ખોટી લપ કર્યા વ મુદ્દાની વાત કરો કેમ કે મારે બીજા ઘણાં કે છે. નહીંતર પછી ચાલતી પકડો.

ભગત : બહુ સફાઈ માર્યા વગર લો આ તમ ટોપી અને...

ડિટેક્ટિવ : હં હં હં...જોજો કશું ઉતાર તમારી ટોપી કે કોટ મારે શું કરવાં છે તમે કહેતા હોવ તો માપ લઈ બીજાં સી આપું, સકરટેટીભાઈ. ગ્રાહક તરીકે આવ હોવ તો એ રીતે વાત કરીએ હોઈ હે જાનેવાલે...

ભગત : શું હોઈ હોઈ કર્યા કરો છો ? તમે આ ગાંડાવેડા કરશો એટલે હું તમારી બધી વાં માંની જઈશ ? ના,ના તમે ને મેં વેશ બદલ નતો ? તમારે ઘર ભાડે જોઈતું ન'તું ? ભગત અને તમે ડિટેક...

ડિટેક્ટિવ : બસ, બસ, બસ. જોજો આગળ ક બોલતા નહીંતર ગોટાળો થઈ જશે.

ભગત : શેનો પૂંછડાનો ગોટાળો થવાનો છે, ત ય વાત કરો છો તે મારા ભઈ ! ખાલી ડા ડાઈ વાતો કરતાં આવડે છે.

ડિટેક્ટિવ : તમે કેમ સમજતા નથી સકરટેટીભા કે એક ઘરમાં બે ભગત થોડા હોઈ શકે ?

ભગત : પણ બે ભગતની કોણ વાતો કરે છે સીધી, દીવા જેવી વાત છે કે તમે ડિટેક્ટિ છો ને હું ભગત છું. ના, ના થોડીકવાર મોજ ખાતર મેં તમારો વેશ લીધો એટ હું કાયમી ડિટેક્ટિવ થઈ ગયો ?

ડિટેક્ટિવ : કોણ અસલ ભગત છે એ સાબિ કરવું હોય તો આપણે શકરીને બોલાવીએ એ જેને ભગત કહે એ સાચો ભગત. બોલ છે મંજૂર ?

ભગત : એ તો તમે હમણે ભગત બનેલા છો એટલે તમને જ ભગત કેવાની. એનામાં વળી કે'દાડે બુદ્ધિ હતી? અને એનામાં બુદ્ધિ હોત તો વળી આ રાંમાયણ થોડી થવાની હતી?

ડિટેક્ટિવ : એ ગમે તે હોય. આપણી એક વાત છે સકરટેટીભાઈ કે આ બંદા ભગત છે, શું સમજ્યા?

ભગત : તમે ભલા માંણસ સાવ ગળેપડું હશો એની મને ખબર નઈં, નઈંતર હું આવું સાહસ કરતો જ નઈં. અને કોઈની ભલઈનો લાભ લઈ આંમ બધું પચઈ પાડવાનું? ખરા લેભાગુ છો તમે તો.

ડિટેક્ટિવ : લેભાગુ કહો કે બિલકુલ ચાલુ કહો. જે છે એ હકીકત છે.

ભગત : હોયું હોયું. હકીકતની મા પૈણ્યા વગર છાંનામાંના હંભાળી લો આ તમારાં કપડાં નઈંતર મારો સભાવ ખરાબ છે હોવે.

ડિટેક્ટિવ : એ બધી વાત જવા દો. પણ તમે તો એમ કહેતા હતા કે આ બંદા બહારના બાદશાહ છે, એટલામાં થાકી ગયા, સકરટેટીભાઈ?

ભગત : એવું બધું કેવાનું હોય મારા ભઈ! જે કંઈ કહીએ એ બધું સાચું થોડું માંની લેવાનું? તમે ય તે કેવી વાત કરો છો યાર!

ડિટેક્ટિવ : તે હેં સકરટેટીભાઈ, તમે ભગત થઈને કરશો શું?

ભગત : કેમ? આપણો સીવવાનો ધંધો તો ચાલુ જ છે ને!

ડિટેક્ટિવ : પણ સીવશો ક્યાં? આ ઘર પર તો હવે મારો અધિકાર છે.

ભગત : શું થાય નવીનની મા તમને ભગત માંને છે, એટલે ઘરમાં પેસવા દે છે. બાકી સાલું તમારી તાકાત છે કે માંરા ઘરમાં પગ દઈ શકો?

ડિટેક્ટિવ : તમે તો એમ કહેતા હતા કે આ ઘ મારું નથી, પછી સકરટેટીભાઈ?

ભગત : સકરટેટીભઈ, સકરટેટીભઈ ના કેતા ફરો બોલાવવો હોય તો રીતસર ભગત કઈ બોલાવો. મોટા ના જોયા હોય તો!

ડિટેક્ટિવ : ડચ્ ડચ્ ડચ્ એવું પાપ તે મારાં. થાય! હું ભગત હોઉં ને તમને ભગત મારાં કઈ રીતે કહેવાય હેં? ને બીજી વાત, આ ઘર જે કોઈ ભગત હોય એનું છે. પછી ભગત હું હોઉં, તમે હોવ કે બીજો કોઈ હોય... બધું સરખું જ છે ને! એના કરતાં તમે તમારે જાવ. ખાવ પીવો ને લહેર કરો.

ભગત : એ તો અમારે જે કરવું હશે એ કરીશું. પહેલાં તમે બાર તો નેંકળો.

ડિટેક્ટિવ : એ આશા તો છોડી જ દેજો સકરટેટીભાઈ!

ભગત : લૈસાબ ડિટેક્ટિવભઈ હું તમારે પગે પડું છું. મને તમારી વાતોમાં કશી ખબર ના પડે. મેરબાંની કરી મને પાછો ભગત થઈ જવા દો.

ડિટેક્ટિવ : માનો કે હું તમને ભગત ના થવા દઉં, તો તમે શું કરો હેં સકરટેટીભાઈ!

ભગત : પણ ભલા માંણસ, મને ભગત ના થવા દેવામાં તમને શો રસ પડે છે, એ જ મને નથી સમજાતું.

ડિટેક્ટિવ : કહું? હેં! મને છે ને, મને છે ને હોઈ હોઈ... હોઈ હોઈ મજા પડે છે. બહુ મજા પડે છે હોઈ હોઈ.

ભગત : પડી મજા હવે. કઉં છું જવા દો મશ્કરી બઉ થઈ. તમે ય ખરા છો હોં ડિટેક્ટિવભાઈ તમને મજા પડે એટલે મને રીબાવવાનો! મારા જેવા સીધા સાદા દરજીને વીતાડીને તમને શું મલશે હેં? સાલુ માંણસઈ જેવું તો કંઈ રાખો. લ્યો પાંન ખાવું છે, એકસોવીસનું છે

ડેટેક્ટિવ : તમારે સિગારેટ પીવી છે? સિગારેટ પીને ચાલતા થાવ શું સમજ્યા સક્રેટેરીભાઈ?

ભગત : અને હું જઈશ જ નઈ તો તમે શું કરશો?

ડિટેક્ટિવ : તમને ધક્કા મારી બહાર કાઢવામાં આવશે.

ભગત : માર્યા માર્યા ધક્કા, માનું તગારું ધક્કા મારો તારે. એક વાર હાથ તો અડકાડી જુઓ. ના, ના પાછા ધક્કા મારવાની વાતો કરે છે જાણે ઘર તમારા બાપનું હોય એમ!

ડિટેક્ટિવ : તો તમારા બાપનું છે?

ભગત : હા, હા, હા, એકવાર નઈ સાડી સત્તર વાર મારા બાપનું છે બોલો?

ડિટેક્ટિવ : એની સાબિતી શી?

ભગત : પણ તમે સાબિતી માગવાવાળા છો કોણ ડિટેક્ટિવભાઈ?

ડિટેક્ટિવ : ભગત! આ ઘરનો માલિક બસ. હવે જાવ કહું છું. મારે શકરી સાથે નાચવાનો સમય થઈ ગયો છે હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ... આવજો હોઈ હોઈ.

ભગત : તે કઉં છું તમે નવીનની માને નાંમ દઈને ક્યારના બોલાવતા થયા છો?

ડિટેક્ટિવ : તમે સાંભળતા થયા ત્યારથી. હવે મારા સક્રેટેરી સાહેબ, બહુ લપ કર્યા વગર ચાલતી પકડો નહીંતર પછી મારે ના છૂટકે નવીનને બોલાવવો પડશે.

ભગત : ધંમકી આલો છો, મારા મેરબાંન? તમે શુ નવીનને બોલાવતા'તા લ્યો ને હું જ બોલાવું.

ડિટેક્ટિવ : બોલાવો ત્યારે. આજ ખરાખરીના ખેલ ખેલી લઈએ. થઈ જાય, બીજું શું?

ભગત : હા, હા ખાંડાના ખેલ ખેલી કાઢીએ, આ શું ભડવાગીરી સાલી! પછી જે થાય એ ખરું.

.....
બોલાવો હોઈ હોઈ નવીનને બોલાવો જાવ હોઈ... હી હી હી...

ભગત : બોલાઈએ છીએ, મારે કંઈ ફૂલડીમાં ગોળ વાટવો છે તે ચિંતા? નવીન.. અ'યા ઓ નવીન? કંઈ ગ્યો?

[ત્યાં 'શું છે બાપા' કહેતો નવીન અંદરથી આવે. બંનેને જોઈ જરા ખમચાય. નાચતા ડિટેક્ટિવને જુવે, બાપાને-ભગતને જોઈ એના મોંટામાંથી સીટી વાગી જાય]

નવીન : ઓયે હોયે... બાકી જામો જ છો ને બાપા આ ડ્રેસમાં! ક્યા બાત હૈ કાળી ટોપી, કાળાં ચશ્માં, કાળો કોટ... વટ પડે છે હોં બાપા. બિલકુલ ડિટેક્ટિવ જેવા લાગો છો.

ડિટેક્ટિવ : હું ત્યારનો એ જ કહું છું.

નવીન : (સાંભળ્યા વગર) તમે ય બાપા ઘયડા ઘેડપણે ખરા ખેલ કરો છો હાં કે.

ડિટેક્ટિવ : નવીન, નવીન કોને બાપા કહે છે? જરાક ભાન રાખ ભાન. ગમે તેમ શું બાફ્યા રાખે છે.

નવીન : તમે વચ્ચે બોલનારા કોણ છો? (ભગતને) બાપા, તમને કેટલીવાર કહ્યું છે કે આવા હાલી મવાલી જેવા માણસોને ઘરમાં ના ઘાલવા તો ય તમે જરાય સમજતા નથી.

ડિટેક્ટિવ : નવીન, તારો બાપ હું છું. હું ભગત. તારે હું કહું એમ કરવાનું છે. આ ભાઈનું નામ શક્રેટરી છે.

નવીન : તમે ભગત? એટલે મારા બાપા? એઈ મિસ્ટર હેંડતા થાવ હેંડતા. નઈતર એક પડશે તો બત્રીશી બાર નીકળી જશે હા. ના, ના કુ છું હું ભગત છું.

ડિટેક્ટિવ : ઊભો રહે, તારી માને બોલાવવી જ પડશે એ સિવાય તું માનીશ નહીં.

**નવીન :** મા કે' કે તમે ભગત છો, મારા બાપા છો એટલે મારે માંની લેવાનું ? તમે બાપાના જેવાં કપડાં પહેર્યાં એટલે ભગત થઈ ગ્યા ? અરે મિસ્ટર, મારા બાપાને હું નઈ ઓળખું તો કોણ તમે ઓળખશો ?

**ડિટેકિટવ :** હા, હા, એ તો તારી મા આવશે એટલે બધું સમજાઈ જશે. શકરી ઓ શકરી...

**નવીન :** જુઓ મિસ્ટર અઈં જ તમારી ભૂલ થાય છે, મારા બાપા માને કોઈ દાડો નાંમ લઈ બોલાવતા નથી. (ભગતને) પણ બાપા, તમે કેમ કશું બોલતા નથી ? આ પારકો માંણસ ઘરમાં ઘૂસી જઈ આવું બધું તોફાન કરે અને તમે છાંનામાંના ઊભા રહ્યા છો ? મેલો એક ધોલ એટલે હમણાં ઊભી પૂંછડિયે ભાગવા માંડશે.

**ભગત :** તારી માને તો આવવા દે બેટા, પછી બધી વાત.

**ડિટેકિટવ :** હોઈ હોઈ શકરી...હોઈ હોઈ...શકરી...

[અવાજ સાંભળી શકરી નાચતી અને બોલતી આવે, શકરીને જોઈ ડિટેકિટવના પગમાં જોર આવે, એ જોરશોરથી નાચવા માંડે, બંનેને આમ નાચતાં જોઈ નવીન લગભગ બરાડી ઊઠે.]

**નવીન :** મા, મા કઉં છું આ બધો તાયફો બંધ કર. આમ પારકા માંણસ સાથે નફ્ફટ થઈને નાચતાં તને શરમ નથી આવતી ?

**શકરી :** કુણ પારકો માંણસ લ્યા નવીન ? હું તો મારા ભગત હાથે નાચું છું. મારા ધણી હાથે નાચું છું, પછી વળી શરમ શેંની ? (કહી નાચવા માંડે)

**નવીન :** (માને પકડી) આ તારો ધણી છે મા ? ને આ કોણ છે તો ?

**શકરી :** કુણ તે સકરટેટી હોઈ હોઈ જાંનેવાલે... હોઈ હોઈ...

**નવીન :** ઓતારીની આ માને થઈ શું ગયું આજે ? બાપા બાપા, મા આમ કે છે તમારું રુંવાડું ય ફરકતું નથી ? મેલો ઝટકો તે પતી જાય બધું.

**શકરી :** તારી જીભે કાંટા વાગે તારી. એ સકર? તું બાપો કે છે ? ના, ના મારે કેટલા ધણી લ્યા નવીનિયા ?

**નવીન :** હું ય તને એ જ પૂછું છું મા કે મા બાપા તો આ રહ્યા ને તું આ નાચણિયાને.

**શકરી :** ખબરદાર નવીનિયા આગળ કશું બોલ્ છે તો મારા જેવી કોઈ ભૂંડી નથી હા. તા આંખો ફૂટી ગઈ છે ? જો બરાબર જો ચ તારો બાપ ભગત છે કે નઈ ? (ડિટેકિટવ પકડી) એ ય ભગત પછી નાચજો પેલાં તમા આ હગલાને જવાબ આલો જવાબ.

**નવીન :** પણ તું કેમ સમજતી નથી મા કે ચ માણસે બાપા જેવાં કપડાં પહેર્યાં એટલે ભગત થઈ ગ્યો ? તું એ તો કે કે બાપા વ કે દાડે નાચતા'તા (ડિટેકિટવને પકડી) એ ભવાયા બાર નીકળ બાર.

**શકરી :** તારું ડાચું બરે તારું. એ શું કાંમ બા નેંકળશે ? તું ને તારો આ હગલો એ ય નેંકળ બાર. નઈંતર ધ્યાંન રાખજે નવીનિયા કે આ તારાં હાડકાં ભાગી કાઢીશ હા.

**નવીન :** કોની માએ સવારેર સૂંઠ ખાધી છે મને અને બાપાને બાર કાઢે છે એ હું ય જો છું આજ.

**શકરી :** કુની તે તારી માએ મારા પીટ્યા જમડ નેંકળો એ ય બાર નેંકળો.

**નવીન :** નથી નીકળવાના જા. તારાથી થાય કરી લે. તને ખબર છે મા કે મારો સ્વભા કેવો છે એ. તમને બેયને ઊંચકીને બાર ફે દઈશ હા.

શકરી : ફેંકયું, ફેંકયું, બાર ફેંકવાવાળું ના જોયું હોય તો.

નવીન : જોવું છે તારે મા ?

ભગત : નવીન, નવીન, જરાક શાંતિ રાખ. બોલો ડિટેકિટવભાઈ હવે તમારે કંઈ કેવું છે ?

ડિટેકિટવ : કંઇ કહેવાનો સવાલ જ ઊભો થતો નથી હોઈ હોઇ જાને વાલે હોઈ હોઈ.

નવીન : તારે અમારા ઘરમાંથી અમે બાર જઈશું એમ ? તને જોર આયું'તું ટણપા ? બોલતા નથી એટલે ટઈડપઈડ કરે છે પાછો ? ઊભો રે હેંડ, આજ તને ય તારી માનું ધાવેલું ધાવણ યાદ કરાવું ત્યારે હુ ખરો.

[એમ કહી ડિટેકિટવને ફેંકી દેવા એની તરફ ધસે, એ જોઈ ભગત એને રોકતાં.]

ભગત : શાંતિ રાખ નવીન. જો, તું તારી માને લઈ ઘરમાં જા. આ ઝઘડો મૂળ તો અમારા બેનો છે. અમે બે પતાઈ દઈશુ, હમજ્યો ?

શકરી : હું નથી જવાની જા. તું મને માંય મોકલવાવાળો કુણ ?

ભગત : હમણે તો મને ય ખબર નથી કે હું કુણ ? પણ એક વાર તું જા તો ખરી. પછીની વાત પછી છે.

શકરી : મને માંય મોકલવાવાળી હજી પેદા નથી થઈ હમજ્યો ?

નવીન : તું શું ન'તી આવતી મા. આજ તારા બાપનો છૂટકો નથી.

[કહી નવીન એની માને ખેંચતો અંદર લઈ જાય, શકરી જતાં જતાં ડિટેકિટવને સંબોધી]

શકરી : ભગત, ભગત જોજો પાંણી જાય ના, નઈતર ધ્યાંન રાખજો તમારી ખેર નથી હા.

ડિટેકિટવ : હોઈ હોઈ જાનેવાલે હોઈ હોઈ.. ચિંતા ના કરીશ શકરી હોઈ હોઈ...

ભગત : બોલો, ડિટેકિટવભાઈ હવે ?

ડિટેકિટવ : જુઓ સકરટેટીભાઈ, એમ વાંકું વાંકું જોશો એટલે આ બંદા બી જવાના નથી. તમે એમ માનતા હશો કે બીને આ બંદા જતા રહેશે તો તમે ખાંડ ખાવ છો ખાંડ, શું સમજ્યા ?

ભગત : પણ તમને બીવડાવાની વાત જ કંઈ છે મારા સાયેબ ? લાવો હેંડો સિગરેટ આલો પછી બીજી બધી વાત.

ડિટેકિટવ : એમ સમજીને વાત કરો ને યાર. બાકી લડવાની વાત ખોટી.

ભગત : લડાતું અશે ભલા માંણસ ? અને આપડે બે જણા લડીએ એ હારું થોડું દેખાવાનું હતું ? નવીન તો ડોકરમત કરતો'તો.

ડિટેકિટવ : લો સિગારેટ લો.

ભગત : (લઈને સળગાવતાં) બાકી ડિટેકિટવભાઈ, મને એમ કે તમે બઉ પાકા હશો પણ યાર ખરેખર તમે એવા છો જ નઈ. સાલું આપણે બધું ખોટું જ માની બેઠેલા ને !

ડિટેકિટવ : એટલે હું કંઈ સમજ્યો નહીં સકર ટેટીભાઈ.

ભગત : જુઓ, આંમાં હમજવા જેવું કશું છે જ નઈ આ તો નવું આપેલું લૂગડું વેતરવાનું હોય એના જેવી વાત છે. ને, ડિટેકિટવભઈ હાળી આપડા આ ધધામાં મૂળ કળા તો વેતરવાની જ ને ! અને બઉ બઉ તો વેતર્યા પછી ટાકા મારવાની, એના હારું આટલી બધી રામાયણ કરાતી હશે ?

ડિટેકિટવ : તમે યાર કંઈ સમજાય એવું બોલો ને !

ભગત : ચાલો ત્યારે હમજાય એવું બોલીએ જુઓ એક નવું લૂગડું સીવવા આયું હોય અને એમાં એક રંગમાં બે રંગ દેખાતા હોય, હવે આ રંગ હંતાડીને કેમ સીવવું એ તો એક કળા છે. સીધી સટ વાત છે.

**ડિટેકિટવ :** વાત છે, વાત છે કરતા ત્યારના મંડયા છો તે કહેવી હોય તો કહી નાખો ને વાત એટલે પત્યું મારા ભાઈ.

**ભગત :** હંઅઅઅ, હવે બોલ્યા એ હાચું બોલ્યા. તારનો વાત કેવા હારું તો હું ઊંચોનેચો થતો'તો, લો.

**ડિટેકિટવ :** જે કંઈ કહેવું હોય એ કહી નાખો. મોડું થાય છે, શું સમજ્યા ?

**ભગત :** હવે થયા મોડા યાર. આપડે તો રાતના રાજા કેવઈએ ભલા માણસ.

**ડિટેકિટવ :** તમે યાર જબરા ચેપી છો હોં સકરટેટીભાઈ ! ચેપ કર્યા વગર સીધેસીધી વાત કહી નાખો.

**ભગત :** ભલે ભલે. તો હાંભળજો તારે. એક જંગલ હતું એમાં એક સિંહ રહેતો હતો એક દિવસ ..
[અને સ્ટેજ પર અંધારું થઈ જાય, ફરી પ્રકાશ આવે ત્યારે ભગત સિંહ બનીને બેઠા હોય, નવીન, શકરી, અને બાળકો પશુ થઈને 'બચાવો બચાવો રાજાજી' બોલતાં આવે]

**ભગત :** બોલો બધાંને કેમ આવવું થ્યું ?

**નવીન :** રાજાજી કાળો કેર થઈ ગ્યો છે.

**ભગત :** એવું તો શું થયું છે તે આટલાં બધાં ફફડો છો બધાં ?

**શકરી :** રાજાજી આ જંગલમાં બીજો એક સિંહ આયો છે.

**ભગત :** તમને ખાતરી છે કે બીજો સિંહ આયો છે ?

**શકરી :** હા હા રાજાજી, મેં તો મારી હગી આંખે જોયો છે.

**નવીન :** દેડકીની વાત હાચી હશે રાજાજી. આ જંગલનાં બધાં પ્રાણી પણ એમ કે છે, કેમ ભાઈઓ ?

**બધાં :** હા, રાજાજી, હા રાજાજી.

**ભગત :** ખાલી ભ્રમણા એ તો. સિંહ વળી શેનો આવતો'તો ?

**બધાં :** ના રાજાજી, ના રાજાજી.

**ભગત :** કદાચ બીજો સિંહ આયો હોય તોય તમારે ડરવાનું કારણ ?

**શકરી :** રાજાજી ! અમારે ખરો રાજા કોને ગણવો એની પંચાત થઈ છે.

**નવીન :** રાજાજી, આ દેડકી તો બુદ્ધિ વગરની છે. બીજા રાજાની વળી વાત જ કંઈ છે ?

**ભગત :** જુઓ, આવડું મોટું જંગલ છે. બીજો સિંહ આયો હોય તો એ ય ભલે રેતો.

**બધાં :** પણ અમારો રાજા કુણ રાજાજી ?

**ભગત :** તમારે જેને ગણવો હોય એને ! હાચી વાત કઉં ? રાજાની ચિંતા કર્યા વગર તમ તમારે ખાંવ પીવો ને લેર કરો. જે દાડો બીજો સિંહ દાદાગીરી કરશે તારે જોઈ લેવાશે.

**નવીન :** બોલો રાજાજીનો જય.

**બધાં :** રાજાજીનો જય, રાજાજીનો જય.
[ધીમે ધીમે બધાં જવા માંડે, એની સાથે એક બાજુથી 'વૈશંપાયન'વાળી લીટી ગવાય ને બીજી બાજુથી 'જાનેવાલે જરા હોશિયાર'-વાળી પંક્તિ ગવાય, છેલ્લે ભગત એકલો હોય અને પડદો પડવા માંડે, છેક સુધી પંક્તિઓ ગવાતી રહે.]

**નોંધ :** આ નાટક ભજવતાં પહેલાં લેખકની લેખિત સંમતિ લેવી અનિવાર્ય છે.

સરનામું :
ઇન્દુ પુવાર
૬/૧૧, ગુર્જર ફ્લેટ્સ
નવા વાડજ
અમદાવાદ–૩૮૦૦૧૩




[ સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા–મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ–સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા–વ્યાખ્યાન આદિ માટે તેમજ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રગટ કરીએ છીએ. —સં.

૮૪. અશ્વિન દેસાઈ
૨, કૈલાસભવન,
પ્રભાત કૉલોની,
સાન્તાક્રુઝ (પૂર્વ),
મુંબઈ–૪૦૦ ૦૫૫

૮૫. મૂળરાજ રૂપારેલ
૩૭/૩, સંગમ સોસાયટી,
નાથપાઈ નગર,
ઘાટકોપર (ઇસ્ટ)
મુંબઈ–૪૦૦ ૦૭૭

૮૬. ગુણવંત ભટ્ટ
ડી/૯, બીજે માળ,
પંચાયત રોડ કો. ઓ. હા. સો. લિ.
અંધેરી (પૂર્વ),
મુંબઈ–૪૦૦ ૦૬૯

૮૭. સુભાષ શાહ
૨૭, સૂર્યકમલ ફ્લેટ્સ,
મ્યુઝીઅમ પાછળ,
અમદાવાદ–૩૮૦૦૦૬

૮૮. વજુભાઈ ટાંક
'સાકાર', મિડલ સ્કૂલ સામે,
ગોપીપુરા,
સુરત–૩૯૫૦૦૩

સંદર્ભ

# સંદર્ભગ્રંથો ગ્રંથાલય સેવા અને ગ્રંથપાલો પ્રત્યે ઉદાસીનતા

□ પ્રકાશ વેગડ

ગુજરાતી માધ્યમ દ્વારા વિવિધ વિદ્યાશાખાઓમાં ઉચ્ચ અભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીઓને સંદર્ભ-સાધનોની ઊણપ ગંભીરપણે ખૂંચી રહી છે. તેમ છતાં સમ્યક્ શિક્ષણની એક અનિવાર્ય જરૂરિયાત તરીકે સંદર્ભસાધનો–જ્ઞાનકોશ, શબ્દકોશ, વિષયકોશ–વાઙ્‌મયસૂચિઓ વગેરે, તૈયાર કરવા માટે આપણે હજી સુધી કોઈ વ્યવસ્થિત તંત્ર ઊભું કરી શકયા નથી. આ ક્ષેત્રે છુટાછવાયા જે પ્રયાસો થયા છે, કે થઈ રહેલા છે, તે આપણી વિવિધ તેમ જ વિશાળ જરૂરિયાત સામે ઘણા નગણ્ય કહેવાય. અને સાચું પૂછો તો, જે કામ થયું છે એમાંથી પણ જૂજ સંદર્ભગ્રંથો સિવાયના અન્ય કહેવાતા સંદર્ભગ્રંથો ખરેખર સંદર્ભગ્રંથો જ નથી. આ ગ્રંથોમાં સંદર્ભ-ગ્રંથોની શાસ્ત્રીય વિભાવના અને રચના–પદ્ધતિને ગળાટૂંપો આપી દેવામાં આવ્યો છે. અને પછી કેટલાક લેખો કે અધકચરી માહિતીના સંગ્રહોને આપણે વિશ્વકોશ, જ્ઞાનકોશ, જ્ઞાનસંહિતા વગેરે વિભૂષિત સંજ્ઞાઓ દ્વારા ઇન્સાઇકલોપીડિયા તરીકે ગણાવી રહ્યા છીએ.

વિદેશોમાં આજે કોમ્પ્યુટરોની ચાંપ દબાવતાંની સાથે વાચકોને જોઈતી માહિતી મળી જાય છે, જ્યારે આપણે ત્યાં અભ્યાસીઓને નજીવી માહિતી માટે ઘણીવાર અનેક ગ્રંથો અને પાછલાં વર્ષોનાં સામયિકોની આંધળી ફેંદાફેંદ કરવી પડે છે. પીએચ. ડી. સંશોધકોને એક–બે વર્ષો તો વાઙ્‌મયસૂચિ સંકલિત કરવામાં વ્યતીત કરવાં પડે છે. કદાચ એટલા માટે જ આપણે ત્યાં માહિતી શોધવાના કાર્યને સંશોધન કહેવામાં આવે છે. વિશ્વવિદ્યાલય અનુદાન આયોગ કે યુનિવર્સિટી પાસેથી આ માટે શિષ્યવૃત્તિ પણ મળે છે. પણ ખૂબીની વાત એ છે કે આ પ્રકારનું સંશોધનકાર્ય પૂરું થઈ ગયા પછી એ વિષયની વાઙ્‌મયસૂચિ પ્રગટ કરવામાં આવતી નથી. આ રીતે નાણાં ખર્ચ કરવામાં આવતાં હોવા છતાં, સંદર્ભસાધનો તૈયાર કરવા પ્રત્યે આપણે ઉદાસીન છીએ. વર્તમાન-યુગમાં જેમ દરેક શોધ વાઙ્‌મયસૂચિથી શરૂ થાય છે, તેમ એની ઇતિ પણ વધારે સમૃદ્ધ વાઙ્‌મયસૂચિથી થાય, એની તકેદારી અભ્યાસીઓએ રાખવી જોઈએ. સંશોધનના એક અનિવાર્ય સાધન તરીકે, તેમ જ પદ્ધતિસર શિક્ષણનીતિ અપનાવવા માટે વાઙ્‌મય-સૂચિઓનું મહત્ત્વ વિશ્વની તમામ જાગૃત પ્રજાએ સ્વીકાર્યું છે.

આજના યુગમાં ગ્રંથાલયસેવાનું ફલક એટલું વિસ્તૃત થયું છે કે વાચકોને જોઈતી માહિતી કે અભ્યાસ–સામગ્રી પૂરી પાડવા માટે સંદર્ભગ્રંથો, વાઙ્‌મયસૂચિઓ, ચાર્ટ, ચિત્રો, નકશાઓ અને સામયિકો ઉપરાંત ફિલ્મો, સ્લાઇડો, માઇક્રોફોર્મ્સ અને ધ્વનિ–મુદ્રિત વગેરે અનેક સામગ્રીનો ઉપયોગ કરવામાં આવે છે. આ પ્રકારની અભિનવ સંદર્ભસેવા, જે વિવિધ જ્ઞાનેન્દ્રિયો દ્વારા જ્ઞાનાર્જન કરવામાં વ્યક્તિને સહાયભૂત થાય છે, નૂતન શિક્ષણનું એક મહત્ત્વપૂર્ણ ઘટક છે. વિશ્વના તમામ પ્રગતિશીલ ગ્રંથપાલો અને શિક્ષણ કે શોધ–સંસ્થાઓ પોતાની અનિવાર્ય ફરજ તરીકે આ કાર્ય કરે છે. આ પ્રકારના સમયસંદર્ભમાં એક પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે, જો આપણી શૈક્ષણિક સંસ્થાઓ અને યુનિવર્સિટી ગ્રંથાલયોમાં ખડકવામાં આવતા ગ્રંથોનો સંદર્ભસેવા

દ્વારા ઘનિષ્ઠ ઉપયોગ કરાવવામાં આવતો ન હોય, અને જો ગ્રંથાલયોમાં એકમાત્ર પુસ્તકોની આપ-લે કે અન્ય કારકુની કાર્ય જ થતું હોય, તો આ પ્રકારના ગ્રંથસંગ્રહને ગ્રંથાલય કહી શકાય ? ડૉ. કોઠારીએ 'રિપોર્ટ ઑફ ધ એજ્યુકેશનલ કમિટી, ૧૯૬૪-૬૬'માં આ અંગે નોંધ કરી છે કે 'ગ્રંથોનો સંગ્રહ, ભલે ને સારા ગ્રંથો હોય, ગ્રંથાલય કહી શકાય નહિ. જો શિક્ષણસંસ્થાઓનાં ગ્રંથાલયોમાં અધ્યયન અને અધ્યાપન-બંને પ્રક્રિયામાં સક્રિય સહકાર આપી શકવાની ક્ષમતા ધરાવનાર ગ્રંથપાલ ન હોય તો ગ્રંથાલયની આલીશાન ઇમારત અને વિશાળ ગ્રંથ-સંગ્રહ અસરકારક થતાં નથી.' અને આ સાથે ચેતવણી પણ ઉચ્ચારી છે કે "Nothing could be more damaging to a growing department than to neglect its library or to give it low priority." એમ. એ. ગેલફાન્ડે પોતાના ગ્રંથ 'યુનિવર્સિટી લાઇબ્રેરીઝ ફૉર ડિવેલપિંગ કન્ટ્રીઝ'માં કહ્યું છે : 'ગ્રંથાલયનું મૂળભૂત કાર્ય શિક્ષણનું છે. એનો ઉપયોગ એકમાત્ર વાચનખંડ સાથે સંબદ્ધ ગ્રંથસંગ્રહ તરીકે નહિ, પણ શિક્ષણના એક ગતિશીલ સાધન તરીકે થવો જોઈએ.'

આપણા શિક્ષણશાસ્ત્રીઓ હવે એ સ્વીકારતા થયા છે કે એકમાત્ર પાઠ્યપુસ્તક ઉપર આધારિત શિક્ષણ ઉપયોગી પુરવાર થયું નથી. વર્ગમાં અપાતાં વ્યાખ્યાનો, તદ્‌વિષયક ઉપયોગી ગ્રંથો અને સામયિકોના સંદર્ભો ઉપર આધારિત હોવાં જોઈએ. પ્રગતિશીલ ઉચ્ચશિક્ષણ વિદ્યાર્થીઓ અને સંશોધકોમાં અસરકારક કાર્ય-આયોજન, સમસ્યાઓની પસંદગી અને આધારભૂત માહિતીના આધારે તારણો કાઢી શકવાની ક્ષમતા કેળવવાનો પ્રયાસ કરે છે. અને આ પ્રકારના કાર્યક્રમની અનિવાર્ય જરૂરિયાતો છે— વિશાળ વાચન, માહિતી-શોધ, સંદર્ભસાધનો અને કાર્યકુશળ ગ્રંથપાલો દ્વારા અપાતી અસરકારક ગ્રંથાલયસેવા. ડૉ. કોઠારીએ પોતાના હેવાલમાં આ તમામ બાબતોની વિગતે ચર્ચા કરી છે. સરકાર આ પ્રકારનો રિપોર્ટ સોંપવામાં આવ્યો એને આ દસ વર્ષો કરતાં વધારે સમય પસાર થઈ ગયો છે છતાં ગ્રંથાલયસેવા અંગેની તેમની ભલામણો પ્ર[illegible] આપણે હજી દુર્લક્ષ સેવી રહ્યા છીએ.

ભારતના એક અગ્રગણ્ય શિક્ષણશાસ્ત્રી અ[illegible] મૈસૂર તેમ જ બનારસ યુનિવર્સિટીના માજી ઉપકુલપતિ શ્રી (ડૉ.) કે. એલ. શ્રીમાલીએ પોતાના ગ્રંથ 'A Search for Values in Indian Education' (૧૯૭૧)માં ગ્રંથાલય વિષયક પોતાના વિચારો આ પ્રમાણે વ્યક્ત કર્યા છે : 'એ ઘણી દુઃખદ બાબત છે કે એક એવા દેશમાં ગ્રંથાલયની અવહેલના કરવામાં આવે, જ્યાં ભૂતકાળમાં જ્ઞાનાર્જનને ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું હતું. આપણા લોકો ભૂલી ગયા લાગે છે કે દેશને આગળ લઈ જવા માટે ગ્રંથાલય એક શક્તિશાળી માધ્યમ છે, કેમકે માનવજાતિએ અર્જિત- બૌદ્ધિક સંપત્તિ તેના વડે આપણને પ્રાપ્ત થાય છે. આધુનિક સમાજનું લક્ષ્ય ભૌતિક સિદ્ધિ હોઈ, જનસમુદાય સુધી વૈજ્ઞાનિક વિચારોના પ્રસારણ ઉપર તે વધુ ને વધુ અવલંબિ[illegible] છે, અને એટલા માટે જ, ગ્રંથાલયો નૂતન વિચારોના સંચાર માટે એક ઉત્તમ માધ્યમ અને ભૌતિક પ્રગ[illegible] હાંસલ કરવા એક અનિવાર્ય ઉપકરણ ગણાય છે. આપણે સામાજિક અને આર્થિક પછાતપણા [illegible] પ્રસ્તાવો કરીએ છીએ, પણ ગ્રંથાલયવિકાસ દ્વા[illegible] વૈજ્ઞાનિક જ્ઞાનનો જનસમુદાય સુધી ફેલાવો કરવ[illegible] પ્રયાસોમાં ઘણાં મંદ છીએ આપણે નિર્વર્ગ[illegible] સમાજવાદી સમાજ-રચનાની ચર્ચા કરીએ છીએ પણ શિક્ષિત અને અશિક્ષિત, એમ બે જુદા વર્ગો[illegible] વિઘટિત આપણા સમાજમાં પ્રવર્તમાન અસમાન[illegible] દૂર કરવા માટે, સૈકાઓથી માનવજાતિ દ્વારા અર્જિ[illegible] કરવામાં આવેલ જ્ઞાન અને બુદ્ધિના વારસા-ભંડાર[illegible] આપણે બહુ ઓછો ઉપયોગ કરીએ છીએ. આપ[illegible] શૈક્ષણિક ધોરણ ઊંચું લાવવા માટે આપણે

આતુર છીએ, પણ એ સમજી શક્યા હોઈએ એવું લાગતું નથી કે સ્કૂલો, કૉલેજો અને યુનિવર્સિટીઓમાં સુધારો કરવા ગ્રંથાલય એક ખૂબ જ પ્રભાવક સાધન છે. આપણાં બૌદ્ધિક, કલાત્મક અને નૈતિક ધોરણમાં થયેલ પતનની આપણે ટીકા કરીએ છીએ, પણ મહાન વિચારોના જીવંત સંપર્કમાં આપણને લાવીને બુદ્ધિપ્રેરિત કરનાર, રુચિ વિકસાવનાર અને નૈતિક ધોરણ ઊંચું લાવનાર માધ્યમનો આપણે ઉપયોગ કરતા નથી.'

સ્વસ્થ સમાજ–જીવન, જ્ઞાનવિકાસ તેમ જ રાષ્ટ્રઘડતર માટે જ્યારે ગ્રંથાલયો આટલી ઉપયોગિતા ધરાવતાં હોય, તો ગ્રંથપાલોના હોદ્દાની જવાબદારીઓ અને ફરજોની કોઈ પણ સમજુ વ્યક્તિ સહેજે કલ્પના કરી શકે એમ છે. ડૉ. કોઠારીએ ગ્રંથપાલો માટે અધ્યાપકોનાં સમકક્ષ પગાર–ધોરણો આપવાની ભલામણ એટલા માટે કરી હતી કે જેથી સામાજિક અને રાષ્ટ્રીય જવાબદારીભર્યો આ હોદ્દો સ્વીકારવા અભ્યાસીઓ અને ઉચ્ચશિક્ષણ પામેલી વ્યક્તિઓ આકર્ષાય, પણ આ દેશના નાગરિકોના કમનસીબે સરકારના ગળે આ વાત બરોબર ઊતરી શકી નથી. એનું પરિણામ સ્પષ્ટ જોઈ શકાય છે કે અધ્યાપક–કક્ષાની, તેમ જ સમાજસેવી વ્યક્તિઓનો આ વ્યવસાયમાં અભાવ છે. અને જ્યાં સુધી આ હોદ્દા ઉપર વિદ્યાનુરાગી, સમાજસેવી તેમ જ ગ્રંથાલય-શાસ્ત્રમાં નિપુણ વ્યક્તિઓની નિમણૂકો કરવામાં આવશે નહીં, ત્યાં સુધી આપણે પછાત દેશના પછાત નાગરિકો જ રહેવાના.

ગ્રંથપાલો પ્રત્યે દાખવવામાં આવતી ઉદાસીનતા પ્રત્યે શ્રી વી. વી. જહોને પોતાના ગ્રંથ "The Great Classroom Hoax and Other Reflections on Indian Education" (૧૯૭૮)માં સરકારી વલણની ઝાટકણી કાઢતાં કહ્યું છે: 'કૉલેજ–જીવનમાં આ કાર્યકરો મહત્ત્વનો ભાગ ભજવે છે, તેમ છતાં તેમની સાથે યથોચિત વ્યવહાર કરવામાં ખચકાટ અનુભવવામાં આવે છે. એની પાછળ અમુક અંશે એ મનોભાવ કામ કરે છે કે અત્યારના હોદ્દેદારોની કાર્યક્ષમતા ઉચ્ચ કક્ષાની નથી, પણ એ સાથે કેટલેક અંશે એ પણ ઇચ્છા કામ કરી રહી છે કે શૈક્ષણિક કર્મચારીઓના ભોગે કંઈ બચત કરી લેવી.... રાષ્ટ્રીયકૃત બૅંકો, ઇન્સ્યોરન્સ કૉર્પોરેશન અને ઍરપૉર્ટ વગેરે સંસ્થાઓમાં કામ કરતી વ્યક્તિઓના પગારોવિષયક નિર્ણય કેટલો જલદી લેવામાં આવે છે. સમાન હોદ્દાઓ ઉપર, આ સંસ્થાઓ કરતાં શિક્ષણનો દરજ્જો નીચો છે.'

આપણી લોકશાહીની ચાલચલણ જ એવી છે કે ન્યાયસંગત અને અગત્યની બાબતો અંગે પણ નિર્ણય લેતાં સરકારને વર્ષો વીતી જાય છે. આ અંગે એક પ્રાસંગિક દાખલો આપું. રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિએ ૧૯૭૨ની ૨૪મી માર્ચે રાજ્ય સરકારોને દેશમાં ગ્રંથાલયોના વિકાસ માટે ગ્રંથાલય ધારો પસાર કરવા માટે આ મુજબ અપીલ કરી હતી: **'ગ્રંથાલય–વિકાસના ક્ષેત્રમાં ક્રાંતિ લાવવા માટે યોગ્ય ગ્રંથાલય ધારો એ મહત્ત્વનું પરિબળ છે.** પણ ફક્ત ચાર રાજ્યોએ ગ્રંથાલય ધારાનો સ્વીકાર કર્યો છે. હું ઇચ્છું છું કે રાજ્ય **સરકારો ગ્રંથાલય ધારો પસાર કરે. આ કાર્ય ખોરાક, વસ્ત્રો અને નિવાસ પૂરાં પાડવા જેટલું જ અગત્યનું છે. જો નાગરિક શિક્ષિત ન હોય તો લોકશાહી પદ્ધતિ અસરકારક રીતે કામ કરી શકે નહીં. શિક્ષણના દરેક તબક્કે ગ્રંથાલયો અગત્યનો ભાગ ભજવે છે.'** રાષ્ટ્રપતિની આ અપીલનો અમલ કરવા ગુજરાત સરકારે ૬ વર્ષ ૬ માસનો સમય લીધો છે, તેમ છતાં હજી સુધી ગ્રંથાલય ધારો પસાર કર્યો નથી! જે બાબતને રાષ્ટ્રપતિએ અગત્યની કહી હતી એ બાબત ઉપર નિર્ણય લેવામાં આટલો વિલંબ થયો છે.

આ છે આપણી ગતિ!
આ છે આપણી કાર્યપદ્ધતિ!

# એક અનુકરણીય ઉદાહરણ | હરિવલ્લભ ભાયાણી

જે કામ પ્રાથમિક છતાં મૂળભૂત ઉપયોગિતાવાળું, વિશ્વવિદ્યાલયોનાં કાર્યાલયો દ્વારા નહીં તો તેમના ગુજરાતી વગેરે વિભાગો દ્વારા ક્યારનુંય થવું જોઈતું હતું તે પ્રકાશ વેગડે અંગત રુચિથી કર્યું (કે શરૂ કર્યું) એ હકીકતને પણ આપણાં વિશ્વવિદ્યાલયો અને વિદ્યા વચ્ચેના વર્તમાન વિચ્છેદનું એક પ્રતીક ગણી શકીએ. વેગડે અહીં સંગૃહિત માહિતીને, અનેક અડચણો અને જડ અસહકારને ગણકાર્યા વિના, બને તેટલી પૂર્ણ, ચોક્કસ અને વ્યવસ્થિત કરવા ઘણો પરિશ્રમ ઉઠાવ્યો છે. વિવિધ સૂચિઓ રૂપે સંચિત માહિતીની જે ગોઠવણી કરી છે તેનું ઉપયોગિતામૂલ્ય સ્વયંસ્પષ્ટ છે. આનાથી આપણા પીએચ.ડી.–લક્ષી સંશોધનકાર્યના પક્ષઘાતનો ઉપચાર કરવાનું એક નાનું પણ મૂલ્યવાન પાયાનું સાધન પ્રાપ્ત થાય છે એનો બીજો કશો લાભ ઉઠાવાશે કે કેમ એ તો કોણ જાણે, પણ એક લાભ તો જરૂર લેવાશે. કોઈ સિદ્ધ જ્યોતિષીના આત્મવિશ્વાસથી હું આગાહી કરું છું કે પીએચ ડી નો કોઈક તક પારખુ માર્ગદર્શક એકાદ શરણાર્થી (કે આશ્રયદાતા ?)ને પકડીને તરતમાં 'ગુજરાતી પીએચ. ડી. માટે સ્વીકૃત મહાનિબંધોમાં સ્વીકૃત વિષયો : એક સમીક્ષાત્મક અધ્યયન' એ વિષય પર પીએચ. ડી. કરવા તેની ભરતી કરાવી દેશે. તો કેટલાકને વગર શ્રમે મહાનિબંધ માટેના વિષયો સુલભ થશે અને તેઓ આમાંથી જ કોઈક વિષય વિદ્યાર્થીને વળગાડી દઈ શકશે એવો એક બીજો લાભ પણ ગણાવી શકાએ.

સંશોધનનું માર્ગદર્શન કરાવનાર અધ્યાપક પોતે જ્યાં સુધી શુદ્ધ વિદ્યાકીય હેતુથી કામ કરતો ન થાય – એ કામને સ્થૂળ સ્વાર્થના જ સાધન તરીકે, નોકરી, પદવી કે પ્રતિષ્ઠા મેળવવા–ટકાવવા માટેના અનિવાર્ય અનિષ્ટ તરીકે માનતો ન અટકે ત્યાં સુધી આ ક્ષેત્રમાં અત્યંત વ્યાપક થયેલાં છેતરપિંડી અને ભ્રષ્ટાચાર ઓછાં થવાની પણ ઝાઝી આશા નથી. આવી પરિસ્થિતિમાં પ્રસ્તુત સૂચિ જેવાં સાધનો શ્રદ્ધાબળે જ તૈયાર કરવાનાં રહ્યાં.

આપણા સંશોધન-માર્ગદર્શકે વગર જ્ઞાને સર્વજ્ઞ બનવાનો કિમિયો કશેકથી હાથ કર્યો છે. તે સાહિત્ય, ભાષા, સમાજ, સંસ્કૃતિ, ધર્મ, તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, લોકવિદ્યા; પ્રાચીન, મધ્ય તેમ જ અર્વાચીન કાળ; સૈદ્ધાંતિક વિવેચન તેમ જ વ્યવહાર વિવેચન; ઐતિહાસિક, તુલનાત્મક અને વર્ણનાત્મક પદ્ધતિ – એ બધામાં જ માર્ગદર્શન આપવા માટે પોતાની યોગ્યતા સ્વયંસિદ્ધ હોવાનું માને છે. અત્યારે હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી, તમિળ વગેરે અર્વાચીન ભારતીય ભાષાઓ અને સાહિત્યો પરત્વે તથા સંસ્કૃત, પાલિ, પ્રાકૃત વગેરે પ્રાચીન ભારતીય ભાષાઓ અને સાહિત્યો પરત્વે પરદેશમાં અઢળક અને ઉચ્ચ કોટિનું કામ સતત થઈ રહ્યું છે–અંગ્રેજી, જર્મન, ફ્રેંચ, ઇટલીય, ડેની, રૂસી, ચેક, જાપાની વગેરે ભાષાઓમાં એ વિષયનાં અનેક પુસ્તકો અને સંશોધનલેખો પ્રગટ થતાં રહે છે – તે સર્વથી અજ્ઞાત રહીને એ વિષયોમાં વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપી શકવાની નૈસર્ગિક પ્રતિભા કે અસાધારણ ભગવત્ કૃપા આપણે ત્યાં અનેકને પ્રાપ્ત છે એ આપણે માટે જેવુંતેવું ગૌરવ નથી. જ્યાં અધ્યાપકોની સાધારણતઃ આ અવસ્થા છે ત્યાં ઉપાધિ–અર્થીને કયાં અને કેટલો દોષ દેવો ?

ભાષાસાહિત્યના (કે સમગ્રપણે માનવવિદ્યાના) વિષયોમાં જેમને રસ છે તેમના પૂરતો જ ઉચ્ચતર અને સંશોધનવિષયક અભ્યાસ જ્યાં સુધી મર્યાદિત કરવામાં નહીં આવે, ત્યાં સુધી આપણે તેના શબને સચેતન ગણીને ખભે ફેરવતા રહેવાના.

આપણે આશા રાખીએ કે દીવે દીવો પ્રગટે એ ન્યાયે વેગડનાં જેવાં માહિતી સંચયનાં શ્રમસાધ્ય કાર્યો કરવા અન્ય નિષ્ઠાવાન ગ્રંથપાલો પણ પ્રેરાશે.

[મહાનિબંધ વર્ગીકૃત સૂચિ, ૧૯૫૭–૧૯૭૭(સંપા. પ્રકાશ વેગડ)ની પ્રસ્તાવના]

# ૧૯૭૫નાં પુસ્તકોને સરકારી ઇનામો ૧૯૭૮માં !!

## રઘુવીર ચૌધરી

ગઈ તા. ૨૨મી ઑક્ટોબરે ગુજરાતી દૈનિકોમાં "ગુજરાતી ભાષામાં લખાયેલાં વિશિષ્ટ ગુણવત્તાવાળાં પુસ્તકોને" સરકારી ઇનામો જાહેર થયાં. એમાં દરેક વિભાગમાં પહેલો, બીજો, ત્રીજો ક્રમ છે. દરેક ક્રમમાં મોટે ભાગે ઇનામો વહેંચવામાં આવ્યાં છે અથવા અપાયાં નથી.

પ્રૌઢ વિભાગ અને બાળ વિભાગમાં મળીને કુલ ચોવીસ હજારનાં ઇનામોની જોગવાઈ દેખાય છે. પરંતુ ન અપાયેલાં ઇનામોની રકમનો સરવાળો રૂા. સાત હજાર ત્રણસો થાય છે.

જ્યાં એક પુસ્તક આખેઆખા ઇનામને યોગ્ય લાગ્યું નથી, ત્યાં બે પુસ્તકોમાં એ વહેંચવામાં આવ્યું છે, તો પછી અમુક ઇનામો અપાયાં જ કેમ નથી ? શું એ વિભાગોમાં ધોરણ ઊંચાં હતાં ? કે લેખકોએ પુસ્તકો મોકલ્યાં જ ન હતાં ?

લેખકનું પ્રથમ પુસ્તક પ્રગટ થયું હોય ને એને ઇનામ મળે તો એનો એક આગવો મહિમા હોય છે. સરકારી યાદીમાં લેખકોનાં નામ છપાયાં નથી. બાળ વિભાગમાં બે નામ છપાઈ ગયાં છે. બધાં દૈનિકોમાં આ સામ્ય છે, તેથી મૂળ યાદી મુજબ બધું છપાયું લાગે છે, જો સાથે લેખકોની પણ યાદી હોત તો પુસ્તકાલયોને ખરીદીમાં સુગમતા રહેત, અને ખાસ તો અજાણ્યાં નામ ઊપસી આવત. નવલેખકોને પ્રોત્સાહક જાહેરાત મળત. આ પુરસ્કારો પછીનાં પુસ્તકો માટે પ્રકાશક મેળવી આપવામાં તો મદદ કરે જ છે. બીજો લાભ એ છે કે પુસ્તક ઝડપથી ખરીદાવા લાગે છે. પરંતુ જે પુસ્તકો પુરસ્કૃત થયાં છે, એમાંનાં મોટા ભાગનાં તો વેચાઈ રહેવા આવ્યાં હશે કેમ કે એ ૧૯૭૫માં પ્રગટ થયેલાં છે. સરકારની જાહેરાતમાં ૧૯૭૬–૭૭ના વર્ષ માટેનાં અથવા એ વર્ષ દરમિયાન એવો ઉલ્લેખ છે. એનો અર્થ એમ સમજાય છે કે, સરકારે ૧૯૭૬–૭૭ના હિસાબી વર્ષમાંથી આ સોળ હજાર ને ત્રણસોની રકમ ફાળવી હશે. જો કે તત્કાળ તો એણે કશું આપવાનું હોતું નથી. છએક માસ પછી લેખકોને સાત વર્ષના બચત સર્ટિફિકેટ મળશે. ત્રણ વર્ષ ગયાં ને બીજાં સાત જશે. પછી લેખકના હાથમાં પૈસા આવશે.

આ ઇનામોની યોજનાને વધુ અર્થપૂર્ણ બનાવવા માટે વિદ્વાનોએ વારંવાર સૂચનો કરેલાં છે. પરંતુ હજી એકેય સૂચન સ્વીકારાયું નથી.

૧૯૭૦ના 'વિશ્વમાનવ'ના મે–જૂનના અંકમાં શ્રી નગીનદાસ પારેખે 'સાહિત્યને લગતાં સરકારી ઇનામો' નામે એક લેખ લખેલો. એમાં મુખ્ય મુદ્દો આ છે :

"મારો ખ્યાલ એવો હતો કે, વર્ષ દરમ્યાન પ્રગટ થયેલાં ગુજરાતી પુસ્તકોમાંથી સરકારને જે વિશિષ્ટ ગુણવત્તાવાળાં લાગે તે પુસ્તકોના લેખકોને ઇનામ આપવામાં આવે છે, પણ મને છેક હમણાં ખબર પડી કે એ ખ્યાલ ખોટો હતો. સાચી વાત જુદી જ છે. સરકારે પોતે જો કે એ યોજનાનું નામ 'ગુજરાતી ભાષામાં લખાયલા વિશિષ્ટ ગુણવત્તાવાળાં પુસ્તકોને ઇનામ આપવાની યોજના' રાખેલું છે. તેમ છતાં એનો અમલ કરવા માટે જે નિયમો ઘડેલા છે, તેમા એને એક સ્પર્ધા અથવા હરીફાઈનું રૂપ આપી દેવામાં આવેલું છે."

લેખકોએ પાંચ કે ત્રણ રૂપિયા પ્રવેશ ફી અને પુસ્તકની બે નકલ સાથે અરજી કરવાની હોય છે. શ્રી નગીનભાઈનું કહેવું એમ છે કે જે લેખકો–પ્રકાશકો પુસ્તક ન મોકલે એમનાં પુસ્તકો વિશિષ્ટ ગુણવત્તાવાળાં હોય તો પણ એ આ યોજનામાંથી તો બાકાત રહી જાય છે. એ લખે છે "મૂળ યોજનાને હરીફાઈનું રૂપ આપીને એનું ક્ષેત્ર સંકુચિત બનાવી દેવામાં આવ્યું છે, અને તેથી એનો મૂળ હેતુ સચવાતો નથી."

છેલ્લાં કેટલાંક વરસથી દેશનાં વિવિધ રાજ્યોમાં લોટરી ચાલે છે. લાખોની ટિકિટો ગુજરાતનાં મોટાં શહેરોમાં વેચાય છે. મોટા ભાગની ટિકિટો રૂપિયાની હોય છે. જ્યારે આ સરકારી ઇનામો માટે લેખકે પાંચ કે ત્રણ રૂપિયા ભરવાના હોય છે, અને એ રીતે 'હરીફાઈ'માં ભાગ લેવાનો હોય છે. લેખકો માટે આ અપમાનજનક છે, કે હોઈ શકે એનો અમલદારોને તો ખ્યાલ જ ન આવે પરંતુ શિક્ષણ પ્રધાન શ્રી નવલભાઈ તો પોતે લેખક પણ છે, એમને લેખકના સ્વમાનનો ખ્યાલ હશે જ. એ રસ લઈને આમાંથી સ્પર્ધાનું તત્ત્વ કાઢી નાખે કેમ કે સૂક્ષ્મ રીતે એમાં લોટરીના દૂષણો દાખલ થઈ જાય છે, અને લોટરીનો તો ગુજરાત સરકાર વિરોધ કરે છે. આ સ્પર્ધા આ રીતે ચાલે એમાં રાજ્યની સ્વીકૃત નીતિનો પણ ભંગ થાય છે.

શ્રી નગીનદાસ પારેખે આ લેખ લખ્યો એ પહેલાં ગુજરાત સરકારે એમને પરીક્ષક નિમેલા, નિમણૂકપત્ર વાંચીને એમણે કેટલાક ખુલાસા માગેલા

(૧) હરીફાઈમાં ન ઊતર્યા હોય તે લેખકોનાં પુસ્તકોનો વિચાર કરવાનો કે નહીં?

(૨) નિર્ણાયક સમિતિની કાર્યપદ્ધતિ શી છે?

(૩) સમિતિ માત્ર ભલામણ કરતી હોય તો છેવટનો નિર્ણય કોણ કરે છે?

(૪) આ વર્ષે પ્રૌઢ વિભાગમાં કેટલાં પુસ્તકો ચકાસવાનાં છે?

(૫) એ કામ ક્યાં સુધી પતાવવાનું છે?

(૬) દરેક પુસ્તક માટે અલગ અલગ ગુણપત્રક ભરવાનું હોય તો પુસ્તક જેટલાં ગુણપત્રકો મોકલવાં જોઈએ. મને એક જ મળ્યું છે.

આ અને બીજા પ્રશ્નોના સંતોષકારક ખુલાસા ન મળતાં એમણે પરીક્ષકની કામગીરી સ્વીકારી ન હતી. પરંતુ સરકાર સાથેનો એમનો પત્રવ્યવહાર તપાસતાં એક વિગત એવી જાણવા મળી કે જેથી ભારે અચરજ થયું.

૨૨મી જાન્યુઆરીએ લખેલા પત્રમા એમને જણાવવામાં આવ્યું હતું કે આપને મોકલેલાં એકસો દસ પુસ્તકોમાંથી દરેક વિભાગનાં પ્રથમ દસ પુસ્તકોની

યાદી લઈ તા. ૩૧મી જાન્યુઆરીએ યોજેલી બેઠકમાં હાજર થવું! માત્ર નવ દિવસમાં દસ નવલકથાઓ, દસ વાર્તાસંગ્રહો, દસ કાવ્યસંગ્રહો, દસ ચરિત્રગ્રંથો, દસ નિબંધસંગ્રહો, દસ ચિંતનાત્મક પુસ્તકો, દસ વિવેચનગ્રંથો, દસ નાટકો અને દસ એકાંકીસંગ્રહોની પસંદગી કરી લઈને હાજર થઈ જવાનું હોઈ આ કામ કરી બતાવવા જાય તો ચિઠ્ઠીઓ ઉપાડીને જ કરી શકે ને!

આ અતાર્કિક કાર્યપદ્ધતિ અને વિરોધાભાસી યોજનામાંથી બહાર આવવું અશક્ય નથી. નગીનભાઈ લખે છે.

"આપણા દેશની સાહિત્ય અકાદમી જે રીતે પ્રવેશપત્રો ભરાવ્યા વગર જ અમુક ગાળામાં પ્રગટ થયેલાં બધાં જ પુસ્તકોમાંથી પોતાને શ્રેષ્ઠ લાગતાં પુસ્તકોને પુરસ્કારપાત્ર જાહેર કરે છે, તેવું જ રાજ્ય સરકારે પણ કરવું જોઈએ. અને એને માટે કોઈ એવી કાર્યપદ્ધતિ અપનાવવી જોઈએ, જેમાં તે વરસ દરમ્યાન પ્રગટ થયેલાં બધાં જ પુસ્તકોનો વિચાર થઈ શકે અને એ રીતે સમગ્ર પ્રકાશનોમાં જે શ્રેષ્ઠ ઠરે તેવાંને જ ઇનામપાત્ર જાહેર કરવામાં આવે. જો સાહિત્ય અકાદમી આખા દેશની જુદી જુદી પંદર કે સોળ (હવે ઓગણીસ) ભાષાઓ માટે આવી વ્યવસ્થા કરી શકે છે, તો આપણું રાજ્ય આપણી એક ભાષા માટે એવી વ્યવસ્થા કેમ ન કરી શકે?

આમ, સ્પર્ધાનું તત્ત્વ નાબૂદ કરી પ્રવેશ ફી કે બે પુસ્તક મંગાવવાવાળી વાત પડતી મૂકવી જોઈએ.

પરીક્ષકોને પૂરતો સમય આપવો જોઈએ, જેમ કે ૧૯૭૮ના ડિસેમ્બર પહેલાં ૧૯૭૯નાં પુસ્તકો માટેના પરીક્ષકો નીમવા જોઈએ.

આ પરીક્ષકો સ્વરૂપ દીઠ જુદા જુદા નીમવા જોઈએ, જેમ કે, નવલકથાના જુદા, વાર્તાના જુદા, નાટકના જુદા, વગેરે.

પરીક્ષકો ઉપરાંત પ્રતિષ્ઠિત વિદ્વાનો અને સંસ્થાઓના વડાઓ પાસેથી તે તે સ્વરૂપનાં ઉત્તમ પુસ્તકોની યાદી મંગાવવી જોઈએ. એ યાદી પરીક્ષકોને પૂરી પાડવી જોઈએ.

સાહિત્ય અકાદમી છેલ્લાં ત્રણ વર્ષમાંથી એક ઉત્તમ કૃતિ પસંદ કરે છે. એ માટે એ પહેલાં પચાસેક વિદ્વાનો પાસે એ ત્રણ વર્ષના ગાળામાં પ્રગટ થયેલાં બધાં નોંધપાત્ર પુસ્તકોનાં નામ મંગાવે છે, એમાંથી એક મોટી યાદી તૈયાર થાય છે. એ યાદી વિદ્વાનોને મોકલવામાં આવે છે. હવે દરેક વિદ્વાને માત્ર એક જ પુસ્તક પસંદ કરીને એને યોગ્ય ગણવા માટેનાં કારણો આપવાનાં હોય છે. એ પછી બીજી યાદી બને છે, અને આ તારવેલી યાદીનાં પુસ્તકોની નકલો ખરીદીને ત્રણ પરીક્ષકોને મોકલવામાં આવે છે. આમાંના એક પરીક્ષક અકાદમીની કારોબારીના સભ્ય હોય છે. ને બીજા બે કોણ છે, એ અકાદમીના મંત્રીએ એમનાથી પણ ગુપ્ત રાખવાનું હોય છે. જો ત્રણે ત્રણ વિદ્વાનો એક જ પુસ્તક પર પસંદગી ઉતારે કે બે વિદ્વાનો એક પર પસંદગી ઉતારે તો નિર્ણય સરળ બને છે. ત્રણેય વિદ્વાનોએ અલગ અલગ પુસ્તકો પર પસંદગી ઉતારી હોય તો એમના અહેવાલ વાંચીને અકાદમીની કારોબારી નિર્ણય લે છે કે ઇનામ આપવું કે નહિ. દેશનાં બધાં જ રાજ્યો એમની ભાષાનાં શ્રેષ્ઠ પુસ્તકોને ઇનામો આપે છે. એમની કાર્યપદ્ધતિ વિષે પણ જાણીને ગુજરાત રાજ્ય એની આ એક ઉમદા પ્રવૃત્તિને વધુ અર્થપૂર્ણ બનાવી શકે. પુરસ્કૃત પુસ્તકોની આ વિભાગમાં સમીક્ષા આપીશું. એ પૂર્વે સહુ અજ્ઞાત વિજેતાઓને અભિનંદન.

('સંદેશ'માંથી)

આપણા સંનિષ્ઠ અને જાગૃત કવિ-વિવેચક **શ્રી યશવંત ત્રિવેદીના** કાવ્યસર્જનમાંથી અર્ક રૂપે તારવી લીધેલ કૃતિઓનો, કવિની કવિતાકલાનો પ્રતિનિધિરૂપ કાવ્યસંગ્રહ

## પરિશેષ

**સં. ડૉ. પ્રમોદકુમાર પટેલ રૂ. ૧૫ = ૦૦**



કવિતાકલામાં રસ લેનાર તમામ જિજ્ઞાસુઓને માણવા-મનન કરવા યોગ્ય આ મહાનિબંધ આપણા આ પ્રકારના સાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરો કરે છે.

## કાવ્યની પરિભાષા

**ડૉ. યશવંત ત્રિવેદી રૂ. ૪૦ = ૦૦**

: મુખ્ય વિક્રેતા :

આર. આર. શેઠની કંપની

મુંબઈ ૪૦૦ ૦૦૨ : અમદાવાદ ૩૮૦૦૦૧

ગુજરાતી સાહિત્ય વાઙ્મયસૂચિ શ્રેણી :
વિષય સંદર્ભ પુસ્તિકા-૧

# મહાનિબંધ વર્ગીકૃત સૂચિ

**૧૮૫૭-૧૯૭૭**

પ્રાકૃત
અપભ્રંશ
અને
ગુજરાતી ભાષા-સાહિત્યના ક્ષેત્રે
ફ્રાંસ
અમેરિકા
ગ્રેટ બ્રિટન
ફેડરલ રિપબ્લિક ઑફ જર્મની
અને
ભારતની યુનિવર્સિટીઓ દ્વારા
પીએચ.ડી. તથા અન્ય પદવીઓ માટે
સ્વીકૃત ૩૪૪ મહાનિબંધો

**પ્રસ્તાવના**

**ડૉ. હરિવલ્લભ ભાયાણી**

**સંપાદક**

**પ્રકાશ વેગડ**

**રૂ. ૧૨ = ૦૦**

પ્રકાશક

આર. આર. શેઠની કંપની

મુંબઈ * અમદાવાદ

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. આખું આકાશ મારી આંખોમાં | શ્રી વિઠ્ઠલ પંડયા | નવલકથા | ૧૭–૦૦ |
| ૨. ફૂલને વાગ્યા કાંટા | ,, ,, | ,, | ૧૮–૫૦ |
| ૩. ભવસાગર | શ્રી ઈશ્વર પેટલીકર | ,, | ૧૨–૨૫ |
| ૪. વિશળદેવ | શ્રી ગુણવંતરાય આચાર્ય | ,, | ૧૧–૭૫ |
| ૫. પહેલી પ્રીત | શ્રી વિ. સ. ખાંડેકર | ,, | ૧૦–૫૦ |
| ૬. પાંપણપારનો પ્રદેશ | શ્રી આબિદ સુરતી | ,, | ૧૩–૨૫ |
| ૭. વારસદાર | શ્રી ઈલા આરબ મહેતા | ,, | ૧૦–૫૦ |
| ૮. અંકુર | શ્રી પ્રીતમલાલ કવિ | ,, | ૧૮–૦૦ |
| ૯. કાળી તારાં કામણ ન્યારાં | શ્રી ગુણવંત ભટ્ટ | ,, | ૧૩–૫૦ |
| ૧૦. કાળુભારને કાંઠે | શ્રી મનસુખલાલ ઝવેરી | ,, | ૧૧–૨૫ |
| ૧૧. મહાભારત ગુરુદક્ષિણા | શ્રી નવનીત સેવક | ,, | ૨૭–૦૦ |
| ૧૨. ચળિતર | ,, ,, | ,, | ૨૦–૦૦ |
| ૧૩. મીંઢળ બાંધો મારે હાથ | શ્રી કૈલાસ નાયક | ,, | ૧૬–૫૦ |
| ૧૪. ચંબલનું પાપ | શ્રી પ્રફુલ ઠાકોર | ,, | ૧૫–૦૦ |
| ૧૫. ચંબલનો શેતાન | શ્રી અલગારી | ,, | ૧૫–૦૦ |
| ૧૬. સ્વપ્નપંખી | શ્રી ભૂપત વડોદરિયા | ,, | ૧૩–૦૦ |
| ૧૭. શૌર્યપ્રતાપી ચંદ્રવંશ | શ્રી હરિલાલ ઉપાધ્યાય | ,, | ૧૮–૦૦ |
| ૧૮. વણતૂટયા સંબંધો | શ્રી પૃથ્વી શાહ | નવલિકા | ૬–૦૦ |
| ૧૯. અનન્વય | શ્રી મુકુલ બક્ષી | ,, | ૧૩–૫૦ |
| ૨૦. પરિશેષ | શ્રી યશવંત ત્રિવેદી | કાવ્ય | ૧૫–૦૦ |
| ૨૧. રઘુવંશ | અનુ. પ્રજારામ નરોત્તમ. રાવળ | ,, | ૧૮–૦૦ |
| ૨૨. વગડાનો શ્વાસ | શ્રી સુરેશ દલાલ | ,, | ૧૦–૦૦ |
| ૨૩. કથાવલોકન | શ્રી દીપક મહેતા | વિવેચન | ૧૨–૦૦ |
| ૨૪. ઉન્મિતિ | શ્રી મફત ઓઝા | ,, | ૧૬–૫૦ |
| ૨૫. નરસિંહરાવ | શ્રી વ્રજલાલ દવે | ,, | ૫–૦૦ |
| ૨૬. કનૈયાલાલ મુનશી | શ્રી મનસુખલાલ ઝવેરી | ,, | ૫–૦૦ |
| ૨૭. અખો | શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદી | ,, | ૫–૦૦ |
| ૨૮. ગાંધીજી | શ્રી ચી. ના. પટેલ | ,, | ૫–૦૦ |
| ૨૯. રાસયુગમાં પ્રકૃતિ નિરૂપણ | શ્રી ધીરુ પરીખ | ,, | ૨૦–૦૦ |
| ૩૦. પ્રેમામૃત | શ્રી પ્રેમશંકર હ. ભટ્ટ | ,, | ૧૧–૦૦ |
| ૩૧. અધીતર | શ્રી જયંત કોઠારી | ,, | ૧૦–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૨. મહાનિબંધ વર્ગીકૃત સૂચી | સંપાદક શ્રી પ્રકાશ વેગડ | નિબંધો | ૧૨-૦૦ |
| ૩૩. સાવ એકલો દરિયો | શ્રી સુરેશ દલાલ | ,, | ૮-૦૦ |
| ૩૪. ચહેરાઓના વનમાં | શ્રી સુરેશ દલાલ | ,, | ૯-૦૦ |
| ૩૫. અંતર્વેદી | શ્રી મકરન્દ દવે | લેખો | ૭-૦૦ |
| ૩૬. વિજ્ઞાનનો સમાજ ઉપર પ્રભાવ | શ્રી બર્ટ્રાન્ડ રસેલ અનુ. રજની જોષી | વિજ્ઞાન | ૬-૫૦ |
| ૩૭. ભૌતિક વિજ્ઞાનના વાલ્મીકિઓ | ડૉ. ઉષા જોષી | ,, | ૫-૦૦ |
| ૩૮. ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન | શ્રી ભારતલાલ પ્રેમશંકર પાઠક | શિક્ષણ | ૧૪-૦૦ |
| ૩૯. વાચન સુધા | ,, | ,, | ૧૦-૦૦ |
| ૪૦. સ્ત્રીવિમુક્તિની સમસ્યાઓ | ડૉ. અક્ષયકુમાર દેસાઈ | સમાજવિજ્ઞાન | ૯-૨૫ |
| ૪૧. વિકસતાં શહેરો અને ઝૂંપડપટ્ટીઓ | ,, ,, | ,, | ૮-૦૦ |
| ૪૨. ગ્રંથાલય, સહકાર અને સંયોજન | શ્રી છગનલાલ મથુરદાસ ભૈયા | પુસ્તકાલય | ૩-૦૦ |
| ૪૩. દ્વિબિંદુવર્ગીકરણ : એક પરિચય | ,, ,, ,, | ,, | ૬-૦૦ |
| ૪૪. બાપુજીએ કરાવેલો આશ્રમ ભજનોનો સ્વાધ્યાય | શ્રી પ્રભુદાસ ગાંધી | અધ્યયન | ૧૨-૫૦ |
| ૪૫. ઉલ્લાસ મંગલ | શ્રી સ્વેટ માર્ડન | ચિંતનાત્મક | ૬-૦૦ |
| ૪૬. આસ્તિકતાનો આદર્શ | પૂ. પં. શ્રી ભદ્રંકર વિજયજી | ધાર્મિક | ૭-૫૦ |
| ૪૭. ચંડીપાઠ | મહર્ષિ માર્કંડેય મુનિ | ,, | ૭-૦૦ |
| ૪૮. ભાવિના મર્મ | શ્રી યશોધર મહેતા | જ્યોતિષ | ૬-૦૦ |
| ૪૯. ભોજનનો થાળ | નિર્મળાબેન ભટ્ટ | પાકશાસ્ત્ર | ૧૫-૦૦ |
| ૫૦. પુનઃ આયુર્વેદ પ્રતિ | શોભન | વૈદક | ૩-૦૦ |
| ૫૧. ઘરઘરનાં ઔષધો | બાભશંકર ઠાકર 'પુનર્વસુ' | ,, | ૧૩-૫૦ |
| ૫૨. રોગ પરિચયમાળા પુ. ૧૨ | ,, ,, | ,, | ૨૪-૦૦ |
| ૫૩. ગમ્મતમાળા પુ ૮ | શ્રી હરીશ નાયક | બાળસાહિત્ય | ૧૦-૦૦ |
| ૫૪. પંચરત્ન ગ્રંથમાળા પુ. ૧૦ | ,, ,, | ,, | ૧૫-૦૦ |
| ૫૫. જોલી જોક્સ ભા. ૨ | જોલી હરીશ નાયક | ,, | ૧-૦૦ |
| ૫૬. તારા ભાત મીઠા છે | શ્રી હરીશ નાયક | ,, | ૧-૦૦ |
| ૫૭. લવકુશનાં પરાક્રમો | લક્ષ્મી નાયક | ,, | ૧-૦૦ |


-: પ્રાપ્તિસ્થાન :-

**આર. આર. શેઠની કંપની**

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦૦૦૨ * ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦૦૦૧

ઉદ્ગાર-૩૨ | ૧૧-'૭૮

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| मुक्ता | मालती परूलकर | 12–00 |
| पति परम गुरु भाग–२ | विमल मित्र | 27–50 |
| धुआँ | अमृत राय | 36–00 |
| रास्ते अलग अलग | | 10–00 |
| आकार | चन्द्रकान्त वर्मा | 16–00 |
| धरती सदा सुहागिन | कश्मीरी लाल ज़ाकिर | 9–00 |
| तिनके | विमलकर | 12–00 |
| तुम्हारे लिए | हिमांशु जोशी | 12–00 |
| समय बीता हुआ | आशीष सिन्हा | 12–00 |
| एक औरत की जिन्दगी | शुभा वर्मा | 10–00 |
| बन्द रास्तों के बीच | मिथिलेश्वर | 12–00 |
| उस पार का मसीहा | प्रतापसिंह तरुण | 10–00 |
| कुमारिकाएँ | कृष्णा अग्निहोत्री | 15–00 |
| प्रतिकार | सुदर्शन चोपड़ा | 10–00 |
| लौटने तक | मधुदीप | 16–00 |
| शोक-सेतु | रामदेव | 15–00 |
| भूख | प्रतापचन्द्र 'चन्द्र' | 12–00 |
| छोटे-छोटे महायुद्ध | रमाकांत | 16–00 |
| अंतराल के बाद | प्रदीप पंत | 9–00 |
| मंचनायक | राजेन्द्रमोहन भटनागर | 16–00 |
| पिघलते पत्थर | रामप्रकाश | 10–00 |
| एक दिन और सारा जीवन | आनंदकुमार | 15–00 |
| कटी परिधि | राजेन्द्रपाल सिंह | 6–00 |
| इन्द्र धनुष के पार | सत्येन्द्र शरत् | 9–00 |
| चार रास्ते | कमलेश शुक्ल | 10–00 |
| रास्ते अलग-अलग | प्रह्लाद कंसल | 10–00 |
| माटी की महक | सच्चिदानन्द धूमकेतु | 25–00 |
| वृंदा | सुमति क्षेत्र पांडे | 16–00 |
| टूटती संधियाँ | शक्तिपाल केवल | 12–00 |
| पहला अंत | योगेश गुप्त | 10–00 |
| शाल वनों का द्वीप | शानी | 12–00 |

| | | |
|---|---|---|
| अपने अपने रग | शमीला हाशमी | 9-00 |
| | **कहानी** | |
| मेरी प्रिय कहानियाँ | कृष्ण बल्देव वैद | 7-00 |
| स्याही सोख्ते | रमाकांत श्रीवास्तव | 12-00 |
| उसकी पहचान | पृथ्वीराज मोगा | 8-00 |
| केवल पिता | से रा. यात्री | 12-00 |
| दरअसल | सुरेश उनियाल | 10-00 |
| एक बुद से | रचना शर्मा | 10-00 |
| पुल पार का आदमी | हरिहर द्विवेदी | 10-00 |
| फासला | केशव | 10-00 |
| बिखरते बन्धन | राजरानी | 9-00 |
| वीनस के पैर | जीवन नायक | 8-00 |
| मरी हुई शताब्दी | कैलास नारद | 9-00 |
| आखिरी टुकड़ा | इब्राहीम शरीफ | 12-00 |
| बन्दिनी | राजरानी | 10-00 |
| उस्मानिया | यादवेन्द्र शर्मा 'चन्द्र' | 12-00 |
| गुजरते वक्त का दर्द | पाल मसीन | 7-00 |
| | **कविता** | |
| अंधेरे के बावजूद | बलदेव वशी | 12-00 |
| हर मोड साक्षी है | डा धर्मवीर शर्मा | 15-00 |
| एकान्त के अक्षर | डा गोपाल शर्मा | 15-00 |
| सूर्यास्त | विनोदचन्द्र पाण्डेय | 10-00 |
| काव्य प्रसग | स महेन्द्र कार्त्तिकेय | 12-00 |
| | **नाटक** | |
| उधार का पति | श्रीमती वनमाला भवाल्कर | 7-00 |
| सारी रात | बादल सरकार | 6-00 |
| कहत कबीरा | शिवकुमार जोशी | 8-00 |
| एक और द्रोणाचार्य | शंकर शेष | 9-00 |
| शब्द लिपि | मनोरञ्जनदास | 10-00 |
| काठ का घोड़ा | ,, | 10-00 |
| फरार फौज | उत्पल दत्त | 14-00 |
| चन्द टुकड़े औरत | गिरीश बख्शी | 14-00 |
| चीफ मिनिस्टर | विजय तेंडुलकर | 8-00 |
| पापा खो गये | ,, | 6-00 |

### व्यंग्य

| | | |
|---|---|---|
| संकटलाल जिंदाबाद | लतीफ घोंघी | 10–00 |
| फूलों वाले कैक्टस | रवीन्द्रनाथ त्यागी | 9–00 |
| राजधानी में गँवार | प्रेम जनमेजय | 12–00 |

### समीक्षा

| | | |
|---|---|---|
| निराला | नागार्जुन | 7–00 |
| हिन्दी कविता : आधुनिक आयाम | डा. रामदरश मिश्र | 25–00 |
| भक्ति काव्य की दार्शनिक चेतना | डा. नारायण प्रसाद वाजपेयी | 20–00 |
| हिन्दी पत्रकारिता : राष्ट्रीय नव उद्बोधन | डा. श्रीपाल शर्मा | 25–00 |
| समकालीन कविता : विचार कविता | सं. बलदेव वंशी | 25–00 |
| शुक्लोत्तर आलोचना और डा. नगेन्द्र | पुष्पा अग्रवाल | 40–00 |
| आलोचना की रचनायात्रा | धनंजय वर्मा | 25–00 |
| साहित्य और सामाजिक संदर्भ | डा. शिवकुमार मिश्र | 25–00 |
| हिन्दी-रेखाचित्र : सिद्धान्त और सृजन | अनिता पाण्डेय | 30–00 |
| आधुनिक नाटक का मसीहा मोहन राकेश | डा. गोविन्द चातक | 25–00 |
| हिन्दी उपन्यासों का मनोविश्लेषणात्मक अध्ययन | डा. गिरधर प्रसाद शर्मा | 40–00 |
| हिंदी एकांकी की शिल्पविधि का विकास | सिद्धनाथ कुमार | 50–00 |
| हिंदी कविता की वैचारिक भूमिका | डा. नरेन्द्र मोहन | 20–00 |
| कामायनी : एक यूतोपिया | डा. सुरेश गौतम | 10–00 |
| भारत की भाषा समस्या | डा. रामविलास शर्मा | 22–00 |

### विविध

| | | |
|---|---|---|
| भूकम्प | हरिनारायण श्रीवास्तव | 15–00 |
| ओ ! मेरे राजहंस | क्षितीश | 15–00 |
| गीता का अद्भुत संदेश | प्रो. वा. विष्णुदयाल | 15–00 |
| वीर बैरागी | भाई परमानन्द | 8–00 |
| इत्यादि | प्रणवकुमार वन्द्योपाध्याय | 10–00 |
| मार्ग के गहरे चिह्न | सद्गुरुशरण अवस्थी | 30–00 |

### बाल-साहित्य

| | | |
|---|---|---|
| ज्ञान की सीढ़ियाँ | श्री व्यथित हृदय | 3–50 |
| लोक व्यवहार | सन्तराम वत्स्य | 3–00 |
| विश्व संतो की प्रेरक कथाएँ | रामकृष्ण शर्मा | 3–00 |
| सांस्कृतिक एकता की प्रेरक कहानियाँ | व्यथित हृदय | 4–50 |
| दमयन्ती | शान्ति भट्टाचार्य | 4–00 |

## શ્રેષ્ઠ ધ્યેયલક્ષી સાહિત્ય એ ઉત્તમ મિત્ર છે

સામાજિક ક્ષેત્રે 'નવજાગૃતિ' એ જેનું ધ્યેય છે તેવી 'નવજાગૃતિ સમાજમાળા' શ્રેણીની નવી ત્રણ તેજસ્વી કૃતિઓ

### વાચનની સારી માઠી ટેવ

ઈશ્વર પેટલીકર રૂ. ૭=૫૦

વાચનની ટેવ બેધારી તલવાર જેવી છે. સારી ટેવ જીવન ઉન્નત કરે છે.

### આઝાદીની પહેલી ત્રીસી

ઈશ્વર પેટલીકર રૂ. ૯=૦૦

આજના સમયમાં રાજકારણનું કેટલું બધું મહત્ત્વ છે તે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ. આઝાદીનાં ત્રીસ વર્ષ દરમિયાન આપણા રાજકીય પ્રવાહો કઈ દિશા ભણી વળ્યા અને તેનાથી આપણને શા લાભ, ગેરલાભ થયા તે જાણવા જિજ્ઞાસુઓને અતિ ઉપયોગી તદ્દન તટસ્થ દૃષ્ટિએ લખાયેલું પુસ્તક

### સિનેમાનું સારું માઠું મનોરંજન

ઈશ્વર પેટલીકર ૬=૫૦

આ મનોરંજનથી કિશોરો-યુવકોને દૂર રાખવાનું નકારાત્મક વલણ ઇષ્ટ નથી. તેને બદલે નાનપણથી એમની સુરુચિ ઘડાય અને તે હલકા મનોરંજનથી દૂર રહે, તેવું હકારાત્મક વલણ કેળવાવું જોઈએ તેની સમજ આપતું અનોખું પુસ્તક.

**'સમાજ વિજ્ઞાનમાળા'** એ શ્રેણી નીચે આજસુધીમાં તદ્દન નવા પ્રકારનું મહત્ત્વપૂર્ણ માહિતીસભર સાહિત્ય અભ્યાસીજનો સમક્ષ મૂકવામા આવ્યું છે. વિદ્વદ્જનોએ તથા આ પ્રકારના સાહિત્યમા રસ ધરાવનારાઓએ તેને હૃદયપૂર્વક આવકાર્યું છે.

આ શ્રેણીની બે નવી કૃતિઓ

### વિકસતાં શહેરો અને ઝૂંપડપટ્ટીઓ

ડૉ. એ. આર. દેસાઈ રૂ. ૮=૦૦

વિજ્ઞાનના ક્ષેત્રે હરણફાળ ભરી અવકાશને આંબવા દોટ મૂકતી માનવજાતનાં વિકસિત શહેરોમાં આવેલી ઝૂંપડપટ્ટીઓ એ કેવી દુઃખદ અને વિષમ સમાજવ્યવસ્થા છે તેનો તાદૃશ ચિતાર આપતુ આ વિષયનું ગુજરાતીમાં પ્રથમ પુસ્તક.

### સ્ત્રીવિમુક્તિની સમસ્યાઓ

સં. ડૉ. એ. આર. દેસાઈ : ડૉ. નીરા દેસાઈ રૂ. ૯=૨૫

સમાજમાં શિક્ષણના ઉત્તરોત્તર ફેલાવા સાથે ઊભી થયેલી સાંપ્રત સમાજની સળગતી સમસ્યાની તલસ્પર્શી અભ્યાસપૂર્ણ રજૂઆત.

**સમાજમાં નવજાગૃતિના ધ્યેયલક્ષી સંસ્કારપોષક સાહિત્યના પ્રકાશકો**

**આર. આર. શેઠની કંપની**



મુદ્રણ : દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૨

અંક : ૪

ડીસેમ્બર '૭૮



વિજય તેંડુલકર



.વરણ : દર્શન પ્રિન્ટર્સ, હેવમોર બેકરીના ભોંયરામાં, સલાપસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

ઉદ્ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૨
૧૫ ડીસેમ્બર '૭૮ : અંક ૪
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

અમદાવાદના નક્ષત્ર ટ્રસ્ટે તા. ૧૮/૧૯-૧૧ '૭૮ના રોજ તેનું દ્વિતીય પર્વ ઊજવ્યું ડૉ. ભારલિંગે, વિજય તેંડુલકર, સતીશ આળેકર, સિતાંશુ યશશ્ચંદ્ર તથા લાભશંકર ઠાકરને આમંત્રીને. તેની વિગત આ અંકમાં અન્યત્ર પ્રગટ કરી છે, ('નક્ષત્ર'નું દ્વિતીય પર્વ') તે રસપ્રક્રિયા અને નાટ્યમાં રસ ધરાવનાર સૌને માટે ઉપયોગી છે.

આ અંકમાં જેમની તસવીર પ્રગટ કરી છે તે શ્રી વિજય તેંડુલકર મરાઠીના નાટ્યલેખક છે અને ભારતની ૧૪ જેટલી ભાષાઓમાં તેમનાં અનેક નાટકોના અનુવાદ થયા છે. નાટ્યસર્જક તરીકેના તેમના અંતરંગને તેમના સ્પષ્ટ, ચોખ્ખા વક્તવ્યે સરસ ઉપસાવ્યું. શ્રી તેંડુલકરે અંગ્રેજીમાં રજૂ કરેલા વક્તવ્યનો ગુજરાતી અનુવાદ નક્ષત્ર ટ્રસ્ટ પ્રગટ કરશે તો ગુજરાતી નાટ્યરસિકો માટે ઉપયોગી પુરવાર થશે.

'ઉદ્ગાર'ના ગયા અંકમાં સ્વ. કવિ શ્રી જગદીશ જોષીના બે કાવ્યસંગ્રહોનાં નામ છપાયાં છે તેમાં 'ક્ષિતિજને વાંસવન'ને સ્થાને 'વમળનાં વન' વાંચવા વિનંતી.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં




## પ્રગટવું ટીપું છે, પ્રગટવું ટીપું છે

**(સિસૃક્ષાના કેટલાક અતિવેગી સ્ફુલિંગો)**

જીરણ અક્ષરજી રે પારાવાર, પ્રગટવું ટીપું છે
મન·મૂશળ ને શબ્દોની છે ધાર, પ્રગટવું ટીપું છે

વંરાળની વૈતરણી વચ્ચે ઓગળવાનું સુખ
પીડાનું કારણ, હેય....
તલ પીડાનું ઓળંગીને ધરતી ઇચ્છા બિચ્છા–નું
અંધારણ, હેય....
વૃત્તિથી પર, વેદે અધ્યાહાર.–પ્રગટવું ટીપું છે
(–શાકુંતલનું વિશ્વાનલની પાર પ્રગટવું ટીપું છે
રહી રાઈના દાણે અપરંપાર, પ્રગટવું ટીપું છે
જીરણ અક્ષરજી રે પારાવાર, પ્રગટવું ટીપું છે

મન–મૂર્તિનો યોગ તે મર્મી પક્ષીનું સંધાન
અરવરવ કલરવ, હેય....
કાગળની યોનિમાં સંચિત ભ્રુણોદયનો વર્ણ
અમારો પગરવ, હેય....
જિહ્વા જાણે પગલાનો અવતાર–પ્રગટવું ટીપું છે
(–યુગાન્તરનું ક્ષણની આરંપાર પ્રગટવું ટીપું છે
મૂર્છા, મર્મર, પવનની પેલે પાર, પ્રગટવું ટીપું છે

○ જયેન્દ્ર શેખડીવાળા

## ગીત એક સ્મૃતિદંશનું

○ હરીશ મીનાશ્રુ

મહુવર મ્હેકે
શ્વાસશ્વાસમાં ગ્હેકે કોનુ નામ ?
પાથરું પદ્મણીના પગને તળિયે
ફૂલફૂગરનું ગામ...!

ગોફણ વરસે ઘુમ્મરઝુમ્મર ફૂલ વીંઝીને –
આજ ગગનને
સરખે ભાગે પંખી કલબલ વ્હેંચું

શબ્દકોષ ખોલું તો લીલો રંગ નીતરે
વૃક્ષ નામને છેડે–
એવું જીવ સોંસરું સજીવારોપણ ઝંખું

સારસના ટહુકામા સૂના હોઠ સાચવું

ઝરમરઝર ચોમાસું પૂજું
પલળેલી ઘૂઘરિયું જેવી રણકે
છબૂ છબૂ આંખ–
ટપકતું અંધારું પ્હેરીને અમથો પૂછુંગાછું :
છાતી વચ્ચે કિયુ છાપરુ સાત જનમની ચૂવે ?
ઝીણું ઝબૂક ઝબૂક સંચારું કિયું ગીત ?

કહો તો,
ઝલમલ ઝલમલ એક નિસાસો વાવું–
ઘરમાં પતંગિયા ત્રોફાવું......

*

તિરાડમાંથી પ્હેલવારકું
રજસ્વલાનું શુભ મહૂરત છલકાય
અને આંબાનાં કૂણાં પાંદ ધરુજે કન્યાની સાથળમાં
–એવો હું ય ધરુજું
કોયલનાં પીંછા જેવી આ કલમ ધરુજે

એકસામટી પાંચ આંગળી
નદી જેવડું શમણું થૈને ફરફરફર ફરમાય

*

ત્યાં જ અચિંતો
આકળમાં આંસુનો પ્રન્દ્રિયવ્યત્યય ફૂટે
લય તૂટે કાગળમાં
ભીનું પદમણીનું પગલું
પળમાં પવન બની પથરાય
ઝગમગ કપૂર ઊડી જાય

ફરફર વેરણછેરણ ફરકે કેવા
લોકગીતને છેડે મારા શ્વાસ–
તમારા શ્વાસ...

*

અરેરે, પાંદ તૂટ્યાં અધવચ્ચે પ્હેલીવારકાં રે લોલ
તમે તો આકળવિકળ પરભવ જેવાં પારકાં રે લોલ

---

o મહેશ શાહ

## શરૂઆત

૧

જ્યારે જ્યારે શરૂઆત કરું છું
ત્યારે પૂરું થઈ ગયું હોય એમ કેમ લાગે છે ?
પૂરું જ થઈ જવાનું હોય તો
પાછળથી શરૂઆત કરું એમ કેમ થાય છે ?
વચ્ચેથી તો જાણે શરૂઆત કરાય જ કેમ ?
તો પછી બહાર રહીને શરૂઆત કરવાની છે ?
પણ શરૂ યે કરવું જ પડે એમ છે ?
મારે જ શરૂ કરવાનું છે ?

ને કાંઈ પણ
જો શરૂ થવાનું જ હોય
તો જે કંઈ પણ શરૂ થવાનું છે
કે થવા માગે છે
તે આપોઆપ જ કેમ ન શરૂ થઈ શકે ?

પણ શરૂ તો થવું જ જોઈએ
એમ લાગે છે હવે.

કોઈ ગાયકના મુખેથી......
તો સંભળાય છે ?
સંભળાવાની શરૂઆત ત્યારે જ થઈ ?
સમજાય છે કદાચ ?
એટલે કે સમજાવાની શરૂઆત ત્યારે જ થઈ ?

એક જાપ શરૂ થતો હોય
કોઈ જપિયાને મુખે.
તો એની શરૂઆત ક્યાંય મળે છે ?
એક જ શબ્દ
એકસરખો સતત રટણરત અવિરત
ક્યાં છે એની શરૂઆત ?
ને ક્યાં છે એનો અંત ?

ગોળગોળ સફરજન ચખાય છે
ત્યારે શરૂઆત કયાંથી થાય છે ?
વહેતા પાણીનું આચમન થાય છે
ત્યારે પાણીનો કયો છેડો ઝિલાય છે ?
કાંઈ કહેવાય છે ?

કહેવાની શરૂઆત કરું છું ને...
જ્યારે જ્યારે કહેવાની શરૂઆત કરું છું ને...
ત્યારે પૂરું જ થઈ ગયું હોય
એમ કેમ લાગે છે ?

૨

શરૂઆત એટલે કેવળ શરૂઆત.
સ્વચ્છ સુઘડ સ્પષ્ટ અને પવિત્ર.
નવીનતાભરી શરૂઆત.
શરૂઆત એટલે શરૂઆત માત્ર.
સ્વચ્છ સુઘડ સ્પષ્ટ અને પવિત્ર.
નૃત્ય કાવ્ય શિલ્પ અને ચિત્ર.
નવીનતાભરી શરૂઆત
અને શરૂઆત માત્ર.

*

૦ અશ્વિન જાની

ઘર વસાવ્યું મૌનના કાંઠા ઉપર
શબ્દની હોડી લઈને ક્યાં ફરું !
સાત સાગર પારની કન્યા ગમી
વાત સારી છે, કહો, શ્રીફળ ધરું !
હસ્તરેખામાં મને કંકુ મળ્યું
સાચવેલા સાથિયાનું શું કરું !
શ્વાસની ચાદર મને ટૂંકી પડી
સાવ નાની વાતથી શાને ડરું ! !



## સળગી રહ્યું

૦ બિપિન મેશિયા

કાવ્યને વળગી ગએલું શક્યતાનું પ્રેત આ
ટાંકણીટોચે બની ટપકું ભલે સળગી રહ્યુ.
ટેરવાં વચ્ચે દમાવી એક સીગારેટને
એક સ્ફોટક જીવડું અફળાઈને સળગી રહ્યુ.
એક દાવાનળ થકી ચીરાય છે જંગલ બધું,
શહેર આ રંગીન ભડભડ એટલે સળગી રહ્યુ ?
બંધ મુઠ્ઠીથી ઉઘાડી નાખવા છે બારણાં,
લોહીના સૂરજ સમું કારણુ નસે સળગી રહ્યુ
યંત્રણા ચોમેરથી ઘેરી વળી છે એટલી
કે થઈ અણજાણ પગલું આગણે સળગી રહ્યુ.




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારે પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સરકારની સંસ્થાએ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવ પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમા રહેવુ અનિવાર્ય બને છે આ હેતુને લક્ષમા રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોના સરનામાં ક્રમશ પ્રકટ કરીએ છીએ —સ

૮૮ ધીરુબહેન પટેલ
હંસરાજ વાડી, ટાગોર રોડ
સાન્તાક્રૂઝ (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૫૪

૮૦ બાલમુકુન્દ દવે
'આનંદમઠી'
૪૨, નાયાલાલ કોલોની
અમદાવાદ-૩૮૦૦૧૪

૯૧ ચંદ્રવદન શુક્લ
'સોમવલ્લી' ૧૨મો રસ્તો
૫૫, બી વિઠ્ઠલનગર સોસાયટી
જુહુ સ્કીમ વિલેપાર્લા (વેસ્ટ)
મુંબઈ ૪૦૦૦૫૬

૯૨ ધીરેન્દ્ર મહેતા
'જીવનગાથા'
જનરલ હોસ્પિટલ માર્ગ
ભૂજ (કચ્છ)

૯૩ ભાનુપ્રસાદ પંડ્યા
એલ/૯૦, હાઉસિંગ બોર્ડ કોલોની
કાલાવડ રોડ
રાજકોટ

# ઉદ્ગાર વાર્તાસ્પર્ધા

## [ કૉલેજના વિદ્યાર્થીઓ માટે ]

ગયા વર્ષથી, જે હેતુસર, આ વાર્તા–સ્પર્ધાનો પ્રારંભ અમે કર્યો હતો, તેનું મહત્ત્વ આજે પણ જેમનું તેમ જ છે. અભ્યાસક્રમમાં ભાષા–સાહિત્યના શિક્ષણનું મહત્ત્વ ઘટ્યું છે, અને વધારે ઘટતું જાય છે ત્યારે વિદ્યાર્થીઓના તથા આવતી કાલના ભવિષ્ય માટે પણ સર્જાતા સાહિત્યને પ્રાગટ્ય–પ્રોત્સાહન મળે તે અત્યંત જરૂરી છે.

આ હેતુને લક્ષમાં રાખીને ગયે વર્ષે અમે માધ્યમિક–ઉચ્ચ માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓની વાર્તા–સ્પર્ધાનું આયોજન કર્યું હતું. આ વર્ષે અમે કૉલેજના વિદ્યાર્થીઓને એમાં ભાગ લેવાનું હૃદયપૂર્વકનું નિમંત્રણ પાઠવીએ છીએ.

આ સ્પર્ધામાં ભાગ લેનાર વિદ્યાર્થીએ નીચે મુજબની વિગત, ખાતરી સાથે, પૂરી પાડવી જોઈશે :

(૧) જે તે કૉલેજમાં ચાલુ વર્ષે ભણતા વિદ્યાર્થીઓ આ સ્પર્ધામાં ભાગ લઈ શકશે.

(૨) 'વાર્તા મૌલિક છે' તથા વિદ્યાર્થી તેમની કૉલેજમાં અભ્યાસ કરે છે તે મુજબનું આચાર્યશ્રીનું પ્રમાણપત્ર વાર્તા સાથે મોકલવું આવશ્યક છે.

(૩) વાર્તા મોડામાં મોડી તા. ૩૧ જાન્યુ. '૭૯ સુધીમાં મળી જવી જોઈએ.

(૪) ઇનામ આ ક્રમમાં અપાશે :

વિજેતાની પસંદગીનાં ગુજરાતી પુસ્તકો

પ્રથમ ઇનામ રૂ. ૩૫૧નાં પુસ્તકો
બીજું ઇનામ રૂ. ૨૫૧નાં ,,
ત્રીજું ઇનામ રૂ. ૧૫૧નાં ,,
પ્રોત્સાહક ઇનામ રૂ. ૧૦૧નાં ,,

ગુજરાતના સુપ્રસિદ્ધ સર્જકો તથા વિવેચકો આ સ્પર્ધાના નિર્ણાયક હશે, જેમનાં નામ જાહેર કરવામાં આવશે.

: વાર્તા મોકલવાનું સરનામું :

**' ઉદ્ગાર વાર્તાસ્પર્ધા '**

ઉદ્ગાર કાર્યાલય, આર. આર. શેઠની કંપની, ગાંધી રોડ, અમદાવાદ–૧




# ભોગીભાઈ મરી ગયા

સુભાષ શાહ

ભોગીભાઈને દાતણ કરતાં કરતાં જ યાદ આવ્યું કે આજે તો પહેલી તારીખ પગારનો દિવસ. અને એ ખુશ થઈ ગયા. ભોગીભાઈને એક વાતનું મોટું દુ:ખ છે. એ સુખી થાય કે દુખી, એમની પત્નીની હાજરીમાં એ ક્યારેય જણાવી શકતા નહીં. સહેજ મૂડમાં આવે તો ય તારાબેન ટોકે, 'એકલા એકલા હસો છો તે શરમ નથી આવતી? ગાંડા થઈ ગયા છો કે શું?' અને એમનો બબડાટ શરૂ થઈ જાય. ભોગીભાઈ મૂડમાં ના હોય અને સહેજ ઉદાસ ઉદાસ ઘરમાં ફરે તો ય એમનું આવી બને 'આમ દિવેલિયું ડાચું લઈને ફરો છો તે શુ તમારી મા મરી ગઈ છે?' ભોગીભાઈ સમસમી જાય 'હશે' કહી આઘાપાછા થઈ જાય.

ઘરમાં ગમે તેમ હોય પણ સિટી સર્વેની ઑફિસમાં એમનો વટ. ભોગીભાઈ બહુ સારા માણસ ભગવાનનું માણસ. ગમે તેનું કામ કરી છૂટે બધા ે ચાહે.

ભોગીભાઈને તમે ગમે તેટલે દૂરથી પણ ઓળખી શકો સો માણસની ભીડમાં ય એમને શોધતા વાર ના લાગે. કારણ, એમનો પહેરવેશ. ધોયેલું–સહેજ કભોટે પડેલું—ધોતિયુ. ઉપર સફેદ ઝભ્ભો ઝભ્ભા પર એક જીર્ણ–ક્ષીર્ણ બંડી. અને માથે કાળી ટોપી આમ તો કાળી ટોપીને ય પોતાનો આકાર હોય છે પણ ભોગીભાઈની ટોપીએ પોતાનો આકાર ત્યજી દીધેલો એ ગોળ થઈ ગઈ છે અને ધારેથી લગભગ વચ્ચે સુધી તેલના ધબ્બા અને એના પર કચરો આ એમનો કાયમી પહેરવેશ. જો કે ક્યારેક એ કોટ પહેરતા પણ એ તો ખૂબ ખૂબ ઠંડી પડે ત્યારે જ એમ સમજો ને કે શિયાળાના ખાસ પંદર–વીસ દિવસ જ. ચશ્માં ખરાં ખરાં પણ વાંચતી વખતે જ પહેરવાનાં એટલે ચશ્માં મોટે ભાગે એના પ્લાસ્ટિકના કેસમાં બંડીના ખીસામાં જ રહેતા.

પગાર થયો.

હાથમાં પૈસા આવતાં જ એમનું મન ચગડોળે ચઢ્યું. એમને થયું, આજે તો સાલું બૂટ લાવી જ દઉં. છેલ્લા ૭ મહિનાથી આ બૂટ વિશે એમના મનમાં ગડભાંજ ચાલ્યા કરતી. જૂના બૂટ લીધે સાડાત્રણ વર્ષ તો થઈ ગયેલાં. થાગડથીગડ અને ચારપાંચ વાર સોલ નખાવવાને કારણે મૂળ બૂટ કેવા હશે એ તો ભોગીભાઈને ય યાદ નહીં હોય. છેલ્લા બે એક માસથી જમણા પગની ટચલી આંગળી બહાર જ રહેતી. ડાબા પગનો સોલ આગળથી ઊખડી ગયેલો, જે ક્યારેક વળી જઈ સડક સાથે ઘસાય ત્યારે ભોગીભાઈને કમકમાં આવી જાય.

આવા ઘસારાથી એમને એક બહુ જ વિચિત્ર લાગણી થતી. ઘણા મનોમંથન પછી એમણે રૂપિયા સાડાબારના બૂટ ખરીદી જ લીધા. અને જૂના બૂટ રસ્તા પરના એક મોચીને ઘણી રકઝકને અંતે પંદર પૈસામાં આપી દીધા. મનોમન ગણતરી કરી કે નવા બૂટ બાર રૂપિયા પાંત્રીસ પૈસામાં પડ્યા.

નવા બૂટ પહેરી ઘરે આવ્યા. ઘરમાં દાખલ થતાં એમનાથી મલક્યા સિવાય રહેવાયું નહીં. બારણું ખુલ્લું હતું પણ કનુની મા ઘરમાં નહોતી. આમ તો એમનો નિયમ જ હતો કે ઘરમાં આવી સૌથી પહેલાં બારણા પાસે બૂટ કાઢવા, પણ આજે એમણે ના કાઢ્યા. સીધા અંદર જઈ, ટોપી ખીંટીએ ભેરવી ખૂણામાં પડેલી લાકડાની ખુરશી પર બેઠા. પગને આમ તેમ ઊંચાનીચા કરી બૂટને બે–ત્રણ વખત જોયા. પછી અચાનક બૂમ મારી, 'કનુ...'. બહારથી કનુ આવ્યો, 'ક્યાં ગઈ તારી મા?' એમના અવાજમાં આજે આછો સત્તાનો રણકો હતો. કનુ જવાબ આપે એ પહેલાં તારાબેન ઘરમાં પ્રવેશ્યાં. ભોગીભાઈ સહેજ સંકોચાઈ ગયા. કનુ બોલ્યો, 'મા, બાપા બોલાવે છે.' 'શું છે?' કહી તારાબેને છણકો કર્યો. 'કહું છું આજે આ બૂટ લાવ્યો' કહી ભોગીભાઈએ પગ સહેજ ઊંચા કર્યા. અને તારાબેનનો મિજાજ ગયો. 'બૂટ, મોજાં, બંડી, ધોતિયું બધું જ લાવવું હતું ને. પગાર આવ્યો નથી કે હાથ છૂટ્યો નથી. મેં તમને હજાર વાર કહ્યું કે પગાર સીધો મારા હાથમાં મૂકો પણ અહીં તો જાણે...' અને એ તો શરૂ થઈ ગયાં.

'અરે પણ સાંભળ તો ખરી!'

'શું સાંભળું, કપાળ મારું?' અને તારાબેને ભોગીભાઈને એ...ક ઠૂંસો મારી દીધો.

લગ્નજીવનનાં ૩૦ વર્ષમાં વેરણ–છેરણ થઈ ગયેલી હિંમતને માંડ ભેગી કરી ભોગીભાઈ બોલ્યા, 'તારા કકળાટથી તો...' હજી વાક્ય પૂરું થાય તે પહેલાં તો તારાબેન બારે મેઘ તૂટી પડ્યાં. 'હા, હું જ રાંડ કકળાટિયણ છું... તમે તો દેવનો અવતાર... મારો ભવ બગાડ્યો... લાજતાય નથી...' બોલતાં જાય અને ભોગીભાઈને જોરથી ગોદા મારતા જાય. ભોગીભાઈ 'અરે પણ...', 'અરે પણ...' એટલું એટલું જ ક્ષીણ અવાજે વચ્ચે માંડ બોલી શકતા. અને અંતે તો એ ય બોલવાનું છોડી દીધું અને મૂંગે મોંઢે બધું જ સહી લીધું.

ઝગડો પૂરો થયો.

ભોગીભાઈએ વાળું કર્યું ના કર્યું અને બહાર ઓટલે આવીને બેઠા. આજે એમનું મન ખાટું થઈ ગયું. જિંદગી પર તિરસ્કાર આવ્યો. 'સાલી સાવ કૂતરા જેવી જિંદગી' એ બબડ્યા બાર રૂપિયા પાંત્રીસ પૈસાના બૂટ લાવવાનીય મારી સત્તા નહીં. કમાવાનું મારે, ઢસરડા કરવાના મારે, ગાળો ખાવાની મારે અને માર પણ ખાવાનો મારે. હું તે સાલો મરદ છું કે હીજડો! આના કરતાં તો મોત સારું.

અને ભોગીભાઈએ મનોમન નક્કી કરી લીધું કે આજે રાતે આ તુચ્છ જીવનનો અંત આણવો. પછી છો સાલીને ખબર પડે. પછી જ એને મારી કિંમત સમજાશે. અને નહીં સમજાય તો ય જખ મારે છે. મારે ક્યાં જોવું છે? રાત પડી. બધા

ધસધસાટ ઊંઘી ગયા દુ:ખી ભોગીલાલ દુ:ખમાં પણ અવાજ ના થાય અને પોતાની બાજી ઊંધી ના વળી જાય એની કાળજી રાખતા ઊઠયા એક તાકામાં ખાંખાખોળા શરૂ કર્યા. 'સાલું, મરવા માટે ય કેટલી જ્યા કરવી પડે છે' એ મનોમન બબડયા અને માંકણ મારવાની દવાની શીશી શોધી કાઢી આ દવાથી' આત્મહત્યા કરવાના પ્રયત્નોના કેટલાય કિસ્સા એમણે છાપામાં વાંચેલા.

મનને મક્કમ કરી ભોગીભાઈ તો ગટગટાવી ગયા અંદર જેટલી હતી તેટલી બાટલીને ઉશ્કેરાટમાં બહાર ફેંકી પુરાવાનો નાશ કર્યો. પથારીમાં આવી મોતની રાહ જોતા આડા પડયા એમની વિચારમાળા શરૂ થઈ. પોતાના ગયા પછી ઘરનું, બૈરા–છોકરાનુ, ઑફિસનું શું થશે ? પોતાની સ્મશાનયાત્રા, પોલીસના લફરાં, મિત્રો, આશ્વાસન, રુદન એ બધું જ એમણે નજરે જોયું અને એ જોતાં. .જોતાં . વિચારતા .. વિચારતાં... ભોગીભાઈ મરી ગયા

રાત ગઈ. સવાર પડી 'કનિયા, જા ઉઠાડ તારા બાપને, હજી કેટલુ ઘોરવાનું છે ?' કર્કશ અવાજવાળા ઘાંટા ભોગીભાઈને કાને પડયા અને આગલી રાતની વાત યાદ આવી ના આવી ત્યા તો એમના શરીર પરનો ચોરસો ખેંચાઈ ગયો એ સફાળા બેઠા થઈ ગયા પોતે બચી કેવી રીતે ગયા! આશ્ચર્યમાં ને આશ્ચર્યમાં એમણે બધી જ પ્રાત ક્રિયાઓ પૂરી કરી. રાતની ગભીર ઘટના વિશે શુ બોલવું અને કેવી રીતે બોલવુ એની એમને સૂઝ જ ના પડી. એ જ મોંફાટ આશ્ચર્યમાં જમવાનું પૂરું કરી એ ઑફિસે જવા નીકળ્યા.

બહાર રસ્તામાં જ એમની નજર વચોવચ પડેલી શીશી પર પડી. ક્ષણાર્ધ માટે તો એ થંભી જ ગયા. પછી તરત જ એને જોરથી ઠેબે ચઢાવી ભોગીભાઈ નોકરીએ જવા સડસડાટ ચાલી નીકળ્યા.

# ઉદ્દગાર

નું

લવાજમ ભરવું આવશ્યક છે. આ વર્ષો દરમ્યાન ઉદ્દગારમાં પ્રગટ થતી કવિતા, વાર્તા, એકાંકી, ગોષ્ઠિ, સદર્ભ, પરિચય–માહિતી લેખ, આસ્વાદ, અવલોકન, નવલકથાના પ્રકરણો વગેરેએ આપને વાંચવા પ્રેર્યા છે એટલું જ નહીં તેમાંનું કેટલુંક આપને સંઘરવા જેવું પણ લાગ્યું છે તેની આપે અમને જાણ પણ કરી છે.

# ઉદ્દગાર

ને

હજી પણ વધુ સમૃદ્ધ બનાવવા આતુર છીએ આપ આપનુ લવાજમ મોકલી સહકાર આપો એવી અપેક્ષા

લવાજમ મોકલવાનુ સરનામું :

**આર. આર. શેઠની કું.**

ગાંધી માર્ગ, અમદાવાદ–૧ પ્રિન્સેસ સ્ટ્રીટ મું




ઘરની બહારના ચોકમાં થાંભલાને અઢીંગીને એ બેઠો હતો. ઘરની અંદર એના બાપનું મડદું પડ્યું હતું. મા હોત તો એ રડી હોત! રડી હોત તો કેટલું રડી હોત! એણે વિચાર્યું. અનાયાસે એની નજર ઉપર ગઈ. પણ એની આંખોએ કોરું કટ, સપાટ મેદાનો જેવું આકાશ જ જોયું. આ આકાશમાં મા કેમ ન દેખાઈ? એ લેવી પડચો અને મનોમન હસી પડચો.

"ભાઈ, બધું ઈશ્વરના હાથમાં છે. આપણે તો હવે સુખેદુઃખે દહાડા ખેંચી કાઢવાના" આશ્વાસન આપનાર વૃદ્ધ સામે એ ફિક્કું, વેદનાની સહેજ પણ છાંટ વિનાનું હસ્યો. ઘરના ખૂણાની દીવાલ પર એક કરોળિયો એણે જોયો. આ કરોળિયો કેટલી વાર ઉપર ચઢીને કેટલી વાર નીચે પડે છે અને ફરીથી કેટલી વાર ઉપર ચઢવાનો પ્રયત્ન કરે છે એ ગણતરી કરવામાં એ ડૂબી ગયો.

ઘણી બધી—વીણી વીણાય નહીં ને ગણી ગણાય નહીં એટલી બધી ક્ષણો એનો બાપ જીવી ગયો હતો. પણ આટલી-બધી ક્ષણોમાંથી આ જ એક ક્ષણ એને એક ભૂતકાળનો પદાર્થ બનાવી દેવાની છે એની એના બાપને ખબર હોત તો?

આક્રંદના અવાજોએ ફરીથી એને તંદ્રામાંથી જગાડચો. સુક્કાભંઠ રુદનમાં એના વિચારો ડૂબી ગયા. અમદાવાદમાં રહેતો હતો એ.

નામ : ઋત્વિક ઉપાધ્યાય
ઉંમર : ૨૪ વર્ષ ૫ મહિના અને ઉપર થોડા દિવસો
ધંધો : અભ્યાસ M. A. Part II, Economics
સરનામું (હંગામી) : B/24 ગુ. યુનિ. હોસ્ટેલ
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯
સરનામું (કાયમી) : બહુ જ થોડા સમય પહેલાં નક્કી હતું—હવે નથી.

અહીં આ ગામમાં એના બાપના મરણનો તાર ગજવામાં રાખીને એ આવ્યો હતો.

એના બાપને કાઢી જવાનો સમય થયો છે એવું એને કહેવામાં આવ્યું. એણે એને ખાંધ આપવાની છે અને અગ્નિદાહ દેવાનો છે. ચાર માણસોએ એક નિશ્ચેતન, મુશ્કેટાટ બાંધેલું પણ ભારેખમ માનવ-પોટલું ઉઠાવ્યું અને "રામ કહો ભાઈ રામ" કહેતાં ચાલવા લાગ્યા. એમાંનો જમણી બાજુથી પહેલો માણસ એ હતો. એનો કોઈ પિત્રાઈ ભાઈ આગળ આગળ ચાલતો હતો. એની આંખમાં જે આંસુ હતાં તે એના હાથમાંની દોણીમાંથી નીકળતી ધૂણીને કારણે હતાં તેમ તેને લાગ્યું,

—બિલકુલ શૂન્ય દૃષ્ટિએ જોતો હતો આજુબાજુ પસાર થતા માણસોને એ. આમાંના કેટલાયની આ પછીની ક્ષણ—the very next moment એના બાપની એ ક્ષણ જેવી હશે! પણ તોય કેટલાય માણસોને જોરથી બંને હાથની મુઠ્ઠી વાળી દેતા એ જોઈ શક્યો. "વાહિયાત છે બધું" એ બબડ્યો.

સ્મશાનેથી ઘેર આવતા સુધી જો ત્રણ-ચાર કલાકથી વધુ ન થાય તો એ રાતની ટ્રેન પકડી બીજે દિવસે Public financeનો પહેલો પિરિયડ ભરી શકે. એણે વિચાર્યું, ને મનમાં ને મનમાં એના બાપના હાડ, ચામ, માંસની Durabilityનો એણે અંદાજ બાંધ્યો.

પણ તેમ ન બની શક્યું. એના અંદાજ કરતાં એ નિશ્ચેતન અંગોપાંગોને ભરખી જવામાં અગ્નિની જ્વાળાઓએ વધુ સમય લીધો. "અહીં શા માટે શૉક-પદ્ધતિથી મડદાં સળગાવી દેતા નથી"

બધા જ માણસોનાં એક પ્રકારનાં રેકોર્ડેડ આશ્વાસનો સાંભળતાં દર વખતે કલાસમાં "યસ સર" બોલવાની ટેવને એ તાજી કરતો રહ્યો ઊંઘ આવે તો સારુ એમ વિચારતાં એ જમીન પરની પથારીમાં આડો પડયો.

આખી રાત દરમ્યાન એ આરામથી ઊંઘતો રહ્યો.

સવારે એક પણ સ્વપ્ન કે દુ:સ્વપ્નની યાદ વગર કોરો ધાકોર એ સ્ટેશન તરફ ઊપડયો.
સમય 10-30 A. M.

—ઘેરથી નીકળતી વખતે એણે સંભાળપૂર્વક તાળું મારીને એક નહીં પણ બે વાર ખેચી જોયું હતું અને ચાવી સાચવીને ખિસ્સામાં મૂકી હતી

## રઘુવીર ચૌધરી

**ગુણવંત જોષી,** કેશોદ

પ્રશ્ન : 'મારું માનો તો હાયર સેકન્ડરીના વિદ્યાર્થીઓને ગઝલના રવાડે ચઢાવશો નહિ' (ઉદ્દગાર, ૧૫ ઑગસ્ટ) અધિકૃત વ્યક્તિના પુખ્ત અભિપ્રાય અનુસંધાને—હાયર સેકન્ડરીના ૧૧મા ધોરણમાં નવલિકા, એકાંકીની જેમ જ ગઝલની કૃતિઓ તેના ઐતિહાસિક વિકાસને સંદર્ભમાં રાખીને જ લેવાયેલ લાગે છે—મને તો. જો વિદ્યાર્થીઓને એ બધી બાબત ન સમજાવીએ તો તે રચનાઓ તેઓને ભણાવવાનો ખાસ 'હાયર' અર્થ રહેતો નથી. વિદ્યાર્થીઓને હવે પણ એ સાહિત્યપ્રકાર પરત્વે અભિમુખ ન કરીએ તો ક્યારે ? રવાડે ચઢાવવા એટલે શું ? આ વિશે આપ વધુ સ્પષ્ટતા કરશો ?

'ઉદ્દગાર'ના ઑગસ્ટના અંકમાં સાહિત્ય-વર્તુળમાં ભાગ લેતા વિદ્યાર્થીઓના સંદર્ભમાં ગઝલની ચર્ચા હતી. અભ્યાસક્રમ મુજબ શિક્ષણ આપવું એ એક વાત છે અને પહેલ કરીને કોઈ કાવ્યપ્રકાર વિદ્યાર્થીઓમાં લોકપ્રિય કરવો, એમને લખવાની પ્રેરણા આપવી એ બીજી વાત છે. આ બીજી વાતની ચર્ચા કરી હતી.

કહેવાનું એ છે કે ગઝલ એ સહેલામાં સહેલો લાગતો મુશ્કેલ કાવ્યપ્રકાર છે. રદીફ–કાફિયાની રમત બનીને ભાષાકીય વૈચિત્ર્યથી કે વિરોધાભાસથી સંતોષ માનીને ચાલવાનું વલણ હમણાં વધતું જાય છે. ગઝલ અનુભવ કે કથન વિનાની શબ્દરમત બનતી જાય છે એ કહેવાનું હતું અને છે. અનેક કાવ્ય-પ્રકારોમાં ગઝલ પણ હવે તો ગુજરાતી કાવ્યપ્રકાર છે પરંતુ કાચી વયનો સર્જક એને જ સર્વસ્વ માનીને ચાલે એમાં જોખમ છે. મને ગઝલની સિદ્ધિઓની ખબર છે. ગાલિબ મારા પ્રિય ગઝલકાર છે.

ગુજરાતીમાં ગયા વર્ષે શ્રી રાજેન્દ્ર શુક્લે 'જત જણાવાનું કે' શીર્ષકથી લખેલી અનેક ગઝલો મને ગમી છે. વાચન કે શિક્ષણ સામે નહીં, આંધળિયાં કરી ગઝલ લખવા સામે એ ચેતવણી હતી એમ સમજવું. જો કે સર્જકને ચેતવણી આપવાનો અધિકાર કોઈને નથી. ગેરસમજ થઈ એ જોઈને મને લાગે છે કે મેં ભૂલ કરી હશે.

**નરેન્દ્રકુમાર એસ. તડવી**

પ્રશ્ન : ન્હાનાલાલીય અપદ્યાગદ્ય અને આજના ગદ્યકાવ્ય વચ્ચે શો ભેદ છે ?

આજની અછાંદસ કવિતાને શ્રી નિરંજન ભગત ગદ્યકાવ્ય કહે છે. એ રીતે ન્હાનાલાલના અપદ્યાગદ્ય અને આજની અછાંદસ કવિતા વચ્ચે ભેદ કરવા જઈએ તો શબ્દોનો અન્વય, લયની ચોકસાઈ, કલ્પનપ્રાધાન્ય, મુક્ત સાહચર્યો, સમાસ–પ્રધાન પદાવલિનો પરિહાર, કૃતિત્વની સિદ્ધિનો આગ્રહ જેવાં દેખીતાં લક્ષણો અછાંદસ કવિતાને ન્હાનાલાલીય અપદ્યાગદ્યથી ઠીક ઠીક દૂર લઈ આવે છે.

ગયા વર્ષે ડૉ. જયંત ગાડીતનો શોધ-નિબંધ 'ન્હાનાલાલનું અપદ્યાગદ્ય' પ્રગટ થયો છે. વાંચવા ભલામણ છે.

**માવજી કે. સાવલા,** ગાંધીધામ

પ્રશ્ન : ગુજરાતી કવિતાના સંદર્ભમાં સૂફીવાદની ટૂંક પરિભાષા અને માહિતી આપો એવી વિનંતી.

આપણા આજના ગુજરાતી કવિઓમાં શ્રી મકરંદ દવે સંત કવિતા અને સૂફીવાદના બહુ સારા

કવિતાનું સંપાદન કરેલું છે. હરીન્દ્ર દવે પણ સૂફી કવિતામાં રસ લેતા ગ્યા છે: કલાપી, સાગર, પતીલ આદિ કવિઓમાં સૂફીવાદના અંશો જોઈ શકાય. "હર આન હંસી, હર આને ખુશી, હર વક્ત અમીરી હૈ બાબા, જબ આશિક મસ્ત ફકીર હુએ તબ ક્યા દિલગિરી હૈ બાબા" જેવી પંક્તિઓ સાથે કલાપીની 'જ્યાં જ્યાં નજર મારી પડે' કે 'પેદા થયો છું ઢૂંઢવા તુને સનમ' ગઝલોને મૂકી શકાય. ભારતીય સૂફી કવિતામાં અદ્વૈત અને રહસ્યના અંશો છે. આત્મતત્ત્વ અને પરમાત્મતત્ત્વ વચ્ચે પ્રેમસબંધ નિરૂપતી સૂફી કવિતાનાં બહુ મોટાં દૃષ્ટાંત ગુજરાતી કવિતામાંથી નહીં મળે, છતાં દશરથલાલ ઠક્કર નામે એક ભાઈએ 'ગુજરાતી કવિતામાં સૂફીવાદ' એવો શોધપ્રબંધ લખેલો છે જે મોટે ભાગે અપ્રગટ છે.

આ વિષયના અભ્યાસ માટે હિન્દી-અંગ્રેજી પુસ્તકો મોટી સંખ્યામાં મળશે.

**અજિતસિંહ ઠાકોર, નેત્રંગ, અંકલેશ્વર**

શ્રી ઠાકોર અગાઉની ગઝલચર્ચામાં નીચે મુજબ ઉમેરો કરવા જણાવે છે.

"શ્રી રતિલાલ 'અનિલ'ના 'ડમરો અને તુલસી' ગઝલસંગ્રહમા પુરોવચનરૂપે લખાયેલો શ્રી ચુનીલાલ વ. શાહનો લેખ (પૃ. ૫થી ૧૭) તથા સ્વયં શ્રી રતિલાલ 'અનિલે' ૨૬ જેટલા અરબી છંદો તથા તેનાં મિશ્રણોની સોદાહરણ સમજ (પૃ ૨૪થી ૨૮) આપી પોતાના ગઝલસંગ્રહમાં તે તે છંદમાં રચાયેલી કૃતિઓની યાદી પણ આપી છે.

મને લાગે છે કે વિવિધ અરકાનોના સંયોજનરૂપ અરબી છંદો તથા છંદમિશ્રણોની આ સોદાહરણ ચર્ચા ગઝલના સ્વરૂપનો પરિચય પામવામાં ઠીક ઠીક ઉપયોગી થઈ પડે તેમ છે."

**વ્યાપ્તિ દેસાઈ, અમદાવાદ**

પ્રશ્ન : મારા એક મિત્ર માને છે કે વિવેચન સર્જનને દોરે છે, હું માનું છું કે સર્જન વિવેચનને પ્રેરે છે. આપ શું માનો છો એ અંગે વીગતે જણાવશો ?

સંગ્રહોની મોટી સંખ્યા ભય પમાડે એવી છે. એની સરખામણીમાં કાવ્યસંગ્રહો અડધા પણ નથી.

સાહિત્યનું શુદ્ધ કલાસ્વરૂપ તો એકમાત્ર કવિતા જ છે. પરંતુ વિવેચન કથાસ્વરૂપોમાં પણ શુદ્ધિનો વધુ પડતો આગ્રહ રાખી ગુંચવાડા ઊભા કરે છે. અલંકરણનો મહિમા વધે છે ને સર્જકની જીવનને પામવાની મથામણ મંદ પડે છે. છેલ્લા બે દાયકાના વિવેચને કલાના પ્રશ્નોની ચર્ચા કરવાની સાથે નવ લેખકોને ભૂલા પાડયા હોય એવી દહેશત મને તો જાગી જ છે.

શ્રી જયંત કોઠારીએ 'વિવેચનનું વિવેચન' નામે પુસ્તક પ્રગટ કર્યું છે. વિવેચનના વિવેચનનું પણ વિવેચન થયા કરે છે. એથી પણ વિચારશીલ જાગૃતિ તો વધે જ છે પણ એ બધું એક સીમિત ક્ષેત્રમાં રહે છે. ખરેખર તો કૃતિ અને ભાવક વચ્ચે સેતુ બનવા માટે વિવેચન હોય. વિવેચકની પ્રસ્થાપના માટે કૃતિ અને ભાવકે ભોગ બનવાનું ન હોય.

એલિયટે વિવેચન યુગની વાત કરી છે. આપણે ત્યા બળવંતરાય-રા. વિ. પાઠક વિવેચક તરીકે પ્રભાવક નીવડેલા. સુરેશ જોષીએ એક તબક્કે-નવજાગૃતિનું કામ કર્યું, ખાસ કરીને વ્યાખ્યાનો દ્વારા. એમણે ગુજરાતી કૃતિઓનું મૂલ્યાંકન અપવાદરૂપે જ કર્યું છે અને સતત પ્રયોગશીલ રહીને જાણ્યેઅજાણ્યે પ્રયોગદાસ્યને પ્રોત્સાહન આપ્યુ છે સુંદરમ્ અને ઉમાશંકરે પણ એક તબક્કે વાંચ્યું તે. આપણે માટે તો એ સર્જક છે એ જ પૂરતું છે, એ આપણા ઉત્તમ વિવેચકો હોવા છતાં

શ્રી નગીનદાસ પારેખ અને હરિવલ્લભ ભાયાણીએ સિદ્ધાંતચર્ચાને વિશદ કરી છે. નવી પેઢીના વિવેચકોને પણ એની બૌદ્ધિક જિજ્ઞાસા છે એ સારું ચિહ્ન છે. જેમને કારણે નવા યુગનો આરંભ થયો હોય એવી સર્જન કે વિવેચનની કૃતિઓ ગુજરાતીમાં નથી. તેમ છતાં થોડુંક તારવી શકાય એવું હોય તો એ સર્જનાત્મક સાહિત્યમાંથી.

# સાહિત્ય—સંશોધન

સંપા. પ્રકાશ વેગડ

ગુજરાતી ભાષા અને સાહિત્યક્ષેત્રે સંશોધન કરવા ઇચ્છતા અભ્યાસીઓને યોગ્ય વિષય-પસંદગી કરવા માટે, તેમ જ પુનરાવર્તન ટાળવા માટે, ભારતની જુદી જુદી યુનિવર્સિટીઓમાં આ ક્ષેત્રે નોંધાયેલા સંશોધકો અને તેમણે પસંદ કરેલ શોધ-વિષયની માહિતીની જરૂર પડે છે. આપણી યુનિવર્સિટીઓ કે તેમના ગ્રંથાલયો દ્વારા અભ્યાસીઓને આ પ્રકારની માહિતી પૂરી પાડવામાં આવતી નથી. એનું પરિણામ એ આવ્યું છે કે આ ક્ષેત્રે પુષ્કળ પુનરાવર્તન જોવા મળે છે.

અભ્યાસીઓ અને સંશોધન-માર્ગદર્શકોને તેમનાં શૈક્ષણિક કાર્યમાં નડી રહેલી આ મુશ્કેલી દૂર કરવાના એક પ્રયોગાત્મક પ્રયાસ તરીકે, સંશોધન-માહિતી સંગ્રહ કરવાનું કાર્ય મેં હાથ ધર્યું છે. અને આપ જાણતા જ હશો કે 'ઉદ્‌ગાર'ના જૂન, જુલાઈ અને ઑગસ્ટ ૧૯૭૮ના અંકોમાં પીએચ. ડી. માટે નોંધાયેલા જુદી જુદી યુનિવર્સિટીઓના કુલ ૧૦૧ સંશોધકો અને તેમના શોધ-વિષયની માહિતી પ્રગટ કરવામાં આવી છે. પ્રસ્તુત અંકમાં ૨૪ સંશોધકો-વિષયક માહિતીનો સમાવેશ થયો છે. આ માહિતી-સંકલનમાં જેમણે સહકાર આપ્યો છે, તે સહુનો હું આભારી છું.

શોધ-વિષયની માહિતીનું પ્રકાશન સંશોધનની એક અગત્યની જરૂરિયાત છે. તેમ છતાં આશ્ચર્યની વાત છે કે અનેક લોકો, અનેક વિનંતીપત્રો લખવા છતાં, માહિતી મોકલાવવામાં આનાકાની કરી રહ્યા છે! શું માર્ગદર્શકોની એ શૈક્ષણિક ફરજ નથી કે જ્યારે તે કોઈ સંશોધકની પોતાના માર્ગદર્શન હેઠળ પીએચ. ડી. માટે નોંધણી કરે, ત્યારે શોધ-વિષય અંગેની માહિતી તાત્કાલિક પ્રકાશનાર્થે મોકલાવે? યુનિવર્સિટીઓ પણ ઇચ્છે તો ઘણી સહેલાઈથી દરેક પીએચ. ડી. નોંધણીની વખતોવખત માહિતી મોકલાવવાની કાયમી વ્યવસ્થા કરી શકે.

**આગ્રા યુનિવર્સિટી**

**માર્ગદર્શક : શ્રી (ડૉ.) નટવરલાલ વ્યાસ**

૧. બલભદ્રસિંહ
હિન્દી ઔર ગુજરાતી નાટકોં કા તુલનાત્મક અધ્યયન, ૧૯૪૦ સે ૧૯૫૦ તક.
(જુલાઈ ૧૯૭૭)

૨. બંગાલીપ્રસાદ શર્મા
સ્વાતંત્ર્યોત્તર હિન્દી એવં ગુજરાતી કે ઉપન્યાસોં કા તુલનાત્મક અધ્યયન
(જુલાઈ ૧૯૭૭)

૩. બાબુલાલ વત્સ
કબીર ઔર અખા કી દાર્શનિક ચેતના—એક તુલનાત્મક અધ્યયન.
(જુલાઈ ૧૯૭૫)

૪. યશપાલસિંહ
પંત ઔર 'સુંદરમ્' કે કાવ્ય મેં અરવિંદ દર્શન. (જુલાઈ ૧૯૭૩)

૫. લક્ષ્મી શર્મા
કબીર એવં અખાજી કે કાવ્ય મેં પ્રતીકવિધાન કા તુલનાત્મક અધ્યયન.
(જુલાઈ ૧૯૭૪)

**ગુજરાત યુનિવર્સિટી**

**માર્ગદર્શક : શ્રી કે. કા. શાસ્ત્રી**

૬. ભરત મૈ. છાયા
કચ્છી ભાષાનું બંધારણ
( જુલાઈ ૧૯૭૮ )

માર્ગદર્શક : શ્રી (ડૉ.) ચમનલાલ ત્રિવેદી

૭. રમેશભાઈ રતિલાલ દવે
ગુજરાતી નવલકથામાં પાત્ર–નિરૂપણ (મુખ્યત્વે બાર ગુજરાતી નવલકથાઓને અનુલક્ષીને)
( નવે. ૧૯૭૮ )

૮. શારદાબેન એમ. દવે
સ્નેહરશ્મિ–એક અધ્યયન.
( જૂન ૧૯૭૮ )

માર્ગદર્શક : શ્રી (ડૉ.) મધુસૂદન પારેખ

૯. શારદાબેન બાબુભાઈ વડાદરા
ઈશ્વર પેટલીકર–એક અધ્યયન

૧૦. પ્રમીલા પ્રાણશંકર જોશી
ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનુ ખેડાણ

માર્ગદર્શક : શ્રી (ડૉ.) મહેન્દ્ર અ. દવે

૧૧. સોમાભાઈ સી. પટેલ
મધ્યકાલીન ગુજરાતી કવિતામાં પ્રેમલક્ષણા ભક્તિ. (યુનિ.ને સોંપી દીધો છે )

૧૨. હસમુખ રાવળ
સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી નવલિકા—વિષય અને શિલ્પની દૃષ્ટિએ.

માર્ગદર્શક : શ્રી (ડૉ.) રતિલાલ વિ. દવે

૧૩. પ્રતાપભાઈ ના. સોલંકી
સુંદરમ્–ઉમાશંકરની કવિતાનો તુલનાત્મક અભ્યાસ. ( જુલાઈ ૧૯૭૮ )
માર્ગદર્શક · શ્રી (ડૉ.) રમણલાલ જોશી

૧૪. કાનજીભાઈ ધ. ઠક્કર
ન્હાનાલાલની કવિતામાં ભક્તિનુ તત્ત્વ
( જુલાઈ ૧૯૭૮ )

૧૫. પૂર્ણિમા મણિલાલ શાહ
નવલરામનું વાઙ્મય–વ્યક્તિત્વ–યુગસંદર્ભમાં.
( જુલાઈ ૧૯૭૮ )

૧૬. રશ્મીતા કંચનલાલ શાહ
અર્વાચીન ગુજરાતી કવિતાના છંદોવિધાનના સીમાચિહ્નરૂપ વળાંકો.
( જુલાઈ '૭૮ )

માર્ગદર્શક : શ્રી (ડૉ.) સુમન શાહ

૧૭. ઇન્દુપુરી પ્રેમપુરી ગોસ્વામી
આધુનિક ગુજરાતી કવિતામાં પ્રયોગતત્ત્વ, ૧૯૫૭થી ૧૯૭૮ ( નવે. '૭૮ )

૧૮. ઉપેન્દ્ર દવે
આધુનિક ગુજરાતી નવલકથામાં માનવ, ૧૯૫૭થી ૧૯૭૮.

૧૯. કિશોરસિંહ સોલંકી
આધુનિક ગુજરાતી ટૂંકી વાર્તામાં ઘટનાતત્ત્વ, ૧૯૫૭થી ૧૯૭૮

૨૦. રમેશભાઈ ત્રિવેદી
સ્નાતકોત્તર સાહિત્યિક પત્રકારત્વ, ૧૯૪૭થી ૧૯૭૮.
( નવે '૭૮ )

માર્ગદર્શક: શ્રી (ડૉ.) બહેરભાઈ આર. પટેલ

૨૧. પ્રતિભા ડી. શાહ
ગુજરાતી લઘુનવલ ( જુલાઈ ૧૯૭૮ )

૨૨. વી. એસ. રાવલ
નાનાલાલના ઊર્મિકાવ્યો ( જુલાઈ ૧૯૭૮ )

ગૂજરાત વિદ્યાપીઠ

માર્ગદર્શક : શ્રી મોહનભાઈ પટેલ

૨૩. દલપતસિંહ પઢિયાર
ગાંધીજીનુ ગદ્ય.
(ગૂજ વિદ્યાપીઠને સોંપી દીધો છે)

મુંબઈ યુનિવર્સિટી

૨૪. સરલા ભીમજીભાઈ
ગુજરાતી ભક્તિપરંપરા અને નરસિંહ મહેતા–એક અભ્યાસ

## રમણલાલ જોશી

# "નક્ષત્ર"નું દ્વિતીય પર્વ

ગઈ સાલ ભારતના પ્રસિદ્ધ સાહિત્યકાર અજ્ઞેયજીએ જેનું ઉદ્‌ઘાટન કરેલું એ નવોદિત સાહિત્ય-સંસ્થા નક્ષત્રે નવેમ્બરની ૧૮–૧૯ તારીખોએ અમદાવાદમાં એનું બીજું પર્વ ઊજવ્યું.

આપણા સંમાન્ય વિદ્યારસિક અધ્યાપક અને વિવેચક નગીનદાસ પારેખે પંચોતેર વર્ષ પૂરાં કર્યા એના અનુલક્ષમાં નક્ષત્રે એમના નામ સાથે એક કાવ્યશાસ્ત્ર વ્યાખ્યાનમાળા યોજવાનું નક્કી કર્યું, આવું એને સૂઝ્યું એ માટે અભિનંદન. સૂઝ્યું એટલું જ નહિ આ બીજા પર્વ નિમિત્તે એનું પહેલું વ્યાખ્યાન અપાઈ પણ ગયું. સદ્‌ભાગ્યે ગુજરાતમાં આપણને સૌને વિચારો રૂપાળા આવે છે, પણ પછી એ કાર્યમાં પરિણમતા નથી, એ આપણી ખૂબી છે. પન્નાલાલને સાઠ વર્ષ થયાં ત્યારે પ્રગટ કરવા ધારેલો ગ્રંથ હવે એમના પંચોતેરમા વર્ષે પણ આપણે પ્રગટ કરી શકીએ તો સારું! કાકાસાહેબની ષષ્ટિપૂર્તિ પ્રસંગે પ્રગટ કરવા ધારેલો એમના વિશેનો ગ્રંથ તેમણે છોતેર વર્ષ પૂરાં કર્યાં ત્યારે પ્રગટ થયો. રામપ્રસાદ બક્ષીના સન્માનનિમિત્તે પ્રગટ થનારા ગ્રંથનું શું થયું તેની ખબર નથી. એટલે નગીનદાસ પારેખના ગૌરવશાળી નામ સાથે વ્યાખ્યાનમાળાની થયેલી યોજના અભિનંદનીય છે. અહીં એટલું સૂચવી શકાય કે નગીનદાસના વિદ્યાકાર્યની ઝાંખી કરાવતું એક પુસ્તક અવશ્ય પ્રગટ થઈ શકે એવું દીપ્તિમંત તેમનું કાર્ય છે. નગીનદાસ પારેખને 'અભિનવનો રસવિચાર અને બીજા લેખો' માટે અકાદમીનું પારિતોષિક મળ્યું ત્યારે વલસાડ–તેમના વતન–થી પ્રગટ થયેલા વિશેષાંક 'હેમરશ્મિ'માં આ લખનારે તેમને 'સત્યશોધક વિવેચક' તરીકે ઓળખાવેલા. (જુઓ, 'સમાંતર'માં એ નામનો લેખ). નગીનભાઈએ બંગાળી અને અંગ્રેજી પુસ્તકોના અધિકૃત અનુવાદો, સહૃદયતાભર્યા અભ્યાસલેખો અને ભારતીય સાહિત્યમીમાંસા વિષે અધિકૃત પુસ્તક આપ્યું છે. તેમના જેવા સાચા ગાંધીવાદી સારસ્વતનું બહુમાન કરવા યોજાયેલી ઉક્ત વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન પૂના યુનિવર્સિટીના ફિલોસોફી વિભાગના અધ્યક્ષ પ્રો. સુરેન્દ્ર બારલિંગેએ આપ્યું. અઢારમી તારીખની સાંજ, ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરનો સુંદર હૉલ, ઉપર ગોઠવેલા પ્રાચીન અવશેષો, એની નીચે બેઠેલો સાહિત્યશાસ્ત્રરસિક શ્રોતાવર્ગ (થોડા આધુનિકતાના આગ્રહી નવ્ય વિવેચકો સમેત), ઉમાશંકર જોશી અધ્યક્ષ, ભોળાભાઈનું આભારદર્શન અને રઘુવીર ચૌધરીની આયોજકશક્તિ—સુંદર સુમેળ જામ્યો હતો. આરંભમાં ટ્રસ્ટના પ્રમુખ ડૉ. હરિવલ્લભ ભાયાણીએ મહેમાનોનું સ્વાગત કર્યું અને મેનેજિંગ ટ્રસ્ટી રઘુવીરે ટ્રસ્ટની પ્રવૃત્તિઓનો ખ્યાલ આપ્યો. ડૉ. બારલિંગેએ રસપ્રક્રિયા વિષે વિદ્વાનોમાં પ્રચલિત વિવિધ મતોને સ્વીકારી લેવા કરતાં મૂળ વાચનને આધારે જ નિર્ણય કરવાનો અનુરોધ કર્યો. એ રીતે ભરતના 'નાટ્યશાસ્ત્ર'માંથી કેટલાક પરિચ્છેદો રજૂ કરી રસનો વિભાવ સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો. સમગ્ર કૃતિની શબ્દસંરચના અને રસસિદ્ધિ

એ બે બાબતોનો વિવેક કરી એને યોગ્ય પરિપ્રેક્ષ્યમાં જોવાની અગત્ય ઉપર તેમણે ઉચિત ભાર મૂકયો. સૌંદર્યમીમાંસાને આપણે ફિલસૂફીની શાળા તરીકે ઓળખીએ છીએ, પણ ફિલસૂફીના વિદ્વાનને મુખે એ સત્યની સ્થાપના વધુ પ્રતીતિ જન્માવે પ્રો. બારલિંગેનું વ્યાખ્યાન રસમીમાંસાના પાયાના પ્રમેયોના ઊહાપોહ લેખે જેટલું મહત્ત્વનું હતું તેટલું એનો કોઈ પાસાની સ્થાપનો તરીકે ન હતું, કશુક પાંખું રહી ગયાની પણ છાપ પડતી હતી. તેમ છતાં ઉમાશંકરભાઈનું સમાપન-વક્તવ્ય અને પ્રો. બાર લિંગેનું વ્યાખ્યાન બંને મળીને એક સુંદર ઘટક રચાયો. વ્યાખ્યાન અંગ્રેજીમાં થયેલું, ઉમાશંકરે પ્રો બારલિંગેના મુદ્દાઓને અજવાળીને રજૂ કર્યા, પોતાના તરફથી ઉમેરણ-સંમાર્જન કર્યું અને કાવ્યશાસ્ત્ર વિશે એક સારું વક્તવ્ય સાંભળ્યાના સંતોષ સાથે શ્રોતાઓ વિખેરાયા સાહિત્યની કાંઈક ટેકનીકલ ગણાય એવી બાબતોમાં પણ અમદાવાદના સાહિત્યરસિકવર્ગને પાકો રસ છે તે એમની હાજરીની સંખ્યા અને ગુણવત્તાથી પુરવાર થયું.

બીજા દિવસે "ગુજરાતી-મરાઠી નાટક : સર્જકોની દૃષ્ટિએ" એ વિષય પર એચ કે આર્ટ્સ કોલેજમાં વક્તવ્યો રજૂ થયાં. અહીં પ્રાસ્તાવિક નિરંજન ભગતનું અને સમાપન ઉમાશંકરભાઈનું. બંને દિવસે ઉમાશંકરની પ્રમુખ તરીકેની કામગીરી સરસ રહી શ્રી વિજય તેંડુલકર અને સતીશ આળેકર—આ બંને નાટકકારોએ આ પર્વમા હાજરી આપી અને પોતપોતાના નાટકના અનુભવો વર્ણવ્યા ગુજરાતને 'સખારામ બાઈન્ડર' સુપરિચિત છે. એના સર્જક તેંડુલકરને મુખેથી પોતાની નાટ્ય રચનાઓની પ્રક્રિયા અને એક નાટકકાર તરીકે પોતાની સમક્ષ ઉપસ્થિત થતા કળા અને જીવનના પ્રશ્નોની રજૂઆત રોચક રહી સર્જકના અંતરંગમા ડોકિયું કરાવતી તેમની અનાયાસ—સહજ કેફિયતની નોધ નિરંજન ભગત કરતા હતા, પણ આજે તો આવાં પ્રવચનોનું રેકોર્ડીંગ જ કરી લેવું એ મુશ્કેલ ન બનવુ જોઈએ. સર્જકના અતરંગમા ડોકિયું કરાવતી તેમની કેફિયત પ્રતીતિકારક હતી. સર્જકને આપણે વિશિષ્ટ સંવેદનશીલતાવાળો કહીએ છીએ, આજુબાજુની સૃષ્ટિ અંગે તે કેવો સભાન છે અને પોતાની સવેદના કેવા કેવાં રૂપે અને કેવી કેવી પરિસ્થિતિમાં કળા-આકાર પામે છે તે એમના વક્તવ્યમાંથી સારી રીતે સ્ફુટ થતું હતું. મને એમનું સાચકલાપણું ગમ્યું. આધુનિક રચનાઓને ઉપલક દૃષ્ટિએ સેકસ કે આ કે તે ખાનામાં વહેચનારાઓએ થોડી ખામોશી ખાવા જેવી છે. 'સખારામ બાઈન્ડર' કે 'ઘાસીરામ કોટવાળ' જેવાં નાટકોનું વસ્તુ કેવી રીતે સર્જકચેતનાને મળે છે અને એની ચેતનાનો કેવો કબજો લે છે તે એમના વક્તવ્યમાં પ્રગટ થયુ. તરુણ નાટકકાર સતીશ આળેકરે પોતે નાટક તરફ કેમ વળ્યા એની વાત કરી. આપણા લાભશંકર સંજોગવશાત હાજર રહી ન શકયા. પ્રસિદ્ધ કવિ સિતાશુએ પોતાનાં નાટકોની વાત કરી. એમનુ વક્તવ્ય મુદ્દાસર અને અનૌપચારિક હતું. આપણી રંગભૂમિને ઉમાશંકરે વર્ષો પહેલાં 'વર વિનાનો વરઘોડો' કહેલી પણ હવે એ 'વરઘોડા'મા 'વર'ની ઉપસ્થિતિની શકયતાની ઝાંખી, રંગભૂમિનાં સવાસો વર્ષની ઉજવણીના આ વર્ષમાં, આવાં સંભાષણો કરાવી રહે એમાં એની સફળતા છે. એમા આવા ઉપક્રમોનો મહત્ત્વનો હિસ્સો હશે ઉમાશંકરભાઈએ નાટ્યકલાનુ મહત્ત્વ સમજાવ્યુ, તે સંતર્પક હતું સૌથી આનંદદાયક તો પાંચ પાંચ કલાક સુધી શ્રોતાઓએ કંટાળ્યા વગર આ વક્તવ્યો સાંભળ્યા, સૂચક પ્રશ્નોત્તરીમા ભાગ લીધો એ ઘટના અમદાવાદ જેવા મહાનગર માટે નહિ પણ સાહિત્યક્ષેત્ર માટે આશાજનક. [ જનસત્તા'માંથી સાભાર ]

# સમાચાર

## ગુજરાતીના અધ્યાપક સંઘ : ૨૯મું સંમેલન, ઈડર

ગુજરાતીના અધ્યાપક સંઘનું ૨૯મું સંમેલન ગઈ તા. ૭–૮–૯ નવેમ્બર ૧૯૭૮ના રોજ ઈડર મુકામે ત્યાંની આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજના નિમંત્રણથી યોજાયું. દિલ્હી યુનિવર્સિટીના પ્રાધ્યાપક ડૉ. ચંદ્રકાંત મહેતાના પ્રમુખસ્થાને યોજાયેલા આ સંમેલનમાં ગુજરાતની અને ગુજરાત બહારની યુનિવર્સિટીઓની કૉલેજોમાંથી પંચોતેર જેટલા અધ્યાપકોએ હાજરી આપી.

પ્રથમ દિવસની બેઠકના આરંભે ઈડર કૉલેજના આચાર્યશ્રી હરિહર શુક્લ અને સંસ્થાના ટ્રસ્ટી ડૉ. ચંપકલાલ મહેતાએ તેમના સ્વાગત-પ્રવચન દરમ્યાન અધ્યાપકોને આવકારતાં આનંદ વ્યક્ત કર્યો. એ પછી સંઘના મંત્રી શ્રી જયંત કોઠારીએ વર્ષ દરમ્યાન સંઘે કરેલાં કાર્યોનો સંક્ષેપમાં અહેવાલ આપ્યો. સંમેલન પ્રમુખ ડૉ. ચંદ્રકાન્ત મહેતાએ "ગુજરાતી, બંગાળી અને હિન્દી કવિતામાં રાધા સ્વરૂપ" એ વિષય પર વ્યાખ્યાન આપ્યું.

આ દિવસની બપોરની બેઠકમાં "અર્ધ્ય" વિભાગમાં દશ અધ્યાપકોએ કોઈ મહત્ત્વની કૃતિ કે પોતે વિચારેલા શૈક્ષણિક-સાહિત્યિક મુદ્દા વિષે પોતાનાં વક્તવ્યો રજૂ કર્યાં. ઘણા-ખરા અધ્યાપકો વક્તવ્યો લિખિત રૂપમાં લાવ્યા હોઈ અર્ધ્ય વિભાગ આ વખતે વિશેષ સમૃદ્ધ થયો હોવાની છાપ ઊભી થઈ. "અર્ધ્ય"માં નીચેના અધ્યાપકોએ પોતાનાં વક્તવ્યો રજૂ કર્યાં : (૧) પ્રા. પ્રસાદ બ્રહ્મભટ્ટ ("અજામિલનો અંતકાળ") (૨) પ્રા. વ્રજલાલ દવે (સોવિયેટ કવિતા) (૩) પ્રા. નવીન મોદી (ટૂંકી વાર્તાના ક્ષેત્રે નવો અભિગમ) (૪) ડૉ. ઉપેન્દ્ર પંડ્યા ("અર્વાચીન કવિતા"માં કવિ ન્હાનાલાલ વિશે લેખમાંથી ઉપસ્થિત થતા મુદ્દાઓ) (૫) ડૉ. કનુભાઈ શેઠ (મધ્યકાલીન સંશોધન-કાર્ય વિશે થોડીક વાત) (૬) પ્રા. પ્રમોદકુમાર પટેલ (નવલકથાના સ્વરૂપ અંગેના સિદ્ધાંતો) (૭) પ્રા. માર્કંડ પંડ્યા ("કવિ સાગર") (૮) પ્રા. મણિલાલ હ. પટેલ ("ગમી તે ગઝલ") (૯) પ્રા. ગિરીશ ત્રિવેદી ("આફ્ટર બેબલ") (૧૦) પ્રા. કિશોરસિંહ સોલંકી ("તરસ ઘર")

આ બેઠકને અંતે સ્વ. શ્રી જગદીશ જોશી, સ્વ. શ્રીમતી લીલાવતી મુનશી, સ્વ. શ્રી કરસનદાસ માણેક, સ્વ. પંડિત સુખલાલજી, સ્વ. શ્રી વ્રજરાય દેસાઈ, સ્વ. કેદારનાથજી અને સ્વ. ચિત્રકાર શિવ પંડ્યાને અંજલિ આપતો શોકઠરાવ ઉપરાંત બીજો એક મહત્ત્વનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. આ ઠરાવમાં માધ્યમિક કક્ષાએ ધોરણ ૮–૯–૧૦માં માતૃભાષા ગુજરાતીનો અભ્યાસક્રમ ઘટાડી ગુજરાતી-સંસ્કૃતનું એક સહિયારું પ્રશ્નપત્ર કરવાનું સરકારની વિચારણા હેઠળ હોઈ તેનો સખ્ત વિરોધ કરવામાં આવ્યો અને માતૃભાષા ગુજરાતીનું પૂરા અભ્યાસક્રમરૂપે જે સ્થાન અત્યારે છે તે ચાલુ રાખવાની તેમજ સંસ્કૃતને પણ આ કક્ષાએ અલાયદું સ્વતંત્ર સ્થાન આપવા વિનંતી કરવામાં આવી.

આ સંમેલનમાં પછીના બંને દિવસો અદ્યતન ટૂંકી વાર્તાની કાર્યશિબિર માટે ફાળવવામાં આવ્યા.

અદ્યતન ટૂંકી વાર્તાની બારેક કૃતિઓમાંથી નીચેના આઠ વકતાઓએ એકેક કૃતિ પસંદ કરીને આ કાર્યશિબિરમાં તેનું વિશ્લેષણ કર્યું :

(૧) શ્રી યશવંત શુક્લ :
"ટોળુ" (ઘનશ્યામ દેસાઈ)

(૨) શ્રી રઘુવીર ચૌધરી :
"એક મુલાકાત" (સુરેશ જોષી)

(૩) શ્રી ભોળાભાઈ પટેલ :
"ઘુઝારી" (રાધેશ્યામ શર્મા)

(૪) શ્રી નટવરસિંહ પરમાર :
"હાર્મોનિકા" (મધુ રાય)

(૫) શ્રી ચિનુ મોદી
"લેબરિન્થ" (કિશોર જાદવ)

(૬) શ્રી ઘનશ્યામ દેસાઈ :
"કાકાજીની બોધકથા" (સુમન શાહ)

(૭) શ્રી જયંત ગાડીત :
"બે જગજીવનરામનો સાક્ષાત્કાર"
(જ્યોતિષ જાની)

(૮) શ્રી ધીરેન્દ્ર મહેતા :
"જમીલકાકાનો બીજો પગ" (રાવજી પટેલ)

મોટાભાગના વકતાઓએ લિખિત રૂપમાં વક્તવ્યો રજૂ કર્યાં તેથી વાર્તાના વિશ્લેષણને નક્કરતા મળી ઉપસ્થિત અધ્યાપકોએ પણ વાર્તાઓ વિશેની ચર્ચામાં ઉત્સાહભેર ભાગ લીધો, તેથી આ સંમેલન ખૂબ અર્થપૂર્ણ બન્યું એવી પ્રતીતિ સૌને થઈ

આગામી વર્ષે "સંઘ"નું સંમેલન સ્વામી વિવેકાનંદ સ્વાવલંબન કેન્દ્ર, રણછોડપુરા મુકામે યોજવા માટેનું નિમંત્રણ વિવેકાનંદ કોલેજ પરિવાર તરફથી પ્રા. નટુભાઈ ઠક્કરે આપ્યું જેનો સધે સ્વીકાર કર્યો.

[સર્વશ્રી જયંત કોઠારી, સોમાભાઈ પટેલે આપેલો અહેવાલ ટુંકાવીને]

---

સાબરમતી નદીના કિનારા પાસે પ્રાકૃતિક સૌન્દર્યની સંનિધિમાં તા. ૩૦, ૩૧ ડિસેમ્બર, ૧લી જાન્યુઆરી, '૭૯ દરમિયાન

# ગુજરાતી સાહિત્ય પરિષદનું જ્ઞાનસત્ર

## ગ્રામભારતી-અમરાપુર

પો. લીંબોદ્રા, તા. કલોલ
ગાંધીનગર પાસે

### ચર્ચાના વિષયો

(૧) સમકાલીન સાહિત્ય : વાચકોની ઉદાસીનતા (૨) કનૈયાલાલ મુનશી-આજે (૩) ગીત
લેખક-પરિચય.

રાત્રે રાસ અને સાહિત્યિક નાટકો

તા. ૨૩-૧૨-૭૮ સુધીમાં પરિષદ કાર્યાલયમાં ભોજનખર્ચના રૂ. ૧૫/– મોકલી આપવા

**નોંધ :**

અમદાવાદથી ગાંધીનગર દર ૧૫ મિનિટે બસ જાય છે. ગાંધીનગરથી ગ્રામભારતી જતી બસના સમયો.

| | |
|---|---|
| ૬–૩૦ | ૧૭–૩૦ |
| ૮–૧૫ | ૧૭–૪૦ |
| ૧૨–૪૦ | ૧૯–૦૦ |
| ૧૫–૩૦ | |

# આવું નાટક ઢીલમાં ન મુકાય

શિવકુમાર જોષી

તો ચાલો પાછા કલકત્તા !

૧૯૪૩માં, બેંતાલીસની લડતમાં હાર ખાઈને જેલમાં જવાનું ટાળીને, હું કલકત્તા નાસી આવેલો. ૧૯૪૩ના એ દિવસોમાં મારે ત્યાં અરુણા અસફઅલી નિયમિત આવતાં. જયપ્રકાશ પકડાઈ ચૂકયા હતા અને લડતનું જે કંઈ બચ્યું હતું એનો દોર અરુણાના હાથમાં હતો. એમની સાથે નજીકનો સંપર્ક બંધાયો. કલકત્તા ઉપરના બૉમ્બમારાના અને બીજા વિશ્વયુદ્ધમાં અંગ્રેજો–મિત્રરાજ્યો–જ્યારે જાપાન–જર્મનીના હાથે માર ખાતાં હતાં એ દિવસોની આ વાત. તે વેળા કલકત્તા તે લશ્કરી અડ્ડા તરીકે અગત્યનું સ્થળ હતું.

ને તેંતાળીસનો દુષ્કાળ, '૪૬ની કતલ, '૪૭ના ભાગલા – આ બધી ઘટનાઓનો તો હું નજીકથી સાક્ષી બની ચૂકેલો. અંદરથી ને બહારથી ! આ બધી ઐતિહાસિક ઘટનાઓની સામગ્રીમાંથી તો ઘણું બધું લખાયું નવલકથાઓમાં, પરંતુ ૧૯૫૨ના જૂન મહિનામાં કલકત્તા પાછા ફરવા પાછળ બીજાં જે કારણો હતાં એ કારણોએ મને લેખક બનાવવામાં ઘણો અગત્યનો ફાળો આપ્યો છે. ૧૯૪૩નાં વર્ષો પછી ઉપર જણાવેલી ઘટનાઓ તો માત્ર અંતરમાં પડ ઉપર પડ બાંધીને ઇતિહાસનો એક ભાગ માત્ર બની ચૂકી હતી. પરંતુ એ પડ ઓગળવા માંડયા જે રસાયણથી ને એ કારણે અંદર સંગોપાયેલું ભાવજગત શબ્દદેહ ધારણ કરીને પ્રગટવા માંડયું, તે રસાયણ તૈયાર કરવામાં ૧૯૫૨નાં આજુબાજુનાં વર્ષોની ઘટનાઓએ ફાળો આપેલો.

વેપારધંધામાં મારી પોતાની બેદરકારીને કારણે બહુ મોટી પછાડ સરાયે કુટુંબને ખાવી પડી, એવો એક આક્ષેપ મારે સહેવાનો આવ્યો. હું ગંભીર વ્યાપારી પ્રવૃત્તિ માટે અયોગ્ય ઠર્યો ને મૂળ હતો તે કાપડનો વ્યવસાય ફરી સંભાળવા માટે મને મોકલી આપવામાં આવ્યો કલકત્તા !

નટમંડળમાંથી પણ ઊડતી ધજાએ નહિ, પરંતુ ખાસ કશું ગૌરવ પામવા માટે પણ અયોગ્ય ઠરેલો એક હારેલો કલાકાર કલકત્તા પાછો ફર્યો હતો. લાગણીના ક્ષેત્રમાં તો મારી સામેનો કુટુંબ અને સમાજનો જ નહિ, મારી પોતાની ભીતરી અવળચંડાઈ અને અધૂરપનો પડકાર પગલે પગલે મને હંફાવ્યે જતો હતો.

એવા કસોટીના કાળમાં વળી નાટકની પ્રવૃત્તિ અને સાહિત્યલેખન પ્રવૃત્તિ મારી વહારે ધાયાં. જીવનમૂલ્યોનું પુનરાલેખન, પરિશોધન અને નીતિ–અનીતિ, જવાબદારી–બેજવાબદારી અંગેના ખ્યાલો માટેની નવી દૃષ્ટિ, આ બધું ચારે બાજુથી હુમલો કરતું રહ્યું. માનવીનું આંતરતંત્ર કેવું ને કેટલું ગજું દેખાડે છે, માનવીને પછાડવા માટે અને ફરી ફરીને ઊભો કરવા માટે કેટલી હદે એ પોતાનો ફાળો આપે

છે તે સારીયે રમત સહેજ દૂર ઊભા રહીને સમજવાની, એમાં રસ કેળવવાની શક્તિ હું મેળવવા મથતો હતો. એ હતી એક કલાકાર થવા માટે આતુર-આગ્રહી વ્યક્તિની સાધના.

હું લગભગ એકલો પડી ગયો હતો. કલકત્તામાં મિત્રો મેળવવા માટેનો મારો કોઈ પ્રયત્ન ન હતો. હું બધી જ પ્રવૃત્તિઓથી દૂર રહેવા માંડયો હતો. થોડુંઘણું વાચન, થોડી લેખનપ્રવૃત્તિ અને ઑફિસનુ કામકાજ એ હતો રોજનો કાર્યક્રમ, પણ ધીરેધીરે વાચનનો સમય લેખનપ્રવૃત્તિએ હડપ કરવા માડયો ને મને મારી મુક્તિનાં દ્વાર ખૂલતાં લાગ્યાં.

૧૯૫૦માં મેં લખવા માંડયું તે તબક્કામાં થોડાં પાછાં પગલાં ભરું છું. 'મુક્તિપ્રસૂન'ની લિપિ તૈયાર થઈ એ લગભગ મારા સાતમા પ્રયત્ને ! ('પાંખ વિનાનાં પારેવા' એકાંકીસંગ્રહના આમુખમાં મેં એ કબૂલ કર્યું છે) ને એ લિપિ લઈને સૌ પહેલાં હું પહોંચ્યો તે વેળા 'પ્રજાબંધુ'નો સાહિત્ય વિભાગ સંભાળનારા વયોવૃદ્ધ સાક્ષર સ્વર્ગસ્થ ચુનીલાલ વર્ધમાન શાહ પાસે 'પ્રજાબંધુ' 'ગુજરાત સમાચાર' પોતાનો દીપોત્સવી અંક પ્રગટ કરે ને એમાં મારું આ નાટક સ્વીકારાય તો હું રાજી થાઉ, એ વડીલને મે લિપિ આપી. એ વાંચી પણ ગયા. ફરીથી મળવા ગયો ત્યા લખાણુ મારા હાથમાં પાછું મૂકતાં એમણે સૂચન કર્યું, 'નાટક તો હું દીપોત્સવીમાં લેતો નથી. સારું લખાયું છે. તમે બચુભાઈને "કુમાર"માં મળો. ને કહેજો કે ચુનીભાઈના કહેવાથી આવ્યો છું. એટલે કંઈ નહિ તો એ વાંચી તો જશે જ. અને જો વાચશે તો તો પછી—'

એ મજાનો દશકો હતો. ચુ વ. શાહ જેવા વડીલ આંગળી ચીંધે. બચુભાઈ અને ઉમાશંકર જેવા તંત્રીઓ નવા લેખકોનો હાથ પકડે, એમને દિશાસૂચન આપે, પીઠ થાબડે, ને જરૂર જણાય તો મીઠાશથી નબળી બાજુ – એમને લાગતી નબળી બાજુ –ચીંધી બતાવે. મારી જાતને હું આ બાબતમાં બડભાગી ગણું છું. જેને ટેઈક ઑફ કાળ ગણાય તે વેળા મને ચુ. વ. શાહ, બચુભાઈ, ઉમાશંકર ને રસિકભાઈ પરીખ સમા વડીલો માર્ગદર્શક તરીકે મળી આવ્યા.

હુ ઊપડયો ૧૯૫૪, રાયપુર, 'કુમાર' કાર્યાલયમા. એ જ ઝીણા બચુભાઈ એમની રોજની ટેવ પ્રમાણે એમની આજુબાજુના નાનકડા પણ વ્યવસ્થિત પરિવેશમાં બેઠા હતા. નમસ્કાર કરીને 'મુક્તિપ્રસૂન' મે એમના હાથમાં મૂકયું ને ચુનીભાઈનો સંદેશો પણ બીતાં બીતાં સંભળાવ્યો.

'ભલે, એકાદ અઠવાડિયા પછી ખબર કાઢજો' એમણે ઠંડકથી કહ્યું એવું મને લાગ્યું, પણ કદાચ એ મારા મનની જ ગણતરી હોય. કશીયે મોટી આશા રાખીને જાઉં તો નિરાશાનો આંચકો લાગે ને ? લિપિ પાછી મળવાની છે એવી તૈયારી સાથે આઠમે દિવસે 'કુમાર' પહોંચ્યો.

'આવો ..જુઓ શિવકુમાર આ અદાલતનું દશ્ય તમે લીધું છે તે વિગતની દષ્ટિએ—' બચુભાઈ પ્રશ્ન પૂરો કરે તે પહેલાં અધીરાઈથી મેં ખુલાસો કર્યો, 'મેં મારા વકીલ મિત્રને પૂછી ચોકસાઈ કરીને જ એ વિગતોનો સાથ લીધો છે—'

'એમ ! તમે ત્યારે એટલી કાળજી લીધી છે ખરી ! ! ' કટાક્ષ ન વર્તાય એ રીતે બચુભાઈએ આછું સ્મિત વેરતાં હળવો ટોણો માર્યો,

'એટલે કે—' હાથમાંથી સરી જતી બાજી પ્રાણપણે બચાવી રાખવા મથતો હોઉં તે રીતે મે ખુલાસો આગળ લંબાવ્યો. 'એટલે કે મને પોતાને પણ પૂરી માહિતી ન હતી. કોર્ટમાં મેં કયારેય પગ મૂકયો નથી વકીલોને દલીલો કરતાં સાંભળ્યા નથી, એટલે થયુ કે—'

'સારું કર્યું', પરંતુ મારા પોતાના સંતોષ ખાતર મેં પણ એક વકીલ મિત્રને પૂછીને અભિપ્રાય મેળવી લીધો છે ને તમે જે થોડી છૂટછાટ લીધી છે તે તાત્ત્વિક રીતે વાંધાજનક નથી—' મારો શ્વાસ હેઠો બેસતો હતો, 'એટલે આ નાટક "કુમાર"ના ડિસેમ્બરના અંકમાં લેવાનું નક્કી કર્યું છે.'

જિંદગીમાં હર્ષાવેશની આવી ક્ષણો દરેક નવા સાહિત્યકારે માણી હશે. પણ હર્ષાવેશના અતિરેકને સંયમમાં રાખી શકું એ વયે હું પહોંચી ગયો હતો. મારાથી વયમાં નાના છતાં લેખક તરીકે મારાથી આગળના મોટા સિનિયર લેખકો જે વયમાં પુખ્ત બની ચૂકયા ગણાય તે વયે હું સાહિત્યજગતની પહેલી સીડી ચઢતો હતો. આમ મારી વય બે રીતે ગણાતી હતી એનો લાભ પણ હતો ને ગેરલાભ પણ—

લાભ ગણો તો એ કે મારી પાસે અનુભવોનું ભાથું હતું ને માનસિક રીતે જુદી જુદી દિશાઓની ખેંચતાણોમાં સ્થિર રહેવાની અને નીરક્ષીરવિવેકને અજમાવવાની ફાવટ આવી હતી. શ્રી વ્રજભાઈ- (શ્રી વ્રજરાય મુકુન્દરાય દેસાઈ)એ 'અનંત સાધના અને બીજાં નાટકો'ની પ્રસ્તાવનામાં લખ્યું હતું : '...નમ્રતાની પિછોડીમાં કર્તાના ઘડતરની કથા, એમની સભાન–અભાન...સાધના ઢંકાઈ જાય છે. વીસેક વર્ષ સુધી આ જીવનનાં જળ નીરખ્યાં–પીધાં, પચાવીને અનાયાસ સ્મૃતિભંડારમાં સાચવ્યાં ત્યારે પ્રથમથી જ સુસજ્જ પ્રૌઢીપૂર્વક કર્તા આપણી સમક્ષ ખડા થાય છે. વિદ્યારસિક કલારસિક જીવનરસિક પુરુષ સંયોગ- બળે વેપારી ક્ષેત્રમાં ઘસડાઈ ગયો તો ત્યાં પણ એની આન્તરસાધના ચાલુ રહી, નવતર અનુભવોથી પરિપુષ્ટ બનતી રહી—' વ્રજભાઈ તો મારા ગુરુ ને પથપ્રદર્શક કિશોરકાળના, એટલે એ તો મારા ઉપર પ્રશંસાનાં પુષ્પ વેરે પરંતુ એમની તારવણીમાં જીવનનાં જળનો કે નવતર અનુભવોનો જે ઉલ્લેખ છે તે વિચારવા અને સ્વીકારવા યોગ્ય હોય કદાચ. મારે માટે બીજા આગળ નીકળી ગયેલા અને મારાથી વયમાં નાના એવા કંઈક લેખકોને પહોંચી વળવાનો પડકાર તો હતો જ. હું ઇચ્છું ન ઇચ્છું તો પણ મારે એવી રસાકસીમાંથી પસાર તો થવાનું જ હતું ને તે તે સમયે મારા અનુભવોનું વૈવિધ્ય અને મનને સમતોલ રાખવાની ભાવના મદદે આવતાં હશે એમ આજે લાગે છે.

ડિસેંબર ૧૯૫૦ના 'કુમાર'ના અંકમાં 'મુક્તિપ્રસૂન' પ્રગટ થયું. ને જીવનમાં પહેલી વાર લેખકનું બિરુદ મેળવ્યું. એનો આનંદ ન હતો એમ તો કેમ કહું ? પણ આનંદથીયે વિશેષ એ નાટક પ્રગટયું ને મારામાં આત્મવિશ્વાસ સાથે ઉત્સાહ પણ પ્રગટ થયો. તે અરસામાં લખાતાં બીજાં નાટકો હું ઉમાશંકરભાઈને પણ આપી આવતો. "કુમાર"ની સાથે સાથે 'સંસ્કૃતિ'માં પણ મારું નાટક પ્રગટ થાય એવી મહત્ત્વાકાંક્ષા જાગી. અને ઉમાશંકર પણ કંઈ આશુતોષ ન હતા. એક પછી એક નાટક આપીને પાછો ફરું ત્યારે મનમાં આશા જાગે કે આ વેળાનું નાટક તો પરીક્ષામાં પાસ થશે જ.

પરંતુ ઉમાશંકર જેનું નામ ! એમ કંઈ નમતું આપે ? '૪૨ની લડત વેળા એ સાહેબ છૂપી ભૂગર્ભ- પત્રિકા માટેની 'મેટર' લખી આપે ને એ લેવા માટે એમની પાસે જવાનું થતું, ત્યારથી નજીકનો સંબંધ તો હતો જ. ઉપરાંત જ્યોત્સ્નાબહેન અને હું નવી ગુજરાતી શાળામાં સાથે ભણતાં ત્યારનો એમની સાથેનો પરિચય ! પરંતુ એ સંબંધોને કારણે ઉમાશંકર ઉપર 'સંસ્કૃતિ'માં કશું છપાવી દેવાની લાગવગ પહોંચે તેમ ન હતી. ને હું પણ એ સંબંધોની વાત ઉચ્ચારી વટાવી 'સંસ્કૃતિ'માં પ્રગટ થવા માંગતો ન હતો.

ત્યાં 'પાંખ વિનાનાં પારેવાં' લખાઈ ગયું. ત્રણ જ પાત્રો, રેસ્ટોરાંમાં એ ભેગાં થાય ને નાટકનો અંત આવતા સુધીમાં તો નાયિકા નાયક બદલી લે એવી ટૂંકીટચ વસ્તુ હતી આમ તો. પણ એમાં સચ્ચાઈ હતી, તાઝગી હતી, સંવાદોમાં નાટક બનાવવાની ત્રેવડ હતી. 'સંસ્કૃતિ'માં એ પ્રગટ થયું ને 'એકાંકીકાર' તરીકેની મહોર ગમે ત્યારે લાગે એવી સંભાવના નજર સામે દેખાવા માંડી.

ને બીજાં બે એકાંકી લખાયાં.

'પ્રસન્નદામ્પત્ય' રેડિયો ઉપરથી પરત થયું ! મને નવાઈ લાગી. સંઘર્ષ સિવાય પણ નાટક સંભવી શકે એવો એક મનોયત્ન મેં 'પ્રસન્નદામ્પત્ય' દ્વારા રજૂ કરેલો ને મારી નજરે એ એક નમણું ને મધુર પ્રહસન બન્યું, પણ રેડિયોના તે વેળાના નિર્ણાયકોને તે ન રુચ્યું. પાછું આવ્યું તેવું એ નાટક હું ચોકસી નિવાસના આઉટહાઉસમાં ઉમાશંકરને આપી આવ્યો.

પાંચ-છ દિવસ પસાર થયા હશે, એક સાંજે ઘેર પાછો ફર્યો ત્યાં સંદેશો મળ્યો, 'ઉમાશંકર આવ્યા હતા તને મળવા, બનતી ઉતાવળે મળી જવા કહેતા ગયા છે—'

ઉમાશંકર જાતે મારે ઘેર ! ! મને નવાઈ લાગી. રાતભર ઊંઘ ન આવી. સવાર પડતાં વાર હજી તો તેઓ ઊઠ્યા પણ નહિ હોય ને હું પહોંચ્યો એમને ત્યાં. (તે વખતે હું બ્રાહ્મણ મિત્રમંડળ સોસાયટીવાળા અમારા બંગલે રહેતો હતો, ચોકસી નિવાસથી પગપાળા માંડ પાંચ મિનિટને રસ્તે.)

'આવો...બેસો...' ઉમાશંકર હજી ઊંઘ ખંખેરે છે એમ મને સમજાયું.

'હમ્, આ વસ્તુ ક્યાંથી મળી આવી ?' એમનો પ્રશ્ન તુરત ન સમજાયો. મારી બાઘાઈ એ વર્તી ગયા. ફરીથી ચોખવટ કરતાં પૂછ્યું, 'આ પ્રસન્ન દામ્પત્ય' નાટકની થીમ તમને ક્યાંથી મળી આવી ?'

ઓહો ! પ્રશ્ન હવે સમજાયો. મેં જવાબ શોધવા માંડ્યો. 'બસ એમ જ સૂઝી આવી, કોઈ પ્રસંગ યાદ છે, બીજે દિવસે છોકરાં પાછાં પોતપોતાની પબ્લિક સ્કૂલમાં પાછા ફરવાનાં હતાં ને એ દિવસ રજાનો, વેકેશનનો છેલ્લો દિવસ હતો. માતાપિતાનો રઘવાટ, વળી પાછું ઘર ખાલી થશે એનો ઉચાટ ને એવું બધું જોયું હતું તે ઉપરથી. અને બચુભાઈ રાવતે સૂચવેલું કે સંઘર્ષ સિવાયનું પણ નાટક હોય કે કેમ, એટલે આ વસ્તુની આજુબાજુ એક પ્રસન્ન ગૃહસ્થીના વાતાવરણને ગૂંથ્યું—' ઉમાશંકરને મે ખુલાસો કર્યો. લાઉડ થિન્કીંગ કરતો હોઉં તે રીતે ને એમણે બે ચાર ક્ષણ મારી સામે જોઈ લીધું. તે પછી કહે : 'એક માગણી કરું શિવકુમાર ! આ નાટક નીચે મને મારી સહી કરવા દો !' તુરત તો એમની માગણી મને ન સમજાઈ—થોડી વિચિત્ર પણ લાગી પરંતુ બીજી ક્ષણે એમના મુખ ઉપરનું ઉમાશંકર જ આંકી શકે એવું 'નિર્દોષ લુચ્ચાઈ'ભર્યું સ્મિત જોતાં મને એમના શબ્દોનો અર્થ સમજાયો

'નાટક તો ''સંસ્કૃતિ''ના આ અંકમાં જ પ્રગટ થશે. આવું નાટક ઢીલમા ન મુકાય. મને ખૂબ જ ગમ્યું એટલે કે આવું નાટક મેં લખ્યુ હોય તે રાજી થાઉં !'

યા નસીબ ! આવું પ્રમાણપત્ર તે કેટલાના ભાગ્યમાં હોય !

ને ભાગ્યરેખાનો ત્યાર પછીનો વિકાસ પણ એટલો જ રસપૂર્ણ ને ઉત્સાહપ્રેરક ... !

[તરતમાં પ્રગટ થનાર લેખકના નાટ્યજગતના સંસ્મરણોનું પુસ્તક 'મારગ આ પણ છે શૂરાનો'નું એક પ્રકરણ]

રામચંદ્ર પટેલ

# એક સોનેરી નદી

આમ વરસોનાં વરસો જશે. પૃથ્વી પર એક એવો સમય અવતરશે કે હું એને યાંત્રિક યુગ કહી બેસીશ. દરિયાનાં ઊછળતાં મોજાંની સાથે યંત્રની વરાળ રમતી રમતી કિનારે અથડાશે અને વનસ્પતિઓને ઊડતા યંત્રોના પડછાયા ચૂસવા મળશે. પેટ્રોલી શ્વાસમાં કાયાને ગોઠવતી રહેશે દીવાલો. લિપ્સ્ટીક રંગોમાં નાચતી રહેશે બારીઓ. કાળી બની પથરાતી જશે સડકો. વોયલમાં નગ્નતા ખુલ્લી થતી થતી ગટર બની જશે. ચીસો પીવા ટેવાઈ જશે ટ્રેનો. પછી હું ડિઝલના ખોળિયામાં પ્રવેશી શુદ્ધ પાણીની પાઈપ સાથે જીવ જોડી બેસીશ; એ પહેલાં વૃક્ષ-વૃક્ષ એકબીજા સાથે વાતો કરવા માંડશે. વાદળ આવીને બેસશે ડુંગર-ટોચે. ખીલી ઊઠશે આખું વન. વનમાં મોર ટહુકશે. સીમ-સીમાડે ઊતરશે મેઘ. ઊગી નીકળી લહેરાશે ઘાસ – ઘાસમાં મ્હેંકશે લીલો વગડો. વગડો પીસે સારસના ટહુકા.

—હું ત્યાં સારું એવું બેઠેલો. મેં એ પથ્થર પર જાતજાતના રૂપેણના ખુલ્લા પડેલા તટ જેવા વિચારો દોડાવી જોએલા. તારા તરફ મારી અભિરુચિ વંટોળનું રૂપ ધારણ કરી બેસે અને આજુબાજુ વર્તુળ થઈ ફર્યા કરે એ સ્વાભાવિક હતું. મેં ધારેલું કે રોજની જેમ મને શોધતી શોધતી ઝરા કાંઠે આવી પહોંચી જરૂર પથ્થર ઉપર ચઢી મારી જોડે ગોઠવાઈ જઈશ પણ એ સમય વ્યર્થ ગએલો. મને વ્યગ્રતા વળગેલી કારણ કે તારી સાથે રોષ પી હું વાડી બહાર નદીની વચમાં બેશુદ્ધ મળી આવેલો ત્યાં ઝરે રાહ જોતો બેઠેલો. ઘડી ઘડી મારી નજર વાડી તરફ મંડાતી હતી, વળી આસપાસ શોધતી શોધતી બે બાજુ શાંત પડેલા વિશાળ નદીના દેહ પર વેરાતી અને ઝબકી ઊઠતા તડકામાં જાણે તારી મુદ્રા તરતી દેખાતી ન હોય ! હું સચેત થઈ જતો. મારા હૃદયના ઊઘડી ગએલા દ્વાર આગળ ઊભી રાખી કહેવાનું એ હતું કે તું પરપૂર્વથી મારી આદિમ ઐદ્રી છે. હું સૂર્યરૂપ તું ધરતી સ્વરૂપ. રન્ના મારા લોહીમાં જે ખૂટે છે તે તારા લોહીમાં છે. મારી ગતિની તું પ્રગતિ છે. હું તને શોધતો શોધતો ત્યાં આવ્યો હતો. મારા સ્વપ્નગગનની કિન્નરી મારું રગરગ તને શ્વસે છે. ચાલ, મારી સાથે આપણે ચાલતાં જઈએ નદીને પેલેપાર એક એવોર સાળ પ્રદેશ છે જ્યાં એક સોનેરી નદી વહે છે; એના કાંઠે, આપણે બે એ નદીનાં વારસ છીએ – હું પળેપળ તને ઝંખતો બેસી રહેલો. શું કહું ? એક સ્થાને કદી આટલું બે કલાક બેઠો નથી. તું ત્યાં આવી ન હતી; તેથી મને થએલું કે એ નહીં આવે, ને ઓષ્ઠ સુધી આવી ઊભી રહેલી ચાહના બહાર નીકળવાના બદલે પાછી ઊતરી પગના તળિયાની જડ ચામડીમાં ગૂંચાઈ ચોંટી ગઈ હતી. એ રોજ એકવાર તો જાગૃત થઈ ઓષ્ઠ વચ્ચે તું આવી બેસે છે પરંતુ બહાર નીકળી શકતી નથી; કારણ તું હવે મારા માટે મૃગજળ જેવી થઈ ગઈ છે. વિચારો સેવી સેવી તને પામું છું. બાકી સન્મુખે તો સ્વપ્નોમાં ગોઠવું છું. એ વળી અલ્પજીવી હોય છે. સૂંઘવા મળેલું તારું કૌમાર્ય અને સાહચર્ય મારી પાંસળીઓની અંદર સતત કલબલ્યા કરે છે; એટલે વીતી જતા મારા આ યૌનવૈભવને પરિહાર્ય સાંપડતું નથી ને આ વિશ્વમાં અનેક સુસજ્જ સાન્નિધ્ય ભોગવતાં યુગલોની જેમ હું એ

છતાં કોકની સાથે જીવી રહ્યો છું એમ માનું છું. મારા શરીરને ટૂંકી સીમામાં અંધારની સાથે ગોઠવાઈ રહેવું પડે છે. પરંતુ મારા રક્તને વહેવા કોઈ આડ નડતી નથી. એ વસંતના તડકાની જેમ વેરાતું જાય છે. મહાનગરમાંથી કંટાળી વહેતો થએલો જીવ માનસર જેવી તારી વાડીમાં હરીફરી ઝૂલ્યો છું માટે કોઈ જાતનો સંતાપ વળગતો નથી. પથ્થરોની વચ્ચે ફૂટી નીકળેલા વૃક્ષની અકળામણનો ખ્યાલ ત્યારે આવે કે પથ્થરો વચ્ચે ઘેરાઈ ગયા હોઈએ. રણમાં જાગી નીકળેલા રણદ્વીપને ચડી આવતી આંધીઓનો સામનો ઝીલવો રહ્યો. હું શૂન્યમનસ્ક માટીના ટેકરા જેવો થઈ જાઉં છું. ઊતરતા વૈશાખના બળ્યાઝળ્યા વાદળ સમા મારા માંસલ અવયવો વિખૂટા પડી તપવા માંડે છે. લૂખયું આકાશ મારી આંખે આવી બેસી જાય છે. ઊકળી રહે છે અંતઃસ્થલનું જંગલ. ને હાડના પહાડોમાં જ્વાળા સળગી ઊઠે છે. લોહીમાં વણાઈ ગએલો કિનખાબી અંબાર કકડનો ઝગમગી રહે છે. મારી આસપાસ એક અભરખિયો ગઢ ચણાઈ જાય છે. ત્યારે ઉચ્છ્વાસે ઉચ્છ્વાસે ઊડી જતું રક્ત મને દેખાય છે.

ઝરાકાંઠે પડેલા પથ્થર પરથી નીચે ઊતરી રૂપેણ નદીની રેતમાં ઉઘાડા પગે ફર્યો હતો. વેળુમાં ચાલવાનો આનંદ મને બહુ ગમેલો. નદીના પટમાં ગાય ભેંસો અને ઘેટાં બકરાંનાં ટોળાં આવી આથડવા માંડેલાં. હું નદીમાંથી બહાર નીકળી વાડી તરફ ચાલવા લાગ્યો હતો. મને ભેંસોનો ભય વિશેષ ભાસતો. વાડી અને નદી વચ્ચે પડેલા પેલા પડતરમાં મને જોઈ જોઈ ધૂળ ઉડાડી દરમાં પેસી જતા કેટલોક વગડાઉ ઉંદરોની સાથે ગમ્મતમાં ઊતરેલો. એ સફેદ ઉંદરોની દોડ પ્રશંસનીય ગણાય. ઝરઝાંખરાની ઓથે ઘડીક સંતાઈ પછી જમીન અંદર કરેલા પેલાણમાં લપાઈ જતા ઉંદરોની રમત નિહાળતો વાડીમાં આવેલો ત્યારે બધું નિષ્કંપ હતું, ઢાળિયા પરથી ઊડી ઘરના છજે આવી બેઠેલો કાગડો કા...કા...નો કર્કશ સ્વર કંઈ ક્યાંક ચાલ્યો ગએલો. વળી ઘરની દક્ષિણ બાજુની ભીંત પર બે ખિસકોલીઓ એકબીજાનાં મુખ સૂંઘી પછી એકની દોડે બીજી એમ ઝગડતી ઘરની પાછળ દોડી સંતાઈ ગઈ હતી. ઘરના આંગણે એક ચણ ચણતી કબૂતરી પાસે ક્યાંકથી ઊડી આવી નર કબૂતર ડોક ફુલાવી ઘૂઘૂઘૂ...નો અવાજ કરી આંટા મારવા માડે એ પહેલાં માદા ઊડી ગએલી ને હું ધીમે ધીમે ઘર તરફ પગ માંડતો ચાલ્યો આવતો હતો એવામાં એક બહુરંગી નયનરમ્ય પતંગિયું ક્યાંકથી મારી તરફ ઊડી આવી મારા મુખની આસપાસ બે ચાર વાર આંટા મારી પાછું અચાનક ઘર-આંગણે ઊગેલી વેલ બાજુ પાંખો ફફડાવતું ચાલ્યું ગએલું. એને પકડવા હું એની પાછળ ઉલ્લાસમય થોડું કે દોડવા લલચાએલો. છજા સુધી ચડેલી ઠીકઠાક ફૂલીફાલેલી વેલની અંગભંગીઓમાં અર્ધઊઘડેલી ફૂલ-સુગંધીની જાળમાં ચકચૂર થએલા પતંગિયાને ઝાલવા હું ઉતવળો થતાં જ મારો જમણો પગ, નીચે ઊગેલા તુલસીછોડની આજુબાજુ ગૌ-ગોબરથી તાજા લીંપેલા ક્યારાની ચોખ્ખી સપાટી પર પડી જતાં એકદમ લાચારીભર્યો ઉદ્ગાર નીકળી ગયો હતો. ત્યાં જ તું લીંપતાં લીંપતાં લીંપણવાળા હાથ લઈ પરસાળમાંથી બહાર દોડી આવી તરત બોલી ઊઠી હતી

'શું થયું દેવ ?'

'કાંઈ નહીં. જો ને પતંગિયુ પકડવા જતાં ભૂલમાં તારા તુલસીક્યારાને બગાડી બેઠો.'

'કશું બગડી ગયું નથી. સારું થયું કે લીંપણમાં તમારું પગલું....'

'મેં તો તારું કામ વધારી દીધું.'

'કામ વધારી દીધું એના કરતાં શોભા થઈ એમ કહો.''

'શું આમે શોભા કહેવાય ?'

[illegible] જોવા માંડી હતી. હું આંગણે પડેલી પાણીની બાલદી લઈ વેલની પેલી બાજુ પડેલા પથ્થર ઉપર પગ મૂકી સ્વચ્છ કરવા જતો હતો ત્યાં તું પાસે આવી ગઈ હતી.

'લાવો હું પાણી રેડું.'

'ના હું જાતે ધોઈ લઈશ.'

છતાં તેં મારા હાથમાંથી લોટો લઈ લીધેલો, ને મારા પગ ઉપર ઝીણી ઝીણી ધારે પાણી રેડવા લાગી હતી.

મારા પગ પર પડતું પાણી તારા તેમ જ મારા હૃદયમાં વળી ગએલી રીસની આછી લીલને દૂર કરતું કરતું જાતે મલિન થઈ ધરતીની અંદર ચુસાઈ જતું હતું. હવામાં ઝણઝણી ઊઠતી વેલ જેવી દગોમાંથી ઊછળી પડતી નજર તારા ચહેરાને આનંદ વડે ઘેરી લઈ મારી કાયાને ભીંજવી રહી હતી. તું પાણીની ધાર થઈ મારા ચરણને, સ્પર્શી લઈ મને ચોખ્ખો કરી લેતી હતી. આપણે સહુ લાગણીમાં ડૂબી ગયાં હોઈશું. હું તો વિશેષ……

તારા એ હાથોમાં સંગ્રાહેલા લોટામાંથી પડતું પાણી મારા જમણા પગ દ્વારા ચામડીમાં થઈ હૈયાની માટલીમાં એકઠું થઈ જતું હતું. આજે જો પગ બાથરૂમમાં ધોવા જાઉં છું તો ઘડીભર હૈયામાં સંગ્રાહેલું એ પાણી લોહીનાં પડળોની ભીતર ઠરી ગએલી એ સમૃદ્ધિને ખીલવી ભીની કરી નાખે છે. ને તરવા માંડે છે કસબ…હું કસબને ધીરે ધીરે આંખે ઉતારું છું. તો વાડીની ઉત્તરદિશાએ, તુલસી-ક્યારાની પાસે લીંપેલા ભાગ પર પગલું પાડ્યા પછી જતા સૂર્યદેવને જોઈ લઉં છું. છેલ્લે છેલ્લે મને થયા કરતું હતું કે આખી વાડીનો એક આંટો મારી દઉં. ફરીવાર આવ્યા કે ન આવ્યા, બધાં વૃક્ષો આપણી સાથે નાતો રાખે કે ન રાખે. માટીની ઓળખ કદાચ ભૂંસાઈ જાય. સમય પર સમય ચણાતો હોવાથી [illegible] છે; પછી એની કિંમત રહેતી નથી. ફરીથી વાડી ઉપર તોળાઈ રહેલા અવકાશની સાથે સંતલસો કરવા ન પણ સાંપડે; અને હવા-સ્વપ્નું થઈ સચવાઈ જાય. એ દિવસે ચાલતો ચાલતો ગલબાજીને ઓરડે ગએલો. ત્યાં એ ન હતા. એમનો ખાટલો ઢાળી બેઠેલો. પેલી ડાકણવાળી વાત અને રાત ઊપસી આવી એ દિવસના અગિયાર વાગ્યાની વેળાને શ્યામતા પાવા માંડી હતી; વળી પ્રત્યક્ષ થએલી તારી દેહરચના. ખાટલામાં આડો થયા પછી અંતરિક્ષમાં દૃષ્ટિ લંબાવી હતી તો આવતી રાત મારે બીજે ઠેકાણે ગોઠવાતી જોવી જોઈએ; ને ઊંઘ પણ અન્ય જગ્યાએ. શામળાજીનું સ્થળ સારું હશે જ. મોરીના સ્તૂપની ભૂરચના. અવશેષ સ્મૃતિઓમાં હું રખડીશ. મારે સદાય રખડવાનો યોગ જોડાએલો છે. એક ઠેકાણે ગોઠવાઈ રહેવું ન પાલવે. હકીકતો એકઠી કરવા ટેવાઈ ગએલા માણસને એક હકીકત થઈ રહેવું જોઈએ. માટી અને રાખ વચ્ચે ફેર હોય છે. મારે માટીનું સ્વરૂપ ઓઢવાનું છે, જેથી એના પર લીલોતરી ઊગી લહેરાઈ શકે. મેં ગલબાજીના ખાટલે પડ્યા પડ્યા ઘણા તર્કવિતર્ક દોડાવી જોએલા તેમાં ફરી ફરી એક જ વિચાર વાગતો કે વાડી ત્યજી ક્યાંક ખોવાઈ જવું જોઈએ. ત્યાં જ મહુડાનું તૂટેલું એક પાન ઊડતું આવી મને છાતીએ વાગેલું એને પકડી લઈ બેઠો થઈ ગએલો. પાછળથી ગલબાજીનો અવાજ સાંભળવા મળ્યો હતો.

'ક્યારના અંઈ બેઠા સો.'

'ઝાઝો વખત નથી થયો હાલ જ આવ્યો છું.'

ગલબાજી મારી પાસે આવી ઊભા રહી પછી ખાટલાના પાંગઠે બેઠા ન બેઠા પાછા ઊભા થઈ ધોતિયું ખંખેરતા ખંખેરતા સામે ગોઠવેલા લાકડાના ભારા ઉપર એને સૂકવવા માંડ્યા હતા, પછી બંડિયું પહેરણ. કામ પતાવી રહ્યા બાદ પાછા મારી જોડે ખાટલામાં આવી બેઠા હતા.

થયા સો, અંઈ રહેરથી શે ને ઈવું તે સું કામ ઊભું થયું સે કે જ્યા વના ચાલ ઈમ નથ.'

'હું ખાસ જરૂરના કામ માટે નીકળ્યો છું. જેટલો મોડો પડીશ એટલું મારે પાછળ પડવું પડશે.'

'તમારું કૈ'વું સાચુ હશે પણ કોયના આતમાને દખ લાગે ઈ આચરણ ના થાય ને ભૈ.'

'મને કંઈ સમજાયું નહીં.'

'ન ઈ સમજાય. કઉં સું કે અહી રોકાઈ જાઓ'.

'આટલા દિવસ રોકાયો પછી કેટલુ-રોકાવાનું હોય.'

'બરાબર સે મારું કૈ'વું તમે હમજ્યા નંઈ. આજ વ્હેલી સ્નાડી અંઈ આવી'તી ઈને મુને કયું કે 'ભા દેવજીને આજે જવા દેશો નંઈ. મી વળતી કીધુ 'છોડી મે'માનને વધુ ના રોકી રખાય ઈ તો ગળગળી થઈ ગઈ. મુને પછ લાગી ગ્યુ કે દેવભઈ વના ઈને નંઈ ફાવે'

'હું ફરીથી અહીં આવીશ.'

ગલાબાઇ ચૂપ થઈ બેસી રહેલા ને ઉઘાડા પડેલા છીંડા તરફ એમની વૃદ્ધ દગો મંડાઈ ગએલી.

'ઘણી ઉંમર થઈ હોવા છતાં એમની આંખો ભડકા જેવી હતી. મારા મહાનગરના કોઈ આટલી વયનો મહાજન ભાગ્યે જ જડી આવે કે એમની નજર સારી હોય. મોટેભાગે ગલબાજીનાં વરસો જેટલું તો ત્યાં ભાગ્યશાળી છવે, વળી એ જીવનારે આંખે ચશ્માં ઠોકી દીધાં હોય થોડુંક ચાલે ને શ્વાસનાં મોજાં ચડવા માંડે. શરીર થાકી જાય અંધારાં ઊભરાય. પગે પરસેવો વળવા માંડે ખાંસીનું જોર વધી જાય કફ છૂટે. તમ્મર ચડે. મેં ગલબાજીને કોઈ દિવસ ઉધરસ ખાતા જોયા નથી. કેવી નક્કર કાયા ! એમના કપાળની રાતી ચર્મછાયા, મોંઢાની અંદર ઠીકઠાક ઠરેલા દાંતની બેઠા ત્યાં ખેંચી લાવે છે.

ગલબાજી પાસેથી ઊઠી ઊભો થઈ ઉઘાડા પડેલ છીંડાને કટલા વડે બધ કરી દઈ પાછો હું વાડીની પૂર્વ બાજુ વાડ તરફ ચાલવા માંડયો હતો. ત્યાં થઈને બીજીવાર પસાર થયો હતો. મને વિચાર એ આવેલો કે હવે પૂર્વવાડના શેઢે ત્રીજી ફેરા ચાલવાનો વારો નહીં આવે કોઈક વાર કોઈકનું અંતિમ દર્શન સુખકર હોય છે. એમ સમજી લેતાં વાડીનો એક એક થોર જોઈ લેવા હૈયુ ધડકેલું. વાડ ઉપર ચડેલા ચીમળાએલા અર્ધસૂકા વેલા. નીચે ખરેલાં સૂકાં પીતપર્ણો. કાંટાઓ વચ્ચે ભરાઈ રહેલાં અનેક નાનાં મોટાં પીછાં. કોઈ એક પી ખાઈ ગએલા પંખીની ન ઓળખાય એવી લાશ તૂટેલા નીડ સૂકા થોર-છોડ-તરણાં-ઘાસ-હગાર-કરચલાં-છીડાં-લીડાં-છાણ-છોલા-બળતણ-ખરીઓ-કરચા-ઉધેઈ-હાડકાં-માટી દર : વાડ અને શેઢા વચ્ચે અચિંત થઈ ગએલી ઝીણી ઝીણી રૂપઅરૂપ ચીજવસ્તુઓને ધીરે ધીરે દૃષ્ટિથી ઉપાડી ગોઠવતો ચાલ્યો હતો. એક તરફ સરસવ-ઘઉ-કપાસ-વરિયાળી-પપૈયાં-જામફળી ને લિંબુડીનાં વાવેતર ત્યારે બીજી તરફ વાડમાં ભરાઈ ગએલો અનેક સ્વરૂપોનો ખજાનો. કીડીનાં નઘરાં-મંકોડાના ચડતા-ઊતરતા કાફલાઓ-કરોળિયાની જાળો, મસી-મેંશોનાં જૂથ. ઘો-કાચંડા કીટોડા-કંસારી-ગરોડિયો-ગાવડીઓ મધમાખોની સૃષ્ટિ : હોલાં-કાબર-કબૂતર-ચકલાંની દુનિયા-સારસ-મોર-પોપટ-કોયલ-કોસીના ટહુકા વાનરનાં ટોળાં. ઘેટાં-બકરાં-ગધેડાં-ગાયભેંસોનાં ઝૂંડ. મારી એક આંખમાં આમીણ વનસૃષ્ટિ અને બીજી આંખમાં નગર નગરની મંત્રસંસ્કૃતિ ઘટાટોપ સમાએલી છે. 'કઈ બાજુરે છોડુ ગાડું, કઈ બાજુરે નાખું ખેતર...' અગર 'મહ આવશી...વાડમાં છોલું પાકશી...છોલું રાતુચોળ...હેંડ બાપા હેંડ ..' જેવાં અભણ ગ્રામ્ય ખેડૂત મજૂરના કંઠમાથી સરી પડેલાં રાગોળ ગીતોને

કરતાં ભદ્ર શહેરી દુનિયાની કઈ ઔષધિ ચડિયાતી હોય ! મને મારા નગરમાંથી યંત્રોના અવાજ અને ધુમાડાની મથલાળો સિવાય કોઈ સારી ચીજ મળી નથી. સોનાચાંદીની દીવાલો વચ્ચે ટેલિવિઝનને ઉછેરવામાં આવે છે. એના પર બગાસાં જેવાં ફળો બેસે છે. એના સ્વાદ ક્ષણમાં દરિયાઈ મોજાંમાંથી ઊછળી પડતા ફીણ જેવી એરકન્ડિશન્ડ બેઠકો પર ઊગી નીકળી અનિદ્રા જીર્ણજ્વરતા બ્લડપ્રેસર, રક્તવિકાર, મંદાગ્નિ, પીતદોષ, મસા કૃમિ, કબજિયાતના રોગરૂપે પ્રસરી તત્ત્વસત્ત્વને ધોઈ નાખે છે ત્યારે કેપસ્યુલ્સનાં ફૂલો સૂંઘવા સતત યૌન લંબાતું રાખીને આખરે સપ્તપદીમાં ગોઠવાઈ જઈ શયનોપભોગોનું સામ્રાજ્ય કામદહનના અમર્યાદિત સંભ્રમમાં ડૂબી કાર્ડિઓગ્રામની અંદર ઝીલાઈ બેસી જતાં પીળી પીળી ફીકાશ લઈ વાહનોના ઘરેરાટ વચ્ચે ચગદાઈ સ્મશાનની અંદર ઓલવાઈ જાય છે ને શેષરૂપે સિમેન્ટ–કોંક્રેટની ભીંતોમાંથી અબરખ ખર્યા કરે છે. એમાં સ્થૂળ સંબંધોની નિર્ઘૃણતા સિવાય કશુંય દેખાતું નથી. લોલુપતાની નશાબાજ પીલ્સ ગળતાં હોમોસેક્સ્યુઅલ થતાં થાક નબળાઈ ભોગવતાં પુષ્ત્વયુનાં અસંખ્ય પાત્રોનાં અનેક દર્શન વચ્ચેથી હું બહાર આવી ધરાના વિસ્તૃત લીલાના પટ પર ચાલતાં ચાલતાં કુદરતી બનવાનો શોખ કેળવાઈ ગએલો. અને રૂપેણ નદીના ઝરાના જલ સાથે સંયોજાવા જતાં હું બેશુદ્ધ થઈ પડી ગયો હતો. બેભાન થવાનું કારણ શું નોંધું ? ઝરાના પાણીને દોષિત ઠેરવતો નથી. કે મને નદીમાં હલતુંફરતું કોઈ ઝેરી જળચર ડંખ્યું નથી; પરંતુ એટલું તો ચોક્કસ, નિર્ણય પર હું આવ્યો છું કે અણહિલપુર જેને આજે પાટણ નામ આપી દીધું છે, એની આસપાસ વેરાએલો તેમજ માટીની ભીતર ગૂંગળાઈ ગએલો મધ્યયુગ, જોવા–પારખવા ત્યાં થોડો સમય રહેલો. આમેય હું અશક્તિ ભોગવતો હતો. શરીરમાં થાક, બેચેની વરતાતી હતી, છતાં મારું હૈયું શાતું શાંત બેસી રહે. રાણકીવાવ નીરખીને પાછો વળતો હતો ત્યારે માર્ગમાં એક હડકાયું કૂતરું મને કરડેલું. ઇસ્પિતાલમાં એનાં ઇન્જિકશન લીધેલાં, તેથી કમજોરી વધી ગએલી; છતાં આનંદપુરના કીર્તિતોરણ અને તાનારીરીની દેરીઓની વાત સાંભળતાં એનો રસ ખીલી ઊઠેલો, અશક્ત કાયા સાથે હું આનંદપુર આવ્યો હતો; ત્યાં અનિદ્રાએ જોર વધારી મૂકેલું. ત્યાંથી ચંદ્રાસરની તૂટેલી અજોડ સૂર્યમૂર્તિ જોવા ચાલતી દોડ મૂકી હતી. એ જોઈને પાછા વળતાં જગા પર જઈ આરામ કરવા વિચાર જાગતાં ઊંઘની પીલ્સ જે મારી પાસે દોસ્ત તરીકે પડી રહી હતી એની મદદ લીધેલી અને ભૂલમાં રૂપેણના ઝરાકાંઠે આવી ચડી એનું જળ જોતાં તૃપા ઊછળેલી ને હું...

તમે બેશુદ્ધ સૂર્યદેવની સેવા ન કરી હોત તો એની સ્થિતિની કેવી પરિસ્થિતિ સર્જાઈ હોત...તમે જ મારો આધાર થઈ પ્રકાશ્યાં ન હોત તો હું એ અજાણ ભૂમિના અંધારામાં અથડાતો શરીરને ખોઈ બેઠો હોત. તમે જ મને સેવ્યો અને ઘડયો તેમ જ વાડીનું અસ્તમિત સુખ પાયું; ત્યાં ફરતાં ફરતાં દરેક થોર થોર વચ્ચે રહેલી જગ્યાઓમાંથી ધીમી ફૂંકાઈ આવતી વાયુલહેરો પોતાની શત શત ભુજાઓ પ્રસારી મને તરતો મૂકી દેતી હતી; ત્યારે થતું કે આમ વાડીની ચારે બાજુ વાડે વાડે આયુષ્યભર ફર્યા જ કરું. ને દરેક ખેતરની માટીના રગરગમાંથી મહેકી લહેરાઈ ઊઠતા મોલના મધ્યદરિયે ડૂબી મારાં હાડહાડ ઓગાળી હું ખુદ વિસર્જિત થઈ પંચમહાભૂતમાં વહેંચાઈ જઉં. ક્યારેક પાછો કોઈ વનસ્પતિ રૂપે જન્મી ખીલી ઊઠું તો...મારી ઇચ્છા ત્યાં મૃત્યુને માણવાની હતી. વાડીની પૂર્વ તેમ જ દક્ષિણ તરફની વાડે વાડે ફરતો ફરતો આંગણે આવી ઊભો રહ્યો ત્યારે મેં મારી ઘડિયાળમાં જોયું હતું તો બપોરના બાર વાગી ચૂકયા હતા. ઘર-આંગણું સૂનું પડેલું હતું. બપોર પોતાનું ખરું સ્વરૂપ ખોલવા માંડી હતી. મને પરસેવો વળેલો હોવાથી

લીમડા નીચે આડા કરેલા ખાટલાને નીચે ઢાળી દઈ ઉપર બેસી ઝભ્ભાનાં બટન ખુલ્લાં કરી દીધેલાં પરસેવો ઊડી જાય એમ એમ શરીરને ઠંડક લાગવા માંડી હતી. નીમનાં ખરતાં પર્ણોની સાથે સાથે બપોર તપ્યા કરી ખર્યા કરતી હતી. સકલ દુનિયા સૂર્યતાપમાં મેકાતી હતી, મને એ વેળા સૂર્ય ઉગ્ર લાગેલો. મારી દૃષ્ટિ ફરતી ફરતી ઘરઆંગણાના પેલા તુલસીક્યારા તરફ સહજ મંડાઈ ગઈ હતી. તો ચિત્તમાં લીપણ ઉપર પડેલું મારું પગલું ચમકી ઊઠેલું; પરંતુ જ્યાં તુલસી પાસે પગલું મૂકેલું ત્યાં એક બોચિયું ઊંધું પાડેલું હતું મને થએલું કે એની અંદર તે કોઈ નવો છોડ રોપેલો હશે. એ જોઈ લેવા ઇન્તેજારી જાગી ઊઠેલી મે ઊભા થઈ તુલસીક્યારા નજીક આવી હળવેકથી બોચિયું સહેજ અધ્ધર ઉપાડી અંદર જોયું હતું તો એક પગલાને બદલે પાસપાસે સજોડે ઠરેલાં બે પગલાં નજરે પડયાં હતાં. કોઈ જોઈ ન જાય એ રીતે તરત જ હું બોચિયાને મૂકી દઈ પાછો વળીને લીમડાની છાંયે આવી ઊભો રહ્યો હતો. એના વિશે હૃદયમા ચગડોળ ચગેલું. મારા પગલાના જોડે ..હું સમજી તો ગયો હતો કે એ બીજું કોનું હોય, તારું જ હશે રન્ના, મારા ચર્ણચિહ્ન જોડે તારે પ્રકાશવાની શી જરૂર હતી? મારી શેષસ્મૃતિને સજીવ રાખવા માટે મારુ કેવળ ચર્ણચિહ્ન સેવી રાખીને મૂકયું હોત તો પૂરતું ન હતુ. એ માટે વધુ હું શું નોંધુ ? અતિહર્ષમાં તેં આ કામ કદાચ કરી દીધું હોય એની ના નહીં પરંતુ હું કંપિત થઈ ચિંતાતુર બની ગએલો એ ચરણોની નાની-મોટી બે મુદ્રાઓ ક્યારેક ગોમલ કે અમરીમાની આંખોમાં ગોપિત થઈ બેસે તો એમના મનગોખમાં કેવા પ્રકારની ગ્રંથિ પીગળી સળગી ઊઠે? મને વાડીમાંથી બને તો ઝડપથી ખસી ચાલ્યા જવાનો અવાજ એમાંથી આવતો સંભળાતો હતો. હું ખાટલે પડયો એના વિચારોમાં ખોવાઈ ગયો હતો. કદાચ કોઈ આપણી પદમુદ્રાઓ જોઈ માપી બેસે કે સૂર્યદેવ જેનું કુળ કયું છે કે એના ગુણ કેવા છે એની પૂરતી ખાતરી નથી એ આશ્રિત નરે પેસી જઈ ગઢને ઘેરી લીધો એ કેટલું બધું અશુભ કહેવાય મને પાછું એમ પણ થઈ આવેલું કે લાવ, બે પગલાંને છૂંદી ભૂંસી નાખું. ખરેખર હું ઊભો થઈ તુલસીક્યારા તરફ ધપવા લાગું ત્યાં જ તું ઘરમાંથી બહાર આવી ઊભી રહી હતી.

આજ તો શોધીએ તોયે જડતા નથી. ચાલો જમવું નથી.

ગાયના દૂધથી બનાવેલા શિરાની મીઠાશ સાથે મેં જમતાં જમતાં ઘરને વાગોળી ઉતારી દીધેલું. બધે ગોઠવાએલું રાચરચીલું અલભ્ય વાનગીઓની જેમ મેં આરોગી પીધું હતું ઓરડામાં સામે ભીતે ગોઠવેલી તાંબાની ઉતરડ જાણે સાક્ષાત લક્ષ્મીના સ્વરૂપમાં ઝગ્યા કરી આશીર્વાદ દેતી હતી ડામચિયો જાણે ઐરાવતની જેમ મને અલવિદા પાઠવતો હતો અવાક્ બની ઠરી ગએલી ધાન્યની કોઠીઓ ઝળઝળિયાં આંખે લાવી જોયા કરતી હતી દરેક વાસણ મ્લાનમુખે ઊભાં રહ્યાં હતા ખૂણામાં રહેલો બાજોઠ મારી કાયાને બાઝી પડ્યા પછી વેગળો ખસતો ન હતો. ચૂલાની બેળે ઊભી કરેલી કથરોટ અને કલાડી એ બંને જણા ધીમા ધીમાં ડૂસકાં ભરવા માંડયા હતાં. રોજ કરતા આજે મારી સન્મુખ બેઠેલી તારી દેહાકૃતિ સ્થિર શૂન્ય નિરાશ જાણે આવી પડેલી આફતમાં અટવાએલી હોય એમ સહજ લાગી આવતું હતું, તેથી જ મને આખા ઘરની વસ્તુઓ પણ શુષ્ક વિષાદમય ભાસતી હતી. હું છેલ્લી વેળા જ ઘરમા જમવા આવ્યો છુ. ફરી કદાચ આવું કે ન આવુ એની સમજ તને અને આખી ઘરસૃષ્ટિને સિદ્ધ થઈ ચૂકી હોય એમ મને એનો ભાસ થઈ આવતો હતો છેલ્લા દિવસે મને હૃદયથી જમાડેલો એની ના કહી શકુ નહી. પરંતુ ઘડીએ ઘડીએ તું અશબ્દ થઈ કશાક ભારણ નીચે આવી જઈ ચૂપ ચગદાઈ જતી એ ચોક્કસ હતું. હું જમી લઈ બહાર

નીકળ્યો હતો ત્યારે ઘરની અંદર નેત્રો ફેંકેલાં તો તું મને તાકી રહેલી હતી. ટોહલે લટકતો તોરણનો ભાર મારી ડોકે વીંટળાતો હોય એમ મેં અનુભવેલું ને ઘરનાં બારણાં-પરસાળ-છજું-તુલસીઆંગણું બધું એકરસ થઈ ખેંચાઈ આવી મને પકડી રાખતાં હતાં. હું આંગણે થોડુંક ઊભો રહેલો. તુલસીક્યારા પાસે ઢાંકેલા બોચિયા ઉપર એક ચકલી બેઠી બેઠી બોલ્યા કરતી હતી. એના ચીંચીં રવમાંથી આનંદ ઝર્યા કરી તપ્ત બપોરના દેહ પર સરકતો. ક્યાંક સમાઈ જતો હતો.

હું લીમડે આવી ઊભો રહેલો. વાડી તાપ તાપ થએલી હોય એમ લાગી આવતું હતું. ક્યારેક ક્યારેક હવામાનને હહોળી નાખતો વાયરાનો હિલોળ આવતો તેથી લિંબુડીઓ-લીમડાઓ-આંબાઓની લીલાશ લહેરાઈ ઊઠતાં એની ઠંડક મારા અસ્થિ-માંસને અનુભવાતી હતી. એક તરફથી બીજી તરફ અચાનક થતી કોઈ કોઈ પંખીની ઉડ્ડયન દોડ ફરફરતી ત્યારે રુધિરમાં વાડીનું સકલ આકાશ ઘેરાવા માંડતું ને વહાલ- ઊભરાતું ઊભરાતું ધૂળ પર છવાઈ જતું એટલે વરસોનાં વરસો સુધી ઊભા રહી પાળિયાનું ખોળિયું પહેરી લેવાનું દિલ થઈ આવતું. જેને જોઈ લોહી ઊછળવા માંડે છે એ વન ઝાઝા દિવસ ભોગવી શકાતું નથી. આંગણે ઊગેલા તુલસીકુંડાળાની નજીક ઊંધા પાડેલા બોચિયા ઉપર અડધા અડધા ભાગે ઘરનાં નેવાંની ઢળતી છાયા અને તડકો એકબીજાથી પૂંઠ ફેરવી ઠરી બેઠેલાં હતાં. મારાં નેત્રો વારે વારે ત્યાં જઈને પડતાં ને હું ગમગીન થઈ જતાં જ મારું ચિત્ત ખુલ્લા પડેલા છીંડા તરફ ખેંચાઈ જતું. વાડી બહાર અને તેથી ય આઘે ઘણે દૂર ચાલ્યા જવાનો નિર્ણય જાગી ઊઠતો. લીમડેથી ખસી જઈ પછી છીંડે આવી હું ઊભો રહ્યો હતો. પાછળથી ચિબ્બૂએ ધીરે રહી પોતાની નાસિકા મારા ચરણને અડાડેલી ને મારી નજર નીચે વળેલી તો ચિબ્બૂની મૂંગી આંખોમાં છલકાઈ જતો ઉન્માદ એની પટપટ થતી પૂંછડીએથી ઝમી મને રોકી દેવા પ્રયત્ન કરી લેતો હતો. સામે ચોડી બહારથી આવતાં અમરીમા મેં જોએલાં. ને હું પાછો વળી જઈ ખાટલે આવી બેસી ચિબ્બૂ સાથે રમતમાં ઊતરી પડયો હતો.

'ચાલ, ચિબ્બૂ મારી સાથે આવવું છે. હું આજે જવાનો છું.'

તું ઘરમાંથી બહાર આવી તુલસીએ પાણી રેડવા માંડેલી ને ચિબ્બૂ મારી પાસેથી છટકી દોડતો તારી પાસે આવ્યો હતો. મેં તારા સામે મુખ કરેલું તો દૃષ્ટિ તુલસી તરફ ને પછી ચિબ્બૂ તરફ મંડાતી હતી.

'જા ચિબ્બૂ જવું હોય તો એમની સાથે રખડવાની મજા આવશે.'

મેં ચિબ્બૂને પૂછેલા પ્રશ્નનો જવાબ તેં વાળી દીધેલો. 'રખડવાની મજા આવશે.' ઉચ્ચારી મને–મારા રખડવાના શોખ પર ઊનો ડામર છાંટયો હતો. હું પછી શાંત થઈ અહીંથી ચાલી જવાના વિચારભાર નીચે ઢંકાતો ઢંકાતો ખાટલામાં આડો થઈ ગએલો. ઉપર લીમડાનાં કૂણાં પાંદ ફરફરી રહ્યાં હતાં.

અમરીમા મારી પાસે આવી ઊભાં રહેલાં. ને હું પાછો ખાટલામાંથી બેઠો થયો હતો.

'ભઈ, જમ્યા કે નંઈ, મું નદીને ગંગાને ઠઈમાં મૂકવા ગંતી. પેલી વાઘરીની છોડી ગાયને છોડવા આજ આઈ નંઈ. ઢોરમાતરે આયડે ઈમ સારાં. દા'ડે ખીલે બાંધ્યા રેઉં ન ગમે.'

'પશુઓને એક ઠેકાણે રહેવું ગમતું નથી.'

એ છેલ્લા દિવસની બપોરે લુખરી ધીમી ધીમી હવાની ધૂળડમરીઓ ઝીલતા લીમડાના છાંયડે મારા ખાટલાની સમીપ હું-ગોમલ-ગલબાજી-અમરીમા અને તું. સર્વ ટોળે વળી અગમનિગમની તેમ જ આડી-અવળી વાતો કરતાં કરતાં ઘણું બેઠાં હતાં; છેવટે

મારા જવાના અફર નિર્ણયથી અમરીમાના મુખ પર તરી આવેલું દુઃખ ભોંય નીચે આંખો માંડી અવાક થઈ જતું હતું. તું એમની પાછળ લીમડાના થડને સ્કંધ ટેકવી મારા તરફ નેત્રો માંડી અશબ્દ ઊભી રહી હતી. ગોમલે તને બે વખત નીચે બેસવાનું કહ્યું હતું. છતાં ના પાડી તે એ અમોઘ સ્થિતિ ઝાળવી રાખી હતી. મને ત્યાં રોકી રાખવાનો પ્રયત્ન તમારા તરફથી સતત થયા કર્યો હતો. ગલબાજી તો બોલી ઊઠેલા :

‘ભલા’દમી આ ગોકુલ જેવું છોડી જતાં જરા દખય થતું નય. આંમ ને આંમ મલકમાં આથડી શીદ તમારો અવતાર ફૂટી બાળો સો. છાંનામાંના અંઈ રોકાઈ જાંવ. મજા રે’શે.’

ને અમરીમાએ કહ્યું હતું કે,

‘દેવભાઈ તમે જશો તો મુંને નંઈ ફાવે ને આ રાનુડી તો રો રો કર્યા કરશે.’

છેવટે મેં જે કહેલું એ તો તને જરૂર સ્મરણમા હશે.

‘તમારા બધાનો આગ્રહ સાચો છે પણ મને આજે જવા દો. તમે બધાંય સાંભરી આવશો. હું ફરી કોકવાર ..ને’મારી આંખો ભીની થઈ ગએલી.

પછી ત્રણ જણાં ચૂપ થઈ શાંત બેસી રહ્યાં હતાં; વળી તું મ્લાન વદને ઢીલી બની ભૂમિ પર દષ્ટિ ઢાળી ઊભી રહેલી ને ધૂળ ઉપર ચાલ્યા જતા કોઈ મંકોડાને જમણા પગના અંગૂઠા વડે વારે વારે રોકવાનો પ્રયત્ન કરી રહી હતી.

થોડીવાર સુધી કોઈ બોલ્યું ન હતું. શાંત બેસી રહેલાં. હું પણ અવાક્ થઈ સર્વ તરફ નજર નાખી આખરે આંખો બંધ કરી ઊંઘના અશ્વ પર ચડી નિરાંતના શાંત વનમાં ફરવા ચાલ્યો ગયેલો. હું એક ઘોડા ઉપર બેઠેલો રાજપુત્ર ભૂલમાં ને ભૂલમાં ફરવા નીકળી પડચો હતો. હું ઘણો આગળ વધી જતાં એક અજાણ્યા જંગલમા આવી ચડેલો. વસંતમાં લચી પડેલા તરુ-લતાઓથી ઊભરાતા સુરભિભર હવા-માનના લીલા લાવણ્યથી મુગ્ધ થતો થતો સૂના માનવ-વિહોણા એકાન્તપ્રિય સ્થળ મધ્યે ખેંચાતો નદીજલકાંઠે એક જૂના સજીવ શિવાલય છાંયે આવી ઊભો રહ્યો હતો. ખલખલ વહેતા જલતરંગ સૂર મીઠાં અને ઊડતા જતા હંસ દીઠા. તેથી અશ્વ પરથી ઊતરી હું શિવના દર્શનાર્થે ઉતાવળો પગથિયાં ચડવા માંડું ત્યાં સામે મંદિરના ગર્ભદ્વારેથી પૂજાસામગ્રીભરી તાસક સાથે નીચે સરકતી કોક રૂપઝરતી શુભ્રસુકોમલ દેહધારિણી નિહાળતાં જ હું સ્તબ્ધ સ્થગિત્ થઈ ગએલો અને ઝાંઝરની સુરાવલિ રચતી એ વનબાળા ઝડપથી પગથાર ઊતરી ચાલી જતાં હું એની પાછળ પાછળ આગળ વધવા જઉં ને પેલો ઘોડો હણહણી ઊઠેલો. ઊંઘનું લાંબું ઝોકું ઊડી જતાં હું ઝબકી જાગી જોઉં છું તો મારી પાસે કોઈ બેઠેલું ન હતું. સમય ઘણો પસાર થઈ ચૂકચો હતો. ઘરનો પડછાયો છેક મારા ઢોલિયે આવી અટકેલો. હું ઊભો થઈ ઘરમાં આવેલો. અંદર તું અને અમરીમા બેઠા હતાં. મને ભાળી તેં ખીલી ઊઠી પાણીનો લોટો ભરી લાવી મને આપેલો. મને તૈયાર થતાં બહુ વાર લાગી ન હતી સાડા પાંચ પર પાંચ મિનિટ વીતી ચૂકી હતી. છેલ્લે લીંબુનું પીણું પીધું ત્યારે પોણા છ વાગી ચૂક્યા હતા તે ઘરમા જઈ લાભ ચોઘડિયું મેળવી પૂજાની તાસક સાથે બહાર આવી મારા કપાળ પર કંકુ-ચાંદલો કરી અક્ષત ચોડી વિધિ સાચવી. પછી મારો બગલથેલો મારા ખભે ભરાવી દીધો હતો. મે અમરીમાને પગે લાગી ચરણરજ લીધેલી. પછી ‘આવજો’.

[લેખકની નવી નવલકથાના એક પ્રકરણનો અંશ]

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| અ. નં. | પુસ્તકનું નામ | લેખકનું નામ | વિભાગ | કિંમત |
|---|---|---|---|---|
| ૧. | ગુંબજ | શ્રી અશ્વિન દેસાઈ | નવલકથા | ૧૨–૭૫ |
| ૨. | એક સોનેરી નદી | શ્રી રામચંદ્ર પટેલ | ,, | ૧૪–૫૦ |
| ૩. | સુવર્ણશૃંખલા | ધીરજબેન પારેખ | ,, | ૨૦–૦૦ |
| ૪. | આખરે લોહી બોલ્યું | શ્રી ગુલશન નંદા | ,, | ૧૫–૦૦ |
| ૫. | પાવકના પંથે | શ્રી સુંદરમ્ | ,, | ૮–૦૦ |
| ૬. | કુરુક્ષેત્રને પંથે ભા. ૫ | શ્રી દક્ષિણકુમાર જોષી | ,, | ૧૯–૦૦ |
| ૭. | સ્વાતંત્ર્યોત્તર ભારત | શ્રી વિજયસિંહ ચાવડા | ,, | ૧૪–૦૦ |
| ૮. | રેશમી ઉજાગરા | શ્રી શેખાદમ આબુવાલા | ,, | ૧૭–૫૦ |
| ૯. | ચંબલ તારા નીર સુકાય | શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ,, | ૨૧–૦૦ |
| ૧૦. | ભૂલે રાહના રાહી | શ્રી દિનકર શાહ 'જય' | ,, | ૧૪–૦૦ |
| ૧૧. | તૈમુરલંગ | શ્રી શિવમ્સુંદરમ્ | ,, | ૨૧–૦૦ |
| ૧૨. | બાલાદિત્ય | શ્રી રમણીકલાલ દલાલ | ,, | ૩૦–૦૦ |
| ૧૩. | વહેણમાં બંધાયાં વહાલ | શ્રી મફત રણેલાકર | ,, | ૧૩–૭૫ |
| ૧૪. | માથા મસાણે | શ્રી સંતછાયા | ,, | ૧૩–૭૫ |
| ૧૫. | તૂટયો મોભી તાર | ,, | ,, | ૧૪–૦૦ |
| ૧૬. | વટ વેર ને વાલપ | ,, | ,, | ૧૬–૦૦ |
| ૧૭. | પડછાયા વિનાના માનવી | શ્રી કાળુભાઈ પટેલ | ,, | ૯–૦૦ |
| ૧૮. | દેવીકા | શ્રી દુલિપ જે. જાડેજા | ,, | ૬–૦૦ |
| ૧૯. | લોહેકી લાશેં | શ્રી સુદર્શન મજીઠિયા | ,, | ૧૪–૦૦ |
| ૨૦. | સુપના સાગર છલકાય | શ્રી કનૈયાલાલ જોશી | ,, | ૨૧–૦૦ |
| ૨૧. | કારાગાર | શ્રી હરીશ નાયક | ,, | ૨૨–૫૦ |
| ૨૨. | હેલી | શ્રી યશવંત મહેતા | ,, | ૨૧–૫૦ |
| ૨૩. | યુરોપખંડની લોકકથાઓ | શ્રી શિવમ્ સુંદરમ | નવલિકા | ૧૬–૫૦ |
| ૨૪. | વેનીશન બ્લાઈન્ડ | જયા મહેતા | કાવ્ય | ૧૦–૦૦ |
| ૨૫. | નગર વસે છે | સંપા. શ્રી હરિકૃષ્ણ પાઠક | ,, | ૭–૫૦ |
| ૨૬. | દદીલ ઝરણાં | શ્રી ડાહ્યાભાઈ પટેલ | ,, | ૧૧–૦૦ |
| ૨૭. | અર્થાન્તર | શ્રી ચંદ્રકાંત શેઠ | વિવેચન | ૧૫–૫૦ |
| ૨૮. | દીપિકા | શ્રી યશવંત ત્રિવેદી | ,, | ૧૬–૦૦ |
| ૨૯. | અન્વીતિ | શ્રી પ્રકાશ મહેતા | ,, | ૯–૭૫ |
| ૩૦. | અનુષંગ | શ્રી જયંતભાઈ કોઠારી | ,, | ૧૨–૦૦ |

| | | | |
|---|---|---|---|
| સમભાવ | શ્રી ચંદ્રશંકર ભટ્ટ | વિવેચન | ૧૩-૦૦ |
| યોગપથ | શ્રી મકરન્દ દવે | ,, | ૧૦-૦૦ |
| પ્રાચીન કાવ્યશાસ્ત્ર | અનુ. જયા મહેતા | ,, | ૧૨-૦૦ |
| શબ્દલોક | શ્રી પ્રમોદકુમાર પટેલ | ,, | ૧૨-૦૦ |
| મડિયાનું અક્ષરકાર્ય | ડૉ. શ્રી નવીનચંદ્ર ત્રિવેદી | ,, | ૨૧-૦૦ |
| તારક મહેતાનાં આઠ એકાંકીઓ | શ્રી તારક મહેતા | નાટક | ૧૪-૦૦ |
| પંજાબી એકાંકી | શ્રી અત્તર સિંહ | ,, | ૧૦-૫૦ |
| અનુપમગૌરી અને બીજાં એકાંકીઓ | શ્રી પ્રાણજીવન પાઠક | નાટક | ૧૦-૦૦ |
| શ્રીકૃષ્ણ પુરુષોત્તમ અને અન્તર્યામી ભા ૨ | શ્રી ઉપેન્દ્રરાય જ. સાંડેસરા | જીવનચરિત્ર | ૭૦-૦૦ |
| ડૉ. હોમીભાભા | ડૉ ઉષા જોષી | ,, | ૭-૦૦ |
| ગાંધીજીની સત્યસાધના અને બીજા લેખો | શ્રી ચી. ના. પટેલ | લેખો | ૧૨-૦૦ |
| સમયરંગ | શ્રી ઉમાશંકર જોશી | ,, | ૪૦-૦૦ |
| ધર્મતત્ત્વવિચાર ભા. ૩ | દી. બ નર્મદાશંકર મહેતા | ,, | ૨૫-૦૦ |
| ટ્રેજેડી સાહિત્યમાં ને જીવનમાં | શ્રી ચી. ના. પટેલ | ,, | ૧૨-૦૦ |
| કુન્તકનો વક્રોક્તિવિચાર | શ્રી રમેશ મ. શુકલ | ,, | ૫-૦૦ |
| આચમન | ધીરુબેન પારેખ | ,, | ૧૦-૫૦ |
| દશાફળ વિચાર | શ્રી પરાશરમ્ | જ્યોતિષ | ૬-૫૦ |
| પ્રશ્નફળ વિચાર | ,, | ,, | ૫-૦૦ |
| દરિયાપારની વાતો પુ ૪ | શ્રી શિવમ્‌સુંદરમ્ | બાલસાહિત્ય | ૧૨-૦૦ |
| રસભરી કિશોરકથાઓ | શ્રી યશવન્ત મહેતા | ,, | ૬-૫૦ |
| મહાકવિ કાલીદાસની બાળવાતો | શ્રી પ્રકાશ વી રાવળ | ,, | ૬-૦૦ |


—: પ્રાપ્તિસ્થાન :—

**આર. આર. શેઠની કંપની**

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦૦૦૨ * ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦૦૦૧

ઉદગાર-૩૪ | ૧૨-’૭૮

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| जनगणमन | विमल मित्र | 20–00 |
| सोने का थाल | आचार्य चतुर सेन | 16–00 |
| भगोड़ा | मुद्राराक्षस | 12–00 |
| मृगान्तक | गंगाप्रसाद विमल | 14–00 |
| दावपेंच | विश्वनाथ मिश्र | 15–00 |
| मुक्तिसंघर्ष | योगेशचन्द्र भार्गव | 10–00 |
| लोहे के धनी | बाला दुबे | 15–00 |
| अदावत | ,, | 12–00 |
| माटी का रिन | ,, | 12–00 |

### कहानी

| | | |
|---|---|---|
| टैगोर की श्रेष्ठ कहानियाँ | रवीन्द्रनाथ टैगोर | 20–00 |
| कच्ची सड़क | सर्वेश्वरदयाल सक्सेना | 12–00 |
| नदी के साथ | रमेश उपाध्याय | 10–00 |
| कील | महीपसिंह | 10–00 |
| मिट्टी पर नंगे पाँव | वीरेन्द्र मेंहदीरत्ता | 11–00 |
| सतक | सं. राकेश वत्स : प्रचण्ड | 15–00 |
| ऊँचे लोग | राजरानी | 10–00 |

### नाटक

| | | |
|---|---|---|
| पंच पुरुष | डा. लक्ष्मीनारायण लाल | 8–00 |
| दुलारीबाई | मणि मधुकर | 8–00 |
| हिमालय की छाया | वसन्त कानेटकर | 10–00 |
| प्रतीतियों के बाहर | राजेन्द्र प्रसाद | 10–00 |

### कविता

| | | |
|---|---|---|
| तूफान में जलयान | अश्वघोष | 10–00 |

### व्यंग्य

| | | |
|---|---|---|
| यह मिक्सचर | बरसानेलाल चतुर्वेदी | 10–00 |
| श्रेष्ठ हास्य–व्यंग्य कविताएँ | सं. काका हाथरसी | 25–00 |
| श्रेष्ठ हास्य–व्यंग्य कहानियाँ | सं. काका हाथरसी | 25–00 |
| श्रेष्ठ हास्य–व्यंग्य निबन्ध | सं. काका हाथरसी | 25–00 |

# કિશોર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૨
૧લી જાન્યુઆરી '૭૯ : અંક ૫
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાભાઈ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

આજથી, તા. ૧-૧-૭૯થી આ આખા વર્ષને (૧૯૭૯) દુનિયા બાળકોના વર્ષ તરીકે ઊજવશે. આ પ્રસંગે, આપણાં બાળકોની સ્થિતિ કેવી છે તેના આંકડા તપાસીએ :

દેશમાં ૩૦ લાખ બાળકો ખોડવાળાં છે અને તેમાંથી માત્ર ૨૦ હજાર બાળકોને જ તેમના શિક્ષણ માટે કાંઈક સવલતો મળે છે. દર ૧૦૦૦ નવજાત શિશુઓમાંથી ૧૨૫ બાળકો આઠ દિવસ પણ જીવતાં નથી.

૧, કરોડ ૧૦, લાખ બાળકો પોતાની કે કુટુંબની રોટી મેળવવા ઓછામાં ઓછા ૮ કલાક મજૂરી કરે છે.

૧ બાળકના શિક્ષણ પાછળ જેટલો ખર્ચ થાય છે તેથી ૬૦ ગણો ખર્ચ એક સૈનિક પાછળ થાય છે.

બાળકો શાળામાં જાય, વાંચે, લખે એવી ભૂમિકા રચવા શું કરવું જોઈએ ? શિક્ષણશાસ્ત્રીઓ વિચારે.

આપણો બાળક પુસ્તકપ્રેમી બને તે અંગે આપણા પ્રકાશકો તથા સરકારી, અર્ધ સરકારી, સામાજિક સંસ્થાઓ શું વિચારે છે ?

તા. ૩૦, ૩૧ ડિસેમ્બર, ૧લી જાન્યુઆરી, ૭૯ દરમિયાન ગુજરાતી સાહિત્ય પરિષદનું જ્ઞાનસત્ર ગ્રામ ભારતી-અમરાપુર ખાતે યોજાઈ ગયું.

ગુજરાતી સાહિત્ય પરિષદ આ વર્ષને બાળવર્ષ તરીકે ઊજવશે ? બાળક વાંચે-લખે તેવી કોઈ યોજના ?

શ્રી હરીન્દ્ર દવેનાં 'હયાતી' કાવ્યસંગ્રહને ૧૯૭૮ માટેનું સાહિત્ય અકાદમીનું પારિતોષિક જાહેર થયું છે. આપણાં અભિનંદન !!

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

# સાહિત્યપ્રીતિ ધરાવતા પ્રકાશક—ઈશ્વરલાલ દવે

## ઈશ્વર પેટલીકર

શ્રી ભગતભાઈ શેઠનો તા. ૨૩(ડિસે. ૭૮)ની સાંજે મારા ઉપર ફોન આવ્યો—ભારતી સાહિત્ય સંઘવાળા ઈશ્વરલાલ દવેનું ઝાંબિયા(લુસાકા)માં ગઈ કાલે મોટર-અકસ્માતમાં અવસાન થયું છે. તે આગળ બોલી ન શક્યા, હું વિશેષ પૂછપરછ કરી શક્યો નહિ. મેં રિસીવર મૂકી દીધું.

આવી કરુણ ઘટનાઓથી આપણે અજાણ નથી. પરંતુ સ્નેહી-મિત્રના આવા દુઃખદ સમાચાર આવી પડે છે ત્યારે મન માનવા ના પાડે છે. કંઈક સમાચાર ખોટા તો નહિ હોય અને ગોટાળો તો નહિ થયો હોય, તેમ વસવસો થાય છે. બીજે દિવસે એમનાં પત્ની શ્રીમતી વિદ્યાબહેનને મારી લાગણી વ્યક્ત કરતો પત્ર લખવા બેઠો ત્યારે પણ એ વસવસો દૂર થયો ન હતો તેનું કારણ એ વ્યક્તિ સાથેની આપણી લાગણી એટલી દૃઢ બનેલી હોય છે કે એનું અપ્રિય આપણને સ્વીકાર્ય હોતું નથી.

આવી એમના પ્રત્યેની પ્રિય લાગણી મારામાં દૃઢ થવાનું કારણ એમનો મારા પ્રત્યેનો માયાળુ વર્તાવ અને એમની સાહિત્યપ્રીતિ માનુ છુ. મારા પ્રત્યેની એમની માયાળુતાનું મૂળ પણ એમની સાહિત્યપ્રીતિમાં રહેલું છે. અમારા બ નેને પરિચયમાં આવવાનું નિમિત્ત લેખક-પ્રકાશકનું છે '૪૬મા એમણે મારી બીજી નવલકથા 'લખ્યાલેખ' પ્રગટ કરી ત્યારથી એમના અવસાન સુધી એ પ્રેમાળ સબંધ, લેખક-પ્રકાશકનો સંબંધ ન રહ્યો છતાં, કાયમ રહ્યો છે. મારાં આરંભનાં પુસ્તકો દસકા સુધી તેમણે ઝડપથી પ્રગટ કરીને મને સર્જનમાં સારું એવું પ્રોત્સાહન આપ્યું હતું. મારાં પ્રકાશનો વધતાં ગયાં અને તેને પોતે પહોંચી નહિ શકે અને મને ગેરલાભ થશે, તે મારા હિતનો વિચાર કરીને આર. આર. શેઠની કંપનીમાં તે પ્રગટ થાય તે માટે એમણે મુરબ્બી સદ્‌ગત ભુરાભાઈ શેઠ સાથે ગોઠવણ કરી હતી. આમ એક પ્રકાશક પોતાનો લાભ જતો કરીને લેખકના હિતમાં વર્તે તે વેપારીવૃત્તિ બહારનું છે. એના મૂળમાં એમની સાહિત્યપ્રીતિ રહેલી છે

આજેય પુસ્તકપ્રકાશનનો ધંધો મોટી કમાણી થાય તેવો નથી. જ્યાં સુધી લોકો પુસ્તકો ખરીદતા ન થાય અને પુસ્તકોની પહેલી આવૃત્તિની પાંચ હજાર નકલો એક વર્ષમાં ન વેચાય ત્યા સુધી લેખક અને પ્રકાશકની સારા પ્રમાણમા લાભદાયી સ્થિતિ થવાની શક્યતા નથી. જો આજે એ સ્થિતિ છે તો આજથી ત્રીસ-ચાલીસ વર્ષ ઉપર શુ હોય? પરિણામે, લોક પ્રિય લેખકોને પણ પુસ્તકો ઉપર રોયલ્ટી ભાગ્યે મળતી હતી. ઉચક પુસ્તકના પૃષ્ઠો પ્રમાણે પુરસ્કાર મળતો હતો ભારતી સાહિત્ય સંઘે- ઈશ્વરભાઈએ પ્રકાશકને ઓછું પોસાતુ હોય તોપણ રોયલ્ટીનું ધોરણ સ્વીકારવું જોઈએ, તેમ સાહિત્યપ્રીતિને વશ થઈ આરંભ કર્યો હતો. મારા પહેલા પુસ્તકની મને રોયલ્ટી મળી તેનો યશ ઈશ્વરભાઈને છે.

ઈશ્વરભાઈ કેવળ પુસ્તક પ્રકાશન કરીને લેખકોને પ્રેરક બન્યા છે એટલું જ નહિ, સાહિત્યનિર્માણમા પણ એમનો હિસ્સો છે. હુ ઈશ્વરભાઈના પરિચયમા આવ્યો ત્યારે મેઘાણીભાઈ (ઝવેરચંદ મેઘાણી) ભારતી સાહિત્ય સંઘનું માસિક 'ઊર્મિ-નવરચના'નું લગભગ કહી શકાય તેવુ સંપાદન કાર્ય અદા કરતા હતા તેમનાં પુસ્તકો ભારતી સંઘ પ્રગટ કરતું હતું. 'રવીન્દ્રવીણા' કાવ્યસંગ્રહની પહેલી આવૃત્તિ એક વર્ષમાં ખલાસ થઈ હતી તે સમયે મેઘાણીભાઈ માનસિક રીતે થાકેલા હતા અને ઈશ્વરભાઈ એમનો

એક રસજ્ઞ મંત્રી હોય તેમ એમને પ્રફુલ્લ રાખવાની સેવા પ્રેમપૂર્વક બજાવતા હતા. ગુજરાતને મેઘાણીભાઈ તરફથી 'માણસાઈના દીવા' મળ્યા, તેના પ્રેરક ઈશ્વરભાઈ છે. પૂજ્ય રવિશંકર મહારાજના પરિચયમાં મેઘાણીભાઈને લાવનાર ઈશ્વરભાઈ છે. મહીસાગરના કાંઠા વિસ્તારના પ્રવાસમાં અને મહારાજની એ કર્મભૂમિનાં જીવતાં પાત્રો સાથે તેમને મેળાપ કરાવનાર એ છે.

મારા 'ધૂપસળી' પુસ્તકમાં ૧૮ વિવિધ ક્ષેત્રના આદરણીય પુરુષોની જીવનસુગંધ સંઘરવાનું લેખન-કાર્ય હું કરી શક્યો છું, તેના પ્રેરક ઈશ્વરભાઈ છે. લગભગ બધી મુલાકાતો એમણે ગોઠવી આપી છે. અને અર્ધા જેટલીમાં તે સાથે પણ આવ્યા છે. એમને લીધે લેખકોને લાભ થયો તેટલો લાભ એમના સંચાલન નીચે ભારતી સાહિત્ય સંઘને પ્રકાશન સંસ્થા તરીકે ન થયો અને ધીમે ધીમે એની પ્રકાશનપ્રવૃત્તિ સંકેલાતી ગઈ તેનું કારણ ઈશ્વરભાઈમાં એકપક્ષી સાહિત્યપ્રીતિ અને વેપારી કુનેહનો અભાવ. એ સંઘને એવી કુનેહવાળો સાથીદાર મળ્યો હોત તો એમની સાહિત્યપ્રીતિ, લેખકોને પ્રેરક બનવાનો પ્રેમ અને સાથીદારની વેપારી શક્તિને લીધે લેખક–પ્રકાશક ઉભયપક્ષે મોટો લાભ થયો હોત અને ગુજરાતને એક સમૃદ્ધ પ્રકાશન–સંસ્થા મળી હોત.

પરંતુ ભારતી સાહિત્ય સંઘને આમ્રવૃક્ષ બનવાનું નહિ નિર્માયું હોય અને ઈશ્વરભાઈને અને તેને એક સુવાસિત પુષ્પ બનવાનું નિર્માયું હશે. ઈશ્વરભાઈ પ્રકાશનક્ષેત્રે એક પુષ્પની સુવાસ મૂકતા ગયા છે. ક્ષણભંગુર દુનિયામાં કોઈ અમર નથી ત્યારે વ્યક્તિ પુષ્પ બનીને જીવી જાય તે ઓછી ધન્યતા નથી. પુષ્પની સુગંધ પુષ્પના ખરી પડ્યા પછી લાંબો સમય ટકતી નથી. પરંતુ મનુષ્ય–પુષ્પની સંસ્મરણોની સુગંધ જેણે માણી હોય એના અંતરમાં કાયમ ટકે છે. ઈશ્વરભાઈ સાહિત્ય–પ્રકાશનક્ષેત્રે એ કાયમની સુવાસ મૂકી ગયા છે. એમના સ્નેહીઓ અને સહવ્યવસાયીઓ તે માર્ગે ચાલીને એમને સાચી અંજલિ આપી શકે.

સૂરજને ક્યારેક આવી જાય ઝોલું
ને તેના સ્વપ્નમાં કોઈ સંચરે ત્યારે જન્મ્યું છે
આ એક ફૂલ
જલમાં જીવ આવ્યો ત્યારે ખીલ્યું છે આ એક પુષ્પ
વૃક્ષે અનંત વિચાર કર્યા પછી
ના, વૃક્ષે અનંત વિચાર પૂર્ણ કર્યા પછી
પ્રગટ્યું છે આ પુષ્પ

સમાચાર

# ગ્રામભારતીમાં દસમું જ્ઞાનસત્ર

રઘુવીર ચૌધરી

ગઈ તા. ૩૦, ૩૧ અને ૧લીએ ગ્રામભારતી-અમરાપુરમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૦મુ જ્ઞાનસત્ર યોજાયુ વક્તાઓની સજ્જતા, શ્રોતાઓની હાજરી અને સ્વાગત-સમિતિની ઉષ્માભરી વ્યવસ્થાની દૃષ્ટિએ શ્રી માધવ રામાનુજે લખ્યું છે તેમ આ જ્ઞાનસત્ર યાદગાર બની રહેશે. શ્રી રમણલાલ જોશીને એમાં પિકનિકના અંશો દેખાયા છે. પણ એમણે પોતે રોજ આવજા કરવાને બદલે ત્યાં રહેવાનુ અને છેલ્લી બેઠકમાં હાજરી આપવાનુ પસંદ કર્યું હોત તો એમને પણ પ્રસન્નતાનો અનુભવ થાત. છેલ્લી બેઠકે તો કવિતા અને સંગીત એ બે કલાઓના યુગપત્ આસ્વાદે સંતર્પક વાતાવરણ સર્જેલું.

ગ્રામભારતી એ મહેસાણા જિલ્લાનું એક સદાવ્રત છે. ગુજરાતના ખૂણા-ખાંચરાનુ ગરીબમા ગરીબ બાળક પણ અહીં ગૌરવભેર ભણી શકે છે. સંસ્થાની ખેતીની આવકથી છાત્રાલયની ખોટ પુરાય છે. જ્ઞાનસત્રના સ્વાગત-પ્રમુખ શ્રી મોતીભાઈ ચૌધરી, બે આચાર્યો ઘેમરભાઈ ચૌધરી અને ઈશ્વરભાઈ પટેલ તથા માણસા વિસ્તારનાં બાપુપુરા, ઇન્દ્રપુરા, ઇટાદરા, રિદ્રોલ, આજોલ, પિલવાઈ, માણેકપુર, અને આ બાજુ મુબારકપુર એ બધાં ગામોના સામાજિક કાર્યકરો અને શિક્ષકો-અધ્યાપકોએ ગ્રામભારતીએ આવી ચડેલા આ અવસરને પોતાનો માન્યો અને માણ્યો. અને એ વિસ્તારના લેખકોને માથે એક ઋણ વધુ ચડાવ્યું.

શ્રી મોતીભાઈએ એમની તળપદી ભાષામાં સાહિત્યકારો પ્રત્યેના પોતાના આદરની અને સંસ્થાના વિષમ સંજોગોમાં થયેલા ઘડતરની વાત કરી. પ્રમુખશ્રી ચંદ્રવદન મહેતાના હાથે વિવિધ પુરસ્કારો અપાયા. પરિષદની વિવિધ પ્રવૃત્તિઓનો હેવાલ અપાયો. શ્રી દર્શકના વિશેષ વક્તવ્ય પછી રમણલાલ જોશીએ ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક વિજેતા કૃતિ, 'વમળના વન' વિશે સવિસ્તર ચર્ચા કરી. સદ્ગત જગદીશ જોષીના પરમ મિત્ર શ્રી સુરેશ દલાલનો એક સુંદર લઘુલેખ પણ આ પ્રસંગે પ્રાપ્ત થયેલો. આ આરંભિક બેઠકમાં વ્રજલાલ દવેએ પુરસ્કૃત પુસ્તકોનો અને હાસ્યલેખક શ્રી વિનોદ ભટ્ટ તથા પરિષદમંત્રી ભગવતીકુમાર શર્માએ લેખકોનો હળવી પ્રસન્ન રીતે પરિચય કરાવ્યો હતો. સ્વાગતમંત્રી ઘેમરભાઈએ વાંચેલા સંદેશાઓની સંખ્યા પણ સારી એવી હતી લેખકો અને સાહિત્યરસિકો મુંબઈ-પૂના, સૌરાષ્ટ્રના સિમાડા તેમ જ દિલ્લીથી આવ્યા હતા.

સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી ચંદ્રવદન મહેતાનાં ચારેય બેઠકોમાં પ્રાપ્ત થયેલાં, અવનવી માહિતીભર્યાં, હાસ્ય-વિનોદથી છલકાતાં અને એક-બે માર્મિક મુદ્દાની વાત મૂકી જતાં પ્રવચનો આબાલ-લેખક સહુને ખુશખુશાલ કરી મૂકતાં. જેટલા કડવા તેથી અનેકગણા પ્રેમાળ, બાળકશા નિખાલસ અને બ્યોતેર વરસના આ મરદ માણસને જેટલી સાહિત્ય સાથે એટલી રાષ્ટ્ર સાથે નિસબત છે. એમને સાંભળવા માટે પણ છેવટ સુધી બેસી રહેવાનું શ્રોતાઓને કારણ હતું.

બીજી બેઠકનો વિષય હતો : 'સમકાલીન સાહિત્ય : વાચકોની ઉદાસીનતા.' પ્રાસ્તાવિક અને સંચાલન શ્રી યશવંતભાઈ શુક્લે કર્યું. શ્રી ઈશ્વરભાઈ પેટલીકર, રમેશ જૈની (મુંબઈ), ચંદ્રવદન શુક્લ, જયંતીલાલ મહેતા (કલકત્તા), રવીન્દ્ર પારેખ, નરોત્તમ

પલાણ, યશવંત મહેતા, રવીન્દ્ર મોરપરીઆ, ચંદ્રશંકર ભટ્ટ, લલ્લુભાઈ પટેલ, નિરંજન ત્રિવેદી, વર્ષા અડાલજા, દક્ષા દેસાઈ અને માધુભાઈ ચૌધરીએ કોઈ ને કોઈ મુદ્દો ઉપસાવ્યો, પ્રાચીન પ્રશિષ્ટ સાહિત્ય, સમકાલીન અને આધુનિક સાહિત્ય, એના પ્રશ્નો અને વાચકની ઊઘડતી રુચિ વિશે શ્રી પેટલીકર અને રમેશ જાનીએ પ્રારંભિક વક્તાઓ તરીકે સુંદર કામગીરી બજાવી હતી. સર્જાતું સાહિત્ય અને પ્રકાશક, પ્રયોગશીલ સાહિત્ય અને વાચક, સામાજિક વાસ્તવ અને લેખક, વાચકની ખરીદવૃત્તિ અને ગુજરાતી માનસ, પુસ્તક અને વાચક વચ્ચે અંતર ઘટાડવાના પ્રયત્નો, સત્ત્વશીલ લેખન માટે લેખકની જીવનનિષ્ઠા અને અનુભવની સચ્ચાઈ વગેરે મુદ્દાઓ પર વધતો ઓછો ભાર મુકાયો. ચર્ચા બરાબર ચાલી રહી હતી ત્યાં અમદાવાદથી મનીષી જાની અને એમના બે ભાઈઓ અશ્વિન–ગૌરાંગ, કલાકાર શ્રી ભરત જોષી, પ્રફુલ ભાવસાર અને બીજા બે–ત્રણ ભાઈઓ મહોરાં અને લખેલાં સૂત્રો સાથે સભામાં દાખલ થયા. સંચાલકશ્રીએ એમના આ કાર્યના ઔચિત્ય વિશે પ્રશ્ન કરી એમને સવા બાર પછી સમય આપવા જણાવ્યું. પરંતુ એમણે એક મહોરું હલાવી વક્તાઓની મશ્કરી કરી. શ્રોતાઓનું ધ્યાન તોડવાના પ્રયત્નો ચાલુ રાખ્યા. મેં પણ સ્વાગત–સમિતિ વતી વિનંતી કરી સવા બાર સુધી શાંતિથી બેસવા અથવા ખુલ્લામાં જવા કહ્યું. પણ સંવાદ સધાય એ પહેલાં એમની અને શ્રોતાઓની વચ્ચે વિવાદ વધી ગયો અને એમણે અનિચ્છાએ બહાર જવાનું થયું. આ નવજવાનોએ શાંતિથી બેસી બપોરે સ્વાગત–સમિતિને રસોડે જમ્યા પછી સાંજે ધમાલ કરી હોત તો ધ્યાન ખેંચવામાં એ વધુ સફળ થાત. એમણે લોકજીવન સાથે સાહિત્યનો સંબંધ સૂચવવો હતો તો મેઘાણી, રમણલાલ વ. દેસાઈ, પન્નાલાલ વગેરેને વાંચી થોડુંક લેસન કરીને આવવું જોઈતું હતું. સભામાં દર્શક અને પેટલીકર તો હતા જ. બીજું કંઈ નહીં તે એમણે ગ્રામભારતી સંસ્થા વિશે થોડીક માહિતી મેળવી હોત તોપણ સૂત્રો અને લોકસેવાનો ભેદ સમજાયો હોત. મનીષી જાની છાણિયા અને ખાણિયાની વાત કરે છે એમાં એમની નિષ્ઠા હોય તો એ સામાન્ય વાચક માટે દુર્બોધ એવી પ્રયોગશીલ કૃતિઓ કેમ કરે છે? એમનામાં શક્તિ છે તેથી આવા વિરોધાભાસો જોઈ ચિંતા થાય છે.

આ વિક્ષેપ પછી પણ યશવંતભાઈએ સભાને સંવાદી વાતાવરણ રચી આપ્યું અને સમાપનમાં કેટલાક વક્તાઓની અતિશયોક્તિઓ બાદ કરી આપી.

આ બેઠકમાં શ્રોતાઓની સંખ્યા ધાર્યા કરતાં વધુ હતી. કેટલાકે તો બહાર રહેવું પડેલું. તેથી સાંજની ત્રીજી બેઠક ખુલ્લા મંડપમાં રાખવામાં આવી. એના સંચાલક દર્શકે એમના આરંભિક વક્તવ્યમાં મુનશીની નવલકથાઓમાંથી વિવિધ પાત્રો, પરિસ્થિતિઓ અને પ્રસંગોના દાખલા આપી આજના સંદર્ભમાં અર્થ-ઘટન કરી આપ્યાં. મોટા માંધાતાઓની આણ અને નિયમન તોડતાં મુનશીનાં પાત્રોનો નૈતિક આવેશ બિરદાવ્યો. શ્રી ઉપેન્દ્ર પંડ્યા અને શ્રી વિનોદ અધ્વર્યુએ વિદ્વાન અધ્યાપકોના દૃષ્ટિબિન્દુથી મુનશીનું તટસ્થ મૂલ્યાંકન કર્યું. શ્રી પ્રમોદકુમાર પટેલે મુનશીના આસ્વાદને રસકીય દૃષ્ટિએ તપાસ્યો. શ્રી પ્રકાશ ન. શાહે વ્યક્તિ મુનશી અને લેખક મુનશીને મનોવિજ્ઞાન અને ઇતિહાસના સંમિશ્ર દૃષ્ટિબિન્દુથી ઓળખવા પ્રયત્ન કર્યો. એમની તાઝગીભરી બાની સાંભળનારાઓએ ઇચ્છ્યું કે એમણે સાહિત્ય સાથેનો સંબંધ વધારવો જોઈએ. શ્રી વ્રજલાલ દવેએ છટાદાર વક્તવ્ય કર્યું પછી મેં સોલંકી યુગના સુલભ ઇતિહાસની મદદથી કહ્યું કે મુનશીએ સિદ્ધરાજ જેવા મહાન રાજવીનું વામણું ચિત્ર આપી એક ભરુચી બ્રાહ્મણ કાકને 'ગુજરાતનો નાથ' સ્થાપવાની સીમિત દૃષ્ટિ દાખવી છે. એમણે રોમાન્સને કથાની નજીક લાવીને ગુજરાતી નવલકથાને રસપ્રદ તેમ જ સામાજિક બનાવવા પ્રયત્ન કર્યો. એમણે ઘટનાપ્રધાન પરિસ્થિતિઓ અને વિલક્ષણ પાત્રોથી જે કથારસ સિદ્ધ કર્યો છે, 'જય સોમનાથ' આદિમાં ભવ્ય ચિત્રો આપ્યાં છે, બદલાતી મનઃસ્થિતિઓ આંકી છે એ બધાંનું ઐતિહાસિક

છે. મુનશીએ આજના લેખકને ખાસ કશું શીખવવાનું નથી. શ્રી નરોત્તમ પલાણે મુનશીનો બચાવ કરવાની રીતે ગુજરાતને સુલભ સામગ્રીની ઐતિહાસિકતા વિશે પ્રશ્ન કર્યો.

ત્રીજી બેઠક સમકાલીન ગીત–રચનાઓ વિશે હતી. એનું સંચાલન કવિ શ્રી ઉશનસે કર્યું. અજિતભાઈ શેઠ અને નિરુપમા બહેન પૂરતી તૈયારી સાથે મુંબઈથી આવ્યાં હતાં ગીત અને એની સ્વરયોજનાના પ્રશ્ને અજિતભાઈએ મૌલિક વિચારો રજૂ કરી ગીત–સંગીત વચ્ચે સંપૂર્ણ સંવાદિતા ઇચ્છી. શ્રી ક્ષેમુભાઈ અને સુધાબહેન દિવેટિયાએ ચાર સમકાલીન ગીતોને સંગીતમાં ઢાળવાનું દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ કરી ગાયાં. શ્રી મફત ઓઝાએ ગીતમાં સંગીત નહિ પણ લય મહત્ત્વનો છે એમ કહ્યું એ મહેનતથી મુદ્દાસર લખી લાવ્યા હતા. પણ શ્રી રમેશ પારેખ જેવા સમર્થ કવિ વિશે એમણે અકારણ નકારાત્મક ઉદ્‌ગારો કરી શ્રોતાઓને વિચારતા કરી મૂકયા. હરિકૃષ્ણ પાઠકે સામયિકોમાં પ્રગટ ગીતોનો સ્વાધ્યાય રજૂ કરીને ક્ષેમુભાઈને કહ્યુ કે તમે ચંદ્રકાન્ત શેઠ સુધી આવ્યા તે સારું કર્યું પણ અમે ઇચ્છીએ કે તમે એમની આધુનિક રચનાઓ સુધી પણ આવો અને દાખલા તરીકે 'અમે દીવાલો' એ ગીત ગાઈ બતાવ્યું બને સંગીતકાર યુગલો સમેત શ્રોતાઓનો પ્રેમ જીતી લીધો

કવિ શ્રી ચંદ્રકાન્ત શેઠે ગીતના સ્વરૂપની સૈદ્ધાન્તિક ચર્ચા કરી એમાં અજિતભાઈને ઊંડો રસ પડ્યો શ્રી પ્રસાદ બ્રહ્મભટ્ટે રાજેન્દ્રભાઈના નવા ગીતસંગ્રહની ચર્ચા કરી. શ્રી રાજેન્દ્રસિંહ રાયજાદાએ ગીતની લોકબાની વિશે નિબંધ રજૂ કર્યો પિનાકિન ઠાકોરે કથાગીતની વાત કરી. કવિશ્રી રમેશ પારેખે એક ગીત કહ્યુ ને બીજું ગાયું. બરોબર ગાયું સ્વરરચના પણ કવિશ્રીની પોતાની. એમનો અને બેઠકનો યશ વધ્યો. એ પછી પ્રમુખશ્રી ચંદ્રવદનભાઈએ પરમ પ્રસન્ન થઈ મહાદેવ શંભુની ઉદારતાથી મોતીભાઈ, એમના સહ કાર્યકરો અને બાળકોને આશીર્વાદ આપ્યા, બે દિવસ ભણાવવા આવવાની જાહેરાત કરી. બીજા સ્વાગતમંત્રી શ્રી ઈશ્વરભાઈ પટેલે ભાવાર્દ્ર ભાષામાં આભાર માની સંસ્થાના કાર્યકરોની નમ્રતા સાથે તટસ્થ સૂઝબૂઝનો પરિચય કરાવ્યો. પરિષદ વતી શ્રી પિનાકિન ઠાકોરે એવો જ પડઘો પાડ્યો. અજિતભાઈ અને નિરુપમાબહેને ગીત ગાયુ અને નવ વાગ્યાનો [...] બેઠેલા શ્રોતાઓ બરોબર દોઢ વાગ્યે ઊભા થયા.

૩૦મી અને ૩૧મીની રાતે સાંસ્કૃતિક કાર્યક્રમો યોજાયા હતા. વિખ્યાત નર્તકી શ્રીમતી રોશન વજીફદારે 'ગીતગોવિંદ' રજૂ કર્યું. અમદાવાદની એચ. કે. આર્ટ્સ કોલેજે જયંતિ દલાલ લિખિત અને નિમેષ દેસાઈ દિગ્દર્શિત 'દ્રૌપદીનો સહકાર' રજૂ કર્યું. લેખકોની વર્કશોપ આકંઠ સાબરમતીએ ઇન્દુ પુવાર રચિત 'પશલો' અને રમેશ શાહ રચિત 'બૂચ' રજૂ કર્યું; ગ્રામભારતી સંસ્થાએ દર્શક કૃત 'પરિત્રાણ' રજૂ કર્યું, જેમા શંકરભાઈ, આત્મારામ અને ઝાલા આદિ શિક્ષક મિત્રોએ વ્યવસ્થાના ભાર સાથે પણ નાટકમાં સફળ કામગીરી બજાવી માણસાની આર. બી. એસ. ડી અને લોકનિકેતન, આજોલની સંસ્કારતીર્થ હાઈસ્કૂલ, બાપુપુરા અને ઇન્દ્રપુરાની ભજનમંડળીઓ અને ગ્રામભારતી હાઈસ્કૂલ તરફથી રાસ–ગરબા રજૂ થયા આજુબાજુનાં ગામોથી ત્રણ–સાડા ત્રણ હજાર પ્રેક્ષકો રસપૂર્વક આ ચાર ચાર કલાકના કાર્યક્રમો માણતા રહ્યા. ડૉ. હરિવલ્લભ ભાયાણી ભલે કોઈ બેઠકમાં ઊભા થઈને ભાષણ ન કરે, એમની હાજરી જ ધોરણ ટકાવી રાખવામાં નિમિત્ત બને. હીરાબહેન પાઠક પણ સાદ્યંત અશબ્દ અને પ્રસન્ન રહ્યા શ્રી ચંદુલાલ દલાલ, શ્રી રતુભાઈ દેસાઈ, ગની દહીંવાલા વગેરે વડીલો પણ હતા. રાજેન્દ્ર શુક્લ, ચિનુ મોદી, મનોજ ખંડેરિયા આદિ નવકવિઓ સભામાં બેસતા અથવા ધૂમ્રપાન કરતા નજીકમાં વિહરતા પહેલી રાતે લાભશંકર અને કપાસી સાહેબ આવેલા બીજી રાતે દરુસાહેબ આવેલા ગીતની બેઠકમાં શિક્ષણ–પ્રધાન શ્રી નવલભાઈ આવેલા એક સહૃદયની હેસિયતથી ધન્યતા વ્યક્ત કરતા કરતાં વરસના પ્રથમ દિવસની શુભેચ્છારૂપે એક ગીત કહેતા ગયા સહુએ પછીથી જાણ્યું કે એ એમનું સ્વરચિત હતું.

('સંદેશ'માંથી સાભાર

# અવલોકન

## સ્ટેજ પર ચકળવકળ

○ મનહર મોદી

ઇન્દુ પુવારને હું ઓળખું છું એ 'રે મઠ'માં આવતો ત્યારથી. લાભશંકરના વિદ્યાર્થી અને રાવજીના સહાધ્યાયી ઇન્દુને પણ હું જાણું છું. એ મારો મિત્ર છે, આકંઠ સાબરમતીનો નટ, દિગ્દર્શક, નાટ્યલેખક છે, એણે સ્થાપેલા લિટલ થિયેટરનો કર્તાહર્તા છે. ઇન્દુએ આ દરમિયાન શું કર્યું ? એનો પ્રવાસ કેવોક છે એ રસ પડે તેવી બીના છે, મારે માટે.

આ અગાઉ એનો કાવ્યસંગ્રહ ('કિન્તુ') પ્રગટ થઈ ચૂક્યો છે, તેમ હવે પછી બીજા ઘણા સંગ્રહો (વાંકો વિસ્તાર–કાવ્યસંગ્રહ, પપેટ પ્લે–એકાંકી, સાતમો કોઠો–નવલકથા) પ્રગટ કરવાની એની નેમ છે. અધ્યાપન-કાર્યમાંથી નીકળી જઈને ટી. વી.ના સ્ક્રિપ્ટ લેખક થવાનું પસંદ કરીને ઇન્દુએ ઘણુંબધું લખ્યું છે અને લખે છે. મને એના કાવ્યલેખન અને નાટ્યલેખનમાં વિશેષ રસ પડ્યો છે, એનું કારણ કદાચ મારી પોતાની અંગત રુચિ છે. આ પ્રસંગે, ગુજરાતી સાહિત્ય પરિષદે તેના એકાંકી–સંગ્રહ 'ફ્ક્કડ ગિરધારી'ને પ્રથમ પારિતોષિકથી નવાજ્યો છે ત્યારે, એ સંગ્રહ પૂરતી વાત કરવી ઉચિત ગણું છું.

ફક્કડ ગિરધારી લે. ઇન્દુ પુવાર, પ્રજ્ઞેશ પ્રકાશન, રૂ. ૧૦

નાટક ક્યારે થાય ? નાટક નાટક બને તે કયા તત્ત્વને આધારે ? સામાન્ય ક્ષણ અને નાટ્યક્ષણ વચ્ચે શો ભેદ ? સામાન્ય ક્ષણ નાટ્યક્ષણ શી રીતે બને ? વગેરે પ્રશ્નો હવામાં છે. અમે, આકંઠ સાબરમતીમાં, આજે પણ, આ અંગે ઝૂઝીએ છીએ પણ ખાસ કશું હાથ લાગ્યું નથી એમ એકરાર કરવામાં સંકોચ થતો નથી. નાટક સર્જવું અઘરું છે એ બાબત આખું ગુજરાત જાણે છે અને 'ગુજરાતી' નાટકની એની શોધ વર્ષોથી જારી છે. અમે પણ એ દિશા ભણી છીએ એમ જરૂરથી કહી શકીએ.

આ સમયે, આ પરિસ્થિતિ હોય ત્યારે, ઇન્દુના કે કોઈના પણ નાટ્યસંગ્રહને મુલવવાનું કામ અઘરું છે, એ અર્થમાં કે જ્યાં કશું નથી ત્યાંથી શું પામવાનું ? અને છતાં 'કશુંક' તો થયા જ કરતું હોય છે, નહિતર ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ નાટ્યસંગ્રહોને શા માટે પારિતોષિક આપવામાંથી બાકાત ના રાખે ?

'ફક્કડ ગિરધારી'માં કુલ્લે મળીને ૧૦ એકાંકી સંગ્રહાયાં છે. એમાંનાં મોટા ભાગનાં,–એકને બાદ કરતાં–રંગભૂમિ, ટેલિવિઝન કે આકાશવાણી પર સફળતાપૂર્વક રજૂ થયાં છે તેથી નાટક માટે અત્યંત જરૂરી એવો એક ગુણ – અભિનયક્ષમતા ધરાવે જ છે.

પણ આપણે જાણીએ છીએ કે 'ભજવાય નહિ તે નાટક નહીં', તેમ 'ભજવાય તે નાટક જ એવું પણ નહીં.'

'કૂકડ ગિરધારી'નું વસ્તુ ચીલાચાલુ છે. સ્મશાનમાંથી મડદું ઉપાડી લાવીને એની સાથે નજીકના સગપણનો તંતુ બાંધી, બનાવટી રડી, લોકોની સહાનુભૂતિ જગાડી પૈ-પૈસો ભેગો કરી પેટિયું રળતા માણસો સમાજમાં અવારનવાર મળી આવે છે. આ નાટકમાં છે તેમ કાળુ, મગન, રાઘા, મોહન, જગલો, લખુડી અને બે-ચાર છુટક મુસાફરો આ કે તે નામે સખ્યાની વધઘટ સાથે મળી આવે ખરા, પણ અહીં જે રીતે એમનું આંતરજગત ઊઘડે છે તે જ તેમને 'કૅરેક્ટર' બનાવે છે, તેમની ભાષા તેમનું વ્યક્તિત્વ ઉપસાવે છે, અરસપરસના સબંધો ગૂંચ ઊભી કરે છે અને એને ઉકેલવા જતાં મડદાને સગા કાકા રૂપે અનુભવી દુખ પામી ક્રિયાકરમ કરી હસે-કૂદે છે. આ રડવું અને હસવું-કૂદવું એની વચ્ચે અને આગળ પાછળ અનુભવાય છે તે નાટક

સી. શિવાભાઈ ચાર-પાત્રી એકાંકી છે, પણ હકીકતમા એક પાત્ર-સી. શિવાભાઈની મનોવેદનાને ઉપસાવવા પૂરતુ અન્યોનુ મહત્ત્વ છે બૉસ અને મિસ સપનાના મીઠા સબંધો સી. શિવાભાઈની આંખમાં ઝેર રેડે છે અને દુણાતી લાગણીનો આક્રોશ જે ભાષા રૂપ પામે છે તે સી શિવાભાઈને જ નહીં, સૌને-બૉસ, મિસ સપના અને નાથાલાલને-ગતિ અર્પે છે, તે એટલે સુધી કે સી. શિવાભાઈ ખુદ 'બૉસ' છે તેમ પણ અનુભવાય છે.

અણુમોલણુલો બાળનાટક છે. નાથિયો, ડાહ્યલો, વીરિયો, કાળિયો, મોતી, સવલી, શાંતિ, હીરા અને થોડાક વધારે બાળકો 'દાવ' આપી, લઈ એને ઉપસાવે છે. ગામડું, ખેતર અને ઢોરાં ચરાવવા, લડવું અને ઝઘડવુ, રમવું અને કૂદવું, બૂડવુ અને બચવું જેવી ગ્રામ્યપ્રદેશની રોજિંદી બાબત ઊપસે છે રમતરમતમાં.

લલ્લુ ડ્રાયવરની વાતોમાં આવી જઈ તેના ખટારામાં બેસી શહેર માણવા નીકળેલા તેના ગામના ત્રણ ગામડિયા પુરુષો હાઇ-વે પર-અધવચ લટકી પડી 'હમણાં આવશે'ની ધીરજ ધરી થાકી જાય છે, હોશ ખોઈ બેસે છે, અંદરોઅંદર આથડતાં આથડતાં હૉટલના છોકરા સાથે ઝગડી પડતાં, ત્યાં બેસવા જેટલો આશરો પણ ખોઈ બેસે છે. આ લોકોને દિશાનું પણ ભાન નથી અને જ્યાં જવાય ત્યાં જવા પ્રયત્ન કરે છે. અને પોતે જોયો છે એ રસ્તો શોધવા વ્યર્થ ફાંફાં મારે છે અને પોતાના એક માત્ર તારણહાર 'લલ્લુ'ને ગાળ ભાંડીને કે ધાંટા પાડીને સાદ કરે છે, જે કેવળ હવામાં જ અથડાવા સર્જાય છે.

બીજાના આધારે કશું પણ કરવામાં કેવું મોટું જોખમ હોય છે તે સૂચિતાર્થ આ નાટકની ક્ષણને ઉપસાવે છે અંદરો-અંદર એકબીજાને દોષ દેતાં આ પાત્રો જે બોલે છે તે અનુભવે છે અને એ પ્રમાણે વર્તે છે ત્યારે એક તંગ પરિસ્થિતિમાંથી બહાર નીકળવા મથતા તેઓ તેમાં વધારે ને વધારે ગૂંચવાય છે અને નિઃસહાય બને છે. પુરુષ ૧, પુરુષ ૨, પુરુષ ૩, જે રીતે એકબીજાને દોષ છે, તેમાંનું થોડુંક જોઈએ :

પુ. ૨ : ના, ના શે'રમાં જવું તું તે...

*

પુ. ૧ : ધૂળમાં રેવું ને વળી પાછા ધૂપેલના હવાદ કરવા નેકળ્યા'તા તે કરો બેઠા બેઠા હવાદ.

*

પુ. ૩ : તું એક વાર બૂમ તો પાડ પેલા ઇની માના મોટીને.

'તારા સમ યાને પતિ-પત્નીનો પ્રેમ' રામ-લીલા શૈલીનું મજાક-ગંભીર એકાંકી છે. સૂત્રધાર, વિદૂષક, નટ અને બાળાઓ દ્વારા ઊપસતું વસ્તુ 'સાચા પ્રેમ' ભણી અંતે ચીંધે છે આ રીતે :

વાઘ : (ગાય)

પ્રેમ શોધ્યો ના જડે કે પ્રેમ ખોળ્યે ના મળે
પ્રેમ ગાગર છે મજાની સાંભળી જોજો તમે
પ્રેમ તો માગે છે માથું ઓ સુણો પ્રેમીજનો !
વાર્તા કર્યાથી ના મળે ભૂલશો કદી ના સજ્જનો.

શેર માટીની ખોટ પૂરવા. માનતા અર્થે જાત્રાએ ઊપડતાં રમણિક અને વિમળા એકબીજાને કેવાં ચાહે છે તે જંગલમાં સામો વાઘ મળતાં એકબીજાને આગળ કરી 'એને' ખાવ કહે છે ત્યારે સમજાય છે અને વાઘ તે સાચો વાઘ નહીં પણ એનું મહોરું પહેરીને જંગલમાં ફરવા નીકળેલો સરકસનો ચેપ્લીન છે તેમ જાણે છે ત્યારે ફરી પોતે એકબીજાને કેમ આગળ કરતાં હતાં તેવી બનાવટપૂર્વકની 'લાગણી' પ્રગટાવી માણસની 'પામરતા' આબાદ પ્રગટ કરે છે.

'વાયોલીન, બિલાડી અને ઘર' લખાવટની રીતે બીજા કરતાં ભિન્ન છે પણ હૃદયની 'વેદના' ત્યાં પણ મનુષ્યને ઝીણું ઝીણું રડાવે છે. ઉત્પલનું વાયોલીન અને લિપિની બિલાડી રમા–મમ્મી અને પ્રોફેસર–પતિને જોવાનો જુદો સંદર્ભ પૂરો પાડે છે. પ્રોફેસરની અસહાયતા વેરી છે. એમાંથી છૂટવાનો, નીકળવાનો કે છે તેમ રહી ટકવાનો એના માટે એક જ માર્ગ છે અને તે છે – વાયોલીનનો સૂર જોશજોશથી સંભળાતો હોય અને બિલાડીઓના લડવાનો અવાજ એમાં સૂર પુરાવતો હોય.

'ફોડ .. ફોડ... ફોડ' "'શ'માંથી જન્મેલો" તથા "તપસ્વિની, સત્ય અને જેલ" કોઈ ને કોઈ રીતે આગામીઓના અને સાથીઓના પડઘા પાડે છે. એક શબ્દ પરથી બીજા પર અને ત્રીજા પર એમ ક્રમ હોય, કે વિચારનું ધુમ્મસ હોય કે કવિતાવેડા હોય, નાટક ત્યાં નથી એવું અનુભવાયું છે. એમને કેવળ 'પા પા પગલી'નું મહત્ત્વ છે.

'પોપટ ભૂખ્યો નથી' એક પપેટ પ્લે છે. માણસ અને 'પોપટ'ની એમાં વાત છે. પિંજરમાં પુરાયેલો 'પોપટ' 'જાતભાઈ' પાસેથી શો સંદેશો મેળવે છે તે એ જ્યારે મુક્ત બને છે ત્યારે જણાવે છે. ગમે તેટલા લાલન–પાલનવાળા બંધન કરતાં પોતાની રીતે, પોતાની શક્તિ મુજબ જીવવું, મુક્ત રહેવું તેમાં જ મજા છે, જિંદગી છે. વેપારી અને પોપટની જાણીતી વાત કશા નવા અર્થઘટન કે સંદર્ભ વગર રજૂ થઈ હોવા છતાં, 'પપેટ'ને કારણે રંગભૂમિ પર જોવાનું જરૂર ગમે.

ઇન્દુનાં આ એકાંકી વાંચતાં એમાં બે સ્પષ્ટ ભેદ પડે છે. શ્રી ચિનુ મોદીએ પ્રસ્તાવનામાં કહ્યું છે : 'ફ્રકડ ગિરધારી'માં ઇન્દુનાં બેય પ્રકારનાં સર્જન છે. આકંઠમાં જોડાયા પહેલાંનાં સર્જનો કે જે મહદ્‌અંશે એણે આકાશવાણી માટે જ લખેલાં અને ત્યારબાદનાં સર્જનો, જે આકંઠમાં ભજવાયાં છે– રચાતાં રચાતાંય ભજવાયાં છે..." તેમ પણ અને 'નાટક થયું' અને 'ન થયું' એ રીતે પણ.

ઇન્દુએ દર્શાવ્યું છે તેમ જે નાટક નથી ભજવાયું તે 'ખાખરાની ખિસકોલી'ને પ્રથમ ચીંધી 'સી. શિવાભાઈ' અને 'વાયોલિન, બિલાડી અને ઘર'ને આગળ કરું છું. એ નાટકો વાંચવાની મજા પડી છે, હવે ભજવાય તો જોવાનું નહીં ચૂકું.

'આકંઠ સાબરમતી'ના મિત્રો એકઠા થયા છે. દરેકના ચહેરામાં હું વાંચું છું તે આ—નાટક થવું બહુ અઘરું છે અને તો ય—

જેમને સ્ટેજનો અનુભવ નથી, રંગભૂમિ પર ભજવાતાં શ્રેષ્ઠ નાટકો જોવાની જેમનામાં તાલાવેલી નથી, જેઓ સભામંચ ગજાવી 'ગુજરાતી' નાટક અવતારવાની કોશિશ કરી રહ્યા છે તે સૌને સલામ.

મને તો ઇન્દુએ કરેલી એની 'થોડી' વાતમાં રસ છે. 'બાકી હું સ્ટેજ પર જ્યારે ઊભો હોઉં છું ત્યારે કે સ્ટેજ પાછળ દોડાદોડ કરું છું ત્યારે કે પછી પાત્ર-વિશેષ માટે પાવડર ચોપડાવતો હોઉં છું ત્યારે અથવા કોઈ ખૂણામાંથી મારી નજરને સ્ટેજ પર ચકળવકળ ફેરવતો હોઉં છું તે વખતે મારામાં ચાલતી ધમાધમમાંથી કોઈ એકાદ ક્ષણને પણ પકડી ક્યારેક કશુંક સિદ્ધ કરી શકાશે એની રાહમાં ઊભો છું આજે તો'.

ઇન્દુ કે એના જેવા ઇન્દુઓની 'ધમાધમ' ચાલતી રહેશે તો—ઇચ્છીએ કે આ 'તો' લંબાયા જ કરે અને કદીયે ના અટકે.

૩૦–૧૨–૭૮

વાર્તા

# ઍશ-ટ્રે

**ચંપૂ વ્યાસ**

['અદ્યતન સાહિત્ય: પરિસંવાદ' (દાહોદ)ની પૂર્તિરૂપે યોજાયેલ કવિ-વાર્તાકાર સંમેલનમાં રજૂ થયેલી રચના]

એક જિંદગી સહન કરવા માટે શું જોઈએ?

એક જિંદગી.

બીજી રીતે વાત કરો.

એક જિંદગી કોના આધારે જીવી શકાય?

એક ઍશ-ટ્રેના.

આ કાંઈ જવાબ આપવાની રીત નથી?

પ્રશ્ન ક્યાં છે? ના ભૂલ્યો, પ્રશ્નાર્થ ક્યાં છે?

? ? ? ? ? ? ? ? ? ? ?

ફોર-સ્કવેર સિગારેટના પીળા પાકિટમા દશ, દશ સફેદ પ્રશ્નાર્થો શિસ્તબદ્ધ રીતે ગોઠવાઈને પડેલા હોય છે. મિનિટોના હિસાબે પાકિટ ખૂલે છે અને એક એક પ્રશ્નાર્થ ખીલતું રહે છે. કાયદો કાળા અક્ષરે કહે છે : Cigarette smoking is injurious to health. મઝા આવે છે એ વાંચવાની. આપણને વળી ઇન્જરી વગર ચાલે છે જ ક્યાં જે? મઝા આવે છે હાઉસકોટનાં ખિસ્સાંમા હાથ નાંખી એના બેલ્ટની ગાંઠને જોતાં જોતાં મેચબૉક્સ શોધવાની. ઇન્જરીની એક પ્રક્રિયામાંથી પસાર થતા હોવાનો રોમાંચ પણ ખરો. અંથો બધી ગડબડ મૂકી દઈ જાનામાના ટેબલ પરથી સરકવા માંડે ને થોડા પર ગોઠવાઈ જાય. પછી ટેબલ પર શું રહે? થોડા કોરા કાગળ, રિફિલ વડે ચાલતી બૉલપોઇન્ટ પેન અને સફેદ સફેદ પ્રશ્નો—દશ દશનાં ઝૂમખાંમાં.

પ્રશ્ન ક્યાં છે?

સમજીને વાત કરો.

હા બરાબર, પ્રશ્નાર્થ ક્યાં છે?

ફોર-સ્કવેર તો ભ્રમ છે જિંદગી સહન કરવાનો. લીલા વૃક્ષ પર કથ્થાઈ ફળો બેઠાં હતાં અને એ પાકવાની મોસમ પણ બેઠી હતી...ના, બેસતી બેસતી રહી ગઈ.

તો પછી મોસમ બેઠી હતી, એ શું?

દાખલા તરીકે હું...

ઍશ-ટ્રેમાં દાબેલી સિગારેટોની આસપાસ રાખના ઢગ જામ્યા છે. આખો એક ભૂતકાળ—ભૂતકાળનો ઢગલો. ઊઠબેસ તો થયા જ કરે ને બોલ્યા વગર તો જીવાયું જ નહિ. બસ વાતો જ વાતો, આખી ઍશ-ટ્રે ભરીને વાતો. સાથે સાથે તપની તૈયારી પણ કરવાની. રાખ ચોળવાની શરીરે. અગ્નિહોત્રી તો વારસાઈથી છીએ અને અંગારા જલતા રાખવા માટે પ્રશ્નાર્થો પણ અસંખ્ય છે. અંગારા જલ્યા કરે છે સતત.

બોલવાનું એટલે કેવળ પ્રશ્નાર્થો જ પેદા કરવાનું એવું નહિ. જવાબો પણ હોય. જવાબ આપવા માટે હોઠ ખોલવા જ પડે એવું નહિ. બંધ હોઠ પણ ઘણા જવાબ આપી શકે. કશું ના સૂઝે કે હોઠ સહેજ ઉઘાડીને બોલ્યા સિવાય પ્રશ્નને હોઠની વચ્ચે દબાવી દેવાનો, પછી પ્રશ્ન સળગાવવાનો ને પછી પ્રશ્ન ચૂસવાનો ને પછી પ્રશ્નની કડવાશ આસ્વાદતાં આસ્વાદતાં રાખ ભેગી કર્યા કરવાની

વૃક્ષની ટોચેથી મૂળ સુધી જવું જોઈએ. ટોચ→પર્ણ→પુષ્પ→ડાળ→બીજ→ફળ→મૂળ→શૂળ→ફળ→મૂળ. ક્રમમાં ફરી ભાંજગડ થઈ જાય. બધું અવળસવળ પત્તાં ચીપવાનાં ફરીથી. પછી સીરિઝ આવે તો આવે ને ના આવે તો ના આવે. આવે તોય ધારી થોડી આવે? બાદશાહ બેગમ ગુલામ કે પછી એક્કો બાદશાહ બેગમ. પણ બાદશાહ બેગમ તો સાથે જ રહેવાનાં ને એક્કો ને ગુલામ તો અળગા જ રહેવાના. એક્કો થયો એટલે શું થયું? રાખ ખંખેરતી વખતે વાગતી ચપટી સાથે જ

ખંખેરાઈ ગયો જીવનનો લય. એક્કોદૂરીતીરી...છિ ...છિ...છિ...

આવી ભારે વાત ચપટી વગાડતાંમાં બની જાય તોય વાલેસરીઓ પૂછવાના—સિગારેટ કેમ પીઓ છો ? કેમ લખલખ કરો છો ? ઉજાગરા શા માટે ? ઉપવાસ શા માટે ? રાતું તિલક શા માટે ? રીધમ હાઉસમાં તલતની ગઝલો શા માટે ? હીંચકાના ઠેકા શા માટે ? ઝરૂખે ઝુકાવ શા માટે ? બારી–બહાર શા માટે ? ઊઠબેસ શા માટે ? ઇન્તજાર શા માટે ? ટક ટક ટકોરા શા માટે ? સજ્જોસજ્જો શા માટે ? લાલ કમલ શા માટે ? આ બધાથી શું ?

દાખલા તરીકે...

દીપ અને જ્યોતિ પૂરક છે એકબીજાનાં. રાખ પર સળગતો દીવો મૂકો તો એનો પ્રકાશ ઍશ-ટ્રેમાં આખું વટવૃક્ષ ખડું કરી દેશે. વડ પર વડવાઈઓ ફૂટશે ત્યારે પેલા બધા વાલેસરીઓ ભૂલી જશે કે ત્યાં રાખ હતી. પછી તો પંખીઓને પણ મઝા પડશે. ઘડીભર તો ગોટાઈ જશે બિચારાં, કે થડ કયું ને ડાળ કઈ ?-વડ કયો ને વડવાઈ કઈ ? પછી ખુશીમાં ને ખુશીમાં કલબલાટ કરી મૂકશે ને એક વર્તમાન ખડો કરી દેશે. પછી વર્તમાનને ખભે બેઠેલી પ્રકૃતિ પુરુષને પ્રશ્ન કરશે : 'સંદર્ભ બદલાતાં તને પસ્તાવો થાય ખરો કે ?'

'પસ્તાવો નહિ, દુ:ખ અવશ્ય થાય'–કહેતાં કહેતાં પુરુષ વર્તમાનનો બીજો ખભો અશ્રુભીનો કરી નાખશે. ભીનાશ પ્રવાહી રૂપ ધારણ કરશે, પ્રવાહ નદીરૂપ થશે, નદી ભરપૂર વહેશે અને નદીકાંઠે-વૃક્ષો ઊગશે.

એક દિવસ પ્રકૃતિએ ગુલમહોરની શાખાથી અક્ષરો પાડ્યા. લીલા વૃક્ષ પરથી પત્રપુષ્પ પડ્યાં. પુરુષે પ્રશ્ન કર્યો—

'ફળ ક્યાં છે ?'

'તારા હાથમાં જો.'

'નવી લકીરો પાડી દઉં થોડી ?'

'કેવી રીતે ?'

'તને નહિ સમજાય.'

'તો સમજાવ.'

'આજે નહિ.'

'ક્યારે સમજાવીશ ?'

પછી મૌન પછી મૌન પછી મૌન. પછી પડઘા પછી પડઘા પછી પડઘા. ક્યારે સમજાવીશ ? ક્યારે સમજાવીશ ? ક્યારે સમજાવીશ ? ક્યારે ? ક્યારે ? ક્યારે ?

'તું તારો મહિમા સમજીશ ત્યારે. તું પ્રકૃતિ છે ને તારો મહિમા સમજતી નથી ? આ વહેતી નદી એ તારો જ વહાવ છે. એમાં વહેતાં પત્રપુષ્પ તારાં જ અંગો છે. આ ગુલમહોરની શાખા એ તારો જ અંશ છે. એમ છતાં તું પૃથક્ નથી, સંકલિત છે. છલ્લોછલ્લ વહેવાનો હરેક અવસર તારો છે. ભૂમિ તારે કારણે લીલીછમ્મ રહે, તૃણાંકુરો તારે સપને રાત વીતાવે, દરિયો તારા માટે ઊછળ્યા કરે, ચંદ્ર ઊગવાનો વિચાર કરતાં તારું મૂળ શોધે ને પછી કૂદી પડે અધવચ્ચે ને નાહ્યા કરે મસ્તીથી...ત્યાં ધડાકો—

ધ ટ્રેન ફૉર સાઉથ ઝોન ઇઝ એબાઉટ ટુ સ્ટાર્ટ ફ્રોમ પ્લેટફોર્મ નંબર થ્રી...મુસાફરોને વિનંતિ કે ચાલતી ગાડીએ...પછી આવજો આવજો...સી યુ ઑન એવરી વીક–એન્ડ...સી યુ...

વીક–એન્ડ પહેલો : લાલ લાલ પગલાં.

વીક–એન્ડ બીજો : શામે ગમકી કસમ... અને લાલ લાલ આંખ.

વીક–એન્ડ ત્રીજો : પત્રમ્ પુષ્પમ્ ફલમ્ તોયમ્

વીક–એન્ડ ચોથો : આખેઆખું સળગવું, ખટારા નીચે કોઈ કપાઈ મરે ત્યારે હસનાર શોધવું, બોલતાં પહેલાં વિચાર કરવો, ઘા કરવો અને ખોતરવો, ઘા રૂઝવવા પટા પાડવા, દવાખાનું શોધવું, દવા લગાડતી વખતે દર્દની ચીસ પાડવાને બદલે કેવળ હોઠ ફફડાવવા, બે અક્ષર આડાઅવળા ચીતરી સાદશ્યો શોધવાં, ડાર્ક કલર્સ તરફ લગાવ વધારવો, હસીને હસાવવા માટે મથામણ કરવી અને ખાટું ખાવું–પીળું સૂવું–કાળું રહવું–રાતું જીવવું વગેરે વગેરે.

પાઈન વૃક્ષોની હારવાળો રસ્તો. રસ્તાને એક છેડે સ્મશાન છે અને બીજે છેડે મકાન છે. મકાનને આંગણે ગુલમહોર ને બારણે તોરણ, ઉંબરે વધેરેલાં શ્રીફળનાં કાચલાં. શેષ લઈને ત્યાંથી જ પાછા વળી જવાનું ને પછી કાળી સડક પાઈન વૃક્ષોની હાર અને બીજે છેડે સ્મશાન. આવનજાવન કર્યા કરવાની, શેષ લીધા કરવાની ને એમ અશેષ થવાની રાહ જોયા કરવાની. ક્યારેક વધારામાં એકાદ–બે આંસુ તો ક્યારેક એકાદ–બે ફૂલ, જે મળે ને માથે ચઢાવવાનું ને એમ જીવ્યા કરવાનું. મરવાની વાત નહિ કરવાની.

મરવાની વાત કરતાં જ મોઢે દેવાય હાથ–'એવું નહિ બોલવાનું'.

જીવ્યા કરવાનું, પણ જીવનની વાત નહિ કરવાની. જીવનની વાત કરતાં જ હૈયે દેવાય તાળાં... કર્રર્રર્રર્ર કિ –ચરુર. આખેઆખી ફરી વળે ચાવી... છેલ્લે થાય એક ખટકારો ખટ .. તાળું માર્યા પછી પાછું વળી જોવાય નહિ અને મોઢે દેવાયો હાથ એટલે વાત કશી થાય નહિ. આખેઆખી ચાવી ફરી વળી એટલે તાળું એટલે ઊઘડે નહિ કોઈ ઉપાયે. બસ થઈ રહ્યું. સમર્પણ કહી અડધુંપડધું હોય નહિ. સમર્પણમાં તો—

આખો માણસ જોઈએ, આખો દરિયો જોઈએ, આખું આકાશ જોઈએ.

આખ્ખી છલ્લોછલ્લ ભરેલી ઍશ-ટ્રે. એમાં પડેલા સિગારેટના ધોળાપીળા ટુકડાઓ... ટાઢી બાળનારા ચિતામાંથી વીણે છે એવાં ફિલ્ટર્ડ ફૂલો,.. બસ પછી છમછમ આંસુઓ વડે બધું જ ઠારી દો. બોલી નાખો આશ્વાસનનાં બે–ચાર વચન. રડાવી લો આસપાસ ઊભેલાંને. રડી લો. તમેય થોડું છેલ્લુવેલ્લું. બસ પછી રાખ બધી એકઠી કરી એની ઢગલી પર મૂકી દો એક સળગતો દીવો. થવા દો થોડો પ્રકાશ...

પૂછ્યા વગર નહિ રહેવાય તમારાથી—'પ્રકાશ એટલે શું?'

દાખલા તરીકે...

## ઉદ્ગાર વાર્તાસ્પર્ધા
### [કૉલેજના વિદ્યાર્થીઓ માટે]

ગયા વર્ષથી, જે હેતુસર, આ વાર્તા–સ્પર્ધાનો પ્રારંભ અમે કર્યો હતો, તેનું મહત્ત્વ આજે પણ જેમનું તેમ જ છે. અભ્યાસક્રમમાં ભાષા–સાહિત્યના શિક્ષણનું મહત્ત્વ ઘટ્યું છે, અને વધારે ઘટતું જાય છે ત્યારે વિદ્યાર્થીઓના તથા આવતી કાલના ભવિષ્ય માટે પણ સર્જાતા સાહિત્યને પ્રાગટ્ય–પ્રોત્સાહન મળે તે અત્યંત જરૂરી છે.

આ હેતુને લક્ષમાં રાખીને ગયે વર્ષે અમે માધ્યમિક–ઉચ્ચ માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓની વાર્તા–સ્પર્ધાનું આયોજન કર્યું હતું. આ વર્ષે અમે કૉલેજના વિદ્યાર્થીઓને એમાં ભાગ લેવાનું હૃદયપૂર્વકનું નિમંત્રણ પાઠવીએ છીએ.

આ સ્પર્ધામાં ભાગ લેનાર વિદ્યાર્થીએ નીચે મુજબની વિગત, ખાતરી સાથે, પૂરી પાડવી જોઈશે:

(૧) જે તે કૉલેજમાં ચાલુ વર્ષે ભણતા વિદ્યાર્થીઓ આ સ્પર્ધામાં ભાગ લઈ શકશે.

(૨) 'વાર્તા મૌલિક છે' તથા વિદ્યાર્થી તેમની કૉલેજમાં અભ્યાસ કરે છે તે મુજબનું આચાર્યશ્રીનું પ્રમાણપત્ર વાર્તા સાથે મોકલવું આવશ્યક છે.

(૩) વાર્તા મોડામાં મોડી તા. ૩૧ જાન્યુ. '૭૯ સુધીમાં મળી જવી જોઈએ.

(૪) ઇનામ આ ક્રમમાં અપાશે :

વિજેતાની પસંદગીનાં ગુજરાતી પુસ્તકો

પ્રથમ ઇનામ રૂ ૩૫૧નાં પુસ્તકો
બીજું ઇનામ રૂ ૨૫૧નાં ,,
ત્રીજું ઇનામ રૂ ૧૫૧નાં ,,
પ્રોત્સાહક ઇનામ રૂ. ૧૦૧નાં ,,

ગુજરાતના સુપ્રસિદ્ધ સર્જકો તથા વિવેચકો આ સ્પર્ધાના નિર્ણાયક હશે, જેમનાં નામ જાહેર કરવામાં આવશે.

: વાર્તા મોકલવાનું સરનામું :
**'ઉદ્ગાર વાર્તાસ્પર્ધા'**
ઉદ્ગાર કાર્યાલય, આર. આર. શેઠની કંપની,
ગાંધી રોડ. અમદાવાદ–૧

# સુજાતા

## ડૉ. હરિવલ્લભ ભાયાણી

સુજાતાની આંખ ઊઘડી ગઈ ત્યારે ઘરમાં હજી બધે અંધારું અને સૂનકાર હતાં. મોટા મહાલયમાં હજી સૌ નિરાંતે ઊંઘતાં હતાં. કવચિત્ દૂરથી સંભળાતા કાગડાઓના 'કૉ,' કૉ' કે રસ્તા પરનાં રડ્યાં-ખડ્યાં પગલાંના અવાજ સિવાય મળસકાની શાંતિનો હજી કોઈ ભંગ કરતું ન હતું.

આથમણી બારીમાંથી વૈશાખી ચૌદશની અખંડ ધારે નિર્ઝરતી ચાંદનીથી શયનખંડની ફરસબંધીનો એક લંબચોરસ ટુકડો નીતર્યા પ્રકાશમાં મઢાઈ ગયો હતો અને તેની આછીઝાંખી આભામાં ઓરડાની બધી ચીજોના અસ્પષ્ટ આકર્ષક આકાર વરતાતા હતા.

તંદ્રા ખંખેરતી, વૈશાખી પ્રભાતની મધુર શીતળતા ને શાંતિનો આસ્વાદ લેતી સુજાતા પથારીમાં ઘડીભર જાગતી પડી રહી.

રાત્રે પોતે કેટલી મોડી સૂતી હતી ? ને તે પણ અમ્માએ જરા ખિજાઈને પરાણે સુવાડી દીધી ત્યારે. અને તોયે એટલા વહેલા પરોઢમાં સૌની પહેલાં એની ઊંઘ ઊડી ગઈ હતી. જ્યાં ઉત્સાહ ને ઉમંગમાં મન કૂદાકૂદ કરી રહ્યું હોય ત્યાં ઊંઘ આવે પણ શેની ? પથારીમાં પડ્યા પછી પણ તે ક્યાંય સુધી સવારે ઊઠીને કરવાનાં હજાર કામના વિચાર, ભાંજગડ ને ગોઠવણ કરતી રહી હતી. તેને ચિંતા રહ્યા કરતી કે બધું સમુંસુતરું પાર તો ઊતરશે ને ? સારા કામમાં સો વિઘ્ન આવે. વળી મોડેથી આંખ મળ્યા પછી તેના નાનકડા સંજયને માટે તેને એક વાર ઊઠવાનું થયેલું. અત્યારે ઊંઘમાં એનું રૂપાળું મોં કેવું મીઠું લાગે છે ! સંજયે આવીને તો પોતાના સુખ પર કળશ ચઢાવી દીધો.

પણ ઘરનાં બધાં હજી સુધી સૂઈ કેમ રહ્યાં છે ? કેટકેટલું કરવાનું બાકી છે ? વધારે મોડું થશે તો કામને પહોંચી નહીં વળાય ને પૂજાનું મુહૂર્ત પણ કેમ સચવાશે ? ચાલ, સૌને ઉઠાડું.

પ્રભાતના વાયુની ધીમી ધીમી લહર; ઓરડાની ભોંય પર કેવડો પાથરતી મધુર ચાંદની; પડખામાં મીઠી નીંદરમાં પોઢેલા સંજયના હળવા લયબદ્ધ શ્વાસોચ્છ્વાસ. આ બધું માણતાં સુજાતાએ ઘડીક પોતાનાં અંગેઅંગ પર અમીલેપની ટાઢક ઢળતી અનુભવી. તેના શરીરમાં થઈને એક સુખદ કંપારી સોંસરી નીકળી ગઈ.

કેટલી સુખી હતી પોતે ? ઊજરતી વેલની જેમ, જેમ જેમ તે મોટી થતી ગઈ હતી, તેમ તેમ તેના સુખમાં પણ ઉપરાઉપરી ભરતી આવતી ગઈ હતી. ઉરુવેલા પ્રદેશના સેનાની ગામના મુખીની પોતે એકની એક પુત્રી. કૈંક દેવદેવીઓની માનતા ને શ્રમણસંતોની સેવાપૂજા પછી મુખીને ઘેર તેનાં પગલાં થયેલાં. માતાપિતા ફૂલની જેમ જતન કરતાં હોંશેહોંશે તેના નાનામોટા બધા લાડકોડ પૂરા કરતા. મધુરી સ્વપ્નમાળા સમું બચપણ રમતગમત ને મોજમસ્તીમાં જોતજોતામાં તો સરી પણ ગયું. અચાનક જ એક દિવસ પોતાનામાં કશો અપૂર્વ ફેરફાર થતો તેને લાગ્યો. અંગોમાં કોઈ નવતર સ્ફૂર્તિ, હૈયામાં કોઈ અવનવો ઉલ્લાસ થનગની રહ્યો.

પણ આમ યૌવનના ઉંબરમાં હજી તો તેણે માંડ પગ માંડેલા, ત્યારે બનેલો અને તેના સ્મરણમાં જેવો ને તેવો અણિશુદ્ધ કોતરાઈ ગયેલો એક પ્રસંગ અત્યારે તેની સામે હવામાં ભજવાવા લાગ્યો.

સુજાતા પડખું ફરી. ગાલમસૂરિયા નીચે હાથ સેરવી તેણે તેના પર માથુ બરાબર આશાયેશથી દબાવ્યું, અને ઊઠવાને બદલે ભૂતકાળના એ આખાયે પ્રસંગનાં કડવાં મીઠાં સ્મરણો પડીપડી તે રસપૂર્વક માણવા લાગી.

એ પ્રસંગ બન્યો ત્યારે આગલે દિવસે રાતના અમ્માએ તેને સમાચાર આપ્યા હતા કે ભદ્રા સાસરેથી પાછી આવી ગઈ છે. ને પોતાની એ બાળપણની સહિયરને મળવા તેનું મન, તલપાપડ થઈ રહ્યુ : વરના કેવાંકેવાં લાડ પામી, સાસરીમાં સૌની સાથે કેવુક ગોઠ્યું, કેટલી નવી ગોઠણો કરી, એવી ને બીજી હજાર રસીલીર ગીલી વાતો સાભળવા ને કરવા તેનુ હૈયું કૂદાકૂદ કરી રહ્યું, વળતે દિવસ સવારના જ તે ભદ્રાને ત્યાં દોડી ગઈ.

પણ ભદ્રાને જોતા જ તેના પગ ભોંમાં જડાઈ ગયા. આ તે ભદ્રા હતી કે ભદ્રાનુ પ્રેત! રૂપ, ચતુરાઈ ને તોફાનમસ્તીમાં પોતાનાથી પણ વહેંત ચડી જાય તેવી લગ્ન પહેલાંની ભદ્રાને બદલે તેની સામે ઊભી હતી એક ફિક્કી, સુકલકડી-ઊંડી ઊતરી ગયેલી પણ હજી મૂળની ચમકને કાંઈક ટકાવી રાખતી આંખો, ગાલનાં ઊપસી આવેલાં હાડકાં, કપડામાં કયાંક સંતાઈ રહેલું શરીરનું માળખું! એક જ વર્ષમાં આ શો ઉલ્કાપાત થઈગયો? કશો રોગદોગ લાગુ પડયો હશે? ને એકાએક પોતાના ગળામાં ભરાઈ આવેલો ડૂમો તેણે મહામહેનતે દબાવી દીધો.

તે દિવસે ભદ્રાને ત્યાંથી પાછી ફરી ત્યારે પોતે પણ સાવ બદલાઈ ગઈ હતી સહિયરને ભેટવા દોડતી ગયેલી આશા, ઉત્સાહ ને જોમની મૂર્તિને ઠેકાણે તે ભાંગી પડયા જેવી, નિસ્તેજ મોંએ, સૂનમૂન, સુસ્ત પગલે ઘર ભણી જઈ રહી હતી. ભદ્રાને પતિ અને સાસરિયાં તરફથી જે સહેવું પડયુ હતું તેથી તેનું હૃદય અત્યંત દ્રવતું હતું. પાછાં પડી ગયેલા માબાપે મોટાં ઘર જોઈને ભદ્રાને આપેલી. વર પણ દેખાવમા જરાયે ઊતરતો ન હતો એટલે સાસરાવાળાં બધાં મળીને ભદ્રાની આવી દશા કરશે, તેને આટલું સોસવું પડશે એવી તો કલ્પના પણ ન હતી. ભદ્રા જેરી હસમુખી, સમજુ ને સ્નેહાળ છોકરીને કોઈ આવો ત્રાસ આપવા જેટલું દુષ્ટ હોય તે તેના માન્યામાં આવતું ન હતું.

ઘેર પહોંચતાં તેણે અમ્મા આગળ ભદ્રાનું આખું પ્રકરણ કહ્યુ ને છેવટે ઊકળતા જીવે પૂછ્યુ.

'અમ્મા! અમ્મા! કહે તો ખરી, ભદ્રાને એ લોકો શું કામ રિબાવે છે? આવી દેવકન્યા જેવી છોકરીને અમથાં અમથાં દુખ દેતાં તેમનો જીવ કેમ ચાલતો હશે?'

'જેવાં જેનાં ભાગ્ય, બહેન,' અનુભવે રીઢી થયેલી માતા બોલી 'નહીં તો વરઘરમાં આમ તો કશું કહેવાપણુ નથી. કોને ખબર એ લોકો આવાં નીકળશે?'

'પણ કાંઈ વાંક નહીં, દોષ નહીં ને તોય માણસ પર દુખનાં ઝાડ ઊગે?'

'દુર્ભાગ્ય હોય તો ન થવાનુયે થાય'

'હવે જોયુ દુર્ભાગ્ય! પૂરી તપાસ કર્યા વિના ભદ્રાને આપી દીધી ને પછી વાંક કાઢવો ભાગ્યનો'

'સો તપાસ કરો તોયે લખ્યું હોય તેવું જ મળે, બહેન'

'બળ્યું એ ભાગ્ય!' સુજાતાએ બળાપો કાઢયો. 'જો તું કહે છે તેવું હોય તો તો પછી આપણા હાથની તો કાંઈ વાત જ નહીં ને? થાય તેમ થવા દેવુ ને મૂગે મોઢે સહી લેવું, એમ જ ને?'

'એવું સાવ નથી. દેવતાને ભાવથી પૂજો, દાનદયા કરો, કોઈ સાચવાળા દેવની માનતા રાખો તો તે ફળે ને દુર્ભાગ્યનુ સદ્દભાગ્ય પણ થાય અમારાં વ્રતપૂજા ફળ્યાં, તો અમારાં ભાગ્ય પણ ફર્યા ને તારા જેવી દીકરીને પગલે વાઝિયામેણું ટળ્યુ, એ તો તું જાણે છે ને?'

પોતે મૂંગી થઈ ગઈ; તેણે જીવતરમાં પહેલી વાર મથામણ, મૂઝવણ ને દુઃખ અનુભવ્યાં મન ઉદાસ થઈ વિચારે ચડી ગયુ. કયાંક પોતાનું પણ

ભદ્રા જેવું થાય તો? વિચાર આવતાં તેણે કમકમાટી અનુભવી. અજાણ્યા ભાવિભયથી તેનું સુકુમાર, બિન-અનુભવી હૃદય કફડી રહ્યું. માતાએ આપેલી સમજણ કોઈ રીતે તેના મનમાં ગોઠવાતી ન હતી, તો વિચારોની ગૂંચવણમાંથી તેને કશો માર્ગ પણ સૂઝતો ન હતો.

તે દિવસની આખી રાત કેવી વીતેલી એ સંભારતાં, અત્યારે સુખને હીંડોળે ઝૂલતી સુજાતાએ પણ વિકળતાથી પાસું ફેરવ્યું, ને સંજયને શરીરે મૃદુતાથી હાથ ફેરવી, ફરી તે પોતાની સ્મરણમાળાના મણકા અધૂરા મૂક્યા હતા ત્યાંથી પાછા ગણવા માંડી.

એ યાદગાર રાતને અંતે તેણે એક પાકો નિશ્ચય કરી લીધો. ભદ્રાના જેવી પોતાની દશા ન થવા દેવી હોય તો આંખ મીંચીને કેવળ ભાગ્ય ઉપર આધાર ન રાખતાં, મનગમતું ઠેકાણું મળે તે માટે પોતે થઈ શકે તેટલું બધું કરી છૂટવું : વ્રતપૂજા, પૂછપરછ તેમ જ જાતતપાસ, જેટલું થાય તેટલું.

તે તે દિવસથી જ તેણે વહેવારની ને સગાં-સંબંધીની વાતોમાં ધ્યાન આપવાનું અને વ્રતનિયમ આસ્થાપૂર્વક કરવાનું શરૂ કરી દીધું.

એટલામાં વૈશાખી પૂનમ આવી, જે દિવસ તેના જીવતરનો મંગળમાં મંગળ દિવસ થવા નિર્માયો હતો ને એમ તેના હૃદય સાથે હંમેશનો જડાઈ ગયો હતો. તે દિવસે તેણે માતાના આગ્રહને માનીને પાદરમાં રહેલા પુરાણા અડાબીડ વડની માનતા રાખેલી કે પોતાને મનગમતો કુલીન વર ને સાસરીનું સુખ મળશે અને પહેલે ખોળે પુત્ર અવતરશે તો પોતે વડદેવતાને ખીરનું નૈવેદ્ય ધરાવશે.

ને જોગાનુજોગે તેની માનતા પૂરેપૂરી ફળી! પોતે પણ મળતાં વરઘરની બાબતમાં ચોતરફથી ખાતરી ને પૂછપરછ કર્યા જ કરતી, એ વાત ખરી પણ તેને જે ઠેકાણું મળ્યું તે એવું સોનામૂલું હતું કે તેમાં દેવતાની પણ કૃપા હોવાનું માન્યા વિના તેનાથી કેમ રહેવાય? તેના ત્રણ વરસના પરણેતરમાં તેણે જે સુખ અનુભવ્યું હતું તેને સ્વર્ગસુખ કહેવામાં તેને કશું વધારે પડતું નહોતું લાગતું. ને આ ફૂલના ગોટા જેવા સંજયે આવીને તો તેને ઘેલી જ બનાવી મૂકી હતી.

તે સુજાતા પથારીમાંથી સફાળી બેઠી થઈ ગઈ. જે વડદેવતાએ તેની બધી આશા ને ઓરતા પૂરાં કર્યાં હતાં તેની માનતા પૂરી કરવાનો, તેમને નૈવેદ્ય ચડાવવાનો આજે દિવસ હતો.

દેવતાએ પોતાને કેટકેટલું આપ્યું હતું! તેની પૂજા પૂરા ઠાઠમાઠથી ન કરે, તેમાં કશી કચાશ રહે તો તેના જેવી નગુણી કોણ?

પણ તૈયારી હજી તો અધૂરી જ હતી, ને તોય પોતે તેમ જ ઘરના સૌ કશી ચિંતા ન હોય તેમ નિરાંતે સૂતાં હતાં હજી!

તે ઝટપટ ઊભી થઈ. માતાને તેમ જ દાસી પૂર્ણાને પણ ઉઠાડયાં. પૂજાની સામગ્રી તૈયાર કરવામાં અહીં તહીં ધૂમાધૂમ ને બૂમાબૂમ કરી મૂકી. તેના હરખ ને ઉત્સાહના પૂરમાં સૌ તણાવા લાગ્યાં.

જાતવાન ગાયનું દૂધ આવી ગયું, તેમાં સુગંધી ચોખા રાંધ્યા અને કેસર, એલચી વગેરે દ્રવ્યો મેળવીને સુવાસિત, સ્વાદિષ્ઠ ખીર નૈવેદ્ય માટે કરવામાં આવી. પછી સંજય સહિત પોતે તૈયાર થાય તેટલામાં દાસી પૂર્ણાને વડ નીચેની જગા સાફસૂફ કરી, ત્યાં સુવાસિત જળ છાંટી, ફૂલ વેરીને તેને સુસજ્જ કરવા આગળથી મોકલી આપી.

હવે જોગ એવો બન્યો કે શાક્યરાજ શુદ્ધોદનના પુત્ર સિદ્ધાર્થ ગૌતમ રાજવી વૈભવ તજી દઈ શ્રમણ બન્યા હતા અને છ વરસથી બધાં દુઃખના નાશનો આધ્યાત્મિક માર્ગ શોધવા તપ, સંયમ ને ધ્યાન દ્વારા મથી રહ્યા હતા. તે એ અરસામાં ઉરુવેલા પ્રદેશમાં વિહરતા હતા. વૈશાખી પૂનમને દિવસે તેઓ સેનાની ગામના પેલા પવિત્ર સનાતન વડની નીચે ધ્યાનાવસ્થામાં બેઠા હતા. અમર્યાદ દેહદમનનો માર્ગ સાચો ન લાગતાં તેઓ કેટલાક દિવસથી પરિમિત આહાર લેતા હતા ને તેથી તેમની પહેલાંની મુખકાંતિ પાછી આવી હતી. તેમાં વળી સત્યના

સાક્ષાત્કારમાંથી પરિણમતા આંતરિક સંવાદનું તેજ ભળતા તે ઔર દીપતી હતી. કોઈ સૌમ્યમૂર્તિ દેવતા લોકકલ્યાણ માટે વડ નીચે ધ્યાન લગાવીને બેસી ગયા હોય તેવો ભાસ શ્રમણ ગૌતમને અત્યારે જોનારને થતો.

તે સુજાતાની મોકલેલી પૂર્ણા વડ પાસે આવી પહોંચી ત્યારે તેણે એમ જ માની લીધું. અચંબા મા તેનું મો ખૂલી ગયું : 'ખરેખર, સુજાતાના ભાગ્યનો સૂરજ પૂરા તેજે તપે છે! જુઓ ને, તેનું નૈવેદ્ય સ્વીકારવા દેવતા જાતે જ રૂપ ધરીને અહીં બેસી ગયા છે!'

આવું માનીને બે હાથ જોડી તેણે પ્રણામ કર્યા ને હરખથી અરધીઅરધી થઈ જતી તે સુજાતાને બોલાવવા દોડી.

ઘરમાં પેસતાં સુજાતાને જોઈ તેવી જ તે એકશ્વાસે બોલવા માંડી :

'અરે, સ્વામિની! દોડ, દોડ! એક પળ પણ ન ગુમાવ. તારાં ભાગ્ય તો પૂરાં ઊઘડી ગયાં. આપણું નૈવેદ્ય સ્વીકારવા સાક્ષાત્ દેવતા વડ નીચે પ્રગટ થયા છે અને આસન લગાવીને તારી વાટ જોતા બેઠા છે. ચાલ, ઝટપટ બધી સામગ્રી લઈને આપણે દોડીએ.'

'શું વાત કરે છે તું? કાંઈ ઘેલી તો નથી ગઈ ને?' ન મનાય એવી વાત કરતી પૂર્ણાને હસી કાઢતા સુજાતા બોલી, 'એમ દેવતા રસ્તામાં પડ્યા હશે! તારી પણ અક્કલ ઠેકાણે નથી લાગતી.'

'હું ઘેલી કે ગાંડી કશું નથી થઈ ગઈ મારા કહેવામાં તને વિશ્વાસ ન બેસતો હોય તો તું કહે તેવા શપથ લેવા તૈયાર છું, ને છતાં તું આવીશ નહીં ને દેવતા અદૃશ્ય થઈ જશે, તો આવી સોનાની તક ગુમાવ્યો બદલ સદાનો પસ્તાવો રહી જશે એ નક્કી પછી મને દોષ ન દેતી.'

'તું બરોબર પાસે જઈને જાતે જોઈ આવી કે આઘેથી જ કોઈકને ભાળીને ગમે તે માની બેસી અહીં દોડી આવી?' સુજાતાને હજી પૂરેપૂરી શંકા હતી.

'સ્વામિની, તું બીજી વાત જવા દે ને જાતે જ આવીને ખાતરી કર. કોઈની વાટ જોયા વિના ઝટ નૈવેદ્ય લઈ લે. હું પૂજાસામગ્રીના થાળને તે સંજ્યન ઉપાડું છું, ચાલ.'

ને અરધી શંકાશીલ, તો અરધી સુખ પર સુખની હેલી આવ્યે જતી હોવાથી સાચું માનવા તરફ ઢળતી સુજાતાએ ખીરનું સુવર્ણ પાત્ર પોતાના માથા પર લીધું. પૂર્ણાએ પૂજાસામગ્રી ને સંજ્યને ઊંચક્યાં ને બન્નેએ બીજા કોઈને પણ બોલાવ્યા વિના, કશા ઠાઠમાઠ વગર વડ ભણી ઉતાવળાં પગલાં ભર્યાં.

વડ નીચેની તેજસ્વી, શાંત, ધ્યાની મૂર્તિને જોઈને સુજાતાને હવે દાસીની વાત ગળે ઊતરી ગઈ. તેની આંખમાં આનંદાશ્રુ ઊભરાઈ આવ્યાં દાસીએ શ્રમણ ગૌતમની આસપાસની જગ્યા સંભાળથી સ્વચ્છ કરી. જળ છાંટ્યું પુષ્પો વેર્યાં. સુજાતાએ ધૂપદીપ ને નૈવેદ્ય ધર્યાં. ભક્તિભાવ ને હરખના આવેશમાં બન્ને મોટેમોટેથી રાગ કાઢી સ્તુતિ બોલવા લાગ્યાં.

આ બધી ધમાલ ને ગરબડથી શ્રમણ ગૌતમનું ધ્યાન છૂટી ગયું. તેમણે આંખો ખોલી આસપાસ મૃદુ, સ્વસ્થ દૃષ્ટિ ફેરવી. પોતાની દેવની જેમ પૂજા થતી જોઈને કાંઈક સમજફેર થયો છે એવો ખ્યાલ તેમને આવી ગયો.

ધ્યાનસ્થ મૂર્તિએ આંખ ઉઘાડી અને તેમના મુખભાવમાં ફેરફાર થયો તે સુજાતાએ જોયું ને તે પણ કાંઈક એકાએક પામી ગઈ કે જેને તેમણે સાક્ષાત્ દેવતા માની લીધા છે તે દેવતા નથી, પણ કોઈ અતિ પવિત્ર સિદ્ધ પુરુષ કે તપસ્વી મહાત્મા છે.

એટલામાં શ્રમણ ગૌતમ આછા સ્મિત સાથે ધીરે સ્વરે તેના પ્રત્યે જોઈને બોલ્યા :

'ભદ્રે! તું આ બધું શું કરી છે?'

'ભગવાન્! આપ આ વડનું દેવતારૂપ ધરીને અહીં પ્રગટ થયા છો એવી ખબર મળી, એટલે મેં

માનેલું નૈવેદ્ય ધરાવવા હું ઝટપટ દોડી આવી છું. કૃપા કરીને મારું નૈવેદ્ય સ્વીકારો.'

'ભદ્રે ! તારી સમજ બરાબર નથી. આ દેહ કોઈ દેવતાનો નહીં, પણ મનુષ્યનો છે – જોકે મનુષ્ય તેમ જ દેવ સૌ મરણધર્મી છે, ક્ષણિક છે, હું શ્રમણ છું, અને જીવનમરણના ફેરામાંથી છૂટવાનો, દુઃખમાત્રનો અંત લાવવાનો ઉપાય શોધી રહ્યો છું.'

'ભદંત ! અમે અજાણતાં એકને બદલે બીજું સમજી બેઠાં એ આપે સાચું કહ્યું. પણ તેમાં અમને લાભ જ થયો છે. આપ વડદેવતા નથી અને શ્રમણ છો તેથી શું થઈ ગયું ? પવિત્ર મહાત્માને ધરેલું નૈવેદ્ય મારા દેવતાને પહોંચવાનું જ, ને એમની કૃપા મારા પર સદૈવ વરસવાની જ; એટલે આ નૈવેદ્ય આપ ભિક્ષામાં સ્વીકારો. સાચા અંતરથી હું કહું છું કે મારી બધી કામનાઓ જેમ પૂરી થઈ, તેમ, ભદંત ! આપની પણ થજો. આપનું તપ ફળજો ને લોકોના કલ્યાણનો માર્ગ આપ શોધી રહ્યા છો તે આપને ઝટ મળજો !'

પૂર્ણ શ્રદ્ધા, ભક્તિ ને પૂજ્યભાવથી અપાયેલી એ ભિક્ષા શ્રમણ ગૌતમે સ્વીકારી. સંજયને પગે લગાડી, પોતે પ્રણામ કરી, ધન્યતા અનુભવતી સુજાતા દાસી સાથે પાછી ફરી.

સુજાતાની ભવિષ્યવાણી જેવી અંતરની આશિષ જાણે કે ફળી હોય તેમ તે જ રાત્રે શ્રમણ ગૌતમને બધાં સંશયશંકાને ઓગાળી નાખતું, અંતરને અજવાળાથી ભરી દેતું, દુઃખમાત્રનો અંત આણી અનંત, પરમ સુખનો માર્ગ બતાવતું કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. તેઓ સર્વજ્ઞ થયા, બુદ્ધ થયા.

અને ભગવાન બુદ્ધને બુદ્ધપદની પ્રાપ્તિ થઈ તે પહેલાંની અંતિમ ભિક્ષા ઊંડી આસ્થા ને સદ્ભાવથી આપવા માટે સુજાતા અનન્ય જશ અને કીર્તિનું ભાજન બની.

[તરતમાં પ્રગટ થનાર જાતકકથાના સંગ્રહ '**કમળના તંતુ**'ની એક વાર્તા]




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક–(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ. —સં.]

૯૪. હસિત હ. બૂચ
૧/૨/૧ સેક્ટર નં. ૨૦
મુ. ગાંધીનગર
(ગુજરાત સ્ટેટ)

૯૫. ડૉ. ગુણવંત બી. શાહ
૨૪, કદમ્પલ્લી સોસાયટી,
નાનપુરા
સૂરત-૩૯૫૦૦૧

૯૬. ઇન્દુ પુવાર
૬/૧૧ ગૂર્જર ફ્લેટ્સ
નવા વાડજ રોડ
અમદાવાદ–૩૮૦૦૧૩

૯૭. જીવરામ જોષી
૩૦૪/૪ મયૂર કૉલોની
નવરંગપુરા
અમદાવાદ–૩૮૦૦૦૯

૯૮. રમેશ પારેખ
ભાટિયા શેરી, પટેલની ડેલી
અમરેલી




# સાહિત્ય-વિસ્ફોટ અને બિબ્લિઓગ્રાફિકલ કન્ટ્રોલ

□ પ્રકાશ વેગડ

[ગુજરાત ગ્રંથાલય-સેવા સંઘનો તૃતીય વાર્ષિક પરિસંવાદ મોડાસામાં તા. ૨૬ થી ૨૮મી જાન્યુ. ૧૯૭૯ના દિવસોમાં યોજવામા આવ્યો છે, જેમાં ચર્ચા માટેના અનેક વિષયોમાંનો એક છે 'Bibliographical Control of Gujarati Reading Material'-એટલે કે ગુજરાતી ભાષાની વાચન-સામગ્રીની વાઙ્મયસૂચિ દ્વારા વ્યવસ્થા.

આ વિષયની સાચી સમજ કેળવવા અને એને રોચક બનાવવા, એની પૂર્વભૂમિકા અહીં રજૂ કરવામાં આવી છે.

પ્રકાશ વેગડ]

વિશ્વભરમાં આજે શૈક્ષણિક વિકાસના પગલે-પગલે આર્થિક પ્રગતિ થઈ રહી છે અને સાથોસાથ વૈજ્ઞાનિક તેમ જ યાંત્રિકી પ્રગતિ પણ, જેના લીધે વાચન-સામગ્રીના ઉત્પાદનમાં ઉત્તરોત્તર પ્રચંડ અભિવૃદ્ધિ નોંધાઈ રહી છે. યુનેસ્કોની ગણતરી મુજબ ૧૯૫૫માં વિશ્વભરમાં પ્રકાશિત પુસ્તકોની સંખ્યા ૨૮૫૦૦૦ થઈ હતી, જે ૧૯૬૮માં વધીને ૪૮૭૦૦૦ થઈ છે. આ સંસ્થાએ એકત્ર કરેલી માહિતી અને તારણ મુજબ ૧૯૬૩માં વ્યક્તિગત ગ્રંથ-શીર્ષકનો વિશ્વ-આંક ૨૦ કરોડનો હતો, જે દર દશથી પંદર વર્ષોમાં બમણો થઈ જવાનો અંદાજ છે. તેમની આ ગણતરીના આધારે કહી શકાય કે અત્યારે વ્યક્તિગત ગ્રંથ-શીર્ષકનો વિશ્વ-આંક આશરે ૪૦ કરોડ હશે. આ તો એકમાત્ર પુસ્તકોની વાત થઈ અન્ય પ્રકારની વાચન-સામગ્રીની વૃદ્ધિ તો એના કરતાં પણ ઝડપી ગતિએ થઈ રહી છે. આર એસ. કાહને પોતાની રિપોર્ટ 'Survey of Chemical Publications (London, Chemical Society, 1965) મા જણાવ્યું છે કે વિજ્ઞાનના ઉદયકાળથી આજ સુધી કુલ એક કરોડ વિજ્ઞાન વિષયક વિશિષ્ટ લેખો તૈયાર થયા છે. અને દર વર્ષે એમાં ૬ લાખ કરતાં વધારે ઉમેરો થાય છે. તેમના તારણ મુજબ ૧૯૬૪ પછીના પંદર વર્ષોમાં વિશ્વનું રસાયણશાસ્ત્ર સંબંધી સાહિત્ય બમણું થઈ જવાની ધારણા રાખવામાં આવે છે.

સામયિકલેખસાર પ્રકાશન-સેવાના ક્ષેત્રે વિશ્વની એક અગ્રગણ્ય સંસ્થા 'ધી અમેરિકન કેમિકલ સોસાયટી'એ પોતાની ડાયમંડ જ્યુબિલી પ્રસંગે પ્રકાશિત કરેલી પત્રિકા 'CAS today: facts and figures about Chemical Abstract Service'માં જણાવ્યું છે કે આ સંસ્થા દ્વારા તૈયાર કરવામાં આવેલા પ્રથમ દશ લાખ લેખસારો તેમણે એકત્રીસ વર્ષોના ગાળામાં પ્રગટ કર્યા હતા. બીજા દશ લાખ અઢાર વર્ષોમાં, ત્રીજા દશ લાખ સાત વર્ષોમા અને ચોથા દશ લાખ એકમાત્ર ચાર વર્ષ આઠ માસમા પ્રગટ કરવામાં આવ્યા છે.

રસાયણશાસ્ત્રની જેમ અન્ય વિષયોની વાચન-સામગ્રીમાં પણ પૂર ઝડપે વૃદ્ધિ થઈ રહી છે. જ્યાં સુધી ગ્રંથપાલોનો આ સમસ્યા સાથે સંબંધ છે, તેમના માટે આ પરિસ્થિતિ કઈક આ પ્રકારની છે. તેમની એક બાજુ વિશ્વની અઢળક વાચન-સામગ્રી વિવિધ આકારો, સ્વરૂપો અને ભાષાઓમાં ખડકાતી જાય છે. અને બીજી બાજુ છે વાચકોનો વિશાળ સમુદાય, જેમને અભ્યાસ, સંશોધન, મનોરંજન કે

જ્ઞાન–વિકાસ માટે આ જથ્થામાંથી પોતાની જરૂરિયાત મુજબની સામગ્રી જોઈએ છે. આ પ્રમાણે વાચન સામગ્રી અને વાચકો, આ બે વિશાળ સમૂહો વચ્ચે ગ્રંથપાલ એકલો, બંનેનું સંતોષપ્રદ સંગમ કરાવવાના હેતુસર અવિરલ મથામણ કરી રહ્યો છે. વાચન–સામગ્રીના ઉત્પાદનમાં થઈ રહેલ અઢળક વધારાને નજર સમક્ષ રાખીને વિચારતાં જણાય છે કે માનવ સભ્યતાએ અર્જિત જ્ઞાન–સામગ્રીનો સંચય, વ્યવસ્થા અને પ્રસારણની કામગીરી દિનોદિન ખૂબ વિકટ થતી જાય છે. અને જો વેળાસર આ પ્રચંડ ધોધ ઉપર બિબ્લિઑગ્રાફિકલ કન્ટ્રોલ મેળવવામાં નહીં આવે તો દહેશત છે કે જ્યારે આ સમસ્યા દાનવીરૂપ ધારણ કરશે, ત્યારે આ ક્ષેત્રે અરાજકતાનું વાતાવરણ સર્જાશે.

વિશ્વના વિકસિત દેશોએ માહિતી સંચય અને પ્રસારણ માટે વાઙ્‌મયસૂચિઓ ઉપરાંત કમ્પ્યુટરો અને માઇક્રોફિલ્મ વગેરે વૈજ્ઞાનિક સાધનોનો બહોળો ઉપયોગ ક્યારનોય શરૂ કરી દીધો છે તેમને ત્યાં ગ્રંથાલયશાસ્ત્રના અભ્યાસક્રમમાં આ વિષય સત્વરે પ્રવેશ પામ્યો છે. વિશ્વભરમાં પ્રગટ થતી વિવિધ વિષયો અને ભાષાની વાચન–સામગ્રી ઉપર બિબ્લિ-ઑગ્રાફિકલ કન્ટ્રોલ જેટલો–તે લોકો ધરાવે છે એટલો આપણે ઘર–આંગણે પ્રગટ થયેલી સામગ્રી ઉપર નથી ધરાવતા.

'આજે હિન્દી, ગુજરાતી, મરાઠી, બંગાળી, તામિલ વગેરે અર્વાચીન ભારતીય ભાષાઓ અને સાહિત્યો પરત્વે પરદેશમાં અઢળક અને ઉચ્ચ કોટિનું કામ સતત થઈ રહ્યું છે.–અંગ્રેજી, જર્મન, ફ્રેંચ, ઇટલીય, ડેની, રૂસી, ચેક, જાપાની વગેરે ભાષાઓમાં એ વિષયનાં અનેક પુસ્તકો અને સંશોધન લેખો પ્રગટ થતાં રહે છે. અગર આપણે જ્ઞાન–વિકાસમાં પાછળ રહી જવા ન ઇચ્છતા હોઈએ તો આ પ્રકારની તેમ જ અન્ય તમામ સામગ્રી ઉપર બિબ્લિઑગ્રાફિકલ કન્ટ્રોલ મેળવવો જોઈએ.

## બિબ્લિઑગ્રાફિકલ કન્ટ્રોલ એટલે શું :

સાહિત્ય–વિસ્ફોટ દ્વારા ઊભી થઈ રહેલી પરિસ્થિતિને પહોંચી વળવાના પ્રયત્નરૂપે ગ્રંથપાલોએ બિબ્લિઑગ્રાફીનું કાર્યક્ષેત્ર વિકસાવ્યું છે અને એમાં અદ્યતન શાસ્ત્રીય પદ્ધતિઓ દાખલ કરી છે. અત્યારે એકમાત્ર પુસ્તકોની માહિતી મેળવવા માટે એક ગૌણ સાધન તરીકે બિબ્લિઑગ્રાફીનો ઉપયોગ નથી થતો, બલ્કે તમામ પ્રકારની વાચન, શ્રવણ કે દશ્ય–સામગ્રી ઉપર કૌશલ્યપૂર્ણ નિયંત્રણ મેળવવા માટે એક અનિવાર્ય સાધન તરીકે એનો ઉપયોગ કરવામાં આવે છે.

'યુનેસ્કો–લાઇબ્રેરી ઑફ કૉંગ્રેસ બિબ્લિઑ-ગ્રાફિકલ સર્વે''એ બિબ્લિઑગ્રાફિકલ કન્ટ્રોલની પરિભાષા આ મુજબ આપી છે : ''બિબ્લિઑગ્રાફિકલ કન્ટ્રોલ એટલે લિખિત અને પ્રકાશિત સામગ્રી ઉપર બિબ્લિઑગ્રાફી દ્વારા અને બિબ્લિઑગ્રાફી માટે મેળવેલું નિયંત્રણ.'' હજી થોડી વધુ સ્પષ્ટતા કેળવવા એક બીજી પરિભાષા ચકાસીએ. વર્નર ક્લેપના શબ્દોમાં બિબ્લિઑગ્રાફિક વ્યવસ્થાતંત્ર એટલે એક એવી અસરકારક ગોઠવણીની રચના જે માનવ પ્રત્યાયનના આલેખોની વ્યવસ્થિત નોંધણીમાંથી પરિણમે છે. આ પ્રકારની સૂચિઓને વાઙ્મયસૂચિઓ કહેવામાં આવે છે અને તે તૈયાર કરવાની કળાને બિબ્લિઑગ્રાફી.'' આ બે શબ્દો 'બિબ્લિઑગ્રાફિક કન્ટ્રોલ' અને 'બિબ્લિઑગ્રાફિક વ્યવસ્થાતંત્ર' ઘણીવાર એકબીજાનાં પર્યાય તરીકે વપરાય છે. અને તેમના વચ્ચે તફાવત પણ ઘણો ઓછો છે. ઉપર આપેલી પરિભાષામાં બિબ્લિઑગ્રાફિક કન્ટ્રોલનું અર્થઘટન થાય છે માહિતીના વિવિધ સ્રોતોની અસરકારક સૂચિ તૈયાર કરવાના હેતુસર અમલમાં મુકાતી શ્રેણીબદ્ધ પ્રક્રિયાઓ, જ્યારે બિબ્લિઑગ્રાફિક સંગઠનનો અર્થ જરા વ્યાપક છે. એમાં એ બધી પ્રક્રિયાઓનો સમાવેશ થઈ જાય છે જે બિબ્લિઑગ્રાફિક કન્ટ્રોલ મેળવવા માટે અમલમાં મુકાય છે વધુમાં, નોંધાયેલી માહિતી સુધી પહોંચવાનાં સાધનોના અભ્યાસને પણ એમાં આવરી

લેવાયો છે. આ પ્રમાણે બિબ્લિઍાગ્રાફિક સંગઠન હેઠળ નોંધણી કાર્યનું સગઠન અને પ્રક્રિયાનો અભ્યાસ, આંતરગ્રંથાલય સહકાર અને વાઙ્મય-સૂચિકારોના શિક્ષણની પદ્ધતિમાં સુધારા જેવી તમામ બાબતોનો સમાવેશ થઈ જાય છે.

બિબ્લિઍાગ્રાફિકલ કન્ટ્રોલનો હેતુ બધા યુગો ને દેશોના અભ્યાસ અને સાહિત્ય ઉપર નિયંત્રણ મેળવવાનો છે. એનું લક્ષ્ય પુસ્તકોમાં નિહિત જ્ઞાનનું સૂચિકરણ કરવાની સાથોસાથ નિરર્થક ગ્રંથોનું ઉત્પાદન અને શોધક્ષેત્રે અનાવશ્યક પુનરાવર્તનો રોકવાનુ પણ છે. એટલા માટે પુસ્તકોની દુનિયામાં એને 'બર્થ કન્ટ્રોલ મુવમેન્ટ' કહેવામાં આવે છે. આ નિષેધાત્મક કાર્યક્ષેત્ર સિવાય બિબ્લિઑગ્રાફિક કન્ટ્રોલનું એક બીજું ઉત્પાદક પાસું પણ છે. અને એ છે સાહિત્યમાં જે ક્ષેત્રે શૂન્યાવકાશ અથવા સામગ્રી-અલ્પતા હોય એની બધાને જાણ થાય, જેથી એ વિષય ઉપરનું સાહિત્ય તૈયાર કરવા કે સંશોધન હાથ ધરવા અભ્યાસીઓ કાર્યરત થઈ શકે.

## સાર્વભૌમિક વાઙ્મયસૂચિની વિભાવના

બિબ્લિઑગ્રાફીના ઇતિહાસમાં જે વિષય વારંવાર વાગોળવામાં આવે છે, તે છે વિશ્વભરના સંપૂર્ણ ગ્રંથ-સંગ્રહની વાઙ્મયસૂચિની વિભાવના અને તેને સાકાર કરવાના પ્રયાસો.

કોનરાડ ગેસનરે ૧૯૪૫ અને ૧૯૫૫ વચ્ચે છુટાં પૃષ્ઠોની (folio) શૃંખલામા 'Bibliotheca Universalis' એટલે કે સાર્વભૌમિક વાઙ્મયસૂચિ, તૈયાર કરવાનો સર્વપ્રથમ એક ગંભીર પ્રયાસ કર્યો હતો. થિયોડોર બેસ્ટરમેને પોતાની કૃતિ 'The Beginning of Systematic Bioblio-graphy'માં કહ્યું છે કે ગેસનર કેવળ પ્રથમ સાર્વભૌમિક બિબ્લિઍાગ્રાફર નહોતો, તે છેલ્લો પણ હતો, જેને આ ક્ષેત્રે સફળતાની થોડી તકો મળી હતી. ગેસનરે મુદ્રણનાં પ્રારંભિક ૧૦૦ વર્ષો પછીના સમયમાં કામ કર્યું હતું અને તેણે ત્રણ મુખ્ય પ્રશિષ્ટ ભાષાઓ—લેટિન, ગ્રીક અને હેબ્રુની સૂચિ તૈયાર કરી હતી. આજે આપણે જાણીએ છીએ કે ગેસનરની વાઙ્મયસૂચિમાં સંગૃહિત ૧૫૦૦૦ ગ્રંથોની નોંધ, તે ખરેખર તો આ ત્રણ ભાષાઓમાં અસ્તિત્વ ધરાવતા કુલ ગ્રંથોનો એકમાત્ર ૧/૫ ભાગ છે.

સાર્વભૌમિક કે આંતરરાષ્ટ્રિય વાઙ્મયસૂચિ તૈયાર કરવાના આ પછીના જે પ્રયાસો થયા છે, તે અમુક જ સમયમર્યાદા, સાહિત્ય સ્વરૂપ કે આ પ્રકારની અન્ય કોઈ સીમા નક્કી કરીને જ થયા છે. હેઈનકૃત 'Repertorium Bibliographicum' (૧૮૨૬–૧૮૩૮) પ્રાચીન મુદ્રિત (૩૧ ડિસે. ૧૫૦૦ સુધીના) ગ્રંથોની સાર્વભૌમ વાઙ્મયસૂચિ તૈયાર કરવાનો એક સ્તુત્ય પ્રયાસ છે પણ આ સૂચિ પછીનાં વર્ષોમાં અનેક લોકો દ્વારા એમાં ધરખમ સુધારા-વધારા કરવામાં આવ્યા છે, એ હકીકત ચાડી ખાય છે કે હેઈનની સૂચિ ખૂબ અધૂરી હતી.

બિબ્લિઑગ્રાફીના ક્ષેત્રે જે અનેક પ્રયાસો થયા છે તેમના વિશે કે. એ. મુર્રાકૃત 'History of some attempts to organize Bibliography Internationally' અને શેરા તથા ઈગન સંપાદિત 'Bibliographic Organization'માં વિગતે ચર્ચા કરવામાં આવી છે. અહી એ તમામ વર્ણનોમાં ન ઉતરી એકમાત્ર એક ઉલ્લેખનીય' વ્યવસ્થિત પ્રયાસનો પરિચય આપું. ઈ સ ૧૮૯૫માં પૅાલ ઓટલે અને હેન્રી ફૉન્ટેને બેલ્જીઅન સરકારની સહાય અને આશ્રય હેઠળ 'The Institute International de Bibliography'ની સ્થાપના કરી હતી. તેમણે વિદ્યમાન મુદ્રિત વાઙ્મયસૂચિઓ, ગ્રંથાલયોના કૅટલૉગ, પ્રકાશકો અને પુસ્તક-વિક્રેતાઓની સૂચિ વગેરે અનેક સાધનોમાંથી એક કરોડ સાઠ લાખ પુસ્તકોની નોંધો એકત્ર કરીને કાર્ડ ઉપર ઉતારી હતી અને ડયૂઈ દશાંશ પદ્ધતિ મુજબ ગોઠવેલી, જે ત્યાર પછી વિશિષ્ટ રીતે વિકસાવવામાં આવી અને યુનિવર્સલ દશાંશ પદ્ધતિમાં ફેરવી નખાઈ. આ યોજના અને એની સામગ્રીમાંથી ઉદ્ભવેલી વર્ગીકરણ પદ્ધતિ ખૂબ ટકાઉ

સાબિત થયેલી, પણ પ્રથમ વિશ્વયુદ્ધે એના ઉપર પાણી ફેરવી દીધું. વધુમાં, કથળતી આર્થિક સ્થિતિને લીધે આ સાહસી યોજના ૧૯૨૦માં બંધ પડી ગઈ. અન્તરરાષ્ટ્રિય વાઙ્‌મયસૂચિ-સંગઠન ક્ષેત્રે એક સાહસી પ્રયાસ તરીકે આ સંસ્થાની કારકિર્દી નિર્વિવાદ છે. આ પ્રયાસે અન્તરરાષ્ટ્રિય વાઙ્‌મયસૂચિની જરૂરિયાત પ્રત્યે લોકોને જાગૃત કરવાની સાથોસાથ ભાવી કાર્યક્રમોને માર્ગદર્શન પણ આપ્યું છે. પૉલ ઓટલેની આ સંસ્થા કાલાંતરે રૂપાંતરિત સ્વરૂપમાં 'Federation International de Documentation' (FID) નામકરણ સાથે ૧૯૩૮માં પુનર્જીવિત થઈ છે. આ સંસ્થાની અનેક ઉપયોગી કામગીરીમાં યુનિવર્સલ દશાંશ વર્ગીકરણની વ્યવસ્થા અને વિકાસ ઉલ્લેખનીય છે.

ઓટલે અને ફ્રોન્ટેને જે પ્રકારની વાઙ્‌મયસૂચિની યોજના ઘડેલી, તે શું સફળ થઈ શકે એવી હતી ? કદાચ વિપુલ ધનરાશિ અને કમ્પ્યુટરોની મદદ વડે બિબ્લિઑગ્રાફરોનું સાર્વભૌમિક વાઙ્‌મયસૂચિનું સ્વપ્ન સાકાર કરી શકાય, પણ આ પ્રકારની વિશાળકાય અને ખર્ચાળ યોજના હાથ ધરવામાં નિષ્ણાતોને કોઈ ઔચિત્ય દેખાયું નથી. ઓટલેની સાર્વભૌમિક વાઙ્‌મયસૂચિ ધાર્યું કામ સિદ્ધ કરવામાં નિષ્ફળ ગઈ, કેમકે ત્યારે વિકસિત દેશોમાં પણ વિદ્યમાન ગ્રંથ-સૂચિઓમાં ગંભીર અપૂર્ણતાઓ પ્રવર્તતી હતી. અવિકસિત દેશોમાં તો હજી સુધી આ પ્રકારની પરિસ્થિતિ પ્રવર્તે છે. માટે આ પ્રકારની કોઈ અન્તરરાષ્ટ્રિય યોજના કરતાં પહેલાં રાષ્ટ્રીય વાઙ્‌મય-સૂચિઓના ક્ષેત્રે કામ કરવું જરૂરી છે.

પ્રથમ વિશ્વયુદ્ધ પશ્ચાત્ અન્તર્રાષ્ટ્રિય બિબ્લિઑ-ગ્રાફિક સંગઠન વિષયક વિચારોનું એક મોજું ફરી ઊપડયું હતું. આ પ્રવાહ દ્વારા પેરિસમાં 'International Institute of Intellectual Cooperation'ની કરવામાં આવેલી સ્થાપના એક ઉલ્લેખનીય બનાવ છે. વિદ્યમાન સંગઠનો અને સંસ્થાઓ વચ્ચે બૌદ્ધિક સહકાર વિકસાવવા માટે આ સંસ્થાનો હેતુ, સમન્વય અને પ્રોત્સાહન આપવાનો હતો. પણ સમન્વય કાર્ય કરવાને બદલે આ સંસ્થાએ એકમાત્ર સારી વાઙ્‌મયસૂચિઓ અને લેખસાર સામયિકો (abstracting journals) વગેરેનાં પ્રકાશનોને જ પ્રોત્સાહન આપ્યું છે.

ધીરે ધીરે ગ્રંથાલય સેવાઓ જોડે સંકળાયેલી વ્યક્તિઓ સંગઠિત થઈ અને ૧૯૨૯માં 'International Federation of Library Association'ની સ્થાપના કરવામાં આવી. આ સંઘનો મુખ્ય હેતુ, ગ્રંથાલય વ્યવસાયની વ્યક્તિઓ માટે એક અન્તરરાષ્ટ્રિય સંમેલનની ભૂમિકા પૂરી પાડવાનું અને પરસ્પર સહકાર ખીલવવાનું છે.વધુમાં,બિબ્લિઑગ્રાફીના ક્ષેત્રે અન્તરરાષ્ટ્રિય સંગઠન અને વ્યવસ્થામાં પણ આ સંઘ નોંધપાત્ર ફાળો આપી રહ્યો છે.

બિબ્લિઑગ્રાફીના ક્ષેત્રે ૧૯૪૫માં યુનેસ્કોના પ્રવેશને લીધે અન્તરરાષ્ટ્રિય બિબ્લિઑગ્રાફિકલ પ્રવૃત્તિઓને અભૂતપૂર્વ વેગ મળ્યો છે.

## રાષ્ટ્રિય બિબ્લિઑગ્રાફિકલ કેન્દ્ર

અન્તરરાષ્ટ્રિય વાઙ્‌મયસૂચિનું લક્ષ્ય સિદ્ધ કરવા યુનેસ્કોએ રાષ્ટ્રીય વાઙ્‌મયસૂચિઓના વિકાસનાં સાધનો ઉપર સવિશેષ ધ્યાન કેન્દ્રિત કર્યું છે. યુનેસ્કો કૉન્ફરન્સમાં એ મતલબનો અભિપ્રાય પ્રવર્તતો હતો કે જો દરેક દેશમાં અસરકારક સાંપ્રતિક રાષ્ટ્રીય વાઙ્‌મયસૂચિઓ પ્રગટ કરવા માટેનાં તમામ જરૂરી સાધનો ઉપલબ્ધ કરી શકાય, તો સાર્વભૌમિક વાઙ્‌મયસૂચિ માટેની એક અનિવાર્ય અગ્રિમ જરૂરિયાત પૂરી થઈ જાય છે. જો દરેક દેશ સાંપ્રતિક બિબ્લિઑ-ગ્રાફિક સેવાઓ સંગઠિત કરે તો ઇન્ટર-લાઇબ્રેરી લોન માટે તેમને સહમત કરી શકાય અને આ પ્રમાણે સાંપ્રતિક સામગ્રી ક્ષેત્રે સાર્વભૌમિક બિબ્લિઑગ્રાફિક માહિતી સેવાઓ અસ્તિત્વ ધરાવતી થઇ જાય.

જો આટલી વ્યવસ્થા ગોઠવાય તો પછી એક બીજું જરૂરી અને ઉપયોગી કામ, જે તાત્કાલિક હાથ ધરવું જોઈએ, તે છે ભૂતકાળની સામગ્રીનું સંકલન અને પ્રકાશન. આ રીતે ભૂતકાલીન અને

લેવાયો છે. આ પ્રમાણે બિબ્લિઑગ્રાફિક સંગઠન હેઠળ નોંધણી કાર્યનું સગઠન અને પ્રક્રિયાનો અભ્યાસ, આંતર–ગ્રંથાલય સહકાર અને વાઙ્-મય–સૂચિકારોના શિક્ષણની પદ્ધતિમાં સુધારા જેવી તમામ બાબતોનો સમાવેશ થઈ જાય છે.

બિબ્લિઑગ્રાફિકલ કન્ટ્રોલનો હેતુ બધા યુગો ને દેશોના અભ્યાસ અને સાહિત્ય ઉપર નિયંત્રણ મેળવવાનો છે. એનું લક્ષ્ય પુસ્તકોમાં નિહિત જ્ઞાનનું સૂચિકરણ કરવાની સાથોસાથ નિરર્થક ગ્રંથોનું ઉત્પાદન અને શોધક્ષેત્રે અનાવશ્યક પુનરાવર્તનો રોકવાનું પણ છે. એટલા માટે પુસ્તકોની દુનિયામાં એને 'બર્થ કન્ટ્રોલ મુવમેન્ટ' કહેવામાં આવે છે. આ નિષેધાત્મક કાર્યક્ષેત્ર સિવાય બિબ્લિઑગ્રાફિક કન્ટ્રોલનું એક બીજું ઉત્પાદક પાસું પણ છે. અને એ છે સાહિત્યમાં જે ક્ષેત્રે શૂન્યાવકાશ અથવા સામગ્રી–અલ્પતા હોય એની બધાને જાણ થાય, જેથી એ વિષય ઉપરનું સાહિત્ય તૈયાર કરવા કે સંશોધન હાથ ધરવા અભ્યાસીઓ કાર્યરત થઈ શકે.

## સાર્વભૌમિક વાઙ્-મયસૂચિની વિભાવના

બિબ્લિઑગ્રાફીના ઇતિહાસમાં જે વિષય વારંવાર વાગોળવામાં આવે છે, તે છે વિશ્વભરના સંપૂર્ણ ગ્રંથ–સંગ્રહની વાઙ્-મયસૂચિની વિભાવના અને તેને સાકાર કરવાના પ્રયાસો.

કૉનરાડ ગેસનરે ૧૯૪૫ અને ૧૯૫૫ વચ્ચે છુટા પૃષ્ઠોની (folio) શૃંખલામા 'Bibliotheca Universalis' એટલે કે સાર્વભૌમિક વાઙ્-મયસૂચિ, તૈયાર કરવાનો સર્વપ્રથમ એક ગંભીર પ્રયાસ કર્યો હતો. થિયોડોર બેસ્ટરમેને પોતાની કૃતિ 'The Beginning of Systematic Bioblio-graphy'માં કહ્યું છે કે ગેસનર કેવળ પ્રથમ સાર્વભૌમિક બિબ્લિઑગ્રાફર નહોતો, તે છેલ્લો પણ હતો, જેને આ ક્ષેત્રે સફળતાની થોડી તકો મળી હતી. ગેસનરે મુદ્રણનાં પ્રારંભિક ૧૦૦ વર્ષો પછીના સમયમાં કામ કર્યું હતું અને તેણે ત્રણ મુખ્ય પ્રશિષ્ટ ભાષાઓ—લેટિન, ગ્રીક અને હિબ્રુની સૂચિ તૈયાર કરી હતી. આજે આપણે જાણીએ છીએ કે ગેસનરની વાઙ્-મયસૂચિમાં સંગૃહિત ૧૫૦૦૦ ગ્રંથોની નોંધ, તે ખરેખર તો આ ત્રણ ભાષાઓમાં અસ્તિત્વ ધરાવતા કુલ ગ્રંથોનો એકમાત્ર ૧/૫ ભાગ છે.

સાર્વભૌમિક કે આંતરરાષ્ટ્રિય વાઙ્-મયસૂચિ તૈયાર કરવાના આ પછીના જે પ્રયાસો થયા છે, તે અમુક જ સમયમર્યાદા, સાહિત્ય સ્વરૂપ કે આ પ્રકારની અન્ય કોઈ સીમા નક્કી કરીને જ થયા છે. હેઈનકૃત 'Repertorium Bibliographicum' (૧૮૨૬–૧૮૩૮) પ્રાચીન મુદ્રિત (૩૧ ડિસે. ૧૫૦૦ સુધીના) ગ્રંથોની સાર્વભૌમ વાઙ્-મયસૂચિ તૈયાર કરવાનો એક સ્તુત્ય પ્રયાસ છે. પણ આ સૂચિ પછીનાં વર્ષોમાં અનેક લોકો દ્વારા એમાં ધરખમ સુધારા–વધારા કરવામાં આવ્યા છે, એ હકીકત ચાડી ખાય છે કે હેઈનની સૂચિ ખૂબ અધૂરી હતી.

બિબ્લિઑગ્રાફીના ક્ષેત્રે જે અનેક પ્રયાસો થયા છે તેમના વિશે કે. ઓ. મુર્રાકૃત 'History of some attempts to organize Biblio-graphy Internationally' અને શેરા તથા ઈગન સંપાદિત 'Bibliographic Organi-zation'માં વિગતે ચર્ચા કરવામાં આવી છે. અહીં એ–તમામ વર્ણનોમાં ન ઉતરી એકમાત્ર એક ઉલ્લેખનીય' વ્યવસ્થિત પ્રયાસનો પરિચય આપું. ઈ.સ. ૧૮૯૫માં પોલ ઓટલે અને હેન્રી ફૉન્ટેને બેલ્જીઅન સરકારની સહાય અને આશ્રય હેઠળ 'The Institute International de Biblio-graphy'ની સ્થાપના કરી હતી. તેમણે વિદ્યમાન મુદ્રિત વાઙ્-મયસૂચિઓ, ગ્રંથાલયોના કૅટલૉગ, પ્રકાશકો અને પુસ્તક–વિક્રેતાઓની સૂચિ વગેરે અનેક સાધનોમાંથી એક કરોડ સાઠ લાખ પુસ્તકોની નોંધો એકત્ર કરીને કાર્ડ ઉપર ઉતારી હતી અને ડ્યૂઈ દશાંશ પદ્ધતિ મુજબ ગોઠવેલી, જે ત્યાર પછી વિશિષ્ટ રીતે વિકસાવવામાં આવી અને યુનિવર્સલ દશાંશ પદ્ધતિમાં ફેરવી નખાઈ. આ યોજના અને એની સામગ્રીમાંથી ઉદ્ભવેલી વર્ગીકરણ પદ્ધતિ ખૂબ ટકાઉ

સાબિત થયેલી, પણ પ્રથમ વિશ્વયુદ્ધે એના ઉપર પાણી ફેરવી દીધું. વધુમાં, કથળતી આર્થિક સ્થિતિને લીધે આ સાહસી યોજના ૧૯૨૯માં બંધ પડી ગઈ. અન્તરરાષ્ટ્રિય વાઙ્મયસૂચિ-સંગઠન ક્ષેત્રે એક સાહસી પ્રયાસ તરીકે આ સંસ્થાની કારકિર્દી નિર્વિવાદ છે. આ પ્રયાસે અન્તરરાષ્ટ્રિય વાઙ્મયસૂચિની જરૂરિયાત પ્રત્યે લોકોને જાગૃત કરવાની સાથોસાથ ભાવી કાર્યક્રમોને માર્ગદર્શન પણ આપ્યું છે. પૉલ ઑટલેની આ સંસ્થા કાલાંતરે રૂપાંતરિત સ્વરૂપમાં 'Federation International de Documentation' (FID) નામકરણ સાથે ૧૯૩૮માં પુનર્જીવિત થઈ છે. આ સંસ્થાની અનેક ઉપયોગી કામગીરીમાં યુનિવર્સલ દશાંશ વર્ગીકરણની વ્યવસ્થા અને વિકાસ ઉલ્લેખનીય છે.

ઑટલે અને ફૉન્ટેને જે પ્રકારની વાઙ્મયસૂચિની યોજના ઘડેલી, તે શું સફળ થઈ શકે એવી હતી? કદાચ વિપુલ ધનરાશિ અને કમ્પ્યુટરોની મદદ વડે બિબ્લિઑગ્રાફરોનું સાર્વભૌમિક વાઙ્મયસૂચિનું સ્વપ્ન સાકાર કરી શકાય, પણ આ પ્રકારની વિશાળકાય અને ખર્ચાળ યોજના હાથ ધરવામાં નિષ્ણાતોને કોઈ ઔચિત્ય દેખાયું નથી. ઑટલેની સાર્વભૌમિક વાઙ્મયસૂચિ ધાર્યું કામ સિદ્ધ કરવામાં નિષ્ફળ ગઈ, કેમકે ત્યારે વિકસિત દેશોમાં પણ વિદ્યમાન ગ્રંથ-સૂચિઓમાં ગંભીર અપૂર્ણતાઓ પ્રવર્તતી હતી. અવિકસિત દેશોમાં તો હજી સુધી આ પ્રકારની પરિસ્થિતિ પ્રવર્તે છે. માટે આ પ્રકારની કોઈ અન્તરરાષ્ટ્રિય યોજના કરતાં પહેલાં રાષ્ટ્રીય વાઙ્મયસૂચિઓના ક્ષેત્રે કામ કરવું જરૂરી છે.

પ્રથમ વિશ્વયુદ્ધ પશ્ચાત્ અન્તરરાષ્ટ્રિય બિબ્લિઑગ્રાફિક સંગઠન વિષયક વિચારોનું એક મોજું ફરી ઊપડયું હતું. આ પ્રવાહ દ્વારા પેરિસમાં 'International Institute of Intellectual Cooperation'ની કરવામાં આવેલી સ્થાપના એક ઉલ્લેખનીય બનાવ છે. વિદ્યમાન સંગઠનો અને સંસ્થાઓ વચ્ચે બૌદ્ધિક સહકાર વિકસાવવા માટે આ સંસ્થાનો હેતુ, સમન્વય અને પ્રોત્સાહન આપવાનો હતો. પણ સમન્વય કાર્ય કરવાને બદલે આ સંસ્થાએ એકમાત્ર સારી વાઙ્મયસૂચિઓ અને લેખસાર સામયિકો (abstracting journals) વગેરેનાં પ્રકાશનોને જ પ્રોત્સાહન આપ્યું છે.

ધીરે ધીરે ગ્રંથાલય સેવાઓ જોડે સંકળાયેલી વ્યક્તિઓ સંગઠિત થઈ અને ૧૯૨૯માં 'International Federation of Library Association'ની સ્થાપના કરવામાં આવી. આ સંઘનો મુખ્ય હેતુ, ગ્રંથાલય વ્યવસાયની વ્યક્તિઓ માટે એક અન્તરરાષ્ટ્રિય સંમેલનની ભૂમિકા પૂરી પાડવાનું અને પરસ્પર સહકાર ખીલવવાનું છે. વધુમાં બિબ્લિઑગ્રાફીના ક્ષેત્રે અન્તરરાષ્ટ્રિય સંગઠન અને વ્યવસ્થામાં પણ આ સંઘ નોંધપાત્ર ફાળો આપી રહ્યો છે.

બિબ્લિઑગ્રાફીના ક્ષેત્રે ૧૯૪૫માં યુનેસ્કોના પ્રવેશને લીધે અન્તરરાષ્ટ્રિય બિબ્લિઑગ્રાફિકલ પ્રવૃત્તિઓને અભૂતપૂર્વ વેગ મળ્યો છે.

## રાષ્ટ્રિય બિબ્લિઑગ્રાફિકલ કેન્દ્ર

અન્તરરાષ્ટ્રિય વાઙ્મયસૂચિનું લક્ષ્ય સિદ્ધ કરવા યુનેસ્કોએ રાષ્ટ્રીય વાઙ્મયસૂચિઓના વિકાસનાં સાધનો ઉપર સવિશેષ ધ્યાન કેન્દ્રિત કર્યું છે. યુનેસ્કો કૉન્ફરન્સમાં એ મતલબનો અભિપ્રાય પ્રવર્તતો હતો કે જો દરેક દેશમાં અસરકારક સાંપ્રતિક રાષ્ટ્રીય વાઙ્મયસૂચિઓ પ્રગટ કરવા માટેનાં તમામ જરૂરી સાધનો ઉપલબ્ધ કરી શકાય, તો સાર્વભૌમિક વાઙ્મયસૂચિ માટેની એક અનિવાર્ય અગ્રિમ જરૂરિયાત પૂરી થઈ જાય છે. જો દરેક દેશ સાંપ્રતિક બિબ્લિઑગ્રાફિક સેવાઓ સંગઠિત કરે તો ઇન્ટર-લાઇબ્રેરી લોન માટે તેમને સહમત કરી શકાય અને આ પ્રમાણે સાંપ્રતિક સામગ્રી ક્ષેત્રે સાર્વભૌમિક બિબ્લિઑગ્રાફિક માહિતી સેવાઓ અસ્તિત્વ ધરાવતી થઈ જાય.

જો આટલી વ્યવસ્થા ગોઠવાય તો પછી એક બીજું જરૂરી અને ઉપયોગી કામ, જે તાત્કાલિક હાથ ધરવું જોઈએ, તે છે ભૂતકાળની સામગ્રીનું સંકલન અને પ્રકાશન. આ રીતે ભૂતકાલીન અને

સાંપ્રતિક, બંને પ્રકારની માહિતીનું સંગ્રહ અને આદાન પ્રદાન કરવાની વ્યવસ્થા જો કામ કરતી થઈ જાય, તો પછી એક જગ્યાએ વિશ્વભરની તમામ માહિતીનું કેન્દ્રિય સૂચિકરણ ન થઈ શકે તો પણ કંઈ વાંધો નહીં. સાર્વભૌમિક વાઙ્મયસૂચિની યોજનામાં દરેક દેશને અનિવાર્યપણે ફાળો આપવો પડે, જે અનેકને રુચિકર ન પણ હોય, પણ રાષ્ટ્રીય વાઙ્મયસૂચિની યોજનામાં રાષ્ટ્રહિત અને રાષ્ટ્ર-ગૌરવની ભાવના સંકળાયેલી હોવાને લીધે એ સફળ થવાની શક્યતાઓ વધારે છે. આ રીતે રાષ્ટ્રીય વાઙ્મયસૂચિઓની વ્યવસ્થા અને સંગઠન ક્ષેત્રે દરેક દેશ આત્મનિર્ભરતા કેળવે, તે માટે યુનેસ્કોએ તેમને અપેક્ષિત પ્રોત્સાહન અને સહકાર આપવાની નીતિ નિર્ધારિત કરી છે અને આ વિચાર-સરણીમાં વ્યાપક સાર્વજનિક હિતની ગણતરી સમાયેલી છે.

વાઙ્મયસૂચિઓ અને ગ્રંથપાલ-વ્યવસાયના સમ્યક્ વિકાસ માટે યુનેસ્કોએ દરેક દેશ માટે એક સમૃદ્ધ રાષ્ટ્રીય ગ્રંથાલયની અનિવાર્યતા ઉપર ભાર મૂક્યો છે અને એ માટે અપેક્ષિત માર્ગદર્શન પૂરું પાડવા તમામ જરૂરી સાહિત્ય પ્રગટ કર્યું છે. રાષ્ટ્રીય બિબ્લિઓગ્રાફિકલ કેન્દ્રોની રચના માટે પણ જરૂરી માર્ગદર્શન 'Guide to National Bibliographical Centres' (Paris, 1970) નામક પુસ્તિકામાં આપવામાં આવ્યું છે. બિબ્લિઓગ્રાફિકલ કેન્દ્ર પાસેથી એ અપેક્ષા પણ રાખવામાં આવે છે કે તેણે રાષ્ટ્રીય વાઙ્મયસૂચિ વિષયક તમામ પ્રયાસોને જરૂરી પ્રોત્સાહન, સલાહ-સૂચન, વ્યવસાયિક ટ્રેનિંગ કે આર્થિક સહાય આપવા વ્યવસ્થા કરવી જોઈએ. આ પ્રકારના કેન્દ્ર દ્વારા ગ્રંથાલયો, શૈક્ષણિક સંસ્થાઓ અને વ્યક્તિઓને માહિતી-સેવા આપવામાં આવે અને રાષ્ટ્રીય તેમ જ અન્તરરાષ્ટ્રિય બિબ્લિઓગ્રાફિક માહિતીની આપ-લે, ઇન્ટર-લાઇબ્રેરી લોન અને પ્રકાશન વિનિમય વગેરેની વ્યવસ્થા પણ થવી જોઈએ. ગ્રંથ ઉ. ...ના આંકડા મેળવવાનું કાર્ય પણ આ ... મહત્ત્વની કામગીરી ગણાય.

એ સર્વમાન્ય હકીકત છે કે કાયદાની રૂએ પ્રકાશકો તરફથી રાજ્યના કેન્દ્રિય પુસ્તકાલય, રાષ્ટ્રીય ગ્રંથાલય કે નક્કી કરવામાં આવેલ અન્ય કોઈ ગ્રંથાલય દ્વારા મેળવવામાં આવતાં પુસ્તકોના વિશાળ-સંગ્રહ દ્વારા અસરકારક અને સ્વસ્થ સાંપ્રતિક બિબ્લિઓગ્રાફિકલ સેવાઓની સ્થાપના કરી શકાય. આ પ્રમાણે કાયદાની રૂએ કરવામાં આવેલ ગ્રંથસંગ્રહની વ્યવસ્થા અને દેખરેખની કામગીરી પણ આ કેન્દ્રની એક મહત્ત્વપૂર્ણ જવાબદારી ગણવામાં આવે છે. સાંપ્રતિક વાઙ્મયસૂચિઓનું સંપાદન અને પ્રકાશન તેમ જ ભૂતકાલીન સામગ્રી સાથે સાંકળી લેવાની વ્યવસ્થા જેવી પ્રમુખ કામગીરી ઉપરાંત સામયિકોનું કેન્દ્રિય સૂચિકરણ જેવી અન્ય સહાયક પ્રવૃત્તિઓ પણ રાષ્ટ્રીય બિબ્લિઓગ્રાફિકલ કેન્દ્રની જવાબદારી ગણાય. ગ્રંથપાલો અને બિબ્લિઓગ્રાફરોનાં શિક્ષણ અને ટ્રેનિંગ માટે જો કોઈ જગ્યાએ વ્યવસ્થા ગોઠવાઈ ન હોય તો આ કેન્દ્રે એ કાર્ય પણ હાથ ધરવું જોઈએ.

જે દેશો યુનેસ્કોની સ્થાપના પૂર્વે પણ બિબ્લિઓગ્રાફીનું મહત્ત્વ પિછાનીને આ ક્ષેત્રે કાર્ય કરતાં હતા તેમણે યુનેસ્કોનું પ્રોત્સાહન અને સહકાર મેળવીને આ ક્ષેત્રે અભૂતપૂર્વ સિદ્ધિઓ હાંસલ કરી છે. બિબ્લિઓગ્રાફિક કન્ટ્રોલના ક્ષેત્રે યુનેસ્કોએ જે અભૂતપૂર્વ વિકાસ સાધ્યો છે એની સંપૂર્ણ માહિતી 'Some aspects of Unesco's role with respect to Bibliographic Control, 1945–1965 (Paris, Unesco, 1967)માં આપવામાં આવી છે.

## બિબ્લિઓગ્રાફિક નિયંત્રણ મેળવવા માટે અપેક્ષિત વાઙ્મયસૂચિઓની રૂપરેખા

વિશ્વભરની બિબ્લિઓગ્રાફિકલ સેવાઓના વિકાસાર્થે ચર્ચા કરવા માટે, પેરિસમાં યોજવામાં આવેલ યુનેસ્કો કોન્ફરન્સમાં વર્તમાન બિબ્લિઓગ્રાફિકલ નિયંત્રણ મેળવવા, નીચે મુજબની વાઙ્મયસૂચિઓ તૈયાર કરવાનું સભ્ય દેશોને સૂચન કરવામાં આવ્યું હતું.

દરેક સભ્ય દેશોએ, જેમને ત્યાં સાંપ્રતિક રાષ્ટ્રીય-સૂચિઓ અને નીચે જણાવેલી અન્ય વાઙ્મયસૂચિઓ પ્રકાશિત ન થતી હોય, તેમણે સત્વરે એની વ્યવસ્થા કરવી જોઈએ.

(૧) દરેક દેશમાં પ્રગટ થતાં અને વેચાણ માટે મુકાતાં ગમે તે ભાષાનાં સમસ્ત પુસ્તકો અને પુસ્તિકાઓ, પ્રકાશિત મહાનિબંધો, જન–સાધારણની રુચિનાં વિદ્યાકીય પ્રકાશનો અને સરકારી પ્રકાશનોની સામાન્ય વાઙ્મયસૂચિ. સ્થાનીય જરૂરિયાત પ્રમાણે આ ત્રણ પ્રકારના પ્રકાશનોની જુદી જુદી સૂચિઓ પણ પ્રગટ કરી શકાય.

(૨) વેચાણ માટે ન મુકાતાં પણ પ્રકાશિત થતાં પુસ્તકો અને પુસ્તિકાઓની વાઙ્મયસૂચિઓ.

(૩) સામયિકો અને સમાચારપત્રોમાં પ્રકાશિત મહત્ત્વના લેખોની અનુક્રમસૂચિ (Index).

(૪) નકશા અને નકશાપોથીની સૂચિ.

(૫) સંગીત કૃતિઓની સૂચિ.

(૬) દશ્ય–શ્રાવ્ય સામગ્રીની સૂચિ.

(૭) અપ્રકાશિત મહાનિબંધો અને વિદ્યાકીય પ્રકાશનોની સૂચિ.

(૮) સ્થાનીય સરકારનાં પ્રકાશનોની સૂચિ.

(૯) સાંપ્રતિક સામયિકો અને સમાચારપત્રોની માર્ગદર્શિકા.

(૧૦) પ્રકાશકો અને પુસ્તક–વિક્રેતાઓની માર્ગદર્શિકા.

(૧૧) અભ્યાસી–સંઘો (learned societies), સંસ્થાઓ, ગ્રંથાલયો અને અન્ય સંબંધિત સંગઠનોની માર્ગદર્શિકા.

ઉપર નિર્દેશિત સામગ્રી ઉપરાંત પુસ્તકો અને સામયિકોના લેખોની ચૂંટેલી–સામગ્રીસૂચિ (select list) પણ, ટિપ્પણ કે એના વિનાની, પ્રકાશિત કરવા વિચારવું જોઈએ.

આ પ્રમાણે યુનેસ્કોએ ૧૯૫૦માં 'માનવ પ્રત્યાયનના સમસ્ત આલેખો'ની એક રૂપરેખા તૈયાર કરી આપી હતી. બિબ્લિઓગ્રાફિક કન્ટ્રોલની પરિભાષામાં એક બીજો શબ્દ પણ વપરાયો છે— 'વ્યવસ્થિત નોંધણી.' આ શબ્દ સ્વાભાવિક રીતે જ માનવ પ્રત્યાયનના આલેખોની નોંધણી અને સંગઠનની વ્યવસ્થા માટે વિશિષ્ટ એજન્સીની જરૂરિયાતનો નિર્દેશ કરે છે. આ વિશિષ્ટ એજન્સી એટલે એકમાત્ર સરકારી સંસ્થા જ નહીં, પણ ગ્રંથાલયો, વ્યવસાયિક સંગઠનો કે કોઈ વ્યક્તિ પણ હોઈ શકે. આજે વિશ્વભરમાં કામ કરતી બિબ્લિઓગ્રાફિકલ સંસ્થાઓ વિશેની ખૂબ વિસ્તૃત માહિતી યુનેસ્કો દ્વારા પ્રકાશિત 'Bibliographical services throughout the world : 1950–1959, 1960–1964 and 1965–1969,માં જુદા જુદા ગાળાની માહિતી ત્રણ પુસ્તકોમાં આપવામાં આવી છે.

## ઉપસંહાર :

સાહિત્ય–વિસ્ફોટની સમસ્યાનું સમાધાન છે— 'બિબ્લિઓગ્રાફિક કન્ટ્રોલ'. અને આ કન્ટ્રોલ એટલું વિસ્તૃત હોવું જોઈએ કે માઇક્રોફિલ્મ, માઇક્રોફાર્મ્સ, ગ્રામોફોન રેકોર્ડ્સ, ટેપ્સ, હસ્તપ્રતો વગેરે બધા પ્રકારનાં માનવ પ્રત્યાયનનાં સાધનોને આવરી શકાય. વાઙ્મયસૂચિઓમાં એટલી ક્ષમતા હોવી જોઈએ કે તે દરેક આલેખમાં નિહિત વિભાગો કે ખંડો સુધી પહોંચી એ માહિતીને બહાર લાવી શકે. આ રીતે તમામ પ્રકારની માહિતી સુધી અસરકારક અભિગમનની

ગોઠવાયેલી વ્યવસ્થા-પદ્ધતિને સંપૂર્ણ બિબ્લિઓગ્રાફિકલ કન્ટ્રોલ કહેવામાં આવે છે.

દરેક દેશે પોતાની દરેક પ્રકારની, સાંપ્રતિક તેમ જ ભૂતકાલીન, પ્રત્યાયન સામગ્રીની વિસ્તૃત વાઙ્‌મયસૂચિ સંકલિત કરવી જોઈએ અને સાંપ્રતિક વાઙ્‌મયસૂચિને અગ્રિમ પસંદગી આપવી જોઈએ, કેમકે બિબ્લિઓગ્રાફિકલ નિયંત્રણ મેળવવાની દિશામાં આ એક અગત્યનું અને પ્રારંભિક પગથિયું છે. અસરકારક નિયંત્રણ હાસલ કરવા માટે એ પણ જરૂરી છે કે દેશભરમાં પ્રગટ થતી તમામ સામગ્રી આ કાર્ય માટે નિયત કરવામાં આવેલા ગ્રંથાલયોમાં સમયસર પહોંચતી કરવામાં આવે અને આ કાર્યમાં સિદ્ધિ મેળવવા કાયદાની રૂએ મેળવાતાં પુસ્તકો વિષયક કાયદો કડક હોવો જોઈએ, જેથી કોઈ પણ સામગ્રી ગ્રંથાલયમાં આવતાં રહી જાય નહીં.

સામાન્યતઃ વાઙ્‌મયસૂચિ સંકલિત કરવાનું કાર્ય રાષ્ટ્રીય બિબ્લિઓગ્રાફિકલ કેન્દ્ર દ્વારા કરવામાં આવે છે, જે રાષ્ટ્રીય ગ્રંથાલયના એક વિભાગ તરીકે કામ કરતું હોય છે.

રાષ્ટ્રીય વાઙ્‌મયસૂચિની વ્યવસ્થા ઉપરાંત, રાષ્ટ્રીય તેમ જ આન્તરરાષ્ટ્રિય ધોરણે કામ કરતી એવી સંસ્થાઓ હોવી જોઈએ જે પોતાની પસંદગીના વિષય કે વિદ્યાશાખા પૂરતી બિબ્લિઓગ્રાફિકલ સેવાઓ આપવાની વ્યવસ્થા કરે.

કોઈ પણ દેશની સમસ્ત સાંપ્રતિક બિબ્લિઓગ્રાફિકલ સેવાઓની, તેમ જ ચાલી રહેલા તમામ પ્રોજેક્ટની માહિતીનું પ્રસારણ કરવા માટે રાષ્ટ્રીય ગ્રંથાલય દ્વારા નિયમિત રીતે કોઈ પત્રિકા પ્રગટ થવી જોઈએ, જેથી વિશ્વભરનાં ગ્રંથપાલો અને માહિતી શોધનારાઓને માર્ગદર્શન મળી શકે.

# ગુલમહોરની છાયામાં

●

ચંદ્રકાન્ત શેઠ

ઉદયને તમે કોઈ વાર મળ્યા છો? એ મળવા જેવો માણસ છે. આંખો પર જાડાં ચશ્માં, ઠીંગણો, જાડા હોઠ, ગોરો વાન અને 'દેખાવે કંઈ આકર્ષક ન કહેવાય' એમ ભલે લેખક કહે, એવું એક આકર્ષણ તો છે જ—એની આત્મસ્થાપના માટેની જે સભાન સવિવેક મથામણ છે તેનું, એના આત્મવિશ્વાસનું. એ ઘોડી લઈને ચાલે છે, હકીકતમાં તો એ આત્મવિશ્વાસથી ચાલે છે. ઉદયનો મિત્ર એને 'કાળમીંઢ દીવાલને ફાડીને ઊગેલાં અશ્વત્થ' તરીકે ઓળખાવે છે. એ ઓળખાણમાં મિત્રનો સદ્ભાવ, એનો ઉમળકો દેખીતી રીતે જ બુલંદ થયેલો છે. ઉદય આજે જે કંઈ છે એમાં – એના હોવાપણામાં – એના 'બીઇંગ'-માં એનું થયા-પણું ઠીક ઠીક આસ્વાદી શકાશે. ઉદય જ્યારે કહે છે કે "હું એમ માનીને વર્તું છું કે પગનો ઉપયોગ મર્યાદિત છે અને મારે એનું વળતર હાથ પાસેથી વાળવાનું છે." (પૃ. ૪) ત્યારે એવી એની સ્વસ્થ વાણીમાં એ વિપરીત પરિસ્થિતિ સામેનો અણનમ સંઘર્ષ, એ પરિસ્થિતિ સાથેનો પોતાનો સમજપૂર્વકનો મેળ–સ્વીકાર ઇત્યાદિ પ્રતીત થયા વિના રહેતાં નથી.

ઉદય જન્મ્યો ત્યારે અપંગ નહોતો. 'ત્રણ ત્રણ વરસ સુધી તેણે ગતિનો ભરપૂર અનુભવ કર્યો હતો.' (પૃ. ૩) પણ તે પછી આકસ્મિક રીતે જ એ તાવમાં સપડાયો ને પોલિયોનો ભોગ બન્યો. એના કૃશ થઈ ગયેલા પગ એનો ભાર ઝીલી શક્યા નહિ ને તે સીધો માના ખભા પર તૂટી પડ્યો; ને ત્યારે 'માને પોતાને માથે ઇમારત પડ્યાનો અનુભવ થયો.' (પૃ. ૬) 'ગરોળીની કપાઈ ગયેલી પૂંછડીના જેવું ચૈતન્ય ઉદયના બેઉ પગોમાં વરતાતું' (પૃ. ૭) હતું.

આ ઉદયની સારવાર માટે અનેક પ્રયત્નો થયા; એમાં શરૂઆતમાં કેટલાક આડા-અવળા ઉપચારો પણ થયા; જે ઘરમાં 'ભાઈસાહેબ' જેવી સમજદાર વ્યક્તિ, ત્યાં પહેલેથી જ સાચી દિશાનાં 'ચાંપતાં પગલાં' લેવાયાં હોત તો? યામિનીબહેનને ડૉકટરે પાછળથી વિલંબ માટે આડકતરી જે ટકોર કરી (પૃ. ૧૧૭) તે ન કરવાની થઈ હોત તો! કદાચ ઉદયના પોલિયોના રોગની પ્રાથમિક અવસ્થામાં તેઓ સ્થાનિક દાક્તરની ગફલતનો ભોગ બન્યા. પગવાળા ઉદયને હવે પગ વગરના ઉદય તરીકે નવી રીતે જીવનને ગોઠવવાનું હતું; ને એ વધારે તો મુશ્કેલ હતું

બાલવયમાં, જ્યારે પોતાની વયના અનેક બાલભેરુઓ બહાર ખુલ્લામાં કબડ્ડી જેવી કે ક્રિકેટ જેવી રમતો રમતા હોય ત્યારે. ભાઈસાહેબ પ્રશસ્ય એવી સૂઝબૂઝથી ઉદયનાં જતન જાળવણી, એનો ઉછેર કરે છે. તેઓ 'ઉદયથી દૂર ખસી ગયેલી એકેએક વસ્તુને તેની નજીક ખેંચી લાવવા' મથે છે (પૃ ૨૦) તેઓ ઘરના 'નવા રૂમ'માં કબડ્ડીનુ મેદાન રચાવી દે છે (પૃ. ૨૦), ત્યાં લખોટી રમવાની ગબ્બીયે થઈ જાય છે. (પૃ ૨૧) એ રૂમ જરૂર પડયે આખો ખાલી કરાવી ગિલ્લીદંડા અને ક્રિકેટનુ મેદાન પણ બની રહે છે. (પૃ ૩૮–૪૨) જરૂર પડયે ભાઈસાહેબ ઉદયના ભેરુ થવાનીયે ભૂમિકા સ્વીકારી લે છે. આ ભાઈસાહેબની ધાકને કારણે સૌને ઉદયનું મહત્ત્વ સ્વીકારવું પડે છે (પૃ ૧૩). ભાઈસાહેબની જ કડક સૂચનાથી ઉદયને અમ્પાયર પદ આપવાની ચિરાગને ફરજ પડે છે (પૃ ૪૨). ભાઈસાહેબ સતત ઉદયના ગમા-અણગમાનો, એની શારીરિક-માનસિક મર્યાદા-મુશ્કેલીઓનુ ભાન રાખે છે. રાજુ સાથે ઉદયને નિશાળે નહિ મોકલવાના ખ્યાલમાં આ સભાનતા જ કારણભૂત છે(પૃ. ૪૬) એ સભાનતાને લઈને જ દોડતા હરણના ચિત્રવાળું કેલેન્ડર તેઓ સંતાડી મૂકે છે (પૃ ૬૫) ભાઈસાહેબ ઉદયને સાથે રાખી જમાડે છે, હીંચકે જોડાજોડ બેસાડે છે, એની દિનચર્યામાં ઊંડો રસ લે છે ઉદય લાચારીનો જરાય અનુભવ ન કરે એ માટે ઘણી સજાગતાય રાખે છે. ઉદય બાબત ભાઈસાહેબનાં બહેન જુવા અઘટિત બોલે છે ત્યારે ભાઈસાહેબ ગુસ્સે થઈ સંભળાવી દે છે : "ઉદયની બાબતમા હું કોઈનું સાંભળવાનો નથી એનું પહેલું જોવાનું રહેશે" (પૃ. ૨૩) તેઓ ઉદયની જરૂરિયાતો પરત્વે અત્યંત સંવેદનશીલ છે (પૃ. ૮૫). ભાઈસાહેબ ઉદય માટે થઈને બેવકૂફ થવું પડે તો તેય થવા સ્વેચ્છાએ તૈયાર હોય એવું ડોણ માતાની માનતાવાળા તથા એ સરદારજીઓના રોગનિવારણ માટેના ટુચકાવાળા પ્રસંગમાંથી સમજાય છે તેઓ ઉદયને વાગે-કરે છે તો વઢવાનું તો દૂર રહ્યું એને ઊલટાનો બિરદાવે છે (પૃ. ૩૫–૩૬). તેઓ ઉદયની બાબતમાં બહુ વિચાર પૂર્વક કહે છે : "એની જિદ્ જ એની પાસેથી આજે ઉંબર અને કાલે પહાડ ઓળંગાવશે" (પૃ ૩૫) આગળ પણ કહે છે : "એની જિદ્ જ એને જિવાડશે" (પૃ. ૩૬)

ઉદયમા વિલક્ષણ પ્રકારનું માનીપણું છે. એ માનીપણાને કારણે જ ઉદય રાજુને છોડાવવા દોડે છે ને ત્યારે રાજુ પોતાની કુમક પહેલાં છૂટી જાય એ એને અનુકૂળ આવતું નથી. (પૃ. ૫૮) ભમરડો હાથમા આવ્યો તો તેના પર પોતાનો કાબૂ જમાવવાના એક પ્રયત્નના એક ભાગરૂપે જ ઉદય ભમરડાને પથ્થરથી ટીચવાનું કરે છે. (પૃ. ૬૪) આ ઉદય પગની મર્યાદાનો વિચાર કર્યા વિના દોરી કૂદવાની હઠ લે અને એ પ્રસંગે મા ઉશ્કેરાઈ ધડાધડ તેને તમાચા ચોઢી રડી લે – એ વાત ખરે જ માર્મિક છે (પૃ. ૬૬) એવો જ માર્મિક એક પ્રસંગ છે જ્યારે મા ઉદય પહોંચી ન શકે એટલે ઊંચે દીવાસળીની સળી રમતમા ને રમતમાં સંતાડી દે છે એ (પૃ ૬૯–૭૦). મા ઉદયની પ્રસન્નતા સાચવવા કેવી તો મથામણો કરે છે. એ ચિરાગના રૂના બગલાવાળા એક પ્રસંગથીયે સુંદર રીતે સમજાય છે મા પોતાના દીકરાને સાજો કરવાના લોભે બે ધુતારા એવા સરદારજીઓની વાતમાયે આવી જાય છે; પણ જ્યાં કબૂતરને મારીને ઉદયને સાજો કરવાની વાત આવે છે ત્યાં માની તૈયારી જણાતી નથી. કબૂતરને બચાવી લેવાય છે તેથી માને હાશકારો અનુભવાય છે. ભાઈસાહેબ ઉદય માટે થઈને કબૂતર લાવે છે ત્યારે મા 'રોષમિશ્રિત' અવાજથી સંભળાવીને રહે છે : "કોઈને ભોંયભેગો કરવાથી તમારો દીકરો ભોંયઘસડતો મટશે નહિ, સમજ્યા ?" (પૃ ૭૫) ભાઈસાહેબ એ પછી ઉદયના મનોરંજન માટે થઈને કબૂતર વસાવે છે પણ જે રીતે એક કબૂતરની ટાંગ કપાઈ ગઈ એ દશ્યે ટાંગ વગરના દીકરાની જનેતાને મનમાં હલાવી દીધી. માએ કબૂતર બાબતના એક ગમખ્વાર બનાવ પછી કબૂતરના પાંજરાને હંમેશ માટે વિદાય દઈ દીધી

ઉદય કોઈક રીતે પોતાની પગની મર્યાદાને વટી જવા માગતો હતો. એ બાબતમાં ભાઈસાહેબનું સતત પ્રોત્સાહન રહેલું. ઉદયે 'બાળ-કલબ' સ્થાપી; ભાઈસાહેબને એ રુચ્યું (પૃ. ૮૩). ઉદયનો આત્મ-વિશ્વાસ બઢતો હોય એવો કોઈ પણ પ્રયત્ન એમને રુચતો.

ઉદય નાનપણથી જ અત્યંત સંવેદનશીલ જણાય છે. અરીસાની ડિઝાઈનમાં ઊંચાં પગથિયાં જોવા મળતાં તેના પર પગ મૂકી ચઢી જવાનું એને મન થાય છે. (પૃ. ૧૩). તેને આકાશમાં ઉડ્ડયન કરતી સમડીઓ આકર્ષે છે (પૃ. ૧૪). આ ઉદયને આંગણામાં ઘસડાવું ગમતું નથી (પૃ. ૧૫). તે એકેએક વસ્તુ પોતાની પાસેથી દૂર ને દૂર ખસી રહી હોય, પોતાના હાથમાં કશું ન આવતું હોય એવી પ્રતિક્રિયા (પૃ. ૧૭) અનુભવે છે. ઉદય ટેક્સીમાં મુસાફરી કરતાં 'જડ પગેથી સરકતાં વૃક્ષો' (પૃ. ૨૭).ની ખાસ નોંધ લે છે. આ ઉદય પોતાની મર્યાદાથી પરાભવ પામવા માગતો નથી; તેની એક વેદનામિશ્રિત મથામણ સતત ચાલુ છે. એ મથામણમાં કરુણતા કંઈક વરતાય. પણ વીરત્વનો ભાવ પ્રબળ છે. 'એક અડીખમ દુર્ગના દ્વાર પર તેનું મસ્તક પછડાવાના અવાજો' (પૃ. ૩૭) ઉદયને પોતાના અંગેઅંગમાંથી સંભળાવા લાગતા. પણ ઉદય ત્યાં અટક્યો નથી – અટકી શક્યો નથી. એ દયાપાત્ર ઠરીને જીવવા માગતો નથી. એને એક 'કેસ'-રૂપે જાણે જીવવાનું મંજૂર નથી. ઉદયને મેસમાં એક વાર તકલીફ પડી તે જોઈ હમદર્દીથી પ્રેરાઈ મેસના કોન્ટ્રાક્ટરે રૂમ પર થાળી મોકલી તો ઉદયે તે પાછી વાળી. કોન્ટ્રાક્ટર ત્યારે બોલી ઊઠે છે: "શું ફાંકો હોય છે માણસને! આપણી હમદર્દી ઓછી થઈ જાય." (પૃ. ૨૭૦) ક્યાંય આવો જ કંઈક અનુભવ ઋતુનેય થયો છે ઉદય સતત ઇચ્છે છે: સૌ એની સાથે બિલકુલ નિર્વિશેષભાવે–સ્વાભાવિક રીતે (નૉર્મલી) વર્તે. એ પોતાની અપંગતાને અતિક્રમવાનો એકાગ્રતાથી પ્રયત્ન કરે છે. ઋતુને તે કહે છે: "આત્મનિર્ભર થવા તો આ સઘળું વેઠ્યું છે." (પૃ. ૨૪૫) એની વિદ્વત્તાની — કાવ્યાદિની સાધનાયે સંભવત: પોતાની અપંગતાને વટી જવાની એની તમન્નાના જ એક અનિવાર્ય પરિણામરૂપ છે. (પૃ. ૧૨૦) ઋતુ પણ તેની દયા ખાતી તેને મળે એ તેને માન્ય નથી. સ્નેહમાં તે આત્મ-સન્માન વાંછે છે, આત્મદયા નહિ.

ઉદયના હૉસ્પિટલ-જીવનનો જ નહિ, અહીં નિરૂપિત સમગ્ર જીવનનો વિચાર કરતાં એને માટે તો 'વેદના સિવાય અન્ય કોઈ સંવેદના ન' હોય એવી સ્થિતિ પ્રધાનતયા પ્રતીત થાય છે. જે ગુલમહોર ઉદયની આંખમાં—એના અંતરમાં સતત પુષ્પિત–મહોરેલો ઝૂમે છે એ ગુલમહોર તે પોતે જ છે એમ એ અનુભવી શક્યો છે ખરો? ગુલમહોરનું આકર્ષણ છે, પણ એ એની બહાર છે ને છતાં એવું કશુંક નિગૂઢ બંધન એની સાથે એને બાંધી રહ્યું છે કે ગુલમહોરની આશમાં ઉદયના ચહેરાની રતાશ હોવાની સુખદ ભૂલ ન થાય તો જ નવાઈ લાગે. ઉદયે તો હૉસ્પિટલની સિસ્ટરને એક વાર કહેલું: "દુખવું અને ન દુખવું, ઉપરાંત એક ત્રીજી અવસ્થા પણ છે સિસ્ટર, સહન કરવું" (ધીરેન્દ્રે દુખવું ને સહન કરવું — એ બે વચ્ચે ભેદ કર્યો છે, પણ ભેદ કરવાની જરૂર ક્યારેક નયે પડે!) ઉદયના આ શબ્દોને શારીરિક પીડા પૂરતું જ મર્યાદિત કરવાની જરૂર ખરી? ઉદય પોતાને સ્થાપવા જતાં, પગ વિના પણ પગભર મનુષ્ય તરીકે — પૂરા મનુષ્ય તરીકે જીવવા જતાં વેદનાને — સહન કરવાની ભૂમિકાને અનિવાર્યતયા ઇજન દઈ બેસે છે. એમાં એનું દૈન્ય કે પલાયન તો નથી, બલકે પોતાપણાનું તીવ્રભાન ને આત્મસન્માન છે. ઉદય પોતાની સાથે 'ચાલવું' ક્રિયાપદ જોડાય, પોતાની આજુબાજુ ઘોડીનાં બબ્બે પદચિહ્નો અને તેમની વચ્ચે ચાલતાં કેલિપર્સનાં બબ્બે પદચિહ્નો અંકાય — એ ઘટનાઓથી પોતાના લોહીમાં જે સંચાર અનુભવે છે એમાં કુદરતદીધી અપૂર્ણતા પરના પોતાના વિજયનો જ એક પ્રચ્છન્ન–પ્રસન્ન રોમાંચ હશે એમ સમજાય છે.

આ ઉદયને ધીરેન્દ્રે હૉસ્પિટલમાં નવલકથાકળાની દૃષ્ટિએ જોઈએ તે કરતાં વધુ સમય રાખ્યો છે. જોકે એ દરમ્યાન ધીરેન્દ્ર ઉદયની આખે હૉસ્પિટલના જગતના અનેક ચહેરાઓની — એ ચહેરાઓની ભાતીગળ દુનિયાની તસવીરો ખેંચવામાં પૂરો સક્રિય છે. એ દુનિયામાં જો વેદના છે, તો વહાલ પણ ઓછું નથી. એ દુનિયામાં ઉદય જોઈ શકે છે કે પોતે માત્ર એક નથી. ઉદયોની આખી એક દુનિયા છે, ને છતાં દરેકદરેક ઉદય જુદો છે, દરેકની આગવી અપેક્ષાઓ ને આગવી અ-ગતિ ને ગતિ છે. ઉદય ત્યાંથી ગુલમહોરનું એક સ્વપ્ન લઈને નીકળે છે. એ હૉસ્પિટલને રમણીયતા અર્પતું ગુલમહોર ત્યાંના કમ્પાઉન્ડમાં હતું કે ત્યાંના ડાક્તરો–નર્સોના મનો વિશ્વમાં? ઉદયને એ ગુલમહોરનો છાયો બરોબરનો અડ્યો છે. એની આંખમાંથી નીલગિરિનું વૃક્ષ પણ ક્યાં ખર્યું છે? નીલગિરિની સાથે ગુલમહોરનો પણ સહાનુભવ થાય છે ને! આત્મસપન ઉદય મનમાં એક મોતીનું ઝાડ પણ લઈ આવ્યો છે. પણ એ ઝાડની ટોચે એક મોતી મૂકવાની કઠિનતમ સમસ્યા સળગતી છે. એ મોતી આમ તો ભર્યે રહ્યું રાજકુમારના હાથમાં, પણ એ રાજકુમાર પેલા ઝાડની ટોચ સુધી પહોંચી શકે એમ નથી? ત્યાં પહોંચવા પાંખો જોઈએ ને એ તો બની શકે રાજકુમારીનાં આંસુમાંથી પણ રાજકુમારી તો છે નહિ — એ તો ઊડી ગઈ છે, પોતાનાં જ આંસુની રાજકુમારદીધી પાંખો પહેરીને. કથામાં વેદનાનો જ સૂર વળી વળીને ઘૂંટાય છે. આ રાજકુમાર તે જ આપણો ઉદય નહિ? એ ઉદયના હાથમાયે મોતી હશે ને! આપણને લેખકે એ બતાવ્યું નથી; લેખકે તો બતાવ્યો છે એનો ક્યાંક ટોચે પહોંચવાનો વલવલાટ, તેય સંયત રૂપનો, 'શિષ્ટતા'ના મલાજામાં ઉદયની હથેળી દૃઢ સંકલ્પથી બદ્ધ મુઠ્ઠીરૂપે જ વધુ તો વરતાય છે. એના હાથ ઢીલા નથી, કેમ કે એને કેવળ ઉદયના શરીરનો જ નહિ એના વ્યક્તિત્વનો ભાર ઉપાડીને 'ચાલવા'નું છે — નહીં, 'દોડવા'નું — 'નાચવા'નું છે.

પણ, પણ...ઉદયના ભાગ્યમાં 'ચાલવા'નું ! — કદાચ આમરણ અવિશ્રાંતપણે 'ચાલવા'નું — અટૂલા એકલા ચાલવાનું. ક્યારેક 'પ્લાસ્ટર પર તબલાં વગાડવા' (પૃ. ૨૧૮)ની મોંઘેરી તક એને મળી હશે, પણ મહદંશે તો પ્લાસ્ટર બની જતું દર્દ લઈને (પૃ. ૨૧૫) જ એ જીવતો જણાય છે

સરસ્વતીચંદ્રના નશાથી 'અનુભવાર્થી' (પૃ ૨૫૮) થવાને નગરવાસ વેઠતો આ ઉદય એક બાજુ ઋતુ સાથે ને બીજી બાજુ અમલા સાથે સંબંધમાં આવે છે. ઋતુ એની 'ઉદાસીન પ્રકૃતિ'થી આકર્ષાય છે (પૃ. ૨૪૭), તો એ જ પ્રકૃતિ ઋતુ અને એની વચ્ચેની દૂરતા માટેનું એક માત્ર નહિ તોયે એક મહત્ત્વનું કારણ જણાય છે. ઋતુના પ્રથમ પત્રે ઉદય હાલી ઊઠ્યો હતો (પૃ. ૨૫૨) છતાં પોતે કોઈ વાર પત્ર નથી લખતો (પૃ. ૨૫૩) એ કેવું? 'આત્મવિશ્વાસ' માટેનીયે કોઈ ગ્રંથિ હોઈ શકે? એવી ગ્રંથિનો ભોગ ઉદય બન્યો હોય? ઉદય શા માટે પોતાના ઘરમાંયે 'આગંતુક' હોવાનો ભાવ અનુભવે છે? એમ લાગે છે કે ઋતુ ને ત્યાર પછી અમલાના પ્રવેશે એની સ્વાયત્તતાની સરહદોને કંઈક વિચલિત કરી દીધી છે, ને તેથી 'પરિઘની ઓથે ઓથે ગોળ ગોળ ફર્યા કરવા' જેવું તે અનુભવે છે. જંખનાના બળે ઉદયના ચિત્તને કોઈ એવો અજંપો — એવી ગતિ પ્રેરી છે કે એને હવે કાં તો ક્યાંક આખાને આખા પહોંચવું જોઈએ, અથવા પોતાને વિખેરતા જવું પડે. એની ભૂમિકા શું બીજા પ્રકારની નથી? એની 'વિચ્છેદાતા સમયખંડની વ્યથા' શું સૂચવે છે? એ વ્યથાની કોઈ અમલા સાક્ષી થઈ શકે? થઈ શકે ને ન પણ થઈ શકે! 'સાક્ષી'પણું સહેલું નથી

આ નવલકથા કોઈ ચોક્કસ વિધાન સાથે વિરમતી નથી, એ ઉદયની દેખીતી 'સ્વસ્થ' છતાં અંદરથી કંઈક સંકીર્ણ મન સ્થિતિ જોતાં ઠીક લાગે છે ઉદય 'જીવનવાદી' છે એમ જે કહે છે તેમાંય એનો એક બૌદ્ધિક અભિનિવેશ મને તો લાગે છે. (આ અભિનિવેશ એના પાત્રવિધાનમાં ક્યાંક ક્યાંક વિક્ષેપરૂપ પણ જણાય છે) વસ્તુતઃ તો જ્યારે ઉદય ઋતુને પત્ર લખે છે ત્યારે

તેમાં જે કહે છે તે જ એની જીવનનિષ્ઠાનો કારણ્યગર્ભ સંકેત કરનારું છે. તે એમાં લખે છે : 'યાદ કરીશ, માએ છાપરા પર નાખેલાં ચણને કબૂતરોને ચણી જતાં જોયા કરીશ. સાથે પેટી ભરીને પુસ્તકો લાવ્યો છું તે વાંચ્યા કરીશ, લખીશ અને સર્વનો પર્યાયરૂપ શબ્દ વાપરીને કહું તો જીવીશ...'' (પૃ. ૨૮૫) ઉદય કબૂતરો ચણચણતાં જુએ, વાંચે-લખે, પણ ઋતુ કે અમલા પોતાની સરહદમાં પ્રવેશ્યા પછી જે કંઈ થયું — એમના અભાવે જે કંઈ વિક્ષોભો પેદા થયા એ બધુંયે પેલા દર્શન-વાચન-લેખન વગેરેમાં નહિ ભળવાનું? એ એના જીવનની એક વિલક્ષણ અર્થસંપત્તિ નહીં થશે? ઉદય જીવવા માટે કશોક સંદર્ભ અનિવાર્ય માને છે (પૃ. ૨૮૯), એ એને સાંપડે છે ખરો? એને માટે અમલા વ્યક્તિ મટીને વિચાર બની ગઈ, અસ્તિત્વ અંગેનો વિચાર; તો ઋતુ અસ્તિત્વ અંગેનો પ્રશ્ન બની ગઈ. (પૃ. ૨૯૦) બંનેએ કંઈ નહિ તો વેદનાનો સંદર્ભ તો ઉદયને આપ્યો જ છે. એ વેદના જીરવવામાં—એ વેદનાનો દ્રોહ નહિ કરતાં એને મૂકપણે સ્વીકારવામાં ઉદયની તાકાત—એની જિંદાદિલી અનુભવાય છે. આ નવલકથાના નાયક તરીકેની એની 'ધીરોદાત્તતા' ઋતુ ને અમલા વગરપણ જીવી લેવાના; અને ઋતુ ને અમલાના મત-સ્વાતંત્ર્યનો આદર કરી, તેમની રીતે તેમને જીવવાની મોકળાશ કરી આપવાના – એ રીતે જીવવાની શક્તિને ઉત્તેજિત કરવાના એના સૂક્ષ્મ પ્રયાસોમાંથી વ્યંજિત થાય છે.

ઉદયને ઋતુ મળી, અમલા મળી; પરંતુ એની ગતિનો આધાર તો રહ્યો પેલી લાકડાની બે ઘોડીઓ; જે ચલાવવાની હતી પોતાના જ બાવડાના બળે. ને આમ છતાં ઋતુ અને અમલાનો સંબંધ એની મનોગતિને — એની સૂક્ષ્મ જીવનગતિને વેદનાનો-વેદનાગર્ભ સ્નેહનો એક બહુમૂલ્ય સંદર્ભ બક્ષીને એની આત્મનિર્ભરતાને એક અપૂર્વ પરિમાણથી પ્રત્યક્ષ કરી આપવાનું કામ કરતો નથી?

ધીરેન્દ્રે ગદ્યને અવારનવાર કવિતાનો પુટ આપ્યો જણાય છે; અથવા એમ જ કહેવું યોગ્ય કહેવાશે કે અવારનવાર આ નવલકથામાં કવિતા-સંવેદનનાં બિન્દુઓ ઝળહળી ઊઠે છે. ધીરેન્દ્રની નજરે મા અને નાનો ઉદય જોતાં હોય એવોય વહેમ આવે! દા.ત. પૃ. ૩૮ પર લેખક લખે છે : ''મા તો કહે છે, ઉદયને મૂકીને આ સરહદ ઓળંગે તો શૂન્યતા એનાં ચરણોમાં ભરાયેલી રહે.'' પૃ. ૫૨ પર લેખક લખે છે : ''ઉદય પાટિયા પર પછડાતા ચોકનો સ્પષ્ટ સંભળાતો અવાજ રસપૂર્વક સાંભળતો હતો. અક્ષર નીચે કૂદી પડતા હોય અને તેમનો પગરવ સંભળાતો હોય એમ લાગતું હતું.'' (પૃ. ૫૨)

લેખક કેટલીક વાર કેવી સચોટતાએ-રમણીયતાથી અભિવ્યક્તિ સાધે છે તેનાં તો આ કૃતિમાં ઠેર ઠેર ઉદાહરણો મળે તેમ છે :

ભુવા ઉદયનો ચેતનહીન પગ ભાઈસાહેબને બતાવે છે ત્યારે લેખક લખે છે : 'ઉદયનો પગ વેચાણ માટેની કોઈ વસ્તુ ન હોય એ રીતે ભુવાએ ભાઈ-સાહેબને બતાવ્યો...' (પૃ. ૨૪)

વર્ગમાં ઘોંઘાટ છે ને એટલામાં સાહેબ આવે છે ને ત્યારે, લેખક લખે છે તેમ, 'મચેલો ઘોંઘાટ પાછો બેંચમાં, દફતરોમાં, હાથ-પગમાં, મોઢાંઓમાં ભરાઈ જવા લાગ્યો.' (પૃ. ૪૮)

ઉદયના અસંતોષની વાત કરતાં લેખક લખે છે : 'એનો અસંતોષ હાથમાં પકડી શકાય એવો ઘટ્ટ બનતો ગયો.' (પૃ. ૨૫૫)

લેખકે અનેક આસ્વાદ્ય સંવેદનચિત્રો અહીં ઉઠાવ્યાં છે. દાખલા તરીકે ઉદયના પગોનું અચેતન સ્વીકાર પામી ચૂકયા પછીની ઉદયની આંતરબાહ્ય સ્થિતિનું ચિત્રણ કરતાં ધીરેન્દ્ર લખે છે :

''સમયનું અનુસંધાન જાણે કે કપાઈ ચૂક્યું.

ઉદય નવેસરથી પાઠ ભણવા લાગ્યો. એણે પણ જાણે સમાધાન કરી લીધું. પહેલાં તેની આંખોમાં, તેના હલનચલનમાં, તેના ચિત્કારમાં ફરિયાદનો સ્વર સંભળાતો : મારાં વીતેલાં વરસોનું શું ? મારી ઉપલબ્ધિઓનું શું ? આ પૃથ્વી પર મેં પાડેલા એક એક પગલાનું વળતર મારે જોઈએ... એ સ્વર જાણે સમયને, જાણે ગતિને થંભાવી દેતો.. આજે પણ છેક શમી નહોતો ગયો એ સ્વર, પરંતુ જોઈ શકનારને માટે આવું સંવેદન શક્ય હતું : જાણે એ સ્વર ધીરે ધીરે એક દિશામાં વિલીન થઈ રહ્યો છે...એક ક્ષીણસ્રોતા સરિતાને તીર કોઈ બાળ પોતાનો સમયદીપ પધરાવીને વિનંતી કરતો કરતો કહી રહ્યો છે : મા ! આ દીપનો સ્વીકાર કરી લે ને મને ગતિ આપ ! એ નદીનાં નીર ક્યારેક પ્રબળ બનીને તેને વહાવે છે તો ક્યારેક તેની ગતિ અવરોધી દે છે...'' (પૃ. ૪૨-૪૩)

એક બીજું સંવેદનચિત્ર જોઈએ :

''...હોસ્પિટલની અંદર દાખલ થયો અને બહાર નીકળાયું. નીલગિરિનાં વૃક્ષોએ હાથ લંબાવવાનું બંધ કરીને તાનમાં આવી ડોલવા માંડયું છે પવનને એણે ઘેલો કરવા માંડયો છે. ખરાં છે, ગાવા પણ માંડયું ને કંઈ બન્નેએ ! સમય નીલગિરિનું વૃક્ષ બની ગયો, ઉદય પવન બની ગયો, વૉર્ડની દીવાલો આભિજાત્ય દાખવીને દૂર એકબાજુ ખસી ગઈ. બાજુમાં અને સામે પડેલા ખાટલા જાણે હતા જ નહિ, એમાં ક્યાંકથી ઊઠતો નસકોરાંનો નિનાદ .. હાથમાં પડી રહેલું પુસ્તક ઉઘાડયું અને વાંચવા માંડયું : નગરના કોલાહલથી કંટાળીને જંગલમાં વસેલો માણસ: વૃક્ષોમાં, વેલીઓમાં, પહાડોમાં, ઝરણાંઓમાં એમને સહુને જ મળે છે, જેમને પોતે નગરમાં મૂકીને આવ્યો હતો. એ ભીંસ અનુભવે છે...''(પૃ. ૧૭૮ )

આવા તો અનેક ખંડકો અહીં ઉતારી શકાય. એમાં ગદ્ય-સંવેદનના ગદ્ય તરીકે વિશિષ્ટ રૂપ ધારતું જણાય. વાક્યના આરોહ-અવરોહ, કલ્પનલીલા, આ બધું કવિસંવેદનનો સ્પર્શ પામી ગદ્યમાં કાવ્યાત્મક પ્રભાવશક્તિને સ્ફુરાવી રહે છે. હૉસ્પિટલનાં, ઑપરેશન -સમયનાં ચિત્રો પણ આસ્વાદ્ય છે. ગદની રાગ, ગુલમહોર, નીલગિરિનું વૃક્ષ, આ બધાં પ્રતીકો જે રીતે સંવેદનકેન્દ્રો બની પાત્રગત મનોભાવોનું બાહ્ય વિશ્વની પરિસ્થિતિ સાથે અનુસંધાન રચી આપે છે તે પણ ઘણું આસ્વાદ્ય બન્યું છે મા, ભાઈસાહેબ, યામિનીબહેન તેમ જ હૉસ્પિટલના દાક્તરો-કર્મચારીઓની એક સહાનુભૂતિથી સભર એવી પાત્રસૃષ્ટિનું આકર્ષણ છે જ; તેની પડછે યુવા-ચિરાગની કામગીરીનો સંદર્ભ પણ ઠીક ઠીક રસોત્તેજક - રસપોષક - વૈવિધ્યપોષક બને છે. આ નવલકથાનાં ત્રણ ચિહ્નોમાં પ્રથમ ચિહ્ન જો ઉદયના બાળપણ સાથે, તો દ્વિતીય તેના હૉસ્પિટલ-જીવન સાથે અને ત્રીજું પ્રધાનપણે તેના કૉલેજ-જીવન સાથે સંકળાયેલું છે. ઉદયનું ચિત્રણ જોતાં-એનાં ભાવસંવેદનોનું આકૃતીકરણ જોતાં, એમાં કંઈક વયમર્યાદાની દષ્ટિએ સંવેદનશક્તિ સાધારણતયા હોય તેથી સવિશેષ હોવાનું ક્યારેક નથી લાગતું ? ક્યારેક લેખક વર્ણનરસમાં ખેંચાઈ જતા લાગે; પણ આ સાથે આપણે એ યાદ રાખવું ઘટે કે લેખકે આ કથાને ઘટના કરતાં ઘટનાગત સંવેદનાને સહારે વિકસાવવાનો ઉપક્રમ યોગ્ય રીતે જ દષ્ટિ સમક્ષ વધારે રાખ્યો જણાય છે.

લેખકે જે 'આત્મવિશ્વાસ'થી, કલાનિષ્ઠા ને સમજદારીથી આ કથા આલેખી છે તે જોતાં, કથા સંયોજનામાં હજુયે વધુ ચુસ્તતા-એકાગ્રતાની અપેક્ષા છતાં, મને આપણી કેટલીક સારી-વાંચવી અનિવાર્ય એવી નવલકથાઓમાં આ નવલકથાને મૂકવાનું મન થાય છે. કેવળ ગદ્યના આસ્વાદ માટે નહિ, ઉદયાવતાર પામતી એક અપંગની પ્રતિભાના ભલે કેટલીક રીતે સભાન છતાં મર્મસ્પર્શી આંતરપરિચય માટેય આ કથા વાંચવાનું તત્ત્વાભિનિવેશી ભાવકોને તો ગમશે જ.

[તરતમાં પ્રગટ થનાર શ્રી ધીરેન્દ્ર મહેતાની નવલકથા 'ચિહ્ન'ની પ્રસ્તાવના]

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| ક્રમ | પુસ્તકનું નામ | લેખકનું નામ | વિભાગ | કિંમત |
|---|---|---|---|---|
| ૧. | આ અવધપુરી! આ રામ!! | શ્રી શિવકુમાર જોષી | નવલકથા | ૨૦–૭૫ |
| ૨. | અમે તરસ્યાં પૂનમનાં | શ્રી દિલીપ રાણપુરા | ,, | ૧૯–૫૦ |
| ૩. | બલિદાન | શ્રી વૈદ્ય મો. ચુ. ધામી | ,, | ૧૩–૭૫ |
| ૪. | તું ચંપો ને અમે કેળ | શ્રી દેવશંકર મહેતા | ,, | ૨૧–૦૦ |
| ૫. | ક્રાંતિની કથા | શ્રી ચાર્લ્સ ડીકન્સ અનુ. જયંત પાઠક | ,, | ૨૨–૦૦ |
| ૬. | સેતુ | શ્રી નવનીત સેવક | ,, | ૧૮–૦૦ |
| ૭. | ભવોભવની પ્રીત | શ્રી ભૂપત વડોદરિયા | ,, | ૧૯–૫૦ |
| ૮. | પ્રેમ એક પૂજા | ,, | ,, | ૧૪–૦૦ |
| ૯. | જાન પહેચાન | સંગીતા | ,, | ૨૧–૫૦ |
| ૧૦. | સરે સપનના દીપ | રાજવંશ | ,, | ૨૨–૫૦ |
| ૧૧. | આકાશ ચક્ષુ | શ્રી હરીશ નાયક | ,, | ૧૮–૫૦ |
| ૧૨. | સહરા | શ્રી કિસન ઓઝા | નવલિકા | ૭–૦૦ |
| ૧૩. | લઘિમા | શ્રી નવીન કા. મોદી | ,, | ૪–૦૦ |
| ૧૪. | ક્રમશઃ | શ્રી રમેશ આચાર્ય | કાવ્ય | ૫–૦૦ |
| ૧૫. | ગાંધીજી | શ્રી ચી. ના. પટેલ | વિવેચન | ૫–૦૦ |
| ૧૬. | પ્રેમાનંદ–શામળ | શ્રી ડૉ. ઇન્દ્રપ્રસાદ ભટ્ટ | ,, | ૩૧–૦૦ |
| ૧૭. | લીલા પીળા જ્વાળામુખી | શ્રી મફત ઓઝા | નાટક | ૧૦–૦૦ |
| ૧૮. | એડવાન્સ ડીક્ષનરી ભા. ૧–૨ | શ્રી ગાલા | શિક્ષણ | ૫૦–૦૦ |
| ૧૯. | પંચગવ્ય | શ્રી પ્રીતમલાલ મજમુંદાર | લેખો | ૮–૦૦ |
| ૨૦. | રણ તો લીલાંછમ | શ્રી ગુણવંત બી. શાહ | ,, | ૧૫–૦૦ |
| ૨૧. | જીવન જીવવાની કલા | અનુ. શ્રી મુકુંદ પી. શાહ | ,, | ૨–૫૦ |
| ૨૨. | જીવનઘડતર | શ્રી ચાંપશી વી. ઉદ્દેશી | ,, | ૨–૫૦ |
| ૨૩. | જીવનમાંગલ્ય | ,, | ,, | ૨–૫૦ |
| ૨૪. | ભાવિના મર્મ | શ્રી યશોધર મહેતા | જ્યોતિષ | ૬–૦૦ |
| ૨૫. | વિષ્ણુપ્રિયા તુલસી | ડૉ. ઉપેન્દ્રરાય સાંડેસરા | આયુર્વેદ | ૨–૦૦ |
| ૨૬. | યોગાસન | શ્રી સ્વામી શિવાનંદ | આધ્યાત્મિક | ૬–૦૦ |
| ૨૭. | પ્રાણાયામ વિજ્ઞાન | ,, | ,, | ૪–૦૦ |
| ૨૮. | કુંડલીની યોગ | ,, | ,, | ૫–૫૦ |
| ૨૯. | બીબા ગોઠવણી | — | ટેક્નિકલ | ૭–૦૦ |
| ૩૦. | ભાવતાં ભોજન | સંપા. રેખાબેન નાયક | પાકશાસ્ત્ર | ૭–૫૦ |

: પ્રાપ્તિસ્થાન : **આર. આર. શેઠની કંપની** મુંબઈ ૪૦૦ ૦૦૨ : અમદાવાદ ૩૮૦ ૦૦૧.

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| धूनी का धुआँ | रांगेय राघव | 10-00 |
| नदी के मोड़ पर | दामोदर सदन | 15-00 |
| टुण्डा लाट | जगदीशचन्द्र | 20-00 |
| प्रिय शबनम | देवेश ठाकुर | 10-00 |
| नागतंत्र के बीच | रामेश्वर उपाध्याय | 10-00 |
| ओझा पटेरा की ओझाई | प्रतापचन्द्र चन्दर | 11-00 |
| एक कतरा खून | इस्मत चुगताई | 25-00 |
| षड्यन्त्र | गुरुदत्त | 16-00 |
| मनबोध बाबू | मधुकर सिंह | 10-00 |
| कहाँ से कहाँ | प्रभाकर माचवे | 15-00 |
| विद्रोही कैदी | रामलाल वर्मा | 12-00 |
| रसकपूर | ध्यान माखीजा | 8-00 |
| कर्मीगाह | शौकत सिद्दीकी | 10-00 |
| हिसाबी आदमी | हरिकृष्णदास गुप्त 'हरि' | 15-00 |
| तलाश मंजिल की | विनोद प्रवासी | 12-00 |
| सूर-श्याम | राजेन्द्र मोहन भटनागर | 15-00 |
| नागपाश | रामकुमार भ्रमर | 10-00 |
| पराजित विजेता | सुशीलकुमार | 7-00 |
| सत्तर पाइ के शिखर | पानू खोलिया | 10-00 |
| अंगूठे का निशान | कश्मीरीलाल जाकिर | 10-00 |
| बृहन्नला | दामोदर सदन | 10-00 |
| लहरें चुप हैं | शंकर श्याम | 15-00 |
| अंगारों में फूल | संतोष शैलजा | 10-00 |

## कहानी

| | | |
|---|---|---|
| अगनुकापड | मधुकर सिंह | 9-00 |
| त्वमेव माता | मणि मधुकर | 10-00 |
| दावत-अदावत | कौशल्या अश्क | 15-00 |
| बेगाने घर में | मंजुल भगत | 10-00 |
| कहा था : सुना था | जगदीशचन्द्र पाण्डेय | 10-00 |
| दिवा-स्वप्न | वरोही | 14-00 |

| | | |
|---|---|---|
| दीप्त प्रश्न | क्रान्ति त्रिवेदी | 14–00 |
| आज का आदमी | कृष्ण भावुक | 12–00 |

## कविता

| | | |
|---|---|---|
| अपने बच्चे के लिए शेरनी का गीत | सं. नरेन्द्र जैन | 5–00 |
| बहुत बाकी है | भारतभूषण अग्रवाल | 25–00 |
| हिन्दी की प्रतिनिधि श्रेष्ठ कविताएँ | सं. बच्चन | 30–00 |
| साम्प्रतिक कविता | सं. श्यामनारायण | 12–00 |
| देवदारु देह | उमाशंकर सतीश | 10–00 |
| हो जाने दो-मुक्त | सुनीता जैन | 8–00 |

## नाटक

| | | |
|---|---|---|
| थैंक यू मिस्टर ग्लाड | अनिल बर्वे | 12–50 |
| प्रमोशन | विनोद रस्तोगी | 10–00 |
| माटी का घर | धनंजय वैरागी | 8–00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| स्रोत और सेतु | अज्ञेय | 12–00 |
| जैनेन्द्र और उनके निबन्ध | राजेन्द्र मोहन भटनागर | 18–00 |
| हिन्दी शब्दों की विकास कथा | डा. देवेन्द्रकुमार जैन | 25–00 |
| नयी कहानी की भूमिका | कमलेश्वर | 20–00 |
| अनुवाद की व्यावहारिक समस्याएँ | भोलानाथ तिवारी | 16–00 |
| मेरा पन्ना | कमलेश्वर | 25–00 |
| तुलसी काव्य-मणि | डा. नरेन्द्रकुमार शर्मा | 11–00 |
| छन्दोलंकार प्रदीप | डा. संसारचन्द्र | 25–00 |
| साहित्यिक साक्षात्कार | डा. रणवीर रांग्रा | 40–00 |

## विविध

| | | |
|---|---|---|
| तूफानों के बीच | रांगेय राघव | 7–00 |
| चेहरे : अनेक : भाग–२ | उपेन्द्रनाथ 'अश्क' | 18–00 |
| अरस्तु के पत्र | जीवन नायक | 8–00 |
| क्या नेताजी जीवित हैं | समर गुह | 30–00 |
| बापू के हत्यारे | मनोहर मलगांवकर | 24–00 |
| मेरे भटकाव | जैनेन्द्रकुमार | 22–00 |
| कुछ बातें : कुछ लोग | शंकरदयाल सिंह | 18–00 |

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| धूनी का धुआँ | रांगेय राघव | 10-00 |
| नदी के मोड़ पर | दामोदर सदन | 15-00 |
| ठण्डा लाट | जगदीशचन्द्र | 20-00 |
| प्रिय शबनम | देवेश ठाकुर | 10-00 |
| नागफन के बीच | रामेश्वर उपाध्याय | 10-00 |
| ओझा परेश की ओझाई | प्रतापचन्द्र चन्द्र | 11-00 |
| एक कतरा खून | इस्मत चुगताई | 25-00 |
| षड्यन्त्र | गुरुदत्त | 16-00 |
| मनबोध बाबू | मधुकर सिंह | 10-00 |
| कहाँ से कहाँ | प्रभाकर माचवे | 15-00 |
| विद्रोही कैदी | रामलाल वर्मा | 12-00 |
| रसकपूर | ध्यान मालीजा | 8-00 |
| कर्मगाह | शौकत सिद्दीकी | 10-00 |
| हिसाबी आदमी | हरिकृष्णदास गुप्त 'हरि' | 15-00 |
| तलाश मंजिल की | विनोद प्रवासी | 12-00 |
| सूर-श्याम | राजेन्द्र मोहन भटनागर | 15-00 |
| नागपाश | रामकुमार भ्रमर | 10-00 |
| पराजित विजेता | सुशीलकुमार | 7-00 |
| सत्तर पाइ के शिखर | पानू खोलिया | 10-00 |
| अंगूठे का निशान | कश्मीरीलाल जाकिर | 10-00 |
| बृहन्नला | दामोदर सदन | 10-00 |
| लहरें चुप हैं | शंकर बाम | 15-00 |
| अंगारों में फूल | सन्तोष शैलजा | 10-00 |

## कहानी

| | | |
|---|---|---|
| अगनुकापड | मधुकर सिंह | 9-00 |
| त्वमेव माता | मणि मधुकर | 10-00 |
| दावत-अदावत | कौशल्या अश्क | 15-00 |
| बेगाने घर में | मंजुल भगत | 10-00 |
| कहा था : सुना था | जगदीशचन्द्र पाण्डेय | 10-00 |
| दिवा-स्वप्न | बटरोही | 14-00 |

| | | |
|---|---|---|
| दीप्त प्रश्न | क्रान्ति त्रिवेदी | 14-00 |
| आज का आदमी | कृष्ण भावुक | 12-00 |

## कविता

| | | |
|---|---|---|
| अपने बच्चे के लिए शेरनी का गीत | सं. नरेन्द्र जैन | 5-00 |
| बहुत बाकी है | भारतभूषण अग्रवाल | 25-00 |
| हिन्दी की प्रतिनिधि श्रेष्ठ कविताएँ | सं. बच्चन | 30-00 |
| साम्प्रतिक कविता | सं. श्यामनारायण | 12-00 |
| देवदारु देह | उमाशंकर सतीश | 10-00 |
| हो जाने दो-मुक्त | सुनीता जैन | 8-00 |

## नाटक

| | | |
|---|---|---|
| थैंक यू मिस्टर ग्लाड | अनिल बर्वे | 12-50 |
| प्रमोशन | विनोद रस्तोगी | 10-00 |
| माटी का घर | धनंजय वैरागी | 8-00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| स्रोत और सेतु | अज्ञेय | 12-00 |
| जैनेन्द्र और उनके निबन्ध | राजेन्द्र मोहन भटनागर | 18-00 |
| हिन्दी शब्दों की विकास कथा | डा. देवेन्द्रकुमार जैन | 25-00 |
| नयी कहानी की भूमिका | कमलेश्वर | 20-00 |
| अनुवाद की व्यावहारिक समस्याएँ | भोलानाथ तिवारी | 16-00 |
| मेरा पन्ना | कमलेश्वर | 25-00 |
| तुलसी काव्य-मणि | डा. नरेन्द्रकुमार शर्मा | 11-00 |
| छन्दोलंकार प्रदीप | डा. संसारचन्द्र | 25-00 |
| साहित्यिक साक्षात्कार | डा. रणवीर रांग्रा | 40-00 |

## विविध

| | | |
|---|---|---|
| तूफानों के बीच | रांगेय राघव | 7-00 |
| चेहरे : अनेक : भाग-२ | उपेन्द्रनाथ 'अश्क' | 18-00 |
| अरस्तु के पत्र | जीवन नायक | 8-00 |
| क्या नेताजी जीवित हैं | समर गुह | 30-00 |
| बापू के हत्यारे | मनोहर मल्गांवकर | 24-00 |
| मेरे भटकाव | जैनेन्द्रकुमार | 22-00 |
| कुछ बातें : कुछ लोग | शंकरदयाल सिंह | 18-00 |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| कर्मयोग | स्वामी विवेकानन्द | 5-00 |
| कठपुतली नाच | कमल शुक्ल | 4-50 |
| रामायण की बोधकथाएँ | रामकृष्णदास | 4-50 |
| मुगलों को चुनौती | कमल शुक्ल | 4-50 |
| चाँद तारों के देश में | श्री व्यथित हृदय | 4-50 |
| प्राचीन कथाएँ | जयव्रत चर्जी | 4-50 |
| मगलग्रह, चन्द्रमा और समुद्र | शिवशकर | 6-00 |
| शेक्सपीयर के नाटकों की कथाएँ | स शत्रुघ्नलाल शुक्ल | 15-00 |
| आकाश, सूर्य और पृथ्वी | शिवशकर | 6 00 |
| पतिव्रता नारियों की लोककथाएँ | राजकुमार अनिल | 5-00 |
| पृथ्वी पर जीवन और समुद्री दुनिया | शिवशकर | 6-00 |
| लाल सरोवर | जैनेन्द्रकुमार | 4-00 |
| सुदरिया | जैनेन्द्रकुमार | 4-00 |
| हरियाणा की लोककथाएँ | देवीशकर अवस्थी | 5 00 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त मी आर आर शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एव प्रकाशकों की प्रमुख कृतियाँ, साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एव महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एव सदर्भ-ग्रन्थ सदैव उपलब्ध हैं। यह सस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं-उपन्यास, कहानी, कविता, नाटक, एकाकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बाल साहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको सतोष प्रदान करने के प्रयास में कृतसकल्प है।

इन दिनों आपके विद्यालयों एव महाविद्यालयों में नियमित शिक्षा शुरू हो चुकी है। उनके लिए आवश्यक सभी पाठ्यपुस्तकें एव सदर्भ-ग्रन्थ हमारे पास निरन्तर उपलब्ध हैं। आदेश प्राप्त होने पर पुस्तकें तुरन्त सप्लाय की जायेंगी। त्वरित सेवा ही हमारी विशेषता है। कृपया अपना बहुमूल्य आदेश भेजकर अनुग्रहीत करें।

प्राप्तिस्थान

**आर. आर. शेठ एन्ड कंम्पनी**

७१।१२-३१ | १-'७९

## નવાં કલેવરથી સુશોભિત ઐતિહાસિક નવલ ગ્રંથાવલિ

### સેનાપતિ

બે જોરાવર સલ્તનતને દિલ્હીના સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકનાર પ્રજાના પુનરુત્થાનની અનોખી કથાનું પ્રથમ પુસ્તક. હિંદુ સંસ્કૃતિના પુનરુત્થાનની મહાગાથા. **મૂલ્ય રૂ. ૧૬–૫૦**

### જાનમતમાચી ભા ૧–૨

દુર્ગાદાસ રાઠોડ, સવાઈ જયસિંહ, અને સ્વામી બ્રહ્માનંદ જેવા અનેક નરશાર્દુલો અને ધર્મ-કેસરી આદર્શવાંચ્છુઓના પરાક્રમોની, જાંનિસારીની ગાથાને વણી લેતી નવલકથા.

**સેટનું મૂલ્ય રૂ. ૨૮–૫૦**

### મુસાફર

રામસંગ માલમે દેશની કંગાલિયત મિટાવવા પરદેશ ખેડી અથાગ પરિશ્રમ અને ભયંકર યાતનાઓ વેઠી દરિયાપારના ઉદ્યોગો દેશમાં સ્થાપ્યા. દેશ જેને માટે સદાકાળ ઝંખે અને ગૌરવ અનુભવે એવા સ્વદેશપ્રેમી મરજીવાની સ્વાર્પણ ને સાહસની અનોખી કથા. **મૂલ્ય રૂ. ૧૦–૦૦**

### જોરતલબી

સંસ્કાર અને માનવતાનો, શ્રદ્ધા અને હામનો દીવડો અખંડ જલતો રાખવા માટે પોતાની જાતને કેવળ પ્રભુપ્રીત્યર્થે કુરબાન કરી દેનાર અલગ અલગ નાતજાતના ને કાર્યક્ષેત્રના મરજીવાઓની રૂંવાડા બેઠા કરી દેતી કથા. **મૂલ્ય રૂ. ૧૨–૭૫**

### સરમુખત્યાર

ધર્મ–રાજ્યની સ્થાપના કે ધર્મ–રાજ્યનું અસ્તિત્વ ઇતિહાસમાં એક મહાન આપત્તિ સમું બની રહે છે. જ્યાં સુધી ધર્મસમાજ એટલે લોકસમાજ મનાય છે ત્યાં સુધી એ મંગળ સત્ત્વ છે. પરંતુ જે ઘડીએ ધર્મ-રક્ષા એટલે પૂજારીઓ, મઠધારીઓ ને શાસકોનાં સ્વાર્થી હિતોની રક્ષા બને છે તે ઘડીએ એ ધર્મરાજ્ય કેવળ શોષણ રાજ્ય બને છે. **મૂલ્ય રૂ. ૧૦–૨૫**

### બંડખોર

વચનપાલન અને વિશ્વાસઘાત, પ્યાર અને વેર, દોસ્તી અને દુશ્મનાવટની અનોખી કથા.

**મૂલ્ય રૂ. ૧૦–૭૫**

### દરિયાપાર

મઝધારે મોતનો સંગ્રામ ખેલતા 'શિર પડે ને ધડ લડે' એવા મરજીવાઓની જાનફેસાની અને પોલાદી ખુમારીની યશસ્વી ગાથા. ઐતિહાસિક નવલગ્રંથાવલિની યાદગાર શ્રેણીનું અંતિમ પુષ્પ.'

**શૌર્ય કુરબાની અને જિંદાદિલીના ગદ્યગાયક ગુણવંતરાય આચાર્યની અનોખી પેશકશ**

# શ્રેષ્ઠ ધ્યેયલક્ષી સાહિત્ય એ ઉત્તમ મિત્ર છે

'સમાજ વિજ્ઞાનમાળા' એ શ્રેણી નીચે આજસુધીમાં તદ્દન નવા પ્રકારનું મહત્ત્વપૂર્ણ માહિતીસભર સાહિત્ય અભ્યાસીજનો સમક્ષ મૂકવામાં આવ્યું છે. વિદ્વદ્જનોએ તથા આ પ્રકારના સાહિત્યમાં રસ ધરાવનારાઓએ તેને હૃદયપૂર્વક આવકાર્યું છે.

આ શ્રેણીની બે નવી કૃતિઓ ·

## વિકસતાં શહેરો અને ઝૂંપડપટ્ટીઓ

ડૉ. એ. આર. દેસાઈ — રૂ. ૯=૦૦

વિજ્ઞાનના ક્ષેત્રે હરણફાળ ભરી અવકાશને આંબવા દોટ મૂકતી માનવજાતનાં વિકસિત શહેરોમાં આવેલી ઝૂંપડપટ્ટીઓ એ કેવી દુઃખદ અને વિષમ સમાજવ્યવસ્થા છે તેનો તાદૃશ ચિતાર આપતું આ વિષયનું ગુજરાતીમાં પ્રથમ પુસ્તક.

## સ્ત્રીવિમુક્તિની સમસ્યાઓ

સં. ડૉ. એ. આર. દેસાઈ : ડૉ નીરા દેસાઈ — રૂ. ૯=૨૫

સમાજમાં શિક્ષણના ઉત્તરોત્તર ફેલાવા સાથે ઊભી થયેલી સાંપ્રત સમાજની સળગતી સમસ્યાની તલસ્પર્શી અભ્યાસપૂર્ણ રજૂઆત.

સામાજિક ક્ષેત્રે 'નવજાગૃતિ' એ જેનું ધ્યેય છે તેવી 'નવજાગૃતિ સમાજમાળા' શ્રેણીની નવી ત્રણ તેજસ્વી કૃતિઓ

## વાચનની સારી માઠી ટેવ

ઈશ્વર પેટલીકર — રૂ. ૭=૫૦

વાચનની ટેવ બેધારી તલવાર જેવી છે. સારી ટેવ જીવન ઉન્નત કરે છે.

## આઝાદીની પહેલી ત્રીસી

ઈશ્વર પેટલીકર — રૂ. ૯=૦૦

આજના સમયમાં રાજકારણનું કેટલું બધું મહત્ત્વ છે તે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ. આઝાદીનાં ત્રીસ વર્ષ દરમિયાન આપણા રાજકીય પ્રવાહો કઈ દિશા ભણી વળ્યા અને તેનાથી આપણને શા લાભ, ગેરલાભ થયા તે જાણવા જિજ્ઞાસુઓને અતિ ઉપયોગી તદ્દન તટસ્થ દૃષ્ટિએ લખાયેલું પુસ્તક

## સિનેમાનું સારું માઠું મનોરંજન

ઈશ્વર પેટલીકર — ૬=૫૦

આ મનોરંજનથી કિશોરો-યુવકોને દૂર રાખવાનું નકારાત્મક વલણ ઇષ્ટ નથી. તેને બદલે નાનપણથી એમની સુરુચિ ઘડાય અને તે હલકા મનોરંજનથી દૂર રહે, તેવું હકારાત્મક વલણ કેળવાવું જોઈએ તેની સમજ આપતું અનોખું પુસ્તક.

સમાજમાં નવજાગૃતિના ધ્યેયલક્ષી સંસ્કારપોષક સાહિત્યના પ્રકાશકો

**આર. આર. શેઠની કંપની**

આવરણ : દર્શન પ્રિન્ટર્સ, નવાપત રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧ ફોન : ૩૮૮૨૬૯

ઉદ્‌ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૨
૧૫ ફેબ્રુઆરી '૭૯ : અંક ૬
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૧૧૦૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

હિંદીના મૂર્ધન્ય કવિ શ્રી અજ્ઞેયને તેમના કાવ્યસંગ્રહ 'કિતની નાવોં મેં કિતની બાર' માટે ૧૯૭૮નું ભારતીય જ્ઞાનપીઠનું રૂ. ૧ લાખનું પારિતોષિક પ્રાપ્ત થયું છે. શ્રી અજ્ઞેયે ૧૯૬૨થી ૧૯૬૬ દરમિયાન રચેલાં કાવ્યો આ સંગ્રહમાં ગ્રંથસ્થ થયાં છે. આ સંગ્રહ કવિના સર્જનવિશેષનો ઉમદા નમૂનો છે. 'ઉદ્‌ગાર' વર્ષ-૧ અંક-૩માં શ્રી ભોળાભાઈ પટેલે શ્રી અજ્ઞેયજી સંદર્ભે લખેલો લેખ આ પ્રસંગે સંભારીએ છીએ અને વાચકોને યાદ અપાવીએ છીએ.

તા. ૨૬, ૨૭, ૨૮ જાન્યુ. ૧૯૭૯ દરમિયાન મોડાસા ખાતે ગુજરાત ગ્રંથાલય સેવાસંઘનો તૃતીય ગ્રંથાલય પરિસંવાદ યોજાઈ ગયો. ગુજરાતભરના ગ્રંથપાલો ઉપરાંત ગ્રંથસર્જન અને વેચાણ સાથે સંકળાયેલી વિશિષ્ટ વ્યક્તિઓએ આ પરિસંવાદમાં હાજર રહી તાજા સમયમાં વાચકની ભૂખ જગાડી સંતોષનાર ગ્રંથાલય સેવાનું કેટલું બધું મહત્ત્વ છે તે સ્પષ્ટ કરી આપ્યું. આ પરિસંવાદના સમાચાર તાજા અંકમાં પ્રગટ કરીએ છીએ.

ગુજરાતી રંગભૂમિના કસબી કલાકાર અને દિગ્દર્શક પ્રવીણ જોષીનું ૧૯ જાન્યુ. '૭૯ના રોજ આકસ્મિક અવસાન થતાં આઈ. એન. ટી.એ અને ગુજરાતે ઊંડો આઘાત અનુભવ્યો. કવિશ્રી સિતાંશુનાં 'મકનજી ક્યાં ચાલ્યા' વગેરે મૌલિક ગુજરાતી નાટકો ભજવવા નિમિત્તે શ્રી સિતાંશુનો મળવા વારંવાર દિલ્હી દોડી જનાર આ કલાકાર ધબકતો 'જીવ' હતા. તેમના ચાલ્યા જવાથી પ્રોફેશનલ થિયેટર સાચા અર્થમાં રાંક બન્યું છે. સદ્‌ગતને અંજલિ.

આપનો
મનહર મોદી

## આ અંકમાં




જ્યોતિષ જાની

# ઈંટ વિશે....

૧

ઈંટ અને આપણી વચ્ચે
તાત્ત્વિક ભેદ કયો ?
એ પ્રશ્ન છે, મૂળભૂત પ્રશ્ન છે.
એ પ્રશ્નનો ઉકેલ ના આવે તો
જીવન આપણું વ્યર્થ છે !
ઈંટ અને આપણી વચ્ચેનું અંતર—
એ જાણવા જેવો અર્થ છે.
અર્થશાસ્ત્રમાં કે કોઈ શાસ્ત્રમા
આજ સુધી નહિ ચર્ચાયેલો અર્થ છે.
અર્થ સમજાય તો કશું વ્યર્થ ના લાગે.
ઈંટ શું કે આપણે શું કે અંતર શું....
જાણીતી વાત છે—
ઈંટને અંગો નથી, આપણને અંગો, ઉપાંગો છે
છતાં ઈંટ વિચારવા જેવું બધું વિચારે છે
આપણે નહિ વિચારવા જેવું
ઘણુંબધું વિચારીએ છીએ.
એક મત મુજબ ઈંટ કેવળ શૂન્ય છે
અને આપણે એકડો છીએ
બીજો મત એથી તદ્દન ઊલટો છે.
આપણે શૂન્ય અને ઈંટ જ એક એકડો !
શૂન્યનો અર્થ શૂન્ય જ થાય અને
એકડાનો અર્થ એકડો જ થાય
એવું વિચારનાર માટે
આ તાત્ત્વિક ભેદ વિચારવાનો કોઈ અર્થ નથી
અને અર્થ સમજાય તો કશું વ્યર્થ લાગે નહિ
ઈંટ ઉપર ઈંટ ઉપર ઈંટ
ગોઠવીએ તો જ
મૂળ પ્રશ્ન સમજાય, એનો અર્થ સમજાય
કોઈ અર્થ સમજાય, અર્થનું મૂળ સમજાય
જે મૂળભૂત છે, એનું જ્ઞાન થાય !

૨

ઈંટ એટલે ઓગણત્રીસ
અને ઈંટ એટલે એકલાખ ઓગણત્રીસ
આ વિરોધાભાસનું ગણિત નથી,
ગણિત હોય તો કેવળ આભાસનું-
ઓગણત્રીસ અને એક લાખ ઓગણત્રીસ
વચ્ચેના તફાવતથી રચાતા આભાસનું ગણિત
ઈશ્વરનો સઘળે વાસ છે,
એ જો નર્યું સત્ય હોય તો
આ—

ઈંટ એટલે ઓગણત્રીસ અને
ઈંટ એટલે એક લાખ ઓગણત્રીસ
—પરમ સત્ય છે.

સત્યને સત્યથી જ જાણી શકાય
એમ ઈંટને ઈંટથી જ પામી શકાય.
ઈંટ એટલે ઇમારત, એ કેવળ
સત્ય નથી
છે-માત્ર સત્યનો આભાસ

ઈંટ એટલે આકાર, એ કેવળ
સત્ય નથી
છે–માત્ર સત્યનો આભાસ
સત્યને સત્યથી જ જાણી શકાય
એમ ઈંટને ઈંટથી જ પામી શકાય
ઈંટ માનવમાત્રને ચાહે છે, એ
પૂર્ણ સત્ય છે અને
કોઈ માનવ પૂર્ણ સત્ય સુધી
પહોંચી શકતો નથી
ઈંટ ખસે તો ઓગણત્રીસ
ઈંટ ઊડે તો એક લાખ ઓગણત્રીસ
આ જેને સમજાય
એને ઈંટ વિશે સમજવા જેવું બધું જ સમજાય છે.
ઈશ્વર અને ઈશ્વરને જન્માવતાં
બધાં જ રહસ્યો ઈંટમાંથી ઉદ્ભવે છે
અને ઈંટ ઉપર ઈંટ ઉપર ઈંટ
તથા ઈંટ ઈંટ ઈંટ....
ગોઠવવાથી જ
ઈશ્વરની અને ઈશ્વરે જન્માવેલાં બધાં રહસ્યોની
પ્રાપ્તિ થાય છે!

૩

મેં એને કાનમાં કહ્યું : ઈંટ
એણે પાડોશીના કાનમાં કહ્યું : ઈંટ
પાડોશીએ બાજુની ડોશીના કાનમાં કહ્યું : ઈંટ
ડોશીએ ડાકલી વગાડી,
આખા નગરજનોને કહ્યું : ઈંટ
નગરના લોકોએ ચોકમાં
ભેગા થઈ, એક સાથે,
એક અવાજે, એક રાગે કહ્યું : ઈંટ
આકાશમાં ધીરે ધીરે ઊતરી આવી : ઈંટ
કોઈ લાવ્યું કંકુ ને કોઈ લાવ્યું ચોખા
ને કોઈકે કહ્યું પૂજો : ઈંટ
ઈંટ કેમ પૂજાય છે અને માણસ કેમ નહીં?
એટલો એક સવાલ હવે મેં'રબાની કરો :
પૂછશો નૈં!

ઈંટ ઉપર ઈંટ ઉપર ઈંટ
ગોઠવવાથી જ
એનો જવાબ આપોઆપ સ્ફુરશે.

૪

ઈંટ ઊભી થાય તો
ચૂપચાપ બેસી જજો
ઈંટ બેસી જાય તો
ધૂળ ખંખેરી ઊભા થજો
ઈંટ નાક ઉપર બેસે તો
ટગર ટગર આકાશ સામે જોજો
ઈંટ માથા ઉપર ગોઠવાય તો
ધરતી ઉપર નજર ખોડી દેજો
ઈંટ ચસોચસ ગોઠવાઈ જાય તો
ઝડપભેર કણ કણમાં વિખેરાઈ જજો
ઈંટ વાતે વાતે વિખેરાઈ જાય તો
ગોઠણભેર ગુંબજ શા ગોઠવાઈ જજો
ઈંટ કદાચિત્ ઉશ્કેરાઈ જાય તો
પૂર્ણપણે શાંત રહેજો
અને ઈંટ પૂરેપૂરી પૂર્ણમિદં શાંત રહે તો
તોય કદી ઉશ્કેરાઈ ના જશો!
ઈંટ ઉપર ઈંટ ઉપર ઈંટ ગોઠવી
આટલો નિયમ જાળવશો તો
સ્વાસ્થ્ય હંમેશાં સારું ને સુદૃઢ રહેશે!

## સમાચાર

# મોડાસામાં તૃતીય ગ્રંથાલય પરિસંવાદ

☐ પ્રકાશ વેગડ

જાન્યુઆરી ૨૬, ૨૭ અને ૨૮મીએ ગુજરાત ગ્રંથાલય-સેવા સંઘનો તૃતીય ગ્રંથાલય પરિસવાદ મોડાસાની બી. ડી. કૉલેજ ઑફ એજ્યુકેશનમાં યોજાયો. ત્યાંના ઉત્સાહી ગ્રંથપાલ શ્રી કિશોર શુક્લે મહેમાનોનું ભાવભર્યું સ્વાગત કર્યું અને મોડાસાની વિવિધ શિક્ષણ સંસ્થાઓ તેમ જ અગ્રગણ્ય વ્યક્તિઓનો પરિચય આપ્યો. ગુજરાત વિધાનસભાના વિદ્યાપ્રેમી ધારાસભ્ય શ્રી કરસનદાસ સોનેરીએ આ પરિસંવાદના ઉદ્‌ઘાટન પ્રવચનમાં સમાજની નવ-રચનામાં ગ્રંથાલયોના ફાળાને બિરદાવ્યો, તેમ જ ગ્રંથાલય-સેવાઓનો વિસ્તાર કરવાની જરૂરિયાત ઉપર ભાર મૂક્યો. ઉદ્‌ઘાટન સમારંભ-સભાના પ્રમુખસ્થાનેથી બી. ડી. કૉલેજના આચાર્ય શ્રી દાઉદભાઈ ઘાંચીએ કહ્યું કે સાક્ષરતાનું પ્રમાણ વધારવા માટે આપણા દેશમાં અત્યારે દેશવ્યાપી અભિયાન ચાલે છે. પણ આ સાથે આપણે એ ભૂલવું ન જોઈએ કે જ્યારે દેશની મોટી સંખ્યાના નાગરિકો સાક્ષર થશે, ત્યારે તેમને વાચન-સામગ્રી પૂરી પાડવા વિકસિત ગ્રંથાલય-સેવાઓની જરૂર પડશે. માટે રાષ્ટ્રના નવનિર્માણની આ પ્રવૃત્તિમાં ગ્રંથપાલોએ પોતાનો ફાળો આપવા તૈયાર થઈ જવું જોઈએ. શ્રી (ડૉ.) સી. પી. શુક્લે પોતાના પ્રાસંગિક પ્રવચનમાં આદર્શ ગ્રંથાલય એક્ટ અંગે ટૂંકમાં, પણ માર્મિક ચર્ચા કરી. શ્રી પ્રવીણ શાહે ગુજરાત ગ્રંથાલય-સેવા સંઘની પ્રવૃત્તિઓ અને પ્રગતિનો હેવાલ આપ્યો. –

બપોર પછીની સભામાં 'ગુજરાતી ભાષાની વાચન-સામગ્રીની વાઙ્‌મયસૂચિ દ્વારા વ્યવસ્થા' અંગેના લેખોનું વાંચન અને ચર્ચાનો કાર્યક્રમ રાખવામા આવ્યો હતો. આ સભાનું સંચાલન શ્રી (ડૉ.) સી પી. શુક્લે કર્યું હતું. શ્રી પ્રકાશ વેગડે પોતાના લેખમાં બિબ્લિઑગ્રાફિકલ વ્યવસ્થાતંત્રની વિભાવનાની સ્પષ્ટતા કરી; ગુજરાતી ભાષાની વાઙ્‌મય સૂચિના ક્ષેત્રે આજ સુધી થયેલ કામનો પરિચય આપ્યો અને એનું મૂલ્યાંકન કર્યું. વધુમાં, આ ક્ષેત્રે આયોજનબદ્ધ કામગીરી હાથ ધરવા, તેમણે બિબ્લિઑગ્રાફિકલ સોસાયટીની રચના કરવાનું સૂચન કર્યું, તેમ જ બિબ્લિઑગ્રાફિકલ નિયંત્રણ મેળવવા માટે અપેક્ષિત વિવિધ પ્રકારની સૂચિઓનો ટૂંકમાં ઉલ્લેખ કર્યો. શ્રી કનુભાઈ શાહે વાઙ્‌મય સૂચિની વ્યાખ્યા, એની ઉપયોગિતા અને ગ્રંથપાલોના કર્તવ્ય-ધર્મની ચર્ચા કરી, તેમ જ સૂચિઓ તૈયાર કરવાના સર્વસ્વીકૃત નિશ્ચિત ધોરણોની જરૂરિયાત ઉપર ભાર મૂક્યો. શ્રી જયંત મેઘાણીએ વાઙ્‌મય સૂચિઓના ક્ષેત્રે ઉપાડવા જેવાં કામો અંગે કેટલાંક નક્કર સૂચનો કર્યાં, જેમાં (૧) ભૂતકાલીન સામયિક લેખસૂચિઓ (૨) લેખસંગ્રહના લેખોની સૂચિઓ (૩) પ્રાદેશિક સંદર્ભસૂચિઓ અને ઉત્તમ પુસ્તકોની સૂચિઓનો સમાવેશ થાય છે. વધુમાં, આ કાર્ય માટે તેમણે સૂચિકારોને તાલીમ આપવાનો અને આ પ્રવૃત્તિમાં રસ ધરાવનાર મિત્રોનું જૂથ રચવાનું સૂચન કર્યું છે. શ્રી કંચનકુમાર આર. પટેલ અને

શ્રી મધુસૂદન પુ. ત્રિવેદીનું પ્રવચન ગ્રંથાલયશાસ્ત્રની પદ્ધતિએ હેતુલક્ષી હોવાને બદલે સાધારણ (laymen approach), અને બિનજરૂરી વિવરણાત્મક હતું. શ્રી છગનલાલ મ. ભૈયાએ કૂંડાળાંની અંદર વિષયને બેસાડીને એની ચારે બાજુ ગોળ ગોળ ફર્યા કર્યું છે. અંતે શ્રી સી. પી. શુકલે મુદ્દાસર અને સ્પષ્ટ શબ્દોમાં ભૂતકાળની કામગીરીની પ્રશ્નોત્તરી રૂપે ચકાસણી કરી હતી, તેમ જ એ કામગીરીના પાંગળાપણા પ્રત્યે દુઃખ વ્યક્ત કર્યું હતું.

વિષય વિચારણા અને વ્યવસ્થાપક સમિતિની બપોર પછીની સભામાં પ્રસ્તુત વિષયમાં સક્રિય રસ ધરાવનારાઓને ખુલ્લું નિમંત્રણ આપવામાં આવ્યું હતું. આ સભામાં વાઙ્‌મયસૂચિ વિભાગની રચના અંગે, તેમ જ વાઙ્‌મયસૂચિઓના સંપાદનનું કાર્ય સત્વરે હાથ ધરવા વિગતે ચર્ચા કરવામાં આવી હતી. ગુજરાત ગ્રંથાલય-સેવા સંઘના મુખપત્ર 'ગ્રંથાલોક'ની વર્તમાન કામગીરી અંગે શ્રી પ્રકાશ વેગડના લેખમાં વ્યક્ત કરવામાં આવેલ અસંતોષના સંદર્ભમાં 'ગ્રંથાલોક'માં પ્રગટ થતી સામગ્રીમાં સુધાર કરવા, ચાર સભ્યોના સંપાદન-મંડળને બદલે એક વ્યક્તિને સંપાદનની જવાબદારી સોંપવા, તેમ જ 'ગ્રંથાલોક'ને ચાર માસિકમાંથી ફેરવીને માસિક કરવા અંગે ગંભીરપણે ચર્ચા કરવામાં આવી હતી. આ અંગે જે નિર્ણયો લેવાયા, તે ઠરાવોની યાદીમાં જોવા મળશે.

ગુજરાત સરકારના શિક્ષણ નિયામકે સાર્વજનિક પુસ્તકાલયો, સરકારી કોલેજો અને બિન-સરકારી કોલેજોના વડાઓને તેમના ગ્રંથપાલો દ્વારા આ પરિસંવાદ અંગે થયેલ ખર્ચ ગ્રાંટની ગણતરી માટે માન્ય ખર્ચ ગણવા આદેશ આપ્યો હતો. સરકારની આ ઉદારતા અને સૂઝની કદર કરવામાં આવી હતી. ઉપર નિર્દેશિત સંસ્થાઓના ગ્રંથપાલો ઉપરાંત અન્ય વિશિષ્ટ પ્રકારની શોધ-સંસ્થાઓ અને યુનિવર્સિટી ગ્રંથાલયોના ગ્રંથપાલોએ પણ પરિસંવાદમાં હાજરી આપી હતી અને ચર્ચામાં સક્રિય ભાગ લીધો હતો. પ્રથમ દિવસે પરિસંવાદમાં ઉપસ્થિત રહેનાર ગ્રંથપાલોની સંખ્યા ૧૪૫ સુધી પહોંચી હતી, જ્યારે બીજા દિવસે એમાં આઠ-દસનો વધારો થયો હતો.

બીજા દિવસે પધારનાર ભાઈઓમાં શ્રી ભગતભાઈ શેઠ અને શ્રી વનરાજ માળવી હતા. બન્ને સજ્જનો ગુજરાતી સાહિત્ય પ્રકાશક અને વિક્રેતા મંડળના પ્રતિનિધિ તરીકે પધાર્યા હતા. પુસ્તકોની કિંમતમાં વધારા અંગે પ્રકાશકોનું દૃષ્ટિબિંદુ સમજવા ખાતર તેમને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. અને ખરેખર, તેમની સાથે થયેલી ચર્ચાઓ ઉપયોગી પુરવાર થઈ હતી.

બીજા દિવસનો વિષય હતો : 'ગ્રંથાલયોમાં પુસ્તક-પસંદગી તથા પ્રાપ્તિના અવરોધો અને ઉપાયો'-લેખોનું વાંચન અને ચર્ચા. આ સભાનું સંચાલન શ્રી મોહનદાસભાઈ પટેલે કર્યું હતું. આ વિષય માટે કુલ ૧૧ વ્યક્તિઓના લેખો આવ્યા હતા, જેમાંથી ત્રણ વ્યક્તિઓ ગેરહાજર રહેતાં તેમનાં લેખો વંચાયા નહોતા. વ્યાખ્યાતાઓમાં શ્રી રમણલાલ એલ. પટેલે જણાવ્યું હતું કે ગ્રંથાલય ગમે તેટલું વ્યવસ્થિત હોય, તેની કાર્યવાહી અને વ્યવસ્થા ગમે તેવાં સરળ હોય, પરંતુ ગ્રંથસંગ્રહ જો યોગ્ય પુસ્તક-પસંદગી દ્વારા કરવામાં ન આવ્યો હોય તો એ ગ્રંથાલય અસરકારક સેવા આપી શકતું નથી. તેમણે પુસ્તક પસંદગીના અવરોધોની લાંબી યાદી આપી હતી અને એના ઉપાયો પણ સૂચવ્યા હતા. શ્રી જયંત મેઘાણીએ ટૂંકમાં જણાવ્યું કે પુસ્તક પ્રાપ્તિના મોટા ભાગના અવરોધો પુસ્તકાલય અને વિક્રેતાની કડીઓની ખામી ભરેલી કામગીરીને લીધે ઊભા થાય છે. તેમણે વિક્રેતા પક્ષે પાંચ સાધારણ ખામીઓનો ઉલ્લેખ કર્યો છે, જ્યારે પુસ્તકાલયોને પક્ષે આઠ, જેમાં થોડી ગંભીર ખામીઓનો ઉલ્લેખ પણ છે. તેમણે જણાવ્યું કે વિક્રેતાને ઉવેખીને જથ્થાબંધ વિક્રેતા કે પ્રકાશક

પાસેથી સીધી ખરીદી કરવાની પ્રથા નિવારવી જોઈએ. મોટા ગ્રંથાલયોમાં જથ્થાબંધ વિક્રેતા પરનું અવલંબન એટલી હદે વ્યાપક બન્યું છે કે જથ્થાબંધ વિક્રેતા ઇચ્છે એવાં જ પુસ્તકો પુસ્તકાલયોમાં ઠલવાય છે. વધુમાં, તેમણે ભારતીય પુસ્તક વ્યવસાયનો સરવેનો ઉલ્લેખ કર્યો છે કે, પ્રકાશકોએ કે જથ્થાબંધ વિક્રેતાઓએ પુસ્તકાલયોને સીધું વેચાણ ન કરવું જોઈએ. શ્રી જયંતભાઈની વાતમાં તથ્ય નથી, એમ કહી શકવું મુશ્કેલ છે. પણ તેમનું આ વિધાન છે વિવાદાસ્પદ, જેની સાથે પરિસંવાદમાં હાજર રહેલા ગ્રંથપાલો સહમત થયા ન હતા. પણ તેમનું એક અન્ય સૂચન સભાએ વધાવી લીધું હતું, જેમાં પ્રકાશકો, વિક્રેતાઓ, ગ્રંથપાલો અને સરકારના પ્રતિનિધિઓની બનેલી એક સંયોજન સમિતિની રચના કરવા અંગેનો વિચાર રજૂ કરવામાં આવ્યો હતો. પરિસંવાદ માટે પૂર્વ તૈયારીના કાર્યમાં વ્યસ્ત હોવા છતાં, શ્રી કિશોર શુક્લ લેખ તૈયાર કરી શક્યા અને એ પણ વળી ખૂબ મુદ્દાસર અને સમજપૂર્વક, કે બી. ડી. કોલેજના ખીચોખીચ ભરાયેલા સભાભવનમાં ઉપસ્થિત સહુ કોઈ આ મૃદુભાષી અને સૌમ્ય નવયુવાનમાં એક આદર્શ ગ્રંથપાલના ગુણોના ઝબકારા જોઈ ખુશ થઈ ગયા. શ્રી એચ.-બી. શેલતે પોતાના અનુભવો અને અભ્યાસને આધારે વિષયની ખૂબ જ ઝીણવટથી અને વ્યવસ્થિત રીતે છણાવટ કરી હતી. શ્રી ઇન્દુભાઈ બુચે પુસ્તક-પસંદગીના સિદ્ધાંતોની વિગતે ચર્ચા કરી, પણ પસંદગી અને પ્રાપ્તિના અવરોધો અને ઉપાયો-વિષયક મુદ્દાસર રજૂઆત કરી શક્યા નહિ. શ્રી છગનલાલ મ. લૈયાએ વિવિધ પ્રકારના ગ્રંથાલયો વિષયક સરકારી આંકડાઓનું ચાર્ટ રજૂ કરીને ઘણી વિસ્તૃત બિનજરૂરી ભૂમિકા બાંધી હતી, પણ પ્રસ્તુત વિષય ઉપર સ્પષ્ટ અને મુદ્દાસર તેઓ કંઈ આપી શક્યા નથી. શ્રી કે. સી. પટેલ અપ્રાસંગિક ઘણું બોલ્યા અને જે થોડું પ્રાસંગિક બોલ્યા તેમાં ટકી ન શકે એવાં બિન-અભ્યાસી વિધાનો પુષ્કળ હતાં.

શ્રી મૂળચંદભાઈ પટેલે પ્રસ્તુત વિષય સિવાયની વાતો કરી, તે ખરેખર શ્રોતાઓ ઉપર એક પ્રકારનો જુલમ કહેવાય. પરિસંવાદમાં વાંચવા માટે આ પ્રકારના લેખો શા માટે પસંદ કરાયા, તે મને જરા પણ સમજાતું નથી. જો પ્રોત્સાહન આપવા માટે આવું કર્યું હોય તો મારે કહેવું પડશે કે આ માટે ઉચિત સ્થાન સ્થાનિક ગોષ્ઠીઓ કે અન્ય કોઈ પ્રકારની સભાઓ હોઈ શકે, પણ ગુજરાતભરના દરેક પ્રકારના ગ્રંથાલયોના ગ્રંથપાલોની વાર્ષિક સભામાં આ પ્રકારની રજૂઆત તો કદાપિ ન થવી જોઈએ.

આ વિષય ઉપર અનેક ગ્રંથપાલોએ એટલાં બધાં વિવાદાસ્પદ વિધાનો અને સંકીર્ણ ટીકાઓ કરી હતી કે તેમના લેખવિષયક ચર્ચા ખૂબ ગરમાગરમ ચાલી. આ ચર્ચામાં શ્રી (ડૉ.) પાખ્યા, શ્રી મહેન્દલાલ, શ્રી કે. પી. ગંધકવાલા, શ્રી રમણિકલાલ પારેખ, શ્રી ભારતીબેન જોષી, શ્રી શાંતિલાલ પંડ્યા શ્રી મનુભાઈ ભાવસાર, શ્રી સ્વરૂપબેન વીરાણી, શ્રી મધુસૂદન ત્રિવેદી, શ્રી હરીશ પરબ, શ્રી વનરાજ માળવી શ્રી જયંત મેઘાણી અને શ્રી પી. સી શાહે ભાગ લીધો હતો. અંતે શ્રી મોહનદાસભાઈ પટેલે એમ જે પુસ્તકાલયના પોતાના અનુભવોને આધારે જણાવ્યું કે વાચકોની માંગણી ગમે તેવી હોય પણ એને અનાદર કરવો જોઈએ નહીં. ગ્રંથપાલોમાં એ આવડત હોવી જોઈએ કે તે હળવું સાહિત્ય વાચનારાઓને ગંભીર સાહિત્ય તરફ વાળી શકે.

આ પછીની ચર્ચાસભાનો વિષય 'શિક્ષણના હાલના માળખામાં તાલીમ પામેલા ગ્રંથપાલોની જરૂરિયાતો છે ખરી ?' – ખરેખર તો એકમાત્ર ગમ્મત ખાતર પસંદ કરવામાં આવ્યો હતો. પણ તેમ છતાં આ પ્રશ્ન નિરર્થક કહી શકાશે નહિ. ગંભીરતાથી નિરીક્ષણ કરનાર કોઈ પણ વ્યક્તિને, શિક્ષણના વર્તમાન માળખામાં, નિષ્ઠાવાન ગ્રંથપાલ તડપતો દેખાશે. આજના શિક્ષણનું ધ્યેય એકમાત્ર અભ્યાસ

પૂરતી તૈયારી કરીને ડીગ્રી મેળવવાનું છે, જેથી સારી નોકરી હાંસલ કરી શકાય. સંસ્કાર કેળવવાનું કે જ્ઞાનોપાર્જનનું લક્ષ્ય તો એક બાજુ હડસેલાઈ ગયું છે. આ પ્રકારની પરિસ્થિતિની ખૂબ માઠી અસર ગ્રંથપાલોની કાર્યક્ષમતા ઉપર પડી છે. શિક્ષણ સંસ્થાઓનાં ગ્રંથાલયોમાં મોટે ભાગે પાઠ્ય–પુસ્તકોનો જ બહોળો ઉપયોગ થાય છે. એ સિવાયના ગ્રંથો ઉપર ખર્ચ થતી ધનરાશિનું યોગ્ય વળતર મળતું નથી. વિદ્યાર્થીઓ અને અધિકાંશ શિક્ષકો પણ પુસ્તકોની ગોઠવણી, વર્ગીકરણ કે સૂચિકરણ પ્રત્યે અરુચિ ધરાવે છે. તેઓ જાતે જઈને પુસ્તકોના કબાટમાંથી પોતાને જોઈતું પુસ્તક કે, એ ન મળે તો એ વિષય સંબંધી અન્ય પુસ્તકો જોવાનું કે પસંદ કરવાનું પસંદ કરતા નથી. પુસ્તક-પસંદગી સગાવાદ કે મૈત્રાચારીના આધારે થતી જોવા મળે છે. વિષય વિભાગોના વડાઓ પોતાના પ્રકાશકોની કૃપાદૃષ્ટિ મેળવવા એણે પ્રગટ કરેલા પુસ્તકો પોતાના ગ્રંથાલય માટે વધારે પડતાં પસંદ કરતા હોય છે અથવા વધારે નકલો ખરીદવાની ભલામણ કરે છે. આ રીતે પુસ્તક પસંદગીમાં ગુણવત્તાના માપદંડની ઉપેક્ષા થાય છે. સંદર્ભ સેવાની વિદ્યાર્થીઓને ભાગ્યે જ જરૂર પડે છે. અને પાઠ્ય–પુસ્તકોની આપ-લેનું જ એકમાત્ર મહત્ત્વપૂર્ણ કામ જો ગ્રંથાલયોમાં ચાલતું હોય, તો આ કાર્ય એક પદ્ગાવાળો પણ સારી રીતે કરી શકે છે. માટે આ પ્રકારની વર્તમાન પરિસ્થિતિમાં પ્રશ્ન એ ઉદ્ભવે છે કે તાલીમ પામેલા ગ્રંથપાલોની શું જરૂર છે ? આ પ્રકારની વિચારસરણી ધરાવતા વક્તાઓ હતા : શ્રી પ્રવીણ શાહ, શ્રી છગન ભૈયા, શ્રી કાંતિભાઈ ઠાકર, શ્રી ભારતીબેન જોષી, શ્રી કે. સી. પટેલ, શ્રી હરીશ પરબ અને શ્રી પ્રકાશ વેગડ.

આ વિષયનું બીજું પાસું 'તાલીમ પામેલા ગ્રંથપાલોની જરૂર છે.'–એના પક્ષમાં શ્રી જેઠાલાલ ગાંધી, શ્રી (ડૉ.) પાખ્યા, શ્રી મહેન્દ્રભાઈ દલાલ, શ્રી ભાગીરથીબેન પંડ્યા, શ્રી રમણિકલાલ પારેખ અને શંકરલાલ પંડ્યા વગેરે હતા. તેમણે માનવ જીવનનાં સ્થાયી મૂલ્યોની ચર્ચાથી શરૂ કરીને માનવ સંસ્કૃતિનો વિકાસ અને ગ્રંથાલયો દ્વારા એનું પ્રસારણ વગેરે અનેક શાશ્વત આદર્શોની ચર્ચા દ્વારા સભાના મગજમાં એ ઠસાવી દીધું કે તેમની વાત સાચી છે. આ સભાનું સંચાલન શ્રી ચંપકભાઈ પટેલે કર્યું હતું. તેમણે આ વિષય પસંદ કરનારાઓના સૂઝની સરાહના કરી હતી.

વિષય વિચારણી સમિતિની સભામાં પુસ્તક-પસંદગી તથા પ્રાપ્તિના અવરોધો અને ઉપાયો વિષયક સળગતા પ્રશ્નો અંગે ગહન ચર્ચા કરવામાં આવી અને એ બાબતે થોડા ઠરાવો તૈયાર કરવામાં આવ્યા.

સંઘની સામાન્ય સભામાં બન્ને દિવસોના વિષયોની ચર્ચાનું નિષ્કર્ષ ઠરાવરૂપે રજૂ કરવામાં આવ્યું, અને નીચેના મહત્ત્વના ઠરાવો સર્વાનુમતે પસાર થયા :

**ઠરાવ – ૧**

ગુજરાતી ભાષાની જુદા જુદા પ્રકારની ગ્રંથસૂચિઓ તૈયાર થાય તે હેતુથી તથા આ કાર્યમાં રસ લેતાં ભાઈ–બહેનોને એકત્રિત થઈને કાર્ય કરવાની તક મળે, એટલા માટે ગુજરાત ગ્રંથાલય સેવા સંઘના એક વિભાગરૂપે ગુજરાતી વાઙ્મયસૂચિ વિભાગ સ્થાપિત કરવાનું આ સંઘ ઠરાવે છે. આ વિભાગ (૧) વાઙ્મયસૂચિઓ તૈયાર કરવાનું (૨) વાઙ્મયસૂચિઓના કાર્ય સંબંધે માહિતીનું પ્રસારણ કરવાનું અને (૩) પ્રવૃત્તિને બધી રીતે મદદ કરવાનું કાર્ય કરશે.

ગુજરાતી વાઙ્મયસૂચિ વિભાગ માટે સામાન્ય સભામાં ચૂંટાયેલ એક કન્વનર રહેશે તથા સાત સભ્યોની એક સમિતિ રહેશે. આ સમિતિમાં સંઘના મંત્રી પોતાના હોદ્દાની રૂએ એક સભ્ય તરીકે રહેશે.

**ઠરાવ – ૨**

હાલના તબક્કે આ સંઘના ઉપક્રમે નીચે જણાવેલા વિષયોની વાઙ્મયસૂચિઓ તૈયાર કરવાનું ઠરાવવામાં આવે છે. અને તે સંબંધે આગળનું કામ કરવા વાઙ્મયસૂચિ વિભાગને વિનંતી કરવામાં આવે છે. :

(૧) બાળ સાહિત્યસૂચિ.
(૨) ગુજરાતી ભાષાના સંદર્ભ ગ્રંથોની વિસ્તૃત સૂચિ.
(૩) ગુજરાતી ભાષાના ઉત્તમ વાર્તા સાહિત્યની પરિચયાત્મક સૂચિ.

ઠરાવ – ૩

ગુજરાતમાં ગુજરાતી વાઙ્‌મયસૂચિઓનું કામ જુદે જુદે ઠેકાણે ગ્રંથપાલ ભાઈ-બહેનો અને અન્ય કાર્યકર્તાઓ પ્રમાણબદ્ધ રીતે કરી શકે તે હેતુથી એક તાલીમ શિબિર યોજવાનું આ સંઘ ઠરાવે છે. અને આ દિશામાં સરકારી મદદ મેળવવા તથા જે સ્થળે ઉત્સાહી ગ્રંથપાલો કે સંસ્થાઓ આવી શિબિર યોજવા તૈયાર હોય ત્યાં શિબિર માટેની જરૂરી કાર્યવાહી સંઘની વ્યવસ્થાપક સમિતિ કરે, તેમ આ સંઘ ઠરાવે છે.

ઠરાવ – ૪

પુસ્તકાલયોમાં પુસ્તકો વસાવવાની કામગીરીમાં વર્તમાન ટેન્ડર પ્રણાલી ગંભીર અવરોધરૂપ સિદ્ધ થઈ છે. આ અને બીજી આનુષંગિક બાબતો અંગે વિચારણા કરવા માટે ગુજરાત ગ્રંથાલય-સેવા સંઘ, ગુજરાત રાજ્ય પુસ્તકાલય મંડળ, ગુજરાતી સાહિત્ય પ્રકાશક અને વિક્રેતા મંડળ અને ગુજરાત સરકારના પ્રતિનિધિઓની બનેલી એક સંયોજન સમિતિની રચના કરવાનું આ પરિસંવાદ સરકારને વિનંતી કરે છે. આવી સંયોજન સમિતિ રાષ્ટ્રીય ધોરણે સ્થાપેલી ગુડ ઓફિસીઝ કમિટીની કામગીરીને ખ્યાલમાં રાખીને કાર્યવાહી કરશે એવી અપેક્ષા છે.

ઠરાવ – ૫

ગુજરાતનાં ગ્રંથાલયોને તાલીમ પામેલા ગ્રંથપાલોનો લાભ મળે એ દૃષ્ટિએ ગુજરાત સરકારે સને ૧૯૬૫થી ગ્રંથપાલ તાલીમનો છ અઠવાડિયાના અભ્યાસક્રમની યોજના કરેલી. ત્રણ વર્ષ પછી એટલે કે ૧૯૬૮થી આ અભ્યાસક્રમ વધારે વિસ્તૃત બનાવીને સરકારે ગ્રંથાલય વિજ્ઞાન તાલીમનો ચાર માસનો અભ્યાસક્રમ શરૂ કર્યો. આ અભ્યાસક્રમ અનુસાર છેલ્લાં ૧૦ વર્ષોથી આ તાલીમ અપાય છે અને રાજ્ય પરીક્ષા બોર્ડ પરીક્ષા લઈ પ્રમાણપત્ર આપે છે.

પણ ગયા વર્ષથી ગુજરાત સરકારના તાંત્રિક શિક્ષણ વિભાગે ઓછામાં ઓછું ધોરણ ૧૦ નવી એસ. એસ. સી. પરીક્ષા પસાર કરનારાઓ માટે લાઇબ્રેરી આસિસ્ટન્ટશીપનો એક વર્ષનો અભ્યાસક્રમ શરૂ કર્યો છે. આ અભ્યાસક્રમની જરૂરિયાતનો પ્રશ્ન બાજુએ મૂકીએ તો પણ એમાં નીચે મુજબની ગંભીર ઊણપો જોવા મળે છે.

(૧) આ અભ્યાસક્રમ ચલાવવા માટે સંસ્થાઓને મંજૂરી આપતાં પહેલાં અભ્યાસક્રમ ચલાવવા અંગેની મૂળભૂત પ્રાથમિક જરૂરિયાતો પૂરી કરાઈ છે કે નહિ, તે ધ્યાનમાં લેવાતું નથી.

(૨) આ અભ્યાસક્રમ ફક્ત બહેનો માટેનો જ હોવા છતાં, એમાં ભાઈઓને પણ ફરથી પ્રવેશ આપવામાં આવે છે.

(૩) શિક્ષણ ફી તથા અન્ય ફીનું ધોરણ નિશ્ચિ[illegible] ન હોવાથી સંસ્થાઓ એક સત્રના રૂપિયા ૨૦૦ જેટલી શિક્ષણ ફી તથા વધારામાં પ્રવેશ ફી, લાઇબ્રેરી ફી તે[illegible] જ અન્ય ફી લે છે.

(૪) વર્ગમાં શિક્ષણ આપનારાઓની લાયકાતો અ[illegible] સ્પષ્ટતા ન હોઈ, વ્યાખ્યાતાઓની નિમણૂકો કોઈ પ[illegible] માપદંડ વિનાની થાય છે. એ ઉપરાંત તેમને અપાત[illegible] પુરસ્કારની રકમમાં પણ અસમાનતા પ્રવર્તે છે.

આ કારણોને લક્ષમાં લેતાં આ સંઘને એમ લા[illegible] છે કે ગુજરાતમાં ગ્રંથાલય વિજ્ઞાનની તાલીમ માટે ઓછામ ઓછા અંડરગ્રેજુએટની લાયકાતના સ્તરે એક [illegible] અભ્યાસક્રમ હોય તે ઈષ્ટ છે. આ પ્રકારની વ્યવસ્થ[illegible] વિદ્યાર્થીઓ તથા તેમને કામ આપતી સંસ્થાઓ માં[illegible] અનુકૂળ રહેશે. આથી અત્યારે ચાલતા બન્ને અભ્યાસ ક્રમોનો સમગ્રપણે વિચાર કરીને અંડરગ્રેજુએટ ધોરણને એક જ રાજ્ય માન્ય અભ્યાસક્રમ થાય અને તે માટેનું ફીનું ધોરણ, વ્યાખ્યાતાની લાયકાતો તથા તેમને અપાતું મહેનતાણું તેમ જ માન્યતા આપવાના નિયમો વગેરે નવેસરથી તૈયાર થાય અને સત્વરે અમલમાં મૂકાય એ માટે આ સંઘ સરકારશ્રીને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

ઠરાવ – ૬

ઉચ્ચતર માધ્યમિક શાળાઓનાં ગ્રંથાલયોમાં ફાજલ શિક્ષકોની ગ્રંથપાલો તરીકે નિમણુક કરવામાં આવે છે. પણ તેમની નિમણુક થોડાક સમયની હોવાથી તેઓને ગ્રંથાલયના કામમાં રસ નથી હોતો. તો સરકારે નિશ્ચિત કરેલી લાયકાત પામેલા ગ્રંથપાલોની જ નિમણુક કરવી જોઈએ એવો આ સભા આગ્રહ કરે છે અને સરકારશ્રીને આ બાબતમાં તાત્કાલિક યોગ્ય કરવા વિનંતિ કરે છે.

ઠરાવ – ૭

ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી ભાષામાં લખાયેલ સાહિત્યની સર્વગ્રાહી વાઙ્‌મયસૂચિ કરવા વિચારે છે, તેની આ સભા સહર્ષ નોંધ લે છે અને આ સંબંધે ગ્રંથાલય વિજ્ઞાનની યોગ્ય પદ્ધતિ મુજબ કાર્ય થાય તેવું ઇચ્છે છે. આ માટે આ સંઘ ગુજરાતી સાહિત્ય પરિષદને સહકાર આપવાનું ઠરાવે છે.

ઠરાવ – ૮

આપણાં અનેક ગ્રંથાલયોમાં બહુમૂલ્ય અને અપ્રાપ્ય પુસ્તકો સારી એવી સંખ્યામાં સંગ્રહાયેલાં છે. આપણી આ સાહિત્યસંપત્તિની ભાળ અભ્યાસીઓ અને સંશોધકોને મળે, તેમ જ એવાં પુસ્તકોની યોગ્ય સાચવણી થાય એ માટે એની સૂચિ બનાવવાનું કામ હાથ ધરવું જોઈએ. શરૂઆતમાં જો સાર્વજનિક ગ્રંથાલયો પૂરતો પણ આ ઠરાવનો અમલ થાય તો પણ સંતોષ માની શકાય.

સંદર્ભ

# ગુજરાતી ભાષાની વાચન-સામગ્રીની વાઙ્મયસૂચિઓ દ્વારા વ્યવસ્થા*

□ પ્રકાશ વેગડ

ગુજરાતી ભાષાની વાચન-સામગ્રીની વાઙ્મયસૂચિઓ દ્વારા વ્યવસ્થા એટલે ગુજરાતી ભાષાની વાચન-સામગ્રી ઉપર નિયંત્રણ મેળવવા માટે બિબ્લિઓગ્રાફિક વ્યવસ્થાતંત્રની સ્થાપના. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે, ગુજરાતી વાચન-સામગ્રી માટે એક એવી અસરકારક ગોઠવણીની રચના, જે વ્યવસ્થિત નોંધણીમાંથી પરિણમે છે. આ પ્રકારની શાસ્ત્રીય રીતે કરવામાં આવેલી નોંધસૂચિઓને વાઙ્મયસૂચિઓ, અને આ વ્યવસ્થાઓને 'બિબ્લિઓગ્રાફિકલ વ્યવસ્થાતંત્ર' કહેવામાં આવે છે.

આજ સુધી ગુજરાતીમાં નાનીમોટી અનેક વાઙ્મયસૂચિઓ પ્રગટ થયેલી છે. એમાંની મહત્ત્વની સૂચિઓનો ઉલ્લેખ શ્રી ભોગીલાલ સાંડેસરાએ 'પરબ' જાન્યુ. '૭૯ના અંકમાં 'ગુજરાતી ગ્રંથસૂચિ' શીર્ષક હેઠળ ગુજરાતી સાહિત્ય પરિષદની એક સમિતિનાં સૂચનોની નોંધમાં કર્યો છે. વધુમાં, 'વિદ્યાપીઠ' દ્વૈમાસિકના મે-જૂન ૧૯૭૫ના અંકમાં શ્રી કિરીટ ભાવસારના લેખ 'ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલ સંદર્ભ-સામગ્રી—એક સર્વેક્ષણ'માં ગ્રંથસૂચિઓ ઉપરાંત થોડી લેખસૂચિઓનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એ ઉપરાંત થોડી વધારાની વાઙ્મયસૂચિઓ આ મુજબ છે :

૧. ઉપાધ્યાય, દિનેશ સંપા. ગુજરાતી નાટ્ય-વિવેચનના કેટલાક લેખોની સૂચિ. 'ગ્રંથ' એપ્રિલ ૧૯૬૭ પૃ. ૫૩–૫૪.
૨. ગૂજરાત વિદ્યાપીઠ સંદર્ભસૂચિ. અમદાવાદ, ગૂજરાત વિદ્યાપીઠ, ૧૯૭૭ પૃ. ૨૪ (સાયક્લોસ્ટાઇલ્ડ)
૩. ત્રિવેદી, નવલરામ સંપા. 'કાન્ત' સંદર્ભસૂચિ. રમેશ જાની કૃત 'જિજ્ઞાસા' (૧૯૬૮) પૃ. ૬૮–૭૨.
૪. દેસાઈ, કીકુભાઈ રતનજી સંપા. ગુજરાતી ગ્રંથસૂચિ (૧૯૫૧–૧૯૬૫ સુધીમાં પ્રગટ થયેલાં શહેર તથા નગર પુસ્તકાલયોએ વસાવવા જેવાં ગુજરાતી પુસ્તકો. અમદાવાદ, ગુજરાત પુસ્તકાલય મંડળ, ૧૯૭૫ પૃ. ૧૮૫.
૫. ભાવસાર, કિરીટ સંપા. ગુજરાતી સામયિક લેખસૂચિ. હસમુખ શાહ અને બીજા સંપાદકો. અમદાવાદ, ગૂજરાત વિદ્યાપીઠ, ૧૯૭૫ પૃ. ૮૪ (સાયક્લોસ્ટાઇલ્ડ).
૬. ભાવસાર, કિરીટ સંપા. રાષ્ટ્રીય એકતા અને સાહિત્ય : વાઙ્મયસૂચિ. મોહનભાઈ પટેલ અને ચંદ્રકાંત શેઠ સંપા. ભાષા-સાહિત્ય દ્વારા રાષ્ટ્રીય એકતા. અમદાવાદ, ગૂજરાત વિદ્યાપીઠ, ૧૯૭૭ પૃ. ૫૧–૫૬.
૭. મહાભારત સૂચિ (ગ્રંથો અને લેખો). અમદાવાદ, ગૂજરાત વિદ્યાપીઠ, ૧૯૭૭ પૃ. ૧૧ (સાયક્લોસ્ટાઇલ્ડ).

* ગુજરાત ગ્રંથાલય-સેવા સંઘના ત્રીજા વાર્ષિક પરિસંવાદમાં રજૂ કરેલો નિબંધ : મોડાસા, ૨૬ જાન્યુઆરી, ૧૯૭૯.

થતી 'ઇન્ડિયન નેશનલ બિબ્લિઑગ્રાફી'ની વિષય પ્રમાણેની ગોઠવણીમાં અન્ય ભાષાઓના ગ્રંથો સાથે ગુજરાતી ગ્રંથોનો પણ સમાવેશ કરવામાં આવે છે. પણ એકમાત્ર ગુજરાતી ભાષાના તમામ વિષયોની ફક્ત બે–બે વર્ષોની જુદી રાષ્ટ્રીયસૂચિ બે ગ્રંથોમાં ૧૯૫૮–૫૯ અને ૧૯૬૦–૬૧ પ્રકાશિત થઈ છે. એ પછી ૧૯૬૪થી ૧૯૭૪ના માર્ચ સુધી માસિક અંકરૂપે આ સૂચિનું પ્રકાશન થયું છે. તત્પશ્ચાત્ ગુજરાત સરકારે કરકસરના પગલા તરીકે ૧૯૭૪ના એપ્રિલથી સૂચિનું પ્રકાશનકાર્ય બંધ કર્યું છે. હમણાં જાણવા મળ્યું છે કે ૧૯૬૨થી ૧૯૭૧ સુધીની સંચિત (cumulative) સૂચિનું સંપાદનકાર્ય વડોદરાના કેન્દ્રિય ગ્રંથાલય દ્વારા હાથ ધરવામાં આવ્યું છે. આ સિવાયની ગ્રંથસૂચિઓમાંથી અધિકાંશ સૂચિઓમાં શાસ્ત્રીયતા અને ચોકસાઈનો અભાવ છે.

અભ્યાસ અને સંશોધન માટે એક ઉપયોગી સંદર્ભસાધન તરીકે, ગુજરાતી મુદ્રણની શરૂઆતથી આજ સુધીની શાસ્ત્રીય રીતે સંકલિત કરેલી ગ્રંથસૂચિ અને લેખસૂચિની ગંભીર ખોટ, આજે આપણે અનુભવી રહ્યા છીએ. વાચન–સામગ્રીમાં દિનોદિન થઈ રહેલ અભિવૃદ્ધિ જોતાં, આ પ્રકારની સૂચિઓ સંકલિત અને પ્રકાશિત કરવાનું કાર્ય વહેલી તકે હાથ ધરવામાં આવે એ ઇષ્ટ છે.

આ દિશામાં અત્યારે જે કામ ચાલી રહ્યું છે એનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ. ગુજરાતી ભાષાનાં ૩૦ સામયિકોમાં ૧૯૭૫ના વર્ષમાં પ્રગટ થયેલા તમામ વિષયોના લેખોની એક સૂચિ ગૂજરાત વિદ્યાપીઠના ગ્રંથપાલોએ તૈયાર કરી છે, જે ટૂંકમાં પ્રગટ થનાર છે. ગુજરાતી ભાષામાં મુદ્રણના આરંભકાલથી આજ સુધીમાં પ્રગટ થયેલા ગ્રંથોની સૂચિ, સંકલિત અને પ્રકાશિત કરવા માટે જરૂરી વિચારણા કરવા, ગુજરાતી સાહિત્ય પરિષદે નિષ્ણાતોની એક સમિતિ નિયુક્ત કરી છે. આ સમિતિની એક બેઠક ૧૦મી ડિસે. '૭૮ના રોજ મળી હતી, જેમાં ચર્ચાયેલા મુદ્દાઓ ટૂંકમાં આ મુજબ છે :

૧. ગુજરાતી ગ્રંથસૂચિનું સંપાદન મૂળ ગ્રંથો જોઈને કરવું કે કેવળ પ્રાપ્ત સૂચિઓનું સંકલન કરવું ? અને એ સૂચિઓમાં સમાવિષ્ટ થયા ન હોય પણ અન્યત્ર જોવામાં આવ્યા હોય એવા ગ્રંથોનો પણ કેવળ નિર્દેશ કરવો ?

૨. ગ્રંથ–પરિચય ટૂંકમાં અપાય તો ગ્રંથસૂચિ માહિતીપ્રદ બનવા ઉપરાંત અભ્યાસ અને સંશોધન માટે વિશેષ ઉપયોગી થાય.

૩. નાટકોનાં સારગાયનોની ચોપડીઓ, બોલપટના કથાસંવાદોની પત્રિકાઓ, શાળાપયોગી ચોપડીઓ અને માર્ગદર્શિકાઓ, આંક કે હિસાબોની ચોપડીઓ, નકશા–પોથીઓ, વાર્ષિક પંચાંગો, સાધારણ સંસ્થાઓના અહેવાલો, પ્રકીર્ણ પત્રિકાઓ, સ્મરણિકાઓ -વગેરેનો આ ગ્રંથસૂચિમાં સમાવેશ કરવો નહિ.

૪. પ્રસ્તુત ગ્રંથસૂચિ બે ખંડમાં હોવી જોઈએ. પહેલો ખંડ ગુજરાતી ગ્રંથવર્ણનનો કોશ હશે. એમાં વિષયવિભાગો અને કર્તાના નામથી આરંભાતું ગ્રંથનું સંક્ષિપ્ત વર્ણન પુસ્તકાલય વિજ્ઞાનની નિશ્ચિત પદ્ધતિ પ્રમાણે હશે. એકાદ વિષયમાં ગુજરાતી ભાષાના એકંદર વાઙ્મયની જાણકારી મેળવવી હોય કે એક ગ્રંથકારના અમુક વિષયના વિવિધ ગ્રંથો વિશે જાણવું હોય તો પ્રથમ ખંડમાંથી મળે. બીજા ખંડમાં ગ્રંથનામ, કર્તા અને વિષય ઇંડેક્સ ઉપરાંત અન્ય તમામ જરૂરી આડનોંધોનો સમાવેશ હશે.

૫. ગુજરાતી મુદ્રણના આરંભથી માંડી ઈ.સ. ૧૯૦૦ સુધીની ગ્રંથસૂચિનું કામ પહેલાં હાથ ધરવું જોઈએ. આ કાલખંડમાં પ્રકાશિત મૂળ ગ્રંથો જોવાનું સરળ ન હોઈ જે યાદીમાંથી ગ્રંથનોંધ લેવામાં આવી હોય તે પ્રત્યેક યાદીને એક સંજ્ઞા આપી એનો નિર્દેશ કરવો જોઈએ. વળી,

૮. મહેતા, ચંદ્રકાન્ત સંપા. કલાપી સંદર્ભસૂચિ (કાવ્યો, લેખો અને ગ્રંથો તથા કલાપી વિશે અભ્યાસ-સામગ્રી). ઇન્દ્રવદન કા. દવે કૃત 'કલાપી–એક અધ્યયન' (૧૯૬૯) પૃ. ૪૫૨–૪૫૯.

૯. મહેતા, પ્રકાશ સંપા. અખો સંદર્ભસૂચિ. 'ગ્રંથ' ઑગ. ૧૯૬૭ પૃ. ૪૧–૪૨.

અલંકાર (પુસ્તકસૂચિ). 'ગ્રંથ' મે ૧૯૬૯ પૃ. ૧૯

અરિસ્ટૉટલનું કાવ્યશાસ્ત્ર. 'ગ્રંથ' એપ્રિલ ૧૯૬૯ પૃ. ૫૧–૫૩.

ગાંધીજી સાહિત્યકાર તરીકે. 'ગ્રંથ' ઑક્ટો. ૧૯૬૯

બ. ક. ઠાકોર સંદર્ભસૂચિ. 'ગ્રંથ' નવે. ૧૯૬૯.

૧૦. વેગડ, પ્રકાશ સંપા. દયારામ સંદર્ભસૂચિ. 'કવિલોક' સળંગ અંક ૧૨૧–૧૨૪, ૧૯૭૮.

'ધૂમકેતુ' અને 'સુન્દરમ્'ની વાર્તાકલા—એક સંદર્ભસૂચિ. 'ઉદ્ગાર' સપ્ટે. ૧૯૭૭.

ન્હાનાલાલ સંદર્ભસૂચિ. 'ગ્રંથ' જૂન ૧૯૭૭ પૃ. ૧૫૨–૧૭૮. પુનર્મુ. અનંતરાય રાવળ અને અન્ય સંપા. ન્હાનાલાલ જન્મશતાબ્દી સ્મૃતિગ્રંથ. અમદાવાદ, ગુજરાત યુનિવર્સિટી, ૧૯૭૮ પૃ. ૨૮૯–૩૩૦.

પ્રકાશન-વર્ષની અસંગતિઓ—એક સંદર્ભ-સૂચિ. 'ઉદ્ગાર' જાન્યુ. ૧૯૭૮.

પ્રેમાનંદ સંદર્ભસૂચિ, કેશવરામ કાશીરામ શાસ્ત્રી અને શિવલાલ જેસલપુરા સંપા. પ્રેમાનંદની કાવ્યસૂચિઓ—ખંડ ૨, ૧૯૭૯ પૃ. ૧૩૪૨–૧૩૭૫.

મહાનિબંધ વર્ગીકૃત સૂચિ, ૧૮૫૭–૧૯૭૭ (પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી ભાષા-સાહિત્યના ક્ષેત્રે ફ્રાંસ, અમેરિકા, ગ્રેટબ્રિટન, ફેડરલ રિપબ્લિક ઑફ જર્મની અને ભારતની યુનિવર્સિટીઓ દ્વારા પી. એચ. ડી. તથા અન્ય પદવીઓ માટે સ્વીકૃત મહાનિબંધો). મુંબઈ, આર. આર. શેઠની કંપની, ૧૯૭૮ પૃ. ૭૯.

લેખકોના જન્મ કે મૃત્યુ-વર્ષોમાં વિવિધ—એક સંદર્ભસૂચિ. 'ઉદ્ગાર' ઑક્ટો. ૧ અને માર્ચ '૭૮.

સાહિત્ય-સંશોધન સૂચિ (Research progress) 'ઉદ્ગાર' જૂન, જૂલાઈ, ઑ અને ડિસે. ૧૯૭૮.

૧૧. શાહ, કનુભાઈ અને ભાવસાર, કિરીટ સં તપાસ નિબંધસૂચિ. અમદાવાદ, ગૂજ વિદ્યાપીઠ, ૧૯૭૫ પૃ. ૨૩૪.

૧૨. શેખડીવાળા, જશવંત સંપા. નાટક, નાટ્ય અને નટધર. 'ગ્રંથ' નવે. ૧૯૭૫ પૃ. ૩૩-૪

આ પ્રમાણે, અત્યાર સુધી જે કામ થયું એનું આ એક અછળતું ચિત્ર છે. અને આ ચિ મારી નજરે લક્ષદ્વીપ સાથે ખૂબ સામ્યતા ધરાવે આજ સુધીની આપણી બિબ્લિઑગ્રાફિકલ ઍક્ટિવિટ લક્ષદ્વીપની જેમ અલગ-અલગ, એકબીજાથી સ્વત તેમ જ વેરવિખેર જોવા મળે છે. એટલું જ ન એમાં યોજના, શાસ્ત્રીયતા અને ચોકસાઈનો અભાવ છે. ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલા તમ ગ્રંથોની શાસ્ત્રીય રીતે તૈયાર કરવામાં આવેલી સળ વાર્ષિક સૂચિઓ કે થોડાં થોડાં વર્ષોની એકસ સંચિત (cumulative) સૂચિઓ આપ પાસે નથી.

શ્રી ભોગીલાલ સાંડેસરાના લેખમાં નિર્દેશિ અને બ્રિટિશ સરકારના સમયમાં પ્રકાશિત, ગુજરા મુદ્રણના આરંભકાળને આવરી લેતી, મહત્ત્વપ ગ્રંથસૂચિઓ આજે અપ્રાપ્ય છે. શ્રી બી. એ કેશવન સંપાદિત 'નેશનલ બિબ્લિઑગ્રાફી ઑફ ઇંડિય લિટરેચર, ૧૯૦૧–૧૯૫૩ ખંડ-૧ : આસામ બંગલા, ઇંગ્લિશ અને ગુજરાતી'માં એકમાત્ર સાહિત્ય ગ્રંથોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ વાઙ્મ સૂચિ રાષ્ટ્રીય ગ્રંથાલય, કલકત્તાના ગ્રંથસંગ્રહ ઉપર તૈયાર કરવામાં આવી છે, એને લીધે આ કાળ પ્રકાશિત થયેલ બધા ગ્રંથોનો સમાવેશ થયો નથ સેન્ટ્રલ રિફરન્સ લાઇબ્રેરી, કલકત્તા દ્વારા પ્રકાશિ

૮. મહેતા, ચંદ્રકાન્ત સંપા. કલાપી સંદર્ભસૂચિ (કાવ્યો, લેખો અને ગ્રંથો તથા કલાપી વિશે અભ્યાસ-સામગ્રી). ઇન્દ્રવદન કા. દવે કૃત 'કલાપી-એક અધ્યયન' (૧૯૬૯) પૃ. ૪૫૨-૪૫૯.

૯. મહેતા, પ્રકાશ સંપા. અખો સંદર્ભસૂચિ. 'ગ્રંથ' ઑગ. ૧૯૬૭ પૃ. ૪૧-૪૨.
અલંકાર (પુસ્તકસૂચિ). 'ગ્રંથ' મે ૧૯૬૯ પૃ. ૧૯
અરિસ્ટૉટલનું કાવ્યશાસ્ત્ર. 'ગ્રંથ' એપ્રિલ ૧૯૬૯ પૃ. ૫૧-૫૩.
ગાંધીજી સાહિત્યકાર તરીકે. 'ગ્રંથ' ઑક્ટો. ૧૯૬૯
બ. ક. ઠાકોર સંદર્ભસૂચિ. 'ગ્રંથ' નવે. ૧૯૬૯.

૧૦. વેગડ, પ્રકાશ સંપા. દયારામ સંદર્ભસૂચિ. 'કવિલોક' સળંગ અંક ૧૨૧-૧૨૪, ૧૯૭૮.
'ધૂમકેતુ' અને 'સુન્દરમ્'ની વાર્તાકલા—એક સંદર્ભસૂચિ. 'ઉદ્‌ગાર' સપ્ટે. ૧૯૭૭.
ન્હાનાલાલ સંદર્ભસૂચિ. 'ગ્રંથ' જૂન ૧૯૭૭ પૃ. ૧૫૨-૧૭૮. પુનર્મુ. અનંતરાય રાવળ અને અન્ય સંપા. ન્હાનાલાલ જન્મશતાબ્દી સ્મૃતિગ્રંથ. અમદાવાદ, ગુજરાત યુનિવર્સિટી, ૧૯૭૮ પૃ. ૨૮૯-૩૩૦.
પ્રકાશન-વર્ષની અસંગતિઓ—એક સંદર્ભ-સૂચિ. 'ઉદ્‌ગાર' જાન્યુ. ૧૯૭૮.
પ્રેમાનંદ સંદર્ભસૂચિ, કેશવરામ કાશીરામ શાસ્ત્રી અને શિવલાલ જેસલપુરા સંપા. પ્રેમાનંદની કાવ્યસૂચિઓ—ખંડ ૨, ૧૯૭૯ પૃ. ૧૩૪૨-૧૩૭૫.
મહાનિબંધ વર્ગીકૃત સૂચિ, ૧૮૫૭-૧૯૭૭ (પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી ભાષા-સાહિત્યના ક્ષેત્રે ફ્રાંસ, અમેરિકા, ગ્રેટબ્રિટન, ફેડરલ રિપબ્લિક ઑફ જર્મની અને ભારતની યુનિવર્સિટીઓ દ્વારા પી. એચ. ડી. તથા અન્ય પદવીઓ માટે સ્વીકૃત મહાનિબંધો). મુંબઈ, આર. આર. શેઠની કંપની, ૧૯૭૮ પૃ. ૭૯.
લેખકોના જન્મ કે મૃત્યુ-વર્ષોમાં વિવિધ —એક સંદર્ભસૂચિ. 'ઉદ્‌ગાર' ઑક્ટો. ૧ અને માર્ચ '૭૮.
સાહિત્ય-સંશોધન સૂચિ (Research i progress) 'ઉદ્‌ગાર' જૂન, જુલાઈ, ઑ અને ડિસે. ૧૯૭૮.

૧૧. શાહ, કનુભાઈ અને ભાવસાર, કિરીટ સં તપાસ નિબંધસૂચિ. અમદાવાદ, ગુજર વિદ્યાપીઠ, ૧૯૭૫ પૃ. ૨૩૪.

૧૨. શેખડીવાળા, જશવંત સંપા. નાટક, નાટ્યક અને નટવર. 'ગ્રંથ' નવે. ૧૯૭૫ પૃ. ૩૩-૪

આ પ્રમાણે, અત્યાર સુધી જે કામ થયું છે એનું આ એક આછેરું ચિત્ર છે. અને આ ચિ મારી નજરે લક્ષદ્વીપ સાથે ખૂબ સામ્યતા ધરાવે છે. આજ સુધીની આપણી બિબ્લિઑગ્રાફિકલ ઍક્ટિવિટી લક્ષદ્વીપની જેમ અલગ-અલગ, એકબીજાથી સ્વતં તેમ જ વેરવિખેર જોવા મળે છે. એટલું જ ન એમાં યોજના, શાસ્ત્રીયતા અને ચોકસાઈનો પ અભાવ છે. ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલા તમા ગ્રંથોની શાસ્ત્રીય રીતે તૈયાર કરવામાં આવેલી સળં વાર્ષિક સૂચિઓ કે થોડાં થોડાં વર્ષોની એકસ સંચિત (cumulative) સૂચિઓ આપણ પાસે નથી.

શ્રી ભોગીલાલ સાંડેસરાના લેખમાં નિર્દેશિ અને બ્રિટિશ સરકારના સમયમાં પ્રકાશિત, ગુજરા મુદ્રણના આરંભકાળને આવરી લેતી, મહત્ત્વપ ગ્રંથસૂચિઓ આજે અપ્રાપ્ય છે. શ્રી બી. એસ કેશવન સંપાદિત 'નેશનલ બિબ્લિઑગ્રાફી ઑફ ઇંડિય લિટરેચર, ૧૯૦૧-૧૯૫૩ ખંડ-૧ : આસામ બંગલા, ઇંગ્લિશ અને ગુજરાતી'માં એકમાત્ર સાહિત્ય ગ્રંથોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ વાઙ્મ સૂચિ રાષ્ટ્રીય ગ્રંથાલય, કલકત્તાના ગ્રંથસંગ્રહ ઉપર તૈયાર કરવામાં આવી છે, એને લીધે આ કાળ પ્રકાશિત થયેલ બધા ગ્રંથોનો સમાવેશ થયો નથ સેન્ટ્રલ રિફરન્સ લાઇબ્રેરી, કલકત્તા દ્વારા પ્રકાશિ

થતી 'ઇન્ડિયન નેશનલ બિબ્લિઑગ્રાફી'ની વિષય પ્રમાણેની ગોઠવણીમાં અન્ય ભાષાઓના ગ્રંથો સાથે ગુજરાતી ગ્રંથોનો પણ સમાવેશ કરવામાં આવે છે. પણ એકમાત્ર ગુજરાતી ભાષાના તમામ વિષયોની ફક્ત બે-બે વર્ષોની જુદી રાષ્ટ્રીયસૂચિ બે ગ્રંથોમાં ૧૯૫૮-૫૯ અને ૧૯૬૦-૬૧ પ્રકાશિત થઈ છે. એ પછી ૧૯૬૪થી ૧૯૭૪ના માર્ચ સુધી માસિક અંકરૂપે આ સૂચિનું પ્રકાશન થયું છે. તત્પશ્ચાત્ ગુજરાત સરકારે કરકસરના પગલા તરીકે ૧૯૭૪ના એપ્રિલથી સૂચિનું પ્રકાશનકાર્ય બંધ કર્યું છે. હમણાં જાણવા મળ્યું છે કે ૧૯૬૨થી ૧૯૭૧ સુધીની સંચિત (cumulative) સૂચિનું સંપાદનકાર્ય વડોદરાના કેન્દ્રિય ગ્રંથાલય દ્વારા હાથ ધરવામાં આવ્યું છે. આ સિવાયની ગ્રંથસૂચિઓમાંથી અધિકાંશ સૂચિઓમાં શાસ્ત્રીયતા અને ચોકસાઈનો અભાવ છે.

અભ્યાસ અને સંશોધન માટે એક ઉપયોગી સંદર્ભસાધન તરીકે, ગુજરાતી મુદ્રણની શરૂઆતથી આજ સુધીની શાસ્ત્રીય રીતે સંકલિત કરેલી ગ્રંથસૂચિ અને લેખસૂચિની ગંભીર ખોટ, આજે આપણે અનુભવી રહ્યા છીએ. વાચન-સામગ્રીમાં દિનોદિન થઈ રહેલ અભિવૃદ્ધિ જોતાં, આ પ્રકારની સૂચિઓ સંકલિત અને પ્રકાશિત કરવાનું કાર્ય વહેલી તકે હાથ ધરવામાં આવે એ ઇષ્ટ છે.

આ દિશામાં અત્યારે જે કામ ચાલી રહ્યું છે એનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ. ગુજરાતી ભાષાનાં ૩૦ સામયિકોમાં ૧૯૭૫ના વર્ષમાં પ્રગટ થયેલા તમામ વિષયોના લેખોની એક સૂચિ ગુજરાત વિદ્યાપીઠના ગ્રંથપાલોએ તૈયાર કરી છે, જે ટૂંકમાં પ્રગટ થનાર છે. ગુજરાતી ભાષામાં મુદ્રણના આરંભકાલથી આજ સુધીમાં પ્રગટ થયેલા ગ્રંથોની સૂચિ, સંકલિત અને પ્રકાશિત કરવા માટે જરૂરી વિચારણા કરવા, ગુજરાતી સાહિત્ય પરિષદે નિષ્ણાતોની એક સમિતિ નિયુક્ત કરી છે. આ સમિતિની એક બેઠક ૧૦મી ડિસે. '૭૮ના રોજ મળી હતી, જેમાં ચર્ચાયેલા મુદ્દાઓ ટૂંકમાં આ મુજબ છે :

૧. ગુજરાતી ગ્રંથસૂચિનું સંપાદન મૂળ ગ્રંથો જોઈને કરવું કે કેવળ પ્રાપ્ત સૂચિઓનું સંકલન કરવું ? અને એ સૂચિઓમાં સમાવિષ્ટ થયા ન હોય પણ અન્યત્ર જોવામાં આવ્યા હોય એવા ગ્રંથોનો પણ કેવળ નિર્દેશ કરવો ?

૨. ગ્રંથ-પરિચય ટૂંકમાં અપાય તો ગ્રંથસૂચિ માહિતીપ્રદ બનવા ઉપરાંત અભ્યાસ અને સંશોધન માટે વિશેષ ઉપયોગી થાય.

૩. નાટકોનાં સારગાયનોની ચોપડીઓ, બોલપટના કથાસંવાદોની પત્રિકાઓ, શાળાપયોગી ચોપડીઓ અને માર્ગદર્શિકાઓ, આંક કે હિસાબોની ચોપડીઓ, નકશા-પોથીઓ, વાર્ષિક પંચાંગો, સાધારણ સંસ્થાઓના અહેવાલો, પ્રકીર્ણ પત્રિકાઓ, સ્મરણિકાઓ -વગેરેનો આ ગ્રંથસૂચિમાં સમાવેશ કરવો નહિ.

૪. પ્રસ્તુત ગ્રંથસૂચિ બે ખંડમાં હોવી જોઈએ. પહેલો ખંડ ગુજરાતી ગ્રંથવર્ણનનો કોશ હશે. એમાં વિષયવિભાગો અને કર્તાના નામથી આરંભાતું ગ્રંથનું સંક્ષિપ્ત વર્ણન પુસ્તકાલય વિજ્ઞાનની નિશ્ચિત પદ્ધતિ પ્રમાણે હશે. એકાદ વિષયમાં ગુજરાતી ભાષાના એકંદર વાઙ્મયની જાણકારી મેળવવી હોય કે એક ગ્રંથકારના અમુક વિષયના વિવિધ ગ્રંથો વિશે જાણવું હોય તો પ્રથમ ખંડમાંથી મળે. બીજા ખંડમાં ગ્રંથનામ, કર્તા અને વિષય ઇંડેક્સ ઉપરાંત અન્ય તમામ જરૂરી આડનોંધોનો સમાવેશ હશે.

૫. ગુજરાતી મુદ્રણના આરંભથી માંડી ઈ.સ. ૧૯૦૦ સુધીની ગ્રંથસૂચિનું કામ પહેલાં હાથ ધરવું જોઈએ. આ કાલખંડમાં પ્રકાશિત મૂળ ગ્રંથો જોવાનું સરળ ન હોઈ જે યાદીમાંથી ગ્રંથનોંધ લેવામાં આવી હોય તે પ્રત્યેક યાદીને એક સંજ્ઞા આપી એનો નિર્દેશ કરવો જોઈએ. વળી,

જે પુસ્તકાલયમાં દુર્લભ ગ્રંથો સચવાયેલા હોય એનો પણ સંજ્ઞા વડે નિર્દેશ કરવો ઇષ્ટ છે.

હવે એક મુખ્ય પ્રશ્ન છે આ યોજનાને અમલમાં મૂકવા માટે જરૂરી રકમનો. અને તે ક્યાંથી અને ક્યારે મળશે, એ નિશ્ચિત નથી – એવું આ સમિતિ નોંધે છે.

આ છે આપણા આજના વિષયનો પૂર્વ ઇતિહાસ.

આપણે જાણીએ છીએ કે દરેક પ્રજાતંત્રીય સરકારની એક અનિવાર્ય ફરજ છે કે 'ડિલીવરી ઑફ બુકસ એક્ટ' હેઠળ મેળવવામાં આવતા ગ્રંથોની પ્રાથમિક વાઙ્‌મયસૂચિઓ નિયમિત પ્રગટ કરે. અત્યારે સેન્ટ્રલ રિફરન્સ લાઇબ્રેરી દ્વારા રાષ્ટ્રીય ગ્રંથસૂચિ દર મહિને પ્રગટ થાય છે, જેના ત્રૈમાસિક, વાર્ષિક અને થોડાં થોડાં વર્ષોના સંચિત અંકો પણ પ્રગટ કરવામાં આવે છે. પણ દરેક ભાષામાં પ્રગટ થતા ગ્રંથોની જુદી જુદી વાઙ્‌મયસૂચિ પ્રગટ થવી જોઈએ, જે પાંચ કે દસ વર્ષોને અંતે સંચિત-રૂપે પણ પ્રગટ કરવામાં આવે.

આ કાર્ય દરેક રાજ્યના કેન્દ્રિય ગ્રંથાલયે હાથ ધરવું જોઈએ. ગુજરાત સરકારે આ માટે વડોદરાના કેન્દ્રિય ગ્રંથાલયના કૉપીરાઇટ વિભાગમાં હમણાં થોડા સમયથી એક વ્યક્તિની નિયુક્તિ કરી છે. અને એ પણ જાણવા મળ્યું છે કે માસિક ગ્રંથ-સૂચિનું પ્રકાશન કરવાની સરકારે અનુમતિ આપી દીધી છે.

આજ સુધીના અનુભવોને આધારે હું કહી શકું છું કે આપણે કામની અગત્ય કે ઉપયોગિતાનો સ્વીકાર કરવામાં હંમેશ પાછળ રહ્યા નથી, પણ આયોજનબદ્ધ તેમ જ શાસ્ત્રીય રીતે કામનો અમલ કરવામાં તો ચોક્કસ પાછળ રહ્યા છીએ

ગુજરાતમાં આજે વાઙ્‌મયસૂચિ વિષયક ચેતનાનું વાતાવરણ તૈયાર થઈ રહ્યું છે, અનેક ગ્રંથપાલો નાની-મોટી વાઙ્‌મયસૂચિઓ તૈયાર કરી રહ્યા છે, અને ગુજરાતના બુદ્ધિજીવીઓ આ પ્રવૃત્તિને પ્રોત્સાહન પણ આપી રહ્યા છે. આ પ્રકારના સમય સંદર્ભમાં જો આપણે ઇચ્છતા હોઈએ કે આયોજનબદ્ધ કામગીરી હાથ ધરવામાં આવે, તો એ જરૂરી છે કે વાઙ્‌મયસૂચિઓનું કામ કરી રહેલા તેમ જ કરવા ઇચ્છતા ઉત્સાહી ગ્રંથપાલોને, નિષ્ણાત ગ્રંથપાલો દ્વારા અપેક્ષિત માર્ગદર્શન, ટ્રેનિંગ અને માહિતી પૂરી પાડવા માટે એક 'બિબ્લિઑગ્રાફિકલ સોસાયટી'ની રચના કરવામાં આવે. આ સંસ્થાની અન્ય કામગીરીમાં નોંધણીકાર્યનું સંગઠન અને પ્રક્રિયાનો અભ્યાસ તેમ જ આંતર-ગ્રંથાલય સહકાર જેવી બાબતોનો સમાવેશ થઈ જાય છે. જરૂર પડે આ સંસ્થા કોઈ પ્રોજેક્ટ પણ હાથ ધરી શકશે. ઉત્સાહના આવેગમાં કોઈ પણ કાર્ય કરવા કરતાં એ હિતાવહ છે કે, નિષ્ણાતોના ઠરેલ માર્ગદર્શન હેઠળ ગ્રંથાલયશાસ્ત્રની આંતરરાષ્ટ્રિય પદ્ધતિ મુજબ આયોજનબદ્ધ કામગીરી હાથ ધરવામાં આવે, જેથી સમય, શક્તિ અને ધનનો દુર્વ્યય થતો અટકે, તેમ જ જે કામ નિષ્પન્ન થાય તે વિશ્વભરના અભ્યાસીઓ અને સંશોધકને ઉપયોગી નીવડે.

ગુજરાતી ભાષાની તમામ સામગ્રી ઉપર સંપૂર્ણ અને અસરકારક બિબ્લિઑગ્રાફિકલ નિયંત્રણ મેળવવા માટે કેટલા પ્રકારની વાઙ્‌મયસૂચિઓની જરૂર પડે?

પૅરિસમાં ૧૯૫૦માં યોજવામાં આવેલ યુનેસ્કો કૉન્ફરન્સે સાપ્રત બિબ્લિઑગ્રાફિકલ નિયંત્રણ મેળવવા માટે જે પ્રકારની વાઙ્‌મયસૂચિઓની રૂપરેખા સૂચવી હતી, એના અનુકરણે તૈયાર કરેલી એક રૂપરેખા નીચે મુજબ છે :

૧. વિશ્વભરમાં પ્રગટ થતાં અને વેચાણ માટે મુકાતાં ગુજરાતી ભાષાનાં સમસ્ત પુસ્તકો અને પુસ્તિકાઓ, પ્રકાશિત મહાનિબંધો, જન-સાધારણની રુચિનાં વિદ્યાકીય પ્રકાશનો અને સરકારી પ્રકાશનોની સામાન્યસૂચિ : અનુકૂળતા પ્રમાણે આ ત્રણ પ્રકારનાં પ્રકાશનોની જુદી જુદી સૂચિઓ પ્રગટ કરી શકાય.

૨. વેચાણ માટે ન મુકાતાં પણ પ્રકાશિત થતાં ગુજરાતી પુસ્તકો અને પુસ્તિકાઓની વાઙ્મય-સૂચિઓ.

૩. ગુજરાતીનાં સામયિકો અને સમાચાર-પત્રોમાં પ્રકાશિત થતા મહત્ત્વના લેખોની અનુક્રમ-સૂચિ (Index).

૪. ગુજરાતી ભાષામાં પ્રકાશિત નકશા અને નકશાપોથીની સૂચિ.

૫. ગુજરાતીમાં લખાયેલા અપ્રકાશિત મહા-નિબંધો અને વિદ્યાકીય પ્રકાશનોની સૂચિ.

૬. સ્થાનીય સરકારનાં ગુજરાતી પ્રકાશનો.

૭. સાંપ્રતિક ગુજરાતી સામયિકો અને સમાચાર-પત્રોની માર્ગદર્શિકા.

૮. ગુજરાતી ભાષાનાં પુસ્તકોના પ્રકાશકો અને પુસ્તક-વિક્રેતાઓની માર્ગદર્શિકા.

૯. અભ્યાસી-સંઘો (Learned Societies), સંસ્થાઓ, ગ્રંથાલયો અને અન્ય સંબંધિત સંગઠનોની માર્ગદર્શિકા.

૧૦. ગુજરાતી પુસ્તકો અને સામયિકોના લેખોની ટિપ્પણ કે એના વિનાની ચૂંટેલી-સામગ્રી-સૂચિ (Select list).

ઉપર નિર્દેશેલી સાંપ્રત વાચન-સામગ્રીની વાઙ્મયસૂચિઓની જેમ ભૂતકાળની સામગ્રીનું સંકલન કરવા માટે પ્રોજેક્ટ હાથ ધરવો જોઈએ, જેથી સંપૂર્ણ અને અસરકારક બિબ્લિઓગ્રાફિકલ નિયંત્રણ હાંસલ કરી શકાય.

અંતે, આજના વિષય સાથે ગાઢ સંબંધ ધરાવતી એક બાબત તરફ આપનું ધ્યાન દોરવા ઇચ્છું છું. શું એ ઇચ્છનીય નથી કે ગ્રંથાલય-સેવાના વિકાસ માટે ઉપયોગી તમામ પ્રવૃત્તિઓની માહિતી, લેખો અને ચર્ચાઓ ગ્રંથાલય-સેવા સંબંધી પત્રિકા 'ગ્રંથાલોક'માં પ્રગટ થાય?

ગુજરાતી ભાષાની વાચન-સામગ્રીની વાઙ્મય-સૂચિઓ દ્વારા વ્યવસ્થા અંગેની જે પ્રશંસનીય કામગીરી ગુજરાત વિદ્યાપીઠના ગ્રંથપાલો આજે ચાર-પાંચ વર્ષોથી કરી રહ્યા છે, એની માહિતી પ્રગટ કરવાનું 'ગ્રંથાલોક'ના સંપાદકોને શાથી ઉચિત જણાયું નથી? આ પ્રકારની માહિતી પ્રગટ કરવાથી સૌથી મોટો લાભ એ થાય છે કે, એક જ કામનું બે-ત્રણ વ્યક્તિઓ દ્વારા પુનરાવર્તન થતાં અટકે છે. મારી વાતનો મર્મ તમે એ હકીકત જાણીને સારી રીતે સમજી શકશો કે, આપણા વિષયમાં પણ માહિતીના અભાવને લીધે બિનજરૂરી પુનરાવર્તન થયું છે. અને થઈ ગયું છે એટલે ચાલુ રખાયું છે, નહિ તો વર્ષોની કરેલી મહેનત નકામી જાય!

ગયા વર્ષે ગુજરાતી ભાષા-સાહિત્યના ત્રણ સંદર્ભગ્રંથો વિષયક જોરદાર ચર્ચા 'ગ્રંથ', 'ઉદ્ગાર', 'વિદ્યાપીઠ', 'સ્વાધ્યાય' અને 'ભાષા-વિમર્શ' વગેરે સામયિકોમાં થઈ હતી કે, આ ગ્રંથો અવિશ્વસનીય, અપ્રમાણિક અને અશાસ્ત્રીય છે અને સમાજહિત ખાતર તેમને તાત્કાલિક રદ કરવા જોઈએ. આપણે જાણીએ છીએ કે આ બાબત ગ્રંથાલયશાસ્ત્ર અને અનુલય-સેવાની કામગીરી સાથે અતૂટ સંબંધ ધરાવે છે. તેમ છતાં 'ગ્રંથાલોક' આ અંગે મૌન રહ્યું!

શ્રી જયંત મેઘાણીએ જે 'ગ્રંથગોષ્ઠી'નું આયોજન કર્યું છે, એ માટે ગુજરાતી સાહિત્ય પરિષદની પત્રિકા 'પરબ' ડિસે. '૭૮ના અંકમાં સંપાદકે તેમને અભિનંદન આપવાની સાથોસાથ આ પ્રવૃત્તિનાં મહિમા અને ઉપયોગિતા વિશે આશરે ૭૨૫ શબ્દોમાં કુલ ત્રણ પૃષ્ઠો આવરી લેતો સંપાદકીય લેખ લખ્યો છે. જ્યારે 'ગ્રંથાલોક' તો હજી સુધી આ પ્રવૃત્તિથી અજાણ હોય તેવું લાગે છે!

હું માનું છું કે, કોઈ પણ વ્યાવસાયિક પત્રિકાનો સંપાદક કે સંપાદક મંડળ જો પોતાના વ્યવસાય સંબંધી બાબતોથી અજાણ રહે, તો એ પ્રકારની પરિસ્થિતિ, એ વ્યવસાય માટે જરા પણ હિતાવહ નથી.

# ૧

## સારંગ બારોટ

રાજદરબારમાં અગત્યના આગંતુકના નામની જેમ છડી પોકારાય તેમ ચીમનલાલના ડેલીબંધ ઘરનો દરવાજો એમના પ્રવેશ સાથે 'કિચૂ...ડ' કરતોકને નેકી પોકારી ઊઠયો. ચીમનલાલના ઘરમાં ચાર ટીપાં તેલની ખોટ ન હતી. દરવાજાને જાણી જોઈને બોલતો રાખવામાં આવ્યો હતો. કોઈ આવે તો ઘરમાં ઊંડે ઓરડે બેઠા હોય તો પણ ખબર પડે માટે. દેશી ઢબનો ડેલી દરવાજો પથ્થરની બેસણીમાં ઘસારાને કારણે એવો ત્રાંસમાં ગોઠવાઈ ગયો હતો કે ઊઘડતી વખતે અવાજ કર્યા પછી માણસ અંદર આવી જાય ત્યારે આપોઆપ દેવાઈ જતાં અથડાઈને બીજો અવાજ કરતો. આમ ડેલીનો દરવાજો ખુલ્લો હોવા છતાં કોઈ ચુપચુપ અંદર ઘૂસી શકે કે બહાર જઈ શકે એવી ચીમનલાલના ઘરમાં શકયતા ન હતી. આગંતુક પછી ગમે તે હોય.

બોલતાં દરવાજામાં દાખલ થતાં પેલા 'કિચૂ...ડ' જેવા જ કર્કશ અવાજે ચીમનલાલે હાક મારી:

'નવી...!'

'આવી...' સૂરની જુગલબંધી કરતાં નવીએ ઘરમાંથી વળતો જવાબ આપ્યો. ચીમનલાલ આંગણું વટાવી ઓશરીએ પહોંચ્યા, ચંપલ પાટ નીચે કાઢયાં અને પાટ સામે ઝૂલતી ખાટ પર જમાવ્યું. ત્યાં નવી બારણામાં દેખાઈ.

બાવીસેક વર્ષના લગ્નજીવન પછી ચીમનલાલની નવી કયાંયથી નવી વરતાતી ન હતી. છતાં એ મોજમાં હોય ત્યારે પોતાની બીજી વારની પત્નીને નવીના લાડકા નામથી લહેકાથી બોલાવતા.

'આજે કાંઈ આવે ટાણે ઘેર...!'

'સારા સમાચાર દેવા આવ્યો છું. તારી અને મારી મે'નત આખરે લેખે લાગી. દુલ્લભજી આવ્યા છે. મે'તાને ઘેર બે કલાક ભાંજગડ કર્યા પછી માની ગ્યા. માણસ ભારે ચીકણો, પણ મેંય મનમાં ગાંઠ વાળી હતી. પાછી તેં એ ગાંઠને તાણીને ટાઈટ કરી આપી'તી. એટલે શરૂઆતમાં હું તો નામક્કર જ ગ્યો. દસના અગિયાર કરતાં કલાક કાઢયો, પણ મેં તો ઘસીને ના જ પાડી દીધી, એટલે આકુડા ઠેકાણે આવી ગયા.'

'હા, પણ નક્કી કેટલામાં કર્યું છે ઈ કિયોને!'

'પંદરમાં. પૂરા પંદર ને બાકીનું બધું ઓરડાની આબરૂ મુજબ પહેલાં નક્કી થયું હતું એમ જ.'

'હું નો'તી કે'તી કે જરા ધીરા ખમો, હૌ હારાં વાનાં થઈ રે'શે.' ચીમનલાલની ચંપાએ રાજીપો વ્યક્ત કરતાં કહ્યું. 'હવે તમારા જોરુકા આખલાને વેલી તકે નાથ નાખો એટલે માણહના ઢાળમાં આવે.'

'દુલ્લભજી રોકાઈ ગ્યા છે. કાલે સવારમાં ચાંલ્લા કરીને જશે. લગન પણ મહિના માસમાં જ ઉકેલી નાખવાનું કેતા'તા.'

'તો તો બઉ હારું. સુંદરીયો આખો'દિ' ફાલતુ ચોપડીયું વાંચ્યા કરે છે ને આપણને હમજણ નો પડે એવું બોલ્યા કરે છે. બાઈડી આવશે એટલે ડોળો વઉ ઉપર મંડાશે. એ વના એનું ઠેકાણું પડવાનું નથી.'

'વઉ તો હવે આવી જાણ રૂમઝૂમ કરતી. હાલ્ય મને પાણી પાઈ દે એટલે દુકાને જાઉં.' ચીમનલાલે કહ્યું. અને ચંપા પાણી લેવા ઘરમાં ચાલી ગઈ ત્યારે આત્મસંતોષ અનુભવતાં એમનો માંયલો બોલ્યો : 'સુંદરીયાના ભણતરનો ખરચો માથે ન પડયો એટલે ગંગા નાહ્યા. દુલ્લભજી જેવો પોંચતો વેવાઈ ન મળ્યો હોત તો બધું જ માંડી વાળવાનું હતું', પણ બચી ગ્યાં મારા ભાઈ.'

આ સુંદરીયો એટલે સુંદર, એટલે સુંદરલાલ ચીમનલાલ બી. એ., ચીમનલાલની પહેલી પત્નીનો પુત્ર. એ ત્રણેક વર્ષનો હતો ત્યારે ચીમનલાલ ઘરભંગ થયા. ચાર વર્ષનો થયો ત્યારે બાપે એને નવી નક્કોર મા લાવી આપી અને પાંચ વર્ષનો થતાં સુધીમાં તો રમાડવા માટે એક ભાઈ પણ આપી દીધો. ત્યાર પછી માબાપના અછોવાનાં વચ્ચે ઊછરતા ઓરમાન ભાઈના ઘોડિયાની દોરી ખેંચતાં સુંદર મોટો થવા લાગ્યો. મેટ્રિક થયો ત્યાં સુધીની એની જિંદગીના મોટા ભાગના કલાકો એના નાના ભાઈને રમાડવામાં, બહાર ફેરવવામાં, સૂ-સૂ લૂછવામાં, વાના પહેરાવવામાં અને પછી મોટો થયો ત્યારે એકડે એકથી માંડીને એ. બી. સી. ડી. સુધીનું શિક્ષણ આપવામાં વપરાતા રહ્યા. આ બધું સુંદરના પોતાના વિકાસને અને શિક્ષણને ભોગે થતું હતું એવું ભાન એને પહેલાંથી જ હતું પણ એ જ્યારે લેસન કરવા સમય માગતો ત્યારે મા એને વઢી નાખતી કે બાપા એને મારી બેસતો. આમ છતાં એ ભણ્યોગણ્યો અને પોતાનો પહેલો બીજો નંબર સાચવતો ગયો. એકવાર થોડા ગુણાંક માટે ત્રીજો આવ્યો ત્યારે એ મેડા પર ચડીને છાને છાને ખૂબ રડયો હતો. છુપાઈને રડવું પડયું હતું કારણ કે એના રડવાનું કારણ ઘરમાં માને કે બાપને નહિ સમજાય એની એને ખાતરી હતી.

સુંદરના જીવનમાં પહેલો જોરદાર વળાંક એ મેટ્રિક પાસ થયો ત્યારે આવ્યો. 'વેપારીના દીકરાને તાર વાંચવા જેટલું અંગ્રેજી આવડે એટલે હાંઉ.' એવું માનતા ચીમનલાલ તો સુંદરને મેટ્રિક સુધી પણ પહોંચવા દેવા માગતા ન હતા. મોટો ધંધો સંભાળે ને નાનો ભણે એવી એમની ગણતરી હતી, પણ બનતું રહ્યું કાંઈક જુદું જ. નવીનો નાનકો પાંચમા ધોરણથી અડિયલ ટટ્ટુની જેમ અટકતો ગયો, જ્યારે સુંદર આગળ નીકળતો ગયો. મેટ્રિકમાં એ પ્રથમ વર્ગમાં આવ્યો અને એક બે શિષ્યવૃત્તિઓ પણ જીતી ગયો ત્યારે એણે આગળ ભણવાની રઢ લીધી. આમ તો એનું કાંઈ ચાલત નહિ, પણ એના શિક્ષકોએ અને ગામના થોડાક સમજદાર માણસોએ ચીમનલાલ પર દબાણ કર્યું. 'છોકરો ભણી શકે તેમ છે અને ઘર પહોંચતું છે, તો પછી આગળ ભણાવતા કેમ નથી ?' ગામના પ્રતિષ્ઠિત અને આગળ પડતા માણસોના આ સવાલનો ચીમનલાલ પાસે કોઈ જવાબ ન હતો. એટલે બધાંના મોંશરમ ખાતર એમણે સુંદરની જીદ કમને માન્ય રાખી. આગળ નહિ ભણી શકનાર નવીનો નાનકો તાર વાંચવા જેટલું અંગ્રેજી પણ શિખ્યા વિના બાપને કાપડની દુકાનમાં મદદ કરવા લાગ્યો. અને સુંદર બી. એ. સુધી પહોંચી ગયો.

કોલેજના ચાર વર્ષના અભ્યાસ માટે સુંદરને નજીકના શહેરની હોસ્ટેલમાં જવાનું થયું ત્યારે પિંજરામાંથી મુક્ત થતા પંખી જેટલો આનંદ એણે અનુભવ્યો હતો. આ આનંદ એણે નસનસમાં રસળવા દીધો. એના જોશને અસ્ખલિતપણે વહેવા દીધું. એ જોશે જીવતરની પળોને ધબકતી કરી મૂકી. પોતાની જ્ઞાનપિપાસા એ વધારતો ગયો ને ઠારતો ગયો. ઠારતો ગયો અને વધારતો ગયો. અભ્યાસ ઉપરાંત બહારનું પણ એ વાંચતો ગયો. વિચારતો ગયો. પચાવતો ગયો.

બાપ નહિ જ માને એની ખાતરી હોવા છતાં સુંદરે આગળ ભણવાનું નક્કી કરી રાખ્યું હતું. મનમાં હતું કે નોકરી કરતા જઈશું ને આગળ ભણતા જઈશું. એમ. એ. થઈશું, પીએચ. ડી. કરીશું, પ્રોફેસર બનીશું ને પંડિતાઈમાં નામ કાઢીશું. આ બધુ કાંઈ અશક્ય ન હતું. નોકરી મળે તો બધું થાય, પણ નોકરી મળવી જોઈએ.

—નહોતી મળતી એટલે બી. એ. થયા પછી પિંજરાનું પંખી પાછું પિંજરામાં આવી ગયું હતું. સ્વેચ્છાએ સ્વીકારેલો આ પિંજરવાસ સુંદરને અકળાવી રહ્યો હતો, પણ સ્થિતિ કામચલાઉ હતી, કાલે નોકરી મળે તો આજે રવાના જેવી તૈયારી સાથે સુંદરના પ્રયાસો ચાલુ હતા અને સારો દિવસ ગમે ત્યારે ઊગશે જ એવો એને વિશ્વાસ હતો.

પણ દિવસ ઉગાડયો દુલ્લભજીએ—જરા જુદી રીતે. પોતાને માટે નહિ પણ ચીમનલાલ અને ચંપા માટે. દેવડિયાની પણછે સ્તો.

*　　*　　*

'જો ભાઈ સાંભળ!' રાત્રે વાળુ પાણીથી પરવારી ચીમનલાલ સુંદરને કહી રહ્યા હતા. ચંપા હાજર હતી. નાનકો જમ્યા પછી જાગી શકતો ન હતો એટલે ગેરહાજર હતો. 'તારા બી. એ. થયાને બાર મઈના થવા આવ્યા, નોકરી માટે નકામી હડિયાપાટી કર્યા કીધી, પણ કાંઈ વળ્યું નંઈ. તું અને તારી પાછળ કરેલો ખર્ચ એકિ અટાણે તો માથે પડયા જેવું છે. મને એની ચિંતા થાતી'તી એટલે મેં નક્કી કરી નાંખ્યું છે કે, તારે નોકરી માટે ફાંવા મારવાનું છોડીને ધંધે લાગી જવું. હમણાં તૈયાર કપડાંનો ધંધો ઠીક ચાલે છે. આપણી બાજુની દુકાન થોડા રૂપિયા આપતાં મકાનો મેરાઈ ખાલી કરી દેશે. એનો ધંધો ચાલતો નથી ને આંખે મોતિયો ઊતર્યો છે. એને કાઢીને એ ગાળાની મોટી દુકાન કરશું. કાપડનુંય ચાલશે ને રેડીમેડવાળું ય રેતાં રેતાં જામી જશે. એયને પછી લીલા લ્હેર! બેઉ ભાઈ કમાવ ને ખાવ. મને ય પછી પગ વાળવા મળશે. આમાં રૂપિયા જોશે પણ એની વેવસ્થા મેં કરી લીધી છે. તારાં લગન સતપરવાળા દુલ્લભજીની દીકરી જોડે નક્કી કર્યાં છે. વાંકડામાં પંદર હજાર દેવા કબૂલ થઈ ગ્યા છે. સમજ્યોને?'

'ઓછા કે'વાય.' પિતાની લાંબી એકોક્તિ જેવા સંવાદ પછી દીકરાએ ટૂંકો જવાબ આપ્યો. વાતચીતની શરૂઆત સુંદર ઘણુંખરું આ રીતે જ કરતો. દીકરાને પંદર હજાર ઓછા પડે છે એ સાંભળતાં ચીમનલાલના મોંમાંથી આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો. પ્રશ્ન-સૂચક આશ્ચર્યોદ્‌ગાર...

'શું?'

'રૂપિયા પંદર હજાર ઓછા કહેવાય. પ્રયત્ન કરીએ તો વધુ મળે.'

'એમ! કઈ રીતે?'

'જે રીતે પંદર હજાર મળી રહ્યા છે, એ જ રીતે.'

'એટલે? કાંઈ હમજાણું નંઈ.' ચંપા બોલી.

'તને ત્રિરાશી આવડે છે મા?'

ના.'

'પછી કયાંથી સમજાય? ગણિતની વાત છે, બાપુને જલદી સમજાશે. બાપુ એકના પાંચ તો ત્રણના કેટલા?'

'પંદર.'

'જોયું ને મા? એ તો જેને સમજાતું હોય તેને સમજાય.'

'પણ તું કેવા શું માગે છે? એકના પાંચ તો ત્રણના પંદર. પછી?'

'એ જ હિસાબે ચારના કેટલા થાય?'

'વીસ.'

'અને પાંચના?'

'પચ્ચુ પચ્ચુ પચ્ચીસ. પણ તું આ ગુણાકાર શેના કરાવે છે એ કે'ને ?'

'રૂપિયાના બાપુ રૂપિયાના. થોડોક વધુ પ્રયત્ન કરશો તો મારા લગનના તમને પચ્ચીસ હજાર તો આમ ચપટી વગાડતાં મળી રહેશે. ગ્રેજ્યુએટ છું. દેખાવડો છું. ઘરની ઇજ્જત ઊંચી છે. પહેલાં ભલે દાદાની સાથે ગજ, કાતર ને ગાંસડી લઈ તમે ફેરી કરતા હતા પણ આજે બજાર વચ્ચે દુકાન છે મજાની. પછી એવા બાપના આવા દીકરાને પચ્ચીસ હજાર ન મળે ?'

'મળે તો લાવી દે ને ગગા' ચંપા ટહુકી. 'એટલે મનેય થાય કે તારું ભણેલું લેખે લાગ્યું છે. પંદરના પચ્ચીસ કરી દેખાડ તો રંગ બહુ.'

'મળે મા મળે, ધીરજ અને ખંત રાખીએ તો બધું મળે. હવે જો આ વાત તને સહેલાઈથી સમજાય એવી છે. સાંભળ :- દુલ્લભજીની ત્રિખોડી કન્યાનો સોદો પંદરમાં પાર ઊતર્યો. પાંચ હજાર એની શ્યામલતાના, પાંચ મોઢે શીળીનાં ભરપૂર ચાઠાં છે, એના. અને પાંચ એક આંખમાં ફૂલ ખીલ્યું છે, એના. આ ત્રણ ખોડ ઉપરાંત જો કોઈ બહેરી મળી જાય તો પાંચ હજાર વધે. સાથે લંગડી પણ હોય તો પાંચનો ઔર ફાયદો. આમાં તો અધિકસ્ય અધિકમ્ ફલમ્ જેવું છે. પ્રયત્ન કરો બાપુ સફળતા જરૂર મળશે.'

'સુંદરીયા !' ચીમનલાલ તાડૂકયા. 'તેં શી રીતે જાણ્યું કે–'

'સિમ્પલ. બાપુ સાવ સિમ્પલ રીતે. પણ તમે ગરમ ન થાવ. જે શુભ છે તેને શાંતિપૂર્વક ગ્રહણ કરવું જોઈએ. થોડા દિવસ પહેલાં હું અમદાવાદ ગયો ત્યારે સતપરનો એક ઓળખીતો અનાયાસે ગાડીમાં મળી ગયો. વાત પર વાત નીકળતાં મેં દુલ્લભજીની દીકરી વિશે પૂછ્યું અને મને જાણવા મળ્યું. એની સાથે સંબંધ બાંધવાની વાત બે-ચાર મહિનાથી ઘરમાં ચર્ચાતી હતી, એટલે મને ખબર તો હતી જ.'

'હા તે ખબર હતી તો શું થીયું ? બધી છોકરીયું કાંઈ ગોરી નથી હોતી.'

'મેં કયાં કહ્યું કે હોય છે.'

'અને મોઢે શીળીના બે-ચાર ડાઘા હોય એવી બધી કાંઈ કુંવારી નથી રઈ જતી.'

'દુલ્લભજીની પુષ્પાક્ષી પણ નહિ જ રહે, મને ખાતરી છે.'

'એનું નામ પુષ્પા નથી.' ચંપા બોલી ઊઠી.

'મેં પુષ્પાક્ષી કહ્યું. પુષ્પાક્ષી એટલે પુષ્પ જેવી, મતલબ કે ફૂલ જેવી, આંખવાળી.'

'એલ્યા આંખનું ફૂલું તો ધારીને જોઈએ તો ય દેખાતું નથી.'

'પણ હું કયાં એની ના પાડું છું ? ધારીને જોવા જેવું હોય જ નહિ, પછી કોઈ જુવે જ નહિ, એટલે ફૂલું દેખાય જ નહિ, બિલકુલ બરાબર છે. હવે જો મા, તેં તારા પિયરની જોયેલી જાણેલી આવી સરસ કન્યા શોધી કાઢી છે, ત્યારે આપણે સૌએ મળી એના પર વિચાર કરવો જોઈએ. તારી મહેનત એળે ન જાય એ ખાસ જોવું જોઈએ. આપણે એક કામ કરીએ. આ પુષ્પાક્ષી સાથે નાનકાનું જમાવી દઈએ તો કેમ ?'

'નાનકાનું ?'

'હા, એમાં ખોટું શું છે ?' પંદર હજારની આવતી લક્ષ્મીને કાંઈ જાકારો થોડો દેવાય ? પહેલાં એને વટાવો. પચ્ચીસ ત્રીસ હજાર માટે થોડી રાહ જોવામાં મને જરાય વાંધો નથી. ઉમ્મરમાં નાનકા કરતાં થોડીક મોટી હશે પણ એ તો ચાલે.'

'તારી ડબડબ બંધ કર, સુંદરીયા.' ચીમનલાલ ગર્જ્યા.

'હું તો વહેવારની વાત કરું છું બાપુ, નાને મોઢે મોટી વાત જેવું લાગે તો માફ કરજો. પણ એક કવિએ કહ્યું છે કે, "લેવી નાના પાસથી પણ

ચાતુરીની વારતા." પંદર હજાર કરતાં વધુ મેળવવાની આ ચાતુરી...'

'તું મને કવિતા ના સંભળાવ. નહિ તો હવે હું તને એક મોટો શ્લોક સંભળાવી દઈશ.'

'જવા દો બાપુ, તમને સંસ્કૃત આવડતું નથી એટલે અપશબ્દ જ બોલવાના. હું હવે સૂવા જાઉં ?'

'ના..., બેસ..., સાંભળ...! કાલે સવારે તારા વિવાહ થવાના છે. સવારે નાહીધોઈને ચૂપચાપ ચાંલ્લો કરાવી લેવાનો છે. આ નક્કી છે. આમાં કોઈ ડખો નઈ જોઈએ. કોઈ ડબડબ નઈ જોઈએ.'

'ભલે બાપુ.'

'હા એમ...જરા સીધી રીતે વાત કરતાં શીખો. હવે પધારો પોઢણ કરવા પધારવું હોય તો, ચડી જાઓ મેડીએ.' આખરે દીકરાને હારો દઈને કાબૂમાં લઈ લીધાના આત્મસંતોષ સાથે ચીમનલાલ બબડયા : 'બાપનો એક ગુણ સમ ખાવા પૂરતોય જો ઊતર્યો હોત તો...'

'તમે સંસ્કારસિંચન વિશે કાંઈ બોલ્યા બાપુ?' મેડીના જીના પાસે પહોંચેલો સુંદર ત્યાં અટકીને ચીમનલાલ સામે જોતાં બોલ્યો : 'એ વિષે એક શાયરે કહ્યુ છે કે "તિફલમેં બૂ'આય કયા માબાપ કે અવતાર કી, દૂધ તો ડિબ્બેકા હૈ તાલીમ હૈ સરકારકી..."'

'આવું જ...આવું જ કાંક રાગોડયા કરતો'તો...' સુંદરને સીડી ચઢતો જોઈ ચંપા બોલી ઊઠી, 'હમજણ નોં પડે એવું.'

'કોણ ?'

'મામદો, અમારા ગામના ઘાંચીનો દીકરો. ઈણે શું કર્યું ખબર છે ? વાણિયાની દીકરી લઈને ભાગી ગ્યો. સુંદરીયો મુસલમાનની કવિતા બોલે છે, ને મને મામદો યાદ આવે છે. આય કાંક એવું કરે એ પેલાં ખીલે બાંધી દ્યો એટલે હાંઉ.'

'કાલે સૂરજ ઊગતાની સાથે બંધાઈ જશે. તું ચિંતા કર્ય માં.'

* * *

બીજે દિવસે ઊગતા સૂરજની સાખે પોતાનું જીવન એક અતિકુરૂપ કન્યા સાથે જોડી દેવાનો અર્ધવિધિ અચૂક યોજવાનો છે. એ જાણ્યા પછી સુંદર જેવા યુવાનને જે થવું જોઈએ તે થયું. મેડી પર પહોંચી ખાટલા પર લંબાવતાં એક નિશ્વાસ સાથે એ મનમાં બોલ્યો : 'હે ભગવાન ! બીજું કાંઈ નહીં તો માબાપ તો સરખાં આપવાં'તાં. આ...લો, જેવાં આપણાં નસીબ. બીજું બધું તો માણસ પૈસા અને પુરુષાર્થથી મેળવી શકે પણ માબાપ કયાં મળે ? જવા દઈએ. એમના વગર જ ચલાવી લેવું પડશે. મા તો બિચારી નાનો મૂકીને ગઈ. પણ બાપ...બાપ ય શું કરે ? સાલી દુનિયા જ ખરાબ થઈ ગઈ છે. પછી બાપ સારો કયાંથી રહે ? આવડી મોટી ખરાબ દુનિયામાં આવડા નાના જીવને સારા બનીને રહેવું તો શું કરવું ! જરા વિચારો સુંદરલાલ ચીમનલાલ કાપડિયા, નહિ તો આવતી કાલે સવારે તમારું આવી બનવાનું છે. બી. એ. થયા પછી પણ બીધા કરશો તો જિંદગીનો ઘોડો થઈ જવાનો. અત્યારે એ ઘોડા પર બા, બાપુ ને નાનકો તો ચડી જ બેઠાં છે. હવે ચૂંદડી ઓઢીને ચોથો અસવાર પણ આવી પહોંચશે. "ખેંચ લગામ દે ને ચાબુક"ના ત્રાસથી મોઢે ફીણ આવશે. ચામડી તરડાઈ જશે. ત્રણે જણે તારી સાથે આવું જ કર્યું છે. ચોથું પણ એવું જ કરશે. શું કામ ન કરે ? રૂપિયા પંદર હજાર ખર્ચીને ખરીદેલો ઘોડો ચાબુક ખાવાની ના પાડે તે કેમ ચાલે ? સમજી જા સુંદર...સમજી જા ને સાબદો થા.'

વિચારવાની શરૂઆત આ રીતે કરી સુંદરે. પણ પછી જેમ જેમ એ વિચારતો ગયો તેમ તેમ ગંભીર બનતો ગયો. એની આદત હતી, દરેક

બાબતને પહેલાં હળવાશથી હસતે મોંએ સ્વીકારી લેવી અને પછી એના હાર્દ સુધી પહોંચી યોગ્ય નિર્ણય પર આવવું. નિર્ણય પર આવ્યા પછી એ ખોટો છે, એવું પુરવાર ન થાય ત્યાં સુધી એને વળગી રહેવું અને એને માટે લડી લેવું એ સુંદરની બીજી આદત હતી.

પાણીમાં પડેલો તરવૈયો તળિયેથી મૂલ્યવાન વસ્તુ મેળવી પાછો ઉપર આવે એ રીતે સુંદર પોતાના મનોમંથનમાંથી બહાર આવ્યો ત્યારે એની આંખમાં ઝળઝળિયાં ચમકતાં હતાં. એણે પાંપણ પર આંગળી ફેરવી અને ઊઠ્યો. નિર્ણય લેવાઈ ગયો હતો કે સવાર પહેલાં ઘર છોડી ચાલ્યા જવું.

દરેક અરજી કરતાં પહેલાં ઇષ્ટદેવની છબીની જેમ જેનાં દર્શન કરી લેતો હતો તે બી. એ.ના કાચમઢ્યા સર્ટિફિકેટ પર એની નજર મંડાઈ. દીવાલ પાસે પહોંચી એ હાથ વડે એણે એને ખીંટી પરથી નીચે ઉતાર્યું. થોડી વાર માટે એની સામે જોયા કર્યું. પછી ટેબલ પર મૂક્યું અને અવાજ ન થાય એ રીતે ખાટલા નીચેથી પોતાની બેગ બહાર કાઢી. બેગમાં જે કાંઈ હતું તે નીચે ઠાલવી, એણે બેગ સાફ કરી. નીચે નવો કાગળ પાથર્યો. ઘરમાં પહેરવાનાં બે કપડાં ગોઠવી એના પર મઢેલું સર્ટિફિકેટ ઊંધું મૂક્યું અને પછી સુંદર પોતાની નાની મોટી ચીજો એકઠી કરવા લાગ્યો.

અચાનક એ અટકી ગયો. હતાશ થઈ ગયો. ખાટલા પર બેસી ગયો. માથે હાથ નાંખી ઊંડા વિચારમાં પડી ગયો. એને પેલું બોલતું બારણું યાદ આવી ગયું હતું. નાસી જવાનું નક્કી તો કર્યું. પણ ઘરમાંથી બહાર જવું કેવી રીતે ? બોલતા બારણા ઉપરાંત બાપનો ખાટલો પણ આજકાલ ઓસરીમાં ઢાળવામાં આવતો હતો. આ બેવડી ચોકી વટાવવી શી રીતે ? આ વિચાર આવતાં સુંદર સાવ ભાંગી ગયો. પણ પછી ભેજામાં કાંઈક ઊગવા લાગ્યું. થોડી જ વારમાં ફણગો ફૂટ્યો અને એણે એની વસ્તુઓ એકઠી કરીને પેટીમાં ગોઠવવા માંડી.

અવાજ ન થાય એ રીતે બધું એકઠું કરતાં અને પેટી તેમજ થેલીમાં ભરતાં સુંદરને સારી એવી વાર લાગી. પણ છેવટે બધું તૈયાર થઈ ગયું. કપડાં અને કામનાં કાગળિયાં તેમ જ પરચૂરણ અંગત સામાન એણે પેટીમાં ગોઠવી દીધો હતો. પુસ્તકો, ટુવાલ અને એવી બીજી ચીજો થેલીમાં ભરી દીધી હતી. પરવારીને ખાટલા પર બેસતાં એણે ઘડિયાળ તરફ જોયું. વહેલી સવારની પહેલી ગાડી ઊપડવાને હજી સારી એવી વાર હતી અને એના મનમાં આવેલી યોજના મુજબ વધુ વહેલાં નીકળવામાં જોખમ હતું. ગાડી ઊપડવાના સમયની માત્ર થોડી જ મિનિટો પહેલાં એ સ્ટેશન પર પહોંચવા માગતો હતો. આમ છતાં હજી થોડી તૈયારી કરવી બાકી હતી, એટલે એ ઊઠ્યો. બહાર અગાશીમાં ગયો અને ધોયેલાં કપડાં સૂકવવા માટે ત્યાં બંધાયેલી કાથીની દોરી સાથે પાછો ફર્યો. દોરી ઠીક ઠીક જૂની હતી, કપડાંની ભીનાશ પીપીને એની મજબૂતાઈ થોડીક ઓછી થઈ ગઈ હતી. છતાં બેવડી કરી વળ દેવાથી કદાચ બેગ અને થેલીનું વજન સહી શકશે એવું સુંદરને લાગ્યું. એણે દોરીને બેવડી કરી મજબૂત બનાવી અને બેગ તેમજ થેલી એક છેડે બાંધી ઊંચકી જોઈ. કામ થઈ જશે એવું લાગતાં સુંદરને નિરાંત થઈ. પલંગમાં આડે પડખે થતાં ઘડિયાળ જોઈને બરાબર કેટલા વાગ્યે નીકળવું એની એ ગણતરી કરવા લાગ્યો. ઝડપથી ચાલવામાં આવે તો ઘરથી સ્ટેશને પહોંચતાં પચ્ચીસેક મિનિટ લાગે તેમ હતું. ગાડી ઊપડવાના અડધો કલાક પહેલાં કે પાંત્રીસ મિનિટ પહેલાં એ ઘરમાંથી નીકળે તો પકડાઈ જવાની કોઈ શક્યતા રહેતી ન હતી એવી સુંદરની ગણતરી હતી. આ ગણતરી મુજબ સમય થવા આવ્યો ત્યારે સુંદરે કાંડા પરની ઘડિયાળ ઉતારી લેંઘાના ખિસ્સામાં મૂકી ખીંટીએ લટકતું પાટલૂન અને બુશશર્ટ ગડી વાળીને

થેલીના ઉપરના ભાગમાં ગોઠવી દીધાં. પછી બૅગ અને થેલીને રસીને એક છેડે બાંધી ઓરડાની બારીથી સાવચેતીપૂર્વક-ઘરની પછીતે ઉતારી દીધાં અને દાદરો ઊતરી નીચે આવ્યો.

ચીમનલાલ ભર ઊંઘમાં હતા પણ આટલી તૈયારી પછી સુંદર કોઈ જોખમ વહોરી લેવા માગતો ન હતો. આંગણામાં પડેલા પાણીના પીપમાંથી શક્ય તેટલો ઓછો અવાજ થાય એ રીતે એણે દિશાએ જવાના લોટામાં પાણી રેડ્યું. ચીમનલાલ થોડાક સળવળ્યા. સૂતા રહે તો સારુ એમ ઇચ્છતો સુંદર બારણા પાસે પહોંચ્યો અને ધીમેથી સાંકળ ઉતારી દરવાજો ખોલ્યો. 'ક્રિયૂ ..ડ' કરતો જાણીતો અવાજ વફાદારીપૂર્વક બહાર પડ્યો અને ચીમનલાલ જાગી ગયા. સફાળા બેઠા થતાં બોલ્યા :

'કોણ એ...?'

'હું છું બાપુ.'

'કેમ આટલો વહેલો?'

'પેટમાં જરા ગરબડ જેવુ લાગે છે, બાપુ'

'આ બેટરી લેતો જા' ઓશીકા પાસે રાખેલી બેટરી દીકરા તરફ લંબાવતાં ચીમનલાલે કહ્યુ અને સુંદર બેટરી લઈ ઘરની બહાર નીકળી ગયો

કોલેજમાં જવાની પરવાનગી મળી ત્યારે બહાર નીકળતાં સુંદરે પિંજરામાંથી છૂટેલા પંખી જેવો ભાવ અનુભવ્યો હતો. અત્યારે પોતાની જાત એને પિંજરામાંથી બહાર પડતાં વાઘ જેવી લાગી. ઝડપથી એ મહોલ્લો વટાવી ગયો અને પોતાના ઘરની પછીતે પહોંચવા વળાંક લીધો પણ બારી પાસે પહોંચતાં એ દિગ્મૂઢ બની ઊભો રહી ગયો.

રસી વડે બાંધીને ખાસ ચીવટથી ઉતારેલી બૅગ અને થેલી બારી નીચે ન હતી.

[તાજેતરમાં પ્રગટ થયેલ નવલકથા 'ચડતા સૂરજની વેળા'નું એક પ્રકરણ]




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, વળી શિક્ષણ-સરકારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે, આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશ: પ્રગટ કરીએ છીએ.] —સં.

૯૯. ગુરાય અંજારિયા
૧૪, પટેલ બિલ્ડિંગ, ટૅંકલેન, સાન્તાક્રુઝ (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૫૪

૧૦૦. કે. કા. શાસ્ત્રી
'મધુવન', ખડાયતા કૉલોની પાછળ,
અમદાવાદ-૩૮૦૦૦૬

૧૦૧. લલિતકુમાર શાસ્ત્રી
૨, શિવકુંજ સોસાયટી, સંઘવી હાઇસ્કુલની સામે
નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૧૩

૧૦૨. માધવ રામાનુજ
'આશોક નિવાસ', પટેલ વાસ
દાયરબ, અમદાવાદ-૩૮૦૦૦૬

૧૦૩. ભૂપત વડોદરિયા
જે, ૫/૨૫ પત્રકાર કૉલોની,
નવા વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | વિપુલ ઝરણું | શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | નવલકથા | ૨૧–૭૫ |
| ૨. | તાગ | શ્રી પન્નાલાલ પટેલ | ,, | ૨૪–૦૦ |
| ૩. | જપ-તપ જૂઠાં, સાચી પ્રીત | શ્રી ભૂપત વડોદરિયા | ,, | ૧૫–૫૦ |
| ૪. | લજ્જા સન્યાલ | શ્રી અશ્વિની ભટ્ટ | ,, | ૧૯–૦૦ |
| ૫. | શૈલજા સાગર | ,, | ,, | ૧૬–૦૦ |
| ૬. | અડકો તો મારા સમ | શ્રી જ્યોતિર રાવલ | ,, | ૧૫–૦૦ |
| ૭. | રોશની રૂપની રંગ રૂદીયાના | શ્રી કનૈયાલાલ જોષી | ,, | ૨૦–૦૦ |
| ૮. | આંખનાં અંજન મનનાં રંજન | ,, | ,, | ૧૬–૫૦ |
| ૯. | કોઈનાં આંસુ કોઈના સ્મિત | ,, | ,, | ૧૩–૭૫ |
| ૧૦. | સુખના સાગર છલકાય | શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ,, | ૨૧–૦૦ |
| ૧૧. | કાળી રાત સફેદ પડછાયા | ,, | ,, | ૨૧–૦૦ |
| ૧૨. | અમે બંધન તમે મુક્ત | શ્રી કૈલાસ નાયક | ,, | ૨૦–૦૦ |
| ૧૩. | કારાગાર | શ્રી હરીશ નાયક | ,, | ૨૨–૫૦ |
| ૧૪. | ચંબલને ખોળે | શ્રી પ્રફુલ્લ ઠાકર | ,, | ૧૬–૦૦ |
| ૧૫. | ચંબલનું વેર | શ્રી અલગારી | ,, | ૨૧–૫૦ |
| ૧૬. | ફાગણનું એક ફૂલ | સંગીતા | ,, | ૨૧–૫૦ |
| ૧૭. | શમણાંની શૂળ | શ્રી કેતુ ભગદેવ | ,, | ૨૨–૫૦ |
| ૧૮. | પંખી | શ્રી નટવર મેવાડા | ,, | ૯–૦૦ |
| ૧૯. | પડછાયા વિનાનો માનવી | શ્રી કાળુભાઈ પટેલ | ,, | ૯–૦૦ |
| ૨૦. | પ્રેમનાં આંસુ | કુન્દનિકા કાપડિયા | ,, | ૧૦–૦૦ |
| ૨૧. | ઘરનું ઘર | શ્રી પન્નાલાલ પટેલ | નવલિકા | ૧૬–૦૦ |
| ૨૨. | પીન કુશન | શ્રી સુરેશ દલાલ | ,, | ૧૦–૦૦ |
| ૨૩. | યુરોપખંડની લોકકથાઓ | શ્રી શિવમ સુંદરમ | ,, | ૧૬–૫૦ |
| ૨૪. | પ્રેમાનંદની કાવ્યકૃતિઓ ભા. ૧ | સંપા. કે. કા. શાસ્ત્રી<br>ડૉ. શિવલાલ જેસલપુરા | વિવેચન | ૩૨–૦૦ |
| ૨૫. | ,, ,, ભા. ૨ | ,, ,, | ,, | ૫૫–૦૦ |
| ૨૬. | પરિચયન | શ્રી રમેશ ભટ્ટ | ,, | ૧૦–૦૦ |
| ૨૭. | સર્જનની પાંખે | શ્રી જશવંત મહેતા | ,, | ૭–૦૦ |
| ૨૮. | વૃત્તાન્ત–નિવેદન લઘુલેખ અને નિબંધ ગોષ્ઠિ | શ્રી જાની નાયક, ભટ્ટ | ,, | ૫–૦૦ |
| ૨૯. | પ્રકાશ | શ્રી અનુભાઈ દવે<br>શાંતિભાઈ સુથાર | વિજ્ઞાન | ૩–૦૦ |

થેલીના ઉપરના ભાગમાં ગોઠવી દીધાં. પછી બેગ અને થેલીને રસીને એક છેડે બાંધી ઓરડાની બારીથી સાવચેતીપૂર્વક ઘરની પછીતે ઉતારી દીધાં અને દાદરો ઊતરી નીચે આવ્યો.

ચીમનલાલ ભર ઊંઘમાં હતા પણ આટલી તૈયારી પછી સુંદર કોઈ જોખમ વહોરી લેવા માગતો ન હતો. આંગણામાં પડેલા પાણીના પીપમાંથી શક્ય તેટલો ઓછો અવાજ થાય એ રીતે એણે દિશાએ જવાના લોટામાં પાણી રેડયું. ચીમનલાલ થોડાક સળવળ્યા. સૂતા રહે તો સારું એમ ઇચ્છતો સુંદર બારણા પાસે પહોંચ્યો અને ધીમેથી સાંકળ ઉતારી દરવાજો ખોલ્યો. 'કિચૂ ..ડ' કરતો જાણીતો અવાજ વફાદારીપૂર્વક બહાર પડયો અને ચીમનલાલ જાગી ગયા. સફાળા બેઠા થતાં બોલ્યા :

'કોણ એ ?'

'હું છું બાપુ'

'કેમ આટલો વહેલો !'

'પેટમાં જરા ગરબડ જેવું લાગે છે, બાપુ'

'આ બેટરી લેતો જા' ઓશીકા પાસે રાખેલી બેટરી દીકરા તરફ લંબાવતાં ચીમનલાલે કહ્યું અને સુંદર બેટરી લઈ ઘરની બહાર નીકળી ગયો

કોલેજમાં જવાની પરવાનગી મળી ત્યારે બહાર નીકળતાં સુંદરે પિંજરામાંથી છૂટેલા પંખી જેવો ભાવ અનુભવ્યો હતો. અત્યારે પોતાની જાત એને પિંજરામાંથી બહાર પડતાં વાઘ જેવી લાગી. ઝડપથી એ મહોલ્લો વટાવી ગયો અને પોતાના ઘરની પછીતે પહોંચવા વળાંક લીધો પણ બારી પાસે પહોંચતાં એ દિગ્મૂઢ બની ઊભો રહી ગયો.

રસી વડે બાંધીને ખાસ ચીવટથી ઉતારેલી બેગ અને થેલી બારી નીચે ન હતી.

[તાજેતરમાં પ્રગટ થયેલ નવલકથા 'ચડતા સૂરજની વેળા'નું એક પ્રકરણ]




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમા નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે, એ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોના સરનામાં ક્રમશ: પ્રગટ કરીએ છીએ.] —સં

૯૯ ગુલાબ અંજારિયા
૧૪, પટેલ બિલ્ડિંગ, ટંકેન, સાન્તાક્રુઝ (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૫૪

૧૦૦. કે. કા. શાસ્ત્રી
'મધુવન', ખડાયતા કોલોની પાછળ,
અમદાવાદ-૩૮૦૦૦૬

૧૦૧. લલિતકુમાર શાસ્ત્રી
૨, શિવકુંજ સોસાયટી, સંઘવી હાઇસ્કુલની સા
નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૧૩

૧૦૨. માધવ રામાનુજ
'અશોક નિવાસ', પટેલ વાસ
કોચરબ, અમદાવાદ-૩૮૦૦૦૬

૧૦૩. ભૂપત વડોદરિયા
જે, ૫/૨૫ પત્રકાર કોલોની,
નવા વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. વિપુલ ઝરણું | શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | નવલકથા | ૨૧–૭૫ |
| ૨. તાગ | શ્રી પન્નાલાલ પટેલ | ,, | ૨૪–૦૦ |
| ૩. જપ-તપ જૂઠાં, સાચી પ્રીત | શ્રી ભૂપત વડોદરિયા | ,, | ૧૫–૫૦ |
| ૪. લજ્જા સન્યાલ | શ્રી અશ્વિની ભટ્ટ | ,, | ૧૯–૦૦ |
| ૫. શૈલજા સાગર | ,, | ,, | ૧૬–૦૦ |
| ૬. અડકો તો મારા સમ | શ્રી જ્યોતિર રાવલ | ,, | ૧૫–૦૦ |
| ૭. રોશની રૂપની રંગ રૂદીયાના | શ્રી કનૈયાલાલ જોષી | ,, | ૨૦–૦૦ |
| ૮. આંખનાં અંજન મનનાં રંજન | ,, | ,, | ૧૬–૫૦ |
| ૯. કોઈનાં આંસુ કોઈના સ્મિત | ,, | ,, | ૧૩–૭૫ |
| ૧૦. સુખના સાગર છલકાય | શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ,, | ૨૧–૦૦ |
| ૧૧. કાળી રાત સફેદ પડછાયા | ,, | ,, | ૨૧–૦૦ |
| ૧૨. અમે બંધન તમે મુક્ત | શ્રી કૈલાસ નાયક | ,, | ૨૦–૦૦ |
| ૧૩. કારાગાર | શ્રી હરીશ નાયક | ,, | ૨૨–૫૦ |
| ૧૪. ચંબલને ખોળે | શ્રી પ્રફુલ્લ ઠાકર | ,, | ૧૬–૦૦ |
| ૧૫. ચંબલનું વેર | શ્રી અલગારી | ,, | ૨૧–૫૦ |
| ૧૬. ફાગણનું એક ફૂલ | સંગીતા | ,, | ૨૧–૫૦ |
| ૧૭. શમણાંની શૂળ | શ્રી કનુ ભગદેવ | ,, | ૨૨–૫૦ |
| ૧૮. પંખી | શ્રી નટવર મેવાડા | ,, | ૯–૦૦ |
| ૧૯. પડછાયા વિનાનો માનવી | શ્રી કાળુભાઈ પટેલ | ,, | ૯–૦૦ |
| ૨૦. પ્રેમનાં આંસુ | કુન્દનિકા કાપડિયા | ,, | ૧૦–૦૦ |
| ૨૧. ઘરનું ઘર | શ્રી પન્નાલાલ પટેલ | નવલિકા | ૧૬–૦૦ |
| ૨૨. પીન કુશન | શ્રી સુરેશ દલાલ | ,, | ૧૦–૦૦ |
| ૨૩. સુરોપખંડની લોકકથાઓ | શ્રી શિવમ સુંદરમ | ,, | ૧૬–૫૦ |
| ૨૪. પ્રેમાનંદની કાવ્યકૃતિઓ ભા. ૧ | સંપા. કે. કા. શાસ્ત્રી<br>ડૉ. શિવલાલ જેસલપુરા | વિવેચન | ૩૨–૦૦ |
| ૨૫. ,, ,, ભા. ૨ | ,, ,, | ,, | ૫૫–૦૦ |
| ૨૬. પરિચયન | શ્રી રમેશ ભટ્ટ | ,, | ૧૦–૦૦ |
| ૨૭. સર્જનની પાંખે | શ્રી જશવંત મહેતા | ,, | ૭–૦૦ |
| ૨૮. વૃત્તાન્ત-નિવેદન લઘુલેખ અને નિબંધ ગોષ્ઠિ | શ્રી જાની નાયક, ભટ્ટ | ,, | ૫–૦૦ |
| ૨૯. પ્રકાશ | શ્રી અનુભાઈ દવે<br>શાંતિભાઈ સુથાર | વિજ્ઞાન | ૩–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૦. અવાજ | „ „ | વિજ્ઞાન | ૨-૨૫ |
| ૩૧. વિજ્ઞાનમુદ્રા | શ્રી મનુભાઈ મહેતા | „ | ૨૦-૦૦ |
| ૩૨. કાર્બનિક અને અકાર્બનિક રસાયણ | શ્રી કે. એમ. પટેલ<br>જે. જે. ત્રિવેદી | „ | ૫-૦૦ |
| ૩૩. માઇક્રોટીચિંગ-અધ્યાપન કૌશલ્ય | ડૉ. પુનમભાઈ પટેલ | „ | ૮-૦૦ |
| ૩૪. માધ્યમિક શિક્ષણના પ્રવાહો અને પ્રશ્નો | પ્રા. વિનુભાઈ પટેલ<br>તેમજ અન્ય લેખકો | શિક્ષણ | ૧૦-૦૦ |
| ૩૫. લોકસાહિત્ય શબ્દકોશ | શ્રી જેઠાલાલ ત્રિવેદી | સંદર્ભગ્રંથ | ૨૧-૦૦ |
| ૩૬. અમૃતનું આચમન ભા. ૨ | શ્રી કાન્તીલાલ કાલાણી | લેખો | ૮-૦૦ |
| ૩૭. આપણો માનવીય વારસો | શ્રી એસ. આર. શર્મા<br>અનુ. શ્રી રાધેશ્યામ શર્મા | „ | ૧૨-૦૦ |
| ૩૮. આત્મકથાના ટુકડા | શ્રી ફાધર વાલેસ | જીવનચરિત્ર | ૭-૫૦ |
| ૩૯. પ્રભુનું સ્વપ્ન | „ | „ | ૯-૦૦ |
| ૪૦. વ્યાસપર્વ | દુર્ગા ભાગવત અનુ. જયા મહેતા | ધાર્મિક | ૧૨-૫૦ |
| ૪૧. આરાધનાને માર્ગે | પૂ. પં. શ્રી ભદ્રંકર વિજયજી | આધ્યાત્મિક | ૫-૫૦ |
| ૪૨. મહાવીર વાણી | ડૉ. ભગવાનદાસ તિવારી | „ | ૧૨-૦૦ |
| ૪૩. હિમાલયના પત્રો | શ્રી મહાત્મા યોગેશ્વરજી | „ | ૧૮-૦૦ |
| ૪૪. ઘરઘરનો આયુર્વેદ | શ્રી ચિકિત્સક | આયુર્વેદ | ૧૩-૫૦ |
| ૪૫. વિનોદ ચાતુરીકથા પુ. ૪ | શ્રી પ્રિયદર્શી | બાલસાહિત્ય | ૨૧-૦૦ |
| ૪૬. રસભરી કિશોરકથાઓ | શ્રી યશવંત મહેતા | „ | ૬-૭૫ |
| ૪૭. ભૂલ્યો પંથ બતલાવજો | શ્રી ઈશ્વરભાઈ પટેલ | „ | ૨-૭૫ |
| ૪૮. જગા પંડિત પુ. ૫ | શ્રી સત્યમ | „ | ૧૮-૫૦ |
| ૪૯. દુનિયાના કુદરતી પ્રદેશો (પાકી) | યોજક : શ્રી પ્રહ્‌લાદભાઈ પટેલ | „ | ૨૫-૦૦ |
| ૫૦. „ „ „ પુ. ૧૦ | „ | „ | ૨૦-૦૦ |
| ૫૧. છેલભાઈ શૌર્યકથામાળા પુ. ૫ | શ્રી દોલત ભટ્ટ | „ | ૧૫-૦૦ |
| ૫૨. ભુલકાઓની કથાઓ પુ. ૫ | શ્રી ધીરજલાલ ગજ્જર | „ | ૧૫-૦૦ |
| ૫૩. ડોંગરેજીનું બાલસાહિત્ય પુ. ૬ | શ્રી ડોંગરે મહારાજ | „ | ૯-૦૦ |

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| जिन्दगीनामा-१ | कृष्णा सोबती | 40-00 |
| नयी दिशा | धीरेन्द्र वर्मा | 9-00 |
| दूसरा सूत्र | डा. देवराज | 10-00 |
| पटाक्षेप | मालती जोशी | 10-00 |
| उलझती राहें | गुरुदत्त | 15-00 |
| अनुपमा | बलराज मधोक | 10-00 |

## कहानी

| | | |
|---|---|---|
| नयी तारीख | काशीनाथ सिंह | 9-00 |

## कविता

| | | |
|---|---|---|
| चौथा सप्तक | सं. अज्ञेय | 35-00 |

## नाटक

| | | |
|---|---|---|
| समुद्रगुप्त पराक्रमांक | डा. रामकुमार वर्मा | 7-00 |

## बाल-साहित्य

| | | |
|---|---|---|
| मंजिलों के निशान | अबरार मोहसिन | 5-00 |

## आलोचना

| | | |
|---|---|---|
| परिनिष्ठित हिन्दी का रूपग्रामिक अध्ययन | डा. महेशचन्द्र | 25-00 |
| बिहारी सतसई | डा. ओम्प्रकाश | 16-00 |
| साहित्य समीक्षा और संस्कृतिबोध | डा. देवराज | 23-50 |
| आधुनिक हिन्दी कहानी | गंगाप्रसाद विमल | 27-50 |
| गद्य की सत्ता | रामस्वरूप चतुर्वेदी | 16-00 |
| नया साहित्य : नये प्रश्न | नन्ददुलारे वाजपेयी | 32-00 |
| अरस्तु का त्रासदी विवेचन | देवदत्त कौशिक | 15-00 |
| शैली विज्ञान | डा. सुरेशकुमार | 27-00 |
| लंबी कविताओं का रचना विधान | सं. नरेन्द्र मोहन | 28-00 |
| हिन्दी कविता की प्रगतिशील भूमिका | प्रभाकर श्रोत्रिय | 26-00 |
| आधुनिकता : साहित्य के संदर्भ में | गंगाप्रसाद विमल | 30-00 |
| आलोचना के नये मान | कर्णसिंह चौहान | 27-00 |
| हिन्दी साहित्य का इतिहास दर्शन | शिवकुमार | 45-00 |
| अस्तित्ववाद: किर्केगार्ड से कामू तक | योगेन्द्र शाही | 28-00 |

| | | |
|---|---|---|
| भारतीय अर्थविज्ञान | हरिसिंह सेंगर | 45–00 |
| बच्चन : जीवन और काव्य | नवल किशोर भाभडा | 28–00 |
| भारतीय काव्यसमीक्षा में ध्वनि–सिद्धान्त | बच्चूलाल अवस्थी | 36–00 |
| आधुनिक साहित्य : सृजन और समीक्षा | नन्ददुलारे वाजपेयी | 23–90 |
| कवि की दृष्टि | भारतभूषण अग्रवाल | 30–00 |
| शैलीविज्ञान और प्रेमचन्द की भाषा | सुरेशकुमार | 35–00 |
| यशपाल का कथा साहित्य | प्रकाशचन्द्र मिश्र | 25–00 |
| प्रसाद के नाटक | सिद्धनाथ कुमार | 31–00 |
| प्रसाद का कथा साहित्य | गिरीश रस्तोगी | 20–00 |
| भारतीय कला का अध्ययन | नीहाररंजन राय | 40–00 |
| आगम और तुलसी | राममूर्ति त्रिपाठी | 26–00 |
| प्रगतिवाद और समान्तर साहित्य | रेखा अवस्थी | 40–00 |
| रस सिद्धान्त : नये सन्दर्भ | नन्ददुलारे वाजपेयी | 18–00 |
| समकालीन कहानी : समान्तर कहानी | डा. विनय | 19–00 |

## विविध

| | | |
|---|---|---|
| हिमालय के खानाबदोश | श्यामसिंह शशि | 7–00 |
| दुनिया रंग–रंगीली | अनन्तगोपाल शेवडे | 18–00 |
| प्रजातान्त्रिक समाजवाद | गुरुदत्त | 20–00 |
| अपने–अपने चार बरस | स अमृता प्रीतम | 12–00 |
| मार्क्सवादी समाजशास्त्र | टाम बाटमोर | 16–00 |
| भारत का मुक्ति संग्राम | अयोध्यासिंह | 25–00 |
| आधुनिक भारत का इतिहास | डा एम एस जैन | 16–50 |
| आज का भारत | रजनीपाम दत्त | 25–00 |
| भारतीय मूर्तिकला | रामनाथ मिश्र | 50–00 |
| मुगलशासन प्रणाली | हरिशंकर श्रीवास्तव | 14–00 |
| शिक्षा के सिद्धान्त | सुबोध अदावाल | 16–00 |
| भारतीय राष्ट्रवाद की अधुनातन प्रवृत्तियाँ | ए आर देसाई | 30–00 |
| हिन्दी शिक्षण | राजेन्द्रप्रसाद श्रीवास्तव | 11–00 |
| भारतीय राष्ट्रवाद की सामाजिक पृष्ठभूमि | ए आर. देसाई | 20–00 |
| राज्य, समाज और शिक्षा | कृष्णकुमार | 25–00 |
| प्राचीन भारत | स. द्विजेन्द्र नारायण झा | 15–00 |

# આદર્શ પુસ્તકાલયો માટે ઉત્તમ નવલકથાઓ

## શ્રી રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| ૧ જયંત | ૧૨–૨૫ | ૧૬ ક્ષિતિજ | ૨૭–૭૫ |
| ૨ શિરીષ | ૧૭–૫૦ | ૧૭ ભાગ્યચક્ર | ૧૫–૭૫ |
| ૩ કોકિલા | ૧૭–૨૫ | ૧૮ હૃદયવિભૂતિ | ૧૫–૦૦ |
| ૪ હૃદયનાથ | ૧૭–૦૦ | ૧૯ છાયાનટ | ૧૨–૨૫ |
| ૫ સ્નેહયજ્ઞ | ૧૬–૫૦ | ૨૦ પહાડનાં પુષ્પો | ૨૩–૦૦ |
| ૬ દિવ્યચક્ષુ | ૧૬–૦૦ | ૨૧ ઝંઝાવાત | ૩૦–૦૦ |
| ૭ પૂર્ણિમા | ૧૫–૭૫ | ૨૨ પ્રલય | ૧૮–૨૫ |
| ૮ ભારેલો અગ્નિ | ૨૧–૦૦ | ૨૩ કાલભોજ | ૧૯–૫૦ |
| ૯ ગ્રામલક્ષ્મી–૧ | ૧૫–૭૫ | ૨૪ સૌંદર્ય જ્યોત | ૧૮–૫૦ |
| ૧૦ ગ્રામલક્ષ્મી–૨ | ૧૩–૫૦ | ૨૫ શૌર્યતર્પણ | ૧૪–૨૫ |
| ૧૧ ગ્રામલક્ષ્મી–૩ | ૧૨–૭૫ | ૨૬ બાલાજોગણ | ૧૮–૫૦ |
| ૧૨ ગ્રામલક્ષ્મી–૪ | ૧૮–૨૫ | ૨૭ સ્નેહસૃષ્ટિ | ૧૭–૦૦ |
| ૧૩ પત્રલાલસા | ૧૨–૫૦ | ૨૮ ત્રિશંકુ | ૧૩–૦૦ |
| ૧૪ ઠગ | ૧૪–૦૦ | ૨૯ આંખ અને અંજન | ૮–૫૦ |
| ૧૫ શોભના | ૧૫–૭૫ | | |

## શ્રી ઈશ્વર પેટલીકર

| | | | |
|---|---|---|---|
| ૧ જનમટીપ | ૧૨–૦૦ | ૧૦ મધલાળ | ૧૨–૨૫ |
| ૨ કળિયુગ | ૧૮–૦૦ | ૧૧ કલ્પવૃક્ષ | ૧૩–૦૦ |
| ૩ મારી હૈયાસગડી | ૨૪–૦૦ | ૧૨ ભવસાગર | ૧૨–૨૫ |
| ૪ લખ્યાલેખ | ૧૧–૭૫ | ૧૩ પ્રેમપંથ ૧–૨ | ૩૨–૫૦ |
| ૫ ધરતીનો અવતાર | ૮–૭૫ | ૧૪ જય–પરાજય | ૧૪–૨૫ |
| ૬ આશાપંખી | ૨૪–૦૦ | ૧૫ જૂજવાં રૂપ | ૧૧–૭૫ |
| ૭ તરણા ઓથે ડુંગર | ૧૩–૫૦ | ૧૬ સેતુબંધ | ૧૦–૦૦ |
| ૮ કાશીનું કરવત | ૧૧–૦૦ | ૧૭ અભિજાત | ૧૪–૭૫ |
| ૯ કાજળકોટડી | ૧૧–૫૦ | ૧૮ પરોઢનું અંધારું | ૨૧–૦૦ |

## શ્રી ભગવતીકુમાર શર્મા

| | | | |
|---|---|---|---|
| ૧ સમયદ્વિપ | ૫–૫૦ | ૫ પ્રેમયાત્રા | ૧૪–૦૦ |
| ૨ ભીના સમય વનમાં | ૨૦–૦૦ | ૬ પડછાયા સંગ પ્રીત | ૯–૭૫ |
| ૩ વ્યક્તમધ્ય | ૯–૫૦ | ૭ મન નહિ માને | ૧૯–૦૦ |
| ૪ રિક્તા | ૧૫–૭૫ | | |

હદ્દગાર-૨૭ | ૨-૭૯

# જાણીતા લેખકોની લોકપ્રિય નવલકથાઓ

## શ્રી વિઠ્ઠલ પંડયા

| | |
|---|---|
| ૧ માણસ હોવાની મને બીક | ૧૪-૫૦ |
| ૨ ધુમ્મસની બાંધેલા રસ્તા | ૧૨-૦૦ |
| ૩ મને એક સાંજ આપો | ૧૨-૦૦ |
| ૪ હથેલીમાં ચાંદ | ૧૧-૨૫ |
| ૫ લીલાં સૂકાં સપનાં | ૧૨-૭૫ |
| ૬ ભીંતો વિનાનું ઘર | ૧૨-૭૫ |
| ૭ સંબંધોની દુનિયા | ૧૬-૦૦ |
| ૮ સાવ અચાનક | ૧૧-૭૫ |
| ૯ પ્રતિકાર | ૧૦-૦૦ |
| ૧૦ મન મેલાં તન ઊજળાં | ૧૨-૭૫ |
| ૧૧ આંખ ઝરે તો સાવન | ૨૦-૭૫ |
| ૧૨ રૂંવે રૂંવે આગ | ૨૧-૦૦ |
| ૧૩ પ્રપંચ | ૧૬-૦૦ |
| ૧૪ ફૂલને વાગ્યા કાંટા | ૧૮-૫૦ |
| ૧૫ પાનખરનાં ફૂલ | ૧૮-૨૫ |
| ૧૬ લોહચુંબક | ૧૭-૭૫ |
| ૧૭ જંતરમંતર | ૯-૦૦ |
| ૧૮ મન મોતી ને કાચ | ૨૦-૦૦ |
| ૧૯ મીઠા જળના મીન | ૧૭-૨૫ |
| ૨૦ નજરબંધી | ૨૨-૫૦ |
| ૨૧ નિષ્કલંક | ૧૦-૫૦ |
| ૨૨ ડંખ | ૧૦-૭૫ |
| ૨૩ દરદ ન જાને કોય | ૨૫-૦૦ |
| ૨૪ રૂપજ્વાલા | ૧૪-૭૫ |
| ૨૫ કંચનવર્ણી | ૧૮-૨૫ |
| ૨૬ લાંછન | ૨૦-૦૦ |
| ૨૭ હજીયે તું સાંભરે છે | ૧૩-૦૦ |
| ૨૮ આખું આકાશ મારી આંખોમાં | ૧૭-૦૦ |

## શ્રી વિ. સ. ખાંડેકર

| | |
|---|---|
| ૧ અંતરની ઓળખ | ૧૧-૨૫ |
| ૨ ક્રૌંચવધ | ૧૨-૭૫ |
| ૩ સુલભા | ૧૭-૨૫ |
| ૪ હારેલાં હૈયાં | ૧૨-૭૫ |
| ૫ છાયાપ્રકાશ | ૧૦-૫૦ |
| ૬ અશ્રુ | ૧૯-૭૫ |
| ૭ યયાતિ | ૪૦-૦૦ |
| ૮ ઉલ્કા | ૧૪-૭૫ |
| ૯ પહેલી પ્રીત | ૧૦-૫૦ |
| ૧૦ દોનધ્રુવ | ૧૭-૦૦ |

## શ્રી રઘુવીર ચૌધરી

| | |
|---|---|
| ૧ શ્રાવણ રાતે | ૧૦-૭૫ |
| ૨ લાગણી | ૧૦-૦૦ |
| ૩ ઉપરવાસ | ૨૨-૫૦ |
| ૪ સહવાસ | ૨૧-૭૫ |
| ૫ અંતરવાસ | ૧૯-૭૫ |
| ૬ વેણુ વત્સલા | ૧૧-૫૦ |
| ૭ સખીઓ | ૧૧-૭૫ |
| ૮ તેડાગર | ૯-૨૫ |
| ૯ અમૃતા | ૨૧-૫૦ |
| ૧૦ પૂર્વરાગ | ૯-૨૫ |
| ૧૧ આવરણ | ૮-૦૦ |
| ૧૨ એકલવ્ય | ૧૦-૫૦ |
| ૧૩ રુદ્રમહાલય | ૧૮-૦૦ |

## શ્રી પિનાકિન દવે

| | |
|---|---|
| ૧ ત્રીજો સૂર | ૧૦-૫૦ |
| ૨ અધિપુરુષ | ૨૧-૦૦ |
| ૩ વિશ્વજીત | ૨૧-૨૫ |
| ૪ અનુબન્ધ | ૧૪-૭૫ |

# વિવિધ રસની સર્વપ્રિય નવલકથાઓ

## શ્રી ગુણવંતરાય આચાર્ય

| | | | |
|---|---|---|---|
| ૧ સરમત સંધાર | ૧૫–૦૦ | ૧૦ વજ્જરગઢ | ૯–૨૫ |
| ૨ ભલે ઉગા ભાણ | ૨૫–૫૦ | ૧૧ રાવ રણમલજી | ૧૩–૭૫ |
| ૩ જળસમાધિ | ૧૫–૦૦ | **ઐતિહાસિક નવલ ગ્રંથાવલિ** | |
| **વાઘેલાયુગ ગ્રંથાવલિ** | | ૧૨ સેનાપતિ | ૧૬–૫૦ |
| ૪ સર્વેશ્વર | ૧૩–૦૦ | ૧૩ જામ તમાચી ૧–૨ | ૨૮–૫૦ |
| ૫ વિશળદેવ | ૧૩–૭૫ | ૧૪ મુસાફર | ૧૦–૦૦ |
| ૬ અર્જુનદેવ | ૮–૨૫ | ૧૫ જોરતલબી | ૧૨–૭૫ |
| ૭ સારંગદેવ | ૧૭–૫૦ | ૧૬ સરમુખત્યાર | ૧૦–૨૫ |
| **ગુજરાત ગ્રંથાવલિ** | | ૧૭ બંડખોર | ૧૦–૭૫ |
| ૮ ઇડરિયો ગઢ | ૧૪–૫૦ | ૧૮ દરિયાપાર | ૧૭–૭૫ |
| ૯ નગરી શોભાવતી | ૧૮–૨૫ | ૧૯ ત્રિલોચન | ૭–૫૦ |

## શ્રી સારંગ બારોટ

| | | | |
|---|---|---|---|
| ૧ ચડતા સૂરજની વેળા | ૧૮–૫૦ | ૧૧ ચંદ્રગ્રહણ | ૧૮–૦૦ |
| ૨ માન-અભિમાન | ૧૩–૭૫ | ૧૨ અગનખેલ | ૧૧–૨૫ |
| ૩ ઘટા ઘનઘોર | ૧૯–૭૫ | ૧૩ જિંદગીના ફેરા | ૧૨–૦૦ |
| ૪ ઊર્મિ અને આશા | ૯–૫૦ | ૧૪ નંદનવન | ૯–૦૦ |
| ૫ કુર્યાત્ સદા મંગલમ્ | ૧૧–૦૦ | ૧૫ બાદલછાયા | ૭–૭૫ |
| ૬ માયા અપરંપાર | ૧૬–૫૦ | ૧૬ આકાશકુસુમ | ૧૩–૨૫ |
| ૭ શ્યામ સૂરજનાં અજવાળાં | ૧૫–૦૦ | ૧૭ નીલાંબરી | ૧૬–૨૫ |
| ૮ નદી–નાવ સંજોગ | ૧૫–૫૦ | ૧૮ આનંદભૈરવી | ૨૪–૦૦ |
| ૯ સંગમત્રિવેણી | ૨૦–૭૫ | ૧૯ નવાં નિશાન ૧–૨ | ૨૨–૨૫ |
| ૧૦ સૂર્યમુખી | ૧૭–૦૦ | | |

## શ્રી મોહમ્મદ માંકડ

| | | | |
|---|---|---|---|
| ૧ તમે કેમ રહ્યાં અબોલ ? | ૧૯–૫૦ | ૭ ભૂખરી ભૂખરી સાંજ | ૧૧–૫૦ |
| ૨ ઘુમરી | ૧૦–૫૦ | ૮ તરસ | ૮–૭૫ |
| ૩ ઓછાયો | ૧૧–૦૦ | ૯ કાયર | ૪–૭૫ |
| ૪ આગની આરપાર | ૧૨–૭૫ | ૧૦ મનોરમા | ૬–૨૫ |
| ૫ મોરપીંછના રંગ | ૧૧–૭૫ | ૧૧ માટીની ચાદર | ૧૦–૦૦ |
| ૬ ધુતારા | ૬–૫૦ | ૧૨ વંચિતા | ૬–૭૫ |

## શ્રી રાવજી પટેલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અશ્રુઘર | ૮–૭૫ | ૨ ઝંઝા | ૧૩–૦૦ | ૩ વૃત્તિ અને વાર્તા | ૧૩–૫૦ |

# વાંચવી જ પડે તેવી રસભરપૂર નવલકથાઓ

### શ્રી વર્ષા અડાલજા

નીલિમા મૃત્યુ પામી છે ૧૨–૨૫
આતશ ૧૦–૦૦
આનંદધારા ૧૨–૫૦
રેતપંખી ૯–૫૦
અવાજનો આકાર ૭–૫૦
પાંચ ને એક પાંચ ૧૩–૦૦
તિમિરના પડછાયા ૧૫–૦૦
મારે પણ એક ઘર હોય ૯–૫૦
છેવટનું છેવટ ૧૨–૦૦

### શ્રી આબિદ સુરતી

પાપણ પારનો પ્રદેશ ૧૩–૨૫
રડતાં ગુલમહોર ૧૮–૭૫
અલગ માટીના મરદ ૧૫–૦૦
રંગ બદલતી રોમા ૧૧–૨૫
પગલે પગલે પ્યાર ૧૪–૦૦
ઓંતેર વર્ષનો બાબો ૧૦–૨૫
કાળા ગુલાબ ૯–૫૦
કુંડળી ૧૨–૫૦

### શ્રી પ્રીતમલાલ કવિ

અંકુર ૧૮–૦૦
શૂન્યાવકાશ ૧૩–૦૦
સિંદૂરનો સૂરજ ૧૮–૭૫
ચહેરામહોરા ૧૩–૭૫
મૃગજળ ૧૪–૫૦
પારેવાં મોતી ચૂગે ૧૫–૫૦
અડાબીડ અંધારા ૧૩–૭૫
કંચકોટેશ્વર ૧૯–૭૫
પાષાણશય્યા ૧૭–૦૦

### શ્રી દિલીપ રાણપુરા

અમે તરસ્યા પૂનમના ૧૯–૫૦
કોઈ વરદાન આપો ૧૫–૨૫
કારવાં ગુજર ગયાં ૧૬–૭૫
નિયતિ ૧૩–૦૦
હરિયાળાં વેરાન ૧૨–૭૫
આતમ વીંઝે પાંખ ૧૮–૫૦
હું આવું છું ૧૯–૦૦
દીવા તળે ઓછાયા (સંસ્મરણકથા) ૧૨–૦૦
કા'ન તમે સાંભળો તો... ૧૭–૦૦

### શ્રી ઇલા આરબ મહેતા

વારસદાર ૧૦–૫૦
આવતીકાલનો સૂરજ ૧૧–૦૦
એક હતા દીવાન બહાદુર ૮–૨૫
રાધા ૧૧–૦૦

### શ્રી નાનાભાઈ જેબલિયા

ભીનાં ચઢાણ ૧૮–૦૦
એંધાણ ૧૫–૦૦
સૂરજ ઊગ્યે સાંજ ૨૦–૫૦
મેઘરવો ૧૩–૫૦
રંગ બિલોરી કાચના ૧૩–૦૦

### શ્રી મનસુખલાલ ઝવેરી

અવગુણ ચિત્ત ન ધરો ૧૨–૭૫
હૈયા હિજરાયેલ ૯–૦૦
કાળભારને કાંઠે ૧૧–૨૫

### શ્રી ગુણવંત ભટ્ટ

ફૂલ રાતરાણીનાં ૧૫–૫૦
વેરના વિસામા ૧૮–૨૫
નયન ઝૂકે ત્યાં શ્યામ ૯–૦૦
આક્રંદ ૧૦–૦૦
અગન પડછાયા ૧૦–૦૦
કાળી તારાં કામણ ન્યારાં ૧૩–૫૦

# આ નવલકથાઓ પણ માણવી જ રહી

| | | | | | |
|---|---|---|---|---|---|
| નગારે ઘા | શ્રી મૂળરાજ રૂપારેલ | ૨૨–૭૫ | ફટકિયાં મોતી | શ્રી હસમુખ શેઠ | ૧૨–૫૦ |
| અવાવારું ઓરડા | ,, | ૧૨–૦૦ | પ્રીત પુરાની | શ્રી યોગેશ્વર | ૧૦–૫૦ |
| પશુ | ,, | ૮–૫૦ | આગ | ,, | ૧૧–૨૫ |
| વેદનાની વાડી લીલીછમ | ,, | ૨૪–૦૦ | ઉત્તરપથ ૧–૨ | ,, | ૩૨–૫૦ |
| વિપુલ ઝરણું | શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૨૧–૭૫ | ગુંજન | શ્રી અશ્વિન દેસાઈ | ૧૨–૭૫ |
| ઘટનાચક્ર | ,, | ૧૬–૦૦ | એક સોનેરી નદી | શ્રી રામચંદ્ર પટેલ | ૧૪–૫૦ |
| તાપ–પરિતાપ | ,, | ૧૫–૦૦ | દગ્ધા | શ્રી હંસુ યાજ્ઞિક | ૧૩–૫૦ |
| ઊંડા અંધારેથી | ,, | ૧૨–૫૦ | મોનો ખેલાડી | શ્રી ઉમિયાશંકર અજાણી | ૧૪–૦૦ |
| વૈશાખી આભ | શ્રી હસમુખ શેઠ | ૧૫–૦૦ | સૂરજ દીસે સોનલવર્ણો | ,, | ૧૨–૭૫ |
| જીવન તો બાવળની શૂળ | ,, | ૧૩–૨૫ | મુક્તા | શ્રી જ્યોતિર્ રાવલ | ૧૦–૨૫ |
| સમણાં તો હૈયાની રાખ | ,, | ૧૫–૦૦ | વલય | શ્રી ધીરેન્દ્ર મહેતા | ૮–૦૦ |
| ભીતરે ભર્યો લાવા | ,, | ૧૭–૦૦ | ચિહ્ન | ,, | ૨૦–૫૦ |
| અજંપાના ઓરતા | ,, | ૧૫–૫૦ | યશોધર્મા | શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ | ૧૦–૦૦ |

| | | |
|---|---|---|
| મેઘના | શ્રી હસિત બૂચ | ૧૦–૦૦ |
| કંઠમાં હળાહળ | શ્રી બુદ્ધદેવ બસુ | ૫–૭૫ |
| સળગતાં સૂર્યમુખી | શ્રી ઇરવિંગ સ્ટોન | ૧૩–૨૫ |
| નિશિકુટુંબ ૧–૨ | શ્રી મનોજ બસુ | ૨૮–૭૫ |
| નરેન્દ્રયશ | શ્રી રાહુલ સાંકૃત્યાયન | ૧૭–૫૦ |
| કન્યારત્ન ૧–૨ | શ્રી મોહનલાલ મહેતા 'સોપાન' | ૨૩–૦૦ |
| અધૂરો આદર્શ | શ્રી બચુભાઈ શુક્લ | ૧૩–૫૦ |
| શ્રીકાંત શેષપર્વ | શ્રી શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | ૬–૫૦ |
| લલીતબાણુ | ડૉ. નરેશચંદ્ર સેનગુપ્ત | ૭–૭૫ |
| અચ્યુત | શ્રી ચીનુપ્રસાદ વૈ. જાની | ૭–૭૫ |
| જૂનું અને નવું | શ્રી ગોવિંદભાઈ અમીન | ૨–૫૦ |
| ત્રિવિધ તાપ | ,, ,, | ૪–૦૦ |
| સ્વપ્નાંતરિતા | શ્રી ગ. ત્ર્યં. માડખોલકર | ૧૦–૦૦ |

## વિશિષ્ટ ગઝલ સંગ્રહો

| | | |
|---|---|---|
| દીવાન એ આમ | મનસુખલાલ ઝવેરી | ૧૧–૦૦ |
| દીવાન એ ખાસ | ,, | ૧૧–૦૦ |

# ટૂંકી વાર્તાના રસિકો માટે ઉત્તમ સંગ્રહો

## શ્રી રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| ૧ ઝાકળ | ૯–૦૦ | ૫ દીવડી | ૧૨–૫૦ |
| ૨ પંકજ | ૧૨–૦૦ | ૬ સતી અને સ્વર્ગ | ૧૨–૨૫ |
| ૩ રસબિંદુ | ૯–૭૫ | ૭ ધબકતાં હૈયાં | ૧૩–૦૦ |
| ૪ કાંચન અને ગેરુ | ૧૩–૦૦ | ૮ હીરાની ચમક | ૧૦–૨૫ |

## શ્રી ઈશ્વર પેટલીકર

| | | | |
|---|---|---|---|
| ૧ આકાશગંગા | ૧૨–૭૫ | ૬ લોહીની સગાઈ | ૧૨–૨૫ |
| ૨ પારસમણિ | ૧૦–૭૫ | ૭ અભિસારિકા | ૧૩–૫૦ |
| ૩ માનતા | ૧૨–૦૦ | ૮ મીનપિયાસી | ૧૦–૭૫ |
| ૪ તાણાવાણા | ૧૦–૫૦ | ૯ કઠપૂતળી | ૧૩–૨૫ |
| ૫ ચિનગારી | ૧૨–૨૫ | | |

## શ્રી સારંગ બારોટ

| | | | |
|---|---|---|---|
| ૧ સદાસર્વદા | ૧૨–૦૦ | ૬ નારી નમણું ફૂલ | ૧૦–૫૦ |
| ૨ માસૂમ ચહેરા | ૯–૨૫ | ૭ કોઈ ગોરી, કોઈ સાંવરી | ૧૩–૭૫ |
| ૩ અંદર-બહાર | ૬–૭૫ | ૮ માનવહૈયાં | ૧૩–૦૦ |
| ૪ ગુલબંકી | ૭–૨૫ | ૯ મોરનાં આંસુ | ૧૧–૭૫ |
| ૫ મેઘમલાર | ૧૧–૦૦ | ૧૦ અક્ષયપાત્ર | ૧૦–૦૦ |

## શ્રી વિ. સ. ખાંડેકર

૧ વારાફેરા ૯–૫૦

## શ્રી રઘુવીર ચૌધરી

| | | | |
|---|---|---|---|
| ૧ આકસ્મિક સ્પર્શ | ૯–૦૦ | ૨ નંદીઘર | ૧૦–૫ |

## શ્રી મોહમ્મદ માંકડ

| | | | |
|---|---|---|---|
| ૧ તપ | ૮–૦૦ | ૪ ના | ૭–૨ |
| ૨ ક્યારે આવશો ? | ૬–૫૦ | ૫ મનના મરોડ | ૭–૦ |
| ૩ વાતવાતમાં | ૭–૫૦ | ૬ ઝાકળનાં મોતી | ૬–૦ |

## શ્રી વિઠ્ઠલ પંડ્યા

૧ આસક્તિ ૧૦–૨૫

## શ્રી ભગવતીકુમાર શર્મા

૧ કંઈ યાદ નથી ૯–૨

## શ્રી 'સુન્દરમ્'

| | | | |
|---|---|---|---|
| ૧ પિયાસી | ૧૨–૦૦ | ૨ ઉન્નયન | ૮–૦ |

# કલાપૂર્ણ આધુનિક વાર્તાસંગ્રહો

| | | |
|---|---|---|
| ટોળું | ઘનશ્યામ દેસાઈ | ૮-૦૦ |
| કારણ વિનાના લોકો | પ્રબોધ પરીખ | ૯-૨૫ |
| બંદિશ | વિભૂત શાહ | ૯-૫૦ |
| પવનપાવડી | રાધેશ્યામ શર્મા | ૯-૦૦ |
| ડૂબતા અવાજે | પિનાકિન્ દવે | ૧૧-૦૦ |
| ધવલગિરિ | રજનીકાંત રાવળ | ૧૦-૦૦ |
| કોઈ ફૂલ તોડે છે | અશ્વિન દેસાઈ | ૯-૦૦ |
| મુકાબલો | મહેશ દવે | ૧૦-૭૫ |
| નિમજ્જન | ઉત્પલ ભાયાણી | ૬-૦૦ |

## 'લોકપ્રિય વાર્તાશ્રેણી' આપના પ્રિય લેખકોની 'મારી શ્રેષ્ઠ વાર્તાઓ'

| | | | |
|---|---|---|---|
| આબિદ સુરતી | ૯-૨૫ | નાનાભાઈ જેબલિયા | ૯-૨૫ |
| દિલીપ રાણપુરા | ૯-૭૫ | પ્રીતમલાલ કવિ | ૯-૫૦ |
| મનસુખલાલ ઝવેરી | ૮-૭૫ | સવિતા રાણપુરા | ૯-૭૫ |
| પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૯-૫૦ | હસમુખ શેઠ | ૯-૨૫ |
| ગુણવંત ભટ્ટ | ૯-૦૦ | મૂળરાજ રૂપારેલ | ૯-૨૫ |

## જીવન-ઉપયોગી સાહિત્ય

| | | |
|---|---|---|
| નવદંપતિ | ઈશ્વર પેટલીકર | ૨૧-૦૦ |
| રસમાધુરી | સુશીલા સુબોધ | ૫૦-૦૦ |
| અંગ્રેજી-ગુજરાતી ડીક્ષનેરી | ઓઝા-ભટ્ટ | ૮-૫૦ |
| ગુજરાતી-અંગ્રેજી ડીક્ષનેરી | ઓઝા-ભટ્ટ | ૮-૫૦ |
| કમ્બાઈન્ડ ડીક્ષનેરી | ઓઝા-ભટ્ટ | ૧૭-૦૦ |
| એક નશો હજાર મુસીબતો | 'વિરાજ' | ૭-૫૦ |
| માનવ જાગે છે જ્યારે | ગોદાવરી પરુળેકર | ૧૭-૦૦ |
| નાગરિક ઘડતર | ડાહ્યાભાઈ નાગરિક | ૬-૦૦ |

## શાળા-ઉપયોગી સંક્ષિપ્ત નવલકથાઓ

| | | |
|---|---|---|
| એક જ્યોત જલે | ગુણવંતરાય આચાર્ય | ૪-૦૦ |
| રત્નાકર મહારાજ | ,, | ૫-૦૦ |
| અંતરપટ | સ્નેહરશ્મિ | ૬-૦૦ |
| નંદનવન | સારંગ બારોટ | ૩-૦૦ |

# સાહિત્ય-વિવેચન-સંદર્ભગ્રંથો

| | | |
|---|---|---|
| ૧ મહાનિબંધ વર્ગીકૃત સૂચિ | સં. પ્રકાશ વેગડ | ૧૨-૦૦ |
| ૨ ગુજરાતી સામયિક લેખ સૂચિ (૧૯૭૫) | સં. કનુભાઈ શાહ, કિરીટ ભાવસાર | ૧૫-૦૦ |
| ૩ ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન | ભારતલાલ પાઠક | ૧૪-૦૦ |
| ૪ કાવ્યનું સંવેદન | હરિવલ્લભ ભાયાણી | ૧૪-૫૦ |
| ૫ ગુજરાતી ભાષાના ઇતિહાસની કેટલીક સમસ્યાઓ | ,, | ૫-૦૦ |
| ૬ અદ્યતન કવિતા | રઘુવીર ચૌધરી | ૧૨-૭૫ |
| ૭ વાર્તાવિશેષ | ,, ,, | ૧૫-૨૫ |
| ૮ સીમાંકન અને સીમોલ્લંઘન | સિતાંશુ યશશ્ચંદ્ર | ૧૦-૦૦ |
| ૯ પૂર્વાપર | ભોળાભાઈ પટેલ | ૧૭-૦૦ |
| ૧૦ કાવ્યપ્રત્યક્ષ | ચંદ્રકાંત શેઠ | ૧૭-૫૦ |
| ૧૧ અર્થાન્તર | ,, ,, | ૧૫-૫૦ |
| ૧૨ પરિધિ | દિગીશ મહેતા | ૧૩-૦૦ |
| ૧૩ સાંપ્રત | રાધેશ્યામ શર્મા | ૧૭-૦૦ |
| ૧૪ દીપિકા | યશવંત ત્રિવેદી | ૧૬-૦૦ |
| ૧૫ નવી વાર્તા | સં. રાધેશ્યામ શર્મા | ૨૦-૦૦ |
| ૧૬ —અને સાહિત્ય | સં. યશવંત ત્રિવેદી | ૨૦-૦૦ |
| ૧૭ મધ્યકાલીન ગુજરાતી પ્રેમકથાઓ | ડૉ. હસુ યાજ્ઞિક | ૬-૦૦ |
| ૧૮ આકાશભાષિત | રસિકલાલ પરીખ | ૧૧-૫૦ |
| ૧૯ કાવ્યદ્યુતિ | બ. ક. ઠાકોર | ૧૨-૦૦ |
| ૨૦ શિક્ષણનો ઇતિહાસ | 'કાન્ત' | ૯-૦૦ |
| ૨૧ કવિતાવિચાર | નરસિંહરાવ દિવેટિયા | ૧૧-૦૦ |
| ૨૨ ગ્રંથસ્થ વાઙ્મય | અનંતરાય રાવળ | ૧૮-૦૦ |
| ૨૩ સ્વાધ્યાય ભા. ૧ | કેશવલાલ હિં. કામદાર | ૪-૫૦ |
| ૨૪ અન્વેષણા | ભોગીલાલ સાંડેસરા | ૧૧-૫૦ |
| ૨૫ પૂર્વપક્ષ | પિનાકિન્ દવે | ૭-૫૦ |
| ૨૬ સાંસ્કૃતિક ક્રાંતિ | ડાહ્યાભાઈ નાગરિક | ૭-૫૦ |
| ૨૭ ઊકળતો ઉપખંડ | ,, ,, | ૪૦-૦૦ |
| ૩૮ પરિચય અને પરીક્ષા | નગીનદાસ પારેખ | ૬-૫૦ |
| ૩૯ શીલ અને શબ્દ | પેટલીકર ષષ્ઠિપૂર્તિગ્રંથ | ૨૦-૦૦ |
| ૩૦ વિવિધા | ઈશ્વર પેટલીકરની ચૂંટેલી કૃતિઓ | ૧૫-૦૦ |
| ૩૧ ૨. વ. દેસાઈ અભિનંદન ગ્રંથ | સંપાદન | ૭-૫૦ |

# કવિતાના આસ્વાદ માટે ઉત્તમ કાવ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| ૧ લીલેરો ઢાળ | પ્રિયકાંત મણિયાર | ૧૦–૦૦ |
| ૨ વ્યોમલિપિ | ,, | ૧૦–૦૦ |
| ૩ ઓડિસ્યુસનું હલેસું | સિતાંશુ યશશ્ચંદ્ર | ૯–૫૦ |
| ૪ બૂમ કાગળમાં કોરા | લાભશંકર ઠાકર | ૬–૦૦ |
| ૫ ઊઘડતી દીવાલો | ચંદ્રકાંત શેઠ | ૮–૦૦ |
| ૬ પ્રબલગતિ | પ્રિયકાંત મણિયાર | ૮–૦૦ |
| ૭ સંભવ | ભગવતીકુમાર શર્મા | ૯–૫૦ |
| ૮ સૂરજ કદાચ ઊગે | હરિકૃષ્ણ પાઠક | ૯–૫૦ |
| ૯ મહાભારતનાં છેલ્લાં ચાર પર્વો | અનુ. સુંદરજી બેટાઈ | ૧૪–૦૦ |
| ૧૦ અનુવ્યંજના | સુંદરજી બેટાઈ | ૬–૫૦ |
| ૧૧ શિશિરે વસન્ત | ,, | ૭–૦૦ |
| ૧૨ અતીતની પાંખમાંથી | 'સ્નેહરશ્મિ' | ૮–૦૦ |
| ૧૩ અવકાશ | નલિન રાવળ | ૬–૨૫ |
| ૧૪ પવન રૂપેરી | ચંદ્રકાંત શેઠ | ૬–૨૫ |
| ૧૫ મારે નામને દરવાજે | લાભશંકર ઠાકર | ૫–૫૦ |
| ૧૬ તમસા | રઘુવીર ચૌધરી | ૬–૫૦ |
| ૧૭ વસુધા | 'સુન્દરમ્' | ૫–૦૦ |
| ૧૮ કાવ્યમંગલા | ,, | ૭–૫૦ |
| ૧૯ પૂર્વાલાપ | 'કાન્ત' | ૧૬–૦૦ |
| ૨૦ ઇન્દ્રધનુ | સુંદરજી બેટાઈ | ૩–૦૦ |
| ૨૧ વિશેષાંજલિ | ,, | ૪–૦૦ |
| ૨૨ તુલસીદલ | ,, | ૩–૨૫ |
| ૨૩ સદ્ગત ચંદ્રશીલાને | ,, | ૧–૨૫ |
| ૨૪ વ્યંજના | ,, | ૬–૦૦ |
| ૨૫ રોમહર્ષણી | ,, | ૬–૦૦ |
| ૨૬ અનુભૂતિ | મનસુખલાલ ઝવેરી | ૩–૦૦ |
| ૨૭ નિહારિકા | ર. વ. દેસાઈ | ૩–૦૦ |
| ૨૮ શમણાં | ,, | ૩–૫૦ |
| ૨૯ પરિશેષ | યશવંત ત્રિવેદી | ૧૫–૦૦ |
| ૩૦ પ્રતિસુદ્ધ કાવ્યો | અનુ. યશવંત ત્રિવેદી | ૧૨–૦૦ |
| ૩૧ પરિદેવના | યશવંત ત્રિવેદી | ૬–૦૦ |
| ૩૨ પરિપ્રશ્ન | યશવંત ત્રિવેદી | ૧૦–૦૦ |

# નાટયસંગ્રહો

મેના ગુજરી — શ્રી રસિકલાલ પરીખ — ૧૦-૦૦

## શ્રી રમણલાલ વ. દેસાઈ

૧ શંકિત હૃદય — ૫-૫૦ — ૩ કવિદર્શન — ૫-૦૦

૨ અંજની — ૭-૦૦ — ૪ પૂર્ણિમા — ૩-૭૫

અશોકવન — શ્રી રઘુવીર ચૌધરી — ૭-૫૦

ઝૂલતા મિનારા — શ્રી રઘુવીર ચૌધરી — ૬-૦૦

શાંતિનાં પક્ષી — શ્રી વિભૂત શાહ — ૬-૦૦

લાલ પીળા ને વાદળી — શ્રી વિભૂત શાહ — ૬-૫૦

સ્વપ્નપિંજર — શ્રી ચંદ્રકાંત શેઠ — ૬-૦૦

મને દશ્યો દેખાય છે — શ્રી મહેશ દવે — ૬-૦૦

મોક્ષ — શ્રી મુકુન્દ પરીખ — ૬-૦૦

નવનિર્માણ '૭૭ — શ્રી શિવકુમાર જોષી — ૬-૦૦

## આત્મકથા–જીવનચરિત્ર

૧ મધ્યાહ્નનાં મૃગજળ — ર. વ. દેસાઈ — ૧૦-૦

૨ વિદ્યાનગરના વિશ્વકર્મા — ઈશ્વર પેટલીકર — ૯-૦

૩ અબ્રાહમ લિંકન — અનુ. જ્યોતીન્દ્ર હ. દવે — ૧-૦

## રેખાચિત્રો

૧ ધૂપસળી — ઈશ્વર પેટલીકર — ૧૩-૫૦

૨ ગોમતીઘાટ — ઈશ્વર પેટલીકર — ૯-૦

૩ ગ્રામચિત્રો — ” — ૮-૫

## શૈક્ષણિક

અમૃતલાલ યાજ્ઞિક — ૧૫-

૧ મૂખડા ક્યા દેખો દરપનમેં — ૧૨-

૨ આત્મગંગોત્રીનાં પુનિતજળ — ” ” — ૮-

૩ ચિદ્ઘોષ — ” ” — ૧૬-

૪ જાગીને જોઉં તો... — ” ”

## પ્રકીર્ણ સાહિત્ય

ર. વ દેસાઈ — ૮-

કલા ભાવના — ૧૪-

અપ્સરા ભા. ૩-૪-૫ — ” — ૮-

સુકાયેલાં ફૂલોની સુગંધ — વિ. સ. ખાંડેકર — ૭-

તેજ શલાકા — ” — ૬-

હણાતા હીર — શંકરભાઈ પટેલ — ૧૧-

ભારતનું ગ્રામજીવન — સંપાદન

ઠક્કર-૩૬ | ૨-'૭૯

## સમાજવિજ્ઞાનમાળા

### સંપાદકો : ડૉ. અક્ષયકુમાર દેસાઈ : ડૉ. નીરા દેસાઈ

બદલાતા સમાજને અનુરૂપ આવાં અભ્યાસી પુસ્તકો દરેક ગ્રામ પુસ્તકાલયમાં હોવાં આવશ્યક છે. વિદ્યાર્થીઓ, શિક્ષકો માટે અનિવાર્ય.

| | | | |
|---|---|---|---|
| ૧ અર્થશાસ્ત્ર પ્રવેશિકા | ૩–૦૦ | ૬ કલાનું સમાજશાસ્ત્ર | ૪–૦૦ |
| ૨ સમાજવાદ શા માટે ? | ૩–૦૦ | ૭ શિક્ષણનું સમાજશાસ્ત્ર | ૮–૦૦ |
| ૩ સમાજવાદ એક વૈજ્ઞાનિક આલોચન | ૩–૦૦ | ૮ વિકસતાં શહેરો અને ઝૂંપડપટ્ટીઓ | ૮–૦૦ |
| ૪ ભારતની જ્ઞાતિવ્યવસ્થા | ૩–૨૫ | ૯ સ્ત્રી વિમુક્તિની સમસ્યાઓ | ૯–૨૫ |
| ૫ સામાજિક માનવશાસ્ત્ર | ૪–૦૦ | | |

## કૌટુંબિક–સાંસારિક–સમાજજીવન

### શ્રી ઈશ્વર પેટલીકર

| | | | |
|---|---|---|---|
| ૧ સંસ્કારનું સૌંદર્ય | ૪–૨૫ | ૬ સુદર્શન | ૮–૭૫ |
| ૨ સંસ્કારી કામનાઓ | ૫–૦૦ | ૭ પ્રસન્ન દામ્પત્ય | ૧૦–૫૦ |
| ૩ રાષ્ટ્રીય સંસ્કાર | ૪–૫૦ | ૮ અમૃતમાર્ગ | ૧૩–૫૦ |
| ૪ સંસ્કારની પરકમ્મા | ૪–૫૦ | ૯ રામાયણદર્શન | ૫–૨૫ |
| ૫ જીવનદીપ | ૧૨–૦૦ | ૧૦ મહાભારતદર્શન | ૬–૦૦ |
| | ૪–૭૫ | ૧૧ ગીતાદર્શન | ૬–૦૦ |

### શ્રી લાભુબેન મહેતા

| | | | |
|---|---|---|---|
| ૧ સંસારમાધુરી | ૯–૭૫ | ૨ જીવન માંગલ્ય | ૯–૫૦ |

## નવજાગૃતિ સમાજમાળા : શ્રી ઈશ્વર પેટલીકર

નવજાગૃતિ દોઢસો વર્ષ ઉપર રાજા રામમોહન રૉયથી શરૂ થઈ છે. લોકનાયક શ્રી જયપ્રકાશ નારાયણનું સમૂળી ક્રાંતિનું સોનેરી સ્વપ્ન ભારતમાં સિદ્ધ થાય ત્યાં સુધી એની યાત્રા અવિરત ચાલુ જ રહેશે તેવી શ્રદ્ધા છે. આ વિષયને આવરી લેતી નીચેની પુસ્તિકાઓ જમાનાની સાથે કદમ મિલાવવા તમારે વાંચવી, વસાવવી જ રહી.

| | | | |
|---|---|---|---|
| રાજા રામમોહન રૉય | ૨–૨૫ | ભારતીયકરણ | ૨–૫૦ |
| સો વર્ષ પહેલાંનો સમાજ | ૪–૦૦ | ઇંદિરા ગાંધી | ૨–૫૦ |
| હિંદુધર્મની વિશિષ્ટતા | ૨–૨૫ | આચાર્યોનું અનુશાસન | ૭–૫૦ |
| અસ્પૃશ્યતાનું કલંક | ૩–૫૦ | ગાંધીજીનું અનુશાસન | ૮–૨૫ |
| હિંદુમુસ્લિમ કોમી માનસ | ૨–૭૫ | આઝાદીની પહેલી ત્રીસી | ૯–૦૦ |
| તારુણ્યના આવેગો | ૪–૦૦ | વાચનની સારી–માઠી ટેવ | ૭–૫૦ |
| કૉલેજિયનોમાં ડેટિંગનું વલણ | ૨–૫૦ | સિનેમાનું સારું–માઠું મનોરંજન | ૬–૫૦ |
| સફળ પ્રેમલગ્નો | ૨–૫૦ | | |

# ગુજરાત રાજ્ય દ્વારા ઇનામ પામેલાં અમારાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| અવાજનો આકાર | શ્રી વર્ષા અડાલજા | ૭-૫૦ |
| ઓડિસ્યૂસનું હલેસું | શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર | ૯-૫૦ |
| ઊઘડતી દીવાલો | શ્રી ચંદ્રકાંત શેઠ | ૮-૦૦ |
| સૂરજ કદાચ ઊગે | શ્રી હરિકૃષ્ણ પાઠક | ૯-૫૦ |
| આકાશભાષિત | શ્રી રસિકલાલ પરીખ | ૧૧-૫૦ |
| આત્મગંગોત્રીનાં પુનિત જળ | શ્રી અમૃતલાલ યાજ્ઞિક | ૧૨-૫૦ |
| રાધા | શ્રી ઈલા આરબ મહેતા | ૬-૦૦ |
| મોક્ષ | શ્રી મુકુન્દ પરીખ | ૬-૦૦ |
| શાંતિનાં પક્ષી | શ્રી વિભૂત શાહ | ૬-૦૦ |
| સ્વપ્ન-પિંજર | શ્રી ચંદ્રકાન્ત શેઠ | ૬-૦૦ |
| પવન રૂપેરી | ,, | ૬-૨૫ |
| વિશ્વજીત | શ્રી પિનાકિન્ દવે | ૨૧-૨૫ |
| અનુબન્ધ | ,, | ૧૪-૭૫ |
| વ્યક્તમધ્ય | શ્રી ભગવતીકુમાર શર્મા | ૯-૫૦ |
| ફેરો | શ્રી રાધેશ્યામ શર્મા | ૬-૭૫ |
| અમૃતા | શ્રી રઘુવીર ચૌધરી | ૨૧-૫૦ |
| પડછાયા સંગ પ્રીત | શ્રી ભગવતીકુમાર શર્મા | ૯-૭૫ |
| આંખ અને અંજન | શ્રી રમણલાલ વ. દેસાઈ | ૮-૫૦ |
| ક્યારે આવશો ? | શ્રી મોહમ્મદ માંકડ | ૬-૫૦ |
| ટેકરીઓ ઉપર વસંત બેઠી છે | શ્રી વિભૂત શાહ | ૮-૦૦ |
| ના | શ્રી મોહમ્મદ માંકડ | ૭-૨૫ |
| આકસ્મિક સ્પર્શ | શ્રી રઘુવીર ચૌધરી | ૯-૦૦ |
| નારી નમણું ફૂલ | શ્રી સારંગ બારોટ | ૧૦-૫૦ |
| વ્યંજના | શ્રી સુંદરજી બેટાઈ | ૬-૦૦ |
| તમસા | શ્રી રઘુવીર ચૌધરી | ૬ . |
| તુલસીદલ | શ્રી સુંદરજી બેટાઈ | ૩-૯૫ |
| અમૃતમાર્ગ | શ્રી ઈશ્વર પેટલીકર | ૧૩-૫૦ |
| પ્રસન્ન દામ્પત્ય | ,, | ૧૦-૫૦ |
| સમાલોચના | શ્રી અનંતરાય રાવળ | ૧૨-૫૦ |
| ગ્રંથસ્થ વાઙ્મય | ,, | ૧૮-૦૦ |
| અન્વેષણા | શ્રી ભોગીલાલ સાંડેસરા | ૧૧-૦૦ |

આવરણ દર્શન પ્રિન્ટર્સ, સલાપસ રોડ અમદાવાદ-૩૮૦ ૦૦૧ ફોન : ૩૮૮૨૬૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

સંપાદક : મનહર મોદી

માર્ચ ૧૯૭૯

વર્ષ : ૨ * અંક : ૭




એશિયાટિક સોસાયટી સંચાલિત

સેન્ટ્રલ લાઈબ્રેરી : મુંબઈ

ઉદ્‌ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૨
૧૫ માર્ચ '૭૯ : અંક ૭
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

'ઉદ્‌ગાર' માટે મળતી અને પ્રગટતી કૃતિઓ સંદર્ભે અવારનવાર પૃચ્છા કે ચર્ચા-વિચારણા થાય છે. તેનો સાર એ કે એમાં નવોદિતોને સ્થાન કેટલું ? અંગત રીતે જે તે વ્યક્તિને જવાબ આપ્યો છે તે એ કે 'ઉદ્‌ગાર' કોઈ વ્યક્તિ કે જૂથ માટેનું સામયિક હરગીજ નથી પણ કૃતિની 'ઉપયોગિતા' તથા 'વૈવિધ્ય' વગેરે સંપાદકદષ્ટિથી જોવાય-મુલવાય તે સ્વાભાવિક છે. આમાં નવોદિતોને અન્યાય કરવાનો આશય નથી પણ *'ઉદ્‌ગાર'ના ધોરણથી ઊતરતી રચના-ઓ પ્રગટ ન કરવાનો નિર્ણય કારણભૂત છે.* **'ઉદ્‌ગાર' સૌનું, સૌ માટેનું છે. સૌને સરખો આવકાર છે.**

રશિયાના મહાન સર્જક લિયો ટોલ્સ્ટોયની ૧૫૦મી જન્મજયંતીની ઊજવણી દેશ-વિદેશ તેમ જ ગુજરાતમાં થતી રહી છે. ગઈ તા. ૨૨-૨થી ૨૫-૨ દરમિયાન લાયન્સ કલબ : સુરેન્દ્રનગરમાં આ નિમિત્તે સર્વશ્રી મનુભાઈ પંચોળી 'દર્શક', રમણલાલ જોશી, સી. એન. પટેલ, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ચંદ્રકાંત બક્ષી, હરકિશન મહેતા તથા દિલાવરસિંહ જાડેજાનાં ક્રમશઃ વક્તવ્યવિષયો હતાં : "રીઝરેકશન" નવલકથા, ટૉલ્સ્ટૉયનો કલાવિચાર, 'યુદ્ધ અને શાંતિ' નવલકથા, ટૉલ્સ્ટૉયનું લગ્નજીવન, ટૉલ્સ્ટૉય : વ્યક્તિ અને લેખક, લેખક અને તેના પ્રશ્નો, ટૉલ્સ્ટૉયની ટૂંકી વાર્તાઓ.

ટૉલ્સ્ટૉય માનવજીવનવિચારક સાહિત્યકાર હોઈ જીવનના અંતિમ સાધ્યની એમની વિચારણા પામવા એમની કૃતિઓનું અધ્યયન થતું રહેશે.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં




પ્રફુલ્લ પંડ્યા

## ગીત અનાદિ મૂડમાં લખ્યું એક

—એક અનાદિ મૂડમાં કોળ્યો લીમડો જોવા
ઊપડયાં ચરણ
ત્યાં જ તને મેં જોઈ – અને આ
હાથ હથોટી ખાઈ – અરે ઓ ઊર્મિદેવી એક વખત
રોમાંચ વડે હું રોયો – આખર
મેં જ મને બસ ખોયો – થયો એક નિઃસાસો
બાદ હવે બસ
હેત કરો કોઈ હેત........

—આમ રુંવાડે ધોધ ફૂટ્યો તો સાવ કોરોધાકોર
અને વિચારમાં
અનરાધાર વરસતી અણજાણી કોઈ હેલી
ટૂંકા હાથમાં ટપી મારતાં અર્થે કરવી કબૂલાત
કે હવે વેદના જેવું થાય–
ખરેખર એકલું એટલે લાહ્ય–અરીસા યુગનો
થયો નાદ અરે મંન
રેત તરો રે રેત........

—તરવા માટે તારલું સૂણી સાત નવાં ફૂલ
ખીલવી જોવા
એક સળીના કાંઠે સીમમાં ઊભવું ઝાકમઝોળ
ભલે આંખમાં તરે મોતી !

—એક નગારું વગડે એની હોંશમાં ફાટ્ફ
મારી નસનસનું
કાચું લોહી કહે કે સીમમાં નથી ઊભવું
ભલે આંખ સદાયે રોતી !
રડવા માટે રાત રહી જા
રડવા માટે રાત........
એક કડીમાં વાત કહી જા
એક કડીમાં વાત........

—એક અનાદિ મૂડમાં અંધાર ખેડવા ગ્યાં
એમ ધારીને જેમ કે
ઝંડો હાથમા લઈને આવશું
પાછાં ઘેર; કે આખો દરિયો થયો ભૂત હવે
રહેવુ પણ
સાબૂત – સાચી એક વાત માંડું તો
એમ કે મારું મંન ઘોડાની લાદ – ભલે નિષેધ
રહેતી યાદ હવે બસ
પ્રેત વરો કોઈ પ્રેત........
રસ્તો કેડી કોતરી લઈને
રસ્તો કેડી કોતરી લઈને હું જ બનું છું ?
અજવાળાંઓ જોતરી લઈને
અજવાળાંઓ જોતરી લઈને હું જ મને લઉં તેડ
–મારા રામરામ સૌને રે લોલ લોલ લોલ..
–મારા રામરામ સૌને રે લોલ લોલ લોલ

—એક અનાદિ મૂડમાં આખર સઘળું છોડી જાઉં છું-મારે
દૂર-દૂર જાવાનું-મારે શૂર શૂર થવાનું
હું તો એમ સળગી ઊઠ્યો છું કે એમ સળગી ઊઠ્યો છું કે
અટક્યાં બટક્યાં અટક્યાં બટક્યાં
ચટક્યાં બટક્યાં ચટક્યાં અટક્યાં છોડી દેવા વાદ-હવે એક
વેંત સરો એક વેંત

□

## હરિકૃષ્ણ પાઠક

### શબદ ઊપન્યો

શબદ ઊપન્યો, અરથ પડ્યો ને ભાંગી નાખ્યું ભોડું.
જોઈ જાળવી પગ મેલ્યો તો હેઠ નીકળ્યું ફોડું,
તમડકવાના કોડ કર્યા તો મળ્યું ટાયડું ઘોડું.
સરહદનાં કંઈ ઠેકાણાં નં'ઈ; ખૂંટો ક્યાં જઈ ખોડું ?
શબદ ઊપન્યો, અરથ પડ્યો ને ભાંગી નાખ્યું ભોડું.
બળદ મળ્યા તો બેઉ ગળિયા, કિયે જોતરે જોડું;
રસ્તો ઊબડ-ખાબડ વચ્ચે પડ્યું ક્યારનું રોડું.
ચીતર કાઢ્યાં રંગ-રંગનાં, ખરી પડ્યું ત્યાં પોડું !
શબદ ઊપન્યો, અરથ પડ્યો ને ભાંગી નાખ્યું ભોડું.
સપનું આવ્યું શણગારેલું, માણ્યું ઝાઝું-થોડું,
લે'રખડી લાગી ગઈ – જાણે ઝીલ્યાં જળ માથોડું.
ઘડીકમાં તો ઊડી ચાલ્યું; ગયું રાત સંચોડું !
શબદ ઊપન્યો, અરથ પડ્યો ને ભાંગી નાખ્યું ભોડું.

## ઇન્દુ ગોસ્વામી

કવન કરું કે કોડું
ફરી ફરીને પડવાનું છે ભણતર મારું ભોડું
હું તો અઠે દ્વારકે ઓઢું
ઓઢું દેતાં
ઓલી ગબડે
બોલી ગબડે
ગબડે રાજસિંહાસન
તુરંગના હે તણખા તારું ઠીક છે સાજનમા'જન ?
હાજન નાજન લાજન ટાણે
હેમખેમનું
અચરજ એક :
ભર ભાદરવે ઊકલે છેક
હવા હેડકી હરફર એમ
નવશેકું જળ પરસે જેમ
તે
છતાં
તું
ખળખળ ખળખળ ડખળતો કેમ
તૂરી મીઠી તડકીમાં ફફડતો કેમ
ફૂલછૂટ ફૂલછૂટ નથી કશું તોય-
તારે તાલે તાલ છે
તારી ચાલે ચાલ છે
તું રવૈયું થઈને સાલા રવડતો કેમ
હચો
ભીંતોના ભેદ નાહક અમને પૂછી પૂછીને
લગભગનો લ ચણે છે
લગભગનો લ ચણે છે
લગભગનો લ ચણે છે.......



## કનુભાઈ જાની

### અચાનક

મારગે
મળવું અચાનક–
સાવ અણધાર્યું !
હયાતી સારી આ
થઈ જાય શી ગુલઝાર !
ને પછી
ત્યાં થંભવું
કાળનુંયે આપણી સાથે !
ત્યાં, પછી,–હા !–
'આવજો'નો શબ્દ !
ને
એ હાથ ઊંચો થઈ
પછીથી પીઠ પછવાડે જતો,
ને
પીઠ પણ રસ્તાવચાળે ઓગળી ગઈ !
આ હવે
શૂન્યાવકાશે
કાળ પાછો ચાલતો, રે ! આપણી સાથે
હવે આ ભાર !




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકાર પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપ કુતૂહલ હોય છે, વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જે પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. ર હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અં (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમ પ્રગટ કરીએ છીએ. —સં.]

૧૦૪. પિનાકિન ઠાકોર
૯, પંચશીલ સોસાયટી
હરમાનપુરા, વાડજ રોડ
અમદાવાદ ૩૮૦૦૧૩

૧૦૫. હરીશ નાયક
'ફૅલીહાઉસ' વૃન્દાવન કૉલોની
વિકાસગૃહ માર્ગ
અમદાવાદ ૩૮૦૦૦૭

૧૦૬. જશવંત શેખડીવાળા
સી/૯ યુનિવર્સિટી સ્ટાફ ક્વાર્ટર્સ
વલ્લભવિદ્યાનગર ૩૮૮૧૨૦
(જિ. ખેડા)

૧૦૭. ધીરુબહેન પારેખ
હંસરાજ સ્ટ્રીટ, ગ્રીનસ્ટ્રીટ
સાન્તાક્રુઝ (વેસ્ટ)
મુંબઈ ૪૦૦૦૫૪

૧૦૮. રસિક મહેતા
C/o સર્વોદય મુદ્રણાલય
સાદરા (એ. પી. રેલવે) જિલ્લો ગાંધીનગર
(ગુજરાત સ્ટેટ)

ગ્રંથ

# સાહિત્ય-સંશોધન

સંપાદક :
□ પ્રકાશ વેગડ

૧૯૭૮ના વર્ષ દરમિયાન પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી ભાષા-સાહિત્યવિષયક સ્વીકૃત મહાનિબંધો—

૧. આયર, વિશાલાક્ષી એસ.
નલદમયંતી. મુંબઈ યુનિ.

૨. કમલા, કે.
Everyday life in ancient India as depicted in Prakrit Literature. ઓસ્માનિયા યુનિ.

૩. દવે, મહેન્દ્ર સી.
Poetics in modern Gujarati literature. યુનિ. ઑફ દિલ્હી.

૪. ડુબળે, સુનીતિ મોરેશ્વર
Gahasattsai : a cultural study. યુનિ. ઑફ પૂના.

૫. પરમાર, નટવરસિંહ
૧૮૮૦થી ૧૯૨૦ દરમિયાન કેટલાક અલ્પખ્યાત ગદ્યકારો. ગુજરાત યુનિ.

૬. પટેલ, કાંતિભાઈ ટી.
ગુજરાતી સાહિત્યમાં મહાકાવ્યના પ્રયોગો. ગુજરાત યુનિ.

૭. પઢિયાર, નારણભાઈ
ગાંધીયુગનું ગદ્ય. ગૂજરાત વિદ્યાપીઠ.

૮. પંડ્યા, ભાનુપ્રસાદ મૂળશંકર
ગુજરાતી નવલકથા : સ્વરૂપ અને વિકાસ, ઈ. સ. ૧૯૫૦થી ૧૯૭૦– એક સમાલોચનાત્મક અધ્યયન. ગુજરાત યુનિ.

૯. પંડ્યા, સુધા નિરંજન
વાડીલાલ મોતીલાલ શાહનું જીવન અને કવન — એક અભ્યાસ. મહારાજા સયાજીરાવ યુનિ. ઑફ બરોડા.

૧૦. પાઠક, પ્રફુલ્લચંદ્ર શં.
ગુજરાતી નવલકથા અને આંશિક મૂલ્યાંકન, ૧૯૪૧–૧૯૫૦. ગુજરાત યુનિ.

૧૧. મહેતા, દીપક
અર્વાચીન ગુજરાતી કવિતામાં પ્રણયનિરૂપણ. સરદાર પટેલ યુનિ.

૧૨. વિસાણી, દેવીદાન નારાયણ
ગુજરાતી લોકસાહિત્યમાં બારમાસી. સૌરાષ્ટ્ર યુનિ.

૧૩. વેદ, નરેશ
લઘુનવલ—શિલ્પ અને સર્જન. સૌરાષ્ટ્ર યુનિ.

૧૪. શાહ, સુમન
સુરેશ જોષીથી સુરેશ જોષી સુધી—એક અભ્યાસ. ગૂજરાત વિદ્યાપીઠ.

"મહાનિબંધ વર્ગીકૃત સૂચિ, ૧૮૫૭–૧૯૭૭"માં (અ) સામેલ કરતાં રહી ગયેલા સ્વીકૃત મહાનિબંધો (બ) અગત્યની ભૂલસુધાર.

(અ) ૧. રંજનબહેન રમેશચંદ્ર નગરશેઠ
૧૯૨૦ પછીના ગુજરાતી વિવેચનસાહિત્યનું અધ્યયન. ગુજરાત યુનિ. ૧૯૭૧.

૨. વસંતરાય બચુભાઈ દવે
કવિ સમયસુંદરની સાહિત્યોપાસના.
ગુજરાત યુનિ. ૧૯૭૬.

(બ) પૃષ્ઠ ૩૮ ક્રમાંક ૧૮૦ પટેલ, રતિલાલ વિઠ્ઠલદાસ નહીં, પણ દવે, રતિલાલ વિઠ્ઠલદાસ વાંચવું.
પૃષ્ઠ ૬૦ ક્રમાંક ૩૨૪ પટેલ, સોમાભાઈ ધૂળાભાઈ નહીં, પણ પારેખ, સોમાભાઈ ધૂળાભાઈ વાંચવું.

Research in progress
(અત્યારે ચાલી રહેલું સંશોધનકાર્ય)

**યુનિવર્સિટી ઑફ દિલ્હી, દિલ્હી.**

માર્ગદર્શકો : ડૉ. ઊર્મિલા ગુપ્ત અને
ડૉ. ચંદ્રકાંત મહેતા
સરોજિની મલિક
સાઠોત્તરી હિન્દી એવં ગુજરાતી ઉપન્યાસો મેં નારી ચિત્રણ.
રજિસ્ટ્રેશન : ડિસે. '૭૩.

માર્ગદર્શક : ડૉ. ચંદ્રકાન્ત મહેતા
કમલેશ
સ્વાતંત્ર્યોત્તર હિન્દી ઔર ગુજરાતી નાટકો મેં સામાજિક સમસ્યાએં.
રજિ. સપ્ટે. '૭૩.

માર્ગદર્શકો : ડૉ. પ્રેમલતા ચોપડા અને
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
પ્રમિલા દુઆ
ચતુરસેન શાસ્ત્રી ઔર કનૈયાલાલ મુનશી કે ઉપન્યાસો મેં સાંસ્કૃતિક ચેતના. રજિ. સપ્ટે.'૭૪.

માર્ગદર્શકો : ડૉ. રમાનાથ ત્રિપાઠી અને
ડૉ. ચંદ્રકાન્ત મહેતા.
દ્રૌપદી વર્મા
મધ્યયુગીન હિન્દી ઔર ગુજરાતી રામકાવ્ય.
રજિ. જાન્યુ.'૭૭

માર્ગદર્શકો : ડૉ. લલિત શુક્લ અને
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
સુમન સુદ
હિન્દી ઔર ગુજરાતી કે ઉપન્યાસો મેં ગાંધી વિચારધારા. (પરીક્ષણ માટે સોંપી દીધો છે)

માર્ગદર્શકો : ડૉ. વ્રજનારાયણ સિંહ અને
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
સરલા જરીવાલા
જૈનેન્દ્રકુમાર ઔર શિવકુમાર જોશી કે મનોવૈજ્ઞાનિક ઉપન્યાસોં કા તુલનાત્મક અધ્યયન.
રજિ. સપ્ટે. '૭૪.

માર્ગદર્શકો : ડૉ. શાંતિસ્વરૂપ ગુપ્ત અને
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
નીના ભાટિયા
આધુનિક હિન્દી ઔર ગુજરાતી કી પારિભાષિક શબ્દાવલી કા તુલનાત્મક અધ્યયન. રજિ. નવે.' ૬૮.

માર્ગદર્શકો : ડૉ. સંતરામ અનિલ અને
ડૉ. મહેન્દ્ર દવે
રજનીબાલા
બીસવીં શતાબ્દી કે હિન્દી ઔર ગુજરાતી નાટકોં મે સાંસ્કૃતિક ચેતના. રજિ. ઑક્ટો.'૭૭

માર્ગદર્શકો : ડૉ. સુરેશચંદ્ર ત્રિપાઠી અને
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
ગીતા જૈન
આધુનિક હિન્દી ઔર ગુજરાતી કે ગીતિનાટ્ય.
રજિ. ડિસે.'૭૩.
મીરાં સકસેના.
સ્વાતંત્ર્યોત્તર હિન્દી ઔર ગુજરાતી નાટ્યશિલ્પ કા તુલનાત્મક અધ્યયન.

**

એસ. એ. અગારકર
ડેપ્યુટી લાઇબ્રેરિયન, એશિયાટિક સોસાયટી, મુંબઈ

## મુંબઈની એશિયાટિક સોસાયટી સંચાલિત

# સેન્ટ્રલ લાઇબ્રેરી

આજે જ્યાં હાફકિન ઇન્સ્ટિટયૂટ છે તે મકાનમાં ૨૬મી નવેમ્બર ૧૮૦૪ના રોજ મુંબઈની લિટરરી સોસાયટીની સ્થાપના થઈ તે જ આજની એશિયાટિક સોસાયટી! તે વખતના મુંબઈના ગવર્નર તથા ન્યાયાધિશ તેમ જ કેથેલિક બિશપ ઉપરાંત બીજા મળીને કુલ સત્તર માણસો તે પ્રસંગે હાજર હતા. એના પહેલા પ્રમુખ તરીકે જેમ્સ મેકિન્ટોશ હતા. જ્યારે પહેલા મંત્રી તરીકે જાણીતા ઇતિહાસવિદ વિલિયમ અર્સ્કિન હતા.

૧૮૦૫માં આ સોસાયટીએ રૂા. ૬,૭૫૧માં મુંબઈના કેટલાક દાક્તરો પાસેથી એક પુસ્તકાલય ખરીદ્યું. આ રકમ ઊભી કરવા સોસાયટીએ લોટરી કાઢેલી, જેમાંથી એને રૂા. ૨૭,૦૦૦ની આવક થઈ હતી. આ નાનકડા પુસ્તકાલયમાંથી આજની એશિયાટિક સોસાયટીની લાઇબ્રેરી અને સેન્ટ્રલ લાઇબ્રેરી અસ્તિત્વમાં આવી. જે આજે સાડા છ લાખ પુસ્તકો ધરાવે છે અને જે આજે મહારાષ્ટ્ર રાજ્યનું મધ્યસ્થ ગ્રંથાલય ગણાય છે. મહારાષ્ટ્રમાં છપાતા પ્રત્યેક ગ્રંથની એક નકલ ગ્રંથાલય મેળવે છે. ભારત સરકાર તરફથી આ ગ્રંથાલયને પુસ્તકો ઉપરાંત વર્તમાનપત્રોની સુરક્ષાનું કામ પણ સોંપવામાં આવ્યું છે. એટલે આ ગ્રંથાલય હવે ભારતની ચૌદે ભાષાઓનાં પ્રસિદ્ધ થતાં પુસ્તકો અને વર્તમાનપત્રોની જાળવણી કરે છે. આ માટે સમગ્ર ભારતવર્ષમાંથી પ્રકાશકો પોતાનાં વર્તમાનપત્રો આ સંસ્થાને અચૂક મોકલે છે. આને લીધે સંસ્થાને માથે બોજો અતિશય વધી ગયો છે.

૧૮૩૦ના નવેમ્બરની ૨૬મીએ એટલે કે બાર મહિના પછી આ સંસ્થાએ ટાઉનહૉલના કમરાઓનો કબજો લીધો. અહીં પણ ૩૬ વર્ષ સુધી ભારતવાસીઓને આ સંસ્થાના સભ્ય થવાને યોગ્ય ગણવામાં આવતા નહોતા. ૧૮૪૦માં પહેલા ભારતવાસી તરીકે માણેકજી કુરસેદજીને દાખલ કરવામાં આવ્યા. તે પછી જમસેદજી જીજીભાઈ, ડૉ. ભાઉ દાજી અને શ્રી વી. એન. માંડલિકને દાખલ કરાયા. ૧૮૬૫માં લિવિંગસ્ટને અહીં પોતાના પ્રવાસોના અનુભવો વિશે ભાષણ કર્યું. અહીં એને, આફ્રિકાનો પ્રવાસ આગળ ધપાવવા માટે રૂા. ૧૦,૦૦૦ની થેલી અર્પણ કરાઈ. ૧૮૭૫માં મોન્યૂર વિલિયમ્સે ઑકસફર્ડમાં ઇન્ડિયન ઇન્સ્ટિટયૂટ સ્થાપવા માટે પહેલવહેલી રજૂઆત અહીં કરેલી. એ સભામાં દાદાભાઈ નવરોજીએ ભાષણ કરેલું. મહામહોપાધ્યાય ડૉ. પી. વી. કાણેએ ધર્મશાસ્ત્ર વિષેના પોતાના ઘણા ગ્રંથો આ ગ્રંથાલયમાં લખેલા પોતાની ૮૮ વર્ષની ઉંમરે પણ તેઓ રોજ અહીં આવતા! આખી દુનિયાના મોટા મોટા પંડિતો આ ગ્રંથાલયનો લાભ લેવા 'અહીં' આવે છે. ઇતિહાસ, પ્રાચીન ભારતીય સંસ્કૃતિ અને સંસ્કૃત ભાષાના વિષયો-

ના એમ. એ. પીએચ. ડી.ની ડીગ્રીના વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપવા માટે મુંબઈ યુનિવર્સિટીએ આ સંસ્થાને માન્ય કરેલી છે.

આમ મુંબઈની આ સંસ્થા વિદ્યાનો રાષ્ટ્રીય વારસો ધરાવે છે; એ વારસાનું રક્ષણ થવું જોઈએ. ભવિષ્યની પ્રજા માટે તેની વ્યવસ્થિત રીતે જાળવણી થવી જોઈએ. આજે એની જરૂરિયાતો અનેક ઘણી વધી ગઈ છે. વિરલ હસ્તપ્રતો તથા મહામૂલ્યવાન પુસ્તકોની જાળવણી માટે જગાની તાતી તંગી વરતાય છે. વધારે પડતો બોજો ઓછો કરવા તથા સંસ્થાને અદ્યતન બનાવવા માટે નાણાની અત્યંત જરૂર છે.

## વિરલ ગ્રંથો વિષે ટૂંક માહિતી

વખતોવખત આ સંસ્થાએ જ્ઞાનના વિસ્તરણ માટે પુસ્તકો ખરીદ્યાં છે તથા નામાંકિત વ્યક્તિઓ, વિદ્વાનો તેમ જ હિતેચ્છુઓ તરફથી દાન યા બક્ષિશ રૂપે ઘણા ગ્રંથો પ્રાપ્ત થયા છે. જ્ઞાનની લગભગ બધી જ શાખાઓના ગ્રંથો અહીં છે. – સાહિત્ય, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને ધર્મશાસ્ત્રના પ્રમાણભૂત ગ્રંથો ઉપરાંત આ સંસ્થા પાસે ઇતિહાસ, જીવન-ચરિત્ર, જીવશાસ્ત્ર, લોકકથા, કલા, શિલ્પ, સ્થાપત્ય, પુરાતત્ત્વ, પ્રવાસ, સાહિત્ય અને ધર્મ વગેરે જ્ઞાનની વિવિધ શાખાઓના વિરલ અને અમૂલ્ય ગ્રંથોનો અજોડ ભંડાર છે. ભેટ તરીકે મળેલા કે ખરીદેલા ઘણા ગ્રંથોમાં મોટી સંખ્યાના ગ્રંથો તો ખૂબ મહત્ત્વના અને દુર્લભ છે. તે વખતના ગવર્નરો તેમ જ સરકારી અધિકારીઓ તરફથી સંસ્થાને ઘણાં અલભ્ય પુસ્તકો મળેલાં છે. ૧૮૨૦માં મુંબઈના ગવર્નર માનનીયશ્રી ઍલ્ફિન્સ્ટન આ સોસાયટીના પ્રમુખ હતા. તેમણે ગ્રીક, લેટિન અને ઇટાલિયન ભાષાના ઘણા શ્રેષ્ઠ કોટિના ગ્રંથો સોસાયટીને ભેટ આપેલા. તે વખતે આ સોસાયટી રૉયલ એશિયાટિક સોસાયટી-ની મુંબઈ શાખા તરીકે ઓળખાતી. દાન્તેની મૂળ હસ્તપ્રત એ આ સોસાયટીની કેટલીક મહામૂલી મિલકત-માંની એક હોવાથી સોસાયટીને તે પરત્વે ગ ગર્વ છે. આ હસ્તપ્રત ખૂબ જ સુંદર છે. તેનું ૧૨½" × ૮½" છે. લખાણ સ્વચ્છ, અક્ષરો મોટા દરેક સર્ગનાં શિર્ષકો લાલ અને સોનેરી શાહી લખેલાં છે. દરેક સર્ગનો પહેલો અક્ષર વાદળી ને તે ખૂબ શણગારેલો છે. ચામડાના પૂઠાના અંદર ભાગમાં ઇટાલિયન ભાષામાં લેખ લખાયો છે. જે આ હસ્તપ્રતને–"યુરોપના દેશોમાં મળી આવતી બી હસ્તપ્રતોના જેટલી જ સુંદર" કહેલી છે. અક્ષરો મરોડ પરથી ૧૪મી સદીની મધ્યમાં એટલે કે ૫ વર્ષની વયે ૧૩૨૧માં દાન્તે ગુજરી ગયો તે પછી ૨ વર્ષમાં જ આ પ્રત તૈયાર થઈ હોવાનું દર્શાવે એની ચિત્રકલા જોતાં ૧૪મી સદીની કલાશૈલી ખ્યાલ આવે છે. આને લીધે ગ્રંથ ઘણો જ કિંમ બની જાય છે. આ ઉપરાંત ઍલ્ફિન્સ્ટને ફ્રે લેટિન, અંગ્રેજી અને ઇટાલિયન ભાષાઓમાં ઘ વિરલ ગ્રંથો સંસ્થાને ભેટ આપેલાં છે.

આ ગ્રંથાલય પાસે મહામૂલી હસ્તપ્રતોનો ઘ સમૃદ્ધ સંગ્રહ છે. ભગવાનલાલ ઈન્દ્રજીનો વિદ્વા ગ્રંથસંગ્રહ આ સંસ્થાને પ્રાપ્ત થયેલ છે. ભાઉદાજી લાડ તરફથી મળેલી સંસ્કૃત હસ્તપ્ર પણ એવો જ કિંમતી સંગ્રહ છે. એમાંનાં થોડ નામો ગણાવું: (૧) "ગણરત્ન મહોદધિ"—એ વ્યાકરણના વિવિધ ગણો સમજાવેલા છે. લેખક વર્ધમાન.—ઈ. સ. ૧૧૪૦ હસ્તપ્રત પર સં ૧૪૮૦ની છે. (૨) યોગેશ્વરના ભાષ્ય સાથે "ભાગવત પુરાણ."—આ ભાષ્ય ખૂબ અગત્યનું હસ્તપ્રત પર સંવત ૧૫૭૩ એમ લખેલું છે. ( જૈનોનું "કલ્પસૂત્ર"—સંવત ૧૪૭૨. જેમાં ઘ સુંદર ચિત્રો કરેલાં છે. (૪) "સાદાવશ્યક સૂત્ર (બાલબોધ સહિત)—હસ્તપ્રત સંવત ૧૪૫૫ અ તેમાં ગુજરાતીમાં ટીકાટિપ્પણી લખેલી છે. (૫) જ સૂત્રની એક બીજી પ્રત પણ છે, જેમાં ગેરુરંગ

પ્રાચીન ગુજરાતીમાં ટીકા લખેલી છે. હસ્તપ્રતની અને ભાષ્યરચનાની તારીખ એક જ છે—સંવત ૧૫૨૫ (૬) "વિક્રમ ચરિત્ર"—હસ્તપ્રત સંવત ૧૪૯૨ જ્યારે શક સંવત ૧૩૫૭ છે અને તે સંસ્કૃતમાં રચાયેલું છે.

આ ઉપરાંત સંસ્થા પાસે અરબી, પર્શિયન, ઉર્દૂ ભાષાઓની હસ્તપ્રતોનો મોટો સંગ્રહ છે, તેમાંની એક હસ્તપ્રત હજરત ઇમામના મૃત્યુ પછી માત્ર દસ વર્ષમાં જ લખાયેલી હોવાથી તે મહા કિંમતી છે. લેખકે તે ગ્રંથ તા. ૨૫-૧૦-૧૬૫૪ના રોજ પૂરો કરેલો છે. ફારસી હસ્તપ્રત ફિરદૌસી કૃત "શાહનામા" છે. જેમાં અસંખ્ય સુંદર ચિત્રો છે. જેમાં સોનેરી અક્ષરોમાં શિર્ષકો આકર્ષક રીતે શણગારેલાં છે. તેના પર લખેલા એક ગુજરાતી લખાણ ઉપરથી માલૂમ પડે છે કે આ ગ્રંથ તા. ૧૧-૩-૧૮૪૩ના રોજ સંપૂર્ણ થયેલો.

"શાહનામા"ની ફિરદૌસી કૃત એક બીજી પણ હસ્તપ્રત પ્રાપ્ત થઈ છે, જે બહુ પ્રાચીન જણાતી નથી. જેમાં ચિત્રો ઓછાં છે, પણ તે સ્વચ્છ અને સુઘડ છે.

ફૈઝી કૃત "નલ-ઉ-દમન" ગ્રંથ પણ છે, જે "મહાભારત"ની નળ-દમયંતિની વાર્તાને મૌલિક શૈલીથી વર્ણવે છે. તેની રચના તારીખ ઇ. સ. ૧૫૯૪-૯૫ છે.

## ઉર્દૂ હસ્તપ્રતો

ઉર્દૂ હસ્તપ્રતોમાં "નકલિયાત-એ-હિન્દી" નામક એક હસ્તપ્રતમાં ૨૯ વાર્તાઓ છે. તેમાં એક છોકરા માટે લડતી બે બાઈઓની વાર્તા સૌથી પહેલી છે.

"કિસ્સા-એ-રુસ્તમઅલી" એમાં ફારસી સંતો મહાત્માઓનાં જીવનચરિત્રો હિન્દુસ્તાનીમાં પદ્યમાં વર્ણવ્યાં છે.

આ સોસાયટી પાસે નકશાઓનો વિરલ સંગ્રહ છે. કદાચ ભારતભરમાં બીજે ક્યાંય એવો જોવા નહિ મળે! કેટલાક નકશા ઐતિહાસિક રીતે અને ભૌગોલિક રીતે અત્યંત મહત્ત્વના છે. સંસ્થા પાસે જૂનાં વર્તમાનપત્રોનો મોટો સંગ્રહ છે. જેમાંનાં કેટલાંક તો સને ૧૮૦૦ જેટલાં જૂના છે. તેમાંનાં કેટલાકનાં નામો ઉલ્લેખનીય છે. જેવાં કે "લંડન

ભાષામાં ચાર ગ્રંથોમાં ભાષાંતર કરેલું. આ ચારેય ગ્રંથો સંસ્થા પાસે છે. "ભાગવત પુરાણ"માં ભાગવત્ વૈષ્ણવો માટે તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મને લગતી મૂલ્યવાન નોંધો છે.

૧૮૬૧માં એમિલી બર્નોફે કરેલો "ભગવદ ગીતા"નો અનુવાદ પણ લાઇબ્રેરી ધરાવે છે. એમિલી બર્નોફ પેરિસની એશિયાટિક સોસાયટીના સભ્ય હોવા ઉપરાંત સંસ્કૃત સાહિત્યનો વિદ્વાન પણ હતો. ભાષાંતર મૂળ કૃતિને ખૂબ જ વફાદાર રહીને કરેલુ છે. મધુર ફ્રેન્ચ ભાષામાં કરેલો ગીતાની સમૃદ્ધ ફીલસૂફી વાંચવાની ખૂબ મઝા પડે છે.

વિરલ ફ્રેન્ચ ગ્રંથોમાં તોરુ દત્તે લખેલા બે ગ્રંથો છે. ૨૧ વર્ષની કુમળી વયે આ લેખિકા ફ્રેન્ચ ભાષાની અમૂલ્ય સેવા કરી ગઈ. પણ એટલા ટૂંકા ગાળામાં એણે ભારતીય લેખકોમા અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યું છે. ફ્રેન્ચ અને અંગ્રેજીમાં તેણે ઘણી સુંદર રચનાઓ કરી છે—એ બેમાંની એકેય ભાષા તેની માતૃભાષા નહોતી! તોરુ દત્તે કેટલાક ફ્રેન્ચ લેખકોની કૃતિઓમાં અંગ્રેજી કાવ્યોમાં ભાષાંતર કરેલાં છે. એ કવિઓ વિશે એણે નોંધો પણ લખેલી છે. આ ગ્રંથ પણ અહીં છે.

તોરુ દત્તે ફ્રેન્ચ ભાષામાં એક નવલકથા લખેલી–જે તેના મરણ પછી તેના પિતાને હાથ લાગેલી. ૧૮૭૯માં તે નવલકથા ફ્રેન્ચ ભાષામાં છપાઈને બહાર પડી. તદ્દન વિદેશી ભાષા પરનો તેનો સંપૂર્ણ કાબૂ વાચકને અવાક્ કરી દે છે. નવલકથામાં આ લેખિકા વિદેશી છે તે સત્ય ભારોભાર છેતરામણું લાગે છે. એક સાહિત્યિક રચના તરીકે નવલકથા બહુ ઊંચો અભિપ્રાય પ્રાપ્ત કરે છે આ નવલકથા એક કરૂણ કહાની છે; તેની લયબદ્ધતા અને કથા-વસ્તુની માવજત દાદ માગી લે તેવી છે.

સિલ્વેઈન લેવી કૃત ગ્રંથ (૧૮૯૦) પણ અહીં છે. જેમાં પ્રાચીન ભારતની નાટ્યકલાનું વિસ્તૃત અને મનહર પૃથક્કરણ કરેલું છે, જે કાલિદાસથી શરૂ થાય છે ને આધુનિક સમકાલિન થિયેટરના પ્રકરણથી અટકે છે. સિલ્વેઈન લેવીના કહેવા મુજબ ભારતની ખરી છબી સંપૂર્ણપણે તેની નાટ્યકલામા પ્રતિબિંબિત થાય છે. કેમકે તે ભારતીય રીતરીવાજો, લોકકથાઓ, નીતિનિયમો વગેરેને સાંધે છે, આવરી લે છે.

## સચિત્ર હસ્તપ્રતો

એશિયાટિક સોસાયટી પાસે ભારતના જુદ જુદા ભાગોમાંથી મેળવેલી અસંખ્ય હસ્તપ્રતો છે એમાંની મોટા ભાગની પ્રતો જાણીતા વિદ્વાનો ડો ભાઉ દાજી અને ડો ભગવાનલાલ ઇન્દ્રજી તરફથ ભેટ મળેલી છે.

એમાંની સચિત્ર હસ્તપ્રતો વિદ્વાનો ઉપરાં કલાપ્રેમીઓની અભિરુચિ જગાડે તેવી રસિક છે ફિરદૌસી કૃત શાહનામાની સચિત્ર હસ્તપ્રત અ સંગ્રહનુ એક કિંમતી રત્ન છે. ઈરાનના પ્રાચી બાદશાહોનો તેમા વિગતવાર ઇતિહાસ છે. જગ વિખ્યાત સોહરાબ અને રૂસ્તમના યુદ્ધ–પ્રસંગથ માંડીને ઈ સ ૧૦૨૦ના રાજ્યકર્તાઓ સુધી ઐતિહાસિક પૌરાણિક કથાઓ સવિસ્તાર ગૂંથેલી છે દરેક પ્રકરણ સ-રસ ચિત્રથી શરૂ થાય છે. આ હસ્તપ્રત શીરાઝમાં ઈ સ ૧૪૯૫માં તૈયાર થયા એમાં ઉલ્લેખ કરાયો છે. મોટા ભાગનાં ચિત્રો વિ પુરુષોનાં પરાક્રમોના અને યુદ્ધોનાં છે. ચિત્રો વિવિ રંગોથી ભરપૂર છે. તેમા સોનેરી રંગનો પણ છૂટથ ઉપયોગ થયો છે.

હિન્દુ હસ્તપ્રતોમાં સૌથી વધુ મહત્ત્વની હસ્તપ્ર મહાભારતનું "આરણ્યક પર્વ" છે. મહાભારતકથ જગજાણીતી છે. લગભગ દરેક મોટો પ્રસંગ ઉત્ત પ્રદેશની અકબરયુગ પહેલાંની શૈલીમાં ચિત્રિત કરેલ

છે. ઈ.સ. ૧૫૧૬માં આ હસ્તપ્રત આગ્રા નજીક ચિત્રિત થયેલી છે, ચિત્રની શૈલી ગામઠી છે.

જૈન પરંપરાએ ચિત્રોને ખૂબ ઉત્તેજન આપ્યું છે ને તીર્થંકરોનાં જીવનપ્રસંગોનાં અસંખ્ય ચિત્રો ચિતરાયાં છે. ધર્મપ્રચાર માટે પણ ચિત્રો કરાયેલાં. આ ગ્રંથાલયમાં "કલ્પસૂત્ર"ની આવી ત્રણ ચિત્રિત હસ્તપ્રતો છે. આ ચિત્રશૈલી પંદરમી સદીની પશ્ચિમ ભારતની ચિત્રશૈલી છે. ગ્રંથાલયમાં "કલ્પસૂત્ર"ની જૂનામાં જૂની સચિત્ર હસ્તપ્રત ઈ.સ. ૧૪૧૫ની છે. તેમાં ૨૧ ચિત્રો છે. એમાંનાં બે ચિત્રો તો વાદળી રંગની પશ્ચાત્ભૂ પર સોનેરી રંગથી કરેલાં છે!

"કલ્પસૂત્ર"ની બીજી હસ્તપ્રત બહુ મહત્ત્વની છે. કેમકે એમાં એ ગ્રંથ વિષે પુષ્કળ માહિતી આપેલી છે. એમાં કહ્યા પ્રમાણે આ હસ્તપ્રત "શ્રી અણહિલવર્તક પત્તન" (ગુજરાતમાં આવેલા પાટણ શહેર)માં લખાયેલી છે. હસ્તપ્રતમાં છેલ્લા પાના પર એવો ઉલ્લેખ છે કે શ્રીમાળી જ્ઞાતિનો એક વહેપારી આ હસ્તપ્રત સંવત ૧૬૮૫ (ઈ. સ. ૧૬૨૮)માં પોતાની સાથે લાવ્યો હતો. આનો અર્થ એ થયો કે આ ચિત્રો ૧૭મી સદીની પહેલી પચ્ચીસીમાં કરાયેલાં હોવાં જોઈએ. આ હસ્તપ્રતમાં કુલ ૩૧ ચિત્રો છે.

"કલ્પસૂત્ર"ની ત્રીજી હસ્તપ્રત પુષ્કળ પ્રમાણમાં સોનેરી ચિત્રોથી અતિ સુશોભિત છે. પણ એ પ્રમાણમાં આધુનિક કહેવાય. એની રચના તારીખ સંવત ૧૮૮૩ (ઈ. સ. ૧૮૨૭) છે. વધારે આશ્ચર્યની વાત તો એ છે કે આ હસ્તપ્રત મુંબઈમાં તૈયાર થઈ હતી! એમાં "મુંબઈ બંદરે" એવા શબ્દો લખેલા છે. હજી અમારા પોતાના શહેરમાં તૈયાર થયેલ અન્ય કોઈ હસ્તપ્રત ઉપર અમારે નજર નાખવાની બાકી છે.


## 'ઉદ્‌ગાર' અંગેની માહિતી (ફોર્મ ૪ નિયમ ૮ પ્રમાણે)

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશન સ્થળ | : આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૧ |
| ૨ | પ્રકાશન સમય | : માસિક |
| ૩ | પ્રકાશક, તંત્રી, મુદ્રક | : ભગતભાઈ ભુરાલાલ શેઠ |
| | રાષ્ટ્રિયતા | : ભારતીય |
| | સરનામું | : આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૧ |
| ૪ | મુદ્રણ સ્થાન | : યોગી પ્રિન્ટરી, દૂધેશ્વર, અમદાવાદ–૧ |
| ૫ | માલિક. | : ભગતભાઈ ભુરાલાલ શેઠ, આર. આર. શેઠની કું. અમદાવાદ–૧ |

હું ભગતભાઈ ભુરાલાલ શેઠ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ મુજબ સાચી છે.

અમદાવાદ, તા ૧૫–૩–૭૯ ભ. ભુ. શેઠ (પ્રકાશક)



# શંકરલાલ 'સ્ટુડિયો'

નંદ સામવેદી

એમનું નામ અમે શંકરલાલ 'સ્ટુડિયો' પાડ્યું છે. કૅમેરા જેટલો જ શ્યામ એમનો રંગ. આંખો તો જાણે દૂરબીનના પાવરફૂલ લેન્સ ! દૂરથી માણસને વરતે ને નજીક આવતાં એમનો વરતારો સાચો હોવાની પ્રતીતિ થાય. નજીકના માણસને સૂક્ષ્મદર્શક કાચથી જોતા હોય એ રીતે જુએ. ડોકી પરનો તલ શોધી બતાવે કપડાં પરથી ચઢી ગયેલી રાતી કીડી પકડી બતાવે. વાળમાં લીખ પડવાની શરૂઆત થઈ હોય તો તે તુરત જોઈને કહી આપે કાળા વાળમાં કોઈ સફેદ વાળની ઘૂસણખોરી થઈ હોય તો એમની પહેરેગીર નજરમાં ઝડપાય જ.

આ શંકરલાલને લાઇફમાં એક જ શોખ, ફોટા પડાવવાનો. કૅમેરો જેના ખભે ઝૂલતો જુએ, એની કેડે એ તુરત જ લાગી જાય શરૂઆત કરે : "ભાઈ, સારું થયું તમે આ કૅમેરો લીધો તે...હવે આવો કૅમેરો મળવો મુશ્કેલ છે" સામેવાળો કહે : "ના, ના, આવા કૅમેરા તો ઘણા મળે છે આજકાલ બજારમાં." તુરત શંકરલાલ રાઇફલથી નિશાન લેતા હોય એવી ધારદાર નજર કરીને કહે : "એ ખરું, પણ ભાઈસા'બ આ તમારા કૅમેરા જેવી જાળવણી તો કો'કની જ હોય, ખરું કે નહીં ?" પેલો કહે : "જાળવણી તો ઠીક...આય છાશવારે બગડી જાય છે...હમણાં જ રિપેર કરાવ્યો" તુરત શંકરલાલ કહે : "ભાઈ, અમરપટો માણસને નથી તો કૅમેરાને તો ક્યાંથી હોય ? એ તો થોડી દાક્તરી સારવાર તો એનીયે હોય ને ભાઈ ..પણ તોય કૅમેરો હેન્ડલ કરવામાં જ કરામત છે." પેલો સાશ્ચર્ય એમની તરફ જોઈ રહે, એટલે શંકરલાલ ખીલે : "આ હું કૅમેરા તમારી જેમ ખભે ટિંગાડીને ફરતો નથી, પણ આપણને ફોટોગ્રાફીનો શોખ અસલી ! નહીં નહીં તો મારી પાસે ૧૦૦૦-૨૦૦૦ ફોટા ખરા !" પેલો ચકાચૌંધ થઈ શંકરલાલને તાકી રહે ને શંકરલાલ પછી ફૂલ મુડમાં ડ્રાઇવ કરે : "તમે નહીં જાણતા હો, તમે તો હજી નવજુવાન છો...મને તો કૅમેરાની લાઇનમાં રસ લેતાં પચીસ પૂરાં થયાં." પેલો હવે જિજ્ઞાસાથી પૂછે : "પચીસ વરસ ! તે તમે કયો કૅમેરો વાપરો છો ?" શંકરલાલ હવે હાથની અદાઓ છૂટી કરતાં કહે : "ભાઈ, કૅમેરા તો તમારા જેવા કંઈક જુવાનિયા મળી જાય એ વળગાડે બે દિવસ પર પેલા ઇન્ટરનેશનલ ફેઇમ ફોટાવાળા શું નામ ?—સાલું, ગળા સુધી છે ને હોઠે નથી આવતું—ઠીક— તે આવેલા. પેલા ઝૂલતા મિનારાના ફોટા લેતા'તા. હું ત્યાં જઈ ચઢેલો...મેં કહ્યું, 'કૅમેરો આમ રાખશો તો તો થાંભલાનો ફોટો લીધા જેવું લાગશે...કૅમેરો આમ રાખો. આ ઍન્ગલથી લો' (ને આ કહેતાં શંકરલાલની દેહયષ્ટિ પૂરી 'ઍન્ગ્યુલર' થઈ ગયેલી !) ને એનેય શું થયું તે મારી વાત માની ને એ રીતે કૅમેરો ઘુમાવ્યો ને જે ફોટો આવ્યો છે ! ..શું માનો છો તમે ?" પેલો ચમકીને પૂછે છે : "શેના વિશે ?" "આ મેં કહ્યું નહીં, ઝૂલતા મિનારા બાબત ? કેટલા હશે તેના ફોટા ?" "સો–બસો ?" "હં, શું નાખી દેવા જેવી વાત કરો છો ? સો–બસો ? આ તો ફોટોગ્રાફીના ઇન્ટરેસ્ટની વાત છે. મેં હિસાબ કર્યો છે; ઝૂલતા મિનારાના આજ લગીમાં દસ હજાર

એકસો ને પાંચ ફોટા પડેલા છે." "શું વાત કરો છો? આ આંકડો કઈ રીતે કાઢ્યો?" "ઇન્ટરેસ્ટ જોઈએ, જેન્યુઇન ઇન્ટરેસ્ટ. ને ભાઈ પેલા ઇન્ટરનૅશનલ ભાઈએ તો પછી બાવડે પકડીને બેસાડ્યો, સામે. કહે, 'તમારો તો ફોટો લેવો પડે, યાદગીરી રહે ને. આ ઝૂલતા મિનારા જોડે જ તમે...' ને પછી ભઈ, ના પડાય? કૉલર-મફલર બધું ઠીકઠાક કરી ખેંચાવવો પડ્યો પોઝ. શું થાય? તમારા જેવા માણસને નાય શું પાડવી? ને પાછો મારો ચહેરોય નથી કે — શું કહે છે એને 'કૅમેરા-ફેઈસ'? નહીં, 'ફોટોજેનિક.'" ને સાંભળનારને હવે કહેવું પડે છે: "ખરું છે, તમારો ફોટો સારો જ આવે." "હું એ જ કહું છું...આજ સુધી કંઈ કેટલાય ફોટોગ્રાફર મળી ગયા...પણ કોઈ હજુ મારો ફોટો લીધા વિના ગયો હોય એવું યાદ નથી. એમના કૅમેરામાં આપડારામને તો જગા કરી આપવી જ પડે...એક તો કહેતો'તો ને કે 'કાકા, તમારા એક નહીં પણ એકવીસ ફોટા પાડી લેવાની લાલચ થાય છે.' પણ આપડે સમજીએ ને! આજે કચકડું કેટલું મોંઘું છે. મારે રોકવો પડ્યો એને, 'ભાઈ, આપડો એક જ ફોટો ખેંચ; બીજો તો કોદિ કાળે નહીં'" પેલો શંકરકાકાને સાંભળી જ રહ્યો. કાકાએ જોયું કે હજુ 'ફોટો પડાવવા સામે ઊભા રહો' એવું પેલાના શ્રીમુખમાંથી નીકળતું નથી; એટલે કાકાએ વળી ઓર કમર કસી. કહે: "તે આમ આ કૅમેરા લઈને કઈ બાજુ નીકળ્યા?" પેલો કહે: "અહીં એક જણના મૅરેજમાં આવ્યો છું." "સારું, સારું... મૅરેજમાં આવ્યા છો તો કૅમેરાને મોકળાશથી વાપરજો. આજે ફોટા પાડનાર તો ઘણા મળે છે, પણ આર્ટિસ્ટિક ફોટા પાડનાર તો જવલ્લે જ...હું તો ગમે તેવા આગળ તો ફોટા પડાવવાનું નામ જ ન લઉં." "હં." "હા, ફોટોગ્રાફીની સેન્સએન્સ હોય તો ઠીક છે." "હં." "તે આ તમારા કૅમેરામાં રોલ ફૂલ છે?" "હમણાં જ ચઢાવેલ છે." "એમ. સારું સારું. ત્યારે તો ચોપડો જ ખોલવાનો છે એમ કહો ને...હું તો કહું છું એમાં એક ફોટો પહેલો તમારો જ કાં ન હોય?" "ના, ના, મારે તો ઘણા ફોટા છે." "તોય હવે જે પડવાનો એવો તો નહિ જ હોય તમારી પાસે."

"આ ઑટોમૅટિક કૅમેરા નથી; આ તો..."

"હા, હા, સમજ્યો, મારા ભાઈ, જરાય નહીં મૂંઝાતા...મારી આવડત શું કરવાની છે...લાવો પાડી દઉં ફોટો...દિલ ને કૅમેરા બેય ખુલ્લાં જ રાખવાં, શું?" શંકરકાકાએ ઉત્સાહથી પેલા ભાઈના ખભેથી કૅમેરો ઉપાડી લીધો...બે-ચાર ડગલાં આઘા-પાછા થતાં; બે-ચાર જગાએથી ઍન્ગલ અજમાવી પેલાનો એક ફોટો લીધો...પછી કહે: "સરસ, હવે એક ફોટો મારોય ખેંચી કાઢો તમતમારે. લાખ ભેગું સવાલાખ. યાદગીરી તો રહેશે કે આ શંકરકાકો મળેલ આ જગાએ." ને શંકરકાકા કૅમેરા આપી બૅટ્સમૅન બોલરને એની મરજી વિરુદ્ધ બૉલિંગ નાખવા ધકેલતો હોય એમ પેલાને કૅમેરા સાથે ધકેલ્યો. એને કાકાને રેડી કહેવાની તો જરૂર જ ન પડી. કાકાએ જ પૂછ્યું: "રેડી?" ને કટ થતાં જ કાકાએ પેલાના બરડામાંય એક સ્નેહથી ધબ્બો મારતાં કહ્યું, "વાહ, સરસ. તમારી ફોટો લેવાની સ્ટાઈલ જ અનોખી છે. શું તમારું નામ?" પેલાએ નામ-સરનામું બેય આપ્યાં; ને કાકાએ તે તેમની એક જરીપુરાણી ડાયરીમાં ટપ ટપકાવી લીધાં.

શંકરકાકા પછી પેલા પાસેથી એ પડાવેલો ફોટો મેળવી લે ત્યારે જ એનો છુટકારો થાય.

શંકરકાકાને નાના-મોટા, સ્ત્રી-બાળક-વૃદ્ધ સૌની સાથે ફોટો પડાવવાનો શોખ. જાહેર સમારંભમાં કૅમેરો ઊંચકાયો નથી ને એ સાથે શંકરકાકાની ડોક પણ ઊંચકાઈ નથી. શંકરકાકા ગમે ત્યાંથી ગમે તે રીતે કૅમેરાની આંખમાં ઘૂસી જાય.

કોઈ પ્રધાન કે નેતા પધારે ત્યારે શંકરકાકા ખાદીનાં ટોપી, ધોતી, બંડી ને આશ્રમનાં ચંપલવાળો યુનિફૉર્મ તુરત ચઢાવે. પછી સિક્યોરિટીવાળાનેય તક મળ્યે થોડો ડારો દઈ, નેતાની અજાણતાં એને પડખે ચઢી, કૅમેરામાં ડોકિયું કરી જાય. એટલું ન થાય તો એમને ગમે તેવો ભવ્ય સમારંભ શુષ્ક લાગે, ને ગમે તેવી વ્યવસ્થિત સભા

રેઢિયાળ જણાય. લગ્નમાંયે કોઈ ને કોઈ રીતે એમની નજર વર–કન્યાની પડખે ચઢી જવામાં સક્રિય રહેતી. જે સમારંભમાં ઝાઝા કૅમેરા ચાલે એ જ એમને મન તો ભવ્ય સમારંભ ગણાતો.

આ શંકરકાકાના ઘરેય દીવાલ પર ફોટા જ ફોટા મળે. ખુલ્લા શરીરવાળા, સૂટબૂટવાળા, દેશનેતા સ્ટાઇલના, યોગી સ્ટાઇલના ને એવા એવા તો અનેક રીતના ફોટા જોવા મળે. શંકરકાકા લેખક તરીકે લખતા હોય એ ફોટો તો જોવા જેવો જ ગણાય. પાંચસાત ચોપડીઓનો થોકડો, સામે નોટ, એમાં પેન પકડીને કંઈક લખતો હાથ ને આંખ કૅમેરા તરફ મંડાયેલી! એક બીજા ફોટામાં ભગવાનને હાથ જોડીને ઊભેલા, પણ મોઢું બાજુએ કૅમેરા સામે ફેરવીને રાખેલું! જમતા હોય, નાહતા હોય—એનાયે ફોટા! કહે : માણસની પિક્ટોરિયલ બાયોગ્રાફી મળી જાય એવા ને એટલા ફોટા હોવા જોઈએ.

આ શંકરકાકાએ એક બીજો સિદ્ધાંત પણ રાખેલો, ફોટો તો શોખની રીતે જ પડાવવો. ને એવા ફોટા પડાવવામાં જે પૈસા ખરચાય તો તે એમને નૈતિક રીતે ધરાર અનુચિત જણાતું. એ તો સિદ્ધાંતવાદીના ગૌરવ સાથે કહેતા : "ફોટો પડાવવામાં આ પંડ કામ આવે છે તેય ઓછી સેવા છે?"

શંકરકાકાએ એમનાં ધર્મપત્નીનેય આ ફોટાની દુનિયામાં ખેંચવાના પ્રામાણિક ને પ્રબળ પ્રયત્નો કરેલા, પણ ધર્મપત્નીની કલાદૃષ્ટિ કાકા જેટલી જાગ્રત નહીં, એટલે તેઓ કૅમેરો જાણે કુદૃષ્ટિથી એમને તાકતો ન હોય એવો જ ભાવ સતત અનુભવતાં ને કાકાને અપવાદરૂપે માંડ બેચાર કેસમાં પોતાનો ઘૂમટો હઠાવવા દઈ ફોટો લેવડાવવામાં સફળતા મેળવવા દીધેલી. પછી તો કાકાએ પણ વાસ્તવિકતાનો સ્વીકાર કર્યો ને પડ્યું પાનું નિભાવી લેવાનો જુસ્સો હૈયે રાખી 'એકલો જાને રે'ની નીતિ અખત્યાર કરી, કૅમેરાની દુનિયામાં પોતે છડેછડા પ્રવેશ્યા; અત્યારે કોઈ મિત્ર, કોઈ બાબો કે બાબાની બા કે બાપુ સાથમાં ફોટો પડાવવા મળી જાય તો માફ.

શંકરકાકાને એકે બાળક નહીં ને તેથી જ એમનો પ્રેમ ફોટા પર બાળકના પર વરસતો હોય એવો, બલકે એથીયે વધારે વરસતો. ફોટો જાણે અરીસો હોય એમ એમાં પોતાને જોયા જ કરતા. કોઈ કાકાને નાર્સિસસ પણ કહે; પણ કાકાનો એ જ આનંદ હતો. કાકા કહેતા, "ભાઈ, આમ જુઓ તો આ ચારેય બાજુ બધી છબીઓ જ છે તો આપણે બધાંય પેલા મોટા સ્ટુડિયોવાળાની દુનિયાની જ છબીઓ, હાલતી-ચાલતી એટલો વળી ફેર. ને પેલો મોટો સ્ટુડિયોવાળો તો તનની છબી હારે મનનીયે ખેંચી પાડે—એવો કાબેલ! એની કળા આગળ આપણી કૅમેરાની કટ કટ તો ઠીક, ભાઈ, થોડાંક અખતરાં મનમનામણાં. પણ એ છે તો દહાડા ગુજરે છે." ને પછી પડખે જો ભૂલથી કાકી ખડાં હોય તો આય કહે કે : "ભલે ને, આ તારી કાકી કૅમેરા આગળ ઘૂમટો ન હઠાવતી હોય, પણ મારી છબી જોતાં શું કરે છે, પૂછ? ઘૂમટામાં લઈને છબીને આગળથી તો જુએ, ઘેલી, પાછળથીયે જુએ. તમે નહીં માનો, પણ મારા સમ!" ને કાકી મીઠો છણકો કરીને ઘરમાં જાય, ખાલી હાથે નહીં, કાકાના આલબમમાંથી પાંચ-પંદર ફોટાઓની થોકડી લઈને–બધાયે મફતના, પણ મજાના ફોટા!

શંકરકાકાએ કંઈ કેટલાયે ફોટા પડાવ્યા, કઈ કઈ રીતે ફોટામાં પોતાને જોયા, પણ એક વાત હજુ એમના મનમાં છે. "ભાઈ, આપણે આપણી શબવાહિનીનો ફોટો તો નહીં જોઈ શકવાના, ને આપણા માંહ્યલાનો ફોટો તો? રામ બોલો ભાઈ, રામ. આ ચંદ્ર પર પહોંચનારા માંહ્યલાના ફોટા પાડનાર કૅમેરા શોધે તો ખરા, વહાલીડાઓ! તો જાણું કે એ ખરા સ્ટુડિયોવાળા." ને પછી શંકરકાકા ફોટાની કોઈ રંગીન દુનિયાના તળિયે નિરાકારતામાં જાણે ઓગળી જતા હોય એવું ઓશિયાળાપણુંયે અનુભવતા પણ એવું તો થતું ક્યારેક જ, જ્યારે રંગો ને રેખાઓ, પ્રકાશ ને છાયા એમની ખિલાફ જવા કરે ત્યારે જ.

સુભાષ શાહ

# સાંજે મઝા નથી આવતી

સખત ગરમીના દિવસો છે. બપોરે કે સાંજે મિત્રોને મળવાનું થાય છે. સામાન્ય વાતચીત થાય પછી કંઈ સૂઝે નહીં. આગળ શું વાત કરવી તેની ખબર ના પડે એટલે નક્કી મોંમાંથી એક વાક્ય સરી પડે. "બાકી, આજકાલ સાલી ગરમી સખત પડે છે" અને વાત આગળ ચાલે. મિત્ર બોલે : 'ખૂબ જ. પણ સાંજ મઝાની હોય છે. છ, સાડા છ પછી ઠંડક થવા માંડે તે એ ય આખી રાત." 'તેમાંય રાતે પવન ફુંકાય ત્યારે તો જામી જ જાય છે."

ટૂંકમાં સાંજ મઝાની હોય છે. પણ કોણ જાણે કેમ મને સાંજ મઝાની નથી લાગતી. સંધ્યા સુહાની નથી લાગતી. શું થાય છે એની બહુ ખબર નથી પડતી, પણ એકલું એકલું લાગે છે. મન ઉદાસ ઉદાસ લાગે છે. દસ મિત્રોની વચ્ચે કે ભરી ભીડમાંય મને તો કંઈ જામતું નથી. મને આની ચિંતા રહે છે. બધાને સાંજે મઝા આવે છે તો મને કેમ નહીં ? મારો શો વાંક ગુનો ?

બહારથી હસતા, મઝા કરતા, હાહાહીહી કરતા બધા જ લોકોને મઝા આવતી હશે ? મારા મનમાં નક્કી થઈ ગયું છે કે આ બધામાંથી કોઈને સાંજ મઝાની નથી લાગતી. બધા જ ઢોંગ કરે છે. કેમકે મને સાંજ મઝાની નથી લાગતી. બધાના જેવો જ હું સામાન્ય છું. મારે કોઈ વિશિષ્ટ એવા પ્રશ્નો નથી. મારો સંસાર બધાની જેમ જ ચાલે છે. મારી નોકરી બધાની જેમ જ ચાલે છે. મારે મારા બોસ જોડે કે મારા સાથીદારો સાથે કોઈ ઝગડો નથી. પગાર પૂરતો છે. જીવનની બધી જ સામાન્ય જરૂરિયાતો સારી રીતે પૂરી થાય છે. છતાં જો મને સાંજે મઝા ના આવતી હોય તો બધાને કેવી રીતે આવે ? દેશની ગરીબાઈ, ભયંકર અસમાનતા એ બધા વિશે મને બીજાના જેટલું જ લાગી આવે છે. એ બધા સમાચારો હું ય છાપામાં ખૂબ જ રસથી વાંચું છું, બધાની જેમ હું ય ખૂબ જ વિગતે, ખૂબ જ ઉશ્કેરાટથી એની વાતો કરું છું, એની ચર્ચા કરું છું, વિશ્વયુદ્ધની મને ય ચિંતા છે. વિશ્વશાંતિની મને ય પડી છે. રશિયા, અમેરિકાએ અણુશસ્ત્રો ના બનાવવાં જોઈએ એમ હું પણ માનું છું, જેમ બધા માને છે. વિશ્વ રાજકારણ વિશે મારે ય બધાની જેમ કંઈક ને કંઈક કહેવાનું હોય જ છે. છતાંય બધાને સાંજે મઝા આવે છે અને મને કેમ નહીં ?

ચિંતાનો વિષય છે.

જ્યારથી મને આ ખબર પડી છે ત્યારથી મારી ઊંઘ હરામ થઈ ગઈ છે. મને એવું તે શું થઈ ગયું છે ? મને એવો તે કયો રોગ લાગુ પડ્યો છે કે સાંજે મઝા નથી આવતી ?

સાંજે મઝા નહીં આવવાનું એક શક્ય કારણ પ્રેમમાં નિષ્ફળતા છે. નિષ્ફળ પ્રેમીને સાંજ તો શું, સવારે કે બપોરે ય મઝા નથી આવતી. શિયાળે, ઉનાળે કે ચોમાસે ય મઝા નથી આવતી. એમને બાકાત રાખો. એ 'બધા'માંના નથી. એમનો મઝા નહીં આવવીનો હક્ક અબાધિત છે. પણ મારું શું ? મને તો મારી ચિંતા છે. પ્રેમની આ બાબત પ્રત્યે તો વર્ષો વીતી ગયાં. તે વખતે મઝા નહોતી આવતી એ સમજાતું હતું પણ આજે જે થાય છે એ નથી સમજાતું.

એક બહુ નજીકના મિત્ર-પાસે મેં ખુલ્લા મને એકરાર કરેલો, આ બાબતનો એક શ્રદ્ધાથી કે એ કંઈક સહાનુભૂતિથી વિચારશે, મને મદદ કરશે, કંઈક સમજાવશે. અને ખરેખર, એ ગંભીર થઈ ગયો. થોડી વાર મૌન રહ્યો. ઊંડા વિચારમાં ઊતરી પડયો. હું એના ચહેરા સામે તાકી જ રહ્યો. એક આશાથી કે એના આ મનોમંથનને અંતે જે નીકળશે એ અમૃત જ હશે. એ હુ પી લઈશ. મારો પ્રશ્ન ઉકલી જશે. મને કારણ જડશે. પછી તો એનો ઉપાય શોધવો સહેલો છે કદાચ એ જ મને ઉપાય બતાવશે અને મને સાંજે મઝા આવશે. હું તાકી જ રહ્યો, તાકી જ રહ્યો તાકી જ રહ્યો. અંતે મારી આતુરતાનો અંત આવ્યો.

મને ઊંડે ઊંડે લાગ્યું કે વેદની ઋચાઓ સૌ પ્રથમ ઋષિઓના મુખેથી આમ જ સરી પડી હોવી જોઈએ.

"દોસ્ત" એ એટલું જ બોલ્યો. ધીમેથી બોલ્યો મારી આંખો સહેજ પહોળી થઈ, ડોક સહેજ ઊંચી, થઈ, ચહેરા પર સહેજ હાસ્ય આવ્યુ. ત્યાર પછી સાં...બે ગાળે બોલાયેલા બીજા શબ્દો સુધી હુ એમ જ રહ્યો. એની અર્ધખૂલી આંખો મારા સામું નહોતી જોતી. ક્યાંક અનંતમાં હતી. મારા પ્રાણપ્રશ્નનો ઉકેલ શોધતી હતી. કેટલું અફાટ બ્રહ્માંડ એમાં કેટલું બધું છે? એ બધામાંથી મારા પ્રશ્નનો ઉકેલ શોધવો, એ મને કહેવો, હું એણે લીધેલા શ્રમથી ગદ્‌ગદ્ થઈ ગયો. મને થયું હવે ઝાઝું મારાથી નહીં જીરવાય... ત્યાં જ એના બીજા શબ્દો આવ્યા :

"દોસ્ત ક્યારેક ચિત્ત પર 'મૂડ'ના હુમલા થતા હોય છે." ફરીથી થોડો વિરામ. "સારો મૂડ ખરાબ મૂડ. આ બધું રોગના હુમલા જેવુ છે. તારા પર હમણા ખરાબ મૂડનો હુમલો થયો છે. આ બધા જ તબક્કાઓ ટેમ્પરરી હોય છે. ચિંતાનું કોઈ કારણ નથી." મારે મારી બધી જ હિંમતને ભેગી કરવી પડી પછી માંડ હુ બોલ્યો : "પણ ..પણ છેલ્લી, મને ક્યારે અને કઈ સાંજે મઝા આવેલી એ પણ મને તો યાદ નથી."

"કેટલાક રોગ રાજરોગ હોય છે. એક વખત શરીરમાં ઘર કરે પછી નીકળવાનું નામ નથી લેતા."

"એટલે કે મને રાજરોગ લાગુ પડયો છે."

"હા, અને આ રોગની ઘણી આડપેદાશ પણ હોય છે. એટલે આનું બીજું કોઈ ગંભીર પરિણામ આવે, અને સાજમાંથી ધીમે ધીમે આખા જીવનમાંથી રસ ઊડી જાય એ પહેલાં તું કોઈ મનોચિકિત્સકની સલાહ લે."

મને એની વાત ઠીક લાગી. શહેરમાં ઘણા મનોચિકિત્સક હતા. એમાં શ્રેષ્ઠ કોણ એની મેં શોધ ચલાવી. અનેક મિત્રો-સંબંધીઓની સલાહ લીધી છેવટે ડૉ. શાહ ઉપર નજર ઠરી. હું એમની પાસે પહોચી ગયો.

"બોલો." એમણે શરૂ કર્યું.

"મને સાહેબ સાંજે મઝા નથી આવતી."

"બસ ?"

"શું નાનો પ્રશ્ન છે?"

એ કંઈ ના બોલ્યા. એટલે મેં જ ચાલુ રાખ્યું.

"સાહેબ તમને આવું થાય છે?"

"મારી વાત રહેવા દો."

"કેમ ?"

"ચિકિત્સા કરાવવા તમે આવ્યા છો! ખેર તમારી વાત જરા વિગતે સમજાવો."

મેં એમને ખૂબ વિગતે આગળ જે કંઈ લખ્યું છે એ બધુ જ સમજાવ્યું. પછી એમને કંઈક ગેડ બેઠી હોય એમ લાગ્યું.

"હં...પરણેલા છો ?"

"જી"

"બાળકો ?"

"બે"

"માસ્ટરબેશનની ટેવ ખરી ?"

હું ચમક્યો.

"સાહેબ આને અને એને......"

"સંબંધ છે. ટેવ ખરી કે નહીં ?"

"ટેવ તો ખરી સાહેબ, જૂઠું નહીં બોલું."

"હં......જે દિવસે માસ્ટરબેશન કર્યું હોય ત્યારે જ સાંજે મઝા નહીં આવતી હોય."

"ના સાહેબ એવું હોત તો તમારી પાસે આવત જ નહીં."

"હં..." કહી એ વિચારમાં સરી પડયા.

મને શ્રદ્ધા બેસી ગઈ કે આ માણસ મને કોઈ પણ પ્રકારની મદદ કરી શકશે નહીં. એટલે "સાંજ પડવા આવી છે સાહેબ, મને કંઈ ઠીક નથી લાગતું, ફરી આવીશ" કહી ત્યાંથી નીકળી મેં ચાલવાં માંડ્યું.

પ્રશ્નની ગંભીરતા મારામાં વધવા માંડી. ઊંડે ઊંડે ડર પણ પેઠો કે કદાચ આ જ કારણસર દિવસના બીજા ભાગમાંથી પણ જો રસ ઊડી જશે તો આત્મહત્યા સિવાય બીજો કોઈ રસ્તો જ નહીં રહે અને મારે મરવું નથી એ વાત નક્કી છે.

થોડા દિવસ મેં કોઈ ચમત્કારની રાહ જોઈ. અચાનક એવું બને કે સાંજે મઝા આવવા માંડે તો બસ કામ થઈ જાય. રોજ સાંજે વિચાર કરી જોઉં કે મઝા આવે છે ? જવાબ 'ના'માં જ મળે. આમ તો ચમત્કારની આશાએ આખી જિંદગી કાઢી શકાય પણ મારા કરમમાં એ નહોતું. આમ ને આમ કોણ જાણે કેટલાય દિવસો વીતી જાત પણ એક દિવસ અકસ્માતે જ એક આશા મળી ગઈ. આશા, છોકરી નહીં. પ્રશ્નના ઉકેલની આશા. અમારા એક મિત્ર છે. પ્રોફેસર છે. સાઈકોલોજીના. એમણે એક અદ્ભુત વાત કરી. અને એ વાતના સમર્થનમાં મેં કે એમની વાત સાંભળનારાઓએ કયારેય ના સાંભળ્યા હોય એવા નામ સાથે કિસ્સા ટાંકયા. વાત એમણે એ કરી કે જો કોઈ પ્રશ્ન મનમાં ઊભો થાય, એ દિવસો સુધી મનમાં ઘોળાયા કરે, એ પ્રશ્ન તીવ્ર બને, તો કયારેક એવું બની જતું હોય છે કે સપનામાં એનો ઉત્તર જડી જતો હોય છે. એમણે જેકોબ ટી. એન. ભણસાલી, કોબોક શ્વેતકોવસ્કી, ટી. નીન્ચર માનકોરોબોય લીઓ ક્રીન્કોનેસ્કો જેવા અનેકના દાખલા ટાંકયા.

પ્રશ્નની તીવ્રતા તો હતી જ એટલે હું સપનાની રાહ જોવા લાગ્યો. રોજ એક આશા સાથે સૂઈ જઉં કે આજે તો સપનું આવશે જ. એમાં મને સાંજે મઝા નહીં આવવાનું કારણ મળશે. એનો ઉપાય જડશે. અને રોજ સવારે એક નિરાશા સાથે પથારી છોડતો.

આમ ઘણા દિવસો સુધી બન્યું. અંતે મને સફળતા મળી. ગઈ કાલે સાચે જ મને સપનું આવ્યું.

બન્યું એવું કે ગઈકાલે રોજના જેટલો તાપ નહોતો. થોડાંક વાદળાં પણ હતાં, દિવસ દરમ્યાન પવન પણ ફુંકાયા કરતો હતો અને સાંજે રોજનાં કરતાં ઠંડક પણ વહેલી થઈ ગયેલી. હું ફરવા પણ વહેલો નીકળી ગયેલો. લોકો રાહતમાં હતા. મૂડમાં હતા કેમ કે ગરમી ઓછી હતી.

રાતે ઘરે પાછો આવતો હતો. કશાક વિચારમાં હતો. ત્યાં અચાનક એક અવાજ સંભળાયો. એનો અર્થ મારા મનમાં સ્પષ્ટ ના થયો. મેં જોયું તો એક રક્તપિત્તિઓ ભીખ માગતો હતો. નાનાં પૈડાંવાળી બેઠક ગાડીમાં એના ગાભા પાથરી બેઠો હતો અને એક સ્ત્રી – કદાચ એની પત્ની એને ઠેલતી હતી. મારા તરફ લાંબો થયેલો એનો હાથ ખવાઈ ગયો હતો. હું થંભી ગયો. મને કેવી લાગણી થઈ એ સ્પષ્ટ શબ્દોમાં કહી શકું તેમ નથી. પણ એવું લાગે છે કે લગભગ કરી જ લાગણી સિવાય મેં એને દસ પૈસા આપ્યા. એના ખવાયેલા હાથમાં જ મૂકયા. પૈસા, એણે પોતાના ખોળામાં પડેલી એલ્યુમિનિયમની તપેલીમાં નાખ્યા, નાખવા વાંકા વળેલા હાથને હું

જોઈ જ રહ્યો. એની ગાડી ઠેલાઈ અને મેં ચાલવા માંડયું.

ઘરમાં આવી કપડાં બદલી, શાંતિથી આરામ ખુરશીમાં બેઠો. પેલો રક્તપિતિઓ સતત મનમાં આવ્યા કરતો. એનો વાંકો વળેલો હાથ મારા ચિત્તમાંથી સહેજ પણ ખસતો નહોતો. ફરીથી એ હાથ—ખવાયેલો હાથ—મારા મનમાં વાંકો વળ્યો અને મને થયું કે બસ આજે જ એ રાત છે. આજે રાતે મને સપનું આવવું જ જોઈએ.

સપનામાં – ઊંઘમાંથી હું ઊઠયો. શરીર હલકું ફૂલ લાગ્યું. હું અમસ્તો જ પલંગમાં બેઠો થયો. પલંગ પાસે પડેલા મારા સ્લીપર પહેરવા મેં પગ લાંબા કર્યા. પણ પલંગ અને ભોંયતળિયા વચ્ચેનું અંતર તો...બાપ રે...મેં નીચે જોયું અને હું ગભરાઈ ગયો. મારી નજર મારા શરીર પર પડી. હું ચમકયો. હું આટલો બધો નાનો કંઈ રીતે થઈ ગયો ? એટલામાં મારી બહેન આવી. 'બહેન' હું બોલ્યો. બહેને મારા સામુ જોયું. મને લાગ્યું કે કાં તો હું 'બહેન' બરોબર બોલ્યો નહોતો અથવા એ સમજી નહોતી. એ લગભગ ચીસ પાડી ઊઠી... મા...મા...જલદી આવ, ભાઈને શું થઈ ગયું ?' બધા દોડી આવ્યા. માએ તો મને જોઈને રડવા જ માંડયું. હું પરિસ્થિતિને બરોબર સમજુ અને કંઈક બોલું તે પહેલાં તો માએ મને ઊંચકી લીધો, બેઉ હાથમાં. એના હાથમાં જતાંવેંત તો હું સાવ નાનો થઈ ગયો. મા એના હાથોમાં મને ઊંચો નીચો કરતી જ ગઈ અને હું નાનો થતો જ ગયો... થતો જ ગયો અને થતાં થતાં જ માના હાથોમાંથી જ...મામાં જ કયાંક અદશ્ય થઈ ગયો...

સ્વર્ગમાં મોટો દરબાર ભરાયો હતો. સિંહાસન પર ઇંદ્ર ઠાઠથી બેઠા હતા. ઝાકઝમાળ હતું. બધા આનંદમાં હતા. બધાના ચહેરા પરનો આનંદ અમર હતો. એમાંના કોઈએ કયારેય ઉદાસી અનુભવી નહોતી. એકલતા શું એ એમને ખબર નહોતી. સમય સાંજનો જ હતો. અને નૃત્યાંગનાઓ રૂમઝુમ રૂમઝુમ કરતી આવી. પોતાની ચોક્કસ જગ્યાએ, ચોક્કસ મુદ્રામાં ગોઠવાઈ ગઈ. અને મુખ્ય અપ્સરા આવી. એ હું હતો. શું મારું રૂપ હતું ! શું મારી નજાકત હતી ! શું મારી ચાલ હતી ! અને સાંજ હતી છતાં શું મારા ચહેરા પર હાસ્ય હતું. નયનોમાં કામણ હતું. સંગીત શરૂ થયું, તાર ઝણઝણી ઊઠયા અને મારા રોમેરોમમાં નૃત્ય થનગની રહ્યું. મેં નૃત્ય શરૂ કર્યું. ગીત અને સંગીત સાથે એકરસ હું નૃત્ય કરતી હતી. બધા જ આનંદવિભોર હતા. ઇંદ્ર તો એક પછી એક ભેટસોગાદો આપતા જ ગયા. અને. અચાનક.. અચાનક મારા પગ અટકી ગયા. હું ઊભી રહી ગઈ. ગીત સંગીત ચાલુ જ હતાં. મારા પગ જ અટકી ગયા. બધા પોતાની બેઠક પર અર્ધા ઊભા થઈ ગયા. ઇંદ્રને આ રસભંગ મંજૂર નહોતો એ બોલી ઊઠયા : "તન્વી, શું વાત છે ! શું થયું અચાનક ?"

હું નત મસ્તકે બોલી : "મહારાજ, અચાનક મારો રસ ઊડી ગયો. મારી મઝા ચાલી ગઈ અને મારા પગ અટકી ગયા."

"તો શું નૃત્ય નહીં થાય ?"

"અત્યારે તો નહીં જ પ્રભુ" મેં નમ્રતાથી કહ્યું.

"સ્વર્ગમા આ શકય નથી. તારી લાગણી માનવીય છે. અચાનક રસ ઊડી જવાની સ્વર્ગમાં પ્રણાલી નથી પ્રણાલીભંગનું પરિણામ શાપ છે."

"લાચાર છું દેવ, ક્ષમા કરો."

"અસંભવ તું પૃથ્વી પર મનુષ્ય થઈને અવતરીશ અને જીવનભર તને સાંજે મઝા નહીં આવે." "મને આવી ઘોર શિક્ષા ના કરો દેવ" કહી હું ઇન્દ્રના ચરણોમાં ફસડાઈ પડી. બેશુદ્ધ થઇ ગઇ.

જાગીને જોયું તો મન મારું હળવું ફૂલ બની ગયું હતું. મને હાશ થઈ. થયું..."હાશ, હવે સાંજે મઝા નહીં આવે તો ય વાંધો નથી."

ઈશ્વર પેટલીકર

# મૂળજીની મહત્ત્વાકાંક્ષા

ગેમલના દીકરા મૂળજીને જતો જોઈને વીરજીએ તેને બોલાવવા હાક મારી. જો તે સીધા કામે જતો હોત તો મૂળજીને ગભરાવાનું કારણ ન હતું, પરંતુ વીરજી પૂછે કે ક્યાં જાય છે, તો એ કહેવાની એની તૈયારી ન હતી. આથી તેણે એ બૂમ સાંભળી ન હોય તેમ એ તરફ સહેજ જોવાઈ ગયા છતાં ઝડપે આગળ ચાલવા માંડયું. એણે સાંભળ્યા છતાં ન સાંભળ્યું કર્યું એટલે વીરજીએ ફરી હાક ન મારી, છતાં એ ક્યાં જાય છે તે તરફ નજર રાખી. આમ તો એને દૂર જવાનું નહોતું. પરંતુ વીરજીની નજર ચૂકવવા તે નરેન્દ્રનું ખેતર આખું ઓળંગી ગયો અને સામે છેડેથી અંદર પ્રવેશ્યો હતો.

વીરજીની નજર બીજે ફરતી જોઈને એની મા રેવાએ પૂછ્યું : 'કોણ છે ?'

'મૂળજી !'

'એનું તારે શું કામ છે ?'

'મને થયું કે એ આ તરફ ક્યાં જાય છે ?'

'નરેન્દરના ખેતરમાં.'

'એ તો આગળ ગયો.'

'તેં જોયો એટલે તને ભુલાવામાં નાખવા.'

'કેમ ?'

'સંદેશો કરવા આવ્યો હશે.'

'શાનો ?'

'દારૂની ભઠ્ઠી તૈયાર થઈ.'

વીરજીને તરત આખી વાત સાનમાં સમજાઈ ગઈ. ગેમલ જીવતો ત્યારે એ પણ આ કામમાં ગોકળનો સાગરિત હતો. એને ક્ષય થયો તે દારૂને લીધે તેમ સૌ માનતાં હતાં. દવાએ તે સાજો ન થયો કારણ કે તે વ્યસન એને છૂટયું જ નહિ. આમ તો એ કોઈ કોઈ વખત પીતો હતો, પરંતુ બે વર્ષ ઉપર દીકરાના લગ્નખર્ચ માટે ત્રણ વીઘા જમીન ગીરો મૂકી, તે પછી ગોકળના એ કામમાં તે સાગરિત બન્યો હતો. દારૂ ગાળવાની ચીજવસ્તુ લાવી આપવી અને તે તૈયાર થતાં ઘરાકોને સંદેશા પહોંચાડવા, એટલું જ નહિ પણ પ્રતિષ્ઠિત ઘરાકોને એમના ખેતરમાં તે છાનોમાનો પહોંચાડી આપવાનું કામ પણ રહેતું હતું.

નવાપુરમાં પાટીદારનાં ઘર ઓછાં હતાં અને સુખી ઘરમાં એકાદ બે સિવાય બીજાને દારૂની લત ન હતી. ક્ષત્રિય વસ્તીમાં ઠીક ઠીક લત હતી, પરંતુ તેમનું ગજુ ન હતું, પરંતુ મોટી ઘરાકી બાજુના સુંદરપુરની હતી. પાટીદારની મોટી વસ્તીવાળું ગામ હતું. આફ્રિકા મોટા પ્રમાણમાં ગયા હતા. આથી તેમના ભાઈ–પિતરાઈઓને તેમની જમીન ખેડવા મળી હતી. વળી એ લોકો દેશમાં આવતા ત્યારે પરદેશની લતને લીધે વિલાયતી દારૂ લેતા આવતા અને તે પીવાનો લાભ ગામના તેમના ભાઈઓને પણ મળતો હતો. પરંતુ એ શોખ રોજ-બરોજ તો છૂપા ગાળેલા દારૂથી પોષવાનો રહેતો હતો. તેવા પ્રતિષ્ઠિત લોક ઓછા દારૂની ભઠ્ઠીએ આવે ? વળી બધાંનાં ખેતર નવાપુર ગામ બાજુ પણ ન હતાં. તેમને દારૂ ઘેર પહોંચતો કરવામાં આવતો હતો. ગેમલ માંદો પડયો ત્યારથી એ કામમાં એણે દીકરાને પલોટવા માંડયો હતો.

મજૂરી કરવાના કામ કરતાં આવા આંટાફેરાંના કામમાં મૂળજીને પણ રસ પડતો હતો. એની ઉમરના બીજા છોકરા ખેતરમાં જઈને નીંદવા-ગોડવાની પારકી મજૂરી કરતા, તેના કરતાં પોતે કોઈ મોટું કામ કરી રહ્યો હતો તેમ એને ખુમારી પોષાતી હતી.

આ ગુનો હતો અને પોલીસ એને પકડે તો જેલમાં જવું પડે તેની એને ખબર હતી પરંતુ પોલીસ પકડવાની નહોતી તેની એને જાણકારી હતી પોલીસને દારૂ પહોંચાડતો હતો તેમ પૈસા પણ મળતા હતા. વળી ગોકળની ભઠ્ઠીના સૌથી મોટા ઘરાક સુંદરપુરના હતા. તેમની સરકારમાં ઠેઠ પ્રધાન સુધી લાગવગ હતી. એ ગામમાં જે કોઈ અમલદાર કે કોંગ્રેસ આગેવાન જાય, તે એમને ત્યાં ચાપાણી કે જમ્યા વિના જતો ન હતો. કદાચ કોઈ નવી પોલીસ કે ફોજદાર આવ્યો હોય અને તે ચોખલિયાત હોય અને ભઠ્ઠી પકડે તો પણ કઈ કરી શકે નહિ. ગોકળ અને તેની વહુને એક વખત ભઠ્ઠીના મુદ્દામાલ સાથે પકડયાં હતાં છતાં તે નિર્દોષ છૂટયા હતાં સાક્ષીઓ ફૂટી ગયા અને પોલીસે ખોટો બનાવટી કેસ કર્યો હતો તેમ ચુકાદો આવ્યો હતો. છતાં કોઈ વખત ગુનો પુરવાર થાય તો પણ થઈ થઈને કંઈ ફાંસી કે જનમટીપની સજા થવાની ન હતી. છ બાર મહિનાની સજા થાય. મૂળજીને જવું પડે તો એટલો વખત ગોકળ તેની મા-વહુને કઈ ભૂખે મરવા ના દે. એને અભય વચન આપ્યું હતું. ગેમલના કારજ માટે રહ્યુંસહ્યુ એક વીઘું જમીન ગીરો મૂકવાનો સવાલ આવ્યો ત્યારે ગોકળે ખાતરી આપી હતી કે તમને ભૂખે મરવા નહિ દઉં. રોટલા ને મરચું માંથી હું મહિ જાઉં.

તે વખતે મૂળજીએ ભોળા ભાવે કહ્યુ હતું, 'ગોકળકાકા, તમે જો રૂપિયા આપો તો ખેતર ગીરો ના મૂકવું પડે અને આપણો વટ રહી જાય!'

ગોકળ તેનું ભોળપણ સમજતો હતો એટલે તે ઉપર મોં મલકાવતાં બોલ્યો હતો, 'આપણે મજૂરી કરીએ કે દારૂ ગાળીએ પણ આપણાં નસીબ બે ડગલાં આગળ ને આગળ.'

ન સમજ્યો હોય તેમ મૂળજીએ પૂછ્યું, 'એટલે?'

'પાડો વાઢીએ ત્યારે પૂછડું આપણા ભાગમ આવે...' ગોકળ એટલું બોલી અટક્યો અને મૂળજીને ચોખ્ખું સમજાવતાં બીડીનુ ઠૂંઠું નાખી દઈને બોલ્યો, 'તું બાટલી આપી આવે છે, પણ પૈસા કોણ લઈ આવે છે?'

'પસાકાકા.'

'એ પસોકાકો જ બધી મલાઈ ખાઈ જાય છે અને આપણે ભાગે તો છાસ આવે છે.'

'એમને વચ્ચે રાખવાની શી જરૂર?'

'એ શાહુકાર અને આપણે ચોર. એમની ઓથ ના હોય તો આમ સીમાડામાં ઉઘાડે છોગે ભઠ્ઠી ચાલે નહિ.'

ચોરની વાતનો ઉલ્લેખ થતાં મૂળજી પૂછી બેઠો, 'ગોકળકાકા! તમે પહેલાં ચોરી કરતા ખરા?'

'કેમ તને શંકા છે?'

'ચોરી સારી કે દારૂની ભઠ્ઠી?'

'દારૂની ભઠ્ઠી સારી એટલે તો ચોરી મૂકી દીધી'

'પણ આ ય ચોરી તો ખરી ને?'

'સરકારની'

'એની બીક વધારે નહિ?'

'ના.'

'કેમ?'

'સરકારની ચોરી એટલે કોઈની નહિ. હોશિયાર લોકો સરકારની ચોરી કરે છે અને ડફોળ ઘરઘરાઉ ચોરી કરે છે.' પોતાના કથન ઉપર ઓવારી જતા ગોકળ ખડખડાટ હસ્યો અને ઉમેર્યું: 'આપણે ડફોળ મટીને હોશિયાર થયા છીએ બંનેમાં પાડો વાઢીએ ત્યારે પૂછડું મળે, પણ આમાં લોકોના દુશ્મન નહિ. આખું ગામ જાણે છે કે હું ભઠ્ઠી

ગાળું છું, પરંતુ કોઈ ચાડી ખાતું નથી. ઘરઘરાઉં ચોરી કરતો ત્યારે સૌને આંખના પાટા જેવો લાગતો.'

ગોકળકાકો પહેલાં ડફોળ હતો અને પાછળથી હોશિયાર થયો અને પોતે તો પહેલેથી હોશિયારીના ધંધામાં પડ્યો, તેમ માની મૂળજી જેની તેની આગળ ડંફાસ મારતો કે આજે તે આટલા સંદેશા પહોંચાડી આવ્યો અને થેલીમાં શાકભાજી વચ્ચે આટલી બાટલીઓ પહોંચાડી આવ્યો. કોઈ કોઈ બાટલીમાંથી ઘૂંટડો ભરીને મઝા કરી લેતો અને એટલું પાણી ભરીને ખબર પડવા દેતો નહિ. એ તાનમાં વધુ એ કારણે આવી જતો કે બાટલી મોઢે માંડીને પાટીદારોને એ કેવો વટલાવી રહ્યો હતો.

પાટીદારના મોંમાં થૂંકવાની વાત સાંભળનારને ગમતી પણ તે એને ચેતવતા, 'સાલ્લા! બધે ભસ ભસ ના કરતો, નહિ તો તારો ગોકળકાકો જ લાત મારીને કાઢી મૂકશે.'

'એમને એક દહાડો હું લાત ના મારું તો મારું નામ મૂળજી નહિ.'

'માંકડને મૂછો આવી કે શું?'

'માંકડને મૂછો ના આવે, પણ મૂળજીને આવ્યા વિના નહિ રહે.'

'ઉંમર થાય એટલે આદમીને મૂછો આવે, તેમાં કંઈ તારી બહાદુરી નથી.'

'પણ મૂછો ઊગવા તો દો, બહાદુરી બતાવું છું કે નહિ?'

'શું કરીશ?'

ગોકળકાકાની જેમ ભઠ્ઠી લગાવીશ. આખી જિંદગી ઓછો તેમનાં ટાંપાં કરી ખાવાનો છું.'

આમ મૂળજી પોતાના કામને બહાદુરી માનતો હતો એટલે વીરજીની હાકથી તેણે ગભરાવાની જરૂર નહોતી. પરંતુ એના બાપના કારજ વખતે વીરજીએ તે રોકવા મથામણ કરી હતી ત્યારે બીજાઓએ ઉચ્ચારેલો મત સાંભળ્યો હતો. એ ભણ્યો પણ ગણ્યો નથી. એ પાટીદાર અને બીજી ઊંચી વરણના દાખલા લે છે, પણ એના વાદ આપણાથી ના થાય તેટલી સમજણ નથી. આથી પોતાની બહાદુરીની વાત ના સમજે અને સલાહ આપે કે આવું ચોરીનું કામ કરવું ખોટું. કોઈ પાટીદાર-બામણ એ કરે છે? જો કે આ વિચાર તો એની હાક અવગણીને એ આગળ વધ્યો ત્યારે આવ્યો હતો. તે ઘડીએ તો એવા કોઈ વિચાર વિના અવશ તેનાથી છૂટવાની વૃત્તિ એનામાં જન્મી હતી. પછી તો એને એનો જવાબ પણ સૂઝ્યો હતો કે બામણ-પાટીદાર ગાળવા-વેચવામાં નથી, પણ પીનાર તો એ જ છે. એ ધંધો નથી કરતા એટલે તો આપણા લોકની ભાગ આવે છે. એ ય ઝૂંટવાઈ જાય તો કેવળ ચોરી હાથમાં રહે.

મૂળજીને સવાલ થયો-એ કેમ વીરજીથી ભડક્યો? એ સરકારમાં ખબર આપી દે ખરો? બાપનું શ્રાધ્ધ ન ચૂંથાય તેમ કરવું હોય તો મુખીએ તેના સામે આંગળી કરી હતી. એ પોલીસમાં અરજી ના કરે તેના જામીન કોણ? જો મુખી પણ એનાથી બીતા હોય તો ગોકળકાકાએ બીવું જોઈએ. એની પાસે જવાની તેથી બીક લાગી હશે? ગોકળકાકા કહે છે કે જે બીએ છે તેને લોક બીવડાવે છે, કોઈથી બીવું નહિ. શું કામ વીરજીથી મારે બીવું? પાછા જતી વખતે વગર બોલાવ્યે તેની ઓરડીએ થઈને જવું. કહેવું કે ઉતાવળમાં હતો એટલે જતાં ઊભો રહ્યો નહોતો.

પરંતુ એ વાત નરેન્દ્રના ખેતરમાં જઈને એના ખેડૂતને કહી ત્યારે એ સાંભળતાં વેંત ફકીરે તેને ગાલે ચમચમે તેવી બે ધોલ લગાવી દીધી, 'ઊંધી પૂતળીઓનો છું કે શું? અમે દારૂ પીએ છીએ એ કંઈ છાનું નથી. પરંતુ નરેન્દર કે શંકરકાકા પૂછે છે તો અમે ના જ પાડીએ છીએ. એય જાણે છે કે અમે જૂઠું બોલીએ છીએ. પરંતુ એકબીજાની આમાન્યા જળવાઈ રહે છે. તું જઈને વીરજીને કહે કે અમે

તારા દારૂના ધરાક છીએ એટલે અમારી શી વલે થાય? નરેન્દરનો એ ભાઈબંધ છે. એ કહ્યા વિના રહે? લૂગડાંમાં તો સૌ નાગા છે એટલે કંઈ લૂગડાં કાઢીને માથે નથી મુકાતાં...'

આટલું લાંબું ફકીરને બોલવાની જરૂર ન હતી. પરંતુ તેણે ગુસ્સામા મૂળજીને એવી જોરથી ધોલ મારી હતી કે તે વાજબી હતી તે ઠસાવવા એણે કેફિયત લંબાવી હતી. મૂળજી એ હુમલાથી એવો ડઘાઈ ગયો કે કેફિયત સાંભળવાની સુધબુધ ન હતી. એણે ઊભી પૂછડીએ વીરજીના ખેતરની વિરુદ્ધ દિશામાં ચાલતી પકડી.

વીરજીએ વિચારમાંથી જાગતાં માને પૂછ્યું, 'નરેન્દ્રના ખેતરમાં કોણ દારૂ પીએ છે?'

'તારે શું કામ છે?'

'જાણવું છે.'

'ના જાણું તે સારુ.'

'શાથી?'

'એ તારી આમાન્યા રાખે છે. અમે બધાં જાણીએ છીએ, અને તું શાથી નથી જાણતો? તું ભણેલોગણેલો અને નરેન્દરનો ભાઈબંધ એટલે એમને એમ કે તું ના જાણે તો સારું.'

'હું નરેન્દ્રને વાત નહિં કરું.'

'બીજાની શું કામ વાત, નાનજીને મેં એક વખત પકડયો તો કહે–મા, ભઈને ના કહેતી. આપણો સહવાસ એવો કે કોઈ એ ચાખ્યામાંથી ના જાય. તારી આમાન્યા જે રાખતા હોય તેની આમાન્ય તારે પણ રાખવી. તું જાણતો નથી તેમ રાખવું.'

વીરજી હસી પડયો.

'કેમ હસ્યો? મારું કહેવું ખોટું છે?'

'ખરું હશે તેની મારી ના નથી. પરંતુ મગનું નામ મરી પાડતી નથી અને આમાન્યા રાખવાની વાત કરે છે. હું જાણતો હોઉં તો આમાન્યા રાખું વગર જાણ્યે કેવી રીતે રાખું?'

'બધા પીવે છે.'

'બધા એટલે રામો પણ ખરો?'

'એ જ ગોકળનું મોટું ધરાક છે.'

માન્યામાં ન આવતું હોય તેમ વીરજીએ ફરી નામ ઉચ્ચારીને પૂછ્યું, 'રામો પીવે છે?'

'પીતો નથી ઢીચે છે!'

કોઈ મૂર્તિ હાથમાંથી સરકીને ભાંગી જાય અને વિમાસણનો અફસોસ થાય તેવી દશા વીરજીની થઈ. રામો ભંગી છ ધોરણ સુધી ભણેલો હતો. એના બાપે તેને ભણાવ્યો હોય તો એ નિદાન અગિયાર ધોરણ સુધી પહોંચ્યો હોત. પરંતુ એને ઉઠાડી લઈને મજૂરીએ વળગાડી દીધો હતો. ચારેક વર્ષ ઉપર પંપ ચલાવતા શંકરભાઈના નોકરે દારૂ પીને તોફાન કર્યું અને ખેતરમાં રહેતા ખેડૂતોની સ્ત્રીઓને સુદ્ધાં મારી આથી તેને તરત છૂટો કર્યો અને રામાને પંપ ચલાવવા મૂકયો. એમાં નરેન્દ્રનો મોટો હિસ્સો હતો. અસ્પૃશ્યતા મા શંકરભાઈ પણ નહોતા માનતા પણ લોકોની નિંદા–ઊહાપોહ વેઠવાની તેમની તૈયારી ન હતી જ્યારે નરેન્દ્ર માનતો કે ગામની બાબતમાં આપણે લોકોની ઇચ્છા વિરુદ્ધ ન વર્તીએ તે માફ થઈ શકે પણ અંગત બાબતમાં શા માટે બીવું જોઈએ?

રામાને રાખ્યો તેમાં મોટી હો-હા થઈ હતી ખેતરમાં હરિજનો કામ કરતા હતા, પરંતુ કૂવા ઉપર કામ કરે તો કૂવો અભડાય. એ શંકરભાઈની માલિકીનો હતો એટલે બીજા તેનો વાંધો લઈ શકે નહિ પરંતુ કૂવે–પંપેથી આજુબાજુ રહેતા ખેડૂતો અને મજૂરો પાણી પીતા હતા. ભંગી કૂવે કામ કરે તો એ પાણી શી રીતે પીવાય? નરેન્દ્રને ગામાત કૂવે હરિજનો પાણી ભરી શકતા ન હતા, તે કઠતું હતું પરંતુ તે સુધારાનો આગ્રહ રાખવા જતાં બે પક્ષો

ડી જાય અને નાહક હરિજનો ઉપર આફત ઊતરે, રંતુ પોતાના કૂવે ભંગીને કામે રાખે તેમાં એમના પર આફત ઊતરવાની ન હતી.

શંકરભાઈની જગાએ બીજો કોઈ મધ્યમ સ્થિતિનો પાટીદાર હોત તો તેણે હિંમત કરી ન હોત. શંકરભાઈને પણ તેનો પરચો મળ્યો હતો. તે રસે તેમની બે વીઘાં લીલી તમાકુ કાપી નાખીને નુકસાન કર્યું હતું. રામાને ખેતરમાંથી ભગાડી દેવા તેની ઓરડી ઉપર રાત્રે ઢેખારા પડતા હતા. એના બાપે ફફડી જઈને છોકરાને જખમ થશે કે મોત થાય તે બીકે નોકરી મુકાવી દેવા કાલાવાલા કર્યા હતા. રામો મક્કમ ન હોત તો બાપ તેને ઘેર લઈ ગયો હોત. એ જગાએ બીજા કામ કરવા તૈયાર હતા. પણ શંકરભાઈએ ભંગીને રાખવાનો આગ્રહ રાખ્યો અને નુકસાનની પરવા ના કરી, ખેતરમાં રહેતા બીજા ખેડૂતોને કહ્યું કે એનું રક્ષણ તમારે કરવાનું છે અને નહિ કરો તો તમને છૂટા કરીશ.

જેમણે એ હદનો વિરોધ નહોતો કર્યો તેમણે એ કૂવેથી પાણી ભરવાનું બંધ કર્યું હતું. જેમાં વીરજીની માનો સમાવેશ થતો હતો. વીરજીએ એ કૂવેથી પાણી પીને માતા સાથે કજિયો વહોરી લીધો હતો. પરંતુ અગવડ ભોગવીને અસ્પૃશ્યતા પાળવા એટલી રૂઢિચુસ્તતા સમાજમાં રહી ન હતી. આથી દૂરના કૂવેથી પાણી લાવવાની અગવડ–મુશ્કેલી વેઠવા ઘાઈ લાંબો સમય ઝીંક ઝીલી ન શક્યું. સૌ એ કૂવાનું પાણી પૂર્વવત્ પીતા થઈ ગયા.

આ ઘટના હજુ ચાર વર્ષની તાજી વીરજીની નજર સમક્ષ ભજવાયેલી હતી. શંકરકાકાએ લોકોનો વિરોધ વહોરી અને નુકસાન વેઠીને તેને નોકરીએ રાખ્યો હતો. તેમાંથી એણે એટલી શિખામણ પણ લીધી કે મારાથી દારૂ ના પીવાય!

[તાજી નવલકથા 'પરોઢનું અંધારું'નું એક પ્રકરણ]

નિખાલસ અને ધારદાર!

ગુજરાતમાં પોતાને નાટ્યપ્રેમી ગણાવનારાઓની ઊંઘ ઉડાડી દે તેવી એક નાટ્યકારની સ્મૃતિકથા

# મારગ આ પણ છે શૂરાનો

એને સ્મૃતિકથા કહો કે આત્મકથા, પરંતુ નવલકથા કરતાં પણ વાચકના મન પર વિશેષ કબજો જમાવતી 'શૂરાઓના માર્ગ'ની આ સંસ્મરણ–કથા તમારે માણવી રહી.

શિવકુમાર જોષી                રૂ. ૨૨=૫૦

પ્રકાશક

આર. આર. શેઠની કું.

અધિકાર : તારામાં કોઇર જેટલીય શૂઝ નથી. ચા લાવ...ચા...ઠંડક કમ સકર લિપ્ટન...

જીન : જેવો હુકમ, માલિક. [ ટેબલ સુધી જઈ... અટ્ટહાસ્ય સાથે વિદાય થઈ..થોડી વારે હાથમાં કપરકાબી સાથે પુનઃ દેખાય છે...અટ્ટહાસ્ય અને પછી પાસે આવી, અધિકારને કપરકાબી ધરે છે.]

અધિકાર : (હાથમાં કપરકાબી લેતાં) વાહ.. અને હવે તું જા...ના, ના, અહીં જ ઊભો રહે. ચા પીશ ? [ જીન શૂન્યવત્]

અધિકાર : એક રકાબી...[ જીન શૂન્યવત્]

અધિકાર : (છેડાઈને) ચા પી..મારો હુકમ છે. [જીન અધિકારના હાથમાંથી કપરકાબી લઈ, ચા પી જાય છે]

અધિકાર : હવે કેવી ચા પી લીધી ? ચા પૂરેપૂરી પીધી છે ને ? મારા હાથમાં કપરકાબી મૂક... [ખાલી કપરકાબી જીન અધિકારના હાથમાં મૂકે છે એને જોતાં] હં...એકેએક ટીપું મારો વા'લો પી ગયો છે ને...(થોડી વારે) લે, આ, ખાલી કપરકાબી મારે શું ફોડવાં છે ? અને બીજી ચા લઈ આવ.

જીન : જેવો હુકમ, માલિક... [જીન જાય છે– અટ્ટહાસ્ય કરીને અદશ્ય થાય છે–ચા અને અટ્ટહાસ્ય સાથે પુનઃ પ્રગટ થાય છે–અધિકારને ચા આપે છે.]

અધિકાર : થેંક યુ મિસ્ટર જીન, થેંક યુ. આપ હવે જઈ શકો છો..[ જીન ઊભો રહે છે.]

અધિકાર : કેમ ઠોયા જેમ ઊભો છે ? [ જીન શૂન્યવત્]

અધિકાર : નવું નવું છે ને એટલે સાલ્લું યાદ નથી રહેતું કે મારો હુકમ થાય નહીં ત્યાં સુધી તું જઈ શકે નહીં..મારી ઇચ્છા મુજબ નહીં, હુકમ મુજબ કરવા તું બંધાયેલો છે...નહીં સારું, સારું. મને ચા પીવા દઈશ નિરાંતે [જીન ચૂપચાપ ઊભો રહે છે ]

અધિકાર : (ચા પીતાં પીતાં) ચા ફક્કડ થઈ છે [ જીન શૂન્યવત્]

અધિકાર : (મોટેથી) હું કહું છું કે ચા ફ[illegible] થઈ છે...

[ જીન શૂન્યવત્]

અધિકાર : (વધુ મોટેથી–છેડાઈને) તું બહેરો [illegible] અલ્યા ? હું તારાં વખાણ કરું છું એય ત[illegible] નથી સંભળાતું ?

[ જીન શૂન્યવત્]

અધિકાર : લે, આ કપ લઈ જા...

[ જીન અધિકારના હાથમાં રકાબી રહેવા દ[illegible] ખાલી કપ લઈ લે છે અને ]

જીન : જેવો હુકમ, માલિક.

[ જીન કપ લઈ ચાલવા માંડે છે એટલે ]

અધિકાર : આ રકાબી કોના માટે રાખી ? [illegible] રકાબી દેખાતી નથી ?

[ જીન લગભગ ટેબલ સુધી પહોંચી ગયેલો એને અટકાવતાં ]

અધિકાર : કહું છું, આ રકાબી પણ લઈ જા

[ જીન તરત પાછો ફરી, રકાબી લઈ ]

જીન : જેવો હુકમ, માલિક...

[જીન જાય છે–અટ્ટહાસ્ય સાથે અદશ્ય થાય છે]

અધિકાર : હવે શું કરું ? ચા પણ પીવાઈ ગઈ પહેલાં તો કેટલો ત્રાસ પડતો'તો. ઑફિસે થાકયોપાકયો ઘેર આવું. ખૂટની દોરી છોડ[illegible] નાય હોશ ના હોય અને મારે જાતે પ્રાયમ[illegible] સળગાવવો પડે...ચા મૂકવી પડે...અ[illegible] બપોરેતપોરે બિલ્લી દૂધ પી ગઈ હોય [illegible] પાછા દોઢ ગાઉ દૂર દૂધ લેવા જવું પડે

હવે તો ત્રણ તાળી ને જીન હાજર...હુકમ કરીએ કે આ એટલે આ હાજર...સાથે ભાવનગરી ગાંઠિયા કહીએ તો અસ્સલ ભાવનગરી ગાંઠિયા હાજર કરે...[થોડી વારના મૌન બાદ] હવે તો ઑફિસ પણ નહીં...ક્યાંય બહાર જવાનું પણ નહીં...કોઈને મળવાનું પણ નહીં...આ ચાર દીવાલો વચ્ચે આ સફેદ જીને મારે માટે સ્વર્ગ ખડું કર્યું છે, સ્વર્ગ... [આંખ મીંચકારતાં] અને આમ પણ ગમ્મત માટેય આ કંઈ ખોટો નથી...લાવ, એને ફરી બોલાવું.

[અધિકાર ત્રણ તાળી પાડે છે. અટ્ટહાસ્ય સાથે જીન હાજર થાય છે. ગરદન ઝુકાવી ઊભો રહી]

**જીન** : હુકમ, માલિક...

**અધિકાર** : નૃત્ય...નૃત્ય કર...

[જીન સાવ યંત્રવત્, લગભગ ઠેકડા મારતો હોય એવા પ્રકારનું નૃત્ય કરે છે.]

**અધિકાર** : આ શું ઠેકડા મારે છે?

[જીન નાચ્યા કરે છે]

**અધિકાર** : અરે, એ મૂરખ, આ નૃત્ય કહેવાય? આ તો દારુ પાયેલા વાંદરા જેવું તું કૂદ કૂદ કરે છે—આવું નહીં, આવું નહીં...જરાક સુંદર...લલિત પ્રકારનું નૃત્ય બતાવ...મારો હુકમ છે.

[જીન ઠેકડા મારવાનું મૂકી દઈ, નિર્જીવ પણ લલિત પ્રકારની અંગભંગિમાઓ કરતો હોય છે.]

**અધિકાર** : હવે સાથે કાંઈ ગાઈશ?

[જીન વણ સાંભળ્યે શબવત્ નૃત્ય કર્યા કરે છે.]

**અધિકાર** : કોઈ શૃંગારી ચીજ ગા...પાન ખાય સૈંયા હમારે...એ...એ ગા...મારો હુકમ છે.

[જીન 'પાન ખાય સૈંયા હમારે' એવું કશુંક ગાતો હોય છે...આ બિભત્સ દૃશ્ય પર અધિકાર ખડખડાટ હસતો હોય છે અને લાઇટ ઑફ થાય છે.]

## દૃશ્ય ૨

[લાઇટ ઑન થાય ત્યારે અધિકાર કંઈક અંશે પ્રૌઢ થયેલો લાગે છે. એ ચાઇનીઝ શૂઝ જાતે પહેરે છે. દોરી બાંધતાં બાંધતાં અટકી જાય છે. પગમાંથી બૂટ કાઢી નાંખે છે.]

**અધિકાર** : [બૂટની દોરી પકડી–બૂટને ઊંચે સુધી લઈ આવી] આ ચાઇનીઝ શૂઝ...સરસ પણ શા કામનાં? ઘરની આ ચાર દીવાલો વચ્ચે જ એને પહેરી પહેરીને ફરવાનો પણ કંટાળો આવે છે. (શૂઝને) તમને નથી આવતો, હેં? [બન્ને બૂટને દોરીથી હલાવતાં હલાવતાં) ડોસાજી, ડગરાજી–ચલો ભાગો–(બૂટ ફેંકી દે છે–ટીંગાટોળી કરીને.]

[થોડી વાર પડેલાં બૂટને જોઈ રહે છે–પછી સહેજ કંટાળો આવતાં–એક બૂટને ઊંચકીને] કાલની રમત...ગઈકાલની એની એ રમત... આજે પણ ફરી રમવી પડશે. સમય પસાર કરવા કોઈ બહાનાં તો શોધવાં જ પડશે ને– [પકડેલા બૂટને એક ભીંત તરફ લઈ જતાં] ચલો ડોસાજી, તમને રસ પડે એવી એક સાથે ઓળખાણ કરાવું...મીસ વૉલ, આ મિસ્ટર શૂ. ચાઇનાના છે. અને મિસ્ટર શૂ, આ મીસ વૉલ, મારાં વરસોનાં ફ્રેંડ છે...ફ્રેંડ? આઇ હેઇટ ધીઝ વૉલ્સ, મિસ્ટર શૂ, આઇ હેઇટ... ઑલ ઑફ ધેમ...ઍન્ડ આઇ હેઇટ યૂ, ટૂ, મિસ્ટર શૂ...[Friend? I hate these walls, Mr. Shoe. I hate all of them, and I hate you too, Mr. Shoe] [એમ કહીને પકડેલા બૂટને દીવાલ

પર જોરથી ફંગોળે છે-સહેજ વાર રોકાઈ] બૂટ ફેંકયાથી દીવાલ હટતી નથી-મિસ્ટર અધિકાર.

[અધિકાર ઉશ્કેરાટ ઓછો થતાં સાવ હતોત્સાહ અનુભવે એ રીતે નિરાશ પગલે આમતેમ ફરતો હોય છે. કશુંક સૂઝતાં એ ત્રણ તાળી બહુ શિથિલ હાથથી હળવેથી પાડે છે. અટ્ટહાસ્ય સાથે સફેદ જીન હાજર થાય છે જીનના અટ્ટહાસ્યથી અધિકાર ધ્રૂજે છે. જીન નજીક આવી, ગરદન ઝુકાવી ઊભો રહે છે અને-]

જીન : હુકમ, માલિક-

અધિકાર : (ધ્રૂજતાં ધ્રૂજતાં) ભાઈ, આટલું મોટેથી શું કામ હસે છે?

[જીન શૂન્યવત્]

અધિકાર : તારા રોજના આ પડછંદ અટ્ટહાસ્યથી હું મૂળસમેતથી કંપી કપી ગયો છું. હવે તો કદાચ પડું પડું થઈ ગયો છું.

[જીન શૂન્યવત્]

અને તને મારી દયા પણ આવતી નથી? કોઈ પથરા સાથે આટલો સમય હું રહ્યો હોત ને તો પણ પથરો પીગળ્યો હોત, પણ તું?

[જીન શૂન્યવત્]

સાલ્લા, હું બકતો નથી, બોલું છું. સંભળાય છે તને? હું બોલું છું, બોલું...

[જીન શૂન્યવત્]

મારા હુકમ સિવાય તને કશું જ સંભળાતું નથી...કશું જ સમજાતું નથી...ઊફ્.

[જીન શૂન્યવત્]

તો હવે મારો હુકમ સાંભળ.

[જીન શૂન્યવત્]

મારો હુકમ છે કે મારી સાથે તું વાત કર...

[જીન એકદમ અધિકાર પાસે જઈ, હાથમાં હાથ લેતાં]

જીન : કેમ છો? મઝામાં છો? શું ચાલે છે હમણાં? આજકાલ હવામાન બહુ ખરાબ છે, નહીં? પણ, શું થાય? ચાલો, આવજો...ટા, ટા.. બાય, બાય, ગુડનાઇટ.

[જીન સહેજ ફરી, પાછો સંમુખ થઈ ચૂપચા ઊભો રહી જાય છે.]

અધિકાર : આમ બનાવટી રીતે નહીં...સહે સારી રીતે...હૃદયના ભાવથી...પ્લીઝ, મા સાથે તું સરસ રીતે, ઉમળકાથી વાત કા મારી સાથે આવતાં પહેલાં તેં કરેલી શરત હું પાલન નથી કરતો? અને છતાં તું આ મારાથી આઘો આઘો કેમ રહે છે? તેં આવત પહેલાં શરત મૂકી હતી કે તું મારા ઘરમ આવે એટલે બીજા કોઈ માણસને મારે ઘરમ નહીં આવવા દેવાનો. છેલ્લાં વીસ વીસ વરસથ આ ઘરમાં તારા આવ્યા પછી કોઈને મેં પ મૂકવા દીધો છે ખરો, હેં?

[જીન શૂન્યવત્].

પણ, ખરું કહું દોસ્ત, આ બંધ ઓરડામાં. ઊફ...દુઃખ કહેવાથી ક્યારે ઓછું થાય છે પણ, તું મારા સુખદુઃખમાં કેમ સામેલ થતે નથી? મારાં સુખ, મારાં દુઃખની વાત હુ તને કહું છું ત્યારે, અત્યારે ઊભો છે એ પથ્થરવત્ ઊભો રહે છે-નિષ્પલક આંખે ભાવહીન ચહેરે, ઝુકાવેલી ગરદન સાથે...

[જીન પાસે જઈ]

તને ક્યારેય વાત કરવાની ઇચ્છા નથી થતી? મારા કોઈ હુકમનો, અનાદર કરવાનું મન નથી થતું? ક્યારેય તને મારી કોઈ વાતથી આનંદ નથી આવતો? ગુસ્સો નથી ચડતો! હું અને તું આ આવડા મોટા બંધ ઓરડામ એકલા છીએ-વરસોથી. તને એનો કંટાળો નથી આવતો?

[લગભગ રડમસ થઈને]

તને કહું છું–આ બધું હું તને કહું છું–તને–
તને સંભળાય છે ?

[થોડી વાર પછી ગુસ્સે થઈ]

સાલ્લા, તને હુકમની જ ભાષા સમજાય છે અને મારે તને...

[ટટ્ટાર થવાના પ્રયત્ન કરતાં]

મારા ગળામાં શોષ પડે છે–પાણી લાવ.

જીન : જેવો હુકમ, માલિક

[જીન અટ્ટહાસ્ય સાથે અદૃશ્ય થઈ, પાણીના પ્યાલા સાથે પાછો આવતાં ફરી અટ્ટહાસ્ય કરે છે–ધ્રૂજતા હાથે અધિકાર પાણીનો પ્યાલો લે છે–યંત્રવત્ પાણી પી જીનને પ્યાલો પાછો આપે છે–જીન પ્યાલો લઈ ઊભો રહે છે]

અધિકાર : પ્યાલો અંદર મૂકી આવ.

[અટ્ટહાસ્ય સાથે જીન પ્યાલો મૂકી, પાછો આવતાં પુનઃ અટ્ટહાસ્ય કરે છે. અધિકાર પાસે આવી ગરદન ઝુકાવી ઊભો રહે છે]

અધિકાર : તું કેમ પાછો આવ્યો ? જા.

[જીન જવા માંડે છે એટલે]

ઊભો રહે.

[જીન ઊભો રહી જાય છે]

આજે મારે તારું કામ છે. સાદું, સીધું નહીં. મોટું કામ છે. (થોડાક મૌન પછી) પૂછ તો ખરો કે કયું મોટું કામ છે ?

[જીન શૂન્યવત્]

સાલ્લા, મારી સાથે વાત કર–મારો હુકમ છે.

જીન : (યંત્રવત્) કેમ છો ? મઝામાં છો ? શું ચાલે છે હમણાં ? આજકાલ હવામા...

અધિકાર : સ્ટોપ ઇટ.

[જીન બોલતો બંધ થઈ જાય છે એટલે]

તું મારી સાથે આમ જ વર્તવાનો હોય તો... તો હું આજે આ બંધ બારણું ખોલી કોઈને પણ ઘરમાં બોલાવીશ–એની સાથે વાત કરીશ–સાલ્લું, વીસ વીસ વરસથી કોઈએ મારી સાથે ઉમળકાથી વાત નથી કરી–એ તે કેમ ચાલે ?

[દોડતો બંધ બારણું ખોલી નાંખે છે–બારણે જઈ]

અધિકાર : બચુ અહીં આવ તો–પી પી આપીશ–અહીં આવ તો...

[આઠેક વર્ષનો નાનો છોકરો બારણાં બહાર આવી ઊભો રહે છે]

આવ, બેટા, આવ. અંદર આવ. તને ચોકલેટ આપું...

[છોકરો ડરતો ડરતો અંદર પ્રવેશે છે–એ પ્રવેશે છે એની સાથે જ જીન ચીલઝડપે દરવાજો બંધ કરી આવેલા છોકરા પર તૂટી પડે છે–એને ઊંચકીને મોટા ટેબલ પાછળ લઈ જાય છે અને અધિકાર આ બધું વિહ્વળ આંખે જોયા કરતો હોય છે–છોકરાની મરણચીસ સંભળાય છે એની સાથે કેળ પર કુહાડો પડ્યો હોય એમ અધિકાર ફસડાઈ પડે છે–અંગે લકવો પડતી વખતે જે પ્રકારે શરીર ખેંચાય એમ અધિકારનું શરીર ખેંચાય છે અને આ દૃશ્ય પૂરું થાય છે.]

## દૃશ્ય ૩*

[પ્રકાશ થાય છે ત્યારે અતિશય વૃદ્ધ એવો અધિકાર પથારીમાં સૂતેલો છે.]

અધિકાર : (થોડુંક ખાંસતાં) પા...ણી. મને પાણી આપો.

[કોઈ આવતું નથી]

ઓ હું મરી ચાલ્યો રે...મારા ગળામાં શોષ પડે છે (ખાંસતાં ખાંસતાં) આ ખાંસી... (સહેજ બેઠા થવાનો પ્રયત્ન કરે છે–ઢળી પડે છે–થોડી વાર મૌન–) જીન ક્યાં ગયો ? એ ચાલ્યો ગયો ? હા...રા ? (સહેજવાર

ભીંચી રાખે છે) પણ, મારો દવાનો સમય થયો છે...દ...વા...

[કોઈ આવતું નથી]

ત્રણ તાળી પાડું ? [જમણો હાથ ઊંચકવા અધિકાર પ્રયત્ન કરે છે–હાથ ઊંચકાતો નથી. હાથ પડી જાય છે] અરેરે, મને આ રોગ ક્યાં થયો ? લકવો ક્યાંથી પડ્યો ? મારું આખું જમણું અંગ ઝલાઈ ગયું છે...પણ...ના... નહીં. પા...ણી...(ઝનૂન સાથે સમગ્ર શક્તિથી ડાબો હાથ ઊંચકે છે અને અટકી જાય છે] ના, ના. આ ત્રીજી તાળી પાડીશ તો પે...લો હાજર થશે. હુકમ માંગશે...નહીં, મારે એનાથી છૂટવું છે–કોઈ રીતે ય છૂટવું છે (થોડી વાર અટકીને) પણ, આમ ને આમ તો હું મરી જઈશ. અડધા અંગે લકવો પડ્યો છે ને...દવા વગર...પાણી વગર...પણ કાંઈ નહીં...આ જીન મારે ન જોઈએ–આ કોણ મને ત્રીજી તાળી પાડવા મજબૂર કરે છે ? કો...ણ ? કો...ણ છે એ ? મારા ડાબા હાથને કોણ જમણા હાથ તરફ ધકેલે છે ? કોણ છે એ ? કોણ છે ? નથી મારે તાળી પાડવી...ત્રીજી તાળી નથી જ પાડવી...પણ, ઓહ...

[અધિકાર ડાબા હાથને રોકવા સખત મહેનત કરતો હોય છે – અને છતાં ડાબો હાથ જમણા હાથ ભણી નમતો જાય છે – ખાળે છે, અટકાવે છે. આથી, અધિકાર પરસેવે રેબઝેબ થઈ જાય છે. આ સંઘર્ષમાં અધિકાર હાંફી જાય છે – થાકી જાય છે અને અતિશય સ્ટ્રેઇનને કારણે મૃત્યુ પામે છે. અને મૃત્યુ પામતાંની સાથે જ ડાબો હાથ જમણા હાથ પર આવી પડે છે અને ત્રીજી તાળી વાગે છે એની સાથે જ ટેબલ પાછળથી અટ્ટહાસ સાથે જીન બહાર આવી, મરેલા અધિકાર પાસે માથું ઝુકાવી ઊભો રહે છે.]

જીન : હુકમ, માલિક.

[અને આ શબ્દોના પડઘાઓ સાથે પર્દો પડે છે]

* આ આખા દૃશ્યમાં અધિકારનો ટેઈપ કરેલો અવાજ જ રજૂ કરવો.

## સત્ત્વશીલ સાહિત્યની જરૂર

### બર્ટ્રાન્ડ રસેલ

હું એ દિવસની રાહ જોઉં છું જ્યારે દીવાનખાનાનાં ફરનિચર જેટલી જ સત્ત્વશીલ સાહિત્યની જરૂર ગણાશે.

કોઈ પણ દીવાનખાનાની અંદર જાઉં ત્યારે સહુથી પહેલાં હું ત્યાં પડેલાં સામયિકો અને પુસ્તકો તરફ નજર નાખી લઉં છું, મારે મન સાહિત્ય એ વ્યક્તિના સાચા સંસ્કારનો માપદંડ છે. વિનય, વિવેક, પ્રફુલ્લતા, નિષ્ઠા–આ બધાંનું મૂલ્ય છે જ, પણ આ ગુણોના વર્ધનમાં સતસાહિત્ય જેટલું ઉપકારક પરિબળ બીજું નથી. જે લોકો શબ્દની શક્તિ પ્રમાણે છે એમના માટે સારાં પુસ્તકો એક મહત્ત્વની મૂડી બની જાય છે, પોતે તો મહાન મૂડીનો ઉપયોગ કરે જ છે, એ સાથે એ પોતાના મિત્રો, સ્વજનો અને પરિવારને પણ એનો લાભ આપે છે.

## અવલોકન

# અમૃતલાલ યાજ્ઞિક

## વિવેચનક્ષેત્રમાં મૂલ્યવાન સામગ્રી : અર્થાન્તર

શ્રી ચંદ્રકાંત શેઠ આપણા પ્રતિષ્ઠિત સર્જક-ભાવક છે. તેમના સાહિત્યવિવેચનમાં તેમની સાહિત્યિક સૂઝ અને સાચી વિદ્યાનિષ્ઠા તરી આવે છે. આ પુસ્તકનું નામ અર્થાન્તર કેમ રાખ્યું છે તે શ્રી શેઠની પ્રસ્તાવનામાં લખેલા વિધાનથી સ્પષ્ટ થાય છે. તેમણે લખ્યું છે : "કવિને આનંદ હોય છે સ્વકીય અર્થસર્જનમાં, આપણને આનંદ હોય છે અર્થઘટનમાં." કવિનો અર્થ અહીં સર્જનાત્મક સાહિત્યકાર કરીએ અને સાથે સાથે લલિતેતર સાહિત્યને પણ થોડે અંશે સાંકળીએ તો "અર્થાન્તર"ની વિવેચનભૂમિકાનો અણસાર મળી રહે છે

"અર્થાન્તર"માં શ્રી ચંદ્રકાંત શેઠે નવલકથા અને નાટ્યકૃતિઓની સમીક્ષા કે વિવેચન તો કર્યા છે, પણ "ઐતિહાસિક સાહિત્યકૃતિઓમાં ઇતિહાસનું સ્થ", 'અશ્લીલ સાહિત્ય અને સેન્સરશિપ' જેવા લેખોમાં સૈદ્ધાંતિક વિચારણા પણ કરવામાં આવી છે. સૌથી પહેલો લેખ નવલકથામાં ગદ્યની તરાહ વિશેનો છે જેમાં ગદ્યછટા અંગેની ચિંત્ય સામગ્રી મળે છે. શ્રી શેઠે લખ્યું છે : "એક બાજુએ પદ્ય અને સામે છેડે શાસ્ત્રીય ગદ્ય તેમની વચ્ચે પદ્ય પછી લયદૃષ્ટિએ જોતાં ક્રમાનુસાર અછાંદસ રચનાઓ, ગદ્યકાવ્યો, લલિતનિબંધોનું ગદ્ય આદિ વિવિધ પ્રકારના ગદ્યપ્રકારો આવી શકે." ગદ્યશૈલીના સ્વરૂપવૈવિધ્યનું પરીક્ષણ અને વિવરણ અર્થપ્રદ રીતે તેમાં કરવામાં આવ્યું છે.

નવલકથા વિશેનું વિવેચન શ્રી ચંદ્રકાંત શેઠની અભ્યાસવૃત્તિનું સરસ પ્રતિબિંબ પાડે છે ખાસ કરીને નવી ઢબના શિલ્પવાળી રાધેશ્યામ શર્માની 'ફેરો'નું વિવેચન અભ્યાસીને માર્ગદર્શક બને તેવું છે. અરૂઢ નવલકથાના સ્વરૂપને સમજવા માટેની માતબર સામગ્રી તેમાંથી મળી રહે છે.

ગુજરાતી નાટ્યસાહિત્યના વિકાસના અનુલક્ષમાં "રાઈનો પર્વત" અને "મહાપ્રસ્થાન" કેવી આગેકૂચ કરે છે તેની રચનાત્મક સમીક્ષા "અર્થાન્તર"નો પ્રતિષ્ઠા વધારે તેવી છે. આ ત્રણેયની તુલનાત્મક વિવેચના વિકાસના માર્ગસૂચક સ્તંભોનું સ્પષ્ટ દર્શન કરાવે છે. શ્રી ચંદ્રકાંત શેઠે "મહાપ્રસ્થાન"નાં સાતે ય દશ્યકાવ્યોની કલાનો મર્મ ટૂંકામાં દર્શાવ્યો છે. તેમની અધ્યયનનિષ્ઠાનો સારો પરિચય આ લેખમાંથી મળે છે. "કલ્યાણગ્રામથી સેવાગ્રામ" સુધીની યાત્રા એક રોમાંચક સંસ્કૃતિયાત્રા છે" એમ વિધાન કરીને "કલ્યાણગ્રામથી સેવાગ્રામ" નામના લેખમાં ગોવર્ધનરામ અને ગાંધીજીની સંસ્કૃતિદૃષ્ટિ સૂત્રાત્મક રીતે રજૂ કરી છે. આ ઉપરાંત, "રઘુવીરની નવલત્રયી વિશે કંઈક"માં રઘુવીર ચૌધરીની નવલકથાઓની વિશિષ્ટતા અને કૈંક અંશે મર્યાદાઓ બતાવવામાં શ્રી શેઠની વિવેચનશક્તિનો સારો પરિચય થાય છે.

"અશ્લીલ સાહિત્ય અને સેન્સરશિપ" એ લેખમાં શ્લીલ અને અશ્લીલ શું છે અને સાહિત્યકલાની દૃષ્ટિએ તેનો વિચાર કઈ રીતે થઈ શકે તેની સારી ચર્ચા કરી છે. પશ્ચિમના વિવેચકોએ આ અંગે કરેલી વિચારણાનો ઠીક ઠીક પરિચય આપ્યો છે. શ્રી શેઠે પોતાનો આ અંગેનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવતાં કહ્યું છે : "જીવનમાં અન્ય ક્ષેત્રે અમુકતમુક નિયંત્રણો સ્વીકારી શકતાં હોઈએ તો સાહિત્યક્ષેત્રે પણ સ્વીકારવામાં વાંધો ન હોવો ઘટે." "અર્થાન્તર" એ વિવેચનક્ષેત્રમાં મૂલ્યવાન સામગ્રી પૂરી પાડે છે.

[આકાશવાણી મુંબઈના સૌજન્યથી]

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. પરોઢનું અંધારું | શ્રી ઈશ્વર પેટલીકર | નવલકથા | ૨૦-૦૦ |
| ૨. ચડતા સૂરજની વેળા | શ્રી સારંગ બારોટ | ,, | ૧૮-૨૫ |
| ૩. અનંતસીમા | ,, | ,, | ૧૩-૦૦ |
| ૪. રુદ્રમહાલય | શ્રી રઘુવીર ચૌધરી | ,, | ૧૮-૦૦ |
| ૫. અધિપુરુષ | શ્રી પિનાકિન્ દવે | ,, | ૨૦-૭૫ |
| ૬. વેદનાની વાડી લીલીછમ | શ્રી મૂળરાજ રૂપારેલ | ,, | ૨૪-૦૦ |
| ૭. નગારે ઘા | ,, | ,, | ૨૨-૭૫ |
| ૮. ચિહ્ન | શ્રી ધીરેન્દ્ર મહેતા | ,, | ૨૦-૦૦ |
| ૯. છબીલી | શ્રી અરવિન્દ શાસ્ત્રી | ,, | ૨૧-૫૦ |
| ૧૦. શાલિની | સરલા શેઠ | ,, | ૩૩-૦૦ |
| ૧૧. આભ ઢળે તે દિન | માલતી દેસાઈ | ,, | ૨૬-૦૦ |
| ૧૨. શ્વેત રાતના શ્યામ પડછાયા | શ્રી યશવંત મહેતા | ,, | ૧૫-૨૫ |
| ૧૩. આત્મ જ્યોતિકા | શ્રી નિર્વાણવ્યાસ | ,, | ૧૪-૫૦ |
| ૧૪. કુરુક્ષેત્રને પંથે ભા. ૬ | શ્રી દક્ષિણકુમાર જોશી | ,, | ૨૨-૦૦ |
| ૧૫. સ્વયંવર | શ્રી નવનીત સેવક | ,, | ૨૦-૦૦ |
| ૧૬. સમણા સળગ્યા સોહાગ રાતે | શ્રી રસિક મહેતા | ,, | ૩૦-૦૦ |
| ૧૭. કચ્છના રંગમોલમાં | ,, | ,, | ૧૪-૦૦ |
| ૧૮. લાગણીના પડળ | શ્રી નવલકિશોર વ્યાસ | ,, | ૧૫-૦૦ |
| ૧૯. સંગ ન છૂટે સાજનનો | હંસાબેન સી. પટેલ | ,, | ૧૮-૦૦ |
| ૨૦. વ્યંઢળ | શ્યામલ | ,, | ૧૪-૦૦ |
| ૨૧. નિરજા ભાર્ગવ | શ્રી અશ્વિની ભટ્ટ | ,, | ૨૦-૫૦ |
| ૨૨. સદા સર્વદા | શ્રી સારંગ બારોટ | નવલિકા | ૧૪-૦૦ |
| ૨૩. કમળનાં તંતુ | શ્રી હરિવલ્લભ ભાયાણી | ,, | ૧૯-૦૦ |
| ૨૪. આધાર વરસે અનરાધાર | શ્રી નાનુભાઈ દવે | , | ૪-૦૦ |
| ૨૫. અકસ્માતના આંકાર | શ્રી રમણલાલ પાઠક | ,, | ૧૨-૫૦ |
| ૨૬. અગનપિછોડી | શ્રી પ્રિયકાંત પરીખ | ,, | ૧૭-૦૦ |
| ૨૭. આમોદ | શ્રી સુંદરજી બેટાઈ | વિવેચન | ૧૫-૦૦ |
| ૨૮. સૌરભ | શ્રી નરોત્તમ વાળંદ | ,, | ૧૪-૦૦ |
| ૨૯. લીલેરો ઢાળ | શ્રી પ્રિયકાન્ત મણિયાર | કાવ્ય | ૧૦-૦૦ |
| ૩૦. વ્યોમલિપિ | ,, | ,, | ૧૦-૦૦ |
| ૩૧. કેશરિયા ટશરનું આકાશ | શ્રી મધુકાન્ત કલ્પિત | ,, | ૫-૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૨. વિસ્તરતું રહેશે આકાશ | રીતા ભટ્ટ | કાવ્ય | ૮–૦૦ |
| ૩૩. આટલામાં ક્યાંક | ડૉ. ભૂપેન્દ્ર રામાનંદી | ,, | ૬–૦૦ |
| ૩૪. અમાનત | શ્રી કિસ્મત કુરેશી | ગઝલ | ૩–૫૦ |
| ૩૫. અંજૂમન | રાજ | ,, | ૨–૨૫ |
| ૩૬. નવનિર્માણ '૭૭ | શ્રી શિવકુમાર જોશી | નાટક | ૬–૦૦ |
| ૩૭. અશોક વન | શ્રી રઘુવીર ચૌધરી | ,, | ૭–૫૦ |
| ૩૮. ઝૂલતા મિનારા | ,, | ,, | ૬–૫૦ |
| ૩૯. ગુડબાય મિ. અપૂર્વ | શ્રી યાસિન દલાલ | ,, | ૬–૦૦ |
| ૪૦. સત્વશિલ | શ્રી મુકુંદરાય પારાશર્ય | જીવનચરિત્ર | ૧૦–૦૦ |
| ૪૧. સંગીતકલાના પોષક | શ્રી નિનુ મઝુમદાર | ,, | ૦–૬૦ |
| ૪૨. સદ્દગુરુ બ્રહ્માનંદ સ્વામી | શાસ્ત્રી સિદ્ધેશ્વરદાસ | ,, | ૦–૬૦ |
| ૪૩. સદ્દગુરુ નિષ્કુલાનંદ સ્વામી | શાસ્ત્રી ભક્તિપ્રિયદાસ | ,, | ૦–૬૦ |
| ૪૪. ભક્તરાજ દાદા ખાચર | સાધુ માધવપ્રિયદાસ | ,, | ૦–૬૦ |
| ૪૫. મારગ આ પણ છે શૂરાનો | શ્રી શિવકુમાર જોશી | સંસ્મરણો | ૨૨–૫૦ |
| ૪૬. હાસ્યલોક | શ્રી રમણલાલ પાઠક | લેખો | ૧૧–૦૦ |
| ૪૭. વિનોદની નજરે | સંપા. શ્રી વિનોદ ભટ્ટ | ,, | ૧૮–૦૦ |
| ૪૮. અંતરનાં ઝરણાં ભા. ૪–૫ | શ્રી વત્સલ વસાણી | ,, | ૩૪–૦૦ |
| ૪૯. પેસિવ વોઇસની આંટીઘૂંટી સમજીએ | શ્રી વનરાજ માલવી | શિક્ષણ | ૫–૦૦ |
| ૫૦. ઇન્ડિરેક્ટ સ્પીચની ,, ,, | ,, ,, | ,, | ૧૦–૦૦ |
| ૫૧. બાલવર્તનની સમસ્યાઓ | સુમતિબેન વૈદ્ય | ,, | ૧૧–૦૦ |
| ૫૨. વેદરસ | ,, | આધ્યાત્મિક | ૬–૦૦ |
| ૫૩. પ્રેમસખી પદાવલિ | સંપા. અનંતરાય રાવળ | ,, | ૪–૦૦ |
| ૫૪. દેવાનંદ પદાવલિ | સંપા. જયંત પાઠક | ,, | ૩–૦૦ |
| ૫૫. જીવન વિકાસ | શ્રી ચાંપશીભાઈ ઉદેશી | ,, | ૨–૫૦ |
| ૫૬. જ્યોતિષ પરિચય અને કુંડલીચક્ર | શ્રી શંકર ભાસ્કર દાંડેકર | જ્યોતિષ | ૭–૫૦ |
| ૫૭. બિરબલની બેટી | ચારુલત્તા બારાઈ | બાળસાહિત્ય | ૭–૫૦ |
| ૫૮. હસાહસ કથામાળા પુ. ૩૦ | શ્રી હરિપ્રસાદ વ્યાસ | ,, | ૬૦–૦૦ |
| ૫૯. દાનવ કથામાળા પુ. ૧૦ | શ્રી ચંદ્રકાન્ત અમીન | ,, | ૨૦–૫૦ |
| ૬૦. મીયાં ફુસકી પુ. ૮ | શ્રી જીવરામ જોષી | ,, | ૩૦–૦૦ |

–: પ્રાપ્તિસ્થાન :–

**આર. આર. શેઠની કંપની** પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦૦૦૨ * ગાંધી રોડ અમદાવાદ–૩૮૦૦૦૧

ઉદ્ગાર-૩૫ | ૩–'૭૯

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| ताशमहल | रामकुमार भ्रमर | 12-00 |
| कापुरुष महापुरुष | आबिद सुरती | 20-00 |
| तुम फिर आना | गौरीशंकर राजहंस | 9-00 |
| समर्पण का सुख | मालती जोशी | 12-00 |
| जलता रेगिस्तान | सच्चिदानन्द धूमकेतु | 10-00 |
| दूसरा आदमी लाओ | हरिप्रकाश त्यागी | 10-00 |
| स्वयंसिद्धा | माणिक बन्द्योपाध्याय | 12-00 |
| शाह आलम की आँखें | इन्द्रविद्या वाचस्पति | 12-00 |
| अजन्मी आत्मा की बातें | सुभद्रा | 14-00 |
| मूकज्जी | डा शिवराम कारत | 20-00 |
| अपना घर | विभूतिभूषण बन्द्योपाध्याय | 20-00 |

### कहानी

| | | |
|---|---|---|
| मराठी की पुरस्कृत कहानियाँ | स. विजय बापट | 30-00 |
| हम मोहरे दिन रात के | सुनीता | 8-00 |
| तमाशा | स्वदेश दीपक | 12-00 |
| अभियुक्त | राकेश वत्स | 12-00 |
| फाल्गुनी | मेहरुन्निसा परवेज | 12-00 |
| श्मशान | दामोदर सदन | 12-00 |
| परायी प्यास का सफर | आलमशाह खान | 10-00 |
| एक कदम और | स. मधुदीप | 12-00 |

### कविता

| | | |
|---|---|---|
| आकाशकवच | आशा गुप्ता | 14-00 |
| सूरसागर सटीक भाग-२ | स डा हरदेव बाहरी | 60-00 |
| प्रश्नातक | वैस्सिलिस विटसाक्सिस | 10-00 |
| कैदी भाई बन्दी देश | वेदप्रकाश 'वटुक' | 12-00 |

### नाटक

| | | |
|---|---|---|
| मिया बीबी राजी | हरि मेहता | 10-00 |
| निजाम सक्का | हरचरनसिंह | 8-00 |

## आलोचना

| | | |
|---|---|---|
| अज्ञेय: सृजन और संघर्ष | रामकमल राय | 20-00 |
| लोक साहित्य का अध्ययन | त्रिलोचन पांडेय | 30-00 |
| तुलसी की साधना | विश्वनाथ प्रसाद मिश्र | 15-00 |
| रहीम शतकत्रय | डा. बालकृष्ण 'अकिंचन' | 20-00 |
| दक्खिनी हिन्दी: विकास और इतिहास | डा. परमानन्द पांचाल | 20-00 |
| तुलसी की भाषा का शैली वैज्ञानिक अध्ययन | डा. किरण बाला | 20-00 |
| मेरठ जनपद की साहित्यिक चेतना | क्षेमचन्द्र सुमन | 15-00 |
| रत्नाकर: उनकी प्रतिभा और कला | डा. विश्वम्भरनाथ भट्ट | 35-00 |
| प्रसाद साहित्य में नियतिवाद | पद्माकर शर्मा | 40-00 |
| अज्ञेय और समकालीन काव्य | डा. नरेन्द्रदेव वर्मा | 30-00 |
| मुक्तिबोध का काव्य | डा. नरेन्द्रदेव वर्मा | 15-00 |
| प्रगीतकार बच्चन और अंचल | डा. नरेन्द्रदेव वर्मा | 15-00 |
| रोमान की वापसी | प्रमोद वर्मा | 20-00 |

## विविध

| | | |
|---|---|---|
| एक मंदिर सद्भावना का | दुर्गाप्रसाद शुक्ल | 8-00 |
| आत्म-पूजा उपनिषद् | भगवान श्री रजनीश | 60-00 |
| और नदी बहती रही | सं. अमृता प्रीतम | 30-00 |
| मैं और मैं | सं. अमृता प्रीतम | 15-00 |
| देवता कुर्सी के | क्षितीश विद्यालंकार | 12-00 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर. शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एवं प्रकाशकों की प्रमुख कृतियाँ; साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एवं महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एवं संदर्भ-ग्रन्थ सदैव उपलब्ध हैं। यह संस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं—उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बाल-साहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको संतोष प्रदान करने के प्रयास में कृतसंकल्प है।

इन दिनों लायब्रेरी सीजन शुरू हो रही है। आप भी अपनी लायब्रेरी के लिए बड़ी मात्रा में पुस्तकें मँगाना चाहेंगे। आदेश प्राप्त होने पर हमारे यहाँ से पुस्तकें तुरन्त सप्लाय की जाती हैं। त्वरित सेवा ही हमारी विशेषता है। कृपया अपना बहुमूल्य आदेश भेजकर अनुग्रहीत करें।

आपको सुविदित ही होगा कि 'द मैकमिलन कम्पनी ऑफ इण्डिया लि.' एक सुप्रतिष्ठित प्रकाशन संस्थान है। इधर हम उनके अधिकृत विक्रेता नियुक्त किये गये हैं। कृपया उनके प्रकाशनों का आदेश भी सीधे हमें भिजवाकर अनुग्रहीत करें।

મુદ્રણ : દર્શન પ્રિન્ટર્સ, સલાપસ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ ફોન : ૩૮૮૨૧૯

# ઉદ્‌ગાર

વર્ષ : ૨
૧૫ એપ્રિલ '૭૯ : અંક ૮
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

સંપાદક :
મનહર મોદી

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

ગઈ તા. ૨૪-૩-૭૯ના રોજ આકાશવાણી, અમદાવાદ આયોજિત કવિસંમેલનમાં ભાગ લેવાનો તથા અન્ય ૧૯ કવિઓ તથા પ્રમુખ શ્રી ઉમાશંકર જોશીનાં કાવ્યો સાંભળવાનો પ્રસંગ બન્યો તેને આપણી વાત સાથે જોડું છું. ગુજરાતી સાહિત્યક્ષેત્રે રચાતી ગેયરચનાઓ–ગીત-ગઝલ-ના પઠન–શ્રવણનો આ કાર્યક્રમ હતો. ગયા વર્ષ કરતાં આ વર્ષે ચોક્કસ સ્વરૂપ પર ભાર હતો તેથી સંમેલનમાં કેવોક રસ જામશે અને કવિઓ કેટલા ખૂલશે તે વિશે ઘણાને શંકા હતી. પણ રજૂ થયેલી રચનાઓએ એ શંકાને નિર્મૂળ કરી રસિકજનોને આનંદિત કર્યા. શ્રી ઉમાશંકર જોશીએ કહ્યું તેમ ગઝલ જેવા 'માસુમ' સ્વરૂપને આપણો કવિ વધુ ને વધુ સમૃદ્ધ કરતો જાય છે, તેવું જ ગીતનું પણ છે. આકાશવાણી-આયોજિત આ સંમેલને આવાં અનેક સંમેલનો માટે પ્રેરણા પૂરી પાડી ગણાય..

'ઉદ્‌ગાર'માં પ્રગટતી કાવ્ય-રચનાઓ જે તે કવિ સ્વમુખે સંભળાવી કાવ્યરસિક શ્રોતાઓને રસતરબોળ કરે તેવો પ્રસંગ ઊભો કરવા આતુર છું.

'ઉદ્‌ગાર' વાર્તા–સ્પર્ધા માટે ઘણી વાર્તાઓ મળી હોવાથી પરિણામ જાહેર કરવામાં વિલંબ થયો છે તે બદલ દિલગીરી. 'જૂન '૭૯ના અંકમાં એ જાહેર થાય તે અંગે સતત પ્રયત્નશીલ છું.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

## તાકીદનામા

(પ્રતિ શ્રી મનહર મોદી)

રાજેન્દ્ર શુક્લ

અણુકથ્યા અણુસારનાં ઓ નયન ટહુકો ફરી
અર્થની ઓ પારનાં ઉડ્ડયન ટહુકો ફરી

ભરવસંતલ વાયરા કેમ કૈં થંભી ગયા
ઓતરાદી ધારનાં એ અયન ટહુકો ફરી

નિરખિયે જેને પ્રથમ નામ જેનું હોય ના
એ અદીઠ તુષારનાં અવચયન ટહુકો ફરી

આ મુકામો માર્ગના, હોય ના મંઝિલ કદી
પંથ પારાવારનાં ઉન્નયન ટહુકો ફરી

નિત્ય વિસ્તરતી હદે વિસ્તરે સીમા સકલ
કે ગઝલ–ટંકારના દિગ્જયન ટહુકો ફરી

## Gazal in my Workshop

સાંભળું છું સાદ ઊંડેથી કશો આધારનો
સાંપડે છે સાથ કિંતુ આ તરલ સંભારનો.

કોડ મધ્યે કોડિયું ને કોડિયામાં વાટ છે
ઘાટ કૈં ઘડવા મથું હું શ્વાસ શૂન્યાકારનો

પૂર્વ-આલેખો પડ્યા વેરાયલા આ ચોતરફ
લય સ્વયંભૂ ઊપને કૈં હાથ ને હથિયારનો

મિત્ર મારા, પ્રાસ સઘળા કોશમાં પણ હોય છે
અડકું હું ત્યારે જ ઊઘડે અર્થ પણ ઓજારનો

આખરે આકાર જેવું કૈંક તો આ નીપજે
છોડિયાં પાડ્યા કરું છું શબ્દના હું ક્યારનો

## વિકટ સમય

સિતાંશુ યશશ્ચંદ્ર

વિકટ સમય સાવનનો ચંચલ
ઘડી ઉઘાડ ઘડી ઘેરો,
આ લહું મેજ મેઘ નખ પડદો
ને આ લહું 'પ્રિયનો ચહેરો.
શિવના વશમાં નથી પેલો ખલ!
વિકટ સમય સાવનનો ચંચલ.

તડિત રંગ પીળો, તરુ લીલો
ને નદીનો રંગ મટોડી,
સુમિરન રંગ પ્રિયાનો–ગોરો
મહીં રતાશ થોડી થોડી.
બિરહ રંગ ઘનશ્યામ સમુજ્જ્વલ!
વિકટ સમય સાવનનો ચંચલ.

ઉષ્ણ બાહુ, કર કંગન–ઘાયલ
મુજ ગ્રીવા પે હથેળી,
ક્ષત વિક્ષત ઉલ્લસિત પ્રિયા —
હતી મિલન બિરહ બીચ ઘેલી.
એ જ જુએ છે—જો, બીજલી છે, છે
વિકટ સમય સાવનનો ચંચલ.

માધાન | રવીન્દ્ર પારેખ

જે સમજે
જ

મજું
...તો...
પ્રેમ કહેવાય
શું જો હું એ
સમજું તો...
તો

યુ કહેવાય
રું
ને
થી જ કદાચ તારું

જ્યારે
ફરજનના હોવાનું
ારે
યારે
ફરજન તો
ટી જ ગયું હોય છે
ણ
ું
મ
સફરજન હોવાનું કબૂલે
યારે...?
...ત્યારે તો એ
થઈ ચૂક્યું હોય છે
લાકડાનું.

૩
તેં
તલવાર મારીને
પાણી કાપી બતાવ્યું
એથી જ
તલવાર
પાણી વગરની થઈ ગઈ.
૪
તને
તો
હું
ભરબપોરે
તારા જળમાં
લાકડાની જેમ તરું
એ જ
ગમે
પણ...
બરફને
તું
લાકડું
સમજી બેસે
એમાં વાંક કોનો?
૫
તું જે સમજી એ
બરફ અથવા લાકડું અથવા તલવાર
અથવા સફરજન અથવા પ્રેમ
અથવા...
અથવા તો કંઈ જ નહીં
અને જો તું
'કંઈ જ નહીં' જ
સમજી હોય તો...
...તો એ
મૃત્યુ કહેવાય
મારું
અને
ફક્ત
મારું જ.

# ખાનગી ભાષા

**નૌશિલ મહેતા**

એકાંકી

સૂત્રધાર/ડૉ. ધોળકિયા
ડૉ. પેટ્રિક ફર્નાન્ડીસ
પૂર્વી

**સૂત્રધાર :** એક હતો રાજા ને એક હતી રાણી. તેમને હતી ત્રણ સુન્દર પુત્રીઓ. તેમાંય સૌથી નાની રાજકુમારી તો રૂપરૂપનો ભંડાર હતી. તેનું નામ હતું સાઈક. દેશદેશાવરથી લોકો તેનું રૂપ નીરખવા આવે. તેઓ સાઈકના રૂપથી એવાં તો મુગ્ધ, એવાં તો ઘેલાં થઈ ગયેલાં કે રૂપની દેવી વિનસની પૂજા કરવાનું જ ભૂલી જાય. હવે સાઈકની બન્ને બહેનોનાં લગ્ન પાડોશી દેશોના રાજકુમારો સાથે થઈ ગયાં. અને રાજાને સાઈકના લગ્ન વિષે ચિંતા થવા લાગી. મિલેટસમાં રહેતા, એપોલોદેવના પૂજક એવા ભવિષ્યવેત્તાને પુછાવવામાં આવ્યું કે સાઈકના લગ્નનું શું ? જવાબ આવ્યો કે સાઈકનો વર મનુષ્ય નહીં પણ પંખાળો સાપ થશે – એવો સાપ કે જેનાથી દેવાધિદેવ જ્યુપિટર પણ ડરે. એટલે કાળાં કપડાં પહેરાવી, લગ્નનાં ગીતોની જગ્યાએ મરસિયાં ગાઈ, શરણાઈની જગ્યાએ મંજીરાં વગાડી, સાઈકને લગ્ન માટે પર્વતની ટોચે મૂકી, રાજારાણી મહેલમાં પુરાઈને આક્રંદ કરવા લાગ્યાં. (વિરામ) રૂપનાં દેવી વિનસ કોપાયમાન હતાં. લોકોએ તેમની પૂજા બંધ કરી હતી. સાઈકની સુંદરતાથી અંજાઈને દેવીએ પોતાના પુત્ર, પ્રેમના દેવ ક્યુપિડને બોલાવ્યો. કહ્યુ, એવા પુરુષ સાથે સાઈકનાં લગ્ન કરાવજે કે સાઈકનું પતન થાય. ક્યુપિડ કહે ભલે, મા, સાઈકનું રૂપ કદીયે તમારા રૂપની હોડમાં નહીં આવે. નેમ લઈને તીર મારજે, દેવી વિનસે કહ્યું. ભલે, કહે ક્યુપિડ, અને તે

પાંખ ફફડાવતો ફફડાવતો સાઈકની શોધમાં ઊડી ગ્
(વિરામ) તેણે પર્વતની ટોચ પર એકલી, કાળાં વસ્
પહેરેલી એક વ્યાકુળ હરણી સમી, અમાસની
ધ્રુવના તારાથીય સુંદર એવી બાળા જોઈ. અ
આ જ તો છે સાઈક ! ક્યુપિડ, પ્રેમના દેવ, પો
જ પ્રેમમાં પડી ગયા ! અદૃશ્ય થઈ, સાઈકને પાસે
નીરખી. ખરેખર, એના રૂપનો તો ત્રણે લોક
જોટો મળે તેમ નહોતું. (વિરામ) દરમ્યાનમાં સાઈ
ભયભીત હતી. પવનના વંટોળ તેની ચારે કોર ઊ
હતા, પરંતુ તેનું તો વસ્ત્ર પણ ન ફરકે. જરૂર,
કોઈ શેતાની પ્રપંચ હશે. ત્યાં તો એક પવન
લહેરખી આવી ને તેને ઉપાડી ગઈ. કોઈ દૂર દેશ
લીલાછમ બગીચાઓ વચ્ચે એક આરસના મહેલ
તે પહોંચી ગઈ. ત્યાં તો જે જોઈએ તે હાજરાહજૂ
જમવાનું મન થયું તો શાહી ભોજન હાજર અ
નહાવાનું મન થયું તો શિતળ ફુવારા ફૂટી નીક
સુવાનું મન થયું ત્યારે શયનખંડમાં વાદળોથ
નમણાં ગાદલાં પ્રકટ થયાં અને તેનો અદૃશ્ય પ્રે
તેની પાસે આવીને કહે કે, "સાઈક, હું તને આ
છું" તેના અવાજની ઉષ્મા સાંભળી સાઈક પ
તેના પ્રેમીની થઈ ગઈ. એક વર્ષ તેઓએ સુખે
કાઢ્યું પણ એક શરત પાળીને. સાઈકે કદી પૂછવા
નહીં કે તેનો પ્રેમી કોણ, પછી તો સાઈક
મહિના રહ્યા. ત્યારે તેના પ્રેમીએ તેને માને ઘેર જવા
રજા આપી અને પોતાના પંખાળા સ્વરૂપમાં પ્ર
થઈ કહી દીધું કે પોતે જ પ્રેમનો દેવ ક્યુપિડ છે
પણ આ વાત જો સાઈકે કોઈને પણ કરી છે,
તેનો પુત્ર મનુષ્ય થશે, અને આ વાતને જો પોતા
ગર્ભમાં સંતાડી રાખશે તો તે ગર્ભમાંથી દેવ – સુખ

હવે–૨ લેઝર જન્મ લેશે. (વિરામ) ઔરાંઓ કેટલાં ચાતોડિયાં હોય છે, તે તો તમે જાણો છો. તો પછી સાઈકના પેટમાં વાત ટકશે ખરી? તેની કુખેથી સુખ જન્મ લેશે ખરું?

'ખાનગી ભાષા'. લેખક–નૌશિલ મહેતા, દિગ્દર્શન વગેરે announcement.

પૂર્વીનો પ્રથમ પ્રવેશ. લિંગાષ્ટકમ્ પ્રસ્થાન

હજારો વર્ષ પહેલાં, પ્રાગૈતિહાસિક કાળમાં, વીસમી સદીમાં, મુંબઈનગરીમાં એક બાળા વસતી હતી. નામે પૂર્વી. પૂર્વથી પુરપાટ દોડી આવતા સૂર્યો હતા તેની આંખ. સૂર્યાસ્તવેળાએ પૂર્વની આછી લાલ વાદળીઓ હતી તેના ગાલ. કેશ તો કે'કે પાતાળના અંધકારને શમાવી લે, શરમાવી દે. ઓષ્ટ હમેશાં અડધાં ખુલેલાં સ્વર્ગનાં દ્વાર. પૂર્વી હસે ત્યારે ગ્રીષ્મ વસંત થાય અને રડે ત્યારે નદીઓમાં પૂર આવે, ગામોનાં ગામ તણાઈ જાય. પૂર્વી ચાલે ત્યારે વનરાઈઓમાં મોર નાચી ઊઠે અને થંભે ત્યારે શબ્દો અર્થસભર લાગવા લાગે. પૂર્વીની નાભિમાંથી વિષ્ણુ ઉત્પન્ન થાય અને સ્તનોમાંથી અમૃત રેલાય. પૂર્વી શ્વસે ત્યારે બ્રહ્માને ૐકારનું જ્ઞાન થાય અને ઉચ્છ્વસે ત્યારે એ જ ઉચ્છ્વાસને શ્વસીને વારાંગનાઓ પાછી કુમારિકાઓ થઈ જાય.

લિંગાષ્ટકમ્–પૂર્વી–પ્રવેશ. ઊલટી, પ્રસ્થાન.

વતીકનમાં પોપ પોલનું જે દિવસે નિધન થયું તે દિવસે જ પૂર્વી મને મળી આવી. હું ડોક્ટર ધોળકિયા.

પહેરવેશ બદલે છે.

રસ્તા પર રઝળતી, To be precise, સાતમે રસ્તે રઝળતી, ધોળકિયા maternity and nursing home–મારું clinic – સેવન્થ રોડ અને થર્ડ રોડના જંક્શન પર છે. આઠેક વર્ષથી પ્રેક્ટિસ સારી ચાલે છે. ચાલે જ ને! આપણે ત્યાં બધી જાતના લોકો, બધી જાતના ડોક્ટરો ભૂખે મરી શકે પણ you've got it made if you are a ગાયનેકોલોજીસ્ટ એન્ડ ઓબસ્ટેટ્રિશયન. મારા કલીગ્સ કહે છે કે હું ઘણો લકી છું. આખા શહેરમાં successful bachelor gynaecologist હું એકલો જ હઈશ. વાત સાચી છે. પણ તમને નથી લાગતું કે બાળકને જન્મ આપવાની સર્જનશીલ પ્રક્રિયા – જે મોટાં ભાગનાં ઔરાંઓ માટે સાવ રૂટીન થઈ ગઈ છે. – acquires a kind of a thrill, you know – જ્યારે તમને ખબર હોય કે your doctor is a confirmed bachelor.

પ્રકાશ. પૂર્વી દૂંટિયું વાળીને સૂતી છે.

આ હું અટક્યો. મેં જોયું ત્યાં કોણ પડયું આટલી વહેલી સવારે. હું વાંકો વળું છું – તેને પાસેથી જોવી છે. બસ, આ છેલ્લી ક્ષણ હતી. મેં જો અત્યારે ખભા ઊંચા કરી ચાલતી પકડી હોત તો તમે બેઠાં બેઠાં આ સાંભળી ના રહ્યાં હોત. તેના ચહેરાનો આકાર મને સ્પષ્ટ રીતે દેખાય છે પણ રંગ નહીં. તેના શરીરનો આકાર – અરે, She's pregnant! My God! But She's so young! કોંશિએન્શસ ડોક્ટર હોવાની આ જ તકલીફ. ગામ આખાના પાપોની ગાંસડી તમારે ઉકેલવાની. I should take her to the Clinic right away! (ઊંચકે છે.) May God have mercy upon us! The child is really beautiful!

પ્રસ્થાન. લિંગાષ્ટકમ્. પ્રવેશ પેટ્રિક.

પેટ્રિક : Is the doctor in?

ડૉ. : (off) Be with you in a minute (પ્રવેશ) મારો મિત્ર પેટ્રિક – ડૉ. પેટ્રિક ફર્નાન્ડીસ મને તે દિવસે જ મળવા આવ્યો. A well settled young psychatrist. Yes, how're you Pat 'O' boy, how's Eshther?

પેટ્રિક : She sends her love. ભાભીના હાથનું પુડિંગ ખાવા ક્યારે પધારો છો ડોક્ટર સાહેબ?

ડૉક્ટર : એસ્થર–પેટ્રિકની પત્ની. તે પણ ડોક્ટર છે. અમે ત્રણે મેડિકલ કૉલેજમાં સાથે હતાં.

હા, હા, આવીશ.

પેટ્રિક : હજી તમારી દીવાલ સામે જોઈને બોલ્યા કરવાની આદત ગઈ નથી? સંભાળજો, હાં, નહી તો મારી ફીઝના પૈસા તમને મારી નાખશે.

ડૉકટર : પેટ્રિક જ્યારે મજાક કરે ત્યારે સમજી લેવું કે મામલો ગંભીર છે. What's the matter, Pat?

પેટ્રિક : Shall we go for a walk?

ફરતાં ફરતા

તમે જાણો છો કે મને Godમા કેટલો faith છે.

ડૉકટર : હા...

પેટ્રિક : અને એશ્યરને પણ .

ડૉકટર : હા. .

પેટ્રિક : આજે સવારે અમારા ધર્મગુરુ Pope Paulનું અવસાન થઈ ગયું.

ડૉકટર : હા, મેં વાંચ્યુ, પણ I don't see how that should disturb you so much...

પેટ્રિક : તમને ખબર છે કે બાઇબલના કહેવા પ્રમાણે કોઈ પણ પ્રકારના કોન્ટ્રાસેપ્ટીવ્સ વાપરવા એ ખૂનને બરાબર ગુનો છે...

ડૉકટર : હા, અને મને એ પણ જાણ છે કે Pope Paul પણ આ ઉપદેશનુ સમર્થન કરતા એટલે તું અને એશ્યર કોન્ટ્રાસેપ્ટીવ્સ વાપરતા નથી. ફક્ત સેફ ડેઝ...રીધમ મેથડ...

પેટ્રિક : હા, તે વિષે જ વાત કરવી હતી. .

ડૉકટર : C'mon, this is ridiculous!

પેટ્રિક : It is not. આજે સવારે જ ચર્ચ ગયો હતો, ત્યાં અફવા સાભળી કે નવા પોપ જે થશે એ કદાચ...

ડૉકટર : એ કદાચ શું?

પેટ્રિક : એ કદાચ contraceptives allow કરવાના છે...

લિંગાષ્ટકમ્, પૂર્વી-પ્રવેશ.

ડૉકટર : નામ?

પૂર્વી : પૂર્વી.

પેટ્રિક : અટક?

(વિરામ)

ડૉકટર : ગામ?

પૂર્વી : મુંબઈ.

પેટ્રિક : વતન?

(વિરામ)

ડૉકટર : કામ?

(વિરામ)

પેટ્રિક : Hobbies

(વિરામ)

ડૉકટર : લગ્ન?

પૂર્વી : ના.

પેટ્રિક : લફડા?

(વિરામ)

ડૉકટર : પ્રેમ?

પૂર્વી : હા.

પેટ્રિક : કેટલો?

(વિરામ)

ડૉકટર : પ્રેમીનુ નામ?

(વિરામ)

પેટ્રિક : ખબર નથી?

(વિરામ)

ડૉકટર : કહેવું નથી?

પૂર્વી : ના.

પેટ્રિક : ખબર છે?

(વિરામ)

ડૉકટર . બાળક વિષે?

પૂર્વી : હા.

પેટ્રિક : આ ઉમ્મરે?

(વિરામ)

ડૉકટર : ઉમ્મર?

પૂર્વી : સત્તર.

પેટ્રિક : આ ઉમ્મરે ?
(વિરામ)
ડૉકટર : મા-બાપ ?
(વિરામ)
પેટ્રિક : ભાઈ – બહેન ?
(વિરામ)
ડૉકટર : પ્રેમી ?
પૂર્વી : ના.
પેટ્રિક : તૂટી ગયું ?
(વિરામ)
ડૉકટર : એક મહિનામાં...
(વિરામ)
પેટ્રિક : બાળક થશે...
(વિરામ)
ડૉકટર : લગ્ન થશે ?
પૂર્વી : ના.

[અચાનક પૂર્વીને પેટમાં દર્દ થાય છે. થોડો સમય પેટ પકડીને રાખે છે. પછી ધીમેથી મીઠું હસે છે. પેટ તરફ વહાલથી જોઈને.]

પૂર્વી : બહુ તોફાની છે. અત્યારથી લાત મારે છે ! (બન્ને ડૉકટરો આશ્ચર્ય ભરી નજરે તેને જોઈ રહે છે. પૂર્વી પ્રસ્થાન.)

પેટ્રિક : પ્રશ્ન એ નથી કે માણસ આસ્તિક હોય કે નાસ્તિક પણ ઈશ્વરના ન હોવામાં પૂરેપૂરી આસ્થા ધરાવતો હોય છે. તે પૂજે છે ઈશ્વરના અસ્તિત્વની ગેરહાજરીને. અને મારા હિસાબે તો જે માણસ એમ કહે કે ઈશ્વર હોય કે ન હોય, મારે એની સાથે નથી લેવા કે દેવા, એ તો સૌથી મોટો ભાગેડુ છે. કાયર કહેવાય, કાયર ! આ પાર કે પેલે પાર જવાના વિકલ્પો તેને એટલા ગભરાવી મૂકે છે કે એ નદીમાં જ ડૂબીને આત્મહત્યા પસંદ કરે છે. અને આવા કાયરોમાં તમારો નંબર પહેલો ડૉકટર ધોળકિયા !

ડૉકટર : (amused) પણ જે સાવ અસલી છે... શારીરિક છે... નગ્ન સત્ય છે...

પૂર્વી પ્રવેશ.

પેટ્રિક : (ગુસ્સે) તમને જોક મારવાનું મન થાય છે?

ડૉકટર : હું જોક નથી મારતો હું તો એમ કહું છું કે મને તમારાં પાપ, પુણ્ય, ભગવાન, શયતાનમાં રસ નથી. તમારા મનના રઝળપાટોમાં રસ નથી. Give me a truth so bloody real that I can touch it ! (પૂર્વીને) પેશાબ ટેસ્ટ કરાવવા આપી દીધો ?
(વિરામ)
પેટ્રિક : ક્યારે આપ્યો ?
(વિરામ)
ડૉકટર : પેથોલોજીસ્ટ પાસેથી રિપોર્ટ આવી ગયો ?

પેટ્રિક : એટલે તમારું એમ કહેવું છે કે બે શરીરોના મિલનમાં બે શરીરોના મિલન સિવાય બીજું કાંઈ નથી ?

ડૉકટર : કાંઈ ખાસ ચિંતા કરવા જેવું નથી, રિપોર્ટ લેવો એ તો ફક્ત પ્રિકોશનરી મેઝર છે. બે શરીરોનાં મિલન થાય છે, તે પણ કાંઈ ઓછું છે ?

પેટ્રિક : બે આત્માનું મિલન શક્ય નથી ?

ડૉકટર : બાળકના ઉછેર વિષે વિચાર કર્યો ? તેના ભરણપોષણનું સામર્થ્ય ન હોય તો અનાથાલયમાં અત્યારથી બુકીંગ કરાવી રાખવું સારું. આત્માબાત્મા my left foot ! અને એક આત્માનું મિલન જો બીજા સાથે થવાનું હોય તો કયા રબરના ફુગ્ગાની તાકાત છે કે તેને રોકી શકે ?

પેટ્રિક : તમને પ્રિકોશનરી મેઝર્સ વિષે ખબર હતી કે નહીં ? તમે કોન્ટ્રાસેપ્ટીવ્સ કેમ ન વાપર્યા ?

પૂર્વી : મારે બાળક જોઈએ છે.

લિંગાયકર, પૂર્વી, પેટ્રિક પ્રસ્થાન.

ડૉકટર : વાસ્તવિકતાને ચરમસીમાડે, જ્યાં હજી સ્વપ્નસૃષ્ટિનો પ્રારંભ નથી થયો, ડાબે હાથ ખીણ છે લપસો તો મોત અને જમણો હાથ ખાલી છે–આ તે કયા નો મેન્સ લેન્ડમાં લાવી

ફગાવી દીધો છે તેં ? પૂર્વી, મારી સાઈક ! શા માટે તારી આંખોમાં સંતોષ ? કયો ઊંડો અનુભવ આ હડકાયેલા કૂતરા જેવી પરિસ્થિતિ તને સ્પર્શવા પણ દેતી નથી ? આ બળ, આ પરિસ્થિતિને જીરવી શકવાની તાકાત, આ પરિસ્થિતિના સર્જકની અનુપસ્થિતિમાં પણ, કયા પ્રકારનો અનુભવ ? શું ? ક્યાંથી ? ક્યાંથી ઉત્પન્ન કરે છે તું આ સંતોષ ? (વિરામ) તું મારી વિડમ્બના છે. સુમ્માળીસ વર્ષો કાઢી નાખ્યાં છે મેં, સંદેહ કર્યા વગર કે આ જીવન અર્થહીન છે કે એક અકસ્માત છે આ જીવન કે એક રસાયણોનો લોંદો છે આ શરીર જેને અમુક અમુક વિચિત્ર પ્રોપર્ટીઝ છે જેને તમે જીવ કહી શકો કે જે જીવનનું કારણ એક અકસ્માત હોય, તેનો અર્થ તે કાંઈ હોતો હશે ? કે તેને આત્મા તે કાંઈ હોય ? કે તેનો હેતુ તે કાંઈ હોય ? કે તેમાં સબંધ તે કાંઈ શકય હોય ? (વિરામ) ના. (વિરામ) પણ તારી આંખનો સંતોષ ચિત્કાર કરે છે કે હા ! છે, આ જીવનનો અર્થ ! છે ! હા ! (વિરામ) જાણે મેં કદી એમ વિચાર્યું જ ન હોય ! વારંવાર સંબંધોમા ગોથાં ખાઈ ખાઈને જ હું આ નિર્ણયે આવેલો કે. (વિરામ) પણ ત્યાં તું. (વિરામ) તારી નહોતી જરૂરત મને ! ન જોઈએ તું ! શૂન્યાવકાશને પ્રાર્થું છું કે હમણાં ખતમ થઈ જશે આ દુઃસ્વપ્ન. હમણાં જાગી જઈશ હું ! (વિરામ) ના. (વિરામ) જાગેલાઓ જાગી જવાની મથામણ કરે ત્યારે તો ફક્ત લોહી નીકળે. (વિરામ) નીકળી જવું છે હવે આ રક્ત પ્રવાહમાંથી ! શા માટે મારું પાત્ર એક દાયણનું ? પૂર્વી, મારી સાઈક, શા માટે તારા ગર્ભમાં શ્વાસ લઈ રહેલા ધબધબ ધબકતા શિશુનો પિતા નહીં હું ? શા માટે મારે ફક્ત ઉપયોગમાં આવવાનું, Why? Goddammit !

અનાજની કરામત. પ્રકાશની કરામત. સંપૂર્ણ દુઃસ્વપ્નસૃષ્ટિ. પ્રવેશ પૂર્વી. મધ્યમ વર્ગની ગૃહિણીનો પહેરવેશ. પાત્રપરિવર્તન. હાથમાં શાકની થેલી શોપિંગનાં બંડલો. સંવાદ એકદમ વાચાળ બોલાવા જરૂરી છે.

પૂર્વી : કહું છું સાંભળો છો, સુશીલાબહેન છે ને, પેલાં ફેર્થ રોડવાળાં, તેમને બેબી આવી છે. એટલી સ્વીટ છે. હું હોસ્પિટલમાં ગઈ'તી. સીઝેરિયન કરાવવું પડ્યું, સાચે કહું છું મને તો એવું થઈ આવ્યું ને !... ત્યાંથી પછી શાકમાર્કીટમાં ગઈ...બટેટાંના ભાવ તો સાવ સાતમે આસમાને જઈ ચડ્યા છે..ત્યાં પરેશભાઈ મળેલા તે પણ શાક લેવા આવેલા. કેવું કહેવાય...મારા વરને શાક લેવા જવું પડે તે પહેલાં જ હું ડૂબી ન મરું...પણ કીર્તિબહેન તો છે જ એવાં.. ભાયડાઓને અમુક કન્ટ્રોલમાં રાખવા જોઈએ એ વાત તો સાચી પણ આ તો બહુ કહેવાય.. હં તો પરેશભાઈની બદલી થઈ છે...અમદાવાદ છોકરાંઓને સ્કૂલ ચેન્જ કરવાની કેવી તકલીફ.. જો કે તેમના મામાનું ઘર છે ત્યાં...મેં એમને જતાં પહેલાં આપણે ત્યાં જમવા નોતર્યા છે... આવતા શનિવારે...

ડૉક્ટર : ના...

પૂર્વી : તમે સાંભળ્યું ને, ચીમનભાઈનો રોહિત હા, એ જ જેને મેડિસિનમાં એડમિશન નહોતું મળ્યું...એક ઘાટણ સાથે ભાગી ગયો એ...કેવું કહેવાય ? હા, પરેશભાઈએ જ મને કહ્યું...મને તો પહેલેથી જ લાગતું હતું...( નોતી કે'તી...આ છોકરો છે જ વંઠેલો. હા તમારી એ વાત સાવ સાચી કે મેડિસિનમાં એડમિશન મળવા માટે તેને ડોઢ જ ટકા ખૂટેલા પણ તેમાં કાંઈ ઘાટણ સાથે ભાગી જવાય ? .. મેં તો તેમને ચોખ્ખેચોખ્ખું સંભળાવી દીધું કે મારે જો પ્રેમલગ્ન કરવાં હોત તો હું તે કાસ્ટમાંથી જ કોઈ છોકરો ગોતી કાઢત.. કાસ્ટમાં કાંઈ મૂરતિયાઓ ઓછા છે...અં

તેમાંય મરાઠીઓમાં ગમે તે ખાય...માછલાં ને માંસ ને મરઘાં ને કરચલા ને એવું બધું જાત જાતનું...

ડૉક્ટર : ના...ના...

પૂર્વી : કહું છું સાંભળો છો ને...તમારું ધ્યાન ક્યાં છે...હું બોલ બોલ કર્યા કરું છું ને તમે તો છાપું જ વાંચ્યા કરો છો...હું તો હું એમ કહેતી હતી કે આપણે આજે તમારા પેલા ખ્રીસ્તી ભાઈબંધને ત્યાં જમવા જવાનું છે ને...પેટ્રિકભાઈ અને એસ્થરબહેન...તેમને ખબર તો છે ને કે આપણામાં નોન વેજ ના હોય...મેં તે છતાંય નક્કી કર્યું છે કે સાતેક વાગે આપણે થોડું ખાઈને જ નીકળશું...હું થેડોક શેરો હલાવી દઈશ અને પરમદિવસના ભાવનગરી ગાંઠિયા તો પડ્યા જ છે...મેં આજે બાઈને રજા આપી છે...કોઈ કોઈવાર તો આપવી જ જોઈએ ને...તે લોકો પણ માણસો છે...પેલાં મીનળબહેન આ સમજતાં જ નથી... એટલે જ એમને ત્યાં કોઈ પણ ઘાટી ટકતા નથી...ઘાટીઓને તમે માણસની જેમ ટ્રીટ કરો તો તેઓને પણ કેવું થાય કે આ લોકો કેટલાં સારાં છે, આપણે પણ અહીંયાં સારાં થઈને રહેવું જોઈએ...બાકી સાચ્ચે કહું છું એ લોકોને પાછાં બહુ માથે ચડાવવાં નહીં, નહીં તો એ પણ ભારે પડે...સુશીલાબહેનને પણ એવું જ થયું જુઓ ને, તેમના રામાએ જે આમ ઘરને માથે લીધું છે...

ડૉક્ટર : ના...ના...ના...

પૂર્વી : હા તો હું એમ કહેતી હતી કે પેલો ભગુભાઈનો માળી છે ને કહું છું સાંભળો છો આજે શાકમાર્કેટ ગઈ'તી ત્યારે પરેશભાઈ મળ્યા'તા મને...બટેટાંના ભાવ તો સાવ સાતમે આસમાને...મારા વરને શાક લેવા જવું પડે તે પહેલાં હું ડૂબી જ ના મરું...ભાયડાઓને અમુક કન્ટ્રોલમાં રાખવા જોઈએ...ચિમનભાઈને અમદાવાદે શનિવારે જમવા નોતર્યા છે...રોહિતભાઈનો પરેશ...ઘાટણમાં એડમિશન ન મળ્યું એટલે મેડિકલ કૉલેજ સાથે સાથે ભાગી ગયો...પરમદિવસના ભાવનગરી ગાંઠિયા હલાવી દઈશ...આવું તે કાંઈ હોય... પેટ્રિકભાઈને એસ્થરબહેને રજા આપી દીધી... હું નહોતી કે'તી...ઘાટીઓ આ બધું સમજતા જ નથી એટલે જ મીનળબહેન કોઈને ત્યાં ટકતાં નથી..સાચ્ચે કહું છું માથાંઓ ઘાટીઓને ન ચડાવવાં જોઈએ...સાઝેરિયન કરાવવું પડે...કાસ્ટમાં કાંઈ ઓછા છે... મૂરતિયાઓ કશું સમજતા જ નથી...માળીના ભગુભાઈ છે ને...સાચ્ચે કહું છું...માછલાં ને માંસ ને મરઘાં ને કરચલા ને એવું બધું... કહું છું. સાંભળો છો/ હું નોતી કેતી/ તમે સાંભળ્યું કે/એવું તે કાંઈ હોતું હશે/ અમારામાં એવું ના હોય/ મને તો પેલ્લેથી એવું લાગતું તું/ કે કોઈ સાંભળે તો શું કે/કોઈ સાંભળે તો કેવું લાગે/કોઈ જોઈ જશે/ કોઈને કેવું લાગે/ કોઈના મનમાં કેવું થાય/ કહું છું સાંભળો છો...

પૂર્વીનો ક્લાઈમેક્સ. પ્રકાશમાં રંગ વધારે ઘટ્ટ. લિંગાષ્ટકમની શરૂઆત. આ સંવાદને અંતે હવે ડૉક્ટરનો ક્લાઇમેક્સ. આ સંવાદ પ્રેક્ષકોને ઉદ્દેશીને whispersમાં બોલાવા જોઈએ. બોલતી વખતે શ્વાસ ઊંચો અને ભાવ ઓળઘોળ.

પૂર્વી : મારા એ છે ને, બહુ મોટા છે...ખરેખર ફાટી જ પડાય...કાલે રાતે તો દોઢ કલાક સુધી સતત..સાચ્ચેસાચ...ક્યાંથી આવે છે એમનામાં...આવી શક્તિ...આવું બળ... શંકરભગવાનના ભક્ત છે...કોઈ કોઈ વાર તો એવું ઝનૂન...લાગે કે હું સાવ ચીંથરેહાલ થઈ જઈશ...ખરેખર...સાવ ઊંડે ઊંડે સુધી પહોંચી જાય...છેક તળિયે...સાવ તળિયા સુધી... વારંવાર...ચીંથરેહાલ...ખરેખર...ચીંથરેહાલ

વારંવાર...ચીંચરેહાલ...વારંવાર...ચીંથરેહાલ ચીં...થરે...હાલ...ચીં...થ...રે...હા...લ..

ૐનમઃશિવાય વગેરે અવાજો. શાંતિ. અંધકાર. પૂર્વી પ્રસ્થાન. પ્રકાશ. ડૉ. ધોળકિયા સૂત્રધારનો પહેરવેશ પહેરી રહ્યા છે. અંત સુધી પહેરી રાખશે.

**સૂત્રધાર :** કોઈ પણ વાર્તા સ્પષ્ટ રીતે કહેવા માટે વાર્તાકારે વાર્તા પ્રત્યે થોડી ઘણી તો ઓબ્જેક્ટિવિટી રાખવી જરૂરી છે. ઇન્વોલ્વ થઈ જાય તો હાલ કેવા થાય તે તો તમે હમણાં જ જોયું...... કોઈ પણ સૂત્રધારનો ધર્મ છે કે નાટકના કથાનકથી થોડેઘણે અંશે તો અલિપ્ત રહે. Anyway, હવેથી ધ્યાન રાખીશ.

પેટ્રિક પ્રવેશ.

**પેટ્રિક :** પોપની ચૂંટણી...... આ શું માંડયું છે?

**ડોક્ટર :** કેમ, ડોક્ટર ધોળકિયા, આજે આવાં કપડાં? પાછો નાટક કરવાનો ચેડો નથી લાગ્યો ને?

**સૂત્રધાર** - સાંભળ્યું?

**પેટ્રિક :** ઈન્ટર કોલેજ પ્રતિયોગિતાની બેસ્ટ એકટરની ટ્રોફી મળ્યા પછી તમે સ્ટેજ પરથી ઊતર્યા જ નથી. સાચું કહું છું એકાદ વાર કન્સલટિંગ રૂમ પર આવી જજો...

**સૂત્રધાર :** ભેજાનું દહીં કરાવવા...?

**પેટ્રિક :** ને દહીંનો શ્રીખંડ જે બાર રૂપિયે કિલો વેચાય છે, તેમાં કેસર નાખો તો વાત જુદી (વિરામ) પહેલાં ફક્ત દીવાલ સાથે વાત કરતાં પકડેલા પણ આ (કપડાં તરફ ઇશારો) તો હવે હદ થાય છે. Anyway, please yourself. મારી વાત સાંભળી શકો તેવી સ્થિતિમાં છો?

**સૂત્રધાર :** કોઈ વાર મને ખરેખર શંકા થાય છે કે પેટ્રિક કોઈ ભળતા જ નાટકનું પાત્ર છે અને આ નાટકમાં ભૂલથી આવી ચડયો છે.... બોલો, ભાઈ, What's it?

**પેટ્રિક :** પોપની ચૂંટણી થઈ ગઈ છે! નવા પોપ જ્હોન પોલ–૧ થયા છે, તેઓ ઘણા લિબરલ છે પણ તે છતાંય તેમણે કોન્ટ્રાસેપ્ટિવ્ઝ અભાવ કર્યા નથી.

**સૂત્રધાર :** હવે તમને બન્નેને નિરાંત, નહીં? ધાર્યું મારી! હવે તમારા બન્નેની ઇશ્વર પરની આસ્થા જરાય નહીં ડગે. તમારું રીધમ મેથડ સલામત રહ્યું એટલે તમારા ભગવાન પાછા સજીવન થઈ ગયા. ક્રોસ પર ચડતા ઈશુની પિત્તળની મૂર્તિનો ફરી પાછી તમારા ડ્રોઇંગ રૂમમાં સ્થાપના થશે, નહીં? તો બોલ મારા વહાલા મિત્ર, આજકાલ તારા અને એરયરના આત્માઓનું મિલન કેમ ચાલે છે?

**પેટ્રિક :** જવા દે મારી વાત, You look disturbed. પૂર્વીના રિપોર્ટ્સ આવી ગયા?

**સૂત્રધાર :** આવી ગયા.

**પેટ્રિક :** કોઈ કોમ્પ્લિકેશન તો નથી ને? (વિરામ) No problems, I hope.

**સૂત્રધાર :** હવે પ્રોબ્લેમ મારો નથી, તારો છે

**પેટ્રિક :** એટલે?

**સૂત્રધાર :** The reports were negative.

**પેટ્રિક :** એટલે?

**સૂત્રધાર :** ફરીથી ટેસ્ટ લેવડાવ્યા.

**પેટ્રિક :** તું કહેવા શું માગે છે?

**સૂત્રધાર :** Negative again.

**પેટ્રિક :** What the hell!

**સૂત્રધાર :** પૂર્વી સગર્ભા નથી.

**પેટ્રિક :** શું?

પૂર્વી પ્રવેશ.

પહેલાંની જેમ જ ફૂલેલા પેટે કાંઈ ગણગણતી હરેફરે છે હવેના સંવાદો તેને જોતાં જોતાં.

**સૂત્રધાર :** She's not pregnant at all. I made an investigative examination. She's a *virgin*

**પેટ્રિક :** What do you mean?

સૂત્રધાર : મારાં મનોચિકિત્સક મિત્ર, પૂર્વી સગર્ભા નથી. (વિરામ) તેના ગર્ભમાં જીવ નથી. (વિરામ) તે કુમારિકા છે. (વિરામ) તેણે આજ લગી ક્યારેય સંભોગ કર્યો નથી.

પેટ્રિક : Jesus Christ !

સૂત્રધાર : It is a clear case of psychological pregnancy. (વિરામ) Now the ball is in your court. (વિરામ) Your patient, Dr. Fernandes !

પેટ્રિક : તેં એને આ વિષે વાત કરી છે ?

સૂત્રધાર : ના. It's your job. (પ્રેક્ષકોને— Dry અવાજમાં, જાણે મેડિકલ એનસાઈક્લોપીડિયામાંથી વાચતો હોય) આ પરિસ્થિતિ વિષે નિષ્ણાતો સહમત નથી. સગવડ માટે આપણે આને માનસિક ગર્ભાધાન કહી શકીએ. દર્દીને સગર્ભાનાં બધાં જ લક્ષણ હોઈ શકે. માસિક બંધ થઈ જાય, સવારે ઊલટી થાય, ખાટું ખાવાનું મન થાય, પેટ ફૂલી જાય વગેરે વગેરે, ત્યાં સુધી કે લેબર પેન્સ પણ થાય. ફરક માત્ર એટલો કે ગર્ભમાં બાળક ના હોય. આનાં બે કારણો હોઈ શકે. કારણ નંબર એક. બાળક માટેની ઝંખના. આ એટલી હદે વધી જાય છે કે દર્દી એમ જ માનવા લાગે છે કે તે સગર્ભા છે. કારણ નંબર બે. ખાસ કરીને આવા સંબંધોમાં આ કારણ જોવા મળ્યું છે. બાળક થઈ જવાનો ડર. આ ડર એટલો તીવ્ર થઈ જાય છે કે દર્દી પોતાને સગર્ભા માનવા લાગે છે. (Dry શૈલી છોડીને) ખરી છે માયા આ (માથાં તરફ ઇશારો) છ ઇંચના રાબોડી લોંદાની !

હવે એક માઈમ સીક્વન્સ આવે છે જેમાં પૂર્વી સ્થિર છે, સૂત્રધાર amused ભાવે જોઈ રહ્યો છે અને પેટ્રિક પૂર્વીનું મનોવિશ્લેષણ કરે છે. આ દશ્ય દરમ્યાન તેના હોઠ ફફડશે પણ કોઈ અવાજ નહીં નીકળે. શરૂઆતમાં પેટ્રનાઈઝિંગ, પછી સમજાવે, મનાવે છે, પછી એકદમ ગુસ્સે છે, પછી સાવ ડીસ્પેરમાં છે, છેવટે ઇન્ડીફરન્ટ થઈ જાય છે. દરેક ફેરફારની વચ્ચમાં પોતાની ડાયરીમાં નોંધ કરે છે. છેવટે સૂત્રધાર પાસે પાછો આવે છે.

પેટ્રિક : મારું કામ નહીં, ભાઈ, આટલી જીદ્દી છોકરી તો મેં ક્યારેય જોઈ નથી. કોઈ અસર જ થતી નથી.

સૂત્રધાર : કાંઈ બોલી તે ?

પેટ્રિક : ના રે Not at all. પણ આટલી વાત પાકી (ડાયરી ખોલીને) તે કોઈકના પ્રેમમાં છે, તેનું નામ જણાવવા માગતી નથી તે, તેને બાળક જોઈએ છે, કારણ કે તે ભગવાનનો અવતાર થવાનો છે. (ડાયરી બંધ કરી, નાટ્યાત્મક રીતે) Virgin Birth Strikes Back ! Mother Mary Part II ! Jesus Christ Rides Again ! Reincarnation of Jesus H. Christ ! A story of the resurrection ! Sequel to the Bible ! Ta ta ra...

સૂત્રધાર : હવે નાટક કોણ કરે છે ?

પેટ્રિક : નાટક ના કરે તો શું કરે ? હલવો ? મારાથી તો એને કહી પણ શકાયું નહીં કે એના પેટમાં બાળક નથી. Anyway, I'll try again, tomorrow...

પેટ્રિક, પૂર્વી પ્રસ્થાન. લિંગાપ્ટક્સ્.

સૂત્રધાર : આવ્યા ડૉ. પેટ્રિક ફર્નાન્ડીસ, એમ. બી.બી. એસ. એમ. એમ. ડી. એમ. ડી.પી. એસ. યુ. એસ. એ.–એ દિવસે, પછી બીજા દિવસે, પછી ત્રીજા, ચોથા, સાતમા, દસમા, પંદરમા દિવસે. ફરી ફરી એ જ દશ્યનું પુનરાવર્તન. ફેર તો પૂર્વીને પણ ન પડ્યો અને પેટ્રિકને પણ. ફક્ત...(વિરામ) Anyway...(વિરામ) અત્યારે જ નર્સનો કોલ આવ્યો છે કે પૂર્વીને લેબર પેન્સ શરૂ થઈ ગયાં છે. She's on her way to the operation theatre. (પૂર્વીના દર્દના અવાજો. ઉંહકારા, ચીસો, વગેરે) દ્વિધા. (શબ્દને મોંમાં મમળાવે છે)

દ્વિધા (વિરામ) મારી દ્વિધા આ છે. આમાં મારે શુ કરવું. હાયમેનમાં ઇન્સીશન કરીને ફ્લુઇડ તો વહાવી જ દેવું પડશે. પણ પછી! (અવાજે) આ સાચુકલા પ્રેમમાં ડૂબેલી સાચુકલી પૂર્વીને કહેવું શું ? એમ કહેવું કે જો પૂર્વી, વાત એમ છે, બાળક માટે સભોગ કરવો જરૂરી છે. તારા પેટમાં બાળક હતું જ નહીં. બાળક માટેની પ્રબળ ઇચ્છા પૂરતી નથી. કયુપિડ અને સાઈક અને મધર મેરી અને જીસસ એ તો બધી દંતકથાઓ છે, પરીકથાઓ છે. પણ તું સાચેસાચ છે. જો, હું તને સ્પર્શી પણ શકું છું. પેલું બાળક ખોટું હતું. ક્યાંક પરીકથાઓમાં અટવાઈને ખોવાઈ ગયું. એ સાચું. નહોતું ! (અવાજે) હા, આ લેબર પેન સાચાં, આ પીડા સાચી પણ બાળક નહીં! (વિરામ) કે પછી એમ કહેવું કે જન્મતાંની સાથે જ બાળક મરણ પામ્યું. એટલે તેનો અગ્નિસંસ્કાર કરી નાખ્યો. હવે મારું પૂરું થયું. તું ઘેર જા. ખોટું બોલવું. (વિરામ) સાચું કહેવું કે ખોટું ? (વિરામ) તમ... કહી શકશે કોઈ મને ? (વિરામ) પૂર્વી એ જાણીને શું કરશે કે વિશ્વનું 'એકમાત્ર સત આ શરીર છે! કે આ સત્ય પણ 'અપૂર્ણ, અધૂરું છે ! કે તેને પણ આરંભ છે, તેમ પણ અંત છે ? અધૂરો અંત છે ? (વિરામ) કોને ખબર કદાચ મારી જેમ એ પણ આ જાણી મનના માયાવી ગર્ભમાં ફરીથી આશ્ર લેશે (વિરામ)

*સૂત્રધાર પ્રસ્થાન. અવાજો વધે છે.*
*પેટ્રિક. પ્રવેશ. દોડતાં દોડતાં.*

**પેટ્રિક :** સાંભળ્યું કે ? પોપ જહોન પોલ વનનું અવસાન થઈ ગયું ?

*ડિલીવરીના અવાજો. બાળકના રડવાનો અવાજ*

**પડદો.**

---

ગદ્યખંડ

## —જેમાં સાહેબેકલમને એક બેમિસાલ મુલાકાત લેવાનું સૂઝે છે....



નંદ સામવેદી

આ લેખની શરૂઆત અમારે મનુવર્ય મહારાજ (કવિશ્રી મનહર મોદીને અમે એ શુભ નામાભિધાને પ્રીછીએ છીએ)ના મંગલ ઉલ્લેખથી જ કરવી પડશે એમણે આગ્રહપૂર્વક જણાવ્યું છે કે કોઈ પણ રીતે—સદ્‌ભાવે યા અસદ્‌ભાવે આપણો નામનિર્દેશ બાપુ, તારા લેખમાં આવવો જ જોઈએ; અને આપણે રહ્યા ઢીલી કરોડરજ્જુવાળા સમાધાની સંસારડાહ્યા સદ્‌ગૃહસ્થ. (સદ્‌ગૃહસ્થ સો ટચનો વળી) અમારા એક વિચક્ષણ મિત્રના તલાવગાહી વિવેચન–ચક્ષુએ અમને 'રેડહેન્ડેડ' – કહો કે કઢંગી હાલતમાં – ઝાલી દીધા ને ઓળખપરેડમાં ખડા કરી સ્પષ્ટપણે ભાખી દીધું: અમે 'ક્રિટિસિઝમ ઇન ફ્રેન્ડશિપ' કરવાવાળા! છેલ્લાં દસ દસ વરસનાં વહાણાં વીત્યાં પણ આ ક્રમભ્રષ્ટ રગશિયા ગાડાંએ 'ક્રિટિસિઝમ'ક્ષેત્રે બે કિલોમીટર પણ કાપ્યાંનથી! અમને થયું: 'ક્રિટિસિઝમ'-ક્ષેત્ર તો આપણે ધરાર નિષ્ફળ ગયા. હવે કંઈક 'ક્રિએશન'. ક્ષેત્રે જો આપણું આછુંપાતળું હાલે – એ ક્ષેત્રના પાણીએ આપણા થોડા મગ ચઢે તો ઠીક છે. ગાજરની પિપૂડી વાગી તો ઠીક; નહીંતર દાંત મજબૂત છે, બત્રીસે બત્રીસ બાવા અડીખમ 'એક્ટિવ' છે; પિપૂડી ચ્ય ચ્ય ચાવી ખાશું છેવટે. એમ કરીને ભાઈ, જેવી છે તેવી કલમ હાથમાં લઈ, અમે મંડ્યા છીએ કાગળ પર કૌવત દેખાડવા. એમાં પાછા શ્રીમાન મનુવર્યે કહ્યું કે લેખમાં આરંભે જ આપણું નામ જોઈએ. ના રાખીએ તો 'ફ્રેન્ડશિપ'ના બેઝિક પ્રોબ્લેમ! ભલે હવે અમારું ક્રિએશન પણ 'ક્રિએશન ઇન ફ્રેન્ડશિપ' ગણાતું! મનુબાબુને તો સાચવી લઈએ! સાહિત્યનું તો સચવાશે સચવાવું હશે તે. અમારાથી નહીં સચવાય તો બીજા છે ગુર્જરસાહિત્યહિતચિંતક ખાનદાન નબીરાઓ; તેઓ સાચવશે.

અમારા મનુવર્યજી ઉત્સાહની તોતિંગ મૂર્તિ છે. વગર નશે સદાય નશીલી અદાઓમાં તેઓશ્રી ઝૂમતા (કે ઝઝૂમતા?) જ લાગે. 'હવેનો દસકો આપણો છે' એ કહેતાં કહેતાં એમનો દસકોય કદાચ વીત્યો ને છતાંય એ કહેવાનો એમનો ઉત્સાહ એવો પ્રચંડ છે કે મારા જેવા સાવ અન્–રોમેન્ટિક–કેટલાક શુભેચ્છક મિત્રોના કહેવા પ્રમાણે ચાનો ખર્ચ કરાવ્યા કરે એવી પ્રકૃતિના આદમીનેય લાગે છે કંઈક નક્કર થવા તો માંડ્યું છે. માતા સરસ્વતીનેય બેચેન થવા જેવું કંઈક છે ખરું. ને એ ખ્યાલથીયે અમને એમ થાય છે કે કદાચને મનુમહારાજનો ભરતખંડ ભૂતળમાં બધે દેકારો ને જેકારો બોલાતો હોય ને આપણે ત્યારે 'ચૂકી ગયા' એમ ન લાગે તે માટે થઈનેય આમ

ક્યાંક લેખમાં એમને અગમબુદ્ધિથી સંડોવી દીધા હોય તો ટાઢે કોઠે તો રહેવાય તે ટાણે.

આ અમારા મનુવર્યજીએ હમણાં હમણાં એક નવા જ ક્ષેત્રે શું કહેવાય ?—પદાર્પણ કર્યું છે, યાને કે ઉપાડો લીધો છે. એમણે મુલાકાત–વિદ્યામાં એમનો વરદ હાથ લગાવ્યો છે. નર્મદ 'ભાષાવિદ્યા' ને 'ટીકા–વિદ્યા' અને એવી એવી કંઈ કેટલીક 'વિદ્યાઓ'ની વાત કરતો પણ બિચારો જીવ 'મુલાકાત-વિદ્યા'ની તો વાત જ મુદ્દામ ચૂકી ગયો! પણ અમારા મનુવર્યજીની સુરમા વિનાયે કાતિલ એવી આંખોએ પકડી લીધું એક મુલાકાત-વિદ્યાનું ખેતર—એમની દૃષ્ટિએ તો પડતર જ. ગમે તેટલા સજ્જનોનાં એ ખેતરમાં હળ ચાલ્યાં હોય પણ જ્યાં સુધી મનુવર્ય મહારાજનું પોતાનું હળ ત્યાં ન ચાલે ત્યાં સુધી તો તે પડતર જ લેખાય. આવા મુલાકાત-વિદ્યાના પડતર ખેતરમાં મનુવર્યજીનો મંગલ પ્રવેશ એ ઘટના જ છે ચોંકાવનારી ને તેથી કાળ ભગવાનના ચોપડે પાકી સોનેરી શાહીમાં સદ્ય નોંધી લેવા જેવી. મનુભાઈએ ભાઈ ચિનુ મોદીની એક મજેદાર મુલાકાત લીધી છે. કંઈક કંઈક પૂછ્યું છે ને કંઈક કંઈક પ્રીછ્યું છે. (આવી મુલાકાતનું વરદાન ન પામનાર હે અભાગી જીવો! કથશો નહિ કે આય છે 'ઇન્ટરવ્યૂ ઇન ફ્રેન્ડશિપ' !) અમનેય એ મુલાકાતની રોમાંચક ગાથા સુણતાં, એની શ્રવણમાધુરી ઘટક ઘટક પીતાં વિષાદ, ઔત્સુક્ય, અમર્ષ, વિતર્ક ગ્લાનિ, ચિંતા, મોહ, ધૃતિ, હર્ષ—આવા આવા તો અમારી જાડી ગણતરી પ્રમાણે તેત્રીસથીયે વધુ વ્યભિચારી ભાવો, સરોવરમાંના તરંગોની જેમ ભીતરમાં અનુભવવાના મળ્યા. અમને આ મુલાકાતના મામલામાં સંડોવાઈ જવાની ઉત્કટ લાલસાવેલી જાગી. બાળક કે વૃદ્ધ, મજૂર કે મિલ-માલિક, કન્યા કે પ્રૌઢા, નિરક્ષર કે સાક્ષર, કોઈક તો આવો અમારી મુલાકાત માટે એમ ભીતરમાં ઊંડી આકાંક્ષા જાગી. 'જિયરો' બેચેન બની ગયો. ભોજનિયાં બેસ્વાદ બની ગયાં. આમેય તાપ વધવાથી જે ભારેખમ થતા જતા હતા તે દિવસોયે વધુ ભારે થઈ ગયા. હવે સહેવાશે નહિ, હવે રહેવાશે નહિ. કોઈ મારા જેવા 'જેન્યુઈન' સાહિત્યકાર પાસે ભૂલથીયે ઢૂકશે નહીં ને મુલાકાત જેવી મહત્તમ ઘટના બનશે નહીં. રે ધિક્ ! હાય આ સાક્ષરજીવન!

હતાશા ને નિરાશાનો ઓથાર છાતી પર બળવત્તર થતો જતો હતો. મનુવર્ય મહારાજ પણ કિંકર્તવ્યમૂઢ-શા થતા જતા હતા. ને જેમ ઘેરાયેલાં કાળાંડમ્મર વાદળોમાંથી વીજળી લપકી પડે, જેમ કરડ કરડ થતો હિરણ્યકશિપુએ ધખાવેલો થાંભલો તૂટી પડે ને સાક્ષાત્ નૃસિંહ પ્રગટ થાય તેમ દિમાગને ઘેરી વળેલાં વાદળોમાંથી એક સોનેરી વિચાર ઝબક ઝબૂક્યો : *ભલા, તું જ લે ને તારી મુલાકાત. આજ* સુધી તો આ ઘેર પેલે ઘેર ફાંફાં કર્યું, બાઈ બાઈ ચાળણી કર્યું; હવે તો જરા ઠરેલ થા. હવે તો જરા પગ બાંધીને ઊભો રહેવાની હિંમત–આવડત કેળવ (તાત્પર્ય કે પગભર થા). તારી મુલાકાત તે બીજું કોઈ શું લેવાનું હતું ? તું જ લે તારી મુલાકાત. તને મુલાકાત લેવા યોગ્ય મહાનુભાવ બનાવવાની બીજાની શી મગદૂર કે મજાલ ? તું જ. તને બનાવી દે એવો મહાનુભાવ.

—ને આ સોનેરી વિચારે બધી હતાશા કિરણ-ધુમ્મસન્યાયે એકદમ વીખરાઈ ગઈ. મારી ચારે બાજુ સૂરજનાં કિરણો જાણે રણઝણ કરવા લાગ્યાં. હું મને હવે અનેક રીતે મુલાકાત આપી રહ્યો હતો. કોઈને પ્રણામ કરીને બેસાડું છું, કોઈને ચાલતાં ચાલતાં જવાબ આપું છું, કોઈને ચર્ચિલની જેમ 'વિક્ટરી'ની 'વી' સંજ્ઞા આંગળીથી કરી સાક્ષર જીવનના મારા વિકાસમાં 'વગસગ'નો મહિમા દર્શાવી "વિનયથી 'વીન' "નો વિકાસમંત્ર પણ સુણાવું છું.

હવે તો મુલાકાતનું મહાપર્વ હાથવેંતમાં છે. રોમેરોમમાં મુલાકાત આપું આપુંની અલૌકિક સ્ફુરણા

વ્યાપી વળી છે. હું જાણે મારી ચારે બાજુ મને આલિંગવા તલસતા અરીસાઓ જોઉં છું. આ દીવાલો અરીસો, આ પાર્ટિશન અરીસો, અરે કિંકર્તવ્યમૂઢ સન્મુખ ખડા રહેલા મનુવર્ય મહારાજશ્રી સ્વયં પણ અરીસો ! જાણે કે હવે તો જે કોઈ મારી પાસે આવશે, મારી મુલાકાત લેવાને ભૂલું પડશે તેયનિશ્ચે અમારા રીસારૂપ, અરીસામાંના મારા પ્રતિબિંબરૂપ જ થઈ જશે. હું જ મુલાકાત લેનાર ને હું જ મુલાકાત આપનાર; જે રીતે બ્રહ્મ હોતા ને બ્રહ્મ જ હૃતદ્રવ્ય પ્રાપ્ત કરનાર તે રીતે. હવે તો પ્રશ્નેય મારા ને ઉત્તરેય મારા. હું જ મને છોડું ને હું જ મને બાંધું. કોઈની હવે તો સાઢીબાર જ નહીં. ફલાણાભાઈ આવો ને ઢીંકણાભાઈ આવો, એવો કોઈ સવાલ જ નહીં. ને પાછી મેં જ મારી લીધેલી મુલાકાત ! એની પ્રમાણભૂતતાયે કેટલી ! હું તો ખોવાઈ જ ગયો હતો મારામાં ને દરમ્યાન મનુવર્ય મહારાજ ક્યારે અંતર્ધાન થઈ ગયા તેય માલૂમ જ ન પડ્યું. ખેર; વાંધો નહીં. મારે જ જો મારી મુલાકાત લેવાની છે તો પછી હવે નાહક ખોટી ઉતાવળ શા માટે કરવી ? બરોબર પૂછવા જેવો, સોક્રેટિસનેય જેનો ઉત્તર આપતાં આયખું જાય તેવો કોઈ પ્રશ્ન થાય ત્યારે જ આપણે પહોંચીશું આપણારામની પાસે. આપણારામેય એટલા ગાળામાં કાંક સખધો ઉત્તર વાળવા જેટલી ધાડ તો મારી જ હશે ને ! મુલાકાતમાં ઝાઝા પ્રશ્નો ને ઝાઝા ઉત્તરો જોઈએ એવું કાંઈ નહીં. આપણી પોતાની મુલાકાતમાં તો એવુંયે નીકળે કે પ્રશ્ન હોય અટપટો ને ઉત્તરમાં હોય કેવળ મૌન. તો ક્યારેક પ્રશ્નમાંયે મૌન ન હોય ? આ તબક્કે –આ પ્રશ્નભૂમિકાએ જ હવે આપણે પોતે આપણી પોતાની મુલાકાત ગોઠવવી ન પડે તો સારું. જોઈએ...






[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રગટ કરીએ છીએ. —સં.]

૧૦૯. જયંત કોઠારી
૨૪, સત્યકામ સોસાયટી
સુરેન્દ્ર મંગલદાસ રોડ
આંબાવાડી
અમદાવાદ–૩૮૦૦૧૫

૧૧૦. અક્ષયકુમાર રમણલાલ દેસાઈ
'જયકુટિર' ટાયકલવાડી રોડ
માટુંગા
મુંબઈ–૪૦૦૦૧૬

૧૧૧. હરિલાલ ઉપાધ્યાય
મુ. પડધરી
(જિ. રાજકોટ)

૧૧૨. પ્રબોધ પરીખ
૧૩૪, જ્યુપીટર એપાર્ટમેન્ટ
૪૧, કફ પરેડ
કોલાબા
મુંબઈ–૪૦૦૦૦૫

૧૧૩. ચંદ્રકાંત ટોપીવાળા
શાંતિસદન સોસાયટી
શેઠ નિવાસ,
દાહોદ (જિ. પંચમહાલ)




# ત્યાંથી દૂર

–મહેશ દવે

શનિવારની સાંજે સુધીરે દક્ષાને મૂકી આવવાનું નક્કી કરી દીધું. સહેજ ચેઈન્જ માટે દક્ષાને એની બાના ત્યાં રહી આવવાની જરૂર હતી એમ સુધીરે ધાર્યું હતું. અહીંની રુટીન લાઈફથી દક્ષા કંટાળી પણ ગઈ હતી. સુધીરને પણ લાગતું હતું કે ઘરમાં દક્ષા સાથે કંઈ ફાવતું નથી. સતત એકધાર્યા વ્યવહારનો થાક લાગી ગયો હતો. જો કે એવી કોઈ ઘટના બંને વચ્ચે આવતી નહોતી કે કોઈ સંઘર્ષ ઊભો થાય. દક્ષા ભાવુક હતી, એટલે સુધીર માટે એના ચિત્તમાં એક પ્રકારની કક્ષા બંધાઈ ગઈ હતી. એના માટે સુધીર કોઈ દિશા નહોતો, એક હદ હતી; સુધીર માટે કોઈ હદ નહોતી દિશાઓ હતી. તેમ છતાં બંને વચ્ચે મધુર વ્યવહાર હતો, એકધારો સતત ચાલ્યા કરતો વ્યવહાર. જેવી રીતે કે અત્યારે એ બંને મકાનના ધાબા પર આરે પડખે થયાં છે અને મકાન સામે તાકી રહીને વચ્ચે વચ્ચે કંઈક બોલી જાય છે. આકાશ કાં તો સ્વચ્છ હોય છે કે વાદળોથી છવાયેલું હોય છે. આસપાસથી અવાજો આવે છે કે શાંતિ હોય છે. તબિયત સારી હોય છે કે જરા શરીરમાં નબળાઈ આવી ગઈ હોય છે. આ મહિનામાં પૈસાની જરા ખેંચતાણ હોય છે અથવા છૂટ હોય છે. આવી જ કોઈ સ્થિતિ હોય, જે સતત ચાલ્યા કરતી હોય અને દક્ષા આકાશ તરફથી નજરને સુધીર તરફ વાળીને કહે : '...પણ, મને મૂકી આવીને પાછા તરત કાગળ લખી દેજો.' સુધીર કહે : 'ત્યાંથી હું પાછો આવવા નીકળું ત્યારે કહેજે ને !'

'અત્યારથી કહી રાખું તો યાદ નહીં રહે ?'

'તને કાગળ લખવાની મને જ ચટપટી હશે.'

'ના, એમ નહીં, મને ધરપત રહે નહીં ને પાછી !'

'ખરો આનંદ જ વિયોગમાં છે.'

'હું તમને પહેલેથી કહી રાખું. મારાથી ત્યાં વધુ રોકાવાશે નહિ.'

'ત્યાં પણ સ્વજનો જ હશે તો.'

'એક બાજુ એ બધાં ને બીજી બાજુ તમારી થોડાગાંઠ...'

'સ્વજનો સાથે તું થોડુંક રહીશ એટલે ફ્રેશ થઈ જઈશ.'

દક્ષા અશબ્દ બની ગઈ. સુધીર બાજુથી નજર ફેરવી લઈને ફરી પાછી એણે આકાશ તરફ દૃષ્ટિ માંડી. એને સુધીરની વાત તદ્દન સાચી લાગી. સુધીરની વાત સાચી લગાડવાની એને ટેવ પડી ગઈ હતી. છતાં સામે દેખાતા આકાશ તરફ ટીકી ટીકીને જોઈ રહેવા માત્રથી જ આકાશનું અસ્તિત્વ નજર સામે સ્થિર થોડું રહે છે! મન એ આકાશને ભૂંસીને ચિદાકાશમાં નજરને કેવી સિફતથી પહોંચાડે છે! શનિવારની સાંજે જવાને બદલે એ અત્યારે જ ત્યાં જ્યાં જવું હતું ત્યાં પહોંચી ગઈ. અને એ જેવી પહોંચી કે તરત જ સુધીર સાથેના વ્યવહારનો અભાવ અનુભવવા લાગી. અત્યારે સુધીર એની બાજુમાં જ હતો છતાં એ એને અભ્યંતરમાં દૂર અનુભવવા લાગી. એને લાગ્યું કે એ પોતાથી કેટલા બધા દૂર થઈ ગયા છે! એના મનમાં એક આછો વિષાદ છવાઈ ગયો. દૂર થવાનું કારણ આ સ્વજનો જ છે. બધાં અત્યારે એને દુશ્મન લાગી રહ્યાં હતાં. કોઈનું કશું પણ બોલવું એને ગમતું નહોતું. અને બધાં સાથે સુધીર વિષે કંઈ ખાસ વાત થઈ શકતી નહોતી તે એક મોટી શિક્ષા હતી.

'શું વિચારમાં પડી ગઈ?' સુધીરે અચાનક જ કહ્યું.

'કંઈ નહીં...તમારી વાત તદ્દન સાચી છે.'

'કઈ વાત?'

'હું તમને પૂછતી હતી કે તમે પણ ત્યાં મારી સાથે રોકાવ અને થોડા દિવસ આપણે ત્યાં રહીએ, પછી પાછાં આવીએ.'

'ભલે મંજૂર...પણ મારી કઈ વાત તદ્દન સાચી છે તે તેં ના કહ્યું.'

'અમથું જ એ તો.'

'શું અમથું જ એ તો. એમ ના ચાલે.'

'તમે કહ્યું ને કે હું થોડાક દિવસ ત્યાં રહું તો ફ્રેશ થઈ જાઉં.'

'બરાબર.'

'તમે પણ થોડાક દિવસ ત્યાં રહો તો ફ્રેશ થઈ જશો, એમ હું વિચારતી હતી.'

સુધીરથી હસ્યા વિના ન રહેવાયું. એને દક્ષાંની ભાવુકતા વિષે માન ઉપજ્યું. પણ પોતે ફ્રેશ થવા વિષે કહ્યું હતું તેનું કારણ હતું બંનેના અલગ થવાનું તે દક્ષા ન સમજી શકી તેથી એને ખૂબ હસવું આવ્યું. દક્ષા આમ સુધીરને હસતો જોઈને કોણ જાણે હસવા લાગી. જાણે બંને વચ્ચે મોટી ગમ્મત થઈ ગઈ હોય તેમ બંને ખૂબ હસ્યાં. પણ વચ્ચે જ સુધીરે વાત ઉપાડી.

'તો આપણે જઈએ છીએ.'

'અને બંને રોકાઈશું.'

'આવીને પછી વ્યવસ્થિત થઈ જઈશું.'

'શું કપાળ વ્યવસ્થિત થઈ જઈશું! પેલાં વધારાનાં કામો છોડી દો.'

'કયાં વધારાનાં કામો?'

'કેમ વળી નોકરી ઉપરાંત દોડાદોડી કરો છો તે.'

'કઈ દોડાદોડી?'

'આ સરોજને ભણાવવા જાઓ છો તે. એક તો નોકરી ને પાછી મગજમારી.'

'મગજમારી શાની? એમાં તો આનંદ આવે છે!'

અને આમ સમય પસાર થતો રહ્યો. શનિવાર આવી ગયો. શનિવારે સાંજે બંને ઊપડયાં. પહોંચી

ગયા. સ્વજનો એમને જોઈને ખુશ થઈ ગયા. દક્ષાના બાએ એમના આગમનનો કોઈ પ્રતિભાવ બતાવ્યો નહિ. એ એટલું જ બોલ્યા : 'આવો.' સુધીર અને દક્ષા ત્યાંથી દૂર અહીં આવ્યાં હતાં. એમની આગતાસ્વાગતા થઈ અને હસાહસ. પૂછપરછ, વાતચીત અને ફરી પાછો એક વ્યવહાર શરૂ થયો. તે આખો દિવસ તો આમ જ ચાલ્યું. સાંજે બધાં બેઠાં હતાં ત્યારે દક્ષાની નાની બહેન અર્ચનાએ સુધીર જોડે જબરી છેડાછેડી શરૂ કરી હતી. દક્ષાએ અર્ચનાને ધબ્બો મારીને કહી દીધું.

'અર્ચના, એ તને એવી ભણાવશે ને...'

'અરે એ મને શું ભણાવતા'તા...' અર્ચનાએ હોઠ કરડયા. સુધીર હસ્યો. એણે કહ્યું.

'ઇન્દુમાં બિંદુ સમાય તે વળી ડાઘ !'

'તમે મને બનાવો છો હોં કે. તમે મારા કપાળ પરના ડાઘને ઉદ્દેશીને કહ્યું ને !

બધાં ખડખડાટ હસી પડયા. સુધીરે અર્ચનાનો બરડો થાબડતાં કહ્યું.

'બડી પક્કી છે.'

'તે પક્કા જ હોઈએ ને !' અર્ચના ગર્વથી ટટ્ટાર બની.

ગમ્મત ચાલતી હતી ને દક્ષાની બા વચ્ચે જ ટપકી પડયાં. દક્ષા અને સુધીરના આગમનથી સંકોચાયેલો એમનો ચહેરો વધુ સંકોચાયો અને એમણે વચ્ચે જ પોતાનું વડીલત્વ પ્રકટ કર્યું.

'કશું જ એમને પહોંચતું નથી અર્ચના. એ ખૂબ આગળ નીકળી ગયેલા છે.'

દક્ષાને એની બાનું કથન વિચિત્ર લાગ્યું. એ સફાળી બોલી ઊઠી.

'કેમ બા આમ બોલે છે ? એ તારા મહેમાન છે.'

'તું હજુ સાવ વેવલી જ રહી દક્ષા.' અને અધૂરું વાક્ય એ ગળી ગયાં. કશુંક બન્યું હોય તેમ બધાં ચુપાચુપ વિખરાઈ ગયાં. દક્ષા બા સામે જોતી બેસી રહી. સુધીર ફરસ પર આંગળાં ઘસતો હતો. દક્ષાની બા કંઈ બોલવું કે કેમ તેની ગડમથલમાં આખરે બોલી ગયાં.

'આ સરોજ કોણ છે ?'

'સરોજ ?' દક્ષાની ભ્રુકુટિ તંગ બની.

સુધીર ત્યાંથી ઊભો થઈ ગયો. દક્ષા આ જોઈને એની બાની બાજુ વળી.

'સરોજ ? સરોજને એ ભણાવે છે કેમ ?'

'અમને અહીં બેઠાં ખબર છે કે કોણ કોને ભણાવે છે. અને તું સાવ સુધીર સુધીર કરતાં થાકતી નથી !'

દક્ષાએ એની બાને કશો જ વળતો ઉત્તર વાળ્યો નહિ. કશું જ બોલ્યા વિના એ ઝપાટાબંધ દાદર ચડી ગઈ અને મેડા ઉપર ચાલી ગઈ. એણે પોતાની જાતને પલંગ પર ફેંકી અને ઓશીકામાં ચહેરો છુપાવી રડી દીધું. કેટલો સમય એ રડી તેનું ભાન એને ન રહ્યું, પણ આખરે એનું રુદન શમ્યું અને ડૂસકાં શરૂ થયાં. એણે સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો પણ કોણ જાણે એનું મન અત્યારે વિચિત્ર વળાંકો વળી રહ્યું હતું. ખંડમાં છવાયેલા અંધકાર તરફ એ તાકી રહી હતી. કોઈ પણ જાતના સ્ફુટ વિચારો વિના બસ મનને સ્થગિત રાખીને એ કોઈક શૂન્ય આગળ ઊભી રહી હતી. એકાએક એને વિચાર આવ્યો કે આ બધાની પાછળ શું બની રહ્યું હતું કે બધું અમથું અમથું જ હતું. બાએ પૂછ્યું હતું કે આ સરોજ કોણ છે ? પણ તેથી શું ? બધાં કોણ હોય છે તે કંઈ જાણવાની જરૂર ખરી ? બાને કશી પૃચ્છા કરવાનું એને મન ના થયું. કોઈ કોણ છે તે કંઈ જાણવાની જરૂર ખરી ? બધાં કંઈક ને કંઈક હોય છે તે હોય બધાં કંઈક ને કંઈક. સરોજને એ ભણાવે છે. વધારાના કામના પૈસા મળે છે.

એમને કહ્યું પણ હતું કે નોકરી ઉપરાંતની મગજ-મારી છોડો ને! એમણે કહ્યું હતું કે આનંદ આવે છે! સરોજના ઘરની બધી વાતો પણ એ કરે છે. પોતે એક વાર એમને કહ્યું હતું કે 'સરોજને આપણા ઘરે તો લાવો કોઈ દિવસ!' એમણે કહ્યું હતું કે, 'આપણા ઘરની ગરીબી બતાવવા એને લાવું!' મેં કહ્યું હતું, 'ઘર ગરીબ છે આપણું દિલ થોડું ગરીબ છે!' પણ એમણે તે વાતને હસી કાઢી હતી અને પોતા સાથે બીજી વાતોએ ચડી ગયા હતા. કેવી સ્વાભાવિક વાત કહેવાય. ને વળી આ પાછાં અહીં એઠાં પૂછે છે, કોણ છે સરોજ? બાની વાત ૮.' અસ્વાભાવિક હતી. કેવી વિચિત્ર પરિસ્થિતિ બાએ ઊભી કરી હતી! બધાંની વચ્ચે સુધીર પાસે કોઈ છોકરીની માહિતી માગવી અને તે પણ આમ મોં વાંકું કરીને! બાનો સ્વભાવ જ વિચિત્ર છે!

સુધીર ઉપર આવ્યો. દક્ષા સામે જોયા વગર જ એણે કહ્યું.

'હું રાતના મેલમાં જાઉં છું. હમણાં તું અહીં રહે. આવવું હોય ત્યારે આવી જજે.'

'તમે ખરેખર જાવ છો?'

'હા હું જઈશ, દક્ષા.'

'પણ આજે તો રોકાવું પડે.'

'બધું સરખું જ છે.'

'એમ કેમ બોલો છો!'

'એમ જ બોલવાનું હોય ને...'

'એમ જ.'

'તને મેં કંઈ કહ્યું?'

'પણ ભૂલથી કોઈ કશું બોલી જાય તો માફ ન કરી દેવાય?'

'બસ, તને કહું છું ને મારે જવું છે...મારા રોકાવા વિષે આપણે વાત નથી કરતા.'

'ખેર, તમારી મરજી પણ તમે આ ઠીક નથી કરતા. બીજું શું કહું?'

દક્ષા દાદર ઊતરી ગઈ. સુધીર દક્ષાના આ બદલાયેલા મિજાજથી ખુશ થયો. દક્ષાએ નીચે જઈને એની બાને સમાચાર આપ્યા કે એ રાતના મેઈલમ જાય છે. એની બાએ કોઈ પ્રતિભાવ ન બતાવ્યો. દક્ષાએ અર્ચનાને કહ્યું. બધાંને કહ્યું. કોઈએ કશો પ્રતિભાવ બતાવ્યો નહિ અને...પોતે પણ ક્યાં સુધીરને હાથ પકડીને રોક્યો હતો! સુધીર ગયો. આવજોજો થયું એટલું જ. સુધીર આજે દક્ષાનો મહેમાન હતો, પતિ નહિ. પોતે પણ આજે તો આ ઘરમાં મહેમાન હતી! આ ઘર હવે એવું નહોતું! આજે પ્રથમ વાર એણે અનુભવ્યું કે આ ઘર પોતાનું નથી. સુધીરના ગયા પછી એને બધી જ પ્રવૃત્તિ-ઓમાં ધ્યાન પરોવવા પ્રયત્ન કરવો પડયો હતો. બેચેની એને ઘેરી વળી હતી. બેચેનીનો ઉપાય હતો. કશુંક વાંચવું. એણે બેગમાંથી એક પુસ્તક કાઢીને વાંચવા માંડયું. ઓશીકા પર ટેકવેલા માથા નીચે કંઈક ખૂંચતું હતું તે દૂર કરવા એણે આંગળીઓ પાછળ કરી. બીજા હાથમાં પકડેલા પુસ્તકમાંથી એક પીળું કવર એની છાતી પર પડયું. ચહેરો સહેજ અધ્ધર કરી એણે તે કવર જોયું અને લઈ લીધું. કવરમાં સરોજના નાના ત્રણ ફોટો હતા. એ સફાળી ઊભી થઈ ગઈ. કવરમાં સ્ટુડીઓનું બીલ પણ હતું. એણે છાતી પર હાથ મૂકી દીધો, અને મોટેથી બોલી ગઈ: 'હાશ'. અને એવા જ મોટા સ્વરે એ બોલી: 'સરોજે કામ સોંપ્યું હશે...એ તો ગયા. કાંડા ઘડિયાળમાં એણે જોયું તો હજુ સાડા નવ થયા હતા. મેઈલને ઊપડવાનો સમય દસનો હતો. એ ઊભી થઈ અને સ્ટેશને જવા ઊપડી. રીક્ષા કરતાં અત્યારે એની ગતિ વધુ હતી. સ્ટેશને પહોંચી. મેઈલ ઊપડી ગયો હતો. એણે સ્ટેશનના ઘડિયાળમાં જોયું તો પોતાની ઘડિયાળ પંદર મિનિટ લેઈટ હતી.

ધીમે ધીમે એ ઘર તરફ જવા લાગી.






# ગુજરાતી બાળસાહિત્ય વિષયક સંદર્ભસૂચિ

સંપાદક

☐ પ્રકાશ વેગડ

[આંતરરાષ્ટ્રીય બાળવર્ષ નિમિત્તે આ સંદર્ભ સૂચિ પ્રકટ કરીએ છીએ જે આ વિષયમાં રસ લેતા સૌને માટે ઉપયોગી બની રહેશે. સં.]

અમૃતલાલ યાજ્ઞિક. બાળસાહિત્યની પશ્ચાદ્ભૂમિકા. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ પૃ. ૧૧-૧૪.

આબિદ સુરતી. બાળચિત્ર કથાઓ. 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૩૬-૩૭.

ઉમાશશી દેસાઈ. મારું પ્રિય પુસ્તક 'ગ્રંથ' ઑગસ્ટ '૭૧ : ૪૫-૪૬.

ઉષા મલજી. બાલ રંગભૂમિ. 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૩૧-૩૩.

કાન્તિલાલ કાલાણી. નાનાભાઈનાં 'પાત્રો'નું કામણ. 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૪૨-૪૩.

ગિરીશ ગણાત્રા. આપણુ બાળસાહિત્ય : થોડાક વિચારો 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૩૮-૪૦

—ગુજરાતીમાં બાળનાટકોની ઊણપ. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૭૩-૭૫.

ગોપાળરાવ વિદ્વાંસ. શ્રી દક્ષિણામૂર્તિનું બાળસાહિત્ય. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૨૮-૩૦.

ચન્દ્રકાન્ત શાહ. બાળસાહિત્યની અજોડ પ્રકાશન સંસ્થા. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૪૮-૫૦.

ચન્દ્રવદન મહેતા. બાળનાટક દેશ-પરદેશમાં. 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૨૯-૩૦.

ચન્દ્રવદન મહેતા અને હંસાબહેન મો. પટેલ. બાળ-નાટકો અને એનું સાહિત્ય. યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, અમદાવાદ ૧૯૭૨ પૃ. ૮૦.

ચિલ્ડ્રન્સ લિટલ થિયેટર, મુંબઈ સંપા. બાળ-નાટકો અને બાળ રંગભૂમિ. બાલગોવિંદ, અમદાવાદ. ૧૯૬૯ પૃ. ૭૨.

જનક દવે. આડે રસ્તે ગયેલા પુત્રને સીધે રસ્તે લાવવા માટે યોજાયેલી યુક્તિ : એક કથા ઘટક 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૩૪-૩૫.

જયંતિ દલાલ. બાળનાટક સરળ નથી. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૨૬-૨૭.

જયેન્દ્ર ત્રિવેદી. ગિજુભાઈની બાળવાર્તાઓ. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૫૮-૬૫.

—ઝબૂક વીજળી ઝબૂક. 'ગ્રંથ' જૂન '૭૨ : ૨૫-૩૩.

જ્યોતિભાઈ દેસાઈ. બાળકો. વાટ જોઈ રહ્યાં છે. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૫૨-૫૫.

ડાહ્યાભાઈ વિ. જોષી. બાળસાહિત્ય : કેટલાંક સૂચનો. 'વિદ્યાપીઠ' નવે.-ડિસે. ૧૯૬૫ : ૩૯૮-૪૦૦, ૪૦૬.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ. બાળસાહિત્ય. ગુજરાતી સાહિત્ય પરિષદ અગિયારમું સંમેલન અહેવાલ, ડિસે. ૧૯૩૩. પ્ર. આ. ૧૯૩૫.

ધીરુબહેન પટેલ માર્ક ટ્વેનની કિશોરકથાઓ. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૬૬-૭૦.

નટવરલાલ માળવી. ગુજરાતી ભાષાનું પહેલું બાળ-નાટક. ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૦મું સંમેલન, ૧૯૫૯. પૃ. ૭-૮.

નટવરલાલ માળવી અને રમણલાલ સોની. બાળ-સાહિત્યનો વિવેક. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૩૩-૩૬.

નિરંજન ભગત. રવીન્દ્રનાથની કૃતિઓમાં બાળ-નિરૂપણ. 'સંસ્કૃતિ' જુલાઈ '૫૭ : ૨૬૧-૨૬૫.

પ્રાગજી ડોસા. બાળ રંગભૂમિ. 'નવચેતન' નવે. ૧૯૭૦ : ૨૪૫-૨૪૮.

બકુલ રાવળ. બાળસાહિત્ય અને તેનો સર્જક. 'પરિતોષ' (૧૯૭૭) : ૧૧૧-૧૩૯.

ભરત નાયક. નાનપણમાં વાંચેલા એક પુસ્તક વિષે. 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૪૪.

ભારતીબહેન ભૂ. ઝવેરી. ગુજરાતી બાળસાહિત્યમાં વાર્તા, સૈદ્ધાંતિક ગવેષણા. ગૂજરાત વિદ્યાપીઠ. વિદ્યાવાચસ્પતિ મહાનિબંધ, ૧૯૭૧.

મનસુખલાલ ઝવેરી. ગુજરાતીમાં બાળસાહિત્ય. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૧૭–૨૧.

મંજુલાલ ર. મજમુદાર. બાળકાવ્ય : વર્તમાન પદ્યપ્રકાર તરીકે. 'પરબ' ૧૯૭૦ અંક ૧ પૃ. ૧૪–૧૭.

મુનિકુમાર મ. ભટ્ટ. બાળસાહિત્યનું વિહંગાવલોકન. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૩૭–૪૦.

—બાળસાહિત્ય વિષે થોડાક વિચારો. 'ગ્રંથ' ઑક્ટો. '૭૦ : ૧૮–૨૦.

મૂળશંકર મો. ભટ્ટ. બાળ–કિશોર સાહિત્ય. જ્ઞાન ગંગોત્રી ગ્રંથ શ્રેણી–૧૦ ગુજરાત દર્શન–૧ (૧૯૭૨) પૃ. ૨૧૩–૨૩૭.

—બાળસાહિત્ય : વયના સંદર્ભમાં. 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ ૧૭–૨૪.

મોહનભાઈ પટેલ. બાળગીતો. 'વિદ્યાપીઠ' જાન્યુ.–ફેબ્રુ. ૧૯૭૫ : ૧–૪.

યશવંત દોશી. કિશોરો માટેનું કથાસાહિત્ય. 'ગ્રંથ' ઑક્ટો. '૭૦ : ૧૧–૧૨.

—પરીકથાઓનું બચાવનામું. 'ગ્રંથ' ઑગ. '૭૫ : ૧૫–૧૬.

રમણલાલ સોની. કથા અને પરીકથા. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૪૧–૪૨.

—છેલ્લા દાયકાનું ગુજરાતી બાળસાહિત્ય (ઈ.સ. ૧૯૬૧–૧૯૭૧). 'નવચેતન' ઑક્ટો.–નવે. ૧૯૭૧ : ૨૦૪–૨૧૮.

—રવીન્દ્રનાથ ટાગોર અને તેમની બાળસાહિત્ય સેવા. 'બુદ્ધિપ્રકાશ' જાન્યુ.-માર્ચ ૧૯૩૫ : ૪૧–૪૭.

રસિકલાલ છો. પરીખ. બાળસાહિત્ય. 'પુરોવચન અને વિવેચન' (૧૯૬૫) પૃ. ૨૪૦–૨૪૭.

રામનારાયણ ના. પાઠક. બાળકો માટેની પૌરાણિક કથાઓ. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૩૧–૩૨, ૪૮.

રામપ્રસાદ પ્રે. બક્ષી. બાળકો અને નાટક. 'ગુજરાતી નાટ્ય' જાન્યુ. '૫૯ : ૯–૧૩.

લવજીભાઈ જમોડ. શૈક્ષણિક દૃષ્ટિએ બાળનાટકો. ગુજ. સાહિત્ય પરિષદ ૨૧મું સંમેલન, ડિસે. '૬૧–જાન્યુ. '૬૨ (કલકત્તા) અહેવાલ. પૃ. ૨૦૧–૨૦૩.

લીના મંગળદાસ. બાળસાહિત્ય. 'સંસ્કૃતિ' ફેબ્રુ. '૫૮ : ૫૬–૫૮.

વર્ષા અડાલજા. સપનાનો રાજકુમાર. 'ગ્રંથ' ઑગ. ૧૯૭૫ : ૪૭–૪૮.

વલ્લભદાસ જમનાદાસ અક્કડ. ગુજરાતનું બાળ-સાહિત્ય. ગુજ. સાહિત્ય પરિષદ, નવમી અને દશમી–અહેવાલ અને નિબંધસંગ્રહ, ૧૯૨૯. પૃ. ૧૮૧–૨૦૧.

—ગુજરાતી બાળસાહિત્ય : વિવેચન–વિચાર. ગુજ. સાહિત્ય પરિષદ ૨૧મું સંમેલન, ડિસે. '૬૧–જાન્યુ. '૬૨ (કલકત્તા) અહેવાલ. પૃ. ૨૧૫–૨૩૬.

વિજયગુપ્ત મૌર્ય. મારો પંથ ચીંધનાર ગ્રંથ. 'ગ્રંથ' ઑગ. '૭૫ : ૪૧, ૪૬.

વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ. બાળસાહિત્ય. ગુજ. સાહિત્ય પરિષદ ૬ઠું સંમેલન, એપ્રિલ ૧૯૨૦–અહેવાલ અને નિબંધસંગ્રહ. ૧૯૨૩ પૃ. ૧૪૯–૧૫૩.

શંકરભાઈ પટેલ. છેલ્લા દસકાના આપણા બાળ-સાહિત્યની સુરેખા. 'પુસ્તકાલય' જુલાઈ, ૧૯૩૪.

સરલા જગમોહન. ઍલિસની સ્વપ્નસૃષ્ટિ. 'ગ્રંથ' ઑક્ટો. '૬૮ : ૪૩–૪૮.

સરૂપ ધ્રુવ. 'પરીકથા' : એક શબ્દચર્ચા. 'વિદ્યાપીઠ' માર્ચ–એપ્રિલ ૧૯૭૪ : ૨૬–૨૯.

સુરેશ હ. જોષી. રવીન્દ્રનાથનું બાળસાહિત્ય. 'ગ્રંથ' ઑગસ્ટ '૭૫ : ૨૫–૨૮.

હિંમતલાલ ચુ. શાહ. બાળવાર્તા. 'બુદ્ધિપ્રકાશ' જાન્યુ. '૨૯ : ૧૩–૧૯.

હીરા રા. પાઠક. પ્રાચીન કિશોરકથાઓ. 'વિદ્રુતિ' (૧૯૭૪) પૃ. ૨૭૩–૨૭૭.

## પલાશવન

દીનેશ અંતાણી

એક ક્ષણ હું અટકી ગયો. પાછળ સળગાણી. શૈલાએ પીઠ પાછળ તકિયા મૂકી દીધા હતા અને ઉપરની છત જોયા કરતી હતી.

'એક ભરપૂર ખાલી પટ મારી અંદર ભરીને બેઠો છું. સુક્કી હવા વહેતી હોય. નદીના કોતરોનું એકાંત, ઉનાળાના બપોરની નિઃસ્તબ્ધતા, હોલા અને તેતરના અવાજથી દોરાતી એકાંતી સમયની આછી રેખા...મને હમેશા એવું લાગ્યું છે કે એ અવાજ સમયની રેખા નથી, એક પાતળો પુલ છે. નદીના એક કિનારાથી બીજા કિનારા સુધી પહોંચવા બાંધેલો પુલ છે. એ પુલ પર થઈને ઋચા ચાલવા માંડે. હું કોરીધાકોર કોતરોમાં સૂતો સૂતો ઉપર દેખાતું આકાશ જોયા કરું. ખુલ્લા આકાશમાં સમળી ઊડતી હોય અને એના અદૃશ્ય પદ્માંથી સતત ઉનાળો રેલાતો હોય. ઋચા આગળ વધતી હોય. એની નીચે નદીનો ખાલી પટ વિસ્તરેલો હોય. બધો જ સમય ખાલી રહેવાનો અભિશાપ જીવતી નદીનો ઉનાળામાં ધખધખતો રેતાળ પટ હોય. હું ઋચાને જતી જોઈ રહું. એવું લાગે કે હું મારામાંથી બહાર નીકળતો નીકળતો છૂટો પડતો જાઉં છું. ઋચા દૂર જતી જાય તેમ તેમ હું મારામાંથી ઓગળતો જાઉં છું. મને એકઠો કરવા બૂમ પાડીને એને પાછી બોલાવું, ઋચા...કોતરોમાં પડઘા પડે ઋઋઋ ચ્યાચ્યાચ્યા...એ અવાજના પુલ પર વચ્ચે જ અટકી જાય. બપોરનો સૂરજ કાળઝાળ ગરમી ઝીંકતો હોય અને ત્યાં જ એકાએક નદીમાં પૂર આવે બંને કાંઠા છલોછલ. એ ઊભી હોય-તે પુલને પણ પાણી અડવા માંડે, પણ ધીરેધીરે પાણી શોષાઈ જાય. નદી ફરીથી રેતકણોની શાપિત જિંદગી જીવવા માંડે. રેતીની ગરમ ગરમ વગળ ચારે તરફ ફેલાઈ જાય છાતી ફાડીને પડેલી ખાલી નદીનો શાપ હોલા અને તેતરોના અવાજના પુલને પણ બાળી નાખે હું ઋચાને નીચે પડતી જોઈ રહું. નદીની ધખધખતી રેતીમાં એની ચામડી બળી જાય. એને બચાવવા હું પણ રેતીના અગ્નિકુંડમાં પડું અને મારી ચામડી પણ જલી જાય...

'આ એક ચિત્ર છે–શૈલા, જેને મેં વર્ષોથી મારી આંખો સામે જોયું છે. જલી ગયેલી ચામડીવાળા આપણે. શૈલા...પેટાળમાં ઊતરી ગયેલાં પૂરની તરસ અને ચામડી વિના જીવવાના અભિશાપ સાથે જ આપણને જીવવાનું છે. તું જ કહે, આપણને પ્રત્યક્ષ

થવું હોય તો પણ કઈ રીતે થવું ? સમક્ષ થઈએ તો પણ ચામડી વિનાના ચહેરાને લીધે એકબીજાને ઓળખી ન શકીએ એ વાસ્તવિકતા સાથે આપણી નિકટતા ટકાવવી ક્યાં સુધી શક્ય બનશે ? આ પ્રશ્ન હું ઋચાને પૂછી શકું, તું મને પૂછી શકે, રાહુલ તને પૂછી શકે અને સુષમા કોઈ ત્રીજી દિશાને આ પ્રશ્ન પૂછી શકે...

'પણ આ ત્રીજી દિશા કઈ ? કોઈ નામ છે એ દિશાનું ? કંઈ છે એ દિશામાં ? એ દિશામાં પણ એક દશ્ય છે. તેં પલાશવન જોયું છે ? પલાશવનમાં જીવી છે ક્યારેય ? હું જીવ્યો છું. સભાનતાથી જીવ્યો છું. મારા ગામની નદીની રેતીમાં આગળ જતાં પલાશનું વન આવે છે. રેતી નીચે વહેતા ગુપ્ત જળપ્રવાહનું પ્રતિબિંબ હોય એમ એ આખો પટ પલાશથી છવાયેલો છે. ફાગણ મહિનો આવે ત્યારે એ પલાશવન પર સૌંદર્યની ઋતુ બેસે. કેસરિયા રંગથી મઘમઘતાં પલાશવૃક્ષો ફાટફાટ થતાં હોય. ઉન્માદ ઊછળતો હોય. પણ પલાશવનની વાસ્તવિકતા માત્ર એનો કેસરી રંગ નથી. એ તો એક ક્ષણ છે. ઋતુ પૂરી થાય પછી સમયના ગરમગરમ ફૂંફાડામાં પલાશનું રૂપ ખરી પડે. પાંદડાં સુકાઈ જાય અને માત્ર ડાળીઓ રહે. માત્ર પલાશવૃક્ષનું હાડપિંજર જીવતું રહે. પ્રશ્ન એ થાય કે પલાશનું કયું રૂપ સાચું ? બે અંતિમ સ્વરૂપો પર જીવતાં એ પલાશવનને હું નાનપણથી જીવતો આવ્યો છું. એના સૌંદર્યને ભરપૂર જીવ્યો છું. કેસૂડાંના રંગ ઉકાળીને ઋચાને તરબોળ કરી છે. કેસૂડાંની લચલચતી શાખાઓ કાપી મારા ઘરની બારસાખ પર ગોઠવી છે. કેસૂડાંની પથારી પર સૂતો છું, પણ એ બધું ક્ષણિક હતું. સત્ય તો એ જ પલાશનાં ખરી પડેલાં રૂપમાં છુપાયેલું છે. આખો વિસ્તાર ભેંકાર લાગે. સુક્કી ડાળીઓ નિઃસ્તબ્ધ લટકતી હોય. થડનાં પોલાણમાં સમયનો સૂકો પવન ઘૂમરાયા કરતો હોય. અને હું આખી જિંદગી મારા ખોવાઈ ગયેલા એકલ પલાશપુષ્પને ઝંખતો ઝંખતો જીવ્યો છું.

'સાચી વાત તો એ છે, શૈલા, કે માત્ર હું જ નહીં, આપણે બધાં જ એક યા બીજી રીતે પોતપોતાનાં પલાશવનને જીવવા મથ્યા છીએ. પણ જે મળ્યું છે તે છે ખરી પડેલા ભાવોથી કુરૂપ થઈ ગયેલા વિસ્તારની ભેંકારતા. છતાં પણ ભાવજગતમાં તો ફાગણનું મઘમઘતું પલાશવન જ સચવાયેલું છે. સુક્કાંભઠ ખાખરાનાં થડમાં આવેલી ઊધઈની બખોલમાં જિવાતો પલાશવનનો અભાવ જ આપણી વાસ્તવિકતા નથી, શૈલા ?

'આપણી અંદર સચવાયેલા સમગ્ર સંવિતને અક્ષરો, શબ્દો અને અર્થના રૂપમાં પ્રગટ કરવા આપણે કેટલા મથીએ છીએ ! વર્ષો સુધી તારી બખોલમાં સાચવી રાખેલું અજ્ઞાત પલાશવન કાલે રાત્રે તેં મારી સામે ધરી દીધું. પણ એનો શો અર્થ છે ? સુષમાએ ડાઇવોર્સની નોટિસ મોકલાવી એનો પણ શો અર્થ છે ? અર્જુનન અશ્વમુખ વેચાઈ જવાની રાહ જોતી યહૂદી સ્ત્રીના લાંબા ગાઉનને દૂર ચાલ્યો જતો જોયા કરે છે એનો પણ શો અર્થ છે ? એનો ભાઈ ઘોડાની દોરી પકડીને સતત પોતાની પ્રિયતમાના સહવાસમાં જીવતો હોવાના ભ્રમમાં હયાત છે એ વાત પણ અર્થ વિનાની નથી લાગતી ? પણ શૈલા, આપણી સાથે આ જ જીવ્યું છે. સમયની પાર આપણા મનમાં ખીલેલાં પલાશવન જેવાં સંવેદનને આધારે જ આપણે આટલાં ટકી શક્યાં છીએ એ પણ એક વાસ્તવિકતા છે. તું તારી લાઇબ્રેરીનો કમરો બંધ કરી દે છતાં પણ અંદરની ખુરશી પર એક પુરુષ આકૃતિ બેઠી છે એને તું ઉઠાડી શકતી નથી... જીવનના છેલ્લા દિવસોમાં એક નમતી સાંજે અંદર એક કસક ઊઠશે, કોઈ પીડા જાગશે અને એક ચહેરો સ્મૃતિમાં આવી જશે ત્યારે શૈલા, વર્ષોનાં વર્ષો

સુધી પીઠ પર જિવાયેલી વાસ્તવિકતાનો કશો જ અર્થ નહીં રહે.'

શૈલા ઊભી થઈ ગઈ.

'ચારે તરફ ઘણા અધૂરા છેડા લટકતા હોય એવું લાગે છે. કશુ જ જોડાઈ ન શકે એમ વચ્ચેથી કપાઈ ગયેલી સ્થિતિમા આપણે ફંગોળાયેલા છીએ. આપણા બે વચ્ચે રાહુલ અને ઋચા છે. મારી અને સુષમાની વચ્ચે પણ કશુંક હશે. બધા અલગ અલગ લટકીએ છીએ. ક્યારેય મળી ન શકીએ એવી સ્થિતિમાં.

'શૈલા, હું આવ્યો હતો પહાડની શોધમાં. પહાડ પર છવાયેલાં ગાઢ જંગલોને સૂંઘવા આવ્યો હતો. પણ પાછો જાઉં છુ ત્યારે મારી સાથે એ જ પલાશવનનો અભાવ છે. જે નથી એ જ સચોટતાથી જીવવું પડે છે. તેં કહ્યુ હતું ને કે રાહુલમાં તું મારા અભાવને જીવી છે! બોટાનિકલ ગાર્ડન પર દોડતી આવીને તું મને મળી. વચ્ચેના વર્ષોનો પરદો ખસાવીને તું આવી. આજે હું તને ચાના બગીચામા આવેલા આઉટહાઉસમા એકલી છોડીને જાઉં છુ. સુષમાએ ધક્કો મારો દીધો છે તે આપેલા પલાશપુષ્પને મારી સાથે રાખીને હું ઋચા વિનાની શેરીઓમાં ફરીથી ભટકવા નીકળી પડીશ ..રાહુલ રાહુલ છે છતાં પણ હું નથી એ સ્થિતિની સાથે શૈલા, તું સુષમા અને ઋચા નથી એ નવી વેદના લઈને હુ ફરીશ. મને આ ચાના બગીચાએ નવુ રૂપ આપ્યું છે એટલું જ તને કહું. કાચની દીવાલોવાળો તારો કમરો મને જિંદગીભર યાદ રહેશે. હું અત્યારે જ જઈશ. તારે મારી સાથે આવવાની જરૂર નથી. હું ઉપર જઈને આજની રાત ટૂરિસ્ટ બંગલામાં રહીશ. બાથરૂમના તૂટેલા કાચમાંથી દેખાશે તો હિલસ્ટેશનનો ચંદ્ર જોઈશ. આવતીકાલે પહાડ ઊતરી જઈશ. બીજી દિશામાંથી નીચે ઊતરીશ. જે જિવાયું એ તરફ નથી જવું. માત્ર તું મારી સાથે પેલા પથ્થર સુધી ચાલ... એ પથ્થરની પેલી તરફની સીમામાં હું ચાલ્યો જાઉં. તું આ તરફની સીમામાં પાછી ફરે...'

મારા કમરામાં આવ્યો. સૂટકેસ ભરીને ઉપાડી. ધીરેધીરે બહાર નીકળ્યો. સામે ચાનો લીલોછમ બગીચો હતો. આકાશમાં વાદળાં છૂટાં પડવા લાગ્યાં હતાં. કશુ જ બોલ્યા વિના અમે ચાલતાં થયાં. ગોળ પથ્થર સુધી આવી ગયાં ને શૈલા ઊભી થઈ ગઈ...એનો ચહેરો સપાટ લાગતો હતો. ત્યાં કશુ જ નહોતું. કોઈ જ ઘટનાની છાયા ન દેખાઈ. માત્ર એક સફેદ ધાબું હતું અને બે આંખોને ઊધઈ કોતરી ગઈ હતી...

હું આગળ વધ્યો. શૈલા પાછળ ઊભી ગઈ. અમારી વચ્ચે જે છેલ્લી ક્ષણ જિવાઈ તે ગોળ પથ્થરના પડછાયાની ક્ષણ હતી અને ત્યાંથી અનેક સીમાઓ શરૂ થતી હતી...

બસમાં બેસી ગયો. આ વખતે બાજુની સીટ પર કોઈ નહોતું. સમય થઈ ગયો હતો છતાં પણ બસ ઊપડતી નહોતી. એક મજૂર ઉપર સામાન બાંધતો હતો અને કંડક્ટર નીચે ઊભીને બીડી પીતો હતો. હિલસ્ટેશન પર સાંજ પડી ગઈ હતી. નીચે જવા માટે આ છેલ્લી બસ હતી. આમ પણ વરસાદને લીધે પ્રવાસીઓ બહુ ઓછા હતા. વરસાદથી રસ્તાઓને ખાસ નુકસાન નહોતું થયું એટલે આજે બપોર પછી જ બસ શરૂ થઈ હતી. મેં બારીમાંથી બહાર જોયું તો સામે જ હિલસ્ટેશનની બજાર દેખાતી હતી. ચાર-પાચ સ્ત્રીઓ નીચે બેસીને રમકડાં વેચતી હતી. એક ઘોડાગાડીવાળો એના ગ્રાહક સાથે ઝઘડો કરતો હતો. એ દૃશ્યની ઉપર ચઢાવ પર ગોઠવાયેલાં મકાનોના હિસ્સા અને છેવટે આકાશ ફેલાઈ જતું હતું. તોફાની વરસાદ પછી હિલસ્ટેશન

પર બધું ફરીથી એની નિયત પ્રક્રિયામાં ગોઠવાતું જતું હતું.

કન્ડક્ટર બસમાં ચડ્યો. હિન્દીમાં બોલ્યો : 'બધા આવી ગયા? કોઈ રહી તો નથી જતું ને?'

મેં એના તરફ વળીને જોયું. કન્ડક્ટરે કોઈની સામે જોયા વિના જ પ્રશ્ન પૂછ્યો હતો, પણ મારી પાસે એનો જવાબ હતો. એક કોઠી રહી જતી. ઢાળ પર આવેલા ખેતરની ધાર પર ખાટલો નાખીને શૂન્યને જોયા કરતો પંગુ સમય રહી જતો હતો. હિલસ્ટેશન પર આવેલો તાવ રહી જતો હતો. એ સિવાય? એ સિવાય કશું જ નહોતું રહી જતું. માત્ર હું અર્જુનના ભાઈને ન મળી શક્યો. રાજકુમારીએ એકાંતવાસ સેવ્યો એ હોટેલ બની ગયેલો મહેલ ન જોઈ શક્યો. ધુમ્મસથી ઊભરાઈ જતી ખીણોમાં ઊતરી શક્યો નહોતો. પહાડ પર આવ્યો ત્યારે કશું જ લીધા વિના આવ્યો હતો. જાઉં છું ત્યારે મારી નવી ઓળખાણ લઈને જાઉં છું. દૂર એક ખાઈ હતી. એમાં ઊંચેથી ધોધ પડતો હતો, પણ એ ધોધ ચીતરેલો હતો. એમાં ગતિ નહોતી. કલ્પિત કેન્દ્રની આસપાસ અસવાર વિનાનો ઘોડો ઝડપથી ગોળ ગોળ દોડતો હતો. બસ ઊપડી ને એ ઘોડો પણ જ્યાં હતો ત્યાં સ્થિર થઈ ગયો...

બસ વળાંક લઈને બોટિંગલેકની સડક તરફ વળી. વસ્તી દૂર રહેતી ગઈ. પહાડીઓ પર બાંધેલાં ઝૂંપડાંઓમાં સળગતાં ફાનસના આછા આછા ટાપુઓ પાછળ રહી ગયા. અંધકારમાં વૃક્ષો ઓળખી શકાતાં નહોતાં. બોટિંગલેકની ધાર દેખાઈ. એ પર આવેલી પહાડી અને એ પહાડી પર ઊભેલી કોઠીનો ઉપરનો ભાગ દેખાય ન દેખાય ત્યાં બસ ઢોળાવ ઊતરવા લાગી.

ગઈ કાલે સાંજે ટૂરિસ્ટબંગલામાં એ જ કમરામાં હું સૂતો હતો. વરસાદ પછી ઠંડી ખૂબ વધી ગઈ હતી. અધીં રાત્રે ઊઠીને બાથરૂમમાં ગયો હતો. તૂટેલા કાચમાંથી ઠંડીનો અજગર ફૂંફાડા મારતો મારા પર તૂટી પડ્યો. મને બધાં જ દશ્યો થીજી ગયેલાં લાગતાં હતાં. ક્યાંય હલનચલન નહોતું. કોઈ વાતો નહોતું કરતું. બધા જ ચહેરા નિઃસ્તબ્ધ બનીને તાક્યા કરતા હતા. અર્જુનન સાથે જંગલના ડાકબંગલામાં રહ્યો હતો તે રાતે કમરાની બારી પર બહારથી ચાંચ પછાડતું હતું તે પક્ષી યાદ આવ્યું. રાતના એ પક્ષીના ઠકઠક અવાજમાં જંગલને મારા કમરામાં અંદર આવવાનો પ્રયત્ન કરતું મેં કલ્પ્યું હતું. ચાના બગીચામાં કાચની દીવાલો પર મારા મનમાં જીવતાં પલાશવનનો ફિસલતો ચહેરો પણ મેં જોયો...

માત્ર એક જ વાર મળેલો અર્જુનન સંબંધની વ્યાખ્યા બનીને મારી સાથે હિલસ્ટેશન પરથી નીચે ઊતરતો હતો. ગોઠવાયેલા સંબંધોની કૃત્રિમતા અને અંદર ઇચ્છાઓ બનીને સળગતા સંબંધો કરતાં અર્જુનનની નિકટતા સાવ જુદી તરી આવી. એણે મને કશું જ નહોતું આપ્યું, છતાં પણ એ વાતાવરણ બનીને મારી સાથે જીવશે. મેં એની બીડી પીધી હતી અને મને ખાંસી આવી ત્યારે એ ખાંસીના અવાજમાં બધા જ પ્રશ્નો નિરુત્તર થઈને ઢળી પડ્યા હતા...

'નીચે ઊતરતાં એક ગામ આવશે – મેટ્ટુપાલમ. ત્યાંથી ટ્રેન શરૂ થાય છે. તમે સમયસર પહોંચી જશો તો ટ્રેન મળી જશે...' ટૂરિસ્ટબંગલાના રિસેપ્સનિસ્ટે કહ્યું હતું.

અંધકારમાં ડૂબેલાં નાનાં નાનાં ગામો પસાર થતાં ગયાં. વચ્ચે કુનર આવ્યું અને ગયું. બધાં જ લોકો ગામ છોડીને ચાલ્યાં ગયાં હોય તેમ એમનાં ઝૂંપડાંમાં એકલાં ફાનસ ટમટમતાં હતાં.

મેં પાઇપ પીવા માંડી. વળાંકના ધારદાર ધક્કા લાગતા હતા. સાંજની ઠંડીની અસર જણાતી હતી. ખીણોની ઊંડાઈ ઘટતી જતી હતી, પણ

અંધકારને લીધે અંતરો અને ઊંડાઈ અનુભવી શકાતાં નહોતાં.

એક ગામ આવે તે પહેલાં બસ ઝાટકા સાથે ઊભી ગઈ. ડ્રાઇવરે ચાલુ કરવાના પ્રયત્ન કર્યા. પણ એન્જિન ચાલુ ન થયું. એ નીચે ઊતર્યો. અંધકારમા બસનું એન્જિન જોવા લાગ્યો. મને મોડું થતું હતુ. રાતની ટ્રેન પકડવાની હતી. પણ કઈ ટ્રેન મળશે ? મેં નક્કી કર્યું હતું – જે ટ્રેન મળે તેમાં બેસી જવાનો હતો. લગભગ અર્ધા કલાક પછી બસ ફરી ચાલવા લાગી. હું ટ્રેન ચૂકી જઈશ એ વાતની મને ખાતરી થઈ ગઈ, પણ ચિંતા ન થઈ. ચૂકી જવું મારા માટે કશો જ સંદર્ભ ઊભો નહોતું કરતું.

શૈલા રાહુલ પાસે જવા નીકળી ગઈ હશે.

આછો ધક્કો આવ્યો. થીજી ગયેલાં દૃશ્યો થોડાં ધ્રુજી ગયાં. મારી અંદર આછી વેદનાની એક રેખા દોરાઈ ગઈ, પણ ક્ષણ પૂરતી જ. સુષમાનો વિચાર કરવા લાગ્યો. વિચારવું હોય તો સુષમા વિશે જ વિચારવું, મેં નક્કી કર્યું. શૈલા અને ઋચા વિશે વિચારી ન શકાય...એક ખુરસી પર એક પુરુષ આકૃતિ બેઠી હતી અને એની આસપાસ મોટા ચશ્મા હતા. મારું મન ઋચાના પડઘાથી ભરાઈ ગયું. એ બને ઘટનાઓ સાથે બની કે અલગ અલગ ?

ઊંચાઈ પર ગુમાવી દીધેલું વજન પાછું મળવા લાગ્યું, આજુબાજુથી પહાડીઓ ખસી ગઈ. જંગલનો અંધકાર આછો પડયો. બસ ઢોળાવ પર દોડતી હતી અને ખેતરો શરૂ થયાં હતાં. ઊંચાં ઊંચાં ઝાડોના પડછાયા પસાર થયા વરસાદને લીધે પાણી ભરાઈ ગયું હતું અને એમાં ઊતરી આવેલી રાતનું પ્રતિબિંબ પડતુ હતું.

મેટ્ટુપાલયમ આવ્યું. બસ ઊભી. હું મારી સૂટકેસ લઈને નીચે ઊતર્યો. રસ્તો પૂછીને રેલવે સ્ટેશન પર ગયો. પ્લેટફોર્મ પર એક પણ ટ્રેન નહોતી નાનકડું સ્ટેશન હતું. કેટલાક માણસો બાંકડા પર બેઠા હતા. મેં પૂછ્યું તો જાણવા મળ્યું કે છેલ્લી ટ્રેન ચાલી ગઈ હતી અને હવે સવારે જ ટ્રેન મળી શકે. પરોઢે એક ટ્રેન આવશે એ જ સવારે પાછી જશે. એ ટ્રેન ક્યાં જશે એ વિશે પ્રશ્ન ન પૂછ્યો. હવે મારે કશું જ નહોતું કરવાનું. અજાણ્યા પ્લેટફોર્મ પર આખી રાત કાઢવાની હતી.

વાતાવરણ અખણ્ડ હતું. માત્ર એક લેમ્પપોસ્ટ પર અજવાળું ફેંકતું ફાનસ જલતું હતું. બાંકડા પર બેઠા હતા એ લોકો પણ ચાલ્યા ગયા એ યુવતી જમીન પર બેઠી હતી. રેલવે સ્ટેશનની ઑફિસ પણ બંધ થઈ ગઈ હતી. આખા પ્લેટફોર્મ પર માત્ર હું, એક જ ફાનસનું અજવાળું અને જમીન પર બેઠેલી કોઈ સ્ત્રી જ રહ્યાં. મેં પાછળ જોયું. કાળા પડછાયા જેવો પહાડ આકાશને અવરોધતો હતો. એ પહાડ પર શું હતું ? પ્રશ્ન થયો અને વિરમી ગયો. ફરતાં ફરતાં ચાલી ગયેલી ટ્રેનના રિઝર્વેશન લિસ્ટમાં લખેલાં પેસેન્જર્સનાં નામ વાંચ્યાં. પાઈપ સળગાવીને કઈ તરફ જોવું એ વિચારવા લાગ્યો.

રેલવે સ્ટેશન કાગળ પર ચીતરેલું હોય એવું લાગ્યું. બધું જ સ્થગિત થઈ ગયું હતું. ક્યાંય હલનચલન નહોતું. માત્ર શહેરની દિશામાં થોડો પ્રકાશ ઉપર ઊઠતો હતો અને પહાડના પડછાયામાં એ પ્રકાશ ચુસાઈ જતો હતો. મેં હાથપગ હલાવીને સ્થગિત અવકાશમાં ગતિ ઊભી કરવાનો પ્રયત્ન કર્યો, પણ પાઈપમાં પડેલા ડબ્બાઓ જેમ હું પણ ખસી ન શક્યો થોડીવાર પછી દૂર જમીન પર બેઠેલી યુવતી ધીરે ધીરે ઘસડાવા લાગી. હું એને જોઈ

રહ્યો. એ ચાલી શકતી નહોતી. ઘસડાતાં ઘસડાતાં મારી દિશામાં આવતી હતી. એને એકીટશે જોઈ રાખતાં મને થયું કે હું અંતર કાપી રહ્યો છું. ક્યાંક આગળ વધી રહ્યો છું. એ મારી પાસે આવી ત્યારે પોલિયોને લીધે ક્ષીણ થઈ ગયેલા પગ દેખાયા. એ પણ મને પસાર કરી ગઈ અને મારી ગતિ અટકી ગઈ. હું એનો ચહેરો નહોતો જોઈ શક્યો. પાછળ વળીને જોયું તો એ નહોતી. પાછળ ઊભેલા પહાડનો પડછાયો એને પણ ચૂસી ગયો કે શું?

હવે કોઈ જ ન રહ્યું. લૅમ્પપોસ્ટની લાઇટ પણ બુઝાઈ ગઈ. આસપાસનાં મકાનોના, યાર્ડમાં પડેલા ડબ્બાઓના, છાપરાંને ટેકવીને ઊભેલા થાંભલાઓના અજાણ્યા પડછાયાઓમાં રાતનો અંધકાર ઘેરો બની ગયો.

હું લૅમ્પપોસ્ટને અઢેલીને ઊભો. સામે અંતહીન દિશામાં દોડયા જતા રેલવેના સમાંતર પાટાઓ ચમકતા હતા. થોડે દૂર આવેલા સિગ્નલના થાંભલા પર ઝબૂકતી લાલ લાઇટ દેખાઈ, મારું હનીમૂન ટ્રેન વિનાના પ્લેટફૉર્મની સ્થિતિ સુધી પહોંચી આવેલું જોઈને મેં કોઈક ભાવ અનુભવવાનો વિચાર કર્યો. પણ મારું મન પણ જાણે કાગળ પર ચીતરેલું હતું. ત્યાં કોઈ જ નવી હલનચલન ન થઈ.

બુઝાઈ ગયેલી પાઈપ સળગાવવા મેં લાઇટર સળગાવ્યું, પણ પાઈપ સળગે તે પહેલાં ઝબૂકેલા પ્રકાશને લીધે આજુબાજુનો ચોસલાંઓ જેવો અંધકાર દેખાયો. એ અંધકારનો સ્પર્શ કરવા મારાં આંગળાં ફેલાવ્યાં તો મારો હાથ મારો ન રહ્યો. એ હાથની હથેળીમાં મેં એક પણ હસ્તરેખા ન જોઈ. એ હથેળીમાં માત્ર ખાખરાનાં કેટલાંયે ઝાડ ઊગી આવેલાં જોયાં. મેં ઝડપથી મારી મુઠ્ઠી વાળી દીધી અને સળગાવી ન શકાયેલી પાઈપ મારા હોઠમાં જ રાખીને આવતી કાલે સવારે અહીંથી મળશે એ નામ વિનાની ટ્રેનની હું રાહ જોવા લાગ્યો.

[તાજી નવલકથા 'પલાશવન'નો એક અંશ]

# મૃત્યુ મરી ગયું

—ઉષા શેઠ

કોઈપણ મા માટે વહાલસોયી પુત્રીના મૃત્યુની કથા કહેવાનું કામ અતિ કપરું છે, પણ આ મૃત્યુની કથા કરતાં જીવનની કથા વધુ છે. અને તેમાં એક સુકુમાર અને સમજદાર કન્યાની જીવન વિષેની દૃષ્ટિનાં એટલાં બધાં પાસાં ઊઘડયાં છે કે કથામાં છલોછલ કરુણતા હોવા છતાં એનો અંતિમ સંદેશ પ્રકાશનો રહે છે. ભાષાની છટા કે શૈલીની સફાઈની જેમાં સહેજ પણ જરૂર નથી પડી એવી નર્યા નીતર્યા સંવેદનની, પ્રેમની અને મૃત્યુ ભણી જતા જીવનમાં થઈ રહેલા ઉઘાડની આ સત્યકથા સીધી હૃદયના ઊંડાણમાંથી આવી છે અને એટલે જ હૃદયને એટલાં ઊંડાણથી હલાવી મૂકે તેવી છે.

આ પુસ્તક વાંચનાર જીવન અને મૃત્યુ બન્નેના ગાંભીર્ય અને સુંદરતાની વધુ નજીક પહોંચશે એવી મારી શ્રદ્ધા છે.

કુંદનિકા કાપડીઆ

# મૃત્યુ મરી ગયું

ઉષા શેઠ

રાત્રીના અગિયાર થઈ ચૂક્યા હતા. વર્ષાને કારણે લોકો બારીઓ ચપોચપ બંધ કરીને ઊંઘતાં હતા. મોડા ઊંઘનારના ઘરમાંથી પણ રેકોર્ડનો અવાજ સંભળાતો ન હતો. ચોતરફ નીરવતા હતી. રમેશ તથા અલ્પા ઊંઘતાં હતાં. અમે મા-દીકરી અમારા ખંડમાં જાગતાં પડયાં હતાં. માંદગીમાં જરા પણ અવાજ સહન ન કરી શકનાર નીતાને, આજની રાત્રીની નીરવતા ગમતી ન હતી. સામાન્ય ફિલ્મી ગીતનું પણ પાર્શ્વસંગીત સહન ન કરી શકનાર નીતાને અલ્પાના માનીતા ધમાલભર્યાં પશ્ચિમી સંગીત સામે પણ વાંધો ન હતો. બસ, અવાજ થવો જોઈએ, નીરવતા ભાંગવી જોઈએ. શાંતિની એને બીક લાગતી હતી એણે મારો હાથ પોતે અતિશય નિર્બળ હોવા છતાં, મજબૂતાઈથી પકડી રાખ્યો હતો એ કહેતી હતી: 'મમ્મી, મારો હાથ પકડી જ રાખજે. તારા હાથમાંથી એ કોઈ છોડાવી નહિ શકે.'

રેકોર્ડના સંગીતથી એ થોડીવારમાં જ કંટાળી ગઈ. એ બોલી. 'મમ્મી, આના કરતાં તું વાતો કર...આપણે સાથે ગાળેલા આનંદભર્યાં દિવસોની, પ્રસંગોની' – અને અમે એના બાળપણમાં પહોંચી ગયા અને ત્યાંથી ફરી પાછું જીવવા લાગ્યાં.

એને નાનપણમાં સૌંદર્ય-પ્રસાધનોનો બહુ જ શોખ! બધી જ છોકરીઓને હોય છે તેવો. ચાંદલો, લિપસ્ટિક, પાવડર, સેન્ટ એ બધાં માટે બહુ જ હઠ કરે અને હું પણ એટલી જ હઠીલી. મારો શોખ છૂટે નહિ અને નાની છોકરીઓ એવાં પ્રસાધનો વાપરે તો નુકસાન થાય અથવા તો ફ્રોક પર એ બધું 'મણિબેન' જેવું લાગે એમ હું માનું. એ આવી કોઈ હઠ પકડે ત્યારે હું મારી જાતને બાથરૂમમાં પૂરી દઉં અને પાણી ભરવા નળ નીચે બાલદી ગોઠવી દઉં. પાણીના અવાજમાં નીતાનો ભેંકડો સંભળાય નહિ અને ખોટી રીતે મારું મન પીગળે નહિ. વળી એમ પણ થતું કે બાળકને મનાવી નથી શકતી, તે મારી જ ભૂલ કહેવાય, એટલે મને જ શિક્ષા થવી જોઈએ. બાલદી ભરાઈ રહે એટલે હું નળ બંધ કરું ત્યાં સુધીમાં તો એ શાંત પડી ગઈ હોય અને એ કહે: 'મમ્મી, પ્લીઝ બહાર નીકળ, હું હવે કજિયા નહિ કરું, લિપસ્ટિક નહિ માંગું.'

'—અને પછી યાદ છે ને મેં તારી એક દિવસ કેવી ફજેતી કરી હતી?' નીતાએ બીજા એક પ્રસંગની યાદ દેવરાવી.

'હા રે હા, "દીકરી આવે એ પહેલાં પહેરીઓઢી લે"નો સરસ બોધપાઠ તેં મને શીખવી દીધો હતો' મેં કહ્યું અલ્પાના જન્મ પહેલાંની આ વાત છે. નીતા અઢી વર્ષની હતી, અમે ત્રણે બહાર જતાં હતાં મેં નીતાને તેડી હતી અને રમેશ દરવાજાનું તાળું વાસતા હતા. એમણે કહ્યું, 'ઉષા, તું આજે બહુ સરસ દેખાય છે' અને નીતાનું વાજું ફટક્યું. મારા અંબોડામાં ખોસેલું ફૂલ એણે ખેંચી કાઢયું અને માંડયો ભેંકડો. 'હું જ ખરી સરસ દેખાઉં છું. મમ્મી તો નખરાં કરીને સારી દેખાય છે. પોતે લિપસ્ટિક લગાવે, ચાંદલો કરે, ફૂલ નાખે, દાગીના

પહેરે અને મને કહે કે એવું બધું મણિબેન જેવું નહિ કરવાનું ! હવે મને પણ ચાંદલો કરી આપ અને માથામાં ફૂલ નાખી આપ.' દાદરા પર જ ગાણું શરૂ કર્યું એટલે આડોશીપાડોશી ભેગાં થયાં. તેઓને એમ કે એ પડી ગઈ કે શું? એણે તો પડોશીઓને પણ કહ્યું કે 'ખરી રૂપાળી તો હું જ છું. મમ્મી તો બધી ટાપટીપ કરે છે અને પપ્પા કહે છે કે એ સારી દેખાય છે!'

નીતાની એક માનીતી ઢીંગલી હતી. એના મોઢા પર ડાઘા પડી ગયેલા અને નાકનું ટેરવું જરા ખરી ગયેલું, તથા વાળ ભૂખરા થઈ ગયેલા. પણ નીતાને એ બહુ જ વહાલી હતી. 'નીતા, હવે તારી આ ઢીંગલી તો તું ફેંકી જ દે, અને, અહીં દીવાનખાનામાં તો એ જરીયે શોભતી નથી.'—જ્યોતિમાસીએ એક દિવસ પોતાનો અભિપ્રાય આપ્યો. 'એ મારી દીકરી છે. મને ગૂમડાં થયાં'તાં ત્યારે મમ્મીએ મને ફેંકી નહોતી દીધી' – નીતાના જવાબે જ્યોતિમાસીને બોલતાં બંધ કરી દીધાં.

એક દિવસ અમે મારે પિયર ગયાં હતાં. ત્યાં કોઈ નાનું બાળક નહિ એટલે રમકડાં મળે નહિ, અને અમે અમારાં રમકડાં ઊંચકી નહોતાં ગયાં. નીતાની કલ્પનાશક્તિ એવી તેજ કે એ રમકડાં વગર, કોઈ પ્રતીક વગર પણ એકલી એકલી રમી શકે. ખંડની વચ્ચોવચ્ચ બેઠી બેઠી એ કંઈક ગણગણતી હતી. મારાં મમ્મી એની બાજુમાંથી પસાર થયાં અને એનો ભેંકડો શરૂ થયો, જેનો કોઈ ઇલાજ જ નહોતો 'તમે મારાં છોકરાંઓના ઉપરથી ચાલ્યાં, તમે એને કચડી નાખ્યાં, તમે એને મારી નાખ્યાં. એ કેવાં શાંતિથી બેઠાં હતાં, અને મારી પાસે ભણતાં હતાં' - એણે તો કલ્પાંત કર્યે જ રાખ્યું. મારાં મમ્મી તો બિચારાં ડઘાઈ જ ગયાં. જમીન પર તો કંઈ પડયું જ નહોતું. એ બિચારાં માફી માગે, ઘણું સમજાવે, પટાવે કે: 'મને શું ખબર, તેં અહીં છોકરાં બેસાડયાં હશે? લે, હું તને છોકરાંઓની જગ્યાએ ગોઠવવા વાટકીઓ આપું. રૂમાલો આપું, ચોપડીઓ આપું, જે જોઈએ તે આપું,' પણ એમ ઝટ પોક બંધ થાય તો એ નીતા જ શેની? એ કલ્પનાની દુનિયામાં રહી હસે પણ એટલું જ.

નીતાની બેબી બુકમાંના આવા કંઈક પ્રસંગો અમે યાદ કર્યા. નીતાને મોટી થઈ તોયે પોતાની કલ્પનાની દુનિયામાં રહેવું બહુ ગમતું. એ કોલેજમાં હતી ત્યારે પણ હું એને ઊંઘમાંથી ક્યારેક ઉઠાડું, તો એ કહેતી: 'મને બહુ જ સરસ સ્વપ્નું આવતું હતું. તમે પૂરું ન થવા દીધું.' એ રાત્રે સૂવાનાં કપડાં પણ ચીવટથી પસંદ કરતી અને સૂતાં પહેલાં પણ સ્વચ્છ તથા વ્યવસ્થિત તૈયાર થતી. અલ્પાને આ બાબતની ભારે આળસ. એની પાછળ ન પડો તો યુનિફોર્મ સાંજ સુધી તો નહિ પણ બીજી સવાર સુધી પણ ઊતરે નહિ. હું એને નીતાનો દાખલો આપું તો એ તરત જ કહે: 'એની જેમ મને કંઈ સ્વપ્નામાં પ્રિન્સ ચાર્મિંગ નથી આવતો.'

નીતાના એ બાળપણમાંથી અમે વાસ્તવિકતામાં આવ્યાં ત્યારે લગભગ ત્રણ વાગ્યા હતા.--પહેલી ઑગસ્ટ (૧૯૭૭) થઈ ચૂકી હતી. એને હજીયે ઊંઘ આવતી ન હતી. એ કહે: 'મમ્મી, એક વાર "ચલો ચલે મા, સપનોંકે ગાંવમેં..." ગીત ગાઓને.' મેં ગાવાનું શરૂ કર્યું, એ ધીમે ધીમે ઊંઘી ગઈ એનો હાથ હજુ મારા હાથમાં જ હતો.

એક કલાકમાં તો નીતા પાછી જાગી ગઈ. રમેશની ઊંઘ પણ ઊડી ગઈ હતી. એ મારા ખંડમાં આવ્યા. નીતાએ એમની પાસે ટેલિફોન ડિરેક્ટરી માંગી: 'અત્યારે કોને...?' રમેશના એ સવાલને મેં પૂરો ન થવા દીધો. મેં વચ્ચે જ કહ્યું: 'તમે એ જે માંગે તે આપો, પ્લીઝ સવાલો બહુ ન પૂછતા.' અમે એને ઓશીકાંઓને ટેકે બેસાડી અને એના ખોળામાં ડિરેક્ટરી ગોઠવી. એણે થોડાં પાનાં ઉથલાવ્યાં, વાંચ્યાં

અને પછી થોડીવાર ચોપડો બંધ કરી શાંત બેસી રહી પછી કહે : 'હાશ ! મારી દૃષ્ટિ, યાદશક્તિ–વિચારશક્તિ બધું બરાબર છે.' માંદગી દરમિયાન એને જ્યારે પણ પોતાની દૃષ્ટિ વિષે શંકા થતી ત્યારે એ ડિરેક્ટરી માગતી—એના ઝીણા અક્ષરો વાંચી શકાય, ત્યારે એ હાશની લાગણી અનુભવતી. મને થતું : 'ઈશ્વર, આ તે કઈ જાતની કસોટી ?' આજે પણ એમ જ થયું. વળી એમ પણ વિચાર આવ્યો : 'એ આવડો મોટો ચોપડો ઊંચકી શકી ! સાવ નબળી પડી ગઈ ન કહેવાય. એને પોતાની બધી શક્તિઓની કેટલી કાળજી છે ! એ બચી જશે. ચોક્કસ સારી થઈ જશે.'— હજીય મારી આશાનું ઝરણું સુકાયું નહોતું.

નીતાનું ગળું સુકાતું હતું. એને પ્રવાહી ઓછા પ્રમાણમાં આપવાનાં હતાં. મોસંબી ખાશે તો ગળું ભીનું રહેશે અને પેટમાં ઓછા પ્રમાણમાં પ્રવાહી જશે એ વિચારથી મેં રમેશ પાસે મોસંબી મંગાવી. નીતાએ હજી મારો હાથ પકડેલો જ હતો, તે છોડવા તૈયાર પણ ન હતી. રમેશે જ મોસંબી ફોલી. ટુકડો ટુકડો કરી એ બે મોસંબી ખાઈ ગઈ. આવી રીતે રાત પૂરી થઈ.

સોમવારની સવાર થઈ. પહેલી ઑગસ્ટ, આજે એની કૉલેજનો પ્રથમ દિવસ હતો. દિવસે બારી પાસે બેસી, એના સહાધ્યાયીઓને જોવાની ઇચ્છા એણે ત્રણ દિવસ પહેલાં વ્યક્ત કરી હતી, પરંતુ આજે એનામાં એટલું ચેતન પણ રહ્યું ન હતું. એ પથારીમાં પણ બેસી શકતી નહોતી. રાત ઠીક ગઈ હતી. મોસંબી પેટમાં ટકી હતી એટલે ફરી કિડની નિષ્ણાતની સૂચવેલી ગોળીઓ આપી. એને તરત જ ઊલટીઓ થવા માંડી. રાત્રે ખાધેલી મોસંબી પણ નીકળી ગઈ. પછી તો ઊલટીઓ ચાલુ જ રહી અને એનું ગળું સુકાતું જ રહ્યું.

નિયમિત રીતે સવારે ૮–૩૦ વાગે ડૉ. અ. એને જોઈ ગયા. પ્રેશર, પલ્સ બધું બરાબર હતું. છેલ્લા બે દિવસથી એને તકિયાને ટેકે બેસાડવામાં પણ બહુ જ સંભાળ લેવી પડતી, એના નીચલા પગને કે સાથળને હાથ અડી જાય તો એને અસહ્ય વેદના થતી. આ વખતે એ ચિડાતી નહિ, રાડો પાડતી નહિ, પરંતુ એના સ્વભાવવિરુદ્ધ દયામણા કરતી, 'મમ્મી પ્લીઝ, સંભાળીને...' અથવા તો 'મમ્મી, જરા ધ્યાન રાખતાં હો તો...' —જાણે કે એ મારી બૂમો પાડનારી નીતા જ ન હતી. એને પગ ખસેડવો હતો. આજે હું એના પગને અડી તોયે એને કંઈ અસર થઈ નહિ. જાણે કે પગ ખોટો થઈ ગયો હતો. 'આમ, આખું શરીર ખોટું થઈ જાય તો કેવી નિરાંત થાય !' એ બોલી. નાનીમોટી પીડાઓ એને વર્ષોથી સતાવતી હતી. ધીમે ધીમે એ એને મૂંગે મોઢે સહેતાં શીખી ગઈ હતી. પરંતુ હવે એ થાકી ગઈ હતી, કંટાળી ગઈ હતી. દુશ્મન સામે ઝઝૂમવાની શક્તિ એનામાં રહી નહોતી.

હું એને સ્પંજ કરતી હતી. મારી બંગડી એના હાથને અડી. એનાથી એ સહેવાયું નહિ એ બોલી : 'મમ્મી મને ખબર છે હં, તું બહુ જ સંભાળીને કામ કરે છે પણ મારાથી હવે કોઈ ઘસારો સહેવાનો નથી આ મારા પોતાના નખનો પણ હવે મને એ લાંબા નખનો મોહ પણ નથી રહ્યો. તું તારી બંગડી કાઢી નાંખ અને હું મારા નખ. તો !'

પખવાડિયા પહેલાં જ એણે અલ્પા પાસે બજારમાંથી ચાર રંગનો 'નેઈલ પૉલિશ' મંગાવ્યો હતો. પથારીમાં હોવા છતાં પણ એ એસીટોનથી જૂનો રંગ કાઢતી અને બીજો નવો લગાડતી. સૌંદર્ય-પ્રસાધનોમાં એને બે જ ચીજનો શોખ હતો. સેન્ટનો અને નખ લાંબા કરી રંગવાનો. આજે એ પણ એણે કપાવી નાખ્યા

હું એને સ્પંજ કરતી હતી એટલે ખંડનું બારણું બંધ હતું. ત્યારે જ અલ્પા શાળાએ ગઈ.

અલ્પા હંમેશ નીતાને મળીને જ જતી, પરંતુ તે દિવસે એ મોડી હતી. ધમાલમાં એ નીતાને બંધ બારણાં બહારથી 'આવજે' કહેવાનું પણ ભૂલી ગઈ. રમેશને નીતાએ સવારથી જ કહ્યું હતું કે 'પપ્પા, આજે ઑફિસે નહિ જતા, આજે મમ્મીને આરામ આપવાનો છે.'

'આપણે તારાં બા, દાદાને બોલાવી લઈશું, પપ્પા ભલે જતા. પાછા વહેલા આવી જશે' મેં કહ્યું. એણે જાણે કે મારું સૂચન સાંભળ્યું જ નહોતું. એણે એનો આગ્રહ ચાલુ જ રાખ્યો : 'પપ્પા, આજે તમે ન જાઓ તો ન ચાલે? મારે આજે તમને મારી પાસે જ રાખવા છે.'

રમેશ ગળગળા થઈ બોલ્યા : 'નીતા, તું આવું કહે અને હું જાઉં? તારા કરતાં કંઈ કામ વધારે નથી.'

નીતાએ આજે મને આરામ આપવાનું નક્કી કર્યું હતું, પણ હું રોજ કરતાંયે વધુ દોડધામ કરતી હતી. વારે ઘડીએ એને ઊલટી થતી હતી, એટલે હું ટબ ઊંચકીને એના ખંડ અને બાથરૂમ વચ્ચે દોડયા કરતી હતી.

એની નજર કંઈ શોધતી હોય એમ જણાતાં મેં એને પૂછ્યું –'નીતા, તારે કંઈ જોઈએ છે?' એ તરત જ બોલી : 'મમ્મી, મને પાયનોલા, મેંગોલા, આઇસક્રીમ, એ બધું બહુ યાદ આવે છે. લાવો ને, એકવાર ખાઈ લઉં, ભલે ઊલટી થઈ જાય. આવા ખાવાનામાં મારું મન ભમે તે મને ગમતું નથી. મારે ઘણા વિચારો કરવાના છે.' એની કલ્પનાજગતમાં કે વિચારસૃષ્ટિમાં કોઇને પણ પ્રવેશવાની મનાઈ રહેતી. આથી 'કોના વિચાર, શાના વિચાર' એમ મેં પૂછ્યું નહિ.

રમેશ એને ઇચ્છિત બધાં ખાણાંપીણાં બજાર-માંથી લઈ આવ્યા. એણે ચમચી ચમચીએ બધું ચાખ્યું, તરત જ ઊલટી થઈ. એ બોલી : 'હાશ! હવે આ બધામાંથી જીવ તો છૂટયો, હવે સારા વિચારો તો આવશે.' એ વિચારોમાં ડૂબી ગઈ અને મરકવા લાગી.

બપોરના પોણાબાર થયા હતા. એ અતિ ક્ષીણ જણાતી હતી. આટલી દૂબળી તો મેં એને ક્યારેય નહોતી જોઈ. 'ઊલટીઓ કરીકરીને એ ડીહાઈડ્રેટ (શરીરમાંથી પાણી સુકાઈ જવું) તો નહિ થઈ ગઈ હોય ને?' મને ડર લાગ્યો. એના હાથ અને ડોક ગજબનાં પાતળાં લાગતાં હતાં. 'ફરી ડૉ. અ.ને બોલાવી લઉં?' હું વિચારતી હતી, ત્યાં તો એ બોલી :

'મમ્મી, મને ડૉ. બ.નો નંબર જોડી આપીશ?'

મેં ઘણીવાર પ્રયત્ન કર્યો, પણ લાઇન એંગેજ હતી.

'રહેવા દે, અહીં મારી પાસે બેસ,' એણે કહ્યું.

'નીતા, તારે એમને ખાસ કંઈકહેવાનું, પૂછવાનું છે?' મારા સવાલનો જવાબ આપતાં એ બોલી : 'તું એ નહિ સમજે.' પછી કહે : 'તું જ એમને મારા વતી "થૅન્કસ" કહી દેજે. એમને કહેજે કે પાંચ વર્ષની આટલી સુંદર જિંદગી આપવા બદલ નીતાએ તમારો આભાર માન્યો છે.'

'મમ્મી, પીડાની મારી હું ક્યારેક હિંમત હારું તોય તમારે લડત ચાલુ જ રાખવાની...' મને એનાં એ વર્ષોજૂનાં વાક્યો યાદ આવ્યાં અને મેં ડૉ. અ.ને તરત જ આવવા વિનંતી કરી. ડૉક્ટર થોડી જ વારમાં આવ્યા, એમણે નીતાને તપાસી તો પ્રેશર, પલ્સ બરાબર હતાં.

[તાજી પ્રગટ થયેલ સત્યકથા 'મૃત્યુ મરી ગયું'નો એક અંશ]



# ગિજુભાઈ વિષે મહાનિબંધ

## ધીરુભાઈ દાણી

બાલશિક્ષણને નવી સમાજરચનાના માધ્યમ તરીકે જોવાનું જેમણે શીખવ્યું, માન્ટેસોરીના ચિંતન અને કાર્યક્રમને અહીંની સાંસ્કૃતિક પરંપરા સાથે જેમણે બંધબેસતાં કર્યાં એ ગાંધીયુગના આપણા બાલશિક્ષણ વિધાયક શ્રી ગિજુભાઈના શિક્ષણવિષયક વિચારો અને એમના જીવનકાર્ય વિશેના શ્રી ભારતલાલ પાઠકના આ બૃહદ્ નિબંધને આવકારતાં સૌ કોઈને આનંદ થશે.

આ પુસ્તકમાં એક એવા માણસની વાત છે જેણે રાતદિવસ ખાતાં-પીતાં-બેસતાં-ઊઠતાં જીવનની હરપળે બાળકોનો વિકાસ, બાળકોનું કલ્યાણ—એની જ ચિંતા કરી અને એ માટે જ જીવનનું બધું જ કુરબાન કર્યું. સુખ-વૈભવ, આરામ-નિરાંત બધુંય છોડીને બાળગોપાળોની જ ગોવાળી કરી અને અસંખ્ય મા-બાપોને બાળ-સ્વાતંત્ર્યની, બાલભક્તિની અને બાલપૂજાની દીક્ષા આપી

ગિજુભાઈની મહત્તા પોતે ઉત્તમ બાલશિક્ષક બન્યા તેમાં જ નથી પરંતુ સમગ્ર સમાજને બાળકો પ્રત્યેની જે નૂતન દૃષ્ટિ આપી અને બાલકલ્યાણની અનેકવિધ પ્રવૃત્તિ માટે આજીવન કામ કરનાર અગણિત કાર્યકરોની જે વણઝાર ઊભી કરી તેમાં છે.

ગિજુભાઈ કહેતા: "આપણે એટલે ગામડાં અને ગામડાંના શિક્ષણનો ઉકેલ એટલે રાષ્ટ્રના જીવનનો ઉકેલ...ગામડું એટલા માટે લૂંટાય છે કે તે અજ્ઞાનમાં છે, વહેમના અંધકારમાં છે, બુદ્ધિની જડાઈમાં છે અને એથી સૌથી વધારે આજે ગામડું ભયમાં છે અને ગામડું એટલે આપણે સૌ. આપણે, આપણાં શહેરો, આપણું આખું રાષ્ટ્ર. એ ગામડાં માટે આપણને મોન્ટેસોરી પદ્ધતિ ફેંકી દેવા જેવી લાગત —જો તે નિર્ભયતાની કેળવણી આપનાર ન હોત, સ્વાશ્રયી બનાવનાર ન હોત, નિર્મળ જ્ઞાનદાતા ન હોત અને ગુલામીમાંથી મુક્તિ અપાવનાર ન હોત."

કાકાસાહેબ કાલેલકરે એક વખત કહેલું: "તમે સ્વતંત્ર પ્રયોગો કરો, પોતાની પદ્ધતિ ખીલવો અને કેળવણીના ઋષિ બનો. તમારી પાસે પોતાનું જ દર્શન હોવું જોઈએ મોન્ટેસોરીના અનુયાયી બની એમનો સંદેશો હિન્દુસ્તાનને પહોંચાડવાનું કામ કરો એ હું સમજી શકતો નથી." ગિજુભાઈ કહેતા: "મને પ્રેરણા છે એનો એકરાર ન કરું તો હું નગુણો કહેવાઉં."

આ પુસ્તકમાં શ્રી ગિજુભાઈના શિક્ષણવિષયક પ્રદાનને ૭ વિભાગમાં વહેંચવામાં આવેલ છે:

૧. બાલકેળવણીના ફિલસૂફ તરીકે, ૨. બાલશિક્ષક તરીકે, ૩. બાલકેળવણીના પ્રચારક તરીકે, ૪. સાહિત્યકાર તરીકે, ૫. રાષ્ટ્રીય શિક્ષક તરીકે અને ૬. જીવંત વ્યક્તિ રૂપે આપેલું પ્રદાન.

બાલકેળવણીમાં જે ક્રાંતિકારી પ્રયોગો થવા લાગ્યા, જે મહાનુભાવોને પ્રતાપે આજે બાળકના વ્યક્તિત્વને પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ છે, એ મહાનુભાવોના શિક્ષણવિષયક પ્રદાનને મૂલવતું પ્રકરણ, તેમ જ શિક્ષકોને નવી દૃષ્ટિ અર્પતું અને નવો રાહ ચીંધતું શૈક્ષણિક સાહિત્ય અને મા-બાપ તથા સમાજને સ્વમતાગ્રહમાંથી મુક્ત થઈ, બાલવ્યક્તિત્વ સમજતાં કરતું સાહિત્ય આપનાર તરીકે ગિજુભાઈની મૂલવણી કરતું પ્રકરણ અભ્યાસીઓ માટે અત્યંત ઉપયોગી માહિતી આપનાર બની રહે છે.

ગિજુભાઈના વ્યક્તિત્વને અને તેમના વિચાર-કાર્યને સાંગોપાંગ સમજવા માટે તથા મૂલવવા માટે સરળ સુવાચ્ય શૈલીમાં લખાયેલો આ નિબંધ શિક્ષણજગતનો આવકાર પામવાની પૂરી યોગ્યતા ધરાવે છે.

['ગ્રંથ' ફેબ્રુ. '૭૯માંથી]

ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન:
ભારતલાલ પાઠક
(આર. આર. શેઠ, ૧૯૭૮, પૃ. ૨૪૦, રૂ. ૧૪)

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. મૃત્યુ મરી ગયું | ઉષા શેઠ | નવલકથા | ૧૩–૦૦ |
| ૨. શેરીસા | ડૉ. હસમુખ દોશી | ,, | ૩૦–૦૦ |
| ૩. આશકા માંડલ | શ્રી અશ્વિની ભટ્ટ | ,, | ૩૮–૦૦ |
| ૪. ઝાંઝવાનાં જળ | રંભાબેન ગાંધી | ,, | ૧૬–૦૦ |
| ૫. સમરતની ડેલી | શ્રી રસિક મહેતા | ,, | ૧૦–૦૦ |
| ૬. સંગેમરમરના સૂના નિસાસા | ,, | ,, | ૧૪–૦૦ |
| ૭. કંકૂના સૂરજ આથમ્યા | શ્રી દિનકર જોષી | ,, | ૧૦–૫૦ |
| ૮. સંપત્તિનાં સુખદુઃખ | શ્રી હરિલાલ ઉપાધ્યાય | ,, | ૧૮–૨૫ |
| ૯. સળવળાટ | શ્રી નટવર મેવાડા | ,, | ૧૩–૫૦ |
| ૧૦. એક સરોવર સ્નેહનું | ,, | ,, | ૧૮–૦૦ |
| ૧૧. કાચી માટીની દીવાલો | ,, | ,, | ૨૦–૦૦ |
| ૧૨. લાગણીનું કોરું આકાશ | શ્રી હરીશ નાયક | ,, | ૧૬–૦૦ |
| ૧૩. ખોવાયેલું શમણું | શ્રી પ્રમોદ | ,, | ૧૨–૦૦ |
| ૧૪. પ્રેમસાગર | શ્રી પ્રફુલ્લ ઠાકર | ,, | ૨૪–૭૫ |
| ૧૫. શહનાઈ બજે ન બજે | શ્રી રમણલાલ પ્રજાપતિ | ,, | ૧૦–૫૦ |
| ૧૬. આઠમો વાર | શ્રી મસ્તમાંગેરા | ,, | ૧૩–૦૦ |
| ૧૭. અચોક્કસ | શ્રી મધુ કોઠારી | કાવ્ય | ૧૨–૦૦ |
| ૧૮. રંગપથ | ,, | ,, | ૫–૦૦ |
| ૧૯. બુદ્ધ દેવ | શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ | નાટક | ૧૨–૦૦ |
| ૨૦. એઝ યુ લાઇક ઇટ–આપની પસંદગી | અનુ. મહમદ રૂપાણી | ,, | ૧૭–૦૦ |
| ૨૧. હું કેવો છું | શ્રી હીરાલાલ ફોફલીયા | પ્રેરણાત્મક | ૮–૦૦ |
| ૨૨. લાખેણી લોકકથાઓ પુ. ૫ | શ્રી દોલત ભટ્ટ | બાળસાહિત્ય | ૧૫–૦૦ |
| ૨૩. પરાક્રમી પંજો | શ્રી હરીશ નાયક | ,, | ૭–૦૦ |
| ૨૪. નવગાંઠનો વાંસ | લક્ષ્મી નાયક | ,, | ૧–૦૦ |
| ૨૫. લવકુશનાં પરાક્રમો | ,, | ,, | ૧–૦૦ |
| ૨૬. માબાપને ભૂલશો નહિ | ,, | ,, | ૧–૦૦ |
| ૨૭. અક્ષયપાત્ર | ,, | ,, | ૧–૦૦ |
| ૨૮. રેડક્રોસની કહાની | – | ,, | ૧–૦૦ |
| ૨૯. ઢિશુમ ઢિશુમ | શ્રી સુરેશ દલાલ | બાલકાવ્ય | ૫–૦૦ |
| ૩૦. બાળકોના ઉદ્યોગો પુ. ૧૦ | શ્રી ધીરજલાલ ગજ્જર | ઉદ્યોગ | ૨૦–૦૦ |
| ૩૧. ગુજરાતનો સ્ત્રીશિક્ષણનો ઇતિહાસ | ડૉ. પ્રવીણા ઠક્કર | શિક્ષણ | ૧૨–૦૦ |

–: પ્રાપ્તિસ્થાન :–

**આર. આર. શેઠની કંપની** પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦૦૦૨ * ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦૦૦૧

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| मुजरिम हाजिर भाग १-२ | विमल मित्र | 75-00 |
| सम्राट और सुंदरी | शंकर | 18-00 |
| काल चक्र | प्रफुल्लराय | 20-00 |
| राजपथ जनपथ | चाणक्य सेन | 24-00 |
| खण्ड प्रलय | जरासंध | 16-00 |
| होनी-अनहोनी | बलवन्त सिंह | 20-00 |
| सभी बेगाने | शरतकुमार मुखोपाध्याय | 22-00 |
| मयखाने उजाड़ दो | रिचर्ड कॉन्डन | 17-00 |
| 1084 वें की माँ | महाश्वेता देवी | 14-00 |
| जंगल के दावेदार | महाश्वेता देवी | 25-00 |
| जो इतिहास में नहीं है | विमल मित्र | 17-00 |
| छोटे बड़े डर | योगेश गुप्त | 25-00 |
| विश्वासघात | हरिप्रसाद थपलियाल | 15-00 |
| जनमेजय बचो | शिवसागर मिश्र | 20-00 |
| एक अपराजिता | श्यामसुन्दर घोष | 12-00 |
| पारू ने कहा था | मणिका मोहिनी | 9-00 |
| आखिर कब तक | शिवसागर मिश्र | 15-00 |
| नया मसीहा | राजेन्द्रमोहन भटनागर | 20-00 |

## कविता

| | | |
|---|---|---|
| बन्द न करना द्वार | रमानाथ अवस्थी | 14-00 |
| लुकमान अली | सौमित्र मोहन | 16-00 |

## नाटक

| | | |
|---|---|---|
| टीन की तलवार | उत्पल दत्त | 12-00 |
| ययाति | गिरीश कर्नाड | 10-00 |

## आलोचना

| | | |
|---|---|---|
| आधुनिक हिन्दी नाटक और रंगमंच | नेमिचन्द्र जैन | 40-00 |
| रामलीला : परंपरा और शैलियाँ | इन्दुजा अवस्थी | 45-00 |

| | | |
|---|---|---|
| हिन्दी व्याकरण | श्यामचन्द्र कपूर | 20-00 |
| पाण्डुलिपि सम्पादन कला | डा. रामगोपाल शर्मा | 25-00 |
| हिन्दी साहित्य के इतिहासों का इतिहास | डा. किशोरीलाल गुप्त | 40-00 |
| हिन्दी उपन्यासों में मध्यवर्ग | डा. हेमराज 'निर्मम' | 40-00 |
| सिलसिला | मधुरेश | 35-00 |
| युगपुरुष कबीर | रामलाल वर्मा | 25-00 |
| सातवें दशक की कविता का शब्द विधान | डा. सुधा राजे | 40-00 |
| हिन्दी की नयी कहानी का मनोवैज्ञानिक अध्ययन | डा. मिथिलेश रोहतगी | 60-00 |
| साहित्यशास्त्र और काव्यभाषा | डा. सियाराम तिवारी | 30-00 |
| निराला काव्य का वस्तु-तत्त्व | डा. भगवानदेव यादव | 100-00 |
| मानववाद तथा मानवतावाद | डा. ब्रजभूषण शर्मा | 35-00 |
| हिन्दी नाट्य-साहित्य में हास्य व्यंग्य | डा. सभापति मिश्र | 45-00 |
| हिन्दी उपन्यासों में सामन्तवाद | डा. कमला गुप्ता | 92-00 |
| रामचरितमानस की काव्यभाषा | डा.-रामदेवप्रसाद | 50-00 |
| उर्वशी : एक नवीन दृष्टि | डा. सतीशकुमार भार्गव | 16-00 |
| कहानीकार प्रसाद | डा. शोभा विसारिया | 14-00 |
| रस संख्या : काव्यशास्त्रीय विश्लेषण | डा. सुंदरलाल कथूरिया | 50-00 |
| स्वातंत्र्योत्तर हिन्दी उपन्यास साहित्य में जीवन दर्शन | डा. सुमित्रा त्यागी | 50-00 |

## विविध

| | | |
|---|---|---|
| चिन्तामुक्त कैसे हों | स्वेट मार्डन | 8-00 |
| आप सफल कैसे हों | जेम्स एलन | 8-00 |
| महात्मा तॉलस्ताय | श्रीनारायण चतुर्वेदी | 10-00 |
| भारत के चमत्कारी साधु-संत | माया वाल्से | 12-00 |
| मेरी धारणायें और दृष्टिकोण | बलराज साहनी | 11-00 |
| सुगंधित संस्मरण | आचार्य चतुरसेन | 30-00 |
| रचनात्मक जीवन | डा. राधाकृष्णन | 15-00 |
| आप क्या नहीं कर सकते ? | स्वेट मार्डन | 8-00 |
| मीरा | गुलजार | 30-00 |

: प्राप्तिस्थान :

आर. आर. शेठ एन्ड कम्पनी

६६गार-३७ | ४-'७९

## અનંત સીમા

—સારંગ બારોટ

સીમા કદી અનંત હોય ખરી ?

ના હોય.

સીમાનો તો અર્થ જ મર્યાદા છે. પણ પોતપોતાની મર્યાદામાં જીવતાં મનુષ્યોને આ અર્થ ભાગ્યે જ સમજાય છે. અહીં આ ન સમજાતી મર્યાદાની વાત રજૂ કરવાનો ઇરાદો છે.

અને વ્યક્તિઓ માની લીધેલી સીમા કરતાં આગળ પણ કંઈક હોય છે. એને આંબવા ખાતર કંઈક કરવાની તમન્ના માટે ઝઝૂમવાની તૈયારીવાળાં પાત્રોનો અહીં સમાવેશ થાય છે.

મુક્ત વિચારના માનવીને સીમાઓ ગમતી નથી અને પોતે સીમાઓથી ઘેરાયેલ હોવા છતાં અનંતને પામવાની એની ઇચ્છા અમર્યાદ હોય છે.

પોતે રચેલા અને લાગણીપૂર્વક સ્વીકારેલા કારાગારમાં રહીને મુક્તિનો આનંદ માણવાની, છેતરપિંડીનો ભોગ બનવાની, આજે માણસજાતને આદત પડી ગઈ છે.

જીવન આજે રાજકારણને હવાલે થઈ ગયું છે.-પણ રાજકારણ કેટલાંક સત્તાશીલ માણસોની માન્યતા સિવાય બીજું કંઈ જ નથી. કેટલાંક માણસોની માન્યતા એ કોઈ આખરી સત્ય નથી હોતું.

છતાં દુનિયાનો કારોબાર આવાં માણસોને આધીન બની ગયો છે. ધર્મ, સંસ્કૃતિ, કલા, સાહિત્ય વગેરે બધું જ આજે રાજકારણને રંગે રંગાઈ ગયું છે. અને સાચાં મૂલ્યોનો અસલી રંગ ફટકી ગયો છે.

પરિણામે માનવી વધુ ને વધુ સાંકડી સીમાઓમાં કેદ બની જીવી રહ્યો છે.

કેટલાંકને આ હકીકતનું ભાન છે. કેટલાંકને નથી. જેમને નથી તેમને માત્ર આટલુ જ કહેવું રહ્યું કે 'અનંત' આ કથાનો નાયક છે, 'સીમા' આ કથાની નાયિકા છે.

સંવાદોના પ્રવાહમાં વાચકને ખેંચી લઈ જનારા સામાજિક નવલકથાઓના બેતાજ બાદશાહ સારંગ બારોટની એક નવી નવલકથા.

**અનંત સીમા! અનંત સીમા!** મૂલ્ય રૂ. ૧૩-૦૦

---

આધુનિક જમાનાની શ્રીમંતકૉલેજિયન યુવતીઓથી તદ્દન ઊલટા જ મિજાજની, અત્યંત ઋજુ લાગણીઓ ધરાવતી બેલાના હૃદયને અજય જબ્બર આઘાત પહોંચાડે છે ત્યારે પોતાની સંવેદનાઓને અને ગૌરવને અખંડિત રાખવા એક એક શબ્દ અને દૃષ્ટિમાંથી ઊઠતાં તોફાનો સામે ઝંઝાવાતી સંઘર્ષમાંથી પસાર થતી બેલાની હૈયું હમચાવી દેતી વિશિષ્ટ કથા એટલે—

## રે, અમે કોમળ કોમળ

દિલીપ રાણપુરા

મુદ્રણ : દર્શન પ્રિન્ટર્સ, સલાપસ રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧ ફોન : ૩૮૮૨૬૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ફિલ્ટર

જૂન ૧૯૭૯ વર્ષ : ૨ * અંક : ૯

સંપાદક : મનહર મોદી




આર્થિક વિકાસ
પંચાયતી રાજ
સંસ્કૃતિ
સ્વાધ્યાય
ગીતાધર્મ
અર્થસંકલન

ઉદ્ગાર
સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૨
૧૫ જૂન '૭૯ : અંક ૯
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૫૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

પોંડિચેરીનિવાસી કવિશ્રી સુંદરમ્ ગુજરાતના પ્રવાસે આવ્યા છે. ગયા મહિને તેઓએ ભૂજમાં ત્રણ જાહેર વ્યાખ્યાનો આપ્યાં તે પ્રસંગે પોતાના કાવ્ય-વાર્તા-સર્જનની પ્રક્રિયા, ઉમાશંકર અને પોતે વગેરે વિશે વાત કરી તેનો સાર તા. ૧૦-૬-૭૯ના 'જનસત્તા'ના સાહિત્યવિભાગે 'અક્ષરની આબોહવા'માં પ્રગટ થયેલ ડૉ. ધીરેન્દ્ર મહેતાનો પત્ર પૂરો પાડે છે. ગુજરાત-પ્રવાસ દરમિયાન લખાયલી 'જોયા કરો' રચના પણ તેમાં પ્રગટ કરી છે. રમણલાલ જોશીએ કવિશ્રી સુંદરમ્‌ની 'સર્જન-પ્રક્રિયા'નો તાજો નમૂનો પૂરો પાડ્યો છે.

ગયા અંકમાં શ્રી નૌશિલ મહેતાનું એકાંકી 'ખાનગી ભાષા' પ્રગટ કર્યું હતું તેનો કોઈ પણ પ્રકારે ઉપયોગ કરતાં પહેલાં લેખકની લેખિત સંમતિ મેળવવી અત્યંત જરૂરી છે.

યુનેસ્કોએ આ વર્ષને બાળવર્ષ જાહેર કર્યું છે તે નિમિત્તે ભિન્ન ભિન્ન ક્ષેત્રે કશુંક કશુંક થાય છે. 'ઉદ્ગાર' પણ એમાં પોતાનો ફાળો આપી શકે તે ખ્યાલથી, શક્ય હોય તો, આવતો અંક બાળ-વિશેષાંક રૂપે પ્રગટ કરવાધાર્યું છે. આપણો સર્જક કેટલો ઉત્સાહી છે તેના પર બધું આધારિત છે.

જોઈએ કેમ રહે છે.

આપનો
મનહર મોદી

## આ અંકમાં

# આલા ખાચર

સૉનેટગુચ્છ

## રમેશ પારેખ

### શૌર્ય

મૂછો માથે માખો બણુબણુ કરી ખાય ચકરી
ઠરે ત્યાં બાપુની નજર નકરી ખુન્નસભરી
'કરી નાખું કુલ્લે ખતમ પણુ શું થાય, જીતવા
અરે આ માંખો જો મરદ હત તો દેત ન જવા'
—કહીને, ખ ખેરે પગ પગથિયાંઓ ઊતરવા
કરે બાપુ પસ્તાણું ગઢ પછવાડે મૂતરવા....

ત્વરાથી તાણે છે હડફ દઈ નાડી લટકતી
પરંતુ ના છૂટે મજકબમ એ ગંઠનવતી
વધે છે પેડૂફાડ ખણુસ અને ગાંઠ ન ખૂલે
થતા બાપુ રાતાચકળ પણુ ના હાર કબૂલે
અને ભીંતેથી તેગ તરત જ ખેંચી ગ લપકે
વધેરે નાડી 'જે બહુચર' કહી એક ઝટકે

કહે : 'નાડીની યે ઘરવટ ગઈ હાથઘરણે ?
ભરોસાની માને ભટવદરનો ભાંઠ પરણે...



### ધીંગાણું

બાપુના ગઢમાં બધી જણુસ છે, બે વાતની ખોટ છે
પહેલું તો કે' યુદ્ધ થાય નહીં, બીજું ફાટલો કોટ છે
શિરોહી તલવારનું લટકવું વર્ષોજૂનું ખંટીએ
ને ફાટ્યો છે કોટ કાળબળથી આડીઊભી લીટીએ

બાપુ કહેતા : નોતરાં દઈ દઉં દેમાર બારોટને
શત્રુ મારું એમ આજ બખિયા મારી દઉં કોટને
દોરાસોતી સોયથી પલકમાં દારુણુ હલ્લો કર્યો
ને બાપુએ કોટને કસબથી કાતિલ ઠેબો ભર્યો

ત્યાં તો 'લોહી'-એમ ચીસ સહસા પાડી ઊઠી આં'
બાપુના ટેરવે રગતની શેડ્યું ફૂટી ની
'ખમ્મા, ખમ્મા બાપ .' એમ કહીને બાપુ
હાક
ખી ટીથી તલવારને લઈ કરે લોહી વડે ચાદ્દા
થાતું બાપુને : બહુ શુકનવ તો આપણો કોટ છે
કિંતુ એક જ ખોટ, આજ અહીં ના એ
બારોટ છે



### મોજડી

બાપુ રાતાચકળ થઈને ઘા કરે મોજડીનો
'ન્હૈ' હાળાં ખૂટલ પગરખાંનો ભરોસો ઘડીનો
આ હાળાં કાફર પગરખાંને બહુ પાલવ્યા 'તાં
''બાપો....બાપો'' કહી, પગ ઘવાતા ક્યાં
માલવ્યા 'તાં

માલીપાથી મબલખ ખીલી વાગવાના બનાવ
બાપુ તેનું સ્મરણુ કરતા થાય છે ખિન્ન સાવ

બાપુ જેવા સકળશરણા તો હશે કોણુ અન્ય
જેનાં જૂ, ચાંચડ, ભડ, ગરોળી ય હો આપ્તમન
બાપુ પાસે ચલમ સળગાવી જતા વાઘરાઓ
બાપુને બેધડક ખસવંતાં સૂંઘે કૂતરાઓ

પેઢીજૂની ઘરવટ, ઘરોબો અને ઘૂઘવા
તેની યે ઉપરવટ જઈ મોજડી સાવ ફાટી
ઘા ભેળી બેત્રણુ ગજ જઈને, થઈ ધૂળધાણી
બાપુને શું ? મર્ય ગધનીને કૂતરા જાય તાણી



## બે કાવ્યો

સંસ્કૃતિરાણી દેસાઈ

### મારી બારી પાસે

મારી બારી પાસે રોજ સવારે એક હાડપિંજર ઊભું
થાય છે જમીનમાંથી
ને કરે છે મારી સામે ખોપરિયાળો નાચ.
ને પછી કાપડની પટ્ટીઓ વીંટી મમી બની જતું
ને બેસી જતું મ્યુઝિયમમાં.
હવાઓ લગાડયા વગર મમી સચવાય
એટલે વૈજ્ઞાનિકોની એક ટુકડી થઈ ગઈ ભેગી
ને કરવા માંડી રીસર્ચ,
ને મમી ઉપર થિસિસ તૈયાર થવા માંડયા.
પછી તો શેરીએ શેરીએ ને ગામે ગામ
રોજ સવારે થવા માંડયા
હાડપિંજરોના ખોપરિયાળા નાચ.
હવે – સેમિનારોમાં પણ......
મ્યુઝિયમમાં હવે જગ્યા નથી રહી.

### સૂર્યો જ સૂર્યો

ખદબદે છે આંખોથી, મારા વહાણનું શઢ.
દરેક આંખ ખેંચવા મથે છે એને પોતાની દિશામાં.
વહાણ ફર્યાં કરે છે, કયારનું વર્તુળાકારમાં.
કોણ જાણે કેમ
આંખોએ સાથે કામ કરવાનું નક્કી કરીને
વહાણને પૂરપાટ દોડાવ્યું એક નિશ્ચિત દિશામાં
ને ખોલી નાખી ક્ષિતિજની ભોગળ.
ક્ષિતિજને પેલે પાર સૂર્યનું નગર.
આપણા સૂર્ય જેવા જ
સૂર્યો જ સૂર્યો,
ભોગળ વાસવાનું ભૂલતાં,
છૂટયા સૂર્યો;
ને આવ્યા ક્ષિતિજની આ પાર!
બધા સૂર્યો જુદા જુદા સમયે ઊગે
ને જુદા જુદા સમયે આથમે
આપણે કયા સૂર્યને માનવો?

## હજી બધું મને કેમ યાદ છે?

મધુકાન્ત કલ્પિત

હજી બધું મને કેમ યાદ છે, સપના?
તને યાદ
તારા શરમકૂંછિયા ચહેરાને
પલાશવનની વાચા ફૂટેલી પ્રથમવેળ?
તારી પ્રશ્નમુદ્રાથી રચાયેલ અવકાશ પર
વાસંતી માળા બાંધી રહેલી ઋતુઓને
થયેલ પ્રથમ રોમાંચ, તને યાદ?
ગુસપુસ સાંભળવા
ઝાડીમાં ભરાઈ બેઠેલા દિવસને
ઢેખાળો મારી તેં ઉડાડી મૂક્યો;
બાપડો સૂરજ ઢેખાળો થઈ ધબ્બાક્... ધબ્બ...
એ વેળા
તારે રોમ રોમ ખીલી ઊઠેલાં
સિંદૂરિયાં આસ્માન, જરાયે યાદ?
તારા ધબકારા નોર્મલ થાય તે પૂર્વે
મારી છાતી પર
લીંપાઈ ગયેલાં આકળવિકળ કેવાં પારિજાત!
ઉલ્લાસનું પક્વ ફળ લઈને
તારી ઇચ્છાઓ
મારા હોઠ તરફ ઝૂકી—
મેં મોં ફેરવી લેતાં તેં કહ્યું: 'ફટ્ટુ'
ત્યારે દરિયો કેવું છળી મરેલો લોલ, તને કૈં યાદ?
લગોલગ બેય ખુલ્લી હથેળિઓમાં
દરિયો રાંણો ધૂંટણિયાભર ઢળી ગયેલો લોલ, કશુંયે યાદ?
તારા શ્વાસો પરથી
હડફ લઈ ઉતરી લીધેલ
સોનેરી સવાર ચાંચમાં ઘાલી
અજવાળાં છૂમંતર થૈ ગ્યાં રે!
પોચી હથેળિયોના પડછાયામાં ધડૂસ...ડૂસ...'
ધડૂસ...ડૂસ...ધડૂસ...
હજી બધું મને કેમ યાદ છે, સપના?



# સવિતા સુગંધકાન્તા

## મનહર મોદી

પડદો ઊપડે તેની થોડી ક્ષણો બાદ એક માણસ ઉત્સાહથી આવી, ઉમંગભેર નાચી એક પછી એક ત્રણ ખુરશી ગોઠવે છે. આ દરમિયાન બીજો એક માણસ આવે છે તેને 'ખો' આપી ચાલી જાય છે. બીજો માણસ પોતાની રીતે ખુરશીઓ ગોઠવી, આજુબાજુ જોઈ, હાશ અનુભવી, એક ખુરશી પર બેસે છે તે ઘડીભર પગ હલાવે છે ચપટી વગાડે છે. બગાસુ ખાતા ખાતા માથું ઊંચુ-નીચુ કરી 'હા', 'ના'—ના ભાવ સૂચવતો ઝોકે ચડી જાય છે આ દરમ્યાન ડાબી બાજુથી એક છોકરી આવે છે, તે માણસની ડાબી બાજુથી જમણી બાજુ તરફ ગતિ કરે છે, તેની આ ગતિ દરમ્યાન તે ક્યારેક ફૂલ ચૂંટે છે, ક્યારેક સુગધ માણે છે, ક્યારેક પગમાં કાંટો વાગતાં 'ઓ મા'ની ચીસ પાડે છે અને જે રીતે આવી હતી તે રીતે જતી રહે છે માણસ ઝોકામાંથી ઝબકે છે, આંખ ઉઘાડે છે, ખુરશી પરથી ઊભો થઈ બગાસુ ખાય છે અને પાછો ખુરશી પર બેસી જઈ બૂમ પાડે છે.

**માણસ :** સુગધકાન્તા! (સ્વગત ક્યાં મરી ગઈ) (ડાબી બાજુથી આવેલી છોકરી સુગધકાન્તા છે, તે આવે છે.)

**સુગંધકાન્તા :** (માણસને) હલ્લો સૂર્યકુમાર, હા આર યુ? તમે મને યાદ કરી?

**સૂર્યકુમાર :** હા, તને, તું ક્યાં હતી?

**સુગંધકાન્તા :** બગીચામાં.

**સૂર્યકુમાર :** બગીચામા શું કરતી હતી?

**સુગંધકાન્તા :** કેમ વળી, ફૂલ વીણતી હતી

**સૂર્યકુમાર :** કયું ફૂલ?

**સુગંધકાન્તા :** કાળું ગુલાબ.

**સૂર્યકુમાર :** આપણા બગીચામાં ઊગે છે એ જ કાળું ગુલાબ ને?

**સુગંધકાન્તા :** હા અને એને હું જ ચૂંટી શકું છું

**સૂર્યકુમાર :** એ કામ મેં તને જ સોપ્યું છે, ખરું ને?

**સુગંધકાન્તા :** હા મને એમાં ખૂબ મજા પડે છે

**સૂર્યકુમાર :** આજથી હું તને બીજું કામ સોંપું તો!

**સુગંધકાન્તા :** હું બીજું કોઈ કામ નહિ કરું

**સૂર્યકુમાર :** કેમ વારુ, તું મારો હુકમ પાળવા બંધાયેલી નથી.

**સુગંધકાન્તા :** જરૂર. પણ મારી પ્રકૃતિ વિરુદ્ધનું કોઈ કામ હું કરી શકીશ નહીં.

**સૂર્યકુમાર :** તે કદી પ્રયત્ન કર્યો છે?

**સુગંધકાન્તા :** ના. અને એની જરૂર પણ નથી.

**સૂર્યકુમાર :** તું મારા માનસમાંથી ઉત્પન્ન થયેલી છે. મારી આજ્ઞા નહીં પાળે તો હું તને ખતમ કરી નાંખીશ. જા મારા માટે ચા બનાવ. કડક મીઠી ને...

**સુગંધકાન્તા :** એ કામ મારું નથી.

**સૂર્યકુમાર :** મારે ચા પીવી છે.

**સુગંધકાન્તા :** હું એક જ કામ કરી શકું એમ છું.

**સૂર્યકુમાર :** મારે ચા પીવી છે.

**સુગંધકાન્તા :** હું એક જ ફૂલ ચૂંટી શકું એમ છું.

**સૂર્યકુમાર :** મારે ચા... (સુગંધકાન્તાનું ગળું દબાવી પગ પછાડે છે અને ઝોકે ચડી જાય છે. સુગંધકાન્તા રિબાતી, ચાલી જાય છે. થોડી ક્ષણો બાદ જમણી બાજુથી એક ઘરરખ્ખુ સ્ત્રી આવે છે. તેણે માથે ઓઢયું છે અને ઘરની ચાવીનો ઝૂડો સાડલાના છેડે ભરાવ્યો છે, તે સૂર્યકુમારની જમણી બાજુથી ડાબી બાજુ તરફ ઝડપ ઝડપથી પગલાં ભરે છે. આ દરમિયાન કપડાં ધોવાનો, શાક સમારવાનો, દાળ વઘારવાનો, વાળવા-ઝૂડવાનો અભિનય કરે છે. સૂર્યકુમારને ચા પીવડાવે છે, અને તેની સામે જોતી જોતી જે રીતે આવી હતી તે રીતે જતી રહે છે. સૂર્યકુમાર ઝોકામાંથી ઝબકે છે, આંખો ઉઘાડે છે, ખુરશી પરથી ઊભો થઈ બગાસું ખાય છે અને પાછો ખુરશી પર બેસી પડી બૂમ પાડે છે.)

**સૂર્યકુમાર :** સવિતા (સ્વગત : ક્યાં મરી ગઈ.) (જમણી બાજુથી આવેલી સ્ત્રી સવિતા છે, તે આવે છે.)

**સવિતા :** (સૂર્યકુમારને) શું છે તે ? સવારના પહોરથી ઘાંટા શેના પાડો છો ? જોતા નથી મેં દાળ ચૂલે મેલી છે તે ?

**સૂર્યકુમાર :** દાળમાં ભડકો મૂક. આજ મારે ખાવું નથી જા બગીચામાં જઈને એક ફૂલ ચૂંટી લાવ. હા. કાળું ગુલાબ. મારું કાળું કાળું ગુલાબ.

**સવિતા :** તમારું ઠેકાણે તો છે ને ? તમે કે તમારા બાપે કયે દહાડે બગીચો ભાળ્યો હતો તે ક્યારના કાળું ગુલાબ કાળું ગુલાબ લઈ મંડયા છો તે ?

**સૂર્યકુમાર :** હું તારો પતિ છું. હું તને આજ્ઞા કરું છું. મારે ગુલાબ જોઈએ. કાળું ગુલાબ. આપણા બગીચામાં ઊગે છે તે એ.

**સવિતા :** આપણો બગીચો ? કાળું ગુલાબ ? (ખડખડાટ હસે છે.) જરા ભાનમાં આવો. મારી તો દાળ બગડશે. ચાલો વઘાર કરી આવું. પાછું થોડીવારમાં તો તમારા પેટમાં કીડી-મકોડા પેસશે અને ખાઉં ખાઉં બોલશે.

**સૂર્યકુમાર :** કાળું ગુલાબ...(ઝોકે ચડે છે.)

**સવિતા :** હા, હવે સમજી. દાળમાં કાળું કોકમ નાખવાનું કહે છે. ચાલ જીવ એમ કરીએ. આપણો કાંઈ છૂટકો છે ? (જાય છે)

(થોડી ક્ષણો બાદ ડાબી બાજુથી સુગંધકાન્તા અને જમણી બાજુથી સવિતા આવે છે. સુગંધકાન્તાના હાથમાં સરસ મોટું કાળું ગુલાબ છે. સવિતાના હાથમાં વાંકાચૂંકા આકારવાળું કાળું મોટું કોકમ છે. સુગંધકાન્તા સવિતા ભણી, સવિતા સુગંધકાન્તા ભણી જુસ્સાભેર દોડે છે. દરેક એકબીજાની વસ્તુ ઝૂંટવવા પ્રયત્ન કરે છે. આ પ્રયત્નમાં દરેક પોતાની વસ્તુ ખોઈ બેસે છે. દરેક પોતાની વસ્તુ જતાં બહાવરી બની અકળાઈ ઊઠે છે. સૂર્યકુમારની આસપાસ ગંભીર ચહેરા સાથે, ગોળ ગોળ ફરે છે. ફરતાં ફરતાં હાંફે છે. હાંફતાં હાંફતાં ફસડાઈ પડે છે. થોડી ક્ષણો બાદ બેયનાં મુખ ખૂલે છે. અવાજો આવે છે.



# પચાસ વર્ષ પૂર્વે ભજવાયેલાં આપણાં નાટકો

સંપા. પ્રકાશ વેગડ

[આપણી રંગભૂમિનાં નાટકોની આ વર્ષાનુક્રમ-સૂચિ સામયિકો અને ગ્રંથોમાંથી સંગ્રહીત માહિતીના આધારે તૈયાર કરવામાં આવી છે. જે નાટકોના ભજવાયાનુ વર્ષ મળી શક્યું નથી, એ નાટકો આ સૂચિમાં સામેલ કરી શકાયાં નથી. પ્રાપ્ત માહિતીમાં અનેક સ્થળે વિસંગતિઓ અને અપૂર્ણતાઓ જેવા મળી છે અને આપણાં ગ્રંથાલયોમાં આ માહિતી ચકાસવાનાં આધારભૂત સાધનો મને મળી શક્યાં નથી. જે વાચકો પાસે પ્રમાણિત માહિતી હોય તેમને નમ્ર વિનંતી છે કે આ સૂચિમાં જે ખામીઓ દેખાય એની અમને જાણ કરે. ગુજરાતી સાહિત્યના અભ્યાસના વિકાસ માટે આ પ્રકારની પ્રવૃત્તિની આપણે ત્યા જરૂરિયાત છે.

પ્રસ્તુત સૂચિની ગોઠવણી આ પ્રમાણે છે: નાટક ભજવાયાનું વર્ષ કે અમુક વર્ષોનો ગાળો, લેખક, નાટક, નાટક કંપનીનું નામ અને પ્રથમ રજૂઆતની તારીખ. સં.]

### ઈ. સ. ૧૮૫૩

અજ્ઞાત. રૂસ્તમ સોહરાબ. પારસી નાટક મંડળી. ૨૯ ઑકટો, ૧૮૫૩. મુબઈ,

### ઈ. સ. ૧૮૬૫–૧૮૭૫

દલપતરામ કવિ. કમલા વૈધવ્ય વેનચરિત્ર. ૧૮૭૩,

રણછોડભાઈ ઉદયરામ દવે. જયકુમારી વિજય નાટક ઉત્તેજક મંડળી. ૧૮૭૫

—નળ-દમયંતી. નાટક ઉત્તેજક મંડળી. ૧૮૬૫. ૩૦૦ પ્રયોગો રજૂ થયા હતા.

—મદાલસા (ષષ્ટાંકી). ના. ઉ. મંડળી, ૧૮૬૫

—લલિતા દુઃખદર્શક. એજન. ૧૮૬૭

વાઘજીભાઈ આશારામ ઓઝા. સીતા સ્વયંવર મોરબી આર્ય સુબોધ નાટક મંડળી. ૧૮૭૪–૭૫ દરમિયાન.

### ઈ. સ. ૧૮૭૬–૧૮૮૬

નર્મદ (નર્મદાશંકર લાલશંકર દવે). દ્રૌપદી દર્શન. નાટક ઉત્તેજક મંડળી. ૧૮૭૬. આ નાટકના ૨૬ પ્રયોગો થયા છે.

—સારશાકુન્તલ. નાટક ઉત્તેજક મંડળી. ! વાર ભજવાયેલું.

વાઘજી આશારામ ઓઝા. કેસરીસિંહ પરમાર મોરબી આર્યસુબોધ નાટક મંડળી. ૧૮૮૫.

—ચિત્રસેન ગંધર્વ. એજન. ૧૮૮૨.

—ભર્તૃહરિ (પંચાંકી). એજન ૧૮૮૬.

### ઈ. સ. ૧૮૮૭–૧૮૯૦

અજ્ઞાત. અફલાતૂન. આલ્ફ્રેડ નાટક કંપની ૧૮૮૭.

—કિસ્મતકા સિતારા એજન. ૧૮૮૯.

—બીમારે બુલબુલ. એજન. ૧૮૮૮.

—વિમળદેવી. મોરબી આર્યસુબોધ નાટ! મંડળી. ૧૮૮૭.

—શાકુન્તલ. મુંબઈ ગુજરાતી નાટક મંડળી ૧૮૮૯.

કેશવલાલ શિવરામ અધ્યાપક. સંગીત લીલાવતી ( પંચાંકી ). દેશી નાટક સમાજ. વસંતપંચમી ઈ. સ ૧૮૮૮.

બમનજી નવરોજજી કાબરાજી. ગામરેની ગોરી. આલ્ફ્રેડ નાટક કંપની. ૧૮૮૯.

મૂળશંકર હરિનંદ મૂલાણી રૂપાં. કુલીન કાંતા ઉર્ફે વનરાજવિજય. મણિભાઈ નભુભાઈ દ્વિવેદી કૃત 'કાન્તા'નું નાટ્યરૂપાંતર અને નવું નામકરણ. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૯ જૂન ૧૮૮૯.

વાઘજીભાઈ આશારામ ઓઝા. ચાંપરાજહાડો. મોરબી આર્યસુબોધ નાટક મંડળી. ૧૮૮૭.

—રાજસિંહ અને વિમળદેવી. એજન. ૧૮૮૭.

વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય. હરિશ્ચંદ્ર. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૯ ઑગ. ૧૮૯૦.

## ઈ. સ. ૧૮૯૧

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. સતી સંયુક્તા. દેશી નાટક સમાજ.

નર્મદ. સીતાહરણ અથવા રામજાનકી દર્શન. નાટક ઉત્તેજક મંડળી. ૨૦ વાર ભજવાયું

મૂળશંકર હરિનંદ મૂલાણી. રાજબીજ. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૧ ફેબ્રુ. ૧૮૯૧.

## ઈ. સ. ૧૮૯૨

અજ્ઞાત. રસિકમણિ. મુંબઈ ગુજરાતી નાટક મંટળી કેશવલાલ શ્રીરામ અધ્યાપક. મહારાજ ભોજ દેશી નાટક સમાજ.

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. ભોજરાજ. દેશી નાટક સમાજ.

—સુભદ્રાહરણ. એજન.

—ત્રિવિક્રમ. મોરબી આર્યસુબોધ નાટક મંડળી. આ નાટક ૫ વર્ષો સુધી ચાલ્યું હતું.

## ઈ. સ. ૧૮૯૩

અજ્ઞાત. માનસિંહ અભયસિંહ. મુંબઈ ગુજ. ના. મંડળી

—સુંદરવેણી. એજન.

કેશવલાલ શ્રીરામ અધ્યાપક. ઉર્વશી. દેશી નાટક સમાજ.

—ભગતરાજ. એજન.

—વીર વિક્રમાદિત્ય. એજન.

નિર્ભયશંકર મંછારામ વ્યાસ. સુંદરમાધવ. એજન.

## ઈ.સ. ૧૮૯૪

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. સતી પાર્વતી. દેશી નાટક સમાજ.

રૂપશંકર ઉદયરામ ઓઝા. રા'ખેંગાર. મોરબી આર્ય સુબોધ નાટક મંડળી

વાઘજીભાઈ આશારામ ઓઝા. જગદેવ પરમાર. એજન.

—ત્રિયારાજ. એજન

—રાણકદેવી (સપ્તાંકી). એજન.

## ઈ. સ. ૧૮૯૫

અજ્ઞાત. ચંદ્રા. મુંબઈ ગુજ. નાટક મંડળી.

—દુ:ખી ભાઈ–બહેન. એજન.

—પ્રેમકળા. એજન.

—મેવાડનો પ્રતાપી ચંદ. એજન.

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. અશ્રુમતિ. દેશી નાટક સમાજ.

—કેસરકિશોર. એજન. ૨૩ માર્ચ ૧૮૯૫.

—મ્યુનિસિપલ ઇલેક્સન. એજન. ફેબ્રુ ૧૮૯૫.

## ઈ. સ. ૧૮૯૬

અજ્ઞાત. નર્મદા. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

—પૃથુરાજ ચૌહાણ. મુંબઈ ગુજ. નાટક મંડળી

—પ્રતાપસિંહ વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

—પ્રેમચંદ્રિકા. એજન

—મૂળરાજ સોલંકી. મુંબઈ ગુજ.ના. મંડળી

મૂળશંકર હરિનંદ મૂલાણી રૂપાં. કરણઘેલો. નંદશંકર તુ. મહેતા કૃત 'કરણઘેલો'નું નાટ્ય રૂપાંતર મુંબઈ ગુજ. ના. મંડળી. ૫ સપ્ટે. ૧૮૯૬

રણછોડભાઈ ઉદયરામ દવે. હરિશ્ચંદ્ર વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી

ઈ. સ. ૧૮૯૭

અજ્ઞાત. શૂરવીર શિવાજી વાંકાનેર આર્યહિત-વર્ધક નાટક મંડળી

—સીતા સ્વયંવર. એજન.

ગોકુલજી પ્રાણજીવન રાવળ. સદેવંત સાવળીંગા વાંકાનેર સત્યબોધક નાટક કંપની.

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. સરદારબા દેશી નાટક સમાજ ૨ ઑક્ટો.

મૂળશંકર હરિનંદ મૂલાણી. બારિસ્ટર. મુંબઈ ગુજ. નાટક મંડળી. ૧૪ ઑગ.

શિવલાલ બ્રહ્મભટ્ટ. ચંપક ચાતુરિકા. વાકાનેર સત્યબોધક નાટક કંપની

—બહાદુર કલાજી. એજન

ઈ. સ. ૧૮૯૮

અજ્ઞાત પુષ્પસેન પુષ્પાવતી. મુંબઈ ગુજ. નાટક મંડળી ૨૩ એપ્રિલ.

ઉમિયાશંકર રાવળ અને મયાશંકર આચાર્ય. ટેકીલી સુંદરબા વાંકાનેર સત્યબોધક નાટક કંપની જૂન ૧૮૯૮.

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. ઉમાદેવડી. દેશી નાટક સમાજ. શાંતિભુવન થીયેટરમાં રજૂઆત

દયાશંકર વસનજી. લક્ષાધિપતિનો રમણ (એકાંકી) મુંબઈ ગુજ. નાટક મંડળી. ૭ માર્ચ.

મૂળશંકર હરિનંદ મૂલાણી. જયરાજ. એજન ૨૭ ઑગ

વિજયશંકર કાળીદાસ ભટ્ટ રામચરિત્ર. એજન ૮ જાન્યુ.

ઈ. સ. ૧૮૯૯

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી વીણાવેલી. દેશી નાટક સમાજ. ૩૧ ઑક્ટો

મણિલાલ નભુભાઈ દ્વિવેદી. નૃસિંહાવતાર. મુંબઈ ગુજ. નાટક મંડળી. ૧૮ ફેબ્રુઆરી.

મૂળશંકર હરિનંદ મૂલાણી. અજબકુમારી એજન ૩૦ સપ્ટે.

—વીરમંડળ. એજન. ૧૬ ડિસે.

ઈ. સ. ૧૯૦૦

અજ્ઞાત ચંદ્રકાંત. વાંકાનેર આર્યહિતવર્ધન ના. મંડળી.

—શૈલમાળા. એજન.

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. વિજયાવિજય દેશી નાટક સમાજ.

દોલતરામ કૃપાશંકર પંડ્યા. વસંતમાલિની. વાંકાનેર સત્યબોધક નાટક કંપની.

મૂળશંકર હરિનંદ મૂલાણી. વિક્રમચરિત્ર. શામળ ભટ્ટ કૃત બત્રીસપૂતળીની વાર્તા. મુંબઈ ગુજ. નાટક મંડળી. ૭ જુલાઈ.

વિજયશંકર કાળીદાસ ભટ્ટ. મોહીની. એજન. ૧૭ ફેબ્રુ

ઈ. સ. ૧૯૦૧

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. મદનમંજરી. દેશી નટક સમાજ. ૨૯ જુલાઈ.

મૂળશંકર હરીનંદ મૂલાણી. સૌભાગ્ય સુંદરી મુંબઈ ગુજ. ના. મંડળી. ૧૯ ઑક્ટો.

ઈ. સ. ૧૯૦૨

અજ્ઞાત પ્રતાપી વીર–વિજય. અમદાવાદ આર્ય નાટક સમાજ.

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. ઉદયભાણ. દેશી નાટક સમાજ. ૨૨ જાન્યુ.

મયાશંકર જેશંકર આચાર્ય. કુસુમ કમળા. વાંકાનેર સત્ય બોધક નાટક કંપની. માર્ચ ૧૯૦૨.

મૂળશંકર હરિનંદ મૂલાણી. જુગલ જુગારી મુંબઈ ગુજ. નાટક મંડળી. ૨૬ ઑગ.

ઈ. સ. ૧૯૦૩

ડાહ્યાભાઈ ધો ઝવેરી મોહિનીચંદ્ર. છોટાલાલ સુખદેવ શર્માએ પૂરું કર્યું

દોલતરામ કૃપારામ પંડ્યા. અમરસત્ર (સપ્તાંકી). વાંકાનેર સત્યબોધક નાટક કંપની. એપ્રિલ ૧૯૦૩.

વાલજીભાઈ આશારામ ઓઝા. ચંદ્રહાસ. મોરબી આર્યસુબોધ નાટક મંડળી. દેશી નાટક સમાજ.

ઈ. સ. ૧૯૦૪

અજ્ઞાત. ઈન્દુમતી. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી. તારાસુંદરી. દેશી નાટક સમાજ.

——વિજયકમળા (છોટાલાલ રૂખદેવ શર્માએ પૂરું કર્યું.) દેશી નાટક સમાજ.

મૂળશંકર હરીનંદ મૂલાણી. કામલતા. મુંબઈ ગુજરાતી ના. મંડળી. ૧૮ ઑક્ટો.

ઈ. સ. ૧૯૦૫

અજ્ઞાત. સતી સુંદરબા. વાંકાનેર આર્યહિત-વર્ધક નાટક મંડળી.

ઉમિયાશંકર રાવળ અને મયાશંકર આચાર્ય. રાધાકૃષ્ણ. વાંકાનેર સત્યબોધક નાટક કંપની. સપ્ટે. ઈ. સ. ૧૯૦૫.

છોટાલાલ રૂખદેવ શર્મા સતી સીતા. દેશી નાટક સમાજ. ૨૬ ઑક્ટો.

ઈ.સ. ૧૯૦૬

અજ્ઞાત. નરસિંહ મહેતા. વાંકાનેર આર્યહિત-વર્ધક નાટક મંડળી.

મૂળશંકર હરિનંદ મૂલાણી. કૃષ્ણ ચરિત્ર કાઠિયાવાડી નાટક મંડળી.

— નંદબત્રીસી (શામળ ભટ્ટની કથાવસ્તુ). મુંબઈ ગુજ. ના. મંડળી.

રામજીભાઈ ભટ્ટ. નવલમુક્તા નાટક. રાજનગર નાટક મંડળી.

વસંતરાય. ભગવતગીતા. દેશી નાટક સમાજ. સપ્ટે.

ઈ. સ. ૧૯૦૭

અજ્ઞાત. જગતસિંહ. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

—મીરાંબાઈ. એજન.

—રમણ સુંદરી. એજન.

—સંસારી સાવિત્રી. એજન.

જમનાદાસ વ. ઠક્કર. ધ્રુવચરિત્ર. નરહરિ પ્રાસાદિક નાટક મંડળી.

જીવરામ મહિધર. નાગમતિ. કાઠિયાવાડી નાટક મંડળી.

નથુરામ સુંદરજી શુક્લ. ગુમાનસિંહ. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

—તુકારામ. વાંકાનેર સત્યબોધક નાટક કંપની. નવેંબર.

બાપુલાલ બી. નાયક. દેવકન્યા.

મુનશી અમીરબેગ મીરઝા. મદન મંજરી. દેશી નાટક સમાજ.

—મોબતે અસર ઉર્ફે જુલ્મે પીદર. વાંકાનેર સત્યબોધક નાટક કંપની.

રામનારાયણ મો. પાઠક. કનક કિશોરી. કાઠિયાવાડી નાટક મંડળ

ઈ. સ. ૧૯૦૮

અજ્ઞાત. સંગતનો રંગ (ફારસ). મુંબઈ ગુજ. નાટક મંડળી.

કૃષ્ણપ્રસાદ માધવજી ભટ્ટ રૂપાં. સતીવિજય. રામનારાયણ મો. પાઠક કૃત 'કનક કિશોરી'નું રૂપાંતર. કાઠિયાવાડી નાટક મંડળી.

છોટાલાલ રૂખદેવ શર્મા. સતી દ્રૌપદી. દેશી નાટક સમાજ. નથુરામ સુંદરજી શુક્લ. નટીનટવર. પાલિતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની.

ફૂલચંદ ઝ. શાહ. મહાસતી અનસૂયા. મોરબી આર્યસુબોધ નાટક મંડળી. ૧૩ જૂન.

મુનશી અમીરબેગ મીરઝા. મીરઝાં શયદા. વાંકાનેર સત્યબોધક નાટક કંપની.

મૂળશંકર હરિનંદ મૂલાણી. દેવકન્યા. કાઠિયાવાડી નાટક મંડળી.

વિશ્વનાથ માધવજી ભટ્ટ રૂપાં. વિમળા. શેક્સપિયરકૃત 'ટેમીંગ ઑફ ધ શ્રુ' નું રૂપાંતર. કાઠિયાવાડી નાટક મંડળી.

હરિલાલ મૃ. મૂલાણી. ચૈતન્યકુમાર. કાઠિયાવાડી નાટક મંડળી

—ભદ્રાભામિની (શામળ ભટ્ટ કૃત 'ભદ્રાભામિની' ઉપરથી રૂપાંતર) કાઠિયાવાડી નાટક મંડળી.

ઈ. સ. ૧૯૦૯

અજ્ઞાત. ધ્રુવકુમાર. વાકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

—ભક્તરાજ પિપાજી. એજન.

—શ્રી ભદ્રાયુ. દેશી નાટક સમાજ. ૨૫ સપ્ટે.

કવિશ્રી કહાન. પ્રહ્લાદ રક્ષા. પાલિતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપની ફેબ્રુઆરી.

ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર. નીલમ માણેક. વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ.

નથુરામ સુંદરજી શુક્લ નાગરભક્ત. એજન. ૧૬. ઑક્ટો.

—બિલ્વમંગલ ઉર્ફે સુરદાસ. એજન. ૨૧ સપ્ટે.

—ભક્તિ વિજય. એજન.

બાપુલાલ બી. નાયક. ચંદ્રભાગા. મુંબઈ ગુજરાતી નાટક મંડળી ૨૨ મે.

મયાશંકર જે. આચાર્ય. ભરતભદ્રા. વાંકાનેર સત્યબોધક નાટક સમાજ.

મૂળશંકર હરીનંદ મૂલાણી. નવલશા હીરજી. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૩ નવે.

રેવાશંકર પ્રભુરામ ત્રવાડી. સુરેખાહરણ. વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ.

હરિશંકર માધવજી ભટ્ટ. કંસવધ. મોરબી આર્યસુબોધ નાટક મંડળી

ઈ. સ. ૧૯૧૦

નથુરામ સુંદરજી શુક્લ. કામલતા. મુંબઈ ગુજ. નાટક મંડળી.

—શહેનશાહ અકબર. વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ.

પ્રાણલાલ જેઠાલાલ. બાજીગવ મસ્તાની. પાલિતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની.

પ્રાણશંકર છગનલાલ ત્રિવેદી. રતીચંદ્ર. એજન.

ફૂલચંદ ઝ. શાહ. સુકન્યા સાવિત્રી. મોરબી આર્યસુબોધ નાટક મંડળી.

મણિશંકર રત્નજી ભટ્ટ 'કાંત'. જાલીમ દુલિયા. દેશી નાટક સમાજ.

મૂળશંકર હરિનંદ મૂલાણી. વસંતપ્રભા. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૧૭ ડિસે.

મોતીલાલ ભટ્ટ. સત્યનારાયણ. દેશી નાટક સમાજ.

વિજયશંકર કાળીદાસ ભટ્ટ. નવલકુસુમ. મુંબઈ ગુજરાતી નાટક મંડળી.

વિષ્ણુપ્રસાદ નંદલાલ વોરા. ગૌરીગુપ્તી. સનાતન નાટક સમાજ.

સવાઈલાલ છોટાલાલ વોરા. દ્રૌપદીહરણ. સનાતન નાટક સમાજ.

ઈ. સ. ૧૯૧૧

અજ્ઞાત. રાધા પ્રેમભક્તિ. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક. મંડળી.

—વિદ્યાપ્રતાપ. એજન.

—સુરસ્યામ. એજન.

ગૌરીશંકર ત્રિભુવન ઉપાધ્યાય. રતિરંભા. પાલિતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની.

છોટાલાલ રૂખદેવ શર્મા. સતી પદ્મિની. દેશી નાટક સમાજ.

ડાહ્યાભાઈ ઘો. ઝવેરી. સતી પદ્મિની. એજન. ૨૨-૪-૧૯૧૧

નથુરામ સુંદરજી શુકલ. સિદ્ધરાજ. વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ. ('યોગકન્યા' નાટક સુધારા વધારા અને નવા નામકરણ સાથે).

મા ઙુલા પાગલ (તણુલાલ ત્રિભોવનદાસ ...દી). ઓહાણાચરિત્ર. પાટણકર સંગીત મંડળ.

મૂળશંકર હરિનંદ મૂલાણી. દેવકન્યા. મુંબઈ ...જરાતી નાટક મંડળી

ઈ. સ. ૧૯૧૨

ખીમજી ર. ભટ્ટ. કબીર સાબ. દેશી નાટક ...માજ.

છોટાલાલ રૂખાદેવ શર્મા. કબીર કમાલ. એજન.

—કુલીન નાયિકા. એજન.

—સન્યાસી. એજન. ૬ જૂન.

—રૂપાં. સરસ્વતીચંદ્ર. ગોવર્ધનરામ મા. ...પાઠી કૃત 'સરસ્વતીચંદ્ર' નવલકથાનું નાટ્ય ...પાંતર. આર્ય નૈતિક નાટક સમાજ. ૧૧ માર્ચ.

દુર્લભરામ જટાશંકર રાવળ. મનહર મેના. ...કાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ.

ફૂલચંદ ઝ. શાહ. મહાશ્વેતા કાદંબરી. નૃસિંહ ...તમ નાટક સમાજ ૧૭ જૂન.

હરિહર પરસોતમ દિવાનાં. બોલતો કાગળ. આર્ય ...તિક નાટક સમાજ.

ઈ. સ. ૧૯૧૩

અમૃતલાલ પ્રેમજી બોટાદકર. જાલિમ રૂભદ્ર. ...લિતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની. ૧૨ જૂન.

ખીમજી વસનજી ભટ્ટ. પરશુરામ. આર્ય નૈતિક ...ટક સમાજ.

છોટાલાલ રૂખદેવ શર્મા. અજીતસિંહ. દેશી નાટક ...માજ. ૧૨ એપ્રિલ.

નારાયણ વિસનજી ઠક્કુર. માયામોહિની. વિદ્યા...નોદ નાટક સમાજ. સરોજ નાટક સમાજ. ૨૦ ...પ્રિલ.

—વસુન્ધરા અને બેધારી તલવાર. શેક્સપિયર ...ા 'મેકબેથ'નું રૂપાંતર. આર્ય નૈતિક નાટક સમાજ. ...૯ જૂન.

ફૂલચંદ ઝ. શાહ. માલતીમાધવ. વિદ્યાવિનોદ ...ટક સમાજ. ૨૦ જૂન.

ભાભદાવ તાવવરાવ ગાવ. કાલપ્રભા. વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ.

મણિલાલ 'પાગલ'. માનવી પ્રપંચ. વિદ્યાવિનોદ નાટક સમાજ. ૧૦ મે.

વિશ્વનાથ રણછોડજી જોશી. ઇંદ્રાવતી. આર્ય નૈતિક નાટક સમાજ.

ઈ. સ. ૧૯૧૪

એમ. ડી. કોઠારી. શાંતિકર. પાલિતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની.

'ઓલિયા જોશી' (જગજીવનદાસ ત્રિકમજી કોઠારી). ચંદ્રશેખર. એજન.

ગણપતરામ ભટ્ટ. પિતૃભક્ત શ્રવણ. આર્યનીતિ સુબોધ નાટક સોસાયટી.

છોટાલાલ રૂખદેવ શર્મા. સતી સુલોચના. દેશી નાટક સમાજ.

નથુરામ સુંદરજી શુકલ. પિતૃભક્ત પ્રભાકર. વિદ્યા વિનોદ નાટક સમાજ. મે ૧૯૧૪.

નારાયણ વિસનજી ઠક્કુર. ચાલુ જમાનો. આર્ય નૈતિક નાટક સમાજ. ૧૯ માર્ચ.

નૃસિંહ ભગવાન પ્રભાકર. સિદ્ધાર્થ બુદ્ધ. એજન.

પ્રભાશંકર નાયક. જેસલ તોરલ. સરસ્વતી નાટક સમાજ.

ફૂલચંદ ઝ. શાહ. મુદ્રાપ્રતાપ. (કાલિદાસ કૃત 'અભિજ્ઞાન શાકુન્તલ' ઉપરથી). વિદ્યાવિનોદ નાટક સમાજ. ઑક્ટો.

મણિલાલ 'પાગલ'. કિશોરસિંહ. સરસ્વતી નાટક સમાજ.

—કુસુમાવલી. એજન.

—લક્ષ્મીવિજય. એજન. ૧૬ એપ્રિલ.

—સરોજિની. આર્ય નૈતિક નાટક સમાજ.

મનહર વરતેજવાળા. અદલ ઇન્સાફ. સરસ્વતી નાટક સમાજ.

મુનશી ગુલામઅલીખાં કામેલ. જૌહરે શમશીર. વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ.

મૂળશંકર હરિનંદ મૂલાણી રૂપાં. પ્રતાપલક્ષ્મી. મણિલાલ ન. દ્વિવેદી કૃત 'ગુલાબસિંહ'નું નાટ્ય રૂપાંતર. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૩૧ જાન્યુ.

મોતીલાલ ખેચર નંદવાણા. બ્રહ્મર્ષિ વિશ્વમિત્ર. આર્ય નૈતિક નાટક સમાજ. ૧૫ જાન્યુ.

રઘુનાથ ત્રિ. બ્રહ્મભટ. શુકદેવ. મોરબી આર્ય સુબોધ નાટક મંડળી.

—શૃંગીઋષિ. એજન.

રામનારાયણ મોહનલાલ પાઠક રૂપાં. સાગર સરિતા. મણિલાલ 'પાગલ' કૃત 'માનવી પ્રપંચ'નું રૂપાંતર. વિદ્યાવિનોદ નાટક સમાજ

**ઈ. સ. ૧૯૧૫**

છોટાલાલ રૂખદેવ શર્મા. સતી દમયંતી. દેશી નાટક સમાજ.

જયંતિલાલ મણિલાલ મહેતા. પ્રતિજ્ઞા. એજન.

નારાયણ વિસનજી ઠક્કુર. અનંગપદ્મા. વિદ્યાવિનોદ નાટક સમાજ. ૨૫ ડિસેમ્બર.

—દગાબાજ દુનિયા. રોમેશચંદ્ર દત્ત કૃત 'માધવી કંકણ'નું રૂપાંતર. આર્ય નાટ્ય સમાજ. ૨૫ જુલાઈ.

—દેવી દમયંતી. આર્યનાટ્ય સમાજ. ૧ જુલાઈ.

નૃસિંહ ભગવાન વિભાકર. સ્નેહસરિતા. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૧૫ સપ્ટે.

ફૂલચંદ ઝ. શાહ. શુકદેવજી. વિદ્યાવિનોદ નાટક સમાજ.

મણિલાલ 'પાગલ' પુંડલિક. આર્ય નૈતિક નાટક સમાજ.

—સરલા દેવી. પાલિતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની.

મણિશંકર પોપટલાલ હળવદકર. ભક્તિપ્રતાપ. એજન.

—સતી અનસૂયા. એજન.

મૂળશંકર હરિનંદ મૂલાણી. સંગતનાં ફળ મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૮ ફેબ્રુઆરી.

હરિહર દિવાના. સતી તોરલ. આર્ય ન[illegible] નાટક સમાજ.

**ઈ. સ. ૧૯૧૬**

પ્રીભજી વસનજી ભટ્ટ. પ્રવીણ સાગર વિજય નૌતમ નાટક સમાજ.

ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર. રાજભક્તિ વિદ્યાવિનોદ નાટક સમાજ. ૧૦ ફેબ્રુઆરી.

ગૌરીશંકર આશારામ વૈરાટી. કનક કેસરી વિજય નૌતમ નાટક સમાજ.

છોટાલાલ રૂખદેવ શર્મા. અશોક દેશી નાટક સમાજ.

—આસુરી માયા. એજન.

જયાશંકર વાઘજીભાઈ ઉર્વશી પુરૂરવા. વિજય નૌતમ નાટક સમાજ.

નથુરામ સુંદરજી શુકલ પદ્માવતી અને જયદેવ આર્ય નૈતિક નાટક સમાજ.

નાનાલાલ બળદેવજી બ્રહ્મભટ્ટ. જયમતી. વિજય નૌતમ નાટક સમાજ.

નારાયણ વિસનજી ઠક્કુર. સતી દ્રૌપદી. આર્ય નાટક મંડળી. ૨ માર્ચ.

નૃસિંહ ભગવાન વિભાકર. સુધાચંદ્ર મુંબઈ ગુજરાતી નાટક મંડળી ૫ ઑગ.

પરસોતમ રામચંદ્ર ડાકોરવાલા. ભક્તગજ[illegible] ઓડાણા સરસ્વતી નાટક સમાજ.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. દાનવમોહિની સરસ્વતી નાટક સમાજ.

—દેવી વત્સલા. આર્ય નાટ્ય સમાજ.

પ્રાણલાલ ગિરધરલાલ ભટ્ટ. મહારાજ શાંતનુ મત્સ્યગંધા. વિજય નૌતમ નાટક સમાજ

ભાઈલાલ જમનાશંકર ઉપાધ્યાય. ન્યાયસિંધુ કચ્છ નીતિદર્શક નાટક સમાજ. ૨૯ એપ્રિલ

—યોગમાયા. એજન ઑગસ્ટ.

મણિલાલ 'પાગલ'. અમરકુમાર. શેક્સપિયર કૃત 'હેમ્લેટ' ઉપરથી. વિદ્યાવિનોદ નાટક સમાજ

—સ્નેહસુધા. એજન.

મહારાણીશંકર અંબાશંકર શર્મા. ચંદ્રગુપ્ત. કચ્છ નીતિદર્શક નાટક સમાજ. ૩૧ ડિસે.

મોહનલાલ ભાઈશંકર ભટ્ટ. દેવી દેવદૂતિ. દેશી નાટક સમાજ.

રઘુનાથ બ્રહ્મભટ્ટ, મૂળશંકર મૂલાણી અને મણિલાલ 'પાગલ'. સૂર્યકુમારી. આર્ય નૈતિક નાટક સમાજ. ઓકટો. ૧૯૧૬.

રામચંદ્ર અધ્વર્યુ. અલોપરત્ન. વાંકાનેર સત્યબોધક નાટક સમાજ.

## ઈ. સ. ૧૯૧૭

ગૌરીશંકર આશારામ વૈરાટી. ઉર્વશી પુરુરવા.

—વીર દુર્ગાદાસ. વિજય નૌતમ નાટક સમાજ.

નાથાલાલ શામળદાસ બ્રહ્મભટ્ટ. આત્મબળ. કચ્છ નીતિદર્શક નાટક સમાજ. મે ૧૯૧૭.

નારાયણ વિ. ઠક્કુર અને કલ્યાણજી પ્રાગજી ખત્રી. દેવી ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય. સરસ્વતી નાટક સમાજ. ૨૨ ફેબ્રુઆરી.

નૃસિંહ ભગવાન વિભાકર. મધુબંસરી. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૮ જુલાઈ.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. વીર ઘટોત્કચ. લક્ષ્મીકાંત નાટક સમાજ.

ફુલચંદ ઝ. શાહ. ગોપીચંદ. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

ભાઈલાલ જમનાશંકર ઉપાધ્યાય. મહાત્મા તુલસીદાસ. કચ્છ નીતિદર્શક નાટક સમાજ.

મણિલાલ 'પાગલ'. કળિયુગની સતી. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

મણિશંકર પોપટલાલ હળવદકર. કુંજવિહારી. પાલિતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપની.

મહારાણીશંકર અંબાશંકર શર્મા. અશોક હર્ષ. કચ્છ નીતિદર્શક નાટક સમાજ. ૩૧ માર્ચ.



અજ્ઞાત. સુધાચંદ્રિકા. લક્ષ્મીકાંત નાટક સમાજ. છગનલાલ રાવળ. સૂર્યસરોજ. વાંકાનેર સત્યબોધક નાટક કંપની.

છોટાલાલ રૂપદેવ શર્મા. રૂક્મણી સ્વયંવર. કચ્છ નીતિદર્શક નાટક સમાજ.

જયંતિલાલ મણિલાલ મહેતા. સ્નેહલતા ('પ્રતિજ્ઞા'નું નવું નામકરણ). દેશી નાટક સમાજ.

નૃસિંહ ભગવાન વિભાકર. મેઘમાલિની. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૩ નવેંબર.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. અહલ્યાબાઈ કચ્છ નીતિદર્શક નાટક સમાજ.

—વીર કુણાલ લક્ષ્મીકાંત નાટક સમાજ.

—શ્રી શંકરાચાર્ય. એજન. ૨૨ ઑગસ્ટ.

ફીદાહુસેન ઉર્ફે મનહરવરતેજવાળા. સ્વદેશસેવા. આર્યનૈતિક નાટક સમાજ. ૧૮ એપ્રિલ.

મણિલાલ 'પાગલ'. રા'માંડલિક. એજન. ૭ ડિસે.

—સતી સવિતા. કચ્છ નીતિદર્શક નાટક સમાજ. મણિશંકર પોપટલાલ હળવદકર. નળ–દમયંતી. પાલિતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપની.

—મહાભારત. એજન.

રણછોડલાલ ગહાસુખરામ કવિ (ત્રિવેદી). શકુન્તલા. દેશી નાટક સમાજ.

શંકરલાલ ત્રવાડી. રાજલીલા. વિજય નૌતમ નાટક સમાજ.

## ઈ. સ. ૧૯૧૯

ઓધવજી રણછોડજી ઠક્કુર. પુષ્પવીણા. પાલિતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપની.

ખંડેરાવ પવાર. ભીષ્મ પ્રતિજ્ઞા. દેશી નાટક સમાજ.

ગૌરીશંકર આશારામ વૈરાટી. માલવિકાગ્નિમિત્ર. વિજય નૌતમ નાટક સમાજ.

ગૌરીશંકર ત્રિભુવન ઉપાધ્યાય. રંગતરંગ. વિશ્વરંગ નાટક સમાજ.

નાનાલાલ બળદેવજી બ્રહ્મભટ્ટ. અમરલક્ષ્મી. વિજય નૌતમ નાટક સમાજ.

પુરુષોત્તમ રામચંદ્ર. સૂર્યકમલ. વાંકાનેર આર્ય-હિતવર્ધક નાટક મંડળી.

બાપુલાલ બી. નાયક. આનંદલહરી. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૩ ઑગ.

મણિશંકર પો હળવદકર રમણતારા પાલિતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપની.

મહારાણીશંકર અંબાશંકર શર્મા રુક્મણીહરણ. દેશી નાટક સમાજ. ૨૬ જુલાઈ.

મૂળશંકર હરિનંદ મૂલાણી. ભાગ્યોદય. રોયલ નાટક કંપની.

ઈ. સ. ૧૯૨૦

અંબારાંકર શંકરલાલ ઉપાધ્યાય. વિશ્વલીલા. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૫ સપ્ટે.

ઓધવજી રણછોડજી ઠક્કુર ઉર્વશી. પાલિતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની.

ગૌરીશંકર આ. વૈરાટી. ચંદ્રગુપ્ત. આદર્શ નાટક સમાજ.

—રાણા અમરસિંહ. એજન.

—વીર હમીર. હિંદ નાટક સમાજ.

જટાશંકર સુંદરજી જાની. વીર વનિતા. વિદ્યા વિનોદ નાટક સમાજ.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. કુમારપાળ. લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી અને અન્ય પૃથ્વીપુત્ર. એજન. ૧૦ જુલાઈ.

મણિલાલ 'પાગલ'. છત્રવિજય. આર્યનૈતિક નાટક સમાજ. ૨૬ જૂન.

મૂળશંકર હ. મૂલાણી. એક જ ભૂલ. રોયલ નાટક મંડળી.

મોહન વ્યાસ. બ્રહ્મકુમારી વાંકાનેર. આર્યહિતવર્ધક નાટક મંડળી.

હરિલાલ મૂળશંકર મૂલાણી. સાચો. સન્યાસ રોયલ નાટક મંડળી.

ઈ. સ. ૧૯૨૧

ગૌરીશંકર આ. વૈરાટી. ગુજરાતની ગર્જના. —નવજીવન.

ગૌરીશંકર ત્રિભોવન ઉપાધ્યાય. સત્તાનાં સાહસ. દુનિયા દર્શક નાટક સમાજ.

ચત્રભુજ ભીમજી ત્રિવેદી. દામાજી. એજન.

જમનાદાસ મોરારજી સંપટ. ભૂલનો ભોગ. રોયલ નાટક કંપની.

જયકૃષ્ણ નથુરામ (કવિ જનક). બલ તનૈયા. દુનિયા દર્શક નાટક સમાજ.

—વીર બભ્રુવાહન. એજન.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. અરુણોદય. લક્ષ્મીકાંત નાટક સમાજ. ૪ જૂન.

મુનશી અબ્બાસઅલી. સતી મંજરી. આર્ય નૈતિક નાટક સમાજ.

મોહનલાલ ભા. ભટ્ટ. દેશભક્તિ. દેશી નાટક સમાજ ૧૮ મે.

રણછોડલાલ મહાસુખરામ કવિ. કમળાલક્ષ્મી. દેશી નાટક સમાજ.

રામજીભાઈ મહેતા (પ્રણામી). રા'નવઘણ. રોયલ નાટક કંપની.

'શયદા'- (હરજી લવજી દામાણી) સંસારનૌકા. પારસી ઈમ્પિરીયલ નાટક મંડળી.

ઈ. સ. ૧૯૨૨

અજ્ઞાત. માહતાબે જહાન. લક્ષ્મીકાંત નાટક સમાજ. ૨૯ એપ્રિલ.

ગૌરીશંકર આ. વૈરાટી. રાઠોડ દુર્ગાદાસ. પાલિતાણા ભક્તિપ્રદર્શક ના. કંપની.

—સ્વયંવર. એજન.

જમનાદાસ મોરારજી સંપટ. સોનેરી જાળ. રોયલ નાટક કંપની.

જયાશંકર વાઘજીભાઈ વ્યાસ. નૂરજહાં. પાલિતાણા ભક્તિપ્રદર્શક ના. કંપની.

નથુરામ શર્મા. સૌભાગ્ય સુંદરી. મૂળશંકર હ. મૂલાણીએ સુધારેલું. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. એપ્રિલ ૧૯૨૨.

નાનાલાલ બળદેવજી બ્રહ્મભટ્ટ. મીનળમુંજાલ, દેશી નાટક સમાજ. ૩૧ ઑગ.

નૃસિંહ ભગવાન વિભાકર. અબળાનાં બંધન. લક્ષ્મીકાંત નાટક સમાજ. ૨ ડિસે.

બમનજી નવરોજજી કાબરાજી. બાપના શાપ. આર્ય નૈતિક નાટક સમાજ.

મણિલાલ 'પાગલ'. રાજા સંભાજી. મણિલાલ 'પાગલ'નું અધૂરું નાટક પ્રભુલાલ દ્વિવેદીનું પૂરું કરેલું. આર્ય નૈતિક નાટક સમાજ. ડિસે. ૧૯૨૨.

### ઈ. સ. ૧૯૨૩

ગૌરીશંકર આશારામ વૈરાટી. પોરસ-સિકંદર. પાલિતાણા ભ. ના. કંપની.

—રામાયણ. એજન.

ચંદુલાલ જટાશંકર ભટ્ટ. છત્રપતિ શિવાજી. આર્યસુબોધ ગુજરાતી નાટક મંડળી. ૧૪ નવે.

જમનાદાસ મોરારજી સંપટ રૂપાં. એમાં શું ? મુનશી પ્રેમચંદજીકૃત 'સ્નેહ સદન' ઉપરથી તૈયાર કરેલું. રોયલ નાટક કંપની.

--રાજરમત. એજન.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. સત્યપ્રકાશ. લક્ષ્મીકાંત નાટક સમાજ. ૧૨ મે.

—સૂર્યપ્રકાશ. એજન.

મણિલાલ 'પાગલ'. દીવાન. દેશી નાટક સમાજ.

—પ્રેમની પૂતળી. વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી.

—બ્રહ્મકુમારી. એજન.

—રાજા જશવંતસિંહ. લક્ષ્મીકાંત નાટક સમાજ.

—વેરની વસુલાત. વાંકાનેર આ. ના. મંડળી

રઘુનાથ બ્રહ્મભટ્ટ. ઉષાકુમારી. મોરબી આર્ય સુબોધ નાટક મંડળી.

શ્યાવકશા શરાફ. રતિ મેડમ. આર્ય નૈતિક નાટક સમાજ. ૨૬ ઑગ.

### ઈ. સ. ૧૯૨૪

ઓધવજી રણછોડજી ઠક્કુર. ચારુશિલા. આર્ય સુબોધ ગુજરાતી નાટક મંડળી. ૨ ઑગ.

ગૌરીશંકર આ. વૈરાટી. દિવ્યલક્ષ્મી. દેશી નાટક સમાજ.

જગજીવન પાઠક. આદર્શ અધિકારી. પાલિતાણા ભ. ના. કંપની.

—ભક્ત દામાજી. એજન.

જમનાદાસ મોરારજી સંપટ. એ કોનો વાંક ? રોયલ નાટક કંપની

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. માલવપતિ મુંજ લક્ષ્મીકાંત નાટક સમાજ.

મગનલાલ ધનજીભાઈ પટેલ. ભોજરાજ કાલિદાસ. આર્ય સુબોધ ગુજરાતી નાટક મંડળી. ૧૦ મે.

મણિલાલ 'પાગલ'. મહાદજી શિંદે. આર્ય નાટક મંડળી.

--રાજસંસાર. દેશી નાટક સમાજ. ૧૪ મે.

—સંસારલીલા. આર્ય નૈતિક નાટક સમાજ.

—સૌરાષ્ટ્રવીર. આર્ય નાટક મંડળી.

મૂળશંકર હ. મૂલાણી. સ્વપ્નદર્શન. આર્ય સુબોધ ગુજરાતી નાટક મંડળી. ૧૫ ઑક્ટો.

રમણિક રતિલાલ મહેતા. પુનરુદ્ધાર (કેસરિયા) પાલિતાણા ભ. ના. કંપની.

હરિશંકર માધવજી ભટ્ટ. ભક્તરાજ અંબરીષ મોરબી આર્યસુબોધ નાટક મંડળી.

## ઈ. સ. ૧૯૨૫

અંબાશંકર ભટ્ટ અનુ. વીર અભિમન્યુ. હિન્દી પરથી અનુવાદ. પાલિતાણા ભ. ના. કંપની.

ગૌરીશંકર આશારામ વૈરાટી. ગુજરાતની ગર્જના. હિન્દ વિજય નાટક સમાજ.

—વીરપૂજન. દેશી નાટક સમાજ ૨૯ જાન્યુઆરી.

—સમાજસેવા. એજન. ૧૯ નવેંબર.

છોટાલાલ રૂખદેવ શર્મા. રાજહંસ

પરમાનંદદાસ ત્રાપજકર. અનારકલી. પાલિતાણા ભ. ના. કંપની.

—બાજીરાવ પેશવા. એજન.

—ભક્ત પ્રહ્લાદ. એજન

—વીર અભિમન્યુ. એજન.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. પૃથ્વીરાજ ચૌહાણ. લક્ષ્મીકાંત નાટક સમાજ. ૨૯ એપ્રિલ.

બાપુલાલ બી. નાયક. સૌભાગ્યનો સિંહ. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. ૨૫ એપ્રિલ.

મણિલાલ 'પાગલ' દિવ્યલક્ષ્મી દેશી નાટક સમાજ,

—દેવકુમારી. લક્ષ્મીકાંત નાટક સમાજ. ૧૮ જુલાઈ.

—પવિત્ર પ્યાર. આર્યનૈતિક નાટક સમાજ

—મનોરમા. આર્ય નાટક મંડળી. ૧ જાન્યુ.

—સતી શોભના. પાલિતાણા ભ. ના. કંપની.

મૂળશંકર હ. મૂલાણી રૂપાં. રત્નાવલિ. હર્ષકૃત 'રત્નાવલિ'નું રૂપાંતર. આર્યસુબોધ ગુજરાતી નાટક મંડળી. ૨૮ ફેબ્રુઆરી.

—વિક્રમ અને શનિ. એજન. ૨૮ મે.

હરિલાલ મૂ. મૂલાણી. વીરનારી આશા. એજન. ૧ ઑક્ટો.

## ઈ સ. ૧૯૨૬

અંબાશંકર હરિશંકર. દેવી હોથલ. વિજય નૌતમ સમાજ. કિશોરદાની. તલવારની ધારે. આર્ય નાટક મંડળી.

—વીર મોખડાજી. એજન.

ગજેન્દ્રશંકર પંડ્યા. કાશ્મીરનું પ્રભાત. મુંબઈ ગુજરાતી નાટક મંડળી. કરાંચીમાં ભજવાયું.

—તરુણીના તરંગ. એજન. કરાંચીમાં ભજવાયું અને મુંબઈમાં 'કૉલેજ કન્યા' નામે ૧૯૨૮માં ભજવાયું.

ગૌરીશંકર ત્રિભુવન ભટ્ટ. આર્યતિલક. આર્ય નાટક મંડળી.

ગૌરીશંકર આ. વૈરાટી. વીરનવઘણ. રોયલ નાટક કંપની,

જયાશંકર વાઘજીભાઈ વ્યાસ. મદાંધ મહિલા યાને નૂરજહાંન. મુંબઈ ગુજરાતી નાટક મંડળી.

નારાયણ વિ. ઠક્કુર. માધવી કંકણ. આર્યસુબોધ ગુજરાતી નાટક મંડળી. રમેશચંદ્ર દત્ત કૃત 'માધવી કંકણ' ઉપરથી. નવેંબર.

પરમાનંદદાસ ત્રાપજકર. મહારાજ મુંજ. પાલિતાણા ભ. ના. કંપની.

—સોરઠનો સિંહ. એજન.

—હઠીલો જયમલ. મણિલાલ પાગલ કૃત 'સતી શોભના' ગીતો અને પ્રહસનમાં ફેરફાર સાથે નવા નામે ભજવાયું. પાલિતાણા ભ. ના. કંપની.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. દૌલતેજંગ લક્ષ્મીકાંત નાટક સમાજ.

—સિરાજ-ઉદ્. દૌલા. એજન.

ભાણજી રતનશી જોશી. દેવી હોથલ. દેશી નાટક સમાજ.

મણિલાલ 'પાગલ'. વીર રમણી. એજન. ૧૧ એપ્રિલ.

—શ્રીમંત બાજીરાવ. સહલેખક રઘુનાથ બ્રહ્મભટ્ટ. આર્ય નૈતિક નાટક સમાજ.

મૂળશંકર હ. મૂલાણી. કોકિલા. રૉયલ નાટક કંપની.

રામજીભાઈ નાગરદાસ પ્રણામી. સોરઠપતિ. આર્ય સુબોધ નાટક મંડળી. ડિસે.

વલ્લભદાસ વાઘજીભાઈ પટેલ. વિજયધ્વજ. દેશી નાટક સમાજ.

'શયદા' (હરજી લવજી દામાણી). કુમળી કળી. મુંબઈ ગુજરાતી નાટક મંડળી.

ઈ. સ. ૧૯૨૭

ગજેન્દ્રશંકર પંડ્યા. જમાનાનો રંગ મુંબઈ ગુજરાતી નાટક મંડળી.

ગૌરીશંકર આ. વૈરાટી. દેશદીપક દેશી નાટક સમાજ. ૨૯ ડિસેંબર.

—'રાંકવાટ. આર્યનૈતિક નાટક સમાજ.

—વલ્લભીપતિ. દેશી નાટક સમાજ. ૧૬ મે. આ નાટકની ૫મી નાઇટની ૬૫ હજારની આવક જળપ્રલયને કારણે દાનમાં આપી હતી.

—વીર રાઠોડ ('દુર્ગાદાસ'નું નવું નામ). દેશી નાટક સમાજ

જમનાદાસ મોરારજી સંપટ. વિનાશ પંથે. ભદ્રી સેવા સમાજ.

—વીસમી સદી. ભદ્રી સેવા સમાજ.

પરમાનંદદાસ ત્રાપજકર. વીરહાક. પાલિતાણા ભ. ના. કંપની.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી. એક અબળા. આર્ય નૈતિક નાટક સમાજ. ૧૧ જુલાઈ.

—શાલેવાહન. લક્ષ્મીકાંત નાટક સમાજ. ૧ ઑગ.

ફિરોજશાહ જહાંગીર મર્ઝબાન 'પિજામ'. હેન્ડસમ બ્લેગાર્ડ. આર્ય નૈતિક નાટક સમાજ. ૯ સપ્ટે.

મણિલાલ 'પાગલ'. વીર તાનાજી. પાલિતાણા ભ. ના. કંપની.

હરજી લવજી દામાણી 'શયદા'. વસતવાણી. દેશી નાટક સમાજ. ૬ ઑક્ટો.

ઈ. સ. ૧૯૨૮

અજ્ઞાત. ડોલતી દુનિયા. સરોજ નાટક સમાજ.

ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા. વિજય કોનો? રૉયલ નાટક કંપની.

ગૌરીશંકર આ. વૈરાટી. દેશદીપક. દેશી નાટક સમાજ.

—બાપ્પા રાવળ. વિશ્વ નાટક સમાજ. ૧૨ જાન્યુ.

—સત્તાનો મદ. પ્રભુલાલ દ્વિવેદીએ સુધારેલું. દેશી નાટક સમાજ. ૬ સેપ્ટે.

નથુરામ સુંદરજી શુક્લ. પિતૃભક્ત પ્રભાકર. સરોજ નાટક સમાજ.

નારાયણ વિસનજી ઠક્કુર. ગર્વખંડન. આર્ય નૈતિક નાટક સમાજ. ૧૮ ઑક્ટો.

પરમાનંદદાસ ત્રાપજકર. જયસિંહ રાઠોડ. વિશ્વ નાટક સમાજ. ૧૫ ડિસે.

—મહાત્મા ભીષ્મ. પાલિતાણા ભ.ના. મંડળી

—મોજીલો મહારાજા. એજન.

મણિલાલ 'પાગલ'. વીર પ્રતિજ્ઞા. એજન.

—સર વસંતકુમાર. સહલેખક નારાયણદાસ મોતીરામ. સરોજ નાટક સમાજ. ૧૧ મે.

—સંસારચિત્ર. પાલિતાણા ભ. ના. મંડળી.

—સ્નેહસુધા. સરોજ નાટક સમાજ.

રઘુનાથ બ્રહ્મભટ્ટ અને જીવણલાલ બ્રહ્મભટ્ટ સંપા. પ્રેમવિજય. મણિલાલ 'પાગલ' કૃત 'સતી ઊજળી' સુધારીને નવા નામે રજૂઆત. લક્ષ્મી નાટક સમાજ. ૯ સપ્ટે.

હરિહર દીવાના, પ્રભુલાલ દ્વિવેદી અને રઘુનાથ બ્રહ્મભટ્ટ- સતી અંજના. આર્ય નૈતિક નાટક સમાજ. ૨૪ મે.

# અંધપુરુષ

*

પિનાકિન દવે

બંદીઓનાં ગાન સાંભળી મહારાજ દશરથ જાગ્યા. વાતાયનમાંથી બહાર દૃષ્ટિ ફેલાવી પ્રભાતની લાલીમા પૂર્વ દિશામાં રેલાતી હતી. મનમાં સાવિત્રી મંત્ર ભણતા તેઓ ઊભા થયા રાણી કૈકેયી પાસે જ હતી. તે બોલી: 'નાથ આટલા વહેલા જશો?'

'દેવી, પ્રભાત થઈ ગયુ રાજાને સમયની બાબતમાં સ્વતંત્રતા હોતી નથી' રાજપુરુષો મારી વાટ જોતા હશે.'

'રાજપુરુષોની ચિંતા કરો છો એટલી પણ મારી ચિંતા કરતા નથી આપણી વીતી રહેલી યુવાનીની ચિંતા કરતા નથી.' કૈકેયીએ કહ્યુ.

'જે વીતી જવાનું છે તેની ચિંતા કરવાથી શો ફાયદો? જે અક્ષય રહે છે તેની ચિંતા કરીએ-યશની. ઈક્ષ્વાકુ વંશના રાજવીઓ યશની જ ચિંતા કરતા આવ્યા છે.'

'એની મને ખબર છે. અહીં આવીને કોણ જાણે કેટલા હજાર વાર તમારા મોઢે આ સાંભળીને હું તો થાકી ગઈ છું.' મોઢું ફુલાવી કૈકેયીએ કહ્યું.

'દેવી, તમે યાદ નથી રાખતાં તેથી તો ફરી ફરી કહેવું પડે છે. ચાલો, રિસાશો નહીં. આ દશરથના જીવનનો આધાર તમે છો. તમારું મુખ ઉદાસીન જોઉં છું ત્યારે દિશાશૂન્ય બની જાઉં છું. રાજકાર્યમાં પણ ચિત્ત લાગતું નથી.'

જો તમે કહો છો તે સાચું હોય તો બે ઘડી મારા પાસે આવી બેસો મારા વિખરાઈ ગયેલા કેશ સમારી આપો.'

દશરથ ક્રમને કૈકેયીની પાસે બેઠા ને કેશ સમારી વેણી બાંધી આપી. કૈકેયીની ગ્રીવા ફરતાં દશરથના હાથ ધ્રૂજતા હતા. દશરથ બોલ્યા: 'આપણને એક પુત્ર થાય તો મારા પિતૃઓ શાંતિ પામે.'

'હું કહું છું કે આપણને થશે જ.' કહેતા કૈકેયીએ દશરથનો હાથ પોતાના ઉદર પર મુકાવ્યો

કૈકેયીની વિશાળ પાણીદાર આંખોમાં દશરથ ભાવિનાં સ્વપ્નો જોવા લાગ્યા.

એ બોલતી હતી: 'હું કુલભૂષણ પુત્રને જન્મ આપીશ રાજમાતા કહેવાઈશ. કેકય અને કોસલનું મિલન ફળદાયી બનશે.'

'એ પુત્રને હું મારા હાથે રાજતિલક કરું એટલે કૃતકૃત્ય.'

દશરથની આંખો સામે એક શ્યામ સુંદર શિશુ ડગમગ ચાલતો આવતો હતો. એના દંતવિહીન વિસ્ફારિત મુખ પર હાસ્ય હતું. એ પાસે આવ્યો તેમ મોટો થતો જતો હતો. હવે એના હાથમાં ધનુષ્ય–બાણ હતાં. એ બે હાથ જોડી બોલ્યો : 'તાત, પિતૃઓનો પ્રેર્યો હું આવ્યો છું. તમે વિશ્વજિત યજ્ઞ કરો, મહારાજ રઘુએ કર્યો હતો તેવો. હું તમારા સૈન્યનો સેનાપતિ.'

'જેમ દેવોની સેનાનો કાર્તિકેય.' દશરથે જાણે કૃતજ્ઞતાથી કૈકેયીના બે હાથ પકડી લીધા. પછી ધીરેથી કહ્યું 'હવે મને જવા દો.'

'તમે મને પકડી રાખો છો ને પાછા મને કહો છો જવા દે.' દશરથ હસ્યા, 'એ બંધન અદૃશ્ય છે. હૃદય પર એની ભીંસ છે.' 'આજે પ્રમદવનમાં દોલોત્સવ છે. મધ્યાહ્ન ત્યાં ગાળીશું. ભોજન પણ ત્યાં લઈશું.'

'જેવી રાણીની આજ્ઞા.' હસીને કહેતાં. દશરથ બહાર આવ્યા. પરિચારકોએ તેમને નિત્યકર્મમાં સહાય કરી. પવિત્ર થઈ દશરથ મંત્રગૃહમાં ગયા. ત્યાં રાજપુરુષો ઉપસ્થિત હતા.

દશરથ આવતાં બધા ઊભા થયા.

દશરથે સંક્ષેપમાં જ પૂછ્યું, 'કાંઈ વિશેષ ?'

'પ્રભુને જો જાણવું હોય તો ઘણું છે.' એક ચર બોલ્યો.

'પ્રકૃતિ પ્રસન્ન તો છે ને ?' દશરથે ચિંતાથી પૂછ્યું.

એની જ વાત કરવાની છે, પ્રભુ '

'શી વાત છે ?'

'પ્રભુ, આપણે બ્રહ્મદ્રોહ કર્યો છે.'

'ઇક્ષ્વાકુવંશના દશરથથી બ્રહ્મદ્રોહ ? કદાપી ન બને.'

'ન માનતા હો તો મંત્રીવર્ય સુમંત્રને પૂછજો. તેઓ કદાપિ અસત્ય નહીં કહે.'

'એની કોઈ વિગત ?'

'હા, કુલપતિ યજ્ઞદત્તના આશ્રમ પર હુમલો કર્યો અને કુલપતિની તથા તેમનાં પત્નીની આંખો હરી લીધી.'

દશરથ જાણે ન માનતા હોય તેમ કાને હાથ દઈ ઊભા થઈ ગયા.

'અબ્રહ્મણ્યમ્......અબ્રહ્મણ્યમ્......કોણે આ ઘોર પાતક કર્યું ? કોણે સુકૃતોને એક અંજલિ ભરી વિનાશના હુતાશનમાં હોમી દીધાં ? કોણે પ્રજાસમક્ષ મારા નામને કલંકિત કર્યું ? મારા પ્રથિતયશ પૂર્વજોની કીર્તિ રોળી નાખી ?'

'મહારાજ શાંત થાઓ. આ રાજ્યમાં આપની આજ્ઞા વિના તો કશું બનતું નથી.'

'તો શું દશરથ આવી આજ્ઞા કરે એવું પ્રજા માને છે ?'

'મહારાજ, એમાં પ્રજાનો શો વાંક ? પ્રજા તો એમ જ માને ને.'

'મેં એવી કશી આજ્ઞા કરી નથી.'

'તો આપની આજ્ઞા વિના કોણ આવું પગલું ભરે ? કોને પોતાનું જીવન વહાલું નથી ?'

'કોણ આવું પગલું ભરે ?' દશરથે પોતાના હૃદયને એ પ્રશ્ન પૂછ્યો. ઉત્તર સ્પષ્ટ જ હતો. મહારાણી કૈકેયી.

# આધપુરુપ

*

## પિનાકિન્ દવે

બંદીઓનાં ગાન સાંભળી મહારાજ દશરથ જાગ્યા. વાતાયનમાંથી બહાર દૃષ્ટિ ફેલાવી. પ્રભાતની લાલીમા પૂર્વ દિશામાં રેલાતી હતી. મનમાં સાવિત્રી મંત્ર ભણતા તેઓ ઊભા થયા. રાણી કૈકેયી પાસે જ હતી. તે બોલી : 'નાથ આટલા વહેલા જશો ?'

'દેવી, પ્રભાત થઈ ગયુ. રાજાને સમયની બાબતમાં સ્વતંત્રતા હોતી નથી.' રાજપુરષો મારી વાટ જોતા હશે.'

'રાજપુરુપોની ચિંતા કરો છો એટલી પણ મારી ચિંતા કરતા નથી. આપણી વીતી રહેલી યુવાનીની ચિંતા કરતા નથી.' કૈકેયીએ કહ્યું.

'જે વીતી જવાનું છે તેની ચિંતા કરવાથી શો ફાયદો ? જે અક્ષય રહે છે તેની ચિંતા કરીએ–યશની. ઈક્ષ્વાકુ વંશના રાજવીઓ યશની જ ચિંતા કરતા આવ્યા છે.'

'એની મને ખબર છે. અહીં આવીને કોણ જાણે કેટલા હજાર વાર તમારા મોઢે આ સાંભળીને હું તો થાકી ગઈ છું.' મોઢું ફુલાવી કૈકેયીએ કહ્યું.

'દેવી, તમે યાદ નથી રાખતાં તેથી તો ફરી ફરી કહેવું પડે છે. ચાલો, રિસાશો નહીં. આ દશરથના જીવનનો આધાર તમે છો. તમારું મુખ ઉદાસીન જોઉં છું ત્યારે દિશાશૂન્ય બની જાઉં છું. રાજકાર્યમાં પણ ચિત્ત લાગતું નથી.'

જો તમે કહો છો તે સાચું હોય તો બે ઘડી મારા પાસે આવી બેસો. મારા વિખરાઈ ગયેલા કેશ સમારી આપો.'

દશરથ કમને કૈકેયીની પાસે બેઠા ને કેશ સમારી વેણી બાંધી આપી. કૈકેયીની ગ્રીવા ફરતાં દશરથના હાથ ધ્રૂજતા હતા. દશરથ બોલ્યા : 'આપણને એક પુત્ર થાય તો મારા પિતૃઓ શાંતિ પામે.'

'હું કહું છું કે આપણને થશે જ.' કહેતાં કૈકેયીએ દશરથનો હાથ પોતાના ઉદર પર મુકાવ્યો.

કૈકેયીની વિશાળ પાણીદાર આંખોમાં દશરથ ભાવિનાં સ્વપ્નો જોવા લાગ્યા.

એ બોલતી હતી : 'હું કુલભૂષણ પુત્રને જન્મ આપીશ. રાજમાતા કહેવાઈશ. કેકય અને કોસલનું મિલન ફળદાયી બનશે.'

'એ પુત્રને હું મારા હાથે રાજતિલક કરું' એટલે કૃતકૃત્ય.'

દશરથની આંખો સામે એક શ્યામ સુંદર શિશુ ડગમગ ચાલતો આવતો હતો. એના દંતવિહીન વિસ્ફારિત મુખ પર હાસ્ય હતું. એ પાસે આવ્યો તેમ મોટો થતો જતો હતો. હવે એના હાથમાં ધનુષ્ય-બાણ હતાં. એ બે હાથ જોડી બોલ્યો : 'તાત, પિતૃઓનો પ્રેર્યો હું આવ્યો છું. તમે વિશ્વજિત યજ્ઞ કરો, મહારાજ રઘુએ કર્યો હતો તેવો. હું તમારા સૈન્યનો સેનાપતિ.'

'જેમ દેવોની સેનાનો કાર્તિકેય.' દશરથે જાણે કૃતજ્ઞતાથી કૈકેયીના બે હાથ પકડી લીધા. પછી ધીરેથી કહ્યું 'હવે મને જવા દો.'

'તમે મને પકડી રાખો છો ને પાછા મને કહો છો જવા દે.' દશરથ હસ્યા, 'એ બંધન અદશ્ય છે. હૃદય પર એની ભીંસ છે.' 'આજે પ્રમદવનમાં દોલોત્સવ છે. મધ્યાહ્ન ત્યાં ગાળીશું. ભોજન પણ ત્યાં લઈશું.'

'જેવી રાણીની આજ્ઞા.' હસીને કહેતાં. દશરથ બહાર આવ્યા. પરિચારકોએ તેમને નિત્યકર્મમાં સહાય કરી. પવિત્ર થઈ દશરથ મંત્રગૃહમાં ગયા. ત્યાં રાજપુરુષો ઉપસ્થિત હતા.

દશરથ આવતાં બધા ઊભા થયા.

દશરથે સંક્ષેપમાં જ પૂછ્યું, 'કાંઈ વિશેષ ?'

'પ્રભુને જો જાણવું હોય તો ઘણું છે.' એક ચર બોલ્યો.

'પ્રકૃતિ પ્રસન્ન તો છે ને ?' દશરથે ચિંતાથી પૂછ્યું.

એની જ વાત કરવાની છે, પ્રભુ '

'શી વાત છે ?'

'પ્રભુ, આપણે બ્રહ્મદ્રોહ કર્યો છે.'

'ઇક્ષ્વાકુવંશના દશરથથી બ્રહ્મદ્રોહ ? કદાપી ન બને.'

'ન માનતા હો તો મંત્રીવર્ય સુમંત્રને પૂછજો. તેઓ કદાપિ અસત્ય નહીં કહે.'

'એની કોઈ વિગત ?'

'હા, કુલપતિ યજ્ઞદત્તના આશ્રમ પર હુમલો કર્યો અને કુલપતિની તથા તેમનાં પત્નીની આંખો હરી લીધી.'

દશરથ જાણે ન માનતા હોય તેમ કાને હાથ દઈ ઊભા થઈ ગયા.

'અબ્રહ્મણ્યમ્......અબ્રહ્મણ્યમ્......કોણે આ ઘોર પાતક કર્યું ? કોણે સુકૃતોને એક અંજલિ ભરી વિનાશના હુતાશનમાં હોમી દીધાં ? કોણે પ્રજાસમક્ષ મારા નામને કલંકિત કર્યું ? મારા પ્રથિતયશ પૂર્વજોની કીર્તિ રોળી નાખી ?'

'મહારાજ શાંત થાઓ. આ રાજ્યમાં આપની આજ્ઞા વિના તો કશું બનતું નથી.'

'તો શું દશરથ આવી આજ્ઞા કરે એવું પ્રજા માને છે ?'

'મહારાજ, એમાં પ્રજાનો શો વાંક ? પ્રજા તો એમ જ માને ને.'

'મેં એવી કશી આજ્ઞા કરી નથી.'

'તો આપની આજ્ઞા વિના કોણ આવું પગલું ભરે ? કોને પોતાનું જીવન વહાલું નથી ?'

'કોણ આવું પગલું ભરે ?' દશરથે પોતાના હૃદયને એ પ્રશ્ન પૂછ્યો. ઉત્તર સ્પષ્ટ જ હતો. મહારાણી કૈકેયી.

'એ વૃદ્ધ તપસ્વીનો મારાથી અજાણતાં અપરાધ થઈ ગયો. મારે તેમની ક્ષમા માગવી જોઈએ.'

દશરથે પોતાની ઉન્નત ગ્રીવા ઝુકાવી દીધી ને મંત્રગૃહમાંથી બહાર ચાલ્યા ગયા

'આ બધું શું બની રહ્યુ છે?' દશરથ પોતાની જાતને પૂછતા હતા.

દશરથે સુમંત્રને બોલાવ્યો. સુમંત્ર આવતાં જ દશરથે અધીરાઈથી પૂછ્યું: 'સુમંત્ર, જાણ્યું? કુલ-પતિ યજ્ઞદત્તને અંધ બનાવ્યા એમણે મારા સ્વર્ગના દ્વાર બંધ કર્યાં છે'

દશરથની આંખો ભીની થઈ આવી. 'મહારાજ હું જાણું છું.' 'કૈકેયીએ આ કરાવ્યું છે એ પણ તું જાણે છે? અને મને વાત કરી નથી'

'મને આજ્ઞા નહોતી.'

'તારે કોની આજ્ઞા પહેલી? મારી કે કૈકેયીની?'

'આપની જ પણ રાજ્યમાં આજ્ઞા તો મહારાણી કૈકેયીની જ પ્રવર્તે છે. અને તેમનામાં કુનેહ છે તેવી મને પ્રતીતિ થયેલી છે. તેઓ વગર વિચાર્યે કાંઈ ન કરે'

'આવો અત્યાચાર શુ વિચારીને કર્યો હશે?'

'આપણા રાજ્યમાં બ્રાહ્મણો વર્ગવિગ્રહ ઊભો કરવાની પ્રવૃત્તિ આચરતા હતા આશ્રમ તેનું મુખ્ય સ્થાન હતું. શ્રવણ તેનું નેતૃત્વ કરતો.'

'હું જાણું છું પણ તેથી શું થયું?'

'શક્ય છે—આવતી કાલે ભગવાન પરશુરામને એ અહીં દોરી લાવે. ભૃગુઓ અહીં ઊતરી પડે તો કોસલનું શું થાય?'

''તો દશરથ લડશે. મારા બાહુબળ પર તમને વિશ્વાસ નથી?' દશરથ અશાંત બની બોલતા હતા... પણ મને ભૃગુઓ ઉપર વિશ્વાસ છે તેઓ અહીં નહીં આવે અને જો આવશે તો મારી પ્રજા તેમને સાથ નહીં આપે. એના માટે આ ઉપાય નથી.

'મહારાજ, આપણી પ્રજા રોષે ભરાયેલી તો છે જ. શ્રવણ સળગતા અગ્નિમાં આજ્ય નાખે છે.'

'ના મહારાજ, મહારાણી કૈકેયી આમ માને છે અને મને તેમની દીર્ઘદૃષ્ટિ પર માન છે.'

'અને મારી દૃષ્ટિ પર?' દશરથે ધૂંધવાઈને પૂછ્યું. સુમંત્ર નીચે જોઈ રહ્યો.

'મને થાય છે કે યજ્ઞદત્તની ક્ષમા માગવી જોઈએ.'

'પ્રભુ, મહારાણીને એ નહીં ગમે. એ કાર્ય અમે કર્યું છે.' પૂરતી નમ્રતા સાથે સુમંત્રે કહ્યુ.

દશરથના મનમાં શબ્દો સ્ફુર્યા: 'આ રાજ્યમાં મને ગમે તે થાય કે મહારાણીને?' પણ એ કાંઈ ન બોલ્યા. સહુને જવા માટે આદેશ આપ્યો

મંત્રાલયમાં આસન પર એકલા બેઠાબેઠા દશરથ વિચારવા લાગ્યા.

'કૈકેયીને સત્તા પણ પોતે જ આપી હતી કૈકેયીની દીર્ઘદૃષ્ટિ પર કોને માન નથી?'

કેકયરાજની આ યુવાન કન્યા. એના રૂપની ખ્યાતિ સાંભળી દશરથ પર કામદેવે પાંચે બાણ વરસાવ્યાં હતાં. કૌશલ્યા અને સુમિત્રા પણ એના મનને શાંતિ આપી શકતાં નહોતાં.

દશરથે એકાંતમાં રાજ્યના શિલ્પીને બોલાવ્યો. 'એક અગત્યના કાર્યમાં તને નિયુક્ત કરુ છું. કોઈ પણ ભોગે તે થવું જોઈએ.'

'મહારાજની આજ્ઞા થશે તેમ કરીશ, પ્રાણના ભોગે પણ.' શિલ્પી બોલ્યો.

'તો કેકય દેશમાં જા ને ત્યાંની રાજકુમારીનું ચિત્ર દોરી મને મોકલ. મારે એને જોવી છે. સાંભળ્યું છે કે એના જેવી સ્વરૂપવાન કન્યા જગતમાં કોઈ નથી.'

'સાંભળ્યું તો મેં પણ છે મહારાજ. જો એમનું ચિત્ર દોરવા મળે તો મારા રંગોમાં નવું જીવન આવશે. મારું જીવ્યું સાર્થક થશે.'

'હું તને રાજ્યના વિષ્ટિકાર તરીકે મોકલું છું. તારી સાથે યોગ્ય પરિચારકો ને દ્રવ્ય લેતો જજે. લે આ આજ્ઞાની મુદ્રિકા.'

'ભલે મહારાજ.' મુદ્રિકા લેતાં શિલ્પીએ પ્રણામ કર્યા.

'કેટલા દિવસમાં આ કાર્ય થશે?'

'એ તો શી રીતે કહી શકું, મહારાજ? પણ બનતી ત્વરાએ આપની સેવા બજાવીશ.'

થોડાંક અઠવાડિયાંમાં જ કેકયથી ચિત્ર આવ્યું. ચિત્રમાંનું સ્વર્ગીય સૌંદર્ય જોઈ દશરથ પ્રેમની મૂર્છા પામ્યા.

સરયૂ પરથી આવતા શીતળ પવનો તેમને દઝાડવા લાગ્યા. શાંતિ હરાઈ ગઈ. આકાશ સામે જોઈ તેઓ નિસાસા નાંખવા લાગ્યા.

બીજી તરફ મનમાં કૌશલ્યા અને સુમિત્રાના સ્નેહનું અકથ્ય આકર્ષણ હતું. કૈકેયી આવી યુવાન, સુંદર. તે આવતાં બન્ને રાણીઓ અપ્રસન્ન થશે. ચિત્ત તેમનામાં લાગશે નહીં, અન્યાય થશે.

ઘણું વિચારવા છતાં મન કૈકેયીના વિચારને ત્યજી શકતું નહોતું.

સુમંત્રને રાજ્યની સંભાળ રાખવાની જવાબદારી સોંપી દશરથ ગુપ્ત વેશે કેકય પહોંચ્યા. તેમને જોઈ શિલ્પી પણ વિસ્મય પામ્યો.

એક જ શબ્દ દશરથે કહ્યો : 'ગમે તેમ કરીને પણ કૈકેયીને મળવાની ગોઠવણ કર.'

'એ તો અશક્ય છે. મહારાજ.'

'દશરથ માટે કશું અશક્ય નથી. એ ક્યાંય જતી–આવતી હોય. કોઈ સમયે સર્વ જનને માટે.'

'નહીં મહારાજ, એ માર્ગ નિરાપદ નથી. આપ તેનો આશ્રય ન લો, વિદેશમાં છીએ.'

'હું એ જાણું છું, પણ સાહસ વિના સિદ્ધિ નથી.'

થોડી પળો વિચાર કરી શિલ્પી અચકાતાં બોલ્યો : 'કાલે નગર બહારના ઉપવનમાં કૈકેયી કંદુકક્રીડા માટે જવાનાં છે.'

દશરથને રોમાંચ થઈ આવ્યો. ઉત્સાહથી તેણે કહ્યું : 'તો આવતી કાલે આપણે ત્યાં જઈશું.'

'કોઈ પણ પુરુષ માટે પ્રવેશ નિષિદ્ધ છે. શિલ્પી બોલ્યો.

દશરથ હસ્યા. 'એ પણ કહેવાની વાત છે? રાજરીતથી હું અજાણ નથી પણ આપણને પ્રવેશ મળશે. તું જોજે.'

બીજે દિવસે વહેલી સવારથી જ દશરથ શિલ્પીને સાથે લઈ ઉપવનથી થોડે દૂર વૃક્ષ પાછળ સંતાઈ રહ્યા.

કેટલોક સમય વીતતાં રાજપરિવાર સાથે રથ ત્યાં આવ્યો. રથમાંથી એક કન્યા ઊતરી. બધાં તેની સામે ઝૂકતાં હતાં.

તેના પ્રથમ દર્શને જ દશરથ મુગ્ધ બની તેને તાકી રહ્યા. હૃદય ઝંખનાના પર્વત પર બેસી વ્યાકુળતામાં તરફડતું હતું. જાણે કહેતું હતું : 'દશરથ, એને પામવી એ જ જીવન, તે વિના મૃત્યુ.'

કૈકેયીએ આકર્ષક વેશ સજ્યો હતો. એણે ધારણ કરેલાં આભૂષણો સૂર્યકિરણોમાં એની આસપાસ તેજવલયો પાથરતાં. બધાં ખિલખિલાટ હાસ્ય કરતાં ઉપવનમાં પ્રવેશ્યાં.

દશરથે શિલ્પી પાસે એક કમળપત્ર મંગાવ્યું. તેના પર લેખ કર્યો.

'સુંદરતા કોનું મન નથી લોભાવતી?
છેક કોસલથી આવ્યો છું

આખરે પુષ્પોનો મધુરસ

મધુકરો માટે જ હોય છે.

દર્શન એ જ જીવવાનો ઉપાય છે નહિતર મરણ જ શરણ છે.

સામે ન્યગ્રોધ નીચે બેઠો છું.'

બાણ પર લેખને પરોવી કૈકેયી વગેરે ખેલતાં હતા ત્યાં વૃક્ષ પર નિશાન લીધું.

પવનનો આછો સસવાટો કરતું બાણ પાસેના વૃક્ષને લાગ્યું. દાસીઓ ગભરાઈ ગઈ પણ કૈકેયી એમ જ સ્વસ્થ હતી. એણે લેખ વંચાવ્યો ને કદાચ કુતૂહલવશ પરિચારિકાઓ દ્વારા આમંત્રણ મોકલ્યું.

દશરથે જતાં જતાં શિલ્પીને કાનમાં કહ્યું : 'કદાચ કશી આપત્તિ આવે તો સુમંત્રને ખબર કરજે, પરંતુ બે દિવસ વાટ જોવા બાદ. બે દિવસમાં તો હું આખા કૈકય દેશને ઉધાડી નાખીશ.'

દશરથ પરિચારિકાઓની સાથે જ્યાં કૈકેયી ઊભી હતી ત્યાં ગયો અને અદબ વાળી તેમની સામે અડગ ઊભો રહ્યો. મજાકમાં લંબાયેલા કૈકેયીના રતુંબડા હોઠ ચૂપ થઈ ગયા.

દશરથના મુખ પરની રાજસી આભા, પ્રતાપી દેહ, ગૌર સુંદર મુખાકૃતિ, તેને જોતાં કૈકેયીને લાગતું હતું જાણે એ કિંકરી બની ગઈ છે.

ક્ષણાર્ધમાં સ્વસ્થ થતાં કૈકેયીએ કહ્યું : 'વિદેશી છો તેથી આટલું સાહસ કરી શકયા. અમારા રાજ્યમાં આવા અવિનય બદલ મૃત્યુદંડ આપવામાં આવે છે.'

'મૃત્યુ તો વિધાતાએ ક્યારનુંયે મારા લલાટમાં લખી દીધું છે. પહેલાં આ રૂપની ખ્યાતિ સાંભળી, પછી ચિત્રમાં જોયાં અને આજે હવે પ્રત્યક્ષ કર્યાં. મને મરણનો પશ્ચાત્તાપ નહીં થાય. મારું સાહસ વંધ્ય નથી નીવડયું.'

તરત કૈકેયીએ આજ્ઞા કરી : 'એને પકડી લો.'

'એનું નામ દુઃસાહસ કહેવાય,' દશરથે શાંતિપૂર્વક કહ્યું.

'મને પકડવાનું સામર્થ્ય અહીં ઊભેલા કોઈમાં નથી. વળી આ સ્ત્રીઓ છે. તેમની સામે લડવામાં મારા પૌરુષનું અપમાન કહેવાય. તેઓ ચાહે તો મને પ્રણામ કરી પકડી શકે છે...અને આપ ચાહો તો વિના પ્રણામે પકડી શકો છો. બલ્કે આપના હાથે તો કયારનો બંદી થઈ ગયો છું.'

'હું જાતે તને દંડ આપીશ.' કૈકેયીએ અકળાતાં કહ્યું.

'તો એ મારું ભાગ્ય કહેવાશે.'

કૈકેયીએ કટિ પરથી કટાર ખેંચી કાઢી. દશરથ મોટેથી હસી પડયા.

'આ સુકોમળ હાથને આવો ખેલ શોભતો નથી.' કહેતાં દશરથે પલક વારમાં કૈકેયીનો હાથ પકડી લીધો ને કહ્યું : જુઓ છો સુંદરી! મારા હાથમાં તમારો હાથ કેવો શોભે છે?'

કૈકેયીએ હાથ છોડાવવાનો પ્રયત્ન કર્યો. પરિચારિકાઓ આજ્ઞાની વાટ જોતી ઊભી હતી પણ કૈકેયીએ કશી આજ્ઞા ન કરી.

એ દશરથની આંખોમાં જોવા લાગી. એણે પૂછ્યું : 'કોણ છો તમે?'

દશરથે હાથ મૂકી દેતાં કહ્યું : 'એમ સમજો, એક તરસ્યો માણસ છું. આપને ઓવારે બેઠો છું. આમ તો હું અત્યારે જ તમને હરી જવા માટે સમર્થ છું, મારો રથ તૈયાર ઊભો છે, પણ, મારે એમ કરવું નથી. હું તો તમારા હૃદયમાં થોડુંક સ્થાન ચાહું છું.'

'મારા પ્રશ્નનો ઉત્તર નથી આપ્યો. કોણ છો તમે?'

'આ સહુની હાજરીમાં નથી કહી શકતો.'

'કેમ, એવું ગુપ્ત છે?'

'હા, ગુપ્ત અને મહનીય.'

કૈકેયીએ મીટ માંડી, જાણે એ દશરથને માપી રહી હતી. પછી સંકેતથી પરિચારિકાઓને દૂર કરી કહ્યું : સત્ય કહેજો.'

'કયું કુળ છે તમારું ?'

'પુરાણપ્રસિદ્ધ ઇક્ષ્વાકુનું કુળ.'

કૈકેયીના દેહમાંથી એક ધ્રુજારી પસાર થઈ ગઈ.

'તો આપ—'

'હા. હું દશરથ છું.'

કૈકેયીએ મસ્તક નમાવી તેમને પ્રણામ કર્યા, અવિનય બદલ ક્ષમા માગું છું.'

'હું તો માગું છું માત્ર તમારો જમણો હાથ. [illegible]માં મને મારું અને કોસલનું ભાવિ લખેલું દેખાય [illegible]. મારા જીવન અને મરણની રેખાઓ તમારા [illegible]ાથમાં પડી છે.'

કેટલીક પળો શાંત રહ્યા પછી કૈકેયી બોલી: હું અત્યારે કાંઈ વિચારી શકતી નથી મહારાજ. [illegible]ૃથ્વી પર એવી કઈ સ્ત્રી હોય કે જે કોશલનરેશને [illegible] ચાહતી હોય? પણ મારી વાત થોડી જુદી છે. [illegible] તમારો ક્યારેય વિચાર કર્યો નથી. તમારે બે [illegible]ત્ની છે, કૌસલ્યા ને સુમિત્રા. મને દશરથની ત્રીજી [illegible]ત્ની બનવાનો ઉમંગ નથી. પછી ભલે તે પદ [illegible]વર્ગ કરતાં અધિક ગૌરવવાળું હોય. મારા મનોરથો [illegible]શરથ સાથે જોડાઈને પરિપૂર્ણ થશે એમ હું [illegible]ાનતી નથી.'

'કુમારી, પુરુષની વય નથી જોવાતી, તેનું પદ [illegible]ોવાય છે. અને વયની દૃષ્ટિએ પુરુષ તો સિત્તેર [illegible]ર્ષ સુધી યુવાન ગણાય.'

'તે હશે. મારું મન તે કબૂલ કરતું નથી. ને [illegible]ીજું કશું મેં કલ્પ્યું નથી. મારો શબ્દ એ જ [illegible]ંત્યાજ્ઞા.'

'તમારી સેવા કરતાં હું મારી જાતને ધન્ય [illegible]ેખીશ, દેવી!'

'તમે અત્યારે કામવિવશ છો. જરા સ્વસ્થ બનો ને મને પણ સ્વસ્થ બનવા દો.'

'ફરી ક્યારે મળશો?' દશરથે અધીરાઈથી પૂછ્યું.

'આવતી કાલે, અહીં આ સમયે.'

થોડે દૂર દાસી હાથમાં કંદુક ઉછાળતી હતી.

દશરથે વિદાય લેતાં કહ્યું: 'તમારો ઉત્સવ બગાડયો નહીં?'

'એમ તો શી રીતે કહું?' કૈકેયી બોલી. 'આપનાં દર્શન થયાં એ પણ ઉત્સવ કહેવાય ને!'

'તમારે માટે એમ હશે કે નહીં તે હું નથી જાણતો પણ મારે માટે તો બરાબર એમ જ છે. આટલી ઝંખના મને ક્યારેય કોઈને માટે નથી થઈ.'

'એકલા રૂપનું આકર્ષણ લાંબો સમય ટકતું નથી, મહારાજ!'

'રૂપ અને ગુણ વચ્ચે સંવાદ હોય છે એવું મને લાગ્યું છે. આવી સુંદર આકૃતિ ગુણહીન હોઈ શકે નહીં.'

કૈકેયીએ જવા માટે પગ ઉપાડયા. દશરથે કહ્યું: 'દિવસ રાતના આટલા પ્રહર શી રીતે વીતશે?'

'સંકલ્પોને સંગે સંગે.'

દશરથને લાગતું હતું કે દેહ અને મનની દિશા જુદી હતી. મન તો હજુ ત્યાં જ કેકયની રાજ-કુમારીની પાસેથી ખસ્યું જ નહોતું. સંકોચ ત્યજી પૂંઠ ફેરવી જોયું તો કૈકેયી પણ તેને જ નીરખતી હતી.

'મનનું આવું છે.' દશરથને લાગ્યું.

કૈકેયી પરિવાર સાથે ગઈ પછી દશરથે પણ પગ ઉપાડયા.

[તાજેતરમાં પ્રગટ થયેલી લેખકની તાજી નવલકથાનું એક પ્રકરણ]

# ગુજરાતી સામયિક લેખ સૂચિ-૧૯૭૫

ડૉ. સી. પી. શુક્લ

સામયિકોમાં પ્રસિદ્ધ થતા લેખો એ કોઈ પણ ભાષાના સાહિત્યનું મહત્ત્વનું અંગ છે. એવા ઘણા વિષયો છે કે જેના ઉપર પુસ્તકાકારે સાહિત્ય ઉપલબ્ધ નથી પણ સામયિકોમાં લેખોના સ્વરૂપે સારી રીતે ખેડાણ થયેલું છે. આ હકીકત અંગ્રેજી સાહિત્ય જેવા વિશાળ ક્ષેત્રમાં પણ જોવા મળે છે-ખાસ કરીને વિજ્ઞાન અને સામાજિક શાસ્ત્રોમાં થયેલી નવી શોધખોળ તથા સંશોધનમાં, પરંતુ ગુજરાતી સાહિત્ય કે જેમાં લલિત વાઙ્મય સિવાયના ક્ષેત્રમાં પુસ્તકપ્રકાશન પ્રમાણમાં ઘણું ઓછું છે ત્યાં સામયિક સાહિત્યનું મહત્ત્વ ઘણુ વધી જાય છે. કારણ કે જુદા જુદા વિષયોમાં ઝીણવટથી જે ચર્ચા થઈ હોય તે સામયિક સાહિત્યમાં જ આવે છે. જીવનચરિત્ર જેવા ક્ષેત્રનો વિચાર કરતાં જ જણાશે કે પુસ્તકાકારે જે સાહિત્ય ઉપલબ્ધ છે તેના કરતા સામયિક સાહિત્યમાં પુષ્કળ માહિતી દટાયેલી પડી છે.

સામયિક સાહિત્યના ઉપયોગમાં એક મુશ્કેલી એ છે કે શું પ્રસિદ્ધ થયું છે તે જે તે વિષયના અભ્યાસીઓ જ જાણતા હોય છે અને તેઓ પણ સમય જતાં ભૂલી જાય છે. આથી જુદા જુદા વિષયના અભ્યાસીઓને જો એ જાણવું હોય કે ગુજરાતી સામયિક સાહિત્યમા તેમના વિષયમાં શું ખેડાણ થયું છે તો તે જાણવા માટે કશું સાધન ઉપલબ્ધ નથી. અંગ્રેજી સાહિત્યમાં વિષયવાર તેમ જ સામાન્ય અનેક સામયિક સાહિત્યસૂચિઓ છે. ગુજરાતી માધ્યમ દ્વારા ઉચ્ચ શિક્ષણ અપાતાં આવાં સાધનોની ઉપયોગિતા ઘણી વધી જાય છે.

સામયિક સાહિત્યમાં દૈનિકથી માંડીને સાપ્તાહિક, પાક્ષિક, માસિક, ત્રૈમાસિક અને વાર્ષિક તથા અનિયમિત પ્રસિદ્ધ થતાં બધાં સામયિકો આવી જાય સામયિક સાહિત્યસૂચિ સામાન્ય રીતે દૈનિકને છોડી દે છે આ સામયિક સાહિત્યસૂચિમાં પણ તેમ જ કરવામાં આવ્યું છે

આવી સૂચિઓ ત્યારે જ ઉપયોગી થાય કે જ્યારે તેમાં બધાં જ સામયિકો અને તેમાંની માહિતી અને જ્ઞાન આપની બધી નોધો કે લેખોનો સમાવેશ કરવામાં આવ્યો હોય. વાચકને એવી શ્રદ્ધા ઉત્પન્ન થવી જોઈએ કે અમુક મુદ્દત દરમ્યાન પ્રસિદ્ધ થયેલ દરેક ઉપયોગી લેખ અથવા નોધની માહિતી સૂચિમાં અવશ્ય મળશે. આમ થાય તો જ આ સંદર્ભગ્રંથની પાછળ લીધેલો શ્રમ લેખે લાગે

ગુજરાતી સામયિક સાહિત્ય વિષે માહિતી આપવા માટે ઘણા વખતથી જુદા જુદા છૂટાછવાયા પ્રયત્નો થયા છે. સ્વ હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે 'ગ્રંથ અને ગ્રંથકાર'ના બીજા પુસ્તકમાં સન ૧૯૩૦માં માસિકોમા પ્રસિદ્ધ થયેલા મહત્ત્વના લેખોની સૂચિ પહેલવહેલી આપેલી અને ત્યાર પછી 'ગ્રંથ અને ગ્રંથકાર'નાં પુસ્તકોમા આ કામ કેટલોક વખત ચાલુ રહેલુ અને ત્યાર પછી બધ પડી ગયું હવે ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયે આ કામ ઉપાડ્યું છે તે માટે તેના સચાલકોને ધન્યવાદ ઘટે છે.

સામયિક સાહત્યનો પૂરો લાભ ઉઠાવવા માટે આ દિશામાં હજુ વિશેષ કામ કરવાની જરૂર છે વાર્ષિક સામયિક સાહિત્ય સૂચિઓને દર પાચ વર્ષે એકત્રિત કરીને પચવર્ષીય સૂચિ બનાવવામાં આવે તો અભ્યાસીઓને ઉપયોગી થઈ પડશે. બીજું, ૧૯૭૫ પહેલાનું જે સામયિક સાહિત્ય છે તેની સૂચિ ગ્રંથાકારે પ્રગટ કરવાની યોજના કરી તેના ઉપર કામ શરૂ કરવાની પણ તેવી જ અગત્ય છે

આપણે આશા રાખીએ કે ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયે સામયિક સાહિત્ય સૂચિના આ મહત્ત્વના કામની શરૂઆત કરી છે તે આગળ ધપાવે અને ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને આ દિશામાં ઉપયોગી સંદર્ભગ્રંથોની એક શ્રેણી આપે

[ તાજેતરમાં જ પ્રગટ થયેલ પુસ્તક 'ગુજરાતી સામયિક લેખ સૂચિ-૧૯૭૫'ની પ્રસ્તાવના ]

# આ માસનાં નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. વરાળ | શ્રી રામચંદ્ર પટેલ | નવલકથા | ૧૫–૦૦ |
| ૨. પલાશવન | શ્રી વિનેશ અંતાણી | ,, | ૧૬–૦૦ |
| ૩. ખાલીપો | શ્રી આબિદ સુરતી | ,, | ૧૫–૦૦ |
| ૪. વાસકસજ્જા | ,, ,, | ,, | ૧૨–૦૦ |
| ૫. ભીનાં ચઢાણ | શ્રી નાનાભાઈ જેબલિયા | ,, | ૧૯–૦૦ |
| ૬. ખાંડવદહન | શ્રી નવનીત સેવક | ,, | ૨૧–૫૦ |
| ૭. ભવોભવ | ,, ,, | ,, | ૧૮–૫૦ |
| ૮. વેરના વટેમાર્ગુ | ,, ,, | ,, | ૧૮–૦૦ |
| ૯. રતન રોળાયું રાખમાં | શ્રી પરાજિત પટેલ | ,, | ૨૧–૦૦ |
| ૧૦. યૌવન આંબાની ડાળ | ,, ,, | ,, | ૧૭–૫૦ |
| ૧૧. અગન લગનના લેપ | શ્રી જશવંત મહેતા | ,, | ૧૫–૦૦ |
| ૧૨. ચાંદ અમાવાસ્યાનો | શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | ૧૫–૭૦ |
| ૧૩. ફૂલે લીધાં વેર | ,, ,, | ,, | ૨૪–૦૦ |
| ૧૪. ચૂંદડી ઓઢી તારા નામની | ,, ,, | ,, | ૧૭–૫૦ |
| ૧૫. અમરપ્રેમ | શ્રી નવલકિશોર વ્યાસ | ,, | ૧૪–૦૦ |
| ૧૬. અગનજાળનું ફૂલ | શ્રી પ્રિયકાન્ત પરીખ | ,, | ૨૦–૦૦ |
| ૧૭. ચંબલની દુશ્મની | શ્રી પ્રફુલ્લ ઠાકર | ,, | ૨૨–૫૦ |
| ૧૮. તરસ્યા કિનારા | શ્રી કનુ ભગદેવ | ,, | ૨૨–૦૦ |
| ૧૯. ભૂલભૂલૈયા | ,, ,, | ,, | ૨૪–૦૦ |
| ૨૦. સાંવરી સજનિયા | સંગીતા | ,, | ૨૬–૦૦ |
| ૨૧. રૂપરાણી | શ્રી કૌલક | ,, | ૨૧–૦૦ |
| ૨૨. અંગાર પથ | કુ. ગીતા સેવક | ,, | ૨૪–૦૦ |
| ૨૩. આવતી રોકો વસંતને | શ્રી રાજવંશ | ,, | ૨૮–૦૦ |
| ૨૪. આથમતા સૂરજનાં અજવાળાં | શ્રી રામજીભાઈ કડિયા | ,, | ૧૩–૭૫ |
| ૨૫. ચંબલ તારાં વહેતાં ખૂન | શ્રી ચતુર સોલંકી | ,, | ૧૨–૭૫ |
| ૨૬. મોતનો સાદ | શ્રી રસિક મહેતા | નવલિકા | ૧૫–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૭. પિયાસિન | શ્રી નાથાલાલ દવે | કાવ્ય | ૬-૦૦ |
| ૨૮. ક્રમશઃ | શ્રી રમેશ આચાર્ય | ,, | ૫-૦૦ |
| ૨૯. મને જ ગમશે | શ્રી સોમાભાઈ પટેલ | ,, | ૨-૦૦ |
| ૩૦. હાર્દ મંગળા | શ્રી હસમુખ શુક્લ | નાટક | ૧૭-૦૦ |
| ૩૧. ગુજરાતી સામયિક લેખસૂચિ | સંપા. શ્રી કનુભાઈ શાહ<br>શ્રી કિરીટભાઈ ભાવસાર | સંદર્ભ ગ્રંથ | ૨૦-૦૦ |
| ૩૨. અધીત : ત્રણ | સંપા : શ્રી જયંત કોઠારી | વિવેચન | ૮-૦૦ |
| ૩૩. પડિલેહા | શ્રી રમણલાલ ચી. શાહ | ,, | ૨૫-૦૦ |
| ૩૪. ગવાક્ષદીપ | હીરાબેન રામનારાયણ પાઠક | ,, | ૧૦-૦૦ |
| ૩૫. મૂલ્યાંકનો | શ્રી ઉશનસ્ | ,, | ૨૫-૦૦ |
| ૩૬. નંદશંકર | શ્રી પિનાકિન્ દવે | ,, | ૫-૦૦ |
| ૩૭. સમયસુંદર | શ્રી આર. સી. શાહ | ,, | ૫-૦૦ |
| ૩૮. પ્રિતમ એક અધ્યયન | શ્રી અશ્વિનભાઈ પટેલ | ,, | ૩૦-૦૦ |
| ૩૯. સુખ શાંતિ અને સફળતા | શ્રી મુકુંદ પી. શાહ | પ્રેરક લેખો | ૨-૫૦ |
| ૪૦. હાસ્યવિનોદ | સંપા શ્રી મુકુંદ પી. શાહ | હાસ્યલેખો | ૧-૫૦ |
| ૪૧. માનવ અધિકારો | શ્રી મોરીસ ક્રેન્સ્ટન | લેખો | ૮-૦૦ |
| ૪૨. વડલો અને વડવાઈ | શ્રી પુષ્કર ચંદરવાકર | ,, | ૧૫-૫૦ |
| ૪૩. ફાંસીના માચડેથી | શ્રી જુલ્ફીકારઅલી ભુટ્ટો | રાજકારણ | ૪૦-૦૦ |
| ૪૪. અંધારીઓ સાથે પાંચ દિવસ | શ્રી સુરેશ સોમપુરા | અનુભવ કથા | ૧૫-૦૦ |
| ૪૫. રોજની રસોઈ | પ્રવીણલતા શોધન | પાકશાસ્ત્ર | ૧૫-૦૦ |
| ૪૬. ભરતગૂંથણ કલા | શ્રી જયંત કોઠારી | ઉદ્યોગ | ૫-૫૦ |
| ૪૭. રાષ્ટ્રવિધાયક સરદાર વલ્લભભાઈ | ડૉ. બિપીન ઝવેરી | જીવનચરિત્ર | ૩૦-૦૦ |
| ૪૮. આપણા કવિઓ | શ્રી કે. કા. શાસ્ત્રી | ,, | ૮-૧૦ |
| ૪૯. ભગવાન સ્વામીનારાયણ | શ્રી હરીન્દ્ર દવે | ,, | ૦-૬૦ |
| ૫૦. સદ્ગુરુ શુકાનંદ સ્વામી<br>સદ્ગુરુ શતાનંદ સ્વામી | શ્રી શાસ્ત્રી શ્રીહરિદાસ | ,, | ૦-૬૦ |
| ૫૧. સદ્ગુરુ નિત્યાનંદ સ્વામી | શ્રી શાસ્ત્રી નારાયણ ભકત | ,, | ૦-૬૦ |

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

ગુજરાતી ભાષાનું એક અપૂર્વ પ્રકાશન

આપકથા : માનવકથા : સંવેદનકથા

ત્રણેયનું યાદગાર સમ્મિલન

## મીસાવાસ્યમ્

લે. વિષ્ણુ પંડ્યા

કાળના બળની સાથે ભળે છે સત્તાવાદ અને સરમુખત્યારી. સ્વતંત્રતાની દેવીની પ્રતિમાને તે છિન્ન-ભિન્ન કરી નાખે છે એ સમયે ઊઠતા ચિત્કાર, સંઘર્ષ અને પ્રતિકારની કથા એટલે

## મીસાવાસ્યમ્

કટોકટીકાળની ઘણી "ત્વરિત કિતાબો" બહાર પડી, પણ આ કથા તેવી નથી. આમાં લેખકે, પોતે ખેલેલાં સંઘર્ષ અને કારાવાસની સાથોસાથ દેશ–પરદેશમાં ખેલાયેલા યાદગાર સંઘર્ષની પ્રામાણિક, દસ્તાવેજી અને અત્યાર સુધી અજ્ઞાત રહી ચૂકેલી સમૂહકથાને આકાર આપ્યો છે.

## મીસાવાસ્યમ્

માત્ર અંતર્કથા નથી, સ્વાતંત્ર્યથી ધબકતા સંવેદનશીલ આત્માની ભાવભૂમિકા પણ છે. જેલવાસ, ભૂગર્ભ, સંસદ અને અખબારોની લડાઈ, લડતાં લડતાં અનુભવાતા થાક–જોમ–જુસ્સા અને વિચારવલોવણની એક આખા સમૂહની જયપરાજયની આ કથા છે. તેમાં નવલકથાની ખુશ્બો છે, આત્મકથાનું વ્યક્તિગતપણું છે અને ઇતિહાસનું તથ્ય છે.

## મીસાવાસ્યમ્

લેખકનું સળિયા પાછળ ધકેલાવું એ સંસારની સૌથી નિર્ણાયક ઘટના બની રહેતી હશે. અહીં, સળિયા પાછળની જિંદગી, ઋતુચક્રના રંગો અને સામાજિક–અસામાજિક કેદીઓના સંસારની મથામણોને શબ્દદેહ અપાયો છે.

**આર. આર. શેઠનું** આ પ્રાણવાન પ્રકાશન આવતીકાલના ચિંતનને આજે પૂરું પાડશે.

## વશાળ

રામચંદ્ર પટેલ રૂ. ૧૫-૦૦

શિની શિની વશાળ ઓકતી ધરતીને ઠારવા એક તરવરતો નવજુવાન જ્યારે ગ્રામોદ્ધારનો ભેખ ધારણ કરે છે, ને સાથે સાથે નક્કર, વાસ્તવિક ભૂમિ પર ડગ ભરે છે ત્યારે, તેને ખબર પડે છે કે સજ્જનતાનું રૂપાળું મહોરું પહેરી, નિજી તુચ્છ સ્વાર્થ ખાતર કેટકેટલાં કંટકો માર્ગમાં પથરાયેલા પડ્યા છે! તે ડરતો નથી, ડગતો નથી. કેમ કે તેને ખબર છે કે સત્ય મેવ જયતે!!

'એક સોનેરી નદી'નાં યશસ્વી સર્જકની નવી સંવેદનશીલ કૃતિ.

## પલાશવન

દીનેશ અંતાણી રૂ. ૧૬-૦૦

જેને સંવેદ્યું એ પડઘા બનીને જીવ્યું.

જે પ્રત્યક્ષ હતું તે તો વિમુખ રહ્યું અને છતાં શૈલાએ એને કહ્યું.

"હું રાહુલમાં સતત તમારા અભાવને જીવી છું .........."

સુક્કાભઠ ખાખરાનાં થડની બખોલોમાં જીવાતા પલાશવનના અભાવની વાત કહેતી સંવેદનાત્મક વાર્તા.

પ્રથમ બન્ને નવલકથાઓ માટે રાજ્ય પુરસ્કાર પ્રાપ્ત કરનાર લેખકની ત્રીજી કલાકૃતિ

## રે, અમે કોમળ કોમળ

દિલીપ રાણપુરા રૂ. ૧૭-૦૦

આધુનિક જમાનાની શ્રીમંત કોલેજિયન યુવતીઓથી તદ્દન ઊલટા જ મિજાજની, અત્યંત ઋજુ લાગણીઓ ધરાવતી બેલાના હૃદયને અજય જબ્બર આઘાત પહોંચાડે છે ત્યારે પોતાની સંવેદનાઓને અને ગૌરવને અખંડિત રાખવા એક એક શબ્દ અને દૃષ્ટિમાંથી ઊઠતાં તોફાનો સામે ઝંઝાવાતી સંઘર્ષમાંથી પસાર થતી બેલાની હૈયું હચમચાવી દેતી વિશિષ્ટ કથા.

## આંખમાં ઊગ્યાં ફૂલ

પ્રીતમલાલ કવિ રૂા. ૨૦-૦૦

પ્રણય એ વૈયક્તિક લાગણીઓનો પ્રશ્ન છે

પરિણયમાં શું પ્રણય-સુખ શક્ય નથી?

પતિ પ્રત્યે મનમાં ગ્રંથિઓ ધરાવતી દીપા પતિને ચાહી શકતી નથી અને અન્ય પુરુષમાં પ્રેમનો સાક્ષાત્કાર પામવા મથે છે. એને એવો સાક્ષાત્કાર થાય છે?

ઇલા એક એવી છોકરી છે જે મૂગી પ્રેમ-ભક્તિમાં માને છે. પ્રણયની સુગરતા એને આવડતી નથી.

નારી હૃદયના સૂક્ષ્મ ભાવસ્પંદનોના તાણાવાણા ગૂંથતી રસમય નવલકથા.

આવરણ : દર્શન પ્રિન્ટર્સ, સલાપસ રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧ ફોન : ૩૮૮૨૧૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# વિહાર

અંક : ૧૦

જુલાઈ ૧૯૭૯ વર્ષ : ૨

સંપાદક : મનહર મોદી



શ્રી અનંતરાય રાવળ
ગુજરાતી સાહિત્યપરિષદના નવા વરાયેલા પ્રમુખ

ઉદ્‌ગાર
પાદક :
ર મોદી

વર્ષ : ૨
૧૫ જુલાઈ '૭૯ : અંક ૧૦
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૫૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભૂરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

ગુજરાતી સાહિત્યપરિષદના નવા પ્રમુખ તરીકે શ્રી અનંતરાય રાવળ તાજેતરમાં બિનહરીફ પસંદગી શ્રી અનંતરાય રાવળને આપણા સૌના વતી અભિનંદન.

'ઉદ્‌ગાર' આ અંકથી બે વર્ષ પૂરાં કરે છે. આ ગાળા દરમિયાન એનું જે કાંઈ પોત બંધાયું છે શ આ પ્રવૃત્તિમાં સાથ-સહકાર-માર્ગદર્શન આપનાર સૌ કોઈને છે. સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચે નવાની એની નેમ ઠીક ઠીક ખર આવી છે એમ મળતા અભિપ્રાયો પરથી જાણી શકાયું છે.

નવા, ત્રીજા વર્ષે 'ઉદ્‌ગાર'ને વધુ સમૃદ્ધ બનાવવા પ્રવૃત્ત છીએ.

'ઉદ્‌ગાર'નો જૂન અંક છેક હમણાં બહાર પાડી શકાયો તે બદલ દિલગીરી. કાગળની ઊભી થ એમાં કારણભૂત બની. તે અંગે શું થઈ શકે તે હવે કેવળ વિચારવાનો વિષય નથી રહ્યો. કરશે જ.

## આ અંકમાં

કમલ વોરા

## સાંજ

સમી સાંજના
ઝળહળતા પીળા કાચમાં
એક લઆંબિઈઈઈ તડ પડી
ને કુત્કાર કરતી
એક ક્ષિતિજથી બીજી ક્ષિતિજ સુધી દોડી ગઈ
કાચ ટુકડા અલગ થઈ જઈને
કડડડભૂસ તૂટી પડ્યા
વીંઝાતા
બારીના ઝાંખા ભૂરા કાચ પર અફળાતા
અસંખ્યાસંખ્ય કરચોમાં વેરાઈ ગયા
બારી પર
પાંખો પસારી બેઠું
એક પતંગિયું ધ્રૂજી ઊઠ્યું
પાંખોમાં રંગબેરંગી તીણી કરચો ખૂંપી ગઈ
ને તે સાથે જ
કાચ પર ફફડાટ કરતા
પતંગિયાની વીંઝાતી પાંખોમાંથી
રંગબેરંગી કાચ કરચો ઊડવા લાગી
હવામાં તરતી
ભીંતનાં છિદ્રોમાં પેસી ગઈ
ભોંય પર છત પર ફરી વળી
વેગીલી પાંખો વીંઝાતી ગઈ વીંઝાતી ગઈ
કરચો
ગોટેગોટા થઈને
ભીંત પર ભોંય પર છત પર ઊભરાતી ગઈ
રંગબેરંગી ચળકતી તીણી
એક ઊછળતું મોજું થઈને
મારા ચ્હેરા પર ફરી વળી
આંખોને બાઝી ગઈ
શ્વાસ સાથે છાતીમાં પ્રવેશી
ત્વચામાં ઊંડે ઊતરી ગઈ

ત્યાં
બારીનો કાચ તૂટી ગયો,
પતંગિયું
ઊડતું મારી આંખોમાં ઊતરી ગયું.

મનહર જાની

## એક કવિતા

ગ્રીષ્મના બળબળતા તાપમાં પણ
ફૂલ જેમ ખૂલી ગયું છે ઝાડ !
લીલાંતંબોળ એનાં તગમગતાં આ પાન
(જાણે આજ ફૂટયાં હોય કે કાલ !)
ચકાકારે ફરફરતાં કેટલાંક
કીકીઓમાં પાડી રહે કુંડાળાં....
કલરવમાં છબછબિયાં કરતાં ડાળ ડાળ પર આ
જેની વાછંટથી ભીંજાઉં અહીં
દીવાનખાનાની બારીના સળિયા પાછળ
ન પાંદે પાંદે બથોડા લેતો જંગલી પવન
કરચલીઓ પાડી વહી જાય શર્ટમાં
વૃક્ષ બની ઊભો રહી જાઉં હું
બારી પાસે ઘડીક
ને વ્હીસલોની ચીસાચીસ
ખેરવી નાખે છે બધાં જ પર્ણો
ડામરના રસ્તા

નિષ્પર્ણ વૃક્ષ જેવો હું
જીવું છું-ઝૂરું છું-મરું છું જન્મું છું
ફરી ફરી
ફરી
ફરી........

## મહેશ શાહ

### ગઝલ

ક્યાં અમે પણ કોઈના ને ક્યાં છે કોઈ આપણું
ટાઢ વધતી જાય ઠરતું જાય કેવળ તાપણું

લાગણીના પગ ગીરાની ચિત્ર જેવા થઈ ગયા
એ હતું એવું કે કાટો થઈ ગયું આળાપણું

આગ જોઈ કે જરા સળગી ઊઠે ભડ ભડ તરત
માણમાં ને લાકડામાં કેટલું સરખાપણું

વેદનાઓના કળણમાં હું તો ઊંડે ઊતર્યો
પણ ગહનતા દૂર આ તો છીછરું નીરાપણું

મારાં આંસુઓને મોતી કોઈ પણ કહેતા નથી
એ નથી દરિયો, નદી એને નથી કહેવાપણું

તું નથી કોઈ હવે તારો નથી કોઈ મહેશ
આપણે જે કૈં છીએ તે તો ફકત અળગાપણું

## મનસુખ વાઘેલા

### ગઝલ

ઝીલ જેવું એક અચરજ છે અહીં,
સાવ ભીની પાંપણે કોરાં છે જળ!

એટલે રણની સપાટી ઝળહળે,
ઝાંઝવાંનાં હોય છે ઊંડાં વમળ!

સાત દરિયાના તળે પહોંચાય ના,
છીપમાં છે આપણાં મળવાનાં સ્થળ!

લાખ જન્મો મૌનમાં ગાળ્યા પછી
ઝંખનાની બોલતી છેલ્લી આ પળ!

કેમ સપનાને ય કહેવું આજ કે
તું હકીકત આંખને–'મનસુખ'ને છળ!

## નારાયણ જોષી

### કબૂતર

મેં
કંટાળીને
માળામાંના
કબૂતરને
ઊડતું મૂકી દીધું બહાર....
ને–
ફફડતું ફફડતું
ફરી પાછું
માળામાં જ લપાયું
કબૂતર

o

સૂર્યાસ્તે
એક નિશ્ચળ સરોવરને
ખણતો રહ્યો બગલો
–ને ડહોળાતું રહ્યું કબૂતર.

o

હવે તો
હરરોજ
કબૂતરના ઈંડાને
મારી નાખે છે
કાગડો.

o

કબૂતરને
વાચા નથી હોતી
તેનું : ઘુ ઘુ ઘુ
કેવળ
એક ઘેઘૂર ઘૂઘવાટ.

❊

એમ. એ.માં ગુજરાતી સાથે સાથ અંગ્રેજી ભણેલા ગુજરાત કોલેજમાં પૂરાં પચ્ચીસ વર્ષ અધ્યાપન કર્યું. અને આજે પણ બોલવાનું હોય એ વિષે નિઃશેષ કથન કરે. કયારેક પ્રમુખપદેથી વક્તા કરતાં વધુ બોલે. શ્રોતાઓ પ્રશંસા કરશે કે કેમ એ બાબતે અનપેક્ષ રહે વાકયરચનાની ભૂલ કદાપી ન થાય પણ લખે છે એવી શૈલીમાં બોલે. અવાજ પણ અહિંસક, કોઈને વાગે નહિ, અડકે નહિ કયારેક શ્રોતાઓને આવ્યા હોય એવા જવા દે પણ વ્યાખ્યાન ટેપ થયુ હોય કે લખાયું હોય તો એથી ગુજરાતી સાહિત્યની ગણવત્તા અવશ્ય વધી હોય પોતાના તરફ ધ્યાન ખેંચ્યા વિના જેમણે પોતાની સ્વાધ્યાયનિષ્ઠાથી આપણા સંસ્કારજીવનની સતત સેવા કરી છે એમા રાવળસાહેબનું નામ રહેશે એ નહિ, એમનુ કામ બોલશે.

એમણે જયા-જયંતની અભિનેય આવૃત્તિ તૈયાર કરેલી. કયારેક દિગ્દર્શન પણ કર્યું હશે પણ અભિનય નથી કર્યો. એની કળા પારખી છે. ગુજરાતી રંગભૂમિ એમના રસનો વિષય છે બીજી કળાઓમા સંગીત. એ ગાઈ શકે છે. ત્રણ ફૂટની રેંજમા પહોંચે એવા અવાજથી એ ચોખ્ખું ગાઈ શકે છે મીરાનુ પદ આપો તો આજેય ગાશે પણ ઘણું કરીને તો તમને ખ્યાલ જ નહિ આવે કે એ તમારી નજીકમા છે. પોતાના હોવા અંગે કોઈને સભાન પણ ન કરનાર માણસ કોઈને માટે ભારરૂપ તો બને જ કયાંથી ? અને તેથી એક ઊંડા અને ઉમદા અર્થમાં એમનું ખસી જવાનુ વલણ વાજબી ઠરે છે. ઈ સ ૧૯૧૨ના પ્રથમ દિને જન્મેલા રાવળસાહેબ ઘણું જીવશે, કેમકે આજે પણ એ ચાલે છે, સ્ફુર્તિથી, આજુબાજુ જોયા વિના. પોતાની દિશામા દ્વૈત પણ નથી તો દ્વિધા તો હોય જ કયાંથી ?

['સંદેશ'માંથી સાભાર]




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સરકારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામા ક્રમશ પ્રકટ કરીએ છીએ સં.]

---

૧૧૯. રતિલાલ 'અનિલ'
૩, આનંદનગર, સગરામપુરા
સુરત-૩૯૫ ૦૦૨

૧૨૦. મધુસૂદન પારેખ
એ ૧, લિંકન એપાર્ટમેન્ટ
જયહિંદ હાઈસ્કૂલ પાછળ
મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮

૧૨૧. કમલ જસાપરા
૮, શાહીન એપાર્ટમેન્ટ્સ
ભગવતી હૉસ્પિટલની સામે
સરદાર પટેલ રોડ, બોરીવલી પશ્ચિમ
મુંબઈ-૪૦૦૦૯૨

૧૨૨. મનોજ ખંડેરિયા
૯, દાણાપીઠ સોસાયટી
જૂનાગઢ

૧૨૩. જયા મહેતા
બી/૧૮, આનંદ છાયા,
પ્રભાદેવી
મુંબઈ-૪૦૦૦૨૫

# રમેશ પારેખ

## સ્તનપૂર્વક

પતિ સૂઈ ગયો એટલે સૌદામિની ઊઠી.

તેણે ઓશિકા નીચે છુપાવેલી તીક્ષ્ણ છરી લીધી અને પતિની છાતી પર મોટો કાપ મૂક્યો. પછી અંદર હાથ નાખીને પતિનું હૃદય ખેંચી કાઢ્યું. હૃદય ઘડિયાળના મશીનની જેમ ધબક ધબક થઈ રહ્યું હતું. સૌદામિની તેને અનિમેષ નજરે તાકી રહી અને પછી તે ટેબલ પર મૂક્યું.

એ વિચારમાં પડી. સવારે તેણે વર્તમાનપત્ર વાંચ્યું હતું. બિહારમાં ભૂખમરાને લીધે સાત માણસનું એક કુટુંબ મરણ પામેલું તેના સમાચાર હતા, સૌદામિનીએ તેની લીટીએ લીટી રસપૂર્વક વાંચેલી.

છરી પરથી ટપકતા લોહીની દરકાર કર્યા વિના સૌદામિનીએ પતિનું પેટ ચીર્યું, આંતરડાં બહાર કાઢ્યાં અને તેની એક પોટલી વાળીને ફ્રીઝમાં મૂકી. આમ કરતાં તેને પરસેવો થયો. તેણે પતિના શર્ટ સાથે મોં ઘસીને પરસેવો લૂછ્યો.

શ્રમ કરવા છતાં સૌદામિનીના ચહેરા પર હાસ્ય રમી રહ્યું હતું.

પછી ફરીથી તે વિચારમાં પડી. તેને યાદ આવ્યું કે તેને તો ચાલતા ચાલતા જવાનું છે. કેમ જવાશે? ડાબા પગની ચંપલની એક પટ્ટી ગઈ કાલે ઠેસ વાગવાથી તૂટી ગઈ છે. સૌદામિનીના ગૌર કપાળમાં ચિંતાથી સળ પડ્યા.

તે નાનો નિસાસો નાખી આજુબાજુ જોવા લાગી. પછી પોતાની કપડાની ટ્રંક તેણે ખોલી. એક બુટ્ટાભરેલી નાજુક પ્લાસ્ટિકના વાયરથી ગૂંથેલી થેલી તેણે કાઢી, ટેબલ પર હજુ ય ધબકતું પડી રહેલ પતિનું હૃદય તેણે થેલીમાં મૂક્યું.

એ થેલી તેણે જાતે ગૂંથી હતી. એ તેને બહુ ગમતી. એથી જ તેણે એ થેલી સંભાળપૂર્વક રાખી મૂકી હતી. થેલી લઈ તે દાદર ઊતરી નીચે આવી.

રાત જેવું ઘાણું હતું એટલે ખૂણેખાંચરે અંધારું હોય. સડકને કાંઠે કાંઠે ઝાંખી બત્તીઓ બળતી હતી. તેથી તે રોજની જેમ અનુમાનથી રસ્તો કાપી રહી હતી.

રસ્તો સાવ નિર્જન હતો. બીજું કોઈ હોય તો ગભરાય. સૌદામિનીને આ રસ્તે, આવા વખતે ચાલતાં બીક લાગતી નહીં. એ ચાલતી રહી. થેલીમાં પતિનું ધબક ધબક થતું હૃદય તે એને સંભળાતું હતું. એના પ્રાસમાં સૌદામિની પગલાં માંડયે જતી હતી.

આ રસ્તાને ડાબી બાજુથી જે સાંકડી શેરી આવી મળતી હતી ત્યાં અંધારું બણબણતું હતું. એમાંથી એક જણ અચાનક ફૂટી નીકળ્યો. તેણે સફાઈદાર કપડાં પહેર્યાં હતાં. તે સૌદામિનીનો રસ્તો આંતરી ઊભો રહ્યો. તેણે સૌદામિનીને કહ્યું : 'આજે ગઈ કાલના જેવું ખુશનુમા હવામાન નથી.'

'ક્યાંથી હોય ?' સૌદામિની બોલી ઊઠી. 'તમે સાંજનું છાપું વાંચ્યું લાગતું નથી. હવામાનની આગાહી તમારા જેવાએ ખાસ વાંચવી જોઈએ જો કે હું તેની પરવા કરતી નથી.'

'પણ મે વાવેલ બોગનવેલનું શું ? હું એને બચાવી શકીશ નહીં ' આવનાર બોલ્યો.

'બોગનવેલનો મને ક્યારે ય મોહ થયો નથી.' સૌદામિની ચાલતાં ચાલતાં બોલી– 'તમારી જમીનને બોગનવેલ ઊગાડતા આવડતું નહીં હોય–કદાચ એમ હશે.'

પેલા હવામાનપ્રેમીનો ચહેરો હિમ્મત હારી ગયાની જેમ ઊતરી ગયો. તેણે ડોક ઝુકાવીને ખિસ્સામાથી રિવોલ્વર કાઢી પોતાના લમણા પર ફોડી તેના નાળચામાંથી 'બોગનવેલ ..બોગનવેલ' એવા અવાજ બે વખત ફાટી નીકળ્યા

સૌદામિનીએ ચાલવા માંડયુ હતુ તેણે પાછું વળીને જોયુ પણ નહીં તેને દરરોજ આ માણસ મળતો દરરોજ તે એકનો એક સવાલ પૂછતો સૌદામિની પણ તેને એકનો એક જવાબ આપતી પેલો પોતાના લમણામાં રિવોલ્વર ફોડતો દરરોજ 'બોગનવેલ .. બોગનવેલ. ' એમ બે અવાજ ફાટી નીકળતા

સૌદામિની ઠીક ઠીક વાર ચાલી તેનું ગળું સુકાઈ રહ્યુ હતુ. તેણે જળાશયની શોધ કરી નહીં. રાબેતામુજબ પ્લાસ્ટિકની થેલીમાં ધબક ધબક થતુ પતિનું હૃદય કાઢી તેણે મ્હોંમાં નીચોવ્યુ. એમાથી થોડુ પ્રવાહી દ્રવ્યું. તેને ચાટી સૌદામિનીએ તરસ બુઝાયાનો સતોષ મેળવ્યો.

પછી ખોટીપો કર્યો નહીં. એ તો ચાલતી જ રહી. ક્યાંક કૂતરા ભસતાં હતાં તેનો તેને ડર નહોતો. ઉતાવળ હતી એટલે સૌદામિનીએ પગની ઝડપ વધારી દીધી

પ્લાસ્ટિકની થેલીમાં જે હૃદય હતુ તે કોણ જાણે કેમ, ભારઝલ્લુ બની ગયુ હતુ. સૌદામિનીને તે ઊચકતાં બહુ શ્રમ પડતો હતો હાંફ ચડી હતી, છતાં તે અટકી નહીં.

રાતનું ધાબું પણ ભારઝલ્લું બની રહ્યુ હતુ રસ્તાની નીચેથી કોઈ પોતાના પગ પકડી રહ્યુ છે તેવું સૌદામિનીને લાગ્યું તે ક્રુદ્ધ અને અવાક નજરે રસ્તાની સામે જોઈ રહી, અને ચાલતી પણ રહી ચાલ્યા સિવાય તો છૂટકો નહોતો."

કઈક અણસારો આવતાં તેણે પાછળ જોયુ. એક રાબડા જેવું કૂતરું તેની પાછળ પાછળ આવી રહ્યુ હતું. સૌદામિનીને યાદ આવ્યું, પ્લાસ્ટિકની થેલીમાં હૃદય પડ્યું છે. કૂતરાને તેની વાસ આવી ગઈ હશે સૌદામિનીએ કૂતરા સામે ધારીને જોયુ પણ કૂતરાનો ઇરાદો તે કળી શકી નહીં. કૂતરુ હિંસક આખે સૌદામિનીને ઘૂરી રહ્યુ હતુ. તેના મોમાથી લાળ ટપકતી હતી ફૂલીફૂલીને ફૂલીફૂલીને સુસવાટા કરી રહ્યાં હતાં.

સૌદામિની અવિરત ચાલતી રહી થોડે દૂર જતાં રસ્તો ઊબડખાબડ બનતો હતો મ્યુનિસિપાલિટીએ ખોદકામ કર્યું હશે. લાલચટ્ટાક અક્ષરે લખેલું ડૅન્જરનુ પાટિયું વાંસ પર લટકાવીને ખોડેલુ હતુ. ખોદાયેલી માટીની ટેકરીઓ હતી ને તેની ભૂલભુલામણી જેવું થઈ ગયુ હતું. ખાડા અને માટીમાથી ભેજની વાસ ઊઠતી હતી.

સૌદામિની અહી ખમચાઈ. કઈ તરફથી આગળ નીકળવું તે સમજવા ઊભી રહી બત્તીનું અજવાળું આ જગા પર પડતું નહોતું.

કૂતરું પગલે પગલું દબાવતું પછવાડે આવી રહ્યુ છે તેની સૌદામિનીને સરત ન રહી કૂતરુ એકાએક ઘૂરક્યું. સૌદામિની ચોંકી. કૂતરું કૂદ્યું: તેણે સૌદામિનીની મૂઠી પર બચકુ ભર્યું–સૌદામિનીના હાથમાથી પ્લાસ્ટિકની થેલી છટકી ગઈ એમાથી પતિનું ધબક ધબક થતું હૃદય બહાર ફેંકાઈ ગયુ. કૂતરું ઝપટ મારીને તેને મોંમાં પકડી દોડવા માંડ્યુ

સૌદામિની શ્વાસ લેવાનું ચૂકી ગઈ. પહેલી વાર રસ્તાની બીક લાગી. અંધારાની બીક લાગી. પહેલી વાર તેણે રાતનો ઓથાર અનુભવ્યો. આંખમાં કાતરભાવ ઊભરી આવ્યા. તેના શરીરમાં નસો ખેંચાઈને લોખંડની

બની ગઈ. અંદરથી ઝનૂનનો ધક્કો આવ્યો. તે વિકરાળ બની ગઈ. તેણે છલાંગ મારીને કૂતરાની પૂંઠે દોટ મૂકી.

કૂતરું ચમક્યું. ડેન્જરના બોર્ડ સાથે ભટકાયું. ફરી તેણે ઘૂંફળિયું ખાધું. સૌદામિની તેની સામે જ ઊભી હતી. તેને જોઈ કૂતરું ભાગવા ગયું તો રસ્તાની ધારે ખોદાયેલ ખાડામાં જઈ પડયું. સૌદામિનીનાં નસકોરાંમાંથી ગરમ શ્વાસો ઊછળતા હતા. તેણે જબરો અણીદાર પથ્થર લઈને કૂતરાના ટુકડા કરી નાખ્યા. કૂતરાની ચીસો શમી ગઈ. સૌદામિનીએ ખાડાને ધૂળથી પૂરી દીધો.

શ્રમથી તેની છાતી ગરમ થઈ ગઈ હતી. અંધારામાંથી તેણે પતિનું હૃદય શોધી કાઢ્યું. ધૂળમાં પડી જવાથી તે રજોટાઈ ગયું હતું કૂતરાના દાંતનાં નિશાન પણ તેના પર રહી ગયાં હતાં. સૌદામિનીએ સાડીના છેડાથી તેને આસ્તેકથી સાફ કર્યું ને મૂઠીમા બરોબર પકડયું. પ્લાસ્ટિકની થેલી તેણે ફેંકી દીધી. અને પછી થોડીવારમાં તેણે રસ્તો શોધી કાઢ્યો ચાલવાનું શરૂ કર્યું. દૂર કોઈક ટાવરમાં ત્રણ ડંકા પડયા ત્યારે સૌદામિનીના પગ અટકીને ઊભા. તેના ગળામાંથી તીણી ચીસ નીકળી ગઈ. કોઈ તેને કાંટાના ઝૂંડ વચ્ચેથી ઢસડતું હોય તેવી વેદના ઊપડી. તરવું હોય તો તરી શકાય એટલો પરસેવો વળ્યો. જીવ ટૂંપાવા લાગ્યો.

એકાએક તેના હાથમાં કમળ ઊગ્યું. તે હાથ વીંઝતી હતી ને અહીં તહીં બાચકાં ભરી રહી હતી ડૂબતો માણસ બાથોડિયાં ભરે તેમ તે ઝૂઝતી રહી. અને એકાએક તેને હાથમાં કમળ ઊગ્યાનું ભાન થયું. તેની ઉઝરડાયેલી હથેલીને ઠંડક થઈ. તેણે હાંફતાં હાંફતાં, કમળને છાતી સાથે દબાવ્યું. એથી તેને ઘણી રાહત પહોંચી.

કિચૂ કિચૂ કિચુ કરતું કુંજડીઓનું એક ટોળું આકાશમાં ફૂટી નીકળ્યું. તેને સથવારે સૌદામિનીની આંખ ઠીક ઠીક દૂર સુધી લટાર મારી આવી.

વચ્ચે તેની ચાલ ધીમી પડી ગયેલી. હવે ફરીથી તેણે પગ ઉપાડયા. રસ્તામાં, બત્તી નીચે ઊભેલી ગાય છાપું ચાવી રહી હતી. સૌદામિનીએ જોયું તો બિહારમાં ભૂખમરાને લીધે સાત માણસનું એક કુટુંબ મરણ પામેલું તેનો અરધો અહેવાલ ગાય ચાવી ગઈ હતી. સૌદામિનીએ ભક્તિપૂર્વક તેના કપાળ અને પૂંછડે સ્પર્શ કર્યો ને આંખે અડકાડયો. કમળને છાતી ઉપર દાબી રાખેલું તેથી તેની ભીનાશ બ્લાઉઝમાં ઊતરી ગઈ હતી ને બ્રેસિયરની પટ્ટી ભીની થઈ હતી. ત્યાં હવા અડકતી ત્યારે શીતળતા લાગતી અને શરીરનો એટલો હિસ્સો પતાસું પતાસું થઈ જતો.

સૌદામિની એક હાથમાં કમળ અને બીજા હાથની મૂઠીમાં પતિનું ધબક ધબક થતું હૃદય પકડીને ચાલતી રહી. તે મૂઠી ખોલી નાખવા માગતી હતી પણ કોણ જાણે શાથી, તે એમ કરી શકતી નહોતી.

સારી વાર ચાલ્યા પછી, રોજની જેમ, રસ્તાની વચ્ચોવચ્ચ ઊગેલા બાવળના ઝાડ પાસે ઊભી રહી. તેણે રસ્તામાં ફેંકી દીધી હતી તે થેલી બાવળની ડાળે લટકતી હતી. સૌદામિનીએ બાવળની ડાળ પરથી તે થેલી ઉતારી. થેલીમાં કીડાઓએ કોચેલું અરધું સફરજન હતું. સૌદામિની નિર્વસ્ત્ર બની. નાચતી કૂદતી તે સફરજનને બચકાં ભરતી બાવળની ફરતે પ્રદક્ષિણા કરતી રહી અને કશુંક બેભાનમાં બબડતી રહી. તેણે છાતી સાથે દાબી રાખેલાં કમળ અને પ્લાસ્ટિકની થેલી સજ્જડ પકડી રાખ્યાં હતાં.

તેની આંખોમાંથી લોહીની ધાર નીતરી ચાલી.

–સૌદામિનીની આંખ ખૂલી, સવાર હજુ થતી આવતી હતી. બાજુમાં ઘસઘસાટ ઊંઘતા તેના પતિનો હાથ હજુ સૌદામિનીની ડોક નીચે હતો.

આ બાજુ બેબી સૂતી હતી ઊંઘમાં પણ તેનું ભરાવદાર મોં હસુ હસુ લાગતું હતું. બેબીનો હાથ સૌદામિનીના સ્તન પર વળગી રહ્યો હતો.

સૌદામિનીએ બેબીને ચુંબન કર્યું. પતિના હાથને પોતાની ડોક નીચેથી ખેસવ્યો એટલામાં તેની આંખમાં ઊંઘ ભરાઈ આવી.

# નંદ સામવેદી

## સંશય-મુક્તિ

'સંશયાત્મા વિનશ્યતિ' એમ વાંચેલું પણ,અનુભવેલું નહીં. એનો અનુભવ એ તો જુદી જ વસ્તુ છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધના મૂળમાં અશ્રદ્ધા–અવિશ્વાસ હોય છે ત્યાં જ આ સંશય દૃઢમૂલ થઈને ફાલેફૂલે છે. ભયમાથી એ પોષણ મેળવે છે અને નરી સ્વાર્થપરાયણતામાંથી એ આલંબન મેળવે છે. સંશયને આંખ છે પણ એની દૃષ્ટિ અત્યંત વિકૃત છે સોનાને સોનારૂપે જોવાની એની શક્તિ જ નહીં; સોનાને એ પિત્તળરૂપે જ જોવા પ્રેરાશે, અને એથી કરીને એ જોનારને વેદનાના ગર્તમા નકામો સબડાવ્યા કરશે.

આ સંશય શા માટે થવો જોઈએ ? શા માટે જે વસ્તુ જેવી છે એવી ન દેખાય ? સંભવ છે કે આત્મમોહ, ભય, વહેમ ઇત્યાદિક એમાં કારણભૂત હોય. આત્મતત્ત્વની અને તત્ત્વજ્ઞાનની વાતો કરવી સહેલી છે, પરંતુ પ્રસંગ આવ્યે સમતા દાખવવી અત્યંત કઠિન છે. આપણી જાત પર, આપણી માનપ્રતિષ્ઠા અથવા સત્તાસંપત્તિ પર કોઈ અણધાર્યું આક્રમણ આવી લાગે ત્યારે આપણે કેવા તો બેબાકળા થઈ જઈએ છીએ; કેવા વામણા–દયાપાત્ર જણાઈએ છીએ ! ગઈ કાલ સુધી ઊછળી ઊછળીને આત્મતત્ત્વની વ્યાખ્યાઓ કર્યે જનારા આપણે એક વાવાઝોડાની થપાટ આગળ સાવ ઘાસતણખલાના સાબિત થઈને શરમ આવે એવો શરણભાવ દાખવીને રહીએ છીએ. આપણું જ્ઞાન ચોપડીનું ફાટેલું પાન ફરફરતું હવામા ઊડી જાય એમ ઊડી જાય છે. આપણે રંકથીયે રંક ને પામરથીયે પામર જણાઈએ છીએ; ને આપણને સમજાય છે કે આવી આપણી નિર્બળતામાં જ સંશયને નિરાંતે માળો કરવાનું ફાવે છે. એમ જાણવામાં આવ્યું છે કે વીછણ કહોવાણવાળી–ભેજવાળી એવી જગામાં પોતાનાં ઈંડાં મૂકે છે, આ સંશય પણ આપણા નિર્બળ ચિત્તમાં વાસો કરે છે અને એમાં એના ઝેરીલા વસ્તારને ઉછેરે છે. આપણે જો એની હસ્તી સામે સાવધ ન હોઈએ તો એ આપણી સમગ્ર ચેતનાનો જાણે કબ્જો લઈ લે છે. એનું દેખાડ્યું દેખાય છે અને એનું સંભળાવેલુ સંભળાય છે; એનું ચલાવ્યું ચલાય છે ને એનુ સમજાવ્યું સમજાય છે. આપણે જાણે 'આપણે' જ રહેતા નથી. આપણું આપણાપણું આ સંશય ગ્રસી જાય છે ને તેથી જ 'સંશયાત્મા વિનશ્યતિ'નો અનુભવ થાય છે.

આ સંશયાત્મા આમ તો બીજા પર જ જાતભાતના આરોપો–પ્રત્યારોપો–આક્ષેપો મૂકવા પ્રેરાતો હોય છે, પણ પોતે પોતાનું મૂળ તપાસી જોતો નથી. એ ભારેનો ગાફેલ ભમરો બની રહે છે. બીજાનાં છિદ્રો શોધતો ફરતો એ પોતાની તરાડો જોવાનું વીસરી જાય છે, બીજાઓથી વહેમાઈને બચવાના ઉધામા કરતો એ પોતાના જ સંશયથી પોતે કે બચવાનું છે એ માટેના ઉપાયો વિચારવાનું વીસરી જાય છે ને પરિણામે એ પોતે અત્યંત કરુણ સ્થિતિને વરે છે સંશયાત્મા આમ તો બીજાઓને ખોટા, દુષ્ટ, દુરાશયી કે દંભી માનવા પ્રેરાતો હોય છે પણ વસ્તુત: તો એમ કરતા સંભવ તો એવો છે કે પોતે જ ખોટો, દુષ્ટ, દુરાશયી કે દંભી થતો હોય. આમ બીજા પર નાપાયાદાર આળ ચઢાવતો પોતે જ પોતાના પાયાને ઢીલો કરતો હોય ને તેય પોતાની જાણ બહાર ! સંશય તેથી જેના પ્રત્યે કરાયો હોય તેનું નુકસાન કરે છે, એથી વધુ તો એના કરનારનુ જ નુકસાન કરે છે.

સંશયના બધારણમા જ અસત છે; એના અસ્તિત્વમા જ માનવહૃદયની કુંઠિતતા અથવા અનુદારતા છે. સંશયમા અધૈર્ય છે, અન્યાય અને કાયરતા છે. જે નિર્ભય છે, વીર્યવાન છે, આત્મવાન છે તે સંશયની કલ્પના કરતાયે શરમાય છે મનુષ્ય પોતાને અમુક અંશે ઊણો ન કરે તો સંશય સુધી ગતિ જ ન કરી શકે જ્યા સ્નેહનુ વર્ચસ હોય ત્યા

ત્યાં સંશય ફૂલીફાલી નહીં શકે. સંશય એ વિશ્વ-મનમાંથી નહીં કુબ્જમનમાંથી પેદા થતી એક અભદ્ર સૃષ્ટિ છે. એની આબોહવામાં ઉચાટ ને કટુતા, રૂંધામણ ને ડંખ છે. કોઈ સ્વસ્થ મનનો માનવી આ સંશયની નજીક જવા નહીં ઇચ્છે. સંશયની સૃષ્ટિ નરી ઉજ્જડ, બિહામણી, અસંતુષ્ટ ને સાંકડી છે. કોઈ સુંદરતા સંશયની છાયામાં ઊછરી શકતી નથી.

આપણે ત્યાં કહેવત છે 'મંછા ભૂત ને શંકા ડાકણ'. જેના મનમાં શંકાએ અથવા સંશયે ઘર કર્યું એ દૂધમાં દહીંનું ટીપું પડે તેમ વિકૃત થયો જ સમજવો–એની અવગતિ જ હોય. સંશયાત્મા વસ્તુતઃ એક અભિશપ્ત આત્મા જ છે. એની ખોપરી અશ્વત્થામાના જેવી સડેલી હોય છે. સ્વસ્થ માણસે એવા સંશયગ્રસ્ત મનુષ્યથી–સંશયાત્માથી તો વેગળા જ રહેવું સારું. જેમ હડકવા લાગે છે એ શ્વાન પોતે તો મરવાનો જ હોય છે પણ તે દરમ્યાન એ જેને જેને કરડે તેનેય મૃત્યુ તરફ ખેંચી જાય છે, એ જ રીતે જે મનુષ્યને આ સંશય–વિષ ચઢ્યું એની તો અવગતિ નિશ્ચિત જ હોય છે, સંભવ છે કે એ જેમના પ્રત્યે સંશય કરે એમનેય થોડી હાનિ કરે. આમ છતાં પર્યન્તે જય તો સતનો જ છે. 'સંશયાત્મા વિનશ્યતિ'નો પ્રતિધ્વનિ છે 'શ્રદ્ધાત્મા તુ પ્રતિષ્ઠતિ'. જે શ્રદ્ધાવાન છે એ તો પ્રતિષ્ઠિત જ રહે છે, એમાં ભવિષ્યનોયે પ્રશ્ન નથી. એ પ્રત્યક્ષ અનુભવનું તારણ છે.

જેઓ સંશયને પોષે છે, વધવા દે છે તેઓ ઠીક કામ કરતા નથી. જેમ પ્રદૂષણને ચાલવા દેવામાં છેવટે તો પંડે પ્રદૂષણ નહીં કરનાર નિર્દોષ વર્ગનેય હાનિ થવાનો સંભવ છે તેમ સંશયને ફાલવા દેવાથી એકંદરે તો વ્યક્તિજીવન સાથે જ સમાજજીવનનેય હાનિ થાય એવો સંભવ રહે છે. આ પરિસ્થિતિમાં સંશયનું ઊગતાંવેંત જ ઉન્મૂલન કરી દેવામાં આવે એ જ ઇષ્ટ છે. જે કારણે કોઈ વ્યક્તિના ચિત્તમાં સંશયો જાગે એ કારણની નિરાધારતા શક્ય તેટલી વહેલી તકે એ વ્યક્તિને પ્રતીત થાય એવું કરવું જોઈએ. એમ કરવામાં એ વ્યક્તિ સાથે એની આસ-ઉચ્છેદવા માટે રામે કેટલું કર્યું અને કઈ રીતે કર્યું એનું દૃષ્ટાંત આપણી સમક્ષ છે જ. કદાચ એટલી હદે બધા સંજોગોમાં જવાનું શક્ય કે જરૂરી ન હોય એમ પણ બને, પરંતુ એટલું તો નક્કી જ છે કે સંશયના તત્ત્વની ઉપેક્ષા કરવી કોઈ રીતે ઇષ્ટ નથી. વ્યક્તિ તેમ જ સમાજનું નિરામય–સ્વસ્થ જીવન બની રહે એ માટે સંશયને વહેલી તકે ટાળ્યે જ છૂટકો. એ મનુષ્યના ભ્રાંત ચિત્તની, વિકૃત દૃષ્ટિની, અસદ્‌ભાવની પેદાશ છે. એનું હોવું જ મનુષ્યની અંદરની અસ્વસ્થતાનું દ્યોતક બની રહે છે. તેથી પૂર્ણ મનુષ્ય થવા ઇચ્છનારે–મનુષ્યત્વના સમા સાધકે વહેલી તકે પોતાને સંશયમાંથી છોડાવ્યે જ છૂટકો, એટલું જ બીજાઓનેય એ સંશયના દોજખમાંથી વહેલી તકે ઉગાર્યે જ છૂટકો. સંશય કરવામાં તો અસદ્–ભાવ છે જ, પણ સંશયને ટકવા દેવામાંયે અસદ્–ભાવ છે જ ને તેથી તેમાંથી વહેલી તકે ઊગરવામાં જ સાર છે.

સંશય જેવી શુભેચ્છાતત્ત્વના સંદતર અભાવવાળી અન્–આધ્યાત્મિક, અસામાજિક વસ્તુ ભાગ્યે જ બીજી હશે. સંશય કોઈને ટકાવી શકે કે ઝાઝો ટકી શકે એમ તો નહીં જ બનવાનું, પણ એ અનિચ્છનીય ડહોળાણ, ઉત્પાતો વગેરે સર્જી શકે. અભાવાત્મકતામાંથી પ્રગટેલા સંશયનું કાર્ય જ અભાવાત્મક–નકારાત્મક છે તેથી કોઈ પણ રચનાત્મક અભિગમમાં એનો ઓછાયો સરખોય ન પડે એની ખબરદારી રાખવી જોઈએ. દુશ્મનના ખોળામાંયે જેઓ નિરાંતે નિદ્રા લઈ શકે છે એ વિરલાઓ ખરેખર સદ્‌ભાગી છે. જેઓના ઓશિકા આગળ સંશયની છાયા નથી એમની નિદ્રા કેટલી મધુર અને તાજગીભરી હશે એની કલ્પના જ કરવી રહી. આપણે જેમ માનવીની રોજી–રોટીની ફિકર કરીએ છીએ તેમ એની મીઠી નિદ્રા માટેનીયે ફિકર કરવી જોઈએ; અને એવી નિદ્રા તો શ્રદ્ધાત્માઓને જ વરતી હોય છે, સંશયાત્માઓને નહિ. તેથી જ આપણી સાયંપ્રાર્થના કે રાત્રિપ્રાર્થનામાં ઈશ્વરને આ જ એક વિનંતી હોય : તે આપણને સૌને વહેલામાં વહેલી તકે સંશયમુક્તિનું વરદાન બક્ષે.



# ગુજરાતી સાહિત્યનાં પાત્રો – સંદર્ભસૂચિ

સંપા૰ પ્રકાશ વેગડ

કનૈયાલાલ મા મુનશી ઐતિહાસિક પાત્રો અને તેમનુ નિરૂપણ ૧૧મુ સમેલન નિબધ ૧૯૩૪ 'કૌમુદી' જાન્યુ ૧૯૩૪ ; ૫-૧૩ પુનર્મુ આદિ વચનો અને બીજા વ્યાખ્યાનો ભાગ-૨ (ખડ ૧ થી ૩ સાથે) પૃ ૧૫૩-૭૫

ગુલાબદાસ બ્રોકર નવલકથામા પાત્રસૃષ્ટિ, 'આરામ' ઑગ ૧૯૭૧ પુનર્મુ 'અભિ યક્તિ' (૧૯૬૫) પૃ ૧૦૧-૧૦૪ પુનર્મુ 'સાહિત્ય-તત્ત્વ અને તત્ર' (૧૯૭૭) પૃ ૧૮૯-૧૯૧

ચ દ્રકાન્ત બક્ષી નાયકનાસ્વરૂપો 'આભગ' (૧૯૭૬) પૃ ૧૦૮-૧૧૭

ચિમનલાલ ચકુભાઈ શાહ ઐતિહાસિક પાત્રો અને તેનુ નિરૂપણ (મુનશીના લેખનો જવાબ) 'પ્રસ્થાન' ફાગણ ૧૯૯૧ પૃ ૪૫૫-૪૬૪

તારાબહેન શાહ ગુજરાતી નવલકથામા કેટલાક તેજસ્વી સ્ત્રીપાત્રો રશ્મિ' (સેટ ઝેવિયર્સ કૉલેજ, મુબઈ) અક ૧૮ વર્ષ ૧૯૬૧-૬૨ પૃ ૨૯-૩૬

દીપક મહેતા ગુજરાતી સાહિત્યમા બદલાતી પાત્ર-વિભાવના 'વિશ્વમાનવ' ડિસે ૧૯૬૯ પૃ ૧૪-૧૮

પદ્મા ફડિયા કુસુમ, મ જરી અને કોકિલા 'નવચેતન' ફેબ્રુ ૧૯૫૫ પૃ ૪૯૭-૫૦૨

સરોજિનીબહેન મહેતા કેટલાક સ્ત્રીપાત્રો 'સ્ત્રીજીવન' ફેબ્રુ ૧૯૪૪ પૃ ૧૭૯-૧૮૨

પાત્રો (અકારાદિ ક્રમમાં)

અલકકિશોરી ('સરસ્વતીચ દ્ર')

જયા ઠાકોર ગોવર્ધનરામને હાથે ઘડાયેલી કુ અલકકિશોરી 'સ્ત્રીજીવન' નવે ' ૬૪ પૃ ૧૪[illegible] ૧૫૨. પુનર્મુ 'કલ્પનામૂર્તિ' (૧૯૬૯) પૃ ૪૮-૫૭

કાક ('ગુજરાતનો નાથ')

મનસુખલાલ ઝવેરી કાકને પત્ર 'અભિરુચિ' (૧૯[illegible]) પૃ ૩૯૨-૪૨૬

રામનારાયણ વિ પાઠક મુનશીનુ ઉત્તમ પાત્ર - તેનુ ઉત્તમ કાર્ય 'પ્રજાબધુ'-ગુજરાત સમાચાર દીપોત્સવી અક સવત્ ૨૦૦૫ પૃ ૪૫-[illegible]

કુમુદ ('સરસ્વતીચ દ્ર')

ગૌરીપ્રસાદ ચુ ઝાલા ગુજરાતી સાહિત્યના બે અ[illegible] પાત્રો સરસ્વતીચદ્ર અને કુમુદ 'અ[illegible]' (૧૯૭૬) પૃ ૨૩-૨૯

જયા ઠાકોર સરસ્વતીચદ્રની કુમુદ 'સ્ત્રીજીવન' મ[illegible] '૬૩ પૃ ૪૧૫-૪૧૮ પુનર્મુ 'કલ્પનામૂર્તિ' (૧૯૬૯) પૃ ૪૨ ૪૭

**મીનળ** ('પાટણની પ્રભુતા')

જયા ઠાકોર. 'કલ્પનામૂર્તિ' (૧૯૬૯) પૃ. ૮૬–૧૦૩

**મુંજ**

કનૈયાલાલ રાવલ. મુનશીનાં બે પાત્રો : મુંજ અને મૃણાલ.'નવચેતન' ફેબ્રુ. ૧૯૩૯ પૃ. ૪૧૭–૪૨૨

ચિમનલાલ ત્રિવેદી. મુનશીનું તેજસ્વી પાત્ર મુંજાલ મહેતા 'ગુર્જર ભારતી' માર્ચ ૧૯૭૧ પૃ ૧૧–૧૩ પુનર્મુ. 'ભાવલોક' (૧૯૭૬) પૃ. ૨૩૨–૨૩૮.

**મૃણાલ** ('પૃથિવીવલ્લભ')

કનૈયાલાલ રાવલ. મુનશીનાં બે પાત્રો : મુંજ અને મૃણાલ.'નવચેતન' ફેબ્રુ ૧૯૩૯ પૃ. ૪૧૭–૪૨૨.

જયા ઠાકોર 'કલ્પનામૂર્તિ' (૧૯૬૯) પૃ. ૧૨૧–૧૩૬

**યુધિષ્ઠિર** ('મહાપ્રસ્થાન')

મનસુખલાલ ઝવેરી. 'યુધિષ્ઠિર' અંગે થોડુંક. 'ઉમાશંકર જોશી' (વિવેચન લેખો) ૧૯૭૧. પૃ. ૮૨–૮૪.

**રંજન** ('દિવ્યચક્ષુ')

જયા ઠાકોર. 'કલ્પનામૂર્તિ' (૧૯૬૯) પૃ. ૧૪૮–૧૬૦

**રાજુ** ('ભાંગ્યાના ભેરુ')

જયા ઠાકોર. 'કલ્પનામૂર્તિ' (૧૯૬૯) પૃ ૧૯૭–૨૦૮

**રાજુ** ('માનવીની ભવાઈ')

જયા ઠાકોર. 'કલ્પનામૂર્તિ' પૃ. ૧૮૮–૧૯૬.

**રેખા** ('વડવાનલ')

કુન્દનિકા કાપડીઆ. રોહિણી, રેખા અને વિશાખા. સુરેશ દલાલ સંપા. 'સમિધ'–૧ (૧૯૬૫) પૃ. ૧૬૫–૧૭૨.

**રોહિણી** ('ઝેર તો પીધાં છે જાણી જાણી')

કુન્દનિકા કાપડીઆ. ઉપર મુજબ.

**વાચિનીદેવી**

અશ્વિન પંચાલ. વાચિનીદેવી. 'સ્ત્રીજીવન' માર્ચ ૧૯૭૫ પૃ. ૩૨૯–૩૩૩; જૂન '૭૫ પૃ ૫૩૬–૫૩૮.

**વિજયા** ('તરણા ઓથે ડુંગર')

ઈશ્વર પેટલીકર. 'તરણા ઓથે ડુંગર'ની નાયિકા 'રુચિ' માર્ચ ૧૯૬૩ પૃ ૩૩–૩૬

**વિશાખા** ('અગનપંખી')

કુન્દનિકા કાપડીઆ. રોહિણી રેખા અને વિશાખા સુરેશ દલાલ સંપા. 'સમિધ'–૧ (૧૯૬૫) પૃ. ૧૬૫–૧૭૨.

**સરસ્વતીચંદ્ર** ('સરસ્વતીચંદ્ર')

ગૌરીપ્રસાદ ચુ. ઝાલા. ગુજરાતી સાહિત્યનાં બે અમર પાત્રો : સરસ્વતીચંદ્ર અને કુમુદ. 'અક્ષરા' (૧૯૭૬) પૃ. ૨૩–૨૯.

**સિયારણ** ('સોરઠ તારા વહેતાં પાણી')

જયા ઠાકોર. 'કલ્પનામૂર્તિ' (૧૯૬૯) પૃ. ૧૩૭–૧૪૭

**સૂરજ** ('ભવસાગર')

હર્ષિદા પંડિત. 'ભવસાગર'ની સૂરજ. દિલાવરસિંહ જાડેજા સંપા. 'પેટલીકર : શીલ અને શબ્દ' (૧૯૭૭) પૃ. ૪૧૬–૪૧૯.

હીરાબહેન રા. પાઠક પેટલીકરની નવલકથાની નાયિકાઓ. ઉપર મુજબ. પૃ ૪૦૧–૪૧૩.

☐

નિરંજન ભગત

## સ્વપ્ન અને જાગૃતિની સાંધ્યભૂમિ

'ક્રાચ એને તાકી રહ્યો.'—નવલકથાનું આ અંતિમ વાક્ય છે. પણ નવલકથાનો આ અંત નથી. ત્યાર પછી એક ચિત્ર છે. પથ્થરોની એક ઊંચી દીવાલ અને નીચે એક નિદ્રાધીન કિશોર. નવલકથાનો અંત છે આ પ્રતીક. અને નવલકથાનો આરંભ છે 'શબનિકાલની સમસ્યા'નું રૂપક. આ રૂપક અને આ પ્રતીકની વચમાં નવલકથાના મધ્યમાં એનાં અધઝાઝેરાં પાનાંમાં છે એક તીર્થયાત્રાનું નર્યું ગદ્યાળુ કથન-વર્ણન. પણ આ તીર્થયાત્રા જાગૃતિથી વધુ તો દિવાસ્વપ્ન અને દિવાસ્વપ્નથી વધુ તો સ્વપ્ન હોવાનો સંભવ છે. નવલકથાના શીર્ષકમાં પણ એનું સૂચન છે. એથી આ નર્યું ગદ્યાળુ કથન-વર્ણન પણ અંતે સમગ્ર નવલકથા જે સ્વપ્નકવિતારૂપ છે એના એક અંતર્ગત કાવ્યાંશરૂપે આપોઆપ સિદ્ધ થાય છે. આમ, આ નવલકથા એના આદિ, મધ્ય, અંતમાં રૂપક, સ્વપ્ન અને પ્રતીકને કારણે સાદ્યંત કાવ્યમય એવી એક કલા-આકૃતિ છે.

એક સવારે એક પોળમાં ઓટલા પર એક વાણિયો છાપું વાંચે છે એ વાસ્તવિક ઘટનાથી નવલકથાનો આરંભ થાય છે. એ છાપામાં 'કૈસરે હિંદ' પત્રમાં પારસી પંચાયતના એક ટ્રસ્ટીનું જે નિવેદન પ્રસિદ્ધ થયું છે એનો સારભાગ આપ્યો છે, 'શબનિકાલની સમસ્યા' એ શીર્ષકથી. આ સારભાગ પ્રમાણે મહાનગરની ડુંગરવાડીમાં પારસીઓના ધાર્મિક રિવાજ પ્રમાણે શબનિકાલ માટે ત્રણ શબ-કૂવા છે. પણ મહાનગરમાં—આધુનિક યાંત્રિક નગર અને નગરસંસ્કૃતિના વિસ્તાર અને વિકાસને કારણે સ્તો—સમડી, ગીધ વગેરે પક્ષીઓથી હજુ પણ શબનો નિકાલ થાય છે એ પારસી કોમની ભ્રાન્તિ છે. શબ ઉપર શબ ખડકાય છે, એ સૌ શબ સડે છે અને ગંધાય છે. પારસી કોમે આ વાસ્તવિકતાનો સ્વીકાર કરવો જોઈએ અને અગ્નિદાહ, દાટવું, દરિયાને હવાલે કરવું—આ ત્રણ શક્ય પદ્ધતિઓમાંથી કોઈ એક પદ્ધતિ દ્વારા માત્ર પંચાયતે નહીં પણ સમગ્ર પારસી કોમે આ શબનિકાલની સમસ્યાનો સર્વસંમત ઉકેલ શોધવો જોઈએ. નવલકથા વાંચતાં વાંચતાં સતત અને નવલકથા વાંચી રહ્યા પછી સવિશેષ સ્પષ્ટ થાય છે કે આ શબનિકાલની સમસ્યા માત્ર એક વાસ્તવિક ઘટના નથી પણ પશ્ચાતદર્શનથી એ એક રૂપક પણ છે. શબનિકાલની સમસ્યા એ પારસી પંચાયત કે કોમની જ નહીં પણ સાહિત્યિક સમાજની પણ સમસ્યા છે. નવલકથાના નાયકનું ચિત્ત એ શબકૂવો છે. મા શાન્તાનું અને વિનાયક

કાકાનું ચિત્ત પણ અન્ય એ શબ્દકૂવા છે. એમાં શબ ઉપર શબ ખડકાય છે, એ સૌ શબ સડે છે અને ગંધાય છે. આધુનિકતાના આ યુગમાં ઘટના, કાલાનુક્રમ, કાર્યકારણસંબંધ આદિ નવલકથાની પરંપરાગત પદ્ધતિઓ દ્વારા આ શબનો નિકાલ થાય એ ભાવકોની ભ્રાન્તિ છે. આ પદ્ધતિઓ દ્વારા આ શબનો નિકાલ થતો નથી ને થાય પણ નહીં. ભાવકોએ આ વાસ્તવિકતાનો સ્વીકાર કરવો જોઈએ. અને અન્ય શક્ય પદ્ધતિઓમાંથી કોઈ એક પદ્ધતિ દ્વારા માત્ર સર્જકોએ નહીં પણ સમગ્ર ભાવક-સર્જક સમાજે, સાહિત્યિક સમાજે આ શબનિકાલની સમસ્યાનો સર્વસંમત ઉકેલ શોધવો જોઈએ. આપણા નવલકથાકારે આ નવલકથામાં નવલકથાની એક નવલ પદ્ધતિ દ્વારા આ શબનિકાલની સમસ્યાનો ઉકેલ શોધવાનો પ્રયત્ન કર્યો છે આમ, આ રૂપકની આ *નવલકથાને સમજવામાં ભાવકને આરંભથી જ* સહાય છે.

આ નવલ પદ્ધતિમાં કશું જ સંપૂર્ણપણે સ્પષ્ટ નથી અને કશું જ સંપૂર્ણપણે અસ્પષ્ટ પણ નથી બધું જ સ્પષ્ટાસ્પષ્ટ છે. નવલકથામાં સમય અને સ્થળ સંપૂર્ણપણે સ્પષ્ટ નથી. કારણ કે આ નવલ પદ્ધતિમાં પંચાંગમાં પામી શકાય એવો સમય અને નકશામાં નિર્દેશી શકાય એવું સ્થળ ઇષ્ટ નથી. તો નવલકથામાં સમય અને સ્થળ સંપૂર્ણપણે અસ્પષ્ટ પણ નથી. '૧૯..' દ્વારા આ સદીનું સૂચન તો છે જ. તો વળી ઇલેક્ટ્રિકનો થાંભલો, સિનેમાનું રંગીન પોસ્ટર, 'પદયાત્રા સંઘ'નું મોટું પીળું કાગળિયું, પદયાત્રા દરમ્યાન મહારાજશ્રીની મોટરમાં યાત્રા વગેરે ઉલ્લેખમાં ૧૯૩૦થી (મ્યુનિસિપલ બસના ઉલ્લેખમાં ૧૯૪૦થી અને રિક્ષાના ઉલ્લેખમાં ૧૯૫૦થી) ૧૯૭૯ વચ્ચેના પાછલા પાંચ દાયકા દરમ્યાન કોઈ એક વર્ષના સમયનું સૂચન છે. એ વર્ષમાં અંગ્રેજી-દેશી મહિનો-તારીખ-તિથિ-વાર અને કલાક સુધ્ધાંનો તો સ્પષ્ટ ઉલ્લેખ છે. તો વળી સ્થળરૂપે નગરનો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે. ચાર રસ્તા, ફુવારા, સાંકડી ગલી, ઢાળવાળી ખડકી, કમાનવાળી શેરી, શેઠિયા પોળ, રાફડાની પોળ, સજ્જન ગોપાળની હવેલી, જગનાથનું મંદિર, રાધાકિશનનું મંદિર, રામનાથ મહાદેવ-આ અમદાવાદના ખાડિયા-રાયપુર વિસ્તારોના કેટલાંક સુપ્રસિદ્ધ સ્થળોનાં નામોના-અલબત્ત, મુખ્યત્વે અલ્પ પરિવર્તન સાથે-તથા ચકલુ, બગીચા, દેવળો, મિનારા, નદીનો પુલ, રિક્ષા, મ્યુનિસિપાલિટીની મોટરબસ, સ્ટેન્ડ વગેરેના ઉલ્લેખમાં અને વળી સત્સંગમંડળ, પદયાત્રા સંઘ, વૈષ્ણવ ધર્મનું વાતાવરણ વગેરેમાં પણ આ નગર તે અમદાવાદ એવું સૂચન છે. એકવાર અમદાવાદ નામનો પણ ઉલ્લેખ છે. નવલકથાકારને આ વિસ્તારો અને આ વાતાવરણ અતિપરિચિત છે. વળી તીર્થસ્થાનરૂપે ડાકોર નામનો ઉલ્લખ છે એમાં અને વળી ડાકોરમાં પણ જે સ્થળોનાં નામોનો ઉલ્લેખ છે, *એનું જે વર્ણન છે, ડાકોરમાં જે વૈષ્ણવ ધર્મનું* વાતાવરણ છે એમાં આ તીર્થસ્થાન તે ડાકોર એવું સૂચન છે. નગરમાંથી પદયાત્રામાં ચાર દિવસમાં તીર્થસ્થાન પર પહોંચી જવાય છે અને વચમાં મેશ્વો નદી આવે છે એમાં પણ આ નગર તે અમદાવાદ અને આ તીર્થસ્થાન તે ડાકોર એવું સૂચન છે.

નવલકથાનો નાયક નવીન મેટ્રિકમાં ત્રણેક વાર નપાસ થયો છે. એથી અત્યારે એનું અઢાર-ઓગણીસ વર્ષનું વય હશે. પિતા મથુરદાસ અને માતા શાન્તા. એ એનાં માતાપિતાનું એકનું એક સંતાન છે. પિતા નથી. માતા શાન્તા વિદ્યમાન છે. માતા સંચાકામ કરે છે. એ દરજીનો દીકરો છે મેટ્રિક લગી ભણી શક્યો છે, ત્રણેક વાર મેટ્રિકમાં નપાસ થયો છે છતાં હજુ ભણવાનું છોડવું પડ્યું નથી. નિયમિત ડાયરીઓ ખરીદી શકે છે. મહારાજની કથામાં આરતીમાં પાવલી નાખી શકે છે, બાર આનાની નોટ ખરીદી અંદર મહારાજનો રંગીન ફોટો ચોંટાડી શકે છે. મહારાજની જન્મજયંતીએ મહારાજને ગુલાબનો હાર પહેરાવી શકે છે. પદયાત્રા સંઘમાં જવા અગિયાર રૂપિયા ભરી શકે છે. આમ,

એ મધ્યમ વર્ગનો છે.

એ અત્યંત એકલવાયો છે. એ ડાયરી રાખે છે. એમાં સારા સારા વિચારો નોંધે છે, મહાપુરુષોનાં વાક્યો, સંભાષણો, સૂત્રો, ભજનો, શ્લોકો મરોડદાર અક્ષરમા કવચિત્ જુદી જુદી શાહીમાં સરસ રીતે ધીરજથી ધીમે ધીમે ઉતારે છે. એ ધીમે ધીમે લખે છે એટલે એના માર્ક ઓછા આવે છે. એથી જ કદાચ એ મેટ્રિકમાં ત્રણેક વાર નાપાસ થયો છે. ઉપરાંત દિવસ દરમ્યાન જે કાંઈ બને એને એ ગમે તે સમયે ટપકાવે છે, લાંબું લાંબું લખે છે, લાગે તે જ લખે છે. એથી જ એ નવલકથાનાં અધઝાઝેરાં પાનાંમાં જેમાં નર્યું ગદ્યાળુ વર્ણન છે એવી છ દિવસની પદયાત્રાની ડાયરી નિયમિત લખે છે. સંવાદ એની અશક્તિ છે. પોતે ઝાઝા પ્રશ્નો પૂછતો નથી. પૂછે તો એનો તાત્કાલિક ટૂંકો ઉત્તર જ ચાહે છે. કોઈને લાંબો જવાબ આપતો નથી. લાંબી પીંજણ એને ગમતી નથી. એને બહુ ભાઈબંધો નથી. છે તે એને 'માવડિયો' કહે છે. એને માઈલો સુધી ધીમે ધીમે કચ્છપગતિએ ચાલવાની ઇચ્છા છે. એથી રસ્તાના રાહદારીઓ, દુકાનદારો અને છોકરાંઓએ એનું નામ 'નવીન ચાલુ' પાડયું છે. વળી હાઈસ્કૂલની નીસરણી ગોકળગાયગતિએ ચડે છે. એથી સહપાઠીઓએ એનું નામ 'નવીન ધીમો' પાડયું છે. એને ચશ્માં છે. ચશ્માં જ્યારે નાકની દાંડીને છેડે નીચે ઊતરી પડે છે ત્યારે અંગૂઠાની પાસેની આંગળીના ટેરવાથી એ ઊંચે ચઢાવે છે. એ છોકરી જેવો નમણો છે. દિવાસ્વપ્નમાં કે સ્વપ્નમાં જ્યારે જોયું કે મહેમાનના પંજાની આસપાસ રૂંછાદાર રુંવાટી છે અને પોતાને તો છોકરી જેવી સાફ છે ત્યારે પોતાને પણ એવી રૂંછાદાર રુંવાટી હોય એમ એ ઇચ્છે છે. એ વાઘરણ સ્ત્રી વિશે કલ્પનાનું ચિત્ર આંકવા માંડે છે અને કુત્તાને પંપાળે છે, એના કાન પર હાથ પસવારે છે ત્યારે કુત્તાની રુવાંટી સાથેનું ઘર્ષણ એને ગમે છે. પદયાત્રામાં પહેલા દિવસની રાતે સ્વપ્નમાં સીવવાના સંચાના પાવલા પર પિતાના પગ પર ગીચ રોમાવલિ જુવે છે ત્યારે પોતાના રોમશૂન્ય પગ પર અણગમાની આંખે જુવે છે. પદયાત્રા સંઘમાં જવાના અગિયાર રૂપિયા ભરવા જાય છે ત્યારે ભાલુભાઈ એક આંખ ફાંગી કરી એના ગોળ ગોળ સુડોળ ઢીંચણને સ્પર્શ કરે છે ત્યારે એ સ્પર્શ એને પસંદ પડી જાય છે. એથી જ પદયાત્રામાં બીજા દિવસની રાતે સોહનભાઈ એની સાથે સજાતીય સંબંધનો અનુભવ કરી શકે છે. ભાઈબંધો ભલે એને 'માવડિયો' કહે પણ મા શાન્તા સાથે એનો આત્મીય તો શું પણ સામાન્ય સંબંધ પણ નથી. સમગ્ર નવલકથામાં માતા–પુત્ર વચ્ચે કુલ પાંચેક વાર જ કંઈક વ્યવહાર થાય છે. એમાં બન્ને વચ્ચે પાંચેક વાક્યોની પણ આપ-લે થતી નથી. ઘરે આવે ને બારણું બંધ હોય તો 'બા' એવી બૂમ પાડતો નથી, સાંકળ ખખડાવતો નથી. માત્ર બહારથી બારણે ટકોરા જ મારે છે. મુખ્યત્વે બન્ને વચ્ચે મૌનનો સંબંધ છે. હમણાં હમણાંથી તો માનો ગંભીર ગુનો કર્યો હોય એવી રીતે એ ઘર બહાર દિવસ ને રાત ફર્યા કરે છે. પદયાત્રામાં ત્રીજા દિવસની રાતે સ્વપ્નમાં એ છાપામાં વાંચે છે કે એમાં એક સર્વેક્ષણમાં 'તમે તમારાં માતા-પિતા પાસેથી શું ચાહો છો ?' એવા એક પ્રશ્નના ઉત્તરમાં કેટલાંક બાળકોએ માતા-પિતા પાસેથી વધુ ઉદારતાની ઇચ્છા દાખવી કહ્યું હતું કે માતા-પિતા પોતાની સાથે રમે, પિતા નોકરીએ ન જાય, પોતાની સાથે રહે, પોતાની વાત સાંભળે, પોતાને સમજે. અને છાપું વાંચી રહ્યા પછી એ લેખ પરીક્ષામાં નિબંધ તરીકે પુછાય તો કામ આવશે એમ માની કાતર લઈ કાપવા માંડે છે. આમ, નવીન અત્યંત મંદ, નિષ્ક્રિય અને અરક્ષિત છે. અત્યંત એકલવાયો છે.

રસ્તાના રાહદારીઓ, દુકાનદારો અને છોકરાંઓ ભલે એને 'નવીન ચાલુ' કહે, સહપાઠીઓ ભલે એને 'નવીન ધીમો' કહે અને પ્રથમ વાર એણે પોતાનું આ નવું નામ સાંભળ્યું ત્યારે તો એની ભમ્મરો કાનખજૂરાની જેમ સંકોચાઈ ગઈ હતી

છતાં નવીન ભલે સંતની જેમ મરકી શક્યો હોય પણ નવલકથાકાર તો નવીનમાં માઈલો સુધી ધીમે ધીમે કચ્છગતિએ ચાલવાની જે ઇચ્છા છે, હાઈસ્કૂલની નીસરણી ગોકળગાય ગતિએ ચઢવાની જે ધીમી ચાલ છે એનું કારણ જાણે છે. નવીન અત્યંત એક લવાયો છે એનું રહસ્ય જાણે છે. એનું કારણ છે નવીનના પિતા, પિતા મથુરદાસ. એનું રહસ્ય છે નવીનનો મથુરદાસ સાથેનો સંબંધ.

'સ્વપ્નતીર્થ' એ પિતા-પુત્ર સંબંધની નવલકથા છે. 'સ્વપ્નતીર્થ'માં વસ્તુવિષય છે પિતાની શોધ અને શૈલીસ્વરૂપ છે સ્વપ્ન-દિવાસ્વપ્ન. નવલકથાના શીર્ષકમાં જ એનુ સૂચન છે. 'તીર્થ' એટલે પિતા. ભારતીય સંસ્કૃતિમા પિતા તીર્થ સ્વરૂપ ગણાય છે. નવીનને માટે ઠાકોર નામના તીર્થની યાત્રા જાગૃતિમાં શક્ય છે. પણ પિતારૂપી તીર્થની યાત્રા તો સ્વપ્નમાં જ શક્ય છે. નવલકથાનું શીર્ષક 'સ્વપ્નતીર્થ' સાર્થ છે. અને નવલકથામા પ્રત્યેકનું સ્વતંત્ર અસ્તિત્વ છે છતાં આ બન્ને તીર્થ અંતે એકરૂપ થાય છે જાગૃતિનું સ્વપ્નમાં અને સ્વપ્નનું જાગૃતિમાં સતત પરિવર્તન થાય છે. જાગૃતિ અને સ્વપ્ન એકમેકમા સતત સરી જાય છે. જાગૃતિ અને સ્વપ્ન વચ્ચેની સીમાનો સતત લોપ થાય છે. ક્ષણે ક્ષણે આ જાગૃતિ હશે કે સ્વપ્ન હશે એવો પ્રશ્ન પૂછવાનું અનિવાર્ય થાય છે. શૈલીસ્વરૂપમાં એટલે પારા જેવી સરલ-તરત પ્રવાહિતા છે. એથી જ 'સ્વપ્નતીર્થ' એ સ્વપ્ન અને જાગૃતિની સાંખ્ય ભૂમિની નવલકથા છે.

નવીને 'કાકા'નો એટલે કે પિતાનો ફોટો જ જોયો છે. હજુ ય એ ક્યાંક ગયા પછી પાછા આવ્યા જ નથી. નાનપણથી એના કાકા નાસી ગયાનુ, એણે સાંભળ્યું છે. પિતાનો ફોટો માના સીવણસંચા ઉપર રાત્રે વિધિવત્ મુકાય છે અને સવારે સંચાકામે ચઢતાં બારી પાસેની ખીંટી પર જતો રહે છે. (મા જેને ચાંલ્લો કરે છે એવો કાકાનો જુવાનીનો બીજો એક ફોટો પણ છે.) અને વેકેશન પડ્યું ત્યારથી તે રોજ કાકાની છબીને લૂછીને ચોખ્ખી રાખવા માંડ્યો છે. પદયાત્રામાં પાંચમા દિવસની રાતે બાર વાગ્યા પછી 'માતાજી'ને નામે પ્રસિદ્ધ એવાં એક બહેનને આંબાવાડીમાં કોઈ કાળા રંગની અજાણી વ્યક્તિનું દર્શન થાય છે એટલું જ નહીં પણ છઠ્ઠા દિવસે નવીનને પણ એવી જ કોઈ પાકા કાળા રંગની અજાણી વ્યક્તિનું મિલન પણ થાય છે. એટલે કે નવીને પિતાને જોયા જ નથી. એને પિતાની આકૃતિ-મુખાકૃતિનું સ્મરણ સુધ્ધાં ન થાય એટલી એની નાની વયે એના પિતાએ ગૃહત્યાગ કર્યો છે અને એ હજુ ક્યાંક વિદ્યમાન હોય અને તો ક્યારેક પાછા પણ આવે એવું એમાં સૂચન છે.

નવીન એક દિવસ શાળાના વયોવૃદ્ધ હેડમાસ્તરનુ અવસાન થયુ ત્યારે એકાએક બપોરે ઘેર આવે છે. ઘરનું બારણું બંધ હોય છે. ઓરડામાથી હરફરનો અથવા કપડાંના સળવળાટથી થતો અવાજ આવે છે. એકાદ મિનિટમાં બારણું ખૂલે છે. અને નવીન ઘરમાં મા અને વિનાયકકાકાને સાથે જુવે છે. એ જ સાંજે એનો મિત્ર રમણ, એક વાઘરણ એના ધણીને મારી બીજા કોઈક જોડે નાસી જતી હતી અને પોલીસના કૂતરાએ એને ઘરેણાં સાથે પકડી હતી એવી એક ખૂન વિશેની વાત નવીનને કહે છે પછી નવીન એ વાઘરણ સ્ત્રી વિશેની કલ્પનાનું ચિત્ર આંકવાનો જેટલી વાર પ્રયત્ન કરે છે એટલી વાર વાઘરણને સ્થાને કોઈક પરિચિત સ્ત્રીનો ચહેરો-મહોરો જુવે છે. નવીન સમક્ષ મા એક વાર ધનશ્યામજી મહારાજનાં વખાણ કરે છે. ધનશ્યામજી મહારાજના સત્સંગ મંડળ અને પદયાત્રા સંઘના અગ્રણી કાર્યકર્તા સંઘવી ભાલુભાઈ પણ માને ઓળખતા હોય છે નવીન એક સ્વપ્નમાં પોતાને ઘોડિયામાં સૂતેલો જુવે છે. પછી ઘોડિયામાથી પહેલી વાર બેઠો થઈને જુવે છે તો માની સાથે કાકા છે. પછી બીજી વાર બેઠો થઈને જુવે છે તો કાકાવાળા ફોટામાં વિનાયકકાકાનો હસતો સંકેત કરતો ચહેરો જુવે છે. પછી ત્રીજી વાર બેઠો થઈને જુવે છે તો ફોટામાં કાકા નહીં,

વિનાયકકાકા નહીં, પણ સાક્ષાત ધનશ્યામજી મહારાજને જુવે છે અને પછી અસલી શૃંગારમાં ધનશ્યામજી મહારાજના અંકમાં માથું મૂકીને સૂતેલી માતે જુવે છે. નવીન એક દિવાસ્વપ્નમાં રીંછ જુવે છે. એ એના પરિવારનું પ્રેત છે. પછી પદયાત્રામાં ચોથા દિવસની રાતે એક સ્વપ્નમાં રીંછનું બચ્ચું જુવે છે અને એની આંખ પર કાકાનાં ચક્રમાં જુવે છે. એ એના પિતાનું પ્રેત છે. એ રીંછના બચ્ચાને પૂછે છે, 'તમે પ્રેત થયા છો ?' ત્યારે રીંછનું બચ્ચું એને ઉત્તર આપે છે, 'હા અને ના. પૂછ તારી માને, પૂછ મિત્ર વિનાયકને...' નવીન જાગૃતિમાં તથા અનેક દિવાસ્વપ્નો અને સ્વપ્નોમાં વારંવાર લાલ રંગ, લોહી, ખોપરી અને ખીલા, પીન, ખડગ, તલવાર જેવાં નાનાંમોટાં શસ્ત્રો જુવે છે. નવીન એક વાર નિશાળેથી ઘેર જતો હોય છે ત્યારે વર્ગમાં જે અનુભવ થયો છે એના અનુસંધાનમાં શબ્દોની રમત કરે છે. એમાં પણ એ ખોપરી, રાતોમાતો, મા, વિનાયક, સાલો નાલાયક, સહાયક ધનશ્યામ શબ્દો દ્વારા રમત કરે છે. આ સૌમાં માતાને વિનાયકકાકા અને ધનશ્યામજી મહારાજ સાથે સંબંધ હોય અને એમણે પિતાની હત્યા કરી હોય અને પિતા પ્રેત થયા હોય એવું સૂચન છે.

નવીન પિતા મથુરદાસને 'કાકા' કહે છે. ધનશ્યામજી મહારાજ સત્યકામ જાબાલિનું આખ્યાન કરે છે. એનું નવીન શ્રવણ કરે છે. એમાં ગુરુ બાલકને પૂછે છે, 'તને તારા જન્મદાતા જનકનું નામ યાદ નથી ?' અને પછી કહે છે, 'જા તારી જનેતાને પૂછી આવ.' ત્યારે નવીન 'મથુરદાસ...' એમ બબડે છે અને એને જિસસ ક્રાઈસ્ટ સાંભરે છે. નિશાળમાં સાહેબ નવીનને બારીની પવનઆંકડી ચઢાવવાનું કહે છે ત્યારે નવીન કહે છે, 'સાહેબ, આંકડી જ નથી.' સાહેબ કહે છે, 'તારા બાપનું કપાળ નથી. ભાળ તો ખરો.' ત્યારે પણ નવીન 'મારે તો બાપ જ નથી' એમ બબડે છે. નવીન, આગળ જોયું તેમ, પદયાત્રામાં ત્રીજા દિવસની રાતે એક સ્વપ્નમાં જુવે છે કે પોતે છાપું વાંચે છે. એમાં એક ફોટો જુવે છે. એની નીચે જાહેરખબરના લખાણમાં નવીન વિનાયક શાહ નામનો ઉલ્લેખ છે. નવીનને આશ્ચર્ય થાય છે, 'આ નવીન નંબર બે હશે ? એના બાપનું નામ વિનાયક ક્યાંથી ? વિનાયકકાકાને તો છોકરો જ નથી. પછી... કે આ નવીન નંબર ત્રણ!' નવીન પદયાત્રામાં પાંચમા દિવસની રાતે એક સ્વપ્નમાં જુવે છે કે ટિકિટ તપાસનાર તરીકે કાકા એને ટ્રેનમાંથી ઉતારી મૂકે છે અને અનેક રંગની ધજાઓવાળો દંડ એના હાથમાં પકડાવી દે છે. એ સાથે એ પ્લેટફૉર્મ પર ઊતરે છે ત્યારે અસંખ્ય વૈષ્ણવો એને 'ધનશ્યામજીકી જય'ના જયજયકાર સાથે હારતોરા કરે છે. આ સૌમાં પોતાના જન્મ પૂર્વે માતાને વિનાયકકાકા અને ધનશ્યામજી મહારાજ સાથે સંબંધ હોય અને પોતે વિનાયકકાકા અથવા ધનશ્યામજી મહારાજનો અનૌરસ પુત્ર હોય—મથુરદાસનો પુત્ર ન હોય—અને તો પોતાના જન્મ પછી પિતાએ આત્મહત્યા કરી હોય—માતા, વિનાયકકાકા અને ધનશ્યામજી મહારાજે પિતાની હત્યા ન કરી હોય—અને પિતા પ્રેત થયા હોય એવું સૂચન છે.

આ સૂચનોને કારણે નવીનના ચિત્તમાં કેટલાક પ્રશ્નો અનિવાર્યપણે હોય : પિતાએ ગૃહત્યાગ કર્યો છે ? પિતા વિદ્યમાન છે ? કોઈએ પિતાની હત્યા કરી છે ? પિતાએ આત્મહત્યા કરી છે ? પિતા અવિદ્યમાન છે ? પિતા પ્રેતરૂપ છે ? પુરોકાલીન સાહિત્યમાં ઑરેસ્ટીસ, હેમ્લેટ આદિ પાત્રોના ચિત્તમાં આવા પ્રશ્નો હતા. પણ ઑરેસ્ટીસને દેવ ઍપોલોની સહાય હતી અને માતાની હત્યાના કાર્યમાં સમાધાન પ્રાપ્ત થયું હતું, હેમ્લેટને પણ સ્વગતોક્તિઓમાં પોતાની બુદ્ધિની સહાય હતી અને કાકાની હત્યાના કાર્યમાં સમાધાન પ્રાપ્ત થયું હતું. પદયાત્રાને અંતે કોઈ પાકા કાળા રંગની અજાણી વ્યક્તિ નવીનને વિનાયકકાકાની જેમ સ્નેહથી શિખામણ આપે છે એમાં વિનાયકકાકા નવીનને શિખામણ આપી શકે

અને તે પણ સ્નેહથી એવો નવીનનો વિનાયકકાકા સાથેનો સંબંધ છે એવું સૂચન છે. વળી નવીન નિશાળેથી બપોરે એકાએક ઘેર આવે છે અને મા અને વિનાયકકાકાને સાથે જુવે છે ત્યારે વિનાયકકાકા સંચા પાસેની બીજી ખુરશી પર બેઠા છે અને સિગારેટ પીતા હોય છે અને સિગારેટની રાખ સીવવાના સંચા પર જ્યાં મા પિતાનો ફોટો રોજ રાતે વિધિવત્ મૂકે છે ત્યાં ખંખેરે છે એ નવીનને ગમતું નથી. એમાં નવીનને માત્ર વિનાયકકાકાની સિગારેટ પીવાની શૈલી પ્રત્યે અણગમો છે, એથી વિશેષ—વિનાયકકાકા પ્રત્યે—અણગમો નથી એવું સૂચન છે. નવીન રોજ રાતે ધનશ્યામજી મહારાજનું આખ્યાન સાંભળે છે. એમની જન્મજયંતીએ એમને ગુલાબનો હાર પહેરાવે છે. એક નોટ ખાસ ખરીદે છે અને એમાં એમનો રંગીન ફોટો ચોટાડે છે નીચે સંતમહિમા વિશે લખાણ પણ લખે છે. નવીન વાળ પણ એમની રીતે ઓળે છે એની નોંધયાત્રા વિશે એઓ જે સૂચનો કરે છે એની પણ એ નોંધ કરે છે. આ સૌમાં નવીનમાં વિનાયકકાકા અને ધનશ્યામજી મહારાજ પ્રત્યે મુગ્ધતા અને અહોભાવ છે એવું સૂચન છે. પિતા વિનાના કિશોરના જીવનમાં પિતાનું સ્થાન એમણે પ્રાપ્ત કર્યું છે. નવીનની પિતાની શોધમાં એઓ પિતૃમૂર્તિઓ છે. તો ઊલટાનું નવીન પદયાત્રામાં પાંચમા દિવસની રાતે સ્વપ્ન જુવે છે એમાં અરણ્યમાં શિવાલયમાં અંધકારમાં નવીન અને કોઈ કાળા રંગની અજાણી વ્યક્તિ એકમેકને ભેટવા ચાહે છે એમાં જ ડાળમાં લટકતી તલવાર એ વ્યક્તિને હાથોહાથ આપવા જતાં અંધકારમાં ગફલતથી ખડગ ક્યાંક પેસી જાય છે અને ચિચિયારી તથા ગર્જનાની વચ્ચે વીજળીમાં જુવે છે તો રીંછના મહોરાવાળું માણસ લોહીના ઝાંખરામાં પડયું છે અને શિવલિંગની આસપાસ વેદી–યોનિ પાસે પિત્તળની દાદીનાં ફૂટેલાં ચશમાં પડયાં છે એમાં નવીન ઇડિપસની જેમ—જો કે અલબત્ત સ્વપ્નમાં—પિતાની હત્યા કરે છે એવું સૂચન છે. નવીન નાનો હતો ત્યારે એણે એક વાર, અને માત્ર એક વાર, માતાને પ્રશ્ન પૂછયો હતો, 'દેખાડ મારા કાકા ક્યાં છે! ક્યારે આવશે?' નવીન વાઘરણને સ્થાને કોઈ પરિચિત સ્ત્રીનો–એટલે કે માતાનો સ્તો–ચહેરો-મહોરો જુવે છે. પછી એક ગરોળી પર પથ્થર ફેંકે છે, ગરોળી ભાગે છે અને એની પૂંછડી છૂટી થઈ નીચે પડે છે. બસ આટલું જ. નવીનને માટે આથી વિશેષ કોઈ સંવાદ કે કાર્ય શક્ય નથી. શક્ય છે પદયાત્રા, તીર્થયાત્રા અને સ્વપ્નો, દિવાસ્વપ્નો.

નવીન દિવાસ્વપ્નમાં જે રીંછ જુવે છે તે એના પરિવારનું પ્રેત છે–એટલે કે પિતાના પિતૃઓ–પૂર્વજોમાંથી કોઈ પૂર્વ જ પ્રેત થયા છે–અને એના હાથમાં એક લાંબો દંડ હોય છે અને એની પર રંગબેરંગી રેશમી ધજાઓ હોય છે. પછી એ પદયાત્રામાં ચોથા દિવસની રાતે સ્વપ્નમાં જે રીંછનું બચ્ચું જુવે છે એની આંખ પર કાકાનાં ચશમાં હોય છે એથી એ કાકાનું પ્રેત છે. એ નવીનને પૂછે છે, 'તું સદ્‌ગતિ કરીશ?' એમાં જો કોઈએ પિતાની હત્યા કરી હોય અથવા પિતાએ આત્મહત્યા કરી હોય અને પિતા સદ્‌ગત હોય અને પ્રેતરૂપ હોય તો તીર્થસ્થાન પર ધજા ચડાવવાથી પિતાની તથા પેલા પૂર્વજની સદ્‌ગતિ થાય એવું સૂચન છે અને જો પિતાએ ગૃહત્યાગ કર્યો હોય અને પિતા વિદ્યમાન હોય તો ભારતમાં સામાન્ય પણે ગૃહત્યાગ કર્યા પછી તે વ્યક્તિ તીર્થસ્થાનમાં આશ્રમ પ્રાપ્ત કરે છે અને ત્યાં વસે છે તો તીર્થસ્થાનમાં કદાચ પિતા પ્રાપ્ત થાય એથી નવીન તીર્થયાત્રા કરે છે. પણ કિશોર છે, એકલો તીર્થયાત્રા ન કરી શકે, એથી સંઘમાં પદયાત્રા કરે છે

પિતાએ પણ દ્વારિકાની તીર્થયાત્રા કરી હતી, પોતે પણ પૂર્વે ઠાકોરની પદયાત્રાનીઅનેક વાર ઇચ્છા કરી હતી, પણ ત્યારે અભ્યાસકાળ હતો, સમય અનુકૂળ ન હતો. એથી સ્થળાન્તર કરવાની ઇચ્છા એની ડાયરીમાં અનેક લખાણો, પત્રો, વાર્તાલાપો, પ્રવચનો આદિના ઉતારાઓમાં પુનરાવર્તન પામતી હતી. અલબત્ત, એમાં પ્રેરણા, આનંદ, નવા વિચારો,

અન્ય લાભોનો, હેતુઓનો ઉલ્લેખ હતો. પદયાત્રામાં બીજા દિવસને અંતે ખેડૂત વીહાજી ઘનશ્યામજી મહારાજને જે વાત કહે છે તે નવીન પણ સાંભળે છે કે તેતર બોલવાનું ભૂલી ન જાય માટે બોલે છે. પરભુજી મોરલી વગાડવાનું ભૂલી ન જાય માટે મોરલી વગાડે છે. એમાં નવીન ચાલવાનું ભૂલી ન જાય માટે ચાલે છે, એવું સૂચન છે. એને અન્ય ઇચ્છાઓ તો છે જ નહીં—એને રુવાંટી નથી. રુવાંટીનો અભાવ એ ઇચ્છાઓના અભાવનું પ્રતીક છે. એને માઈલો સુધી ધીમે ધીમે કચ્છપગતિએ ચાલવાની એક માત્ર ઇચ્છા છે એથી તો એનું નામ 'નવીન ચાલુ', 'નવીન ધીમો' પડયું છે. નવીન હવે પરીક્ષામાંથી નિવૃત્ત છે. ઉનાળાની લાંબી રજાઓ છે. હોળીના દિવસોમાં ઠાકોરની પદયાત્રાએ જવાની એને ઇચ્છા છે. એ ઠાકોર જતા સંઘોની તપાસ કરે છે. તપાસમાં ફાગણ સુદ આઠમનો દિવસ પસાર થાય છે, નોમના દિવસે સવારે – નવલકથાને આરંભે – એક વાણિયો છાપું વાંચતો હોય છે. ઓચિંતો પવન વાય છે છાપું ઊડે છે. એમ છાપું કંઈ જવા દેવાય? પસ્તીમાં વેચી શકાય! વાણિયો છે ને? ને તેય પાછો અમદાવાદી! ધોતિયું ઝાલી છાપા પાછળ પોળના ઝાંપા બહાર દોડે છે. ત્યાં 'હું' એટલે કે નવીન પણ માત્ર ગમ્મત જોવા—રજાઓ છે ને! — એની પાછળ દોડે વાંચતો હોય છે. ઓચિંતો પવન વાય છે. છાપું છે. ત્યાં બે જણ દીવાલ પર કાગળિયું ચોંટાડતા હોય છે, તે નવીન જુવેવાંચે છેઃ પદયાત્રા સંઘ. આમ, ઓચિંતો પવન વાય છે ને નવીન પદયાત્રાએ જાય છે. વળી વીસેક પાનાં પછી આ કાગળિયાનો પુનશ્ચ ઉલ્લેખ થાય છે, ત્યારે અંતરાલે જાગૃતિમાં અને દિવાસ્વપ્નોમાં જે અનુભવ થાય છે તે દ્વારા પિતા વિશે, પિતાના ગૃહત્યાગ વિશે, માતા વિશે, માતાના વિનાયકકાકા અને ઘનશ્યામજી મહારાજ સાથેના સંબંધ વિશે, કદાચ એમણે પિતાની હત્યા કરી હોય એ વિશેની સભાનતાની ભૂમિકા સાથે પદયાત્રાએ જાય છે. અલબત્ત, પછી તો તપાસમાં જાણે છે કે આ ઘનશ્યામજી મહારાજના સત્સંગ મંડળનો જ ઠાકોરની તીર્થયાત્રાનો પદયાત્રા સંઘ છે, એના સંઘવી ભાલુભાઈ જ છે. સંઘના અગિયાર રૂપિયા ભરે છે. પરિણામે ફાગણ સુદ અગિયારશ ને ગુરુવાર તારીખ ૨૨મીએ પદયાત્રાનો આરંભ કરે છે. ફાગણ વદ બીજ (એક તિથિનો ક્ષય હશે.) ને મંગળવાર તારીખ ૨૭મી સુધીની કુલ ૭ દિવસની આ તીર્થયાત્રા–પદયાત્રા છે.

પણ પદયાત્રાને અંતે છઠ્ઠા દિવસે નવીન (પદયાત્રામાં પહેલા દિવસની રાતે સ્વપ્નમાં સીવવાના સંચાના પાવલા પર પિતાના બે પગ જુવે છે એના સ્મરણ સાથે સ્તો) રણછોડરાયનો ચરણ–સ્પર્શ કરે છે ત્યારે પ્રભુચરણ સંચાના લોખંડ જેટલા ઠંડા હેમ હોય છે એમાં અંતે પરમેશ્વર જાણે કે નવીનનો અસ્વીકાર કરે છે એવું સૂચન છે.

આગળ જોયું તેમ, પદયાત્રામાં પાંચમા દિવસની રાતે બાર વાગ્યા પછી 'માતાજી'ને નામે પ્રસિદ્ધ એવાં એક બહેનને કોઈ કાળા રંગની અજાણી વ્યક્તિનું દર્શન થાય છે. ચરણમાં જો એ બહેન આળોટી પડયાં હોત અને એમને ઓળખી ગયાં હોત તો ઉદ્ધાર થયો હોત એમ સૌ યાત્રિકોનું માનવું છે છતાં નવીન એ વિશે કાંઈ કહેતાં કાંઈ કહી શકતો નથી. વળી છઠ્ઠા દિવસે નવીનને પણ 'માતાજી'ને જેમનું દર્શન થયું હતું એવી જ કોઈ પાકા કાળા રંગની અજાણી વ્યક્તિનું મિલન થાય છે એટલું જ નહીં પણ એમના આગ્રહથી નવીન મહાપ્રભુજીની બેઠકનાં દર્શન કરવા એમની સાથે જાય છે અને ત્યાં એમના ખમીસ પર કેસૂડાંનો રંગ છંટાય છે ત્યારે એ નવીનને કાળા કાળા કૃષ્ણજી હોય એવું લાગે છે. પછી એમના સૂચનથી નવીન ગોમતીમાં સ્નાન કરે છે ત્યારે સ્નાન દરમ્યાન જ એ વ્યક્તિ અદશ્ય થાય છે એમાં નવીને જો આ પદયાત્રા જાગૃતિમાં કરી હોય તો અંતે એને પિતાની પ્રાપ્તિ થતી નથી એવું સૂચન છે.

છે. એનું માત્ર શોષણ જ કરે છે. આમ આપણા નવલકથાકારે જાણે કે નવલકથાનાં અધઝાઝેરાં પાનાંમાં ઘટના, કાલાનુક્રમ, કાર્યકારણસંબંધ સહિતની આ ડાયરીને પડછે પરંપરાગત નવલકથાનો ઉપહાસ કર્યો છે, પરંપરાગત નવલકથાની પ્રતિકૃતિ દ્વારા પ્રતિ–નવલકથાનું સર્જન કર્યું છે, અને શૌર્ય, સાહસ અને વીરતારહિત આ નાયકને પડછે પ્રતિ–નાયકનું સર્જન કર્યું છે.

આ નવલકથામાં જાગૃતિમા અને ડાયરીમાં જે વસ્તુવિષય અને શૈલીસ્વરૂપ, લય અને ભાષા છે તથા દિવાસ્વપ્નો અને સ્વપ્નોમાં જે વસ્તુવિષય અને શૈલી-સ્વરૂપ, લય અને ભાષા છે એ બેની વચ્ચે સંપૂર્ણ વિરોધ છે. દિવાસ્વપ્નો અને સ્વપ્નોમાં જે પાત્રો, સ્થળો, પ્રસંગો, પરિસ્થિતિઓ છે તે સંદર્ભોને કારણે ભિન્ન ભિન્ન છે છતાં પ્રતીકોને કારણે અભિન્ન છે. ઉદાહરણરૂપે 'હું', 'એ', નવીન નંબર એક, નવીન નંબર બે, નવીન નંબર ત્રણ અથવા રુંવાટી અને કાળો રંગ – આ બે પ્રતીકોને કારણે રીંછ, મથુરદાસ અને રણછોડરાય – એટલે કે પશુ, પ્રેત, પિતા, મનુષ્ય અને પરમેશ્વર, આ અર્થમાં પણ એમાં પારા જેવી તરલતરલ પ્રવાહિતા છે. એમાં ઘટના, કાલાનુક્રમ, કાર્યકારણસંબંધ નથી, એમાં અનેક પ્રતીકો છે : પર્વત, સમુદ્ર, મહાલય, અરણ્ય, શિવાલય, શિવલિંગ–યોનિ જેવાં સ્થળો; કૂતરો, રીંછ, રીંછનું બચ્ચું, ગરોળી, ઉંદર, તેતર, ચામાચીડિયું, માછલાં, કાચબો જેવા પશુ-પંખીઓ; લોહી, રુંવાટી, ધજા, દંડ, ફેટો, અરીસો, છત્ર, સંચો, ઘરેણાં, સાડી, પાન, ફૂલ, લાકડી, ખુરશી, કાંસકો, ઘોડિયું જેવા પદાર્થો; ખીલા, પીન, ખડ્ગ, તલવાર જેવાં નાનાંમોટાં શસ્ત્રો, લાલ, રાતો, કાળો, પીળો, ભૂખરો જેવા રંગો. વળી દિવાસ્વપ્નો અને સ્વપ્નોમાં જે કંઈ વાણીથી પર છે, શબ્દરૂપ પ્રતીકોથી પણ પર છે, અનિર્વચનીય છે એને માટે સિનેમેટોગ્રાફીના ફેઈડ ઈન, ફેઈડ આઉટ તથા (કોલાજ અને) મોન્ટાજ આદિ આયોજનોમાં હોય છે એવાં ... પ્રતીકો છે : અનેક ટપકાં, અનેક લીટીઓ, ચાર કોરી જગાઓ, આઠ ચિત્રો. આ સૌ પ્રતીકોનું ભિન્ન ભિન્ન ભાવકો, અહીં એક ભાવકે કર્યું છે તેમ, પોતપોતાનું ભિન્ન ભિન્ન અર્થઘટન કરશે. એ આ નવલકથાનું હંમેશનું અખૂટ અને અમોઘ આકર્ષણ હશે આ નવલકથામાં નાયક કિશોર છે અને અનાથ છે માટે જ નહીં પણ એમાં મૃત્યુ, પ્રેત આદિ ભયાનકતા (ધ મેકેબર) છે એ કારણે આ ડિકીન્સની પરંપરાની નવલકથા છે. તો એમાં શબ્દાતીત પ્રતીકોની ચિત્રવિચિત્રતા (ધ એકસેન્ટ્રિક) છે એ કારણે આ સ્ટર્નની પરંપરાની નવલકથા છે પણ એમાં દિવાસ્વપ્નો, સ્વપ્નો અને પ્રતીકો છે એ કારણે આ બન્ને પરંપરાઓમાં આ પરંપરાગત નવલકથા નથી, પ્રયોગશીલ નવલકથા છે, આધુનિક નવલકથા છે. દિવાસ્વપ્નો અને સ્વપ્નોમાં જે ગતિ છે તે વર્તુલાકાર છે. એમાં પુનરાવર્તન છે. પણ ભિન્ન ભિન્ન સંદર્ભો અને પ્રતિકોને કારણે એમાં પરિવર્તન પણ છે. એથી એમાં સંઘર્ષ નથી, પરાકાષ્ઠા નથી. આ સ્વપ્નો-પનિષદમા અંતે ઓમ્ શાંતિ: શાંતિ: શાંતિ: નથી, પણ પુનશ્ચ હરિ ઓમ્ છે. એના આરંભમાં એનો અંત છે અને એના અંતમા એનો આરંભ છે. સમગ્ર નવલકથામાં અનંત શાશ્વત રહસ્યમયતા છે. નવલકથાને આરંભે જ દિવાસ્વપ્નમાં 'પહેલી વાર અહીં આવ્યો છતાં મને ઘણી ખબર અગાઉથી હતી.'—'હું' એટલે કે નવીન મહાલયની અગાસી પર ઓરડી તરફ મહેમાનને એટલે કે પિતાના પ્રેતને ઇશારો કરે છે ત્યારે એનો આ ઉદ્ગાર આ રહસ્યમયતાને નવલકથાના પ્રારંભ પૂર્વેની કોઈ રહસ્યમયતાનું વિરલ વિશિષ્ટ એવું એક વિશેષ પરિમાણ અર્પે છે. નવલકથાને આરંભે 'શબનિકાલની સમસ્યા'નું નિવેદન અને ત્યાર પછી અંત લગી પદયાત્રાની ડાયરી છે. આમ, નવલકથામાં સાદ્યંત ધાર્મિકતા છે. પદયાત્રામાં ચોથા દિવસની રાતે સ્વપ્નમાં 'તું સદ્ગતિ કરીશ?' — નવીન રીંછનું બચ્ચું એ પિતાનું પ્રેત છે એવી પ્રતીતિ કરે છે ત્યારે પિતાના

જેમ, આ ધાર્મિકતાને સ્વપ્નની ધાર્મિકતાનું એવું જ એક વિશેષ પરિમાણ અર્થે છે. આપણા નવલકથાકારે સ્વપ્નનું કાવ્યશાસ્ત્ર જ નહીં, સ્વપ્નનું ધર્મશાસ્ત્ર રચવાનું પણ આહ્વાન કર્યું છે.

રાધેશ્યામની પ્રથમ નવલકથા, 'સ્વપ્નતીર્થ'ની પુરોગામી નવલકથા 'ફેરો' અને 'સ્વપ્નતીર્થ'ની સરખામણી અનિવાર્ય છે. એ દ્વારા, એના સામ્ય-અસામ્ય દ્વારા રાધેશ્યામની નવલકથા-કલામાં પરિવર્તનનો અને રાધેશ્યામની સર્જકતામાં પ્રગતિનો ક્યાસ કાઢી શકાય છે. 'ફેરો'માં પિતા કેન્દ્રમાં છે. માતા-પિતા વચ્ચે સહજ આત્મીય પ્રેમસંબંધ નથી. પુત્ર-લૈ-મૂંગો છે. પુત્ર અંતે અદૃશ્ય થાય છે. એમાં પુત્રને કારણે તીર્થયાત્રા છે, એ ટ્રેઈનયાત્રા છે, કુટુંબયાત્રા છે. એની ગતિ રેખાકાર છે. ઉત્તરાર્ધમાં એનું વાસ્તવિક અને ગદ્યાળુ કથનવર્ણન છે, પણ એ ગૌણ છે. પણ નવલકથાનાં અધઝાઝેરાં પાનાંમાં પૂર્વાર્ધમાં પિતાની જે મનોયાત્રા છે એ પ્રધાન છે. એની ગતિ વર્તુલાકાર છે. એમાં જાગૃતિ છે, સંપ્રજ્ઞતા છે, પ્રતીકો ગૌણ છે. કલ્પનો પ્રધાન છે. પાત્રો અનામી છે કારણ કે નવલકથામાં જે અર્થ અને અનુભવ છે એ વૈયક્તિક છે છતાં વૈશ્વિક છે. 'સ્વપ્નતીર્થ'માં પુત્ર કેન્દ્રમાં છે. નવલકથાને અંતે માતા પુત્રને 'લૈ' એવું સંબોધન કરે છે. માતા-પિતા વચ્ચે સહજ આત્મીય પ્રેમસંબંધ નથી. નવલકથાના આરંભ પૂર્વે જ, વર્ષો પૂર્વે, પુત્ર બહુ નાનો હતો ત્યારે જ ગૃહત્યાગ, હત્યા કે આત્મહત્યાને કારણે પિતા અદૃશ્ય થયા છે, કદાચ એમનું મૃત્યુ થયું છે અને તો એ પ્રેત થયા છે. એમાં પિતાને કારણે તીર્થયાત્રા છે. એ પદયાત્રા છે, સંઘયાત્રા છે. એની ગતિ રેખાકાર છે, નવલકથાનાં અધઝાઝેરાં પાનાંમાં એનું વાસ્તવિક અને ગદ્યાળુ દિવાસ્વપ્નો અને સ્વપ્નો છે એ પ્રધાન છે. એની ગતિ વર્તુલાકાર છે. એમાં અસંખ્ય પ્રતીકો છે. પાત્રો નામી છે છતાં પ્રતીકો–અને પુરાકલ્પન–ને કારણે નવલકથામાં જે અર્થ અને અનુભવ છે એ વૈયક્તિક છે છતાં વૈશ્વિક છે.

'સ્વપ્નતીર્થ' એની સંકલનાને કારણે સ્વપ્ન અને જાગૃતિની સાંધ્યભૂમિની નવલકથા છે. નવલકથામાં પદયાત્રા જો સ્વપ્ન હોય તો એમાં જેમ અરીસામાં અરીસો છે અને ડાયરીમાં ડાયરી છે, (અરીસાનો નવીન ડાયરી લખે છે એમાં નવીન પોતે ડાયરી લખે છે એવો પાંચ વાર ઉલ્લેખ છે.) તેમ સ્વપ્નમાં સ્વપ્ન છે. (નવીન પદયાત્રામાં પહેલા, ત્રીજા, ચોથા અને પાંચમા દિવસની રાતે એમ ચાર વાર સ્વપ્ન જુવે છે.) નવલકથામાં પદયાત્રા જો જાગૃતિ હોય તો એમાં એની જે રેખાકાર ગતિ છે તે સ્વપ્નની વર્તુલાકાર ગતિને કારણે સતત વંકાય છે અને એની ક્ષિતિજ પર એક આધુનિક પુરાકલ્પનું ઇન્દ્રધનુ અંકાય છે. અન્ય રૂપક દ્વારા કહેવું હોય તો નવલકથામાં જાગૃતિનો વાણો અને સ્વપ્નનો તાણો–એમ સુઘટ્ટ વણાટનું પોત વણાય છે અને એની પર એક આધુનિક પુરાકલ્પનનું ચિત્રણ થતું જણાય છે.

પિતા-પુત્રનો સંબંધ, પિતાની શોધ, પિતૃપ્રાપ્તિ, પિતાની સદ્ગતિ, પિતૃતર્પણ–પ્રાચીન અને અર્વાચીન વિશ્વસાહિત્યમાં આ એક મુખ્ય અને મહાન વિષય છે. 'સ્વપ્નતીર્થ'માં એનું આધુનિક પુરાકલ્પન છે. ગુજરાતી નવલકથામાં આ પુરાકલ્પનનું સર્જન અ-પૂર્વ છે. ગુજરાતી ભાષામાં રાધેશ્યામ દ્વારા અને અન્ય સર્જકો દ્વારા એનાં અનેક અનુજસર્જનો થજો અને એ દ્વારા ગુજરાતી નવલકથાનું ભાવિ ઉજ્જવલ હજો !

[તાજેતરમાં પ્રગટ થયેલ શ્રી રાધેશ્યામ શર્માની નવી નવલકથા 'સ્વપ્નતીર્થ'નો આમુખ]

શોક અને સર્જન વચ્ચેનો સબંધ સનાતન છે ક્રૌચ પક્ષીના વધથી વાલ્મીકિને થયેલ શોક શ્લોકત્વને પામ્યો અને રામાયણની રચના થઈ પોતાની આખ સામે અત્યત તેજસ્વી, મમતાભરી કોડભરી પુત્રીને અસાધ્ય રોગનો ભોગ બનતી અને છેવટે મૃત્યુ પામતી જોવી એની વેદના માતા માટે તો કેટલી વસમી હોય ! 'મૃત્યુ મરી ગયુ'નુ સર્જન આવી વસમી વેદનામાથી થયુ છે

બાર વર્ષે એસ એલ ઈ જેવા રોગમા સપડાતી નીતા, તેની નાની બ્હેન અલ્પા, માતા ('બેબિન') અને પિતા રમેશ એ ચાર આ કથનીના મુખ્ય પાત્રો છે ના, ચાર જ નહી, એક પાચમુ પાત્ર પણ છે, જેનો પ્રત્યક્ષ પ્રવેશ થાય છે માત્ર છેલ્લા પ્રકરણમા, પણ જેની હાજરી આખી કથની દરમ્યાન સતત અનુભવાય છે એ પાચમુ પાત્ર તે મૃત્યુ

પોતાના નિકટના સ્વજનના મૃત્યુની કથની કહેવાની હોય ત્યારે મન અને કલમ વધુ પડતા લાગણીશીલ બની બેસે, સયમ ઓસરી જાય એવુ બને અને એવુ બને તો જે નીપજે તે લખાણ હોય, સર્જન નહી પણ આ પુસ્તકમા લેખિકા મન અને કલમને સયમમા રાખી શક્યા છે અને એટલે જ અહી સર્જનનો સાક્ષાત્કાર થાય છે આખા પુસ્તકમા ઠેર ઠેર માતૃહૃદયના દબાયેલા ડૂસકા છે, પણ ક્યાય 'હાય હાય' કાગારોળ, 'અરે, અરે' નથી તેમ નથી ગમે તે રીતે તાણીતૂસીને આણેલા ચિતન ફિલસૂફી, સમાધાન, અને 'ભગવાન'માની શ્રદ્ધા

પુત્રી નીતાની માદગીના પાચેક વર્ષની કથની અહી એવી રીતે કહેવાઈ છે કે વાચનારની પાપણ અનારનવાર પલળ્યા વગર રહે નહી અને છતા આ કથની વાચતા મૃત્યુના નહી પણ જીવનના જયની કથની વાચતા હોઈએ એવુ લાગે છે કથનીમા વાર વાર તારીખ-વાર-સમયના ઉલ્લેખો, દાક્તરી સારવારની ઝીણી વિગતો વગેરે આવે છે તે પહેલી નજરે કોઈને બાધક લાગે પણ હકીકતમા લાગણીના પ્રવાહનો વેગ વધુ પડતો વધી ન જાય તે માટે 'સ્પીડ બ્રેકર્સ'નુ કામ આ બધી સામગ્રી કરે છે પરિણામે તન્મયતા અને તટસ્થતા વચ્ચેનુ ઉચિત સતુલન સધાય છે

જીવનેણ માદગીના પોતાના કે પોતાના કુટુબીજનના અનુભવને આધારે લખાયેલી આવી કથનીઓ પશ્ચિમના સાહિત્યમા તો ઘણી મળે છે પણ ગુજરાતીમા આ પ્રકારનુ લેખન ઝાઝુ થયુ નથી શ્રીમતી શેઠનુ આ પુસ્તક આ દિશાનો એક પ્રશસ્ય આરભ છે

નકરુ સવેદન પણ અહી આસ્વાદ્ય કલારૂપ ધારણ કરે છે, કારણ, સ્વના અનુભવને સર્વમા સક્રાન્ત કરવામા લેખિકાને સફળતા મળી છે

---

મૃત્યુ મરી ગયુ । ઉષા શેઠ ૧ આવૃત્તિ સુ આર આર. શેઠ, ૧૯૭૯, ૧૮૮ પા (વિશાદ ગ્રથાવલિ પુસ્તક ૨૩૬) રૂ ૧૩ ૦૦

# વાસન્તિક વિષાદ

વિષ્ણુ પંડ્યા

"મીસા"માં" ધરપકડ ?

આ ફફડાટભર્યો પ્રશ્ન લગભગ બધે જ હતો. ગુજરાતમાં 'ખાસ્સું' મોડું મીસાપુર આવ્યું હતું. પણ બીજા પ્રદેશોમાં આ કાયદા હેઠળ જેમને લઈ જવાયાં હતાં તેમના પર શું વીતતું હતું જેલમાં, તેની વિગતો ધીમે ધીમે ભૂગર્ભ પત્રિકાઓ દ્વારા લોકો સુધી પહોંચતી હતી. તેમતેમ ભયનો વિસ્તાર થયે જતો હતો, 'જે જાય જાવે, તે પાછો ન આવે.' કહેવતને બીજા છેડા પર લાવીને કહેવાતું થયું હતું કે: 'મીસા'માં ? ન જાણે, હવે તેના પર શું વીતશે ? દેશની જેલોમાં જે લાખેક લોકો ધકેલાઈ ગયા હતા તેમાંના ઘણાં બીમારીના બિછાને હતા, 'કેટલાંક મરવાની ઘડીએ પહોંચતા ત્યારે જ બહાર ખબર પડતી. કુટુંબીજનો સુધી આવી જીવલેણ માંદગીના સમાચાર પહોંચાડવામાં પણ તંત્ર વધારે પડતું નિષ્ઠુર હતું. અને કેટલાક ઉચ્ચ કક્ષાના નેતાઓ જેલમાં માનસિક સ્થિરતા ગુમાવી બેઠાના સમાચારો ઓછા નહોતા. હરેકૃષ્ણ મહેતાબ વિશે એવું કહેવાતું હતું. જયપ્રકાશ ક્યાં, કેમ છે તેની અદાલતી લડાઈ ચાલી હતી. વાજપેયી સખત બીમાર હતા. મધ્યપ્રદેશના એક ભૈરવ ભારતી અને વારાણસીના લેખક–નાટ્યકાર ડૉ. સત્યવ્રત સિંહાનાં મૃત્યુની ખબર બહાર આવી ચૂકી હતી.

આ બધું પરિવાર અને પ્રજાને માટે ઘેરી ચિંતાનો અસબાબ સર્જતું. ગુજરાત પર ૧૩ માર્ચ, ૧૯૭૬ મીસાની વીજળી ત્રાટકી કે તરત એ ચિંતાને આકાર મળ્યો. કોણ ક્યાં લઈ જવાયા તેની ખબર ઘણાં દિવસો સુધી કુટુંબીજનોનેય નહોતી. જેલમાં શું ખવડાવતા હશે, કેમ રાખતા હશે, તેની ફિકરમાં અવિશ્વાસની સ્વાભાવિકતા હતી. મહિનાઓ પછી સાબરમતી જેલમાંથી બદલાઈને આવેલા એક અટકાયતીએ મને કહ્યું હતું: 'અરે, તમારા વિષે તો અમારે ત્યાં એમ કહેવાતું હતું કે તમને કોઈને જ મળવા દેતા નથી, એકલા રાખ્યા છે.' બીજી ચિંતા જેલમાં અપાતા ભોજનમાં કંઈક અશક્ત બનાવી મૂકે તેવાં દ્રવ્યો ભેળવાતાં હોવાની હતી. જરૂર આ અતિશયોક્તિ હતી. પ્રજામાનસ પર, પણ અંધારુ પછેડા જેવી લોકશાહી કેવી અસર કરતી હોય છે તેનું તે માનસદર્શન હતું. આથી જ બન્યું એવું કે ૧૩-૧૪ માર્ચે ગુજરાતની મોટા ભાગની જેલોની બહાર દુ:ચિંતાથી ઘેરાયેલા સ્વજનો, મિત્રો અને બીજાઓનો સમૂહ આવી ચડયો હતો. કોઈનેય ખબર નહોતી કે કોણ આવ્યું છે. પણ, જે હોય તેમાં કદાચ પોતાનાં પરિચિત હોય પણ ખરાં... એવી આશાથી.

છેવટે, એ જ રસ્તો હતો, પોતાના વર્તુળમાંથી પકડાયેલાનો પત્તો મેળવવાનો.

—અને સળિયાઓની વચ્ચે...

—એકાંતિક દિવસોની ભીડમાંથી કઈ રીતે નીકળી શકાય અને બહારની દુનિયા સાથે સંપર્ક કેમ થઈ શકે એ પ્રશ્ન તો પછીથી આવ્યો. પ્રારંભે તો હતી નરી સ્તબ્ધતા. નવો સંસાર કંઈક વિષમ અને વિચિત્ર હતો. બચપણમાં બાપુજી ઘણીવાર વાતો કરતા. તે સૌરાષ્ટ્રના એક નવાબી રાજ્ય માણાવદરમાં જેલર તરીકે રહેલા અને જેલની વાતો બાળમનને રુચતી નહીં તોયે સાંભળ્યા કરતો. એક જ વાત યાદ રહી ગઈ હતી: જેલ કોટડી સહન ન કરી શકેલા એક રીઢા ગુનેગારના આપઘાતની. જેલ નિયમમાં આપઘાત નિવારવાની કોઈ જોગવાઈ નથી. બે કેદીઓ ભેગા મળીને ભાગી ન જાય તેની દેખરેખ અને નિયમો જરૂર છે. એટલે અટકાયતીને જ્યારે

સજા થઈ હોય ત્યારે એક ઓરડીમાં બે અટકાયતીને એકીસાથે રાખવાની મનાઈ છે. એક રહી શકે, અને બેથી વધુ (સાબરમતી જેલમાં રાજકીય અટકાયતીઓ બસ્સોથી વધુ એકીસાથે રાખ્યા હતા, અને પછી ભીડભાડ થતાં તંબુઓ પણ ઊભા કરાયા હતા!) પણ રાખી શકાય, માત્ર બે જ નહીં! જેલ સુપ્રિન્ટેન્ડેન્ટ મને કહે: તમને વર્ગ 'અ' મળ્યો છે એટલે દિવસે એક વૉર્ડર અને રાતે એક બીજો કેદી કામ કરવા માટે રહેશે. વૉર્ડરનું કામ દેખરેખ રાખવાનું. ક્યાંક ભાગી ન જાય અટકાયતી, એટલું જ! અને કેદી સફાઈકામ કરી આપે, 'ભત્તું' લાવી આપે. પણ રાત્રે ઓરડીમાં ત્રણને રાખવાના એ નિયમને બદલે મેં કહ્યું કે હું એકલો જ રહીશ.

આ એકલતાનો આધાર હતાં પુસ્તકો. પણ હજુ તેને અડકી શક્યો નહોતો. સુપ્રિન્ટેન્ડેન્ટ જેલ મેન્યુઅલ તપાસી રહ્યા હતા, ક્લાસ 'અ'ને કેટીક કેટલીક સગવડો આપવી પડે, કહેતા હતા: છેલ્લાં દસ-બાર વર્ષથી કોઈ 'અ'માં આવ્યું જ નથી! મેં કહ્યું કે હવે ઘણાં આવશે તો કહે કે હું ના પાડી દઈશ. અહીં જગ્યા જ ક્યાં છે? નાહકનો ડરતો હતો આ માણસ. અમે બે શોરબકોર કરીએ તોયે દીવાલ બહાર સંભળાઈ શકે તેમ નહોતું. બહારથી મળવા આવવાની વાત તો છેક દૂરની હતી મળતા હતા તે અંદરના 'અસામાજિક' અટકાયતીઓ. તેઓ તો છેક ૧૯૭૫થી જ પકડાયેલા હતા. દારૂ, ગુંડાગીરી અને પાકિસ્તાન સાથેની જાસૂસી – આ ત્રણ મુખ્ય આરોપો હતા. પણ સૌથી વધુ દાણચોરો હતા. શરૂઆતમાં અમારી સાથે વાત કરવાની પણ મનાઈ હતી પણ એ પ્રતિબંધ બહુ ટક્યો નહીં. એક દિવસ જેલની અંદરની બીજી બાજુએ એક ખોડંગાતા પગવાળો આદમી ઊભો હતો. રેશમી લૂંગી અને કુરતો પહેરેલો. મેં વૉર્ડરને પૂછ્યું: 'કોણ છે?' કહે: 'શેઠ.' મેં કહ્યું: 'શેઠ?...' તો તેણે વિગત આપી: 'હા, શેઠ. સલાયાનો સૌથી મોટો દાણચોર. કસ્ટમવાળાઓ સાથેની ઝપાઝપીમાં ગોળી વાગતાં પગ ખોડંગાય છે. પણ છે દિલનો દિલાવર.' બીજા જ દિવસે વૉર્ડર એક થાળીમાં પાપડનું પૅકેટ લઈ આવ્યો: 'શેઠે મોકલાવ્યું છે. કહેતા હતા કે જેલનું ખાણું ખાઈ નહીં શકતા હોય. સાથે ઠીક રહેશે. આજે જ ઘરેથી બીબી મુલાકાતે આવ્યાં હતાં, લાવ્યાં છે.' પછીથી 'ટાઈમ્સ'માં એક અહેવાલ વાંચેલો, જેમાં આ માણસે સલાયામાં એશિયાનું શ્રેષ્ઠ ટાવર બાંધ્યુ છે તેનું બયાન હતું.

સાંજે વૉલીબૉલ રમવાની છૂટી ટાણે બધા મળતા. કચ્છના એક ઝુંઝાર ખલાસીએ ત્રણ ચાર અટકાયતીઓ સાથે પૂછ્યું: 'શું થશે હવે?' મેં આશ્વાસન આપ્યું: 'છૂટી જશો થોડા દિવસોમાં.' 'ગપ્પાં ન મારો, હવે તો ન જાણે કેટલા દિવસ અહીં રહેવું પડશે.' પેલાએ સટાક કરતું સુણાવી દીધું. તેની વાત સાચી હતી પણ સાચી વાત કહેવાનું આ સ્થાન નહોતું. સૌને આશ્વાસન જોઈતું હતું. તેણે કહી દીધું એય ઉકળાટમાં. પછીથી મિત્ર બની ગયો. આ કચ્છી માડુએ ઘણા ખેલ કર્યા હતા. જિન્દગીમાં સર્પનો પણ જાદુગર બન્યો! એક સાંજે અમારા નિવાસસ્થાનેથી મોટો સાપ નીકળ્યો તો કુનેહથી પકડીને સ્વર્ગે પહોંચાડી દીધો, અને વૉર્ડરને કહ્યું કે તેં માર્યો છે એમ કહેજે, એટલે તને સજામાંથી ત્રણ દિવસનો કાપ મળે. અમને 'મીસા'માં તો એ ક્યાં કાપ મૂકશે?

આ અપરિચિતોની મંડળી જામતી થઈ, છતાં હજુ દૂર ફંગોળાઈ ગયાનો બોજ અસ્તિત્વમાં હતો જ. નિયમ પ્રમાણે મળ્યાં હતાં ચાર પોસ્ટકાર્ડ. ચળાઈને જવાનાં હતાં, એટલે કોને શું લખવું! જેને લખીએ તેના પર પણ તરાપ આવશે તો? છેવટે સ્વજનોને લખ્યાં. અને એક પત્રમાં લખાઈ ગયું: એમ. એન. રોયે તેના સાત-વર્ષના નની

જેલના કારાવાસ દરમિયાન પહેલો પત્ર એલેનને લખ્યો હતો. તેમાં લખ્યું તે આજે હુયે દોહરાવું છું : હમણાંનું મારું કાયમી સરનામું આ જ છે...

—અને પહેલો પત્ર અઠવાડિયે મળ્યો. કેવો આનંદ થયો હતો ? મિત્ર ડૉ. વસંત પરીખનો વડનગરથી હતો. લખતા હતા કે ખબર પડી એટલે તરત અમદાવાદ દોડી આવ્યો. 'સાધના' પાસેથી પાછો વળી ગયો. રાજ્યપાલને મળ્યો હતો. એક આવેદનપત્ર આપ્યું છે કે 'આવી અટકાયતોથી રાજ્ય ટકી ન શકે.'

અને લખ્યું : મળવા આવવું છે, પણ લોહીની સગાઈ તો નથી. શું કરીશું ? તેમની વાત સાચી હતી. જેલના નિયમ પ્રમાણે તો સગાંવહાલાં અને નજીકનાં સગાંવહાલાંઓને મહિને ચાર મુલાકાતની છૂટ હતી. તેમાંયે નણંદ ભાભીને ન મળી શકે, દિયર ભોજાઈને ન મળી શકે એવું હોય ત્યાં મિત્રોને તો ક્યાંથી મળાય ? કૃષ્ણ કેદમાં પુરાયા હોત તો રાધા કે સુદામા કે અર્જુન તેને મળવા આવી શક્યાં ન હોત !

જો કે વસંતભાઈ મળવા આવે એ પહેલાં જ તે 'સમાનધર્મી' થઈ ગયાના સમાચાર પછીના દિવસોમાં મળ્યા. રાજ્યપાલને મળ્યા પછી તેમને પણ મીસા હેઠળ પકડી લેવાયા હતા એટલે મારેય તેમને પહેલો પ્રત્યુત્તર આપવાનો થયો તે એક જેલમાં જ !

કંઈક મોકળાશ મેળવવા મેં સુપ્રિન્ટેન્ડેન્ટને કહ્યું : અહીં બેસીને મારે પીએચ. ડી.નું કામ પૂરું કરવું છે. તમે બહારથી પુસ્તકોની વ્યવસ્થા કરાવી શકશો ? તેમણે મુલાકાત દરમિયાન મંગાવી લેવાની સલાહ આપી. બીજો પ્રશ્ન હતો : હું બહાર લેખો મોકલી શકું ? એમણે ના પાડી. કદાચ, કડક સૂચના હતી, જે પછીથી ક્યાંક ઓગળી જવાની હતી. ત્રીજો માર્ગ આપોઆપ ઊઘડ્યો હતો. એક ભોમભીતર ચિઠ્ઠીથી—'કંઈ પણ કામ જણાવજો.' અને પત્રવ્યવહારનો આરંભ થઈ ગયો હતો. જો કે પ્રયુક્તિમાં માની લીધી તેટલી કામયાબી ન મળી. એ પ્રકારની ટપાલો પણ તંત્રના જાસૂસીખાતાને જ પહોંચી હતી.

પ્રતિશબ્દવિહીન એ શરૂઆતના દિવસો.

અનિશ્ચિત ભાવિની આંગળીએ જ દોરાવાનું હતું એટલે મનની અવસ્થાને અજંપો અને ક્ષુબ્ધતાનું જ સખ્ય હતું.

અંદર પગ મૂક્યો તે ૧૪મી માર્ચ હતી, અને પછીના દિવસે જ હોળી વાસંતિક ઉત્સવનું પ્રભાત !

પહેલી જાણ વૉર્ડરે હાથમાં ખજૂર મૂકી ત્યારે થઈ. 'કેંટીન'માંથી લાવ્યો હતો તે. આ કેન્ટીન પણ જેલનો મહત્ત્વનો ભાગ છે. કેદીઓને ત્યાંથી સાબુ, ટૂથબ્રશ, પેસ્ટ, બીડી વગેરે મળે. અને તે કૂપનના આધારે. દરેક મીસા અટકાયતીને મહિને વીસ રૂપિયાનો ખર્ચ કરવાની મંજૂરી મળે. એ રકમ અટકાયતીની પોતાની જ. કેદીઓને તેની મહેનત, મીસ્ત્રીકામ, સફાઈ, માળીકામ વગેરેના રૂપથી ઉપ પૈસા મળે, તેનો ખર્ચ કરે.

...આ ઘટમાળ વચ્ચે વસંતે ચૂપચાપ પ્રવેશ કર્યો હતો, ને તેની પહેલી અનુભૂતિ જેલવાસના ત્રીજા દિવસના હસ્તાક્ષરોમાં આમ :

જીવન તો
આંહીં પણ છે,
ને વસન્તનો
ઋતુશૃંગાર
થોડાંક ફૂલોમાં
અનાયાસ
સાંજની વેળા
આવી ચડેલાં
દેવપંખીની પાંખોમાં.
પણ,
લદાયેલા
એકાન્તવાસને
કોઈ
આધાર નથી હોતો,
ન શબ્દોનો
ન દીવાલ પારના

